# પહેલી મંઝિલ.

ખુદાની મહેરબાનીથી અને તેના હબીબેપાકના વસીલાથી આજે આપણો કારવાં (કાફલો) પહેલી મંઝીલ તરફ પ્રયાણ કરવાને કટી બદ્ધ થયો છે. અને તે પણ એવા કટોકટીના સમયમાં કે જ્યારે બીજી દુનીયાંઓની જેમ સાહિત્યની દુનિયામાં પણ અંધાધુંધી વ્યાપી રહી છે!

એક તરફ 'સાહિત્ય', 'ગુજરાત', 'કૌમુદિ', કે 'વસંત' જેવાં ધરખમ માસિકો સમયના પ્રવાહમાં વિલિન થાય છે, અને જે માસિકો હયાત છે તે પણ ડગુમગુ ચાલી રહ્યાં છે; તેવા સમયે અમે કારવાંની કૂચ આરંભી રહ્યા છે તે પણ એક સાહસજ કહેવાય!

મુસ્લિમ-ગુજરાતમાં સાદિક બંધ થયા પછી ઉચ્ચ કોટીનું એક પણ માસિક રહ્યું નથી જેથી આ સાહસ કરવાને અમે પ્રેરાયા છીએ. ખુદા એને યશ આપે અને ગ્રાહકો ઉત્તેજન! માસિકનું ધ્યેય સાહિત્ય સેવાનુંજ હોઈ શકે. છતાં અમે કેવળ સાહિત્ય સેવાનાં ઢોલ પીટવા માગતા નથી. દેશસેવા, કૌમસેવા, સમાજ સેવા, એવાં એવાં સેવાનાં ક્ષેત્રોતો અનેક છે; પણ તે એકે તડાકે ખેડી નાખવાની ધૃષ્ટતા અમે કરી શકતા નથી!

અમારી નીતિ જોડવાની છે તોડવાની નથી! અમે એકીકરણમાં માનીએ છીએ. પૃથક્કરણમાં નહિ! અમારાથી જે બની શક્યું છે તે તમારી આગળ રજુ કર્યું છે. એથી વિશેષ કરી શકવાની હિંમત અને ઉત્સાહ છે; પણ વાંચકોના ઉત્તેજન વગર એ હિંમત અને ઉત્સાહ શી રીતે ફળે?

કારવાં (કાફલા)માં તો હીરાપણ હોય અને પત્થરા પણ હોય, મખમલ પણ હોય અને ધાબળા પણ હોય, કસ્તુરી પણ હોય અને કાંદા પણ હોય! દરેક વસ્તુનો વહેપાર એમાં હોઈ શકે; પછી ગ્રાહકને પોતાના અધિકાર પ્રમાણે જે રૂચે તે ખરૂં?

પણ એટલુંતો ખરૂંજ કે અમારો કારવાં પોતાના ઐક્યતા, અને પ્રમાણિકતાના ધ્યેયને કોઈ પણ સંજોગોમાં વિસરશે નહિ. કારવાં દર્પણનો ધર્મ ઇખ્તીયાર કરશે. દર્પણમાં જેવો જેનો ચહેરો હોય તેવું તેનું પ્રતિબિંબ પડે તેમ કારવાંમાં પણ ચોક્ખું ચહેરા મુજબનું પ્રતિબિંબ રજુ થશે. દરેક પક્ષની સારી વસ્તુને અપનાવશે અને ખરાબ વસ્તુને દનાફનશે!

કારવાંમાં કેટલાંક વધુ આકર્ષણો આવતા અંકથી ઉમેરાશે, એની અમે અમારા વાંચકોને ખાતરી આપીએ છીએ. 'મેહફિલ' દર ત્રણ માસે રજુ થશે. 'વણજારાની પોઠ' અને 'આવાઝ કી દુનીયાં' લગભગ દરમાસે રજુ થશે. ઉપરાંત-સાક્ષર શ્રી. રમણલાલ દેસાઈ શ્રી. 'સાહિત્યપ્રિય', શ્રી. વિજયરાય વૈદ્ય વગેરેની કલમી પ્રસાદી પણ કારવાંને સાંપડવાનો સંભવ છે. અને અમારૂં અનોખું 'કારટૂન' તો દરમાસે રજુ થશેજ ઉપરાંત સચિત્ર ઇતિહાસિક લેખો, સચિત્ર વાર્તાઓ, રમુજી લેખો અને કાવ્યો પણ રજુ થતાં રહેશે. ધાર્મિક લેખોની આવશ્યતા પણ વિસરાશે નહિ કેળવણી અને નીતિ વિષયક લેખો પણ રજુ થતા રહેશે.

છેવટમાં આ અંક માટેના ઘણા મિત્રોના લેખો તેમજ કાવ્યો પ્રગટ થઈ શક્યાં નથી તે બદલ તેમની દરગુજર ચાહી મોકલવા બદલ તેમનો અને બીજા સર્વે લેખક અને કવિબંધુઓનો આભાર માનીએ છીએ. હિંદુ લેખકોએ ખાસ તકલીફ લઈ અમારાં આમંત્રણો સ્વિકારી સહકાર આપ્યો કે સહકારનું વચન આપ્યું છે તેમનો આભાર પણ કેમ ભૂલાય? આવોજ સહકાર ચાલુ રાખવા દરેક લેખક અને કવિ બંધુઓને વિનંતી છે. અને ગ્રાહકોને માટે તો હાલમાં એટલુંજ કહેવાનું કે:-
"ગર કબુલ ઉફતદ ઝહે ઇજ્ઝો શરફ."

છેવટમાં અમને તો અમારા કારવાંની સફળતાની પુરી આશા એ માટે છે કે:-

"સાલારે કારવાં હૈ મીરે હિજાઝ અપના;
ઇસ નામસેહૈ બાકી આરામે જાં હમારા!"

તંત્રી




પુસ્તક ૧ લું. ] સપ્ટેમ્બર ૧૯૩૯. [ અંક ૧.

# 'ઝબાં પર હર કસો નાકસ કે હૈ વોહ 'કારવાં' આયા'

[અઝ જનાબ મૌલાના સૈયદ મેહદી હસન સા૦ 'આઝાદ' શાહજહાંપુરી મુફ્તીએ રાંદેર]

કહૂં મંય તુમ્સે કયા યેહ કૌન સી ઓડલે જહાં આયા;
મતાએ ઝિંદગી સાથ અપને લેકર 'કારવાં' આયા.
મુબારક કૌમકો હો યેહ કેહ દૌરે ઈઝોશા આયા;
હુનરકો, ઈલ્મકો, હિકમતકો, લેકર 'કારવાં' આયા.
ગે અખ્બારે જહાં લેકર પચૌ ઓડલે જહાં આયા;
ખબર દરતા હુઆ યેહ શશ જહતમેં 'કારવાં' આયા.
ઈધર આયા, ઉધર આયા, યહાં આયા, વહાં આયા;
ઝબાં પર હર કસો નાકસ કે હય વોહ 'કારવાં' આયા.
બતાએ કોઈ મુઝકો ભી કિધર આયા? કહાં આયા?
અગરચે સુન રહા હું દેરસે મેં 'કારવાં' આયા.

કોઈ જાકર ખબર લાએ, કિધર આયા ? કહાં આયા ?
કેહ બર્પા શોર હૈ ચારોં તરફ વોહ '**કારવાં**' આયા.

મઝાર્મી નેઅમતો, આલમકી ખબરેં, મઝહબી બાતેં;
સુનાને કે લિએ અહલે જહાં કો '**કારવાં**' આયા.

રિસાલે કા રિસાલહ, કાફ્લે કા કાફલહ, યેહ હૈ;
કેહ એક ફૌજે મઝાર્મી સાથ લેકર '**કારવાં**' આયા.

મદારે ઝિંદગી હૈ આજ મઅ્લૂમાતે આલમ પર;
ઈસીકી કૌમ કો તઅ્લીમ દેને '**કારવાં**' આયા.

જો ગુલ્હાએ મઝામીં સાઝગારે તબ્અ હોં ચુન લો;
કેહ બાગે ઈલ્મો હિકમત લેકે લોગો '**કારવાં**' આયા.

નહ હો ઈલ્મો અમલ તો ઝિંદગીસે મૌત બેહતર હૈ;
ઈસી ગુરકો સિખાને કે લિએ અબ '**કારવાં**' આયા.

ઉઠાને કે લિએ ઈલ્મો હુનર કે તંગ દસ્તોં પર;
ખઝાને મોતિયોં કે લેકે બહરે '**કારવાં**' આયા.

ગુહરહાએ મઝામીં કે ખઝાને સાથ હૈ ઈસકે;
વોહ ફિર શાનો તુઝકસે દેખના અબ '**કારવાં**' આયા.

તમદ્દુન ઔર નેહઝીબો તરક્કીકે તરીકોંકો;
બતાને કે લિએ એહલે જહાંકો '**કારવાં**' આયા.

મઈશત કે ઝરાએઅ્ ઝિંદગી કે સાઝો સામાંકો;
ફિર અપને સાથ લેકર દેખના વોહ '**કારવાં**' આયા.

ચલો બાઝારે ઈલ્મીમેં, ખરીદો ગોહરે મઅ્ની;
કેહ લેકર ઈલ્મો હિકમતકા ઝખીરહ્ '**કારવાં**' આયા.

મેરી હર સાંસ માનિન્દે જરસ આવાઝ દેતી હૈ;
ઉઠો બાંધો કમર, વક્તે રહીલે '**કારવાં**' આયા.

* * * *

ઝમાનહ અબ કોઈ પેહલૂ નયા '**આઝાદ**' બદલેગા;
જહાંવાલોંસે જિસસે રંગ બેબુન્યાદ બદલેગા

# ઓલીયાઓ કી દુનિયાંકે દોસ્તો



સાંભળાવનાર :– 'જોકર'

**સ**રકારે હથિયાર ખૂચવી લીધાં અને ગાંધીજીએ હિંમત ખૂચવી લીધા પછી આપણે હિંદીઓએ તો વાતોનાં વડાં કરી કરીનેજ ખૂશ થવાનું છે. અને સાચું પૂછાવો તો આપણા લીડરોએ પણ વીસ વીસ વરસનાં વહાણાં વાઈ ગયાં છતાં સ્વરાજની વાતો પડતી મૂકી નથી! ભલે સ્વરાજ ન મળ્યું પણ વાતોમાં આપણા લીડરો એક્સપર્ટ થઇ ગયા છે એ તો નક્કીજ છે તો એ મહાન પુરુષોને પગલે ચાલી આ સેવક પણ દરમાસે આપની સેવામાં વાતોજ રજુ કરશે પણ કોઇ શાયરિની જબાનમાં મારી ઉપર બોહતાન ઠોકી ન બેસાડે તો સારૂં કે:—

"આ ગયા ગૈરકી સોહબતકા અસર બાતોમેં;
અબતો બાતોમેં મઝા હૈ ન મુલાકાતોમેં.
ચંદહી રોઝમેં વોહ બુત દેખીયે ક્યા ચલ નિકલા;
કૈસી કેંચીસી ઝબાં ચલને લગી બાતોમેં!"

* * *

વાતો વાતોમાં હીટલરે ઓસ્ટ્રીઆ હજમ કર્યું, ઓસ્ટ્રીઆ હજમ કર્યું, ઝેકોસ્લોવેકીયા હજમ કર્યું! એ બધુ જાણ્યા પછી ઘણાકોને સમજાઈ ગયું હશે કે આ ઇસુની વીસમી સદીમાં તોપના ગોળા કરતાં મોઢાના ગોળા પણ કંઇ ઓછી અસર કરતા નથી! યુરોપમાં છત્રીઓનો વહેપાર ધમધોકાર વધી રહ્યો છે કારણ કે અશાંતિનો મૂશળધાર વરસાદ વરસવાની તૈયારી છે, જો કે લોર્ડ ચેંબરલેનની પેલી ઇતિહાસિક છત્રી તો નાનાં સરખા ઝાપટાને ખાળવા પણ સમર્થ નિવડી નથી છતાં!

* * *

ધરી રાજ્યો અને કહેવાતાં લોકશાસન સમુહની સમતુલનામાં સોવીએટના ધડાના કાટલાએ અજબ કમાલ કરી છે! કાલ સુધી ડાંડો-બ્લોકના પલ્લામાં પગ ગૂડીને તે પલ્લાને સ્ટેલીન નમાવી દેશે એમ જણાતુ હતું તેને બદલે ઝુકાવી દીધું હોય એમ છાપાંના મોટા મોટા કાળા અક્ષરે સાક્ષી પુરી રહ્યા છે. અત્યાર સુધી મદારીઓ રીંછને રમાડતા હતા. પણ સમય પલ્ટાયો છે. હવે તો રીંછ મદારીઓને રમાડી રહ્યું છે! જો છાપાંના અહેવાલો પ્રમાણે **રીંછ** અને **રીશ**ની દોસ્તી જામે તો યુરોપના નકશાઓના રંગ બદલાતાં વાર ન લાગે! જોઇએ છીએ હવે બ્રાઉનની મુત્સદ્દીગીરી શુ રંગ બતાવે છે?

* * *

બોલે તેનાં બોર વેચાય અને ન બોલે તેની કેરીઓ પણ ન વેચાય એવા આ યુગમાં ફરે તે ચરે! એ ન્યાયેજ જોન બુલ બાપો વચન આપીને ફરે છે અને હિંદુસ્તાન તથા પેલેસ્ટાઇનમાં મન ફાવતું ચરે છે! હજુએ ઘરડા બાપા પર ઈશ્વરની મહેર છે કે એના દત્તકપુત્રોની સખ્યા હિંદમાં પણ ઓછી નથી! અને એ ઘરના ગોધાઓ આપણી આંખ ફોડે છે, છતાં આપણાથી તેમને કશું કરી શકાતું નથી એ છે આપણા વાણી સ્વતંત્રતાનો પ્રતાપ! અધુરામાં પુરૂ હુલ્લડથી થતા ફાયદાઓ સામે આંખ આડા કાન કરીને આપણા ધોળી ટોપીવાળા પ્રધાનો પણ કૌમીવાદની ટાંગ તોડવા

અંગ લઇને ખડા થયા છે। એ ભરુલિઓને કોણ કહે કે એ બલાને પણ હિંદમાં લડવાનો સ્પીરીટતો ટકીજ રહે છે ને ? વળી ભગવાનના ભાવોની તેજી પણ એ કોમીવાદને પ્રતાપેજ ટકી રહી છે ને ? તો પછી એ અતિથિને અળખામણો ગણ્યે શો ફાયદો ?

* * *

વળી અમે તો ધારતા હતા કે ધોળી ટોપીની સરકાર સ્થપાતાં બરના ફિત્તાથી લખાશે અને તેના ફાયદા આપણને મળશે ! પણ ના, ના, એમણે તો જુની કલમોથી હાંકયે રાખ્યું છે ! અને વળી ઓલી પારકરની કલમ કરતાંય મજબૂત પુરવાર થએલી ઈ. પી. કોડની ૧૪૪મી કલમ કે જે બે સદીના વપરાસથી પણ ઘસાઈ નથી, તેને તો આપણા ધોળી ટોપીવાળા પ્રધાનો પણ ખૂબ ઝડપથી વાપરવા લાગ્યા છે ! શાં છે જાદુ એ કલમનાં ? એ મેનકાનો તો મદ્રાસના વિશ્વામિત્ર જેવા રાજાજીને પણ મોહ લાગ્યો છે ! અને એની નાની બેન ઓલી ૧૨૪ મી અએ પણ ઉર્વશીનું રૂપ ધારણ કરી મુન્શીજી જેવા ઘણા પુરુરવાઓને મોહ લગાડ્યો છે ! ગાંધીજીની બકરીના દૂધમાં બોળ્યા છતાંએ એ કલમો નરમ બની નથી ! અને નરમ બને પણ કયાંથી ? સગી (મવાળ) માનો સાદરો ખેંચનાર ઉદ્દામોએ કિસાનો અને કામદારોને મોદરમના વાઘ બનાવી આગળ કર્યા છે, તો એ વાછરડાઓ જે ખીલાના જોરે કૂદવા લાગ્યા છે તે ખીલાને ઠેકાણે પાડવા એવી કલમો ન વાપરે તો બિચારા પ્રધાનો પણ શું કરે ?

* * *

કૌરવોની સભામાં દ્રૌપદીનાં ચીર હરાયાં હતાં, તેમ દૂર પૂર્વમાં ટીન્ટસીનની સભામાં દુષ્ટ દુર્યોધન અને દુઃશાસન રૂપિ જાપાનિઝ એીરીશરો રૂપિ દ્રૌપદીઓનાં ચીર હરી તેમને નગ્ન કરવા લાગ્યા છે છતાં ગરૂડે ચઢીને શ્રીકૃષ્ણ ચેંબરલેન તેનાં ચીર પુરવા જઇ શકતા નથી ! શી રીતે પહોંચી વળે ? પોતાના ઘરનીજ સત્યભામાઓ અને રૂકિમણીઓનાં રિસામણાં મનામણાંમાંથી પરવારે તો પૂર્વમાં પહોંચેને ?

* * *

જવાબદારીની જાન રાજકોટમાં અર્ધે રસ્તેથીજ પાછી વળી છે. કારણ કે આઝાદી દેવીનો નાચ શરૂ થતાંમાં તો ઉસ્તાદો સારંગી, તબલાં બાંધીને પોતપોતાને ગામ સીધાવી ગયા છે જેથી વરના કાકા વીરાવાળાએ આઝાદીને રણવાસમાં પધરાવીને ઠાકોર સાથે તેનો હાથેવાળો કરાવી દીધો છે અને ખૂબીની વાત તો એ છે કે એ વર કન્યાને ગાંધીજીએ તથાસ્તુઃ કહી આશિર્વાદ પણ આપી દીધા છે અને વળી તેમના હનીમુનમાં ઉત્સાહ જામે તે માટે પોતાની બત્તીમાંથી નવો પ્રકાશ પણ અર્પણ કર્યો છે ! એ નવા પ્રકાશથી ઉન્મત્ત થઇનેજ બીજા રાજવીઓએ પણ આઝાદી દેવીને પોતાની દાસી બનાવી રણવાસમાં સ્થાપવાના કોડ સેવવા માંડયા છે ! ભલું થાય ગાંધીજીના નવા પ્રકાશનું કે જેણે રાજાઓના મહેલોને અજવાળ્યા અને ખેડુઆનાં ઝુંપડાંને અંધારાં અર્પણ કર્યાં છે ! ગાંધીજીના આ નવા પ્રકાશથી દરબારોનું લોહીનું દબાણ ઓછું થયું છે; ત્યારે પીળી પ્રજાઓનો પાંડુરોગ વધી ગયો છે !

* * *

સીમલાના ઇંદ્રરાજા લીનલીથગો સાહેબે સમવાયની સબ્જપરીનો સ્વયંવર રચ્યો છે, પણ કોણ જાણે એ પરીમાં શું એબ જોઇ કે કોઇ ગુલફામ તેને વરવા તૈયાર થતો નથી ! સુંદરીનાં નામ સાંભળતાં મરણ પથારીમાંથી પણ ઉભા થઇ જાય એવા દેશી રાજાઓ પણ કોણ જાણે એ સબ્જપરીથી ભડકી ગયા છે ! કહેવાય છે એ ભડકેલાં ભૂતોને શીશામાં ઉતારવા માટે સીમલાના ભૂવાઓ અને જાગરીયાઓ ખૂબ ડાકલાં વગાડી રહ્યા છે ! બીજી બાજુ આયેડ અણુવર જેવા શ્રી. સત્યમૂર્તિ—એ પરીના ગુલફામ

થવા થનગની રહ્યા છે પણ મહાસભાના સાજ-નીયાઓ તેમને જાહેરમાં સાથ દેતા નથી તેથી એમના કોડ મનના મનમાંજ સમાઈ જતા દેખાય છે! પછી તો આ ભીતરકા ભેદ ભગવાનજી જાણે! કારણકે મહાસભાના ટટ્ટુની લગામ હજુ ભારતના પેલા ભવ્ય ડોસા પાસે છે અને એ ડોસો ક્યારે કોથળામાંથી બિલાડું કાઢે તે કહી શકાય નહિ!

*　　　*　　　*

અવાઝકી દુનિયાં હે દોસ્તો! કોંગ્રેસના સરકસના મવાળોના તંબુમાં મશહૂર ગુલાંટબાજ મી. રોયના આગમનથી ખુશીના સમાચાર પ્રગટ થયા છે; પણ એ ગુલાંટબાજ ખેલાડી મવાળોના ઝુલા પરથી ગુલાંટ ખાઈને પુનઃ બીજા કોઈ ચકડોળમાં નહિ ચઢી બેસે તેની શી ખાતરી? એઓ શ્રી વાડાઓના પુરાણા ચાહક છે. કોંગ્રેસની વાડીમાં અત્યારે પાનખરનાં દર્શન થતાં જાય છે, અને તેમાથી અનેક વાડાઓ ઉપસ્થિત થઇ રહ્યા છે તે પૈકીના ઘણા વાડાઓને મી. રોય શોભાવી શકે એમ છે! કહેવાય છે કે મવલાના હસરત મોહાની સાથે હાથ મીલાવીને વળી નવો વાડો બાંધવાની વેતરણમાં તેઓ પડ્યા છે, આપણાં હિંદી ઘેટાંઓ પણ એવાં રેઢીયાળ ખાસીયતનાં છે કે કોઇપણ ભરવાડે નવો વાડો કાઢ્યો કે તે તેમાં ભરાયાં! ખરેખર! હિંદનાં દુર્ભાગ્ય છે કે પુરાણા મદારીઓના નવા કડીયાઓ વડેજ તે તારાજ થઇ રહ્યું છે!

*　　　*　　　*

અવાઝકી દુનિયાં હે દોસ્તો! તમે શીસ્તના સોટાને જોયો છે? કોંગ્રેસમૈયાના હાથમાં જ્યારથી એ સોટો આવી ગયો છે ત્યારથી એટલા બધા આગેવાનોની પીઠ પર એ પડ્યો છે કે હવે તો એ સોટો પણ વાંકો વળી ગયો છે!

પણ હવે એ સોટાનીએ કસોટી થવાની છે. કુમળી પીઠ પર તો એ બેધડક પડ્યો; પણ સુભાષબાબુ જેવાની જાડી પીઠ પર પડતાં એ સોટાનેએ ધાસ્તી પેઠી છે કે રખેને હું પણ તુટી જાઉં!

પણ અંતે હીંમત એકઠી કરીને મહાસભાના રીંગ માસ્તરે એ સોટો વીંઝ્યો છે. બાબુજી હાલને માટે તો ત્રણ વરસ સુધી નાત બહાર થયા છે! અને મહામંત્રીએ સાફ સાફ સુણાવી દીધું છે કે બાબુજીને રહેવું હોય તો ચાર આનાના સભ્ય રહે! જોઈ સભ્યતા? કાલે જેનું બાવન હાથી કે એકાવન બળદોના રથથી સ્વાગત થતું હતું, કાલે જેને તાજ વગરના રાજાનું સ્થાન અપાયું હતું તેને આજે સાધારણ પાયદળ સીપાહીની લાઈનમાં ગોઠવી દેવાય છે! મહાસભાના સરકસમાં હાલતો ગાંધીજીની બકરીએ બંગાળી વાઘને પરાજીત કર્યો છે? જોઇએ છે હવે આગે આગે ગોરખ જાગે!

બાબુજી પણ કાચબાની ઢાલ જેવી પીઠ ધરાવે છે, શીસ્તના સોટાની ધૂળ ખંખેરીને પ્રાગતિક પક્ષને આગે બઢાવી રહ્યા છે.
"મોહબ્બતમેં હોજાઇંગે દર્દે જીગર હોને તો દો.
ખુદ ચલે આયેંગે નાલોંમેં અસર હોને તો દો!"

*　　　*　　　*

મુસલમાનોમાંથી જુના લીડરો ધીમે ધીમે અદ્રશ્ય થઇ ગયાં છે, અને બીસ્તરામાંથી એકાએક માંકડ નીકળી આવે; તેમ એકાએક નવા લીડરો ફુટી નીકળતા જણાય છે! શુક્ર છે ખુદાનોકે આપણી મુસ્લિમ કોમ લીડરોથી વાંઝણી રહી નથી! આ બધાં બિલાડાં એકાએક ફુટી નીકળવા માટે કયા કોથળાનો આભાર માનવો?

કુદરતની વાત તો જુઓ કે સ્વરાજની ઈંતેજારી જેમ જેમ વધતી જાય છે તેમ તેમ કુસ્લકની આવશ્યકતા પણ વધતી જાય છે? રાષ્ટ્રવાદ ઘટી રહ્યો છે ત્યારે કોમવાદ વધી રહ્યો છે! લીગ અને કોંગ્રેસ એક બીજા પ્રત્યે સુગ કેળવવામાં આગળ ધપી રહી છે!

ડોગ્રિશીઓના લેજ્જતનો કાટ દૂર કરવા ફેર. વર્ડ બ્લેકની છાસ બાપુજી છાંટી રહ્યા છે; તો લીગરોને કર્તવ્યનું ઈન્જકશન આપવા મરહુમ દસરત મોહાની જેવા બુટ્ટા માણસ કાયાકલ્પ કરાવ્યા વિના જુવાન બનીને બહાર પડી રહ્યા છે.

* * *

હવે અમારા મુસ્લિમ જુવાનોને પણ કંઈક સંભળાવી દઉં! બીજુ બધું તો વખત આવતાં આપો આપ સમજાઈ જશે. સામાજીક રિવાજોની કઢંગી નીતિ રીતિઓને તિલાંજલી આપવા વિષે અને કેળવણી ગ્રહણ કરવા વિષે તો ઓલીબોલીને આપણા વક્તાઓ, લીડરો અને મૌલવીઓની જીભો ઘસાઇ ગઇ અને લેખકોની કલમો લખી લખીને બુટ્ટી થઇ ગઈ. માટે એ વિષેનુ પાટલા પૌંજણુ અમે હાલમાં કરવા માગતા નથી! હાલ તો જેમ મુરદાને કફનની જરૂર હોય; તેમ મુસલમાનોને કરકસરની જરૂર છે. મુસલમાનોની ડિક્શનરીમાંથી કરકસર શબ્દ ભુંસાઈ ગયો છે! ફુઝુલખર્ચી દીન ઉજવાય છે; પણ કરકસરના તો દર્શન થતાજ નથી! આતો દેડકાં બોલતાં સંભળાય, છતા વરસાદના દર્શન ન થાય એવું થયું! આપણા સામાજીક કાફલાને અત્યારે કરકસરનો વહેપાર ખેડવાનીજ જરૂર છે. કરકસરના ઊંટ પર સવાર થઇને આપણે આર્થિક જગતની પ્રથમ મંઝિલ પર પહોંચી જઇશું; તો બીજું બધુ આપો આપ મળી રહેશે જેમ શમ્અ બળતાં પતંગીયાંઓ આપોઆપ આવીને ઝંપલાય છે તેમ! પણ આપણી તો શમ્અ પણ હોલવાઈ ગઈ છે. કારણુ કે તેમાં તેલ ખૂટી ગયું છે! પણ તે તેલને માટે તો પાછી કાવડીયાંની જરૂર પડવાની ખરી ને! તો તો તે કાવડીયા માટેજ પાછું કરકસરનું મોઢું જોવું રહ્યું ને!

આનો પાછા ઘાંચીના બળદની જેમ હતા ત્યાંને ત્યાંજ આવ્યા! પૃથ્વી ગોળ છે. માટે તેની ઉપરની બધી દલીલો પણ અંતે આવી ગોળાકાર રૂપજ ધારણ કરે છે, માટે મારા નવજુવાન બિરાદરોને મારી છેવટની એટલીજ ભલામણ છે કે તમારી હોટલીયા જિંદગીને તલાક આપો! રખડુ જીવનથી છુટાછેડા મેળવો, સીનેમાની સહેલગાહો પર કાતર મૂકો અને મગજમાં બાઝેલા ફુઝુલખર્ચીના કાટને દૂર કરવા કરકસરની બાસનું છુટથી સેવન કરો!

**"ઘેલેકા પાન બાકે હમ સુર્ખરૂ ફિરંગે,**
**ગીરવી પડા હુવા હૈ ગર પાનદાં હમારા"**

જેવી સ્થિતિનો તો હવે કાયાકલ્પ કરાવ્યેજ છુટકો છે! હવે તો થોડું કહ્યું ઘણુ કરીને સમજી લેજોજી! વસ્સલામ!

---



પંક્તિ:-

"હૃદયની ઉર્મિઓની આ કથા છે"

કાફિયા:-કથા, વ્યથા, દુઆ, હવા વગેરે.

રદીફ:-છે-

[ નોટ:-શાઇરીની સુરત અને સીરત તમારી સામેજ છે. દિલના દર્પણથી જુઓ અને તોલ કરો ! સંપાદક. ]





'આર' [ રાંદેર ]

[ગુજરાતમાં શાસ્ત્રીય ગઝલકાર તરીકે એ જાણીતા છે. 'શાઇરી' જેવું ગઝલ શાસ્ત્રનું પ્રમાણભૂત પુસ્તક એમણે રચ્યું છે તે ઉપરથીજ એમની ગઝલનો તોલ થઈ શકશે]

(૧)

હમારી ઇન્તિહા પણ ઇન્તિહા છે,
હકીકતને ન કે'વામાં મઝા છે.

કોઈના ઝુલ્મ નિત નિત અવનવા છે,
મગર જોજો હમારેયે ખુદા છે.

'શયદા' [ મુંબઈ ]

[પોતે પોતાની ગઝલના 'શયદા' થઈ જાય છે અને સાંભળનારને 'શયદા' બનાવે છે એમની સાદીને સરળ બાનીમાં વિચારો રજુ કરવાની દિલકશ રીતને લીધેજ એક પ્રૌઢ પત્રકારે એમને ગઝલ સમ્રાટની પદવી અર્પણ કરી છે.]

(૨)

તમારી આંખડીમાં જે દયા છે;
અમારા દર્દ માટે એ દવા છે.

પડ્યા છે પગમહીં ટુકડા જીગરના;
ખુદા જાણે શું એ શોધી રહ્યા છે ?

હમારા સમ ન કોઈ બાવફા છે,
તમારા સમ ન કોઈ પુરજફા છે.

કહે છે કબ્ર પર આવીને મ્હારી,
કહી દે, કોણ આજે બેવફા છે?

નસીબો પાધરો છે તો બધુ છે,
નહીંતો જ્યાં જુઓ ત્યાં કર્બલા છે.

હું છેડું છું તમોને એજ કારણ,
તમારી હર જફામાંયે મઝા છે.

ન આવ્યા. આવ્યા તો તે ધડીએ,
તુટે છે દમ, શિરે ઊભી કઝા છે.

ન સમજો દારનાં મારી નકામી,
હૃદયની ઉર્મિઓની આ કથા છે.

કહું શું "ઝાર" દિલની વેદનાઓ,
હવે નવ શાઈરીમાંયે મઝા છે.

જશે ક્યાં દૂર મારાથી તું છટકી!
કઝા, મુજ હાથમાં તારી કઝા છે!

ખુદી મારી બધી મેં ખોઇ દીધી;
ફક્ત એ ધ્યાન છે "મારો ખુદા છે."

નથી આંસુ જતાં મુજ આંખમાંથી;
સિતારા આભથી ઉતરી રહ્યા છે.

બધી મુજ નેકીઓ ડુબે બલાથી;
મને મારા ગુનાહો તારવા છે.

વિચારો ભીડ છોડો રાહ આપો;
જુવો એ આંખથી આવી રહ્યા છે.

કરો બદનામ તો મુજને કરોને!
ખતા મારી બિચારી એ ખતા છે!

હવે તો હાય હું હારી ગયો છું;
જીવન જુનું અને ઝગડા નવા છે!

રડે છે દર્દ દિલનું સાંભળી દિલ;
કહે છે હાય આ કેવી કથા છે?

મુબારકબાદ છે "શયદા" તમોને;
તમારી 'સાધના' પણ સાધના છે.



'નસીમ' [મુંબઇ]

[નસીમે સદર પ્રમાણે ઠંડી લ્હેરો પોતાની ગઝલોમાં પ્રગટાવી આધ્યાત્મવાદના વેરા રંગો પુરે છે]



'સગીર' [મુંબઈ]

[એક પુરાણા ગઝલકાર છે. ઉપનામ સ છતા ગઝલમાં ઉન્નત વિચારો રજુ કરે છે.]

(૩)

સરિતા છે, તરુવરની ઘટા છે;
ગગન પર ઓપતો જે ચન્દ્રમા છે.
સરિતાના તરંગે નાચે ઉર્મિ;
કિરણની ધારે પણ કંઈ ઘેલછા છે.
રૂપેરી ઓઢણી રજનિ શિરે છે;
કિરણ મોતીની પૂરેલી પ્રભા છે.
તરૂનાં પાંદડાં કેલી કરન્તાં;
જીવન રસમાં ભળી પ્રેમલ સુધા છે.
બધાં સૌન્દર્ય તરસ્યાં નભ વસંતે;
ઋતુ જાણે પ્રણયની-પ્રેમદા છે.
નિરવ રાતે પીયે સહુ તેજ ક્યાંથી;
પ્રણય રસની બધાંને ક્યાં તૃષા છે?
નિશાની આંખડી કાળજ શું ઘેરી;
પ્રણયનાં તેજ જેમાં સર્વદા છે.
પલકતી તારકોની તેજ પાંખો;
તિમિરમાં રૂપની નૂતન પ્રભા છે.
'નસીમ' આ જિન્દગી તારક સમી હો;
હૃદયની ઉર્મિઓની આ કથા છે.

(૪)

વ્યથા છે વેદના છે આપદા છે,
છતાં માનવને જીવન લાલસા છે.
કરે જે સત્યની સાથે સ્પર્ધા,
અમારી એ અનોખી કલ્પના છે.
હજારો મન્ઝિલો આવી, ન જોયું,
ન જાણે શી નજરને ઝંખના છે.
સીતારી તડપી તડપી કાં રૂવે છે?
સમાઈ તુજ મહિં કોની વ્યથા છે.
હું જાણું છું કે છે આશા હમારી,
ભરોસો છે કે સાચી આસથા છે.
જુલમથીયે વધારે આ જુલમ છે,
જુલમને પણ જુલમ કહેવા મના છે.
રહ્યા આવી જગતમાં આવનારા,
ન જાણે ઝિંદગીમાં શી મઝા છે?
મઝા આવે નહિં કાં જીવ્વાની!
જવાનીથી ભરેલી વેદના છે.
'સગીર' આજે પરિણામ આવ્વાનું,
મૃત્યુની સાથ તે આવી રહ્યા છે.



'કૃષ્ણ' [માતર]
[એમની ગઝલોમાં ઉન્નત ભાવના હોય છે પણ જો બીજી ચળવળોમાં ધ્યાન ન આપતાં સાહિત્યની દિશામાં ઝંપલાવે તો ખૂબ ઝળકી શકે એમ છે.]



'ફના' [રાંદેર]
[ઉપનામ તો "ફના" છે, પણ એમની ગઝલો ફના થવા સરજાએલી નથી હોતી.]

(૫)

તડપ છે, વેદના છે, ને વ્યથા છે,
મનોહર કેવી મુજ જીવન અદા છે!
ખીલેલા બાગમાં બુલબુલનાં આંસુ!
અજબ એવી જ મારી પણ દશા છે,
જીવન છે એ મહા ઘૂઘવતો સાગર-
થનાં આશાનાં જે પર બુદબુદા છે,
શીતળતા પાસથી, આઘેથી બાળો
તમારામાં છૂપી કેવી કલા છે!
વિરહ તલસાટમાં હું તુજને ખોળું–
મિલનમાં મુજ મિલનની ઝંખના છે!
ન સીવો મમ હૃદયના એ ચીરાઓ,
મળે ત્યાં થઈને જીવનને હવા છે.
વહાવું આંસુઓ ક્યાંથી બતાવો?
હૃદય-આગે સુકાવ્યા એ ઝરા છે.
હૃદયનાં ને જીવન કેરાં બલિઓ,
વતન આઝાદ કરવાની દવા છે.
બલિહારી જૂવો દુશ્મનની, કે મુજ–
મરણ પર મોતને આવી દયા છે!
ઉરે છે 'કારવાં' મંઝિલની ગોથે–
તમન્ના છે, પહોંચશે, તુજ કૃપા છે.
કહું શું "માતરી" તમને નવું હું?
તમારી જે કથા મારી કથા છે.

(૬)

હૃદયમાં દર્દ છે, ગમ, વેદના છે,
મહોબ્બતમાં અમારી આ દશા છે.
સિતમગર પણ એ કેવો બાવફા છે,
અમોને યાદ કરવાની યે ના છે.
વમળ માંહે ફરી તે કેમ ડૂબે,
ખુદા જે નાવનો ખુદ નાખુદા છે.
બળીને બાળવું એ પ્રેમ દસ્તૂર,
અનેરી શું મહોબ્બતની પ્રથા છે.
ગણો છો અશ્રુઓને આપ પાણી,
એ પાણી છે, મગર રંગો જુદા છે.
બુતોની યાદ, ખુદાની યાદ પણ છે.
અનોખા રંગના શું પારસા છે.
નકામી આ નથી કંઈ વાત મારી,
હૃદયની ઉર્મિઓની આ કથા છે.
તું ખુશીથી રમે છે હે દિવાના,
એ તારા હાથમાં તારી કઝા છે.
નશામાં ચૂર છું ને ભાન પણ છે,
અલૌકિક શું મહોબ્બતની સુરા છે.
મરણનો ભય જીવનનો દર્દ કેવો,
મરીને જીવવું એમાં મજા છે.
જુવાનીમાં "ફના" દિલને સંભાળો,
જુવાની જિન્દગીમાં એક બલા છે.



'ફાની' [ વીરમગામ ]

[ઉર્દૂના કવિ 'ફાની' જેવી ઝલક કોઈકવાર બતાવી જાય છે. ગણ્યાગાંઠ્યા મુસ્લિમ શાયરોમાં એમનું સ્થાન અનોખું છે.]



'નાશાદ' [ મુંબઈ ]

[એ સાહેબ ભલે જગતથી "નાશાદ" હોય પણ એમની ગઝલો સાંભળનાર જરૂર શાદ થઈ શકે છે. એમની ગઝલો દર્દથી ભરપુર હોય છે. ]

(૭)

જો દિલમાં દર્દ છે દિલની દુઆ છે,
ચિકિત્સા શું કરૂં માલિક ખુદા છે.
મ્હેકતા ગુલ ચમકતા તારલા છે,
કહીં સુરભિ કહીં તુજ જ્યોત્સના છે.
વિરહ શ્વાસોને ધર દિલબરના ચરણે
તું મારી જાન છે કે વેદના છે?
તમે છો એક પણ શણગાર સજવા,
હજારો દિલ હજારો આઈના છે.
છો નાજુક જાને મન મુજ પાસે આવો,
ચમન મુજ દિલ છે નયનો આઈના છે.
કવિતા ઊર્મિ મુજ પરિમલ પ્રસારે,
હૃદયની ઊર્મિઓની આ કથા છે.
વહી જા પ્રેમમાં અય જીંદગાની,
સુમન સુરભિ લઇ ચાલી હવા છે.
ખુદા તુજ બંદગીમાં જન્મથી છે,
હૃદયની ઊર્મિઓની આ કથા છે.
સદા તારો છે તારો રંક 'ફાની'
ક્ષમાની આશ તુજથી યા ખુદા છે!

(૮)

બધેબધ થઈ ગયા મહશર બપા છે;
નુપૂરો આપનાં વાગી ગયા છે!
તમારી યાદ સાથે દર્દો ગમ પણ;
જીવનભરનાં જીવનસાથી થયા છે.
ખયાલો ને ખયાલોમાં ડૂબી જા;
નિરાશાનાં જીવનની એ મતા છે.
મુનવ્વર દાગથી છે દિલ અમારૂં;
ઝબકતાં વ્યોમના એ તારલા છે!
હસીને તાર તોડે છે હૃદયના;
તમારી દિલરૂબા છે કે, બલા છે?
ખુદા સમજીશ મા તોપણ તને હું;
ખુદામાં તું, અને તુજમાં ખુદા છે!
જગત સમજે, ન સમજે, હું ગણું છું.
તમારી યાદમાં યાદે ખુદા છે!
તમારી તે કયામતથી ડરૂં છું?
અહીં તો નિત નવા મહશર બપા છે.
તને "નાશાદ" આ શું થઈ ગયું છે?
જીવન તારૂં હમેશાંની બલા છે!



'બેકાર' [રાંદેર]

[ સહતંત્રી-કારવાં ]



'આસિમ' [રાંદેર]

[ લખનવી ઢબના રંગીલા કવિ છે. કાવ્ય સભાઓમાં એમની રંગત ન્યારી જણાય છે. 'આંધળી' છોકરીના કાવ્યથી ખૂબ પરિચિત થયા છે.'

(૯)

પડે માથે તો સંભારે ખુદા છે,
ગરજ સરતાં કરે દિલથી જુદા છે,
બનાવેલા બનાવે છે ખુદાને;
ખુદીના શા ખયાલો બેહૂદા છે!

× × ×

નથી નિત ટેક કેરી આપદા છે,
પ્રભુ તારૂં ભજન કરીએ સદા છે;
છતાં પણ લાગતો નવ એ વખા છે;
તુંએ હિંદીને શું સમજે ગધા છે!

× × ×

ધરાથી ધાન્ય પકવે અન્ય માટે,
છતાં આરોગવાને તેને વા છે;
ઉગાડે રૂ છતાં તન પર કફન ક્યાં?
જગતના તાતની શી અવદશા છે?

× × ×

ગઝલ સાકી સુરાની છોડ શાઇર,
પુરાની છે છતાં એ ક્યાં નશા છે?
બધિબધ દારૂબંધી થઈ રહી છે;
છતાં દિલમાં તમારા વસવસા છે!

× × ×

ગુલામોને હૃદય શા ઉર્મિઓ શા?
પછી તેની કથા કથવી વૃથા છે!
તમે સૌ બાળકો સંપો ને જંપો;
અનેરી જોનબુલની એ દુઆ છે!

× × ×

મામોને જોઈકાં "બેકાર" બકે?
તસવ્વુરમાં તો જોતા અપ્સરા છે!

(૧૦)

સુણી શકશો, સુણાવી દઉં રજા છે?
"હૃદયની ઉર્મિઓની એ કથા છે!"
દિલાસો જ્યારથી એ દઇ ગયા છે,
વધુ કંઇ ત્યારથી દિલમાં વ્યથા છે!

નથી એ તારલા, મુજ દુર્દશા પર,
ગગન ચક્ષુમાં, અશ્રુ આવ્યા છે!
એ મૃત્યુ પર નિછાવર સો, જીવન હો,
કે તે મૈયત પરે રોઇ રહ્યાં છે!

ગગનમાં વીજળી ચમકી રહી, કે:-
ઇશારા કોઇને એ થઈ રહ્યા છે!
ન સમજ્યો ભેદ જીવનનો જીવનભર,
છતાં પણ મુજને જીવન-ઝંખના છે!

'જફા' છે પ્રેમ-પુસ્તકનો દિબાચો;
'વફા' વસ્તુનો નાયક બેવફા છે!
થયા પોતે ફના, દુન્યા છે બાકી,
કથન જેવું હતું, દુન્યા ફના છે!

નયન નીચાં ન થાશે દોસ્તોમાં,
નયનમાં રાત તે એક રહી ગયા છે!
જો હું સમજું તો મારૂં દર્દ સમજું;
તમે સમજો, કે એની શું દવા છે!

ગઝલ રંગીન ક્યાંથી થાય "આસિમ"
નથી તે દિલ હવે, ના દિલરૂબા છે!



'સાબિર' [ વટવા ]

[ એ પોતે કિસાનકાય છે છતાં અહીં તો ગઝલ રસજ વહેરાવ્યો છે. ખંતપૂર્વક ગઝલ લખનારામાંના એક છે.]

(૧૧)

ચઢેલી શિર ઉપર કાળી ઘટા છે;
'હવે તવબા?' અરે તવબા ખતા છે. ૧

પુરાણા મયકશો કેરી સદા છે;
'ખૂદાના સમ' પીવો, નામે ખૂદા છે. ૨

ભમે છે રાત દિન ચકરે ચઢેલાં;
શશીને સૂર્યની પણ દુર્દશા છે. ૩

દરદનું દિલ નથી મળતું હૃદયથી;
વ્યથા છે તો ફક્ત એની વ્યથા છે. ૪

ભરે છે ને બધાંયે દમ તમારો;
હવે ખ્વાહેનું જીવન પણ હવા છે; ૫

ફસાવી પીંજરે દે છે દિલાસા!
'હવે તો યાદ ઉપવનની વૃથા છે.' ૬

બધાં ચમકીને પૂછે છે આ 'સાબિર';
હૃદયની ઉર્મિઓની આ કથા છે? ૭

●



'વલી' [ કરમાડ ]

[ ઉગતા કવિ છે, વિંધાય તો મોતી નીકળે પણ ખરૂં ! ]

(૧૨)

ન માલુમ કેવી આ ઉલ્ટી હવા છે.
કે જ્યાં હિંદીથી હિંદી પણ ખફા છે.

ગુલામીની પડી જન્જીર પગમાં,
એ તારાંજ કૃત્યોની તુજને સજા છે.

જીવન કથની કદી ના પુછશો કો,
જીવન-સંગ્રામની ભેદી કથા છે

થઈ બરબાદ હાલત દેશની જો;
અમલ-સૂતા યુવક કોની ખતા છે?

છે દિલમાં દર્દ જેની ના દવા હો!
કે એ તો ઈશ્કની મુંગી વ્યથા છે.

ભર્યું આ ગીતમાં છે દર્દ મારૂં;
હૃદયની ઉર્મિઓની આ કથા છે.

'વલી' પર જો પડે રહેમત નઝરની;
પછી આલમ છોને ખફા છે?

●



'કાતિલ' [રાંદેર]

[એ એક ઉગતા શાઈર છે છતાં ગઝલમાં ચમકાર કરી જાય છે.]

(૧૩)

સુરા છે, જામ છે, કાળી ઘટા છે,
કહે સાકી હવે તે શી મણા છે?
નિગાહે નાઝની આ સૌ ખતા છે,
હૃદય દોષિત હમારે બેવજા છે.
તમો દેખો, ન દેખે કોઈ તમને,
નથી એ ઝુલ્મ તો શું એ દયા છે?
થયા મન્સૂર કામિલ આરિફોમાં,
કહેવાને તો જબાઝો ઘણા છે.
હજારો મઅ્શૂકો દુન્યા મહીં છે,
મગર રંગો તમારા અવનવા છે
મુહમ્મદ મુસ્તફાનો ઉમ્મતી છું,
કહો મુજમાં હવે તે શી મણા છે?
ન સમજો વ્યર્થ "કાતિલ"ની હકીકત,
હૃદયની ઉર્મિઓની આ કથા છે



અમૃત જાની [મુંબઈ]

[નવચેતનમાં ઘણીવાર એમનાં કાવ્યો ધ્યાન ખેંચે છે.]

(૧૪)

તમારી યાદ અંતરમાં સદા છે,
દરદ છે એજ ને એની વ્યથા છે.
હસીએ આજ મારી વેદના પર,
ખબર છે કાલ ત્હારી શી દશા છે?
ભલે આવો પધારો અશ્રુઓ મુજ,
તમોને આંખની-એ યાચના છે.
જિગર બળ્યું ને આશા પણ જિવનની,
સુકાઇ વેલ, રહ્યાં ઝાંખરા છે.
જગતથી કેમ મળશે મેળ "જાની",
જુદા છે રાહ ને જુદી દિશા છે.



**વહશી (૧૫) [રાંદેર]**

નવી દુન્યા નવી એની હવા છે,
હતા જે શાદ તે આજે ગદા છે;

આ 'ફાની' નેમ દિલને લૂંટવા છે,
ભલા એ ફાગ છે, યા દિલરૂબા છે?

બુતો પર જાન કાં દુન્યા દીયે છે,
બુતોમાં ગુપ્ત શું શાને ખુદા છે!

નઝર નીચી, ભંવર તિર્છી કમાનો,
શું મન હરવાને આ ઓખી અદા છે?

જરા તો શાંત થઈને સાંભળો મુજ,
હૃદયની ઉર્મિઓની આ કથા છે.

એ મારા રક્તથી રંગીને હાથો,
કહે છે વાહ! શું રંગે હિના છે!

તકારત આ છે સદ્યર આપણામાં,
વફા મુજ નામ, તારૂં બેવફા છે.

કહે છે રોગ જેને તું મરીદા,
નથી એ રોગ. ના. એની દવા છે.

વિલાપો, આહ, નિસાસા, નયને અશ્રુ,
તમારી ચાહ 'વહશી' આ દશા છે?

**'નાતિક' (૧૬) [રાંદેર]**

છવાતી દેશ પર ગુરબત ઘટા છે:
વતનની દાઝ હે મુસ્લિમ જરા છે?
તો ઉઠ! કર મુક્ત તારા દેશને તું:
જો તુજમાં કાંઈ પણ બૂએ વફા છે.
પુરાતન મુસ્લિમો, જો કબ્ર માંહે
ખપાવી જાન સુતા, વીરલા છે.
હતો શું? થઈ ગયો શું? હાય મુસ્લિમ:
તને તુજ ભાવિની કંઈ કલ્પના છે!
ચહે બને "નાતિક". ફરજ સમો તું:
હૃદયની ઉર્મિઓની આ કથા છે.

**સ્વપ્ન (૧૭) [પિટલાદ]**

નશીલી આંખ છે, મનહર અદા છે.
નિશા છે રજનીકર છે, તારલા છે.
દિપકની જ્યોત સમ થાતુ બુઝાતું
હૃદયની ઉર્મિલાઓની આ કથા છે.
બચ્યુ ના કોઈ પણ તારી નઝરથી
જીવન તારી નઝર પણ એક બલા છે.
હું આશીને મિલાવા ખાકમાં તુ
કહે છે કે હજી બાકી સઝા છે?
સદા ખોયું જીવનને જિંદગીમાં,
મને એવી રમત માંહે મઝા છે.
ગયા-ડૂબી. વમળમાં જે વમળ થઈ,
જીવનનાં, મોતીઓ, ખોઈ ગયા છે.
સુણી જ્ઞાનીની વાતો કંઈ કથા પણ
'સ્વપ્ન'! તારા સ્વપ્ન જાદુ ભલા છે.

**ઓલિયા (૧૮) [રાંદેર]**

એ શાને ક્રોધમાં છે, કાં ખફા છે?
નઝર જ્યાં હું કરૂં. ત્યાં ત્યાં ઘટા છે.
કર્યા છે હાથ ઉંચા કાસવાને,
હું સમજ્યો થઈ રહ્યાં મુજને દુઆ છે.
હે કાતિલ વાર કર શાને કરે છે,
અહીં તો દિલ જિગર તુજ પર ફિદા છે.
જુવાની આવતાં એ શું ન કરશે!
હજી આ બાળક વયને, આ અદા છે!
આ 'બેદિલ' કલમનાં મિત્રોના સન્મુખ
ગઝલ લઈ "ઓલિયા" હાજર થયા છે.

# શહેનશાહ બાબરનો મદિરા ત્યાગ

(પ્રયોજક:—હકીમ બદ્ર નિઝામી રાહતી સાહેબ, "મુસ્લિમ ક્ષમ")

હિંદમાં મોગલ સામ્રાજ્યની સ્થાપના કરનાર શહેનશાહ બાબર ફત્તેહપુર સીક્રીના યુદ્ધમાં હારવાની અણી ઉપર હતો ત્યારે તેનું મન ખુદા તરફ કેવી રીતે વળ્યું અને તેણે ભવિષ્યમાં કદિપણ કુમાર્ગીય આજ્ઞાઓ નહિ ઉથામવાનો નિશ્ચય કરતાં મદિરા ત્યાગના કેવી રીતે શપથ લીધા અને પરિણામે યુદ્ધમાં વિજય મેળવ્યો એની સવિસ્તર હકીકત તેણે પોતે તુર્કિ ભાષામાં લખેલા "તુઝકે બાબરી" નામના પોતાના જીવન ચરિત્રમાં નોંધી છે તેનો ગુર્જર અનુવાદ અત્રે રજુ કરૂં છું:—

તા. ૨૩ જમાઉદીલ અવ્વલ (૨૫ ફેબ્રુઆરી સને ૧૫૨૭) ને સોમવારના દિવસે હું આસપાસના પ્રદેશનું નિરિક્ષણ કરવા અર્થે અસ્વાર થઈને નીકળી પડ્યો. માર્ગમાં એકાએક મને એવો વિચાર સ્ફુરી આવ્યો કે મ્હેં અનેક વેળા તોબા (અયોગ્ય કામ ભવિષ્યમાં નહિ કરવાના સોગંદ લેવા તે) કરવાનો વિચાર કર્યો જેથી શરીઅત (ધર્મશાસ્ત્ર) વિરૂદ્ધના કામોથી દૂર રહી શકાય. એમાં જો કે કેટલેક અંશે સફળતા પણ મળી, છતાં એ બધી અયોગ્ય વસ્તુઓનો હું સંપુર્ણ રીતે ત્યાગ ન કરી શક્યો. આ વિચાર સ્ફુરી આવતાં મ્હેં મારા અંતરાત્માને ખૂબ ધિક્કાર દેતાં કહ્યું:—"હે જીવ! તું ક્યાં સુધી મને પાર્થિવ જગતની મોહજાળમાં સપડાવી રાખીશ અને ક્યાં સુધી મ્હને એને લીધે થતાં નુકસાનો ભોગવવાં પડશે? શું તોબા કરવી એ કાંઈ ખરાબ વસ્તુ છે? ના, તોબા તો એક અત્યંત મઝાની વસ્તુ છે. તું પણ તેનો સ્વાદ ચાખી જો"

"હે જીવ! તુંજ વિચાર કર. આ પાપ કર્મોને લીધે તેં પોતાના કેટલાં કામ ખરાબ કર્યાં? મનોવાસનાને આધિન થવામાં તેં ઘણો કાળ ગાળ્યો. અફસોસ! જીવનરૂપી મુડીનો મ્હોટો ભાગ તેં ગફલતમાં વેડફી નાંખ્યો. હવે લગાર આંખો ઉઘાડીને જો અને વિચાર કર કે તું અત્યારે તો કેવી મુશ્કેલીમાં પરિભુત થયેલો છે હે અભાગિ! હજી પણ કાંઈ વહી ગયું નથી. ખુદાને ત્યાં તોબાના દ્વાર તો રાત દિવસ ખુલ્લાંજ છે. પણ આજના કરતાં બીજો કોઈ યોગ્ય અને શુભ દિવસ તને મળવાનો નથી. માટે યાદ રાખ જ્યાં સુધી તું સાચા મનથી ખુદાની રાહમાં તારા અસ્તિત્વનું બલિદાન દેવા તત્પર નહિં થાય: ત્યાં સુધી દુનિયામાં તને કદિપણ ખ્યાતિ અને વિજય પ્રાપ્ત થવાનાં નથી."

"જો તને આ વાતોમાં ખરેખર વિશ્વાસ આવતો હોય તો શરિઅતમાં જે વસ્તુઓના સેવનની મનાઈ કરવામાં આવી છે. તેમનાથી દૂર રહે અને પોતાને પાપ તથા બુરાઈથી સુરક્ષીત રાખ. નહી તો તારૂં દીન કે દુનિયામાં ક્યાંય ઠેકાણું પડવાનું નથી."

આ સ્ફુરણાએ મ્હારા અંતરને જાણે નવુંજ જીવન અર્પ્યું અને મ્હેં ભવિષ્યમાં કદિપણ દારૂ નહી પીવાના સોગંદ લીધા.

ખરૂં કહું તો માત્ર દારૂ નહીં પીવાની પ્રતિજ્ઞા કરી એટલુંજ નહિ પણ સાથે સાથે સુરાપાનને અંગે વપરાતા સોના ચાંદીના મીનાકારીવાળાં બધા વાસણો પણ (સુરાહીયો અને જામ વગેરે) ભાંગી નાંખીને નિર્ધન લોકોમાં વ્હેંચી દેવાની આજ્ઞા કરી.

એ પછી મ્હેં દારૂનો ત્યાગ કર્યા વિષેની

સત્તાવાર જાહેરાત ખુલ્લા દિલથી બહાર પાડી. આ તકે હું એ પણ કહી દેવા માગું છું કે મ્હારી સાથે સાથે જેણે દારૂ ત્યાગના શપથ લીધા તે મારો અસસ નામનો એક સગો હતો. તેણે સાથે સાથે મને દાઢીના વાળ નહિ કપાવતાં લાંબા વધારવાની પણ સૂચના કરી.

મ્હેં મદિરા ત્યાગની પ્રતિજ્ઞા લીધી એ દિવસે તથા બીજા દિવસે રાતસુધીમાં લગભગ ત્રણસો અમીર ઉમરાવો, અધિકારીયો, અને સૈનિકોએ પણ દારૂ નહિ પીવાની પ્રતિજ્ઞા લીધી.

આ સાવ અયોગ્ય અને હરામ કાર્ય માટે મ્હેં અંતઃકરણપુર્વક મક્કમ રીતે તોબા કરી, એ તો નિઃશંક વસ્તુ છે, પરંતુ જાહેર જનતાને એની ખાત્રી કેવી રીતે કરાવી શકાય! મ્હને તો એજ માર્ગ જડયો કે, દારૂનો જેટલો જથો હતો તે બધો ફેંકાવી દીધો અને કાબુલથી બાબા દોસ્ત ખાસ દ્રાક્ષનો જે ઉંચો દારૂ લઇ આવ્યો હતો તેમાં મીઠું નાખીને સરકો બનાવી નાંખ્યો. *

જે સ્થળે દારૂ ઢોળી દેવામાં આવ્યો હતો, ત્યાં એક પાકી બાંધણીનું તળાવ તથા એને કાંઠે એક ધર્મશાળા બાંધવાનો હુકમ કર્યો. હી. સ. ૯૩૫ના મુહર્રમ માસમાં ગ્વાલીયર જતી વખતે જ્યારે હું ધોલપુરથી સિક્રીને માર્ગે પસાર થતો હતો ત્યારે મ્હેં એ તળાવ બંધાઇને તૈયાર થયેલું જોયું.

મ્હારા જીવનનો એક બીજો મહત્વનો પ્રસંગ પણ મ્હારે જણાવી દેવો જોઇએ મ્હેં એવો નિશ્ચય કર્યો હતો કે જો પગાન લોકો ઉપર મ્હને વિજય મળે તો મુસલમાનો માટે સ્ટેમ્પ ડયુટી રદ કરી નાખું.

મદિરા પાનનો ત્યાગ કર્યો ત્યારે દુરવેશ મુહમ્મદ શેરખાન અને શેખ ઝયને મ્હને એ વાત યાદ દેવડાવી. મેં કહ્યું "બરોબર યોગ્ય સમયે તમે મને એ વાત યાદ દેવડાવી છે. હું મારૂં વચન જરૂર પાળીશ. આજેજ સ્ટેમ્પ ડયુટીમાંથી મુસલમાનોને બાકાત રાખવાનું જાહેર કરૂં છું."

એ પળે મ્હેં મ્હારા પ્રધાનોને બોલાવીને મદિરા ત્યાગ તથા મહેસુલ માફીની જાહેરાત બહાર પાડવાનો હુકમ આપ્યો. લાયક પ્રધાનોએ તરતજ મ્હારા તરફનું ફરમાન નીચે પ્રમાણે તૈયાર કરી નાંખ્યું:—

"મહદ ઉપકાર એનો જે માફી બક્ષનારો અને દયાળુ કૃપાળુ છે, જે તોબા કરનારાઓને તથા પોતાને પાપકર્મ રૂપી મલીનતાથી નહીં ખરડનારાઓને પોતાના વ્હાલા ગણે છે.

આભાર એનો જે અનાદિ અને અનંત છે જે સદમાર્ગે દોરે છે, તેમજ જેઓ તેની પાસે યાચના કરે છે તેમની ઉપર કૃપા વરસાવે છે.

ખરા અંતરના દરૂદ (પ્રશંસાગીત) હજો એ સર્વશ્રેષ્ઠ પયગમ્બર જેનું નામ મુહમ્મદ (રસુલુલ્લા સલ્લલાહુ અલયહિ વસલ્લમ અર્થાત ખુદાએ મોકલેલો જેની ઉપર અલાહની કૃપા અને મેહર હજો.) છે અને તેના સાથીઓ અને વંશજો ઉપર.

અને ખુદા દયા કરે એ અંતરજ્ઞાની લોકો પર જેમનાં મન દુનયવી મલિનતાથી ખરડાયાં નથી, જેમના હૃદય રૂપી અરિસામાં દુનિયાના બનાવો અસલ સાચા ચિત્ર રૂપે દેખાય છે અને જેઓ સત્યની શોભા વધારનારા મોતીયો ના ખજાના રૂપ છે.

માનવ પ્રકૃત્તિની રચનાજ એવા પ્રકારે થઇ છે કે, તે અનાયાસે પણ મનોવાસના પૂર્ણ કરવા પ્રતિ આકર્ષાય. પરંતુ ખુદાની કૃપાવડે એવી મનોવાસનાઓ માનવપ્રકૃતિમાંથી દૂર પણ થઇ શકે છે. મનુષ્યની મનોકામનાઓ બુરાઇ અને પાપથી ખરડાયા વિનાની હોતી નથી એટલેજ

* ઈસ્લામ શરીઅતમાં દારૂને મીઠું નાખીને સરકો બનાવવાની પણ મનાઇ કરવામાં આવી છે

નિઝામી

હું પણ કહી શકું છું કે, મારા વિચારો પણ શુદ્ધ અને પવિત્ર નથી. કારણકે તે પાપ તરફ આકર્ષાય છે. પરંતુ મારે એતો કહેવુંજ જોઇએ કે, તોબા કરવી અર્થાત પાપ કર્મથી બચવું એ કાંઇ સહેલી કે અસાધારણ વસ્તુ નથી. તોબાનો લાભ તો એજ માણસ ઉઠાવી શકે છે જેની ઉપર ખુદાની કૃપા દૃષ્ટિ હોય. કારણકે તે ઇચ્છે તોજ મનુષ્યનો ખરાબ સ્વભાવ પરિવર્તન પામે. હું એ વાત જાહેર કર્યા વિના રહી શકું નહિ કે, જેની પાસે માગણી કરવામા આવતા એ માગણી પૂર્ણ કરે એવો ગુણ તો એક માત્ર ખુદાની ઝાતમાંજ છે. જે અત્યંત દયાળુ અને કૃપાળુ છે.

આ થોડીક લીટીઓ લખવાનું અને આ સત્ય હકીકતો રજુ કરવાનું કારણ તો એ છે કે, મનુષ્ય માત્ર **"અલ-ઇનસાનો મુરક્કબુમ મિનલ ખતાએ વન્નિસયાન"** (અર્થાત મનુષ્ય માત્ર દોષ અને ભૂલના મિશ્રણ રૂપ છે) જેવો છે. વળી આજસુધી બાદશાહતના રીતરીવાજો અને પ્રજાની રહેણી કરણી મુજબ શરૂઆતથીજ બાદશાહ અને તેના સૈનિકોને હાથે શરીઅત વિરૂદ્ધના ઘણા ખટકર્મો થતાં આવ્યા છે.

પરન્તુ હવે લાંબા ગાળાં પછી પશ્ચાતાપ અને તોબાને પ્રતાપે સદ્કર્મો એ સ્થાને આવશે. અગાઉના બધા અયોગ્ય કૃત્યો ત્યાગી દેવામાં આવે છે અને પશ્ચાતાપ તથા તોબા રૂપી કુંચી વડે એમનાં દ્વારે હમેશને માટે તાળાં મારવામાં આવે છે.

મદિરાપાનનો રિવાજ જેની સુધારણા માત્ર આવશ્યક નહીં, પણ ખાસ ફર્ઝ જેવી હતી, એ રિવાજ હજુસુધી પડદા પાછળજ છુપાઇ રહ્યો હતો. એનો ત્યાગ કરવાનું અમારે માટે અત્યંત આવશ્યક હતું. હવે એ બાબત પડદામાથી બહાર આવી જવા પામી છે. એ માટે અલ્લાહની સ્તુતિ કરવી જોઇએ. હું મ્હારા અને સર્વ મુસલમાનોના અકીદા (ધાર્મિક માન્યતા) અનુસાર કહી શકું છું કે, એ ધન્ય પળ હતી જ્યારે દારૂના ત્યાગ કરવાનો અને બીજાઓને પણ એની મનાઇ કરવાનો મ્હારા મનમાં વિચાર સ્ફુર્યો. કદાચ ખુદાની એવીજ ઇચ્છા હશે, કારણ કે એ મહાન શક્તિમાન ખુદાએ પોતાના પવિત્ર કલામ ( કુર્આન ) માં ફરમાવ્યું છે કે, "તમે એ વાતને પણ નક્કી અને સત્ય જાણો કે, અમે પ્રત્યેક કામને માટે અમુક સમય પણ નક્કી કરી રાખ્યો છે, જેની પહેલાં કે પછી કોઇ પણ કાર્ય થઇ શકતું નથી."

સારાંશ એ કે, જ્યારે પગાન લોકો સામે લઢવા માટે હું મ્હારા શુરવીર સૈનિકોને ગોઠવી રહ્યો હતો, ત્યારે મ્હારા અંતઃકરણે મ્હને માત્ર ઇમાન (ધાર્મિક આસ્થા) ની યાદ દેવડાવી નથી બલ્કે એક ગેબી અવાજે "અલિફ-લામ-મીમ" ના એવા અર્થ મારા મનમાં ઉતાર્યા કે, જે લોકો ઇમાનવાળા છે અને જેમના મન ખુદાની બંદગી વખતે એમાંજ તલ્લીન બની જાય છે, તેઓજ ખુદાના સાચા બંદા છે.

મ્હારી ગણના પણ મુસલમાનોમાંજ થતી હોવાથી, મ્હેં બુરાઇઓને જડમૂળથી ઉખેડીને ફેંકી દેવાનો ખૂબખૂબ પ્રયાસ કર્યો અને તોબાના દ્વાર આગળ ખૂબ અશ્રુ ખાળ્યાં પરિણામે "જે કોઇ તોબાનું બારણું ખખડાવશે, તેને ક્યારેક પણ અંદર પ્રવેશ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થઇ જશે" એવા તે મારા અક્તાર ખુદાના ફરમાન મુજબ મ્હારી માગણી પૂર્ણ થઇ. તેણે મ્હારી ઉપર દયા લાવીને સત્ય માર્ગ દેખાડ્યો અને હું પણ મનોવાસનાઓ સામે ઝુઝવા માટે કમર કસીને તૈયાર થઇ ગયો. અને હું નેક અને શુધ્ધ વિચારો રૂપી બળવાન સેનાની મદદ વડે મનોવાસના રૂપી ભયંકર શત્રુસેનાને પરાજિત કરી શક્યો એ માટે ખુદાનો આભાર માનું છું.

મ્હેં શુધ્ધ અંતઃકરણથી અને સાચા વચનથી ખુદાના દરબારમાં અરજ ગુજારી કે "હે સૃજનહાર! હવે અમે અમારા નફસ (મનોવાસના) ઉપર વિજય મેળવ્યો છે અને હવેથી તારી આજ્ઞાનુસારજ વર્તીશું. તેં જે વસ્તુઓનો નિષેધ કર્યો છે તેનાથી અળગાં રહીશું અર્થાત કુરઆને પાકના ઉપદેશ વિરૂધ્ધ કોઇપણ કૃત્ય નહી કરીએ.

આ સંબંધી હું ફરીવાર જાહેર કરૂં છું કે મ્હેં તદ્દન શુધ્ધ મનથી સોગંદ લીધા છે કારણ કે એ રીતે તોબા કર્યા પછીજ મ્હેં પોતાને મુસલમાન ગણ્યો છે અને જે વાત આજ સુધી ગુપ્ત રહી હતી તેને આજે પ્રકાશમાં આણું છું.

સાથે સાથે એક બીજી પણ નોંધવાજોગ બીના એ છે કે યુધ્ધમાં વિજય મળતાં શરીઅતના ખાસ ફરમાનો (જેની ઉપર અમલ કરવાથી પરલોકમાં શુભ બદલો મળી શકે છે અને જેમાં સલ્તનતની પણ શોભા છે) અનુસાર ખાસ દરબારમાં દારૂ પીવા માટે વપરાતા બધા સોના ચાંદીના, આકાશના તારાઓ જેવા ચકચકતા વાસણો (સુરાહીઓ અને ગ્લાસો) તિરસ્કાર પૂર્વક ભાંગી નાંખીને ગરીબોને વ્હેંચી દેવામાં આવ્યાં.

પરંતુ એથી એમ માની લેવાનું નથી કે, સાચા શુધ્ધ મનથી કરેલી તોબાની આટલીજ માત્ર અસર થઈ. ના, બલકે રાત દિવસ ચોમેરથી મ્હારા પ્રજાજનો મદિરાનો ત્યાગ કરી રહ્યા છે, એવા સમાચારો મળતાંજ ગયા. "ખરેખર અત્યારે ચોમેર નફસ (મનોવાસના) પરાજય પામી રહ્યો છે અને ઈમાનની વિજય પતાકા ફરકી રહી છે. "નેકીનો માર્ગ દેખાડવાનું જે કાંઈ કામ કરે છે તે પોતેજ નેકીના દ્વાર રૂપ છે. એ કહેવતાનુસાર લોકો એમજ માનવા લાગ્યા છે કે જે માણસે (બાબર બાદશાહે) પોતાંની પ્રજાને આવા સદમાર્ગે દોરી છે, તે હમેશાં બધા મહાન કામોમાં વિજય પ્રાપ્ત કરશે. હું પોતે પણ એમજ માનું છું કે જો હું અને મ્હારા પ્રજાજનો શરીઅત વિરૂધ્ધના કામોથી અળગા રહીશું તો પરિણામે સફળતા અને વિજય મેળવી શકીશું.

મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે કે જો આ ફરમાન ઉપર બરાબર રીતે અમલ થશે તો મ્હારા આખા રાજ્યમાં (જેનો રક્ષક તે પાક પરવરદિગાર છે જે તેને જમીનની અને આકાશની આફતોમાંથી બચાવે છે) એક પણ માણસ દારૂ પીનાર, બનાવનાર, વેચનાર, ખરીદનાર, ઉપાડીને લઈ જનાર, રાખનાર કે લાવનાર બાકી નહિ રહે, જુવો એ અપવિત્ર વસ્તુને તરછોડી કાઢો, એની મોહજાળમાં ન લપટાવ એટલે તમને એનો નેક બદલો મળશે કારણ કે મનને વશ રાખવાનો બદલો ખુદાના દરબારમાં ઘણોજ સારો મળે છે.

અત્યારે પવિત્ર વિચારોની છોળો ઉડી રહી છે અને બેહદ ઉત્સાહ વ્યાપેલો છે અને મ્હારા મત પ્રમાણે "રઇયત ચું બેખસ્ત સુલ્તાં દરખ્ત" અર્થાત પ્રજા મૂળ છે જ્યારે રાજા વૃક્ષ છે એટલે મ્હેં અગાઉ નિશ્ચય કર્યો હતો તે અનુસાર આ ફરમાન પણ બહાર પાડું છું કે મ્હારા રાજ્યમાં વસતા મુસલમાનો ઉપરથી જકાત મહેસુલ રદ કરવામાં આવે છે જો કે એથી રાજ્યની આવકમાં ઘણો વધારો થાય છે.

આગળના બાદશાહોએ આ મ્હેસુલને યોગ્ય ગણીને કાયમ રાખ્યું હતું પરંતુ તે હઝરત પેગમ્બરે ખુદા (સલ્લ.)ની શરીઅતથી તદ્દન વિરૂધ્ધ હોવાને લીધે હું એને કદિપણ યોગ્ય લેખી શકતો નથી. અને એ બાબતના હુકમો રવાના કરી દેવામાં આવ્યા છે કે આ ફરમાનની ખબર પડતાંજ સૌ કોઈ તેની ઉપર અમલ કરે અને મ્હારા રાજ્યમાં કોઇપણ શહેર કસ્બા

સડક, ગલી, માર્ગ કે બંદર ઉપર કોઈપણ માણસ આ સાચા અને ખુદા રસુલની પસંદગીવાળા હુકમનો અનાદર કરશે તેણે જાણીજોઈને કાયદાનો ભંગ કર્યો ગણાશે.

મ્હારા રાજ્યના બધાજ અરબ, બીન અરબ, તુર્કી, ઈરાની કે, હિંદી વગેરે બધાજ શુરવીર યોધ્ધાઓ, દિવાની અને ફોજદારી ખાતાઓના બધા માણસો, જેઓ એકજ આદમની ઓલાદ છે, તેમણે સૌએ ખુદાની દયા અને કૃપા ઉપર વિશ્વાસ રાખીને તેનો ઉપકાર માનવો જોઈએ અને તેની ઈબાદત તથા પૂજામાં લગારે બેદરકારી બતાવવી ન જોઈએ. અને આ હુકમો પ્રમાણે અમલ કરવામાં જરાજ પણ પાછી પાની કરવી ન જોઈએ. ફરમાનમાં આપેલા હુકમોને ખાસ ફરજ રૂપ ગણીને તેની ઉપર સંપૂર્ણ ચીવટથી સૌ કોઈ અમલ કરે તો તેનો નેક બદલો આ લોકમાંજ નહિ, પણ પરલોકમાં પણ તેમને મળશે.

જ્યારે આ ફરમાન ઉપર બાદશાહની સહી થાય અને મહોર લાગી જાય તે સમયથીજ રાજ્યના બધા અધિકારીઓ, અમીર ઉમરાવો, અને સર્વ નાના મોટાઓ તે પ્રમાણે અમલ કરે.

આજે તા. ૨૩ જમાદીઉલ અવ્વલ હી. સ. ૯૨૩ને રોજ આ ફરમાન બાદશાહની આજ્ઞાથી તૈયાર થયું. અદ્વિતીય–અજોડ અને એક માત્ર ખુદા આ ફરમાન ઉપર પુરેપુરી રીતે અમલ થાય એવી મહેરબાની કરે અને એને નિષ્ફળ સાબીત થતું બચાવે.

# પોઠ




**"સબ ઠાઠ પડા રેહ જાએગા, જબ લાદ ચલેગા બનજારા."**

એક પ્રચલિત પંક્તિ

અર્થાત :– હે લેખક ! જો તારા પુસ્તકમાંથી જ્ઞાન રૂપિ આત્મા ઉડી જશે, તો તારાં પુસ્તકો કબાટમાં ઉધાઈની ઉજાણી રૂપ બની જશે ! વળી પાછો કોઈ ભેજાંગીર શંકાશીલ હૃદયમાંથી પોરા કાઢવામાં પ્રવૃત્તિશિલ બનતાં કહેશે કે; "ત્યારે હલામણ જેઠવો, બતરીસ પુતળીની વાર્તા, સુડાબોતેરી, સદેવત સાવળંગા, ગજરો મારૂ, ઈત્યાદિ પુસ્તકો કેમ ઉધાઈની ઉજાણી થતાં નથી ?"

તો સાંભળો ! " એ પ્રકાશકોની જીવનદોરી સમાં પુસ્તકોનો પ્રેતાત્મા પુસ્તકોમાંથી ઉડીને ગ્રામ્ય વાંચકોના મસ્તકો પર ભૂત બનીને સવાર થાય છે, તેથી તે ભૂત જેમ ધૂણાવે તેમ તે વાંચકોને ધુણવું પડે છે; માટે એ ભૂતાત્મા સાહિત્યને સાથે વળગાડવાની જરૂર નથી ! એમતો કલ્ચર મોતીનો ઉપાડ સાચાં મોતી કરતાં વિશેપ થાય છે તો શું સાચાં મોતીના વેપારીઓએ નિરાશ થઈને દુકાનોનાં પાટીઆં બંધ કરી દેવાં ?"

\+ × × +

સાહિત્ય સાથે જેમને જરાએ સંબંધ નથી છતાં વારંવાર સાહિત્યમાં ચંચુપાત કરે છે એવા અમારા સાહિત્ય રસિક મિત્ર શ્રી. અડવાએ અચાનક આવીને મને સવાલ પૂછ્યો કે :–

" આ કનુ મુન્શીએ ગુજરાતની "અસ્મિતા" વિષે પુસ્તક લખ્યું છે, તો એ અસ્મિતા એટલે શું ?" મેં વગર વિચારે ધડકીને જવાબ આપ્યો કે :– " જેને વાંચતાં વિસ્મિતા અનુભવવી પડે એટલેકે વાંચ્યા છતાં મગજમાં ન ઉતરે તે અસ્મિતા કહેવાય !"

આટલું સાંભળ્યા પછી દમ લીધા વગર શ્રી, અડવાએ મારા હાથમાં એક માસિક મૂક્યું જેના મુખ પૃષ્ઠ પર લખ્યુ હતુ "સંસ્કાર વાંચ્છુઓનુ માસિક." તેણે પૂછયું "આ સંસ્કાર વાંચ્છુ કોણ કહેવાય ?"

"જે માણસ વાડી બંગલામાં રહેતો હોય, મોટરમાં ફરતો હોય, જેના ઘરની બાનુઓ સિતાર કે દિલરૂબા પર **"તુમ્હીને મુજકો પ્રેમ સીખાયા"** જેવાં ગાયનો મધુર કંઠથી ગાઈ કે વગાડી જાણતી હોય; પણ ચૂલો ફુંકતી ન હોય, ઘોડીઆં ખેંચવા કે વાસણ ઉટકવા પણ રામા કે ઘાટી રાખેલા હોય, જેના કબાટમાં સોનેરી અક્ષર કોતરાવેલાં ચામડાનાં અપ–ટુ–ડેટ પૂઠાનાં મોટા મોટા અંગ્રેજી પુસ્તકો ખડકેલાં હોય, ગુજરાતી પુસ્તકને જોતાં જેનુ ડાચું દીવેલ પીધા જેવું થતું હોય, અને નાકનું ટીચકું ઉંચુ ચઢી જતું હોય, વળી જેને રળવા કે કમાવાની લેશ પણ ચિંતા ન હોય; તેને સમજી લેવો સંસ્કારવાંચ્છુ !"

* * * *

વળી પાછા અડવાભાઈ તપખીરનો સરડકો તાણીને બોલ્યા "ત્યારે સંપાદક કોને કહે ?"

"જે લેખકોને ધરમની ગાય સમજીને તેને

વાંચ્યા વિનાજ તેના લેખો છપાવે, અગર પૂછે તેમ એક વખાણની હજી લીટલરશાહીથી પૂછે તેને સંપાદક કહે છે."

"ત્યારે એમજ કહોને કે સંપાદક એટલે સાહિત્યના કલેકટર! કલેકટર મહેસુલ ઉઘરાવે તેમ એ લેખ ઉઘરાવે."

"હા...આ...જી!"

"વારૂજી! ત્યારે અનુવાદક કોને કહેતા હશે?"

"જે ચોર નહિ પણ શિર જોર હોય તેને! એટલે કે જે અંગ્રેજીનાં ફ્રોક ઉતારી તેને ચાળીયા ચોળી પહેરાવી શકે, મરાઠી, હિંદી કે બંગાલીની સાડી ઉતારી તેને ગુજરાતી ઘાઘરો પહેરાવી શકે, ઉર્દૂનું ઈજાર કુરતું ઉતારીને તેને ગુજરાતી સાફો ધારણ કરાવી શકે; તેને સાહિત્ય જગતમાં અનુવાદક કહે છે!"

"ત્યારે એમજ કહોને કે લોનચેનીના જેમ જુદા જુદા મેકઅપ કરવામાં હુશિઆર માણસ હોય તે અનુવાદક ગણાય!"

"હા...આ જી!"

"વારૂજી! ત્યારે સૂચિત લખાય છે તેનો અર્થ શો?"

"વાણી કે વિચારની ચોરી લખતાં જેને શરમ આવે તેવા નવીવહુ જેવી પ્રકૃતિના લેખકો 'સૂચિત' લખવું ઉચિત ધારે છે!"

"શિષ્ટ સાહિત્ય-કોને કહે?"

"સુક્કા રોટલાની જેમ ગળે ઉતરતાં જે અઘરૂં પડે! એટલે કે જેને વાંચતાં કંટાળો આવે, સાથેસાથે બગાસાં પણ આવે અને વખતે ઉંઘ પણ આવે તે શિષ્ટ સાહિત્ય સમજવું!"

"ત્યારે અશિષ્ટ સાહિત્ય કયું?"

"જેમ ગુલાબ જાંબુ કે હારો મોઢામાં મુકતાંજ ગળામાં ઉતરી જાય છે, ને વાંચતાં ઝટ મગજમાં ઉતરી જાય તેને શિષ્ટ સાહિત્ય સમજવું! એ સાહિત્ય ચૌટે, ચૌટે, બજાર ને હાટે, હોટલમાં કે પીઠાંમાં, મોટરમાં કે ગાડીમાં બધે નજરે આવે છે! ધર્મશાળાઓ કે પાંજરાપોળો સુધી પણ એ સાહિત્ય પહોંચી ગયું છે!"

"ત્યારે આદર્શ સાહિત્ય-કોને કહે?"

"જે વાંચવાથી ઝુંપડીમાં રહીએ છતાં હવેલીનાજ વિચારો આવે, છાસભાકરું ખાતાંખાતાં, ઘેવર કે ઘારી આરોગવાના તરંગો જન્મે તે આદર્શ સાહિત્ય કહેવાય!"

"ત્યારે આ હિસાબે તો શેખચલ્લીની વાર્તા પણ આદર્શ સાહિત્યમાંજ ગણી શકાયને?"

"ચોક્કસ! મારા મતે તો શેખચલ્લી કરતાં વધુ ગગનગામિ વિચારનો કોઇ સાક્ષર ગુજરાતમાં પાક્યોજ નથી!"

"તો પછી સાહિત્ય પરિષદ્ કે તેના સુત્રધાર શ્રી કનુ મુન્શી **હેમસારસ્વત સત્ર** ઉજવે છે; ત્યારે **શેખચલ્લી સત્ર** કેમ ઉજવતા નથી? શું તેઓ શેખચલ્લીને પણ લીગવાદી સમજી બેઠા હશે?"

"કોણ જાણે? ભગવાન અને પ્રધાન એ બેના અંતરના ભેદ આપણા જેવા સાધારણ મનુષ્યો શી રીતે જાણી શકે? હા, મહાત્મા ગાંધીજી જેવા કોઇ નવિન પ્રકાશ પાડે તો વખતે સમજાય! બાકી એમનો મશ્કેરીબાજ ઠઠ્ઠાબાજ, ભોજનો મિત્ર ગંગો તેલી, તેમનાં શ્રીમતિ ગંગલી ઘાંચણ, વિદુષિ ચાંપલી માલણ વગેરે વગેરે અમર આત્માઓની પણ જયંતિ ન ઉજવાય તો ગુજરાતને મસ્તકે બેદરકારીની કાળીકાળી ચોંટી જાય એમ છે!'

"આવો એ વિષે હવે પછી વિચાર કરીશું. ઘરવાળી શાક માટે રાહ જોતી હશે!"

તા. ક. પોઠના ચિત્ર વિષે ખુલાસો કરવો રહી ગયો હતો તે એ છે કે બળદ યા ગર્ધવની પીઠ પર ગમે તેટલાં પુસ્તકો સીંચ્યાં હોય; તેના જ્ઞાનનો લાભ તેને મળતો નથી તેમ અનેક પુસ્તકો વાંચ્યા છતાં તે પર વિચાર ન કરે, તે પોઠના બળદ કે ગર્ધવ જેવા પંડિતો છે!

વળી દર માસે આ સાહિત્યની પોઠ આપનો સેવક વણજારો હાંકીને આવશે માટે જે લેખકોને ચાબખીનો સ્વાદ ચાખવો હોય તે પોતપોતાનાં પુસ્તકો પાઠવે!

# શાબાન માસ તથા શબે બરાઅત

લેખકઃ—મવલાના અબ્દુર્રહીમ ગુલામ મોહંમદ સાદિક.

## મુસલમાનોની ગફ્લત.

રસુલુલ્લાહ સલ૦ના પવિત્ર ઝમાનાથી જેમ જેમ વખત લંબાતો જાય છે તેમ તેમ મુસલમાનો ગાફિલ બની ધાર્મિક કાર્યોમાં દિનપ્રતિદિન પાછળ પડતા જાય છે. સહાબા, તાબેઈન, તબેતાબેઈન રદી૦ના પવિત્ર કાળનાં મુસલમાનોની હાલત અને આજના મુસલમાનોની હાલતને સરખાવતાં આકાશ પાતાળનો ફેર ચોકખી રીતે જણાય આવે છે. પહેલાંના મુસલમાનો ખરા અર્થમાં સાચા મુસ્લિમ કહેડાવવાને લાયક હતા. ખુદા અને તેના રસુલના ફરમાનને આધિન થઈ તેઓ પોતાનું તન, મન, ધન, સર્વસ્વ કુરબાન કરી દેતા હતા. અને એજ વિશેષતાના કારણે તેઓ સર્વોપરિતું માન ધરાવતા હતા. અને એક આજના મુસ્લિમો છે જે ઇસ્લામને કલંક લગાડી રહ્યા છે. હકના અવાજ પર તન અને ધન તો શું ફિદા કરવાના હતા; ઇસ્લામના મુખ્ય અરકાનો તેમ બીજા ફરાએઝ અને વાજિબોને સંપૂર્ણ રીતે બજાવી લાવતા નથી જેના ઉપર અમલ કરવાથી કોઈ આકિલ, બાલિગ અને સમજદાર મુસલમાન કોઇ પણ હાલતમાં મુક્ત કે લાચાર ગણી શકાતો નથી.

જો મુસલમાન પવિત્ર શરીઅતના અહકામોથી મોઢું ફેરવતે નહિ; અને દરેકે દરેક મુસ્લિમ ઇસ્લામી અહકામો પર ચાલતે તો ચાલુ સમયમાં જે ઝિલ્લતની ઝિન્દગી ગુજારી રહ્યા છીએ, તેવી વિનાશકાળે થવા પામત નહિ. જો ખરી રીતે અમે ખુદાની બંદગી કરનારા અને ફરમાંબરદાર બંદા હોત, અને અમારી ગરદનોમાં માત્ર ખુદાની ગુલામીનો તોક હોત તો આજ અમે ગૈર કૌમોના ગુલામ બની તેમની નજરોમાં હલકા પડત નહિ. જો અમે અબ્દીયતના વર્તુલમાંથી નીકળતે નહિ તો જગત "(?)ગીની દોલત અમારાજ ભાગ્યમાં આવત કેમકે ખુદાપાકે આજથી તેરસો વર્ષ પહેલાં પોતાના હબીબ સલ૦ ની મારફત અમને સંદેશો પહોંચાડ્યો છે કેઃ

> કી મુહમ્મદસે વફા તુને તો હમ તેરે હેંય,
> યેહ જહા ચીઝ હૈ કયા લવહો કલમ તેરે હેંય.

શાબાન માસમાં ઉલમાએ કિરામ વઅઝો દ્વારા એ માસની તથા પંદરમી રાત શબે બરાતની ફઝીલત અને તેમાં નેક અમલ કરવાનો શોખ અપાવતા રહે છે. પરંતુ એ સાંભળવાની કોણ દરકાર કરે છે અને જેઓ સાંભળે છે તેઓ પર જરાએ અસર થતી નથી. અને એ માસ પોતાના સિવાદ કાર્યોમાં ગુજારે છે અને આ પંદરમી રાત જે ઇબાદત, મારી, અને દુઆની છે તેને મોજશોખ તથા આતશબાઝી અને ગંજીફા, ફોનોગ્રાફ વગેરે શૈતાની કામોમાં ગુજારવામાં આવે છે. અફસોસ!

## શબે બરાતની ફઝીલત

હદીસોને કબીરમાં હઝરત આઈશા (રદી૦)થી રિવાયત કરવામાં આવી છે કે રસુલુલ્લાહે સલ૦

તેમને ફરમાવ્યુ કે 'તને કંઈ ખબર છે આ રાત (એટલે પંદરમી શાબાન)માં શું થાય છે? હઝરત' આએશાએ અરજ કરી યા રસૂલુલ્લાહ શું થાય છે? આપે ફરમાવ્યુ આ વર્ષમાં જેટલાં પણ બની આદમ પૈદા થનાર છે તે આ રાત્રે લખી લેવામાં આવે છે અને આ વર્ષમાં જેટલા પણ બની આદમ મરણ પામનાર છે તેઓનું નામ લખી લેવામાં આવે છે. અને આ રાત્રીમાં તેઓના અમલો ઉપર ઉઠાવવામાં આવે છે અને એજ રાત્રીમાં તેઓની રોજી ઉતારવામાં આવે છે ત્યારે આએશા રદી૦ એ ફરમાવ્યું (જ્યારે ગઉ વર્ષ માટે ભવિષ્યનું કામ પતાવી દેવામાં આવે છે ત્યારે એથી જણાય કે) કોઈપણ એવો નથી જે અલ્લાહની કૃપા વગર જન્નતમા દાખલ થાય. આપે ફરમાવ્યુ બેશક, ત્રણ વાર ગૂ એવો નથી જે અલ્લાહની મહેરબાની વગર જન્નતમાં ચાલ્યો જાય. ત્રણ વાર આપે આજ ફરમાવ્યુ મેં પૂછ્યુ, આપ પણ! તો આપે પોતાનો હાથ માથા પર મૂકી ફરમાવ્યુ અને હું પણ (જન્નતમા દાખલ) થઈ શકીશ નહિ, અલબત્ત એ રીતે કે અલ્લાહ તઆલા મને પોતાની રહમતમાં ઢાંકી લે. આપે આ વાક્ય ત્રણ વાર ફરમાવ્યાં.

અને આ રાત એવી છે કે એમા અમલો ખુદા તરફ ચઢાવવામા આવે છે. જેથી રસૂલુલ્લાહ સલ૦ એ દિવસમા રોઝા રાખતા હતા જેમકે—

નસાઈ એ હઝરત ઉસમાન રદી૦ થી રિવાયત કરી છે. તેઓ કહે છે કે મેં અરજ કરી યા રસૂલલ્લાહ આપ જેટલા રોઝા શાબાન માસમાં રાખો છો એટલા બીજા કોઈ માસમાં રાખતા હું આપને જોતો નથી. આપે ફરમાવ્યુ આ માસ એવો છે જેનાથી લોકો ગાફિલ છે કે (એ શાબાન માસ) રજબ અને રમઝાન વચ્ચે છે અને આ એવો માસ છે એમાં અમલો પરવરદિગારે આલમની તરફ ઉઠાવવામાં આવે છે જેને લઈ હું પસંદ રાખું છું કે મારો અમલ એવી હાલતમાં ઉઠાવવામાં આવે કે હું રોઝદાર હોઉં.

એજ રીતે હઝરતે સલ. એ દિવસમાં રોઝાનો પણ હુકમ ફરમાવેલ છે જેમકે ઈબ્ને માજાએ હઝરત અલી રદી૦થી રિવાયત કરી છે કે રસૂલલ્લાહે સલ. ફરમાવ્યું જ્યારે પંદરમી શાબાનની રાત થાય ત્યારે બંદગી કર્યા કરો અને દહાડે રોઝો રાખ્યા કરો. કારણ કે હકતઆલા એ રાત્રે સૂર્યાસ્ત વખતે દુન્યાના (પહેલા) આકાશ તરફ તજલ્લી ફરમાવે છે અને કહે છે, છે કોઈ મગફેરત ચાહનાર હું તેની મગફેરત કરૂ. છે કોઈ રોજી માંગનાર હું તેને રોજી આપું છે કોઈ મુસીબતનો માર્યો હું તેને આફીયત આપું. છે કોઈ એવો! એટલે સુધી કે સવાર પડી જાય છે.

બયહકીએ હઝરત આએશાથી રિવાયત કરી છે કે રસૂલુલ્લાહ સલ. મારી પાસે પધાર્યાં અને લુગડાં ઉતારી મૂકયા પછી શાંતપણે બેઠા પણ નહતા કે ઉભા થઈ ગયા અને લુગડા પહેરી રવાના થયા. મને સખત ગૈરત આવી અને એ ધાર્યું કે આપ કોઈ સોકન કને જઈ રહ્યા છે, જેથી હું પણ આપની પાછળ થઈ તો મેં આપને બકીઅ (મદીનાના કબ્રસ્તાન) મા મોમીન મરદો અને મોમીન ઓરતો તથા શહીદો માટે મગફેરતની દુઆ કરતા જોયા. ત્યારે મેં (દિલમાં) કહ્યું, આપ પર મારા માબાપ કુરબાન! આપ પોતાના રબની હાજતમાં છો અને હું મારી દુન્યાની હાજતમાં છું. ને પછી હું પાછી ફરી અને પોતાની ઓરડીમાં દાખલ થઈ અને મારો શ્વાસ ચઢેલો હતો કે પાછળથી આપ પણ આવી પહોંચ્યા, અને ફરમાવ્યુ એ આએશા! શ્વાસની શું હાલત થઈ રહી છે? ત્યારે મેં અરજ કરી આપના ઉપર મારા મા

બાપ કુરબાન આપ તશરીફ લાવ્યા અને લુગડાં ઉતાર્યાં પરંતુ શાંતપણે બેસ પણ ન હતા કે ઉઠયા અને લુગડાં પહેરી ચાલતા થયા તો મને ઘણી ગૈરત આવી અને ધાર્યું કે આપ મારી કોઈ સોકન પાસે જઈ રહ્યા છો એટલે સુધી કે મેં આપને બકીઅમાં જોયા કે આપ દુઆ હતા જે પણ કરતા હતા. આપે જવાબમાં કહ્યું ઓ આઇશા! શું તને એ ડર હતો કે અલ્લાહ અને તેનો રસુલ તારા પર જુલ્મ કરશે (કે તારી વારીના દિવસે બીજી જગ્યાએ જાય) વાત એ થઈ કે મારી પાસે જીબ્રઈલ અલે૦ આવ્યા અને કહ્યું આ રાત શબે બરાત છે. અને આ રાતમાં બની કલ્બની બકરીઓના વાળની ગણત્રીથી પણ વધારે ખુદાની રહાઈ આપેલા દોઝખીઓ છુટશે (ખાસ બની કલ્બનું વર્ણનનું કારણ એ છે કે તે કબીલામાં માણસો તથા બકરીઓ બીજા સર્વે કબીલાઓ કરતાં વધારે છે તો મતલબ એ છે કે અલ્લાહ તઆલા આ રાતમાં સિફતે જલાલથી સિફતે જમાલની તરફ વળે છે) પરંતુ જે મુશરિક હશે અને જે કીનાવાળો હશે તથા જે સગા સબંધીઓના હક્ક પીછાણતો ન હશે તેમજ જે ઘુંટીઓથી નીચે લુંગડુ પહેરતો હશે જે મા બાપનો નાફરમાન હશે તથા જે દારૂડીઓ (શરાબી) હશે તેની તરફ રહમતની નજર કરશે નહિ તે પછી આપે લુગડાં ઉતાર્યાં (અને સુવાનો વિચાર કર્યો) પછી ફરમાવ્યું ઓ આઇશા! શું મને આજની રાત બંદગી ગુજારવા અર્થે રજા આપે છે? મેં કહ્યું આપ પર મારા મા બાપ કુરબાન થાઓ બેહતર છે. તો આપ ઉભા થઈ ગયા અને ઘણો વખત સિજદામાં રહ્યા એટલે સુધી કે હું વિચારમાં પડી કે આપની વફાત તો થઈ નથી? જેથી ખાત્રી કરવા ઉભી થઈ અને આપના તળિયા પર મારો હાથ મુક્યો તો જણાયું કે નબઝ ચાલે છે ત્યારે હું ખુશ થઈ અને મેં સાંભળ્યું કે સિજદામાં આ દુઆ માંગી રહ્યા હતા.

**"અઉઝો બે અફવેકા મિન એકા-બેકા વ અઉઝો બેરઝાકા મિન સખતેકા વ અઉઝો બેકા મિન્કા જલ્લ વજાહોકા લા ઓહસી સનાઅન અલયકા અનતા કમા અસનયતા અલા નફસિકા."**

અર્થાત:—ઓ અલ્લાહ હું તારી માફીની સાથે પનાહ ચાહું છું તારા અજાબથી. અને તારી રજાની સાથે પનાહ લઉં છું તારા ગુસ્સાથી. અને તારા આધારે તારાથી (એટલે તારા કોપથી) પનાહ ચાહું છું. તારી શાન બહુ મોટી છે હું તારી સના (તારીફ) નો હક અદા કરી શકતો નથી. તુ એવો છે કે તેં પોતે તારી તારીફ કરી છે!

ફરી જ્યારે સવાર પડી ત્યારે આ દુઆના શબ્દો મેં આપની આગળ પઢ્યા. આપે ફરમાવ્યું ઓ આઇશા' આ દુઆ પોતે પણ શીખો અને બીજાઓને પણ શીખાડો કારણ કે જીબ્રઈલે મને શીખાડી અને વારંવાર સિજદામાં પઢવાનો મને હુકમ કર્યો છે.

---



તાજ ભારત વર્ષનો તું તાજ છે;
તું કળા-સ્થાપત્યનો સરતાજ છે. [જુઓ પાનું ૨૫]



[આગ્રાનો જગમશહૂર ઐતિહાસિક કિલ્લો]

જેના મુસમ્મન બુર્જમાં બેસીને શહેનશાહ શાહજહાંને જગતમાં એક અલૌકિક પ્રેમ સ્મારક તૈયાર કરવાનાં સ્વપ્ના સેવ્યા હતા. તે સ્વપ્નાનું અમરફળ એટલે તાજ.

# તુષાર બિન્દુ!

નવલો નુસખો

ચાર દુઃખ, ચાર સુખ;
ચાર દર્દ, ચાર હર્ષ;
ચાર નિરાશા, ચાર આશા;
દિલે લીંપજે!
અંતરનાં અંધારાં ભાંગશે!

× × ×

નયનનાં નૂર

જિગરમાં તીર વાગ્યું,
ને આંખમાં જ્યોતિફૂલ ઉગ્યું.

× × ×

જેવાં હોય તેવું દેખાય

પીળાંને પીળું દેખાય,
કાળાંને કાળું દેખાય,
જેવાંને જેવું દેખાય,
જેવું હોય તેવું દેખાય,
સૌ સૌની દિલ જેવડી નાની દુનિયા,
દિલમાં હોય તેવું દુનિયામાં દેખાય!



લેખક :: "તુરાબ"



[ તાજનું ભવ્ય પ્રવેશ દ્વાર ]

# તાજ અને યમુના

રચનારઃ—એકાર.

(૧)

શો ઉભો યમુના તટે ગજરાજ છે!
શ્વેત વર્ણી કો અડગ અધિરાજ છે!
**તાજ ભારત વર્ષનો તું તાજ છે;**
**તું કળા–સ્થાપત્યનો સરતાજ છે.**
જોકે મુગલાઈ થઈ તારાજ છે:
તુજ થકી તેની અમરતા આજ છે!

(૨)

તું અમર ઇતિહાસમાં તો થઈ ગયો.
સ્મારકોમાં પહેલી આંક લઇ ગયો!
તે ગયો શાહેજહાં તું રહી ગયો:
પ્રેમની કથની અલૌકિક કહી ગયો.
અંકમાં તુજ પોઢી તે મુમ્તાઝ છે.
તુજથી ભારતવર્ષનો તો નાઝ છે!

(૩)

તુજને નિરખી શા મૃદુભાવો ઝરે?
પ્રેમે શું જાદુ કર્યું અવનિ પરે!
પુન્યશાળી સ્નેહ સાગરને તરે,
પ્રેમથી જે પૃથ્વીને પાવન કરે,
તુજ ચરણને ચૂમતી યમુના વહે:
જગતને તુજ પ્રેમની કથની કહે.

(૪)

અંકમાં તુજ ગેલ કરતી ગુલબદન,
પ્રેમના કંઈ ખેલ કરતી ગુલબદન,
સ્નેહની તે ટે'લ કરતી ગુલબદન,
પ્રેમ જલથી વેલ કરતી ગુલબદન
**તે મયુરાસનની આતો હેલ છે;**
**મોરલા સાથે અહીં સુતેલ છે!**

(૫)

તાજ રાણી હિંદની તેં લાજ છે;
તુજ નિકટ સૌ સ્મારકો મોહતાજ છે!
પથિકો ભટકે શાં ત્હારે કાજ છે?
કલા–મર્મજ્ઞોમાં ત્હારું રાજ છે!
પ્રેમની પ્રતિમા રૂપે આ તાજ છે;
કળા-યાત્રા ધામ જગમાં આજ છે!

(૬)

હંસ હંસાની અનેરી જોડલી,
તુજ તટે કરતી હતી રસકેલડી.
પ્રણય-સરમાં તરંતી અલબેલડી.
પ્રેમવારિથી સીંચેલી વેલડી,
યાદ છે તુજને યમુના યાદ છે!
શાને આજે તું થઈ નાશાદ છે?

(૭)

હે સખી ! શાને થઈ છે તું નિરાશ ?
જગતમાં તો નામ તેનો છેજ નાશ,
તો'ય નિશ્ચે માનજે તું અમર આશ;
તુજ વદન પર આવશે કો'દી રતાશ !
હે યમુના ! તાજ કેરી સહચરી;
પુનઃ યૌવન આશ તેં કાં પરહરિ ?

(૮)

તુજ નયનનાં નીર શું ખુટી ગયાં ?
સ્નેહનાં સૌ બંધનો છુટી ગયાં ?
આશ વીણા-તાર શું તુટી ગયા ?
કાં અચાનક ભાગ્ય તુજ ફુટી ગયા ?
તુ ઉંડા નિશ્વાસ યમુના કાં ભરે ?
લુટાયુ સૌભાગ્ય શું ત્હારૂં ખરે !

(૯)

કૃષ્ણ બંસીના તેં સાંભળ્યા છે સૂર,
તુજ તટે ઉભરાતાં ગોપિકાનાં પૂર,
નિહાળ્યું નૂરેજહાનું તેંય નૂર,
તેં નિહાળ્યું નયનથી મુમ્તાઝ હૂર,
ત્હારી ઇર્ષા અન્ય સરિતાઓ કરે:
તુ યમુના છે અહોભાગી ખરે !

(૧૦)

તે ફનાના વીરનું જીવન ખરે !
પ્રેમથી જે પૃથ્વીને પાવન કરે.
હિંદને અર્પ્યું છે જીવન ધન ખરે !
રકત સીંચી ખિલવ્યુ ઉપવન ખરે !
હાડ-ચામ અર્પ્યાં છે હિંદુસ્તાનને;
ગુલિસ્તાં કર્યું છે કબ્રસ્તાનને !

(૧૧)

તાજ તેં જોયા અમારા હાલને ?
તું રડે છે મુસ્લિમોની કાલને ?
પારખી તેં કાળ કેરી ચાલને ?
ઠોકરો મારે છે જન પામાલને !
ઉન્નતિ કેરા મિનારા તેં દીઠા;
અવનતિ કેરા કિનારા તેં દીઠા'

(૧૨)

જોઇ લીધા કાળના રંગોય તેં,
જોઈ લીધા જગતનાં ઢંગોય તેં
જોઇ લીધા હિંદના જંગોય તેં,
જોઇ લીધા ભારતી નંગોય તેં !
મુસ્લિમોના હાલને તું જોઇ લે:
ભૂતનાં સ્વપ્નો નિહાળી રોઈ લે !

(૧૩)

હિંદના પુત્રો હટાયા હિંદમાં,
કાફલા તેના લુંટાયા હિંદમાં
લશ્કરો વીરો કપાયા હિંદમાં;
ત્યારે સામ્રાજ્યો સ્થપાયા હિંદમાં
દિલ્હીના એકએક પત્થરને પુછો;
આગ્રાના આંસુઓને જઈ લુછો !

(૧૪)

શું લખુ શું ના લખુ એ થાય છે ?
કાળજું ભૂતકાળ કેરી ખાય છે !
ભાવિની ભૂતાવળો જો ધાય છે !
વર્તમાને મુજ હૃદય ઓભાય છે !
તુજ કથા "બેકા." શી રીતે લખે ?
નિજવ્યથાનો ભાર શી રીતે લખે ?



[ તા. ૧૧-૩-૩૯ ની સાંજે આગ્રામાં ખાસ તાજની સામેના હોજપર બેસીને આ કવિતા લખી છે.]

# ઘરના ખજાનાથી બેખબર મુસ્લિમો!

અનુવાદક : મુસ્લિમ

(આજે આપના હાથમાં "કારવાં" છે. જેનો અર્થ કાફલો અથવા સંઘ છે. સામાન્ય રીતે પ્રત્યેક કાફલામાં અનેક પ્રકારની, ભિન્ન ભિન્ન આચાર વિચારની વ્યક્તિઓ શામિલ થાય છે. અને એક સ્થળેથી બીજા સ્થળે પોતપોતાના વિવિધ હેતુઓ પાર પાડવા ખાતર કૂચ કરે છે. હેતુઓમાં સફળ થવા ખાતર ધારેલા સ્થળે કાફલાના સહીસલામત પહોંચવા માટે કાફલામાં આગેવાનની તેમજ અરસપરસ સહાનુભૂતીની પણ ખાસ આવશ્યક્તા હોય છે તદુપરાંત જો અજાણ્યા માર્ગે ચાલવું હોય તો માર્ગદર્શકની પણ જરૂર પડે છે. આજે મુસ્લિમ કૌમનો કાફલો પણ ચડતીના પંથે પડવા તૈયાર હોવાથી તેને કેવા આગેવાનો અને માર્ગદર્શકોની જરૂર છે? અને કાફલાની કૂચનો મુખ્ય હેતુ શું હોવો જોઇએ? તે હઝરત મૌલાના થાનવી સાહબના શબ્દોમાં હુંફાણમાં રજૂ કરતાં કૌમ માટે લાભદાયી થવાની આશા રાખવામાં આવે છે. મુસ્લિમ.)

## લીડરોએ વિચારેલા દુન્યામાં ઉન્નતિના માર્ગો ખોટા છે.

અત્યારે લીડરોએ દુન્યામાં ઉન્નતિના માર્ગો નવા નવા કેર્યા છે. એટલે તેઓ યુરોપના અનુકરણમાં તેજ કામો કરવા ચાહે છે, જેવું અન્ય કૌમોએ અનુકરણ કર્યું. હું એમ કહેતો નથી કે તે યુક્તિઓ ઉન્નતિ માટે તદ્દન અસરકારકજ નથી પરંતુ એટલું જરૂર કહીશ કે મુસ્લિમો માટે લાભદાયી નથી. કારણ કે મુસ્લિમોમાં એ યુક્તિઓના અસરે માટે એક વસ્તુ અંતરાય રૂપ છે. તે શું? અલ્લાહની નાફરમાની. અને એ અન્ય કૌમો માટે અંતરાય રૂપ નથી, કારણ કે તેઓ પાસે માત્ર ઇમાનનીજ માગણી છે અને તે પછી બીજા અમલોની માગણી થઈ શકે છે. પરંતુ જ્યારે તેઓ ઇમાન લાવ્યાજ નથી, તો પછી બીજી કરણીઓ બાબત તેઓથી પુછવામાં આવશે નહિ, તેમજ તેની શિક્ષા પણ નથી. બલ્કે માત્ર કુફ્રનીજ એટલી સખત શિક્ષા છે કે બીજી કોઈ શિક્ષા તેથી વધી શકતી નથી. અને મુસ્લિમો પોતાના ઇમાનના કારણે તે મહાન શિક્ષાથી મુક્ત હોવાથી અમલોમાં તેઓની પકડ થાય છે. જ્યારે મુસ્લિમો ખુદાઈ આજ્ઞા વિરૂદ્ધનો કોઈ ઉન્નતિનો માર્ગ ગ્રહણ કરે છે, તો તેમાં સફળ થતા નથી, ખુદાપાક તે યુક્તિઓની અસર નષ્ટ કરી નાખે છે કે જેથી વિરૂદ્ધતાની શિક્ષા દુન્યામાંજ ભોગવી લે. જુઓ ટોપી અને જોડા બે ઉંચ, નીચ વસ્તુઓ છે. તેથી જો ટોપીમાં નજાસત લાગી જાય, તો તરત તેને કાઢી નાખવામાં આવે છે. પછી સારી રીતે પવિત્ર કરીનેજ તેનો ઉપયોગ કરવામાં આવે છે પણ જોડામાં નાપાકી લાગી જાય તો તેને ફેંકવાના બદલે ઘસી નાખવામાં આવે છે. તો જેવી રીતે દરેક વસ્તુને પાક કરવાની જુદી રીત છે, તેવીજ રીતે દરેક કૌમની ઉન્નતિના માર્ગો પણ જુદા છે. એક કૌમ માટે જે રીત લાભદાયક હોય તે દરેક કૌમ માટે લાભદાયી હોવું જરૂરી નથી. કદાચ માની લેવામાં આવે કે એજ યુક્તિઓ અમારા માટે પણ લાભદાયી છે, તો પણ અમારા માટે ખુદાઈ હુકમોની તાબેદારી જરૂરી હોય તે નાજાએઝ યુક્તિઓ પર ચાલવું જાએઝ નથી. શું જુગાર અને વ્યાજમાં તદ્દન લાભજ નથી! અવશ્ય છે. પરંતુ જે જુજ ફાયદામાં ખુદાઈ કોપ શામિલ હોય તેને લઇને શું કરીએ? તેથી મુસ્લિમોએ એવી યુક્તિઓ કરવી જોઈએ જે શરીઅત અનુસાર હોય. અત્યારે

લીડરો શરીઅત વિરૂદ્ધ માર્ગો કાઢીને આલિમોની શિકાયત કરે છે; કે અમારી સાથે મળીને કામ કરતા નથી પણ હું કહું છું કે નાજાએઝ કામોમાં તો શામિલ થઈ શકતાજ નથી. પરંતુ જો એ કામ જાએઝ હોય તો પણ તેઓ માટે આ શિકાયત વાજબી નથી કારણ કે સાથે મળીને કામ કરવાની એ મતલબ નથી કે બધા એક કામમાજ વળગી જાય. બલ્કે એની મતલબ એ છે કે અમૂક અમૂક કામ વહેંચી દેવામાં આવે. જેમકે કડીઆ, મજૂર, સુથાર સૌ મળીને ઘર તૈયાર કરે છે. તે દરેક કામમાં સુથારનું શામિલ થવું જરૂરી નથી બલ્કે દરેક પોતપોતાનું કામ કરે છે. અને સૌના કામનું પરિણામ જાહેર થાય છે. તેવીજ રીતે લીડરો જો શરીઅત મુજબ યુક્તિઓ રચે, તો પણ કામમાં જોડાવું આલીમો માટે જરૂરી નથી. તે તો લીડરો અને પબ્લીકનુંજ કામ છે. આલિમોનું કામ એટલુંજ છે કે તમે જે યુક્તિ કરવા માગો તે વિષે પૂછી લો કે એ જાએઝ છે અથવા નહિ ? તે સબંધી તેઓ શરીઅતનો હુકમ બતાવી આપશે. તમે તેના ઉપર અમલ કરો. દરેક સુધરેલી કૌમોની એજ રૂઢી છે, કે ઇલ્મી કમીટીથી કાર્યવાહક કમીટી જુદીજ હોય છે. ખુલાસો એ કે ખુદાપાકે વાયદો કર્યો છે કે અલ્લાહની ફરમાંબરદારી અને નેક અમલથીજ દરેક પ્રકારની દુન્યા તેમજ આખેરતમાં ઉન્નતિ થશે. પણ હવે મુસ્લિમોએ નેક અમલ છોડી દીધા તેથી જુઓ શું થઈ રહ્યું છે કે દરેક દિવસ આગલા દિવસથી બુરોજ આવે છે !

અન્ય કૌમોની ચડતીના મુખ્ય કારણો આ છે, જે તેઓએ તમારાજ ઘરમાંથી ચોરી લીધા છે. વ્યવસ્થિત હોવું, શાંત સ્વભાવ રાખવો, વખતની પાબંદી કરવી, અળગ રહેવું, પરિણામ વિચારીને કામ કરવું નવાં જોશભેર નહિ બલ્કે બાહોશીથી કામ કરવું, સંપથી કામ કરવું, એક બીજાના ભેદને છુપાવવો, ઇત્યાદિ. એ બધીજ વાતોનું ઇસ્લામે શિક્ષણ આપ્યું અને એ વસ્તુઓનો એ ગુણ છે કે એને ગ્રહણ કરવાથી ચડતી થાય છે ગ્રહણ કરનાર ગમે તે હોય. પરંતુ હવે મુસ્લિમોએ એ હુકમો પર અમલ કરવાનું પડતું મૂક્યું. તેથી પડતી આવી અન્ય કૌમોએ એ કામોની ચોરી કરીને તેની ઉપર અમલ શરૂ કર્યો તેથી ઉન્નતિ પામી છતાં હજુ એ ચોરી અધુરીજ છે કારણકે ચોરને ઘરમાની સઘળી વસ્તુઓની ખબર પડતી નથી. દટાયલા ખજાનાની ખબર થતી નથી. તેથી તમારા ઘરમાં જે પારસમણી હતો, તેની તેઓને ખબર પડી નહિ અથવા ખબર પડી પરંતુ તેને નજીવો પથ્થર સમજીને લીધો નહિ. તમારા ઘરનો તે પારસમણી શું છે ? ઇમાન, તવહીદ, નુબૂવ્વતનો ઇકરાર, નમાઝ, રોઝા ઇત્યાદિ. અફસોસ ! કે તમને પોતાના ઘરનીજ કદર નથી. બીજી કોમોએ જે ગુણો તમારા ઘરમાંથી લીધા તે જો તમારા પાસે હોત, તો પારસમણી સાથે મળી જતાં અન્ય કૌમને સ્વપ્ને પણ પ્રાપ્ત ન થાય તેવી તમારી ચડતી થાત. અને તમારા પ્રાચીન વડીલો માફક ઉન્નતિના શિખરે પહોંચી જાત. પરંતુ આજે મુસ્લિમોની દૃષ્ટી સમક્ષ આ ખુદાઈ ફરમાન છેજ નહિ કે ઇમાન લાવીને નેક અમલ કરનારાઓ માટેજ પૃથ્વીપર ખિલાફત અને સત્તાનો વાયદો કરવામાં આવ્યો છે. પરંતું આ વાત મુસલમાનો સમજતા નથી કે નમાઝ, રોઝા અને ઇમાનમાં પણ ઉન્નતિએ પહોંચાડવાની શક્તિ છે. અફસોસ જે ખજાનાને ચાર લોકોએ અંજાણપણે અથવા વ્યર્થ સમજીને છોડી દીધા તેના પાવર અને તેની કીમતને આજે કરવાની પણ જાણતા નથી ! તેથીજ તેની કદર કરતા નથી અને ખુદાના સોગંદ ! આ બેકદરીનું કારણ એજ છે કે નમાઝ, રોઝાને માત્ર સવાબનુંજ કામ સમજી લીધું છે એથી થતા દુન્યવી લાભોની ખબર નથી બલ્કે કેટલાક અજાણો તો એને દુન્યામાં ચડતીથી અટકાવનાર સમજે છે ! પણ જો તેઓ ખરી હકીકત જાણી જાય અને એમ ખાત્રી થઈ જાય કે એ કામોને ચડતી અને દુન્યાની સત્તા મળવામાં દખલ છે, તો પછી જુઓ કે મુસલમાનો કેટલા ઉત્સાહથી અદા કરે છે. સારાંશ કે ચડતીનાં સાધનો તમારા ઘરમાંજ છે તેને અજમાવી જુઓ તમારા ઘરના અણમોલ ખજાનાનો ઉપયોગ કરો !



( મીસરની રાજધાની કેરો શહેર કે જે શહેરમાંજ આ ઘટના બની છે. )

# ગુલામોની ભીખ

[ હિંદના જાણીતા ક્રાંતિકારી કવિ ‘જોશ’ મલીહાબાદી સાહેબે રજુ કરેલી એક સત્ય ઘટના ઉપરથી. ]

અનુવાદક: **સીરતી.**

**મ્હા**રા એક મિત્રના સસરા, જેઓ રઈસ, નવાબ અને સર હતા, થોડાક સમય ઉપર ઇસ્લામી દેશોના પ્રવાસે ઉપડ્યા હતા...... ..
નવાબ સાહેબને એક તરફ તો કુદરતે એક મોટી જાગીરના માલિક બનાવ્યા હતા જ્યારે બીજી તરફ તેઓ સદ્ગુણોના ભંડાર સમા હતા.

પવિત્ર સ્થળોની ઝિયારત કરતા કરતા; જ્યારે તેઓ કેરો (cairo) પહોંચ્યા: ત્યારે તેમણે ત્યાંની એક ઉચ્ચ પંક્તિની હોટલમાં મુકામ કર્યો.

સંધ્યાનો સમય હતો. નવાબ સાહેબ પોતાના મિત્રો અને બીજા કેટલાક સાહેબો સાથે લીલા-છમ ઘાસ ઉપર બેઠા હતા એટલામાં એક મુસલમાન ભિખારી—જેની વય સાઠ સિત્તેરની હશે. ખાંસતો અને લાકડીના ટેકે પરાણે ઘસડાતો તેમની સમક્ષ આવ્યો. તેના ચહેરાની બેશુમાર કરચલીઓમાં ભૂખમરામાં ગુજરેલા અસંખ્ય મહીનાઓ અને વરસોનાં પાસાં બદલાઈ રહ્યાં હતાં, અને આંખોની બુઝાતી દીપક જેવી ઝાંખી રોશની, લગાતાર અપવાસોનો ઉપહાસ કરી રહી હતી!

વૃદ્ધ ભિક્ષુકે પોતાનો જર્જરિત હાથ નવાબ સાહેબ આગળ લાંબો કર્યો. ભિક્ષા માટે ઉપડેલો એ હાથ, ધડકતા દિલનો અને ગરીબીના કારણે કંપી રહ્યો હતો.

નવાબ સાહેબથી ન રહેવાયું. ખિસ્સામાંથી પાંચ રૂપિયા કાઢી તેમણે વૃદ્ધ ભિખારીને હવાલે કરી દીધા.

ભિક્ષુકે કદાચ એક સામટા પાંચ રૂપિયા અને તેય પોતાના હાથમાં કદી જોયા ન હશે! તેના કરમાયલા મુખપર ખુન દોડવા લાગ્યું, જેના

રીતે ખૂન દોડવા લાગ્યું જાણે લીલથી ઢંકાયલા નગાર પર પાનખર ઋતુના આછાં વાદળાંનો પડછાયો!

ફાટફાટ વૃદ્ધની આંખો નવાબ સાહેબના ચહેરા ઉપર થીજી ગઇ. તેની પાસે આભાર માનવાને શબ્દોનો ભંડાર ન હતો. **જેની પાસે રોટી નથી હોતી તેની પાસે શબ્દોનો ભંડાર પણ નથી હોતો.** તે જબાનથી કાંઇપણ બોલી ન શક્યો, જાણે કોઇ રહમતના ફરિસ્તાને ખ્વાબમાં નિહાળી રહ્યો હોય તેમ તે નવાબ સાહેબ તરફ ફાટે ડોળે જોઇ રહ્યો.

અને તેની ઝબાન ઉઘડી. શાયદ ભાંગ્યા તૂટયા શબ્દોમાં આભાર માન્યો, યા આંસૂ-ભીની આંખે દુઆઓ આપી. હુકમાં તે કંઇક લવ્યો અને નવ્વાબ સાહેબ ઉપર પુનઃ એક નજર ફેંકી તે વિદાય થઇ ગયો

લાગણીઓનો આવેશ મોઢે તાળું લગાવી દે છે.

પરંતુ ઝાઝી વાર થઇ ન હતી ત્યાં તેજ ભિખારી પુનઃ નજરે પડ્યો. તે નવ્વાબ સાહેબ તરફજ આવતો હોય એમ લાગતું હતું.

નવ્વાબ સાહેબે કદાચ મનમાં ધાર્યું હશે કે આ બુઢ્ઢો પુનઃ માંગવાને આવી રહ્યો છે. આ ભિખારીઓ પણ કેટલા બધા બેહયા હોય છે!

મૂડીવાદ કંગાલિયતને કેવી તિરસ્કારની નજરથી જુએ છે!

વૃદ્ધની ગતિમાં અત્યારે એક પ્રકારનો જુસ્સો અને તેના મુખપર એક પ્રકારની રતાશ તરવરી ઊઠી હતી. એવી રતાશ કે જે કરમાયલા પીળા પાન ઉપર ડૂબતા સૂરજની અંતિમ કિરણોથી પેદા થાય છે.

અત્યારે વૃદ્ધ ભિખારી નવ્વાબ સાહેબની મર્યાદા જાળવવાને દૂર ઉભો ન રહ્યો પરંતુ સીધો તેમની લગોલગ આવીને ઉભો.

વૃદ્ધે નવ્વાબ સાહેબને સંબોધતાં કહ્યું.

"આપ ક્યા દેશના રહેવાસી છો?"

નવ્વાબ સાહેબે ઉત્તરમાં કહ્યું.

"હિંદુસ્તાનનો, અને અલ્હમ્દુ લિલ્લાહ, મુસલમાન પણ છું."

એ સાંભળતાંજ ભિખારીએ નવ્વાબ સાહેબે આપેલા પાંચ રૂપીઆ તેમની સામેના ટેબલ ઉપર એવી રીતે ગભરાઇ અને વ્યાકૂળ થઇને મૂકી દીધા જાણે ભૂલમાં તેણે અંગારા ઉપાડી લીધા હોય!

નવ્વાબ સાહેબે તઅજ્જુબથી કંઇક સરોષ આવાજે પૂછ્યું

"એટલે?"

"આપ મ્હારી ઉપર એહસાન કરી ચૂક્યા છો; એટલે મ્હારે કશું કહેવું નથી."

"નહિં, તમારે કહેવુંજ પડશે". આનો અર્થ નવ્વાબ સાહેબે કંઇક ગુસ્સે થઇ કહ્યું.

"મ્હારે બતાવવું પડશે?" ભિખારી બોલ્યો "તો સાંભળો, કહેવાની મ્હારી ઇચ્છા ન હતી, પરંતુ જ્યારે આપને સાંભળવુંજ છે; ત્યાં કહ્યા વગર છુટકો નથી. ત્રણ ત્રણ ટંકથી કાંઇ ખાધું નથી. મ્હને આપના આ રૂપીઆ ઘણા દિવસ લગી જીવાડાવી શકે એમ હતું.'

ભિક્ષુક ખામોશ થઇ ગયો. જાણે તેનું કોઇ ગળું ભીંસી રહ્યું હોય!

"કહો, ચૂપ કેમ થઇ ગયા? હું નારાજ થઇશ નહિં" નવ્વાબ સાહેબે આતુરતાપૂર્વક પૂછ્યું

"આ મહાન ચાંદીના પાંચ ટુકડા!" ભિખારીએ ખંખારતાં કહ્યું. "મ્હને લાંબો સમય જીવાડી શકે એમ હતા, અને આજ એ! ઝમાના પછી હું કાવો પણ પી શકતો હતો, પણ!"

"પણ શું?" નવ્વાબ સાહેબે વ્યાકુળ થઇ પૂછ્યું.

"પણ!" ભિખારી બોલ્યો. **હું ગુલામોની ભીખથી મ્હારી ભૂખ ભાંગતો નથી..... મુસલમાન અને ગુલામ હોય. એ હરહરતું જુઠાણું છે. એ રસૂલુલ્લાહ (સ. ની ઉઘાડી તવહીન છે."**

# એક હિંદી વિદ્યાર્થી અમેરિકામાં—

○ ગુલામ દેશની ગુલામ પ્રજાને પરદેશમાં થયેલો અનુભવ.
○ એક મનહર પરંતુ શરમજનક અને અંતરની ઉંડાણમાં ઉતારવા લાયક સ્કેચ.

લેખક: એ. સી. ચિશ્તી સાહબ (રાંદેર).

અમેરિકામાં કૉલેજનું શિક્ષણ પુર્ણ કર્યે મને કેટલા માસ વ્યતિત થઈ ગયા હતા; અને મેં એક કારખાનામાં કામ કરી હિંદુસ્તાન પાછા ફરવા માટે પુરતા પૈસા પણ પ્રાપ્ત કરી લીધા હતા. હું દેશમાં પાછો ફર્યા પહેલાં યુનાઇટેડ સ્ટેટસ ઑફ અમેરિકાની રાજધાની વૉશિંગટનની સ્હેલ કરી લેવા ઈચ્છતો હતો. મારી આ ઇચ્છા થવાનાં બે કારણો હતાં. એકતો એ, કે અમેરિકાના પ્રખ્યાત લીડર મી. રાયબન સાથે જેમને મુંબઈમાં મળવાનો મને લાભ પ્રાપ્ત થયો હતો અને તેમણેજ મારામાં અમેરિકામાં શિક્ષણ પ્રાપ્ત કરવાનો શોખ ઉત્પન્ન કર્યો હતો; આથી મારી ઇચ્છા હતી, કે પાછા ફર્યાં પહેલાં તેમને મળી તેમણે મને આપેલી સલાહનો ઉપકાર માનું; અને બીજું સ્વતંત્ર અમેરિકાના પ્રમુખને મળવાની મારી તિવ્ર ઇચ્છા હતી.

આથી હું એક દિવસે વૉશિંગ્ટન તરફ રવાના થઈ ગયો. આખી રાત મુસાફરી કર્યા બાદ સવારમાં હું વૉશિંગ્ટન પહોંચ્યો. મુસાફરી દરમ્યાન મારાં કપડાં મેલાં થઈ ગયાં હતાં, અને દાઢી પણ વધી ગઈ હતી. શહેરમાં પ્રવેશ્યા પહેલાંજ મેં સ્ટેશનની વેઈટિંગ રૂમમાં હાથ મોં ધોયાં અને નવો સુટ પહેરી હજામની દુકાનપર ગયો.

હજામની દુકાન પ્લેટફાર્મ પરજ હતી વહેલી સવાર હોવાના કારણે ત્યાં સફાઈનું કામ ચાલતું હતું; આથી હું બહારજ ફરતો રહ્યો, જ્યારે દુકાન સાફસુફ કરવાનું કામ પુર્ણ થયું, તો હું દુકાનમાં પ્રવેશી એક ખુરશીમાં બેઠો.

આ સત્ય છે, કે ગમે તો દેશ હોય કે પરદેશ. ગુલામને પ્રત્યેક સ્થળે ધિક્કારવામાં આવે છે: પરન્તુ દેશમાં તિરસ્કારની લાગણી એટલી બધી અસર કરતી નથી, જેટલી પરદેશમાં!

જે લોકોએ પરદેશની સ્હેલ કરી છે, અને ફર્યાં ફર્યાં છે, તેઓ અંદાજો કરી શકે છે, કે હિંદુસ્તાનના ગુલામોની વિદેશમાં કેટલી અને કેવી કદર કરવામાં આવે છે. ન અમો ગુલામોનો કોઈ રક્ષક છે, ન કોઈ અમારો અવાજ સાંભળનાર

ઠીક! થોડા સમય પછી એ હજામની દુકાનમાં અન્ય ગ્રાહકો આવવા લાગ્યાં; અને તેમની હજામત પણ બનવી શરૂ થઈ ગઈ. હું મૌન બેસી રહ્યો. છેવટે એક હજામ મારી પાસે આવ્યો અને બોલ્યો—"શું જોઇએ?"

"મારે દાઢી બનાવરાવવી છે. મહેરબાની કરી બોડી આપો?" મેં લાંબુ મૌન તોડતાં જવાબ દીધો.

"સ્ટેશન બહાર એક દુકાન છે ત્યાં જઈ દાઢી બોડાવો!" તેણે તિરસ્કારપુર્ણ મુખાકૃતિ બનાવતાં કહ્યું.

"નહિ! આજ દુકાનમાં બનાવરાવીશ." મેં કહ્યું.

આ સાંભળી તે અંદર ચાલ્યો ગયો અને હું ત્યાંજ ગમને એમ બેસી રહ્યો.

થોડી વાર પછી એક બીજો હજામ નીકળ્યો. તેણે પણ મને પ્રશ્ન પુછ્યો. મેં જવાબમાં કહ્યું—"મારે કેટલી વખત કહેવું પડશે, કે હું અહિં દાઢી બોડાવવા આવ્યો છું!"

આ સાંભળી તે પણ ચાલ્યો ગયો. ત્યારે

કદાપિ પણ પૈસા લઈશ નહિ. પરંતુ હું એટલું તો જરૂર જાણવા આતુર છું, કે આપ સાહેબ કયા દેશના વતની છો?"

"હું તમે શેઠને જીવન પર્યન્ત એ યાદ દેવડાવવા ચાહું છું, કે હું હિંદુસ્તાની છું." મેં ત્યાંથી વિદાય થતાં કહ્યું.

° ° °

કૉલેજમાં રજા હતી; અને રેલ્વેનું ભાડું કન્સેશન થવાથી સસ્તુ બન્યું હતું. આથી મેં પણ નાયગ્રાનો ધોધ જોવા જવાનો વિચાર કર્યો. પિટ્સબર્ગ સ્ટેશનથી રાતની ગાડીમાં બેસી બીજા દિવસે બફેલો નામના શહેરે પહોંચ્યો. નાસ્તાથી પરવારી ધોધ જોવા રવાના થઈ ગયો. નાયગ્રાના દ્રશ્યને જોઈને કુદરતની કારીગરી પર આશ્ચર્ય થયા વિના રહેવાતું નથી. પાણીના મોટી મોટી ચાદરો જેવા પાટ! એટલી ઉંચાઈએથી નીચે પડવું! અને પછી ખડકો સાથે અથડાઈ વરાળના રૂપમાં બની વરસાદની પેઠે આવવું! કેટલું બધું રમણિય! મનોરંજક અને આશ્ચર્ય જનક દ્રશ્ય છે!!

એને જોવાને માટે લોકો દૂરદૂરથી આવે છે, અને મેળા જેવો દેખાવ થઈ રહે છે. કુદરતની આ આશ્ચર્યજનક કારીગરીથી માત્ર દિલને ખુશી ઉત્પન્ન થાય છે, એટલુંજ નહિ, બલ્કે મનુષ્યોએ એનાથી કમાણી ઉત્પન્ન કરી લાભ પ્રાપ્ત કરવાના સાધનો પણ કરી રાખેલાં છે. વીજળીની અમાપ શક્તિ એનાથી પ્રાપ્ત કરી લીધી છે.

નાયગ્રાધોધની એક બાજુ અમેરિકાના સંયુક્ત પ્રાંતોનો ઇલાકો છે અને બીજી બાજુ અંગ્રેજોની સત્તા નીચેનું કેનેડા. નાયગ્રાધોધમાંથી જે નદી વહે છે, તેના ઉપર લોખંડનો એક પુલ છે; જેના પર થઈને કેનેડાની સરહદમાં દાખલ થવાય છે, અને તે તરફથી ધોધના દ્રશ્યની રમણિયતા અને આશ્ચર્યજનકતામાં વધુ ઉમેરો થાય છે.

કુદરતી રીતે મને પણ બીજી બાજુથી ધોધના દ્રશ્યને જોવાનું મન થયું. તે પુલ પર થઈ કેનેડાની હદમાં જવાનો વિચાર કર્યો. પરંતુ પુલ પાર કરતાં પ્રથમજ કેનેડાના પોલિસે મને અટકાવ્યો, અને પૂછ્યું—"તમે કોણ છો અને ક્યાં જવા માંગો છો?"

"હું એક હિંદી વિદ્યાર્થી છું અને કેનેડાની હદમાં એટલા માટે દાખલ થાઉં છું, કે ધોધના દ્રશ્યને બીજી બાજુથી જોઈ શકું!" મેં જવાબમાં કહ્યુ.

"હિંદુસ્તાનીઓને કેનેડામાં દાખલ થવાની મનાઈ છે. જો તમે એ વાતની ખાત્રી આપો, કે ધોધને જોઈને તરતજ પાછા ફરી જશો, તો હું તમને પુલ ઓળંગવાની રજા આપી શકું છું" કેનેડિયન પોલિસે ખુલાસામાં જણાવ્યું.

મેં તેને ટ્રેનની રિટર્ન ટિકીટ બતાવતાં કહ્યું—"જો કેનેડામાં હિંદુસ્તાનીઓને દાખલ થવાની મનાઈ છે, તો હું ત્યાં એક મિનિટ માટે પણ જવા ઇચ્છતો નથી." આમ કહી હું પાછો ફર્યો. આખો દિવસ હું ધોધની આજુ બાજુએ ફરતો રહ્યો. અને સંધ્યા સમયની ગાડીથી ફિલાડેલ્ફિયા આવી પહોંચ્યો. મારો ઇરાદો હતો, કે રાતના કોઈ પણ હોટલમાં મુકામ કરી સવારના શહેરની સહેલ કરીશ.

આ ઇરાદાથી હું મારી હેન્ડબેગ લઈ સ્ટેશન બહાર નીકળ્યો, અને હોટલનો રસ્તો પકડ્યો. હોટલમાં જઈ મેં મેનેજરને કહ્યું—"રાતવાસો કરવા માટે મને એક રૂમ જોઈએ છે."

"લાચાર છું! આ સમયે આખી હોટલ ભરેલી છે. એક રૂમ ખાલી નથી." મેનેજરે લક્ષ પૂર્વક મારા ચહેરા પ્રત્યે નિહાળતાં જવાબ દીધો.

હું અહિંથી નીકળી બીજી હોટલમાં પહોંચ્યો અને ત્યાં પણ એજ જવાબ મળ્યો. "દિલગીર છું! એક રૂમ ખાલી નથી."

આવી રીતે હું રાતના અગિયાર વાગ્યા સુધી શહેરની સઘળી હોટલોની મુલાકાત લેતો રહ્યો, પરંતુ મને રાત વાસા માટે કોઇએ હોટલમાં એકે રૂમ મળી શકી નહિ જ્યાં જતો ત્યાં એજ જવાબ મળતો "હોટલ ભરેલી છે, એકે રૂમ ખાલી નથી."

છેવટે મેં એક હોટલવાળાને પુછ્યું–"ભાઇ! આજે શું વાત છે? કે તમામ હોટલો ભરેલી છે? અને મને કયાં એ રાત વાસા માટે જગા મળતી નથી? હું કંઈ નિગ્રો તો નથી, કે મને હોટલમા રાખવા બદલ તમને વાંધો હોય!"

તેણે સ્મિત હાસ્ય કરતાં જવાબ આપ્યો. "ખરેખર! આપના વાળ તો ગોરા છે, અને તમે નિગ્રો નથી. પરંતુ તમારો રંગ તો કાળો છે ને! અહિં હોટલમાં જે અમેરિકનો ઉતરેલા છે, તેઓ તમારી પાસે આવી તમારા વાળ તો જોવાના નથી, પરંતુ દૂરથી તેઓ તમારો કાળો રંગ જોશે અને હોટલ ખાલી કરી જશે. અને ફરી કદાપિ પણ એ હોટલમા પગ મુકશે નહિ હોટલ બદનામ થઇ જશે, અને અમારે તે બદલ કમાણીમા નુકસાની ઉઠાવવી પડશે. બલ્કે હોટલ બંધ કરી દેવી પડશે."

અહિં રાત્રી વ્યતિત થઇ ચૂકી હતી. અથડાતા અથડાતા મારા પગ પણ દુખવા લાગ્યા હતા. આખું શરીર થાકી ગયું હતું. કાળા રંગે કેવી મુશ્કેલીમા ફસાવી દીધો! કાળા રંગ પ્રત્યે કેટલી સુગ! શું કરૂં? કયાં જાઉં? આપણા ધર્મિષ્ટ હિંદુસ્તાનની પેઠે ત્યાં ધર્મશાળા કે મુસાફરખાના તો હતા નહિ, કે રાત પસાર કરી દેવામાં આવે! ન અમેરિકામાં ફક્ત પણ એટલી મહેરબાની છે, કે ખુલ્લા આકાશ તળે પડી રહેવાની જગા મળે! હશે દેશ! અજીબ ઋતુ!! અને પત્થરનું હૃદય વતનીઓ!!!

હું એજ વિચાર વમળમાં ગોથાં ખાતો ખાતો ચાલ્યો જતો હતો કે મને એક ઉભેલો પોલિસમેન ડયુટી દેતાથી મળ્યો મેં તેના નજીક જઇ પુછ્યું–"શું તમે મને આજની રાત પસાર કરવા માટે કોઇ ઠેકાણું બતાવી શકશો! હું એક અજાણ્યુ પરદેશી વિદ્યાર્થી છું. આખા શહેરમાં તપાસ કરી ચૂક્યો છું: અને માત્ર એટલાજ ગુન્હા બદલ કે મારો રંગ કાળો છે, મને કોઇ પણ હોટલમાં જગા દેવા માટે તેનો માલિક કે મેનેજર તૈયાર નથી."

"ઠીક! મારી સાથે ચાલો! હું પોલિસ સ્ટેશને જઇ મારા ઇન્સ્પેકટરની સલાહ લઉં!" તે મીઠી બંજગાળનાં બંજવાળનાં બોલ્યો.

વગર ગુન્હે હું તેની સાથે પોલિસ સ્ટેશને ગયો, ઇન્સ્પેકટર સાથે મુલાકાત થઇ મેં તેને મારી આપવીતિ કહી સંભળાવી, તે બિચારો ઘણો ગુંચવણમાં પડ્યો, કે હવે શું કરવું! છેવટે તે બોલ્યો–"મારી સમજ પ્રમાણે આ ઉત્તમ થશે, કે આપ આ થાણાની જેલની કોટડીમાં આરામ કરો, અહિં કેટલીએ કોટડીઓ ખાલી છે." આટલું કહી તે મને કોટડીઓ બતાવવા લઇ ચાલ્યો. કોટડીઓ હતી તો કેદીઓ માટે: પરંતુ તે કેદીઓ હિંદુસ્તાનના નહિ: સ્વતંત્ર દેશના હતા. આ માટે કોટડીઓ સારા પ્રમાણમાં ચોકખી હતી અને તેમાં કેદીઓના માટે સ્પ્રિંગના પલંગ અને ઉપર મોટામોટા ગાદલા હતા આવી વસ્તુઓ હિંદુસ્તાનમાં શ્રીમાન લોકો ઉપયોગમાં લઇ શકે છે.

હવે મને શું જોઇએ? નિંદ્રા માટે મફતમાં એક ઉમદા કોટડી મળતી હતી. મેં અંતઃકરણ પૂર્વક ઇન્સ્પેકટરની સૂચનાનો સ્વીકાર કરી લીધો. અને કેદીની કોટડીમાં મોટા ગાદલાવાળા સ્પ્રિંગના પલંગ પર, જેના ઉપર ન જાણે કેટલાએ ગુન્હેગારો પ્રથમ સુતેલા હશે, લાંબી સોડ તાણી એટલો બેખબર સુતો, કે સવારે આઠવાગે સિપાઇના જગાડવાથી જાગ્યો, આ હતું ગુલામ દેશના ગુલામની પરદેશમાં દશા! એવા તો તિરસ્કાર યુક્ત અનેક અનુભવો થયેલા છે. સાંભળીને શું કરશો! મફતમાં આવાસ પરોણાગતે મારા અપમાનોના બદલામાં હું માત્ર એટલુંજ ભારતવાસીઓ પાસે માગું છે, કે કોમી અદેખાઇ તજી અવશ્ય દેશ એકતા સાધી હિંદને સ્વતંત્ર બનાવવાના પ્રયાસ કરો!

પન

# પાપનાં મૂળ

લેખકઃ-'સાબિર' સાહબ (વટવા)

[ આજના મોંઘા અને પતન મિશ્રીત જીવનનાં મૂળને સ્પર્શતી એક કરૂણ મૌલિક નવલિકા ]

પહેલા દર અઠવાડિયે પંદર દહાડે પત્ર આપી જતો, અને દર માસે રૂા ત્રીસનું મનીઓર્ડર પે' કરી જતો પોસ્ટમેન જમીલાને પૂછે છે. "હવે તમારો કાગળ આવતો નથી? મનીઓર્ડર પણ નથી મોકલાવતા? હમણાં નોકરી ચાકરી છે કે નહિ?"

'ખુદા જાણે.'

પત્ર મેળવવાની આશામાં દરવાજા આગળ ઉભેલી જમીલા નિરાશ થતા જવાબ આપે છે. અને પોસ્ટમેન ન દેખે તેમ પોતાની આંખમાંથી બે ઉન્હા આસુ લુછી ઘરમા ભરાઈ જાય છે

શયનખંડમાં આવતાં એનાથી પોક મૂકી રડી જવાય છે. ડુસકા ખાતી એ બોલે છે, "મને ભૂલી ગયા"? સ્વજન વિહોણા સૂના ઘરની દિવાલો જમીલાનાજ પ્રશ્નનો પડઘો પાડી એની મશ્કરી કરતી હોય તેમ ગુંજે છે, "મને ભૂલી ગયા?"

* * * *

શાન્ત અને નિરવ રાત્રિની છેલ્લી ઘડીઓ પસાર થઈ રહી હતી, શયન ખંડની પૂર્વ દિશામાં આવેલ બારી આબિદે ઉઘાડી. પ્રભાતનો અનિલ ફરફર ઉદ્યાનમાં ખીલતા પુષ્પોની તરેહવાર સુગંધ સાથે એમાં પ્રવેશ્યો.

જુવાનીની મસ્તીઓમાં બેખબર ઘોરતી જમીલા પણ, બારીના ખખડાટથી ચોંકી ઉઠી. એક દિલકશ અંગડાઈ લેતાં એણી પલંગમાં બેઠી થઇ ગઈ. આંખો આડે આવી રહેલા અસ્તવ્યસ્ત કેશોને પોતાના હાથેથી હઠાવતાં તે બોલી.

"સવાર થઈ ગઇ?"

પ્રિયાત્માનાં શબ્દો ઉપર આબિદ ફીકું હસ્યો અને, પોતાની ખૂમાર ભરી આંખો જમીલા ઉપર ઠરાવી બોલ્યો.

"હા, જમીલા! કમબખ્ત બહુજ વહેલી!"

આબિદનાં શબ્દો જમીલાએ સાંભળ્યા. જાણે આ ખૂશનુમા પ્રભાત એણીને પણ ગમી ન હતી એવું મોં બનાવી જમીલા ઉઠી અને, ફાનસ પાસે આવી એને ઉઘાડી; ફાનસ ઉઘાડતા જમીલાએ દેખ્યુ, 'આખી રાત પ્રકાશ વેરતી જ્યોત પ્રભાતનાં પ્રકાશિત કિરણોના આક્રમણથી કો' પુરાણા ક્ષય રોગીની જેમ સાવ પીળી પડી ગઈ છે!' જમીલાની એકજ ફુંકે એનું કામ ખતમ કરી દીધુ. ઉપરની જાળીમાંથી થોડો ધૂમાડો કોઇના છેલ્લા શ્વાસની જેમ ઉડી ગયો.

ફાનસ ઓલવી ઝડપભેર શયનખંડ બહાર નીકળી જતી જમીલાનો કમળદંડ જેવો હાથ આબિદે પકડી લીધો.

"આજે હું જવાનો છુ."

જમીલાને દુઃખદ બનાવની આગાહી કરતો આબિદ બોલ્યો.

"જાવ, ખુદા તમારું રક્ષણ કરે, પણ મને ભૂલી જતા નહિ"? શુકના આશિષ અને ભલામણ એ સૌ થોડાક શબ્દોમા જમીલાએ વર્ણવ્યાં. એની મોટી, કાળી આંખોમા એક એક બિન્દુ આવી અટકી ગયું.

"તને બક્ષાય જમીલા ? તું આ શું બોલી ?"

નીચું જોઈ રહેલ જમીલાની અશ્રુભારે-ભારે બની રહેલ પાપણો ઉંચકાઈ અને એની સદાય નાચની કીકીઓ પતિના વદન પર ચોંટી રહી.

"આ તો હું યાદ દેવડાવું છું"

"યાદ દેવડાવવામાં મારા પ્રત્યેનો અવિશ્વાસ તો નથીને ! જો, હું તને કેટલો બધો ચાહું છું. હાં......તુ કદી..."

"હું ભૂલી જાઉં એવા કોઈ સંજોગો નથી. અલબત્ત મુંબઇ જેવા શહેરમાં જાવ છો. પુરૂષનું હૃદય વધુ ચંચળ અને ઉર્મિલ હોય છે. જુઓ યુવાન માણસ છો. સાંભળ્યું છે મુંબઇ શહેરમાં એવા અનેક બનાવો બની જાય છે મારા માલિક ! હું ક્યાંયની નહિ રહું ?"

છેલ્લા શબ્દો કહેતાં કહેતાં જમીલાની આંખોમાં ભરાઇ રહેલા આંસુઓ ટપકી પડ્યા. એ મોંઘા બુંદોને પોતાના રૂમાલ ઉપર ઝાળીના આબિદે પત્નિના સુર્ખી ભર્યાં ગાલો ઉપર મુહબ્બતની એક મહોર લગાવી.

"બરાબર ઠેકાણું પડ્યા પછી હું તને ત્યાંજ બોલાવી લઇશ ફક્ત પાંચ છ માસમાં ઠેકાણું પડી રહેશે."

"તબીઅત બરાબર સાચવજો. અને જેમ બને તેમ વહેલી સગવડે મને બોલાવી લેવાનું ભૂલતા નહિ"

"ચોક્કસ જમીલા ! વિશ્વાસ રાખ મને પણ તારા વિના ગમશે નહિ."

નીચે બે ચાર મિત્રો આવી પહોંચ્યા હતા, રેલ્વેનો ટાઇમ પણ થવા આવ્યો હતો, આબિદ અને જમીલાનાં પ્રણય ગીતો આવા સંજોગોમાં પૂરી ગયાં.

સૌ મિત્રોની સાથે ચા નાસ્તો કરી આબિદ રવાના થયો, જતાં થતાં એણે બેત્રણ વખત પાછા ફરી ઘર તરફ દેખ્યું, જમીલા વિદાય થતા પતિ તરફ જોઈ રહી હતી આબિદ નજર બહાર ગયો ત્યાં સુધી જમીલા તાકતીજ રહી ગઈ.

* * *

મુંબઈ આવી આબિદે પોતાની નોકરીનો ચાર્જ સંભાળી લીધો. ધીમે ધીમે એની સાથે કામ કરતા બીજા કર્લાકો સાથે મિત્રતા ગંઠાઈ ગઈ. પેઢીમાં આખો દિવસ દિમાગી વૈતરૂં કરતાં કર્લાકો છેક સાંજે સાડા છ વાગ્યે છૂટવા પામતા ત્યારે કંટાળેલા અને થાકેલા આ માનવો જરા આનંદ અને તાઝગી મેળવવા માટે ફરવા જતા. ચોપાટીના દરિયા કાંઠે મોજે ચઢેલાં અરબી સમુદ્રનાં ખારાં જળ ઉછળતાં જોઈ આ થાકેલા દિલો અને કંટાળેલા દિમાગો ઉપર પણ નવિન ઉત્સાહ અને પ્રોત્સાહનનાં પાણી ચડતાં વાયુ લહેરીથી લહેરતા ગંભીર દરિયાની ઉછળતી મોજે રૂપિ ઉર્મિઓ ઝીલવા દરરોજ ચોપાટીની રેતામાં માનવ મેદની ઉભરી પડે છે. આમ દરેક સંધ્યાએ મુંબઈની અનેક વિધ વસ્તી ચોપાટીને પાવન કરે છે ત્યારે, જાણે કે ચોપાટી આગળ જળ અને થળ બંને ઉર્મિલ થઈ ગયાં હોય તેવો ભાસ થાય છે !

આવા રસ અને મસ્તી ભર્યાં પ્રસંગે દરિયા કાંઠે ઉભેલા આબિદને જમીલા યાદ આવતી. મોજાંની છોળોમાંથી ઉડતી બુંદોના ચમકારમાં જમીલાની ચમકતી કીકીઓની સ્મૃતિ આબિદને થતી એને યાદ આવતું: 'મને ભૂલી જતાં નહિ.

આમ પહેલાં પહેલાં તો આબિદ જમીલાની યાદમાં ઘડીભર મસ્ત બનીજતો. પરંતુ અહિંતો માનવ બધુંજ ભૂલી જાય એવું છે. ધીમે ધીમે આબિદની પ્રકૃતિ ઉપર પણ આ ભૂલ ભૂલામણીની છાપ પડતી ગઈ. ઘડીભર એ પ્રકૃતિ શોભા નિરખતો તો, ઘડીભર સમુદ્રના કીનારે વિહરતા માનવ જુથ એની આંખોમાં રમી રહેતાં શૃંગારો સજી ચોપાટીના રેતી ઉપર દશ્ય થતી રમણીઓની કમનયના તરફ પણ આબિદ આકર્ષાતો હતો, અહિં સુશૃંગરિત મહિલાઓને નિરખતાં એની માનવ સુલભ ભૂખ જાગી ઉઠતી.

ચાર પાંચ ચોપડીઓ ભણેલી જમીલાનો પત્ર દર અઠવાડિએ આવતો પોતાના ગાંડઘેલા શબ્દોમાં એણી મુહબ્બતના ઉમળકાઓ ઠાલવતી, અંતે પોતાને યાદ રાખવાની એક માત્ર ભલામણ કરી એ પત્ર પુરો કરતી. આબિદ એ પત્ર વાંચતો, એના ચહેરા ઉપર એક આછું ફીક્કું સ્મિત ઝળકી આવતું.

જમીલાના બેત્રણ પત્રો પછી આબિદ એકાદ પત્ર લખી નાખતો હતો. જમીલાને પતિની આવી બેદરકારીથી દુઃખ થતું. આબિદ પોતાને મળતા રૂપીઆ પંચોતેરના પગારમાંથી દરમાસે રૂપીઆ ત્રીસ જમીલાને અચૂકપણે મોકલાવતો હતો.

મુંબઇમાં રૂપીઆ પંચોતેરના પગારમાં આબિદ જમીલા સાથે રહી શકે તેમ ન હતું. છ માસ વીતી ગયા પછી જમીલાએ લખ્યું, 'મને ક્યારે બોલાવો છો?' આબિદે લખી દીધું "આટલા પગારમાં તો બોલાવી શકું તેમ નથી. માસિક રૂપીઆ ત્રીસ મોકલાવું છું તે મોકલાવતો રહીશ. જો જમીલા! હું તને ભૂલ્યો તો નથીને?" અને શું આબિદ જમીલાને ભૂલ્યો હતો? દરમાસે રૂ. ત્રીસ મોકલાવતા પતિ શું પત્નિને ભૂલ્યા કહેવાય!

* * *

મનુષ્ય માત્ર માટે વાસનાની ભૂખ પણ અસહ્ય ભૂખ છે. બિચારો યુવાન આબિદ પણ આ ભૂખનો શિકાર થાય તો એમાં વધારે પડતા આશ્ચર્ય જેવું શું છે! મુંબઇનું વાતાવરણ શું મનુષ્યની આવી ભૂખને વધારે ઉશ્કેરી મુકતું નથી! જ્યાં પતનના માર્ગો ખૂલ્લે છોગ પોતાના આમંત્રણો પાઠવતાં હોય ત્યાં આવા યુવાનો અને આર્થિક મુશ્કેલીઓને નહિ પહોંચી શકવાથી પત્નિ જુદાં એકલવાયા રહેવાની દુઃખદ પરિસ્થિતિમાં મુકાએલા પુરૂષો પતન પામી બને તો એમાં વધારે દોષ એ કમનસીબ માનવીનો છે કે મુંબઇના મોંઘા અને મોહીલા વાતાવરણનો?

ખૂલ્લા છોગ ચાલતા કેટલાક અખાડાઓને બાદ કરતાં પણ આ વિલાસ નગરીમાં વસતા સાધારણ સ્થિતી ધરાવતા કુટુંબોમાં પણ આંખ આડા કાન થતા હોવાની વિગતો મળે છે. આર્થિક સ્થિતિ અને મુબઇની રહેણી કરણીજ વ્યભિચારના કેટલાક છાના અને ખૂલ્લા અડ્ડાઓનું મૂળ ભુત કારણ મનાય છે.

આબિદ પોતાની સાથે કામ કરતા કલાર્કોમા હળી મળી ગયો હતો. એમાંના કેટલાક તો પોતાના આખા કુટુંમ્બ સાથે મુંબઇમાં વસતા હતા. મુબઇની ફેશન અને ખરચાળતા એમના આખા કુટુંબને સ્પર્શી રહ્યાં હતાં. ચોપાટી કે સીનેમામા એ સૌ ક્યારેકતો આબિદ સાથે જતા હતા. આ, અને આવા સંજોગોમાં આબિદનું પતન થયું. પોતાના મિત્રની બ્હેન સાથે એનો અનચ્છિછનિય સંબંધ બંધાયો.

શહેરનાં સ્વચ્છંદી વાતાવરણમાં સમાજ અને સંસ્કૃતિના બંધનો ઢીલાં હોવાથીજ આવા કિસ્સાઓ બને છે. મિત્ર કુટુમ્બમાં આબિદને કશીજ રોકટોક ન હતી, કારણ ધમાલભર્યા શહેરમાં કોઇ શું કરે છે એ જાણવાના પ્રયત્નો બહુજ ઓછા કરવામાં આવે છે. પુરૂષ વર્ગ પોતાના કામમાં ગુંથાએલો રહેતા હોઇ ત્યાના સ્ત્રી સમુદાયને વધુ સ્વચ્છંદી બનવાનો મોકો મળે છે. આર્થિક સ્થિતિને પહોંચી વળવા માટે તેમજ ફેશનમય જીવન જીવવાના કોડમાં રાચતી સ્ત્રીઓ શિયળનાં નિયમબંધનોને વધુ મહત્વના આપતી નથી. આ સઘળા સંજોગો વચ્ચે નથી રહેવા પામતો પુરૂષ વર્ગ વફાદાર, નથી રહેવા પામતો સ્ત્રી સમુદાય વફાદાર! આવા બેવફાઇના પરસ્પર પ્રસંગોમાંજ ઉપરથી ભવ્ય દેખાતુ શહેરી જીવન અંદરથી સળગી ઉઠે છે. જેની જ્વાળાઓમાં બિચારી જમીલા જેવી કેટલીએ નિર્દોષ બાળાઓ હોમાઇ જાય છે.

* *

એક વર્ષનો ગાળો પસાર થઈ ગયો. આબિદ વતનમાં આવ્યો. ત્રણસો સાઠ દહાડા બાદ પતિને મળેલી જમીલા આનંદ ઘેલી બની રહી. પરદેશી પ્રીયતમની ગ્રીવામાં હાથ નાખી એણીએ પૂછ્યું:

"મ્હારા માલિક! મને ભૂલી ગયા તો નથીને?"

"જમીલા તને! આ શું બોલી ?"

"આ એક વર્ષ સુધી"

"એક તો શું પણ, પાંચ વર્ષ થઈ જાય તોએ"

"ખચીત"

"તારા સમ"

"મને ઠગતા તો નથીને ?"

જમીલાના ઉપરોક્ત શબ્દો આબિદના દિલમાં તીરની જેમ વાગ્યા એટલે દિલની તિવ્ર વેદના એના મો ઉપર રમી રહી.

'શું હું માસે રૂપિઆ ત્રીસ નહોતો મોકલાવતો ?

પોતે એને ભૂલ્યો નહોતો એનું પ્રમાણ આપવા આબિદે કાંઈક ખીન્ન થતા જણાવ્યું.

"હું એ ક્યાં કહું છું ?"

'તો ?'

'તો' ની કહેતાં જમીલા અટકી, એના સ્ત્રીસુલભ સ્વભાવે એણીને અટકાવી. આબિદના ચહેરા ઉપર વિષાદની થોડીક વધુ રેખાઓ અંકાઈ ગઈ

પતિના વદન ઉપર તરવરતી વેદના જમીલાના હૃદયમા ઊંડેને ઊંડે ઉતરી રહી હતી

"સાવ ભોળા! જાણે કાંઈ સમજતાજ નથી," ચપળતા પૂર્વક પોતે કાળજ ગુહ્ય જ પૂછે છે એમ જમીલાએ ટોળ કર્યો.

"હં...અં !"

"હવે સમજ્યા ?"

"સમજ્યો, ગાંડી... !"

જમીલાના સવાલને બરાબર સમજ્યા છતાં આબિદે કાંઈજ ખૂલાસો કર્યો નહિ. ફકત એને ગાંડી કહી એણીના સવાલને ઉડાવી દીધો.

એક વર્ષ પછી પણ જમીલાને મળેલો આબિદ કોઈક છૂપાવી રાખતો હતો એના દિલમાં અંદરને અંદરજ કો ઉદાસીનતા ઘર કરી રહે છે એવું જમીલા સમજી શકી હતી. દસબાર દિવસ પસાર થઈ ગયા. આબિદને ખુશ કરવા માટે જમીલા નિત્ય નવા પ્રયત્નો કરતી હતી પરંતુ એના પ્રિય આબિદને કોણ જાણે શું થઈ ગયું હતું કે એ પુરેપુરો પ્રસન્ન થઈ શકતો ન હતો.

દરમ્યાન મુંબઈથી નીકળતા દૈનિક પત્રોમાં એક ખબર પ્રસિદ્ધ થઈ. એક તાજા જન્મેલા બાળકનું શબ પોલીસને મળી આવ્યું હતું. એ સંબંધે મુંબઈની ચતુર પોલીસે એક સ્ત્રીની ધરપકડ પણ કરી હતી. એની સાથે આડો સંબંધ ધરાવનાર પુરૂષની શોધ પણ ચાલતી હોવાનો એ પત્રમાં ઉલ્લેખ હતો. સ્ત્રી એક કુમારિકા હતી. એણે કોઈનું પણ નામ દેવાનો ઇન્કાર કરી દીધો હતો."

એના બીજે દિવસે આબિદ વહેલો ઉઠ્યો. એણે પોતાનાં કપડાં બેગમાં ભરવા માંડ્યા.

"કેમ ?" જમીલાએ કાંઈક આશ્ચર્ય ચકીત થતાં પ્રશ્ન કર્યો.

"આજે જવું છે" આબિદે ટુંકો ફકત જણાવ્યું.

"આજેજ, એક માસ રહેવાના હતાને ?"

"હતો પણ"...

"પણ શું ?"

"આતો નોકરી કહેવાય જમીલા ! ફરજ, સમજને ? ત્યારે જવુંજ જોઈએ"

"રોકાયા હોત તો !"

"વાંધો પડી જાય"

"જરૂરજ ?"

"હા, ખચીત !"

"મને ભૂલતા નહિ."

જમીલાના છેલ્લા શબ્દો ઉપર આ વખતે આબિદ રડી પડ્યો

"રહો છો શું? મને બોલાવી લેજો. બોલાવશોને?"

"નહિ."

"તમારૂં મુંબઈ દેખાડવા માટે પણ?"

"એમાં જોવા જેવું કાંઈજ નથી."

"કાગળોમાં તો બહુજ વખાણ કરતા હતા!"

"હતો."

"કાગળો લખવાનું ભૂલી જતા નહિ.

હવે આબિદથી વધારે સહન થઇ શક્યું નહિ. એના દિલમાં ભરાઈ આવેલ ડુમા વચ્ચે એ બોલ્યો.

"કદાચ ભૂલીજાઉં. પત્ર પણ ન લખું; પણ તું મને......ભૂલી જઈશ જમીલા?"

"હું ક્યાં મુંબઈમાં વસનારી છું?"

"ખચીત! મુબમાં વસનારજ સૌ કોઈ ભૂલી જાય છે. પ્રેમાળ પત્નિ, પ્રાણ પાથનાર ભાઈ, જનતા, પિતા, માન, કુટુંબ બધુંજ અને પોતાને પણ!"

"હેં!"

"હા, હું પણ એ બધું ભૂલી ગયો. મે અપરાધ કર્યો છે! હું અપરાધી છું!"

"તમે! તમે શો અપરાધ કર્યો છે? માસિક રૂપીઆ ત્રીસ મોકલતા હતા. અને અવકાશે પત્ર પણ લખતા હતા. આટલું તો કોઈજ ન કરી શકે?"

જમીલાના આવા સત્ય શબ્દો ઉપર રડતો આબિદ પણ હસી પડ્યો. એક ભયંકર હાસ્ય કરતાં એણે કહ્યું, "છતાં હું અપરાધી છું. મ્હારા અપરાધનો ઇકરાર હું ખુલ્લે છોગે કરીશ. આમ ઘરને ખૂણે ફક્ત તનેજ કહું તો ઉલટું તું મારા અપરાધને ઢાંકવા માટે વધારે અપરાધ કરવાનો માર્ગ બનાવે."

"પેટીમાં કાંઈ ભૂલચૂક?" ચિંતા ગ્રસ્ત થએલ જમીલાની બુદ્ધિ પેટી ઉપર જઇ ચોંટી.

"નહિ!"

"મેં થોડા પૈસા બચાવી રાખ્યા છે લેતા જાવ."

"રહેવા દે, તારે કામ આવશે. હું ન મોકલી શકું તો તું દુઃખી થઇશ."

જમીલા અને આબિદ વિખૂટા પડ્યાં. આ વખતે જતાં આબિદે જમીલા તરફ ફરીને એક વખત દેખ્યું નહિ. જમીલાને આ વાતનું પણ દુઃખ રહી ગયું.

* * *

ન્યાયમૂર્તિ આગળ હાજર થએલ ગુનેગાર કેટલીક ચોંકાવનારી વિગતો ખુલી કરનાર હતો. એથી, આજે કોર્ટમાં ચિક્કાર ગીરદી હતી. એણે ખુદાને માથા ઉપર રાખી પોતાના ગુનાહનો ઇકરાર કર્યો. કોર્ટ પણ ઘડી ભર મૂર્તિવશાત્ બની રહી.

પીંજરામાં ઉભેલ આબિદે પોતાનુ લેખિત ઇકરારનામું પોતાના મોઢેજ વાંચી સંભળાવવાની વિનંતિ કરી: એ મંજુર કરવામાં આવ્યું. આબિદે વાંચવા માંડ્યુ.

"હું મનુષ્ય છુ. મેં મનુષ્ય સુલભ પાપ કર્યું છે. કાયદામાં આવતી શિક્ષા મને ફરમાવાય. હું એ ખુશીથી ભોગવીશ મુંબઈનું આર્થિક જીવન, ખરચાળતા, અને વધુ પડતી આઝાદીજ એવા ગુનાહોનું મૂળ છે. પત્નિ છતાં એકલવાયા રહેવાની ફરજ પાડતું મુંબઈનું મોઘું જીવન: કુટુંમ્બ સાથે વસનાર માટે મુસ્કેલી જેવા ફેશનેબલ રહેવામાં આર્થિક ઉત્પન્નની ઓછપજ આવા ગુનાહોને નિપજાવે છે. જીવનનું ધોરણ વધુ પડતી સ્વછંદતા અને શિયળનાં વિધાનીક નિયમનોનો પ્રચાર કરવામાં નહિ આવે: તો આ સઘળા વચ્ચે અટવાતો મુંબઇનો જનસમાજ ગમે તેટલા ગુનેગારોને લટકાવી દીધા પછી પણ સુધરી શકશે નહિ! મેં હાજર થઇ આવા ગુનાહોનાં મૂળ ભૂત કારણો દર્શાવ્યાં છે. એમને નાબુદ

કરવાની ફરજ આપના શિર છે. મેં કરેલા ગુનાહનો હું એકરાર કરું છું."

"તમને સખ્ત મજુરી સાથે ત્રણ વર્ષની સજા કાયદો ફરમાવે છે" ન્યાયમૂર્તિએ હાથમાં કલમ પકડતાં કહ્યું.

આબિદના હોઠો ઉપર એક અદ્ભૂત હાસ્યની ઝલક આવી અને ઉડી ગઈ.

હવે જમીલાને દરમાસે રૂપીઆ ત્રીસનું મનીઓર્ડર મળતું નથી. એણીના પત્રનો જવાબ પણ આવતો નથી. એણે છેલ્લાં ચાર પાંચ પત્રો લખ્યા. અંદર લખ્યું હતું 'આબિદ! મારા સમ મને ભુલી ગયા? હું તમને ભુલી નથી. મ્હારા પ્રેમની કસોટી કરવા માટે તો આમ કરતા નથીને? ભીડમાં હોવ તો પૈસા ન મોકલતા. સંઘરી રાખેલા નાણા હજુ ચાલે છે. તમારી તબીયત તો સારી છે ને? અહિંજ ચાલ્યા આવો.'

પરંતુ એના એકે પત્રનો કાગળ જવાબ નથીનો આવ્યો. દરરોજ એણી ટપાલી આવવાના વખતે દરવાજા આગળ ઉભી રહે છે.

પહેલાં દર અઠવાડિએ પંદર દહાડે પત્ર આપી જતો અને દર માસે રૂા. ત્રીસનું મનીઓર્ડર પે કરી જતો પોસ્ટમેન જમીલાને પૂછતો જાય છે.

"હવે તમારો કાગળ નથી આવતો? મની-ઓર્ડર પણ નથી મોકલતા...હમણા નોકરી બોકરી છે કે નહિ"?

"ખુદા......જા......ણે!" પત્ર મેળવવાની આશામાં દરરોજ દરવાજા આગળ આવી ઉભતી જમીલા નિરાશ થતાં જવાબ આપે છે. અને પોસ્ટમેન ન દેખે તેમ પોતાની આંખોમાંથી બે ઉન્હાં આંસુઓ પાડી ઘરમાં ભરાઈ જાય છે.

શયન ખંડમાં આવતા એણીથી પોક મુકી રડી પડાય છે. ફુસકાં ખાતાં એ બોલે છે "મને ભુલી ગયા!" જવાબને બદલે સ્વજન વિહોણા સુના ઘરની દિવાલો જમીલાનાજ પ્રશ્નનો પડઘો પાડી એની મશ્કરીઓ કરતી હોય તેમ ગુંજે છે "મને ભુલી ગયા!"








જનાબ 'આર' રાંદેરી સાહબ
કર્તા:—"શાઇરી" ભા. ૧–૨.

કવિ દર્દની માટીથી ઉત્પન્ન થાય છે કવિ દર્દ, દુઃખ, મુસીબત આફતનો એક નમૂનો હોય છે. છોડરૂપી કવિને લોહીના ટીપાંઓથી ઉછેરવામાં આવે છે. કવિને પોતાનીજ અગ્નિમાં બળી મરવું પ્રીય લાગે છે. કવિ પોતાના કાવ્યથી ઉત્પન્ન થતી તાસીરની ગરમીનુ પતંગિયુ છે. કવિ જેવા સ્વતંત્ર સ્વભાવનો દુન્યામાં બીજો કોઈ હોતો નથી. કવિ પહાડો અને જંગલોમાં દિવાનાઓ સમ ભટક્યા કરે છે. કવિને દરેક વસ્તુની આકર્ષક શક્તિ પોતાની તરફ ખેંચે છે કવિ દરેક વસ્તુમાં ગરમીને ખોળે છે. કવિને કોઈ વેળા કટકનુ ખૂંચતું હસાવી દે છે, અને કદી કળીનુ ખીલવું રડાવી દે છે. કવિની પ્રકૃતિમાં તર જેવા સો પહાડથીએ વિશેષ મ્હોટા કલ્પિત મહેલો બાંધવાના સ્થાનો હોય છે. કવિની દેખવાની શક્તિ એક પળમાં સેંકડો પૃથ્વીઓ જેવા વિશાળ ગૃહોને દેખી શકે છે. કવિની મૂળ હકીકત અને બનાવટ કવિ આગળ એકજ વસ્તુ છે કવિનો સ્વભાવ તમામ વિશ્વનો ખુલાસો કહેવાય છે. કવિમાં દરેક રંગ પ્રગટ થઈ સમાઈ જાય છે. કવિનું હૃદય આકર્ષક હોય છે. કવિ જો કે વન ઉપવનમાં ભટકતો રહે છે, અને દુન્યાની દ્રષ્ટિએ હલકો ગણાય છે, પણ ખરેખરા દર્દનુ મુખ્ય સ્થાન કવિજ છે. આંતરિક ઉભરાઓનો ખરેખરો ફૂંવારો કવિજ હોય છે. કવિ આ વિશ્વના તરેહવાર રંગો જોવાને માટે એક આઇનો છે. કવિ મસ્તી ભર્યાં દુઃખના વહેંચણીનું એક માપ છે. જો કે કવિ જાહિરમાં દુઃખોની ઉત્પત્તિનું મુખ્ય સ્થાન દેખાય છે, પણ રૂપની દેવીના વાજીંત્રનો એજ અવાજ છે, જ્યારે કવિ મસ્તી ભરી સુરા પાને બેશુદ્ધ થઈ જાય

છે; ત્યારે તે પોતે પોતાની હસ્તીને પણ ભૂલી જાય છે કવિ પોતાના ચિન્તા પાસેથી મસ્તીને ખોળે છે. કવિ વિચારને પોતાનું મદપાન સમજે છે. કવિ હૃદયમાંજ પોતાની મેહફિલ જમાવે છે કવિ જે કંઈ કહે છે તે મદમસ્ત સ્થિતીમાંજ કહી શકે છે. કવિના વાણીગથી કદી દુન્યા રોતી જાય છે. એનું ગીત કદી હમેશ માટેનો એક રાગ થઈ જાય છે. કદી એની વાત દંતત અને શીખામણનો કિસ્સો થઈ જાય છે. કવિ કદી એક રજકણને સૂર્ય બનાવી દે છે, અને કદી સ્વર્ગને નર્ક બનાવી દે છે. જો કે કવિ કિનારાની જેમ ચુપ છે પરતુ દૂરથી દરિયાના શોરને સાંભળે છે કારણકે એનો સીનો અવાજોના મર્મોને સમજી ગ્રહણ કરવાનું મુખ્ય ગૃહ છે. કવિના ગીત ઝમાના માટે ફરિસ્તાઓનો અવાજ છે. કવિ કદીપણ હૃદયમાં દુન્યાનો પ્રેમ પયદા કરતો નથી. કવિ જામને એટલા માટે તોડી નાખે છે કે શીશો પયદા થાય

કવિ જનહિત ભ્રાન્તીની સ્ફુરણાથી જે કંઈ લખે છે, તે ખરેખર સત્યની મીમાંસા હોય છે. કવિને મેઘધનુષ્યના રંગોમાથે કાવ્યો નાચતા દેખાય છે. કવિને શાંત રાત્રીએ ચકચકિત તારલાઓ સંદેશાઓ આપી જાય છે. તેઓના સંદેશાઓ કવિના અંતરની ઉંડાણમાં ઉતરી જાય છે. કવિના આંતરિક ઉભરાઓ સારી રીતે ઉડી શકે એવી પાંખો રાખે છે. તે ઉભરાઓ નવરાશની પળોમા ઉડતાં પક્ષિઓની જેમ આવે છે, ત્યારે કવિ મ્હોટે ભાગે તેને શબ્દોની જાળમા જકડી લેવા ફતેહમંદ થાય છે. કદી કવિ જાતેજ સંદેશો થઈ જાય છે. કવિનો સદેશો આ વિશ્વથીયે પહેલાનો છે. કવિનો સંદેશો કવિથી પણ જુનો છે.

કહેવાય છે કે ગુલાબ પોતાની સુંદરતાની સાથે જાતે ખીલે છે, પણ જ્યારે તેનુ સ્વરૂપ તમામ ખીલી ઉઠે છે, ત્યારે કરમાઈ જાય છે. કવિ પોતાના કાવ્યથી ઉત્પન્ન થતી અસર પર વધે છે, અને જીવે છે કવિનું કાવ્ય તેની પાત્રતાનો પુરાવો છે, જે સમય, અને આંતરિક ઉભરાઓની કયદમાં તડપતો દેખાય છે. જેવી રીતે આંતરીક ઉભરાઓની જકડમાં આત્મા બેકરાર નજર આવે છે. કવિનું કાવ્ય તેની હરકદ પળના મૌતનું ગીત છે. જીવન હોય કે મૃત્યુ, કવિ દરેક વખતે પોતાની પાત્રતાને કોઇ ખાસ ઘડીની ખેંચતાણમાં જુએ છે, અને વર્ણવે છે.

કવિનુ કાવ્ય એક દેહ છે. દેહ નાશવંત છે. પણ કાવ્યની અસર કે જે કાવ્યનો અમર વિભાગ છે તે કવિ કે કાવ્યના જેવો નાશવંત નથી, પણ અમર છે, જે અંતરની ઉંડાણમાં છિન્નભિન્ન ખિયાલોના હોવા છતાં ઘર કરી લે છે.

જો કે કાવ્યની અસર એક પડછાયો કહેવાય છે; પણ કવિને તેમાં જીવનની એક ઝાંખી, અને નિર્દોષ ઝલક દેખાય છે. પુષ્પોનું ખીલવું. બુલબુલોનું ગાવુ એ વસંત ઋતુના ચિન્હો છે; પણ કવિને એની પાછળ એક મ્હોટી વસંત દેખાય છે. વસંત એક આત્મા છે. પાનખરે જ્યાં જ્યા હરિયાલીઓનો નાશ કર્યો છે; ત્યાં ત્યાં વસંત હરિયાલીઓનો ચકચકિત લિબાસ પહેરી મદમસ્ત ઝૂમતી આવે છે. કવિ પાનખરનો ભોગ બનેલ દુન્યામાં વસંત બની પ્રગટ થાય છે, અને પોતાની પાત્રતાનો પ્રકાશ એવી રીતે ચમકાવી શકે છે. કે ભવિષ્યમા તેનો ઉપદેશ શ્રોતાઓ માટે શાંતિનું કારણ બને છે.

જ્યારે કવિ ચાંદની રાતમાં સમુદ્રના તોફાનની જેમ ઉઠે છે, ત્યારે મોલામાણી નાવડીઓ વમળમાં ડુબી જાય છે. સવારના તારલાઓ ધ્રૂજે છે. પ્રકાશ જાતેજ પ્રકાશ માટે મોતનો પયગામ બને છે. કવિને આકાશ ઉપર ધૂળ ઉડતી દેખાય છે કવિ દિવસને જીવનની જંજાળનું પારણુ સમજે છે. કવિ પોતાના જીવનમાંજ જીવનને ખોળે છે. કવિ પુષ્પોનું પયરહન ફાડેલુ, અને બુલબુલના હૃદયમાં પ્રાણ જોઇ કહે છે, કે

આ વસંતનો બાગ છે કે માતમની મેહફિલ અને પોકારી કહે છે કે, મારી આંખે મને જે દેખાય છે, તે મને કહેવા ન દો! મને મારા એકાન્તમા રહેવાદો! આ સ્વપ્નમય જગત પાસે એક બીજું જગત પણ છે. તે જગત આ જગતથી દૂર, આંખોથી અદ્દશ્ય, પણ હૃદયની પાસે છે. એ જગતની એક રજકણ પણ નાશવંત નથી. એની હરિયાલીના એક પાંદડાંને પણ બૂખર લાગતી નથી. અહીયા પુષ્પો હમેશ માટે ખીલે છે. અહીયાની સરિતા ઓમાં સદા મોતીઓ વહે છે. અહીયા પ્રેમ, વિયોગના દુઃખથી બે ખબર હોય છે. અહીંયા રૂપ, દર્શનના શોખની ગરમીથી બેપરવા રહે છે. અહીંયાની એક એક રજકણ ખુશીની ઈદ છે. અહીંયા દરેક જગ્યા પર આશાઓની રોશની પ્રસરી રહી છે. એ જગત દુઃખના સ્પર્શોથી અલાગી છે; છતાં કવિ કોઇ જગ્યાએ ખૂશ રહી શકતો નથી, એ કવિ સારી રીતે જાણે છે.



## જીવન–નૌકા

પ્રભો ! મ્હારી જીવન–નૌકા
જરા તટપર લગાવી દો,
નહીં તો ડૂબશે : એ'ને
તરંગોથી બચાવી દો !
મહા વિકરાળ ખડકોથી
અહા ઘેરાયલી એ'ને
દયાળુ ! કંઈ દયા લાવી
તુફાનોથી ઉગારી દો !
ખડક સુખ દુઃખના ઉપર
અજાણે એ ય અફળાઈ,
થઈ છે જાંજરી : પાણી
ભરાયે તે હઠાવી દો !
નથી દેખાય ધ્રુવતારો
બધે અન્ધાર છાયાથી,
સૂઝે ના માર્ગ નૌકાનો
પ્રભો ! આશા બનાવી દો.
ભરાઈ પાપના ભમરા મહીં
ઓ લે ચ ઢી એ ને
પ્રભો ! આધાર તારો છે
બચાવી દો, બચાવી દો !

કવિ શ્રી–જનાર્દન પ્રભાસ્કર




[ ઈસ્લામી બાદશાહની હિંદુ વફાદારીની એક સત્ય ઇતિહાસીક ઘટના ]

(૧)

ઇ. સ. ૧૬૧૭ નો આ પ્રસંગ છે.

ગામથી દૂર જંગલમા એક શિવાલય આવેલું હતુ. ત્યા તે શિવાલયમાં માત્ર માતા તથા પુત્રિ રહેતા, અને ગામમાથી પૂજા કરવા આવનાર ભક્તો જે કાંઈ આપતા તેના ઉપર માતા અને પુત્રિનો નિર્વાહ ચાલતો હતો. તેમને ગામથી છેટે એકાન્ત અને જંગલમા રહેતા જરા બીક નહોતી. ચોર ડાકુની ધાસ્તી નહોતી. પૂર્ણ શાન્તિ અને નચિંત જીવન ગાળતા, કારણ કે તે સમયમા શહેનશાહ જહાંગીરનો અમલ હતો તેના ઇન્સાફનો ચારે બાજુ ડંકો વાગતો. હિંદના તે મહાન શહેનશાહની ધાક એટલી બધી હતી કે ચોર લુટારૂ પોતાનો વંશપરંપરાનો ધંધો જન્મસિદ્ધ હક સમજી, એકજ રસ્તો સમજતા તેનો ત્યાગ કરી દીધો હતો !

તે શિવાલયના ચબુતરા ઉપર જમી પરવાર્યા પછી માતા પુત્રિ આવીને બેસતી અને પોતાના પહેલાંના જીવન ઉપર વિચારણા તથા વાર્તાલાપ કરતી

"પુત્રિ તારા પિતાનો સમય કેવો આનંદ દાયક અને સુખી હતો હાલ પણ મને બીજા નગરની સાહેબી યાદ આવે છે" માતાએ નિશ્વાસ નાંખતા કહ્યું.

"માતા ! હું તમોને ઘણીવાર કહી ચુકી છું કે ગએલા સમયને યાદ કરી શા માટે દુઃખી થાઓ છો. સુખ દુઃખ તો એક છાંયડો છે. રાત પછી દિવસ અને દિવસ પછી રાત આવે છે, તેમ સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ આવે છે. પણ માતા ! સુખ દુઃખ તો મનની ભાવના છે. નહિ તો જગતમાં સુખ દુઃખ જેવું કાંઈ છેજ નહિ: શુ તમો જગતમાં જોતા નથી કે જે વાતમાં એકને સુખ જણાય છે, તો બીજાને તેમા દુઃખના દર્શન થાય છે:—

"પણ પુત્રિ ! શુ આપણાં દહાડા નહિ વળે ! તારા પિતાનું ભવિષ્ય ભાંખેલું સાચુ નહિ પડે ? માતાએ દુઃખ ભર્યા અવાજે કહ્યું.

તને મારા પિતાના વચનમાં અવિશ્વાસ લાવવાનું કયુ કારણ મળ્યું છે. મા !"

"બેટા રૂપા. મને તો રહી રહીને માગે આગલો સમય યાદ આવે છે. બીજા નગરની આબોહવા ! કેવી મનમોહક હતી. તું તો નાની હતી, તારા પિતા ત્યા સારી નોકરી ઉપર હતા, પણ તેમના સ્વતંત્ર સ્વભાવના કારણે વડા પ્રધાન સાથે કાંઈ વાતમા અણબનાવ થતાં સરકારી નોકરી મુકી દીધી, ત્યારે મને ઘણું દુઃખ થયું, તેમને નોકરી મુકવાનું કારણ પૂછતાં તે બતાવ્યું નહિ, એટલુંજ નહિ પણ ત્યાંથી ચાલી નીકળ્યા' તે વખતે રૂપા ! તું માત્ર "મા, મા, મા," મધુર શબ્દે બોલતી માગ કરતાં તારા પિતા તને બહુ ચાહતા હું જ્યારે જ્યારે તારા ઉપર ગુસ્સે થતી ત્યારે આ પરિવર્તનનુ કારણ તારી પેદાશથી થયું છે, એમ કહેતી તો તારા પિતા ઘણા ગુસ્સે થતા અને કહેતા કે મારી પુત્રિ અકર્મી નથી પણ સકર્મી થશે. રાજ ગાદીની માલિક બનશે હું તે વાતને હસી કાઢતી. તેથી તે ચાલતા-

હું મુખ મોડી ચૂપ થઈ જતી." આટલું બોલતાં તો રૂપાની માતાની આંખમાં આંસુ આવી ગયા. હૃદય ભરાઇ ગયું. આગળ બોલી શકી નહિ.

માતા પાછી રડે છે. "મારા પિતાની ભવિષ્યવાણી ફળવાનો સમય મનેતો સમિપ આવેલો લાગે છે."

"તુ તો હમેશ મને આવીજ આશા બતાવે છે, પણ તારી આશા ફળતી નથી"

"માતા દરેક વાતને સમય હોય છે. સમય આવ્યે સર્વે પાસા સીધાજ પડે છે."

"પાસા ક્યારે સીધા પડશે તેતો પ્રભુ જાણે, પણ જો તારા પિતાએ આ નાનકડું શિવાલય ને ત્રણ ચાર કોટડીઓ ન બનાવી હોત તો કોણ જાણે આપણી શી હાલત થાત?"

"માતા! મારા પિતાનું કથન કદાપિ અસત્ય કરનાર નથી; અને મારા પિતાએ મને જે જ્ઞાન આપ્યું છે, તેને આધારે કહી શકું છું કે હવે તે સમય પાસે છે કે આપણી હાલત બદલશે."

"આશામાંને આશામાં તો વર્ષો વહી ગયાં બેટા!"

"માતા! ચિન્તા ન કર; જા તુ જમી લે."

"અને તુ?"

"મેં જમી લીધું છે." આજે મને કોણ જાણે શાથી આનંદ લાગે છે મારૂં મન આનંદમાં ડોલવા લાગે છે; મને અત્રેજ બેસી રહેવું ગમે છે. આવો આનંદ મેં કોઇ પણ પ્રસગે અનુભવ્યો નથી હું નથી સમજી શકતીકે કારણ શુ છે.? જા, મા, જા, જમીલે. મને અત્રેજ બેસી રહેવા દે રૂપાએ મક્કમતાથી કહ્યું.

રૂપાની માતા પોતાની લાડકવાઈ પુત્રિની લાગણીને વશ થઈ ચાલી ગઈ.

(૨)

માતાના ચાલ્યા જતાં રૂપાએ આકાશ સામું જોઇ એક નિશ્વાસ નાખ્યો તે પછી તેનાં નયનોમાં આંસુ આવી ગયાં. સજળ નયને તેણે શિવાલયની સામાં જોયું, અને બન્ને હાથ જોડી નમી; અને મનમાં ગણગણવા લાગી. વખતે પ્રાર્થના કરતી હશે.

આ વખતે રૂપાની વય તો ચૌદ વર્ષની હતી; અલબેલું યૌવન આવે છે, તેનું તેની મુખાકૃતિ જોવાથી સાફ જણાઈ આવતું હતું; અને તેના પ્રત્યે જોનાર સ્વભાવિક રીતે અગમ્યબી લાગણીને વશ થઇ જાય તેવું તેનું રૂપ હતું. તેના લુગડાં તદ્દન સાદાં હતાં. અને જુની અને થીંગડાં આપેલી સાડીએ તેણે પોતાના ઉભરાતા યૌવન તથા કાયાને સંતાડી હતી, તે પોતાના વિચારમાં મગ્ન હતી, કે એક ઘોડેસ્વાર યુવાન તેની પાછળ આવી ઉભો. રૂપાને તેનું ભાન નહોતું.

આવનાર ઘોડે સવાર ઘોડા ઉપરથી ઉતર્યો, કે ઘોડાએ હણહણાટ કર્યો. તેના અવાજે રૂપા ચમકી. ઉભી થઈ ગઈ; અને આવનાર યુવાનને જોતાંજ કોણ જાણે કયા કારણે શરમના કારણે તેની આંખો ઢળી ગઇ; અને પોતાના અલબેલા, ઉભરાતા યૌવનને સંતાડવા નકામો પ્રયત્ન કરવા લાગી.

"પુત્રિ! ગભરાવાની જરૂર નથી. હું એક મુસાફર છું; અને માર્ગ ભૂલી જવાથી આ બાજુ ચાલ્યો આવ્યો છું. મને તરસ લાગી છે. શું તમો થોડું જળ મને પીવાડી શકો છો?"

"આપ આ શિવાલયના ઓટલા ઉપર બેસો. હું હમણાંજ શિતળ જળ લાવું છું" પોતાનો ગભરાટ દૂર કરીને રૂપાએ કહ્યું; અને તરત ત્યાંથી ઉતાવળી ઉતાવળી હર્ષભેર ચાલી ગઈ.

આવનાર યુવકે પોતાના અશ્વને એક વૃક્ષ સાથે બાંધી દીધો, અને ઓટલા ઉપર બેસી ગયો. શિવાલયની પાસેજ એક ઓરડી હતી, તેમાંથી અમુક મીનિટમાં રૂપા બહાર આવી તેના એક હાથમાં પાણીનો લોટો હતો, ત્યારે બીજા હાથમાં થાલી હતી થાલીમાં જમવાના બે રોટલા અને શાક હતું. થાળીને પાણીનો લોટો યુવાન આગળ મૂકી દીધાં અને સામે બેસી ગઇ.

"હું આપને પ્રાર્થના કરી શકું છું કે પાણી પીવા પહેલાં ત્રણ ચાર કોળીયા રોટલી ન ખાઓ? હું ઘણી દીલગીર છું, કે મારી ઝુંપડીમાં આ વગર અન્ય કાંઈ નથી" રૂપાએ ગળગળા થઇ જઈ કહ્યું.

"ચિન્તા નહિ" કહેતાં યુવાન તરસના કારણે પીડાતો હતો, પણ રૂપાની લાગણીને વશ થઈ રોટલી ખાવા લાગ્યો. તે યુવાનના રૂપરંગ જોતાં તે કોઈ મહાન માણસ હોય તેમ સ્વાભાવિક લાગતુ હતુ, અને તે ઘણાં એશ આરામમાં રહતો હોય તેમ લાગતુ હતુ યુવાન આનંદ સાથે જમી રહ્યો હતો તેનું ધ્યાન જમવામા હતુ, ત્યારે રૂપા તે યુવાનને બારીક નજરે નિહાળી રહી હતી. જમ્યા પછી યુવાને પાણી પીધુ કે રૂપાની નજર યુવાનની આંગળીએ પહેરેલી યાકુતની અંગુઠી ઉપર પડી. અંગુઠી જોતાં તેણે મંદ હાસ્ય કર્યું અને ઉત્સાહ ભેર દોડી પોતાની ઓરડીમા ચાલી ગઇ

થોડા સમય પછી એક કાગળનુ પોટકુ લઇ તે બહાર આવી અને યુવાનની સામાં બેસી કાગળમાં લખવા લાગી.

યુવાન હેરાન હતો કે રૂપા શુ કરે છે? તે હવે રૂપા તથા તેનાં કૃત્ય સામે એક ધ્યાનથી જોઈ રહ્યો હતો, તેની સબર નાશ પામી અને કાંઈ પૂછવા માગતો હતો કે તે પહેલાં મંદ હાસ્ય કરતાં રૂપાએ યુવાન સામે જોયુ. યુવાને પણ ઉત્તરમાં મંદ હાસ્ય કર્યું.

"શું આપ! જમણો હાથ દેખાડી શકો છો?" રૂપાએ પોતાનો હસ્ત લંબાવતાં કહ્યું.

યુવાને પોતાનો જમણો હાથ રૂપાના કોમળ કરમાં મુકી દીધો. યુવાનનો હાથ જોઈ તે પાછી કાંઇ વિચારમાં પડી ગઈ. અને પોટલીમાંથી એક કાગળ કાઢી અને પછી આનંદમા ડોલવા લાગી. અને "મા, મા, મા" નો અવાજ કર્યો

તેની માતા બીજી ઓરડીમાંથી બહાર આવી અને પોતાની પુત્રિને એકાન્તમાં એક યુવાન પાસે આ પ્રમાણે બેઠેલી જોઇ અચમ્બામાં પડી ગઈ; અને પાસે આવતાં કહ્યું,

"રૂપા! કહે શું છે? આ યુવાન કોણ છે?"

"માતાજી હું શહેનશાહ જહાંગીરના સૈન્યનો સાધારણ સિપાઈ છું. દિલ્હીનો નિવાસી છું. આજે શિકાર રમવા આવતાં માર્ગ ભુલી જવાથી આ બાજુ ચઢી આવ્યો. તરસ પુષ્કળ લાગી હતી હું તમારી પુત્રિનો ઉપકાર માનું છુ કે મને પાણી પાવા સાથે ખાવાનું પણ આપ્યું." યુવાને વિવેક સાથે સલામ કર્યા પછી કહ્યું.

"આપ પોતાને સંતાડો છો. પણ હું આપને ઓળખી ગઈ છું. મારા પિતા વ્યાસજી અને મારી વિદ્યા જુઠી હરી શકતી નથી. જેની એંધાણીઓ અને નિશાનીઓ મારા પિતાજીએ દેખાડી હતી. જે તેઓ પોતાના હાથે લખી ગયા છે. તે સર્વે મળતુ આવે છે તે સર્વે આપમાં જોવામાં આવે છે. સત્ય કહો. શું આપ અમારા મહારાજ ધિરાજ શહેનશાહ જહાંગીર તો નથી?

"પુત્રિ! તમો ભૂલ થાપ ખાવો છો! મેં તમોને સત્ય કહ્યું છે કે હું એક સાધારણ સિપાઈ છુ" યુવાને રૂપાની લાયકી જોઈ કહ્યું. અને તરત તેની માતા સામાં જોઈ કહ્યું! "માતા! તમો આવા એકાન્ત જંગલમાં કેમ રહો છો?"

વૃધ્ધાએ આ પ્રશ્ન સાંભળતાં એક નિશ્વાસ નાંખ્યો

"માતા! દિલગીર કેમ થાવો છો.? કહો શી વાત છે?"

વૃધાએ પોતાની સર્વે વારદાત કહી. અને વધુમાં કહ્યુ કે "મારા મૃત્યુ પછી દિલ્હીનો શહેનશાહ અત્રે આવશે. અને તે તમારી મદદ કરશે. તે શહેનશાહના હાથમાં એક મૂલ્યવાન યાકુતની અંગુઠી હશે. આ વાતો અમો પહેલાંથી જાણતાં હતાં. જહાંપનાહ! આપના હાથે અંગુઠી જોતાં અમોને ખાતરી થઈ ગઇ કે અમારા મેહમાન અન્ય કોઇ નહિ: પણ મહારાજાધિરાજ શહેનશાહ છે. હમણાં રૂપા મારી પાસે આવી હતી. અને તેણે મને કહ્યું હતું કે "ઘણા ભાગે મહારાજાધિરાજ આવી ગયા પરતુ તમો કહો છો કે હું એક સાધારણ સિપાઈ છું પણ અમો તે

માનવાને તૈયાર નથી. આપનું પ્રભાવશાળી મૂખ જોતાં સ્વાભાવિક રીતે દાવત કરવાની પવિત્ર લાગણી ઉત્પન્ન થઈ જાય છે." રૂપાની વૃદ્ધ માતાએ ગળગળા થતાં કહ્યું.

"ચાલો હશે. માનો ન માનો તમારી મરજીની વાત છે, હું કોણ છું તે તમારે જાણવાની જરૂર નથી. પણ આજથી રૂપમતિ મારી પુત્રિ છે અને તમો મારી માતા છો. રૂપમતિને મારી અંગુઠી પસંદ છે માટે એક પિતા તરીકે તેને હું ભેટ આપું છું." યુવાને પોતાના હાસ્યને રોકતાં કહ્યું.

યુવાનના આવા શબ્દો અને અમૂલ્ય કીમતની અંગુઠી ભેટ આપતાં જોઈ રૂપાની માતાનાં નયનોમાં હર્ષાનંદના કારણે આંસુ આવી ગયાં.

"માતા! રૂઓ છો શા માટે?" યુવાને તાજુબ થતાં કહ્યું.

"મહારાજ! હું તમોને મહારાજધિરાજથી ઓછી મહત્તાવાળા માનતી નથી. આવી અમૂલ્ય અંગુઠી સાધારણ માણસ પાસે હોય તે બનવુ અસંભવિત છે. અને આપના કથનને અસત્ય કહેવાની મારામાં હિંમત નથી. મન તેમ કરવા ના પાડે છે. મહારાજ એક વૃદ્ધ બ્રાહ્મણદેવી આપને આશિર્વાદ આપે છે કે આપ હમેશાં ખુશી રહો"

યુવાન મંદ હાસ્ય કરતો હતો.

રૂપાની માતાએ રૂપાને ઈશારો કર્યો કે રૂપા તરત યુવાનના ચરણોમાં ઢળી પડી

યુવાને રૂપાને ઉપાડી ઉભી કરી અને તેના વિશાળ કપાળમાં ચુંબન કર્યું.

એજ સમયે દુરથી ઘોડાઓનો હણહણાટ અને ટાપોનો અવાજ સંભળાયો અને જોત જોતામાં એક સૈન્ય ત્યાં આવી ગયું તે સૈન્યના માણસોએ આવતાંજ "શહેનશાહ સલામત!" "શહેનશાહ ઝિંદાબાદ"ના નાં'રા લગાવ્યા.

"જહાંપનાહ! કહી દો કે હજી પણ હું સાધારણ સિપાઈ છું!" રૂપાની માતાએ મંદ હાસ્ય કરતાં કહ્યું.

"માતાજી! માફ કરશો. તમારી માન્યતા સત્ય હતી. હું જહાંગીર છું" તે યુવાન જહાંગીરે કહ્યું.

શહેનશાહ જહાંગીરનું નામ સાંભળતાં રૂપાના આનંદનો પાર રહ્યો નહિ.

(૩)

શહેનશાહ જહાંગીરનો હુકમ થતાં સિપાઈઓ ઘોડા ઉપરથી ઉતરી ગયા. થોડા સમય પહેલાં જ્યાં સુનસાનનું સ્થાન હતું ત્યાં વસ્તી બની ગઈ. રૂપા તથા તેની માતાના આનંદનો પાર ન હતો.

જ્યારે સર્વે વ્યવસ્થા થઈ રહી કે રૂપાની માતા શહેનશાહ જહાંગીરની સેવામાં આવી. રૂપા બીજીવાર શહેનશાહ જહાંગીરના ચરણે ઢળી પડી અને પોતાના પિતાનો લખેલો પત્ર શહેનશાહ જહાંગીરના ચરણોમાં મૂકયો. એ પત્રનો ગુજરાતી તરજુમો નીચે મુજબ છે.

"શહેનશાહ જહાંગીર!"

"હું આપને મુબારકબાદી આપું છું કે તમો દક્ષિણ હિંદ ઉપર હકૂમત કરશો. અને તમારા સર્વે શત્રુઓને હરાવશો. મારા વંશનું પાલન કરજો. મહાન પ્રભુ તેનો બદલો તમોને આપશે."

લી. સેવક

"વ્યાસજી–પંડિત"

અર્થાત શહેનશાહ જહાંગીરના હુકમથી રૂપા તથા તેની માતાને મોટા માન મરતબા સાથે શાહી મહેલમાં નૂરજહાં પાસે મોકલી આપ્યાં; જહાંગીરે રૂપાને રૂપશૃંગાર નામ આપ્યું. અને તેજ નામે તે ઓળખાવા લાગી.

આ બનાવ પછી કેટલોક સમય પછી જહાંગીરે કોટાના એક ખાનદાની બ્રાહ્મણના પુત્ર સાથે રૂપાનાં ધામધૂમથી લગ્ન કર્યાં અને તે ઈલાકાનો એક જીલ્લો રૂપાને જહેજમાં આપ્યો. ઇતિહાસ શાક્ષી પુરે છે કે તે સમયમાં તે જીલ્લાની આમદની વાર્ષિક ૧૫ લાખની હતી; અને જહાંગીર પછી શાહજહાં દિલ્હીની ગાદી ઉપર આવ્યો, ત્યારે શાહજહાંએ તે જાગીરમાં પાંચ લાખનો વધારો કર્યો હતો. અને જઝિયો પણ માફ કરી દીધો.

શહેનશાહ જહાંગીરની આપેલી અંગુઠી હાલ પણ તે રાજ્યના ખજાનામાં છે. અને જ્યારે જ્યારે તાજપોશી થાય છે; ત્યારે તેને પવિત્ર વસ્તુ સમજી ગાદી ઉપર બેસતાં પહેરે છે, અને પછી ખજાનામાં મૂકી દેવામાં આવે છે.

# હિકમતમાં હિકમત !

રજુકરનાર:- મવલાના "સાદિક" સાહબ (રાંદેર)

**મ**હમુદ ગઝનવીના પિતા સુલતાન સુબુક્તગીનને ત્યાં એક સોહરાબઅલી નામે બાદશાહી હકીમ હતા. તે રાજ હકીમ હોવા ઉપરાંત પ્રધાનપદ પણ શોભાવતા હતા. એક દિવસે સુલતાન સુબુક્તગીનનાં મહેરદાર ખુરશીદ બેગમ સખ્ત બીમાર થઈ ગયાં. ઇલાજ માટે હકીમ સોહરાબઅલીને બોલાવવામા આવ્યા સુલતાને કહ્યું "બેગમ આજ સુધી નિરોગી હતાં; પણ આજ એકાએક બીમાર પડયાં છે, અને બાર વર્ષની વય પછીથી તેણે કોઇ પારકા પુરૂષનું મોઢું જોયુ નથી. જેથી તે આ બીમારીની હાલતમાં પ્રત્યક્ષ આપને નાડી દેખાડવા ચાહતાં નથી. માટે તમારી સ્હામે નહિ આવતાં રોગનું કારણ શોધી કાઢી ઇલાજ કરવામાં આવે"

હકીમે સુલતાનને અરજ કરી "આપ મને મહેલમાં સાથે લઇ ચાલો. હું તેમના દીવાનખાનાની બહાર ઉભો રહીશ અને આપ આ તારનો એક છેડો બેગમના હાથ ઉપર બાંધી તેનો બીજો છેડો લાવી મને આપી દેશો; તો હું તેમની બીમારીને પારખી લઇશ" સુલતાન હકીમને પોતાની સાથે મહેલમા લઇ ગયા અને તે તારનો એક છેડો બેગમ પાસે લઇ ગયા અને હકીમની સુચના પ્રમાણે તેના કાંડા ઉપર બાંધી બીજો છેડો બહાર લાવી હકીમના હાથમાં આપ્યો.

આ બેગમની પાસે બીજી પણ કેટલીક બેગમો અને દાસીઓ મોજુદ હતી તે સૌએ હકીમની લાયકાતનું માપ કાઢવા બેગમના હાથ ઉપરથી તાર છોડી એક પાસેની બીલાડીના હાથ ઉપર બાંધી દીધો.

હકીમ સોહરાબે સ્હેજ વિચાર કરી કહ્યું, "હું જેની નાડી જોઈ રહ્યો છું તે તદ્દન નિરોગી છે; પરંતુ નુસખો બતાવવો અમારી ફરજ છે. માટે દરરોજ સવારનાં વખતે પાશેર છીછડાં, અને રાત્રે રોકીને દૂધમાં પલાળી ખવાડવામાં આવે !"

સુલતાનતો હકીમનો જવાબ સાંભળી નારાજ થયો, અને બોલ્યો, "શું મારી વાત સાચી નથી ? બેગમ બીમાર નથી ? આ કેવો વિચિત્ર નુસખો ?"

હકીમે નમન કરીને અરજ કરી "જહાં પનાહ ! આપ અંદર જઇ તપાસ કરો, તો જણાશે કે આ તાર બેગમના હાથે બાંધેલો નથી, પણ કોઈ બિલાડીને હાથે બાંધેલો છે." સુલતાન તરત અંદર ગયા અને જોયું તો ખરેખર તે તાર બિલાડીને હાથે બંધાયલો હતો. પછી બેગમના હાથ ઉપર તાર બાંધવામાં આવ્યો, તો હકીમે ધ્યાન પૂર્વક જોઇ કહ્યું કે "પરમ દિવસથી બેગમ સાહેબાને માસિક ખૂન આવતું હતુ પણ ગઈ કાલે બપોર વખતે તેમણે બરફ નાખી ઠંડો શરબત પીધો હતો. તેને લીધે ખૂન રોકાઇ રહ્યુ છે; જેથી તેમના માથામાં દુખવા તથા તાવ ચઢયો છે."

"હવે તેના ઉપાય તરીકે પગની નસ "સાફન"ની ફસ્દ લેવામા આવે તો ઘણો જલ્દી આરામ થઈ જશે. એના માટે આપ એવું કરો કે, એક થાળમાં મેંદો બીછાવી તેમના જમણા પગનું નિશાન લગાડી મ્હારી પાસે લાવવામાં આવે."

સુલતાને એક થાલમાં મેંદો નંખાવ્યો અને બેગમને તેમાં જમણો પગ મૂકવાનો હુકમ કર્યો પછી તે થાલને હકીમ પાસે લાવવામાં આવ્યો. હકીમે "સાફન" નસની જગ્યામાં એક તીક્ષ્ણ બારીક પોલાદનો નશતર મેંદામાં ભોંકી દીધો. અને સુલતાનને અરજ કરી કે ઘણી વાર સુધી બેગમ પગના નિશાન ઉપર બેગમ સાહેબ પોતાનો પગ જોરથી દબાવી મૂકે." હકીમની આજ્ઞાનુસાર પગ મૂકતા તે નસમાંથી લોહીની ધાર વહેવા લાગી અને બેગમ સાહેબા જોતજોતામાં તંદુરસ્ત થઈ ગઈ.

સુલતાન હિકમતની એ યુક્તિ નિરખીને ઘણા ખુશ થયા, અને હકીમ સોહરાબઅલીને શાબાસી આપી. આ છે અસલ હિકમતની એક સત્ય ઘટના ગલી ગલી વિઝાતા આજના નીમહકીમો, ઉંટવૈદો અને લેભાગુ ડાકતરો આથી કંઈ ધડો લેશે કે આપણુ હિકમતની, આપણુ વૈદકની આજે કેટલી પડતી થઈ છે ? [ સંપૂર્ણ ]

# હઝરત જમીલશા દાતાર (રહ.)

લખનારઃ—જનાબ કરીમ મોહંમદ માસ્તર સાહેબ,
એમ. એ., એલ. એલ. બી. સેસન–જજ જુનાગઢ.

હઝરત પીર જમીલશા દાતાર (રહ.) નો ચિલ્લો જુનાગઢમાં ભૂત, જીન, વગેરે મેલી બલાઓ કાઢવા માટે મશહૂર છે

એવીજ બીજી દરગાહ ઉત્તર ગુજરાતમાં હઝરત પીર સૈયદ મીરાં અલી (રહ.) પ્રચલિત નામ, મીરાં દાતાર (રહ.)ની છે હ. જમીલશા દાતારનું પ્રચલિત નામ 'જમીઅલશા' છે. પરંતુ તે નામનું શુદ્ધ સ્વરૂપ 'જમીલશા' છે. 'જમીલ' ખુદા પાકનાં સુંદર નવ્વાણુ નામોમાંથી એક નામ છે.

હ૦ દાતારનો ચિલ્લો જુનાગઢ શહેર બહાર દાતારના પહાડ તરફ જતાં તલાવને કાંઠે છે. દાતારના પહાડ ઉપર એમની ગુફા છે. એ ગુફામાં જુનાગઢના નિવાસ દરમ્યાન પોતે રહેલા તેને લીધે એ ગુફાવાળા પહાડને 'દાતારનો પહાડ' કહે છે

ગિરનારની પર્વતમાળામાં ગિરનારનો પહાડ સૌથી ઉંચો છે. દાતારનો પહાડ તેજ પર્વતમાળાનો ગિરનારથી થોડો નીચો બીજો પહાડ છે. ગિરનાર દરિયાની સપાટીથી ૩૬૬૬ ફીટ અને દાતાર ૨૭૭૯ ઉંચા પહાડ છે.

હ૦ દાતાર જુનાગઢમાં ક્યારે આવેલા તે ચર્ચાસ્પદ પ્રશ્ન છે. પ્રચલિત માન્યતા પ્રમાણે તેઓ જુનાગઢમા ત્યાંના છેલ્લા રાજા રા' માંડલિકના સમયમાં આવ્યાનુ કહેવાય છે. અહમદાબાદના સુલતાન મહમૂદ બેગડાએ જુનાગઢ રા' માંડલિક પાસેથી ઈ. સ. ૧૪૭૨માં ફતેહ કર્યુ હતુ.

પરંતુ જુનાગઢમા આ દાતારના ચિલ્લાના ખલીફાના કુટુંબમાં એક જૂની ફારસી હસ્તલિખિત નોંધ છે. તે અનુસાર હ દાતાર (રહ.) આશરે ૨૦ વર્ષની વયે મદીના મુનવ્વરાથી સોરઠમાં પધાર્યા હતા, અને જુનાગઢમાં મુકામ કર્યો હતો તે લેખમાં જણાવ્યા પ્રમાણે તેમનો જન્મ હિજરી સન ૫૮૦=ઈ. સ. ૧૨૨૦મા થયેલો હતો એ હકીકતે તેઓ જુનાગઢમાં ઈ. સ. ૧૨૪૦ના અરસામાં, એટલે પ્રચલિત માન્યતાથી લગભગ ૨૫૦ વર્ષ પૂર્વે આવેલા હતા.

તેઓ જુનાગઢમાં આવી, પ્રથમ હાલ માઈ ગઢેચીના નામે ઓળખાતી જગ્યામાં એક પ્રાચીન મસ્જીદ છે, અને તેની આગળ એક નાની ગુફા છે, ત્યા મુકામ કરેલો હતો.

એ મસ્જીદમા થોડા વખત ઉપર કેટલુક દુરસ્તી કામ કરતા, જુનાગઢ રાજ્યના જાહેર બાંધકામ ખાતાએ આ ગુફાની પણ 'દુરસ્તી' કરી, તેને અર્વાચીન સ્વરૂપ આપી દીધુ છે' પરતુ તેના મૂળ સ્વરૂપમાં મે તે ગુફા જોયેલી હતી. જુનાગઢ રાજ્યમાં પુરાતત્વ સસ્થા હસ્તી ધરાવે છે; અને સદર મસ્જીદ તથા ગુફા એ સસ્થાની દેખરેખ નીચે છે છતા એ સંસ્થાના જાણુ બહાર, તેમાં ઉપર પ્રમાણે ફેરફાર થઈ જવાથી, તેની પ્રાચીનતા નાશ પામેલી છે.

**शान्तम पापम् !**

પરતુ આ તો વિષયાન્તર થયુ. દાતારના જુનાગઢના ખલીફાના હવાલામા ઉપર કહેલ ફારસી લખાણુ છે, તે અનુસાર દાતાર (રહ) નો જન્મ ઈરાનમાં, ત્યાંના જગમશહૂર શાયર ફિરદૌસીના વતન, તૂસમા થયેલો હતો. તેને મુસલમાનો 'મશહદે મુકદ્દસ' પવિત્ર સ્થળ તરીકે ઓળખે છે

એક કથની છે કે કેટલાક સમય પહેલાં, એક રાત્રે કોઇ ચોરોએ આ ચિલ્લાનાં સોના ચાંદીનાં, કમાડ ચોર્યાં હતાં. તે લઈ તેઓ, ચિલ્લા પાછળના જંગલના રસ્તે નાસી જવા ચિલ્લા પાછળના તળાવમાં ઉતર્યા હતા. તેઓ આખી રાત ચાલ્યા કર્યા છતાં, સવાર થતાં સુધી, તેઓ એ તળાવ બ્હાર નીકળી શકેલા નહોતા. સવારમાં, તેઓ મુદ્દામાલ સાથેજ પકડાઈ ગયેલા હતા. હ. દાતાર (રહ.) નોજ આ પ્રભાવ અને ચમત્કાર હતો.

દાતારના પ્હાડ ઉપરની દાતારની ગુફા પાસે એક કુદરતી ઝરણુ છે. ત્યાં હ૦ દાતાર (રહ.), જ્યારે પોતે એ ગુફામાં રહેતા હતા ત્યારે, વોઝુ કરતા હતા, એમ કહેવાય છે. તેથી અત્યારે એ પ્હાડ ઉપર જનારા ભાવિકો એ ઝરણનું પાણી શ્રદ્ધાથી પીએ છે: એટલુંજ નહિં પણ અનેક રોગોના સામાન્ય ઉપચાર તરીકે વાપરવા એ પાણીના શીશા ભરી લઈ આવે છે. ત્યાં પાણી પીનારા એ ઝરણમાં તે માટે રાખેલી નાળિએરની કાચલીઓથી પાણી પીએ છે. તેમ કરવામાં હિન્દુ મુસલમાન કે નાત જાતનો ભેદભાવ રહેતો નથી. સર્વવ્યાપકતા અને તેના સર્વ ઇસ્લામની દેશાયપણાનો આ સુન્દર દષ્ટાંત છે.

આવોજ બીજો દષ્ટાંત બૌદ્ધ ધર્મના અવશેષ રૂપે, જગન્નાથપુરીના ભાતનો છે, તે સર્વ હિન્દુઓને સુવિદિત છે.

દાતારના ચિલ્લા અને દાતાર પરની ગુફાની જગ્યાઓમાં 'દાતારની રાબડી' જમવા માટે દરરોજ એક વખત બપોરે હાજર હોય તે સહુને સામાન્ય આમંત્રણ પોકારીને આપવામાં આવે છે. એ રીતે અનેક ગરીબોની આંતરડી ઠંતોષાય છે

આવોજ રિવાજ અજમેરમાં આવેલી ગોરખ મઢીમા પણ છે.

દાતારના ચિલ્લા અને પ્હાડ ઉપરની ગુફાની જગ્યાઓના નિભાવ માટે જુનાગઢના નામદાર નવાબ સાહેબ તરફથી એક ગામ વકફ આપવામાં આવેલુ છે તથા જગ્યાઓના યોગ્ય બંદોબસ્ત માટે એક ખાસ 'દાતાર કમીટી' નીમવામાં આવેલી છે. આ કમીટીની દેખરેખ નીચે બન્ને જગ્યાઓમા છેલ્લાં થોડાં વરસોમાં અનેક સુધારા વધારા થયેલા છે અને હજી થતા જાય છે.

નામદાર નવાબ સાહેબ પોતે હ૦ દાતાર (રહ૦) ઉપર ઘણુ યકીન રાખે છે અને અઠવાડીયામાં એક વાર ફાતેહા ખ્વાની માટે પધારે છે.

આખલાએ ભેદ ખુલ્લો પાડ્યો કે આખલાથી ભડકીને સૌ દોડે છે—ને પછી સૌ હસી પડ્યા! પણ જો વિચાર વિના સૌ દોડ્યા તો ઊલટું હસવાનું મળ્યું. માટે આ જમાનામાં કોઈ દિવસ ભૂલે વિચાર કરવો નહિ.

હું એક બીજું ઉદાહરણ આપું. હમણાં એક મહાશયે પોતાના કામની પ્રમાણિકતા બતાવવા માટે ઉદાહરણ આપ્યું કે અમારે ત્યાં સવા રૂપિયાનો પણ નકામો ખર્ચ થયો હોય તો તેની પાછળ ઑડીટર ધૂળ કાઢી નાખે છે ને ત્રણ રૂપિયાની તો ટપાલ લખવી પડે છે! આમાં ખૂબી એ છે કે ઑડીટર કે કોઈ તપાસ કરનારો જે મોટા આંકડા હોય છે તેના વિષે વિચાર કરતા હોતા નથી. નાના આંકડા વિષે જ વિચાર કરે છે ને એ આંકડાની તો બિચારાની ધૂળ ખંખેરી નાખે છે. એવી રીતે આંધી પણ વિચાર ન કરવાથી જ ફાયદો થાય છે એ તો એક કહેવત છે કે 'હાથીના પગલામાં બધાં પગલાં સમાઈ જાય.'

પણ ન્યુટને જેમ મોટી બિલાડી માટે મોટું કાણું ને નાની બિલાડી માટે નાનું કાણું રાખ્યું હતું—ને પરિણામે ઘેલામાં ગણના થઈ હતી તેમ આ તપાસણી અમલદારો કાંઈ ઘેલા નથી કે મોટા આંકડા માટે મોટો સમય ગાળે. ને નાના આંકડા માટે નાનો સમય ગાળે. એમને મન તો ઉપયોગી વિષય આંકડાની રકમ હોતી જ નથી. કયો એવો આંકડો છે કે જે આપણે માટે જાહેર ખબરનું કામ કરે. એ આંકડો એ શોધી કાઢે છે—ને પછી વિચાર કર્યા વિના એની પાછળ જ મંડે છે.

વિચાર કર્યા વિના કામ કરવાથી જે ફાયદા થાય છે તે વિષે કવિ નર્મદે પણ લેખ લખ્યા છે. એણે સાહસને વખાણ્યું છે. વેપારીનો દીકરો તેજી મંદી વખતે વિચાર કરવા બેસે તો વેપલો કરી રહ્યો. રાજનીતિના સત્યાસંધ તાતાંતીર ચલાવતા હોય ત્યારે સત્ય અસત્યની ફીલસુફી કૂટવા બેસે તો લોકોને ડોલાવી રહ્યા. એ તો અખાએ પણ કહ્યું છે કે 'જાપાને શું વળગે ભૂર—જે રણમાં જીતે તે શૂર.' તમારી જીભ ઉપર હાજર જવાબી બેઠી ન હોય તો મહેરબાની કરીને કોઈ સભામાં ભાષણ કરતા નહિ. વિચાર કરવાવાળા તો ઘણાખરા શેર બાજરી પણ પામતા નથી. જેમ આવે તેમ ગપગોળા ફેંકનારા તો આ જમાનામાં ઘણી વખત મહાન પણ બની જાય છે. લ્યો તમે માનશો મારી પાસે ખાલી પીસ્તોલ હોય તો હજારના ટોળાને દબાવી શકું ને ભરેલી પીસ્તોલ હોય તો ચકલાને ય ફફડાવી ન શકું: તમે કહેશો આવું તે હોય—પણ એવું જ બને છે. હીટલર પાસે ખાલી પીસ્તોલ હતી ત્યારે બતાવી બતાવીને કેટલુંય ઉપાડી ગયો—ને આજ હવે ખરેખરી ભરેલી છે ત્યારે એક ચકલુંય ફફડતું નથી. એ તો "બાંધી મુઠી લાખની, ઉઘાડી વા ખાય." તમારી પાસે જો કાંઈ વિચાર નહિ હોય ને હાંકયે રાખશો તો તમે વિચારવાનમાં ખપશો પણ જો વિચાર કરીને બોલવા ગયા તો આખું ટોળું હુર્યો બોલાવશે. વિચાર વિનાના આ જમાનામાં જો તમે વિચાર કરવા બેઠા તો તમારી રામકાણી રહી જાશે.

એક બીજી વાત પણ વિચાર કર્યા વિના વિચાર કરવા જેવી છે.

તમે કોઈ દિવસ મતપત્રકમાં ચોકડી કરાવવા ઉભા રહ્યા છો? એંશી વરસની ડોશી ધ્રુજતી ધ્રુજતી આવે છે ને વિચાર વિના ચોકડી કરે છે. પણ એ ચોકડીમાં વિચાર નથી, એમ તમે બોલી તો જુઓ! અરે—શિસ્તપાલનના નિયમ પ્રમાણે—અથવા જવા દો, એવા ઉંડા પાણીમાં આપણે ઉતરવું નહિ. અમને એક ખાતાની ઘરેડમાં પડેલા અનુભવી કહેતા—તમે વિચાર નહિ કરો તો તમારા ખાતામાં તમે ડાહ્યા ગણાશો પણ જો વિચાર કર્યો તો તમારી નામોશી થશે.

મારા એક મિત્રનો મને સોનેરી શિખામણ જ આપી છે કે યાર, આપણે આ બધું શું કામ છે, વિચાર ભલેને કરનારા વાળા કર્યા કરે આપણે તો શબ્દ સાંભળવા છે ના? ત્યાર પછી મેં પણ નક્કી કર્યુ છે કે વિચાર કરે એ બીજા. આપણે વિચાર કરવો નથી વિચાર વાળું કાંઈ બોલવું નથી—ને વિચાર કરીને હેરાન થવું નથી એ તો આ સરકાર ઉંધી છે—નહિંતર જેમ બાદશાહી સત્તાના કેટલાક અનામત હકો પોતાની પાસે રાખ્યા છે ને તેનો કર વેરો પણ તે લે છે તેમ વિચાર કરવાવાળાનું વતથી માપ કાઢીને એક નવો 'ટેક્સ' કટકાડી દે તો સૌ હાથ જોડીને આવે ને બોલે કે 'સાહેબ! અમારી વતી વિચાર કરવાનો પણ તમનેજ હક મુબારક હો!' કાલિદાસ કવિ તો આ વાત સમજતો એટલે એણે અયોધ્યાના રાજાઓ વિષે લખતા કહ્યું છે કે બીજા રાજાઓ તો શરીર ઉપર રાજ કરે છે પણ આ રાજા તો લોકોના મન ઉપર પણ રાજ કરે છે.

ટુંકમાં આ બધા ઉપરથી તમારે સમજવાનું છે આ જમાનો વિચારનો છે—પણ એ વિચાર તમારે કરવાનો નથી. તમારા વતી હવે વિચારો બીજા કરશે. તમે ડૉક્ટરને ત્યાં જઈને મગજ કઢાવી નાખશો તો પણ વાંધો નથી. તમે વિચાર નહિ કરવામાં જેટલા સુખી થશો તેટલા બીજા કશાથી નહિ થાઓ. માટે જ હું કહું છું કે આ જમાનો હવે આપણે વિચાર કરવાનો રહ્યો નથી.

# અનંત પંથના યાત્રિઓ

**સંસાર** યાત્રાના આપણે બધા પ્રવાસીજ છીએ ને ? પાવાગઢ, ગિરનાર, હિમાલય કે કાશ્મિરના પ્રવાસો જરૂર આહ્લાદક છે. તેમાં આપણને નગ, ઉપવન સરિતા સરોવરો વગેરે વગેરે સૃષ્ટિ સૌન્દર્યનાં રમ્ય દ્રશ્યો જોવા મળે છે. સાથે સાથે જુદી જુદી ભાષાઓ બોલતા મિત્રોના સમાગમમા આવવાનું થાય છે.

પ્રવાસ એ મુખ્યત્વે કરીને માનસિક વિકાસ અને આનંદનું એક સુંદર સાધન છે. અનાદિ કાળથી દેશ-વિદેશમાં ફરતા અનેક પ્રવાસીઓના કથાઓ અને વર્ણનો આપણે વાંચતા આવ્યા છીએ.

ઘોડાગાડી. બળદગાડી, અગ્નિરથ, એરોપ્લેન, મોટર કે જળમાર્ગની મુસાફરી આજ તો થાય છે. પગપાળા પણ પ્રવાસ થઈ શકે છે. જ્યારે આપણે પ્રવાસ કરતાં હોઈએ છીએ ત્યારે ઘણુંખરૂં બધુંજ—માનસિક દુઃખ ભૂલી જઈ પ્રકૃતિના અંકે આનંદ માણતા હોઈએ છીએ.

પ્રવાસીઓ દેશના ઇતિહાસ ઘડતરમાં તેમની નોંધો અને પ્રવાસ વર્ણનો દ્વારા ઉત્તમ ફાળો આપી શકે છે. પ્રવાસ કથાઓ માનવીને જીવનના સંભારણા તરિકે ઘણીવાર ભારે આનંદ રૂપ બને છે. અને પ્રવાસ દ્વારા મેળવેલું જ્ઞાન પણ એક યા બીજી રીતે સમાજના ઉપયોગી કાર્યોમાં લઈ શકાય છે.

* * *

આ તો થઈ સામાન્ય પ્રવાસની વાત પરંતુ જીવન યાત્રાના પ્રવાસ એ ઉપરના પ્રવાસ કરતાં કાંઈક વધારે મહત્વના છે.

માનવ માનવના જીવનની અભ્યાસ દ્રષ્ટિએ એકઠી કરેલી જીવન કંડિકાઓ જુઓ. દરેક પ્રવાસીની જીવન યાત્રામાં કંઈ કંઈ વિવિધતા દ્રષ્ટિએ આવશે.

સંસાર યાત્રામાં કોઈ રડતાં, કોઇ આનંદતાં, અને કોઇ એકલાં અટૂલાં અનંત પથ પર દ્રષ્ટિ માંડતાં કૂચ કરે જાય છે. તેમની યાત્રાઓ અનેક મુશ્કેલીઓથી ભરેલી હોય છે, તેમ છતાં તેઓ તેમની મજલ જીવનની અંતિમ ઘડી સુધી કરે છે

સંસાર યાત્રાના પ્રવાસ આનંદમય હોય છે. તેવાજ ઘણા ભયંકર, પણ હોય છે. સમાજની શૃંખલાઓથી બધ્ધ એવા માનવીઓને એ યાત્રામાં ચારે બાજુ દ્રષ્ટિ કરી તેમનો મોટો પંથ કાપવાનો હોય છે.

સદ્‌ભાગ્યે જે દંપતીનું જીવન સંતોષી અને સમદ્રષ્ટિવાળુ હોય છે તેની જીવન યાત્રા ખરેખર ધન્ય છે જીવન સહચારિણીના સાથમાં સંસાર યાત્રાનાં મહા વિકટ પંથ પણ સરળ બન્યા છે—બને છે. પણ દુર્ભાગ્યે સમાજમાં બધે એવી અનુકુળતા સાંપડતી નથી. કોઈ કોઈ દંપતીના જીવન તો જીવતા ઝેર જેવાં હોય છે. તેના કારણો - અનેક હોય છે તે તપાસવાનું આ સ્થળે અશક્ય છે. અને ક્લેશમય જીવન વિતાવતા જીવન યાત્રિઓ જીવનની ઉપયોગી ઘડીઓ સંસ્કાર અને આદર્શ સિદ્ધાંતોના અભાવે એળે પણ કાઢે છે.

સંસાર યાત્રામાં સદ્‌ગુણી પત્ની, તંદુરસ્ત બાળકો અને સંસ્કારી ગૃહમંદિરનું વાતાવરણજ આ જીવનને સ્વર્ગમય બનાવી મૂકે છે. અને એ યાત્રાના મનોરથો સેવતાં માનવો રળિયામણી સંસાર પથની કેડીએ આનંદતા તેમની કૂચ કદમ કરે છે જે અન્યને પ્રેરણા આપી શકે છે.

આપણે જીવનમાં બધીય જાતના પ્રવાસ ખેડવાની તક મેળવી શકીશું અને એ બધાય પ્રવાસમાં જીવનનો સાત્વિક આનંદ મેળવી આપણી યાત્રાને જરૂર ધન્ય કરીશુ.

* * *

પ્રવાસી દૂર દૂર ક્ષિતિજની પેલે પાર દ્રષ્ટિ નાંખ. એ અનંત પથ પર , અસંખ્ય પ્રવાસીઓ તેમની જીવન યાત્રા કૂચ કરી રહયાં છે. યાત્રામાં પુરૂષ છે—સ્ત્રી છે, બાળક છે, યુવાન છે વૃદ્ધ છે.

એ યાત્રામાં આપણે જીવનની મીઠી ભુવાસરૂપ 'સ્મરણ કંડિકાઓ ' મકીએ જેમાંથી આવતી કાલના પ્રવાસીઓ, પ્રેરણા મેળવે .અને તેમના પ્રવાસને ધન્ય બનાવે.

કેમ, આપણે બધાય અનંતપથના યાત્રિ છીએ ને ?

"મસ્તમયુર"

# "કારવાં જાતા રહા"

જનાબ—'સાદીક' [ મુંબઈના જાણીતા જર્નાલીસ્ટ ]

'હિંદુસ્તાન'ના 'ચાબૂક' વાંચનારાઓ એમની ચોટદાર કલમથી અજાણ્યા નહિજ હોય!

આ દેશજ કારવાંઓનો છે. પંથો, પંથ, વર્ગો, કોમો, વાદો અને કુપમંડુક ટોળાઓના કારવાંનો પણ ચાલ્યાજ કરે છે. એક નથી ચાલતો કારવા તો તે શખ્શનો.

મુસ્લિમ કોમનો કારવા ક્યાં જાય છે, ક્યા જવા નિકળ્યા છે તેની જેમ જનતાને ખબર નથી; તેમ એના કારવા સાલારોને પણ નથી. છતાંયે કારવાં તો ચાલ્યાજ કરે છે! કદિ મુસ્લિમોને કહેવામા આવે છે કે તમે સંકટમા છો, કદી તેમને સમજાવવામા આવે છે કે તમારો ધર્મ ભયમાં છે તો કદી તેમને કહેવામા આવે છે કે તમારા હક્કો લુંટાઈ ગયા. કદી તેમને કહેવામાં આવે છે કે બીજી કોમો કરતાં અંગ્રેજો સારા અને કદી તેમને કહેવામાં આવે છે કે બ્રિટિશ શાહીવાદ ઈસ્લામી સલ્તનતોના નાશનુ કામ કરે છે; કદી તેમને કહેવામાં આવે છે કે મુસ્લિમો એક થઈ જાઓ. અને કદી તેમને કહેવામાં આવે છે કે જે મુસ્લિમો તમારી સાથે નથી તેઓ કાફર છે, ગદ્દારો છે અને દ્રોહીઓ છે. તેમને કાળા વાવટા બતાવો અને તેમની ગાડીનું સરઘસ કાઢો. કદિ તેમને કહેવામાં આવે છે કે હિંદની આઝાદીની માંગણી કરો અને કદી તેમને કહેવામાં આવે છે કે બ્રિટિશ લશ્કરની ભરતી કરો; કદી તેમને કહેવામાં આવે છે કે ગરીબ મુસ્લિમોની આર્થિક બેહાલી અમીરોનો વર્ગ કરે છે, તો કદી તેમને કહેવામાં આવે છે કે અમીરો તારણહારો છે—કદી મુલ્લાં કહે છે કે સ્કૂલના વિદ્યાર્થીઓ અર્ધી પાટલુન પહેરે તે ઈસ્લામની વિરૂદ્ધ છે અને કદિ ખદીજાબાનીઓ, ફાતમાબીબીઓ ઈસ્લામી જમાતખાનાઓમાં જઈને પુરૂષોની સભાનું પ્રમુખસ્થાન લે છે મોઢે બુરખો લેતા નથી; તેના શબ્દો ઉપર નારએ તકબીર પોકારવામાં આવે છે. આ મુસ્લિમ કોમનો કારવાં ક્યાં જાય છે, ક્યાં જઈ અથડાશે કે ક્યાં જઈને ઉન્નતિના દિવસો જોશે? તેની કારવાંને ખબર નથી અને કારવાં સાલારોને તે સમજવાની પરવાહ પણ નથી. કોમની આર્થિક કારણોસરની નિર્બળતા કેળવણીના અભાવે જન્મેલી અસ્થિરતા અને રાજકીય મુત્સદ્દીગીરીની ખામીઓમાંથી ઉદ્ભવેલી બીરૂતા 'કમજોરદ્રે ગુસ્સા બ્હોત'ની જેમ દીન ઉગે અનર્થો વધારે છે છતાંયે બેખબર કારવાં આગળ વધે છે અને કારવાં સાલાર પ્રકાશ જોવાનો ઈન્કાર કરતો રહે છે.

મુસ્લિમ કોમના કારવાંઓએ પોતાને માટે વિચારવુ કામ કારવા સાલારને સોંપી દીધુ છે; જેમને ભરોસે સુઈ જનારાઓ 'કોઈ દી' નો ખતા ખાશે. જે પોતાને માટે વિચારી શકતો નથી, તે દયાજનક ઈન્સાનની દોરવણી કરવાનો ભાર વહન કરતો કારવાં સાલાર મસ્ત બનીને કાફલાને ઘસડી રહ્યો છે; એને ખબર નથી જવુ ક્યાં છે અને ક્યાં જવાઈ રહ્યું છે.

અને એક બીજો પણ કારવાં છે. તે કોંગ્રેસને નામે ઓળખાય છે. એને જવું છે આઝાદીને માર્ગે અને તેના સાલારો એને દોરવી જાય છે પ્રત્યાઘાતી ખીણ તરફ; એ કારવાંને પરદેશી ઝુંસરી જોઈતી નથી ત્યારે તેના સાલારો ફેડરેશનની લાઅનત પ્રાંતિક સ્વરાજ્યની ગાળ

એમ તેમને ગમે પહેરાવવા મથી રહ્યા છે. આ કારવાં સાલારો પ્રજાના થઇને પ્રજાને માથે પ્રેમ વરસાવવા નાના માણસો પર ભારે પડે એવા કરો પણ લાદતા રહે છે. જે મુસ્લિમ હક્ક માગે તે કોમવાદી ઠરે અને જે કોમોનો હક્ક માટે લડે તે રાષ્ટ્રવાદી ઠરે એવી કારવાની અને કારવાં સાલારોની રીત છે છતાયે એમનો કારવા પણ ચાલી રહ્યો છે, અને બીજાઓના કારવા પણ ચાલી રહ્યા છે અમે ઉભા ઉભા જોઇએ કે છે કોઈ એવો કારવા જેની સાથે અમે પણ સાથ આપીએ

નથી ઘડીભર થોભતો ને પાછો જોતો નથી, નથી પાછુ જોઇને સમજતો નથી, કોઈ આગળ રહીને પશ્ચાતાપ કરે છે તો કોઈ પાછળ જઈને નિષ્ક્રિયતાનું સુખ માને છે આ કારવાના કર્યા સૌ થઈ જુદા છે જાણે કે પણ હાય અંધાપો! બુદ્ધિનો અને દિલનો!

કારવા એવો જોઇએ જે આઝાદીના નાદેશે પહોંચવા નિકળેલ હોય, કારવા એવો જોઈએ જે આન્તરરાષ્ટ્રીય જગતમાં ગૌરવના સ્થાને પહોંચવા નિકળ્યા હોય અને કારવા સાલાર એવો જોઇએ તે લોકોના અજ્ઞાનનો લાભ નહી લે અને કારવાંના હેતુને દગો નહી આપે એ સિવાય કારવા નિકળ્યા તોયે શું અને નહી નિકળ્યા તોયે શું ?

# આજનો પ્રશ્ન

હેલ્લાં થોડાક વર્ષો થયાં રાજદ્વારી મહાગડિ વચ્ચે મુસ્લિમ હિન્દના ઉત્તમ મેજરગોનું તેની પ્રજાની કેળવણી પ્રત્યેનું દુર્લક્ષ મુસ્લિમ હિન્દ માટે શ્રાપ ગણવું જોઈએ. જ્યારે સમસ્ત દેશની અન્ય ભાઈબંધ કોમો કેળવણીના વિકાસ માટે સામુદાયિક ચળવળ પાછળ આદરી રહી હોય, ત્યારે મુસ્લિમ કોમની એ પ્રત્યેની ગમાર ઉદાસીનતા ચલાવી લેવાનો અર્થ તેના આ જગતપરના સાચા અસ્તિત્વનો ઇન્કારજ કરી નાકાય

આપણે મુસલમાન હોવાનો દાવો કરીએ છીએ. 'આપણા મહાન શિક્ષક 'ઇસ્લામ' છે' એવા વાણીવિલાસ પાછળજ સમયનો વ્યય કરવામાં આપણે ડહાપણ માની બેઠા છીએ પરંતુ 'ઇસ્લામ' જેવા 'જગત-ગુરુ'ના વારસ આપણે આપણા એ મહાન શિક્ષકના આદર્શ અને આદેશમાં ભાગ આપવાને કેટલા પ્રમાણમાં નાલાયક રહ્યા છીએ એની ગણના કરવામા કદીયે ગાંભિર્યના દર્શાવી છે? જો આપણે એમા ઉદાસીનતા સેવી હોય તો સાચેજ આપણે એ 'મહાન શિક્ષક'ના વિદ્યાર્થીઓ બનવા માટે નાલાયક ઠર્યા છીએ.

ઇસ્લામના કેળવણી વિષયક માર્ગ દર્શન પછી પણ ઇસ્લામના અનુયાયીઓ કેળવણી જેવા માનવ-જીવનને મહાન બનાવનાર પ્રધાન પ્રશ્નને ગૌણ બનાવી જીવન-વહન માટેની અન્ય રચનાઓ પ્રત્યેજ પોતાનું સમગ્ર લક્ષ કેળવે તો દેખીતી રીતેજ ગત કાલના 'મહાન મુસ્લિમ'નુ પરિવર્તન આજના 'નિર્જીવ મુસ્લિમ' માંજ પરિણમે ને?! 'મહાન' ને 'પામર'નુ સંબોધન શાને ન સાંપે?!

કેળવણી-વિહોણી પ્રજામાં સમયનું જ્ઞાન અને ભાન હોતું નથી. સમયના જ્ઞાન અને ભાન વગરનું તેનું સ્વરૂપજ તેના 'ઇતિહાસ'ને છુપાવે છે 'ઇતિહાસ રચનાર' પ્રજાનો ઇતિહાસજ જ્યારે જગતની એક ભ્રાન્તિ બની જાય, ત્યારે તે પ્રજાનું સ્થાન આ જગતમાં ક્યાં હોઇ શકે? ઇતિહાસ વિહોણી મુસ્લિમ પ્રજા સંભવિત છે? નહિ જ.

જો નજ હોઈ શકે તો જ્યારે જગતની પ્રત્યેક સમાજો મંથન અને પરિવર્તનશીલ દશામાં હોય ત્યારે આ ઉદાસીનતા કેવી? મુસ્લિમ શિથિલતા માફ ન થઇ શકે એવો ગુન્હો નથી જણાતો? અને જો જણાય છે તો એ શિથિલતાના પાપના પ્રાયશ્ચિત રૂપે આપણે આપણી સમાજમાંની ગતકાલની આપણી કેળવણી વિષયક ક્રાન્તિના આંદોલનોના વેગને પુનઃસજીવન શા માટે કરી ન શકીએ? શુ એ અશક્ય છે? મુસ્લિમને 'અભણ'નું કારમુ સંબોધન નિભાવવું છે?

જો નથી નિભાવવું તો પછી હવે એક પળની પણ વિલંબ સિવાય આપણે જાગૃત થઈ આપણી કેળવણી-વિષયક મૃત દશાને પુનઃજીવંત કરવાના વ્યવહારિક માર્ગો યોજવા મંડી પડવું જોઇએ. કેળવણી વગરના માનવ અને મૃત શરીરમા ઝાઝો ફેર નથી. જીવતી દુનીયામાં કેળવણી વગરનો માનવ મરેલોજ કહી શકાય. મૃત શરીર અપવિત્ર બને છે. ચૈતન્ય રહિત દેહને તેનો બાપ પણ થોડીવાર માટેય ઘરમા રહેવા દેતો નથી. એ શુ નથી જાણતા? પ્રાણ વગરનું શરીર નકામુ ગણાય છે. શરીરમાં પ્રાણ હોય તોજ પ્રાણવાન જગત તેને રહેવા દે છે. પ્રાણ વગરના દેહને જગત દાટી કે બાળી દેવામાંજ તત્પર હોય છે. આપણે કેળવણી વિહોણા મૃત શરીર પડી રહેવા માંગીએ છતાંય આજનુ કેળવાયેલું જીવતુ જાગતુ જગત આપણને ક્ષણભર પણ સહન કરી કે નિભાવી નહિજ લે. આજનું જગત જાગતુ છે આપણે ઉંઘીશું તો

આપણા પર પડી આપણને પીડારૂપ થશે. આપણે પણ એની સાથે ચાલવુ હોય તો આપણે પણ 'અભણતા'નું કલંક ધોઈ તેમની હરોળના બનવુ પડશે. મૃત દેહને આ જગતમાં રહેવાનો અધિકારજ નથી.

'અભણતા' ની શરમ એ આપણું મહાન અપમાન છે. આ અપમાનને આપણે અપમાનજ સમજવાનું છે જ્યા સુધી અપમાનને અપમાન સમજીએ નહિ ત્યા સુધી અપમાનનુ કલંક દૂર કરવાનો લેશ માત્ર પ્રયાસ થાય નહિ બલ્કે અપમાન સમજ્યા વિના સસ્કૃતિ વિકસાવવાનો જાગૃત પ્રયત્ન શક્યજ નથી, એમ આ જગતના સર્વ ઇતિહાસ પોકારે છે અપમાનજ વિકાસ-ક્રમની ભૂમિકાઓ ઘડે છે અપમાનથીજ જીવનમાં ખળભળાટ ઉત્પન્ન થાય છે ખળભળાટવાળુ જીવનજ આકરી કસોટીએ ચઢાય મનમા શ્રદ્ધા ઉત્પન્ન કરી સાહસને પોષે છે, સાહસિકવૃત્તિ અને શ્રદ્ધાથી ઉભરાતા મનમાજ ઉન્નતિનો સાચો તરવરાટ જન્મે છે. અપમાનનુ કલંક ધોવા માનસિક પ્રેરણાઓ નવી થાય છે. આ પ્રેરણાઓ આપણને જાગૃત પ્રયત્ને પ્રત્યે અચૂક આકર્ષે છે આ પ્રયત્નોમા પડતી મુશ્કેલીઓ 'જાગૃત-ક્રાન્તિ'ની તાવણીમા તવાઇ જાય છે પરિણામે પ્રત્યાઘાત તરફ જઇ રહેલી પ્રજા પોતાના મૂળ સ્વરૂપમા આવી જાય છે.

આપણે આપણા પોતાનાજ ઉધ્ધાર કે ઉદય માટે અંગત સ્વાર્થ સાધના પર દ્રષ્ટિબિન્દુ કેળવવાનો સમય હવે રહ્યો નથી. બીજી કોમો પેઠે કાર્યના પરિણામમાથી અંગત નફાને ફગાવી દઇ સર્વોદયનુ લક્ષ્યબિન્દુ કેળવી સર્વોદય માટે આપણે પણ કટિબદ્ધ થવું જોઇએ. કેળવણી-વિકાસની સામુદાયિક ચળવળમાં સર્વોદયનુ લક્ષબિન્દુ રહેલું છે. માન ખાતર કાર્ય કરુ છુ ની ભાવનાને ત્યાગી જ્યાં સુધી 'કામ કરવુ જોઇએ'ની ભાવના જાગૃત થતી નથી; ત્યાં સુધી સર્વોદય પણ અશક્ય બની જાય છે. મુસ્લિમો માટે આજનો મહાન પ્રશ્ન ભાવનાના ઉચ્ચારણને બદલે 'આપણે કાર્ય કરવુંજ જોઇએ'ની ભાવના કેળવી પોતાની પ્રજાના કેળવણી-વિકાસ માટેની સામુદાયિક ચળવળ ઉપાડવાનો છે

સાચી સંસ્કૃતિનો ગઈ કાલનો સંદેશવાહક મુસ્લિમ પોતાની અભણતાનું અપમાન દૂર કરી આજનો અને આવતી કાલનો સંદેશવાહક ન બની શકે?

'સાશેદી'

---

# "રહું સદા નોકર"

**ઉપજાતિ**

"છે બાલ મ્હારો મુજ ઘેર માંદો,
કૃપા કરીને મુજને જવા દો"
એવુ વદી નિમગ્ન આશે,
માગે રજા નોકર, શેઠ પાસે...૧

"એની તણી કો' દરકાર લેશે?
ના કામ મૂકી ઘર તો જવાશે"
નિઃશ્વાસ મૂકી તવ બ્હાર જાયે,
ને શેઠ પાછા દૃગમા ગૂંથાયે...૨

અસ્તાચળે આનંદ રંગ હેલી,
સંધ્યા નિમંત્રે રવિ, પ્રેમ ઘેલી.
ને વિશ્વ મૂકી વિભુ અંધકારે,
લક્ષ્મી તણા કેશ હસી સમારે....૩

ત્યા સ્વપ્નમા બાલક તો જણાયે,
ને આંખડી અશ્રુ થકી ભરાયે.
સ્વબાલ કેરો મૃતદેહ ભાળે,
શોકાર્ત બીનાં નયને નિહાળે...૪

"હર્ષે રમાડ્યાં મુજ શેઠ કેરાં,
કલ્લોલતાં બાળક તો ઘણેરાં.
ભૂલ્યો ઘડી હું મુજબાપ મેલા!
જે ધૂળ માંહિ રમતાં મુતેલાં"...૫

તોયે હતા આજ ગુલામ કેરી,
રહ્યો વફાદાર, છતાં ધનાઢ્યે.
કરી મૂકી, જીવન ભીંદ ધારી,
"રહું સદા નોકરી!" બોલતો એ.

— — — —

તૂટેલ જૂની રહી કોટડીમા,
ઊડી ગયો આત્મ અનંતતામાં.

'દા'

# નવો કૅમેરા.

શ્રીયુત ભાનુશંકર જોશી : સ્વતંત્રી "દાંડીયો" સાપ્તાહિક

'દિનકર ! તારૂં થોડું કામ પડ્યું છે. કરીશ કે ?' સુરેશે ઘરમાં પ્રવેશતાં કહ્યું.

'જરૂર, જરૂર. કેમ નહિ; તારા જેવા ખાનદાન કુટુંબના ફરજંદને ના પાડી શકાય કે ?' દિનકરે ખુરસી પરથી ઊભા થતાં કહ્યું; 'પણ મહાશય હમણાં તમે ક્યાં બીરાજો છો ? મોઢું પણ દેખાડતા નથી. આજે અચાનક ભૂલા પડી ગયા લાગો છો.'

'ના. એવું કાંઈ નથી. દિનકર, આપણે કદી ભૂલા પડીએ એમ હું કદી કલ્પી શકતો નથી. આજે તારૂં ખાસ કામ પડ્યું છે. તારા કૅમેરાની મને અત્યંત જરૂર છે એટલે લેવા આવ્યો છું. લાવ, આપે છે ને ?'

કૅમેરાનું નામ સાંભળી દિનકરના ગળામાં ખખરી બાઝી ગઈ. તે ખંચકાઈને બોલ્યો: 'સુરેશ, મેં કૅમેરા ગયે મહિને વેચી માર્યો છે. એ તને ખબર નહિ હોય !'

'શી વાત કરે છે ? કૅમેરા વેચી નાખ્યો ? હજુ ખરીદ કરે ચાર માસ નથી થયા ત્યાં મહિના પહેલાં વેચી પણ નાખ્યો ? ત્યારે લીધો હતો શું જોઈને ?' સુરેશે આશ્ચર્યપૂર્વક કહ્યુ.

'હા, ખરેખર કૅમેરા વેચી નાખ્યો છે.' દિનકરે કહ્યું. 'જરા પૈસાની અગવડ હતી એટલા માટે એમ કરવું પડ્યું. મારી ઑફિસના એક માણસેજ ખરીદી લીધો છે.'

'શું ખરેખર તેં કૅમેરા વેચી નાખ્યો છે ? કે ન આપવા ખાતર બહાનું કાઢે છે ? લીધો શું, વેચ્યો શું ! કાંઈ ખબર પડતી નથી. સાચી વાત કહે છે કે જૂઠું બોલે છે ?'

'છટ્ ! તને બનાવવાની વાત હોય ! તને મારામાં એટલોય વિશ્વાસ નથી ? બનાવવા માટે બીજાં માણસો ક્યાં ઓછાં છે !' દિનકર ગંભીર થઈ બોલ્યો.

'પણ તારા ઘરમાં એટલી બધી કઈ દરિદ્રતા ઘૂસી ગઈ હતી, કે તારે તારો પ્રિય કૅમેરા વેચવો પડ્યો ?'

'સંસારમાં દરિદ્રતાનો ક્યાં તોટો છે ? અને એ આવે છે ત્યારે કહીને થોડીજ આવે છે !'

'કેટલામાં વેચ્યો ?'

'સાઠ રૂપિયામાં.'

'અરે, ભલા આદમી ! આટલી બધી હોંશ પૂર્વક લીધેલો એંસી રૂપિયાનો કૅમેરા સાઠ રૂપિયામાં આપી દીધો ? નાણાંની બહુ ભીડ પડી હતી તો પછી મારી પાસે કેમ ન માગણી કરી? એમાં તારે મારી લાજ કાઢવી ન પડત ? તું કેવો વિચિત્ર માણસ છે? ભીડ કે કટોકટીના પ્રસંગમાં આપણે એક બીજાને ઉપયોગી ન થઈ શકીએ—સહાયક ન બની શકીએ તો પછી આપણી મિત્રતામાં ધૂળ પડી !'

'સુરેશ !' વિચારના વમળમાં અટવાટો દિનકર બોલ્યો. હું બધું જાણું છું. પરંતુ એ પ્રસંગ એવો હતો કે કૅમેરા વેચ્યા શિવાય હું શાંતિ કે સુખનો શ્વાસ ન લઈ શકત.'

'મને તારી વાતમાં કશી સુઝ પડતી નથી.' સુરેશે ગુંચવાતાં કહ્યું: 'તને માસિક દોઢસો રૂપિયા વેતન મળે છે. અચ્છી રીતે તારા ઘરનું ગાડું ચાલે છે. બૅંકમાં પણ તારાં થોડાંક નાણાં પડ્યાં છે. એ મારી જાણમાં છે. તને દરિદ્રતાએ એકાએક શી રીતે ઝડપી લીધો એ

હું નથી સમજી શકતો. કેટલા ઉમંગ-ઉત્સાહથી તેં કેમેરા ખરીદ્યો હતો ને ઓજ કેમેરા પાછો વીસ રૂપિયા અવળા કરીને વેચી નાખ્યો તારી વાતમાં મને કોઈ જુદું જ કારણ જણાય છે. તું માને કે ન માને! હકીકત શી છે તે જણાવતો ખરો? મારાથી છુપાવે છે!

સુરેશના શબ્દોની મગજ પર કાંઈ અસર ન થઈ હોય તેમ ગંભીર બની દિનકર બેસી રહ્યો.

'તારે તારા દિલની વાત ન કરવી હોય તો કાંઈ નહિ બળજબરીથી વાત કઢાવવાનો મારો ઈરાદો નથી પરતુ કેવળ પૈસાની અગવડ ખાતર તેં વીસ રૂપિયા અવળા કરીને કેમેરા વેચી નાખ્યો એ વાત હું કેમે કરી સ્વીકારી શકતો નથી. તું મારાથી શા માટે વાત છુપાવવા માગે છે? જે હોય તે સાચું કહી દેને! તારે નાણાની ભીડ હોય તો હું મદદ કરવા ક્યાં ના પાડું છું'

'સુરેશ' પોતાની ફજેતી પોતાના મુખે કરવા કોણ તૈયાર હોય?' દિનકરે દિલ ખોલવાની શરૂઆત કરી: 'મારી મૂર્ખાઈના પ્રાયશ્ચિત બદલ મેં કેમેરા વેચ્યો છે. બીજું કાંઈ કારણ નથી. તારી આગળ કેમેરાની વાત કરું છું ત્યારે એક બાજુ મને હસવું આવે છે ને બીજી તરફ અપાર શોક-શરમ ઉપજે છે

'ગયા મહિનાની વાત છે' દિનકરે મૌન ને મન ખોલીને વાત આરંભી: 'મારી પત્ની બને બાળકોને લઈને તેને પિયેર ગઈ હતી. ઘરમાં હું એકલોજ રહેતો હતો. સવારે સાડા દસના સુમારે વીશીમાંથી જમીને સીધો ઘેર આવ્યો હતો ઓફિસે જવાની કલાકેકની વાર હતી તે દિવસે હું મારા દીવાનખાનાના ઝરૂખામાં ઊભા રહી આસપાસનું દૃશ્ય નિહાળી રહ્યો હતો. એ તો તું જાણે છે, ને તેં અનુભવ્યું પણ છે કે મારા દીવાનખાનાના ઝરૂખામાંથી આસપાસની રમણીયતા સરસ રીતે જોઈ શકાય છે. તદ્દન નવી ઢબનાં ઊંચાં ને ભવ્ય મકાનો. દૂર દૂર દેખાતાં નાળિયેરીનાં ઝાડ વિશાળ રસ્તો. રસ્તાપરની વિક્ટોરીઆ, મોટર, તેમજ માણસોના અવરજવરની ધમાલ. ટ્રામ અને કોઈ કોઈ ભૂલા પડી ગયેલા ખટારાનો અવિરત ખખડાટ. ગમે તેવા કામગરા માણસને પણ એ ઝરૂખા સાથે બે મિનિટ દોસ્તી બાંધી લેવાનું દિલ થાયજ'

'ઝરૂખામાં ઊભાં ઊભાં મને વિચાર આવ્યો કે લાવને આજ તો આ વિવિધતા ભર્યા ને મનોહારી રસ્તાની છબી ઝડપી લઉં! ઓફિસે જવાને હજુ એક કલાકનો અવકાશ હતો ઘરમાં ગયો કેમેરો લીધો કેમેરો તૈયાર કરી ઝરૂખામાં ગયો. ઝરૂખામાં દાખલ થતાંની સાથેજ આસમાની રંગની સાડી પહેરેલી એક નવયુવાન રમણીને રસ્તા પર ચાલતી મેં જોઈ મેં ઓફિસે જવાનો વખત ૧૧ ને બદલે ૧૧।। રાખ્યો ત્યારથી એ રમણીને ઘણી વખત મારા ઝરૂખામાંથી નિરખી હતી. મારા મનમાં મેં એમ કલ્પી લીધું હતું કે તે કૉલેજિયન છે. તે કૉલેજિયન છે એમ કલ્પનાને એક કારણ હતું. કેમકે એના એક હાથમાં છાતી સરસાં દાબેલાં પુસ્તકો હું રોજ નિરખતો. જો હું કવિ હોત તો તેના સૌંદર્યનું, તેની ચાલનું, તેના પોષાકનું, તેના હાવ ભાવનું એક મહાકાવ્ય ઝરૂખામાં ઊભાં ઊભાજ લખી કાઢત! પણ અફસોસ! હું કવિ નથી. મારામાં કાવ્યશક્તિનો એકેય અંશ નથી એના શરીરની ભવ્યતા, એના મુખની ગૌર કાન્તિ, નમણું અણીદાર નાક, ગુલાબી ગાલ, તેજસ્વી નયનો, માથા પરથી કમ્મર સુધી લટકતી સોહામણા શ્યામરંગની ગુંથાયેલી સુંદર લટ, લટમાં ભેરવેલું તાજું ગુલાબનું ફૂલ, પગમાં પતલી ને નાજુક ચંપલો, મુખ પર ક્ષણે ક્ષણે ફરકતું સ્મિત! એનું સંપૂર્ણ વર્ણન કરવું એ મારી શક્તિમર્યાદાની બહારની વાત છે એને હંસ ગામે આગની

જોઈ મારા મનમાં અનેકાનેક ભાવો જાગી ઊઠ્યા. મેં મારા મન સાથે નક્કી કર્યું કે ગમે તેમ કરી આજે ને આજે અને આ ક્ષણેજ તેનો મનોહારી ફોટો ઝડપી લઉં. ફોટો લેવાની કલ્પના મારા મન પર વિજળી વેગે પસાર થઈ ગઈ. એ વખતે મનઃપ્રદેશમાં 'હા' અને 'ના' વચ્ચે સખત હરિફાઇ ને તાણાતાણી ચાલી રહી હતી. વિવેક જાગ્રત થયો. તેણે કહ્યું: 'ભલા આદમી! જેની સાથે તારે લેશ પણ પરિચય નથી એનો ફોટો તારાથી કેમ લઈ શકાય? અને તે પણ તેને પૂછ્યા સિવાય, તેની મરજી સિવાય? સભ્ય માનવીનું કે આબરૂદારના ફરજંદનું આ લક્ષણ નથી. જરા વિચાર કર. મૂરખ ન થા!' પણ મનમાં એકલો વિવેકજ વાસ કરે છે એવું કંઇ નથી અવિવેકનુંસ્થાન પણ વિવેકનાસ્થાન જેટલુંજ છે બલ્કે વિશેષ છે. અવિવેક જાગ્રત થયો ને તેણે કહ્યું: 'અંહ! એમાં ગભરાય છે શાનો? તુ એની છબી ઝડપી લઇશ તો તને કોણ ભાળી જવાનું હતું? તુ એને ક્યાં ને ક્યારે કહેવા જવાનો હતો કે મેં તારી મનોહર છબી ઝડપી લીધી છે? નાહક શાનો વેવલા વેડા કરે છે! લે ઝટ, ખેંચી લે છબી. વિચાર છોડી દે; નહિ તો મનની મનમાં રહી જશે.

'મનઃ પ્રદેશમાં જાગ્રત થયેલા વિવેક અને અવિવેકે મારા મનમાં–અંતરમાં ધમસાણ મચાવી મૂક્યું. કોલાહલને ઘેરો ઘોંઘાટ મચાવી મૂક્યા. હું અવિવેકને વશ થયો. કેમેરા તૈયાર હતો. પ્રકાશ ખળખળાટ વહી રહ્યો હતો. યોગ્ય અંતરે આવતાં મેં તેનો ફોટો ઝડપી લીધો. ઝરૂખાના બારણા પાછળ એવી ચાલાકી પૂર્વક ઊભા રહીને મેં ફોટો ઝડપ્યો હતો કે મારું કર્તવ્ય કોઈ પણ જાણવા પામેજ નહિ! આ સઘળી ઘટના એટલી ઝડપમાં બની ગઈ હતી કે અત્યારે તારી સમક્ષ વાત કરતાં જે સમય લાગ્યો તેનો સતાંશ પણ નહિ લાગ્યો હોય. ઓફિસ જતી વેળા ફોટો લીધેલી પ્લેટ બરોબર સંભાળીને મારી હેન્ડબેગમાં મૂકી. ઓફિસે ગયો. મનમાં સ્વસ્થતા ન હતી. એ દિવસનું કામ મહામુસીબતે કર્યું. સાંજના ઓફિસથી પાછા ફરતાં પુષ્પા આર્ટ સ્ટુડીઓમાં એ પ્લેટને ડેવલપ કરાવવા આપતો આવ્યો.'

'બીજે દિવસે રવિવાર હતો. ઓફિસમાં રજા હતી. કામપર જવાનું નહતું. હું ઘેરજ હતો. સવારે લોજમાં મિષ્ટાન્ન વધારે આરોગાઈ જવાથી ઘેર આવીને લાંબી ઊંઘ ખેંચી હતી. ચાર કલાક સતત ઊંઘ્યા પછી ઊઠ્યો. મોઢું ધોયું, ચા બનાવી પીધી. પછી દીવાનખાનાનું પ્રવેશદ્વાર બંધ કરી, આરામ ખુરશી પર પડ્યો પડ્યો "દાંડીઓ" છાપુ વાંચતો હતો. ઝરૂખાનાં ખુલ્લાં બારણેથી મીઠો ને ઠંડો પવન ઘરમાં ઘૂમી રહ્યો હતો. છાપાનું પૂરૂં એક કોલમ વાંચ્યું ન હતું ત્યાં બારણા પર ટક્ ટક્ ટકના અવાજ થયા. અવાજ સાંભળી હું બારણું ઉઘાડવા ઊભો થયો. બારણું ઊઘાડવાની સાથેજ મારા આશ્ચર્યનો પાર ન રહ્યો. મારી દૃષ્ટિમાં મને શ્રદ્ધા ન રહી. હું જાગ્રત દશામાં છું કે સ્વપ્નાવસ્થામાં છું તેનું મને ભાન ન હતું. ગઈ કાલ સવારે જેનો ફોટો મેં ઝડપી લીધો હતો એજ રમણી મારી સામે ઊભી હતી. હું મૂઢ બની ગયો. તે શા માટે અહીં આવી તે જાણવાની ઇચ્છા હોવા છતાંય મારાથી તેને પૂછી ન શકાયું. પૂછવા માટે મારા મોંમાં એક હરફ પણ ન રહ્યો, જાણે શબ્દોએ મારી સાથે ભયંકર વેર કેમ ન બાંધ્યું હોય! જેમ તેમ કરી શબ્દો ભેગા કરી હું કંઇક બોલવા જતો હતો એ પહેલાંજ એ બોલી:

'તમે પુષ્પા આર્ટ સ્ટુડીઓમાં ફોટો ડેવલપ કરાવવા આપેલો છે?'

'હા.' મહામુસીબતે મેં એકાક્ષરી ઉત્તર આપ્યો. તેણેજ ફોટાનું સ્મરણ કરાવી મને ઝાંખા પાડી દીધો. ક્ષણભર તો મારા મગજમાં બેચેની વ્યાપી ગઈ.

રહેવાની ઉત્તમ સગવડ સાથનું

# ધી ગ્રાન્ડ રાંદેરવાલા હોટલ

ભાગાતળાવ, સુરત.

માલિકઃ—એ. એસ. મેકુજી

## મુસ્લિમ, પારસી, ખ્રિસ્તી અને નોન–વેજીટેરીઅન ભાઈઓ માટે

'રાંદેરી' ડીશીઝ જમવાનું એકજ વિખ્યાત અને માનીતું મથક.
જ્યાં રોજ નવી નવી જાતની ડીશીઝો તૈયાર રહે છે. ચાહ, કૉફી, કોકો
આઇસક્રીમ અને ઠંડા પીણાઓ માટે એકવાર જરૂર મુલાકાત લ્યો.
મનપસંદ વાનીઓના ઓર્ડર મળતાં ટુંક સમયમાં તૈયાર કરી આપવામાં આવે છે.

---

એ. એસ. મેકુજીની માલિકીની

## પાગલ કોટેજ બેકરી

ઉમડ ફલીયા, રાંદેર.

કેકસ,
બદામ અને સાદા બિસ્કીટ,
નાનખટાઈ,
હકીમી બિસ્કીટ,
પાઉં,
નાન,
શીરમાલ,
વીગેરે.

એકવાર ટેસ્ટ કરો
જરૂર તમને સંતોષ આપશે.

"કારવાં"

રાંદેરની મુલાકાત લેતાં
ક્યાં જમશો?

## ધી પાગલ કોટેજ રેસ્ટોરાં.

ઉમડ ફલીયા, રાંદેર

જ્યાંની દરરોજની નવી નવી વાનગીનો ટેસ્ટ તમારા મોઢામાં યાદદાસ્ત રૂપે રહી જશે.

માલિકઃ-ઈ. એસ. મેકુજી

જાહેર ખબર

# અનુક્રમણિકા.



"કારવાં"નું વાર્ષિક લવાજમ.

હિન્દ માટે રૂ. ૪.

બર્મા માટે રૂ. ૫,

આફ્રીકા માટે શી. ૮, (રૂ. ૫॥)

છુટક નકલ સાત આના.




વહશી સાહિત્ય કાર્યાલય——————કણપીઠ,——————સુરત

"કારવાં" દરેક મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે. ગ્રાહકોએ નોંધ લેવી.



કારવાં પુ. ૧લું ● ● ● ઑક્ટોબર ૧૯૩૯ ● ● ● અંક ૨ જો

# તુષારબિંદુ

## વિતંડાવાદ

દલીલ દિલને દાહ દેનારી છે.
દિલ દેનારાં!
વાદવિવાદનાં વમળમાં અટવાશો મા!

## જીવનનું અટ્ટહાસ્ય

હસતો રહેજે!
હર હાલમાં હસજે!
સુખમાં હસજે! દુખમાં હસજે!
દિલ કપાતું હોય તોયે હસજે!
માતતાતનું છત્ર છેદાતું હોય તોયે હસજે!
પત્નિ મૃત્યુપાંખે ઉડતી હોય તોયે હસજે!
પુત્રનું પ્રાણપોયાગું ખિડાતું હોય તોયે હસજે!
વહાલેરાં વસમી વિદાય લેતાં હોય તોયે હસજે!

જીવવું હોય તો હસજે!
વિરલ થવું હોય તો હસજે!
દુનિયામાં વસવું હોય તો હસજે!
પાગલ ન બનવું હોય તો પાગલની ભાંતિ હસજે!
બસ હસજે!
દિલને દાબીને યે હસજે!

## મૃત્યુનું અટ્ટહાસ્ય

આમને આમ મરી જવાનું છે!
એ વક્રવિચારે હું મૂઝા જીવન જીવવા લાગ્યો;
ને અટ્ટહાસ્ય કરતું મૃત્યુ મને ઝડપથી ઢસળવા લાગ્યું.

લેખક: "તુરાબ"

# આવાઝકી દુનિયાં કે દોસ્તો

સંકલનકાર :— 'જૈદી'



આવાઝકી દુનિયા કે દોસ્તો ! આજે તમારી સમક્ષ હું ઇસુની વીસમી સદીનું વિહંગાવલોકન રજુ કરૂં છું. વીસમી સદીનો આરંભ થયાને ઓગણચાલીસ વરસ વહી જવા આવ્યાં છે, આ ૩૯ વરસના કાળમાં આપણે પ્રગતિ સાધી છે કે પીછેહઠ કરી છે તેનું અવલોકન કરીએ. પાઘડી અને ફેંટાનું વજન ઘટતું ગયું છે; તેમ તેમ ટોપીનું અને ખુલ્લાં માથાંનું વજન વધતું ગયું છે. હુક્કા–અને અફીણનું સ્થાન સીગરેટ અને ચાહે ઝડપી લીધું છે; તેમ તેમ મુરબ્બીપણા અને વડીલશાહીનો રોગચાળો ઓછો થતો ગયો છે. પરિણામે યુવક યુવતિઓ સ્વતંત્ર બલ્કે સ્વચ્છંદ થતાં ગયાં છે. ત્યાં સુધી કે પહેલાંની લયલા ઉંટ પર બેસતી હતી; ત્યારે હાલની લયલાઓ સાઈકલ પર સવારી કરતી થઇ ગઈ છે! પહેલાં સ્ત્રીઓ અબળા ગણાતી હતી; પણ હવે કૉલેજની કેળવણીને પ્રતાપે યુવકોના ગાલ પર તમાચા કે ચંપલ ચોડવા જેટલી પ્રબળા બની છે! અસલ લયલાએ મજનુંની ઠોબલી ફોડી હતી; આધુનીક લયલાઓ મજનુઓનાં ઘોબડાં રંગી દે છે! ચાદર જેવડાં પહોળાં છાપાં વાંચનાં સંયુક્તા હરણ કે રૂક્મિણી હરણનાં પુનરાવર્તનો થતાં અવલોકાય છે! સુધારાનો વંટોળીયો એવો જોશભેર ફુંકાયો છે કે જેથી જુની ફેશનનાં છાપરાં અને જુની ફેશનનાં વસ્ત્રો પણ ઉડી ગયાં છે, અને સાથે સાથે જુના પુરાણા ઑર્થોડોક્સ વિચારો પણ ઉડી ગયા છે; જેથી ધર્મભાવના પણ ઉડવા લાગી છે! લોકો મંદીરો તથા મસ્જીદોને જોઇને ભડકવા લાગ્યા છે. મંદીરો અપ–ટુ–ડેટ બની ગયાં છે! મસ્જીદોમાં મખમલના ગાલીચા અને ઇલેક્ટ્રીકના પંખા આવી ગયા છે; છતાં મંદીરો અને મસ્જીદોનું ઓડીયન્સ સીનેમા તરફ ઘસડાઈ રહ્યું છે!

× × ×

ડીફેંડ અને મરજરના ભાવ વધી રહ્યા છે ત્યારે ભગવાનના ભાવ ઘટી રહ્યા છે! હવે તો ભગવાન જાતે પૃથ્વી પર પધારીને પોતાનો પ્રોપેગન્ડા કરે છતાં લોકો તેનું સાંભળે એમ નથી! પહેલાં સતીઓનાં માન હતાં, હવે ઍક્ટ્રેસોના માન છે. લોકો જે ઘરની દીવાલો પર સતીઓના ફોટા લટકાવતા હતા તેને સ્થાને હવે ઍક્ટ્રેસોના ફોટા દીવાલો પર લટકી રહ્યા છે! હવે તો લગભગ એવી પ્રથા પડી ગઈ છે કે જે પેપરના અગ્રસ્થાને ઍક્ટ્રેસોના ફોટા અંકિત હોય તેની ખરીદી વધુ થાય! અરે! નવા વરસની ભેટ, નાતાલ કે ઇસ્ટરની ભેટ કે ઇદની ઇદીમાં પણ ઍક્ટ્રેસોના ફોટાવાળા કાર્ડોજ અગ્રસ્થાને હોય છે. ધર્મોપદેશકો અને લીડરો કરતાં સીનેમા સ્ટારોના માન વધ્યાં છે! ધર્મનો ભાવ ઘટતાં પ્રેમનો ભાવ વધી રહ્યો છે. ઇષ્ટદેવ પર કામદેવનો વિજય થયો છે! અને ઇશ્ક અને હુસ્નનાં બજારમાં તેજી આવી છે!

× × ×

આવાઝકી દુનિયાં કે દોસ્તો ! જગતમાં ધૂમકેતુનાં દર્શન થાય છે, તો અનેક માણસો ગભરાય છે કે હવે ધરતીપર જરૂર કોઈ આસ્માની સુલ્તાની ઉતરશે! અમે કેવી શુભ ઘડીએ (?)

કારવાં કાઢયું કે એક તરફ કારવાં બહાર પડ્યું ને બીજી બાજુ પોલાંડમાં લશ્કર ફાટી નીકળી જેથી કાગળના અને બ્લોકના ભાવો વધતાં આખા હિંદના પેપર જગત ઉપર આફતના ઓળા ઉતર્યા છે! જો તમેએ વહેમી હશો તો જરૂર આ વાતને માની લેશો? પણ ના. વાત જુદી છે.

× × ×

યુરોપમાં અકકલનું અજીરણ વધતાં વિભુનું સ્થાન વિજ્ઞાને લઈ લીધું છે! ભગવાનના આશિર્વાદ કરતા વિજ્ઞાનના આશિર્વાદમાં ગોરા લોકોની શ્રદ્ધા રહેતા યુરોપમાં ઠેરઠેર ખુદાની રહેમત પરમતાને બદલે બોંબગોળાની ઝેહમત વરસી રહી છે. માનવોના મગજોને ઠેકાણે આસુરી દાનવરૂપિ સરમુખત્યારોને સરેઆમ ગાડી પોતાનું સ્થાન પાકુ કરી લેવાનો પ્રયત્ન કર્યો છે આમ ઝરતા બોમ્બગોળા અને રક્તની સરિતાઓ નિરખી ગોરી માનવ મેદની પાછી દેવળોમાં પ્રાર્થના કરતી થઈ ગઈ છે, અને ગૉડ જેવુ કોઈ પ્રાણી જગતમાં હસ્તી ધરાવે છે તેની લોકોને ખાતરી થતી ચાલી છે! પુન: યુરોપમાં ભગવાનના ભાવો નકો પર આવ્યા છે અને તે બાબતનુ માન હીટલર-ચેમ્બરલેનને ફાળે જાય એમ છે! રાક્ષસી ભાવના પ્રગટ થયા વગર માનવ ભાવનાની કીંમત સમજાતી નથી! લોઢું લોઢાને કાપે તેમ ગોરાઓના હડકવાને દૂર કરવા ભગવાને એ કુતરાંને હડકાયાં બનાવ્યા છે. જો કે તે અંતે મરશે, પણ અનેકને બચકાં ભરીને ઠેકાણે લાવશે. છેવટે અંદર અંદર બચકાં ભરીને પુરાં થશે પછીજ પુન: માનવતા સ્થાપન થશે!

× × ×

આનાઝકી દુનિયાંક દોસ્તો! આપણે હિંદીયનો તો અત્યાર સુધી પશ્ચિમનું બધુંજ સારૂં, અને પૂર્વનું બધુંજ સડેલું એવી માન્યતા ધરાવી પૂર્વને બદલે પશ્ચિમના જગતનેજ વંદન કરતા હતા; તો હવે સમજાયું હશે કે જે ગોરી સંસ્કૃતિ પર જગતને નાઝ હતો તે ગોરી સંસ્કૃતિ એક બીજાના ગળાં કાપનારી નિવડી છે! હિંદના અઢારમી સદીના પીંઢારા અને ઠગોના જમાના જેવો બારીક જમાનો અત્યારે યુરોપને સાંપડ્યો છે!

આધ્યાત્મવાદી પૂર્વ તો ડાચાં ફાટીને જોઈજ રહ્યું છે કે જડવાદી યુરોપની પ્રગતિ કેટલી ઝડપી છે! માનવતાનો વિનાશ, શાંતિનો વિનાશ, સજ્જનતાનો વિનાશ, વિશ્વાસને પ્રમાણિકતાનો વિનાશ અને સરવાળે તમામ સંસ્કૃતિનું સત્યાનાશ કરવા વિજ્ઞાનનું ભૂત સત્તાધિકારીઓના મસ્તકે સવાર થયું છે! જોઈએ છે એક બાજુ તો નાઝીવાદનું એ ભૂત ધૂણે છે, અને બીજી બાજુના ભૂવા અને જનગરીયાઓ લોકશાસનવાદનાં ડાકલાં વગાડી રહ્યા છે: તે ભૂતને શીશામાં ઉતારવામાં સફળ થાય છે કે નહિ! યુરપના બધા વાદાવાદની લડાઈ પર સમજ્યા વિના ભૂંગળો વગાડનાર આપણાં હિંદી ઘેટાંઓએ જોવુ હશે કે માર્કસવાદે પણ પછેડીમાં વીંટીને પાંચશેરી મારવા જેવું કર્યું છે! તો હવે આપણા પરોણા સેંધા, ઉઘાડાં માથાં અને રાતી નેકટાઈ વાળાઓ કોના નામની પોક મુકશે! બીજાઓના વિચારોની પણ ગુલામી કરનારાઓએ હવે પશ્ચિમના નામે નાહી નાખી આપણું પૂર્વનું જુનું તેજ સોનું સમજવામાં સાર છે!

× × ×

આનાઝકી દુનિયાંક દોસ્તો! લોકોને મફત કે ઉધાર મળતી વસ્તુઓ લેવાનુ ખુબ ગમે છે, તેમ શીખામણ કે સલાહ આપવાનું પણ ખુબ ગમે છે! અમને કારવાં કાઢ્યાને પુરો એક માસનો થયો નથી, તે પહેલાં માગી કે વણમાગી સલાહોના ઢગ અમારા ટેબલ પર ખડકાઈ ગયા છે! બેશક અમને આટલા ઓછા સમયમાં જેટલી સલાહો મળી છે; તેટલી

હીટલરને મળી હોત તો યુરોપમાં લડાઈ થવાનો સંભવજ ન રહેત! એ બધી 'સલાહનો અમલ કરવા જઈએ તો પેલા મીયાંઓના કહેવતી ટટ્ટુની જેમ અમારી ઉટાની અસવાર પણ ખાડામાંજ જઈને પડે!

મિત્રભાવે અપાયલી સલાહોને તો અમે મસ્તક ઉપર ચઢાવી ટોપીને સ્થાને મૂકીએ છીએ! પણ પેલી સલાહ ખાતર અપાયેલી વણમાગી સલાહોનું શું? કોઈ કહે છે કે "માસિકને આદર્શ બનાવો." તો કોઈ કહે છે કે આદર્શ બનાવવા જતાં "વીસમી સદી, કૌમુદિ, સાહિત્ય, કે વસંતની જેમ લટકી જશો!" કોઈ કહે છે કે "કારવામાં નવિનતા લાવો." તો કોઈ કહે છે કે "નવિનતાના મોહમાં ઘસડાઈ જુનાને વિસારી ન મૂકશો." અલબત્ત નવિનતાની ભૂખ ઘણાને હોય છે; પણ આજની **નવિનતા** એ કાલે તો **જુનતા** થવાનીને? આથી અમે નવિનતાની વિરૂદ્ધ છીએ એમ તો નથીજ પણ **નવિનતા** વધી વધીને **નગ્નતા** બની જાય અને **કલા** વધીને **બલા** બની જાય એનો અમને પસંદ નથીજ! "**જેન્ટલમેની કે શૌકમેં હજામ બન ગયે**" જેવું કરવાનું તો અમે પસંદ કરતા નથીજ; તેમ "જે નાકું ઝાલ્યું તે ઝાલ્યું" કરવાના પણ નથી. છતાં આ કાગળની મોંઘવારી બ્લોકની મોંઘવારી સરકારી સેન્સર તથા સલાહોની ભરમાર એડીટરીને પુલસિરાત જેવી બનાવી દે છે! છતાં,

**'કયા હર્જ હૈ જો બાલસે બારીક હૈ વોહ પુલ;**
**બાઈસીકલસે ગુઝરેંગે હમ પુલ સિરાતસે!**

× × ×

"એક બંગલા બને ન્યારા
ઉસમેં રહવે કુંબા સાગ!"

એમ અનેક વહેપારીઓ લડાઈને લીધે ભાવો વધતાં મનમાં ગણગણી રહ્યા હશે. ખરે પુછાવો તો ગત મહાયુદ્ધને પ્રતાપેજ દેશમાં ૭૫ ટકા બંગલાઓ બંધાયા હતા. પણ 'અત્યારે' તો લોકોનાં ખિસ્સાંજ કચ્છના રણ જેવાં સફાચટ છે; જેથી હાંલ્લીમાં હોય તો થાળીમાં આવેને? શરૂઆતમાં શિઆળવાંને દ્રાક્ષના લૂમખાં દેખાશે પણ એ દ્રાક્ષો અંતે તો ખાટીજ થશે અને બંગલા બનાવવાના કોડ મનના મનમાંજ સમાઈ જશે! જો કે કાગળની મોંઘવારીએ પત્રકારોનાં થોબડાં તો રંગીજ નાખ્યાં છે; તેથીજ ઓછાં પાનાં આપીને હાલ તો એ સમતોલપણું જાળવી રાખે છે! એક શાઇર મિત્રના શબ્દોમાં કહું તો લડાઈને લીધે વહેપારીઓના ગાલો તાજા ટમાટા જેવા થવાને બદલે આવકોની કડકાઈને લીધે એવા હાલ થશે કેઃ—

"હતું છું એવું જીવન એવો હાલ રાખું છું;
તમાચા મારીને મુજ ગાલ લાલ રાખું છું!"

× + ×

રાબેતા મુજબ શહેરના મુસલમાનોની દિવાળી (શબે બરાત) આવી ગઈ અને ફટાકડા પણ ફુટી ગયા એટલે હવે તો રમઝાનનીજ ફિકર કરવાની રહીને? રમઝાનની ટ્રેન આવતાં પહેલાં તો પેલા હોટલીયા લાલપડાંઓ ડેન્જર સીગ્નલ બનાવવા લાગે છે! અગીઆર માસ સુધી મરદખાનામાં ગણાતી હોટલો ઝનાનખાના બની જાય છે! થોડાક દિવસ કુરઆન ખ્વાનીનો ગણગણાટ કરી ભમરાઓ પોતાનાં દરોમાં ભરાઈ જાય છે અને તરાવીહની શરૂઆતની તેજી પાછલા ભાગમાં મંદીમાં પરિણમે છે! થોડાક જુના વિચારના મુસલમાનો રોઝા-નમાઝમાં વખત ગુમાવે છે, ત્યારે ઘણા રોશન ખયાલ મુસલમાનો રાજદ્વારિ વિચારોમાં મશગુલ રહી મસ્જીદોના ઓટલા, લાયબ્રેરીયોની ખુરશીઓ, પબ્લીક ગાર્ડનોના બાંકડા, નાટક સીનેમાની ખુરશીઓ, સ્ટેશનોના પ્લેટફોર્મ વગેરેનો ઉદ્ધાર કરે છે! મરહૂમ અકબર ઇલાહાબાદીએ કહ્યું છે તે ખરૂંજ છે કેઃ—

"વોહ ફરમાતે હેં "અકબર"
યેહ રોઝા એક કયામત હે;
બજા ઇરશાદ હોતા હે
મગર ઇફ્તાર જન્નત હે!"

+ × +

એક મિત્રે સલાહ આપી કે "કારવાંની તરક્કી કરવી હોય તો ધાર્મિક બાબતોને જતી કરો." તેમના કહેવાનો આશય એ છે કે મઝહબને તરક્કીમાં સ્થાન નથી. એમની શો કસુર? પશ્ચિમનો પવન જેના મગજમાં ભરાય તે દરેક ભણેલો અને સુધરેલો ઇન્સાન આજે તો એવી વાતો ખૂલ્લે ચોક કરે છે, અને એક વર્ગ તો એવો છે કે મઝહબી વાતોને એક રોગ ગણે છે, અને તે રોગના ફેલાવનાર મૌલવીઓજ છે એમ માને છે. પણ અકબરના શબ્દોમા કહીએ તો.—

"તુમને વાઇઝકી ખૂબ દાળી' નોચી,
યેહ બાત મગર ન અપને દિલમેં સોચી,
મઝહબકો શિકસ્ત દેકે કયા પાયેગે?
આખિરકો રહેંગે મોચી હીકે મોચી!"

એવી હાલત તે લોકોની છે. તે અપ-ટુ-ડેટ સુત્રો મઝહબને તો ઉધાર સોદો માને છે! દુનિયામાં રોકડો ફાયદોજ ઢુંઢે છે.

આખેરતમાં જે થવાનું હોય તે થાય! ફક્ત નવિનતાની ખાતર મઝહબથી દૂર રહેનારાઓનો તોટો નથી. આમ નવા દૌર અને જુના શહની ટગ ઑફ વૉરમાં મુસલમાનો સપડાયા છે!

"મઝહબને પુકારા અય "અકબર"
અલ્લાહ નહિ તો કુછભી નહિ;
યારોંને કહાયે કૌલ ગલત
તન્ખાહ નહિ તો કુછભી નહિ"

## હું જીવીશ ન ફલસ્તીનની તરહ!

ખપી જવાની ખુશી છે હમારી ચીનની તરહ.
કે ટુકડા થઇને ન જીવીશ હું ફલસ્તીનની તરહ.! ૧
હવે તો કેદ કે ઘરની પરખ નથી મુજને!
હજારો સાલથી રહી રહીને પરાધીનની તરહ! ૨
કોઇની મોજના તાબે છે ઝિંદગી મ્હારી.
મનુજ મૂળથી હું છુંજ સ્વત્વહીનની તરહ! ૩
છે અન્ય સાથે તો વર્તનના રંગ ઢંગ જુદા.
ને મુજથી વાત ભલા કેમ! કમતરીનની તરહ. ૪
ઘડી ઘડી મહીં ઘેરાય છે જ્યાં કાળી ઘટા.
છે, મ્હારૂં દિલભી શું યુરપની સરઝમીનની તરહ! ૫.
રિસાઇ જાય છે, છણુકા કરીને રૂઠે છે.
મિજાજે યાર છે. જાપાનની મશીનની તરહ, ૬
રહે છે કેમ વધુ આ, જહામાં તે હજરત
કહ્યા કરે છે જે દુન્યાને ચાર દીનની તરહ ૭
ઉડીને પંથે પડો "કારવાં" ગયો નીકળી.
ઝુકાવી શીશ કાં બેઠા છો મુતમઇનની તરહ ૮

"નિસાર"

# જાણવા જેવું

## પેપર જગતમાંથી

દુનિયા ન માને એવું,
છતાં માનવું પડે તેવું.

[ સંપાદક ]

"૨૦ થી ૬૫ વરસની ઉંમર સુધીમાં એટલે ૪૫ વરસના ગાળામાં ૭૧ ગજ લાંબી દાઢી વધી શકે છે અને જો તેમાંથી બનાવવા ધારે તો એક કામળી ખુશીથી બની શકે છે" આ શોધ ઉપરથી ક્લિનશેવ કરાવી દાઢી મુડનારા કે મુંડાવનારાઓ પોતે જાતે કેટલું આર્થિક નુકસાન હાથે કરીને ઉઠાવી રહ્યા છે તેનો અંદાજ થશે. આપણા દેશના નવરાઓ નખ્ખોદ વાળે છે ત્યારે અમેરિકાના નવરાઓ આવી શોધ ખોળો કરતા રહે છે!

●

"ન્યુયોર્કની ખબર છે કે ત્યાંની હોસ્પીટલમાં એક મગજનો ઇલાજ કરાવવા આવેલો માણસ ૪૦ વરસની ઉંમરે આવ્યો હતો તે ૨૦ વરસ સુધી હોસ્પીટલમાં સુઇ રહ્યો. તે હાલમાં ઉંઘમાંથી ઉઠતાં તેની ઉમર ૬૦ વરસની થઇ ગઇ છે."

આપણા રામાયણવાળા કુંભકર્ણનો રેકર્ડ આ માણસે તોડ્યો ગણાય અમેરિકા તો દરેક બાબતનો રેકર્ડ તોડવામાં આગળજ છે ને? જુવોને ડાયવૉર્સ યાને છુટાછેડામાં પણ અમેરિકા પહેલા નંબરે છે! ગરીબ બિચારૂં હિંદુસ્તાન દરેક વાતે પછાત છે!

●

નવિનતાનું પ્રદર્શન કરવામાં હોલીવુડની નટીઓ જગતમાં સૌથી આગળ છે. "ન્યુયોર્કના નિશ્મેળામાં એક હોલીવુડની એક્ટ્રેસ નવિનતાનો નમુનો રજુ કરવા ખાતર પબ્લીકની સામે પ્લેટફૉર્મ પર અપ-ટુ-ડેટ પોશાક પહેરીને રજુ થઇ અને પછી તેની શીખવેલી એક બતકે પોતાની ચાંચ વડે તેના પોષાકનો એક એક તાર જુદો કરી દીધો અને નવિનતાનું પ્રદર્શન કરનારી તે એક્ટ્રેસ માના પેટથી પેદા થઇ હોય તેવી લોકોની સામે નિડરતાની નવિનતાની દાદ લેવા ઉભી રહી અને લોકોએ પણ તાળીઓના ગડગડાટથી એ કુદરતના નગ્ન સૌંદર્યને વધાવી લીધું."

મધર ઈંડીયાની લેખીકા મીસ મેયો જેવી બાનુઓ પોતાના દેશના આવા બનાવોથી જરૂર ઘટતું અભિમાન લઇ શકે! ગરીબ બિચારા ઑર્થોડોક્ષ પૂર્વવાસીઓ જંગલી વિચારના હોઈ પોતાનાં બૈરાંને પર્દામાં પુરી રાખે છે! ચંદ્રને વાદળથી ઢાંકવાની મૂર્ખતા પૂર્વ વાસીઓજ કરી શકે એમની આંખોના ભાગ્યમાં કુદરતના સૌંદર્યનું રસપાન કરવાનું ક્યાંથી હોય?

●

રૂટરનો ખબર પત્રી તારથી સુચવે છે કે "લીસ્બનમાં એક દારૂના વહેપારી પર કોઇએ ૮ હજાર પૌંડનો દાવો કર્યો હતો. તે સાબીત થતાં ત્યાંના ન્યાયાધિશે તેને ૨૦૦ વરસની સજા ફરમાવી છે. અને સજા ન ભોગવવી હોય તો દરરોજ બે શિલીંગ દંડ ભરવો એમ ફરમાવ્યું છે." આ હિસાબે લીસ્બનના લોકો ઓછામાં ઓછા ૨૦૦ વરસ સુધી જીવતા હોવા જોઇએ યાતો ન્યાયાધિશ પુરા ભવિષ્ય વેત્તા હોવા જોઇએ!

"મેક્સીકોના એક કેદીએ જેલમાંથી નીકળ્યા પછીના સગાં સંબંધીઓના કલેશ કંકાસથી કરીને આખુ જીવન જેલમાંજ વિતાવવાની સ્વાંનો ગવરનરને અરજ કરી છે."

ફારસીમાં સગ–કુતરાને કહે છે. સગાં એટલે કુતરાં તેનાથી તો કરવુંજ પડે ને?. છતાં અમને તો ખાતરીજ છે કે એ બંધવાના ઘર કરતાં જેલમાં વધુ સુખ હોવું જોઇએ! જેલના જેલર કરતાં એની બૈરી વધુ જલ્લાદ હોવી જોઇએ।

●

"અમેરિકાના એક મત્સના રખેવાળે 'ઇલ' નામની માછલીમાંથી વીજળી ઉત્પન્ન થવાની શોધ કરી છે."

આ સમાચાર વાંચ્યા પછી આપણા દેશી માછીમારો તો માનશે કે 'ઇલ' માછલીને પકડીને ખાઇ જવાથી અંતરમાં વિજળીનુ અજવાળુ થઇ જશે.

●

"ઇંગ્લાંડના ડેવનશાયર પરગણાના એક ખેડુતે પોતાના ખેતરને પુસ્તકોની ચાર ફુટ ઉંચી દીવાલ ચણી છે. એક ઉમરાવે પોતાની લાયબ્રેરીમા ૮ હજાર જુના પોથાં કાઢી નાખ્યાં હતાં તેનો તે ખેડુતે ઉપયોગ કર્યો હતો. આજે પણ ઘણા શોખીનો તે પરગણામાં સહેલગાહે જાય છે; ત્યારે તે દીવાલમા ઇંટ રૂપે રહેલાં પુસ્તકોને ખેંચી કાઢે છે અને વાંચીને પાછા તેની જગ્યાએ ગોઠવી દે છે."

જો આ વાંચીને આ દેશના બધા પ્રકાશકો એકઠા મળીને ધારે તો પોતાના ઉધઇનો ભોગ થતાં પુસ્તકોની એક જાડી ભીંત ચીનની ઇતિહાસિક દીવાલ જેવી બનાવીને હિંદનું સંરક્ષણ કાગળના કિલ્લા દ્વારા કરી શકે એમ છે! મગર એસે દિન કહાં કે......?

●

"હિંદભરમાં દર મહીને સરેરાસ બે હજાર માણસો પટકાઇ પડવાથી મરણ પામે છે. એનું શું કારણ હશે!" એક રિપોર્ટ પરથી ઉપસ્થિત થએલો પ્રશ્ન.

ભૂખના દુઃખે ટાંટીયામાં જોર ન હોય તો પટકાયજ પડેને?

●

"ન્યુયોર્કના વિશ્વ મેળામાં આવેલી એક શોધ ઉપરથી આગાહી થઇ શકે છે કે આવતી કાલનો ખેડુત ભૂમી ખેડવાને બદલે રેડીઓ નેવીગેટર થશે. રેડીઓ ટાવર નજીક બેસીને બટન દબાવતાં યંત્રો ચાસ પાડવાનું, બી ઓરવાનું, લણવાનું પાક એકઠો કરવાનું વગેરે કામ કરી શકશે"

પણ હિંદના ખેડુતને એ લાભ મળવો અશક્ય છે કારણ કે એ યંત્ર વસાવવા તેની પોતાની બધી જમીન ગીરો મૂકવી પડે એવો સંભવ છે!

●

"લંડનમાં તાજેતરમાં એક જજે એક સ્ત્રીને ૪૦૯ પાઉન્ડ દંડ કર્યો છે. અને તેને દરમહીને એક શીલીંગ લેખે ભરવાનો છે." મતલબ કે ૬૮૦ વરસ તે સ્ત્રી જીવે તો પુરો દંડ ભરી શકે! શું એ જજ સાહેબે આગળ પાછળનો વિચાર કે ગુણાકાર ભાગાકાર પણ નહિ કર્યો હોય? આપણા નાટકોના "છ માસની ફાંસી"-વાળા બનાવટી જજને કરતાં આ મૌલિક જજ પણ ઉતરે એવાતો નહિ?

●

"સાદડીની માફક વીંટાળી શકાય એવા કાચની અમેરીકાએ શોધ કરી છે. એ કાચ પડી જવાથી ભાંગી પણ જતા નથી.' ભલે અમેરીકા ગમે તે શોધ કરે પણ હિંદીઓએ તો પોતાના બાપદાદાના-વારાના હળના ઢાંચામાં જરાએ ફેરફાર ન કરવાનો નિરાધાર કર્યો છે!

●

"કાંડાની ઘડીઆળના યંત્રોમાં સુગંધી પ્રવેશ કરે છે તો તે ચાલતાં બંધ થાય છે." આ શોધ કરનાર ઘડિઆળી કોઇ પરફ્યુમર (તેલ અત્તર-વાળા)નો પાડોશી હોવો જોઇએ અને તે પરફ્યુમર સાથે ઝઘડો પડતાં આખી દુનિયાના પરફ્યુમરો ઉપર વેર લેવા આ શોધ કરી હશે?

●

"બર્મીંગહામ ઇલેક્ટ્રીક સપ્લાઈ ડીપાર્ટમેન્ટે તેના પાવર સ્ટેશન માટે ૪૦૦ ફુટ ઉંચું ભૂંગળું બનાવવાની વરધી આપી છે. ભૂંગળામાં ૨૦ લાખ ઉપરાંત ઇંટો જોઇશે, અને સમસ્ત જગતનાં ભૂંગળાંઓની ઉંચાઇનો રેકર્ડ તોડશે." અને કોઈ પાદરી બાવાને ફરિયાદ કરવા ઇસુની મુલાકાતે જવું હશે તો એ ભૂંગળાની મારફતે ઓથા આસમાન પર સરળતાથી પહોંચી જવાશે!

●

"રશીઆમાં ૧૨ હજાર સ્ત્રી વૈજ્ઞાનિકો છે." એમાં રશિયાએ શી ધાડ મારી? ગાંધીજીના ચરખા સંઘમાં એથી એ વધુ પુરુષ સૈનિકો છે!

●

"ન્યુયોર્કમાં એક વિમાનોને શોધી કાઢવાનું યંત્ર ગોઠવવામાં આવ્યું છે. અંધારું, ધુમ્મસ, વરસાદ, કે બરફ પડે એવા ગમે તેવા અંધા-ધુંધીવાળા વાતાવરણમાં પણ અવાજ કર્યા વગર અદૃષ્ય કિરણોની મદદથી વીમાનને શોધી શકે છે." ચાલો જગતમાંથી આફતના ઓળા એથી ઓછા થાય તો શુકરાના!

●

"૧૯૧૭માં રશીઆમાં ક્રાંતિ થઈ ત્યારથી આજ સુધીમાં પુસ્તકોની ૭ અબજ નકલો છપી છે. જ્યારે દર વર્ષે ૮ અબજ અખબારોની નકલો છપે છે. છેલ્લાં વીસ વરસમાં માર્ક્સ, લેનીન, તથા સ્ટેનલીનનાં પુસ્તકોની સાઢા પાંત્રીસ કરોડ નકલો પ્રગટ થઈ છે. એકલી ૧૯૩૭ની સાલમાંજ સ્ટેનલીનના પુસ્તકની ચાર કરોડ નકલ છપી છે."

આપણા દેશમાં તો ગજરામારુ કે સદેવંત સાવળંગા સિવાય બીજા કોઈ પણ પુસ્તકની વેચાણ સંખ્યા કરોડ કે લાખનો ઠીક પણ હજારોથી આગળ વધી નથી! ઉપરની યાદીમાં સોવીયેટ હિંદમાં કેટલાં પુસ્તકો મફત મોકલાવ્યાં હશે તેનો અંદાજ કાઢ્યો નથી? તે આંકડો અપાયો હોત તો ઠીક થાત કારણ કે મફતીયા વિચારો માથામાં સંઘરીને ઉઘાડે મસ્તકે ફરનાર માર્કસવાદીઓનો હિંદમાં એ ઠીક ઠીક દેખાય છે!

●

"ફ્રેંચોની એક અદાલતમા એક ખિસ્સાં-કાતરૂએ ચાલતી કોરટેજ બચાવ પક્ષના એક ધારાશાસ્ત્રીનું ખિસ્સું કાતરી લીધું હતું." આવા ચાલાક માણસને સજા કરવાને બદલે તેના આર્ટને ઉત્તેજન આપવા માટે જો આવા કરોકટીના સમયે જાસુસી ખાતામાં રાખ્યા હોય તો દુશ્મનોના પ્લાન તફડાવી લાવવામાં ખુબ ઉપયોગી નિવડે!"

●

"જગતના મહાન નાટયકાર શેક્સપીઅરની પુત્રી બિલકુલ વાંચી કે લખી શકતી નહતી." બે ત્રણ વરસ પર કાઠીઆવાડમાં કેટલાક સેભાગુ મૌલ્વીઓએ "છોકરીઓને ભણાવવી ન જોઇએ." એવા ફતવા આપ્યા હતા. તેમ ઈંગ્લાંડના એ મહાકવિને પણ કોઇ એવા મૌલ્વીનો ભેટો થયો હશે? કે પછી "દીવા નીચે અંધારૂં" ની કહેવત ખરી પાડવા શેક્સપીઅરે પોતાની પુત્રીને ભણાવી ન હોય? કે પછી કોઇ ભણેલી બાનુથી એ ભડકી ગયો હોય!




"ગાંધીજીએ હીટલરને પત્ર લખ્યો હતો તેવો એકાદ પત્ર હીટલર પર લખી લડાઈ અટકાવીએ તો મોંઘવારી તો ટળેને? જુવોને ૩૧મી ઓગસ્ટે ભીંડા એક આને શેર હતા અને ૧લી સપ્ટેમ્બરે અઢીઆના ભાવ થઈ ગયેલા! બે પૈસે શેરનાં કારેલા બે આને થઈ ગયેલા! શું યુરોપવાળાઓ ભીંડા કે કારેલા ખાઈને લડતા હશે! હા...આ! પણ એવો જાહેર પત્ર હીટલર પર લખવામાં વાંધા તો નથીને?" અમારા મિત્ર મી. અડવાએ પોતાના ઘરના ઓટલા પર બેસીને દોડકા છોલતાં છોલતા પ્રશ્ન કર્યો.

"અરે! એમાં વાંધો શેનો! પેલી ડુબળીએ તો 'દાંડીઆ' મારફતે હીટલરને પ્રેમ પત્ર પણ પાઠવી દીધો હતો, અને તમારે તો ફક્ત સાર્વજનિક કલ્યાણને માટે લડાઈ અટકાવી જગત પરથી મોંઘવારી ટાળવાને માટે ખુલ્લો પત્ર લખવાનો છે માટે વાંધા જેવું કંઈ નથી. હાં... ...આં! પણ જરા એ વાત વિચારવા જેવી ખરી કે તમે ગુજરાતીમાં કાગળ લખશો તે હીટલર શી રીતે વાંચશે?" મેં મી. અડવા પાસે વાજબી વાંધો રજુ કર્યો.

"અરે! ભલાભાઈ તમે લેખક થયા છતા અક્કલ રાખો છો કે નહિ? હીટલર ગુજરાતી ન જાણતો હોય તો પછી આપણાં કઝનબંધા, બઠ્ઠે મેં કઝનબંધા ગુજરાતી છાપાંઓ હીટલરને રોજરોજ પાનાનાં પાનાં ભરીને શીખામણો આપે છે તે હીટલરને વંચાવવાજ હશેને?" મી. અડવાની આ દલીલ આગળ મારે કાન પકડવા પડયા.

"મને તો ખાતરીજ છે કે હીટલર આપણાં છાપાં વાંચે: એ તો અહીંના વાંચકોને બનાવવા એડીટરો હીટલરને પણ શીખામણ આપે એવા હુશિયાર છે! સમજ્યોને ભાઈલા!"

"અરે! નારેના. દરેક દેશના એલચી પોતાના રાજમાં તો હોયને? એટલે ગુજરાતના એલચી પાસે હીટલર ગુજરાતી છાપાનો તરજુમો કરાવી લેતો હશે! માટે કાગળ તો જરૂર લખવો અને ગુજરાતીમાંજ લખવો. કારણ કે દરેક માણસે પોતાની ભાષા પર પ્રેમ રાખવો જોઈએ એમ કહેતા કહેતાં કવિ નર્મદ પણ મરી ગયો! અને ગાંધીજી પણ કહે છે કે સ્વદેશીને અપનાવો તો પછી આપણી ગુજરાતીમાંજ કાગળ કાં ન લખવો? તમે જાણોજ છોને કે 'પઠાણો કે મારવાડીઓના વ્યાજની જેમ કાગળના ભાવો તો વધતાજ જાય છે! પછી એવો કાગળ ન લખું' તો સાહિત્યનો પ્રચાર કરવાને ભીંયપત્રિકાઓની સહાય લેવી પડે! મારે તો સાહિત્યની સેવા ખાતરજ એટલી તકલીફ લેવી પડે છે બાકી મારી પાસે વધારાનો વખત અને પૈસા નથી કે નાહક તકલીફ ઊઠાવું?"

"ભલે તમારી ઇચ્છા એવી હોય તો કાલે સવારે તાજો નીરો ચઢાવીને હીટલરને ખુલો પત્ર ફડકાવી દઇશું ? શેગાંવ તરફથી. સંભળાય છે કે નીરો પીને લખેલું લખાણ બહુ અસર કારક હોય છે ! ગાંધીજીના હરિજનની ઓલબાલા થાય છે એનું કારણ નીરોજ છે !"

"હશે, પણ આ છાપાંવાળાઓ લખે છે કે હીટલર યુરોપીય સંસ્કૃતિનો વિનાશ કરવા બેઠો છે. તો એ સંસ્કૃતિ કોને કહેતા હશે ?" પુનઃ મી૦ અડવાએ સાહિત્યના કુંજામાં ચાંચ બોળવા માંડી.

"લે ! ભાઈ સાહેબ તો હીટલરને કાગળ લખવા તૈયાર થયા છે અને **સંસ્કૃતિ** કઈ બલાનું નામ છે એ પણ જાણતા નથી! **સંસ્કૃતી** એટલે **સંસ્કૃત**ની બેરી !

"સંસ્કૃત તો બોલાનું નામ છે !, પંડિતો ભણે છે તેજને ?" અડવાએ વાજબી ફાયર મારી.

"ના. એમ તો ગુજરાતીમાં એક શબ્દના અનેક અર્થ થાય છે ઉદાહરણ તરીકે મા એકજ શબ્દ છે જેનો અર્થ છે બાપની બૈરી ! એનો બીજો અર્થ છે. મા એટલે ના. ધનનો અર્થ પૈસા થાય છે અને ધનનો અર્થ **શાબાશ** પણ થાય છે. તેમ **સંસ્કૃત** એટલે કેળવાયલો અને **સંસ્કૃતિ** એટલે કેળવાયલાની બૈરી !"

'પણ કેળવાએલાની બૈરીએ હીટલરની શી ગુનેહગારી કરી કે તે તેનો નાશ કરવા તૈયાર થયો છે ?"

'કોણ જાણે ! યુરોપીય સંસ્કૃતિ સાથે એને પુર્નલગ્ન (નાતરૂ) કરવું હશે ને તે પતિવ્રતાનો ડોળ કરતી હશે જેથી એને જાત પર જવું પડ્યું હશે !"

"બૈરી પર હાથ ઉગામવો એ કાયરનું કામ છે ! એમ પણ હીટલરના કાગળમાં સાથે સાથે લખી દઇશું ! વારૂ, પણ તે દિવસે પેલી વાત અધુરી રહી ગઈ હતી તે ન કહી ?"

"કઈ વાત !"

"કેમ ભૂલી ગયા ! તમારૂં ભેજું પણ વાંચી વાંચીને અને લખી લખીને સાવ ઘસાઇ ગયું લાગે છે ! કઈ વાત તે વિવેચન કલાની ! બોલો વિવેચનકલા એટલે શું ?"

'અહો ! એમાં શું પૂછયું ! **વિવેચનકળા** એટલે **હજામત** ! હજામો જેમ અસ્તરાથી માથું કે દાઢી છોલે છે તેમ વિવેચકો કલમથી લેખકોને છોલે છે !"

"હાં......આ ! હવે સમજ્યો કે વિવેચન કલા એટલે સાહિત્યની હજામત અને વિવેચક એટલે સાહિત્યના હજામ !" એટલામાં મિસીસ અડવાજીનો ટીટોડી જેવો તીણો અવાજ સંભળાયો.

"એ તમારા તડાકા પછી મારજો, ને હોકાં છોલી રહ્યા હોય તો ઘરમાં લાવો તથા બજારમાં જઈને જરા હળદર મીઠું લઈ આવો." હોમ મીનીસ્ટરના હુકમની અવગણના કરી અડવાજી મારી સાથે બેસી સાહિત્યની ચર્ચા કરી શકે એવા હિંમતવાળા ન હોવાથી તે વાર્તાલાપ એટલેથીજ અટક્યો અને હું પણ મફતીયું છાપું લાયબ્રેરીમાંથી લઇને પેટ ચરાવવા સરકારી ઓફીસમાં ગયો !



# રમઝાન રહસ્ય !

રજુ કરનાર :
મવલાના 'સાદિક' સાહબ. ( રાંદેર. )

રમઝાન જેવા બરકતી માસથી બહુજ ઓછા લોકો વાકેફ છે કે ખુદાએ આ પવિત્ર માસમાં મુસ્લિમો પર રોઝા શા માટે ફર્ઝ કર્યા છે? એમાં શી હિકમત છે, અને એના કારણે આર્થિક તથા સામાજિક લાભ કેવી રીતે પ્રાપ્ત થાય છે? રોઝાથી થતા શારીરિક તથા આત્મિક ફાયદાઓ વિષે વિદ્વાનોએ ઘણુ લખ્યું છે અને રમઝાન મુબારકના આગમન થતા રોઝાના રહસ્યો તથા અહકામો વિષે દર વર્ષે લખવામાં આવે છે પરંતુ આ વર્ણનનો હેતુ એ છે કે પેગમ્બર સલ૦ ના ઝુબાન મુબારકે રોઝા વિષે જે પ્રકાશ નાખ્યો છે તેને વાંચક બંધુઓ સમક્ષ ધરવામા આવે કે જેથી દરેક જણને આપ સલ૦ ના વર્ણન કરવામા આવેલી હિકમતો પર વિચાર કરતાં જણાશે કે રોઝા માત્ર ભૂખ્યા રહેવાનુ નામ નથી. બલ્કે આ તે કાર્યક્રમ છે જે મુસ્લિમ કોમ માટે તેમ સર્વ માનવજાતી માટે હમદર્દી ને લાગણી ઉત્પન્ન કરવાનુ મૂખ્ય સાધન છે. અને જે તકવા તથા પવિત્રતાની સાથે કોમી જીવનનો ઉમદા પાઠ શીખવે છે.

'પ્રથમ હદીસ શરીફનો તરજુમો લખી તેનો ટુંકાણમાં ખુલાસો કરવામાં આવશે

## રોઝાનો સંપૂર્ણ પ્રોગામ

'હઝરત સલમાન રદિ૦ ફરમાવે છે કે શાબાન માસની છેલ્લી તારીખમાં રસુલલ્લાહ સલ. એ અમને એક ખુત્બો સંભળાવ્યો જેમાં આપે ફરમાવ્યું કે હે લોકો! તમારા ઉપર એક ઘણો મોટો બરકતવાળો મહીનો આવી લાગ્યો છે અને તે એવો મહીનો છે કે જેમાં એક રાત એવી છે જે હજાર મહીનાઓની રાતો કરતાં પણ શ્રેષ્ઠ છે. ખુદાએ આ માસમાં રોઝા રાખવા ફર્ઝ કર્યા છે અને તેની રાતોમાં (ઇબાદત માટે) જાગવું નફિલ ઠેરવવામાં આવ્યું છે. જે માણસ એ માસમાં કોઇ પણ નફિલ નેકીનું કામ કરશે તે એવું થશે કે જાણે તેણે બીજા દિવસોમાં ફર્ઝ અદા કરી (એટલે રમઝાન માસમાં નફલી કામ કરવાનો સવાબ ફર્ઝોની બરાબર છે) અને જે માણસે આ મહીનામાં ફર્ઝ અદા કરી તે એવું થશે કે જાણે તેણે બીજા મહીનામાં સિત્તેર ફર્ઝ અદા કરી આ રમઝાન સબરનો મહીનો છે અને સબરનો બદલો જન્નત છે. આ મહીનો પરસ્પર સુલૂક, હમદર્દી તથા દયા ખાવાનો મહીનો છે. આ તે મહીનો છે કે જેમાં મોમીનો માટે રિઝક વધારવામાં આવે છે. જેણે એમાં એક રોઝદારને ઇફતારી આપી તેને માટે ગુનાહોની માફીનો પરવાનો છે. અને તેની ગરદનનો ( દોઝખની ) આગથી છુટકારો છે. અને ઇફતાર કરાવનારને રોઝદાર જેટલો સવાબ મળશે. પણ તેના સવાબમાં કંઈ કમી કરવામાં નહિ આવે."

એટલે અમો (સહાબાઓ)એ અરજ કરી યા રસુલુલ્લાહ! અમારા સૌની પાસે એટલી ગુંજાશ તો નથી કે રોઝદારને ઇફતારી કરાવી શકે!

તો આપ સલ૦ એ ફરમાવ્યું "અલ્લાહ તઆલા એજ સવાબ તેને પણ આપશે કે જે રોઝદારને દૂધનો એક ઘુંટ અથવા એક ખારક કે પાણીનો એક ઘુંટ પીવાડે અને જે કોઈ રોઝદારને ખાવાનું અથવા દૂધ પેટ ભરીને પીવાડશે તો ખુદા તઆલા તેને મ્હારા હોઝે કવસરથી એવું શરબત પીવાડશે જેથી તે સઘળા મહશરવાળાઓના જન્નતમાં દાખલ થવા સુધીમા કદી તરસ્યો થશે નહિ. આ એવો મહીનો છે કે તેનો પ્રથમ ભાગ રહમત છે, દરમ્યાની ભાગ મગફિરત છે, અને આખરી ભાગ જહન્નમથી આઝાદી છે. અને જેણે આ મહીનામાં પોતાના ગુલામ (અથવા નોકર)ને ઓછું કામ આપ્યું

તો અલ્લાહ તેની મગફેરત કરશે અને તેને દોઝખથી મુક્તિ આપશે."

**રોઝાહના આત્મીક ફાયદા.**

પેગમ્બરે ખુદા સલ૦ની ઝુબાન મુબારકથી નીકળેલા શબ્દોના આધારે રમઝાન માસની મહત્તા તથા રોઝાની હકીકતને સારી રીતે સમજી ગયા હશો? આપ સલ૦એ ફરમાવ્યું કે "માસમાં એક રાત એવી મુબારક છે જે હઝાર મહીનાઓની રાતોથી બેહતર છે" એટલે તે શબેકદ્ર છે! આ રાતમાં ખુદાને યાદ કરનાર એવો છે કે જાણે તેણે હઝારો મહીનાઓની રાતોમાં ખુદાને યાદ કર્યો છે અર્થાત શબેકદ્રની બંદગીનો સવાબ ઇબાદત કરનારને એટલો મળશે જેટલો હઝારો મહીનાઓની રાતોમાં ઇબાદત કરવાથી મળે છે. તે પછી ફરમાવ્યું આ માસમાં નફિલનો સવાબ ફર્ઝની બરાબર અને ફર્ઝનો સવાબ સિત્તેર ફર્ઝોની બરાબર છે. સુબ્હાનલ્લાહ! રમઝાન શું છે? ખુદાઇ રહમતનો એક ઉઘાડો દરવાજો છે કે એમાં દાખલ થનાર સવાબથી મહરૂમ રહેતો નથી. એક અમલનો બદલો સિત્તેર સિત્તેર ગણો મળે છે. ભાગ્યશાળી છે તે મુસલમાનો કે જે આ મુબારક માસમાં કંઇક ખુદાને યાદ કરી લે, અને કમનસીબ છે તે જે ઘરે આવેલી રહમતથી મહરૂમ રહે, અને તે છતાંએ તેનો જરાએ અફસોસ પણ ન કરે!!

**સબર અને પરસ્પર દયા ખાવાનો મહીનો –**

હુઝુર સલ૦એ ફરમાવ્યું કે આ સબરનો મહીનો છે અને સબરનો બદલો જન્નત છે. એટલે જો રોઝામાં કંઇ તકલીફ થાય તો તેને સહર્ષ સહન કરવી જોઇએ. બલ્કે એ તકલીફમાં પણ એક પ્રકારની લિઝ્ઝત પેદા થવી જોઇએ હાય! ભૂખ હાય! તરસની બૂમો ન પાડવી જોઇએ. રાતની બંદગી અને તરાવીહ રોઝા વગેરેની તકલીફને જ્યાં લગી એક રોઝદાર પોતાના માટે રૂહાની ગિઝા ન સમજે ત્યાંલગી તે રોઝાના ખરી મઝાથી મહરૂમ રહેશે.

રમઝાન માસ પરસ્પર સહાય અને ગમખારીનો મહીનો છે એટલે રમઝાનના બીજા સંગઠિત ફાયદાઓ પૈકી એક ફાયદો એ છે કે રોઝદાર ગરીબ અને મોહતાજો સાથે ભલાઇથી વર્તે અને પોતાની ભૂખનો ખ્યાલ કરી ગરીબોની હમેશની ભૂખ તથા મુસીબતોને દૂર કરવાની કોશિષ કરે. ઇસ્લામના પ્રત્યેક હુકમમાં એજ ખૂબી છે કે તે સંગઠીત ફાયદાઓને કદી જતો કરતો નથી. બલ્કે ખરૂં જોતાં ઇસ્લામી ફર્ઝોનો મૂખ્ય હેતુ આત્મિક શુધ્ધિ સિવાય મખલુકની સેવા અને માનવજાતીની ગમખારી પણ છે.

ફરી ફરમાવ્યું કે "જે કોઇ આ માસમાં રોઝદારનો રોઝો ઇફ્તાર કરાવે તેના પાપોની માફી થશે અને દોઝખની આગથી નજાત મળશે." ખુદાની શી કૃપા છે કે માત્ર ઇફ્તાર કરાવવાનો આ સવાબ છે કે ગુનાહો પર પરદો નાખી દેવામાં આવે છે, આગથી તેનો છુટકારો થઇ જાય છે. જ્યારે સાધારણ ભલાઇનો આટલો અજર છે તો પછી પુરેપુરી હમદર્દી અને અમલનો અજર કેટલો વધારે હશે?

**રહમત અને મગફેરત.**

ફરી ફરમાવ્યું આ મહીનાનો પ્રથમ ભાગ રહમત છે એટલે રોઝદારને પ્રથમથીજ રહમતની નવાઝિશ કરવામાં આવે છે. અને ખુદાઇ રહમત શરૂથીજ મોમીનો ઉપર છવાઇ જાય છે. દરમ્યાની ભાગ બખ્શિસ અને મગફિરત છે એટલે રોઝદારને રોઝાનો બદલો દરમ્યાની ભાગથીજ મળવો શરૂ થઇ જાય છે અને ખુદા તેઓને પોતાની બિફાઝતમાં લઇ લે છે. આખરી ભાગમાં આગથી છુટકારો અને સંપૂર્ણ નજાત છે. એટલે ઇખ્લાસની સાથે રોઝા પુરા કરવાનો બદલો એ છે કે તે તદન નજાત મેળવે છે અને ખુદા તઆલાની

ખુશનૂદી તેને પ્રાપ્ત થાય છે.

આપે જોયું કે રસુલુલ્લાહ સલ૰એ પોતે રોઝાના હેતુ શું બયાન ફરમાવ્યા અને રોઝાના શા ફળો મુકર્રર કર્યાં છે? અમારે માટે એ ખુશ નસીબી છે કે અલ્લાહ તઆલાએ રોઝાને ફર્જ કરી અમને ઈસ્તીગફારનો મોકો આપ્યો અને રોઝાની સાંસારિક તકલીફ બરદાસ્ત કરવા સંબંધી અમારા માટે રહમત અને મગફિરત તથા જન્નતના દરવાજા ખોલી દેવામાં આવ્યા.

મુસલમાનો! આ બરકતવાળા મહીનામાં ખુદાને રાજી કરી લો! પોતાના ગુનાહો બક્ષાવાની કોશિષ કરો. સબર અને ઇસ્તેકામતની આદત પાડો. પરસ્પર ભલાઇ હમદર્દી અને ગમખ્વારીની ટેવ પાડી ગરીબો, મોહતાજોની ખબર લો. કે એજ રોઝાના હેતુઓ છે, અને એનાજ ઉપર મુક્તિનો આધાર છે.



## સ્વીકાર અને સમાલોચના

**"જતિ"** યુરોપના મહાનકવિ ગોલ્ડસ્મિથની **"હરમિટ"** નામની કવિતાનો સમશ્લોકી અનુવાદ. અનુવાદક:—ડૉ. એમ. એ. સુરૈયા ઓન્ટ્રીક ચેમ્બર ૨૭ એપોલો પિયર, મુંબઇ ગોલ્ડસ્મિથની લોકપ્રીય કૃતિ 'હરમિટ'નું ગુજરાતીમાં રૂપાંતર કરવામા ખૂબ કુશળતા બતાવી છે. કોઈ મૌલિક કૃતિજ વાંચતા હોઈએ એવો અનુભવ થાય છે. ભાષા, ભાવના અને કવિતાનો આત્મા ખૂબ ખીલ્યા છે. ક્યાએ શુષ્કતાનો ભાસ થતો નથી. અન્ય ગુજરાતી કવિઓ પણ મૂળ અંગ્રેજી કાવ્યના ભાષાન્તર કરવાના પ્રયત્નો કરી ચુક્યા છે એ ઉપરથી એની ઉચ્ચતાનું માપ નીકળે છે. પુસ્તકનું કદ નાનુ છતા છપાઈ અને બાઇંડીંગ એવા અપ-ટુ-ડેટ છે કે રૂ. ૨-૮-૦ની કીંમત વધુ પડતી લાગે એમ નથી. અને મૂળેય આ કાવ્ય એવા વર્ગમાં વાંચવાને યોગ્ય છે કે તે વર્ગ એટલી કીંમત તો ખુશીથી ખરચી શકે. મારા જેવા એક વણજારાને સાહિત્યની આવી ઉચ્ચકૃતિની સમાલોચના કરતાં જરૂર મનમાં એમ થાય કે:—

"ક્યાં રાજા ભોજ ને ક્યાં ગાંગો તેલી;
ક્યાં રૂપિયો ને ક્યાં અધેલી!",

**"સુહિણી"** માસિક: કરસનદાસ માણેક તંત્રી ૧૬–રાજ મેન્શન નં. ૪ કરાંચી વાર્ષિક લવાજમ રૂ. ૪)

ઉપરોક્ત સચિત્ર માસિકનો બીજો તથા ત્રીજો અંક અભિપ્રાય અર્થે મળ્યો છે. સિંધના લોકપ્રીય અને જાણીતી છબી રમી રહેલા કવિ શાહ અબ્દુલ લતીફની સુર સુહિણીને અમર કરવા અર્થે તો 'સુહિણી' માસિક નીકળ્યું ન હોય? કવિતામાં સોહિણી રાગણીની મીઠાસ અનુભવ થાય છે તેમ આ માસિક પણ એક મીઠી યાદ સમરતું મીઠું ઝરણું છે. સિંધની મરૂભૂમિમાં પણ એક ગુજરાતીને હાથે પ્રગટ થતી આવી સાહિત્ય ઝરણીને નિહાળતાં પેલી પંક્તિ યાદ આવી જાય છે કે

"જ્યાં જ્યાં વસે એક ગુજરાતી,
ત્યાં ત્યાં સદા કાળ ગુજરાત."

લેખન સામગ્રી ઉચ્ચ પ્રકારની છે. એકાંતમાં મિત્રની ગરજ સારે એવા આ શિષ્ટ માસિકના ગ્રાહક થવાની અમે અમારા વાંચકોને બેધડક ભલામણ કરીએ છીએ. શિષ્ટતાની સાથે શુષ્કતા ન આવી જાય તેની તકેદારી રાખવાની તંત્રીશ્રીને આર્થિક દ્રષ્ટિએ ભલામણ કરીએ છીએ "શાહ અબ્દુલ લતીફ" અને 'જોશમલીહાબાદી' વાળા લેખો ખાસ ધ્યાન ખેંચે છે, એકંદરે માસિક સુંવાચ્ય છે, અને "સાદગીમેં બી તેરી શોખીયાં રંગત કૈસી?" એ પંક્તિને સાચી ઠેરવે છે.

"વણજારો"



# "ઈકબાલનો વિલાપ"

લેખકઃ-જનાબ એસ. ઈ. ઉનીઆ બી. એ.

જગત આખું વરસોની સંસ્કૃતિ પછી પણ આજે છેલ્લા શ્વાસ લઈ રહયું છે, બારીકીથી દેખનારને સહજે જણાય આવશે કે માનવ સમાજ ખૂબજ નબળો અને નમાલો થઇ ગયો છે. આજના માનવીની ક્રૂર ઠેકડી શામાં છે તે સાંભળો.

મર્હૂમ-વિશ્વકવિ 'ઈકબાલ'

'ઢુંઢનેવાલા સિતારોંકી ગુઝર ગાહોં કા;
અપને અફકાર કી દુન્યામેં સફર કર ન સકા!'

(તારાઓની દિશા નક્કી કરનાર, પોતાના વિચારોની દુન્યામાં સફર ન કરી શકયો મતલબ કે પોતાની દિશા નક્કી ન કરી શકયો) આગળ એક જગ્યાએ ઇકબાલ કહે છેઃ—

"જીસને સૂરજકી શુઆઓં કો ગિરફ્તાર કિયા;
ઝીન્દગીકી સબે તારીક સહર કર ન સકા"।

[જેણે સૂર્યના કિરણોને કબ્જે કર્યા તે પોતાના જીવનની ઘોર રાત્રીની પછી ઉજવળ ઉષાને પ્રગટાવીજ ન શકયો!] આજનું જગત જીવનની પેલે પાર સિવાયનું બધુંજ જાણે છે. આજના માનવીની કેવી કેટલી મર્યાદિત છે! અને આજના જગતનું મોત એમાંજ નથી શું? જે જીવનની હકીકતથી વાકેફ નથી, જે જીવન મરણના મર્મો સમજી નથી શકતો; તેનું જીવન અપૂર્ણ રૂઢાઇને નાબુદ થઈ જવાનું છે. એજ સત્યને ઇકબાલ આમ બયાન કરે છેઃ—

"જબ તક ન ઝિન્દગી કે હકાયકપે હો નઝર;
તેરા ઝુજાજ હો ન સકેગા હરીફે સંગ."

[ જ્યાં સુધી જીવનની આંટી-ઘુંટી તું ન સમજી શકે; ત્યાં સુધી ત્હારો બિલોર પત્થરનો મુકાબલો કદી કરી નહિ શકશે. ] ઇકબાલના કથન મુજબ આજના માનવની બુદ્ધિ બિલકુલ ઉલટી દિશામાં જઈ રહી છે. ઇકબાલ કહે છેઃ—

"હકીકત કો લેકિન મેં છુપાકર નહિ રખતા;
તુહે, તુજાહે જો કુછ નઝર આતા હૈ નહિ હૈ!"

[ હું સત્ય હકીકતને છુપાવી શકતો નથી અને સાફ સાફ કહી દઉં છું કે તું જ છે બાકી જે તું દેખી રહ્યો છે તે કંઈજ નથી] ત્યારે આજે તો હું વગરનું બધુંજ છે.
અને એ ચીજને ભૂલી ગએલાઓને કોણ સમજાવશે કેઃ—

'અય તાઇરે લાહુતી ઉસ રિઝકસે મૌત અચ્છી,
જિસ રિઝકસે આતી હો પરવાઝમેં કોતાહી'

[હે આકાશી પંખી! તે ખોરાક કરતાં મૌત ભલી, કે જે ખોરાકથી ઉડવાની શક્તી મંદ પડી જતી હોય]

અને આજના જગતની મૂડી જાણો છો શું છે? આ રહી તે મૂડીઃ—

"યેહી ઝમાનએ હાઝિરકી કાયનાતહૈ ક્યા?
દિમાગ રૌશનો દિલ તીરઓ નિગેહ બેબાક!"

[આજ આ જમાનાની મૂડી છે શું? કે દિમાગ રૌશન દિલમાં અંધકાર, અને નઝર શરમ વિનાની] આજે તેઝમાં તેઝ આંખો પણ રંગ-સુગંધમાં ગુંચવાઇ ગઈ છે, અને ઉપર ઉપરનો ચળકાટ આપણને થાપ ખવારે છેઃ—

"નઝર કો ખીરા કરતી હૈ,ચમક તેહઝીબે હાઝિરકી;
યે સન્નાઈ મગર ઝુઠે નગીંકી રેઝા કારી હૈ!"

આગળ એક જગ્યાએ કહે છે—

"નિગેહ ઉલઝી હુઈહૈ રંગો બૂમેં;
ખિરદ ખોઈ ગઇ હૈ ચારસૂમેં"

[નઝર રંગ અને સુગંધમાં ગુંચવાઇ ગઈ છે, અને બુદ્ધિ ચાર દિશામાં ખોવાઇ ગઇ છે]
એવા રંગ અને સુગંધમાં ખોવાઇ ગએલાઓને ઇકબાલ બીજીજ દિશા બતલાવે છેઃ—

"કનાઅત ન કર, આલમે રંગો બૂ પર;
ચમન ઔરભી આશીયાં ઔરભી હૈ!"

[રંગ અને સુગંધની આ દુન્યા ઉપરજ સંતોષ માનીને ના બેસ બીજા ઘણા બગીચાઓ અને માળા છે]

આમ જીવન અને જગત ગુંચનો ઉકેલ એટલે ઇકબાલની શાઇરી. એમાં દેખનારાઓ માટે નવી દુન્યા, અને સાંભળવા વાળાઓ માટે નવાં ગાનો છે. એવોજ એક ઇશારો નીચેના શેઅરમાં કરવામાં આવ્યો છે—

"તુને યે ક્યા ગઝબ કિયા મુઝકોભી ફાશ કરદિયા
મેંહી તો એક રાઝથા સીનએ કાયનાતમેં!"

[ અપૂર્ણ ]

# મહાન ............ ઇન્કિલાબ

:: કિંવા ::

# વિશ્વ — ક્રાન્તિ

( મવલાના 'શરર' મર્હૂમના લેખ ઉપરથી )

અનુવાદક : સાલેહ અલી.

અમારી તઅલીમમાં એક સર્વમાન્ય, બલ્કે વિના દલીલે માની લીધેલા દસ્તુરની પેઠે આ વાક્ય પણ—દાખિલ છે કે, "અલ-આલમ મુતગય્યિર" અર્થાત્ જગતમાં ઇન્કિલાબ થતા રહે છે. પરંતુ આશ્ચર્યની બીના છે કે, અમારી દુન્યાના ગોળાના આબાદ ભાગોમાં જે સૌથી મહાન ઇન્કિલાબ થયો છે, તેના ઉપર લોકોની નજર પડી નથી. ખરી રીતે જાણવું તો આજ ઇન્કિલાબનું છે; કેમકે એશીયા અને આફ્રિકા ખંડ અને તેની પાસે પાસેનાં તમામ દેશો અને કૌમોને એજ ઇન્કિલાબે ઉથલ પાથલમાં નાખી દીધા છે.

આ ઇન્કિલાબની હકીકત દેખાડવાને માટે અમારે દુન્યાની તમામ આગલી પાછલી કૌમો ઉપર એક ઉડતી નજર નાખવાની જરૂરત છે. ઇતિહાસ યુગ પહેલાંના જમાનાને દરગુજર કરીને જગતના તારીખી યુગ ઉપર વિચાર કરો તો નજરે પડે છે કે, આગલી બુતપરસ્ત (મૂર્તિ પૂજક) કૌમોમાંથી દરેક પોતાના ખાસ દેવતા ધરાવતી હતી. પોતાના વિજયો અને સફળતાઓને તેમની ખુશનુદીનું અને પોતાની શિકસ્તો અને નિષ્ફળતાઓને તેમના ગઝબ અને કોપનું પરિણામ સમજતી હતી. તે લોકો પોતાના દેવતાઓની આગળ ગાતા, વગાડતા, નાચતા કુદતા અને રુકુઅ સુજૂદ કરતા હતા, કે જેથી તેમને ખુશ રાખે અને જ્યારે બીજી કૌમો ઉપર વિજય મેળવતા ત્યારે તેમના કયદીઓને લાવીને પોતાના તે દેવતાઓ ઉપર ભેટ ચઢાવી દેતા હતા.

હાય! કેટલા બદબખ્ત અને હતભાગી યુદ્ધ કયદીઓ હતા. જેને બાબિલ અને અસીરિયાવાળા વિજેતાઓએ શસ્ત્રો અને વસ્ત્રો ઝુંટવી લઇને માદરઝાદ નગ્ન બનાવ્યા અને વીસ વીસ હજારના નગ્ન ટોળાઓને ઝન્જીરોમાં જકડીને એક હારમાં બાંધ્યા, બરછીઓ વડે ટોંચા મારી મારીને હાંકતા લઇ ગયા અને બઅલની ભયંકર મૂર્તિ ઉપર ચઢાવી દીધા, જેની નીચે એક ઘણી મ્હોટી ભઠ્ઠી બળતી રહેતી હતી. બધા કયદીઓને બઅલની આગળથી ધકેલીને તે દોઝખમાં નાખીને ખાક કરી દેવામાં આવ્યા અને કોઇને આટલો વિચાર વટીક પણ આવ્યો નહિ કે અમે શું કર્યું?

તે આવીજ સ્થિતિ હતી. જે કૌમમાં સમયની લગભગ તમામ કૌમોની આટલી સખ્તી અને સંગદિલી ન હતી અથવા જેમના દેવતા આટલા ઝાલીમ મનાતા ન હતા. તેઓ અન્ય કૌમોને લોંડી ગુલામ બનાવતા અને તેમની પાસે દરેક પ્રકારનાં કામો લેતા હતા.

આ તમામ કૌમોમાં પ્રમાણમાં સભ્ય અને સંસ્કારી બનીઇસ્રાઇલ હતા. જેઓ બુતપરસ્તીના ઘણાજ સખ્ત દુશ્મન અને એક સર્વ શક્તિમાન ખુદા યુહવાના માનનારા અને પૂજનારા હતા. જો કે ખાસ ખાસ પ્રસંગે એક સંકુચીત હદ

સુધી મુકત્તાની કુરબાનગાહ પણ મનુષ્ય રક્તથી રંગવામાં આવી, પરંતુ છેવટે આ બેહૂદી બિદઅત તેઓમાંથી દૂર થઇ ગઇ. પરંતુ હવે પણ તે એક ખુદાને, બીજી મૂર્તિ પૂજક કોમો પ્રમાણે પોતાના એક સૌથી ઝબરદસ્ત દેવતાનીજ શાનથી માનતા હતા. તેની ઇબાદત કરતા, તેના પ્રાર્થનાલય આગળ ગાતા, વગાડતા, નાચતા. તેને પોતાના ઉપર મહેરબાન અને પોતાને તેની વ્હાલી અને લાડકી કોમ સમજતા, અને વિચારતા કે અન્ય કવમોના મદદગાર શયતાનો છે, જે તેમના દેવતાઓની મૂર્તિઓ સાથે સંબંધિત છે, અને અમારો મદદગાર સર્વ શક્તિમાન સર્વવ્યાપક ઝમીન આસમાનનો ખાલિક છે, જ્યારે તેમને દુશ્મનોના મુકાબલામાં ફતહ મળતી, ત્યારે કહેતા કે ખુદાએ પોતાની પ્યારી કોમની મદદ કરી અને જ્યારે હાર મળતી, ત્યારે સમજતા કે અમે ખુદાની નાફરમાની અને શિર્ક કર્યું હતુ, જેથી તેણે પોતાની બરકતનો હાથ અમારા મસ્તકો ઉપરથી ઉઠાવી લીધો, અને અમને દુશ્મન તથા ઝાલિમ શયતાનોના હાથમાં આપી દીધા કે તે અમને ઝલીલ કરે.

આ માન્યતાએ તેમના ઇતિહાસમાં દુન્યાની અંદરજ સારા નરસા કામની સઝા જઝાનો એક મહાન સિલસિલો ઉત્પન્ન કરી દીધો હતો. જેને જોઇને તેમને યકીન આવી જતું હતુ કે અમે ફલાણો ગુનોહ કર્યો તેની આ સઝા મળી અને ફલાણા પ્રસંગે ભાનશાન ભુલીને ફલાણું પાપ કર્યું હતું, જેની શિક્ષામાં આ ઝિલ્લત મળી. યહૂદીઓના ઇતિહાસના આજ બનાવોની બિના ઉપર વર્તમાનકાળના ઇતિહાસકારો—જે મઝહબ અને ખુદ પરસ્તીથી દૂર થતા જાય છે. આ વાતના કાયલ થઇ ગયા છે કે "યહૂદીઓમાં મોત પછીની દુન્યા યા આખિરતની સઝાનો જરા પણ વિચાર ન હતો, બલ્કે તેઓ "બદલા" (રીટ્રીબ્યુશન)ના માનતારા હતા. તેમની માન્યતા હતી કે "દરેક નેકીનું ફળ અને દરેક બુરાઇની સઝા દુન્યામાંજ મળી જાય છે." બેશક તેઓ એના કાયલ હતા પરંતુ આદમ (અલ.) જે જન્નત અને આલમે આખિરતને પોતાની આંખોએ જોઇ આવ્યા હતા, તેમના સઆદતમંદ ફરઝન્દો પાસે આ વાતની હરગિઝ ઉમ્મીદ નથી રાખી શકાતી કે તે આલમે નૂર અને ફરિશ્તાઓની ભુમિને બિલકુલ ભૂલી ગયા હોય.

ખૈર, આ માન્યતામાં બની ઇસ્રાઇલ બિલ્કુલ મઝબૂત હતા કે ખુદા ખુશ થાય છે તો તેમને કામયાબ કરે, છે અને નારાઝ થાય છે તો ઝલીલ અને બરબાદ કરે છે. એટલે સુધી કે, હઝરત મૂસા (અલ.) એ જ્યારે હુકમ આપ્યો કે ગૌશાલા પરસ્તીનો ગુનાહ માત્ર આવી રીતે માફ થઇ શકે છે કે, તમે તમારા પ્રાણ અર્પણ કરો, ત્યારે આખી કોમે તલવારોની ધાર આગળ મસ્તકો નમાવી દીધાં, અને જ્યાં સુધી ખુદાવંદ તઆલા તરફથી માફીનામું ન આવ્યું બરાબર કત્લ થતા રહ્યા.

આજ માન્યતાની બરકતથી તેમણે મ્હોટી મ્હોટી મુસીબતો ઝીલી, પણ પોતાના કોમ અને ધર્મથી કદમ ડગમગાવ્યા નહિ. શલમા નસ્સર ઇરાકથી આવ્યો અને તેમના બાર ટોળાંમાંથી દસને પકડીને ખુદા જાણે ક્યાં લઇ ગયો અને ક્યાં રાખ્યા કે આજ સુધી તેના વંશનો પત્તો નથી? બાકી બે ટોળાંની રખ્ખાની શક્તિ ઉપર પહેલાં બાબિલથી સના ખરીબ લાખો સિપાહીઓ સાથે ચઢી આવ્યો; પરંતુ ખુદાએ એવો તબાહ કર્યો કે સાત માણસોથી વિશેષ બચી શક્યા નહિ. પછી બુખ્ત નસ્સર આવ્યો અને તેણે બની ઇસ્રાઇલને બૂરી રીતે તબાહ કર્યા. તેમના પ્રાર્થનાલયને ખોદીને ખંડીએર બનાવ્યા. તેમના ઘરોને લુટ્યાં અને તેમની દરેક ઝીણીઝીણી ચીજોને પકડીને લઇ ગયો. હઝરત

સુલયમાન (અલ.)ના બનાવેલા હરમે રબ્બાનીના ખંડિયેરો ઉપર ન કોઈ રૂદન કરનાર હતું અને નતો તેમની કુરબાનગાહ ઉપર કોઇ દીવો બાળનાર.

આ બધી વાતોને બની ઇસ્રાઇલ પોતાના કર્મો અને કરતુતો સમજતા રહ્યા. કામયાબ થતા તો તેને ખુદાઇ મદદ સમજતા અને તબાહ થતા તો તેને ઈશ્વરી કોપ. જેવી રીતે તમામ બુતપરસ્ત કોમો પોતાની તબાહીઓ અને નિષ્ફળતાઓને પોતાના દેવોની ખૂશનૂદી અને નારાઝી માનતી હતી. એવીજ રીતે બની ઇસ્રાઇલ પણ પોતાના બનવા અને બગડવાને પોતાના વહદહુ લાશરીક ખુદા (યુહવા) પ્રત્યે સંબંધિત કરતા હતા. જેનો આ અર્થ થયો કે એમના વિચારમાં એમની બહાદૂરી, એમના શસ્ત્રો અને એમના સરદારોની બુદ્ધિ ચાતુર્યતાને યુદ્ધમાં ઘણો ઓછો સંબંધ હતો. એમના પ્રાણાર્પણ કરવાની બધી કોશિષો, પોતાની ફર્ઝ બજાવવા, અથવા પોતાના મઅબુદોને ખુશ કરવા, અને તેમની આગળ અડગતા અને અકીદતની દ્રઢતાની પરીક્ષા આપવા પુરતીજ હતી. વિજય અને પરાજયના પરિણામ ન તેમના ઇખ્તિયારમાં હતાં અને નતો તેમના પ્રયત્નો ઉપર આધાર રાખતા હતા.

એ પછી એજ બ્યારિફતે ઇલાહીનો જુસ્સો રોજરોજ વધતો ગયો અને મોમિન હોય યા કાફિર બધાય પોતાના સુભાગ્ય યા દુર્ભાગ્ય; આબાદી યા તબાહી, વિજય યા પરાજયને પોતાના સર્વ શકિતમાન ખુદા અથવા દેવતાઓ પ્રત્યે સંબધિત કરતા હતા. આજ અકીદો ઈન્સાનથી તે સમયે જાહેર થયો, જ્યારે યુનાનીઓએ ઈરાનીઓ અને મિસરીઓને પાયમાલ કર્યા. જ્યારે યહૂદીઓએ રોમનોના મુકાબલામાં અધિક દ્રઢતા સાથે ઝમીનના એક એક ટુકડા ઉપર રકતની સરિતાઓ વહાવી દીધી અને જ્યારે ઈસાઈઓએ મહાન કોન્સ્ટન્ટાઈનનો આસરો મેળવીને રોમન બુતપરસ્તો અને યહૂદીઓને પાયમાલ કર્યા.

ઈસ્લામે તવહીદ અને ખુદા પરસ્તીના જોશને વિશેષ વધારી મૂક્યો. જો કે હુઝૂર સરવરે આલમ સલઅમે કોશિષ અને કર્મને દુન્યાની તરક્કી માટે અગત્યની વસ્તુ બનાવી હતી. પરંતુ આ તઅલીમ ઉપર આ અકીદો રોઝ રોઝ ગાલિબ થતો ગયો કે, ખુદાની મરઝી સિવાય કાંઈ પણ થતું નથી. જે ચાહે છે, તે કરે છે. વિજય અને પરાજય તેનાજ હાથમાં છે. ખરી હકીકત એ છે કે, તદબીર અને કર્મ, તકદીર અને ઈશ્વરેચ્છાને એક દરજ્જા પર માનીને મધ્યમતા સાથે ચાલવું અને બન્નેમાંથી એકને પણ ન ભૂલવું એ ઘણોજ નાજુક મામલો છે. મ્હોટા મ્હોટા લોકો એમાં ભૂલ થાપ ખાઇ જાય છે. આ ગુંચને ઉકેલવામાં નિરૂપાય થઇને કોઈ તકદીરનો કાયલ થઈ જાય છે, અને કોઈ તદબીરનો. અને કેમકે ખુદાની ઓળખ ખુદા પરસ્તી અને રઝાએ ઇલાહી ઉપર રાઝી રહેવું દીનનો મહાન વિભાગ છે, જેથી પરિણામ હંમેશાં એ આવે છે કે તકદીર ઉપર વિશ્વાસ રાખનારા આમ લોકોની નઝરમાં ખુદા તરસ અને ખુદાને ઓળખનારા મનાય છે, અને તદબીરના કાયલ જો પુરેપુરા મુરતદ અને બે દીન ન બનાવવામાં આવે તો પણ દીનદારી અને ખુદા શનાસીથી દૂર જરૂર સમજવામાં આવે છે.

જિહાદમાં સહાબા (રદી.)ની જે કાર્ય પ્રણાલી રહી તે મુસલમાનોની નઝરમાં અકીદતમંદીનો ઉચ્ચતર નમૂનો હતી. તેઓ પોતાના પ્રયત્નોને, માત્ર ખુદાની સેવા અને તાબેદારી જાહેર કરતા હતા અને જય પરાજયને, માત્ર ખુદાની ઇનાયત અને દેન માનતા હતા, અને કેમકે તેઓ બરાબર ફતેહયાબ અને કામયાબ થતા જતા હતા. જેથી તેમના કમાલને માનનારાઓને હંમેશ આ ખિયાલ રહ્યો કે, તેમણે ખુદાની

ખિદમત અને ઈતાઅતનો હક અદા કર્યો અને ખુદાએ પોતાની દેન અને મેહરબાનીનો પુરો જલવો દેખાડ્યો.

પુરાતનકાળના મૂર્તિપૂજકો અને બનીઈસ્રાઈલે પોતાના મઅબૂદો અને પોતાના ખુદાની ફરમાંબરદારી અને ઈબાદતના જોશમાં એક આખિરી અને એકતાન વિચારથી હંમેશાં બેપરવાઈ કરી, જે અત્યંત અગત્યનો અને મૂળભેદનો ફેંસલો કરનાર હતો. તે આ કે, અમારા ઉપર જે તબાહી અને મુંસીબત આવે છે, તે ખુદાની નારાઝી અને તેના કોપને લીધે છે. અને કેમકે અમારી તબાહી અને હાર બીજા અધર્મીઓના હાથે થાય છે, જેથી અમારા નુકસાનથી તેમને હંમેશા નફો પહોંચે છે. માન્યુ કે, અમે ગુનાહ કર્યાં હતા, નાફરમાની કરી હતી અને તેની સજા પણ અમને મળી, પરંતુ જે લોકોને નફો પહોંચ્યો તેમણે કયુ સારૂ કાર્ય કર્યું હતુ, જો આ કૃપાના મુસ્તહિક કયાં? જુના બુતપરસ્તો તો કદાચ આ બોલીને પોતાનો પીછો છોડાવી લેત, કે અમારા દેવતાઓ કરતા દુશ્મનોના દેવતા વધુ ઝબરદસ્ત હતા એમના બળ આગળ અમારા દેવતાઓને દબાવું પડ્યુ, પરંતુ યહુદીઓ પાસ એનો શુ જવાબ હતો, જેઓ કાયલ હતા કે તમામ મનુષ્યોનો જન્મદાતા સર્વ શક્તિમાન એક ખુદા છે, કોઈ શયતાન કે કોઈ દેવ તેના ઉપર ગાલિબ આવી શકતો નથી. જેથી આ માનતા પછી અમારૂં નુકસાન અને નફો બન્ને તેના અખ્તિયારમા છે. આ સંદેહ ઘણી જલ્દી શંકા ઉત્પન્ન કરી લે છે કે, અમને નુકસાન પહોંચાડીને તેમને શા માટે નફો પહોંચાડવામાં આવ્યો? ખુદાએ જો અમને અમારા ગુનાહોની સજા આપી તો તેને એનો હક હતો, પરંતુ દુશ્મનોને સફળ અને વિજયી બનાવી ને તેમના હાલ ઉપર મેહરબાની કરી તો શા માટે! અમો ગુનાહિત છીએ, ગુનાહગાર હોવા છતાં પણ તેનાજ છીએ. દુશ્મન લાખ સારા કામો કરે પણ અમારા કરતાં સારા થઈ શકે નહિ. અમે 'બુરા પણ છીએ તો તેમના કરતાં સારાજ' છીએ અને તેઓ સારા પણ છે તો અમારા કરતાં બુરા છે. પછી અમને સજા આપીને તેમના ઉપર મેહરબાની કરવામાં આવી. તેમને ફાયદો પહોંચાડવામાં આવ્યો એ કયાંનો ન્યાય છે? યહુદ પાસે ખરી રીતે એનો કંઈ પણ જવાબ ન હતો. ઈસાઈઓ પણ પોતાના આરંભ કાળમાં ઘણી કલ્પના પૂર્વક તકદીરના અકીદા ઉપર કાયમ હતા. દુશ્મનો ઉપર વિજય મેળવતા તો કહેવામાં આવતું કે, ખુદાએ પોતાના સાચા દીનની મદદ કરી અને શિકસ્ત થતી તો પોતાના કરતુતો અને કુકર્મોનું ફળ સમજતા. એનો જવાબ હરગિઝ આપી શકતા ન હતા કે, જો તમે સત્યધર્મ પર હતા અને તમામ દુશ્મનો કાફિર: તો પછી ખુદાએ સાચા દીનદારોના મુકાબલામાં કાફિરોની મદદ શા માટે કરી?

ઈસ્લામમાં હઝરત રિસાલત મઆબ સલ્અમે જે કાશિબ અને કર્મની તાકીદ ફર્માવી હતી અને ફરમાવ્યુ હતું કે, "અલકાસિબ હબીબુલ્લાહ" એના ઉપર ફિલોસોફીના દ્રષ્ટિએ જોવામાં આવ્યુંજ નથી અને જો કોઈએ એવી દ્રષ્ટિએ જોયુતો તે નાસ્તિક અને નેચરી કહેવાયો. સાથેજ મુસલમાનોમાં ખુદા સાથે લૌ લગાવવાનો જોશ એટલો બધો વધ્યો કે, આ સંદેહ જવાબ આપ્યા વગરજ ટાળી દેવામાં આવ્યો, અને જો કોઈએ જવાબ આપવાનો વિચાર કર્યો તો તેને બેદીનીનો ઈલ્ઝામ આપવામાં આવ્યો. પરંતુ મારો ખિયાલ છે કે, જો આ બહસ પ્રત્યે લક્ષ આપવામાં આવ્યું હોત તો મુસલમાનોએ આજથી કેટલીએ સદીઓ પહેલાં મળી મસઅલાને સમજી લીધો હોત. જ્યારે આ સંદેહ કોઈ રીતે દૂર થઈ શક્યો નહિ: ત્યારે ટાળવાને માટે આ બાજે જવાબ ઘડી કાઢવામાં આવ્યો, કે

"ખુદાવંદ તઆલા કાદિરે મુતલક હોવા સાથે હકીમે મુતલક પણ છે. છેની મસ્લેહતો સુધી ઈન્સાનની નઝર પહોંચી શકતી નથી. પોતાની વાતોને પોતેજ સારી રીતે સમજે છે, જેથી અમને નુકસાન અને કાફિરોને નફો પહોંચાડવામાં પણ એની કોઇ ખાસ મસ્લેહત હશે. જેને અમે જાણતા નથી અને જાણી શકતા પણ નથી." આ જવાબ મારા વિચારે ખાસ મુસલમાનોનો ઘડેલો છે અને ચાહે સંતોષ આપનાર ન હોય પણ ખામોશ કરનાર જરૂર છે.

મુસલમાનોના હદીસ, ઇલ્મે કલામના આલિમોએ આ સંદેહને મીટાવ્યો નહિં, માત્ર દબાવી દીધો અને તેમને પોતાની રોજરોજની પ્રગતિઓ, વિજયો અને સફળતાઓના ગુમાનમાં આ નઝરેજ પડી શક્યું નહિ કે, કદી અમારા પરાજય અને દુર્ભાગ્યથી દુશ્મનોના ઘરોમાં ચિરાગ રોશન થઈ જાય છે.

આરંભમાં સહાબા (રદિ.)ના જિહાદમાં જો કે મહેનત કોશિશ અને તદબીર પણ ઘણી વધેલી હતી, પરંતુ એમની લિલ્લાહીયત અને ખુદા પરસ્તીનો જોશ જુસ્સો દેખીને ન કોઇને પણ આ કહેવાની હિમ્મત પડતી હતી કે, તેમની સફળતાઓમાં તદબીરને પણ દખલ છે અને ન કદી તેમનો વિચાર આ તરફ વળતો હતો કે, ઇશ્વિરેચ્છા સિવાય કોઈ અન્ય વસ્તુને પણ પોતાની ફતેહમંદીનું કારણ બનાવે.

કેટલીક સદીઓ પછી સલીબી (ક્રુઝેડ) લડાઇઓ શરૂ થઈ, જે ખરી રીતે આગલી પાછલી પરસ્પર વિરોધી ફિલોસોફી અને સંસ્કૃતિને જોડનારી કડીઓ હતી. આ મેદાનોમાં બન્ને હરીફ તેજ પુરાણા વિચારોના મુઅતેકદ અને ચાહનારા હતા કે, અમે માત્ર ખુદાના હુકમ પ્રમાણે ચાલ્યે છીએ, અને તેના દીનની હિમાયતમાં કોશશ કરીએ છીએ. હાર જીત આપવી ખુદાનું કામ છે. અમે લડીએ છીએ, જાનબાઝી કરીએ છીએ પરંતુ વિજય અને સફળતા માટે નહિં, બલ્કે ખુદાને ખુશ કરવા અને તેની નઝરે ઇનાયત પ્રાપ્ત કરવાને.

આ લડાઇઓમાં જય અને પરાજયનો અનુભવ બન્ને હરીફોને થયો અને આવી રીતના પરસ્પર વિરોધી અને ભિન્ન બનાવો એક પછી એક પેશ આવતા રહ્યા. જ્યારે મુસલમાનોને ફતેહ મળતી, ત્યારે બન્ને પાર્ટીઓને નઝરે પડતું કે, ખુદાએ, મુસલમાનોની તરફદારી કરી અને જ્યારે ઇસાઇઓની જીત થતી, ત્યારે ઝાહિર થતું કે, ખુદા ઇસાઇઓનો પક્ષકાર છે.

ખુદાની ઇનાયત અને મેહરબાનીના આ ઉલટ સુલટ નમૂના બરાબર બે ત્રણ સદીઓ સુધી બન્ને પાર્ટીઓને ચોકખી રીતે નઝર આવતા રહ્યા.

પરંતુ આ લડાઇઓનું છેલ્લું પરિણામ એ આવ્યું કે, મુસલમાનો વિજયી થયા અને મસીહી ફિલિસ્તીન ઉપર કબ્જો કરી શક્યા નહિં. જો કદી કબ્જો જમાવી પણ દીધો તો એ કાયમ રાખી શક્યા નહિં. આ રણ સંગ્રામોથી બન્ને હરીફોએ સબક શીખ્યા અને બન્ને પોતપોતાના પરિણામ પ્રમાણે લાગણીવશ થયા. આ તઅલીમે બન્ને હરીફોને જુદા જુદા સબક આપ્યા. મુસલમાનોએ પોતાની સફળતાના ગુમાનમાં સમજી લીધું કે, ખુદાએ ચોકખી રીતે અમારી મદદ કરી અને આ માત્ર તેની મેહરબાની હતી, નહિં તો દુનિયાનો આવો ઝબરદસ્ત સમુદ્ર ફિરંગીસ્તાનથી ધુઘવાતો આવ્યો હતો, કે જો ખુદાની ઇનાયત અમારી સાથે નહિ હોત તો અમે કોઈ પણ તદબીરે કામયાબ થઈ શકત નહિં. આ એવો અકીદો હતો, જેણે તદબીરનો જે સબક મુસલમાનોને હઝરત રસૂલે અકરમ (સલ.) એ સદીઓ પહેલાં આપ્યો હતો, તેને પણ બિલ્કુલ ભૂલાવી દીધો.

એનાથી ઉલટું ઇસાઇઓ, તેમના સરદારો અને બાદશાહોને આ સબક પોતાની નાકામી-નિષ્ફળતાના બદલા તરીકે આ યકીન અપાવ્યું કે, આપણી નાકામીનું કારણ આપણી તદબીરોની ખામી અને અશકય નેઅમત મેળવવાની નિર્થક કોશિષ હતી. એ પછી એમના લેખકો અને ઇતિહાસકારોએ સમજપૂર્વક અને દલીલો સાથે સાબિત કરવા માંડ્યું કે, આ લડાઇઓમાં તેમનું નિષ્ફળ રહેવાનું મૂળ કારણ શું હતુ?

ટૂંકમાં, આ સંગ્રામોથી મુસલમાનોને આ શિક્ષણ મળ્યુ કે દુન્યવી સાઝ સામગ્રી, શસ્ત્રો અને યંત્રો માત્ર જોવાને માટે છે. અસલી કામયાબી–સફળતાનો ભેદ ખુદાની રઝામંદી અને ઇનાયત છે, અને ઇસાઇઓને આ સબક મળ્યો કે, ફતહમંદી અને સુભાગ્યતાને માટે તકદીર અને ઇશ્વરેચ્છાની સાથે દુન્યવી સર સામગ્રીનું હોવું પણ અત્યંત જરૂરી છે

આવી રીતના બન્ને ભિન્ન પ્રકારના સબકોએ બન્ને પાર્ટીઓની ઢબ, સ્થિતિ, કોશિષ અને તદબીરની શાનને પણ બદલી નાખી. મુસલમાનો યુદ્ધ સામગ્રી અને સફળતાના સામાન ભેગા કરવાથી ગાફિલ થઇ ગયા, અને ઇસાઇઓ નિશદિન એવી વસ્તુઓ ભેગી કરવામા તલ્લીન બનીને રોકાઇ ગયા. મુસલમાનો હાથ પગો ભાંગીને દરેક વસ્તુને ખુદાને ભરોસે મૂકી દેતા, બલ્કે પોતાની નિરાશાનો ઇલઝામ ખુદાને આપતા અને ઇસાઇઓ એવું સમજતા કે, ખુદાની મેહર બાની અને ઇનાયતનો એ અર્થ છે કે તેણે પ્રગતિનો મૂળ મવાદ અમારે માટે મેળવી આપ્યો છે. અમને હાથપગો આપ્યા છે, અમને બુધ્ધિ આપી છે, અને વળી પ્રગતિ પ્રિય સ્વભાવ પણ બક્ષ્યો છે. આ ત્રણે વસ્તુઓથી મદદ મેળવીને પ્રગતિની સામગ્રી ઉત્પન્ન કરવી એ અમારૂં કામ છે, અને એનું નામજ તદબીર છે.

તે પુરાણો સંદેહ કે, અમને અમારા કર્મોની સઝા આપવામાં ખુદા તે દુશ્મનોની મદદ શા માટે કરે છે, જે મુશરિક છે, કાફિર છે અને અમારા કરતાં દરેક રીતે બદતર છે? ક્રુઝેડ (સલીબી) લડાઇઓ પછી ઇસાઇઓના દિલોમાંથી બિલ્કુલ નીકળી ગયો, પરંતુ મુસલમાનોના દિલોમાં ઔર વિશેષ મજબૂત થઈ ગયો.

પરિણામે ઇસાઇઓ પોતાના વિચાર અને માન્યતા મુજબ ઇલ્મ અને હુનરમાં પ્રગતિ કરવા લાગ્યા. તેઓમાં રોઝબ રોઝ નવી શોધો થવા લાગી. યુધ્ધ સામગ્રી બદલાઇને કંઇથી કંઇ થઇ ગઈ અને સંગ્રામની શાનજ નિરાળી થઈ ગઈ, આ તરફ મુસલમાનોએ તકદીર ઉપર સંતોષી અને શાકિર થઇને અને રાઝી બરઝા બનીને જે કાંઇ તરક્કીના સામાન પ્રથમ ઉત્પન્ન કર્યા હતા, તે પણ હાથથી ગુમાવી દીધા અને થોડાજ દિવસો પછી આવી સ્થિતિ નજરે પડવા લાગી કે, અમારાજ હુનર-કળા ઉદ્યોગ ઉપર કારબંદ થવાની શુરૂઆત કરીને ઇસાઇઓએ જે તેમાં તરક્કી કરી; તો અમારો તેમનો કોઈ મુકાબલોજ રહ્યો નહિં. તે એ દરજ્જે પહોંચી ગયા કે હવે અમારે માટે તેમને રોકવા અશકય અને મહાલ છે. આ પરિણામ છે એનું કે અમે તકદીરના અકીદહમા તલ્લીન બનીને તદબીરને ભૂલી ગયા, અને તેઓ તદબીરના પ્રેમી બની ગયા. તકદીર તેમની પાસે માત્ર મહેનત અને કોશિષના પરિણામનુંજ નામ રહી ગયુ.

જેથીજ જગતનો મહાન અસલી ઈન્કિલાબ મારા વિચાર પ્રમાણે આ છે કે, આગલું જગત તદ્દન તકદીર અને ખુદાની મદદ ઉપર વિશ્વાસ કરીને તદબીર અને કોશિષ તરફથી ગાફિલ હતું ક્રુઝેડની લડાઇઓ પાછીથી મુસલમાન અને તેમની સાથે કુલ એશીયા અને આફ્રિકાએ

પહેલાંથીએ વિશેષ દ્રઢતા સાથે પોતાની તેજ પ્રાચીન માન્યતા કાયમ રાખી; પરંતુ યુરૂપે એ વિચારને મનમાં નબળો કરીને પોતાની બધી કોશિષો અને હિમ્મતો, તદબીર, હુનર અને શોધોમાં પરોવી દીધી અને એજ યુરૂપની કામયાબી તેમજ તેની આગળ આખા જગતની કમઝોરી'નેં તબાહીનો ભેદ છે.

પુરાણા વિચારોમાં જો કે મઝહબ અને ખુદા પરસ્તીનો જોશ ઘણોજ વધેલો છે. આશા હતી કે અમોએ જો દુન્યા ખોઈ છે, તો દીનને ખૂબ હાસિલ કર્યો છે. પરંતુ હવે હું જોઉં છું કે મિશનરી પાદરીઓ, આમ લોકો આગળ પોતાના ઇસાઈ ધર્મની સચ્ચાઇની દલાલ પણ પોતાની દુન્યવી કામયાબીઓને બાતાવી બતાવીને કેટલાક જાહિલોને લલચાવ્યા-બહેકાવ્યા કરે છે; પરંતુ આને હરગિઝ ભૂલવુ જોઈએ નહિં કે આ દારૂલ અમલમાં દુન્યા 'અને આખિરત બન્નેમાંથી જેને જે મેળવવું હશે, તેજ તેને મળશે. પવિત્રતા, તપશ્ચર્યા અને પ્રાર્થનાથી આખિરત મળે છે અને કોશિષ તથા તદબીરથી દુન્યા મળે છે. જેથી એ બન્નેમાંથી જે જેણે મેળવવા ચાહ્યું તે તેને મળ્યું, જે લોકો ભલી આકિબત માટે પ્રાર્થના તપશ્ચર્યા કરે છે, પવિત્રતા જાળવે છે, તેમની આકિબત ખરેખર સારીજ હશે, પરંતુ એનાથી તેઓ દુન્યાની તરક્કીની હોંસ રાખે તો એ તેમની હિમાકત છે, કેમકે દુન્યા મેળવવાને તેમણે કંઈ પણ કર્યું નથી, તો પછી મળે કેવી રીતે? એવીજ રીતે જે લોકો દુન્યા મેળવવામાં તલ્લીન છે, તેમને દુન્યા બેશક મળી ગઇ અને મળવીજ જોઇતી હતી, પણ ઉકબા (આખેરત) ને માટે તેમણે કંઈ કર્યુંજ નથી તો કેવી રીતે મળી શકે છે?

અંતમાં, યૂરપવાળાઓ અને અમે દુન્યા અને આખિરતને પરસ્પર વહેંચી લીધી છે. બન્ને જગત લોભી છે અને બન્નેની હદો કાયમ છે. અમે જો તેમની સરહદમાં કદમ મૂકીએ તો ગુનાહગાર અને જો તે અમારી સરહદમાં ઘુસવા ચાહશે તો બુરી રીતે હાંકવામાં આવશે.

સંપૂર્ણ.

# કબ્રસ્તાનમાં

ફ્રાન્સના અજોડ સાહિત્યકાર મોંપાસાની એક કલા-ભરપૂર મુલાયમ નવલિકા.

રૂપાન્તરકાર: 'માંડવીઆ'

● ગાઈ-દ-મોંપાસા : ફ્રાન્સનો આ નામીચો નવલિકાકાર, નવલ-જગતનો બાદશાહ ગણાય છે. યુરપમાં કથા-સાહિત્યની કળાનો વિકાસ જેટલો ફ્રાન્સની કલ્પના-ભોમમાં થયો છે, એટલો કોઇ બીજા દેશમાં નથી થયો. ફ્રાન્સિસી નવલકથા અને નવલિકા લેખકોની જોડના સાહિત્યકારો બીજી જગ્યાએ નથી જડતા. લાંબી નવલકથાઓ લખવામા અગર વિક્ટર હ્યૂગો અને બાલઝેકનો જોટો નથી તો, નવલિકા-લેખકોમા મોંપાસાનું પણ કોઈ સાની નથી

● મોંપાસાની આ નવલિકાનો વિષય અવરત-મર્દની સાધારણ મુહબ્બતમાંથીજ લેવામાં આવ્યો છે; પરન્તુ ભાવના-જગત્મા એથી જબરદસ્ત ક્રાન્તિ ઉત્પન્ન થઈ ગઈ છે. વિહ્વળ આશિક એની મર્હૂમ માશૂકા માટે નિરન્તર ઝખતો રહીને કલ્પના-જગત્મા એની કબ્ર પર પ્રેમ-અર્ધ્ય અર્પવા જાય છે; છેવટમા એ જે કંઇ જુએ છે, એને જોઈને સહૃદય વાચકની આખ ઓઝપાઇ જાય છે, એનો વિજય-ગર્વ તુટી જાય છે અને ઊર્મિ-વહેણ એક સદંતર ઉલટી દિશામાંજ પલટાઈ જાય છે.

● આ રીતે અન્ત લાવવાની, મોંપાસા અદ્ભૂત અને અનન્ત શક્તિ ધરાવે છે. બધુયે કહીને એ જે નથી કહેતો તે ભારે માર્મિક હોય છે. 'માંડવીઆ'

એના ઇશ્કમા હુ પાગલ હતો.

ઇન્સાન ઇશ્ક શા સારૂ કરે છે? માનવ-દિલમાં ઇશ્કની આગ, પ્રેમની તમન્ના કેમ પ્રગટે છે? કેટલી બધી આશ્ચર્યની વાત છે કે, દુનિયામાં એકજ વ્યક્તિ દેખાય, મનોપ્રદેશમાં એકજ વ્યક્તિનુ ધ્યાન જડાઇ જાય, દિલમા એકજ વ્યક્તિના કોડ જાગે અને હોઠો પર એકજ વ્યક્તિનું નામ રહે, અને એ નામ પણ એવુ, જે અંતઃકરણની ઉંડાણમાંથી જલ-ઝરણની જેમ નિરન્તર નીકળતુ રહે અને મંત્રની માફક, ધીમે ધીમે, વારવાર, જપી શકાય!

હું અહિંયા મ્હારી કથા સંભળાવવા નથી બેઠો. પ્રેમ તો બધેબધ એક સરખોજ હોય છે. વાત કેવળ એટલીજ છે કે, એને જોતાંજ હું એના ઇશ્કમાં મુબ્તિલા થઈ ગયો. લાગટ એક વર્ષ લગી હું એના પ્રેમપાશમાં, એના સ્નેહ-બંધનમાં, એની કર-વેલડીમાં જકડાએલો રહ્યો. મીઠી મધઝરીલી એની વાણી, જિગરમાં જડાઈ જાય એવું કુમળું-ગોરૂં એનું મ્હોં, અને વાંકી છુરી જેવા એનાં નેણ પરજ હું રીઝાતો રહ્યો. વસ્ત્રો પહેરવાની એની છટાનેજ અતૃપ્ત આંખે હું જોતો રહ્યો. તાત્પર્ય એ કે, એની દરેક વાતમાં, એના દરેક હલન-ચલનમાં હું એવો તલ્લીન, એવો અવરૂદ્ધ યા એમ કહો કે એવો કયદ થઇ ગયો કે, રાત છે કે દિવસ, જીવતો છું કે મરેલો, આલોકમાં છું કે પરલોકમા એનુ મ્હને ભાનજ ન રહ્યું.

પછી એનું અવસાન થઇ ગયું. કેવી રીતે? એ તો હું યે નથી જાણતો, અને હવે મ્હને એ યાદ પણ નથી રહ્યું.

અનરાધાર વરસાદમાં સ્હાંજ વખતે એ પલળેલાં વસ્ત્રે ઘેર આવી. કાદવિયા પાણીથી આખા શરીરે એ છંટકોરાએલી હતી. બીજેજ

દિવસે એને કફની શિકાયત જણાઈ. એક અઠવાડિયા સુધી એજ હાલત રહી. એ પછી એ પથારીવશ બની. બીમારી શું હતી, એ તો હવે યાદ નથી રહ્યું; પરન્તુ કેટલાય દાક્તરો આવ્યા, નુસ્ખા લખી ગયા અને ચાલ્યા ગયા. એક નોકરડી એની સારવાર માટે મુકર્રર હતી.

એના હાથ હમેશા ગરમ રહેતા હતા, પેશાની ધગધગતી'તી અને આંખો લાલઘુમ-ખેદયુક્ત દેખાતી'તી. હું કંઈ કહેતો યા પૂછતો તો, એનો એ જવાબ આપી દેતી; પરન્તુ હવે મ્હને એ વાતો યાદ નથી રહી. હું બધુયે ભૂલી ગયો છું.

એ મરી ગઈ. ઊંડે ઊંડે ઉતરતો જતો એનો શ્વાસ-એના છેલ્લા ડચકા મ્હને હજી સુધી ખૂબ યાદ છે. નોકરડીના મ્હોંમાંથી 'આહ'. નીકળતાંજ હું સમજી ગયો કે, એ આ દુનિયાથી રૂખ્સત થઈ ગઈ.

એથી વધુ બીજું કાંઇ હું નથી જાણતો. મ્હેં એક પાદરીને તેડાવ્યો. એણે મ્હને પૂછ્યું 'શું આ તમારી પ્રમદા છે?' પાદરીના આ પ્રશ્નથી મ્હને ભારે આઘાત થયો. મ્હને લાગ્યું કે, એ એનું અપમાન કરી રહ્યો છે. એનું તો અવસાન થઇ ગયું હતું, હવે કોઇને અમારી વચ્ચેના સંબંધો જાણવાનો શો હક્ક હતો? મ્હેં એ પાદરીને બ્હાર કાઢી મૂક્યો. એના બદલે બીજાને બોલાવ્યો. એનો સ્વભાવ દયાળુ અને દિલ કોમળ હતું. પ્રેમિકા સંબંધી એણે વાતો શરૂ કરતાંજ મ્હારી આંખોમાંથી આંસુઓની સરવાણીઓ ફૂટી નીકળી.

શબ-સંસ્કારના સંબંધમાં મ્હારી સાથે પણ મસ્વિરો કરવામાં આવ્યો. પરન્તુ એ વાતોને હવે હું ભૂલી ગયો છું. કેવળ તે પેટીનાં રૂપરંગ જેમાં એની લાશને મૂકવામાં આવી હતી અને બંધ કરતી વખતે જેના પર હથોડાની ઝીકાઝીક બોલી હતી, એ મ્હને અચ્છી રીતે યાદ છે. ઓહ! ખુદા, કેવું દયાજનક દ્રશ્ય હતું એ!

એને દાટી દેવામાં આવી-ઊંડી કબ્ર ખોદીને ધરતીના પેટાળમાં! ઓહ! એ અને આવા અંધકાર મઢયા ખાડામાં! કેટલાય મિત્રો-સ્ત્રી-પુરૂષો દિલસોઝી દર્શાવવા અને ખરખરો કરવા આવ્યા. પરન્તુ એમની નજર ચૂકાવીને હું ન્હાસી છૂટ્યો. પહેલાં તો વેગથી દોડ્યો-અને પછી ધીમે ધીમે ગલીઓ વાટે ઘેર પહોંચ્યો.

વગીના દિવસેજ હું દેશાટનના ઇરાદે બહાર નીકળી ગયો............

ગઇ કાલેજ હું પેરિસ ખાતે પાછો ફર્યો છું. ઘરમાં કદમ મૂકતાંજ મ્હારી જે સ્થિતિ થઈ, એનું શબ્દો વડે વર્ણન થઇ શકે એમ નથી.

મ્હારો એ સૂવાનો ઓરડો, મરનારનું એ મોત-બિછાનું અને બીજી એની વસ્તુઓ જોઇને સદ્દમાં પવન ભરાય અને મછવો વછૂટે એમ મ્હારા દિલમાં એવી તીવ્ર વેદનાનો પવન ભરાયો કે, બારી ઉઘાડીને હેઠે પડતું મૂકવા સુધી હું તૈયાર થઈ ગયો. મ્હારા માટે, અહિયા, આ વસ્તુઓની વચ્ચોવચ્ચ હવે ઘડીભર પણ રહેવું મુશ્કિલ હતુ. આ એજ દિવાલો હતી, જેને અઢેલીને એ ઉભી રહેતી હતી. એની ચામડીના, એના શ્વાસોચ્છ્વાસના હજારો અણુઓ એ દિવાલોના અજ્ઞાત છિદ્રોમાં ભરેલા હતા. અહિંથી ન્હાસી છૂટવા માટે મ્હેં ટોપી હાથમાં લીધી: પરન્તુ બારણા પર પહોંચતાં પહેલાંજ મ્હારી નજર તે કબાટ જડિત-આયના પર પડી, જેમાં બહાર જતી વેળાએ એ પોતાના શણગારને, પોતાનાં વસ્ત્રોને, ને પોતાની આખી દેહલતાને નખશિખ જોઇ લેતી હતી.

આયના સ્હામે હું સહસા થંભી ગયો એમાંજ એની છાયા હમેશા પ્રતિબિમ્બિત થતી'તી, 'ને તે યે એટલી અધિકતાથી કે, મ્હને એમાં એ સર્વાંશ વિદ્યમાન હોવાનો ભાસ થવા માંડતો' તો. ધ્રુજતા દેહે હું ઉભો રહ્યો, પણ મ્હારી નજર એજ આયના-એજ ચીપટ, સપાટ,

"બેબી ઓસ્ટીન" ફરવા માટે તૈયાર ઉભી હતી. ટાયર્સ સરખાં કરી, અકકડ મઝીને ફરીવાર મરડીને અણીદાર બનાવી. હોર્ન વગાડી મોટરે માર્ગ કર્યો !!!

× × ×

"કાવા, ગરમ કાવા" એક હાથમાં માટીની કાવાદાની ને તેને ગરમ રાખતો અસબાબ તથા બીજા હાથે લાંબી દાઢી પંપાળતા કચ્છી કાવાવાળાએ પ્યાલીઓ ખખડાવી.

—"બગદાદ, બસરાહ, મુરગાંઉ, જંગબાર, આંવ ગોસ કેધો વોસ. હીં મુંજો કાવો બારે ખામા આય, અરબ ખુબીસે કાવો પીધા વાસ; નેક શરીફ માડુ, ખજુર જા વાડીયા, ધાંય, રત્તા ચોખા, નારીયેલ જો તેલ મસાલા મીઠે ચીજનું અસાં બ્હાંગુ વારે કે મીઠે. તડે જો જમાનો ! આંવ પંડ નાખવો વોસ !!!—(કુવા સ્થંભ) કુવે મથાનું છપ્પો તડેનુ હીં પગ ડુરી પીયો આય છતા પણ તોફાન મેં સફર કરી અચાં......"

એ મરી (લગડો) ગત જીંદગી મભારનો. વ્હાણો વેચાઈ ગયા, અન્ય કોમના વેપારીઓને હવે ગોસ (એક સફરનું મહેનતાણુ) પુરી મલતી નથી. ભથ્થાનુ અનાજ આપવું તે વેપારીઓ નુકસાનીમાં લેખે છે. કહે છે કે નાખુદા ખલાસીઓ માલ ચોરી લે છે. બ્હાણવટીઓ સાથે વેપારીઓએ અસહકાર કીધો. ભૂખે મર્યાં એટલે લોધ (મચ્છી મારવાનો ધંધો) શરૂ કરી.

રોજ ચાર ગાઉનો રેતાળ પંથ કાપી દરિયામા કકડતી ઠારઢીમાં ઠરતા ભીંજાતા રાત આખી છાતી સમાણા પાણીમાં કાઢવી; જે કાંઇ મળે તેમાંથી પણ રાજ્યનો ચોથા હીસ્સાનો ટેક્ષ; બાકીમાંથી લુખું સુકું અનાજ લઇ ખાઈ લેવું.

"જુમ્મા જો ડી આય; અજ્જ લોધ નથો વીના." પ્યાલીઓ ખખડાવતો દાઢી પંપાળતો એ ચાલ્યો ગયો.

× × ×

પીરબાપુ ખાનદાની મીલ્કીયતના જોરે પીરી મુરીદી કરતા, ગામથી રોજ દૂર સંસારી હાફથી રહેતા. મુરીદો ખિદમત કરતા, 'બાપુ' પૈસો ઠીક વાપરતા. જુની દરગાહ અને મસ્જીદની બહાર ભંડો (ખાટલો) નાખી દાયરો ભરી બેસતા. લંધો શરણાઇ વગાડી સલામ દેતો. અફીણના કસુંબા, ભરેલી હથેલીઓમાંથી બે છાંટા ઉડાડી "આવ તરંગશા" કહી પીતા. કડવો કાવો, કાળીશ પડતી ચાય અને માથે હુક્કો ગગડતો 'હાજી હાં' ને હકાહક થતી. "એકતારો અને ઢોલક"થી સુવાણુ (કચ્છી ફકીરોની સંગીન મેહફિલ) જામતી.

"બાપુ" બપોરે ઉઠતા. ખાનદાની મસ્જીદ માટે નાણાં ભેગા થએલાં પણ ચોમાસાના લીધે કામ અટકેલું. ત્યારપછી તો બે, ચાર ચોમાસાં આવી ગયાં. નમાઝથી 'બાપુ' બીજા તબક્કામાં હોવાનું માનતા. ઈદની નમાઝ પણ કઇ પઢયાનું ગામ લોકોની જાણમાં ન હતુ!

પીર સાહેબના દાદા વલી અલ્લાહ હતા. ગોસ્ત ખાવાનો દેગો ન્યાઝ માટે એક વખત બની હતી મહાજનનું જોર બહુ. જોવા આવ્યા એટલે કરામતથી મીઠો ખાવો થઇ ગયો !

પીર બાપુ કહેતા કે લંધો મારે ત્યાં તબલા બજાવવા, એક વખત મોટો આવ્યો. દરગાહ પાસેથી મગરીબ વખતે દાદાએ સફેદ લીબાસમાં લધાને દીદાર દીધા. બસ, પછી તો, એ કરીને મારા કદમોમા પડયો......!

પીરબાપુ અફીણના ગઠ્ઠાને કાવાના ઘુંટ સાથે નિંગળી ગયા. એક ભાવિક મુરીદ રકાબીમા ચાય ઠારીને પાવા લાગ્યો. બીજાએ હુક્કો હાથમાં આપ્યો; "બાપુ"એ મીઠી ગડાકુના ગોટે ગોટા કાઢતાં, મોટાં મોટાં મણકાવાળી તસ્બીહોથી શોભતા ગળાને ખંખારી ફરમાવ્યું......

"ચર્ચે દુનિયા કે થોડી રહેંગે,

(મગર) અફસોસ હય કે યક રોજ હમ ન હોંગે !!!

× × ×

"An insignificant incident often exposes a certain trait of the great men"—મહાન પુરૂષો સાથેનો નજીવો પ્રસંગ, ઘણીવાર તેમનાં અમુક લક્ષણને ઉઘાડું કરી દે છે.

મોટા શહેરની હાઇકોર્ટના મશહુર ધારાશાસ્ત્રી હતા; કોમના મહાન ઉદ્ધારક હતા; કોમની બાબતોથી હમદર્દી રાખતા; અને ઘણીવાર તખ્તા પરથી જાહેર કરેલું કે "મંય તો કોમકા અદના ખાદિમ હું"

એક મોહતાજ, નિરાશાથી ઘેરાએલો એટલે એ મહા પુરૂષને હમકોમ સમજી કાંઈક સિફારશ કરી આપવા પુરતી અરજી કરેલી એ સંબંધે રૂબરૂ મુલાકાત લીધી; શુષ્ક ભુલક ભાવથી પેશ આવ્યા. ગળગળો થઈ તે કરગર્યો ત્યારે—Will you please leave me alone?" "મહેરબાની કરી મને એકલો મુકશો?"

લીફ્ટ 'LIFT'ના કલીપ (CLIP-ઠળ) દબાઈ અને અદ્રશ્ય થયા !

× × ×

પરહેજગાર, આલિમ અને ખુદાપરસ્ત પિતાના એ પુત્ર, ઇમામત કરાવતા. પિતાએ જાતે કુરઆન શરીફ લખી કાતિબનો લકબ મેળવેલો. ઘરમા કીતાબોનો ગંજ ખડકેલો હજુયે મૌજુદ છે. કદિ કદિ કોઈ કિતાબ પરથી ધૂળ ઉડાડીએ ખરી.

મૌલવી સાહેબને મુંબઈથી પગાર મળતો—ગણેમા અને મસ્જીદ માટે બે ચાર રખડુ છોકરા મદ્રેસામાં આવી લખોટીએ રમતા. મૌલવી સાહેબ બજારમાં પાનવાલાની દુકાને ઉભા ઉભા બીડી પીતા.

જુમ્માનો દિવસ હતો. ખુત્બાનો વખત તંગ થયો; માણસ બોલાવવા આવ્યો. જનાબ મૌલવી સાહેબે, જમાતીઓની ઉત્સુકતા પર, "બીબી મૌયાઇ ન્યારી ગીની તરે" કહી ઠંડુ પાણી રેડ્યું, છતાંય તેમના હિમાયતીઓએ કહ્યું "આલિમ નો પુત્ર: આપ; શું કરી શકાય?"

એક ઉતાવળીઆએ જવાબ દીધો:— "ફઝઝલુન નસબુન" નસબની બાબતમાં જે વાદવિવાદ કરે તે જાહેલ છે.

× × ×

કોમના ભેખ ધારીઓ, કોમના રથીઓ અને રૂપે કોમ સાહેબો, લેકચર હૉલ ગજવે છે: છાપાંનાં કોલમો રોકે છે; તેમની પ્રવૃતિઓ અનેક વિધ હોય છે અને તે પ્રોગ્રામોથી ભરચક જણાશે; કોમની ઉમેદ બંધાય એવા સંજોગો પણ સાંપડે એ જોવા સૌ કોઈ ઇંતિઝારી દાખવશે. પણ "હનુઝ દીલ્હી દુર અસ્ત!"ચરાં? Why? શા માટે? સાંકળીની નબળી કડીઓને તપાસી મજબુત બનાવવામાં ઉદાસીનતા કે હદય અનિચ્છા જણાશે.

આપણી સામાન્ય ચર્ચા, લખાણ, ભાષણ, વર્તન અને કાર્યમાં ભાઈબંધ કોમ કે ગેર મુલ્કની સરખામણી કરી, તેમનાં ઉત્કર્ષના દાખલા, ઇતિહાસિક, પ્રગતિ અને કાર્ય સિધ્ધિને મદ્દે નઝર રાખી, અનુકરણીય બતાવવાની કોશીશ વધુ પ્રમાણમાં થતી જાય છે. ચાલુ દલીલ એ પેશ કરવામાં આવે છે કે નિર્ધન અને જાહેલ કોમની ઉન્નતિ કરવી બહુ મુશ્કેલ છે.

હઝરત (સ. અ વ.)નો જમાનો નાઝરા કરી, આંતરિક મનો મંથન કરતાં જણાશે કે આપણા પ્રયાસો નિર્મળ નથી તેમજ કુરબાનીની ભાવના વગરના છે. અર્ધ દુનિયા સર કરેલી તે મહાન ખલીફાઓના ગૌરવથી આપની કોમ, તેમની આકાશી કિતાબ હઝરત (સ. અ. વ.) સૈયદુલ બશર-મનુષ્યોના સરદાર, ની હદીસ શરીફ-આદર્શ જીવન આરસા-, અને...

"લા તકનતૂ મિર્રહમ તિલ્લાહ'
(ખુદા) પાકની દયા માટે કદી ના
ઉમેદ ન થાઓ.

સુબહાન અલ્લાહ!!! એ ખુદાઈ કાનૂનમાં મુકમ્મીલ ઇમાન ભરેલો—વિગેરે. નક્કર હકીકતોથી ગાફીલ રહેવાનું આપણને ભાન નથી.

× × ×

' ખાનએ-ખુદા બેશુમાર મોજુદ હોવા છતાં નિરંતર માગણી થયા કરે છે.” નવી મસ્જીદ બનાવવી છે.” પણ કોઇ એટલુંય કહે છે કે “ભલા ભાઇઓ, આપના ગામમાં હાલ કેટલી ઇબાદતગાહો છે ? વસ્તીના કેટલા ટકા નમાઝના પાબંદ છે ? કેટલી મસ્જીદો હાલ આબાદ છે ? હઝરત (સ અ. વ.)ના જમાનામાં માટીના કાચા ઓટાવાળી ખુલ્લી મસ્જીદો જમાતીઓથી ચીકાર રહેતી: સફો સમાતી ન હતી; અત્યારે ઇલેક્ટ્રીક પંખાવાળી મહેલાતો જેવી મસ્જીદોમા જમાતીઓની ખોટ નજરે તરી આવશે. બાળ કેળવણીથી તે ઠેઠ રાજદ્વારી છેલ્લી ચેમ્બર સુધીની આધુનીક હાલત, આપણાં જીવન, ખુદાની યાદથી ખાલી રહેવાના સીધા પરિણામ રૂપે છે- દુનિયા ફત્તેહ કરનાર અને ઇસ્લામને બુલંદ કરનાર કોમ ખુદાપરસ્ત હતી એ ભુલવુ ન જોઇએ.

**“વ તોઈઝઝો મનતશાઓ વ તોઝીલ્લો મનતશાઓ વ હલાહો અલા કુલ્લે શૈઈન કદીર”– અલ્લાહ તઆલા જેને (અથવા જે કોમને) ચાહે તેને ઇઝઝત બક્ષે છે અને જેને ચાહે છે તેને ઝલીલ કરે છે. તે સર્વ શક્તિમાન છે.**

ઇસ્લામી પંજગાના' તરીકા કરતાં કોઇ સભા, મીટીંગ કે જલ્સો શ્રેષ્ટતર નહિ જણાય કોમના જે કાંય દુઃખ દર્દો કે જરૂરીયાતો હોય તે દીનભરમાં નોંધ થઇ દેશની પ્રત્યેક મસ્જીદમાંથી કોઇ સ્થળે કેંન્દ્રિત કરેવામા આવે અને કોમની એવી મૌલીક બાબતો ચર્ચવા સભાસ્થાનો અને મસ્જીદો બસ સમજવામાં આવે તો તરક્કીની રાહ સમીપ અવસ્ય આવે, “ગુલ બેકાર શવદ ચું અઝ ઈબ્નૂ મીરવદ”- ખુશ્બો ચાલી જતાં, ફૂલ નકામું બને છે મઝ્હબી બૂ નીકળી જતાં આપણા અકસ, ઓજસ, અર્થસિદ્ધિ અને ઇમાન નબળાં અને મંદ થયાં છે; અમલની અસર બેકાર બની છે એટલા માટે...નેકીનુ પ્રમાણ વધારવા......

ગમે તે હેતુસરના આપણા જાહેર કે ખાનગી જલ્સાઓ, ખતમ થતાં, સલામી ગીત જેમ, પ્રમુખ સાહેબ એલાન કરી દેવાનો શીરસ્તો ચાલુ કરી દે કે **સાહેબાને હાઝરીને મજલિસ બરાયે ખુદા, પંજગાના નમાઝકે પાબન્દ બનો, મસ્જીદે આબાદ કરો ઔર કુરઆન કે પાબંદ બનો” ] ?**

× × ×

**“મન અરફા નફસાહુ ફકદ અરફા રબ્બહુ”**

—“માણસ પોતાની ભલાઇ અને બુરાઇને સમજતો રહે તો તે કરતાં બીજી કોઇ વાત સારી નથી.”

× × +

# જ્યારે હિટલર રંગારો હતો—

અનુવાદક : સીરતી

[ જર્મનીના સરમુખત્યાર હેર હિટલરના જીવનનું એક દિલચસ્પ પ્રકરણ ]

(જ્યારે હિટલર મુઠ્ઠી અન્ન માટે વલખાં મારતો હતો. અને પેટનો ખાડો પુરવા માટે તેને રંગારા તરીકે જીવન ગુજારવું પડતું હતું તે કાળનો તેનો એક સાથી જીન વિલ્ડહેંડ કરીને હતો. તેણે હિટલરના હાથમાં સત્તાની લગામ આવ્યા પછી હિટલરનું જીવન વૃતાંત લખ્યું હતું. એ કારણસર હિટલરે તેને બર્લિનમાં ગિરફતાર કરાવી જેલખાને પૂર્યો હતો. જેલમાંજ તેનુ અવસાન થયુ યા તેને મારી નાંખવામાં આવ્યો.)



ઈ. સ. ૧૯૦૬માં ઑસ્ટ્રિયા અને જર્મનીના વિવિધ સ્થળોના રખડપાટ પછી હું વિયેના આવ્યો. એક સ્થળે બહારના મુસાફિરોને થોભવા માટે એક સરાઈ બનાવવામાં આવી હતી જેમાં મુસાફિરો પાંચ દિવસ લગી રહી શકતા હતા. મકાનના દરવાજે એક ટિકિટ આપવામાં આવતી જે દેખાડ્યા વગર મકાનમાં પ્રવેશી શકાતું નહતું. હું ટિકિટ લઈ મકાનમાં દાખિલ થયો. જો કે પાંચ દિવસ લગી ત્યાં રહેવાની પરવાનગી હતી છતાં જો જરા હોશિયારીથી કામ લેવામાં આવે તો બીજી ટિકિટો પણ મળી શકે એમ હતું. એટલે મેં ત્યાં ધામો નાંખ્યો.

મ્હારા ઓરડાની સામે થોડાક અંતર પર એક ઝાડ હતું. ઝાડ હેઠળ હું દરરોજ એક માણસને બેઠેલો જોતો. કદી કદી તે ટાઢના કારણે થરથર ધ્રુજતો. પેટનો ખાડો પુરવાને તેની પાસે પુરતા પૈસા પણ નહતા. હું અને મ્હારી જોડેનો એક બીજો માણસ તેને ખાવાનું આપતા. તેની પાસે લીલા રંગનું એક સુટ હતું, જે પુરાણુ અને મેલું થઈ ચુક્યું હતું. તે માણસ કદી કદી રાત્રે કોઈ પાર્કમાં જઈ સુઈ રહેતો. અહીંના પોલીસો એને જગાડી પાર્કમાંથી બહાર

ફાડી મુકતા. તે માણસનું નામ એડૉલ્ફ હિટલર હતું. હિટલર મ્હારી આપેલી રોટી, ખાઈને પડી રહેતો, પરંતુ મ્હારા ખિસ્સાંય ખાલી હતાં. હું સ્વયં નોકરી શોધવાને વાયના આવ્યો હતો. અમો બન્ને આખો દિવસ સખ્ત મઝદૂરી કરી સાંજે પાછા ફરતા. ધીમે ધીમે અમારો સંબંધ વધુ અને વધુ ગાઢ થતો ગયો. એકવાર એક ભિક્ષુકે હિટલરને સલાહ આપી કે તે તે સ્થળે જઈ રોટી લઈ આવે, જ્યાં સવારે એક કલાક લગી રોટી વ્હેંચવામાં આવે છે. પરંતુ હિટલરે તેમ કરવાથી સાફ ઇન્કાર કરી દીધો.

જ્યારે હું હિટલરના ગાઢ સંબંધમાં આવ્યો ત્યારે મ્હને ખબર પડી કે હિટલર રંગારો છે અને ધંધાર્થે વાયના આવ્યો છે પરંતુ પૈસા અને પરિચયના અભાવે તેને અત્યાર લગી કામ મળ્યુ ન હતું. હિટલરનો પિતા આબકારી ખાતામાં નોકરી કરતો હતો. તેના અવસાન પછી તેના કુટુંબને પચાસ ક્રાઉન (જર્મન સિક્કા) પેન્શન મળતું હતું. હિટલરને એક બ્હેન હતી, જેના લગ્ન થઈ ચૂક્યાં હતાં. પેન્શનના સઘળા નાણા તે લઈ લેતી અને હિટલરના ફાળે એક પાઈ પણ આવતી નહિ. હિટલરની હાલત ઘણીજ ખરાબ હતી. એકવાર મ્હેં તેને પુછ્યું:—

"આખિર તમે કરવા શું માંગો છો?" ઉત્તરમાં તેણે કહ્યું.

"હું પોતેય નથી જાણતો કે હું શું કરવા માંગુ છું."

જ્યારે મ્હને ખબર પડી કે હિટલરની બ્હેનને પચાસ ક્રાઉન પેન્શન મળે છે ત્યારે મ્હેં તેને અભિપ્રાય આપ્યો કે તે પોતાની બ્હેન પાસે જઈ માલી મદદ માગે. પરંતુ હિટલરે કહ્યું :—

"બ્હેન પરણી ચુકી છે એટલે મ્હારા કરતાં બ્હેનને પૈસાની વધુ જરૂરત છે. એ સંજોગોમાં હું તેની પાસેથી માલી મદદ લેવા માંગતો નથી." મ્હેં કહ્યું :—

"આમ મુસીબતો સહન કરવા કરતાં તો બ્હેન પાસે મદદ માંગવી એ કાંઈ ખોટું નથી. તમે એક પત્ર લખો; અગર સંભવિત હશે તો તે તમને પચાસ ક્રાઉન કર્જ પેટે આપશે."

ઈ. સ. ૧૯૦૯ના મોટા દિવસના થોડાક દિવસ પૂર્વે હિટલર મ્હારી પાસે આવ્યો અને કહ્યું :—

"આજ તેણે પચાસ ક્રાઉન મની ઓર્ડરથી મોકલ્યા છે." મ્હેં કહ્યું.

"નોટોને વટાવી દે; નહિંતર કોઈ પડાવી લેશે." પરંતુ હિટલરે એવી રીતે મ્હોં મચકોડ્યું જાણે તેને તેની કાંઈ પર્વાજ ન હતી.

તેજ સમયે અમો બન્ને બહાર નીકળી પડ્યા. હિટલરનો ઓવરકોટ તદ્દન ફાટી ગયો હતો. મ્હેં તેને કહ્યું :—

"યહુદીઓના બાઝારમાં જઈ એક પુરાણો કોટ ખરીદીએ."

પણ તેણે ડોકું ધુણાવી ના પાડી.

અમે ડૉર્થની મશહૂર સરકારી દુકાને ગયા. જ્યાં હિટલરે બાર ક્રાઉનનો એક કોટ ખરીદ્યો. હવે હિટલર કને તે એક સામાન્ય ઓરડી ભાડે લઈ રહી શકે એટલા પૈસાની જોગવાઈ હતી. મ્હેં તેને ઓરડી ભાડે રાખી રંગારાનું કામ શરૂ કરવાની સલાહ આપી. હિટલરે મ્હારી સલાહ માની અને તે પદાં રંગવા લાગ્યો. અમો બન્ને પાસે સારાં વસ્ત્રો ન હતાં એટલે માલનો નિકાશ કરવાને અમને મુશ્કેલીનો સામનો કરવો પડતો. રંગ કામ માટે હકૂમતમાંથી લાયસન્સ લેવું પડતું હતું. પરંતુ અમે લાયસન્સ મેળવી શકીએ એટલા નાણા અમારી પાસે ન હતાં. પોલીસથી અમારે અહર્નિશ સાવચેત રહેવું પડતું. એક વાર સિલિસિયાના વ્યાપારીઓને અમે અમારા બનાવેલા પદાં ખરીદવાને કહ્યું, પરંતુ તેઓ તે માટે તૈયાર ન થયા.

ઈ. સ. ૧૯૧૦ લગી અમારૂં કામ સરસ રીતે ચાલવા લાગ્યું. ઈસ્ટર સમયે અમો એક

દિવસ ચાલીસ ક્રાઉન કમાયા. નફો અર્ધો અર્ધો વ્હેંચી લેવામાં આવ્યો. એ પછી હું કોઇ કામ અંગે બહાર ચાલ્યો ગયો. પાછો ફર્યો ત્યારે ખબર પડી કે હિટલર એક યહૂદી સાથે ક્યાંક પ્રવાસે નીકળી પડ્યો હતો. એક અઠવાડિયાં લગી મ્હને હિટલરનો મેળાપ ન થયો. એક અઠવાડિયાં પછી જ્યારે મ્હારી મુલાકાત થઇ ત્યારે મ્હેં પૂછ્યું.

"આમ બેપરવાઈ કરવાથી આપણું કામ શી રીતે ચાલી શકશે ?" હિટલરે કહ્યું.

"મ્હનેય આરામની દરકાર છે. હું કુલી થોડોજ છું કે હંમેશા કામ કરતો રહું ?"

એક અઠવાડિયામાં તો હિટલરે સઘળી કમાણીના નાણા ફુંકી ખાધા. હિટલર નતો શરાબ પીતો હતો કે નતો સિગારેટ. એટલે મ્હને ખૂબ આશ્ચર્ય થયું કે તેણે એક અઠવાડિયાનાં આટલી મોટી રકમ શી રીતે ખર્ચી નાંખી ? એકવાર મ્હેં સિગરેટ પી ધુમાડો તેની તરફ છોડ્યો. ત્યારે તેણે કહ્યું હતુ.

"તમે યે કેવા વિચિત્ર છો. માણસે પોતાની વાસનાઓ પર કંઇકતો કાબૂ રાખવો જોઇએ."

એ નામદારને મ્હેં કદી કામમાં દિલચસ્પી લેતા જોયા નહિં. હું ગ્રાહકો સાથે માથાઝીક કરી પાછો ફરતો ત્યારે જોતો તો નામદાર કામ કરવાને બદલે ભાષણો કરી રહ્યા છે !

અમે જે મકાનમાં રહેતા તેમાં અમારા જેવા લેભાગુઓની સંખ્યા વિશેષ હતી. એક મુરબ્બી વર્તમાનપત્રોમાં નવ પરણિત લોકોના નામોજ શોધ્યા કરતા. એ જનાબ પલંગ, કુર્સી, ટેબલ વગયરહ ખરીદી તેઓને ત્યાં પહોંચી જતા એવા તાજેતરમાં પરણેલા લોકોને આવી વસ્તુઓની જરુર રહેતી. ટુંકમાં એવા સદ્‌ભાગીઓ સાથે અમારે પાનો પડ્યો હતો.

હિટલર હમેશા હવાઇ કિલ્લા રચતો રહેતો. જ્યારે હું તેની એ હવાઇ કિલ્લા જેવી વાતોનો વિરોધ કરતો ત્યારે તે કહેતો.

"જ્યાં લગી કોઈ યોજના દ્રષ્ટિ સંમક્ષ ન હોય ત્યાં લગી આપણે હરગિઝ પ્રગતિ તરફ કૂચ કરી શકવાના નથી."

એક નવિન પાર્ટી સ્થાપવાના મનસૂબા તે હમેશા ઘડ્યા કરતો.

ઇસ્ટરની રજાઓમાં અમને પુરતો માલ મળ્યો, અમે ધૂમ કમાણી કરી. એ પૈસામાંથી મ્હેં મદિરા પાનની ખૂબ મૌજ માણી અને હિટલર રખડપટ્ટીએ નીકળી પડ્યો. પાછા, ફરી તેણે મ્હને કહ્યું.

"આજે હું "ધી ટનલ" નામની ફિલ્મ જોઈ આવ્યો છું. જેમાં એક સામાન્ય કોટિનો માનવી એક પાર્ટી કાયમ કરી મોટો નેતા કેવી રીતે બને છે તે દેખાડવામાં આવ્યું છે." અને તે ખામોશ થઈ ગયો. થોડીક પળો મુંગા રહ્યાં પછી તેણે પુનઃ જુસ્સા પુર્વક કહ્યું:—

**"બસ એજ પ્રમાણે હુંય નેતા બનીશ !"**

એ સાંભળી હું ખડખડાટ હસી પડ્યો. હિટલર કામ કરવાને બદલે રાજકારણમાં રચ્યો પચ્યો રહેતો, એથી મ્હને ખૂબ ક્રોધ ઉપજતો. કદી કદી આસપાસના ઓરડાઓના એકારો પણ તેના સાથે વાર્તાલાપમાં શામિલ થતા અને ઓરડો એવો લાગતો જાણે ક્યાંક ઇલેકશન થઇ રહ્યું હોય.

કદી કદી કોઇ મસ્કરો હિટલરનો કોટ ખીંટી પર લટકાવી તે કોટ સાથે રાજકીયચર્ચા કરવા માંડતો. હિટલર એથી ખૂબ ક્રોધે ભરાતો અને કદી કદી તેનો ગુસ્સો મર્યાદા પણ ઓળંગી જતો. રાજ કારણે હિટલરને પોતાના ધંધાથી સદંતર ગાફિલ બનાવી દીધો હતો. તે રંગારો, રહેવાને બદલે રાજદ્વારી નેતા બનવાના સ્વપ્ના જોવા લાગ્યો. હું તેની આ વલણથી ખૂબ નાખુશ હતો, પરંતુ તેના વિચારોને હું બદલી પણ શી રીતે શકતો હતો.

એજ રાજકીય વિચારો હતા જેણે હિટલરને જર્મનીનો ડિક્ટેટર બનાવી દીધો છે.

# 'કારવાં'ના હાંકેડુને ખુલ્લો પત્ર

લખનાર : મી. રતનજી રૂસ્તમજી મારશલ સાહેબ બી. એ.

સાહેબ,

'કારવાં'નો પ્રથમ અંક અને તેમાં લખતાં રહેવાને વિનંતી કરતો તા૦ ૧૧-૯-૩૯ નો આપનો પત્ર મળ્યો છે. કેટલાએક વર્ષની આપણને ઘાડી પિછાન હોય એમ આપ આપના કાગળમા મને 'ભાઈ' કહી સંબોધો છો. મને આપને શિખામણ આપવાની જરૂર થઈ પડે છે કે ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં ઊંચ કોટીના જે ગણ્યા ગાંઠયા કલમકશો નજરે પડે છે (જેમાં મારી ગણના પણ આપે વાજબી રીતે કરી છે એ આપના કાગળ ઉપરથી સાબિત થાય છે.) તેઓને જો આપ આપના 'કારવાં'ની પ્રથમ મંઝિલેજ 'ભાઈ' કહીને સંબોધશો તો 'કારવાં'ની મંઝિલ માટે આપે સેવેલા સ્વપ્ના ફુઝુલ જવાના છે એ નક્કી માની લેજો ભાઈને સ્થાને સાક્ષર શ્રી કે એ મતલબનો કોઈ શબ્દ આપે વાપરવો જોઇએ. આપ કદાચિત પુછશો કે સાહિત્યના પ્રદેશમા એવા ભેદભાવ શા માટે? આપ આવો પ્રશ્ન કરવાની નાદાની કરો તો પછી મારે ખુલ્લા શબ્દોમા જણાવવુજ પડે કે એક ફત્તેહમંદ તંત્રી બનવા માટેના ભેદથી આપ બેખબર છો.

આપ કદાચિત એમ પણ કહેશો કે સાક્ષર શબ્દ તો ખિતાબ જેવો લાગે છે અને નવિન યુગમાં પ્રવેશેલા આપણા ઇલ્લાકાએ ખિતાબો સામે પોતાનો બોઇકૉટ આ અગાઉ જાહેર કર્યો છે એ બિનાથી હું બેખબર જણાઉં છું: તો પછી મારે આપને સ્પષ્ટ કરવાનું કે એ બોઇકૉટ દુન્યાને દેખાડવા માટેનો છે, બાકી ખિતાબોની સંખ્યા તો ઘટવાને બદલે સારી દિન પ્રતિદિન વધતી જાય છે. "દેશ ગૌરવ"નો નવો ખિતાબ થોડા સમય ઉપર શોધી કાઢવામાં આવ્યો છે તે તો આપની જાણમાં છે ને? અને એ ખિતાબ કયા ગુણની પ્રશંસા તરીકે એનાયત થયો છે તેપણ આપને માલુમ છે ને?

અને ખિતાબો આપવાનો કોઇ એક હથ્થુ સત્તાનો ઇજારો નથી. સ્વતંત્ર વાતાવરણમાં તો દરેક આસામીને પોતાની મરજી મુજબનો ખિતાબ પોતાના નામ સાથે લગાડી દેવાને કે કોઇને બક્ષિશ કરવાને છૂટ હોવી જોઇએ. દેશ અને પ્રજાની સાચી સ્વતંત્રતાનું એ એક જરૂરી ચિહ્ન છે અને તે મુજબે કેટલા સમયથી આપણે અમલ કરતા આવ્યાજ છીએ. જાદુના ખેલ કરતો મદારી પણ પોતાના નામ અગાડી પ્રોફેસર શબ્દ લગાડે છે, એને મન 'પ્રોફેસર' ખિતાબ સમાનજ છે. એને એમ કરતો અટકાવનાર પાકયો છે કોઇ માનો પૂત આ દેશમાં? અને સામાને ખિતાબ આપવામાં પણ આપણે કયાં પાછા પડીએ એમ છીએ! કોઇને 'ગધેડો' કોઇને 'મુર્ખો,' કોઇને' મરકાદાસ' કોઇને 'દેશદ્રોહી' અને એવાતો જાત જાતના ખિતાબો આપણે વાત વાતમાં છૂટે હાથે આપ્યા જઇએ છીએ. એટલે આજનો જમાનો ખિતાબની પ્રથાની વિરુધ્ધ છે એમ હું તો માનતો નથી અને તેથી મારી આપને સલાહ છે કે હવેથી કોઇપણ લેખકને આપના માસિક માટે કલમ પ્રસાદિ પીરસવા આમંત્રણ આપતા ભાઇ ન લખતાં તેમને સાક્ષર શ્રી, સાક્ષર સમ્રાટ, સાહિત્ય રત્ન, સાહિત્ય શ્રૃંગાર, સાહિત્યમણિ, સાહિત્ય વિશારદ, વગેરેથી સંબોધશો તો તેમાં આયંદે તમનેજ ફાયદો છે.

અને એક બીજી વાત પણ સંભળાવી દઉં. તમારી 'પહેલી મંઝિલ'માં, તમો મોટી મોટી વાતો કરો છો, તમો શું કરવાના છો અને શું નથી કરવાના તેનુ દાસ્તાન સુણાવો છો,

તમારી નીતિ 'તોડવાની નહિ પણ જોડવાની છે,' 'ભાંગવાની નહિ પણ સાંધવાની છે,' 'બાળવાની નહિ પણ રાંધવાની છે,' એવી એવી વાતો કરી એવા લેખકોના નામ આપો છો કે જેઓ તરફથી "કારવાં"ને તેની મંઝિલ દરમ્યાન ખોરાક મળવાની આશા રહે છે? મને પૂછવાની રજા છે તંત્રી શ્રી, કે જેઓએ તમારી પ્રથમ મંઝિલમાં મદદ નથી આપી એવાઓના નામો તેઓ આપની મંઝિલમાં સામેલ થાય એ પહેલાંજ છાપી દેવામાં આપે તેમને વધુ પડતું વજન નથી આપ્યુ? તમો કદાચિત કહેશો કે ઘણા લોકોને પોતાનું નામ પ્રસિદ્ધ થાય તે માટે હોંશ હોય છે અને તેઓ અધિપતિની દાઢીમાં હાથ નાંખી કોઈક રીતે પણ પોતાનું નામ છપાવે ત્યારેજ જંપે છે. મારૂં માનવું છે કે આમ તેમની દાઢીમાં હાથ ન નંખાય (અને નાંખનારના હાથ કોઈ રોગના ભોગ ન બને) તેટલા માટેજ લગભગ સઘળા અધિપતિ રાજાઓએ દાઢીને તિલાંજલી આપી દીધી છે અને વાત દાઢી પરથી મૂછ પર ન આવે તે માટે મર્દાનગીની સાક્ષાત પ્રતિમા સમી મૂછોને પણ તેઓએ રામ રામ કર્યા છે. તમારા ગયા અંકમા છપાયલી તમારી છબી ઉપરથી તમે પણ દાઢી અને મૂછનું મેદાન સફાચટ કરી નાંખેલું જણાય છે. પણ મૂળ વાત પર આવતાં જણાવવાનું કે ઘણાને-લગભગ સઘળાને-પોતાના નામ (નાદાર, ચોર, કે સટોડિયાની લિસ્ટ બાદ કરતા) છપાય તે માટે હોંશ હોય છે એ વળી હું સ્વીકારૂં છું. એમ કરી, તેઓને રાજી રાખી, ભાવિમાં તેમનો સહકાર મેળવતા રહેવા કાજે આપે જાણીતાં નામોને પ્રસ્તાવનામાં સ્થાન આપવાની હિંમત લગાવી હોય તો સમજ્યા. એ વિચારે મારૂં નામ પણ તેમા શામેલ કર્યું હોત તો પછી ફરિયાદ કરવાનુ મને ઓછું કારણ રહેત નહિ. ખેર!

પરંતુ એ વાતો બાજુ કરતાં, મારે આપને ખાસ પૂછવાનું કે દમાગુંજ નવું માસિક કાઢવાની આપને કેમ ઉલટ થઈ આવી? શું આપ એમ ધારો છો કે એક-એક નવું માસિક ચાલુ કરવા માટે આ યોગ્ય સમય છે? કાગળના ભાવ ઉંચા ગયા છે એ વાત સમજ્યા; યુરોપમાં દારૂણ યુદ્ધ ચાલી રહ્યું હોવાનું સંભળાય છે, અને પ્રજા સઘળું લક્ષ તે પ્રત્યે આપી રહી છે તે પણ સમજ્યા; સઘળે બેકારી અને બેકરારી નજરે આવે છે (અને છતાં જ્યાં ત્યાં બેકરીઓ ઉભરાઈ જાય છે) તે પણ સમજ્યા. એ સઘળી સાધારણ વાતો છે અને એ કારણોને લઇ એક નવું માસિક પ્રગટાવવાનો આ સાચો સમય નથી એમ હું કહેવા માગતો નથી, પરંતુ મારૂં કહેવાનું જુદુંજ છે.

"શું કારવાંની મંઝિલ શરૂ કરી, ગુર્જર સાહિત્યના ક્ષેત્રમાં અવનવો પ્રકાશ દેઇ આપ સાહિત્યકાર કે સાહિત્ય સેવક તરીકે આપનું નામ અમર કરી જવાની આશા રાખો છો? હું તેમ માનતો નથી, કારણ તેમ હોત તો મંઝિલને પહેલે કદમેજ સ્વર્ગની સદાની શાંતિમાં સૂતેલાં "ગુજરાત" "કૌમુદિ," "સાહિત્ય," "વસંત" વગેરેની "અશોપાદ" હેઠે ધરવાની આપને જરૂર ન જણાત. અને ગુર્જર સાહિત્યના ક્ષેત્રમાં, જે વાતાવરણમાં આપણે વસીએ છીએ તે જોતાં, અમરતા પ્રાપ્ત કરવાની કોઇની તાકાત નથી એતો આપ જાણોજ છોને? એકજ દ્રષ્ટાંત આપું? 'ગુણવંતી ગુજરાતના' ગીતો ગાઇ ગાઇને નર્મદ મુફલીસીમાં માર્યો ગયો, અને કોઇક આજે એને '**અમર વીર નર્મદ**' કહીને સંબોધે છે કે લાગલાજ કેટલાક ચાબુક લઇને કેવા ઉભા થઇ જાય છે અને નર્મદ તો ખર્ચાળુ હતો, ધર્મડુબાડુ હતો, રંગિલો રાજા હતો, વગેરે વાતોના કેવા ફડાકા મારે છે? તેણે શું કર્યું,? શું લખ્યુ? તે પ્રત્યે ધ્યાન આપવાને બદલે તે કેવો હતો તે દેખાડી આપવાને કેવી ધમપછાડા થાય છે? જ્યારે વસ્તુ સ્થિતિ આવી છે. ત્યારે આપે સાહિત્યના ક્ષેત્રમાં અમરતા

પ્રાપ્ત કરવાની આશાએ ઝંપલાવ્યું હોય એમ હું માનતો નથી, છતાં આપે એવી કાંઇ આશા રાખી હોય તો તેવી આશાઓને આપના હજી બિનઅનુભવી સાહિત્ય ભેજામાંથી સત્વર દૂર કરવામાજ શોભા છે, ફાયદો છે, એ નક્કી માની લેજો.

એક મુસ્લિમ તરીકે શિષ્ટ માસિક ગુજરાતને ચરણે ધરવા માટે આપની કોમ આપને માનથી વધાવી લેશે, બદલાથી નવાજી દેશે, એવા કાંઇ ખ્યાલે આપે કાફલો હંકારવા માંડ્યો હોય તો તે બાબતમાં મારે કશુ કહેવાનુ નથી, કારણ મુસ્લિમો સાચી સાહિત્ય સેવાની કેટલી અને કેવી કદર કરી શકે છે એ જાણવાનું સુભાગ્ય મને પ્રાપ્ત થયુ નથી: પરંતુ મારા સુશિક્ષિત ગણાતા પારસી બીરાદરો, જેઓમાં કેટલાક તો શેકસપિયર અને મિલ્ટનના 'ખાં' ગણાય છે, તેઓ જ્યારે ત્યારે પોતાની સંસ્કારિતાનો પરચો કરાવતા જણાવે છે કે હમારી પોતાનીજ ભાષામા કાવ્યો લખતા ગુર્જર કવિ સમ્રાટ અરદેશર ખબરદારને હમો બરોબર સમજી શકતા નથી એ કવિ એટલુ શુદ્ધ લખે છે કે હમો શુદ્ધતા યાને અશોઇના અનુયાયીઓ હોવા છતાં તેમના શુદ્ધ કાવ્યો વાંચી સમજી અમારી અશુદ્ધ ભાષાને દૂર કરવા મનજ કરી શકતા નથી. કાનના પડદા ફાટી જાય એવા અવાજેએ કવિવર ખબરદારની અમૂલ્ય સાહિત્ય સેવા સંબંધે એ શુદ્ધ ભાષાથી ભડકનારાઓ આગળ જ્યારે ચાલુ પોકાર કર્યા, ત્યારે ગમેજ મામે તેઓએ કવિવરની કદર કરવાને કમર કસી છે; પરંતુ આપની સાહિત્ય સેવાની કેટલી 'કદર' થશે તે કહેવાનો મને કશો અધિકાર નથી કારણ મુસ્લિમોના ગાઢ સમાગમમાં હું આવ્યો નથી.

એક ઉચ્ચ કોટીનું માસિક બહાર પાડી, તેમાં સઘળી કોમના લેખકોને અને તેમના સ્વતંત્ર વિચારોને અપક્ષપાતપણે સ્થાન આપી, આપ જુદી જુદી કોમોમાં ઐક્યની ભાવના ખિલવવાની ઇચ્છા રાખતા હોવ તો મારે સાફ સાફ શબ્દોમાં જણાવવાનું કે આપની ઇચ્છા અનિચ્છનિય છે. દેશ ભક્તિનો ઇજારો રાખનારાઓમાંથી કેટલાક જ્યારે ત્યારે સંભળાવે છે કે પરદેશીઓએ આપણા હાથમાંથી હથિયાર લઇ લેઇ આપણને બાયલા અને કાયર બનાવ્યા છે. જો આ વાત સાચી હોય તો પછી આપણી કાયરતાને દેશવટો આપવાનું એકજ સાધન જ્યારે ત્યારે ધર્મને નામે કોમી હુલ્લડો મચાવી આપણા નાશ પામતા શૌર્યતનને સજીવન રાખવાનુ છે, ધર્મ પ્રત્યેની આપણી ઉદાસિનતાનો ઢાંકપિછોડો કરવાનું છે. આ વિચારો આપના પ્રથમ અંકમાના એક લેખ ઉપરથીજ મારા મનમાં પ્રવેશ્યા છે અને તેણે મારા મનને મગજ ઉપર એટલી ઉંડી અસર ઉપજાવી છે કે જો મારામારી અને કોમી ભેદભાવનાના 'રામ બોલો ભાઇ રામ' માટે આપે આ નવીન માસિક પ્રગટાવ્યુ હોય તો તેમ થતુ અટકાવી, ઇતિહાસના પાના શોભાવતા અને આજના આપણા કૃત્યો સાથે સરખાવતાં નર્મદાના પુલ જેટલું અંતર દેખાડનાં, શૌર્યતનની સાચવણી અર્થે એ વિચાર પડતો મૂકવા હું આપને આગ્રહ કરૂં છું. મારા એ આગ્રહનો સ્વીકાર કરી, આપણી અક્કલનાનો અંધકાર સત્વર દૂર કરો એવી આશા સાથે. લી૦ આપનો

રતન.




[ "ગઇ તા૦ ૨૬ જુન ૧૯૩૯ના ઓલ ઈન્ડીયા બ્રોડકાસ્ટના મુંબઈ સ્ટેશન પરથી એજ્યુકેશનલ પ્રોગ્રામમાં ભાઈ શ્રી "આસિમ" રાંદેરીએ "મિર્આતે અહમદી" ઉપર જે નિબંધ વાંચ્યો હતો તે અત્રે ઓલ ઇન્ડીઆ રેડીઓની સહાનુભૂતિથી આભાર સહિત છાપવામાં આવે છે. તંત્રી ]

અરબ પ્રજાના ઇતિહાસમાં જેને અજ્ઞાનતાનો યુગ કહેવામાં આવે છે, એ સમયથી અરબોમાં "ઈતિહાસ"નો પ્રેમ હતો. તેઓ એ યુગમાં અભણ હતા. તેમની પાસે લખવાની સામગ્રી ન હતી, છતાં તેઓ પોતાના વડવાઓના મહાન અને સ્મરણપાત્ર બનાવોને પોતાની યાદ શક્તિમાં જાળવી રાખતા અને આ રીતે એમની સ્મરણ શક્તિમાં જળવાઈ રહેલો ઈતિહાસ, પેઢી દર પેઢીએ ઉતરતો જતો. અરબોમાં ઈતિહાસનો સ્વભાવિકજ પ્રેમ હતો, એ આ ઉપરથી સ્પષ્ટ જાણી શકાય છે.

અરબોમાં ઈસ્લામી ધર્મ પ્રસર્યા પછી એમનો પ્રગતીકાળ શરૂ થયો. તેઓમાં સંસ્કાર અને શિક્ષણ ખીલ્યાં. વિદ્યા, કળા ઇત્યાદિનો પ્રેમ જાગૃત થયો. વિદ્વાન લોકો ઉત્પન્ન થવા લાગ્યા અને જુદી જુદી વિદ્યા, કળાઓના અભ્યાસ અને લેખન તેમણે આરંભ્યા. પોતાના લોકોની સ્મરણ શક્તિમાં જે ઈતિહાસ જળવાઈ રહ્યો હતો, તેને તેઓએ પુસ્તક આકારે એકઠો કર્યો. અરબોના ગૌરવભર્યા ઉમવી, અબ્બાસી અને સ્પેનિશ કાળમાં સંખ્યાબંધ અરબ ઈતિહાસકારોના હાથે તેમના અને તેમના પૂર્વેના સમયના ઈતિહાસો લખાયા.

અરબોએ ઈતિહાસને સામાન્ય ઇતિહાસ રહેવા દીધો નહીં પરંતુ કાળે કરી તેને કળાના શિખરે પહોંચાડ્યો. ઈબ્ને ખલ્દુન અરબોનો મહાન ઇતિહાસકાર હતો. તેણે વિસતૃત ઇતિહાસ લખ્યો અને ઈતિહાસના લેખન માટે વિજ્ઞાનની પદ્ધતિ અનુસરતા સિદ્ધાંતો કાયમ કર્યા યુરોપના વિદ્વાનો તેને અર્વાચીન જગતનો મહાન ઈતિહાસકાર માને છે.

અરબો પછી ઈરાનીઓનો સમય આવ્યો. ઈરાનમાં ઈસ્લામ દાખલ થવા સાથે તેના સામાન્ય સંસ્કારો પણ દાખલ થયા ઇતિહાસનો સંસ્કાર પણ આગુલ અને બુલબુલની ભૂમિમાં ખીલ્યો. 'રવઝતુસ્સફા' અને 'હબીબુસ્સિયર'ના કર્તા 'ખોન્દેમીર' અથવા 'ખાવિન્દશાહ' ઈરાનના નામાંકિત ઇતિહાસકારો છે. ઇરાની ઇતિહાસકારોની મહેનતને પરિણામે ઈરાનના જુદા જુદા સમય અને રાજવંશોનો ઈતિહાસ આજે આપણે મેળવી શકીએ છીએ.

હિન્દુસ્તાનમાં ઈસ્લામ દાખલ થયો, તે પહેલાંથીજ અરબો ભારતના પરિચયમાં આવ્યા હતા. અરબો હિન્દ સાથે વેપાર રોજગાર ચલાવતા હતા અને તેમણે હિન્દમાં વસવાટ પણ કર્યો હતો. અરબ મુસાફરો પણ હિન્દમાં આવ્યા હતા. પોતાના હિન્દના પરિચયને તેઓ વિસરી ગયા નહીં અને ઈતિહાસમાં તેને સંઘરીને ભવિષ્યના ઈતિહાસ પ્રેમીઓ માટે સામગ્રી છોડી ગયા. અરબી ઈતિહાસકારોએ પોતાના ઈતિહાસોમાં હિન્દને લગતી ઈતિહાસિક બિનાઓ સંઘરી હતી, પણ 'અલ બીરૂની'એ 'તારીખુલ હિન્દ' નામે હિન્દુસ્તાનનો પ્રથમ ઈતિહાસ

## "મિર્આતે અહમદી"

"મિર્આતે સિકન્દરી" પછી "મિર્આતે અહમદી" આવે છે. "મિર્આતે અહમદી"માં હિજરી સન ૧૦૦૦ થી હિજરી સન ૧૧૭૬ સુધીનો ઇતિહાસ આપવામાં આવ્યો છે. "મિર્આતે અહમદી"ના કર્તાએ પૂર્વ કાળના ઇતિહાસનું વર્ણન ઘણે અંશે 'મિર્આતે સિકન્દરી' ઉપરથી કરી આરંભનો ઐતિહાસિક સિલસિલો સાચવી રાખ્યો છે. "મિર્આત" એક ઇત્તર વર્ષનો ઇતિહાસ આપણા હાથમાં મૂકે છે મિર્આતના કર્તાનું ઇતિહાસ ધોરણ ઉંચા પ્રકારનું છે. અને તેઓ પોતાના ધોરણ ઉપર કમાન ઐતિહાસિક નોંધ લે છે. "મિર્આત"ના ઉત્તર ભાગમાં જે ઇતિહાસ લખવામાં આવ્યો છે, એ ઘણે અંશે ઇતિહાસકારના સમયનો ઇતિહાસ છે. અને તેમા પણ એવા બનાવોનો તેમણે ઉલ્લેખ કર્યો છે, જેમાં ઇતિહાસકારના પિતા, ઇતિહાસકાર પોતે તથા તેમના સંબંધીઓએ ભાગ લીધો છે. આ ઇતિહાસમાં નોંધેલી બાબતોમાં કેટલીક તેમની નજરો નજર જોએલી છે. તેમના પિતા અને તેઓ "વાકિઆ નવિશ" બનાવ નોંધનારા કિંવા (સરકારી લહીયા) હોવાથી તથા બીજી અનુકૂળતાઓ પણ તેમને પ્રાપ્ત હોવાથી પોતાના ઇતિહાસ માટે પ્રમાણભૂત અને સારી માહિતી એકઠી કરવાનુ તેમને બની આવ્યું હતું. સરકારી ફરમાનો અને રાજ્યકર્તાઓના બનાવો સાથે સંબંધ રાખતા હુકમોના પણ તેમણે ઉતારાઓ આપ્યા છે. આ રીતે તેમણે વર્ણવેલા બનાવોની સનદશીરતામાં વધારો થાય છે. આ બધું છતાં તેઓ પોતે અપક્ષપાત, સુશીલ અને ઉદાર મતવાદી હતા, અને પોતાના ઇતિહાસ લેખનમાં આ ધોરણને સાચવી રાખવાનો તેમણે મક્કમ નિર્ણય કર્યો હતો. તેમનો ઇતિહાસ વાંચવાથી આ વસ્તુની આપણને ખાત્રી થાય છે. 'મિર્આતે અહમદી'ના ઇતિહાસ ધોરણ વિષે મત ઉચ્ચારનારાઓએ, એકજ મતે તેમના આ ગુણની પ્રસંશા કરી છે 'મિર્આતે અહમદી'ની 'પુરવણી' તેનું એક મહત્વનું અંગ છે. એને કર્તાએ પોતાના ઇતિહાસના 'ખાતિમહ' તરીકે ઓળખાવ્યો છે. "મિર્આત"નુ 'ખાતિમહ' તેના વિદ્વાન લેખકની કીર્તિ અજવાળનારૂં છે. એ માટે કશું પણ શંકા જેવું નથી.

'મિર્આત' ના 'ખાતિમહ' માં શહેર વર્ણન, શહેરના પરાં, કિલ્લાઓ, નદીઓ, તળાવો, બગીચાઓ, ઔલિયાઓ, ગુજરાતની જુદી જુદી જાતીઓ, ધર્મો, ધર્મસ્થાનો, તિથીઓ, એ સમયના પ્રચલિત માપ-તોલ, અધિકારીઓના મનસબ (હોદ્દા) તથા તેમનાં કાર્યો, રાજ્યવ્યવસ્થા વિભાગ, પર્વતો, શોધખોળો, ઇત્યાદિ ટુંકમાં, છતાં ઝીણવટ સાથે અને સુંદર રીતે આપ્યું છે. આ ભાગ વાંચવાથી તે સમયના ગુજરાતનું જીવન આપણી દૃષ્ટિ સમક્ષ ખડું થાય છે. "મિર્આતે અહમદી" ઇતિહાસ છે, છતાં એક નવલકથા આપણે વાંચતા હોઇએ તેમ લાગે છે. "મિર્આત" નો આખો ઇતિહાસ અને 'ખાતિમહ' ના આકર્ષણનું એક ખાસ ખેંચાણકારક તત્વ તેની ગદ્ય શૈલી અને કાવ્ય શણગાર છે. "મિર્આત"ના કર્તા સામાન્ય ઇતિહાસકારજ ન હતા, સાહિત્ય ગુણો પણ ધરાવતા હતા. પોતાના સમયમાં પ્રચલિત "ઇન્શા" જેને ગદ્ય લેખન કહે છે, ને વિદ્વાનોએ જેને શિક્ષણની એક શાખા માની છે તે એ વિદ્વાન લેખકે પ્રાપ્ત કરી હતી. 'ઇન્શા' એ એક પ્રકારનું ગદ્ય લેખન છે કે જે સામાન્ય રીતે વિદ્વાનો લખે છે, અને તે વડે તેઓ સામાન્ય ભાષાને, અર્થ ગૌરવ અને શબ્દ ગૌરવથી વિભુષિત બનાવે છે. "મિર્આત"ના કર્તા મિરઝા મોહમ્મદ હસન "ઇલ્મે ઇન્શા કિંવા ફન્ને ઇન્શા" ગદ્ય લેખનના

પંડિત હતા. એટલે એમના ઇતિહાસનું ગદ્ય એ રીતનુંજ લખાયું છે. બીજા ફારસી ઇતિહાસકારોથી એમનું ગદ્ય જુદા પ્રકારનું છે, તેનું કારણ પણ એજ છે. 'મિરાંત'ના કર્તાએ પોતાના ઇતિહાસને 'ઇન્શા'થી શણગારવાનો પણ વિચાર રાખ્યો હતો, એ આ ઉપરથી જણાઈ આવે છે.

"મિરાંત"નો બીજો ગુણ તેનો કાવ્ય શણગાર છે. ઇતિહાસમાં સામાન્ય રીતે કાવ્ય પંક્તિઓ આપવામાં આવતી નથી. પ્રાસંગિક રીતે જરૂરત હોય તો, તે આવે છે. છતાં ફારસી ઇતિહાસકારો કાવ્ય પંક્તિઓ અલ્પ પ્રમાણમાં પણ આપતા વગર રહી શકતા નથી. 'મિરાંત'માં કાવ્ય પંક્તિઓ પ્રાસંગિક રીતેજ નહીં, પરંતુ આ ઇતિહાસને આકર્ષક બનાવવા માટે અને કવિતા વાંચનારની રસ તૃપ્તિ કરવા અર્થે આપવામાં આવી છે. "મિરાંત"ના કર્તા પણ એક ઉચ્ચ કોટિના કવિ હતા. એટલે પોતાના પુસ્તકમાં બીજા નામાંકિત કવિઓ સાથે પોતાના (સ્વરચિત) કાવ્યો પણ આપ્યાં છે. આ પદ્ધતિ જુની છે, છતાં તે ઓછી રસમય તો નથીજ! ઇતિહાસ સાથે આપેલું ગુજરાતનું સૌન્દર્ય–વર્ણન, સ્થળ વર્ણન આપણને ગમે એવાં છે. સુલતાન અહમદશાહના સમયનો ફુરી શિરાઝીએ આલેખેલો પદ્યમય ઇતિહાસ આપણું મન ખેંચે છે. મતલબ કે "મિરાંતે અહમદી" પોતાના અનેક ગુણોને લઈને એક સુંદર ઇતિહાસ પુરવાર થયો છે.

## મિરાંતે "અહમદી"ના કર્તા તથા તેમનો ઇતિહાસ

'મિરાંતે અહમદી'ના કર્તાનું મૂળ નામ મિરઝા મોહમ્મદ હસન અને તેમના પિતાનું નામ અલીમોહમ્મદ હતું. તેમનું વંશ મૂળ ઇરાની હતું. મોગલ સામ્રાજ્યમાં ઇરાનથી કાબિલ લોક હિન્દુસ્તાનમાં આવતા હતા, અને મોગલ દરબાર તરફથી તેમને આશ્રય મળ્યો હતો. મોગલ સમ્રાટ ઔરંગઝેબના સમયમાં મિરઝા મોહમ્મદ હસનના પિતા, બુરહાનપુરમાં આવી વસ્યા હતા. તેઓ 'વાકિઆ નિગાર' બનાવો નોંધનારા લહિયા તરીકે સરકારી નોકરીમાં જોડાયા હતા. મિરઝા મોહમ્મદ હસનનો જન્મ બુરહાનપુરમાં હિજરી સને ૧૧૨૨ (ઈ. સ. ૧૭૦૦)માં થયો હતો. અને હિ. સ. ૧૧૭૬માં ચોસઠ વર્ષની ઉમરે સ્વર્ગવાસ થયાનું અનુમાન કરવામાં આવે છે. હિજરી સન ૧૧૨૦માં શાહઝાદા જહાંદારશાહને જાગીરમાં ગુજરાત પ્રાંત આપ્યો. આ સમયે બુરહાનપુરથી અમદાવાદ આવ્યા. મિરઝા મોહમ્મદ હસનના પિતા ઈ. સન ૧૭૦૮માં અમદાવાદમાં આવ્યા હતા. મિરઝા મોહમ્મદ હસનની વય તે વખતે આઠ વર્ષની હતી. મિરઝા મોહમ્મદ હસને અમદાવાદમાંજ ફારસી, અરબી, તથા બીજી વિદ્યાઓનું શિક્ષણ લીધું હતું. મિરઝા મોહમ્મદ હસન વિદ્યાના શોખીન હોઈ, શાયરી, ફન્નુલ ઇન્શા–પત્રલેખન, ગણિત, ભૂગોળ, ગૃહવિદ્યા અને ઇતિહાસનો અભ્યાસ પોતાના અંગત શોખથી વધાર્યો હતો. તેઓએ ફસ્લી તથા હિજરી સંવતો સંબંધે જે મતભેદ તે વખતથી ચાલ્યો આવે છે, તેના વિષે પણ એક પુસ્તક લખ્યું હતું. ઉપરાંત મોગલ શહેનશાહત તથા શહેનશાહના જુદા જુદા પ્રાંતોમાં પ્રચલિત નાણાં પ્રકરણી (Financial) અને વસુલાતી (Revenue) ખાતાના ધારાધોરણનો સંગ્રહ પણ એમણે કર્યો હતો. એમના અભ્યાસ તથા ચરિત્રના ખ્યાલ એમના ઇતિહાસ ઉપરથી મળી આવે છે. યુવાન થયા પછી પોતે પણ સરકારી નોકરીમાં જોડાયા, અને આગળ જતાં પોતાના પિતાની જેમ તેઓ પણ 'વાકિઆ નિગાર' તરીકે નિમાયા. તેમના પિતાને સરકાર તરફથી "અલી મોહમ્મદખાન"નો ખિતાબ મળ્યો હતો. તેમ એમને પણ મનસુર ખિતાબ મળ્યો. મોહમ્મદ-

શાહના સમયમાં તેમને ગુજરાતની 'દીવાની' મળી હતી મોગલ રાજ્ય પોતાની પડતીના છેલ્લા પગથિયાં ઉતરી રહ્યું હતું, એટલે એમની આ 'દીવાની' છેલ્લીજ હતી. આ દીવાનીના સમયમાં તેમને કોઈ ખાસ કામ કરવાનું પણ ન હતું, કારણ કે સઘળી રાજ્ય વ્યવસ્થા બગડી ગઈ હતી. ઈ. સ. ૧૭૫૦માં આલમગીર બીજાના સમયમા એમણે 'મિર્આતે અહમદી' લખવાનું શરૂ કર્યું. અને ઈ. સ. ૧૭૬૦માં તેમણે તે પૂર્ણ કરી. ઈ. સ. ૧૭૬૦ પછી પણ થોડાંક વર્ષ એમણે પોતાના ઇતિહાસની પૂર્ણતા અર્થે ગાળ્યાં હતાં. એટલે આ ઇતિહાસ લખવામાં તેમને આસરે ૧૩ વર્ષ લાગ્યાં હતાં.

મિરઝાએ પોતાના ઇતિહાસમાં લખેલા કેટલાક મહત્વના બનાવો તેમણે નજરે નિહાળ્યા હતા, કેટલાકમાં તેમણે પોતે ભાગ લીધો હતો, અને કેટલાક સત્તાવાર આધાર ઉપરથી લખ્યા હતા. ઈ. સ. ૧૭૫૫ એટલે 'મિર્આત' જ્યારે અર્ધ લખાઈ હતી, ત્યારે ગુજરાતમાં મરાઠાઓ ચઢી આવ્યા હતા. અને અમદાવાદ કબજે કર્યું હતું. એમનો ઇતિહાસ પૂર્ણ થયો એ દરમ્યાન (ઈ.સ. ૧૭૬૧)માં પાણીપતનું મરાઠા યુદ્ધ થયું હતું. જેની નોંધ એમણે પ્રસ્તાવનામાં લીધી છે. એ ઉપરાંત પોતાના ઇતિહાસમાં પણ એ વિષે ઉલ્લેખ કર્યો છે, અને ગુજરાતના લોકોની એ સમયે થએલી અવદશા પ્રત્યે પોતાના શોક અને સહાનુભૂતિ દર્શાવ્યાં છે.

મિરઝા મોહમ્મદ હસન સરકારી નોકરીમાં હતા, તે વખતે મીઠાલાલ કાયસ્થ નામના એક હિન્દુ સજ્જન એમના મદદનીશ તરીકે એમના હાથ નીચે કામ કરતા હતા. આ મીઠાલાલ કાયસ્થે ફારસી ભાષાનો સારો અભ્યાસ કર્યો હતો. મિરઝાને "મિર્આત"ના લેખન વખતે મજકૂર મીઠાલાલ તરફથી સહાયતા મળી હતી. 'મિર્આતે અહમદી''ના ખાતિમહ–પુરવણીમાં હિન્દુ જાતના સ્થળો, તથા બીજી હિન્દુઓ સાથે સબંધ ધરાવતી જે વિગતો આવે છે, એ વિષે મિરઝાને મીઠાલાલ કાયસ્થનો સહકાર ઘણો ઉપયોગી થઈ પડયો હશે, એ આપણે સ્હેજે કલ્પી શકીએ છીએ. મીઠાલાલ કાયસ્થના અવસાન પછી પણ એમણે પોતાના ઇતિહાસમાં પોતાના સહાયકને યાદ કરી, તેની નોંધ લઈ, પોતાની સચ્ચાઈ, ઈન્સાફ પસંદી સુશિલતા અને નિખાલસપણાની સાબિતી આપી છે.

"મીર્આતે અહમદી"નો ઇતિહાસ બે ભાગમાં વ્હેંચાએલો છે. તેના પહેલા ભાગમાં ગુજરાતની રાજદ્વારી તથા સમાજિક તવારીખ છે. જ્યારે બીજામાં 'ખાતમહ' એટલે પુરવણી છે. જેના સબંધમાં આગળ ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

મિરઝા મોહમ્મદ હસને 'મિર્આત' પૂર્ણ કર્યા પછી લહિયા પાસે તેની પ્રત તૈયાર કરાવી હતી. ફારસી પુસ્તક લખનારાઓનો તે સમયે એ સામાન્ય રિવાજ હતો. આ પ્રત મોહમ્મદ મુકર્રમ નામના લહિયાએ તૈયાર કરી હતી. આ પ્રતના મુખ પૃષ્ઠ ઉપર મિરઝા મોહમ્મદ હસને પોતાની સહી સિક્કો મૂકી તેને ખરી હોવાનું જાહેર કર્યું હતું, જે પ્રત આજે ખંભાત સ્ટેટ લાયબ્રેરીમાં જળવાઈ રહી છે.

'મિર્આત' લખાયા પછી ઘણાં વર્ષ સુધી એમને એમજ એ પડી રહી હતી. તેના છપાવવાનો પ્રસંગ બહુ પાછળથી આવ્યો હતો. ડૉ. બર્ડ (Bird) ઈ. સ. ૧૮૩૪માં સૌથી પહેલાં "મિર્આતે અહમદી"નો તરજુમો અંગ્રેજીમાં કર્યો હતો. તે પછી સર ઈ. સી. બેલીએ "હિસ્ટરી ઑફ ગુજરાત" ઈ. સ. ૧૮૮૬માં લખી ત્યારે ડૉ. બર્ડના મજકુર તરજુમાનો તેમણે ઉપયોગ કર્યો હતો. "મિર્આતે અહમદી" એ પ્રથમ પ્રકાશ ડૉ. બર્ડના પ્રયત્નથી જોયો હતો અને એ રીતે યુરોપના તે ઇતિહાસ પ્રેમી મંડળના પરિચયમાં આવી હતી ડૉ. બર્ડના

હાથમાં "મિઆંત"ની કોઈ હસ્ત લિખિત પ્રત આવી હતી. તેમણે આ હસ્ત પ્રત ઉપરથી તેના અમુક ભાગનું અંગ્રેજી ભાષાન્તર કર્યું હતું. ઈ. સ. ૧૮૮૮માં મુબઈના "દૈતુલ કરીમ" પ્રેસમાં પહેલી વહેલી ફારસીમાં "મિઆંત" છપાઈ હતી.

"મિઆંત"ની એક હસ્ત પ્રત અહમદાબાદ વાળા જનાબ ઝૈનુલ હક સાહેબને મળી હતી જેના ઉપરથી તેમણે એક બીજી પ્રત તૈયાર કરાવી હતી. આ ઝૈનુલ હકના દાદાથી જનાબ નરૂલ હકનું "હઝરત" વર્ણન 'મિઆંત'ના લેખક જનાબ મિરઝા મોહમ્મદ હસને પોતાના ઇતિહાસમા કર્યું છે. નરૂલ હક 'મિઆંત'ના કર્તાના સમયમાં અહમદાબાદના નાઝીમ: મુન્શી કુટુંબના નામીરા અને મુવાસિબ-એકાઉન્ટન્ટ હતા. એમનાજ કુટુંબના એક બીજા નામીરા જનાબ રઝીઉલ હક અબ્બાસીએ 'મિઆંત'નો ઉર્દૂ તરજુમો "આઈનએ ગુજરાત"ના નામે મુબઇના 'ઇરમી' પ્રેસમા છપાવ્યો હતો. એ પુસ્તક મુંબઈના શાહ સોદાગર નાખુદા મોહમ્મદઅલી રોગે (જેઓ એક સમયે મુંબઇના ગવર્નરની કારોબારી કાઉન્સીલના મેમ્બર હતા.) ને અર્પણ કરવામાં આવ્યું હતું. ઇ. સ. ૧૯૦૫-૧૯૦૬માં અહમદાબાદવાળા મૌલવી રઝીઉલહક સાહેબ અબ્બાસીએ અમદાવાદના શહેર કાઝી સાહેબના કુતુબખાનાની હસ્ત લિખિત ફારસી કિતાબ ઉપરથી ઉર્દૂમાં તરજુમો કરેલી પુરી હસ્ત પ્રત, અહમદાબાદવાળા મારા મિત્ર અને "દીન" અઠવાડીકના એડીટર જનાબ નિઝામુદ્દીન કુરેશી સાહબ પાસે આજે પણ મોજુદ છે. જેનો કેટલોક શરૂઆતનો ભાગ જનાબ મૌલવી રઝીઉલ હક સાહેબ અબ્બાસીએ સને ૧૩૨૪ હિજરીમાં જેને આજે ૩૪ વર્ષ થયાં છે, મુંબઈમાં ફોકલેન્ડ રોડ ઉપર આવેલ ઇરમી પ્રેસમાં છપાવ્યો હતો. મુજફ્ફર "ઇરમી" પ્રેસ મુન્શી નારાયણ પ્રસાદ 'બેતાબ' ડ્રામાટિસ્ટ તથા "એમ. ઓ. બનાકે કયું મેરી મિટ્ટી ખરાબ કી" ના અનુવાદક અને મશહૂર ગુજરાતી નટ અમૃત કેશવ નાયક તથા બીજા ભાગીદારોએ ચાલુ કર્યું હતું!

અમદાવાદ શહેરની હકીકત, જે 'મિઆતે અહમદી'ના બીજા ભાગમાં છે, તેનો ફારસી ઉપરથી "તારીખે ઔલિયાએ ગુજરાત"ના નામથી મૌલવી અબૂ ઝફર નદવીએ તરજુમો કર્યો હતો, અને જેને અહમદાબાદવાળા હાજી અલ્લાહદીન નિઝામી બુકસેલરે આજથી આઠેક વર્ષ ઉપર સચિત્ર છપાવી બહાર પાડેલી છે.

મૌલવી રઝીઉલ હક અબ્બાસી સાહેબના "આઈનએ ગુજરાત"ના આધાર ઉપર ઓલપાડવાળા જનાબ મુન્શી શયખ મોહમ્મદ સાહેબે "મિઆંતે મોહમ્મદી" નામે એક પુસ્તક ઉર્દૂમાં તૈયાર કર્યું છે જેને જુનાગઢ સ્ટેટે પ્રગટ કર્યું છે. ગુજરાતના ઇતિહાસને લગતા બૉમ્બે ગેઝેટીયરના વિભાગ તૈયાર કરવા માટે પણ "મિઆતે અહમદી"ની સહાયતા લેવામાં આવી છે. "મિઆંત"ની એક હસ્ત, પ્રત, મુંબઇની રૉયલ એશિઆટીક સોસાયટીની લાયબ્રેરીમાં પણ છે. આ પ્રત, પૂર્વેની એક પ્રત ઉપરથી ઇ. સ. ૧૮૪૨માં તૈયાર કરવામા આવી હતી. અને અમદાવાદના કાઝી સાહબ પાસે પ્રથમ આ પ્રત હતી "ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝ"મા "મિઆતે અહમદી"ની ફારસી પ્રત સંપાદિત કરીને છાપવામાં આવી છે. જેમાં પ્રોફેસર નવાબઅલી એમ. એ. એ "મિઆંતે અહમદી"ના ખાતિમહનું સંપાદન કર્યું છે. પ્રોફેસર નવાબ અલીએ 'મિઆંતે અહમદી' વિષે ખાસ રસ લીધો છે. તેમણે અને મિસ્ટર સી. એન સીડને મળીને 'મિઆંતે અહમદી'ના 'ખાતિમહ'નું અંગ્રેજી ભાષાન્તર પણ કર્યું છે. 'ખાતિમહ'નું આ

અંગ્રેજી ભાષાન્તર સરળ અને સુંદર છે તેમાં અવશ્યનું ટિપ્પણ ઉમેરવામાં આવ્યું છે. 'મિઆતે અહમદી'ના પહેલા પુસ્તકનું અંગ્રેજી ભાષાન્તર પણ પ્રોફેસર નવ્વાબ અલી એ કર્યું છે, પરંતુ એ પુસ્તક મારા જોવામાં આવ્યું નથી. પરંતુ 'ખાતિમહ'ના ભાષાન્તરનું પુસ્તક ઇ. સ. ૧૯૨૪માં બરોડા એજ્યુકેશન ડીપાર્ટમેન્ટ તરફથી પ્રગટ થયું છે. જો પ્રોફેસર નવ્વાબઅલીનું પહેલા પુસ્તકનું ભાષાંન્તર જો પ્રગટ થયું હોય તો "મિઆતે અહમદી"ના અંગ્રેજીના પહેલા સંપૂર્ણ ભાષાન્તરકારનું માન એમને ફાળે જાય છે. કારણકે અત્યાર પહેલાં 'મિર્આત'નું જે ભાષાન્તર થયું છે, તેના જુદા જુદા ભાગોનુંજ છે.

## ગુજરાતી 'મિઆતે અહમદી'

ગુજરાતનો મુસ્લિમ સમયનો ઇતિહાસ ફારસી ભાષામાંજ લખાયલો છે. અને તેની સાથે ગુજરાતનો સામાન્ય ઇતિહાસ સંકળાએલો છે. ગુજરાતના ઇતિહાસનું સંશોધન કરીને એક સંપૂર્ણ સત્તાવાર પુસ્તક પ્રગટ કરવાની આવશ્યક્તા સામાન્ય રીતે સ્વીકારવામાં આવી છે. અને એ દિશામાં કેટલાક પ્રયત્નો પણ થયા છે. છતાં ગુજરાતીઓની એ શુભ ઇચ્છા હજી સફળ થઈ નથી. ગુજરાતના ઇતિહાસના પ્રાચીન સાધનો શિલા લેખો, તથા બીજું અપ્રગટ વિખેરાયલું સાહિત્ય એકઠું કરીને તેમજ ગુજરાત વિષેની અરબી તથા ફારસી તવારીખો વિષેના ઉલ્લેખોના ભાષાન્તરો કરી એ ખોટ પૂરી શકાય એમ છે. આવો વિચાર સહુથી પહેલાં શ્રી બાલાશંકર કંથારીઆને આવ્યો હતો. અને તેઓ જ્યારે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના આસિસ્ટન્ટ સેક્રેટરી હતા, ત્યારે તેને વ્યવસ્થિત રીતે અમલમા મૂકવાનો પ્રયાસ પણ કર્યો હતો. શ્રી બાલાશંકર ફારસી ભાષા જાણતા હતા. અને તેમને ઇતિહાસનો પણ શોખ હતો. તેમણે 'ઇતિહાસ માળા" અને બીજાં સાહિત્ય સાધનોદ્વારા ફારસી ઇતિહાસના તરજુમા પણ કર્યાં હતા. પરંતુ તેમનો જીવન-દીપક અકાળે બુઝાઈ જવાથી આ કાર્ય અધુરૂં રહી ગયું હતું. શ્રી બાલાશંકરે ફારસી ઇતિહાસ પરથી જે ગુજરાતી સામગ્રી તૈયાર કરી હતી એ પણ આજે લગભગ અપ્રાપ્ત બની ગઈ છે. ગુજરાતના ઇતિહાસ પ્રેમીઓએ આ લેખો શોધી કાઢીને યોગ્ય રીતે સંપાદિત કરીને છપાવવા જોઇએ. એવી પ્રવૃત્તિથી ગુજરાતના ઇતિહાસના ફારસી સાધનોદ્વારા આપણને માર્ગ દર્શન મળે એ સંભવિત છે.

ગુજરાતનો ઇતિહાસ તૈયાર કરવાનો વિચાર શ્રી. ફોર્બસ સાહેબ અને કવિશ્રી દલપતરામને પણ આવ્યો હતો. અને એમના પ્રયત્નથી "**રાસમાળા**"ના બે વિભાગ તૈયાર થયા હતા. જે આજે મળી શકે છે. ગુજરાતના ઇતિહાસનું ક્ષેત્ર ઘણું વિશાળ હોવાથી બીજા પ્રયત્નો કરવાની પણ જરૂર છે. અને એ સઘળા આરંભિક દરજ્જામાંથી પસાર થયા પછી ગુજરાતનો સંપૂર્ણ ઇતિહાસ લખવાની પરિસ્થિતિ આપણે પ્રાપ્ત કરી શકીશું, એમ કહેવામાં કાંઇ પણ ખોટું નથી.

[ અપૂર્ણ ]

# "તારી સાથે કરાર કોણ કરે ?"

## ["ઝાર" રાંદેરી]

તારી સાથે કરાર કોણ કરે; દિલનો સોદો ઉધાર કોણ કરે.
તારી સાથે કરાર કોણ કરે; પ્રેમને શિર સવાર કોણ કરે.
તારી સાથે કરાર કોણ કરે; ઝિન્દગીને ખુવાર કોણ કરે.
તારી સાથે કરાર કોણ કરે; તીર દિલ આરપાર કોણ કરે.
જે સમાયે ન કલ્પનામાં પણ; એવા નાઝુક વિચાર કોણ કરે.
મુજ વફાઓ ને તુજ જફાઓનો; આજે બેસી શુમાર કોણ કરે.
સાંજ વીતે નહીં વિરહની જે; તે સમયની સવાર કોણ કરે.
તારો ઉપદેશ શરણ રે'વા દે; સુખમાં દુઃખના વિચાર કોણ કરે.
વાતે વાતે ફરે જે બોલીને; તેની પર ઈ'તબાર કોણ કરે.
હોય મળવું તો બસ મળો આજે; હશ્રનો ઇન્તિઝાર કોણ કરે.
તુજ વિના કોડ દિલ તણા પૂરા; મારા પરવરદિગાર કોણ કરે.
જેઓથી વિશ્વમાં હો બેતાબી; તેઓને બેકરાર કોણ કરે.
તારા જૂઠા વચન પરે ઝાલિમ; દિલ, જિગરને નિસાર કોણ કરે.
શું કહું શરણ શા વિચારમાં છું; છાની વાતો બહાર કોણ કરે.
મુજ હૃદય જોઈ ગર્વથી બોલ્યાં; એવા નિર્બળ શિકાર કોણ કરે.
આ અગણ્ય તારલા સમા મારા; દાગ દિલના શુમાર કોણ કરે.
જીવ પાછો મળે મસીહા પણ; પ્રેમ વિષનો ઉતાર કોણ કરે.
તુજ વિના ગૈરને વખાણીને; આબરૂને ખુવાર કોણ કરે.

ઇશ્કબાઝોમાં "ઝાર" છે કામિલ;
એ વચનથી નકાર કોણ કરે.

(પ્રથમના પાંચ મત્લઅનો મુખમ્મસ)

પ્રેમને શિર સવાર કોણ કરે,
તીર દિલ આરપાર કોણ કરે,
ઝિન્દગીને ખુવાર કોણ કરે,
તારી સાથે કરાર કોણ કરે.
દિલનો સોદો ઉધાર કોણ કરે.

# ફતાવા



લખનાર–મવલાના અહમદ હાજી આરેફ અશરફ સાહબ, રાંદેરી

અમારા કેટલાક વાંચકોના આગ્રહથી 'સાદિક'ની જેમ 'કારવાં' મા પણ ફતાવાની કોલમ ચાલુ કરી છે. ફતાવામાં સવાલ પૂછનારે ત્રણથી વધુ સવાલો એક સામટા પૂછવા નહિ. [તંત્રી]

**સવાલ**–શું ફરમાવે છે દીનનાં આલિમો આ બારામાં કે રસુલુલ્લાહ (સલ.) દુન્યાથી તશરીફ લઇ ગયા તો આપના ઉપર મૌત બીજાઓ જેમ આવી કે નહિ, અને આપની રૂહ મુબારક બદનશરીફથી જુદી થઇ કે નહિ, અને આપ હયાતુન્નબી છે કે નહિ? કબ્રશરીફમાં જીવતા છે એમ અકીદો રાખવો કે નહિ, ખુલાસાવાર જવાબ લખશો?

જવાબ–રસુલે અકરમ (સલ.) પર મૌત તારી થઇ છે. કુર્આનશરીફમાં છે કે "કુલ્લો-નફ્સિન ઝાઇકતુલ મૌત" અર્થાત દરેક જાનને મૌતની મઝા ચાખવાની છે. કુર્આન શરીફમાં બીજી જગ્યાએ સૂરએ ઝુમુર,માં બારી તઆલા ખાસ તોર પર રસૂલુલ્લાહ (સલ.) નેજ સંબોધી ફરમાવે છે કે "હે રસૂલ આપને પણ ઝરૂર મરવાનું છે, અને તેઓ પણ ખચિત મરવાના છે." એથી સાફ સિદ્ધ થાય છે કે જ્યારે આપ દુન્યાથી તશરીફ લઇ ગયા તે વેળા આપના ઉપર મૌત ઝરૂર તારી થઇ. અને એ બારામાં ઘણી હદીસો પણ આવી છે જેમાની એક હદીસ આપના આખેરી વખતની હઝરત આઇશહ સિદ્દીકહ (રદી.) રિવાયત કરે છે: કે તે વેળા આપની સામે એક લાકડાના પ્યાલામાં પાણી હતું, અને આપ વારંવાર તેમાં હાથ મુબારક નાખી પોતાના ચેહરા મુબારક પર ફેરવતાં હતા અને ફરમાવતા હતા કે "અલ્લાહ તઆલા સિવાય કોઇ મઅબૂદ નથી બેશક મૌતની કે સખ્તીઓ છે." હઝરત આઇશહ સિદ્દીકહ (રદી) ફરમાવે છે કે "ફરી આપે પોતાનો હાથ ઉપરની તરફ ઉઠાવ્યો અને ફરમાવતા હતા કે "ફિર્ રફીકિલ અઅલા"...એ સુધી કે રૂહ મુબારક કબ્ઝ કરી દેવામાં આવી અને આપનો હાથ મુબારક નીચે આવી ગયો"

વળી હઝરત આઇશહ (રદી.) અને હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદી.)થી રિવાયત છે કે એ બંને સાહબો ફરમાવે છે કે જ્યારે હઝરત (સલ.)ની રૂહ મુબારક કબ્ઝ કરી લેવામાં આવી અને આપને ગુસલ આપી પરવાર્યા તો આપને દફન કરવાની જગ્યા વિષે મતફેર પડ્યો ત્યારે અબૂબક (રદી.)એ ફરમાવ્યું કે, મેં આપથી એક હદીસ સાભળી છે અને તે મને યાદ છે કે આપે ફરમાવ્યું; કે અલ્લાહ પેગમ્બરોની રૂહને જ્યાં કબ્ઝ કરાવે છે, તેજ જગ્યાએ તેઓને દફન કરવા ઇચ્છે છે, માટે આપને આપની પથારીની જગ્યાએજ દફન કરવા જોઇએ. એ હદીસો બુખારી શરીફ, તિર્મિઝી, જમઉલફવાએદ વિગેરેમાં મૌજૂદ છે. અને બુખારી શરીફ તથા સહાસિત્તાની બીજી હદીસોમાં હઝરત આઇશહ (રદી.)થી રિવાયત છે કે જ્યારે આપની વફાત થઇ ત્યારે હઝરત ઉમર (રદી.) પોતાના ખયાલ મુજબ કસમો (સોગંદ) ખાઇ ફરમાવી રેહ્યા હતા કે ખુદાની કસમ રસૂલુલ્લાહ "મર્યા નથી" તેવામાં હઝરત અબૂબક (રદી.)એ તેમને ખામોશ કરી એક ખુત્બો સંભળાવ્યો. જેમાં ખુદાની હમ્દોસના પછી ફરમાવ્યુ કે જેઓ હઝરત (સલ.)ને પૂજે છે તે તેમને માલૂમ થાય કે હઝરત (સલ.) વફાત પામ્યા છે. અને જેઓ અલ્લાહને પૂજે છે તે જાણે કે અલ્લાહ બેશક હંમેશાં હંમેશા જીવતા રહેનાર છે. તેને માટે મૌત નથી. ફરી આપની વફાતની સબૂતીમાં તેમણે આ આયત પઢી "અલ્લાહ ફરમાવે છે કે હે રસૂલ! આપનું મૌત આવનાર છે અને આપના બદખાહ દુશ્મનો પણ મરનારા છે."

ફરી અબૂબક્ર (રદી)એ બીજી આયત, પણ પછી કે અલ્લાહ ફરમાવે છે કે મુહમ્મદ (સલ.) રસૂલજ છે નહિ કે કયુમ. (ખુદાતો નથી.) વિગેરે વિગેરે. એ ખુત્બાનો બધા હાઝેરીનમાંથી કોઇએ, ઇન્કાર કર્યો નહીં. બલ્કે હઝરત ઉમર (રદી.)એ ફરમાવ્યું કે હઝરત અબૂબક્રના આ ઉમદા ખુત્બાથી મારી આંખો ખુલી ગઇ અને મને મારી ભુલ જણાઇ, મતલબ કે મૌતની મઝા તો અંબીયા અલયહિમુસ્સલામને પણ ચાખવી પડી. પણ એથી એમ સમજવું નહીં કે મરવા બાદ તેઓ અમારી માફક થઇ જાય છે; બલ્કે તેમને મરવા પછી હક્તઆલા હયાતી બખ્શે છે. એજ પ્રમાણે હઝરત (સલ)ને પણ મરવા પછી ઝિંદગી અર્પણ કરવામાં આવી છે, અને એજ અમારો અકીદો છે. ઇમામ બૈયહકી-એ એ બારામાં ખાસ રિસાલો લખ્યો છે, અને તેમાં ઘણી હદીસો ભેગી કરી છે. તેઓ લખે છે કે "અંબીયા (અલ.)ની રૂહ તેમની વફાત પછી પાછી તેમને અર્પણ કરવામાં આવે છે સાચબ કે તેઓ અલ્લાહને ત્યાં શુહદાએ કિરા-મની માફક ઝિંદહ છે." (ઝુર્કાની શર્હે મવાહિબ, ભાગ ૫મો, પાનું ૩૩૩,) અને એ વિ‍ં અલ્લામહ તકિયુદ્દીન સુબકી (રહે) એ પોતાની મશહૂર તસ્નીફ "શિફાઉસ્સિકામ"માં ઘણું વિગતથી લખ્યુ છે. માટે આપને વિષે મૌત નો શબ્દ બોલવામાં આવશે, પણ એ મૌત હમેશ માટે નથી. હઝરત (સલ)ને મૌત પછી ફરીવાર અલ્લાહ તઆલા એ હયાતી અર્પી છે. (શિફાઉસ્સિકામ, પાનું ૧૪૨,) એ ઉપરથી સાફ રીતે સિદ્ધ થાય છે કે આપ (સલ) હયાતુન્નબી છે. બીજી હદીસોમાં છે કે હઝરત (સલ.)એ ફર-માવ્યું કે "અંબીયા (અ.) પોતાની કબ્રોમાં હયાત છે અને નમાઝ પઢે છે" વળી બુખારી શરીફની હદીસ છે કે આપ (સલ.)એ ફરમાવ્યુ કે અલ્લાહતઆલાએ નબીયોના શરીર ખાવા માટે ઝમીન માટે હરામ કરી દીધું છે. જેથી અંબીયાના શરીર સલામત અને મહફૂઝ રહે છે. જેમ અમને મરવા પછી કબ્ર ખાઇ કાઢે છે તેમ અંબીયાના શરીરને કબ્ર ખાતી નથી. અને આપણુ હદી-સોમાં છે કે, જે લોકો મદીના શરીફ ઝિયારત માટે જાય છે, અને ત્યાં આપની કબ્ર શરીફ પાસે સલામ પઢે છે તે આપ (સલ.) પોતે સાંભળે છે, અને તેનો ઉત્તર આપે છે. અને આપના જે ઉમ્મતી દૂર દૂરના સ્થળોથી દરૂદ પઢે છે તે માટે ફરિસ્તાઓ મુકર્રર કર્યા છે, તે નક્કી કરેલ ટાઇમે ફરિસ્તા આપને પહોંચાડે છે અલ્લાહ વધુ જાણનાર છે.'

**સવાલ**–કોઇ માણસ એવી તરેહની વસી-યત કરે કે મારા મરવા પછી મારી કબ્ર પાકી બનાવવી અથવા ગુમ્બઝ કબ્ર પર બનાવવો અને કોઇ પઢનાર નક્કી કરવો: એ પ્રમાણે વસીયત કરવી જાએઝ છે ?

**જવાબ**–એ મુજબ વસીયત કરવી જાએઝ નથી. વસીયત કરનારની વસીયત બાતિલ છે. કારણકે પાકી કબ્ર બનાવવી, ગુમ્બઝ (કુબ્બો) બનાવવો, પૈસા આપી કબ્ર પર પઢનાર મુકરર્ર કરવો, દુરૂસ્ત નથી. (નિસાબુલ એહતેસાબ. બાબ ૪૨ મો, પાનું ૧૧૫,)

**સવાલ**–એક જણ પોતાનું મકાન ઉંચુ બનાવવા ચાહે છે ત્યારે પાડોશી રોકે છે કારણ કે પાડોશીની બારી (ખિડકી) બંધ થઇ જાય છે માટે તેને રોકવું જાએઝ છે કે જાએઝ નથી !

**જવાબ**–એ બે હાલતોથી ખાલી નથી એક તો પાડોશીનું રોકવું એ માટે છે કે મકાન બનવાથી તેની બારી બંધ થાય છે જેથી ઘરમાં અંધારૂં થવા પામે છે, અને રોશની (અજવાળું) બિલ્કુલ મૌકૂફ થાય છે એવી હાલતમાં રોકવું જાએઝ છે. કારણ કે અજવાળું અસલી અને ઝરૂરી હાજતોમાંથી છે., બીજું એ કે પાડોશી માત્ર પરદો થઇ જવા કે હવા બંધ થવાથી

રોકે છે એ જાએઝ નથી કારણકે એ વધારાની હાજત છે, મતલબ કે મકાન બનાવનારે આ વાતનો ખયાલ રાખવો ઝરૂરી છે કે પાડોશીને કોઈ પ્રકારનું નુકસાન થાય નહીં. નુકસાન થતું હોય એથી બચે અને નુકસાન થતું ન હોય તો એમાં કાંઈ વાંધો નથી. અને એજ મત ઉપર ફતવો છે. એજ પ્રમાણે કોઇ માણસ અગર પોતાની દીવારમાં રોશની માટે બારી બનાવે જેથી નીચેના મકાન વાળાની બેપરદગી થતી હોય-તો તેની રજા વિના બારી બનાવે નહીં અને જો બારી મૂકવાથી તેને કોઈ જાતનું બિલકુલ નુકસાન થતું ન હોય તો બારી મૂકવી જાએઝ છે. (નિસાબુલ એહતેસાબ, બાબ ૨૧ મો. પાનું ૫૭-૫૮.).

સવાલ-ખોટા રૂપીયા પૈસા ચલાવવા જાએઝ છે કે કેમ? તે લખશો.

જવાબ-જે સિક્કા એટલે રૂપીયા પૈસા ખોટા હોય તે જાણી બુઝી ચલાવવા એ જાએઝ નથી, એજ પ્રમાણે જે ગેણી (ગીની) ખોટી હોય તે ચલાવવી દુરસ્ત નથી. (નિસાબુલ એહ તેસાબ, બાબ ૨૬ મો, પાનું ૭૯-૮૦-૮૧.)

સવાલ-કબ્રસ્તાનના મુતવલ્લીને આ હક છે કે તેનું ઘાસ કપાવે, અથવા તેની મરજી હોય ત્યાં કબ્ર ખોદાવે, પોતાના માટે આગળથી જગ્યા રોકે, પોતાના સંબંધીઓને માટે જગ્યા રોકે અને જગ્યા રોકવા માટે કબ્રસ્તાનમાં જુદી કબરો બનાવે?

જવાબ-સુકું ઘાસ સફાઇ માટે કપાવી શકે છે. લીલું ઘાસ કબરો પરથી કપાવવાની મના છે. લીલું ઘાસ ખુદાની તસ્બીહ કરે છે જેથી મુર્દાઓને રાહત મળે છે. કબ્રસ્તાન વકફ હોય છે અને દરેક ચીઝનો મુતવલ્લી (ટ્રસ્ટી) તેનો ખાદિમ હિફાઝત કરનાર, નિગેહબાન હોય છે. મુતવલ્લીને જગ્યાઓ ખાસ કરવી પોતાના માટે, અમીરો માટે, સંબંધીઓ માટે, જાએઝ નથી. જગ્યાની ઉંચ, નીચ પર છુટકારાનો આધાર નથી. નેક નિય્યતીથી ભલાં કૃત્યો કરવાં એ નજાતનું સાધન છે. જુદી કબરો બનાવવી એ ખોટું કામ અને નાજાએઝ છે. કહેવા છતાં ન માને તો એવા મુતવલ્લીને બરતરફ કરી સારો દીનદાર માણસ નીમવો જોઇએ. (નિસાબુલ એહતેસાબ, બાબ ૧૬ મો, પાનું ૪૭-૪૮-૪૯)

સવાલ-આજ કાલ લોકો ઇજાર પાટલુન વિગેરે એટલી નીચી પહેરે છે કે કપડું ઝમીન ઉપર ઘસડાઇને ખરાબ થાય છે, અને કેટલાકો અરધા પાંયચાની ઇજાર કે પાટલુન પહેરે છે જેમાં ગુડણો ખુલ્લા દેખાય છે, જે એક ફેશન અને ઇઝ્ઝતનો લિબાસ થઇ પડ્યો હોય એમ સમજે છે માટે શરીઅતમાં એનો શું હુકમ છે તે બયાન ફરમાવશો?

જવાબ-ઇજાર અથવા લુંગી અને કોઈ પણ લુંગડું ઘુંટીયા નીચે લટકાવવું જાએઝ નથી. તેમજ હાફ પાટલુન પહેરી ગુડણો ખુલ્લા રાખવા દુરસ્ત નથી. હદીસ શરીફમાં છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું કે જે માણસ તકબ્બુરથી ઇજાર કે લુંગી અથવા કોઈ પણ પહેરેલુ કપડું ઘુંટીથી નીચે લટકાવશે, તેના ઉપર કિયામતના દીવસે હકતઆલા રહેમતની નઝર ફરમાવશે નહીં. બીજી હદીસમાં ઘર્શાદ નબવી છે કે જે માણસ પોતાની ઇજારને બંને ટખના (ઘુંટી) થી નીચે લટકાવે છે તે આગમાં બળશે. ત્રીજી હદીસમાં છે કે હઝરત (સલ.)એ ફરમાવ્યું કે એક માણસ તકબ્બુરીથી ઇજાર લટકાવતો હતો એટલે ઘુંટીયા નીચે લટકાવી ઘસીટી ચાલતો હતો જેથી તેને ઝમીનમાં ધસાવી દેવામાં આવ્યો, અને તે ઝમીનમાં ઘુસતો ચાલ્યો જાય છે, કિયામત સુધી. એથી કેવી સખત વઇદ જાહેર થાય છે. વળી એમાં ઇસરાફ પણ છે કે કપડું નકામું ખરાબ કરવામાં આવે છે, માટે

એથી બચવું જોઇએ. ગુડણો ખુલ્લા રાખવા પણ હરામ છે. જેમ બીજી શર્મગાહ ખોલી ગેરને દેખાડવી જાએઝ નથી, તેવીજ રીતે ગુડણ પણ બીજાઓને દેખાડવા જાએઝ નથી, કારણ કે ગુડણો શર્મગાહમાં દાખલ છે. ગુડણો ખુલ્લા રાખવાથી નમાઝ પણ દુરસ્ત થતી નથી. વળી એમાં ઘણી બેહયાઇ અને બેશરમી છે. એવી ફેશનો અને રિવાજોને છોડવા જોઇએ. અને રસૂલે ખુદા (સલ.) ના ઉસ્વએ હસનહને અખ્તેયાર કરવુ જોઇએ. (મિશકાત શરીફ પાનું ૩૭૩, અર્દુ-ત્રાઝી કિતાબુલ્લિબાસ, હિદાયહ. પાનું ૫૮, ૫૯)

સવાલ—શુ ફરમાવે છે દીનના આલિમો આ બારામા કે મર્દને કેટલું રેશમ પહેરવું જાઇઝ છે.? આજ કાલ જે ઇમીટેશન રેશમ નિકળેલ છે, તેમજ અરધીયા બાંઇની ખમીસ પહેરવી અને લાલ રંગનુ કપડુ પહેરવુ જાએઝ છે કે?

જવાબ—મર્દ માટે ચાર આંગળ રેશમ પહેરવુ દુરસ્ત છે. જેમકે એમ જુબ્બા વિગેરે પર ચાર આગળને સંજાબ લગાડવો. આજ કાલ કેલનું નકલી રેશમ જે આર્ટીફીશીયલ નીકળેલું છે એ મર્દો માટે પણ જાએઝ છે. કોણી ખુલ્લી રાખી નમાઝ પઢવી મકરૂહ છે. માટે અર્ધી બાંહી વાળું કપડું ન પહેરવું જોઇએ. પણ જો તેના ઉપર અચકન કે કોટ પહેર્યો હોયતો નમાઝ મકરૂહ થતી નથી. લાલ રંગનું કપડું મર્દો માટે જાએઝ નથી; પણ માત્ર લાલ ધારીઓ હોય તો તે દુરસ્ત છે. આખું કપડું લાલરંગનું હોવું ન જોઇએ. (દુર્રે મુખ્તાયાર, નિસાબુલ એહતેસાબ,)

---

# હિંદના ઈતિહાસનું એક પાનું

● ધારાપુરીના સરદાર દૌલતખાનની હીચકારી કત્લ.
● મુસલમાનોની પડતીનું રહસ્ય બતાવતો એક ટુંકો ઇતિહાસ.




ઇ. સ. ૧૭૬૦નો સમય હિંદુસ્તાનના મુસલમાનો માટે બેચેની અને ધૈર્યનો સમય હતો. આ તે નાઝુક સમય હતો, કે જ્યારે હિંદુસ્તાનના પ્રત્યેક ખૂણામાં ઝુલ્મ અને સિતમની સત્તા હતી. પ્રત્યેક દિશામાં લડાઈ ઝઘડાનો વા વાતો હતો. મરાઠા અને રજપુતો બળવાખોર બની ગયા હતા. મરાઠાઓએ મરાઠા રાજ્ય કાયમ કરવાનો નિર્ણય કરી લીધો હતો. આ આશાજનક સમયમાં બાલાજી બાજીરાવ પેશ્વા પુનામાં ઇસ્લામી હુકુમત વિરૂદ્ધ જબરદસ્ત પ્રોપેગેન્ડા કરી રહ્યો હતો. તે દિલ્હીના તાજ અને તખ્તનો માલિક બનવાની વાંચ્છના સેવતો હતો.

આ પ્રોપેગેન્ડાની ખબર જાણી ધારાપુરીના સરદાર દૌલતખાને એક પત્ર ગાઝી અહમદશાહ અબ્દાલીના નામે લખી મોકલ્યો, જેનું લખાણ આ છે:—

"મુજાહિદે-ઇસ્લામ, ગાઝી અહમદશાહ અબ્દાલીને સવિનય સલામ સાથે માલુમ થાય, કે આજે હિંદુસ્તાનના ચારે ખુણા અને ચારે દિશામાં બળવા ને તોફાનો ચાલુ છે. હઝરત શાહ આલમ પરેશાન હાલ છે, બાલાજી બાજીરાવ પેશ્વા મુસલમાનોને તબાહ અને બર્બાદ કરવા માંગે છે. મેસુરના હાકેમ સુલ્તાન હૈદરઅલી વખતો વખત તેની ખબર લઈ રહ્યા છે. પરંતુ તેમની પાસે ફોજી તાકાત વધુ પ્રમાણમાં નથી. આ માટે હું આપને ઇસ્લામની ઇઝ્ઝતનો વાસ્તો આપું છું, કે આપ જેમ બને તેમ જલ્દી મદદ કરો!

આપનો ગરીબ ભાઈ દૌલતખાન,
ધારાપુરી"

આ પત્ર તા. ૧૧મી ઑગસ્ટ ઇ. સ. ૧૭૬૦માં ગાઝી અહમદશાહ અબ્દાલીની પાસે પહોંચ્યો. એ પત્રને વાંચી ગાઝીએ મોહતરિમ પગથી માથા સુધી જલાલતમાં આવી ગયા. તેમણે કાસિદને કહ્યું—"કસમ છે રબ્બે કઅબાની કે જ્યાં સુધી મરાઠાઓની જડ ન ઉખાડી દઉં, ત્યાં સુધી મારી શમ્શીર મ્યાન બહાર રહેશે અને જંપીને બેસીશ નહિ!"

કાસિદ આ શબ્દો સાંભળી પાછો ફર્યો. સરદાર દૌલતખાન ધારાપુરીનો એક જોશીલો અફઘાન હતો. અને પોતાની જાતિય હિંમત, મહેનત અને અક્કલ હોશિયારીથી ધારાપુરીનો હાકેમ બની ગયો હતો.

બાલાજી બાજીરાવ પેશ્વાને જ્યારે જાણ થઈ, કે સરદાર દૌલતખાને અહમદશાહ અબ્દાલીને પત્ર પાઠવ્યો છે, તો તે ગભરાયો. અને તેણે સરદાર દૌલતખાનને પોતાના દરબારમાં બોલાવ્યો.

સરદાર એક જાંબાઝ સૈનિક હતો. (હાલના સરદારો જેવો નહિ) નિડરપણે બાલાજી બાજીરાવ પેશ્વા પાસે પહોંચી ગયો. પેશ્વાએ સરદાર દૌલતખાનને અમીરોની જગામાં બેસવા માટે સવિનય કહ્યું. કેટલીક પળો વાતચીત થયા પછી દૌલતખાનને બાજીરાવના વઝીર માધવરાવે ઘણુંજ અહંકાર સાથે કહ્યું—"દૌલતખાન! તમે અહમદશાહ અબ્દાલીને પત્ર શા માટે લખ્યો?"

"હું અફઘાન છું. અહમદશાહ અબ્દાલી

મારો ભાઈ છે. હું ગમે ત્યારે તેને પત્ર લખી શકું છું!" દૌલતખાને નિડરપણે જવાબ દીધો.

"નહિ! મહારાષ્ટ્રમાં રહીને તમે તેને ઓળખી શકતા નથી!"

"કુદરતે મને આઝાદ પેદા કર્યો છે અને હું ગમે તેમ કરવા સ્વતંત્ર છું!"

"કદાપિ પણ નહિ! તમે હમારા તાબેદાર છો!! તમારે હમારો હુકમ માનવો પડશે!!! નહિ તો ધારાપુરીમાંથી હાંકી કાઢવામાં આવશે!!!"

માધવરાવ આથી વધુ કંઈ પણ બોલવા પામ્યો ન હતો, કે દૌલતખાને અફઘાની શમ્શીર પલકારામાં મ્યાન બહાર કાઢી માધવરાવનું મસ્તક ધડથી જુદુ કરી દીધુ (સુબ્હાનલ્લાહ ઇસ્લામી જોશને! ગેરે ઇસ્લામ હો તો આવાજ હો!) આ ભયંકર બનાવથી દરબારમાં ખલબલી મચી ગઈ. બાલાજીએ પોતાના સેનાપતિ સદાશિવરાવને કહ્યું—" પકડી લો એને!"

આ શબ્દો સાંભળતાજ તમામ દરબારીઓ દૌલતખાન પર તૂટી પડયા. દૌલતખાન હિંમત અને જવાંમર્દીનો નમુનો હતો. તેની જવાંમર્દીની કેફિયત આ હતી, કે જે તરફ તે વધતો, મેદાન સાફ કરી નાંખતો થોડીવારમાં તો દૌલતખાને શબોના ઢગલા કરી નાંખ્યા, અને પેશ્વાના મહેલમા લોહીની નદીઓ વહેવા લાગી. ચારે તરફ દુશ્મનો! પરંતુ અફઘાની તરવાર પોતાનુ કામ કર્યે જતી હતી. ફિલ્મ ક્ષેત્રમાં જેમ એક નામનો બહાદુર પાંચ પચાસની સામે હાસ્ય જનક ને નકલી ટક્કર ઝીલે છે એવું અહિં ન હતું ફિલ્મમાં તો પેટનો ખાડો પુરવા માટે એક હાસ્યાસ્પદ કામ થાય છે. અહિંયા તો શુદ્ધ અને પવિત્ર ઇસ્લામી જોશ હતો, અને તે પણ ઇસ્લામના કટ્ટર શત્રુઓ સામે! મરાઠાઓએ ઘણીજ હિંમત પૂર્વક તરવાર ચલાવી; પરંતુ અફઘાની શમ્શીરનો મુકાબ્લો ન કરી શકયા. લગભગ એક કલાક સુધી તરવાર ચલાવ્યા પછી સરદાર દૌલતખાન પોતાના ઘોડા પર સ્વાર થઇ દૃષ્ટિ મર્યાદા બહાર થઈ ગયો. (મર્હબા! ગેરે ઇસ્લામ!!) શાંતિ થયા પછી બાલાજી બાજીરાવ પેશ્વાએ પોતાના સેનાપતિ સદાશિવને કહ્યું:—

"સદાશિવ! તમે દૌલતખાનની હિંમત અને જવાંમર્દી જોઇ!"

"હા મહારાજ!" સદાશિવે ઓછી ખંજવાળતાં કહ્યું.

"કેટલી આશ્ચર્યજનક વાત છે!" પેશ્વાએ દાઢી ખંજવાળતાં કહ્યું.

"મહારાજ! મને અફઘાનોની બહાદુરીની ખબર હમણાંજ પડી." સદાશિવે આમતેમ જોતાં કહ્યું. કદાચ દૌલતખાન પાછો ન ફરે અને માધવરાવની પેઠે તેનું મસ્તક પણ ધડથી અલગ ન કરી નાંખે!

"જુઓ! એકલોજ! અને તેણે કેવી બહાદુરીથી મરાઠાઓનો મુકાબ્લો કર્યો? અને કેવી રીતે સાફ બચીને નીકળી ગયો!"

"સત્ય છે મહારાજ! પરંતુ હું હમણાં એક વાત વિચારી રહ્યો છું!"

"તે શું?"

"હું એમ વિચારી રહ્યો છું, કે જ્યારે મુસલમાનોમાં આવી અવિચળ હિંમત અને પ્રશંસાપાત્ર જવાંમર્દોની હસ્તીઓ મોજુદ છે, તો પછી તેમની સલ્તનત શા કારણે પડતીની હાલતમાં છે?"

હમણાં આ વાત ચાલતી હતી, કે કોઇના આવવાનો પગરવ તેમના કર્ણ ગોચર થયો. પેશ્વાએ આમતેમ જોયું અને બોલ્યો "કોણ?"

આગંતુક અત્યંત સવિનય અને અદબની સાથે રાજાની હજુરમાં મુજરો કરી ઉભો રહ્યો, અને બોલ્યો—"મહારાજ! હું છુ આપનો સેવક દિલાવરખાન!"

"દિલાવરખાન! આ તમારા હાથમાં શું છે?" પેશ્વાએ આશ્ચર્યમાં પૂછ્યું.

"હજુર! એ મસ્તક છે!"

"કોનું મસ્તક?" પેશ્વાએ ગભરાટમાં પૂછ્યું.

"હજુર! આપના બળવાખોર સરદાર દૌલતખાનનું!"

"શું તમે દૌલતખાનને મારી નાંખ્યો?" સદાશિવે હર્ષાવેશમાં પૂછ્યું.

"હા, મહારાજ!"

"કેવી રીતે?"

"એવી રીતે, કે તે જ્યારે અહિંથી મરાઠાઓનું કચ્ચરઘાણ કાઢી નાખી ધારાપુરી જતો હતો, તો હું એનો સાચો સાથી બની ગયો. મેં તેને રસ્તામાં કહ્યું–'સરદાર! તમને ખુદા બદલો આપશે! તમે આ વખતે ઇસ્લામી બહાદૂરીની લાજ રાખી લીધી. હું એક ગરીબ મુસલમાન છું; અને આ મરાઠાઓનો કટ્ટર દુશ્મન છું. પરંતુ અફસોસ! મારી પાસે ફોજ તાકત નથી.' સરદારે મારી વાત સાંભળી મારી સાથે હમદર્દી બતાવી અને મને કહ્યું 'હું તમને મારી ફોજમાં નોકર રાખીશ.' ત્યાર પછી હું એની સાથે છેવટની હદ સુધી ગયો. રસ્તાનાં તેણે એક જગાએ કુવામાંથી પાણી પીધું. બસ એ સમયે લાગ આવેલો જાણી મેં તેનું મસ્તક કાપી લીધું."

"એતો ઘણોજ ચાલાક હતો. એણે તમારા ઉપર ભરોસો કેવી રીતે કર્યો?" સદાશિવે સવાલ કર્યો.

"મહારાજ! એક મુસલમાન બીજા મુસલમાનનો ભાઈ છે. જ્યારે તેઓ આપસમાં મળે છે, ત્યારે ઘણુંજ જલ્દી એક બીજા પર ભરોસો કરી લે છે!"

"દિલાવર! જ્યારે તમે એને કત્લ કર્યો, તો તમને તે વખતે એ વિચાર ન આવ્યો, કે એ તમારો ભાઇ છે!" સદાશિવે ધિક્કારયુક્ત દ્રષ્ટિથી નિહાળતાં કહ્યું.

"મહારાજ! વિચાર તો આવ્યો હતો. પરંતુ મારા મનમાં એ વિચાર ઉદ્ભવ્યો, કે જો હું એનું મસ્તક કાપી લઇશ, તો મહારાજ મને ઇનામ આપશે અને ફોજમાં મને સારી નોકરી મળી જશે."

"બેઈમાન! લાલચુ કુતરા!! તેં જ્યારે તારા ભાઇનો વિચાર ન કર્યો, તો તું કેવી રીતે અમારો વફાદાર રહી શકે છે? સદાશિવ! ઉડાવી દો એનું મસ્તક!" પેશ્વાએ ધિક્કાર અને ક્રોધ સહિત ફરમાન કર્યું.

સદાશિવે તરવાર મ્યાનમાંથી કાઢી અને તરતજ દિલાવરખાનને કત્લ કરી નાંખ્યો. એક હજુરીઆએ લાશને બહાર લઈ જઇ નાંખી દીધી.

"સદાશિવ! તમે હમણાં મને પૂછતા હતા, કે જ્યારે મુસલમાનોમાં જવાંમર્દી, સરફરોશી, અને હિંમત મોજુદ છે; તો પછી એમની સલ્તનત પડતીમાં કેમ છે? હવે તમને અત્રેજ તમારા સવાલનો જવાબ મળી ગયો, કે નહિ?" પેશ્વાએ દિલાવર પ્રત્યે ઈશારો કરતાં કહ્યું.

"હા, મહારાજ! જવાબ મળી ગયો." સદાશિવે નીચે જોતાં કહ્યું.

"હવે હું તમને જણાવું છું, કે દિલ્હીની હુકુમત પર કબ્જો કરવાનો વિચાર આપણાં અંતરમાં ક્યારે ઉત્પન્ન થયો?" પેશ્વાએ પ્રશ્ન કર્યો.

"કેટલીએ વખત આપણા માણસો દીલ્હી ગયા અને ત્યાંના સઘળા સમાચારની જાણ આપણને પડી ગઇ. આપણા માણસોએ ઘણાંએ રૂપીઆ ખરચ્યા અને ત્યાંના દરબારના માણસોને ફોડી તેમની સાથે મળી જઇ સમાચાર જાણી લીધા. હવે જો ઈશ્વરે સહાયતા કરી, તો આપ જોશો કે દિલ્હી પર મારો કબ્જો છે" સદાશિવે જાણે દિલ્હી પર કબ્જો કરી લીધો હોય એવા ભાવથી કહ્યું, પરંતુ તેને ક્યાં ખબર હતી, કે "દિલ્હી હજુ દૂર છે."

ગાઝી અહમદશાહ અબ્દાલીની ચઢાઇ અને મરાઠાઓની પાયમાલીના પછી જો કે આ બાગ તાજો ન થઇ શક્યો; પરંતુ આ ઐતિહાસિક બનાવમાં લાલચુ મુસલમાનો માટે શરમજનક બોધપાઠ જરૂર છે.

# જીવન—નવલિકા

લેખકઃ "આઝાદ"

આજે ચાર વર્ષની સખ્ત કેદ પછી મ્હને મુક્તિ મળી રહી હતી. સિપાહી મ્હને જેલર પાસે લઈ ચાલ્યો. ઑફીસમાં પ્રવેશતાં કેલેન્ડર પર મ્હારી દ્રષ્ટિ પડી. ૭ મી ફેબ્રુઆરી હતી મ્હારાં મુખેથી એક આહ નીકળી. કદાચ આજે મ્હારી શાંતિ અને સુખનો અંત છે. એક નિરાધાર નૌકાને ઘેલા બનેલા મહાસાગરમાં ભયાનક તોફાનનો સામનો કરવા છોડવામાં આવશે. મ્હારા મગજમાં અનેક વિચારો એવી રીતે પસાર થઇ ગયા જેવી રીતે પાણી પર પરપોટા આવીને ફુટી જાય છે. મ્હારા જિગરના ઉંડાણમાં આઝાદીની ઇચ્છા કદી કદી ચમકી જતી હતી. હું ઇચ્છતો હતો કે મિત્રો સાથે આનંદ અને શાંતિથી જીવન વ્યતિત કરૂં. આ શાંતિ અને આનંદ માટે બલિદાન આપવા પણ હું તૈયાર હતો લેકિન જો તે પ્રાપ્ત થાત........

હું આને કેદખાનું કહેતો હતો. લોકો પણ કેદખાનુંજ કહે છે. કેમકે ત્હેની બહાર આઝાદી છે લેકિન આઝાદીના ભાવાર્થથી હું અંજાણ છું. "જો આઝાદીનું નામ શાંતિ અને સુખ છે તો કેદ મ્હારા માટે આઝાદી હતી" અને અહીં મ્હારાથી મહેનત લેવામાં આવતી હતી. અને ત્હેના બદલામાં સુખ અને શાંતિના સ્થાને જિન્દગી આપવામાં આવતી હતી. અને ત્યાં? જેને લોકો આઝાદી કહે છે મહેનતના બદલે ફાકામસ્તી–ભૂખમરો......

મ્હારી વિચાર સૃષ્ટિ જેલરના ઘાટા સાદથી તૂટી ગઈ–

શું નંબર છે?

જેલર લાલ લાલ આંખોથી મ્હારા તરફ ઘુરકી રહ્યો હતો.........

"૧૮૩" મેં જવાબ આપ્યો.

ત્હેણે કબાટમાંથી એક જુનું પોટલું કાઢી મ્હારા તરફ ફેંકતાં કહ્યું–

"આ રહ્યાં ત્હમારા કપડાં."

આજથી ચાર વર્ષ પૂર્વે જે વખતે હું અહીં દાખલ થયો હતો, ત્યારે આ કપડાં ઉતારીને રાખી લેવામાં આવ્યાં હતાં. અને મ્હને કેદીનાં વસ્ત્રો પહેરાવવામાં આવ્યાં હતાં. "જેલનાં કપડાં ઉતારીને ત્હમારાં કપડા પહેરી લો" સિપાહીએ ફરી ગર્જના કરી.

× × ×

વસ્ત્રો બદલીને હું મુખ્ય દ્વાર પર આવ્યો પોલીસ-અમલદાર મ્હારી પ્રતિક્ષા કરી રહ્યો હતો. ચોકીદારોને દ્વાર ખોલવાની આજ્ઞા આપી, તે મ્હારી તરફ રજૂ થયો. મ્હારા થરથરતા ખભા પર હાથ રાખીને સહાનુભુતિપૂર્ણ સ્વરમાં તે બોલ્યો–

"જુઓ ત્હમે નવજવાન છો. મહેનત અને મઝદૂરીથી ગુજરાન કરો. ચોરી-લૂંટફાટ કરવી અને ખીસાં કાતરવાથી ઇન્સાન પોતાના આત્માને શયતાનના હાથોમાંથી વેચી નાંખે છે. ત્હેના આત્મામાંથી સત્યની શક્તિ અદ્રશ્ય થઇ જાય છે. મ્હને આશા છે કે ત્હમે સત્ય રીતે રોઝી મેળવવાની કોશિશ કરશો."

"સત્ય અને અસત્યથી હું અંજાણ છું" હું લથડતા અવાજે બોલ્યો. "મ્હારી સમજ માત્ર બે માર્ગ છે. હું જો હાથ પગ ન હિલાવીશ તો ભૂખથી મરી જઈશ. દુનિયા આને હરામ મૌત કહે છે. અને હું પોતે પણ મરવા ઇચ્છતો નથી. અને શા માટે મરૂં? તેથી હાથ પગ હિલાવું છું. તો દુનિયા મ્હને એક ખાસ માર્ગ પર નાખી દે છે, હું જાણું છું કે આ અપરાધ છે મ્હોટામાં મ્હોટો ગુનોહ છે. લેકિન હું તેજ કરૂં છું કેમકે આના સિવાય હું કંઇ કરી પણ નથી શકતો. હું 'બદી'ને ધીક્કારૂં છું તે

છતાં હું ગુન્હા તરફ રજુ થાઉં છું......હું લાચાર છું. હું મૌતને પસંદ નથી કરતો. ઝિન્દગી મ્હારા માટે એક પરાજિત ગાડી છે જેને હું માર્ગ પર પરાણે ખેંચી રહ્યો છું".........

પહેરેગીરનું મુખ લાલ થઈ ગયું. તે કાંઇ જવાબ આપી શક્યો નહીં. બાજુનો ન્હાનો દ્વાર ધીમે ધીમે ખૂલ્યો. દુન્વવી સમીરનો ઝપટો મ્હારા પીળા ગાલોને સ્પર્શ કરતાં પસાર થઇ ગયો. મ્હારા વિચારોમાં ઇન્કિલાબ ઉત્પન્ન થયો. એક અજબ આનંદભરી તમન્ના મ્હારા શરીરમાં પ્રવેશી ગઈ. શું હું આઝાદ થઈ રહ્યો છું ? મ્હારા આનંદમાં વૃદ્ધી થઈ. જાણે વિશાળ રંગીન દુનિયાને લાલચભરી નઝરે નિહાળી કો સ્વપ્નદૃષ્ટા લાંબા કાળ પછી જાગૃત થઇ રહ્યો હોય ઇન્સાની ઇચ્છાઓએ મૃત ઇચ્છાઓને છંછેડી છંછેડીને સચેત કરી. મદમસ્ત જુવાનીએ એક મસ્ત અંગડાઈ લીધી.

દરવાઝાની બહાર મ્હારૂં કાંડુ પકડી શંકાશીલ નઝરોથી જોતા પહેરેગીરે કહ્યું.

"તો શું તમે વચન આપો છો કે બીજીવાર અહીં ન આવશો અને પવિત્ર જીવન શાંતિથી વ્યતિત કરશો ?"

"હા ! બે જીવવા માટે ક્યાં જગ્યા મળી જાય." હું બોલ્યો. પહેરેગીર બહુજ ધર્મિષ્ઠ ઇન્સાન હતો. સત્યવાદી–માયાળુ–ઇશ્વિરપ્રેમી તેથીજ કેદીઓથી સહાનુભુતિ સાથે વર્તતો હતો. આના લીધેજ ત્હેના અફસરો ત્હેનાથી ખૂશ ન હતા. ત્હેના હાથ હેઠળ કામ કરતા અન્ય ન્હાના પગારદારો પણ સંતુષ્ટ ન હતા, કેમકે ત્હેની પવિત્રતા ત્હેમના ગજવાં ગરમ કરવામાં આડે આવતી હતી.

"લ્યો આ સરકારી બંટ" બે રૂપીયા મ્હારા હાથમાં રાખતાં ત્હેણે કહ્યું:–"કોઈ સારો આશ્રય ઉત્પન્ન કરો, શરાફતની ઝિન્દગી જીવો"

પહેરેગીરના શબ્દો મ્હારા માટે ઉપયોગી ન હતા. કદાચ્ હું ત્રીજીવાર આ શબ્દો સાંભળી રહ્યો હતો. વારૂં "ખુદા હાફીઝ" તે ધીમેથી બોલ્યો. પીઠ ફેરવી અને ધીમે ધીમે હું સડક પર ચાલવા લાગ્યો. પહેરેગીરની સહાનુભૂતિ પૂર્ણ દૃષ્ટિ મ્હને વિદાય અર્પી રહી હતી.

જેલની બહાર નીકળીને મેં એક લાંબો શ્વાસ લીધો. સમીરના ઝોરદાર સુસવાટા અથડાતાંજ વિચાર આવ્યો કે ઇન્સાન માત્ર સમીર ખાઇનેજ જીવતો રહી શકતો નથી. પેટની વરાળ માટે ખોરાકની જરૂર છે. મ્હેં મુઠ્ઠી ઉઘાડી બે ચળકતા સિક્કાઓને જોઈને એક પળ માટે આંખો ઝગમી ઉઠી. આ વખતે લગભગ દસ વાગ્યા હતા. છતાં હું ઠંડીથી થરથરી રહ્યો હતો. તડકાનો આનંદ લૂટવા થોડીવાર સામેના પુલ પર બેસી ગયો. મ્હારા મગજમાં ભાવિના વિચારો ઘુમી રહ્યા હતા. રૂપીયાઓને વારા ફરતી ઉછાળ્યા. બન્ને ખરા હતા. પણ પ્રશ્ન આ હતો કે આને કેવી રીતે ખર્ચ કરવામાં આવે. મ્હારી સામે કેદખાનાની ચાર દિવાલો હતી. સામે વિશાળ શહેર આબાદ હતુ મ્હારી દૃષ્ટિ જેલની દિવાલોથી અથડાઈ રહી જતી હતી. જો કે હું આ વખતે આઝાદ હતો, લેકિન હું સહન કરી રહ્યો હતો કે એક કેદખાનાથી બીજા કેદખાનામાં આવી પડ્યો છું. મ્હને મ્હારા મિત્રોનો વિચાર આવ્યો, જે કેદખાનામાં મ્હારા સહચરો હતા. આ દોરંગી દુનિયાથી કેટલા દૂર હતા, કેટલા બેદરકાર — બરાબર અડધો કલાક હું તેજ જગ્યાએ બેસી રહ્યો, અને આખરે સઘળી શક્તિ એકઠી કરી ઉઠ્યો. શહેરે પોતાના બાહુ પહોળા કરીને મ્હને આવકાર આપ્યો.

શહેરની એક ન્હાનકડી ધર્મશાળા મ્હારા નિવાસ માટે મ્હેં નક્કી કરી. એ પછી એક હજામની દુકાનમાં પ્રવેશ્યો. માત્ર બે આનામાં એક હજામે મ્હારી ઝિન્દગીના દસ વર્ષ મ્હને પાછાં આપી દીધાં, અને હમામ-

ખાનાના સ્નાને મ્હારા મુડદાલ શરીરમાં નવ-ચેતનનાં પૂર વહાવી દીધાં.

સ્હવારથી હમણા સુધી ભોજન કર્યું ન હતુ. સ્નાન પછી ધોયલાં સાફ કપડાં પહેરીને હોટલમાં પહોંચ્યો. અનેક લોકો જાત જાતના ભોજન ઉડાવી રહ્યા હતા. હુ પણ એક બાજુ બેસી ગયો. અને ભોજન ઉડાવવા લાગ્યો. જ્યારે હુ લાલ મોઢુ કરી સીગરેટના ધુમાડા ઉડાવતો બ્હાર નિકળ્યો ત્યારે મ્હારા ગજવામાં માત્ર એક રૂપીઓ પાચ આના હતા.

મ્હને થાક જણાઇ રહ્યો હતો. આરામ લેવાના વિચારે ધર્મશાળાના વિશાળ ચોગાનમાં લેટી ગયો. લેકિન થોડીજવારમાં એવો બેહોશ થયો કે ફરી હોશ ન રહ્યો. જ્યારે હુ જાગૃત થયો સ્હાંજ થઇ રહી હતી. ગરીબ મજૂરો થાકી પાકી ઘેર પાછા ફરી રહ્યા હતા.

સેંકડો મેહલાણીઓ ફરવા નિકળી પડ્યા હતા. અનેક લહેરીલાલાઓ સ્હાંજની મનોરમ્યતાનો આનંદ લઇ રહ્યા હતા અચાનક મ્હને મ્હારા પૈસાની યાદ આવી. લેકિન...શુ દુનિયામા આવા લોકો પણ વસે છે જે કોઇની ગફલતથી ફાયદો ન ઉપાડતા હોય......

હુ ફરી તેજ થોડા સિક્કાઓની શોધમાં ફરી રહ્યો હતો. નવ વાગે એક બોજ ઉપાડવાનું કામ મળ્યું. એક માણસની પેટી સ્ટેશનપર પહોંચાડવાની હતી. તે પેટી એટલી વજનદાર હતી કે મ્હારી ગરદન રહી ગઈ. માથુ ભમવા લાગ્યું. પગો ડગમગી ગયા લેકિન મ્હેં શક્તિ ન ગુમાવી. જેમ તેમ સ્ટેશન પર પહોંચી ગયો. શેઠ સાહબે પોતાની દરિયાદિલીની સાખીની આપતાં એક આનો મ્હારા હાથમા રાખી દીધો અને આ એક આનાથી મ્હારા પેટની ભૂખ પૂરી કરી અને ધર્મશાળામાં આવી સુઇ ગયો.

રોઝગારની શોધમાં ફરતાં એક એવી જગ્યાએ પહોંચ્યો જ્યાં એક મકાન બંધાઇ રહ્યું હતું. મુકાદમે મ્હને ત્રણ આનાની રોઝદારીથી રાખી લીધો. ઈંટ ધોવાનું કામ મ્હને આપવામાં આવ્યું. ઈંટ ધોતાં હું વિચારી રહ્યો હતો "ઇન્સાન ત્રણ આના રોઝમાં કેવી રીતે ગુજરાન કરી શકે છે?"

આ લોકો શું ખાતા હશે? ઘરનુ ભાડું શું આપતા હશે? બાળકોનું કેવી રીતે ગુજરાન કરતા હશે? અને કોઇ માંદુ થઇ જાય તો... ઉફ્! આ દુનિયામાં ઝિન્દગી કેટલી મોંઘી છે? શુ એમ શ્રમ ઉઠાવવા સર્જાયા છીએ?

જીવવા માટે મહેનત કરવી જોઇએ કે મહેનત કરવા માટે જીવતા રહેવું જોઇએ? મહેનત જીવનનુ ઇનામ છે? કે જીવન છે ઇનામ મહેનતનું? અમારી મહેનતના બદલે અમને કુત્તાઓ સમાન ઝિન્દગી આપવામાં આવે છે, અને જેઓ મહેનત નથી કરતા તેઓ અયશ આરામની ઝિન્દગી વિતાવે છે ઇન્સાનના રૂપમાં શયતાની કાર્ય કરે છે...આ કેવી દુનિયા છે? અહીં કેવા લોકો રહે છે? અહીં કેવી રીતે રહેવું જોઇએ?

ઇંટોને ધોતાં ધોતાં મ્હારા હાથમાં ને ગરદનમાં દર્દ થઇ રહ્યું હતુ. ભલા એવું કામ મ્હેં ક્યારે કીધુ હતું? તેના માટે સમયની જરૂર હતી. લેકિન મુકાદમ દમ લેવા દેતો ન હતો. તે ઓછા સમયમા વધુને વધુ કામ ઇચ્છતો હતો આખરે મ્હને કમચોરીનો બદલો મળી ગયો. મુકાદમે એક વાગે છ પૈસા આપતાં કહ્યું-"મ્હને તમારા જેવા મુડદાલ માણસની જરૂર નથી કોઈ બીજું કામ શોધી લો."

"છ" પૈસાનું ભોજન કરીને હું બઝારમાં ફરી રહ્યો હતો. સ્હાંજે મ્હારી દશા બહુજ ખરાબ થઇ ગઈ. કંઈ સમજમાં આવતું ન ન હતું કે શું કરૂ? અચાનક એક અવાઝ મ્હારા કાને અથડાયો.

આ મ્હારા મિત્રનો અવાઝ હતો. જેને હું કેટલાક સમયથી ભુલી ચૂક્યો હતો તે મ્હને

તેજ જીવન જીવવાનો સંદેશ આપી રહ્યો હતો.

મ્હારો આત્મા અંગડાઈ લઇ જાગૃત થયો.

એક સુંદર માણુસની પાકીટ સાથે મારી લાલચભરી દ્રષ્ટિ ત્હેના ગજવામાં પ્હોંચી. કેદની લાંબી સજાએ મ્હારા હાથની સફાઈ લૂટી લીધી હતી. મ્હારી અશક્તિના લીધે હું મ્હારી મુરાદમાં નિષ્ફળ નિવડ્યો. લેકિન હીમ્મત ન હારતાં શિકારની શોધમાં હું ફરવા લાગ્યો.

એક જગ્યાએ કોઇ ઢોંગી હકીમ પોતાની જાદુ ભરી શૈલીમાં બુલંદ અવાઝથી પોતાની ખોટી દવાઓની પ્રસંશા કરી રહ્યો હતો. માનવ મેદની ત્હેની વાતોમાં લીન હતી. મ્હેં એક પૈસાદારના ગજવાને મ્હારૂં નિશાન બનાવ્યું. મ્હને માત્ર એક પળની ગફલતી જોઈની હતી. અચાનક હકીમ પોતાના ભાષણ દરમ્યાન કહેવા લાગ્યો—

"જુઓ, જરા આપના ખીસાં પાકીટ માટે હુશીયાર રહેજો. એવું ન થાય કે કોઈ લાભ ઉપાડી લે." લોકો હુશિયાર થઇ ગયા ચારે તરફ ધુસ્કા ધુસ્કી થવા લાગી. મ્હારી દશા તે માણસ જેવી હતી, જે ચોરી કરતાં પકડાઇ જાય છે. હું ભયના લીધે દ્રષ્ટિ ઉપાડી શકતો ન હતો. મ્હને જણાયું કે કેટલીએ નઝરો મ્હારા પર પડી રહી છે. હકીમે ફરી ભાષણ શરૂ કર્યું હું ત્યાંથી સરકી ગયો—બરાબર રાત્રીના સાડા અગીઆર વાગે હું નિરાશાથી હતાશ થઈ પાછો આવ્યો.

રાત્રીએ મ્હને ઉંઘ ન આવી. ભૂખથી ખરાબ સ્થીતિ થઇ ગઈ હતી. ત્રણ-ચાર નિંદ્રાધીન ઇન્સાનો પર મ્હેં હુમલા કર્યા. લેકિન ત્હેમને પણ મ્હારા સમાન જોયા. સ્હવારની બપોર થઈ અને બપોરની સ્હાંજ થઇ, લેકિન હુ પેટની આગને ઓલવી ન શક્યો.

શહેરનું આલિશાન બઝાર ખૂબ દીપી રહ્યું હતું લોકો પોતાની આવસ્યક વસ્તુઓ ખરીદી રહ્યા હતા. હું વીજળીના એક થાંભલાને લાગીને માનવ ચહેરાઓને આનંદ અને આકાંક્ષાથી જોઇ રહ્યો હતો. સામેની સોના ચાંદીની દુકાનો વિજળીની રોશનીથી ઝળહળી રહી હતી. એક દુકાનમાં એક શેઠજી ગાદી ઉપર તકીયાને ટેકવીને પોતાના મોટા પેટ સહિત બેઠી ધોતી પહેરી બેઠા હતા. ભૂખની ગરમીએ મ્હારામાં હિમ્મત ઉત્પન્ન કરી. શેઠજીની પાસે હું પ્હોંચ્યો—

"કાં શેઠજી, નોકરી મળશે? મ્હેં પ્રશ્ન કર્યો.

"નોકરી!" શેઠજીની દ્રષ્ટિ મારા પર ફરવા લાગી. ફરી બોલ્યાઃ-"પહેલાં કદી નોકરી કરી છે?"

"હાં! હાં! હમણા જેલથી છુટીને આવી રહ્યો છું." દિલેરીથી મ્હેં જવાબ વાળ્યો "અને શેઠજી, જેલમાં સખ્તમાં સખ્ત મઝદૂરી કરી છે, અને કેળવાયેલો છું. મિડલ સુધી કેળવણી સંપાદન કરી છે. જો તમે નોકરીએ રાખી લો તો..."

શેઠજી ગભરાયા. આંખોમાં ચળકાટ જણાયો, ધીમેથી બોલ્યા:-"ભાઇ નોકરી આજકાલ ક્યાં છે? સારા સારા ભણેલા ગણેલા માર માર ફરે છે. મઝદૂરી પણ મળતી નથી." પછી થોડી વાર રહી કહેવા લાગ્યા. "હમણાતો કોઈ જગ્યા નથી. ફરી કોઈ વાર આવજો. મિત્રોને પૂછીને જવાબ આપીશ."

જ્યારે હું દુકાનથી નિકળી રહ્યો હતો, તો ગલીના બીજા છેડાથી એક માણસને અંદર આવતાં જોયો. એકજ નજરમાં હું તેને ઓળખી ગયો. આ તો ફઝલુ હતો. જે મ્હારી બીજીવારની કેદ દરમ્યાન મ્હારો સાથી રહી ચૂક્યો હતો. શેઠજી એને જોતાંજ ગભરાયા, ચારે તરફ જોવા લાગ્યા. હુ થોડી દૂર છુપાઈ ગયો. શેઠજીએ ખાત્રી કરી લીધી કે કોઈ તેમને જોતું નથી તો ફઝલુને એક ખૂણામાં લઈ જઇને ધીમેથી પુછ્યું-"કહો શું છે?"

ફઝલુએ સોનાનું કડું ચળકતું તેમની સામે

ધરી દીધું. શેઠજીએ હથેલી પર તેના વજનનું અનુમાન કીધું–" સાવ નકલી એનુ છે, પચ્ચીશ રૂપીઆનો' માલ હશે !"

" શું કહો છો શેઠજી ?" ફઝલુ આશ્ચર્યથી બોલ્યો "હોદ્દેસોનો માલ છે–" "હ......શે... નકલી બિલ્કુલ, ચાલીશથી વધુ નિકમ્મીજ, શકતું નથી. એકજ વાત કહું છું પાંત્રીસ હું આપું આથી વધુ ન મળે."

"ગજબ કરી રહ્યા છો, શેઠજી" ફઝલુ બોલ્યો.

"બસ કહી ચૂક્યો !" શેઠજીએ જવાબ આપ્યો.

"વારૂ જેવી ઇચ્છા !" અન્ય ઘરાકોને દુકાનમાં ચઢતાં નિહાળી ફઝલુ સોદો નક્કી કરી, પૈસા લઈ, અહીં તહીં જોતા ગલીના નાકે આવી પહોંચ્યો. પાછળથી હું તેના સમીપ પહોંચ્યો. તેના કાંધા પર મ્હારો હાથ પડતાંજ તે ગભરાઈ મુક્કી ઉઠયો. પછી મને ઓળખતાં બોલ્યો—

"તમે છો, રાજુ ! મને ડરાવી દીધો. આજકાલ કયાં છો ?" "પહેલાં તમે ભોજન કરાવો. બે દિવસથી ભૂખ્યો છુ."

તે મ્હારો હાથ પકડી એક અંધારી ગલીમાં લઇ ચાલ્યો.

શહેરના એકાંત ભાગના એક સંકુલ ખાનામાં અમે પહોંચ્યા. તે બોલ્યો:–"આ તેમનો ખાસ અડ્ડો છે અમે અહીં આઝાદીથી વાતો કરી શકીએ છીએ." અમોએ ખૂબ પેટ ભરીને ભોજન કર્યું. પછી તેના દબાણથી જેલજીવનના સઘળા અનુભવો મેં કહી સંભળાવ્યા. મ્હારી દાસ્તાન સાંભળી તે કહેવા લાગ્યો "વારૂ, તો તમોએ શરાફત અને ઇમાનદારીની ઝિન્દગી વ્યતિત કરવાનો વિચાર કર્યો છે ?" તે ખડખડાટ હસી પડયો. એક છોકરાને ચાહ લાવવાની આજ્ઞા કરી તે બોલ્યો—

"ગણનાર જેલ જઇ આવ્યા છતાં બાળકજ રહ્યા રાજુ ! નાદાન ! શરાફત અને ઇમાનદારીના જીવનથી પણ કયાં સુખ પ્રાપ્ત થાય છે ? ને તે પણ આ ફરેબી દુનિયામાં ! જ્યાં ડગલે ને પગલે દગા ફટકાનો વ્યાપાર ચાલતો હોય. બિચારા કિસાનોને નથી જોતા ? એમની શરાફત અને ઇમાનદારીએ એમને મારી નાખ્યા છે તમને જાણવું જોઈએ કે આ સત્યવાદી જીવનને આજની દુનિયા બેવકુફીના નામે સંબોધે છે. દૂર કયાં જાઓ છો ? આ શેઠજીનો દાખલો લ્યો. હમણાંજ તમારી સમજમાં આવી જશે. ખબર છે ? શેઠજી આજે શહેરની સૌથી મહાન વ્યક્તિ ગણાય છે. માનવ ઇચ્છાઓ તેમની ખરીદાવલી ગુલામ છે. હમણાંજ થોડા સમય પહેલાં તેઓ એક સાધારણ દુકાનદાર હતા. આપણા જેવાઓ પાસેથી ચોરીનો માલ ખરીદીને ગાળીને વેચવા લાગ્યા. વ્યાજમાં માણસોને ખૂબ લૂટયા. કેટલાકોની મિલકત છીનવી. અનેકોને બરબાદ કર્યા અને ખુશામદ ખોરીથી આજે ચારે તરફ પ્રતિષ્ઠા મેળવી છે. લોકો ઝુકીને ઝુકીને સલામ કરે છે. મેળાવડાનું પ્રમુખસ્થાન શોભાવે છે. સમજ્યા ! આ દુનિયા છે. અહીં શરાફત અને ઇજ્જતનો આધાર દૌલત ઉપર છે. જો મ્હારી પાસે દૌલત હોય તો હું શહેરનો સૌથી પ્રતિષ્ઠિત પુરૂષ બની શકું છું. ગરીબીમાં કોઈ મુખ જોવું પણ પસંદ કરશે નહીં. દૌલતનો ચમકાટ ઇન્સાની નિગાહો ને એવી રીતે આંજી દે છે કે દૌલતમંદના પાપો પણ પુણ્ય જણાય છે"......

ફઝલુ ઠંડી ચાહનો ઘુંટડો લઇ બોલ્યો, "આ દુનિયામાં કોઈ કાર્યની ખૂબી તેના કરનારની યોગ્યતા પર છે. જો બોગ્ય કાર્યને રંગીનતાથી રજુ કરવામાં આવેતો એ ખરૂં કાર્ય થઈ શકે છે. કોઈ અપરાધનુ કરવું ગુનાહ નથી, લેકિન તેને છુપાવી રાખવું ગુનાહ છે. સાંભળો મીંયા

રાજુ, સંપૂર્ણ જીવનનું રહસ્ય ચાંદીના ટુકડાઓમાં છુપાયલું છે. ઇન્સાનનું મુફલિસ હોવું ત્હેની સૌથી મોટી કમનસીબી છે. ત્હેમને થોડાક સિક્કાઓ ત્હમારા કિંમત વિનાના શબ્દોને સોનેરી કરી શકે છે?" [illegible]

તે ઘડીયાળ જોઈ કહેવા લાગ્યો " માફ કરજો. મ્હને એક ખાસ 'કામ' માટે જવું છે. તમે અહીં શાંતિથી રાત્રી વિતાવી શકો છો. "

હું જાગૃત થઈ ગયો હતો. મ્હારી આંખો ખૂલી ચૂકી હતી: મ્હેં નિર્ણય કરી લીધો. "મ્હારે હવે શું કરવું જોઇએ?"

"હું ત્હમારો આભારી છુ, હું ધીમેથી બોલ્યો. લેકિન ત્હમે મ્હારી વધુ મદદ કરી શકશો?"

"તે શું?"

"મ્હને ગલ લગાવવાનાં હથિયારો આપી દો"

જ્યારે મ્હારી ઝિંદગીનાં ખુશનુમા અને રંગીન વર્ષો ઝમાનાએ ચાટીને પૂર્ણ કરી દીધાં છે.

બાર વર્ષ પછી મ્હને જેલથી મૂક્ત કરવામાં આવી રહયો છે...મુખ્ય દ્વાર પર પહેરેગીર કહેવા લાગ્યો.

"તો શું ત્હમે વચન આપો છો કે બીજીવાર અહીં ન આવશો અને પવિત્ર જીવન શાંતિથી વ્યતિત કરશો?"

આ છે જીવનની
નવલિકા!

## "પળવાર નથી"

કોઈ જીવનમાં જવાની સમો શણગાર નથી;
ને જવાનીમાં પ્રણય સમ કોઈ શૃંગાર નથી.
અટળ-સંજોગ-નિયમ-હોંશ ને એવાં એવાં,
છે ઘણાં દુશ્મનો મુજ જાનનાં બેચાર નથી.
આ કયા કારણે વ્યાકુળ રહે છે નિશદિન?
ચયન કાં આંખનાં પલકારાને પળવાર નથી?
કાળ સંજોગ કલમથી લખે જીવન પુસ્તક;
સાર છે એટલો એનો કે કોઈ સાર નથી.
પારસાઇનો કરે જાએ છે દાવો ફોકટ;
છે ગુન્હો એજ ભયંકર કે ગુનેહગાર નથી.
બહાર આવે કે પછી પાનખર આવે માલી!
છે બધું એક હું જ્યાં મુજથી ખબરદાર નથી.
એકને એકનો મોહતાજ જગતમાં જોઈ:
મર્દ માનવને, એ વ્હેવાર શું પડકાર નથી?
માટે તે રંગમાં તરબોળ થઈ જાઓ "સગીર"
પણ કોઈ દર્દ સમો રંગ અધકદાર નથી

"સગીર" (મુંબઈ)

## "વીતી જાય છે!"

એ'ની યાદી જ્યારે આવી જાય છે:
કોણ જાણે દિલમાં શું શું થાય છે?
બુલબુલો કે' છે પુકારી પુષ્પને;
ખીલતું ત્હારું વદન કરમાય છે!
આશ પણ લાગી રહી છે ઊરમહિં;
'ને જીવન જ્યોતિ જુઓ બુઝાય છે!
શી ખતા છે બોલ જલ્દી સાકીયા?
જામ કાં મુજને હવે ના પાય છે?
આશ જન્મે દિલમાં ને દિલમાં મરે;
ઝિન્દગી બસ આમ વીતી જાય છે!
વાત—વાતોમાં ઠુકરાવે છે મ્હને;
તોય દિલ ત્યાં દોડી દોડી જાય છે!
વિરહમાં ના ઝિન્દગી વીતે "અસીર;"
મૌત પણ ક્યારે ન મારી ધાય છે!

" અસીર " (બાંટવા.)



# લોહીની પ્યાસ

**( પાદરીની પ્રેમદાની અદ્‌ભૂત કથા )**

(અમારી રસભર ચાલુ વાર્તા)

રૂપાન્તરકાર : "તુરાબ"

[ પ્રવીકરણ ]

["લોહીની પ્યાસ" મૂળ ફ્રેન્ચ ભાષામાં લખાયલી કથાનો અક્ષરેક્ષ 'અનુવાદ' ઉપરથી મેં ગુજરાતીમાં ઉતારી છે La Morte amoreresse એનું ફ્રેન્ચ નામ છે અને થીઓફીલ ગોટીયરે તે લખી છે. અંગ્રેજીમાં એનો અનુવાદ, પોલ ફૂખામે The beautiful vampire નામે કર્યો છે. "લોહીની પ્યાસ" ફ્રેન્ચ સાહિત્યની એક સુંદર કૃતિ છે અને કવિશ્રી ન્હાનાલાલની 'ઉષા'ની શૈલી જેવા "ઊર્મિલ ગદ્ય"માં લખવામાં આવી છે.

આ "કાવ્ય કથા"ના વસ્તુને સંપૂર્ણ રીતે સમજવા માટે એના મૂળ લેખકના જીવનનું આછું દર્શન કરવાની જરૂર છે. થીઓફીલ ગોટીયર (૧૮૧૧-૧૮૭૨)ની જીવન અભિલાષા ચિત્રકાર બનવાની હતી; પણ ઈ. સ. ૧૮૩૦માં વિક્ટર હ્યુગોના Hernani નામના નાટકની પહેલી ભજવણીએ સાહિત્યકારોનું સમરાંગણ રચાયું. નવમતવાદી 'Romanticists' અને પુરાણા મતવાદી Classicists વચ્ચેના આ સાહિત્ય સંગ્રામના પરિણામે ગોટીઅરે ચિત્રકાર થવાને બદલે નવમતવાદીઓની ખાહેધરી કરવા સાહિત્યકાર થવાનું પસંદ કર્યું. ફ્રેન્ચ સાહિત્યને શબ્દ ચિત્રો ચીતરનાર ગ્રંથકાર સાંપડયો. ઈ. સ. ૧૮૩૩માં Young france નામના લેખક મંડળમાં થીઓફીલ ગોટીઅર જોડાયા. આ મંડળ ક્રમ "રોમેન્ટીસીસ્ટો"નું હતું.

થીઓફીલ ગોટીઅર કેવળ પચીસ વર્ષના હતા ત્યારે "લોહીની પ્યાસ"ની અદ્‌ભૂત કથા Chronique de paris ના ઈ. સ. ૧૮૩૬ના જુન માસની ૨૩મી અને ૨૬મીના અંકોમાં પ્રગટ થઈ હતી અને હાલ Nouvelles નામના ગ્રંથમાં તે સંગ્રહાયલી મળી આવે છે. ગોટીઅરના નામે ૩૭ ગ્રંથોનું સર્જન નોંધાયું છે, અને એમના અનેક લખાણો તો ગ્રંથસ્થ થયા નથી એવું જણાવવામાં આવે છે. આ બધા ગ્રંથોમાં શૈલીની દ્રષ્ટિએ Emaux et camees ને તો તેની "હંસગીત" તરીકે માનવામાં આવે છે. ગોટીઅરની શબ્દચિત્રો સર્જવાની કળા આ ગ્રંથમાં દીપી ઉઠી છે, એવું જણાવવામાં આવે છે.

"લોહીની પ્યાસ" ભાવગર્ભિત કથા છે અને ઉપરછલ્લાં વાચનથી એ સહેજે સમજાય એવી નથી. મનુષ્ય સ્વભાવના ઉંડાણમાં વસતા શ્રેયસ ને પ્રેયસ, ભલાઈ ને ભૂંડાઈ, નેકી ને બદીના સૂક્ષ્મતમ બે તત્વોનું તેમાં કલાપૂર્વક પૃથક્કરણ કરવામાં આવ્યું છે, અને કથાને રોચક બનાવવા માટે તેમાં Vampire legend-લોહી પિપાસુ મડદાની દંતકથાની અદ્‌ભૂતતા અને પ્રેમના રસ નીચોળવામાં આવ્યા છે.

ગોટીઅરે આંગ્લ સાહિત્યમાંથી "વેમ્પાયર"ની દંતકથાને અપનાવી છે. અંગ્રેજોમાં એવી કથા પ્રચલિત છે કે, આ દુનિયામાંનાં અતૃપ્ત આત્માઓના મડદાં રાતે પોતાની કબરોમાંથી ઉઠે છે અને જે ઘરનાં બારીબારણાં ઉઘાડાં હોય છે તેમાં પ્રવેશી સૂતેલાંઓનાં લોહી પીને પોતાના આત્માની તૃષા છિપાવે છે ગોટીઅરની કથામાં ક્લેરીમોન્ડીનું પાત્ર આવી લોહીપ્યાસી લલનાનું છે.

'વેમ્પાયરની દંતકથા વિષે વિશેષ જાણવું હોય તો Beautiful vampire ની વિસ્તૃત પ્રસ્તાવના (૧૯૨૬)માંનાં પ્રો૰ ગુસ્તાવ રડલર નિર્દિષ્ટ સાહિત્ય પ્રતિ હું વાંચકોનું લક્ષ ખેંચું છું. પણ તેનો સંક્ષિપ્ત ઉલ્લેખ અત્રે પ્રાસંગિક થઇ પડશે. ગોટીઅરે વેમ્પાયર વિષયક અપથ્ય વસ્તુઓને નાંખી નાખી વાર્તામાં રોચક તત્વો દાખલ કર્યા છે ગોટીઅરની લોહી પ્યાસી લલના ભયાનક કરતાં આકર્ષક વધારે છે. ખૂની કરતાં માશૂક વધારે છે. પિશાચિણી કરતાં સ્ત્રી વધારે છે. સામાન્ય રીતે શરીરમાંનું સઘળું લોહી વેમ્પાયર ચૂસી લે છે અને તેના ભોગ બનેલા માનવનું મૃત્યુ નીપજાવે. તેની આવી અસુરી પ્યાસના પરિણામે જીવંત માનવો પણ નિર્દય બની તેના ખોળિયાને ખોળી કહાડી તેને પીંખી નાખવા અહર્નિશ એક શિકારી જેટલા તત્પર હોય છે અને તેનો મૃત દેહ મળી આવે છે ત્યારે કેટલા પણ લોખંડ વગર અણિયાળો સળીઓ તેના હૃદયમાં ખોંચી દે છે. આ સમયે તેનો ચિત્કાર અત્યંત ભયાનક હોય છે. પછી તેનું માથું કાપી ધડથી જુદું કરી દેવામાં આવે છે અને મડદાને બાળી નાખી તેની રાખ વાયુમાં વેરી દેવામાં આવે છે પરન્તુ "લોહીની પ્યાસ"માં "ક્લેરીમોન્ડી"નો અંત કેવળ પવિત્ર પાણી અને "ક્રોસ"ના ચિહ્નથી જ આણવામાં આવે છે; અને તેથી આપણા દિલને અરૂચીકર આઘાત થતો નથી. વળી ક્લેરીમોન્ડી, રોમોલ્ડની ખૂની નહિ બનતાં તેના પાગલ પ્રેમમાં પડે છે અને લોહીનાં કેવળ થોડાંજ ટીપાં પી પોતાના પ્રાણપોષણને કરમાતું બચાવે છે આ વિષયમાં અર્વાચીન યુગની Blood transfusion ની વૈજ્ઞાનિક ઉપચાર વિધિનો નિર્દેશ કરતાં પ્રો૰ ગુસ્તાવ રડલર લખે છે કે ગોટીઅરના આ આલેખન માટે તેને આ વસ્તુનો પયગામધારી કહેવો જોઈએ.

"લોહીની પ્યાસ"ના કથાનાયક રોમોલ્ડના અંતરનાં ઉંડાણમાં બે વિરોધાત્મક તત્વો—ક્લેરીમોન્ડી અને સેરાપીઓન—તાંડવ કરે છે ક્લેરીમોન્ડી બદીના પ્રતિરૂપ છે અને તે માયાની જાજ્વલ્યમાન જાળ પાથરી શરાબ, સુંદરી, સંગીત આદિ સર્વ પ્રકારના દુન્યવી કુકર્મો પ્રતિ રોમોલ્ડને આકર્ષે છે. એમ સેરાપીઓન નેકીના પ્રતિરૂપ છે અને તે રોમોલ્ડને ધર્મ, સેવા ને આત્મ જેવા ધાર્મિક કાર્યો તરફ વળવાનો આકરો ઉ... આપે છે.

રોમોલ્ડ ચોવીશ વર્ષ લગી સખત બ્રહ્મચર્ય પાળે છે, પોતાની માતા સિવાય અન્ય સ્ત્રી પર દ્રષ્ટિ પણ કરતો નથી. બાળપણથી ધાર્મિક શિક્ષણ સંપાદન કરતો રહે છે અને નાની નાની ધાર્મિક ઉપાધીઓ ક્રમવાર મેળવતો જાય છે પણ ચોવીશ વર્ષે રોમોલ્ડનું સુષુપ્ત યૌવન જાગે છે. અને દુન્યવી લાલસાને જગાડે છે.

એક બાજુ રોમોલ્ડની વય પાકી થતાં તેને પાદરીપદ અર્પવાનું નક્કી થાય છે. બીજી બાજુ યૌવનના ફુવારા ફૂટતાં તેના અંગ પ્રત્યંગમાં સૌંદર્યની વાંછના ને પ્રેમની આગ પ્રજળે છે. કઈ દીશાએ જવું, દુનિયાની કે દીનની? મનુષ્ય સ્વભાવ રોમોલ્ડને માથે અનિશ્ચિતતા ઢોળે છે રોમોલ્ડની જીવન અભિલાષા પાદરી થવાની છે પણ પ્રેમ તેને રેશમની દોરીએ ખેંચે છે. રોમોલ્ડનું દિલ પ્રેમના પીયૂષ પીવાને તલસે છે, પણ રોમોલ્ડને તો વર્ષોના નિગ્રહને લાગી ન દેતાં પોતાના મનની મુરાદ પૂર્ણ કરવા પાદરી બનવું છે. પરન્તુ, પ્રેમનું આકર્ષણ બળવત્તર જણાય છે. વિષયના અગ્નિથી ધીકતા તેના દિલને સાત્વિકતા એ સ્વપ્નમયતા અને વાસ્તવિકતાએ કલ્પિતતા જણાય છે. દિવસનું ખરું જીવન તેને રાત્રિનું સ્વપ્ન ભાસે છે અને સ્વપ્નમય જીવન તેને ખરું દેખાય છે. પાદરીનું વાસ્તવિક જીવન તેને કાલ્પનિક લાગે છે અને ઉમરાવનું કાલ્પનિક જીવન તેને વાસ્તવિક જીવન જણાય છે.

મચરસથી ઍથસ તેને વધારે પ્યારો લાગે છે અને મેયસના મૃગજળ પાછળ તે પોતાના આત્મા અને કલેવરને વેડફે છે. રેમોન્ડને ફ્લૉરીમોન્ડી પ્રેમથી પંપાળે છે, સેરાપીઓન કરડાઈથી ટારે છે.

આમને આમ પાગલ યુવાનીના લગભગ ત્રણ વર્ષ લગી રેમોન્ડ અનિશ્ચિત દ્વિરંગી જીવન જીવે છે. અંતમાં, ઍથસ, સેરાપીઓન ઍથસ–ફ્લૉરીમોન્ડી પર વિજય પામે છે અને રેમોન્ડનો મોહ ઓસરી જાય છે. 'લોહીની પ્યાસ'નું આ, સદ્દેસાવાદક વસ્તુ છે અને તેને "ઊર્મિલ,ગદ્યની શૈલીથી વણવામાં આવ્યું છે.

—તુરાબ ]

---

**ત**મે પૂછો છો કે,
મેં પ્રેમ કર્યો છે?
હા.

વિચિત્ર ને ભયાનક મારી પ્રેમ કથા છે. હાલ મારી વય છાસઠ વર્ષની હોવા છતાં એ અનુભવનું પુનઃસ્મરણ કરવાનો સાહસ કરવામાં આજે પણ મને ભય લાગે છે. તમારી વિનંતિનો અનાદર કરવાને હું નારાજ છું, પણ આટલું જણાવી દઉં છું કે, આકરા અનુભવ વિહોણા ને દુર્બલ દિલવાળાઓ માટે મારી આ કથા નથી.

આટલી વિચિત્ર ઘટનાઓ મેં અનુભવી છે એમ હું માની પણ શકતો નથી; છતાં ત્રણ વર્ષથી યે સમય લગી હું એક અસામાન્ય, વ્યસ્તતાની ઘેલછાનો શિકાર બની રહ્યો હતો.

હું એક ગરીબ ગામડિયો પાદરી છું; પણ દરેક રાતે સ્વપ્નમાં–ઈશ્વરની કૃપા કે તે કેવળ સ્વપ્ન જ હતું. આત્મા વિહોણી કામાંધ વ્યક્તિનું જીવન જીવતો હતો. સ્ત્રી પર નાખેલી એક જ નજરે હું મારો આત્મા ખોઈ બેઠો હતો; પણ પરમેશ્વરની કૃપાથી ને મારા ઇષ્ટ દેવતાની સહાયથી મારા શરીરમાં પેસેલા પાપી પ્રેતાત્માને હડસેલી કાઢવામાં હું આખરે શક્તિમાન થયો હતો.

મારા જીવનમાં અનોખા રાત્રિ જીવનના રહસ્યનો આવિર્ભાવ થયો હતો.

દિવસે હું પવિત્ર ને વિષય વાસના વિહોણા પાદરીનું જીવન જીવતો હતો અને પ્રાર્થના ને પવિત્ર, ઈશ્વરી કાર્યોમાં ગૂંથાયેલો રહેતો.

રાતે આંખો મીંચતાં જ હું યુવાન ઉમરાવ, સ્ત્રીરસિક, કુતરાને ઘોડાનો શોખીન, જુગારી, શરાબી અને ખુદાને ગાળો ભાંડનાર પાપી બની જતો.

સવારે પાછો જાગતો ત્યારે હું નિદ્રામાં હોઉં ને હું પાદરી છું એવું સ્વપ્ન જો તો હોઉં, એવું મને લાગતું.

મારા એ રાત્રિજીવનની વસ્તુઓને વાતોની યાદીને હું મારા મગજમાંથી આજ લગી નિર્મૂળ કરી શક્યો નથી.

મારા પાદરીવાડની દિવાલો મેં ક્યારે પણ છોડી નથી છતાં મને આવી વાતો કરતાં સાંભળી કોઈ પણ સહેજે એમજ કહે કે, જંગલની ઘટાદાર ઝાડીથી ઢંકાયેલા અજાણ પાદરીવાડમાં જ વૃદ્ધ બનેલા વિનમ્ર પાદરીને બદલે હું જીવનના દરેક અનુભવનો આસ્વાદ માણી ચૂકેલો વૈરાગી છું, સંસારથી કંટાળીને મેં દુનિયાનો ત્યાગ કર્યો છે, ધર્મનો આશરો લીધો છે અને મારા વલોવાયલા દિલ માટે શાન્તિ શોધતો હું દેવળને દરવાજે આવ્યો છું.

હા!

મેં પ્રેમ કર્યો છે.

આ દુનિયામાં કોઈ વ્યક્તિએ પણ નહિ કર્યો હોય એવો પ્રેમ મેં કર્યો છે!

આટલી પ્રબળ ને પાગલ વિષય લાલસાથી મેં પ્રેમ કર્યો છે કે મારું દિલ તુટી તુટીને ટુકડા થવાને બદલે અતુટ કેમ રહી ગયું એજ મને આશ્ચર્ય થાય છે. [અપૂર્ણ]








ત્રિપુરી મહાસભા પછીથી શરૂ થએલી આ ટગ-ઑફ-વૉર- દેશને કેવીરીતે
આઝાદ કરશે તે તો પરમાત્મા જાણે અગર મહાત્મા જાણે !



Printed by Shah Mohanlal Maganlal Badami, at The "JAINANAND" Printing Press, Daria Mahal, SURAT.

Published by Aazam Ahmed Esmail "Vakil" for Vakil Sahitya Karyalaya Kanpith, SURAT






વર્ષ ૧ લું

તંત્રી :–
"વહશી" રાંદેરી
સહતંત્રી :–
"બેકાર"

અંક ૩ જો



હૈદરાબાદ સ્ટેટ **જનરલ હોસ્પીટલ.** જેમ નામદાર નિઝામની ઉસ્માનીય યુનીવરસિટિ મારફતે લોકોનાં મન દુરસ્ત થાય છે; તેમ આ હોસ્પીટલ મારફતે તન દુરસ્ત થાય છે. બાકી જમીનની ફળદ્રુપતા તથા રૈયત પરવરીની નિઝામી તમન્નાને લીધે ધન તો દુરસ્ત છે જ!



કારવાં પુ. ૧લું ○ ○ ○ નવેમ્બર ૧૯૩૯ ○ ○ ○ અંક ૩ જો

# હિલાલે ઈદ હમારી હંસી ઉડાતા હય

**એ ઝમાનો** ગઈ કાલનો હતો, ઈદનો ચાંદ, જ્યારે, આનન્દનો પયગામ હતો.

જે ભૂમિ પર ઈદનાં કુમકુમ કદમોની છાપ, ગઈ કાલે, છપાતી હતી, એ ભૂમિ **પારકી** નહિ, **પોતાની** હતી. ઈદનો અદ્ભૂત સત્કાર કરનારા માનવીઓ, **'ગુલામ'** નહિ, **'આઝાદ'** હતા.

ઈદ ત્યારે શહેન્શાહોનાં પ્રેમબિન્દુઓ ઝીલતી આવતી હતી. એનાં માનમાં લશ્કરો ગોઠવાતાં હતાં: તોપો ગગડતી હતી: સોનામહોરો ઉછળતી હતી: હર્ષોન્માદના ઓઘ, ચારેકોર ઉછળતા હતા. અયશ ને મુસરંત, અમન ને અમાન: ગરીબ-ગુર-બાઓનાં દિલમાં પણ ત્યારે ઉલ્લાસનો ઘેરો ઘુઘવાટ જ ઘુઘવતો હતો.



પણ, એ યુગ આથમી ગયો છે. એ વાતો સ્વપ્ન બની છે. એ દિવસો ઉડી ગયા છે. આજે તો, ઈદની ખુશીઓના 'નજ્માઓ'ની મધુર પણ, કોઈ દિલદ્રાવક 'મરસિયાઓ' માંજ પલટાતી જણાય છે.

ઈદ આવે છે......એનો અદ્‌ભૂત સત્કાર કરનારા, એ શહેન્શાહો આજે નથી. ખોળે ખોળે અશરફીઓ ઉછાળતા, એ દાનવીરો આજે નથી. ભવ્ય ઝરૂખાઓમાં ઝગારાઓ કરતી, એ બેગમો પણ આજે નથી.

ઈદ આવે છે......અસંખ્ય ખખડી ગએલાં ઓરડાંઓમાં નિષ્ઠુર બૂમબરાડ, આજે ભમતો જણાય છે. ઈદ આવે

આંગળી ઉઠાવી કહ્યું: "જુઓ પેલા મિનારાની ટોચ ઉપર બરાબર જુઓ."

—(૦)—

મેં ચાંદ જોઈ લીધો. જોઈ તો પ્રથમથી જ લીધો હતો. પરંતુ હવે તે વધુ સાફ અને પ્રકાશમાન દેખાયો. મેં કહ્યું "હા, હા, જોઈ લીધો. પરંતુ એમાં શું રાખ્યું છે? આ પૂનમના ચંદ્ર તરફજ કેમ મીટ ન માંડુ કે જે હમેશાં પ્રકાશિત અને પૂર્ણ રહે છે?" એજ પ્રકારના કે તુટેલફુટેલ ફકરાઓ ઉચ્ચારી હું બેખુદ બની ગયો. ને પ્રેમ-તૃષાથી સુષ્ક બનેલા હોઠો કે જેમાં તમન્નાઓ થરથરી રહી હતી તેને તે ગાલ ઉપર મુકી દીધા કે જેમાં યૌવનનું લોહી પ્રેમઉભરાથી હેળો મારી રહ્યું હતુ

હાય અફસોસ! એવા મદ ને આનંદમા, એવી એકાગ્રતા અને તલ્લીનતામાં, એવી અનેરી મોજ અને બહારમાં હું રચ્યો પચ્યો હતો કે દુર્ભાગ્યે કોઈએ મને ઢંઢોળીને જાગૃત કરી દીધો, અને કહ્યું કે

"બાઝાર સે કપડા કબ આયેગા? ઔર કબ સિલેગા? ઇદ્દકા બચ્ચે નંગે રહીંગે કયા?"

સારાંશ કે જ્યારે હું જાગ્યો તો એજ વિચારોના સાગરોમાં હુ તરતો હતો, અને મારી જીભ ઉપર એ શેઅર હતાઃ—

"ન ઉમંગે ન તરંગે ન મસર્રત ન ખુશી
અબ હમારે લિયે નૌમીદ મેં રખ્ખા કયા હય?
કિસે દેખેં કીસે છાતીસે લગા કર ખુશ હોં
ઈદ આયા કરે અબ ઇદ મેં રખ્ખા કયા હય?

—(૦)—

(સમાપ્ત)

# આવાઝકી દુનિયાંકે દોસ્તો



સંભાળનાર :— 'જેડ્ડ'

**આ**વાઝકી દુનિયાં કે દોસ્તો; યાને કે કારવાંના લેખકો, ગ્રાહકો અને મફતીયા વાંચકોને પણ ઇદમુબારક, અને હિંદુ મિત્રોને દિવાળી મુબારક! જો કે આપણી આજકાલની ઇદો આર્થિક મહોરમ અને દિવાળીઓ આર્થિક હોળી રૂપે ઉત્તરોત્તર વધુને વધુ કડક રીતે આવે છે છતાં પણ! જે પ્રમાણે આ વરસે દિવાળી અને ઈદના તહેવારો કશાએ ભેદ ભાવ વિના સાથે સાથે આવ્યા તેમ કૉંગ્રેસ અને લીગે હાથ મિલાવ્યા હોત તો હિંદને લોકશાસનની પરીક્ષામાં નાપાસ ન થવું પડત! હાલમાંજ એક પંતુજી વીસ વીસ વખતના સતત ઢક્કા પછી મેટ્રીકનો કિલ્લો સર કરી શક્યા છે પણ કોંગ્રેસ તો વીસ વરસે પણ લોકશાસનની પરીક્ષામા ફેલ નિવડી છે અને તે લીગ-કોંગ્રેસની **"તુમ અપના મુંહ ઉધર કરલો, હમ અપના મુંહ ઉધર કરલે"** જેવી સ્થિતિનેજ આભારી છે. પણ પાછું ક્ષિતિજ પેર કંઇક આશાનું ચિન્હ જણાતાં લીગ-કોંગ્રેસના મહારથી હિંદના પાયતખ્તમાં એકજ આસને બેસીને કંઇક કરી છુટવાનો તોડ કાઢી રહ્યા છે. ત્યાંતો પાછી બિલાડી છીંકી ગઇ! વળી બીજી બાજુ પ્રાંતિક સ્વરાજનાં તુમડાં તરતાં થઈ ગયાં છે અને પાંચસોના પગારના કાળા હાથીઓની જગ્યાએ તેથી આઠગણા પગારના ધોળા હાથીઓ બંધાઈ ગયા છે! જેથી હાલને માટે તો અકબરની પેલી પંક્તિ ખરી પડતી દેખાય છે કેઃ—

**"કામ ઈસ મુલ્કમેં હૈ સેલ્ફ ગવરમેન્ટ સે ક્યા?**
**ઝેહર કો કોઇ કરે હઝમ પીપરમેન્ટ સે ક્યા?"**

● પ્રાંતિક સ્વરાજના ટમટમતા દીવા હોલવાઇ ગયા છે અને તેને સ્થાને ૯૩મી કલમને આધારે ગવરનરોએ પોતેજ ઇલાકામાં અજવાળું પાડવા મશાલો ચેતાવી છે. લાટ સાહેબે તો નિવેદન દ્વારા બતાવી આપ્યું છે કે બહુમતિ, લઘુમતિને આંકડા કે ધંતુરાના ફુલની જેમ અળખામણી ભલે ગણે; પણ અમારે તો લોકશાસનનો હાર ગુંથવામાં તેનો પણ ઉપયોગ કરવો રહ્યો! ઓરમાયાં મતરાયાં કરવાનું અમને પાલવે નહિ! છોરૂં કછોરૂં થાય પણ કંઇ માબાપથી કમાબાપ ન થવાય! અને હોર બાપા કહે છે કે અમે શાહીવાદની કાંચળી કાઢી નાંખી છે! જાણો છો કાંચળી કોને હોય? સાપનેજ! એટલે શાહીવાદ એક સાપ છે; એ તો એમનાજ નિવેદનથી સાબીત થયું! શાહીવાદની વણઝાર તો ચાલતી રહેશેજ કુતરાં ભલે ભસતાં રહે! પણ જો એ શ્વાનો ભસવામાં જરા મૃદુતા ધારણ કરશે અને અમે જે થોડાં ઘણાં હાડકાં નાંખીએ તેના પર સંતોષ પકડીને બેસી રહેશે તો જરૂર યુરોપનો વંટોળીઓ સમી જતાં એમને સ્થાનીક સ્વરાજને પાટલે બેસાડી દઇશું! યુરોપમાં હિટલરવાદનો અસ્ત થશે કે તરતજ હિંદમાં સ્થાનિક સ્વરાજનો સૂર્ય ઉગશે. પણ અલબત્ત તેના માટે વાદળ ચોકખું રાખવું જોઇએ! લઘુમતિઓનાં ધાબાં કે નાના નાનાં વાદળાં ચઢી આવે એમ પણ ન થવું જોઇએ સમજ્યાને?

● સુભાષબાબુ કહે છે કે ભલે ગાંધીજીએ સમાધાનની બારી ઉઘાડી રાખી છે પણ હાલને તબક્કે તો યુરોપ તરફની ટાઢી હવાજ એ બારીએથી આવતી રહેશે બીજું કશુંજ નહિ! મવાળોની ઢીલી નીતિ અને નિષ્ક્રીય પ્રવૃત્તિજ હાલના વાતાવરણની જન્મદાતા છે. અમે તો હજુએ કહીએ છીએ "થાય એવા થઈએ તો ગામ વચ્ચે રહીએ"ની નીતિ ગ્રહણ કરો. કહેવત છે કે "કરજ અને કન્યા કરગરે મળતી નથી." તેમ જવાબદાર તંત્ર કે લોકશાસન પણ કરગરીને ભીખ માગવાથી મળવાનું નથી! હૉર બાપાએ ગાંધીજીના સત્યાગ્રહને વાંઝીયો કહ્યો છે તે અમને તો ખાતરીજ છે કે એ ખરૂંજ સાબીત થશે. કારણ કે હરિજનદ્વારા ગાંધીજી જે અહિંસામાં બંધાએલા સત્યાગ્રહની વાતો વહેતી મૂકી છે એ તો લુંગી પહેરીને ફુટબૉલ રમવા જેવી પુરવાર થશે! રાજાજીના કથન પ્રમાણે શાહી સરકારની ધુંસરી દેશી બળદોએ ફગાવી દીધી છે તો ભલે વિલાયતી આખલાથી કામ ગબડશે! પણ એ બધી ગુંચવણમાં પડવા કરતાં સર સિકંદરનો પડ્યો બોલ ઝીલી લેવામાં કૉંગ્રેસ કાં ઢીલ કરે છે? જો તેમને સરમુખત્યાર બનાવી દેવામાં આવે તો ૧૫ દિવસમાં લોકશાસન અપાવી દેવાનું કહે છે તેનું પારખું પણ થઈ જાય! મગર વોહ દિન કહાં કે......!

● ખેર! સ્વરાજને નામે લીડરોની દોડાદોડ તો ચાલુજ રહેશે પણ બિચારી પબ્લીકને તો હરહાલમાં એ ભરવાડોની પાછળ ઘેટાંની જેમ ખેંચાવાનુંજ રહ્યુંને? દિલ્હી અને વ્હાઈટહૉલ તરફ ડોળા તાણવાને બદલે આપણે આપણાજ પગોને મજબૂત કરવા પ્રયત્નો કરીએ તો બસ છે. "પેટમાં કુવો ને વરઘોડો જુઓ." એવી આપણી હાલત છે. ગોરા યુરોપીયનો સત્તાની હોડમાં ઉતર્યા છે અને લડાઈની હોળીમાં યુરોપનું બધું હોમાવા તૈયાર થયા છે; ત્યારે હિંદ તો ફક્ત એ તકનો લાભજ લેતો રહ્યો. હિંદના પૂંજીપતિઓએ દેશી હુન્નર ઉદ્યોગમાં પાહેમ તટી પડવું અને જે જે પરદેશી માલની અછત હોય તે માલ બનાવવાના ઉદ્યોગમાં પોતાનું ધ્યાન રોકવું અને લોકોએ પણ પરદેશનીજ બધી વસ્તુ સારી અને હિંદની બધીજ વસ્તુઓ નકામી હોય છે એ ખ્યાલ મગજમાંથી કાઢી મૂકવો. આવા સોનેરી મોકાએ દેશી હુન્નર ઉદ્યોગને પગભર કરવાનું ચૂકવું ન જોઈએ. અકબર કહે છે તે યોગ્યજ છે કે.

"દીનો મિલ્લતકી તરક્કીકા ખિયાલ અચ્છા હૈ,
અસ્લ મઝબૂત હો જીસ્કીવો નિહાલ અચ્છા હૈ;
બખુદા હિંદકે પુરજે બી ગઝબ હોતે હૈ;
યેહ ગલત હૈ કે વિલાયતહીકા માલ અચ્છા હૈ.
ઘર કે ખતમેં હૈ કે કલ હે ગયા યેહલમ ઉન્કા,
'ટાઈમ્સ' લિખતાહૈ કે બીમારકા હાલ અચ્છાહૈ!"

● આર્થિક પાવરથીજ ટાંટીયામાં જોર આવે છે. મુસલમાનોનો એ પાવર તો દિવસે દિવસે ઓછો થતો જાય છે. ઉત્તેજનને અભાવે લાખો મુસ્લિમ વણકરો બેકાર ફરે છે. તાલીમને અભાવે લાખો મુસ્લિમો હોટલીયા જીવન જીવી રહ્યા છે. સંપને અભાવે મુસલમાનોના લાખો રૂપીઆ કોરટોમાં ઘસડાઈ રહ્યા છે અને મુસલમાનોનું સમાજ જીવન તો સાવ મુડદાં જેવું થઈ ગયું છે. આ બધી દિશામાં યથાયોગ્ય પ્રયત્ન કરવાનું કોઈ લીડરને સુજતું નથી. અને પબ્લીક તો આંખ છતાં આંધળા જેવી છે જેથી કૌમ મુફલસીના ખાડામાં ન પડે તો બીજે કયાં જાય? આપણી ઝકાત ખયરાતોના અવળા માર્ગે કૌમમાં હજારો નહિ પણ લાખો ફકીરોની સંખ્યા વધારી દીધી છે બાપના કુવામાં બુડી મરવાની પ્રણાલીકાઓને છોડવાની આપણી હીંમત નથી અને સલ્તનત ગુમાવ્યાને ત્રણસો બરસ વીતી ચુકયાં છે; છતાં જાણે ધુરધરના સુલતાનો હોઈએ એવો ખુમારી

હજુ ઉતરી નથી! વિલાસ અને વૈભવનાં આવરણુ હજુ ઉતર્યાં નથી. સિપાહીયુના ઝિંદગીથી હજુ ભડકીએ છીએ અને ઝુંપડીમાં પડયા પડયાએ હવેલીના ખ્યાલી પુલાવો પકાવવાનું ચૂકતા નથી। આપણા ખેડુતો પાંગળા બની ગયા છે.—વહેપારીઓ નાહીંમત બની ગયા છે;—અને ઉદ્યોગી માણસો પર આળસે સવારી કરી છે. ત્યારે ગણ્યા ગાંઠ્યા શેઠીયાઓ છે કે જે શું ખાવું અને શું પીવું તેની જ દીન ચર્ચાંમાં વખત વિતાવી રહ્યા છે! મૌલ્વીઓ એકબીજાને ઉતારી પાડવાની કળામાં પારંગત બની ગયા છે. લીડરો પોતાનો જ ઘોડો વીન આવે તેની ફિકરમાં લાગ્યા છે. ખરેખર! અકબરે યોગ્યજ કહ્યું છે કે:

**"ગર્પે ઉડાનેકા એક વાદીએ અમલતા હે,**
**હમારે વાસ્તે એક નાઝકા મહુલતા હે**
**ઈલાહી રખતુ સલામત હમારે લીડરકો;**
**કે બઝમે કૌમમેં જીસ્સે ચહલ પહલતા હો!"**

● દોરી બળે પણ આમળો ન મૂકે તેમ ઇદનાં ભજીયાં કરવામાં આપણા મુસ્લિમ બિરાદરો પાછી પાની નહિજ કરે! સાંજ પડે માંડમાંડ આઠ આનાની બીડી વાળનાર કામદાર બિરાદર પણ જાણે તાજોજ સીવીલીયન વિલાયતથી અત્યારેજ હિંદને કિનારે ઉતર્યો હોય તેમ સુટ-સાટમાં સજ્જ થઇને ઇદને અપનાવશે। ઘરમાં હોલાં કુસ્તી કરતાં હોય અને ઇદના દિવસે વેલુકાફના બૂટ વગર ન ચાલે! ઇદના-દિવસે-હોઠમાંથી પાનના ઓગરાડા અને સીગરેટને મદમદશાહ રંગીલાની ઢબે પીતા મુસ્લિમ છોકરાઓને જોતાં પેલી પંકિત તરતજ આંખની સામે તરવરી આવે છે કે:—

**"પીતાનથી ગોલ્ડફ્લેક વિના શેખના સપુતં.**
**એ સૌ ધુમાડા કોની કમાણીના જોર પર?"**

અને વળી "નબળાં ઢોરને બગાઇઓ ઘણી"ની જેમ જેઓ રમઝાનમાં પર્દેનશીન થયાં હતા એવા નરો તો છાતી કાઢીને આગળજ હાલતાં દેખાય છે. એવા મિત્રોને આ નીચેની પંકિત અર્પણ કરીને મારી આજની વાએઝ ખતમ કરૂં છું કે:—

**"રમઝાંનો ચંદ્ર જોઇને બીમાર થઇગયા,**
**નિરખીને ઇદ ચંદ્ર જે હુશીયાર થઇ ગયા."**

તેમને પણ ઇદ મુબારક! વસ્સલામ! તખ્ની તમામ!

## ઈન્તેકાલે પુર મલાલ

પ્રોમથી (બર્મા) એક દર્દનાક ખબર આવી છે કે રાંદેરના એક જુવાન મૌલવી, હાફેઝ, અને કારી મૌલાના ઈસ્માઇલ વરીયાવીનો ઈન્તેકાલ માહે-રમઝાનુલ મુબારકના ૧૨ માં ચાંદે થયો છે. (ઈન્ના.)

મહુંમની હરદિલ અઝીઝી તથા મિલનસારી અને નેકદિલીને લીધે પ્રોમની દરેકે કૌમ શોકસાગરમાં ડૂબી ગઈ હતી. મહુંમના જનાઝામાં પ્રોમના બધા મુસલમાનો કામકાજ છોડી હાજર થયા હતા. આખા પ્રોમના ઈતિહાસમાં કોઈના પણ જનાઝામાં આવડી મોટી મેદની જામી નથી. ખયર મવલાના મહુંમ જેવા નેક માણસને મુબારક દિવસો હકના વિસાલ માટે પ્રાપ્ત થયા છે. ખુદા મહુંમને જન્નતુલ ફિરદૌસ અતા કરે અને તેમના વાલિદા તથા કુટુંબીજનોને સબ્રે જમીલ અતા કરે! આમીન.

# જાણવા જેવું પેપર જગતમાંથી

દુનિયા ન માને એવું,
છતાં માનવું પડે તેવું.

[ સંપાદક ]

"ચિકાગોમાં એક મી. ચાર્લ્સ સ્ટેઇનલફ નામના માણસે બે પૈડાંનીજ એવી સાયકલ બનાવી છે કે જેની ઉપર તેનું આખું કુટુંબ એકી સાથે સહેલાઇથી મુસાફરી કરી શકે છે. અને ચાલતી સાઇકલેજ મીસીસ ચાર્લ્સ સ્ટેઇનલફ સિવણકામ પણ કરીશકે છે. સાઇકલનુ પેડલ તેજ સિવણના મશીનના ચકકરની ગરજ સારે છે."

ફક્ત એક કુટુંબજ સાઇકલ પર બેસે એમાં તે શોધક શી ધાડમારી? ગાંધીજીએ ફક્ત એક રેંટીયા પર આખા દેશને ઉંચકી લીધો છે.

●

"કેલીફોર્નિઆ યુનિવરસિટીના સાયન્ટીસ્ટોએ ઘરડાઓને જુવાન બનાવવાની શોધ કરી છે. તેઓ કહે છે કે વીટામીનવાળા પદાર્થો વધુ ખાવાથી ધોળાવાળ કાળા થાય છે, અને બુઢાપાનાં ચિન્હો પણ દૂર થાય છે. ખાસ કરીને ચોખાનું થુલું અને તાડીમાં વીટામીન હોય છે"

આ શોધ ઉપરથી તો ગાંધીજી જુવાન બનવા રોજ તાજી તાડીનો ઉપયોગ નહિ કરતા હોય? આ શોધના ઉત્પાદકો હિંદમાં આવે તો તાડીનાં પીઠાંવાળાઓ તેમને બેહદમાન આપે બલ્કે તેમની ગાડી પણ પોતે ખેંચે!

●

બર્થકંટ્રોલનો આસરો લેનાર જમાનાની ચીમની જેવાં નાજુક દંપતિઓ આથી કંઇ વિચાર કરશે કે જગતમાં બાળકો ઉત્પન્ન કરવાના રેકર્ડ તોડનારા પણ અનેક થઇ ગયા છે. જુવો વાંચો એ અદ્‌ભુત આંકડા.

'રીટીલોન નામના રશીયન ખેડુતને ૭૨ છોકરાં હતા, બીજા રેમ્સીસને ૧૬૨ છોકરાં હતાં, સીયામના રાજા ચુલાલોંગકોર્નને ૩૦૦૦ સ્ત્રીઓ તથા ૩૭૦ સંતાનો હતાં, ત્યારે મોરોક્કોના મુલાઇ ઇસ્માઇલ નામના રાજાને ૮૮૮ છોકરાંની એક આખી પલટણ હતી.'

છોકરાં ખુદાની રેહમત છે કે ઝેહમત છે? તે તો આર્થિક સ્થિતીપર આધાર રાખે છે. પણ ઉપરોક્ત રેકર્ડ તોડવાનું આપણા હીંદીઓને પાલવે એમ નથી કારણ કે એક તો હિંદમાં અત્યારે કરોડો માણસો ભુખે મરે છે અને વળી આવી હરિફાઇ જામે તો ભુખમરા સિવાય બીજું શું દેખાય?

●

"દુનિયામાં સૌથી જુનામાં જુનું અખબાર પેકીન ન્યુઝ છે. જેની પહેલી આવૃત્તિ ૧૪૦૦ વરસ અગાઉ પ્રગટ થઇ હતી." ગુજરાતમાં સૌથી જુનામાં જુનું છાપું "ગુજરાતી" છે. અને તેથી પણ જુની તે પેપરના માજી સહતંત્રી શ્રીયુત અંબાલાલ જાનીની લાલ પાઘડી છે! બલ્કે ગુજરાતી સાહિત્યમાં પણ શ્રીયુત અંબાલાલ જાનીની એ લાલ પાઘડી અને બ. ક. ઠાકોરની મૂછોજ પુરાણા અશેષ તરીકે બાકી રહી ગઇ છે!

●

"દર વરસે 'જીવ' જંતુઓ ૨૦ કરોડ માણસોનો ખોરાક નષ્ટ કરે છે." પણ જમાની

ભાયડાઓએ તો હવે જીવ જંતુઓને પણ બાકી ન મૂકવાનો નિરધાર કર્યો છે.

"ઝીમર નામના બેલ્જીયને એક અદ્ભુત ઘડિયાળ બનાવ્યું જેમાં ૯૮ ડાયલ છે. જેમાં પૃથ્વી પરના અનેક દેશોનાં સમય ઉપરાંત પૃથ્વી, સૂર્ય, ચંદ્ર ગ્રહો, તારાઓની ગતિની માહિતી ઉપરાંત અગત્યનાં બંદરોએ થતી ભરતી ઓટની પણ માહીતી મળે છે. તેમાં એક કાંટો તો એવો ઝડપી છે કે એક સેકંડમાં ૧૦૦ વાર ફરે છે તો એક કાંટો એવો ધીમો છે કે ૨૬ હજાર વર્ષમાં એક વાર ફરશે."

આ ઘડિયાળને વધુ લોકપ્રિય બનાવવા માટે થોડાક સુધારા વધારાનીજ જરૂરત છે. કોમી હુલ્લડ કે જંગી લડાઈ ફાટી નીકળવાનો ટાઇમ બતાવનાર, પ્રેમનો વેગ કે છુટા છેડાનો સમય બતાવનાર, ધરતીકંપ થવાનો ટાઇમ બતાવનાર, કે 'આજે ક્યો આંકડો આવશે?' તે બતાવનાર થોડાક વધુ કાંટાઓ બનાવ્યા હોતતો જગતને આ ઘડિયાળ સિવાય બીજા કશાની આવશ્યકતાજ ન રહેત!

"જો દુનિયાનો માણસ મંગલપર પહોંચે તો ૧૦૦૦ ફુટ સુધી કૂદકો મારી શકે." પણ મંગલમાં પહોંચવા માટે કેટલા માઇલનો કૂદકો મારવો પડે એ કેમ કોઇ શોધકે ન શોધ્યું?

"બર્મીંગહામની એક બાઈએ છેલ્લાં ૩૯ વરસમાં પોતાની બે બ્હેનોને ૭૨૯૮૦ કાગળો લખ્યા છે. હાલ તેની ઉંમર ૬૮ વરસની છે. તેણે ૨૦૧૪ શાહીના ખડીઆ ખૂટાડ્યા છે, અને એ કાગળોની થોકડી ૪૨[illegible] પાઉન્ડનો [illegible] કર્યો છે."

પોતાના દેશનાં કાગળનાં કારખાનાંઓને ઉત્તેજન આપનાર આવાં થોડાક 'કાગળ-શહીદો'ની શું હિંદને જરૂર નથી?

"બ્રિટનમાં જુનના આરંભથી અક્ટોબરના અંત સુધીમાં દર અઠવાડિયે ૨૫૦ મેળાઓ ભરાય છે" કેમ ન ભરાય? દુનિયાના પાંચમાં ભાગના ફુલોમાંથી બ્રીટનની મધમાખીઓ મધ ચૂસી લાવે છે ને પછી નિત નિત દિવાળી કે ઈદ કેમ ન હોય? વળી કેટલાંક પીળા પ્રદેશનાં ફુલો તો ચાલી ચલાવીને ત્યાં મધ ચૂસાવા જાય છે અને સહેલાણીઓનું જાત્રા ધામ પણ વિલાયતજ છેને!

"હવે શોર્ટવેવ રેડીઓથી રસોઈ થઈ શકશે." આ શોધથી ઘણા પતિરાજોને સરવાળે તો નુકશાનજ જવાનું છે. કારણકે રેડીઓ મારફતે રસોઇ થતાં રસોઈના કાર્યથી પરવારી ગએલી સ્ત્રીઓ પુરૂષો પાસેથી વધુ હકોની માગણી કરીને કોંગ્રેસવાળાઓ વાયસરોયને સ્વરાજ માટે પજવે છે તેમ વધુ હકો માટે પજવ્યા કરશે કાંતો નવરી નારીઓની એટલા પરીષદો અને કુથલી કોન્ફરન્સોનાં અધિવેશનોની સંખ્યા વધી જશે.

" છેલ્લાં ૩૫૫૩ વર્ષ દરમિઆન ઈતિહાસનાં પાનાં તપાસતાં માત્ર ૨૫૮ વર્ષોજ યુદ્ધ વગરનાં કોરાં ગયાં છે."

આથી ઈતિહાસના જીવનમાં લડાઈનું સ્થાન કેટલું અગત્યનું છે તે સાબીત થાય છે. અમારૂં ધારવું તો એ છે કે એ લડાઇથી કોરાં ૨૬૮ વર્ષો દરમિઆન ધણીધણીઆણીના ઘરઘતુ ઝગડા, સાસુવહુના આંતર કલેશો, પટલાઇ અને લીડરીનાં ઝગડા, સાહિત્યની સાઠમારીઓ, નાતિ જમણોના ઝગડા, મંદીરો કે મસજીદોના ટ્રસ્ટીઓના ઝગડા, કે પ્રેમના ઝગડા તો થતા રહ્યાજ હશેને? બિચારા ઈતિહાસકારો થોડા ઘરેઘર ધક્કા ખાઈ શકે એમ છે?

"વોશીંગ્ટનના એક શોધકે એવા એક વિજળીક યંત્રની શોધ કરી છે કે જે ભવિષ્ય ભાખી શકે છે."

ત્યારે ગરીબ બિચારા પંડીઓ પરવારી ગયા, અને આંકફરક માટે સાધુ ફકીરોની ખુશામત કરનાર આસામીઓની તકલીફ પણ ઓછી થશે અને જવાબદાર રાજતંત્ર ક્યારે મળશે તે માટે ઉંચાં ડોકાં રાખીને રાહ જોયા કરતાં આ યંત્ર મારફતે કોંગ્રેસને બધું સમજાઇ જશે, અને પ્રેમીઓને પણ પ્રેમમાં સફળતા મળશે કે નિષ્ફળતા? તે નક્કી કરવા આવું એકાદ યંત્ર વસાવવુંજ પડશેને? રેસના શોખીનો, જુગારીઓ, સટોરીયાઓ વગેરેને તો આ યંત્ર આશિર્વાદ સમાનજ નિવડશે!

●

"ચુંગરકાની માખીનાં લગ્ન નામની નવલકથાની રશીયામાં ૯૦ લાખ નકલો વેચાઇ હતી" ત્યાં રશીયામાં તો માખીના લગ્નને પણ આટલું બધું ઉત્તેજન મળે છે, અને હિંદમાં તો લેખકને આર્થિક અકળામણને લીધે ઘણી વેળા પોતાના લગ્નથી પણ વંચિત રહેવું પડે છે!

●

"બન્ને હાથ છુટા રહે અને માથાં પર પટાથી બાંધી શકાય એવી છત્રીની અમેરીકામાં શોધ થઇ છે" વાંચકોમાંથી આવી છત્રી હેતુ પરિણામ, લાભે, તેની કલ્પના કરીને બચવાના ઉપાય પણ શોધી કરી રાખ્યા હશેજ? આવી છત્રી રસ્તે ચાલતાંજ ચાલતા ચુંબન લેવાની ધગશ રાખનાર હડખાયાં પ્રેમીઓ, લહેણદારોથી બચવા નાસતા ફરતા ચાલકો, તથા બેલીફથી બચવાની તમન્ના સેવનાર દેવાળીયાઓને ઠીક લાભદાયક થઇ પડે!

●

"અંગ્રેજીમાં "પ્યારું મ્હારું ઘર" નામનું પ્રખ્યાત કાવ્ય લખનાર કવિ જોન હાવર્ડ ભિખારી અવસ્થામાંજ પેદા થયો, ભિખારી અવસ્થામાંજ જીવ્યો અને મરણ પણ ઘેર વિનાજ થયું!" અહીં હોકે યુરોપમાં હો પણ જાણે કવિઓને કડકાઈ સાથેજ વિશેષ દોસ્તી હોય છે. બાકી આવાં જીવન જોતાં "છાણમાંથીજ હીરા પાકે" અથવા "શકને ઘેર રતન" એ તકપદી કહેવતો ખરી લાગે છે!

●

"૩૫ અમેરીકન લેખકોની છાપવાળી પોસ્ટલ ટીકીટો કાઢવાની કોલંબીયા યુનિવર્સિટિની દરખાસ્ત ત્યાંની સરકારે મંજુર કરી છે."

એનું જોઇને મુંબઇ યુનીવર્સિટી એવું પગલું ન ભરે તો સારું નહિતર પાછી સાક્ષરોની સારમારી જામશે!

●

"મોસ્કોમાં નવો સોવીએટ મહાલ બની રહ્યો છે તે ૧૩૭૦ ફુટ ઉંચો, એટલે જગતમાં સૌથી ઉંચો મહેલ ગણાશે. તેમાં ૧ હજાર વિશાળ ઓરડા બંધાયા છે." આશા રખાય છે કે સ્ટેલીને પોતાના મતથી વિરુદ્ધ જનાર જે જે અમલદારો અને આગેવાનોને ફાંસીએ ચઢાવ્યા છે; તેમને અમર કરવા તે દરેકના નામની એક એક તખ્તી તે ઓરડામાં મૂકાય તો સાથે સાથે એ ઇતિહાસનો વર્તમાન "લાલ ઝાર" પણ અમર થાય ને!

●

# પોઠ



"આજકાલ લોકોને જાડી પ્રત્યેનો મોહ વધી ગયો છે." મી. અડવાએ સળેખમ થએલું હોવાથી નાક સાફ કરતાં કહ્યું.

"શું જાડી સ્ત્રી!" મેં કહ્યું.

"ના. ચોપડી." મી. અડવાએ એક સાક્ષરની અદાએ ગંભીરાઈથી કહેતાં ઉમેર્યું કે "અર્થશાસ્ત્રથી અજ્ઞાન બેવકુફ માણસોજ જાડી સ્ત્રીને પસંદ કરે છે. તેનો ભેંસ જેવો ખોરાક, દોઢ બે ઘણાં વસ્ત્રો, ઘરમાં પણ ભમણી જગ્યા રોકે, તથા આળસની ઇજારદાર જાડી સ્ત્રીઓ હોય છે અને વળી અધુરામાં પુરૂં તેમનો મિજાજ સીટી ફોજદાર જેવો અને સ્વભાવ ભુલકણો હોય છે, જેથી ઘણી વેળા આપનું ચોક વેતરી નાખે, તથા ઘરમાં જરા ચડભડ થાય અને એક પાસું મારે તો મારા જેવો ધણી તો ગોથુંજ ખાય જાયને! આ બધાં કારણોને લીધે જાડી સ્ત્રીની ભલામણ કરૂં એવો હું મૂર્ખ નથી જ!"

"તો જાડી ચોપડીઓના લોકોના મોહની ખબર આપને શી રીતે પડી?"

"કેમ ન પડે? ગુજરાતમાં આજે સાહિત્યમાં રસ લેનાર મારા સિવાય બીજો કોણ તેં ભાળ્યો છે?"

"[illegible] પૉલિટિક્સમાં ત્યારે [illegible] કહોને. કે શેખચલ્લી અને તર્કપ્રસાદ પછી ગુર્જરાતમાં ત્રીજા તમે પાક્યા!"

"અલબત્ત દરેક સાક્ષર કે કવિ, તર્કપ્રસાદ ન બને ત્યાં સુધી સફળ થઈ શકતો નથી એવો મઝેરડીવાળા હડમત ઓઝનો પણ મત છે!"

"હશે હવે બીજી બધી વાતો પડતી મૂકી જાડી ચોપડી વિષેનો બફારો કેમ કાઢવો પડ્યો તે તો કહો?"

"હું એકલો એવો બફારો ક્યાં કાઢું છું? અમદાવાદવાળા 'સાહિત્યપ્રિય' પણ કહે છે કે પ્રકાશકો પુસ્તકોને સોજા ચઢાવીને વેચે છે. ૨૦ પાનાનું મેટર ૨૦૦ પાનામાં સમાવવાની કળા પ્રકાશકોએ હસ્તગત કરી છે. ત્રીજા ભાગનો હાંસીયો રાખે અને મેટર મોટા મોટા ભમરડા જેવા અક્ષરે પુસ્તકો જાડામાં જાડા કાગળમાં છપાવે અને ઉપરથી જાડું પુઠું જેથી ગ્રાહકો તેની જાડાઈ પર મોહી પડીને ઝટ પાકીટ ખોલી નાખે છે! આ પ્રમાણે જાડાઈનો મોહ વધ્યો છે. પણ અંદર શું ભર્યું છે? ખોળ છે કે ગોળ છે? તેની કોઈ શોધ કરતું નથી!"

"તો પછી, તારે વાંચકોની વકીલાત કરવાની શી જરૂર? કોઈ પ્રકાશકે તારા બાપને તો માર્યો નથીને?"

"હું પણ એક વાંચક છું તો વાંચકોનીજ વકીલાત કરને?"

"વાર, પણ દોસ્ત તારા પેલા હીટલર પરના કાગળે અસર તો કરી!"

"હેં...એં!"

"હા."

"તો શું લડાઈ બંધ કરી?"

ના. લડાઈ બંધ કરવા તેણે ચેમ્બરલેન પર સલાહનું કહેણ મોકલ્યું પણ ચેમ્બરલેને કહ્યું કે અમે લોહીયાળ હાથો સાથે સલાહ કરવા ઇચ્છતા નથી!"

"લે, હાંકળાંમાંથી પણ વરાળ નીકળવા લાગી!"

"પણ તેણે તો "મૂખમેં રામ બગલમેં છુરી, ભગત થયા પણ દાનત બુરી!" એવી સલાહ વાંચછી હતી."

"ત્યારે તો હવે આપણે એ હીટલરીયાને પેલી રેકર્ડ મોકલાવવી જોઇએ કે જેને સાંભળીને એનું તપેલુ ઠંડુ થાય!"

" યું જુલ્મ કર ન ઝાલીમ લુત્ફો કરમ કે બદલે,
એક દિન તુજે મિલેંગે જુલ્મો સિતમ કે બદલે!"

"પણ એથીએ તે ઠેકાણે ન આવે તો?"

"તો શુ આપણે ચૂડીઓ પહેરી છે! પાંચ ટુકડીઓ ગુજરાતમાંથી પણ મોકલી આપવી. બચુ ઠાકોરની સરદારી નીચે જુના સાક્ષરોની ટુકડી, કવિ ન્હાનાલાલની સરદારી નીચે કવિઓની ટુકડી, ધૂમકેતુની સરદારી નીચે નવાં લેખકોની ટુકડી, રવિશંકરની સરદારી નીચે શાયરોની ટુકડી, અને શામળદાસ ગાંધીની સરદારી નીચે પત્રકારોની ટુકડી મોકલવી."

"પણ એ ટુકડીઓના સોલ્જરો સરદારી લેવા માટે અંદર અંદર બાથડી પડે તો?"

"તો શું? તાકીદે સાહિત્ય પરિષદ બોલાવી એ સાક્ષરોની સાઠમારીઓ, લેખકોની લડાઈઓ, કવિઓની ચડાઈઓને ઉત્તેજન આપવું. અને બધા પોતે પોતાનાં બાહુબળને અજમાવી લે મશીનગનને બદલે ફાઉન્ટન-પેનો, બોમ્બ-ગોળાને બદલે પેન્શીલોથી લડી લે! નહિ તો લડાઈ પર ભાષણો, નિબંધો અને કવિતાઓ વાંચી મોઢાનું ફીણ ઉરાડીને ઘર ભેગા થાય! બીજું શું?"

"મેં પણ સાંભળ્યું છે કે પહેલાં શંખ કે રણશીંગાની જગ્યાએ ભાટ ચારણોનો લડાઈમાં ઉપયોગ થતો હતો!"

"તો આજે ભાટ-ચારણોના નવા અવતાર રૂપ પત્રકારો, વિવેચકો, ખબરપત્રીઓ કયાં લડાઈના મોરચા પર જતા નથી? રાઈ ઈંચના સમાચારને દોઢ ફુટનાં કરીને છપાવે છે એ તો છાપાં વાંચનારી આલમ જાણે છે! એ બધા લડાઇના મોરચા પર જાય તો પછી કવિ અને લેખકો કાં બાકી રહી જાય?"

"પછી સાહિત્યનો પ્રવાહ અટકી પડશે તો?"

"આવતા ચોમાંસા સુધી રાહ જોવી પડશે. એક ઝાપટું પડયું કે કવિ અને લેખકોનાં જુથનાં જુથ ફુટી નીકળશે!"

"વાર પણ એક વાત કહેવાની રહી ગઇ! જો કોઈ સ્ટેટના દીવાન બનવું હોય તો ચાન્સ છે. સાહિત્ય સંસદના મંત્રી બની જાઓ કે બીજે વરસે દીવાનપદની હાથણી તમારી ઉપર કળશ ઢોળવાની. જુઓને સંસદના આગલા મંત્રી વર્મા દીવાન થયા. હવે ધારેખાન પણ દીવાન થયા છે તો તુંએ એ લાઇનમાં ઝુકાવને?"

"હવે જવા દેને દેશી રાજમાં દીવાનપણું કરવા કરતાં આ પતુંછપણું શું ખોટું છે!" અને પછી જુલાબ લીધેલો હોવાથી આઝાદ ખીલી રૂમમાં ગયા અને હું ઘેર ગયો.

### સ્વિકાર અને સમાલોચના

આગેકદમ [માસીક] પાંચમા વર્ષનો મનમો અંક અભિપ્રાય અર્થે મળ્યો. જુમનાણી વહેરા ઓની સાથે નુતન વિચારના યુવાનોની કોમેન્ટ

આ માસિક પાડે પાડે છે. જુના વિચારોમાં ક્રાંતિ અને જુની ભાવનાઓમાં ઇન્કિલાબ કરવાની પ્રવૃત્તિ પાને પાને દષ્ટિગોચર થાય છે. પ્રગતિવાદી પ્રેમીઓએ વાંચવા લાયક માસિક છે. વાર્ષિક લવાજમ શ્રૂ ૩, પરદેશ; શિલીંગ ૫ પી. ઓ. બો. નં. ૨૬૩ કરાંચી

●

**ગાઝી મુહંમદ બિન કાસીમ** – અનુવાદક હુસેનખાન. જે. 'બબ્બર' કાલુપુર બલુચાવાડ અમદાવાદ કીં. રૂા. ૧ ઇતિહાસિક વસ્તુઓના શોખીનોને જરૂર પસંદ પડે એવું પુસ્તક છે ઇતિહાસ જેવા શુષ્ક વિષયને પણ હકીકતોનો ભોગ આપ્યા સિવાય નવલકથા રૂપે પ્રગટ કરવામાં સફળતા પ્રાપ્ત કરી છે. નવલકથાનો રસ જળવાઇ રહેવો અને સાથે સાથે ઇતિહાસિક વસ્તુ જેમની તેમ અંદર આવી જાય એ અશક્ય નહિં પણ મુશ્કેલ તો છેજ. સદરહુ ઇતિહાસિક નવલકથા એ કસોટીમાંથી પાર ઉતરી છે. ૨૯૫ પાનાનું દળદાર પુસ્તક રૂા. ૧માં મળે એ કીંમત પણ વાજબી ગણાય. પોતાના આ પ્રથમ પુસ્તકની સફળતા બદલ ભાઇ 'બબ્બર'ને અભિનંદન ઘટે છે. "વણજારો"

## સ્વિકાર

**"જો હું રાજા હોઉં તો?"**

લેખકઃ–ભાઈ 'બેકાર'

પ્રકાશકઃ હરિહર પુસ્તકાલય ટાવરરોડ–સુરત.

પૃષ્ઠ સંખ્યા ૨૪૦, ફ્રૅાઇંગ પેપર, કનુ દેસાઇના અપ–ટુ–ડેટ જૅકેટ સહિત કીંમત રૂા. ૨) પો. જુદું પરદેશઃ–૫–શિલિંગ.

મજકુર પુસ્તક અમને અભિપ્રાય અર્થે પ્રકાશક તરફથી મળ્યું છે. પણ અભિપ્રાય પ્રગટ કરતાં અમને સંકોચ થાય છે. કારણ કે આ પત્રના સહતંત્રીજ એ પુસ્તકના લેખક છે એટલે જો અભિપ્રાય વ્યક્ત કરીએ તો શેરડીવાળાને ગંડેરીવાળાના ટેકા જેવું કહેવાશે માટે વાંચકોના ભરોસેજ છોડીએ છીએ કે જો તેમને ભાઇ બેકારની કલમમાં વિશ્વાસ હોય તો આ પુસ્તક જરૂર વાંચી જુવે અને અભિપ્રાય આપે. તંત્રી

●

## નકાબવાલી

અમને અહીં સતાવે પરીઓ નકાબવાલી :
અમને ન એ બતાવે મુખ–લાં–જવાબવાલી :
છૂપી રહી ને ફૂલે લહરે લહેરીઓમાં
અમને એ લહેરાવે છૂપા શરાબવાલી :
પહેલુમાં એ છુપાઈ અલ્ફાઝમાં ન આવે,
ચંદ લફ્ઝમાં ફસાવે ગહરા જવાબવાલી :
બ્રહ્માંડને ભરી દે પરીઓ હરી ફરીને
અમને ય એ ફરાવે ખ્વાબે મિશાતવાલી :
અંતરની આરઝૂ એ શહરગની એ તમન્ના
પડદો જરા હટાવે આબે હયાતવાલી :

# સ્વતંત્ર દેશની પ્રજા શું ન કરી શકે?

## વિદેશમાં પણ પોતાની આંટ અને પ્રતિષ્ઠા જાળવી શકે છે.

લેખક:—એ. સી. ચિશ્તી. (હાલ રાંદેર.)

જો હિંદુસ્તાનમાં વિદેશી રાજના બદલે દેશી રાજ હોત, તો કોણ જાણે આપણે શું શું ન કરત? મિસ મેયોનું પુસ્તક "મધર ઇન્ડિયા" જેવું જ પ્રસિદ્ધ થઈને હિંદુસ્તાનમા આવત, કે એક આશ્ચર્યકારક બનાવ બની જાત! અમેરિકન કોન્સલ હાઉસની આજુબાજુ હજારો વિદ્યાર્થીઓના ટોળા નજરે પડત અને તડબુચનાં છોટલાં અને કેરીનાં ગોટલા બારીઓમાંથી અંદર નાખવાના પ્રયાસ થાત! પોલિસનો પહેરો ચારે તરફ હોત! બુકસેલરની દુકાન પર ગેબી દરોડો પાડી 'મધર ઇન્ડિયા'ની સાથે અન્ય પુસ્તકોનું પણ સત્યાનાશ કાઢી નાખત! હિંદી પાર્લામેન્ટ અને અમેરિકન કોન્સલમાં એક ખળભળાટ મચી જાત! છેવટે આ સૌ વાત શા માટે? માત્ર એટલા માટે કે જે કંઈ પણ 'મધર ઇન્ડિયા' માં પ્રસિદ્ધ થયેલું છે, તેને અમે પસંદ કરતા નથી; કેમકે અમારી તેમાં હલકાઈ છે. અહિં એ વાતની તકરારજ નથી, કે એમાં જે કંઈ બીના વર્ણવેલી છે, તે સત્ય છે કે અસત્ય! કોઈ કહે, કે આ તો મૂર્ખતા ભરેલું છે. એનો જવાબ એ છે, કે સ્વતંત્રતાના કેફમાં મૂર્ખાઈ પણ થાય છે.

ફ્રેન્ચ ઇન્ડો ચાયનામાં કાયદો હતો, કે (હમણાં એ છે કે કેમ, તેની જાણ નથી.) જો કોઈ બિનયુરોપીયન મુલકમાં દાખલ થાય, તો એના પાસપોર્ટ પર સાઇન લેવી અને પ્રખા હાથના અંગુઠાની છાપ પણ શાહીથી લેવી. તેના પર બરાબર અમલ થતો રહ્યો. એક દહાડો અચાનક એક જાપાનિઝ પોતાની પત્નિ સાથે ત્યાં આવ્યો. જ્યારે તેના અંગુઠાની છાપ માંગવામાં આવી તો તેને અતિ તિરસ્કારે રૂપ જેવું લાગ્યું, છતાં ના છુટકે છાપ આપવી પડી. પરંતુ તેની પત્નિએ કહ્યું—"હું એવા મુલકમાં દાખલ થવા માંગતી નથી, કે જાપાનીઓની હલકાઈ થતી હોય! અને યુરોપિયનો સાથે સન્માનની દૃષ્ટિએ વર્તવામાં આવતું હોય!" આથી બંને પતિ પત્નિ પાછાં જતાં રહ્યાં. જાપાનમાં ત્યારપછી જે ફ્રેન્ચ આવ્યા તેમને એક નવિન મૂર્ખતાઈનો મુકાબલો કરવો પડ્યો. તે મૂર્ખાઈ પણ સ્વતંત્રતાના કેફનું પરિણામ હતું. પ્રત્યેક બંદરો પર હુકમ થઈ ગયેલો હતો, કે જે ફ્રેન્ચ જાપાનમાં દાખલ થાય, ચાહે તે સ્ત્રી હોય કે પુરૂષ! તેમની સાઇન વગેરે લીધા પછી બંને પગના અંગુઠાની છાપ લેવામાં આવે. એતો સ્પષ્ટ છે, કે ફ્રેન્ચ લેડીઝને પોતાનાં મોજાં અને જોડા કાઢી નાખી પગ કાળા કરવા પડે. પરંતુ ફ્રેન્ચોને, એ તો જરૂર જણાઈ ગયું, કે જાપાનીઝ ગુલામ નથી. આથી હવે ઇન્ડો-

ચાર્પનામાં જાપાનિઝો અંગુઠાની છાપ આપવાની મૂર્ખતાઈથી, આઝાદ છે.

જર્મની, યુરોપ અને અમેરિકામાં સઘળા સ્થળે ગરીબ હિંદુસ્તાનીઓની ભરણુપોષણની રીતિને સીનેમાની ફિલ્મમાં ઉતારી છે અને બર્લિનમાં જ્યારે એ ફિલ્મ દેખાડવામાં આવી, તો હિંદી વિદ્યાર્થીઓ શરમના માર્યા મોં ઉંચું કરી શકતા ન હતા. ફિલ્મમાં જે બીના બતાવી તે ખરેખર સત્ય હતી; પરંતુ તેમાં થોડીઘણી અતિશ્યોક્તિ હતી. વળી તેમાં એ ખુબી હતી, કે તેમાં હિંદીઓના ભરણુપોષણની માત્ર કાળીજ બાજુ ફિલ્મદ્વારા રજુ કરેલી હતી આથી કોઈ પણ ભારતના સપુતની નસોમાં લોહી ઉકળ્યું નહિ. એ કેમ? માત્ર એ માટે કે આપણે ગુલામ છીએ.

પરંતુ આથી વિરૂદ્ધ એક બીજો અનુભવ જુઓ! ચિકાગોમાં બિલકુલ આજ નમુનાની બીજી ફિલ્મ જાપાનિઝોનાં ભરણુપોષણની રીતિની કાળી બાજુ બનાવવા માટે તૈયાર કરવામાં આવી. અમેરિકન પબ્લિકે જ્યારે હેન્ડબીલ વાંચ્યા તો ઘણુંજ ઉત્સાહથી લોકોનાં ટોળાં તે ફિલ્મ જોવા ગયાં. તેમાં કેટલાક જાપાનિઝ પણ હતા. ફિલ્મ શરૂ થઈ અને થોડા સમય પછી બે જાપાનિઝો ઉભા થઈ ગયા. અને સીધા મેનેજર અને માલિક પાસે જઇ તેમને ફિલ્મ બંધ કરી દેવા માટે ફરજ પાડી. તે બંધ કરનાર ન હતા અને આ માનનાર ન હતા. પરિણામ એ આવ્યું, કે સીનેમા ઑપરેટર, માલિક અને મેનેજર ત્રણેને કતલ કરી નાંખ્યા. ફિલ્મ બંધ રહી. ખુની જાપાનિઝો પકડાયા. જાપાનમાં જો આ ખબર પહોંચી, તો તેજ મુર્ખાતાઇ જાહેરમાં આવી. એટલે અમેરિકન કોન્સલ હાઉસને હજારો જાપાનિઝ ટોળાંઓએ ઘેરી લીધુ. મકાન પર પત્થરનો વરસાદ વરસવા લાગ્યો. જાપાનિઝ અને અમેરિકન ગવર્નમેન્ટમાં બેદિલી ઉત્પન્ન થવાનો ભય જણાયો. ટુંકામાં જ્યારે આ મામલાએ ગંભીર રૂપ પકડ્યું તો ખુની જાપાનિઝ કેદીઓને સહીસલામત છોડી દેવામાં આવ્યા. આનું પરિણામ એ થયું, કે ટોકીયોમાંના અમેરિકન કોન્સલ હાઉસ સામે હજારોનાં ટોળામાં લોકો એકઠા થયા અને 'ઝિન્દાબાદ અમેરીકા'ના અવાજો લગાવી રહ્યાં હતા. અમેરીકન કોન્સલ બારીમાંથી માથું બહાર કાઢી ઉપકાર માની રહ્યો હતો, જાપાનિઝોએ ખુન શા માટે કર્યું? બર્લિનમાં હિંદીઓની પેઠે મૌન કેમ ન સેવી રહ્યા? હિંદીઓ ગુલામ છે. જાપાનિઝો આઝાદ દેશની પ્રજા છે. સ્વદેશની પ્રતિષ્ઠા જાળવવા ખાતર તેમણે ખુન કર્યાં અને આઝાદ હોવાથી આઝાદી સાથે છુટી પણ શક્યા અને ધારેલું કરી શક્યા. હવે બીજો એક બનાવ સાંભળોઃ—

એક લાલા સાહેબ કેટલોક વખત થયાં અમેરીકામાં પોતાનો કોમી લિબાસ એટલે ધોતી અને પહેરણ પહેરી ફરી રહ્યા હતા. અમેરિકન પોલીસે તેમને પકડી તેમના લિબાસના સખત રીતે તિરસ્કાર કર્યો. પેપરવાળાઓએ પણ ઘણું ભલું બુરું સંભળાવ્યું. ટુંકમાં તેમના પર ફરિયાદ થઈ અને એ ગુન્હા માટે કે તેમનાં વસ્ત્રો ઘણાં કઢંગાં હતાં, તેમને દંડ કરવામાં આવ્યો." આની પણ ભારતવાસીઓને જરા પણ લાગણી કે અસર ન થઈ. આ છે ગુલામ દેશની પ્રજા સાથે બનેલો બનાવ! હવે સ્વતંત્ર દેશની પ્રજા સાથે બનેલો બનાવ જુઓ! મુદ્દત થઈ, કે જ્યારે તુર્કસ્તાનમાં સુલ્તાની સત્તા હતી ત્યારે રશીયાના કોઈ શહેરમાં તુર્કી ટોપીઓનો તિરસ્કાર કરવામાં આવ્યો. આનું પરિણામ એ આવ્યું, કે કોન્સ્ટન્ટીનોપલની ગલીઓમાં, જે કોઈ રશીયન ટોપી પહેરેલો મળ્યો તેની પબ્લીકે સારી પેઠે ખબર લીધી, અને તુર્કોનું એક જંગી ટોળું રશિયન કોન્સલ તરફ "લડાઇ લડાઈ!"ના પોકારો કરતું પહોંચ્યું. રશિયન કોન્સલ જનરલ શાણો હતો. તે તરતજ મકાનની અગાશીમાં આવ્યો અને પોતે પોતાની રશિયન કૅપ નીચે ટોળા સમક્ષ ફેંકી દીધી અને તુર્કી ટોપી પોતાના માથા પર મુકી, આ દ્રશ્ય જોઈ.

આખું ટોળું જરા વારમાં વિખરાઈ ગયું.

આપણને પણ ઇચ્છા છે, કે આપણે પણ આવી જાતની મુર્ખતામાં મચેલા હોત! જો કોઇ અમેરીકન કોર્ટ ધોતી પહેરવા માટે દંડની સજા કરેત, તો આપણે કોઇને હિંદુસ્તાનમાં પાટલુન ન પહેરવા દેત!

માત્ર આટલુંજ નહિ, પરન્તુ આ મૂર્ખતાથી પણ લોકો, કે વધુ કરી બતાવે છે. એટલે ભારેમાં ભારે ગુન્હાની વસુલાત લે છે. અને કેમકે પોતાની કોમની કીર્તિ અને લાજ રાખવાને માટે થાય છે. માટે એને પસંદકારક ગણવામાં આવે છે હિંદુસ્તાનમાં આપણે ધ્યાન દઈ તપાસીશું, તો જણાશે કે રાષ્ટ્રીય લાગણી નથી. હા, ધાર્મિક લાગણી જરૂર છે. જે આ વાતની સાબીતી આપે છે, કે ધર્મના નામે ધતિંગ ઘણા થાય છે, અને ધર્મની ખાતર લોકોને મારવા, કતલ કરવા અને મારી નાંખવાને તૈયાર છે. પરંતુ દેશનો મામલો જ્યાં આવ્યો, કે ત્યાં કોઇને પાણી ચડતુ નથી. આનું કારણ ખરેખર આ સિવાય અન્ય કંઈ નથી, કે ધાર્મિક જુસ્સો તો છે. પરંતુ રાષ્ટ્રીય જુસ્સો નથી.

હિંદુસ્તાનને આજકાલ રાષ્ટ્રીય પાગલોની જરૂર છે. હજારો નહિ બલ્કે લાખો માણસો મિસ મેયોની ચોપડીથી નારાજ છે પરંતુ આજ પર્યન્ત આ બાબતમાં ન કોઇ મુકસેલર માર્યો ગયો, કે ન તો કોઇ ભારતવાસી જેલમાં ગયો. પછી બતાવો, કે શું સાબીતી છે કે તે પુસ્તકથી આપણને દુઃખ કે દરદ થયું હોય? જો આપણે આ બાબતમાં કૈં અઘટિત પગલું ભરેતે, તો કૈં પણ ઘટિત પરિણામ આવત!

વધુ સમય પસાર નહિ થયો હોય, કે સરહદ પરનાં કોહાટ શહેરમાં એક સાહેબ બહાદુર લશ્કરી અમલદાર હતા. તે પોતાની રૂમમાં ઈઝીચેરમાં બેસી ન્યુઝપેપર વાંચતા હતા. અંગ્રેજોના બંગલા પર દર વખતે પહેરો હોય છે. એક સરહદી પઠાણ સન્તરી રાઈફલ લઇ કોરામાં પહેરો ભરતો હતો. આ સરહદના ચપરાસી ઘણાજ નિમકહલાલ હોય છે, અને જેના નોકર હોય છે, તેના રક્ષણમાં પોતાના પ્રાણ પણ અર્પણ કરી દે છે. સાહેબ આરામ ખુરશીમાં મેજ પર પગ ઉંચા રાખી પેપર વાચતા હતા. કે સન્તરી પડદો ઉંચો કરી રૂમમાં એકદમ દાખલ થઇ ગયો, અને ગભરાઇને ઘણાજ ક્રોધથી, સાહેબને દાટીને કહ્યું—"સાહેબ! તમે તમારા પગ અમારા કિબ્લા તરફ કરેલા છે! પગ એકદમ નીચે કરી લો!"

સાહેબને આથી ગુસ્સો ચડ્યો અને રૂઆબમાં કહ્યું—"મેન! બહાર જાઓ!"

પરંતુ ખાન એ વાતને ક્યાં સાંખી શકે તેવો હતો કે તેના પગ પોતાના નમાઝ પઢવાના કિબ્લા તરફ તે રાખીને બેસે! ખાને તુરત જ સાહેબની છાતીમાં ગોળી મારી દીધી અને ત્યાંજ ઠંડો કરી દીધો. આ મૂર્ખતાઈનું પરિણામ જે થયું તે ખુલ્લુંજ છે, કે ખાન સાહેબ પકડાયા અને ફાંસીએ ચડ્યા. પરંતુ આ મૂર્ખતાઈની જાદુઈ અસર જુઓ, કે તે સાહેબની જગાએ જે બીજા ઑફિસરો આવ્યા તેમણે પોતાના નોકરોને બોલાવીને પૂછ્યું—"તમારો કિબ્લો કઇ બાજુએ છે!"

નોકરોએ કહ્યું "હુજુર! આપને શું કામ છે? આ તરફ છે!"

સાહેબે કહ્યું—"ઠીક છે! અમને માલમ થઇ જાય! અમે ઇચ્છીએ છીએ, કે અમારા પગ એ તરફ ન થઈ જાય! અને જો કોઈ વખત ભૂલથી અમારા પગ એ તરફ થઈ જાય, તો તમે લોકો અમને જાહેર કરી દેજો!"

આ સઘળા બનાવોથી સાબિત થાય છે, કે ખરેખર આપણી કોમી લાગણી બિલકુલ મરેલી છે, નહિ તો એનો શું અર્થ કે એક વાત જે આપણને નાપસંદ હોય ને તે ફરી વખત બનવા પામે!

આ સિદ્ધ છે, કે સ્વતંત્ર દેશના વતનીઓ સ્વતંત્રતાના કેફમાં સઘળી મૂર્ખતાઇઓ કરવી યોગ્ય ગણે છે. હિંદુસ્તાન પરતંત્ર છે; એટલે તેને વિદેશીઓના અઘટિત હુમલા અને તિરસ્કાર સાંખીને બેસી રહેવા સિવાય અન્ય ઉપાય નથી: હવે ભવિષ્યમાં શું થાય છે, તે જોવાનું છે.

# વિસરાયલા ઇતિહાસનું એક પાનું

સંપાદક : "ખાકી" રાંદેરી.

રાવલાના "આઝાદ" સાહેબના સંગ્રહમાંથી.

## ફક્ત ૬૦ મુસ્લિમોનો ૬૦ હજાર સાથે મુકાબલો.

### વિશાળ બહુમતી પર અલ્પ લઘુમતીના વિજયનું એક જ્વલંત દષ્ટાંત.

ઇસ્લામ ઉપર જાન દેનારા મુસ્લિમો "હિમસ" ને ફતેહ કરીને શામના ઇલાકામાં જાબીયાહ મુકામે પડાવ નાખી રહેલા હતા. ફોજના સિપેહસાલાર હઝરત અબુ ઉબૈદહ (રદી.) ને મુસ્લિમ જાસુસોએ આવી ખબર આપી કે: "હઝરત, દુશ્મનનું લશ્કર અસંખ્ય છે અને આગળ આવતું જાય છે આપ એનો બંદોબસ્ત કરશો."

હઝરત અબુ ઉબૈદહ (રદી.)એ આખી રાત ખુદાપાકની ઇબાદત અને આઝીજીમાં પૂર્ણ કરી આખી રાત તેમને એજ વિચાર રહયો કે: "રૂમીઓના આટલા બધા લશ્કર સામે મુઠી ભર મુસ્લિમો શા હિસાબમાં?"

સિપેહસાલારે સવારની નમાઝ પઢાવ્યા પછી લશ્કર સામે ઉભા થઈ એક પૂર જોશ ભાષણ કર્યું. જેની શરૂઆત એ મુજબ કરી કે: "તમને ખુદા પાકના સોગન, જ્યાં સુધી તમે મારી પૂરેપૂરી હકીકત નહિ સાંભળી લ્યો: ત્યાં સુધી તમારી જગ્યાએથી જરાએ હડશો નહિ." આમ કહી અલ્લાહ તઆલાની સીફત અને વખાણ કરી હઝરત (સ. અ. વ.) ઉપર દુરૂદ અને સલામ મોકલી, મુસ્લિમો માટે ફતેહ અને ખુદાપાકની મદદ માટે દુઆ કરી કહ્યું કે: "હે મુસ્લિમ બંધુઓ! ખુદાપાક તમારી ઉપર રહમ કરે, અને પોતાની રહમત અને નેઅમતોનો વરસાદ વરસાવે. તમે બધા સારી રીતે સમજી લ્યો કે ખુદાપાક તમારી કસોટી કરવા માટે એક એવી ચીજ કે જે દેખીતી રીતે સંકટ અને તકલીફની ચીજ છે, પરંતુ ખરી રીતે સારી અને ખુશનુમાં છે: તે મોકલીને તે જોવા માગે છે કે જે નેઅમતો તમારે માટે તેણે રાખી છે તે મેળવવા તમે કેવી કોશિષ કરો છો."

"અલ્લાહ તઆલાએ પોતાના વચનને પૂર્ણ કરી ઘણી વખત અમને મદદ કરી દુશ્મનો ઉપર ફતેહ આપી છે. મારા જાસુસોએ ખબર આપી છે કે ખુદાના દુશ્મન હીરકલ બાદશાહે મુશરિકોના મોટામોટા શહેરો પાસેથી મદદ લઇ આપણી તરફ એક બહુ મોટું લશ્કર મોકલ્યું છે; જેની પાસે લડાઇનો સંપૂર્ણ સામાન તેમજ પુરતો ખોરાક વગેરે છે. તેઓ જુદે જુદે માર્ગે રવાના થઇ ગયા છે. તેમણે નક્કી કર્યું છે કે તેઓ બધા એક સાથે થઇ તમારો મુકાબલો કરે, અને તેમ કરી અલ્લાહ પાકના નૂરને પોતાની ફુંકોથી બુઝાવી નાખે. પણ યાદ રાખજો, અલ્લાહ તઆલા કુર્આન શરીફમાં કહે છે કે: તે પોતાના નૂરને સંપૂર્ણ કરશેજ; ભલેને પછી વિધર્મીઓને ગમે તેટલું ખરાબ કેમ ન લાગે ? તમે સારી રીતે સમજી લ્યો કે ખુદાપાક તમારી સાથેજ છે, અને જેની સાથે ખુદા હોય, તે ગમે તેટલી ઓછી સંખ્યામાં હોય છતાં, તે સંખ્યા કદી પણ ઓછી અને નાની રહેતીજ નથી: પછી ભલેને દુન્યાની નજરમાં તે નાની અને ઓછી લાગતી હોય. અને બીજી જમાઅત જે દેખીતી રીતે દુન્યાને બહુજ મોટી લાગતી હોય છતાં પણ જો તે તેને તાબેદાર અને રૂસ્વા

કરવા માગે તો તે કદી પણ મોટી રહી શકતી નથી. ખુદાપાક તમારા દુશ્મનોને તાબેદાર અને રૂસ્વા કરવા માગે છે, અને તેથી તેમને બધી તરફથી એકઠા કરી તમો તરફ મોકલ્યા છે; કે જેથી તમો તમારા ઇમાનની પરીક્ષા આપો, અને તેની ઉપર જાન કેમ કુર્બાન કરો છો તે બતાવી આપો"

હે મુસ્લિમ બંધુઓ! આ બાબતમાં તમારી શું સલાહ અને અભિપ્રાય છે તે હું જાણવા માંગું છું. દરેક જણ આઝાદી સાથે પોતાનો અભિપ્રાય અને સલાહ આપી શકે છે. જેનો અભિપ્રાય અને સલાહ ઉત્તમ હશે તે મુજબ અમલ કરવામાં આવશે." આ મુજબ ભાષણ કરી સિપેહસાલાર બેસી ગયા. અને જાસુસોને કહ્યું કે: "દુસ્મનોના લશ્કરની જે હાલત તમોએ જોઈ હોય તે બધી વિગતવાર એમને કહો કે જે સાંભળી બરાબર વિચાર કરી એ લોકો સારી સલાહ અને અભિપ્રાય આપે" આ સાંભળી એક ઇસ્લામી જાસુસ ઉઠ્યો અને તેણે દુશ્મનનાં લશ્કર, તેના હથિઆરો, લશ્કર સરંજામ, લશ્કરની વ્યવસ્થા વગેરેનું એવી રીતે વર્ણન કર્યું કે મુસ્લિમો ઉપર ચુપકીદી અને આશ્ચર્યનાં વાદળ ફેલાઇ ગયાં, અને એક બીજાની સામુ જોવા લાગ્યા, અને સિપેહસાલારના ભાષણ માટે કોઇએ કંઇ પણ સલાહ કે અભિપ્રાય આપ્યો નહિ. એ ઉપરથી સિપેહસાલાર ઉભા થયા અને કહ્યું કે: "હું પણ તમારા જેવો એક ઇન્સાન છુ સિપેહસાલાર હોવા છતાં તમારી સલાહ અને અભિપ્રાયનો મોહતાજ છું અને તમારા અભિપ્રાયથી લાભ લેવા માંગું છું. તમો બધા આમ શાંત અને ચુપ કેમ થઇ ગયા છો? શું ખુદાપાકે તેના રસુલ (સ. અ. વ. સ.)ને હુકમ આપેલો ન હતો કે તમારા અનુયાયી (સહાબા રીદ.)ની સલાહ લેતા રહો, અને જ્યારે નક્કી ઇરાદો કરો; ત્યારે ખુદાપાક ઉપર ભરોસો રાખી તેને તે સોંપી દ્યો અને તે કામ પૂર્ણ કરો.

મુસ્લિમ ઇતિહાસ લખનાર ઇમામ વાકેદી લખે છે કે કમાન્ડર-ઇન-ચીફના આ શબ્દો સાંભળી મુસ્લિમોમાં જે જુના માણસો હતા તેમાંથી એક ઉભા થઇ કહ્યું કે: "આપ અમારા સરદાર છો અને આપનો દરજ્જો બહુ મોટો છે હઝરતે (સ. અ. વ. સ) પણ આપને પોતાના અનુયાયીઓનાં અમીન કહ્યા છે અને અલ્લાહ પાકે પણ કુર્આન શરીફમાં આપની ઇઝ્ઝત માટે એક આયત ઉતારી છે. આપજ અમને કોઈ એવો રસ્તો બતાવો કે જેથી આ મુસીબત અને મોટી બલામાંથી પાર ઉતરીએ જેથી મુસ્લિમોનું ભલુ થાય અને આ પરીક્ષામાં ફતેહમંદ થઇએ" જે ઉપરથી તેમણે કહ્યું કે: "ભાઇઓ! હું પણ તમારા જેવો એક ઇન્સાન છું. હું બોલુ છું, તેમ તમો પણ બોલો છો. હું સલાહ આપું છું, તેમ તમો પણ આપો છો. અલ્લાહતઆલા સારી તૌફીક આપવા વાળો છે. દરેકને સલાહ આપવાની છૂટ છે જેથી જે કંઇ ધ્યાનમાં આવે તે કહો મારા એકલા ઉપર છોડો નહીં.' આ સાંભળી યમન અને મીસરના દસ માણસોએ ઉભા થઈ કહ્યું કે: 'અમારો અભિપ્રાય છે કે આપ આ જગ્યા તજી દઈ વાદીએ કુરામાં કોઈ લીલોતરીવાળી મોટી જગ્યામાં પડાવ નાખો તો બહુ ઠીક થઈ પડશે. કારણ કે, ત્યાં હોવાથી અમો બધા મદીના તૈયબાની પાસે હોઈશું અને ઝરૂરત વખતે ફારૂકે આઝમ તરફથી મદદ પણ જલ્દી મળી શકશે. અને જો કદાચ દુશ્મન અમારી ઉપર હુમલો કરશે તો પણ ઇન્શાઅલ્લાહ આપણે જરૂર ફતેહ મેળવીશું.''

સિપેહસાલારે કહ્યું: 'બેસી જાઓ, તમને જે વાજબી લાગ્યું તે તમોએ કહ્યું'. ખુદાપાક એનો બદલો આપે, પણ યાદ રાખો કે અગર જો હું તમારા આ અભિપ્રાય ઉપર અમલ

કરી અહીંથી કૂચ કરી જાઉં તો ખલીફા ફારૂકે આઝમ મને જરૂર ઠપકો આપશે. સબબ આ કૃત્ય તેમના હુકમની વિરૂધ્ધ છે. તેઓ આ કૃત્યને સારી નઝરથી જોશે નહીં અને લા'નત મલામત કરી (ઠપકો આપી) કહેશે કે: 'જે શહેરો અને મુલ્કો ઉપર તમારે હાથે ફતેહ કરાવી, ખુદાપાકે તમારા કબજામાં મૂક્યાં હતાં તેને તમે છોડી દીધાં અને રજા વગર ત્યાંથી ચાલ્યા આવ્યા! તમારી હારનો તમે પોતે બંદોબસ્ત કરી ફતેહ કરેલા મુલ્કો પાછા દુશ્મનોનાં હાથમાં મૂકી દીધા. તમને ખબર છે કે દુશ્મનોનું લશ્કર ચારેગમથી આગળ આવતુ જાય છે. જો આપણે અહીં હોઈશું નહિ તો દુશ્મનો એનો કબજો લઈ લેશે અને તેમની હિમ્મત વધી જશે. અને કરેલી બધી મહેનત ઉપર પાણી ફરી વળશે. અહીં રહેવાથી એવું કંઈ પણ થશે નહિ. બહુ બહુ તો એટલુંજ થશે કે દુશ્મનોનો મુકાબલો થશે. ફતેહ આપવી એ ખુદાપાકના હાથમાં છે. કંઈ વધારે સખ્યા અગર ઓછી સંખ્યા અથવા લડાયક સરંજામ વગેરે ઉપર નથી. અને એ ઉપરથી હું તમારા અભિપ્રાય મુજબ કરી શકતો નથી. તમારો અભિપ્રાય જો કે તમારી સમજ પ્રમાણે સારો છે. ખુદાપાક એનો બદલો આપે. આ બાબત બીજા કોઈ ભાઈઓ પોતાનો અભિપ્રાય આપે કે જેથી તમો અને હું તે પર વિચાર કરી કોઇ ખરા ઉકેલ ઉપર આવી શકીએ."

એ પછી હઝરત કૈસ બિન હોબેયરેહ મુરાદી ઉભા થયા અને કહેવા લાગ્યા કે: "હે! મુસ્લિમોના પ્રમાણિક સરદાર! જો અમે શામ છોડીને ચાલ્યા જઇએ, તો ખુદાપાક અમને અમારા બાલ બચ્ચાં અને સગાં સંબંધીઓ સુધી પહોંચવા પણ ન આપે બલકે રસ્તામાંજ નાશ કરી નાંખે. અમે આ વહેતા ઝરા, નહેરો, લીલાંછમ ખેતરો, દ્રાક્ષનાં બગીચાઓ, સોના ચાંદીના ઢગલાઓને છોડીને કયાં જઈએ? જો દુશ્મનના હાથે અહીં શહીદ થઇશું તો અમે જન્નતમાં જરૂર પહોંચી જઇશું કે જેને માટે અમને વાયદો કરવામાં આવ્યો છે. અને આ નાશવંત માલ અસબાબને બદલે જન્નતની હમેશાં બાકી રહેનારી નેઅમતો મળવા ઉપરાંત હઝરત (સ. અ. વ.)ની નઝદીકી મળશે, ખુદાપાકના દીદાર પણ થશે અને પછી સદાને માટે એશઆરામજ મળશે. મારો તો એજ અભિપ્રાય છે કે આપણે સૌ અહીંજ રહીએ અને એક ઈંચ પણ અહીં તહીં ખસીએ નહીં. આપણા અડગપણાથી દુશ્મનો ઉપર પણ તેની જરૂર અસર થશે" સિપેહસાલારે કહ્યું: 'બહુજ સારો અભિપ્રાય આપ્યો એવીજ રીતે કરવું જોઇએ. તમારા મુખથી ખુદાએ સાચી વાત કરાવી છે." પછી તેમણે મુસ્લિમોને સંબોધીને કહ્યું: "આ બધા માલ અસબાબ, સોના ચાંદી વગેરેને દુશ્મનોના હાથમાં આપીશું? તમો હિજાજ પાછા ફરવા માંગો છો? અને આખેરતના રહેઠાણની નેઅમતો જે અલ્લાહપાકે તમારે માટે રાખી છે તેને લેવા માંગતા નથી? કૈસે ઘણો સારો અભિપ્રાય આપ્યો છે. જ્યાં સુધી દુશ્મનો અને આપણી વચ્ચે કંઈ પરિણામ ખુદાપાક ન લાવે ત્યાં સુધી આપણે અહીંથી જરા પણ હઠવું જોઈએ નહિ." એ પછી ઘણા મુસ્લિમો એ વાત પર રાઝી થયા કે અહીંજ થોભી જવું પણ હ૦ ખાલિદ બિન વલીદ (રદી.) ચુપ રહ્યા હતા તેમને સિપેહસાલારે કહ્યું. "તમે કેમ ખામોશ છો? કૈસના અભિપ્રાય માટે શું વિચાર છે? તેમણે જવાબ દીધો. "મેં કૈસનો અભિપ્રાય સાંભળ્યો. મારો અભિપ્રાય એથી વિરૂદ્ધ છે. છતાં પણ ઘણા ભાઈઓ એ મુજબ કરવા રાઝી છે તેથી હું એથી વિરૂદ્ધ કંઇ કહેવા માંગતો નથી." સિપેહસાલારે કહ્યું. "નહિ, નહિ, એમ નથી, અગર જો તમારા અભિપ્રાયથી ફાયદો અને

વાત ઠીક છે કે: તું તારા બધા લશ્કરને સાથે ઈસાઈયતને છોડી ઇસ્લામમાં દાખલ થઈ જા કે જેથી દીનો દુન્યાની ઈઝ્ઝત તને મળે અને નહીં તો યાદ રાખજે કે: આ મુશરિકોને મદદ કરવા બદલ તને તારા જાનથી હાથ ધોવા પડશે અને તને તેમજ તારા લશ્કરને તેમની જેમ તલ્વારથી તારાજ કરવામાં આવશે અને જે બલા અને મુસીબત તેઓ ઉપર ઉતરનાર છે તે તારી તેમજ તારા લશ્કર ઉપર પણ ઉતરશે. તું રૂમીઓનો સાથ છોડી દે અને તમાશો જો કે અમે તેને કેવી રીતે ફના કરીએ છીએ. અમારી લડાઈ એક નાની જેવી ડિમાયત છે. જો તું એ લોકોનો સાથ છોડશે નહીં તો અમારી તલ્વારોની અણી સૌથી પ્રથમ તારા અને તારા લશ્કરના સીનાઓમાં ભોંકાશે. અને ત્યારેજ તું અમારી આ ખેરખાહીને યાદ કરશે પણ તેથી કંઈપણ લાભ થશે નહીં. સબબ તે વખતે અમારી તલ્વારોથી બચાવવુ કોઈના પણ હાથમાં અને શક્તિમાં રહેશે નહી. અને તેથીજ ફરી પાછો કહું છું કે મુસલમાન થઇ જા. હું મારી તબ-લીગી ફરજ પૂરી કરી ચૂક્યો અને વાત પૂરી કરી દીધી. હવે જે મરજીમાં આવે તે કર અને ધ્યાનમા આવે તે રસ્તો અખત્યાર કર."

આ વાતો સાંભળી જબલહ ગુસ્સાથી બેતાબ થઇ ગયો અને મોટી મોટી ડફાસ મારવા લાગ્યો કે: "હુ પણ અરબી છું. હુ આવો છું. હું તેવો છું. તમારી કંઇ પણ વિસાત નથી થોડીજ વારમાં તમારા ટુકડા થઇ જશે."

હઝરત ઉબાદહએ કહ્યું :"અમે કંઇ તારા જેવાં મૂર્ખ અને બેવકુફ નથી. અમે બરાબર સમજીએ છીએ કે તું ઢોંગ અને દગો કરી રહ્યો છે—જે કંઇ હું કહી ગયો એજ મુજબ થશે. અમે લડવા માટે તૈયાર છીએ—ખુદાના સોગન્દ મજકુરે ત્રણ રીત સિવાય સુલેહ માટે ચોથી રીત છેજ નહીં."

હઝરત ઉબાદહએ પાછા ફરી બધી વાતચીત હઝરત ઉબૈદહ અને બધા મુસલમાનોને કહી સંભળાવી. અને જબલહ બેબાકળો બની રૂમીઓના સરદાર બાહાન પાસે ગયો અને આખો કિસ્સો કહી સંભળાવ્યો. બાહાને તેને એવું પાણી ચઢાવ્યું કે તે પોતાનું ૬૦ હજારનું લશ્કર લઈ મુશ્રિકોના મુકાબલામાં પ્રથમ આવ્યો. હઝરત ઉબાદહ વાતચીત કરી રહ્યો હતા કે મુસલમાનોને ૬૦ હજારનું લશ્કર આગળ આવતું દેખાયું અને એક બીજાને કહેવા લાગ્યા કે: "શું ઇરાદો છે?" બધાએ જવાબ દીધો કે: "ખુદાપાકની જાત ઉપર સંપૂર્ણ ભરોસો અમને છે અને તે અમને જરૂર એ લોકો ઉપર ફતેહ આપશેજ." એટલું કહી મુકાબલા માટે આગળ વધવા માંગ્યુ; પણ હઝરત ખાલિદ બિન વલીદે તેમને રોક્યા અને કહ્યું : "ઉતાવળ ન કરો. ધીરજથી કાર્ય કરો." પછી હઝરત અબુ ઉબૈદહને કહ્યું: એ સરદાર! હવે મારો એ અભિપ્રાય છે કે:—

"રૂમીઓએ નસરાની અરબ લશ્કરને આપણા મુકાબલા માટે મોકલ્યુ છે. જો આપણે આપણી આખી ફોજથી તેનો મુકાબલો કરીશું તો આપણે કમજોર થઇશુ. જેથી મારો ઇરાદો છે કે પ્રથમ થોડા માણસો તેની પાસે મોકલીએ અને તેઓ તેમને પાછા ચાલ્યા જવાનું કહે અગર પાછા ચાલ્યા જશે તો રૂમીઓ માટે એ લોકોનું ચાલ્યા જવુજ હાર અને શિકસ્ત થઈ પડશે અને નહીં જશે તો તલ્વાર મૌજૂદ છે. બહુ થોડાજ માણસો ઇન્શા અલ્લાહ તેમને મારીને નસાડી મુકશે."

એ પછી સરદારની રજા મુજબ હઝરત ખાલિદ કૈયસ, હઝરત ઉબાદહ, કાઅબ વગેરે, અબુ અય્યુબ (રદિ.) એ પાંચ અન્સારીઓને જબલહ પાસે મોકલ્યાં. તેમણે જબલહ સાથે વાત કરી પાછા ચાલ્યા જવા સલાહ આપી. પણ તેણે કંઈ પણ સાંભળ્યું નહીં અને લડવા તૈયાર થઈ ગયો આ પાંચે સહાબીઓ (રદિ.) પાછાં

ચાલ્યા આવ્યા અને બધી વાત કહી સંભળાવી. હઝરત અબુ ઉબૈદાહએ સહાબીઓ (રીદ.) સાથે મશ્વેરો કર્યો. હઝરત ખાલિદ (રદી.)કહ્યું "જ્યારે જબ્બલહ માનતો નથી તો તેને જતો કરો, ખુદાપાકના કસમ જબ્બલહ અમારામાં એવા બહાદુરો જોશે કે જે ફક્ત ખુદાપાકની રઝામંદીનીજ ખાહેશ રાખે છે. નસરાની અરબ ૬૦ હજાર છે અને અમો ૩૦ હજાર છીએ પણ આપણી આખી ફૌજને લડાઈમાં શામેલ કરવા હું માંગતો નથી. મારી ઇચ્છા છે કે આપણા લશ્કરમાંથી થોડા એવા માણસોને ચૂંટી કાઢું કે જેઓ આ બધા અરબોનો મુકાબલો કરી શકે. હું માત્ર ૩૦ માણસ લેવા માંગું છું. જેમાંનો એક એક માણસ દુશ્મનનાં બે બે હજાર માણસો માટે બસ થઇ પડશે. હું એ લોકોને મારી સાથે લઇ દુશ્મનો પર હુમલો કરૂં."

આ સાંભળી મુસલમાનો તાજુબ થયા અને સમજ્યા કે "હઝરત ખાલિદ (રદી.) મશ્કરી કરે છે. હઝરત **અબુ સુફીઆન** ખાસ કરી વધુ ખિયાલ થયો કે "આ તજવીઝ ઇસ્લામી સંસ્કૃતિ ઉસુલની વિરૂદ્ધ હોવા ઉપરાંત કમઝોર તજવીઝ છે, એક માણસ બેનો, સો બસોનો મુકાબલો કરી શકે છે પણ માત્ર ૩૦ માણસો ૬૦ હજારનો મુકાબલો કેવી રીતે કરી શકે?

હઝરત ખાલિદે(રદી)કહ્યું "એ અબુ સુફિયાન! તમો મુશરિક હતા ત્યારે તો બહુજ બહાદુર હતા અને ઇસ્લામ કબૂલ્યા પછી કેમ આવા ડરપોક અને બાયલા થઇ ગયા! હું એવા ૩૦ માણસો ચુંટી લઇશ જેઓ તૌહીદપૂજક, અને અરબના સુનંદ ઘોડેસ્વાર છે કે ખુદાપાકની રાહમાં મરી મિટવા જેમણે પોતાની ઝાતને વક્ફ કરી દીધી છે. તમને હમણાજ માલૂમ પડશે કે તેઓ કોણ છે અને શું કરી દેખાડશે. દુન્યામાં એમનું આ કામ હરત ભર્યું થશે. એમના ઇમાન અને સચ્ચાઇને અલ્લાહ તઆલા ખૂબ જાણે છે. જ્યારે અબુ સુફિયાનને ખાત્રી થઈ કે આ કંઈ હાંસી મશ્કરી નથી ત્યારે તેમણે બીજા ૩૦ વધુ માણસો ચૂંટી કાઢવા સલાહ આપી. હઝરત ખાલિદે (રદી.) ૬૦ માણસો લશ્કરમાંથી ચૂંટી કાઢી ઘોડાઓ પર સ્વાર થઇ, ૬૦ હજારના લશ્કરના મુકાબલામાં પહોંચી ગયા. એ ૬૦ માણસોમાં હઝરત ઝુબેર, ફઝલ, હાશિમ તાઇ, કાબ કાબ શુરાહબીલ, અબ્દુલ્લાહ બિન ઉમર, જબેર, અબુ અય્યુબ, ઉબાદાહ, ઝેરાર બિન અઝવર, સફવાન બિન ઉમય્યાહ, યઝીદ બિન અબી સુફિયાન, રાફિઅહ, ઉઝૈફાહ, અદી બિન હાતિમ, અબ્દુર્રહમાન બિન અબી બકર, ઔફ, ખાલિદ બિન સઇદ, અબુ લોબાબાહ, યઝીદ બિન ખત્તાબ, આબિસ, હમઝાહ બિન ઉમર, યઝીદ બિન આમેર (રીદ.) વગેરે હતાં. નસરાની અરબો સમજ્યા કે: આ ગણત્રીના માણસો અમારી સાથે સુલેહ કરવા આવે છે. હઝરત ખાલિદે (રદી). મેદાનમાં આવતાંજ બૂમ પાડી કે: "એ ક્રોસ પૂજકો! લડવા માટે મેદાનમાં આવો." જબ્બલહ મેદાનમાં આવ્યો ત્યારે વાતચીત ઉપરથી તેને ખબર પડી કે આ લોકો સુલેહ માટે નહીં પણ લડવા માટે આવ્યા છે. તેણે પોતાના ૬૦ હજારનાં લશ્કરને હુકમ આપ્યો કે: એકદમ આ મુસ્લિમો ઉપર તૂટી પડી એ લોકોનો નાશ કરી નાખો. આ સાંભળી તેના લશ્કરે ૬૦ જાંબાઝો ઉપર એકદમ હુમલો શરૂ કર્યો અને લડાઇ શરૂ થઇ ગઈ. બહાદુરોના અવાઝ, તકબીરના નારા, માણસોના શોરબકોર અને તલ્વારના ખણખણાટ સિવાય બીજું કંઈ પણ સંભળાતું નહોતું.

હઝરત અબુ ઉબૈદહ્ અને ઇસ્લામી લશ્કર એ લોકો માટે દુઆ કરતા હતા અને ખુદાપાકની મદદ માંગતા હતા. વિધર્મિઓને ભરોસો હતો કે આ મુઠ્ઠીભર મુસલમાનો જોતજોતામાંત માત્ર ખલાસ થઈ જશે. બંને ફૌજો આ લડાઇનો તમાશો જોઈ રહી હતી લડાઇ એટલી લંબાઇ કે બપોર

થઇ ગઈ અને કોઈ પણ બહાદુર પોતાના તંબુ તરફ પાછો ફર્યો નહીં અને લડાઇ પ્રથમ મુજબ જોરશોરથી ચાલુજ રહી, અને તેના ભડકા વધતા જતા હતા અને વધુ અને વધુ તેજ થતી જતી હતી. શરૂઆતમાં જેવો ઉત્સાહ હતો તેવોજ ઉત્સાહ કાયમ હતો. સવારો ઘોડા ઉપરથી કપાઈ કપાઈને નીચે પડતા હતા. લોહીની નદીઓ ચાલુ થઇ ગઇ હતી. તલ્વારો અને નેઝા બહાદુરોના સીના ચીરી રહ્યા હતા અને ઇસ્લામના આ જાંબાઝો બહુજ સ્ફુર્તી અને ચાલાકીથી હુમલો કરી આગળ વધી રહ્યા હતા. હઝરત ખાલિદ (રદી.) તેમના સાથીઓને કહી રહ્યા હતા કે "ઐ મુસલમાનો! યાદ રાખો, આજ હશ્રનું મેદાન છે, પાછળ હઠશો નહીં, દુન્યામાં એકજ વખત મરવાનું છે અને પછી સદાની ઝિંદગી છે." હઝરત ખાલિદ અને હઝરત મિરકાસ (રીદ.) પેદલ થઇ ગયા. દુસ્મનોએ એકઠા થઈ એમની ઉપર હુમલો કર્યો. હઝરત ઝુબેર અને હઝરત ફઝલ (રીદ)ઝટપટ ત્યાં પહોંચી ગયા અને કહ્યું" આ સહાબા (રીદ.) છે. ઐ કુતરાઓ, એમનાથી દૂર થઈ જાઓ. "મુસ્લિમ જાંબાઝોએ નવેસરથી એવો હુમલો કર્યો કે વિધર્મીઓ એમ સમજ્યા કે એ લોકોનુ બાકીનુ લસ્કર પણ આવી ગયું છે. તેમના પગ ઉખડી ગયા અને મેદાન છોડી નાસવા માંડ્યું અને આ મુઠ્ઠીભર માણસો તેમને મારતા કાપતા કોસો સુધી તેમની પાછળ ચાલ્યા ગયા, ત્યારે "હઝરત અબુ ઉબૈદહ (રદી)ને ખ્યાલ થયો કે" બધા મુસલમાનો શહીદ થઇ ગયા" અને તેથી લસ્કરને નસરાનીઓ ઉપર હુમલો કરવા હુકમ આપ્યો, પણ અબુ સુફિયાને રોકયા અને કહ્યું ઐ સરદાર! "હમણા ઉતાવળીક રશો નહીં. ખુદાપાક હમણા આપણને ફતેહની ખબર સંભળાવનાર છે." એવી રીતે મગરિબનો વખત થયો અને જાંબાઝોએ જીવપર આવી એવો સખત હુમલો કર્યો કે દુશ્મનોના રહ્યા સહ્યા હોશો હવાસ ઉડી ગયા અને મેદાન બિલ્કુલ ખાલી કરી નાસી ગયા. મગરિબ પછી હઝરત ખાલિદ (રદી.) પોતાના ૨૦ સાથીઓને લઇ ફતેહ મેળવી આવતા દેખાયા પરંતુ તેમના ૪૦ સાથીઓ ગુમ થઈ જવાને લીધે ગમગીન દેખાતા હતા. હઝરત અબુ ઉબૈદહ (રદી.) અને બધા મુસ્લિમો તેમની તકબીરના નાંરા સાંભળી ખુશ થયા અને મુલાકાત થતાં બધી હકીકત સાંભળી અને મુસલમાનોને ખુદાપાકે ફતેહ આપી કાફિરોને નસાડી દીધા તે માટે શુકરાનાનો સિસદો અદા કર્યો. હઝરત ખાલિદે (રદી.) પોતાના સાથીઓના નામો બોલતાં ગણત્રી કરી, ત્યારે બધાઓએ કહ્યું કે "તેઓ શહીદ થઈ ગયા હશે." હઝરત ખાલિદ (રદી)એ કહ્યું તેમની લાશોને મેદાનમાં શોધવા જઇએ જો બધી લાશ મળી જાય તો ઠીક, નહી તો એજ વાત છે કે ક્યાં તો કાફિરો તેમને પકડી લઇ ગયા હશે અગર નહીં તો કાફિરોને મારતા મારતા તે લોકો આગળ ચાલ્યા ગયા હશે." તેઓ અંધારામાં સહાબા (રીદ.)ની લાશોને શોધવા નીકળ્યા તો દશ શહીદોની લાશો મળી અને લગભગ પાંચ હજાર દુશ્મનોની લાશો પડી હતી. એ ઉપરથી માલમ પડ્યું કે બધા શહીદ થયા નથી બલ્કે દુશ્મનોએ પકડી લીધા છે. જેથી હ૦ ખાલિદે કહ્યું "હુંજ તેમને છોડાવવા જાઉં છું" કહી ઘોડા ઉપર સ્વાર થઇ રવાના થઇ ગયા, જ્યારે આપ અને આપના સાથીઓ પૂર જોરમાં ઘોડાઓ દોડવી બહુ દૂર નીકળી ગયા ત્યારે નાંરએ તકબીરનો અવાજ સાંભળ્યો અને ખબર પડી કે હઝરત ઝુબેર (રદી) પોતાના સાથીઓ સાથે આવી રહ્યા છે. હઝરત ઝુબેર(રદી.) કહ્યું "જ્યારે અમે અમારા સાથીઓમાંથી થોડાઓને જોયાં નહીં ત્યારે અમે સમજ્યા કે સાથીઓ ગિરફ્તાર થઇ ગયા હશે. જેથી તેમને છોડાવવા માટે દુસ્મનોને મારતા અમે આગળ વધ્યા, પણ જ્યારે અમને તેઓ મળ્યા નહીં તો યકીન થયું કે "શહીદ થઈ ગયા હશે" ત્યારે અમે, પાછા

ફર્યા અને દુશ્મનો નાસી ગયા. હઝરત ખાલિદે (રદી.) કહ્યું "શહીદ થયા નથી. પચ્ચીસ-તમે છો, વીસ અમો- છીએ, અને દસ મેદાનમાં -શહીદ થઈ ગયા એટલે અમો બધા ૫૫ થયા જેથી બાકી રહેલા પાંચ ગિરફતાર થયા છે, ઈન્શા અલ્લાહ તેમનો છુટકારો મારા હાથે થશે." આ ફતેહ માટે મુસલમાનોએ શુકરાનાનો સિજ્દો કર્યો અને આખી રાત રાહતમાં પસાર થઈ, જ્યારે કાફિરોને ત્યાં હશ્ર બરપા થઈ હતી

આ ફતેહની ખુશાલીમાં મુસ્લિમ ફોજમાં ખુશાલીના ડંકા વાગી રહ્યા હતા અને કાફિરોની ફોજ ઉપર રંજોગમનાં વાદળ ચઢી રહ્યાં હતાં મોતની ઘટાઓએ તેમને ઘેરી લીધા હતા જબ-લાએ નાસી જઈ બાહાન સરદારને લડાઈના મેદાનની બધી હકીકત કહી સંભળાવી, પોતાની હાર અને મુસલમાનોની ફતેહ કબુલ કરી અને સાથે સાથે એ વાતનો પણ એકરાર કર્યો કે 'એ લોકોને ગૈબથી મદદ મળે છે.'

મુસ્લિમ સિપેહસાલારે હઝરત ઉમર (રદી.) ની ખિદમતમાં આ ફતેહની ખુશ ખબરી અને બધી વીગતો લખી મોકલી.

આજે પણ દુન્યા આ બનાવની જોડ રજુ કરવા અશક્ત છે. ક્યાં સાઠ આદમી અને ક્યાં કાયદેસરના-૬૦ હજારના લશ્કરનો મુકાબલો! આખા દિવસની લડાઇમાં માત્ર દસ મુસલમાનો શહીદ થયા, અને પાંચ હજારથી વધુ દુશ્મનના સિપાહીઓ મરણ પામ્યા. મુસલમાનોને ફતેહ મળી અને દુશ્મન મેદાન છોડી નાસી ગયા.

**"આ છે ઇમાન અને તેની તાકાત કે જેની ઉપર આજે પણ મુસ્લિમોને નાઝ છે.**



'ખાકી' રાંદેરી



# કોઇ ઓર થઇને !

સતામણી મુજ જીગરની હરદમ. રહ્યો છે કોઇનો તોર થઇને.
ગઝબ છે કોરી રહ્યાં કલેજું તેઓ કલેજાંની કોર થઇને.!

કહો છો કે'વાને તો "હમારા" મગર છે વર્તનના ઢંગ ન્યારા.
હું જાણું છું તે છુપા ઇશારા. કરો જે ચુપકીથી ચોર થઇને

ગુલામી એવી મળી રહી છે કે દિલની દુન્યા બળી ગઇ છે.
જુવાની મ્હારી ઢળી રહી છે જીવન ઉષાની બપોર થઇને !

ઓ મ્હારી તસ્વીરના ચિતારા બતાવ એ ઢંગો શા છે તારા ?
કે હળવે હાથે બનાવી મુજને. બગાડી દે છે કઠોર થઇને.

નવી જહાંના નવા છે ધારા કે શિક્ષા પામે છે યાચનારા.
પિસાઇ જવાના તે બિચારા. રહેશે જે ક–મ–ઝોર થઇને

કરીને સય્યાદે ચાલબાઝી. બધે બિછાવી છે જાલસાઝી.
ચમનમાં બુલબુલને જોઇએ કે રહે હવે તે ચકોર થઇને.

વિકટ હો રસ્તાની ચઢ ઉતરણી. શિલાઓ છો ઉભી શ્યામવર્ણી
છતાંય મ્હારા જીવનની ઝરણી. વહો પ્રભો ! મસ્તીખોર થઇને.

બધેજ છે એક ફસાદ મુરત. છે રંગ જુદા છે જુદી સુરત.
કહીં છે મસજીદમાં શેખ થઇને. કહીં છે મંદિરમાં ગોર થઇને

બનીને મસ્તાના મારી વીણા અલાપી ઉઠે છે. સૂર ઝીણા.
કદી તે નીકળે ગઝલ સ્વરૂપે કદી તે નીકળે ઉધોર થઇને.

મળ્યાં તમે એય સારૂં કીધું. કે મ્હારૂં જીવન બનાવ્યું સીધું.
નહિ તો ત્હારો "નિસાર" હમણાં રહેતો બસ "કોઇ ઓર" થઇને

—"નિસાર"

લેખક ● 'સુમન' ● (ધોળા)

# હસશો ને !!!

કંઈક કવિ ન્હાનાલાલની અપદ્યાગદ્ય જેવી મૃદુશૈલીના લઢણમાં રજુ થએલી એક રસભર નવલિકા.

ખયરૂનને પરણીને આ ઘરમાં આવ્યાની વાતને પુરાં પાંચ વર્ષ વીતી ચૂક્યાં હતાં. "ખયરૂન તો મારી આંખોની કીકી છે. ખયરૂન તો મારા ઘરનું નૂર છે"—એવું એવું તેણીના પ્રથમ શ્વસુર-પ્રવેશે દરેકને મ્હોંયે કહેનારી તેણીની સાસુજ આજે તો ખયરૂનને આંખનું કણું માનતી બની ગઇ હતી.

ગામનું એક એ સુખી ઘર. સુખી ઘરનો એકજ એક આશા દીપક અશરફ. પછી એ અશરફ અને અશરફની ખયરૂન પાસે શી શી સુઆશાઓ રખાયલી ન હોય એના માવતરોની ?

વળી રોટી અને કપડેય સુખી હતાં એ બધાં. ખુદાની મહેરબાનીથી ઉપજેલી બીંદડીંગો મહીને દહાડે એક મઝાની એવી રકમ લાવીને ઉભી રાખી દેતી. ગઈ કાલેજ હજુતો કૉલેજમાંથી બહાર નીકળીને એજ કૉલેજમાં પ્રોફેસર બનેલો અશરફ પણ પહેલી તારીખે સારી જેવી રકમ મૂકી દેતો, માતાના હાથમાં. આખાં ચારજ જણ ઘરમાં ખાવાવાળાં. શી કમીના—શું દુઃખ હોય પછી એ નાનકડા કુટુંબને !

પણ, ઉર સર્પાંરતે વૃદ્ધાવસ્થાના કિનારાની નઝદિક અને નઝદિક જઇ રહેલા અશરફના માબાપની મદદ્ઇચ્છા, જીવનકામના તો અતૃપ્તને અણુ પુરાયલીજ હતી હજુ સુધી. આંધળાની એક આંખ એવા અશરફના વૃદ્ધ માવતરનો વંશ જાળવનારો કોઇ હજુ સુધી ન્હોતો આવ્યો ! ખુદાએ તેઓના ખોળાને ખુંદી નાંખીને એ વૃધ્ધોની આંખોને ઠારનારો લાડલો હજુ સુધી ન્હોતો આપ્યો ખયરૂને.

"હવે તો બસ. ખુદાએ સંતાપથી આખરસર જીવાડ્યાં એ જહ્નેજલાલહૂ અમ્હારો ખોળો ઠારે એટલે પત્યું અમ્હારે તો". એવું લગભગ દરેકને મ્હોંએ કહીને મરી-છુટી જવા ઇચ્છતી એ વૃદ્ધ જોડીની મરવાની કે ખોળો ઠરવાની એકેય કામના અનેકવિધ પ્રાર્થનાઓ છતાં પુરી ન્હોતી કરી ખુદાએ અત્યાર લગી તો.

× × ×

એટલેજ તો ખયરૂન હવે કડવી બની ગઈ હતી. વંશ રાખવા માટે નિષ્ફળ જનારી. કોઈજ કામની નહિ—જીવરાય નકામી. એ જાતનો સામાન્ય વર્તાવ અમલમાં આવી ગયો હતો ત્હેના માટે. સાસુને કામસર કંઈ પૂછવુંય હવે તો કપરી વાત બની ગઈ હતી. અને ભૂલે ચૂકે જો સાસુજીની સાથે બોલાઈ જવાયું તો તો સાસુજીનું મ્હોં વિરુદ્ધ દિશામાં જાણે કે ફરી જતું અને ઝબાનમાંથી એક એવો તો સખ્ત સુસવાટો છુટતો કે ખયરૂન બાપડી કુંજીને જ્યાં હોય ત્યાંની ત્યાંજ જડાઈ જતી.

કોઈ તેને લગભગ ન્હોતુંજ બોલાવતું એમજ કહીએ ત્હોય ચાલે. કવચિત કોઈ બોલાવી લેતું તો બહુજ ટુંકું. અતિ ટુંકો એ વાત-વ્યવહાર રહેતો. માથા ઉપર આખોજ દિવસ ટકટક થયાજ કરે સાસુજીની ત્રીજા પુરુષ પાસે પોતા માટે રહેલું 'ખયરૂન' સંબોધન તો બદલાઇ જઇને

લગભગ 'રાંડ' ઉપરજ જઇ વસવા આવ્યું હતું! કાળજામાં ઘાવ પાડતીજ વાતો થતી બધી. એમ કહેવાય તો એમાં કશું અતિશયોક્તિ જેવું છે એમ કહેવાય એવું ન્હોતું રહ્યું. હમણાં હમણાં તો અશરફને 'બીજી' પરણાવવાનીય વાતો ચાલતી આછી આછી. ખયરુન ઘરમાં બેઠી એ બધું સાંભળતી. સાંભળી અને હૃદયમાં ઉતારી લેતી બધું. હૃદયમાં ઉતરી ઉતરીને એ બધું તાપ બની જતુ અને લ્હેણીના સુડોળ શરીરનું લોહી તેણીને આખીને આખી સળગાવી મૂકીને સુકવતું ચાલતું. છેલ્લે છેલ્લે તેના ઉપર થઈ રહેલા એકધારાજ પ્હારો તો એકેય દિવસ એવો ન્હોતો ઉગાડતા કે ખયરુન છાનું છાનુ ઘરના ખૂણે મ્હોં, આંખો પાલવને છેડે સોંપીને પેટભરી લઇને રડી લેતી ન હોય.

ઘણી વખત એને કુવો પુરવાનો ઉશ્કેરાટ થઈ આવતો, તો કોઈ વખતે વળી પતિને બીજી કરવા પોતેજ સમજાવવો–વિનવવો; એવા અપરિપકવ વિચારો ઉપડી આવતા. એકેય વાત પતિને કરવાની ન્હેની હિમ્મત ન્હોતી ચાલતી. કોઇ વખત વાત કરવાની મક્કમતા હૃદય કરી લેતુ તો 'શા માટે આવી વાત કરે છે ?' એનો પતિને આપવાનો ખુલાસો ન જડતો. અને મુંઝાઈને બેસી રહેતી તે સુખ હતું ન્હેને, તો પતિનું એકનું જ અત્યારે તો એ કશુંય ઉચ્ચારતોજ નહિ. કશું કહેતોય નહિ. ઘરની કશીય વાત સંભળવા એ તૈયાર થતોજ નહિ. અને ખયરુન એને પોતાની મુશ્કેલ પરિસ્થિતિ વર્ણવતીય નહિ. એને તો ફક્ત રાત્રે પ્રથમ દર્શનેજ ખયરનનું મ્હોં હસતું જોવા જોઇએ. બસ બીજું કશું નહિ.

જે દિવસે ખયરુન હસતી હસતી ન આવે તે રાત્રી એની બગડીજ જતી પણ હમણાં હમણાં તે પતિ પાસે કોણ જાણે કેમ હસતી હસતી જઇજ ન્હોતી શકતી. સ્મિતનો પ્રયાસ કરે તો તે અકુદરતી અને ચોક્ખો નિષ્ફળ જણાઈ આવતો. સ્મિત ખૂચ્યો. રોજ રોજ ત્હેણી પાસે આવી વર્તણુંકનું કારણ માગતો અને ખયરનનું 'ઠીક નથી રહેતું'નું બહાનું અર્ધસત્ય મનાઈ જઇને વળી એ કારણ પ્રશ્ન એ વાત એક દિવસ આગળ ધકેલાઇ જતી.

× × ×

આજે તો માની સામે કદી 'ઉંહૂં' ન કરનારો પુત્ર માની સાથે જરા ચડભડી પડ્યો.

મા તેના માટે **'નવી રાણી'** શોધે છે એ ખુશ ખબરે અશરફને ઉશ્કેરીને ક્રોધિત કરી મૂક્યો.

"બેટા અમે કયાં લગી જીવીશું હવે ?" સમજાવતી હતી પુત્રને. 'મરતાં પહેલાં અમારો ખોળો ભરીને રહે અને અમે ત્હારા પુત્રને રમાડી જઈએ એટલી આશા ન હોય બાપ અમને ?"

"પણ તેનું કરવું કેમ ?"

"બીજી કરીએ."

'ના' અશરફની ઝબાને મક્કમ. ચોક્કસ 'ના'ને પડતો મુકયો "મ્હારે જરૂર નથી બીજીની!"

'તો પછી ?'

"થવું હશે છોકરૂં તો થશે. નહિતર કંઇ નહિ!" ને અશરફ બહાર નીકળી ગયો. વધુ દલીલો સાંભળવાની ત્હેની નામરજી ચોક્ખી જણાઈ આવી આ ઉપરથી.

"આ રાં...એજ કંઈ ખવરાવી દીધું છે, તે તેના સિવાય કંઈ દેખતોજ નથી !"

'મ્હારો અશરફ મારી સામે બોલે કદી? આજે આ રાંડે મ્હારૂં વેણ ઉથાપતો કરી દીધો એને !" અને બીજા આગળ વાત કરતાં કરતાંય પુત્રવત્સલ માની આંખો ભીની થઇ જતી.

"મ્હારો શો વાંક? 'એ' ન માને એમાં હું શું કરું?" "હોય બધા દોષનો ટોપલો મ્હારા શીરે. હું ક્યાં ના કહું છું બીજી કરવાની" ગુલામ હૃદયમાં વધુ વિચારોને અવકાશ નહોતો. ગુલામીનોજ હોય-'વહુત્વ' સુધરી સુધરીને સુધરે ત્હોય કેટલેક જઇ શકે એક મર્યાદિત ઘરના વર્તુલની બ્હાર? "પછી શું મરું હું? હા. મરું તોજ છુટકો થાય મ્હારો તો." અને રડી પડતું એ માર્ગ માટે મુંઝાઈ મરતું હૃદય.

વહુનો જન્મારો રડવા માટેજ હશે? એમજ નથી લાગતું લગભગ. અને બીજો શો ઈલાજ હોય છે વહુ પાસે રડવા સિવાય? ઘરનો ખૂણો અને 'વહુ ઘેલા' પતિના રૂમાલ સિવાય વહુના આંસુને હામ પડવાનું અન્ય કયું ઠેકાણું હોઇ શકે બીજું?

× × ×

અશરફની પાસે આજે તો હવે ખયરને હૃદય મોકળું મૂકી દીધું થાકીને. પતિના છાના રાખવાના અનેક પ્રયત્નો અને સોગન્દો છતાં ધરાઇને રોઇજ લીધા પછી એણે પતી પાસે 'બીજી' કરીને માના સંતોષ અને પોતાની શાન્તી માટે ખોળો પાથર્યો.

પુરૂષ હસી પડ્યો. આમેય પુરૂષને તો હસવાનુંજ હોય છે ને. સ્ત્રીના દુઃખોય-વેદના ઓય, એ હાસ્યજ નિહારે છે ને! નહિ?

એક રડે-બીજું હસે. એકનું હાસ્ય બીજાના રૂદનમાં વધારો કરતું વધી વધીને હસે. બીજાનું રૂદન પેલાના હાસ્યથી હાસ્યમાં વધારો કરતું વધી વધીને રડે. એવોજ ક્રમ કાં હશે?

... "વાહ! ત્હુંય હવે ઉપદેશક બની ખરી. થોડું ભાષણ કર. થોડી દલીલો કર. આમ શીધીજ રીતે સાદે સાદી વાત મૂકી દેવાય કંઈ? ઉપદેશક થવા પહેલાં ઉપદેશની રીત તો શાખીલે જરા!"

"હા! તમારે શું? એમનુંજ છેને આવડે એવું?"

'ઠીક લે હું ભાષણ સાંભળવા કે સંભળાવવા નથી આવ્યો! ભાષણો આપીને થાકી જઇ, હવે અહીં આરામ લેવા આવ્યો છું! શું સ્હમજી?" અશરફ પલંગ ઉપર લંબાયો. "વાતેય નહિ સાંભળો અમારી?"

"ના, હું જાણું છું તું જે કહેવા માગે છે તે મ્હારે નથી સાંભળવું. સ્હમજી ગઈ? "હું શું કરૂં ત્યારે મરું હવે આમાં!" ખયરનનું હૃદય ફરીને ઢવી ઉઠ્યું મુંઝાઇને.

× × ×

કોણ જાણે કોનીય દુઆ ફળીઃ કોણ જાણે અશરફની કેટલાયી પ્હેડીના ઘરડાંઓનાં પુણ્ય આડાં આવ્યાં અને વંશ વૃદ્ધિ માટે લગભગ નિષ્ફળજ મનાઇ ગયેલી ખયરનના 'સફળ' થવાનાં ચિન્હો જણાવા લાગ્યાં. હવે તો દુનિઆમાં જેટલા પીર અવલિયહ હશે એટલા તમામની પુત્રજ પ્રસવે એ માટેની મન્નતો શરૂ થઇ ગઇ ઘરમાં. હમણાં હમણાં તો વળી રોજ છોકરાઓને શીરની પણ મળવા લાગી હતી ડોસી તરફથી. અને ડોસાડોસીની તસ્બીહનોય આંકડો વધતો ચાલ્યો હતો.

પણ સાસુની, ખયરન સાથેની વર્તણુંક સાવજ સુધરીને શરૂઆત જેવી હજુ ન્હોતી બની. અલબત્ત, સાસુ ખયરનના પ્રશ્નનો જવાબ તો વાળતી પણ હવે તેમાં આછી આત્મીય સુગ થોડીજ પણ દેખાઈ આવતી. જો કે ડોશીના હૃદયમાં પોતે ધમાલ મચાવવામાં જરા ઉતાવળ કરી હતી એવી તો પ્રતીતિ થઈ ચૂકી હતી.

× × ×

મ્હેણાં ટોણાંઓ સાંભળી સાંભળીને બગાને ખાક થઇ ગયા પછી આજે ખયરનને પુત્રી

પ્રસવ થયો છે. લાંબા વર્ષે પોતાની ખયરૂનને સુવાવડ આવી અને પુત્રી પ્રસવની ખુશાલીથી રાચતા ખયરૂનના,–હેણીના વિતર્કોથી અજ્ઞાત,–માબાપે પુત્રી પ્રસવના સમાચાર પોતાના વેવાઇને તારથી આપ્યા

સુવાવડ અને તેની ભય'કરતાનો પુરો ખ્યાલતો પ્રસવિતા સિવાય બીજા કોને હોઇ શકે ? "લ્યો ! ભાઇને ત્યાં પુત્રી આવી ! આપણી ન્હા હ્હેણી થઈ !" એટલામાંજ રાચનારાઓ પુત્રી જણનારની સ્થિતિ અને વેદના જાણતા હશે ? કોણ જાણે એ તો ! પણ અશરફ સાહબનું મિત્ર મંડળ અશરફ પાસે હેની માની ઓળખાણ ધરાવનારીઓ ડોસી માની પાસે, બાપનું સર્કલ બાપ પાસે મુબારકબાદી આપી ગયુ. અને ન્હાના કપનો આંકડો પણ અર્ધા સેંકડા ઉપર તો ન્હડી જઇનેજ રહ્યો.

પૌત્ર ભૂખ્યું અશરફની માનું હૃદય પુત્રી જન્મનાથી અતૃપ્ત તો રહ્યુંજ. જેટલું પ્રફુલ્લ થવું જોઇતું હતું એટલું તો નહિ પણ 'આજે ખુદાએ દિકરી આપી તો કાલે દિકરો આપશે' એવી લાંબી આશાએ રાચ્યું તો ખરૂંજ.

× × × × ×

ન્હાનકડી મઅમૂમાને કપડામાં લપેટીને ખયરૂને આજે ગર્વસહ શ્વસુર ગૃહમાં પ્રવેશ કર્યો. ન્હાની પણ પરાણે વ્હાલી લાગે એવી પૌત્રીએ વૃધ્ધોને તો તુરતજ રમત–ઘેલાં બનાવી દીધાં. અશરફ આજે કોણુ જાણે કેમ હજુ સુધી ઘેર ન્હોતો આવ્યો.

ગઈ કાલ સુધી રડમસ અને શોકિત વદન લઇને ફરનારી ખયરૂનનું મ્હોં આજે કંઈ પ્રફુલ્લ અને હાસ્ય વેરતું લાગતું હતું. કેમ ? કાં ? એની ગર્વથી ઉછળતી છાતી અને મન્દમન્દ સ્મિત કરતું મ્હોં, બધાનાં ગઈ કાલના વર્તાવ અને ટોણાઓનો પ્રતિ પ્રહાર તો ન્હોતો કરતા ? નહિ તો શું માતા બનવાના આનન્દે રાચતું હતું એવું કોમળ કાળજાનું ? એમ હોય ત્હોય કોને ખબર છે ! માતા' બનવાનો ગર્વ કઇ સ્ત્રીને આનન્દ આપતો અને ઉલ્લાસ–ઝુલા વતો નથી બનાવતો ?

પણ ચોરપટી એની આંખો શોધતી હતી કોઇને? કેમ ત્યારે ઘડી ઘડી ચલવિચલ એ પ્રવેશ દ્વારને તપાસતી હતી ? છ એક માસથી વિખૂટાં પડેલાં, આખિરં ગાંગંતૂર અન્તરો આટલાં અધીરાં બની જતાં હશે?

× × ×

આજે કેમ એ બ્હેલી બ્હેક્ષી આવી ગઇ હશે પોતાના ખન્ડમાં ? પગ કાં કમ્પતા હતા? આનન્દ અધિરાઈ ભરી મિલન પળો કમ્પ પ્રેરતી હશે ?

ઉંઘતી બાળકીના મ્હોં સામે ટીકતી બેઠેલી 'મા' એકલીજ બાળકીમાં ચિત્ત ન પરોવી રાખી શકી. થાકી ગઈ એ. બાળકીને ઘોડીઆમાંજ સુતી મુકીને બારીની બાહિર ટીકી રહી. ઘણી વાર થઈ હોય કશોય અવાજ કે ઝરાય ખડ-ખડાટ સ્હેજેય સંચલ થતો ન દેખાયો. આંખો જેને શોધતી હતી તેના પ્રતિબિંબને ટેબલ ઉપરથી શોધી કાઢ્યું એની અધીરી આંખોએ. એવું દિલ પ્રતિ ચિત્રને અનેકવાર જોયું હોવા છતાં ફરી એક વધુ વાર જોવા લલચાયું. એના અધિરા દિલે પગોને ત્યાં ખેંચ્યા, એક ન્હાનકડા ચિત્રને બન્ને હાથે બન્ને હાથના પંજાઓ ફેલાવી પકડ્યું. મુખાઇનો આભાસ જેવું નહિ હોય ? કાં ? મૂઠીમાં સમાય જાય એવડા ન્હાના ચિત્રને પકડી લેવા બન્ને હાથ ફેલાવવાં પડે એ નવાઇ જેવું નથી ? પ્રિયના દર્શનાતુર વિયોગ પછી મીલનઃ ઝંખતા પ્રેમીઓના શબ્દ કોષમાં એ મુર્ખાઈ જેવું નહિ હોય કદાચ'

'પુત્રીના પ્રસવના એમને ખબર પડ્યા હશે ત્યારે ખુશ થયા હશે તે ?" એકાએક હેના દિલમાં પ્રશ્ન સ્ફૂર્યો.

"અહિં તાર મળ્યો હશે, ત્યારે શું બન્યું હશે ?"

'હસ્યા હશે !'

"નારે ના ! પુત્ર માટે બા–બાપુની આટ-આટલી ઝંખના પછીય પુત્રી આવે. તેમાં એ ખૂશ કેમ થાય ? બા બાપુ ક્યાં હજુ પુત્ર પામી શક્યાં છે."

"ત્યારે નાખુશ તો નહિ થયા હોય. તેઓ ! "છબી તો આંખોનીજ સામે હતી. હાથ અળગી ન્હોતા કરતા છબીને !

"આજે હસે એ પ્હેલાંની જેમજ ?"

કેવા ગાંડા ઘેલા પ્રશ્નો. પ્રેમીઓ ગાંડા ગણાતા હશે તે આવા કારણોને લઇને તો નહિ હોય ?

છબી અને સ્વપ્રશ્ન પરંપરાના વ્હેણમાં તણાયલીને આસપાસનું કશુંજ ભાન ન્હોતું. હર્ષાવેશમાં હવેલીના કાનો બ્હેરા અને આંખો 'અમુકજ' દેખતી અન્ધ હતી અત્યારે !

થોડાક ખડખડાટ અને જરાક આવાઝ માટે અધીરી બનેલીને પોતાનાજ ખંડના બારણાના સારા એવા ખડખડાટ સાથે બન્ધ થવાની કશીજ ખબર ન્હોતી રહી.

મન્દ મન્દ સ્મિતતો અશરફ જરા દૂર–પાસેજ ગાંડીનું ગાંડપણ દેખતો હતો ચુપચુપ. કેટલી વાર થઈ હશે આમને આમ, તેની તો એમાંથી એકેનેય ખબર ન્હોતી. બન્ને ભાનસુના હશે ?

અન્તે, ચકોર આંખને કોઈ પાછળ ઉભેલું ભાસ્યું. આંખો ત્યાં ફરી. પ્રતિબિંબનું હસતું બિમ્બ હતું એ.

હસે છે એતો. હસ્યા ખરા. અને ક્ષણભર બિમ્બનું પ્રતિબિંબ જોવામાં લીન થઈ ગયલી પુત્રીને વીસરી ગયલી 'મા' ને પોતાનુંજ પ્રતિબિંબ યાદ આવ્યું.

"એને પતિના ખોળામાં મુકું તો ? ખુશ થાય એ એને જોઇને ?" અને દોડી તે પારણા તરફ ઉપાડયું સુતેલા અને છવતા પ્રતિબિંબને.

"એય...શું કરે છે પણ ? એનો તો સુવાદે ? એને શા માટે ઉઠાડે છે ?"

"તમારે નથી જોવી એને !"

"હને મ્હારી છબી ભલે ગમતી હોય અને જોઇતી હોય. અને અત્યાર સુધી તું તો રોજ ટીકી રહીતી મ્હને મૂકીને. પણ મ્હારે તો હને પોતાનેજ જોવી છે. તારી છબીને નહી. તારી છબી જોઈ વળીશ હું પછી નીરાંતે !"

છ, છ માસથી વિખૂટાં પડેલાં અને મિલન ઝંખતાં હૃદયોનાં મિલાપમાં સહેજ પણ ડોળિયું કરવાને કોઇનેય અધિકારજ ક્યાં છે પછી તો !

# "ઈકબાલનો વિલાપ"

[ગતાંકથી ચાલુ]

જગત આખું વરસોની સંસ્કૃતિ પછી પણ આજે છેલ્લા શ્વાસ લઈ રહ્યું છે, બારીકીથી દેખનારને સેહેજે જણાઈ આવશે કે માનવ સમાજ ખુબજ નબળો અને નમાલો થઈ ગયો છે. આજના માનવીની ક્રૂર ટેકરી શામાં છે તે સાંભળો........

અને આજના ફીરંગી બેગ'માને ઈકબાલ પૂછી રહ્યા છે કે તમારી સંસ્કૃતિનો કમાલ એટલોજ છે કે મરદ બેકાર ફરે અને સ્ત્રી વાંજણી ફર્યા કરે.

"ક્યા યેહી હે મઆશીરતકા કમાલ?
મર્દ બેકાર વ ઝન તહી આગોશ!"

[ શું આજ તમારા ઇકોનોમીક્સનો કમાલ છે, કે મર્દ બેકાર રહે, અને સ્ત્રી વંધ્યા રહે!]

અને એ ફીરંગી ઉસ્તાદોની સ્ત્રી કેળવણી એટલી બધી ખામીવાળી છે કે તેણે સ્ત્રીને ગુલામીની બેડીઓમાં જકડી દીધી છે, અને એને ઝિન્દા કબરમાં ઉતારી દીધી છે.—

"જિસ ઇલમકી તાસીરસે ઝન હોતી હે નાઝન,
કહેતે હે ઉસી ઇલ્મકો અરબાબે નઝર મૌત!"

[જે ઇલ્મથી સ્ત્રી સ્ત્રી મટી જતી હોય, તેજ તા'લીમને દેખવાવાળા મૌત કહે છે.]

અને આજના જમહુરીયતના ઉપાસકોની બાઝી ઈકબાલ આમ ફાશ કરે છેઃ—

"જમહુરીયત એક તર્ઝે હુકુમત હે કે જિસમેં;
બન્દોં કો ગીના કરતે હૈં તોલા નહિં કરતે!"

[જમહુરીયત તે રાજ્ય પધ્ધતિ છે કે જેમા માનવીઓની ગણત્રી માત્ર કરવામાં આવે છે તેમને તોળવામા નથી આવતા]

આજની સુધરેલી દુન્યાની સંસ્કૃતિ કેટલી બધી સડી ગએલી છે તે વિષે ઈકબાલે ઘણું લખ્યું છે, અને ઠીકજ લખ્યુ છે.

અને આપણે યાદ રાખવું જોઇએ કે ઇકબાલ જે સંસ્કૃતિ ઉપર વિલાપ કરે છે તે સદ્, દાદ, કે હદમાં સમાય જતી નથી. બીજી વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી એ છે કે ભલતી સંસ્કૃતિ એટલેઃ—

"તખરીબે જાં, તાઅમીરે તન"

[બદનને તો પોષે છે, પણ જીવનને મારીને ગુંગળાવી નાખે છે.] અને આજની કેળવણીના જ્યોતિર્ધરો જે શિક્ષણ આપે છે તે એ છે કેઃ—

"ખ્મી શવદ દર ઇલ્મો ફન સાહબ નઝર;
અઝ વજુદે ખુદ નગર્દદ બાખબર!"

[ઇલ્મ અને ફનમાં તો આપણે પરિપૂર્ણ થઈએ છીએ; પણ આપણે આપણા જીવન વિષેજ અંધારામાં અટવાઈએ છીએ.]

વળીઃ— "મકતબ અઝ તદબીરે ઉ ગીરદ નિઝામ;
તા બકામે ખ્વાજા અંદેશદ, ગુલામ!"

[સ્કૂલો અને કૉલેજોમાં શિક્ષણની પધ્ધતિ એવી રીતની રાખે છે કે ગુલામો પોતાના માલિકની ઇચ્છા પ્રમાણેજ વિચાર કરતાં શીખે છે.]

આજની સંસ્કૃતિ આપણને તલવાર કે તોપ વિનાજ ફના કરી દે છે.

"કુશતને બે હર્બો ઝર્બે આઇને ઉસ્ત,
મર્ગહા દર ગર્દિશે માશીને ઉસ્ત!"

[હથિયાર વગર મારી નાખવું એજ એમનું ધ્યેય છે. જાણો છો ? એની મશીનોના ચક્કરોમાં હજારોની મૌત છુપાએલી છે.]

**આજની દુન્યાને સંસ્કૃતિનો નશો ચઢી ગયો હોય એમ લાગે છે અને તેથીજ આજે દુન્યાં પરગજુઓથી ઉભરાઇ ગઈ છે! દરેક કમઝોર કૌમને ઉગારવાના મૂક્તિ અપાવવાના બહાનાં હેઠળ, તેમને ગુલામ બનાવનાર દરેક સત્તાને ઇકબાલ સાફ સાફ સંભળાવી દે છે કે:—**

**"તુમારી તહઝીબ અપને ખંજરસેહી ખુદકુશી કરેગી"**

[તમારી સંસ્કૃતિ પોતાનાજ ખંજર વતી આપઘાત કરશે.] એક અંગ્રેજ પોતાનાછોકરાને શીખામણ આપે છે કે "ગુલામોને કદી પણ તલવારથી ઝેર નથી કરાતા; તેમને તો:—

**"તા'લીમકે તેઝાબમેં ડાલ ઉસકી ખુદીકો;
હો જાએ મુલાયમ તો જીધર ચાહે ઉસે ફેર!"**

એની અહંભાવનાને તાલીમના તેઝાબમાં નાખ; અને જ્યારે તે એકદમ નરમ બની જાય, ત્યારે ત્હારી મરજીમાં ફાવે તેમ તેને ફેરવ્યા કર!

અને એનું કારણ પણ પરગજુ સાહબ આમ સમજાવે છે:—

**"તાસીર મેં અકસીર સે બઢ કર હે યે તેઝાબ;
સોને કા હિમાલા હો તો મટ્ટીકા હૈ ઇક ઢેર!"**

[કીમીયાથી પણ વધી જાય એવો આ તેઝાબ છે; કારણ કે જો એની સામે સોનાનો હિમાલય હોય તો પણ તે માટીનો એક ઢગલો થઇને રહી જાય છે.

ગમે તેવી સંસ્કૃતિ હોય, ગમે તેની સંસ્કૃતિ હોય, પણ જો તે આપણને **જીવનની પેલે પાર** લઇ જવા અશક્ત હોય તો તેના કરતાં બીજું કાતિલ ઝેર માનવ સમાજ માટે બીજું કાંઇજ નથી. ઇકબાલ કહે છે કે:—

**"જબતક ન ઝિન્દગી કે હકાએકપે હો નઝર;
તેરા ઝુજાજ, હો, ન સકેગા હરીફે સંગ,"**

[જ્યાં સુધી જીવનની હકીકતથી આપણે દૂર છીએ ત્યાં સુધી આપણું આ બિલ્લોરી બદન પત્થરનો મુકાબલો કરી શકશે નહિ.]



લેખક:—'ઉનીયા' બી. એ.




(ગતાંકથી ચાલુ)

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ ગુજરાતના ફારસી ઇતિહાસના સાધનો ગુજરાતીમાં આણવાના શુભ આશયથી ઈ. સ. ૧૯૧૪માં "મિરઆતે સિકન્દરી"નું ભાષાન્તર પ્રગટ કર્યું હતું મિરઆતે સિકન્દરી" પ્રગટ થઈ તેના એક વર્ષ પૂર્વે "મિરઆતે અહમદી અથવા ગુજરાતનો ઇતિહાસ" નામથી અમદાવાદના "પોલિટીકલ બોમિયા" નામના અઠવાડિક પત્રના તંત્રી જનાબ પઠાણ નિઝામખાન નુરખાન વકીલે ઈ. સ. ૧૯૧૩માં "મિરઆતે અહમદી"નું ગુજરાતી ભાષાન્તર પહેલ વહેલાં પ્રગટ કર્યું હતું. અને માંગરોળના નામદાર નવાબ સાહેબ શેખ મોહમ્મદ જહાંગીરમિયાંને તે અર્પણ કરવામાં આવ્યું હતુ. "મિરઆતે અહમદી"નું મૂળ ફારસી ઉપરથી આ ભાષાન્તર અમદાવાદના મહૂમ સૂફી બુઝુર્ગ આલિમ જનાબ નિઝામુદ્દીન ફારૂકી સાહબ ચિશ્તીએ કર્યું હતું. જનાબ નિઝામુદ્દીન ફારૂકી એક અચ્છા વિદ્વાન હતા. ફારસી ઉર્દૂ, અંગ્રેજી તેમજ ગુજરાતી ભાષાનો તેમણે અભ્યાસ કર્યો હતો. ઈ. સ. ૧૯૧૯મા તેમણે "મિરઆતે અહમદી"ના 'ખાતિમહ'નું ભાષાન્તર પૂર્ણ કર્યું હતું. જે ઈ સ. ૧૯૨૩માં જનાબ નિઝામખાન પઠાણે છપાવ્યું હતું. જનાબ નિઝામુદ્દીન ફારૂકીની આ "મિરઆતે અહમદી" પૂર્ણ થયા પછી એવી ઇચ્છા હતી કે "મિરઆતે સિકન્દરી" તથા "મિરઆતે અહમદી" બન્ને ગ્રંથો જો સાથે લેવામાં આવે, તોપણ કેવળ હિજરી સન ૧૦૦૦થી હિ. સ. ૧૧૮૮ સુધીનોજ ગુજરાતનો ઇતિહાસ આપણને મળી શકે છે. એટલે "મિરઆતે અહમદી" પછી વર્તમાન સમય સુધીના ઇતિહાસનો એક લાંબો ગાળો રહી જાય છે. તેમણે "મિરઆતે સિકન્દરી", "મિરઆતે અહમદી"ના સારાંશ રૂપે અને તે પછીના બધા સાધનો મારફત ઈ. સ. ૧૯૧૩ સુધીનો ઇતિહાસ તૈયાર કર્યો હતો. અને તેને "મિરઆતે જલાલી"નું નામ આપ્યું હતું. નવાબ મોહમ્મદ જલાલુદ્દીન ખાંનબહાદૂર સાથે તેને નિસબત આપેલી હોવાથી પોતાના ઇતિહાસનું નામ તેમણે "મિરઆતે જલાલી" રાખ્યું હતું. "મિરઆતે જલાલી" પ્રગટ થઇ નથી અને તેની હસ્ત પ્રત મરહૂમના પુત્ર મૌ. ફકરુદ્દીન ઉર્ફે પીરસાહેબમીયાં ફારૂકી પાસે છે.

જનાબ નિઝામુદ્દીન ચિશ્તીનું "મિરઆતે અહમદી"નું ગુજરાતી ભાષાન્તર પહેલા ભાગનુંજ હતું. એટલે બીજા ભાગનું ભાષાન્તર આવશ્યક હતુ કારણ કે તે વગર આખું પુસ્તક પૂર્ણ થાય એમ ન હતું. "મિરઆતે અહમદી"ના બીજા ભાગનું ભાષાન્તર કરવાનો ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ નિર્ણય કર્યો અને એ કામ આપણા જાણીતા સાક્ષર શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીને સોંપવામા આવ્યું. ગુજરાતના હિન્દુ સજ્જનોમાં શ્રી. ઝવેરી એક આગળ પડતા ફારસી ભાષાના અભ્યાસી છે. તેમણે આ કામ હાથમાં લીધું, અને "મિરઆતે અહમદી"ના બીજા ભાગના ચાર ન્હાના ન્હાના વિભાગો પાડ્યા. ઈ. સ. ૧૯૩૩માં "મિરઆતે અહમદી"નો તેમનો પહેલો ભાગ પ્રગટ થયો. તે પછી ઈ. સ ૧૯૩૪માં બીજો, ૧૯૩૫માં ત્રીજો, અને ઈ. સ ૧૯૩૬માં

ચોથો ભાગ બહાર પડયો. એ રીતે "મિર્આતે અહમદી"ના બીજા ભાગનું સંપુર્ણ ભાષાન્તર પ્રસિદ્ધ થવા પામ્યું.

આ ચોથા ભાગમાં શ્રી. ઝવેરીએ ઓરીએન્ટલ કૉન્ફરન્સમાં તેમણે "Some observations on the Mirat-i-Ahmedi" વિષે એક નિબંધ વાંચ્યો હતો, તેને પરિશિષ્ટ તરીકે અંગ્રેજીમાં આપ્યો છે. એ ઉપરાંત વિદ્વતા ભરેલ એક લાંબી પ્રસ્તાવના પણ લખી છે. જેમાં તેમણે "મિર્આતે અહમદી"ના કર્તા, તેમના પ્રતિહાસ અને પોતાના પ્રયત્નો વિષે વિસ્તૃત ઉલ્લેખ કર્યો છે. શ્રી ઝવેરીના 'મિર્આત'ના ભાષાન્તરના ચારે ભાગ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી હસ્તકના પોરબંદરવાલા મેમણ હાજી સુલેમાન શાહ મોહમ્મદ લોધીઆ ગ્રંથમાળાના મણકા તરીકે પ્રગટ થયા છે.

## ઉપસંહાર

જનાબ નિઝામુદ્દીન ફારૂકી ચિશ્તી અને શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના 'મિર્આતે અહમદી'ના ભાષાન્તરોના પરિણામે ગુજરાતી પ્રજાના હાથમાં 'મિર્આત'નું સંપૂર્ણ પુસ્તક આવી ગયું છે. એ ખરેખર ગુજરાતીઓ માટે સદ્ભાગ્યની વાત છે. હિન્દુસ્તાનમાં ઉર્દુ, અંગ્રેજી ભાષાનું સાહિત્ય વિશાળ હોવા છતાં ઉપલી બન્ને ભાષાઓમાં 'મિર્આતે અહમદી'ની, સંપૂર્ણ ભાષાન્તર કૃતિ હજી સુધી પ્રસિદ્ધ થઈ નથી; પરંતુ ગુજરાતી ભાષા એ માન મેળવવા ભાગ્યશાળી બની છે. ગુજરાતનો આ ઇતિહાસ ગુજરાતને પોતાનું વતન ગણનારા અને ગુજરાતીઓના દુઃખમાં પોતાનું દુઃખ માનનારા ગ્રન્થ કર્તા એટલે મિરઝા મોહમ્મદ હસને લખ્યો હતો. તેવીજ રીતે ગુજરાતના એ સપુતોના હાથેજ તેનું સંપૂર્ણ ગુજરાતી ભાષાન્તર પણ થવા પામ્યું છે. આટલું છતાં 'મિર્આતે અહમદી' જે સ્વરૂપમાં ગુજરાતીઓના હાથમાં મૂકાવવી જોઈતી હતી, તે સ્વરૂપે તો મૂકાઈજ નથી. એટલે હજી આ દિશામાં પ્રગતિ માટે સ્થાન રહેલું છે.

જનાબ નિઝામુદ્દીન ફારૂકી અને શ્રી. કૃષ્ણલાલ ઝવેરીએ બહુજ સરળ ભાષામાં એ ભાષાન્તરો કર્યાં છે. જ્યારે આજના સમયની ગુજરાતી ભાષા સંસ્કારી બનવા પામી છે. થોડો સમય ગુજરે તેનું મહત્વ ઓછું થઈ જશે. બીજું બન્ને ભાષાન્તર કર્તાઓએ 'મિર્આત'માં આપવામાં આવેલી કર્તાની તથા બીજા વિદ્વાન કવિઓની જે કાવ્ય પંક્તિઓ આપી છે, તેનું ગદ્ય ભાષાન્તરજ આપ્યું છે. તેને અંગે તેની રસિકતામાં ન્યુનતા આવી ગઈ છે. વડોદરા કૉલેજના પ્રોફેસર શ્રીયુત કેશવલાલ કામદારે શ્રી. ઝવેરીને ભાષાન્તરમાં મૂળ ફારસી કાવ્ય પંક્તિઓ આપવા તથા બીજી પણ ઉપયોગી સૂચના કરી હતી. શ્રીયુત ઝવેરીએ, એ સૂચનાનો ઉત્તર વાળ્યો છે, છતાં ખરી રીતે તો એ ઉણપ ભાષાન્તરમાં રહીજ જાય છે. "મિર્આત"ની બીજી આવૃતિમાં આ ઉણપ સુધારી શકાય એમ છે. મારી એવી નમ્ર સૂચના છે કે મૂળ ફારસી પંક્તિઓ ફુટનોટમાં આપવી અને ભાષાન્તરના લખાણમાં ગુજરાતી સમશ્લોકી આપવી. ભાષાન્તરની મીઠાસ અને રસિકતા પણ તેને લઈને વધવા પામશે, એટલુંજ નહીં પણ કર્તાના પ્રતિહાસના આ ગુણનો ખ્યાલ પણ વાંચકોને મળી રહેશે. ગુજરાતના હિન્દુ-મુસ્લિમોમાં ફારસી જાણનારો એક વર્ગ આજે પણ હસ્તી ધરાવે છે એ ભૂલી જવું જોઈતું નથી.

પ્રોફેસર કામદારે હિજરી સન સાથે ઈસ્વી સન આપવાની સુચનાના જવાબમાં બીજા ભાઈઓ કાર્ય પોતાના શિરે લઈ લેશે એવી આશા શ્રી ઝવેરીએ સેવી છે. "આઈનએ અકબરી" માં "બ્લોકમૅન" ફુટનોટો આપી છે તે ધોરણે ફુટનોટ આપવાનું પણ પ્રોફેસર કામદારે સૂચવ્યું છે. શ્રી ઝવેરી પુસ્ત-

ધગશ અને એટલો તનમનાટ દેખાડે કે જેટલી આજે યુરોપમાં લોકશાસનવાદીઓ અને નાઝી વાદીઓ પોતાના વાદ માટે દેખાડી રહ્યા છે. આજે ત્યાં બે જુદા જુદા ધર્મો કે રંગો વાળી પ્રજાઓ વચ્ચે ખુન્ખાર જંગ ખેલાઈ રહ્યો નથી, બલ્કે એકજ સંસ્કૃતિ એકજ રંગ અને ધર્મવાળી પ્રજાઓ પોતાના વિવિધ સિદ્ધાંતો–મતો ખાતરે પરસ્પર જાન અને માલની બાઝી ખેલી રહી છે, ના જગતને નાશને આરે આણનારૂં ઘોર યુદ્ધ લડી રહી છે.

—(ο)—

ઇસ્લામના પ્રારંભમાં મુસલમાનોએ જે યુદ્ધો લડયા તેના સંબંધી આજની સુધરેલી ગણાતી પ્રજા જમતને એમ સમજાવવા મથે છે કે મુસલમાનો એ કોઈ એક ધર્મને બળાત્કારે ફેલાવવા ખાતરજ તલ્વારો મ્યાન બહાર કાઢી હતી. પણ આજે સુધરેલા ગણાતા જમાનામા શુ થઇ રહ્યુ છે? બ્રિટિશ અને ફ્રેન્ચ લોકશાસનવાદી પ્રજાઓ એમ નથી કહેતી કે અમે તો ફક્ત નાઝીવાદના નાશ અને લોકશાસન–વાદના ઉદ્ધાર ખાતરજ આ મહાન યુદ્ધ ઉપાડયું છે? તો આજે એ લોકશાસનવાદ અને નાઝીવાદના પરસ્પર મુકાબલામા જે તલ્વારો મ્યાન બહાર થઇ છે તે પણ એક ખાસ ધર્મ–મત કે વાદને બળાત્કારે ફેલાવવા ખાતર નથી શું? નાઝીવાદી અને લોકશાસનવાદીઓના પક્ષકારો કહેશે કે પ્રજાના વિવિધ વર્ગોના જંગ આમ પ્રજાની ભલાઈ–કલ્યાણ અને વિશ્વમય શાંતિ અર્થેજ ખેલવામાં આવે છે. તો એજ વાત ઇસ્લામના પક્ષકારો પણ કહે છે કે અમોએ પણ જન–કલ્યાણ અર્થેજ તલ્વારો ઉઠાવી હતી, અને એમ ઇમ્પીરીયલીઝમ કે સામ્રાજ્યવાદને ફના કર્યો, વ્યાજ ખોરો અને જુગારીઓનું નિકંદન કર્યું; સોના ચાંદીના થાપણદારોનો નાશ કર્યો જગતમાં ન્યાય, સમાનતા અને શાંતિનું સામ્રાજ્ય સ્થાપન કર્યું, ને ઇન્સાનો ને ઇન્સાનોના દેવતા–પૂજ્ય બનવાથી અટકાવ્યા.

—(ο)—

આજે સમય પલટાયો છે, તો સાથે પરિભાષાનાં શબ્દો પણ બદલાયા છે; છતાં પણ સત્ય પોતાના સ્થાનેજ છે. આજે ઇસ્લામે એજ ફર્જ, એજ કર્તવ્ય અદા કરવાનાં છે જો આજના મુસલમાનોમાં ઇસ્લામના કર્તવ્યો અને ફર્જો બજાવણીના સિપાહી બનવા જેટલી શક્તિ કે ધગશ નથી તો ફરી આશ્ચર્ય નથી કે અલ્લાહ કોઇ બીજી પ્રજાને અમલી જીવનના મયદાનમાં ઉતારે અને તેની પાસે ઇસ્લામની એ ફર્જો અદા કરાવી લે.

—(ο)—

જગત આજે પોતાની મુક્તિનો માર્ગ ફેસીઝમ, નાઝીઝમ કોમ્યુનિઝમ, સોશીયાલીઝમ, બોલ્શેવિઝમ, અને ગાંધીઝમમાં શોધી રહી છે જો કે ખરો મુક્તિ–માર્ગ એકજ છે— "ઇસ્લામિઝમ"

પરંતુ એ "ઇસ્લામ" તે નથી કે જે આજે અમલની રૂએ મુસલમાનોમાં છે બલ્કે તે ઇસ્લામ કે જે કુરઆન અને સુન્નતમા છે આજની કઈ આચરણો છે કે જેનો ઉકેલ એમાં નથી? આવશ્યકતા છે તો ફક્ત નવિન દૃષ્ટિ અને નવિન શકિતની.

—(ο)—

કુરઆને મુસલમાનો ઉપર જે ફર્જો નાંખી છે તેનો ટુંક સાર નીચેના થોડક શબ્દોમાં આવી જાય છે.

"વમા ખલકતુલ જીન્ને વલ ઇન્સા ઇલ્લા લીયઅબુદૂન" (ભાવાર્થ) 'મેં ઇન્સાન અને જીન્નોને એ માટે પેદા કર્યા કે તેઓ મારા બંદા બને.' (બંદગી કરે)

—(ο)—

ઇસ્લામના પયગમ્બર (સલ.)એ પોતાની પયગમ્બરીના ૨૩ વર્ષમાં એક અખિલ દેશના વતનીઓ કે જેઓ અલ્લાહનો બંદા બનવા (બંદગી કરવા)થી તાશ ભાગ કરતા તેમને અલ્લાહ સમક્ષ ઝુકાવી દીધા અને સર્વે અરબો જે તૌહિદના કટ્ટર શત્રુ હતા તેમને એના સાચા સહાયક અને પાકા પ્રચારક બનાવી દીધા.

રસૂલે કરીમ (સ.) પછી એ ફર્ઝ તેમના ઉમ્મતીઓના જીમ્મે આવી કે જે તેમણે ઘણે અંશે અદાયે કરી અને કંઇ ઉણપોએ રહી ગઇ. આજે હિન્દી મુસલમાનની ખરી અને પહેલી ફર્ઝ એ છે કે પોતાના જે સ્વદેશ બંધુઓ ઇસ્લામ–સત્યથી દૂર અને અજ્ઞાન છે અને તૌહીદથી અજાણ છે તેમને કુર્આનનો પયગામ પાઠવે, ને પ્રત્યેક મુસલમાન એવી પ્રતિજ્ઞા લે કે મરતાં પહેલાં હું અવળે માર્ગે ચાલી રહેલા મારા એક દેશ–બંધુ ને પણ ઇસ્લામના સીધા માર્ગે આણીશ.

—(૦)—

હિન્દની અછૂત કૌમો લાંબા કાળથી અપમાનિત અને શ્રાપિત દશામાં સબડતી અને મઝલૂમ છે. આજ લગી તેમને કોઇ પૂછતુંએ ન હતું કે તમે કોણ છો! આજે પણ જે લોકોની એમના પ્રતિ અમિ–દૃષ્ટિ થઇ છે તે ફક્ત તેમના પોતાના રાજકીય લાભાર્થેજ. મુસલમાનો જો એ ફર્ઝ નિસ્વાર્થપણે અને લિલ્લાહીયતની સાથે અદા કરવા તૈયાર થઇ જાય તો અલ્લાહ અવશ્ય તેમની સહાય કરશેજ.

આ તબ્લીગ ફક્ત મુસ્લિમોનેજ લાભકારક નિવડશે એટલુંજ નહિ બલ્કે દેશ આખાના આઝાદી અને આબાદીનો આ એકજ માર્ગ છે. મુસલમાનોએ જો એ ફર્ઝ અદાયગીમાં ગફલત દાખવી તો ફરીવાર ચેતવણીરૂપે કહેવામાં આવે છે કે અલ્લાહ પોતાના અચલ નિયમ અનુસાર મુસ્લિમોને એજ અછૂતોને હાથે શિક્ષા કરાવે તેમાં કંઇ અતિશ્યોક્તિ નથી.

—(૦)—

હિન્દી મુસલમાનોમાં–નું કોઇ સબળ સંગઠન છે કે ન કોઇ સામાજીક અંધારણું કે ન છે તેમનો કોઇ ઇમામ કે કોઈ મરકઝી ધામ. એવા સંજોગોમાં વ્યક્તિગત રીતે જો કોઇ આમ પ્રજાના લાભ અને કલ્યાણ અર્થે કૈં કાર્ય ઉપાડી શકાય એવું હોય તો તે તબ્લીગ છે. પ્રત્યેક મુસલમાન મઝહબની રૂએ ઇસ્લામનો વારસ, કુર્આનનો પ્રચારક અને અંતિમ પયગમ્બર (સ૦)નો પ્રતિનિધિ છે, તેથી એ ફર્ઝથી કોઇ પણ મુસલમાન મુક્ત થઇ શકતો નથી.

તબ્લીગી કાર્યની સેંકડો રીતો અને અનેક રૂપો છે; પરંતુ એનું મૂળ રહસ્ય અને ભેદ શુદ્ધ ભાવના અને હમદર્દીમાં સમાએલ છે. પ્રત્યેક મુસલમાન પ્રથમથીજ એવી શ્રદ્ધા ધરાવે કે કોઇ પણ મુશરિક–અનેકેશ્વરવાદીને તૌહીદ–એકેશ્વરવાદ તરફ લઇ આવવું એ એક એવો અમલ છે કે જેથી એની પોતાનીજ મૂક્તિ થશે ને એમ સમજે તોજ તે એને પોતાનું કાર્ય ગણી કરશે ને કદાચ કોઇ અડચણ કે વિઘ્ન એના કામ વચ્ચે આડે આવશે તો ફરી એ વિઘ્નને તે વિઘ્ન ગણશે નહિ–વમાતૌફિકી ઇલ્લાબિલ્લાહ.

# ત્રણ દિનનું ત્રિયારાજ !!!

લેખક :
રા. શંભુપ્રસાદ વકીલ.

સમસ્ત સ્ત્રી જાતીએ પુરુષોની વરસોની જોહુકમી સામે બળવો જગાવવા ભેગા મળી ભગવાનને અરજ કરી કે "જગતમાં હજારો વરસો થયાં પુરુષોનીજ સત્તા ચાલે છે તો હે ! ભલા ભગવાન, અમે અબળા જાતીએ શી ગુનેહગારી કરી ? પૃથ્વીપરના કોઈ પુરુષો તો અમારી અરજ સાંભળનાર નથી તો હે ! ભગવાન, તું એ અમારી અરજ આ કાને સાંભળી પેલે કાને કાઢી નાખીશ ? અમે ફક્ત એકજ માગણી કરીએ છીએ કે એ ભાનભૂલા માટીડાઓને ઠેકાણે પાડવા, ફક્ત અમને ત્રણ દિવસજ સત્તા આપ ! અમે જીવનભર ત્હારો ઉપકાર નહિ ભૂલીએ." ભગવાને સ્ત્રીઓની અરજ પર તથાસ્તુની સીલ મારી કબુલ કરી જેથી સ્ત્રીઓને ત્રણ દિનની બાદશાહી મળી ગઇ ! અસ્તુ:

(૧)

આજે સર્વત્ર સ્ત્રીઓજ સ્ત્રીઓ નજરે પડતી હતી. દુકાનો પર, કોર્ટમાં અધિકારી પદ પર, પોલિસ, કસ્ટમ, મ્યુનિસિપાલીટી, રેવન્યુ, એકાઉન્ટ વગેરે દરેક ખાતામાંજો ઠીક પણ મોટર કે ગાડી હાંકવામાં પણ સ્ત્રીઓજ દેખાતી હતી. પુરુષ બિચારો એકલો થઈ રહ્યો હોઈ, કોઇ તેનો ભાવ પુછતુંજ ન હતું. હું મારા ઓરડામાંથી ચા પી ડ્રેસ કરીને બજારમાં ફરવા નીકળ્યો. મને લાંબા સમયથી ઉઘાડે મસ્તકેજ ફરવાની ટેવ હોઈ હું રાબેતા મુજબ ઉઘાડે માથેજ સડક પર જઈ રહ્યો હતો. ત્યાં એક સ્ત્રીએ ધોળે દહાડે ...

"કેવો લાજ–શરમ વિનાનો આદમી છે ? મૂછે મોટે ભર બજારમાંથી જઈ રહ્યો છે !" મેં એ સ્વર સાંભળી આમતેમ જોયું તો બીજી સ્ત્રી પેલી સ્ત્રીની વાતને ટેકો દેતાં બોલી કેઃ—

"એજ નિષ્ઠુર પુરુષ જાતીએ આપણને વરસો સુધી ઘુમટા તણાવ્યાં છે !" તેમની વાતચીતથી હું ચોંકી ઉઠ્યો અને નજીકમાંજ એક અમારા વકીલ મિત્રનું ઘર હતું તેમાં ઘુસી ગયો.

"ઓહ માય ગોડ !" ત્યાં જઇને મેં શું જોયું કે અમારા તે અપ–ટુ–ડેટ વકીલ મિત્ર પોતાની પત્નીને જોડા પહેરાવી રહ્યા છે ! હું વિસ્મયતાથી ઘડીક તો અવાક થઈ ગયો. મેં મારી સઘળી હિંમત એકઠી કરી આ દ્રશ્ય પર એક નાનકડું ભાષણ કરવાની તૈયારી કરતાં મારા મિત્ર સામે મિત્ર દ્રષ્ટિથી જોયું, ત્યાં તો મારો મિત્ર મારા હ્રદયનાં ભાવોને જાણી ગયો. જેથી મને આંગળી નાક પર મૂકી ચૂપ રહેવા સૂચવ્યું. અમારા મિત્રનાં શ્રીમતિજીએ હાથમાં અંબ્રેલા લઈ, કલબમાં જવા અક્કડતાથી ચાલવા માંડયું. જતાં જતાં ડોકું પાછું ફેરવીને સરકસની વાઘણની જેમ ઘુરક્યાં કેઃ

"તમે તમારે રાંધીને જમી લેજો મારી રાહ જોશો નહિ. હું બારોબાર હોટલમાં જમી લઈશ. હાં... આં, પણ મારી સાડી ધોવાનું ભૂલી ન જતા !" આટલું ફરમાન કરીને તે ચાલ્યાં ગયાં એટલે મેં અમારા મિત્રને પુછયું.

"કેમ કોરટમાં તો આપ સાહેબ મેજીસ્ટ્રેટથી પણ દબાતા નથી અને અહીં આ શું મામલો છે ? બૈરીની આટલી બધી તાબેદારી ! આ પરિવર્તનનું રહસ્ય શું છે ?" મારા મિત્રે કરુણતાથી કહ્યું:—

"કંઈ પણ પુછીશ મા. આજે તારી પત્નિ પણ ઘેર હોત તો ભૈયાજી તને પણ આટા દાળના ભાવની ખબર પડી જાત ! એ તો સારું છે કે પુષ્પાબેન પિયર પધાર્યાં છે ! હવે તો



। તરંગોને હેલે ચઢેલી હેડંબાઓથી પ્રભુ બચાવે ! જો તને મારા ઘરના આ એકજ દૃષ્યથી સંતોષ ન થયો હોય; તો સામેની મેડી પર નજર કર" મેં તે તરફ નજર કરી તો મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

"અમારા શહેરના અનેક પ્લેટફોર્મને ગજાવી ચૂકેલા એક જોશીલા લીડર શેતરંજી પર બેસીને એક હાથે ઘોડીઉં ખેંચી રહયા હતા, તથા બીજા હાથે દાળ વીણતાં વીણતાં ખુરસી પર બેઠેલાં તેમનાં પત્નિશ્રી જે ઉપદેશ આપી રહ્યાં હતાં તે ધ્યાનપૂર્વક સાંભળીરહ્યા હતા!" આ દૃષ્યથી હજુ આંખો ધરાઇ ન હતી કે બેંડનો અવાજ કાને પડ્યો. બેંડનો અવાજ સાંભળીને હું તથા અમારો વકીલ મિત્ર રવેશમાંથી સડકપર ઝાંખવા લાગ્યા.

" એક રૂપેરી બાલીથી સુશોભિત ૭૦ વરસની વૃધ્ધા, એક બાર વરસના બાળક સાથે લગ્નની પવિત્ર ગ્રંથીથી જોડાઇ જવા સોળે શણગાર સજીને ઘોડે ચઢી હતી." સાજનીયામાં આખી જાને સ્ત્રીઓથીજ શોભી રહી હતી. પુરૂષોમાંતો બાપડો પેલો એક કમનસીબ (વર) કે જેનું મોઢું ઘુંઘટમાં છુપાવી દીધું હતું અને તેને પાલખીમાં પધરાવ્યો હતો.

આ દૃષ્ય નિહાળી મેં મારા મિત્રને પૂછ્યું "આ શું થવા બેઠું છે? ધરતી આસમાન ઉપર અને આસમાન ધરતીની નીચે આવી રહ્યું છે કે શું? આવો અત્યાચાર આપણે પુરૂષ સરખા પુરૂષ થઇને ક્યાં સુધી મુગે મોઢે સહન કર્યા કરીશું?"

આ પ્રશ્નના પ્રત્યુત્તરમાં મારા વકીલ મિત્રે પ્રથમ તો એક લાંબો નિસાસો ખેંચ્યો અને પછી ગંભીર મુદ્રા બનાવી કહેવા માંડ્યું—

'ભાઇ, સાચું પૂછાવે તો દિર્ઘ કાળના આપણા અત્યાચારોનોજ આ બદલો હોય એમ મને તો લાગે છે. આપણેજ અત્યાચારીઓ છીએ આ વખતેજ કદાચ કોઇ જ્યોતિષે પુરવ

સાથે નાની બાળકીને પરણાવી દીધી હોત તો આપણા મનમાં આટલો ગભરાટ કે ઉદ્વેગ થયો જ ન હોત! હવે તો જે થાય તે જુએ મોઢું જોઈને બેસી રહેવાનું જ બાકી છે. આપણાં હાથનાં કર્યાં હૈયે વાગવાનાં જ! પુરુષ અને સ્ત્રી બંને મનુષ્ય છે અને મનુષ્ય તરીકે તેમને સમાન દરજ્જો મળવો જોઈએ; છતાં આપણે તો વરસોથી પગની જુતીની તોલે તેમને લેખતા આવ્યા છીએ તો હવે મોડા વહેલો તો એક વહુનો પણ વારો આવે જ ને! 'અહેરો ભલા પુરાંનો અઢીનો અઢી મળે.' તે સાચું કર્યું! મારા વકીલ મિત્રના ઉપદેશથી કંટાળતાં તેની રજા લઈને હજુ કંઈક વધુ કુતૂહલ નિહાળવા ચુપચુપ લપાતો છુપાતો, એક અમારા એડીટર મિત્રને ઘેર પહોંચ્યો.

બારણા પર પગ મૂકતાં જ અંદરથી તેમની સ્ત્રીનો સત્તાશાળી સાદ સંભળાયો.

"ટેબલ પર બેઠા બેઠા શું લખ્યા કરો છો? એ તમારી એડીટરી ફેંદતરા પડતી મૂકો અને આ છોકરીને હારે લઈને શાક પાંદડું લઈ આવો; નહિ તો પાણીમાં 'ચા' ખાવાનો વખત આવશે! જાઓ કલમ મૂકી ઝોળી પકડો ને જલદી લઈ આવો." બૈરી તો કમાન્ડર ઈન ચીફની જેમ હુકમ, અને આખા દેશને ભડકાવી દે એવું અગ્રલેખ લખનાર, જેની આ વીરરસને વરી ચૂકી હતી એવો બોઘાની જેમ બૈરીનું મોઢું જોઈ બારણાની ફાટમાંથી આ જોઈ તો પાછા પગે જ હાલી નીકળ્યો!

(૩)

હવે તો મક્કમ વિચાર કરી રસ્તો લીધો; પણ રસ્તે ચ





એક પ્રોફેસર મિત્રનું ઘર આવ્યું. આ પ્રોફેસર કૉલેજમાં બહુ કડક ગણાતા. ભલભલા તોફાની બારકસો કૉલેજના કંપાઉન્ડમાં એમને નિરખતાં તેલમાં માંખ બુડે એમ થઈ જતા! એવા અક્કડ માણુસની આજે શી વલે થઈ હશે તે ભાળવા એમને ઘેર ગયો. બારણામાં હું જઈને ઉભો રહ્યો છતાં મારી સામે કોઈ જોતું ન હતું. મેં ત્યાં જઈને શું જોયું કે 'એમનાં હેડબાસાઈ પત્નિ પ્રોફેસરને હીટલરની ઢબે હુકમ કરતાં હતાં કે જાઓ, પ્રોફેસર સાહેબ! ટેબલને ત્યાગીને રસોડામાં સિધાવો. અમારી સ્કૂલ્સ ફ્રેન્ડઝોને મેં આજે ટીપાર્ટીનું આમંત્રણ આપ્યું છે તો સ્વાદિષ્ટ ચાહની તૈયારી કરો. પણ હા...આ, જરા હલકા હાથે થોડીક પુરીઓ પણ બનાવીજ કાઢજો. હું માર્કીટમાંથી જરાક ફ્રુટ લઈને આવું છું. જોજો વાસણો પણ ઉટકી નાખજો હોં! બોઘાની જેમ આડું અવળું જોયા ના કરજો!'

આપણે તો ત્યાંથી પણ મુઠીઓ વાળીને જાતે પાંચ અગીયાર ગણ્યા!

હવે તો મારી કુતૂહલ વૃત્તિ પણ પુરેપુરી સંતોષાઈ ગઈ હતી અને તરંગોથી મગજ પણ ચકડોળે ચડ્યું હતું, જેથી સીધો ઘરનોજ રસ્તો લીધો તો રસ્તામાં વળી નવોજ તમાશો જોયો.

"બે સ્ત્રી પોલીસો એક સ્ત્રી કેદીને હાથે કડીઓ નાખીને લઈ જતી હતી, અને એક માયકાંગલા જેવો પુરૂષ, પાછળ ચાલતો હતો. એક ભુકૈમીયાંએ તે સ્ત્રી પોલીસોને પૂછ્યું. "ઈસ ઔરતકો તુમ કહાં લે જારહે હો?" પેલી પોલીસ સ્ત્રીઓએ જવાબ આપ્યો "કે આ રાંડ છોકરીએ આ પટેલના એકના એક છોકરાનું હરણ કર્યું છે તેથી એને જેલમાં લઈ જઈએ છીએ!" હું તો એ ધડાકો સાંભળીને દીંગજ થઈ ગયો. "શું સ્ત્રીને બદલે પુરૂષોનાં હરણ થઈ રહ્યા છે! હવે પૂર્વને બદલે પશ્ચિમમાં સૂર્ય ઉગશે કે શું!"

(૪)

મોડ મોડે રાતના દસ વાગે હું દસ બાર મરદોને એકઠા કરીને ભગવાન પાસે ડેપ્યુટેશન તરીકે લઈ જવાને શક્તિમાન થયો. અમે બધાએ એકી સાથે ઘુંટણીએ પડીને હાથ જોડીને પ્રાર્થના કરી "હે, ભગવાન! આપતો પુરુષ છો ? આપની પુરુષ જાતીની આવી બેઈજ્જતી થઈ રહી છે! આવી અધોગતિ થઇ રહી છે તે શું આપ જોતા નથી ? આપ તો શાંતિથી બધું જોઈ રહ્યા છો, અને એલી સ્ત્રી જાતીએ તો અમારા નાકમાં દમ લાવી દીધો છે! હે હરિ! હવેતો તું કરેતે ખરી ! મહેરબાન બિચારા પુરુષો પર હવે તો કંઇ દયાની દષ્ટિ કરો ! જો થોડાક વધુ દિવસ સ્ત્રીઓ ને સત્તા સોંપી રાખશો તો



અમારે પુરુષોઓ તો લાજના માર્યા કુવા કે દરિયા પુરવાનો વખત આવશે ! હે ભલા ભગવાન તને બાદ હવે કોની પાસે અપીલ કરીએ ?"

અંતરિક્ષથી અટ્ટહાસ્ય કરતાં ભગવાન બોલ્યા—

"દીકરાઓ ! તમે એકદમ સ્વાર્થી છો ! શું ભૂલી જાઓ છો કે આવીજ રીતે સ્ત્રી જાતીને આજે વરસોથી તમે કચડી રહ્યા છો ! કેટલા હજારો વરસો થયાં મૂક વેદના અનુભવી રહેલી સ્ત્રી જાતીને ઉગારવા ક્યા પુરુષે હામ ભીડી છે ? સ્ત્રી જાતી પ્રત્યે લાગણી બતાવી હોય એવા એક તો મૂછાળા મરદનું નામ બતાવો ? એને બંધન મુક્ત કરવા કોણે પ્રયત્ન કર્યા છે ? જીવનભર એ તો રોતીજ રહી છે ! હવે આજે તમારી આંખ ઉઘડી ! ઠીક છે. સમય આવે સૌ સારાં વાના થશે. અસમાનતાને ફગાવી દેશો, સ્ત્રીઓને વાજબી હક્કો આપશો, અને એમની સ્વચ્છંદતા નહિ પણ સ્વતંત્રતાની આડે નહિ આવશો; એવું વચન આપો તો ઉગરશો. નહિતર તમારી તારાજ કોઇ જોનાર નથી." આટલું બોલીને ભગવાન તો અદૃશ્ય થયા. ત્યાં તો ચાહની ટ્રે લઇને અમારા પત્નિ શ્રી આવ્યાં, અને ટ્રેને ટેબલ પર પધરાવીને ઢંઢોળવા લાગ્યાં. મ્હને એકાદ મચ્છર જેવુ કંઈ કરડ્યું ને મારી આંખ ઉઘડી ગઇ !

[ સંપૂર્ણ ]

## ચમકાર નથી.

(ગઝલ)

વિરહની રાત છે, દિલ દર્દ છે, ગમ ખાર નથી,
કોઈ આશાએ મિલનની નથી આ સાર નથી.
પ્રેમનો રંગ પડયો ફીકો જીગરની કોરે,
જાણે એક વાર તો એ ખીલનો ગુલઝાર નથી.
આહનો રંગ છે આકાશના દિલમાં મારો,
મેઘ:ગર્જન: એ નથી વીજનો ચમકાર નથી.
દિલને ખોલી શું કરૂં? શબ્દ ઉચ્ચારી શું કરૂં?
વેદના વિરહ તણી છે કોઈ ઉપચાર નથી.
આંખડી પ્રેમ ભરી આહ જીગર ચીરે છે,
તેજ એવી કોઈ દુનિયા મહીં તલ્વાર નથી.
હું છું 'આઝાદ' અને મારૂં કવન છે આઝાદ,
નથી સાહિત્યનો સમ્રાટ-ગઝલકાર નથી.

આઝાદ-મુંબઈ

## 'ફ્રજેતી કરે છે'

નજર જેની આકાશ ઉપર ઠરે છે.
નમીને એ ધરતી સદા ખોતરે છે.
વસે છે બધી આશ માટીમાં એની–
કહો કોણ માટીથી આશા કરે છે?
નથી ચાર જેના પહર એને ખાવા!
શિશૂ ચાર ખાનાર એના ઘરે છે.
યદી ગડગડે છે ગગન વાદળોથી.
બધી ઉર્મિઓ દિલમાં તાંડવ કરે છે.
ચમક જોઈ વિજળીની ચમકે છે દુનિયાં
કૃષિકાર વિજળીથી રમતો ફરે છે.
શિશુ ભૂખની ઝુંટીને માટીમાં નાખે;
જવાંમર્દ હો એજ હિમ્મત કરે છે.
કરી ખેતી પકવે છે જે ધાન ભાઈ!
જુઓ એની દુનિયાં ફ્રજેતી કરે છે.
ફરે છે એ જીવનની પરવા તજીને;
જહાં નાગ કાળા હજારો ફરે છે.
લખે છે કૃષિકારનું જ્યારે 'સાબિર'
હૃદય સાથ એની કલમ થરથરે છે.

સાબિર વટવા

"કહો ઝાહિદ ક્યોં હયા ઇસ કદર ફિરદૌસ પે નાઝાં;
હઝારોં જન્નતેં આબાદ હય, મેખાને કે અંતરમે" આગાહશ્ર

÷ ÷ ÷ ÷

"હરરોઝ તેરી બાતકો માના વાઅઝ;
કમબખ્ત હમેં, આજ તો પી લેને દે" કૈફી

÷ ÷ ÷ ÷

"કસ કસ્દ હય જો નાસેહ તશરીફ આવરીકા;
પીસ્તા કે થોડી હલ્દી, રખ આઇયેગા ઘરમેં" અહમક

÷ ÷ ÷ ÷

"ઉતર ગઇ સરે બાઝાર શયખ્ કી પઘડી"
ગીરહ મેં દામ ન હોંગે ઉધાર પી હોંગી! રીયાઝ

ઉર્દૂનો પ્રત્યેક શાયર, વ્યંગની બરછી અને કટાક્ષના શબ્દબાણો થકી ગરીબ શયખને પજવી હાયર બનાવવામાં કશી પણ ઉણપ રાખતા નથી. શયખ્ની ભાટાઇ અને ભાંડાઇ કરવી કે, એમની મજાક ઉડાવવી કે, રેવડી દાણાદાણ કરવી, એમનો જન્મસિદ્ધહક હોય એમ ઉર્દૂના શાયરો માની બેઠા છે.

શયખ્જીની આલીશાનમાં, માત્ર બની બેઠેલા શાયરોએજ ધૃષ્ટતા કરી હોય તેવું નથી. પરંતુ ઉર્દૂ પ્રખર મહારથીઓઃ—'સવદા' જેવા ઉસ્તાદ, 'મીર' જેવા રૂદનશીલ શાયર, 'ગાલિબ' જેવા ગૂઢ અને દર્શનીક કવિ, 'ઝૌક' જેવા ગજગુરૂ, 'આનિશ' અને 'નાસિખ' જેવા સર્વમાન્ય કવિ, 'હાલી' જેવા સદાચારી, 'અકબર' જેવા ઝીંદાદિલ અને મહાકવિ અલ્લામા 'ઇકબાલ' મર્હૂમ જેવા ફિલસુફ અને પ્રકૃતિ પ્રેમીથી લઇને બે કડીના તુક બંદી કરનારા 'શાયરો'એ પણ, બિચારા શયખ્ની મીટ્ટી પલીદ કરવામાં સ્હેજે પણ અરેરાટી અનૂભવી કે દયા દેખાડી નથી.

કરૂણ સ્થિતીમાં ઓશીયાળું જીવન ગુજારતા, આ માનવ પ્રાણી–હયવાને નાતીક–માટે સ્વાભાવિક પ્રશ્ન ઉદ્‌ભવે છે કે, ભલા આ શયખ્ અને ઝાહિદ છે કોણ? એ કયા દેશનો વતની છે? એનો આત્મા કયા પ્રકારનો છે? ઉર્દૂ શાયરોને એમનાથી આ જન્મદ્વેષ અને ધૃણા કેમ હશે વારૂ? શયખ્જીએ કયા શાયરોના 'વાલેદયન'નો વધ કર્યો છે, કે એમની અસ્કયામતો લૂંટી છે, કે કયાં કારણોના લીધે તીડોના ટોળા જેમ બધાજ એમના ઉપર યાહોમ તૂટી પડયા! પરંતું શયખ્જીના મૂળ આપણને દૂર શોધવા જવું પડે તેમ નથી.

'શયખ્' અરબી ઝબાનનો શબ્દ છે, અને તેનો અર્થ વૃદ્ધ, વિદ્વાન અને સામાન્ય સરદારના પણ થાય છે, જ્યારે 'ઝાહિદ'નો અર્થ ઇશ્વરભક્ત, સંત અને તપસ્વીના થાય છે. 'વાઅઝ' અને 'નાસેહ' ઉપદેશ અને શિખામણ આપનારા પ્રચારકોને કહે છે. પણ ઉર્દૂ ઝબાનમાં આ શબ્દો રૂઢ બનીને એક બીજાના પર્યાયવાચી બની ગયા છે.

શયખ્, ઝાહિદ, વાઅઝ અને નાસેહ શબ્દનો અર્થ વિશાળ રૂપમાં કરવામાં આવે તો, આ પાઘડી તે મહાનુભાવોને બંધ બેસ્તી આવશે જેઓ આચુસ્તાહીન, કટ્ટર અને સંકુચીત મઝહબી

જોતાં અબ્બાસી ખિલાફતને 'ઇરાની ખિલાફત' નામ આપી શકાય. ઇરાનીઓના હાથમાં અબ્બાસી ખિલાફતની લગામ આવ્યા પછી બરાબર બારમા વર્ષે ઇરાનીઓ અસલી પોતમાં જાહિર થયા. ઇરાનીઓએ વખત પારખી ઉઘ્વી, યાને, સાદાત (લીલી પાઘડી પહેરનારાને 'બનાવેલા સૈયિદો'નો ફિરકો) ફિત્નાને પયદા કરી બનુ ઉમય્યા જેમ અબ્બાસી ખિલાફતનું પણ કચ્ચર ઘાણ કાઢી નાખ્યું એટલુંજ નહિ પણ બની અબ્બાસની ખિલાફતમાં ઊંડે સુધી ઉતરી ગએલા ઇરાનીઓએ ખલીફાઓને 'બદનામ' કરવામાં પણ પાછી પાની કરી નથી. આ ખોટી બદનામીના કારણેજ ખાનદાને ખિલાફત ઉપરથી અરબોનો વિશ્વાસ ઉડી ગયો અને બીજીવાર 'જમહૂરીય્યત'નું કાતિલ ખૂન ઇરાનીઓના હાથે થયું.

અબ્બાસી ખલીફા હારૂન અને મામૂનનો સમય હી. ૧૭૦ થી શરૂ થઇ હી. ૨૧૮ સુધી પૂર્ણ થાય છે. એ પછી ફિત્નાનો દરવાજો ખુલી ગયો. શયખ અબ્દુલ-કાદીર જીલાની (રહ.) ના ફત્વાથી, હારૂનરશીદે એમના 'ગુરૂ ઘંટાલો'ની કત્લ કરી ફિત્નાને દાબી દીધો હતો પણ સિવા. બસની ખલીફા મનસુરે ઉદારતાથી જે મઝહબી આઝાદી આપી હતી તેનો પણ ગયરૂ લાભ ઇરાનીઓએ પૂરતી રીતે લીધો, અને બીજીવાર ઇરાની રાજ કાયમ કરવા અને ઇસ્લામી તખ્તને નાબૂદ કરવા નવા નવા ફિત્નાઓ ઉપજાવ્યા, જેમાં ઇસ્તાઇલ, ઇબ્નેમકનાઅ, બાબૂક ખુરમીના ફિત્ના અને કરામતાહ સંપ્રદાય જાહિર છે. એ સર્વે ઇરાનીઓજ હતા.

આજે પણ ઇરાની રાષ્ટ્રીયતા, અરબી સંસ્કારના વિરૂદ્ધ બંડ કરી રહી છે. જેના ફલ સ્વરૂપ ઇરાનીઓ અરબના આગમન પહેલાના ઇરાની નામો અપનાવી રહ્યા છે. ઇરાનના હાલના રાજવી રીઝાશાહની 'પહેલવી' ઉપાધિ એનું મોટામાં મોટું પ્રમાણ છે.

અરબ જાતિ પાસે કોઇ પ્રાચીન, ઉન્નત અને ગર્વ કરવા જેવી યોગ્ય સંસ્કૃતિ ન્હોતી, ત્યારે ઇરાની સંસ્કૃતિ એટલી પ્રાચીન અને આગળ વધેલી હતી કે, તે ઉપર ઇરાનીઓ ગર્વ કરતા હતા. પરિણામ એ આવ્યું કે વિજેતા અરબોની રેણું સંસ્કૃતિ અને પરાજીત ઇરાનીઓની પ્રાચીન, પરિમાર્જીત સંસ્કૃતી વચ્ચે સંઘર્ષનો આરંભ થયો. લાંબા કાળ સુધીની રાજકીય અને ધાર્મિક પ્રભાવોના સંઘર્ષેજ ઇગીની સંસ્કૃતીમાં અનેક પરિવર્તન થયા, અને તેઓને ઘણી 'તકલીફો' ઓ કરવી પડી હતી. પણ અંતે વિજય ઇરાની સંસ્કૃતીનો થયો, કારણ કે ખાસ કરી ઇરાનીઓએ આંતરીક વિશ્વાસના કારણે નહિ, પણ 'જઝીયા' થી બચવા માટે અરબી મઝહબ ગ્રહણ કર્યો હતો, એથી ઇરાનીઓનો ઇસ્લામ માત્ર 'નામનો' જ હતો, અને તેથી તેઓ ઇસ્લામનું અક્ષરશઃ પાલન કરતા નહિ.

જંગે ઇરાનમાં કાદસીયા હકૂમતની હાર પછી, હઝરત અલી (ક. વ.) ના સુપુત્ર હઝરત હુસયન (ર. ત.) ના લગ્ન, હિંદના ચંદ્રગુપ્ત મૌર્યના જેમ, પરાજીત ઇરાની સમ્રાટ યઝદેઝર્દની શાહઝાદી શહરબાનૂ સાથે થયા. હઝરત અલી, પયગમ્બરે ઇસલામ હઝરત મુહમ્મદ (સ. અ. વ.) ના જમાઇ હતા, બીજું આ ઇરાની–અરબી લગ્ન સંબંધથી ઇરાનીઓની રાષ્ટ્રીય ભાવનાએ તેમના વંશજોનો સાથે અધિક આત્મીયતાનો અનુભવ કર્યો. જેના ફળરૂપે ઇરાનીઓએ 'સહાબા'ના સ્વત્વોથી ઇન્કાર કરી, હઝરત અલી અને તેમના વંશજોનું સમર્થન કર્યું.

"અરબ વિજેતાઓએ, રાષ્ટ્રીય, સાંસ્કૃતીક અને ધાર્મીક પ્રતિરોધોને કાબૂમાં લાવવા માટે, ડોળ ઘાલુ–નામ માત્રના મુસલમાનોને સાચા ઇસ્લામી બનાવવા તબલીગ અને ઉપદેશથી કામ લીધું *

(*શિબ્લીકૃત 'અલફારૂક' ભાગ બીજો પાનું ૧૫૬)

શુરૂઆતમાં ઇસ્લામી શાસક અને ઉપદેશક બંને અરબ હતા, જેઓની વંશપરંપરાની ઉપાધિ અથવા સન્માનના લીધે 'શયખ્' તરીકે ઓળખાતા. ઇરાનીઓ આ ઉપદેશકોની વિરૂધ્ધ બસ 'શયખ્' છીના-પ્રતિ, દેશના જંતૂઓ સીહિથી જન્મ પામ્યા છે. આ સંબંધમાં ઇરાનની પ્રાકૃતિક અવસ્થાને પણ લક્ષમાં રાખવી યોગ્ય જણાય છે.

ઇરાનનો એક ભાગ ઝાડપાન વિનાનો ઉજ્જડ છે, ત્યાં સ્વાભાવીક આબાદી પણ ઓછી છે એ સિવાય અન્ય ભાગમાં, વિશેષ કરી નદી અને પર્વતોની હારમાળો છે, જે ઘણી લીલીછમ અને મનોરમ્ય પણ છે. આ ફળદ્રુપતાના કારણે ત્યાં અનેક પ્રકારના ફૂલ-ફળ પણ થાય છે. ગુલાબ એટલી સંખ્યામાં થાય છે કે, ભાગ્યેજ બીજે કયાંક આટલા થતા હશે. બાગ-બગીચાઓ પણ ત્યાં અસંખ્ય છે, ફળોને ઉત્પન્ન કરવામાં ત્યાં કુદરતે ઉદારતાથી કામ કર્યું છે. ફળ-ફૂલ અને મેવા સાથે ત્યા અંગૂર પણ ઘણી થાય છે. જ્યાં અંગૂર હોય ત્યાં અંગૂરપુત્રી (દુખ્તેરેઝ)-શરાબ-કેમ ન હોય ?

કહેવાય છે કે આજથી આઠ હઝાર વર્ષ પહેલાં, શાહ જમશેદની મહલસરાની લોંડીએ પ્રથમ શરાબની શોધ કરી હતી.

ઇરાનમાં બોટલની પરી-શરાબ-નો દૂર, જૂના ઝમાનાથી ચાલ્યો આવે છે, (અને ગુજરાતના (મુંબઇ) પારસીઓએ હજી સુધી તે કાયમ રાખ્યો છે) શીરાઝની 'શીરાઝી' તો સારાએ જગતમાં પ્રસિદ્ધ છે ઇરાનના અમીરો અને ગરીબો આજે પણ મદિરા પ્રેમી છે.

ઇસ્લામે શરાબને હરામ ગણ્યો છે તેથી, મુસલમાન મુબલ્લિગોએ પોતાના ઉપદેશોમાં શરાબીઓની ખૂબ ખબર લીધી છે, ફારસી શાયરો પણ બહુધા શરાબીઓ હતા તેથી વિશેષ માટે એમને માર્ગ મળી ગયો. ઇરાની શાયરો એ મદ્યપાનનો વિષય લઈને શયખ્ને નીમીત્ત બનાવ્યા, અને મુસલમાન ઉપદેશકો શયખ્, ઝાહિદ અને નાસેહ ઉપર તે દિવસથી કટાક્ષ બાણ ચાલ્યા અને તે આજ સુધી ચાલતાજ આવે છે.

"આઁ હઝરતે (સલ્અમ) મદ્યપાનની શારીરીક હાનિઓ જાણી જગતમાં શરાબબંધીની પહેલી હાકલ કરી, ઇસ્લામે શરાબ સંપૂર્ણ હરામ ગણ્યું. પરંતુ આપ (સલ્અમ) ને કામ પડ્યુ હતું ઉજ્જડ રણના, ભટકતા, અજ્ઞાન, જડ અને અર્ધ સભ્ય અરબો અને બદ્દુઓ સાથે. આઁ હઝરતે (સલ્અમ) એમને એવી રીતે સમજાવ્યા કે, જંગલી અરબોના મન ઉપર આપ (સલ્અમ)ના કથનની સચોટ છાપ પડી. આપે (સલ્અમ) બતાવ્યું કે સત્કર્મ કરનારને જન્નત મળશે, જ્યાં દૂધ, શહદ Honey-અને 'શરાબન તહૂરા'ની નદીઓ વહે છે; અને દરેક સત્કર્મીને હૂર-અપ્સરા મળશે." *

મૃગજળને જોનારા અને ઉજ્જડ રણના ભૂખ્યા અરબો માટે આથી વિશેષ અધિક મધુર કલ્પના બીજી શું હોઇ શકે ?

જન્નતનું આ આકર્ષણ અને દોઝખનો ભય જંગલી અરબોને નીતિના માર્ગ ઉપર અડીખમ રાખવા માટે પુરતો હતો. પણ ઇરાનની સુસભ્ય પ્રીતિ માટે અધિક યુક્તિ અને બુદ્ધિ ગમ્ય દલીલોની અહીં આવશ્યકતા હતી.

ઇરાનમાં ઇસ્લામ; હઝરત ઉમર (ર. અ. ત.) ની ખિલાફતના સમયમાં આવ્યો. હઝરત

(* જસ્ટીસ અમીરઅલીકૃતઃ 'સ્પીરીટ ઓફ ઇસ્લામ પાનું ૧૬૮)

ઇશ્કની આગમાં 'સેકાતા' કોઈ વિયોગી પાસે, સહાનુભૂતિ પ્રદર્શિત કરવા નાસેહ (સાહબ) ગયા. એ ઉપર કવિ ગાલિબ કહે છે; આતે કેવી મૈત્રી ? કે નિરસ ઉપદેશક દોસ્ત બની બેઠા અમે તો હમદર્દ અને દીલસોઝ મિત્રો ઇચ્છનારા છીએ.

"વાઅઝ, ન ખુદ પીઓ, ન કિસીકો પીલા સકો,
કયા બાત હૈ, તુમ્હારી શરાબે તહુરકી ?—ગાલિબ

શયખ સાહબ, લોકોને ઉપદેશ આપે છે કે, શરાબ નહિ, પીશો તો સ્વર્ગમાં "તહૂરા" નામનું ઉત્તમ પીણું મળશે. એ ઉપર કવિ મ્હેણું મારે છે કે—ઉપદેશકજી ! ન તો તમે સ્વયં પી શકો છો, ન તો બીજાને પીવાડી શકો છો. વાહ, તમારા શરાબે તહૂરની શું વાત છે.

"હિર્સસે ઝાહિદ યે કેહતા હૈ, જો ગીરજાએંગે દાંત
કયા કુશાદા બહરે રીઝક, અપના દહાં હો જાયગા"—અમીર

લોલુપ ઝાહિદ કહે છે, કે જો દાંત પડી જશે તો પેટપૂજા માટે ભોજનનો માર્ગ સરળ થઈ જશે. સર્વ વસ્તુ આરોગવા માટે માર્ગ મોકળો થઈ જશે.

"મસ્જીદમેં બુલાતા હૈ હમેં, ઝાહિદે નાફહમ,
હોતા અગર કુછ હોશ તો, મયખાને ન જાતે ?"

બેવકૂફ ઝાહિદ મને મસ્જીદમાં બોલાવે છે, ભલા એમને પૂછો કે મારામાં થોડુંક પણ હોશ હોત તો હું પીઠામાં નહિ જાત.

"લુત્ફે મય તુજસે કયા કહું ઝાહિદ
હાય કમબખ્ત તૂને પીં હી નહિં"—દાગ

અરે અભાગ્યા જ્યારે તેં પીધીજ નથી તો પછી શરાબની મઝા તું શું સમજી શકે ?

ઉર્દૂ શાયરોની કલ્પનામાં શયખ લાંબી દાઢીનો હોય છે, અને તેઓમાંના કેટલાક દાઢીએ કાળો કલપ પણ લગાડે છે શાયરોએ એમની દાઢીને પણ નથી છોડી.

"બાકી હૈ દિલમેં શયખ કે, હસરત ગુનાહકી,
કાલા કરેગા મૂંહભી, જો દાઢી સિયાહકી"—ઝવક

હજી શયખજીના હૃદયમાં પાપ કરવાની લાલસા બાકી છે, એમણે પોતાની દાઢી કાળી કરી છે, તો હવે મોઢું પણ કાળું કરશે.

"હર દિન કી ખાંધ ખુધસે, વાઅઝ નજાત હો;
હળતાલ આપ કયોં ન મિલાલેં ખીઝાબમેં"—સરપટ

વાઅઝ સાહબ ! આ પ્રતિદીન દાઢી રંગવાની, કચકટ શા માટે કરો આપ ખીઝાબ-દાઢી રંગવાના રંગમાં થોડીક હળતાલ કેમ મેળવી નથી લેતા.

કેવો ગુણકારી પ્રયોગ છે. હળતાલ બાલ સફાચટના કામમાં આવે છે.

શાયરો, શયખ સાથે કાલ્પનીક લડાઈ માત્ર નથી કરતા કે તૂ-તૂ-મેં-મેં ઉપર પણ નથી અટકતા, પણ તેઓ બાથમ બાથ પર પણ આવી જાય છે.

"અય શયખ જો બતાએ, મયે-ઇશ્ક કો હરામ;
એસે કો દો લગાઇએ, બીગોકર શરાબમેં"—દાગ

ઓ શયખ જો પ્રેમ મદિરાને તેં હરામ કેરવી તો નિશ્ચય જાણી લેજે કે દારૂમાં ભીંગવીને એ ચાબખા લગાવીશું. [ઉર્દુ]

"એક 'ટીપ' મારી ઝોરસે ઝાહિદ કો અય રિયાઝ!
અબ હાથ મલ રહે હૈં કે અચ્છી પળી નહિ"–રિયાઝ ખયરાબાદી

હઝરતે ઝાહિદના મુબારક મસ્તક ઉપર પ્રથમ તો એક લપડાક લગાવી અને પછી રિયાઝ સાહબ હાથ ઘસીને કહેવા બેઠા, અફસોસ હજી બરાબર નથી પડી.

"કલ કસ્દ હૈ જો નાસેહ તશરીફ આવરીકા;
પિસ્વા કે થોડી હલ્દી રખ આઇયેગા ઘરમે"

અજી નાસેહ સાહેબ સાંભળ્યું છે કે આપ વાઅઝ માટે કાલે અહિં આવવાની ઇચ્છા રાખો છો, ભલે ખૂશીથી પધારશો. પણ ઘરમાં બીબી ને કહેતા આવશો કે, થોડીક હલદર ઘસી રાખે. કારણ કે અહિં આપની મહેમાનદારી એવી રીતે કરવામાં આવશે કે ઘેર જઇને તરત હલદી ચોપડવી પડશે.

"ઉતર ગઈ સરે બાઝાર, શયખ કી પઘળી,
ગીરેહમેં દામ ન હોંગે, ઉધાર પી હોગી."

બાઝારની વચ્ચે શયખજીની પાઘડી ફેંકાઈ, લાગે છે કે ઉધાર પીધી હશે, તેથીજ કલાલે પૈસા વસુલ કરવા આમ કર્યું હશે.

જેમની શાયરી આગળ 'સરે તસ્લીમ ખમ" કરવું પડે છે તે, મહાકવિ અકબર ઇલાહાબાદીએ આજના નવયુગી શાયરોના 'વ્યંગ' માટે, નવીન વસ્તુ અને નવો માર્ગ દેખાડયો છે, અને તે યુરોપની આંધળી નકલ કરનારા 'ફેન્સી હિન્દુસ્તાનીઓ." હવે તો શયખજી દયાના પાત્ર બન્યા છે, કારણકે હવે એવા ઉપદેશકો આગ્રા રહ્યા નથી.

શયખજીનો પીછો છોડવા માટે, અકબર ઇલાહાબાદી કહે છેઃ—

"સાથ ઉનકે મેરા શયખ તો, ચલહી નહિ સકતા,
બંદરકી તરહ, ઊંટ ઉછલ હી નહિ સકતા."—અકબર

જૂની રીતભાતનો બિચારો શયખ, નવી ફેશનના વાંદરાઓ સાથે કેમ ચાલી શકે. અને રેતાળ મુલકનો અમારો ઊંટ પણ, થોડુંક વાંદરા જેમ કૂદાકૂદ કરી શકે છે!

"શયખ સાહબ ચલ બસે, કૉલેજ કે લોગ, ઉભરે હૈં અબ,
ઊંટ રૂખસ્ત હોગએ, પોલો કે ઘોળે રેહ ગએ."—અકબર

શયખજીની પ્રધાનતાનો યુગવીતી ગયો, હમણાં તો કોલેજયનો યુગ છે ઊંટ બિચારો રફુચક્કર થયા, હવે તો 'પોલો' ના ઘોડા રહી ગયા છે.

આપણા ગુજરાતી સાહિત્યમાં પણ ઉપર્યુક્ત વિષયની પુષ્ટી આપતા, અનેક દૃષ્ટાંતો મળી આવશે ખરા. આપણે ત્યાં ભોજા ભગતના ચાબખા પ્રખ્યાત છે અને વેદાંતી કવિશ્રી અખા એ પણ ઢોંગી ધર્માત્માઓના કર્મ કાંડો ઉઘાડા પાડયા છે.

શયખ, ઝાહિદ વગેરે ગુણવાચક નામ છે, ગુજરાતીમાં એને માટે વપરાતો શબ્દ 'અપકચરા–વા–અધવચરા' હોવો જોઈએ. કારણ કે નરસિંહ મહેતાની લીટીઓઃ—

થાય છે. (હદીસ, ફિકહ.)

સવાલ–હિંદુનો માલ પચાવી પાડવો જાએઝ છે કે કેમ?

જવાબ–જાએઝ નથી. (હદીસ ફિકહ)

સવાલ–એક હિંદુ રસ્તામાં ચાલ્યો જતો હોય, અને તેના ખીસામાંથી અથવા હાથમાંથી કોઇ કીંમતી વસ્તુ પડી જાય અને તે માણસને તેનું ધ્યાન પણ ન હોય તો એક મુસલમાન જેને મજકુર વસ્તુ લઇ લેવાથી પકડાઇ જવાનો ભય પણ ન હોય, તેમ તે વસ્તુ ફલાણા હિંદુની પડી ગઇ છે તેમ તે જાણતો હોય છતાં તે પચાવી પાડવી એટલે રાખી લેવી જાએઝ છે કે કેમ? જો જાએઝ નથી તો એક આલિમ તેને જાએઝ ઠરાવે, તે માટે શરીઅતે ઇસ્લામનો શું હુકમ છે?

જવાબ–જાએઝ નથી. એ તો ગુનાહનું કામ છે. એવા મુફતીના ફતવા પર અમલ કરવો ન જોઈએ. જેનો માલ હોય તેને આપી દે.

સવાલ–ચહેલમનું જમણ કરવામાં આવે છે. તેમાં બહુધા હાથ પહોંચતા માણસોજ હોય છે. ગરીબ, મિસ્કીન તો જવલ્લેજ જણાય, તો શું આવાં ખાણાં કરવાં જાએઝ છે?

જવાબ–ચહેલમનું ખાણું શરીઅતથી સાબિત નથી. એતો એક તરેહની દુન્યાવી રસમ પડી ગઈ છે. કોઈ પણ રસમ રિવાજ વિનાનું ખાવું પકાવી ગરીબો, મોહતાજોને ખવડાવવામાં આવે તો એ બેશક સવાબનું કારણ છે. એ તો ગરીબો, મોહતાજોનો હક છે. અમીરોને ખવડાવવામાં કશો લાભ નથી એવાં રિવાજી ખાણાં બંધ કરવાં જોઇએ, અને ઇસાલે સવાબનો જે બેહતર તરીકો હોય તે અમલમાં લાવવો જોઇએ. ખુદાપાક બહેતર જાણનાર છે. (હદીસ શરીફ, ફિકહ)

સવાલ અલ્લાહપાકે આપણને શક્તિ આપી હોય જ્યાં બીજાઓને ત્યાં જઈ ચાહ, પાન વગેરહ ખાવું અથવા તેને ત્યાં જઈને બેસી રહેવું તેમજ તેના ટાઇમ ઉપર જવું અને ચાહ વગેરહ પીને ચાલ્યો જવું એવી રીતે હમેશ કરવું, એક મુસલમાનને જાએઝ છે કે? મહેરબાની કરી ખુલાસો લખશોજી.

જવાબ–શક્તિવાળા માણસને લાયક નથી કે હમેશા ખાવાપીવાના ટાઇમ પર જઈ ઘરવાળાને શરમમાં નાખી પોતાનું પેટ ભર્યા કરે. હા, ઘરવાળો પોતાની ખુશીથી દોસ્તીના સંબંધમાં ચાહ, પાન કરે એમાં હરકત નથી.

સવાલ–કોઈને ત્યાં જમવાની દાવતમાં જવું અને આપણી ભૂખની હાજત ઉપરાંત ખાવું કે જેથી એકદમ પેટ ફુલી જાય તે શું મઝહબે ઇસ્લામમાં જાએઝ છે? મહેરબાની કરી ખુલાસો જણાવશોજી.

જવાબ–કોઈને ત્યાં દાવતમાં અથવા પોતાના ઘેર એટલું બધું ખાવું ન જોઈએ કે જેથી તકલીફ થાય.

સવાલ–તાડ અથવા ખજુરીમાંથી જે પાણી નીકળે છે જેને નીરાં કહે છે, તેમાં સવારની ટાઢીને લઈ નિશા હોતી નથી પરંતુ સૂર્યના ઉંચે ચઢ્યા પછી ગરમીને લઈ ધીમે ધીમે તાડી બનતી જાય છે. ત્યારે સવારના વખતે એ નીરાં પીવો જાએઝ છે કે નહિ?

જવાબ–નીરાં પીવો જાએઝ છે, પણ જ્યારે એમાં નિશો (કેફ) આવી જાય તો જાએઝ નથી.

સવાલ–મોરીસીયસ દાણાદાર ખાંડ વિષે કેટલાક લોકોનું કહેવું છે કે હાડકાંઓથી એને સાફ કરવામાં આવે છે. તો એ ખાંડ વાપરવી જાએઝ છે કે નહિ?

જવાબ–ચોક્કસ તપાસ કરતાં જણાયું છે કે હાડકાંઓને પ્રથમ બાળવામાં આવે છે તો એથી તે પવિત્ર થઈ જાય છે. માટે વાપરવામાં કંઈ વાંધો નથી. જાએઝ છે.



# લોહીની પ્યાસ

( પાદરીની ઝમદાની અદ્ભુત કથા )

(અમારી રસભર ચાલુ વાર્તા)

ભાષાન્તરકાર : "તુરાબ"

[ ગતાંકથી ચાલુ ]

રે ! તે કેવી રાતો હતી !

કેવી રાતો !

હું પાદરી બનવાને જન્મ્યો હતો એવું મને બાળપણથી જ જણાતું હતું, અને આ કારણે મારો વિદ્યાભ્યાસ પણ આ દિશા તરફ જ વળેલો હતો.

ચોવીશ વર્ષની વય લગી મારૂં આખુંય જીવન એક શિખાઉ પાદરી જેવું વ્યતિત થયું હતું.

બ્રહ્મજ્ઞાનનું મારૂં શિક્ષણ પૂર્ણ થતાં મેં ક્રમવાર નાની નાની ઉપાધીઓ મેળવી લીધી અને અંતે મારી વય નાની હોવા છતાં મારા ઉપરી કર્મચારીઓએ મને આખરી ને અત્યંત જોખમદારીવાળી ઉપાધી માટે યોગ્ય સમજ્યો.

ઈસ્ટરનું અઠવાડિયું મારા ઉપાધિ સંસ્કાર માટે નક્કી થયું.

સમાજમાં હું ક્યારે ભળ્યો નહોતો. વિદ્યાલય ને દેવાલયની દિવાલોમાંજ મારી દુનિયા પરિમિત હતી. સ્ત્રી જેવી કોઈ વસ્તુ છે એટલું તો મને આછું જ્ઞાન હતું. પણ આ વિષયમાં મેં કંઈ વધુ વિચાર્યું નહોતું. હું એક બાળક જેટલો નિર્દોષ હતો. મારા વૃદ્ધ ને અશક્ત માતુશ્રીને હું વર્ષમાં બે વાર મળવા જતો. બહારની દુનિયા જોડે મારા જીવનને, જોડતી કેવળ આ એકજ કડી હતી.

એક વાર દીક્ષા લીધા પછી તેનો પાછો ભંગ કરી શકાતો નથી; પણ એના માટે મને કોઈ પણ પ્રકારનો પશ્ચાતાપ કે સહેજ પણ સંકોચ થતો નહતો. હું તો ઉપાધિદાન માટે આનંદ ને અધીરાઈથી છલકાતો હતો.

કોઈ પણ યુવાન વરે મારા જેટલી-પ્રબળ આતુરતાએ વીતતા કલાકો ગણ્યા નહિ હોય ! દીક્ષાના આગલા દિને ઉપાધિ-સંસ્કારના વિચારે મને ઉંઘ પણ નહોતી આવતી. અને મારી આંખોની કમળ પાંદડીઓ બીડાઈ ત્યારે મને સ્વપ્નમાં "માસ" ભણતો મેં જોયો.

પાદરી બનવું એ મારા માટે પરમ આનંદની વસ્તુ હતી. પાદરી થવા માટે મેં બાદશાહ કે કવિ બનવાનુંયે ઈન્કાર્યું હોત. પાદરીપદથીયે ઉંચે ઉડવા માટે મારી અભિલાષાને પાંખો નહોતી.

આ બધું હું તમને એટલા માટે કહું છું કે જે મેં ભોગવ્યું છે તેના માટે હું બિલકુલ યોગ્ય નહોતો. એ તમે વિચારી શકો; છતાં પણ

એ અગમ્ય આકર્ષણનો ભોગ હું જ બન્યો.

અભિષેકના મહા દિને હું દેવળ ભણી જતો હતો ત્યારે હું હવામાં ચાલતો. હોઉં કે મારા ખભે પાંખો વળગાડેલી હોય એટલાં હલકાં મારાં પગલાં પડતાં હતાં. મારા સંગાથીઓના ગંભીર ને વિચારમગ્ન ચહેરા જોઇ મને આશ્ચર્ય થતું હતું. મારી સાથે સાથે અન્યોનાયે ઉપાધિ સંસ્કાર થવાના હતા. આગલી આખી રાત મેં પ્રાર્થનામાં ગાળી હતી.

હું પારાવાર આનંદ અનુભવી રહ્યો હતો. બીશપ માનનીય વૃદ્ધ પુરુષ હતા. અને તે ઇશ્વરની અમરતાના વિચારવમળમા ગૂંથાયલા હોય એવું જણાતું હતું. પવિત્ર ઇમારતના ઘુમટવાળા છાપરામાંથી મને સ્વર્ગ દેખાતું હતું!

અભિષેકની પ્રત્યેક સંસ્કારવિધિથી તો તમે સુપરિચિત છો; આશિર્વાદ, ભોજનવિધિ હાથની હથેલીઓનો અભ્યંગ ને છેલ્લે બીશપ જોડે ચઢાવવાનો બલિ! આ બધી વિગતોનું વર્ણન હું નહિ કરું. ખરેખર! બાઇબલમાં હઝ ઐયુબે (jcb) ખરુ કહ્યું છે, "**આંખો સાથે સોદો બંધ કરતો નથી તે માણસ અવિચારી છે**"

મારું માથું નમેલું હતું. અનાયાસે મેં તે માથું ઉંચક્યું, ને મેં તેને જોઇ!

થોડે છેટે, કઠેરાની પેલી બાજુ તે ઉભી હતી. પણ હું હાથ લાંબો કરી તેને સ્પર્શી શકું એટલી નજીક તે મને લાગી. દુર્લભ સૌંદર્યવાળી ને રાજ્વંશી ઠાઠમાઠથી વસ્ત્રો પરિધાન કરેલી તે એક યુવાન સ્ત્રી હતી.

મેં સમતોલતા ખોઇ નાખી. ઓચીંતી આંખો પામતાં આંધળાને જે લાગણી થાય એવો મને અનુભવ થયો. પળવાર પહેલાં ઓજસ્વી દેખાતો બીશપ વાદળોમાં સુરજ વીંટળાઇ જાય તેમ એકાએક નિસ્તેજ થઇ ગયો. તારલા દિવસે ઝાંખા પડી જાય છે એમ સોનાની શમ્અદાનમાં મુકેલી મીણની દીવીઓનો પ્રકાશ ઓછો થઇ ગયો. આખાયે દેવળમાં તિમિરતા પ્રસરી ગઇ. અંધકારમાં અપ્સરા જેવી પ્રકાશતી પેલી સુંદરી ઉભી હતી. સ્વતેજથી તે ઝળહળી રહી હતી. ચંદ્રની જેમ પારકા પ્રકાશે પ્રકાશવાને બદલે સૂર્યની જેમ પોતાનો પ્રકાશ પ્રસરાવતી તે ઉભી હતી.

મેં મારી આંખોનાં પોપચાં નીચાં ઢાળી લીધાં અને બાહ્યિક વસ્તુઓની અસરથી વિમુક્ત રહેવા આંખો નહિ ઉઘાડવાનો દૃઢ નિશ્ચય કર્યો. મારા વિચારો વધારે ને વધારે ચળવા લાગ્યા હતા અને હું શું કરી રહ્યો હતો તેનું મને ભાન નહોતું.

પાસાદાર બિલોરી કાચમાંથી પસાર થઇ સૂર્યના કિરણો વછૂટે એમ ગુલાબી સંધ્યાના રંગો જેવી તે ઝળહળી રહી હતી. આ મેં પાંપણોમાંથી જોયું અને તરતજ મેં આંખો પાછી ઉઘાડી નાખી.

શું સૌંદર્ય હતું! સ્વર્ગમાં સૌંદર્યની આદર્શ પ્રતિમા ખોળનાર અને પૃથ્વી પર 'મેડોના'નું અલૌકિક ચિત્ર ઉતારનાર મહાન ચિત્રકારો પણ આ કાલ્પનિક વાસ્તવિકતાને પુગે એમ નથી. કવિની કાવ્યધારા કે ચિત્રકારની રંગપ્યાલીઓ તેની સુંદરતાનો આછો ખ્યાલ આપવાનેયે, સમર્થ નથી.

તે સહેજ ઉંચી હતી. તેનું છબીલું શરીર ને હાવભાવ દેવી જેવાં હતાં. તેના સુંદર ને સુંવાળા વાળ બે બાજુ લમણે બે સોનેરી મોજાની જેમ વાયુમાં લહેરાતા હતાં. તેના વાળ ભરેલા હતા અને તેથી તે મુગટધારી રાણી જેવી દેખાતી હતી. તેનું કપાળ કાંઇ આસમાની રંગ જેવું પારદર્શક ધોળું હતું. તેનો આ ભાલપ્રદેશ ભવ્ય હતો અને આંખોની ભૂરી પાંપણો વેર વિસ્તારતો હતો. પ્રખર તેજથી ચમકતી તેની સાગરનાં સલિલ જેવી લીલી આંખોની ઝલકથી તેનું લાવણ્ય-દીપી નીકળ્યું

હતું. કેવી આંખો! એક જ પલકારામાં એક પુરૂષના ભાવિને તે આંખોએ ઘડી નાખ્યું. તેની આંખોમાંની સઉજ્વલતા, વિમલતા ને પાણીદાર ચમક મેં કોઈપણ માનવનયનમાં ક્યારે પણ જોઈ નથી. તેની આંખોમાંથી વછૂટતા કિરણના તીર સોંસરવા હૃદયમાં ઘોંચાઈ જતા. તેની આંખોને અજવાળતી જ્યોતિ જગતમાંથી આવતી હતી કે જહન્નમમાંથી એ તો હું જાણતો નથી, પણ માનવની પુત્રી તો તે નહોતી જ! સ્મિત કરતાં તેના રાતા હોઠમાંથી પૂર્વમાં પાકતા વિમલ મોતી જેવી દંતાવલિ ઝગમગી રહી હતી. મુખની ગતિએ તેના ગુલાબ જેવા ગુલાબી મુલાયમ આકર્ષક ગાલોમાં નવાનકડાં ખંજન પડતાં. તેનું ધારીલું નાક રાજવંશી મગરૂરી અને ઉચ્ચ કુળનું પ્રતિક હતું.

ઝળહળતા ઝવેરાત તેના અર્ધ–નગ્ન ખભાની સુંવાળી ને ચમકતી ચામડી જોડે રમી રહ્યા હતા. તેની ગરદન જેટલી જ શ્વેત મોટા મોતીની માળા તેની છાતી પર ઝૂલતી હતી. વળ ખાતા સર્પની જેમ કે કલા સજતા મોરની ભાંતિ તે વારેવારે પોતાની ડોક ઉંચી કરતી અને તેથી તેના ગળામાં વીંટાળેલો સુંદર બેથ ચાંદીના ચોકઠાને આધારે વધતા રોપાની જેમ ગતિમાન થતો.

રાતી મખમલનો પોશાક તેણે પહેર્યો હતો. અને "અર્મિન"ની પહોળી પટ્ટીવાળી બાંયમાંથી તેના નાઝૂક હાથ બહાર નીકળતા હતા. તેની લાંબી, ગોળ આંગળીઓમાંથી સંધ્યાના ઝઝકુળાં જેવો ઝગમગ પ્રકાશ ઝરતો હતો.

આ બધાં દૃશ્યો જાણે ગઈ કાલે જ મેં જોયાં હોય એમ તે મારી આંખોમાં હજી તરવરે છે. તે વખતે મારૂં મગજ ભમતું હતું છતાં હું એમાંનું કાંઈ પણ ભૂલ્યો નથી. ઝીણામાં ઝીણી વસ્તુ–હોઠના એક કોરે ભાગ્યે જ દેખાતો તેની હડપચી પરનો ડાઘો સુધ્ધાં. મખમલ જેવા મુલાયમ તેનાં જલ્ફાં, આંખની પાંપણોનો તેના ગાલ પર પડતો અસ્થિર ઓળાઓ બધું મને બરાબર યાદ છે.

મારી દ્રષ્ટિ તેના પર પડતાં મારા દિલના દરવાજા એકદમ ઉઘડી ગયા. અજાણ્યાં દ્રશ્યો જોવા માટે બધી દિશાની સઘળી બારીઓ ખોલી દેવામાં આવી હોય એવું મને લાગતું હતું. જીવન મને નવું જણાવા લાગ્યું. વિચાર ને લાગણીની અન્ય દુનિયામાં જાણે હું હમણાંજ જન્મ્યો હતો.

મારા હૃદયમાં એક પ્રકારની ભયભરી ચિંતા ઉપસ્થિત થઈ. પસાર થતી પ્રત્યેક પળ મને એકી સાથે વિપળ જેટલી નાની ને યુગ જેટલી મોટી ભાસવા લાગી.

ઉપાધિદાનની ક્રિયા આગળ ધપતી હતી. દીક્ષાના સંસ્કાર મને દુનિયાથી દૂર દૂર લઈ જતા હતા. મારા અંતરમાં ધુંધવાતી આસુરી લાલસા મારા માર્ગને અવરોધતી હતી.

મને "ના" કહેવું જોઈતું હતું; ત્યારે મેં "હા" કહી. મારા આત્માને અન્યાય કરતી જબાન સામે મારા અંતરે બંડ જગાવ્યું હતું. આમ છતાં કોઈ અગમ્ય શક્તિએ મારા કંઠમાંથી હકારવાચક શબ્દો ખેંચી કઢાવ્યા. એજ પ્રમાણે કદાચ કેટલી યે યુવતીઓને તેમની મરજી વિરૂદ્ધ પરણાવવામાં આવે છે ત્યારે તેઓ થનાર પતિનો અસ્વીકાર કરવાના દૃઢ ઇરાદાથી લગ્નની વેદીએ જાય છે પણ પછી ત્યાં તેઓ પોતાના ઇરાદાને અમલમાં મૂકી શકતી નથી, મુખથી એક શબ્દ પણ ઉચ્ચારી શકતી નથી. દીક્ષા લેનારની પણ બરાબર આ દશા છે.

સોગનવિધિના સમયે ઝભ્ભાને ફાડી ચીથરે ચીથરાં કરી નાંખવાનો સંપૂર્ણ ઇરાદો હોવા છતાં નવા પાદરીઓને દીક્ષાના ઝભ્ભાનો અંગીકાર કરવો પડે છે. જાહેરમાં ચકચાર જગાવવાનો કે એકઠાં થયેલાં એટલાં બધાં લોકોને તેમની ધારણામાં નાસીપાસ કરવાનો મન સાહસ કોઈ કરી શકતો નથી. સર્વની મરજી, સર્વની દૃષ્ટિ તેને ડાગના ડોંક

ઘુરકી રહી હોય છે. સર્વ ક્રિયા એટલી સંપૂર્ણ તાથી ગોઠવવામાં આવી હોય છે, દરેક વસ્તુ અગાઉથી એવી વ્યવસ્થિત રીતે નક્કી કરવામાં આવી હોય છે કે, પાછળથી તે સહેજે ઉચ્છેદી શકાતી નથી; અને આવી પાકટ વસ્તુસ્થિતિને ઉથાપવાનો વિચાર પણ ત્યારે અસંભવિત બની જાય છે.

સંસ્કારવિધિ આગળ વધતી જતી હતી તેમ તેમ પેલી અજાણી સુંદરીની મુખમુદ્રા બદલાતી જતી હતી. પહેલાંની કોમળ અને પ્રેમાળ રેખાઓ ગેરસમજુતીથી ઉદ્ભવેલ તિરસ્કાર ને અસંતોષની લાગણીઓ પ્રદર્શિત કરતી રેખાઓમાં પરિવર્તિત થતી હતી.

"હું પાદરી થવા નથી ઇચ્છતો." એવું પોકારી ઉઠવાને મેં પર્વતને પણ ઉખેડી દે એવો જમ્બર પ્રયત્ન કર્યો. પણ મારી જબાન તાળવે ચોંટી ગઇ અને હું એક શબ્દ પણ બોલી શક્યો નહિ. સંપૂર્ણ જાગૃત છતાં હું નિદ્રામાં સ્વપ્ન જોતો હોઉં એવી મારી સ્થિતિ હતી. તમારા એક જ શબ્દ ઉપર તમારી જીન્દગી ને મોતનો આધાર હોય છતાં તમે એક શબ્દ પણ બોલી નહિ શકો એવી મારી હાલત હતી.

હું જે માનસિક વેદના અનુભવી રહ્યો હતો તે તે જાણતી હોય એવું જણાતું હતું. મને હિંમત અપાવતા આશિર્વચન દર્શાવતી દ્રષ્ટિ તેણે મારા પર નાંખી.

તેની આંખો કવિતા હતી ને તેની દરેક નજર કવિતાની એક કડી! કવિતાની કડીઓ કહેતી હતી:—

"તું મારો થશે તો ખુદા તને સ્વર્ગમાં સુખી બનાવી શકે તેનાથીયે વધુ સુખી હું તને બનાવીશ. તારા શરીરે વીંટાળવા માગે છે એ તારું કફન ફાડી નાખ. હું સૌંદર્ય છું હું યૌવન છું હું જીવન છું. આવ મારા બાહુપાસમાં ને આપણે પ્રેમ બનીશું! ઇશ્વર તને એના જેવું શું આપી શકે એમ છે? આવ આપણું જીવન એક સ્વપ્નની જેમ સરી જશે ને એક અમર ચુંબન બની રહેશે!"

"તોડી નાખ પેલું પ્યાલું ને તું આઝાદ થઇ જશે. હું તને અગમ્ય પ્રદેશમાં વિહાર કરાવી આવીશ રૂપાના છત્રવાળા સોનાના પલંગમાં હું તને મારી છાતીએ સુવાડીશ."

"હું તને ચાહું છું ને તારા ઇશ્વર પાસેથી હું તને છીનવી લઇ જઇશ. તારા ઇશ્વરના ચરણમાં અનેક સુંદર દિલો પ્રેમની સરિતામાં ડુબી જાય છે; પણ એમનો પ્રેમ એ બેદિલના દિલ લગી પહોંચી શકતો નથી."

મંજુલ સંગીત જેવાં આ શબ્દો હતા તેની આંખોમાંથી પ્રકાશેલા શબ્દો હતા. તેની આંખોમાંથી પ્રકાશેલા શબ્દોનો રણકાર મારા હૃદયમાં ગુંજી રહ્યો.

પરમેશ્વરનો પરિત્યાગ કરવાને હું તત્પર હતો, છતાં વિધિની ક્રિયાઓમાંથી હું યંત્રવત્ પસાર થતો ગયો. રૂપની રાણીએ પાછી એક દ્રષ્ટિ મારા પ્રતિ ફેંકી. તેમાં એટલી યાચના, એટલી નિરાશા હતી કે, મારું દિલ તલવારની ધારે ચીરાવા લાગ્યું.

વિધિ પૂર્ણ થઇ, હું પાદરી થયો.

મને પાદરી બનેલો જોઇ તેના મુખ પર જે રેખાઓ છવાઇ હતી તેવી તીવ્ર વેદના કોઇ પણ માનવ મુખ પર ચીતરાયલી મેં ક્યારે પણ જોઇ નથી. પ્રેમીને અચાનક પડખે મરેલો જોતી પ્રેમદાને, બાળકના ખાલી પડેલા પારણા પાસે બેઠેલી માતાને, જગતના ઉમ્બરાની બહાર બેઠેલાં બીબી હવ્વાને, પૈસાના બદલે પાણો પામનાર કંજુસને, અને પોતાની સર્વોત્તમ કૃતિની એકની એક હસ્તલિખિત પ્રતને અગ્નિમાં હોમાતી જોનાર કવિને શોક થયો નહિ હોય તેટલો વિષાદ તેના મુખ પર અંકાયલો દેખાયો. મન લોભાવતા તેના ગાલો પરથી ગુલાબી ઉડી ગઇ ને આરસપહાણના જેવી શ્વેત તે બનીગઇ સ્નાયુમાંથી શક્તિ ઓસરી ગઇ હોય તેમ તેના ખુબસુરત હાથ અચેત થઇ ઢળી પડ્યા. પગોમાં અશક્તિ આવી જતાં લથડિયાં ખાતી હોય તેમ તે થાંભલાને અઢેલીને ઉભી રહી. (અપૂર્ણ.

# અનુક્રમણિકા




"કારવાં"નું વાર્ષિક લવાજમ.

હિન્દ માટે રૂ. ૪,

બર્મા માટે રૂ. ૫,

આફ્રીકા માટે શી. ૮, (રૂ. ૫॥)

છુટક નકલ સાત આના





રહબરી સાહિત્ય કાર્યાલય——————કણપીઠ,——————સુરત.

"કારવાં" ઈસ્વી માસની ૧૫મી તારીખે પ્રગટ થાય છે. ગ્રાહકોએ નોંધ લેવી.





*Printed by*, Shah Mohanlal Maganlal Badami, at The "JAINANAND" Printing Press Daria Mahel, SURAT

*Published by* Asrum Ahmed Esmail 'Vahshi' *for* Vahshi Sahitya Karyalaya, Kanpith, SURAT



કારવાં પુ. ૧લું ⊙ ⊙ ⊙ ડીસેમ્બર ૧૯૩૯ ⊙ ⊙ ⊙ અંક ૪થો

# ગઝલ

જનાબઃ—મૌલાના "આઝાદ" સાહબ મુફતીએ રાંદેર.

મેહ તાબાં હો શર્મિન્દા ન ક્યૂં ઉસ્કે રૂએ રોશનસે;
કે હોતા હૈ તુલૂએ મેહરે રખ્શાં જિસ્કી ચિલ્મનસે.
લગી હી રેહતી હૈ બર્કે બલા મેરે નશેમનસે;
નિકલ જાઉં કહાં મૈં ઉસ્કો લેકર અહલે ગુલ્શનસે.
નતીજા યે હૂઆ સરગોશીએ સૈયાદો ગુલ્ચીંકા;
નિકલ જાયે બરંગે બૂએ ગુલ બુલ્બુલભી ગુલ્શનસે.
તેરી તેગે નજર હૈ કિસ બલાકી કિસ કયામતકી;
કે જિસ્કે ચલ્તેહી પરવાઝ હો જાતી હૈ જાં તનસે.
બહારે રૂએ ગુલકો દેખકર ઘુટતા હૈ દમ મેરા;
અરે સૈયાદ રખ મેરે કફસ કો દૂર ગુલશનસે.
યે ક્યા અરમાં હૈ? કૈસી આરઝૂ હૈ? ક્યા તમન્ના હૈ?
ન મૈં છૂટૂં કભી દામે બલાસે કૈદે અફગનસે.
નમૂદે હુસ્નકી ખાતિરહી ચિલ્મનકો ઉઠાદો તુમ;
કે એક હસરતસા મારાભી લગા બૈઠા હૈ ચિલ્મનસે.
કહીં ઐસા નહો ખાક ઉસ્કી દામનગીર હો જાયે;
અગર ગુઝરે કોઈ તો બચકે ગુઝરે મેરે મદફનસે.
કયામતકી ઈનાયત હૈ મેરે મકતલ ગે બિસ્મિલ પર;
કે કાતિલ ઉસ્કો દેતા હૈ હવા ખંજરકે દામનસે.
મેરે જોશે જૂનું કે દાગ ઈન પર કિતને ગુઝરે હૈં;
કોઈ પૂછે યે મેરી આસ્તીને મેરે દામનસે.
મૈં તબીયત પસન્દ "આઝાદ" હૂં દુશ્મન તઅય્યુનકા;
ન મૈં મન્ઝિલસે રખ્ખા વાસ્તા કુછ ન મસ્કનસે.

ગાલીઓ બાંધીને બેઠા! પણ દૂધ ખાવાનું કોને કડવું લાગે? અને વળી મહતમાં જરા તરા દમદારી કરતાં આખી ભેંસને ભેંસ મળી જતી હોય; ત્યાં નીતિ બીતિને કોણ વળગી રહે? નીતિ તો દેવળોની લોંડી છે? અને દેવળો તથા ગોડનેજ લાલકાકાએ ફગાવી દીધા છે; પછી નીતિને કેમ ફારગતી ન આપે? બસ લાગ જોઈને 'ઈસપ નીતિ'ના ઘેટાની વાર્તાના વરુનું સ્મરણ કરીને એમણે તો પાછી ફીન્લાંડની ભેંસને પોતાને ખીલે બાંધવા લાઠી ઉગામી! પણ ફીન્લાંડની ભેંસને દૂરદૂર બેઠાં પ્રે. રૂઝવેલ્ટ અમેરીકાથી કપાસીઆ પુરા પાડતા હોવાથી એ ભેંસ કંઈ એકદમ ખીલે બંધાય એવી ન હોવાથી સામે શીંગડાં ઉગામ્યાં. એટલે પછી પૂછવુંજ શું? કીડી પ કટક ચઢે તેમ લાલકાકાએ ફીન્લાંડની ભેંસ સામે લાઠી ઘુમાવવા માંડી છે! આખા જગતે એ પાડોશી ધર્મને ધિક્કારી કાઢ્યો છે અને 'રશીયાની 'પાંશરે' તાની ધજાઓ એકજ જમાતનાં મુસોલીનીમાંમાએ પણ ફરકાવવા માંડી છે. બીજી બાજુથી સ્વીડન નોર્વેની ભેંસો પણ ભડકી ઉઠી છે કે આજે ફીન્લાંડનો તો કાલે અમારો વારો પણ ન આવે! એટલે એ બન્નેએ શીંગડાં ઉગામવા માંડવાની તૈયારી કરી છે! જોઈએ છીએ કે લાઠી તૂટે છે કે પાછી "જેની લાઠી તેની ભેંસ"ની કહેવત ખરી પડે છે

●

આવાઝની દુનિયાં કે દોસ્તો! એતો તમે પણ જાણતાજ હશો કે "પાડા પાડા લડે ને ઝાડોનો ખોડો નીકળે"! તેમ યુરોપવાળા લડે છે અને આપણે અહિં હિંદમાં બેઠાં બેઠાં ભૂખે મરવાનો વખત આવ્યો છે. ત્યાં સ્ટીમરો પર સ્ટીમરો ડુબે છે ત્યારે અહીં દરેક વસ્તુઓના ભાવો તરે છે! અનાજ, ઘી, દુધ, મસાલો, તેલ, સાબૂ વગેરે રોજના વપરાશની ચીજોના ભાવ સવાયા પુણા દોઢા અને હવે બમણા થવા આવ્યાં છે! દસ ટકાજ નફો લેવો એવી વાત જાહેર કરીને કોંગ્રેસ સરકારતો ચાલી ગઈ, હવે દસને બદલે પ૦ કે ૬૦ ટકા નફો લેવાય છે છતાં નધણીયાતાં ઢોર જેવી આપણી હાલત થઇ પડી છે! નવી સરકારે વહેપારીઓના આશિર્વાદ મેળવવા કોપડવેરો તો નાબૂદ કર્યો છે; ત્યારે હવે બેલગામ ઘોડાઓની જેમ નફો ખાવામાં આગળને આગળ ધપતા વહેપારીઓને અંકુશમાં મૂકી, ગ્રાહકોના આશિર્વાદ ક્યારે મેળવશે!

●

મુંબઇનો ક્રીકેટ મેળો ખલાસ થયો છે. મુસલમાનોના અજમેરના ઉરસ કે હિંદુઓની ગોદાવરીની જાત્રા કરતાં પણ મુંબઇ સ્ટેડીયમ પરના એ ક્રીકેટ મેળામાં વધુ જાત્રાળુઓ પધારે છે. પરિણામે બે અઠવાડિયામાં લાખોનાં આંધણ મૂકાય છે! બાદશાહી ગેઇમ છે એટલે એની પાછળ બાદશાહી ખરચો તો થાયજને? અને ક્રીકેટના ખેલાડીઓ કે પ્રેક્ષકો પણ તેટલા દિવસ ક્યાં બાદશાહ બની જતા નથી? ખેર એ બે અઠવાડીયાની બાદશાહી ક્રીકેટ રસીયાઓને મુબારક! પણ કડવું એટલું કે મેચોની કોમવાર ગોઠવણી થોડા દિવસ તો લોકોનાં માનસને તંગ બનાવીનેજ છોડે છે અને તે ત્યાં સુધી કે હિંદુ ટીમનો કોઇ બેટ્સમેન ચોંટી જાય તો મુસ્લિમ બૉલરો તેના પગ ક્યારે ભાંગી નાખે એમ ઘણા મુસ્લિમ પ્રેક્ષકોની અંતર અભિલાષા હશે! અને કોઈ મુસ્લિમ બોલર તરખાટ મચાવતો હોય તો તેનો પગ ક્યારે લપસે અને તે ક્યારે ભોંય ભેગો થાય! તેનું નાક ચપટું થઇ જાય એમ અનેક મુસ્લિમ પ્રેક્ષકો ઇચ્છશે! આવી મનોદશાનું કારણ એજ છે કે કોમવાર ક્રીકેટ જંગ ગોઠવવાથી કોમીવાદનું બીજ જેર જાણ્યે કે અજાણ્યે ચડ્યા વગર રહેતુંજ નથી! તો

હિંદી ક્રિકેટ મંડળો જરા દીર્ઘ દ્રષ્ટિ વાપરી પ્રાંતવાર ક્રિકેટ સંગ્રામો ગોઠવે તો કેમ ? બધાંને આ સૂચના અરણ્ય રૂદન જેવી લાગશે પણ તે વાજબી તો છેજ ! બેશક કોનો પણ શંખની ગરજ સારતી અમારી આ સૂચના બહેરા કાનમાં અટવાતી રહે પણ તે પર વિચાર થવા ઘટે છે! બાકી એમ તો ઈકબાલ સાહિબની ક્રીકેટને બદલે ગીલ્લી દંડાની સૂચના પણ સાવ નાખી દેવા જેવી તો નથીજ કારણ કે એ રમતમાં પાઈનું પણ ખર્ચ થતું નથી અને કસરત તો થાય છેજ ! પણ અપ-ટુ-ડેટ રીતે બાપકાપી રમનાર ખેલાડીઓને કચ્છ બાંધી, જુબ્બી બાબસની જેમ ઉઘાડે પગે રમવાની એ રમત રમતાં શરમ ન લાગે ! જો કે ઈંગ્લાંડ ક્રિકેટની જન્મદાતા છે છતાં ત્યાં કોમવાર રોમનકેથોલીક કે પ્રોટેસ્ટંટની મેચો ગોઠવાતી નથી પણ પ્રાંતવાર જુદાંજુદાં શહેરો કે ટીમોની મેચો ગોઠવાય છે! મતલબ કે રમતો દ્વારા પણ અહિં તો કોમ કોમ વચ્ચેનું અંતર સાંધવાને બદલે છેટુંજ રહે છે એ પણ હિંદીઓના સદ્ભાગ્યની નિશાનીજ ગણાયને ?

●

ખેર ! મુસલમાનો બહાદુરી સાથે પાછા હઠ્યા અને હિંદુઓ જીત્યા. જીતનારને જીત મુબારક અને હારનારને બહાદુરી સાથેની હાર મુબારક ! પણ મુસલમાનો એ બાબતનો સંતોષ લઈ શકે કે ક્રિકેટની રમતમાં હારવા છતાં રાજદ્વારી રમતમાં એમનું પાસું જીત પર છે ! કોંગ્રેસમાં ખેલદિલીનો અભાવ છે ત્યારે લીગના કેપ્ટન મી. ઝીણાએ સારી ટીમવર્ક બતાવી મુસ્લિમ ટીમને રાજદ્વારી ક્રિકેટ જંગ જીતવાનો ચાન્સ અપાવ્યો છે કોઈપણ જાતના બીજા કાર્યક્રમ વગર એકલા સંપથીજ અત્યારે રાજકીય ક્રિકેટમાં મુસ્લિમ ટીમે પોતાનું સ્થાન જમાવી દીધું છે !

●

અમે તો એ ધડક કહી નાખવાની અણી પર છીએ કે ભલે મેજર નાયડુ ક્રિકેટ જીત્યો પણ સાંત હજારના હીરાની તકમચી કરનાર ખિસ્સા કાતરૂને રેકોર્ડમય ભરેલો વિજય પણ ઓછો ન ગણાય ! હારનાર એટલે કે ખિસ્સું કતરાવનાર તે બેફામ શેઠીયા પ્રેક્ષક તરફ દરેકની સહાનુભૂતિ હોયજ પણ હજારો આંખોની હાજરીમાં ખિસ્સાં કાતરવાની પોતાની કળા બતાવનાર ખેલદિલીવાળો ખિસ્સાં કાતરૂ પણ ધન્યવાદને પાત્ર તો ઠરે છે ! જો કે ખિસ્સાં કાતરૂઓ તો ખેલદિલીવાળા અને આંતરરાષ્ટ્રીય દ્રષ્ટિવાળા ઉદાર દિલનાજ હોય છે ! પોતાનીજ કોમના આસામીનું ખિસ્સું કાતરવામાં તે જેટલો રસ લે છે તેટલો પારકી કોમના માણસોનાં ખિસ્સાં કાતરવામાં પણ રસ અનુભવે છે ! એટલે કે એ ધંધા તરફ બધાને ભલે ધિક્કાર વછુટે પણ ખિસ્સાકાતરૂઓની સમદ્રષ્ટિ, રાય રંક બધાને સરખા ગણી તેમના ખિસ્સાનો ભાર ઓછો કરવાની સામ્યવાદીનીતિ, અને મામા માસીના ન ગણવાની વ્યવહારૂ દ્રષ્ટિ જરૂર ધન્યવાદને પાત્ર ઠરે છે ! આથી "કેરવાં"ના વાંચકોને આડકતરી રીતે ખિસ્સાંકાતરૂ બનવાની પ્રેરણા આપી રહ્યા છુ એમ કોઈ ન સમજે તો સારૂં !

●




રાંદેર એ ગુજરાતી મુશાએરાનું જન્મદાતા છે. ગુજરાતના એ નાનકડા રંગીન નગરમાં તા. ૨૬-૧૧-૩૯ ની રળિયામણી રાત્રે નવ વાગે રાંદેર ઈસ્લામ જીમખાનાના ભવ્ય હૉલમાં એક મુશાએરો (કવિ સંમેલન) ગઝલ સમ્રાટ જનાબ 'શયદા' સાહેબના પ્રમુખસ્થાને રાંદેરના કવિ જનાબ 'ફના' સાહેબની-



'ફના' (રાંદેરી).

શાદી-મુબારકની ખુશાલીનો પ્રસંગ ઉજવવા યોજવામાં આવ્યો હતો. પ્રથમ 'નસીમ', 'બેકાર', 'સાબિર', 'સાકી' વગેરે એ ગુજરાતીમાં સેહરા તથા રૂબાઈઓ રજુ કરી હતી તે પ્રેક્ષકોએ વધાવી લીધી હતી. સ્થળ સંકોચને લીધે ભાઈ 'નસીમ'ના સેહરા સિવાય બીજું કશું હાલ રજુ કરી શકતા નથી. પછી મુશાએરાની શરૂઆત થતાં બહારથી આવેલી ગઝલો હાજર રહેલા કવિઓએ વાંચી સંભળાવી હતી. તે પૈકી 'નાશાદ' અમૃત જની, નંદકેશાલા 'અશરફ' 'ફાની', 'મઝલૂમ' વગેરેની ગઝલો ઠીક પ્રસંશા પ્રાપ્ત કરી શકી હતી. પછી હાજર રહેલા કવિઓએ પોતાની ગઝલો દ્વારા પ્રેક્ષકોને ગઝલ રસના પ્રવાહમાં વહેતા મૂક્યા હતા; પીઢ કવિ 'શયદા' 'નસીમ' 'બદ્રી કાચવાલા' 'આસિમ' 'બેકાર' 'બશીર' 'સાબિર', 'સાકી' 'વહશી' 'આઝાદ અમીન' વગેરે એ પોતપોતાના રંગમાં મેહફિલને રસભરત બનાવી હતી. નવા કવિઓ 'નાતિક' 'વલી' ઉનીઆ બી. એ 'બખ્શી' બી. એ. 'સાકી' વગેરેએ પુરાણા કવિઓ સામે ઠીક રંગત જમાવી હતી અને તેમાંએ 'સાકી' ઉર્ફે છોટા શયદાએ તો પોતાનું વિશિષ્ઠ સ્થાન જમાવ્યું હતું. ગઝલો પર વિશેષ વિવેચન ન કરતાં દરેક કૃતિમાંથી મુદ્દાના અશઆરો નીચે રજુ કરીએ છીએ તેને વાંચકો જ પોતાના મગજની સરાણ પર ચઢાવીને તોલ કરી લેશે. 'બેકાર'ના સુંદર સંચાલન અને માઈક્રોફોનના સહકારથી ઠેઠ દોઢ વાગ્યા સુધી પ્રેક્ષકોને પોતાની ખુરસી પર ચીટકી રહેવાની ફરજ પડી હતી. અને છેવટે ભાઈ 'ફના'ની શાદીની મુબારકબાદી માટે યોજાએલો મુશાએરો સફળતાથી પાર ઉતર્યો અને રાંદેરની ભૂમિમાં ફરીથી એકવાર કાવ્ય વસંત ખીલવી હતી. ભાઈ 'બશીર' 'નિસાર' વગેરેની ગઝલો પાછળથી આવી હતી. પંક્તિ નિચે મુજબ હતી.

"મટી શકતો નથી હું કોઈ દી' પણ આપના મનથી."

## સહેરો!

ગુર્જરી વાણીના ફૂલોથી હું ગુંથું સહેરો:
પ્રેમ ઉર્મિથી હું ‘વર-રાજને અર્પું’ સહેરો.
પુષ્પ લાવ્યો છું નવાં ગુર્જરીનાં ઉપવનથી:
સૂરભિ-સૌન્દર્યના નવરંગથી રંગુ સહેરો:
પ્રેમ સુરભિ વડે રંગાયલું માનવ જીવન:
દિવ્યના પ્રેમની છલકાવતો દેખું સહેરો.
વિશ્વ સૌન્દર્ય મહિં દિવ્યનાં સૌન્દર્ય કિરણ:
એ કિરણધારથી ભીંજાયેલો ઇચ્છું સહેરો.
ગુલને બુલબુલના અનુરાગથી આબાદ ચમન:
એ અનુરાગથી ઉભરાય છે, નિરખું સહેરો.
સજ્ન જીવન છે પ્રભુના તણી મન્ઝિલ પગથાં:
ચિન્હ ઉજ્જવલ એ પ્રભુનાતણું વંદુ સહેરો.
નવ યુગલને હો મુબારક, હો મુબારક, આપ ‘નસીમ’
પ્રેમ તન્તુથી જીવન ગુંથ્યા રે, માનું સહેરો.

—નસીમ (મુંબઇ)

### ગઝલ [૧]

તમે છો પ્રાણથી પ્યારા તમે ઝાઝા છો જીવનથી:
ઉમંગો લાખ ઉછળે છે તમારા એક દર્શનથી.
ન સમઝયો કાંઈ ઉદ્દેશ, ન વાણીથી ન વાચનથી:
ખુલાસો કંઈ મળ્યો છે તો મળ્યો છે દિલના ધડકનથી.
ન ગાયનની મને ઇચ્છા અભિલાષા ન વાદનથી:
મઝા સંગિતની મુજને મળે છે દિલની ધડકનથી.
અજાણ્યા કોઇ શું જાણે સનાતન પ્રેમની શક્તિ:
અજબ એ પ્રેમ ખેંચે છે હૃદયને લાખ જોજનથી.
હજારો મુજ ઉમેદોના ખિલેલા બાગ છે એમાં:
અરે કુરબાન જાઉં શા મળ્યા છે દાગ દુશ્મનથી.
જીગર બાળીને સુરમો હો બનાવી આપને આપું:
બગાડો છો શું કરવા આંખડીને આપ અંજનથી.
હું રહેમરના ભરોસા પર રહ્યો તો ચોતરફ ભટકી:
ખુદા એનું ભલું કરજો મળી છે રાહ રેહઝનથી.
કરેલી મહેરબાની એ કદી પણ હું નહીં ભુલું:
ગળાંના કાપનારા તેં ઉતાર્યો ભાર ગરદનથી.
જો ઇચ્છા હોય તો આવી ખુશીથી જાન લઈ જાજો:
અરે! નહીં તો તમે છુટ્યા હું બંધાયો છું બંધનથી.
હું જાણું છું તો જાણું છું બળીને ખાક થવાનું:
નથી એ જાણનો કોણે બગાડી આગ લોચનથી.
ઠપારી શીશ દિપક જો અતિશે તેજ આપે છે:
હજી પણ છે સમય ‘શયદા’ સબક લે એના જીવનથી.

“શયદા” (મુંબઇ)

### ગઝલ [૨]

થઇ છે કૈદ ઉપવન કારણે સૈયાદનાં હાથે:
તને છે ધન્ય બુલબુલ તે છતાં છે સ્નેહ ઉપવનથી.
જનાજાને જવા દે તું નહિં ગભરા નહિં ગભરા:
અલૌકીક બીજાના સાકી થશે સર્જન વિસર્જનથી.
પતંગોનો પતંગો એ પ્રણય અંજામ જોઇને:
છતાં નવ છુટવું ચ્હાતાં શમાનાં પ્રેમબંધનથી.
નજરને ફેરવી લેનાર એ સમજ્યો હતે જો તું!
પ્રફુલ્લિત છે પ્રણય ઉપવન યુવાનાં રક્ત સીંચનથી.
ન કોના નયન છે દીપિત—ન કોનું રૂપ છે દીપિત:
રમન છે કોઇની પરદા મહિં પ્રેમીનાં જીવનથી.
કરે જાનું હતું તે ચાંદનીનાં ગર્વનું ખંડન:
પ્રણય ધાગ વહે જાની હતી જે તારા યૌવનથી.
મરી જાઉં બને તોપણ રહું એ માનતો નિરદીન.
મરી શકતો નથી હું કોઈ દી પણ આપના મનથી.
તમે જો દિલ.બા ચાહો તો કહેવત એ કરે ખોટી:
કહે છે જે કે નિકળતી નથી સુવાસ કંચનથી.
નહિં થાશે કદી પણ કાળની ઉપર અસર કાંઈ:
પપીહા તારા રૂદનથી ન બુલબુલ તારા ગાયનથી.
સદા જળ બિંદુએ તો અગ્નિ હારક દીસે છે, જાણી!
ગુલાબોમાં કદિ કાં આગ લાગી તારા વર્ષનથી.
સદા સમજ્યા કરું મુજ કરતાને પણ કૃપા માટી:
‘સગીર’ની આંખ આંજીનાં ખરો એ વાંજ અંજનથી.

“સગીર” (મુંબઇ)

### ગઝલ [૩]

મિટાવી દો ભલે મુજને તમારા બાહ્ય વર્તનથી:
મટી શકતો નથી હું કોઈ દી પણ આપના મનથી.
ઇલાહી, ખબર કરજે તું, પ્રલય પહેલાં પ્રલય થાશે:
મિટાવે છે હવે [illegible] કોઇ તારે ગુંજનથી.
બળીને ખાકમાં પણ હું હજી વિસરી નથી શકતો:
તમોને—કે તમારી યાદને, આ દિલ અને મનથી.

હૃદયનો હાલ છે—ગુજરી ગયેલી વાત છે: સહચર;
મુસલમાં હોય તો મા રાખજે આશા બિરેહમનથી
અમે તો આશ પણ રાખી નથી નિજની વફાઓથી;
થશે બેજાર તું પોતેજ તારા ક્રૂર વર્તનથી.
તમારૂં દૂર થાતું શું હતું ? હું શું કહું તમને ?
હવે તો દૂર થઈ ગઈ જિન્દગી પણ હાય ! જીવનથી !
અસર મુજ આહમાં કૈં પણ નથી તો આપ એ કહી દો
તમો ઝબકી ઊઠો છો કાં ભલા મુજ ઊર ધડકનથી !
નથી એની હકીકત એ જીવનનું એક સ્વપ્નું છે;
જગા શું છે તમો પુછી જુઓ 'નાશાદ'ના મનથી

—નાશાદ (મુંબઇ)

## ગઝલ [૪]

કદી માલી ગુલાબોને ન ચુંટી લેત ગુલશનથી;
અમે ઝાકળ હતાં ઉડી જતે સુરજના દર્શનથી.

* * *

વિમુખ હું રહી નથી શકતો તમારા પ્રિય દર્શનથી;
જડાયાં છો તમે મુજ આંખથી મનથી અને તનથી.
મને નિસ્બત નથી કંઈ આગ કુંજોથી કે ઉપવનથી;
ગુલામીના પિયુષ પી પી ને બંધાયો છું બંધનથી.

* * *

મુબારક હો તને રંગીન શબ્દો પ્રેમ કરવામાં;
કે હું તો પ્રેમની વાતો કરૂં છું દિલની ધડકનથી.
પ્રભુ મિત્રોને મારા તું ખબર એની નહિ કરજે;
વફાની આશ હું રાખી રહ્યો છું મારા દુશ્મનથી.
ધરી છે આશ કોનાથી ? તમે ચુપ કેમ બેઠા છો ?
તમારૂં હીર સઘળું લુંટાય છે ઘરના દુરાસનથી
'જિગર'નું ખૂન પી પી ને ઉજાણી રોજ કરનારો !
કરૂં છું એજ મિત્રોના વચન પાલન હું સાધનથી

બદરી કાગવાલા (મુંબઇ)

## ગઝલ [૫]

હૃદયને હચમચાવ્યું એમણે પોતાના યૌવનથી;
અપાવો યાદ શાને ભુલવું એ વાત કુંજનથી !
હૃદયમાં ઘર કર્યું છે તો ચહું રહેવું હમેશાં ત્યાં;
ન ખસવા ચાહું છું હું કોઇ દી પણ એમના મનથી.
હૃદયને ઘાવ્યું ને દિલ ધરી ભુસાઈ જવું તે:
ખરું કહું છું: નથી બનતું-નથી બનતુંય મંથનથી.
મરી શકતું નથી સહેલું અને તેથીજ હું કહું છું;
મરી શકતો નથી હું કોઈ દી, પણ એમના મનથી.
ગુરૂરીમાં નથી કાંઈ, કહું છું, માન તું મારૂં;
નમીજા નમ્રના પાસે, વધીશ આગળ તું વંદનથી.
જીવનના દાવ તો હું ખેલવા જાઉં છું પળપળ પણ;
ડરૂં છું ક્યાંક દાનાથી, ડરૂં છું ક્યાંક દુશ્મનથી.
જગતની ઠોકરો અંજામ પર પહોંચાડશે મુજને;
અને મન મુજ પ્રફુલ્લિત થાય છે બસ એજ ચિંતનથી.
જવાની કેમ ના પૂછું તને તે હર પળેપળ પર ?
હું મંઝિલ પર તો પહોંચ્યું એજ ઠોકર, એજ યૌવનથી.
અગર જો પાનખર આવે તો તે મુજને કહી દેજે;
ઘણાએ વખ્તથી હું ફરગર છું એજ ઉપવનથી.
રહે જે કલ્પના સૃષ્ટિ મહીં ના આવનો જગમાં;
સદા આવી રહી છે હરપળે હરએક ગુલ્શનથી.
ઘણાં પાપો કર્યાં 'સાકી' ન રાખ્યો કંઈ હિસાબ એનો;
હવે ગભરાઉં છું અંતે ફક્ત એનાજ ચિંતનથી.

છોટે શાયદા 'સાકી' (મુંબઇ)

## ગઝલ [૬]

શયન મંદિર મહીં શરમાવ છો કાં આજ સાજનથી ?
નથી સંતોષ શું થાતો હૃદયના આ સિંહાસનથી ?
રમ્યો છું હારવા માટે, ન મારે દાવ જીતવો છે,
ન હારી જઈશ જીવન દાવ જીતવાના પ્રલોભનથી.
મને યુગ યુગ સુધી ફરવા રજા દો ઉર ઉપવનમાં,
હું નાસી આજ આવ્યો છું. વિયોગોના તપોવનથી
તમારી આંખમાં પણ એક ત્રીજી આંખ છે, દિલ્બર
કહો ક્યારે મળ્યું તમને, ત્રીજું લોચન, ત્રિલોચનથી ?
પરીક્ષા આપવી ક્યાંથી ન જાણું પ્રેમમાર્ગો જ્યાં,
હજી આજે કર્યો આરંભ, તેના સ્વરને વ્યંજનથી.
બનાવા કાવ્ય બેઠો ત્યાં કહે છે કલ્પનારાણી,
ન આજે હું મનાવાની તમારા લાખ મંથનથી
અનીલય શોધવું પડશે અમારા સ્નેહી સજ્જનને,
અનુભવ ખૂબ ખારા જ્યાં મળ્યાં છે લાખ દુર્જનથી.
જીવન ઉષા ખીલી ત્યારે, ન રાખ્યો સ્હેજ પણ સંયમ,
હવે નફરત બધાને છે અમારા વૃદ્ધ જોબનથી.

નિરાંતે આજ રડવા દ્યો, ન કોઇ રોકશો મુજને,
કરું છું ભાર હળવો આજ હૈયાનો હું રૂદનથી.
તમોને ભૂલવા માટે કરું છું હું પ્રયત્નો પણ,
નિસાસા સાંભળું છું હું તમારા, લાખ જોજનથી.
કદી મારા હૃદયમાંથી મટી જાશો તમે તો પણ,
મટી શકતો નથી હું કોઈ દી પણ આપના મનથી,

"નંદકે લાલા" (મુંબઇ)

ગઝલ [૭]

મળી જાયેજ છે અહીં કોઇનું મન કોઇના મનથી:
કહે છે પ્રેમ જેને તે શરૂ છે અહીં સનાતનથી.
તને જોવાથી મ્હારી જાનમાંહી જાન આવે છે;
ભલા સંબોધું ના હું કેમ તમને પ્રાણજીવનથી.
અમોએ તો મૂકીને આભપર એને ચડાવ્યો છે;
નહિતો દેવ એવા શું જે મોં મરડે છે દર્શનથી ?
દફાવ્યા હાથપગ પેદા થતાં મેં એટલા માટે;
મહાસાગરે છે તરવાનો અહીં આ એજ સાધનથી.
ઉમંગકો થઈ કદી ઉછળું છું. હું કોઈના અંતરમાં;
મદીરા થઈ કદી છલકાઉં છું હું એના યૌવનથી.
કર્યાનું ભાન થઇ આવ્યું કે શું શરમાય છે તેઓ !
વચન પણ મેળવી શકતાં નથી એ મ્હારા નૈનનથી !
કોઈની મૌનતા મ્હેરીલ મહીં સૌને બનાવી ગઈ;
ગયા આબાદ છટકી આજ તેઓ મુજથી-દુશ્મનથી.
સિતમ વિણુ ઔર કૈં શાખ્યા નથી તેઓ તો શું ભય છે!
અમે પણ ધોઇ રાખ્યા છે અહીંઆં હાથ જીવનથી.
તકાઝા ઇશ્કના તેડી ન લાવે તૂર પર તમને;
લગાવી ટાકટીકી ઉભું છે કોઇ બાંકી ચિતવનથી.
અમારી આશની વાડી છે તુર્કસ્તાનની ભૂમિ,
ખુદા મહફુઝ એને રાખજે તુફાને જર્મનથી.
તમે 'નિસાર'ને આંખોથી અળગો તો કર્યો છે પણ
હટી શકતો નથી એ કોઇ દી પણ આપના મનથી.

'નિસાર' (બરમા)

ગઝલ [૮]

અનુભવથી બધું મળશે, ન મળશે તુજને વાંચનથી:
તડપવાનું છે સમજણથી, સમજવાનું છે જીવનથી !
ખરી ભક્તિજ જીવન છે, થશે પાવન તું જીવનથી;
ન મળશે તુજને કંઈ વંદનથી, પૂજનથી કે અર્ચનથી।
મરણ પહેલાં જુદા ક્યારે થયો છે આત્મા તનથી ?
'મટી શકતો નથી, હું કોઈ દી' પણ આપના મનથી।
તું પહેલાં તારા દિલને ફુલસમ કોમળ બનાવી દે,
મળી જાશે તને પણ રંગ-ખુશ્બૂ કોઈ ગુલશનથી।
જીવનનો ભેદ મૃત્યુ હસ્તે ખુલ્લો થાય તે પહેલાં;
જીવન શું છે, એ જીવનને સમજવાનું છે જીવનથી।
ખુદાની યાદ, વાતો-દીનની, ને ફિક્ર દુન્યાની
છુટ્યો એ સૌથી, હું બંધાઇને એક પ્રેમ-બંધનથી।
નિરાશા નાશ કર, ગમ દૂર કર, મુકી દે કાયરતા;
હજારો મોત પેદા થઇ શકે છે એક જીવનથી।
મને, મિત્રોથી જે કડવા અનુભવ પ્રાપ્ત થાએ છે;
છુપાવીને હું રાખું છું, એ એકજ ચીજ દુશ્મનથી।
બની જા "રૂપ" પોતે રૂપનું સ્વરૂપ જોવું છે;
નિષ્ફળ હે દિલ ! તું પહેલાં પ્રેમ કેરા પ્રેમ-અર્પનથી।
નકામો "પ્રેમ"ને બદનામ શાને તું કરે "આસિમ"!
ખબર છે "રૂપ" પોતે પ્રેમ-ચાહક છે સનાતનથી !
ભલેને અર્થ મારા કાવ્યમાં "આસિમ" નથી હોતો;
કરું છું મુગ્ધ મેહફિલને છતાં હું કાવ્ય-વાંચનથી !

"આસિમ" (રાંદેર)

ગઝલ [૯]

સદા રાજી રહું છું હું તમારા મુખ દર્શનથી;
ઉઠી જાતાં નહિ દિલબર ! તમે દિલના સિંહાસનથી.
વહાવે પ્રેમ આંસુ, નયન પ્રેમી; પ્રેમી ચિતવનથી:
અનેરી સ્નેહની રીતી સર્જેલી છે સનાતનથી
ભલા આપજ કહો કે શા રીતે એ છોડતાં છૂટે !
તમે છોડો; તમે બાંધી ગયા છો પ્રેમ-બંધનથી.
સમય પૂરો થયો પણ કોણ જાણે કેમ ના આવ્યા;
ગમાડ્યા જે કહીને આવવાનું કાલ સોગનથી !
કહે છે આપનું ખંજર જુવો મુજ આંસુડાંઓને:
તને છે પ્યાર આંખો પર, મને છે પ્યાર ગરદનથી.
પડેલાં છે જુવો, કરમાઇને ત્યાં પાંખડી પુષ્પો
બહુ મગરૂર ના થાશો કદી પણ રૂપ યૌવનથી.
અહીં ખોટાં જીવન, ખોટાં વચન, ખોટા વિચારો સૌ;
ખરે, દેખાય-ના કંઇ મોહ માયાના પ્રલોભનથી.

રહી મુજ બદનસીબીમાં ફક્ત એ ખુશનસીબી છે:
મટી શકતો નથી હું કોઈ દી પણ આપના મનથી
કરૂં તારીફ શું "જાની" તમારી જિંદગાનીના:
જુદી વાતો, જુદી ભાષા, જુદા ભાવો જગતજનથી

અમૃત જાની (મુંબઈ)

ગઝલ [૧૦]

કુસુમ સુરભિની રસછોળો ઉડે છે મારાં ઉપવનથી;
તમન્નાઓએ હરિયાળું કર્યું છે રક્ત સીંચનથી.
હૃદયમેં ધડકે ધડકે પ્રેમની ઉર્મિ દીસું છું હું;
અનોખી જિન્દગી સર્જાય છે, મુજ દિવ્ય જીવનથી.
સળગતી જોઉં છું જીવનની ચિણગારી સકળ વિશ્વે;
બધે ઉદ્દીપનો દીપી રહી છે મારા દીપનથી.
સુરત હો ગાન બુલબુલનું, સુરસ હો કોકિલા કૂજન;
બધાના સૂરમાં પૂરાય સૂરો મારા ગાયનથી.
નિસર્ગી બીન છે મારી હૃદય ગીતો ગઝલ ગાયે;
કદી ઉર્મિથી લય ઉડે, કદી લય ઉડે રૂદનથી.
મને સૌન્દર્ય તરબ્યા છે, પીધું સૌન્દર્યની સુરા;
જીવન સૌન્દર્યનાં તત્વે ઘડ્યું સૌન્દર્ય દર્શનથી.
થયું સૌન્દર્યનાં રશ્મિથી આદિ પ્રેમનું સર્જન;
સમાયો જઈને લોચનમાં વહ્યો સો જેનાં લોચનથી.
જીવન સૌન્દર્યને પ્રેમે રહ્યું રંગાયલું કરદમ;
જીવનની પ્રેરણા ને ચેતના છે, એનાં સ્પર્શનથી.
ફના સૌન્દર્યની કે પ્રેમની છે; દિવ્યતા અંશી:
"નસીમ" જીવન કિનારાને મિલાવી દે છે જીવનથી.

'નસીમ' (મુંબઈ)

ગઝલ [૧૧]

નહીં લોપી શકે મૃત્યુ જડી રાખી છે જીવનથી;
અંતરસે ફુલ થઈ ખુશબુ લહાની પાંદે મદફનથી.
જીગર છેદાયલું છે પ્રેમીનું, એ કંઈ નથી બંસી;
સુણું છું વિરહ ઘેરી વેદનાના સુર વેદનથી.
અદાઓ પ્રેમની, રંગત ચઢી રંગીન જોઉં છું;
તરી આવે છે જુદો રંગ એ રંગીન વર્તનથી.
છે પ્રેમીના લહુમાં પણ અજબ કંઈ હુસ્નની મસ્તી:
લહુ બુલબુલનું ટપકે છે કુસુમ કળીઓના મિલનથી.
હૃદયની બેકરારીમાં, જીવન આશાને સિંચેલું
રંગે જીવન તણી દોરી ફસાશે આશ્વાસનથી.
મટી જઈ મેં હું મનમાં આપના એવો સમાયો છું;
મટી શકતો નથી હું કોઈ-દી પણ આપના મનથી.
'બશીર' આંખે ન આવ્યાં કોઈદી પણ હર્ષનાં આંસુ
ખુશાલીનું અતી વર્ષ્યું, ન મારા પ્રેમ રૂદનથી

'બશીર' (મુંબઈ)

ગઝલ [૧૨]

ઉઠાવે બોજ મૂડીવાદ જ્યારે પારકા ધનથી,
વહાવે અશ્રુની ધારા મજૂરો મૂક રૂદનથી.
દશા છે, અવદશા ભારત તણી મુજ દેશ બંધુની,
મઝા લૂંટી રહ્યો છે ભાઈ આજે ભાઈના ધનથી.
વતન મારૂં, વતનનો હું, વતન મારૂં જીવન સાથી,
ફના થઈને વતન કાજે જીવું ગુલઝાર ગુલશનથી.
વતનની ખાક પર મારૂં પતન થાઓ ભલે થાઓ,
મગર જો જો, મરીને પણ વતન માગીશ મદફનથી.
જગત ઉદ્યાનમાં મારૂં રૂદન હો બુલબુલો જેવું;
નવી રંગત, નવી લાલી, ભર્યાં ગુલ ખીલે ઉપવનથી.
ચિકિત્સા શું કરો છો, આપ આ નાદાર પ્રેમીની;
મટી શકતો નથી હું કોઈ દી પણ આપના મનથી
ભલેને ના મળે મૂક્તિ "વલી" આ હિંદ ભુમી પર:
છતાં પણ તું મીલાવી લે જીગરના તાર તન મનથી,

"વલી" (કરમાડ)

ગઝલ [૧૩]

સબક શીખ્યો છું વજકુરૂની અજ કુરકુમના મંથનથી:
જિવન સંકળાયલું મારૂં છે બસ કુઆંના જિવનથી.
છુપાઓ સૂર્ય સમ ચેહરાને સાકબ સાવચેતીથી;
જુઓ નિકળી રહ્યાં છે કીરણો નાંખીને ચિલ્મનથી.
અજબ મસ્તી ભરી આજે જગવ્યાં કંપ ભૂમીમાં;
'અમાં અલ્લાહ'નાં સોદો હવે સંભળાય મદફનથી.
હકીકત કોઈની કોઈ કદી જાણી નથી શકતાં;
બતાવે તો કોઈ બુલબુલને શી નિસ્બત છે ગુલશનથી?
હૃદય કંપે છે મેહફિલના જોઈને બેકલી મારી;
ભરી મેહફિલને ચાહું તો રડાવું મારો રૂદનથી.
ભલેને કોકરોપી 'ફક્ત' મારી મિટાવો પણ;
મટી શકતો નથી હું કોઈ દી પણ આપના મનથી.

તમો રૂઠ્યા તો મારા દિલની દુનિયા થઇ ગઈ ઉજડ;
હવે આવે છે મુજને આજ નફરત મારા જીવનથી,
ભલે છો બેવફા, યા હું બુરો કિન્તુ ખબર મુજને;
મટી શકતો નથી હું કોઈ દી' પણ આપના મનથી.
કહે 'મઝલૂમ' તુજને હુશ્ન પર-તું નાઝ—ના કરજે;
જરા તું એની બરબાદી 'જીગર' ને પૂછ સુમનથી

"મઝલૂમ" (જેતપુર)

### ગઝલ [૧૮]

કહું છું "વઝીરીની અઝીઝરૂમ'ના એ વર્ણનથી;
મટી શકતો નથી હું કો દી' પણ આપના મનથી,
લઇને શું ગયા પૂછો જરા—એ જઈ ચૂકેલાને;
ભલા મનથી ભલું મળશે બુરૂં મળશે બુરા મનથી.
ફિદા થઇને બુતો પર ઝિંદગી બરબાદ કરશો મા;
સુણી આવાઝ એવી 'બાવલા'ના મેં તો મદફનથી.
રહ્યા મુજ ઝિંદગીમાં દૂર મુજથી તે છતાં આજે;
રહી ગઈ શું અદાવત કે મિટાવા માંગો મદફનથી.
ભલે ઝાહેદ તને હો ગર્વ છુટાવા તુજ ઇબાદતનો;
ગુનેહગારોને આશા છે ફક્ત હઝરતના દામનથી.
હશે લખ્યુ જે કિસ્મતમાં મટી શકશે મટી શકશે;
કરો કોશિષ હરદમ જો મિટાવા એને તન મનથી.
ગુનાહોને મિટાવાને સદા રૂદન કરે "ખાકી";
કે છોડાવી છે ઉમ્મત હઝરતે પણ એના રૂદનથી.

"ખાકી" (રાંદેર)

### ગઝલ [૧૯]

વિધીના લેખ ઉપર મેખ વાગી છે સનાતનથી;
મટી શકતો નથી હું કોઈ દી' પણ આપના મનથી!
ચઢો સ્વદેશ ફરી ભાવના શું એવી સજનથી!
વધ્યા જે પોલીશનથી યો ખિતાબોના પ્રમોશનથી!
થયાં કોંગ્રેસને બાવન, છતાં બાવન તરાહો છે;
મુલાકોતો ફરી છે લોટે સામે તેથી બાવનથી!
પછી પૂર્વજ તણા સંસ્કાર ક્યાં પુત્રમાં દેખાયે;
મળે છે દૂધ ગ્લાક્સનથી અને તા'લીમ બ્રીટનથી!
બનું ઉલ્લુ ન કાં, એ મેળ બુલબુલને થયો આજે;
ફકીરનો શો વધ્યો ઝગડાટ જગમાં આજ કુદનથી!
ગઈ ઝખ મારશો ગુલશનમાં આજે કાં તમે સદચર?
ખિઝાંમાં રાચશો શું ઝાંખરાઓ કેરાં દર્શનથી!
ચમનમાં ધૂળ ઉડતી આવે છે નઝરે ગુલો બદલે;
સુણો બુલબુલને બદલે કાગડાના શોર ઉપવનથી!
ભલેને એક્ષરેથી જાઇ તપાસો પ્રેમીના દિલને;
નહિ મટશે જિગરના ડાઘ કો'દી ઓપરેશનથી!
મિલન કાજે હૂરોના શેખજી પ્રેક્ટીસ કરવાને;
થયા લટ્ટુ મીસોના મોહબ્બતોના પ્રલોભનથી!
જુવોને પ્રેમ કેરી મેચમાં પણ ભાગ્ય સંજોગે;
હરીફોથી ફક્ત હારી ગયો છું એક બે રનથી!
ઘસે છે જાત પોતાની બીજાના સુખને માટે;
સબક સ્વભોગનો શીખો તમે 'બેકાર' ચંદનથી!

"બેકાર", (રાંદેર)

### ગઝલ [૨૦]

ભલે આવે હઝારો આફતો મો'મીનની ઉપર;
ડરી જાતો નથી મુસ્લિમ કદી દુશ્મનના ગર્જનથી.
મળે છે દિવ્ય જીવન મોતથી મો'મીનને જગમાં;
કે મો'મીન મોત સાથે ખેલતો આવ્યો છે બચપનથી.
નહો કર્તવ્ય મસ્તીનો જીવન સઘળું નકામું છે;
સબક શીખો જીવન કેરો શહીદો કેરા મદફનથી.
ન ગુલ્શનની તમન્ના હો, ન પરવા આશીયાંની હો;
રહેજે દૂર શાહીં જેમ આ દુનિયાના ગુલ્શનથી.
વિકારી દિલ તમારૂં હો અને રંગીન દુનિયાં પણ;
મટી શકતો નથી હું કોઇ દી'પણ આપના મનથી.

"ઉનીશો" બી. એ. (રાંદેર)

### ગઝલ [૨૧]

સુણેલા છે લાખ કિસ્સા કે થયાં ઘાયલ કો ચિતવનથી.
અરે જોતો ખરો આ શું ગઝબ છે સાવ બચપનથી!
તને માગી ખુદાથી મેં દુઆ પૂરી કરી લીધી;
ન પરવા છે હવે તનથી, ન પરવા છે હવે ધનથી.
જીવન પાપી ભલે ને હો તમારી યાદ છે હરદમ;
મટી શકતો નથી હું કોઇ દી'પણ આપના—મનથી
થયો કિસ્સો હવે જુનો તે મનસરી અનલહકનો;
કથા "બખ્શી" કરો તાઝી ચઢીને દારપર મનથી.

"બખ્શી" બી. એ. (રાંદેર)

### ગઝલ [૨૨]

સદે જો બે સપુતો એક બીજા સામે વતનપનથી
તને ડોલાવે શુ માતા સુથામીના એ બંધનથી
નિયમ આ દહ્-બધોના નથી છે ગૌરમાં મનથી
અમારે ત્યા તો 'બી' રોપાયા એના તેરમો સનથી
ન આઝાદીમા કોઇ પ્રશ્ન નડતે હિંદને આજે,
જો હોતે પ્રેરણા કંઈ હિંદીઓ લેનિન રશ્યનથી
એ સઝીલ શોધી શોધી આજ ઘર કર્યું છે મે એને,
મટી શકતો નથી'હુ' કોઈ દી'પણ આપના મનથી
મરણને ઘણના આ બંધનો રૂઢી રિવાજોથી
ખરેખર વતન જીવન ઉત્તમ છે એવા શહેરી જીવનથી
ખબર શુ કે 'અમીન' એનુ જીવન કેવુ ગુજારે છે.
હમે છે એટલે હાલત છે સારી મિત્રના મનથી

'અમીન'' આઝાદ (મુરત)

### ગઝલ [૨૩]

મને તીરીક-દે ચારબ છુટું જ જાળ બંધનથી
ખપાવુ આન મારી રાહમા તુજ તન અને મનથી
દરદની વેદનાને શુ બતાવુ બઝમમા યારો,
જિગરની પાર થઈ ટપકી રહયુ છે ખુન દામનથી
હવે સભાળ તારા હોશને ખુલખુલ નહી તો જો
ઉડી તુજ પાયમાલીની 'સદા તારા નશેમનથી
જમાવ્યો છે, તમારા દિલ મહીં' કંઈ પ્રેમ એવો કે
મટી શકતો નથી શુ હું કે ઇ દી' પણ આપના મનથી
દિલાસો કોઈ શુ "અશરાફ"ને તનોષ દેવાનો
થશે સતોષ એને આપના એકવાર દર્શનથી

'અશરાફ' (વલાદ)

ગુજરાત અને મુલ્ક ગુજરાતના મુસલમાનો હવે પીપરડીવાળા હાઈસ્કૂલ અને પીપરડીવાળા ફ્રી બોર્ડીંગ તથા હોસ્ટેલની સફળ પ્રવૃત્તિઓથી જાણકાર થઈ ગયાજ છે ગુજરાતના ગરીબ મુસલમાનોને મેટ્રીક સુધી ફ્રી કેળવણી આપની આ એક અગ્રગણ્ય સંસ્થા પુરવાર થઈ છે કારણ કે તેમાથી પારગત થઇને આજે અનેક વકીલો મેજીસ્ટ્રેટો, એન્જીની યરો, કસ્ટમ ઑફિસરો, ઓડીટરો ગાર્ડો, સ્ટેશન માસ્તરો વગેરે થઈ ગયા છે અને પોતાના દીન તથા દુનિયાને સુધારી રહ્યા છે

પણ મેટ્રીક પછીની કૉલેજની મુશ્કેલીઓ પાર કરવા આ હાઈસ્કૂલમા ભણેલા અને કેળવણીના બીજ રૂપે આરોગી ચુકેલા ઓલ્ડ બૉયઝો એ એક ઑલ્ડ બોયઝ એસોસીએશનની રાંદેરમા આજે બારવરસથી સ્થાપના કરી છે કે જેની મારફતે કૉલેજની કેળવણી લેતા પોતાના ગરીબ વિદ્યાર્થી બધુઓને સ્કોલરશીપ, ચોપડા વગેરેની અનિવાર્ય મદદ અપાઈ રહી છે રાબેતા મુજબ એ ઑલ્ડબૉયઝ એસોસીએશનની વાર્ષિક સભા તા૦ ૨૪-૧૨-૩૯ ને રોજ સવારના ક૦ ૧૦-૦ રાંદેર મુકામે ભરનાર છે તેમા પધારવા સર્વે, ઑલ્ડ બોયઝને વિનતિ કરીએ છીએ અને સાથે સાથે આમ પબ્લીકને પણ તા૦ ૨૪-૧૨-૩૯ને રોજ રાત્રે ૯ વાગે સ્કૂલ ગેધરીંગના જલસામા ભાગ લેવાનુ જાહેર આમત્રણ પાઠવીએ છીએ

તંત્રી—કારવાં

# જાણવા જેવું

## પેપર જગતમાંથી

દુનિયા ન માને એવું
છતાં માનવું પડે તેવું

[ સંપાદક ]

"તમે બધી જાતનાં કારખાનાં વિષે સાંભળ્યું હશે; પણ ખૂબસુરતીના કારખાના વિષે સાંભળ્યું નહિ હોય ! હોલીવુડમાં ખૂબસુરતી કારખાનું નીકળ્યું છે અને તેમાં બદસુરત લોકોને ખૂબસુરત બનાવવામાં આવે છે. પ્રથમ તો એ કારખાનું ફક્ત એક્ટ્રેસો અને એક્ટરો માટેજ નીકળ્યું હતું. પણ હવે તો પબ્લીક પણ તેનો લાભ ઉઠાવી રહી છે. એ કારખાનામાં ઝીણી કે ચુંચી આંખોને મોટી બનાવવામાં આવે છે ! ચપટાં નાકને લાંબું અણીદાર બનાવવામાં આવે છે ઉંટ જેવા લાંબા હોઠોને સંકોચીને ખૂબસુરત બનાવી દેવામાં આવે છે ! મતલબ કે શરીરના ગમે તેવા બેઢંગા અવયવોને ઘાટીલા બનાવવામાં આવે છે. જાડાઓને પાતળા થવું હોય કે પાતળાઓને જાડા થવું હોય તો તે કારખાનામાં થઈ શકાય છે ! ૫૦ ડૉલરથી લઈને ૬૦૦૦ ડૉલર સુધીનો ખર્ચ, ખૂબસુરત બનવા માટે કરવો પડે છે. જેવો માલ તેવું મૂલ !" આવું આવું વાંચીને આપણા દેશના બદસુરત રાજા મહારાજાઓ, શેઠિયાઓ, જાગીરદારો, શેઠાણીઓ તથા સુંદરેચ્છુ સન્નારીઓ વધુ ખૂબસુરતી પ્રાપ્ત કરવા હોલીવુડ તરફ પ્રયાણ કેમ ન કરે ?

●

"જાપાનથી થોડાં ક્રોસને અંતરે એક મયાગશ્યા નામે નાનકડો ટાપુ છે. તેમાં પુષ્કળ બાગ બગીચા છે. ત્યાં માણુસ કે જાનવર તો ઠીક પણ એક ઝાડનું પાંદડું એ તોડવાનો ગુનોહ ગણાય છે. જગતમાં સૌથી સુખી ટાપુ તે ગણાય છે. અને ત્યાંના લોકો પણ ઝિંદાદિલ ગણાય છે. તે ટાપુમાં વસ્તી સારી જેવી છે; છતાં ત્યાં કોઈનો જન્મ પણ થઈ શકતો નથી તેમ મરણ પણ થઈ શકતું નથી, કારણ કે બાળક જન્મવાનું હોય તો તે પહેલાં તેની માતાને એ ટાપુથી બહાર બીજી કોઈ જગ્યાએ જઈને બાળકને જન્મ આપવો પડે છે; તેમ માણુસ મરણ પથારીએ પડે તો તેને પણ આ ટાપુથી પોતાના બિસ્તરા પોટલાં બાંધવાં પડે છે ! આ ટાપુમાં કોઈ દુઃખી નથી જેથી તે પૃથ્વીના સ્વર્ગ તરીકે ઓળખાય છે !"

મર્યા પછી તો સ્વર્ગ મળે કે ન મળે પણ જો ભાડાની જોગવાઈ હોય તો આ પૃથ્વી પરજ જીવતા જીવત સ્વર્ગનો અનુભવ કરી લેવો જોઈએ ! "જીવ્યા કરતાં જોયું ભલું".



વિચિત્રતા અને નવિનતાભરી શોધ કરવામાં અમેરિકાનો નંબર પહેલો ગણાય છે. થોડાક મહીના પર અમેરીકાએ દીવાનાઓનો એક રિપોર્ટ બહાર પાડ્યો છે. તેને વાંચવાથી જણાય છે કે સૌથી વધુ પ્રમાણમાં પૈસાદારો દીવાના બને છે; તેમના પછી મોટા વહેપારીઓનો નંબર આવે છે અને તેમના પછી સાધારણ વેપારી-

એનો પાગલ બનવાનો વારો આવે છે. પણ આખા રિપોર્ટમાં એક એડીટર પાગલ થયો હોય એમ દર્શાવાયું નથી" એડીટર પાગલ બનતા નથી એનું કારણ એ હોવું જોઇએ કે તે બિચારાએનું આખું જીવનજ પાગલો કે દિવાનાઓ જેવું વીને છે; પછી તેમને ખાસ ગાંડા બનાવવાનું કુદરતને ન ઠીક લાગ્યું હોય ! એક અમારા મિત્રે શોધ કરી છે કે જેને જીવતા જીવત સનેપાત કોને કહે છે અને હડખવા કઈ બીમારીનું નામ છે તે જોવું કે જાણવું હોય તો એડીટરની બીમારી નીહાળી લે !



"ગ્રીસ દેશમાં એક એવો પહાડ છે કે જેના ઉપર સ્ત્રી જાતનું નામ નિશાન દેખાતું નથી. પુરાણા વખતથી ગ્રીસ વાસીઓની એવી માન્યતા ચાલી આવે છે કે તે પહાડ પર દેવતાએનું રહેઠાણ છે. જેથી તેની ઉપર સ્ત્રીઓને ચઢવા દેવામાં આવતી નથી. ૧૪મી સદીથી એ પહાડ પર પાદરીઓના ચોકી પહેરા ગોઠવાયા છે. એ પહેરો ભરનાર પાદરીઓની સંખ્યા અત્યારે પણ સાત હજારની છે જેમાં છસો વરસથી ત્યા કોઈ સ્ત્રી તો શું પણ પશુપક્ષીની માદાને પણ જવા દેવામા આવતી નથી !" આ સમાચાર વાંચ્યા પછી અમને તો ખાતરીજ છે કે સ્ત્રીઓ એક જગત પરિષદ ભરીને તે પહાડ પર ચઢવાનો પોતાનો હક્ક છે. એમ સાબિત કરે અને તેથી પણ જો તે બ્રહ્મચારી પાદરીઓ ન માને તો તેમની સાથે સત્યાગ્રહ જંગ કરવા સ્ત્રીઓ તૈયાર થઈ જાય !



"આફ્રીકાના સહરાના રણના દક્ષિણના ખૂણા તરફના એક જંગલમાં હજુ એક એવી જંગલી જાતી વસે છે કે જેના રીત રિવાજો આખી દુનિયાથી જુદા છે. તે જાતીમાં રિવાજ છે કે જો કોઇ સ્ત્રીને છોકરી પેદા થાય તો તેનો ધણી તેને શારીરીક શિક્ષા કરે. સાધારણ લાકડીઓના ઝપાટાથી લડને મરણ પામે ત્યાં સુધી સ્ત્રીને મારવાનો ધણીને હક્ક પ્રાપ્ત થાય છે ! કોઈ પણ યુરોપ કે અમેરિકાનો સદ્ગૃહસ્થ એ કોમની વસ્તી હોય ત્યાં જઈ શકતો નથી કારણ કે એ લોકોની માન્યતા છે કે ગોરાઓને જીવતાને જીવતા શેકીને ખાઇ જવાથી પ્રેતાત્માઓ ખુશ થાય છે !' આતો આફ્રીકાની એક તદ્દન જંગલી જાતીની વાત છે પણ સુધારાની ટોચે બેઠેલી ગોરી સંસ્કૃતિના સ્વામીઓ પણ જીવતાને જીવતાં માણસોને બોંબ દ્વારા ક્યાં શેકી નાખતા નથી ? હીરોશીમા, કે હીસોસીમાના બનાવો તાજાજ છે ને ? ફેર એટલો કે તે આફ્રીકાની જંગલી જાતી માણસોને શેકીને ખાઈ જાય છે ત્યારે ગોરાઓ શેકે છે ખરા પણ ખાઇ જતા નથી !



"યોર્કશાયરનો એક ૫૪ વરસનો એક માણસ દરરોજ ૪૦ માઈલ પગે મુસાફરી કરે છે. દરરોજ તે પોતની સફેલ વધુને વધુ લંબાવતો જાય છે તે કહે છે કે દસ વરસ પછી હું આવી રીતે પ્રગતિ કરતાં કરતાં દર રોજના ૮૦ માઇલ ખુશીથી ચાલી શકીશ."

આપણા દેશમાં તો એટલી ઉંમરના માણસના હાથ પગ ન ચાલે પણ જીભતો ૧૫૦ માઇલના વેગથી ચાલી શકે !



"હંગેરીમાં પોતાના ધણીઓથી કંટાળીને છુટાછેડા પ્રાપ્ત કરેલી સ્ત્રીઓની એક સંસ્થા છે જેમાં ચારસો સ્ત્રી મેમ્બરો છે તે સતત એવાં લેકચરો તથા લખાણોથી પ્રચાર કરતી રહે છે કે 'પુરુષ જાતી નિર્દય અને ઘાતકી વૃત્તિ જેવી છે. તેના પંજામાંથી સ્ત્રીઓને ઉગારવી જોઇએ !' પુરુષોએ પણ એ સંસ્થાની સામે મોચ ગોઠવવા એકાદ એવી સંસ્થા કાયમ કરવી જોઇએ અને ભાષણો તથા લેખો દ્વારા સાબીત કરવું જોઇએ કે "સ્ત્રી એક એવી બોલતી બલા છે કે જે પુરુષને કોટે વળગી પડે

છે તો પછી વરસો સુધી મહા મુસીબતે પણ વધુ રતી નથી! પુરુષોને ક્ષય રોગ, મુંઝારો કે સનેપાત થવાનું કોઈ કારણ હોય તો તે સ્ત્રીઓના કકળાટજ છે એમ સાબીત કરવાનો પ્રચાર કરવો જોઈએ અને પછી ઘર ઘરમાં હોળી પ્રગટાવી આ પાપથી ભરેલી દુનિયાને સળગાવી નાખવી જોઈએ!

●

"જર્મનીના એક ડોકટરે શોધ કરી છે સ્ત્રીઓને ભેજું હોતું નથી અને હોય છે તો એવું કમજોર હોય છે કે દિલ આગળ તેના દિમાગનું કંઈ ચાલતું નથી. સ્ત્રીનો દિમાગ તેના દિલનો ગુલામ હોય છે અને તેથીજ સ્ત્રીઓને મોજ-શોખ ઘણો પસંદ છે. જેમાં જરા પણ ભેજું કસવું પડે એવાં કામોથી સ્ત્રીઓ કાયર થઈ જાય છે" જર્મનીના એ ડૉક્ટર સાહેબને કોઈ ખોપાની મળી હોય એમ લાગતું નથી. બાકી એતો સાબીત થએલી વાત છે કે ભલભલા ડાહ્યાઓને ધમધમાવી નાખનાર બેરીસ્ટરો કે જજોને પણ તેમની બૈરીઓ વાતવાતમાં હરાવી શકે છે! બૈરીઓના દિમાગની બધી શક્તિ જીભના ટોચકામાં આવીને વસેલી હોય છે!

●

"ન્યુયોર્ક અમેરીકાનો આ એક બનાવ છે કે એ સીનેમાના દરવાજા ઉપર એક ખૂબસુરત જુવાન છોકરી ઉભી હતી એક જુવાન તેની પાસે ધસી આવ્યો અને વગર ઓળખાણે પૂછ્યા ગાછ્યા વગર તેને એક ચુંબન કરી બેઠો. પેલી છોકરી એક પૈસાદારની પુત્રી હતી. તે છેડાઈ પડી અને પેલા યુવક પર બદનક્ષીનો કેસ કર્યો તો તેને એક હજાર પૌંડ દંડ થયો" એક ચુંબનની કીમત પંદર હજાર રૂપીઆ! આપણા દેશમાં તો આટલી કીમતમાં પંદર લગ્નો થઈ જાય! હોય બા હોય! મીસ મેગીના મોંઘેરાં મુલકના ચુંબનો પણ મોંઘેરાંજ હોયને? અમારા ધારવા પ્રમાણે જગતનું એ સૌથી વધુ કીમતી ચુંબન હશે! "સમજાવશો કો ફિલ્સુફી બસએ ઉન્હાં ચુંબન તણી?"

●

"જાપાન તમામ દુનિયામાં પોતાની વસ્તુઓ સસ્તામાં સસ્તી વેચી શકે છે એનું કારણ એ છે કે જગતના બધા દેશો કરતાં જાપાનના મજુરોની મજુરી સસ્તી છે. અને તે મજુરી સસ્તી હોવાનું કારણ એ કે છે જાપાનમાં ડૉ. સૈકીએ જુદીજુદી ૬૦૦૦ ખોરાકમાં વપરાતી વસ્તુઓનું પૃથક્કરણ કરીને સસ્તામાં સસ્તો ખોરાક કેમ મળે તે નક્કી કર્યું છે જેથી એક જાપાનીનું ત્રણ વખત ખાવાનું ખર્ચ ડૉ. સૈકીને પ્રતાપે ફક્ત અઢીઆના થયું છે. છછુંદર,- ગોકળગાય, -તીડ, દેડકાં ઉંદર, બિલાડી, સાપ, કુતરાં, વગેરેનો પણ ત્યાં ખોરાક તરીકે ઉપયોગ થાય છે!" હિંદમાં તો ઉપલી ખોરાકની વસ્તુઓનાં નામ સાંભળીનેજ કેટલાકને તો ચક્કર આવી જાય! ભલે જાપાનની પ્રગતિ જાપાનને મુબારક! આપણને તો આપણા ભાજી મૂળાજ બસ છે!!

●

"કચ્છના યુવરાજ સાહેબ પોતાના રાજ મહેલની આજુબાજુ ગાંજાની ખેતીવાડી કરે છે અને પછી આખા કચ્છમાં તેજ ગાંજાનો વહેપાર ખેડે છે." પોતાનીજ પ્રજાને ગંજેરી બનાવનાર એ રાજકુંવર જ્યારે ગાદી પર આવશે; ત્યારે કચ્છની પ્રજાને જવાબદાર રાજતંત્ર મળી જતાં જરાએ વાર નહિ લાગે! કારણકે ગંજેરીઓ ધૂનબાજ હોય છે એટલે જે ઝીદ ઝાલે તે છોડતા નથી; તો પછી જવાબદાર રાજતંત્રના લવારાને પણ શાના પડતા મૂકે?

●

"થોડાંક વરસો પર પોતાની વરસગાંઠને દિવસે તોળાઈને શ્રી. ટાગોરે તે પુસ્તકોનું તુલાદાન કર્યું હતું" આ ઉપરથી પ્રેરાઈને જે જે લેખકોનાં પુસ્તકો ઉધાઈનો ભોગ થઈ પડતાં હોય તેમણે તેનું તુલાદાન કરીને પ્રકાશમાં આવવાનો મોકો ચૂકવો ન જોઈએ!

●

બોરડી ઝૂડી નાખવાને માટેજ કમર કસીને બેઠેલા નજરે પડે છે!

"મી. અકવાજી! ખરેખર તમારી સમાલોચના વાસ્તવીક છે. ફક્ત થોડાકજ દિવસના વાંચનથી ભલભલા વિવેચકના મોઢા પર ધૂળ નાંખવા જેટલી લાયકાત તમે પેદા કરી છે!"

"શું કરું બિરાદર વણજારા કે અંગ્રેજી જાણતો નથી! બાકી સાહિત્યના ક્ષેત્રમાં ઘુસેલા એક એક અલીબાબા અને ચાલીસ ચોરોને ઉઘાડા પાડી ગુજરાતી સાહિત્યને ભેળસેળ વિનાના દૂધ જેવું નિર્મળ બનાવી દેત; પણ શું કરું કે લાચાર છું! અને વળી વધુ લાચારી એ કે વરસો વરસ પોરીયાંની પલ્ટણ વધતીજ જાય છે અને કમાણી ઘટતી જાય છે જેથી શું કરવું તેજ સમજ પડતી નથી. સાહિત્યની સમાલોચના કરતાં કાંદાની દલાલી કરવી શી ખોટી છે? અહીં ભેજું કસી નાખીએ અને કલમ ઘસી નાખીએ છતાં એક પાઈ પણ કોઈ પરખાતુ નથી, ત્યારે એક ગાડી કાંદાની દલાલી કરીએ તો એક ટાપસો કાંદા મળી જાય છે! કવિતા તોલવામાં કશું મળતું નથી, ત્યારે કપાસીઆ તોળવામાં એક ગાડીએ ખાસી પાવલી મળી આવે છે! તો હવે તમેજ કહોને કે સાહિત્યના ક્ષેત્રમાં ઝખ મારવા કરતાં ખેતરમાં જઈને ખેદકામ કરવામાં શું લાભ ન થાય?"

"તો કયો ભા તમને કાન પકડીને સાહિત્યના ક્ષેત્રમાં ઘસડી લાવ્યો છે? તમે જાતેજ એક સુંદનો ગોંગડો પકડીને ગાંધી બની બેઠા છોને? હું તો હજુએ કહું છું કે સાહિત્યમાં ગોળા ગબડાવવા કરતાં "પૈ પૈસો ગોલા" વેચવા બરફની ગાડી લઈને ફરવું હતુંને? સાહિત્યની સમાલોચનાથી કોઈનો આત્મા ઠંડો પડતો નથી; પણ "બરફકા ગોલા"થી જરૂર કલેજામાં ઠંડક પડે છે શું સમજ્યા?"

આપનું કહેવું વાસ્તવિક છે; પણ શું કરીએ યાર? સનેપાતની બીમારીની જેમ સાહિત્યની બીમારી પણ મટાડી. મટે એમ નથી! શું કરીએ યાર સાહિત્યની ખુજલીનું તો મલમ પણ હજુ સુધી કોઈ શોધી શક્યું નથી! મને એક વિચાર આવે છે કે જો આખી દુનિયાના અમારા જેવા નવરાઓ, બીજું કામકાજ પડતું મૂકીને સાહિત્યનો પ્રચાર કરવા લાગી જાય તો જરૂર એ દિશામાં પણ ભાજી પાકે એમ છે!"

"દોસ્ત અકવાજી! તમારું કહેવું પણ છેક નાખી દેવા જેવું તો નથીજ. જુઓને કાલ સુધી લોકો રશીયાને રીંછ સાથે સરખાવતા હતા. પણ છેલ્લાં વીસ વરસમાં એ રીંછે સાહિત્ય જગતમાં એવી પ્રગતિ કરી છે કે જગતમાં સૌથી એના સાહિત્યનું સ્થાન મોખરે છે. રશીયાનો વાંચક-સમૂહ ઘણોજ મોટો છે. પોતાના લેખકોની કૃતિને તો ઉધાઈ વળગે એમ વાંચકો વળગી પડે છે! એ તો જાણે ઠીક પણ પરદેશી લેખકો જેવાકે વિકટર હ્યુગોની ૩૫ લાખ કૃતિઓ કે મોંપાસાની ૩૦ લાખ કૃતિઓ એ રશીયન રીંછો ઝપાટાભેર વાંચી ગયાં છે! આતા તો બીજા અંગ્રેજી-પરદેશી લેખકોને રશીયાએ વધાવી લીધા છે કે જેમ ની૧૦ થી ૨૦ લાખ કૃતિઓ રશીયામાં ખપી ગઈ છે! આ બાદશાહી આંકડાઓ વાંચીએ છીએ ત્યારે આપણાં ભૂખડી બારસ લેખકો અને ખડખડ પાંચમ પ્રકાશકોનું

સ્થાન આપણને સમજાઇ જાય છે કે "કયાં રાજા ભોજ ને કયા ગાગા તેલી!"

"ખરેખર! સાહિત્યના નામે તો છાજીયા લેવા જેવુંજ છે! પણ એ ભેદ હજુ મને સમજાતો નથી કે આપણું સાહિત્ય લાકડાના લાડુ જેવું કોઈ લોકોના ગળે ઉતરતું નથી કે પછી લોકોની હજમ કરવાની શકિતજ હણાઈ ગઈ છે? ગજરામારૂને સદૈવત સાવળગા જેવા સાહિત્યે એમના હોજરા બગાડી દીધા છે કે શું? જુવોને બીજા સાધારણ વાચકની શું વાત કરું? રેડીઓમા વજેશ શુકને 'રેખા' માસિકના વખાણ કર્યાં એટલે મેં ત્રણ આના પરખાવીને તેનો એક અંક ખરીદો. પણ મને તો તેમા 'ઇસબાતમે કુછ દમ નહિ" જેવું લાગ્યું! નતો હું તેના ઠઠ્ઠા ચિત્રોને સમજી શકયો કે નતો મને તેના લેખકને ઢોલકના તાલ-સુરમા મઝા પડી!

"જો વળી પાછી વડાઈ કરી કે? તુલસી દાસનું પેલું વાકય સાંભળ્યું નથી કે "પાવશેર કે પાત્રમે કૈસે શેર સમાત?" મી૦ અડવાણી તમારે કોડીયા જેવા કપાળમા 'રેખા'ની ઉન્નત ભાવના શી રીતે સમાય? જાઓ સરકારી દવાખાને જાઓ! અને મગજના સ્કૂ જરા ઢીલા પડી ગયા છે તે ટાઈટ કરાવો!'

"વારૂભાઈ ત્યારે અમારો મત અમારે ઘેર રહ્યો!" આટલું કહીને અડવાણી તેમ ગયા અને હું આમ આવ્યો.

---

## સ્વિકાર

'હાડીઆ'નો નવલિકા અંક, બેઘડીમોજનો દિવાળી અંક, હિંદુસ્તાન પ્રજામિત્રનો દિવાળી અંક, કાતરીયાનો દિવાળી અંક, આગેકદમનો ઈદ અંક, ઇકબાલનો ઈદ અંક, છસ્નાઅસરી બુલેટિનનો ખાસ અંક વગેરેનો અમે સાભાર સ્વિકાર કરીએ છીએ સમાલોચના સમયાનુકૂળ અને અવકાશાનુકૂળ થતી રહેશે.

રા. વણજારો

# ઈકબાલનો જીવન આદર્શ



ભાષાન્તરકારઃ— "મૌડવી અ"

Hero-Worship અકાબિર-પરસ્તી યા વ્યક્તિપૂજા પ્રત્યે, આદિકાળથી માંડીને અત્યારના નૂતન યુગ પર્યન્ત, જગતનું વલણ અને ઢલણ રહ્યું છે, પ્રત્યેક મહાન વસ્તુને જોઈ 'હાઝા અકબી હાઝા અકબર' કહેવાની આદત, જેનું પ્રાકટ્ય આદિ મનુષ્યથી થયું હતું, આજ દિન તક ઇન્સાનથી છૂટી નથી શકી. બે હઝાર વર્ષ પહેલાં જેવી રીતે બુદ્ધની મહાનતાનો સ્વીકાર, એની મૂર્તિ ઘડીને એની પૂજા કરવા સિવાય, જગતજનોની નઝદીક બીજી કોઇ રીતે ન્હોતો થઇ શકતો, એવીજ રીતે, આજે વીસમી સદીમાં પણ, ગુલામી અને બન્દગીની દુનિયાભરમાં સૌથી મહાન અને સખ્ત મુન્કિર ગણાતી કૌમ (રશિયા) નું ભેજું, લેનિનની મહાનતાના સ્વીકાર માટે, એના વ્યક્તિત્વ સ્હામે પૂજાવિધિઓ કરવા સિવાય, બીજો કોઈ માર્ગ નથી શોધી શકતું.

પરન્તુ, મુસલમાનોનું દ્રષ્ટિબિન્દુ આ વિષયમાં સામાન્ય માનવ-સમાજથી સાવ નોખું અને અનોખું છે: વ્યક્તિ-પૂજાની ભાવના એમના મનોપ્રદેશમાં કોઇ પ્રકારે પ્રવેશીજ નથી શકતી. મહાપુરુષો પરત્વેના વર્તનનો એને કેવળ એકજ રાહ સુઝી શકે છે અને તે કુરઆન કહે છે એમ—

**"અલ્લાહે એમને જિન્દગીનો સીધો માર્ગ દેખાડયો હતો, જેના પર ચાલીને એઓ પૂજ્ય-પદે પહોંચી શકયા એટલે, એમની જિન્દગીમાંથી સબક શીખો અને એ પ્રમાણે અમલ કરો."**

આ દ્રષ્ટિકોણ અનુસારજ, આ ન્હાનકડા લેખમાં હું મ્હારી કૌમના નવજવાનોને દેખાડવા માગું છું કે, જે ઈકબાલની મહાનતાનો સિક્કો એમનાં અંતઃકરણો પર બેસી ગયો છે, એની જિન્દગી કયો પાઠ પઢાવી રહી છે!

સૌ જાણે છે કે, ઈકબાલે એજ પાશ્ચાત્ય કેળવણી સંપાદન કરી હતી, જે આપણા નવજવાનો અંગ્રેઝી યુનિવર્સિટીઓમાં ગ્રહણ કરી રહ્યા છેઃ એજ ઈતિહાસ, એજ ભૂગોળ, એજ ગણિત, એજ વ્યાકરણ, એજ અર્થશાસ્ત્ર, એજ રાજકારણ, એજ ધારાજ્ઞાન, એજ તત્ત્વજ્ઞાનનું એમણે પણ શિક્ષણ લીધું હતું, અને એ વિદ્યાઓમાં પણ એઓ ઠોઠ ન્હોતા; બલ્કે મહેનતુ અને પ્રતિભાશાળી હતા. ખાસ કરીને તત્ત્વજ્ઞાનમાં તો એમને ઇમામતનો મર્તબો હાસિલ હતો, જેનો સ્વીકાર આધુનિક યુગના મહાન ગણાતા તત્ત્વજ્ઞાનીઓ સુદ્ધાં કરી ચૂક્યાં છે. જે શરાબના બે-પાંચ ઘુટડા પીને કેટલાક લોકો બહેકવા માંડે છે. આ મર્હૂમ તો એના સમુદ્રો પીધેલા બેઠા હતા. વળી આથમણી દુનિયાને અને એની સંસ્કૃતિને એમણે માત્ર કાંઠે ઉભીનેજ ન્હોતી જોઈ, જેવી રીતે આપણા ૯૯ ટકા જવાનો જુએ છે, બલ્કે એઓ એ દરિયામાં ડુબકી મારીને છેક તળિયા સુધી જઈ ચૂકયા હતા અને એ તમામ મન્ઝિલોમાંથી પસાર થયા હતા, જ્યાં પહોંચીને આપણી કલમના હઝારો નવજવાનો પોતાનાં દીન અને ઈમાન, પોતાના સિદ્ધાંત, સભ્યતા, સંસ્કૃતિ અને પોતાના કૌમી સંસ્કાર પ્રત્યે નફરત ધરાવતા થઈ જાય છે, એટલે સુધી કે, પોતાની કૌમી ભાષા બોલી શકવાને લાયક પણ નથી રહેતા.

પરન્તુ, એ છતાંય આ માનવીની સ્થિતિ શી હતી? પાશ્ચાત્ય કેળવણી અને પાશ્ચાત્ય સભ્યતાના સમુદ્રમાં, કદમ ધરતી વેળાએ એ જેટલો 'મુસલમાન' હતો, એ સમુદ્રની મધ્યમાં

પહોંચીને એ વધુ 'મુસલમાન' જોઇ શકયો, એના ઉંડાણોમાં જેટ જેટલો એ ઉંડો ઉતરતો ગયો, એટ એટલોજ એ વધુ પકકો મુસલમાન બનતો ગયો એટને સુધી કે, એના તળિયે જ્યારે એ પહોંચ્યો તો, દુનિયાએ જોયું કે, એ કુરઆનમાં ગુમ થઇ ચૂકયો છે અને કુરઆનથી અલગ એની ચિન્તન-ભૂમિનુ કશુ અસ્તિત્વ નથી રહ્યુ. જે કંઈ એ વિચારતો કુરઆનના દિમાગથી વિચારતો. જે કંઈ એ જોતો, કુરઆનની નજરથી જોતો વાસ્તવિકતા અને કુરઆન બન્ને એની નજદીક એકજ વસ્તુ હતી અને એ એક વસ્તુમાં તે એટલો બધો ઓતપ્રોત થઇ ગયો હતો કે, આધુનિક યુગના ઉલમાએ દીનમાં પણ હવે કોઈ વ્યક્તિ એવી નથી દેખાતી, જે કુરઆનમાં ઓતપ્રોત થઇ ગએલા આ મહાન તત્વવેત્તા, આ એમ. એ. પી એચ. ડી. અને આ બાર-અટ-લૉ સાથે ટક્કર લઇ શક્તી હોય

આંગળીને વેઢે ગણી શકાય એટલા માણસોજ જાણે છે કે, ઝિન્દગીના અંતિમ તબક્કામાં ઇકબાલે તમામ પુસ્તકોને છૂટા કરી દીધા હતા અને કુરઆન સિવાય કોઇ પણ પુસ્તકને એઓ પોતાની સ્હામે ન્હોતા રાખતા વર્ષો અતિ લાંબા વર્ષો પર્યન્ત વિદ્યા-કળાના દળદાર પોથાઓની વચ્ચે ડૂબેલા રહયા બાદ જે પરિણામ પર એઓ પહોંચ્યા હતા તે એ હતુ કે, વાસ્તવિક વિદ્યા અને મૂળ જ્ઞાન કુરઆનજ છે અને એ જેના હાથમાં આવી જાય એને પછી દુનિયાની બીજી કોઇ પણ કિતાબની પરવા નથી રહેતી.

એક વેળાએ કોઇ એક માણસ એમની કને તત્વજ્ઞાનના થોડાક ગહન ગણાતા પ્રશ્નો મોકલ્યા અને એ પ્રશ્નોનો જવાબ માગ્યો. એમની સમીપ રહેનારા લોકોએ ધાર્યું કે, હવે અલ્લામહ એમની લાયબ્રેરીના કબાટો ઉઘાડશે અને મ્હોટા મ્હોટા પુસ્તકો ફોંદીને એ પ્રશ્નોનો ઉકેલ ગોતશે. પરન્તુ તેઓ એ જોઈને આશ્ચર્યમાં પડી ગયાં કે, લાયબ્રેરીના કબાટો જેમના તેમ બધજ રહ્યા અને તેઓ કેવળ કુરઆન હાથમાં લઈને જવાબો લખાવવા મંડી ગયા।

રસૂલુલ્લાહ (સલ.)ની જાત મુબારક પ્રત્યે અલ્લામહ ઈકબાલને કેવી પ્રેમભરી આસ્થા હતી, એ ઘણા લોકો જાણે છે પરન્તુ શાયદ એ કોઈ નથી જાણતુ કે, પોતાની તમામ બુદ્ધિ-શક્તિઓ અને તમામ વિચાર-ઉડ્ડયનો એમણે રસૂલે અકરમ (સલ્અમ)ના કદમોમાં નજર કરી દીધા હતા હદીસની જે વાતો પર સુશિક્ષિત નવીનોજ નહિ, જૂના મવલવીઓ સુદ્ધા કાનસરી મ્હડાવે છે અને મડખા ફેરવી ફેરવીને અર્થ પકળ માંડે છે, આ ડાક્ટર ઑફ ફિલૉસૉફી, એના મૂળભૂત શાબ્દિક અર્થ-ગાંભિર્ય પર ઇમાન ધરાવતો હતો અને એવી કોઈ હદીસ સાંભળીને ક્ષણભર માટે પણ એના દિલમાં શંકાને સ્થાન ન્હોતુ મળતુ એક વેળા એક ગૃહસ્થે એમની સમક્ષ ભારે આશ્ચર્ય પૂર્વક તે હદીસનુ વર્ણન કર્યું, જેમાં કહેવામાં આવ્યુ છે કે 'રસૂલુલ્લાહ (સલ) અસ્હાબે સનાસા સહિત ઓહદ પર્વત પર બિરાજમાન હતા, એવામાં પર્વત ધ્રુજવા લાગ્યો અને હુઝૂર સલ્અમે ફરમાવ્યુ, થંભી જા, તારા પર એક નબી, એક સિદ્દીક અને બે શહીદો સિવાય કોઈ નથી આ ઉપરથી પર્વત શાન્ત થઇ ગયો" હદીસ સાંભળતાજ ઇકબાલે કહ્યુ 'એમાં આશ્ચર્ય જેવુ શુ છે જે? હુ એને ન બનવા જોગ યા અવાસ્તવિક નહિ, પણ એક સંભવિત અને વાસ્તવિક હકીકત સ્હમજુ છુ મારી નઝદીક એ વસ્તુમાં શંકાને સ્થાન નથી. જો તમે હકીકતથી જાણકાર હોત તો, સ્હમજી શક્યા હોત કે, એક નબીની નીચે આવીને મ્હોટા મ્હોટા સ્થળો પહાડો પણ થથરી ઉઠે છે, કાલ્પનિક રીતે નહિ, વાસ્તવમાં થથરી ઉઠે છે'।

ઇસ્લામી શરીઅતની જે આજ્ઞાઓને આજના

કેટલાક સુધરેલા ગણાતા લોકો જૂનવાણી કાયદા સ્હમજે છે અને જેના પરત્વે વિશ્વાસ ધરાવતો એમની નઝદીક એવી અંધ શ્રદ્ધા છે કે, સુસંસ્કૃત મંડળોમાં એને અનુમોદન આપવું એ એક કેળવાએલા માણસ માટે બૂડી મરવા કરતાં વધુ બુરૂં છે, ઈકબાલ એવી ઇસ્લામી આજ્ઞાઓને કેવળ માનતા અને એના પર અમલજ કરતા ન્હોતા બલ્કે ઉઘાડે છોગે એની હિમાયત કરતા હતા. અને એમને કોઈની સ્હામે એને ટેકો આપવામાં કશી શર્મ ન્હોતી આને લગતો એક મામુલી દાખલો આ રહ્યો.

એક વેળા હિન્દી સરકારે એમને દક્ષિણ આફ્રિકાના પોતાના એજન્ટ બનાવીને મોકલવાની ઈચ્છા વ્યક્ત કરી. એ પદ એમની સમક્ષ વિધિસર પેશ કરવામાં આવ્યું; પણ શર્ત એ હતી કે, તેઓ પોતાનાં પત્નીને પર્દો ન કરાવે અને સરકારી સમારંભમાં લેડી ઇકબાલ સહિત શરીક થતા રહે. ઇકબાલે આ શર્ત સાથે ઓહદો સ્વીકારવાનો સાફ ઈન્કાર કર્યો અને ખુદ લોર્ડ વિલિંગ્ડનને કહ્યું કે: 'બેશક, હું એક ગુનેહગાર આદમી છું, ઈસ્લામી આજ્ઞાઓના પાલનમાં ઘણી કોતાહીઓ મ્હારાથી થવા પામી છે: પરંતુ આટલે દરજ્જેના ઝિલ્લત હું ઇખ્તિયાર નથી કરી શકતો કે, કેવળ આપનો ઓહદો પ્રાપ્ત કરવા ખાતર શરીઅતના હુકમની ઉઘાડી અવગણના કરૂં.'

ઇકબાલ સંબંધે સામાન્ય લોકમત એવા પ્રકારનો છે કે, એઓ કેવળ 'ઝબાની' મુસલમાન હતા; 'અમલ' સાથે એમને કશી નિસ્બત ન્હોતી. આ બદગુમાની ઉભી કરવામાં, કેટલેક અંશે એમનો સ્વભાવજ જવાબદાર છે. સ્વભાવે એઓ સ્વચ્છંદ અને બંડખોર હતા અને શરીઅતનાં બંધનોથી પોતે આઝાદ હોવાનો ઢંઢેરો પીટવામાં એમને આનન્દ આવતો હતો: બાકી હકીકતમાં એ એટલે દરજ્જે બે અમલ ન્હોતા. કુરઆને મજીદની તિલાવત પ્રત્યે એમને એટલી ઉત્કટ લગન હતી કે, દરરોજ સ્હવારે ભારે એકાગ્રતાથી તેઓ કુરઆન વાંચન કરતા હતા. ઝિન્દગીના છેલ્લા ઝમાનામાં તો સ્વભાવની નર્મી અને લાગણીઓની કુમળપની એ સ્થિતિ થઈ ગઈ હતી કે, તિલાવત દરમ્યાન રડતાં રડતાં આંસુઓની ધાર બંધાઇ જતી હતી નમાઝ પણ ભારે આજિઝી અને એકાગ્રતાથી પઢતા હતા, પરન્તુ ઉપાઇને ઝાહિરમાં એજ એ'લાન હતો કે, નર્યો 'વાણી વીર', નર્યો 'ગુફ્તારનો ગાઝી' છું.

એમની સાદી ઝિન્દગી અને એમની ફકીરી પ્રકૃતિનું વર્ણન એમની વફાત પછીજ લોકોમાં પ્રગટ થયું; નહિતર સામાન્ય માન્યતા એવીજ હતી કે, જેવા બીજા 'સર' સાહબો હોય છે, એવાજ એઓ પણ હશે અને એજ આધારે કેટલાક કશીય તપાસ કર્યા વગર એટલે સુધી લખી માર્યું છે કે, એમની બારગાહે આલી સુધી રસાઈ કયાં થાય છે ! પરન્તુ હકીકત એ છે કે, એ માણસ વાસ્તવમાં એથીયે વધુ ફકીરી સ્વભાવનો હતો, જેટલો એની વફાત પછી લોકોએ અખબારોમાં એને ઝાહિર કર્યો છે. એના જીવનની એક ઘટનાપરથી આ 'નાઇટ' અને 'બૅરિસ્ટર'ની પ્રકૃતિનો તમને અન્દાઝો થઈ શકશે. પંજાબના એક દવલતમંદ ઝમીનદારે એક કાનૂની સલાહ માટે ઈકબાલ સર ફઝલે હુસયન અને એક બે બીજા ધારાશાસ્ત્રીઓને પોતાને ત્યાં તેડાવ્યા અને પોતાના શાનદાર બંગલામાં એમને ઉતારો આપ્યો. રાત્રે ઇકબાલ જ્યારે પોતાના કમરામાં આરામ કરવા ગયા તો, ચારેકોર વૈભવ વિલાસની સામગ્રીઓ અને પોતાના પલંગ પર અત્યંત નરમ અને કીમતી શય્યા જોઇને એકાએક એમને ખ્યાલ આવ્યો કે; જે રસૂલે પાકનાં ચરણોને સદકે આજે આપણને આ મર્તબો મળ્યો છે, તેણે ખજૂરની ચટાઇઓ પર સુઇ સુઇને ઝિન્દગી ગાળી હતી. આ ખ્યાલ આવતાંજ ઇકબાલની આંખમાં આંસુઓની સરવાણીઓ ફૂટી

નીકળી. એ બિછાના પર સુતું એમના માટે નામુમકિન બની ગયુ ઉઠયા અને બાજૂના બાથરૂમમા જઈ એક કુરસી પર બેસી ગયા રડી રડીને હૈયાનો ભાર જ્યારે જરા ઓછો થયો તો, નોકરને બોલાવીને એમણે પોતાનો બિસ્તર ખોલાવ્યો અને ખાટનો ત્યા ગુસલખાનામાજ ઢળાવ્યો આમ, જ્યા સુધી એઓ ત્યા રહ્યા ગુસલખાનામાજ સૂતા વફાતના કેટલાય વર્ષો પહેલાનો આ બનાવ છે, જ્યારે બહારની દુનિયા એમને સૂટ-બૂટમા સજ્જ જોતી હતી કોઈને ખબર પણ ન્હોતી કે, આ સૂટની અંદર જે વ્યક્તિ છુપાએલી છે, એનુ અસલ વ્યક્તિત્વ કેવુ છે? ઇકબાલ તે લોકોમાથી ન્હોતા, જેઓ રાજદ્વારી હેતુઓ અને અંગત સ્વાર્થો માટે પોતે સતો અને મહાત્માઓ હોવાની 'જાહેર ખબર' કરે છે અને સમાજવાદીઓ બની ગરીબોની હમદર્દીનો દમ ભરે છે, પરન્તુ પબ્લીકની નજરથી દૂર એમની આખીયે ઝિન્દગી રજવાડી અને વિલાસી હોય છે

ઇકબાલના નાઇટ હુડ'ને અને સર 'શફી મર્હૂમ જેવા માણસો સાથેના એમના રાજકીય સબધોને જોઇ સામાન્ય લોકમત એવો હતો અને હજીયે છે કે, એઓ કેવળ શાઇરીમજ આઝાદ-ખ્યાલ હતા અમની ઝિન્દગીમા આઝાદ-ખ્યાલી એમને સ્પર્શીજ ન્હોતી બકે એઓ નર્યા અગ્રેજના ગુલામજ હતા પરન્તુ હકીકત એથી સાવ પ્રતિકુળ છે જે લોકો એમના સપર્કમા રહ્યા છે અને જેમને એમના આતરિક વિચારોનુ જ્ઞાન છે, તેઓ જાણે છે કે, અગ્રેજી રાજકારણ પરત્વે વિચારે ને વર્તને એમને સખ્ત નફરત હતી રાજ-દરબારથી એઓ જોજન દૂર ન્હાસતા હતા સરકાર અને સરકાર ભક્તિ-બન્ને એમના પ્રત્યે સખ્ત બદગુમાન હતા અને એમની જાતને પોતાના માર્ગમા અતરાય રૂપ લેખતા હતા

રાજકારણમા ઇકબાલનો આદર્શ મુલ્કિમિલ્લ આઝાદી પૂરતોજ મહદૂદ ન્હોતો બકે આઝાદ હિન્દુસ્તાનમા 'દારુલ ઇસ્લામ'ને તેઓ પોતાનુ લક્ષ-બિન્દુ સમજતા હતા, એને તેઓ કોઈ એવી ચળવળમા સાથ આપવા તૈયાર ન્હોતા જે એક દારુલ-કુફ્રમા ફેરવીને બીજા દારુલ-કુફ્રમાં નાખનારી હોય. કેવળ આ કારણસરજ એમણે અમની રાજકારણમા મજબૂરને તે લોકોને સહકાર આપ્યો જેઓ બ્રિટિશ છત્રછાયા હેઠળ સ્થાપાનારા હિન્દુરાજનો વિરોધ કરી રહ્યા હતા જો કે ઉદ્દેશોની દ્રષ્ટિએ એમનામા અને એ લોકોમા કશુ સામાન્ય ન્હોતુ પરન્તુ કેવળ આ મકસદે એમને એ લોક સથે જોડી રાખ્યા કે જ્યા સુધી મુસલમાન નવજવાનોમા 'દારુલ ઇસ્લામ'નો આદર્શ એક દાવાનળની જેમ ભભૂકી ન ઉઠે અને તેઓ એ માટે દિલમા સરફરોશીની તમન્ના લઇને મયદાને ન પડે, ત્યા સુધી કમ-અઝ-કમ, ઇન્કિલાબના વ્હેણને સદતર બીજી દિશામા વળતુ રોકી રાખવામા આવે આ માટે એમણે એક બાજૂ પોતાની શાઇરીથી ઇસ્લામના નવજવાન પુત્રોના દિલોમા તે રૂહ ફૂકવાની કોશિશ કરી જેથી તમામ લોક વાકિફ છે, અને બીજી બાજૂ અમની શિયાસતમા તે વલણ ઇખ્તિયાર કર્યુ જેના મૂળ મકસદ આગળીને વેઢે ગણી શકય એટલા ખાસ લોકો સિવાય કોઈ વાકિફ નથી અને જેના કેટલાક પ્રત્યક્ષ રૂપોના કારણે તેઓ ખુદ પોતના પહેલી કક્ષાના અનુયાયીઓ સુદ્ધાના ટોણા સાભળતા રહ્યા ×

× જવલાના અબુલ આલા મવદૂદીના એક ઉર્દૂ મઝમૂન પરથી

# કારવાંના હાંકેડુને ખુલ્લો પત્ર

સાહેબ !

ક્ષમા યાચું છું આપની, જો કે સાધારણ સંજોગોમાં કોઇની માફી માગવાનો મારો રિવાજ નથી. આપના ગયા અંક માટે હું, મારા નામ મુજબ રત્ન સમી કીમતી કલમ પ્રસાદી 'કારવાં'ને ન પીરસી શક્યો એ મારી એ ખીનશની માફી છે. આ વેળા પણ પીરસવાનો મારો ઇરાદો નહોતોજ કારણ તેમ કરવાનું કહ્યું, આમંત્રણ આ લખાય છે; ત્યાં સુધીમાં મને આપ તરફથી મળ્યું નથી. પહેલાં આમંત્રણની વાત તો જવાજ દેજો તેની યાદ ફરી આપ શોજ નહિ. 'કારવાં'ની પ્રથમ મંઝિલે આપ એક પેગામ મોકલો અને એ એકજ પેગામને સર્વદા માન આપતા રહી મારા જેવાઓ આપને ચાલુ પીરસ્યા જાય એમાં નથી આપની શોભા કે નથી મારી શોભા; એમાં નથી 'કારવાં'ને માન કે નથી રત્નની કલમને માન અને છતાંએ આજે કાંઈક પીરસું છું; કારણ મારી પ્રસાદી વિના "કારવાં"ના ઊંટો ભૂખે તરસે મંઝિલ કાપતાં અટકી જાય એ હું કેમ શાંખી શકું ? આપણી અહિંસાની ફિલ્સુફીનું પણ ત્યારે તો પતન, થઈ જાયને ! નહિ, નહિ, એવું પતન રતન શાંખી નહિ શકે !

અને ખાસ આમંત્રણ વિના ફરી કલમ ઉપાડવાનું બીજું એ કારણ છે. આપના અક્ટોબર માસના અંકમાં મારો ખુલ્લો પત્ર પ્રસિદ્ધ થયો તેમાં તમે મારા નામ અગાડી "મી૦" અને પછાડી "સાહબ" શબ્દો મૂક્યા તેથી મને ભારે ખુશાલી ઉપજી. એ બન્ને શબ્દો જે અંગ્રેજોને માટે સાધારણ રીતે વપરાય તે આપે મારે માટે વાપર્યા. વળી મારૂં નામ પણ "મારશલ" એની અગાડી "મી૦" અને પછાડી "સાહબ," એટલે હવે તો હું પુરેપુરો સાહેબજ બન્યોને ? એ "મી૦" અને "સાહબ"ના મીશ્રણ આગળ મને તો સરકારના ખિતાબો પણ લુખ્ખા લાગે છે. આ વાંચી નામદાર સરકાર એમ ન માની લે કે મને ખિતાબો પ્રત્યે ચાહ નથી. એમ કોણ કહે છે? વિધવિધ ક્ષેત્રોમાંની મારી ગણી ગણાય નહિ એવી અમૂલ્ય સ્વાર્થી અને નિસ્વાર્થ સેવાના બદલામાં નામદાર સરકાર મને કાંઈ પણ ખિતાબ આપવા ઇચ્છા રાખતી હશે તો હું "હા" કહેતાં નહિ તો "ના" કહેતાં પહેલાં તો જરૂરજ ઉંડો વિચાર કરીશ તેની ખાત્રી રાખજો.

વહાલા 'સાહબ,' તમારો ગયો અંક રમઝાન ઇદ પ્રસંગે, બહાર પડ્યો હતો અને તે માટે આપના માસિક મારફતે, મુસ્લિમ બિરાદરોને ઇદનો સંદેશ આપવાનો મેં ઇરાદો રાખ્યો હતો, આપના તરફથી એ મતલબનું આમંત્રણ પણ મને જરૂર મળશેજ એ વિચારે મેં સંદેશ તૈયાર કરી રાખ્યો હતો અને તે સાથે છપાવવા મારી છબી પણ પડાવી રાખી હતી; પરંતુ, આપના તરફથી કશું આમંત્રણ ન મળ્યું, એટલે વળ માર્યો એ સંદેશને છબી આપને મોકલી આપતાં હું શરમાયો—કદાચિત જીંદગીમાં પહેલીજ વાર મારો એ સંદેશ ન છપાયો તેનું મને નથી લાગતું લાગે છે મને ફક્ત મુસ્લિમ કોમની કમનસીબનું કે જે સુંદર સંદેશ યોગ્ય વખતે ઝિલવાને નસીબવંત ન નીવડી. ખેર ! ઢોળાયલા દૂધ પર વિલાપ કરવો ફોકટ છે. પણ આવતી સાલ એવી ભૂલ ન થાય તે માટે સહેજ વધુ ખબરદાર રહેશો અને આપના તરફથી સહેજ ઇશારો થતાંજ એજ સંદેશ હું આપને મોકલી આપીશ. એમાં મને તકલીફ જેવું કશુંજ નથી. એ સંદેશ એવી રીતે લખાયો છે

કે કંઈ પણ ફેરફાર વિના તે વરસો વરસ એ પ્રસંગે કામ આવી શકે એમ છે. એટલે તક-લીફનો વિચાર કરવાની તકલીફ આપના મગજને આપશોજ નહિ.

પણ હું એમ પુછું માનનીય તંત્રીશ્રી કે આપની "પરદેશી મંઝિલ"માં આપે જે સાહિત્ય સાક્ષરોના નામો આગળ ધરેલાં તે સાક્ષરોએ પોતાની કૃતિઓથી "ગુજરાતી" ની મંઝીલની ઝડપી પ્રગતિમાં હજી વધુ વધારો શા માટે નથી કર્યો ! મેં મારા પહેલા પત્રમાં તમને સુચવેલો ઉપાય તમોએ અમલમાં મૂકેલો લાગતો નથી. સાહિત્ય સમ્રાટ, સાહિત્ય શૃંગાર, સાહિત્ય મણિ, સાહિત્ય વિશારદ, સાહિત્ય સ્થંભ, સાહિત્ય રત્ન, વગેરે ખિતાબો સાક્ષરોના નામ આગળ લગાડી દર મહિને માસ તમે તેમને આમંત્રણ મોકલ્યેજ રાખો અને પછી ખાત્રી રાખજો કે નજદિકના ભવિષ્યમા તમારી ઇચ્છા એકાદ વખતતો જરૂરજ પરિપૂર્ણ થશે. આપ એમ તો કહેશોજ નહિ કે "તંત્રી તે કાંઇ ગુલામ છે કે બીજાઓને વારેવારે કાગળ લખ્યા કરે ને અરજ કર્યા કરે ?" ના, ના, તંત્રીશ્રી, હિંદમા એવો રૂઆબ તંત્રીને શોભવો ન પરવડે એક વખત નહિ પણ એકસો વખત ગુલામ ! આપણા દેશમા તંત્રી અને મંત્રીને 'હમે તો કંઇ ગુલામ છીએ' એમ કહેવું પોસાવી શકે એમ છેજ નહિ. અને 'ગુલામ' કહેવડાવવામાં હવે શરમે શું રહી છે ! જેમ 'જેલ મહેલ'ને 'જેલમંદિર' સંબોધીને એ શબ્દ માટેનો હલકો ખ્યાલ પ્રજાના મગજમાંથી ફનેહમંદીથી કાઢી નાખવામાં આવ્યો છે; તેવીજ રીતે, "આપનો ગુલામ પ્રજા" "આપનો ગુલામ પ્રજા" એવી જ્યારે ત્યારે બોલો સાંભળીને અને વાતો વાંચીને હવે 'ગુલામ' શબ્દ સંભળતા આપણને શરમે ક્યાં આવે છે ? ત્યારે ગુલામ કહેવડાવવામા ખાસ ખોટું કાંઈ નથી એ આપ સમજ્યાને ? ગુર્જર સાહિત્યના ક્ષેત્રમાં ગુલામ થવું એતો વળી...તમે સમજ્યાને એ પણ ?

અને વહાલા વડીલજી, "ગુજરાતી"ના દિપોત્સવી અંકમાં ગુર્જર કવિવર અરદેશર ફરામજી ખબરદારે આપણા વૃદ્ધ સાક્ષર શ્રી બળવંતરાય ઠાકોરની ઝાટકણી કાઢી તે તમે વાંચી કે ? નહિ વાંચી હોય તો જરૂરજ વાંચજો અને એ વાંચ્યા પછી તમે જરૂરજ પોકારી ઉઠશો કે "આ અફલાતુન, હીટલર અને સ્ટાલીન યુરોપી દેશોમાં સરમુખત્યારીના નામે ભલે ત્રાસ ફેલાવે પણ પણ ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં એવી હીટલર-શાહી મુંગે મોંઢે ખામોશ કરી જવામાં આવે એમ નથીજ." મને તો આ ગુજરાતી સાહિત્યના ભાગ્યોદયની નિશાની જણાય છે ! આપ શું ધારો છો, વડીલજી ? "આવાઝ સી દુન્યા કે દોસ્તો" કે દિલદાર "એકાર" યે બાબત મેં ક્યા કહેના ચાહતે હૈ ?

રમઝાન ઇદ પર સુરતી પુલાવ કે ભજીયાં સમોસા મોકલવાનાં તો આપ ભૂલીજ ગયા ! કાંઇ નહિ, કાંઈ નહિ. કામના દબાણને લઇ યાદ ન રહે એ સંભવીત છે, તો વધારે લખીને આપના કામમા વધારે હરકત શા માટ કરવી !

આપનો

રતનજી રૂસ્તમજી મારશલ

# "રહબરો ઓળખવાની ખોટી કસોટીઓ"

[ અનુવાદક : ઈસાભાઈ ઈબ્રાહીમ કાવી ]

હકતઆલા ફરમાવે છે કે "વત્તબિઅ **સબીલ મન અનાબ ઈલય્ય**" યાને "જે લોકો મ્હારા તરફ ફરી રહયા છે તેઓના રસ્તાની પૈરવી કરો"

એમાં 'પૈરવી કરો' એ શબ્દોથી તો તે જમાઅતની ભૂલ સુધારી કે જેઓ પૈરવી કરવાની-ઝરૂરતજ સમજતા નથી, અને '**સબીલ મન અનાબ ઈલય્ય**'થી તે જમાઅતની ઈસ્લાહ ફરમાવી કે જેઓ પ્રત્યેક રસ્તે જનારના શ્રદ્ધાળુ બની જાય છે! અને પૈરવી કરવાની ખરી કસોટી કોઈ સમજતું નથી, કારણ કે સદહું વાકયમાં હકતઆલાએ કોની પૈરવી કરવી એ સબંધી કસોટી બતલાવી છે, અને કસોટીથી મુરાદ સહી અને સાચી કસોટી. પરંતુ અહીયા તો આજકાલ (રહબરોને ઓળખવાની) અનેક કસોટીઓ રિવાજ પામી ગઈ છે. જેમકે કેટલાકોએ 'કશ્ફ'ને કસોટી સમજી દરેક કશ્ફવાળાને બુઝુર્ગ અને પૈરવી કરવા લાયક સમજી લીધા! કેટલાકોએ 'કરામત'ને અને કેટલાકોએ 'વજદ' તથા 'કવ્વાલી સાંભળવાને' કેટલાકોએ એમ સમજી લીધું કે જેના અંદર ગરમી (જોશ, હરારત) પુષ્કળ હોય અને જે ખૂબ રડતો હોય તેજ બુઝુર્ગ છે! કેટલાકોએ 'અમલીયાત' ને કસોટી સમજી લીધી કે એક નજર ઉઠાવીને જોતાંની સાથેજ બેહોશ બનાવી દીધા, તો સમજ્યા કે આ મ્હોટા બુઝુર્ગ છે. વળી કેટલાકોએ એકાંત રહેવાને જો કે અમૂક હાલતોમાં એની ફઝીલત છે, પરંતુ એ માર્ગદર્શકને ઓળખવાની કસોટી નથી. કેટલાકોએ 'સખ્તમિઝાજી'ને કસોટી સમજી લીધી અને સઉથી વધારે તેના શ્રદ્ધાળુ બને છે કે જેઓ ઈંટો અને પત્થર મારે! એ તેઓ પર ઝુલ્મ કરે અને તેઓ એના શ્રદ્ધાળુ બને! વળી જે ગાળો ભાંડે છે તેઓને લોકો "**મજઝૂબ**" કહે છે કારણ કે તેઓ 'કશ્ફ'વાળા છે એ 'કશ્ફ' લોકોના નઝદીક ઘણોજ મ્હોટો કમાલ છે. હાલાકે 'કશ્ફ' ગાંડાઓને પણ થાય છે જેમકે મ્હારે ત્યાં એક સ્ત્રીને 'કશ્ફ' (ઘણે દૂર કોઈ બનાવ બની ગયો હોય તેને કહી દેવું) થતો હતો પણ જ્યારે જુલાબ આપ્યો ત્યારે કશ્ફનો પણ અંત આવી ગયો. 'શર્હે અસ્બાન' નામની કિતાબમાં લખ્યું છે કે "માલીખોલ્યા" (ગાંડપણ)ની બીમારીમાં 'કશ્ફ' થવા લાગે છે; તો કશ્ફ કોઈ કમાલની વાત નથી. ખુલાસો આ કે લોકો એવાઓના શ્રદ્ધાળુ બને છે કે જેઓ ગાળો ભાંડે છે! મેં લોકોને કહેતાં સાંભળ્યું છે કે અગર ફલાણા બુઝુર્ગ ગાળો ન ભાંડે તો મુરાદ પુરી થતી નથી! તો ખુદ લોકોને હોંસ આવે છે કે અમને ગાળો ભાંડે જેમકે અમારે ત્યાં એક એવી સ્ત્રીએ કે જેની ઓલાદ જીવતી ન હતી મન્નત માની હતી કે અગર મને છોકરો થાય અને તે છોકરો આ સંબંધી લોકોની ગાળો ખાઈને આવે તો પાંચ રૂપીઆની મિઠાઈ વહેંચું. તો જેવી રીતે તેણી છોકરાને ગાળો ખવડાવવાથી ખુશ થતી હતી તેવીજ રીતે આ મરદો પણ ગાળો ખાઈને ખુશ થાય છે! અને એક તે બુઝુર્ગ છે કે લોકોને ગાળો ભાંડવા છતાં પણ બુઝુર્ગજ રહ્યા! અને મેં પોતે કેટલાક લોકોને એમ કહેતાં સાંભળ્યા છે કે "જ્યારથી ફલાણા મજઝૂબ નરમ પડી ગયા

ત્યારથી કામ બનતુંજ નથી! મતલબ કે લોકોએ બુઝુર્ગીને ઓળખવાની વિચિત્ર કસોટીઓ કાયમ કરી રાખી છે. કારણ આ છે કે લોકોને ખબર નથી કે બુઝુર્ગી શું ચીજ છે, એ ફનને જાણતાજ નથી! આમ લોકો તો શું અનેક કેળવાએલા ધર્મવાળાઓ પણ નથી જાણતા કે બુઝુર્ગી શું ચીજ છે? મેં ઈલ્મવાળાઓને પણ જોયા છે કે ઘણાખરા એવાઓના મોઅતકિદ થઈ જાય છે. વળી કેટલાકોના નઝદીક બુઝુર્ગીની કસોટી આ છે કે જેઓ અર્થ વગરની વાતો બકે! અમારે ત્યાં એક શખ્સ હતો તેને ઘણા સદાવાળાઓ પૂછવા જતા હતા કે હમે જીતીશું યા હારીશું? તે શખ્સ જવાબમાં કંઈ ગોલમોલ બકી જતો, અને પેલા લોકો પોતાની સમજ પ્રમાણે તેની બકવાસમાંથી પોતાનો જવાબ સમજી લેતા! લોકોની શ્રદ્ધાની આ હાલત છે કે કોઈ શખ્સ 'પીરી' બની ગયા પછી; તેની દરેક વાત "બુઝુર્ગી" થઈ જાય છે. અગર ચુપ રહે તો "ચુપશાહ" કહેવાય, અને શરીઅત વિરૂધ ચાલી ગાળો ભાંડે અને બકવાસ કરતો રહે તો "મજઝૂબ" કહેવાય! મતલબ કે એક વખતે બુઝુર્ગી રજીષ્ટર થવી જોઈએ ફરી ને એવી પાકી અને મઝબૂત બની જાય છે, જેમકે "બીબી તમીઝા'નું વુઝૂ! મશહૂર છે કે "બીબી તમીઝા" નામની એક "ફાહિશા" (પતિત) ઔરત હતી, એક બુઝુર્ગે તેને શીખામણ આપી, અને વુઝૂ કરાવી નમાઝ પઢાવી, ફરી સખ્ત સૂચના કીધી કે હંમેશા આ પ્રમાણે નમાઝ પઢતી રહેજે એમ કહી તેવણ ચાલ્યા ગયા, એક મુદ્દત પછી તે વળી પાછી પેલા બુઝુર્ગને મળી, તેમણે પૂછ્યું કે નમાઝ પઢો છો? તેણીએ કહ્યું કે જી હાં પઢૂં છું. તેમણે કહ્યું કે વુઝૂ પણ કરો છો ને? તો તેણીએ જવાબ આપ્યો કે વુઝૂ તો આપે તે દિવસે કરાવ્યું હતું ને! તો સાહિબો જેવી રીતે તેનું વુઝૂ એવું અતૂટ હતું કે નતો વ્યભિચારથી તૂટ્યું ન પેશાબ, પાખાનાથી. તેવીજ રીતે આજ-કાલની બુઝુર્ગી પણ એવીજ પાકી અને અતૂટ છે કે તેમાં કોઈપણ રીતે ખલલ આવતુંજ નથી. ત્યાંસુધી કે અગર નમાઝ ન પઢે તોપણ તે બુઝુર્ગ છે! એક શખ્સએ પોતાના પીર સંબંધી કે જેઓ નમાઝ ન પઢતા હતા કહ્યું હતું કે એઓ તો મકકામાં જઈને (દરેક) નમાઝ પઢે છે! [કોઈએ તેને ખૂબ જવાબ આપ્યો હતો કે ત્યારે શું હિન્દુસ્તાન બમપોલીસ છે? હગવા માટે હિન્દુસ્તાન]

મતલબ કે એક વખતે જેના ઉપર શ્રદ્ધા બેઠી તેમાં ફરી ખલલ આવતું નથી! હાં એક રીતે ખલલ આવે છે કે અગર તે શરીઅતની વાતો બતાવવા લાગે તો કહે છે કે મિયાં એતો નર્યો મુલ્લાં છે.!! અને જે શરીઅત' વિરૂદ્ધ ચાલે તેને માટે લોકો કહે છે કે એતો "સમંદર" છે ગમે તેટલા ગુનાહ હોય તો પણ એને ગંદો કહી શકતા નથી એતો દરિયો છે, દરિયામાં ચાહે તેટલી ગંદકી પડે તો પણ તે નાપાક થતો નથી!!! પણ જો એ દરિયો પેશાબનોજ હોય તો પણ શું એ પાક કહેવાશે? મતલબ કે એવા સાહિબો પોતે માથાથી પગો સુધી પાખાનામાં ખરડાએલા હોય છે. એક પીર પોતાની એક 'મુરીદણ'નું ગાવું સાંભળી રહ્યા હતા ગાવું સાંભળતાં સાંભળતા આપના ઉપર મસ્તી સ્વાર થઈ તો તેને એકાંતમાં લઇ જઈને તેની સાથે મોઢું કાળું કર્યું. પછી ત્યાંથી બહાર આવી [મજમામાં બેઠેલા મુરીદોને] ફરમાવે છે કે "જ્યારે આવી ગયો 'જોશ તો ન રહ્યો હોશ'" છતાં પણ એ મુરીદોના નઝદીક તેઓ બુઝુર્ગજ રહ્યા! સુબ્હાનલ્લાહ કેવી સારી બુઝુર્ગી છે કે ગમે તેવાં કામો કરો છતાં પણ બુઝુર્ગના બુઝુર્ગ! ખુલાસો આકે મુસલમાનોની એવી બુરી ગત બનાવી કે યાતો તેઓ પૈરવી કરતા ન હતા, અને પૈરવી કરવા લાગ્યા તો કસોટી વગર. પહેલાં પૈરવી ન કરવાની શિકાયત (ફરયાદ) હતી અને હવે જ્યારે

પૈરવી કરવા લાગ્યા તો એવી કે જેનું કોઇ ધોરણજ નહિ! આતો આ કિસ્સો થયો કે:-

"અગર ગફ્લત સે બાઝ-આયા જફાકી—
તલાફી કી ભી ઝાલિમને તો કયા કી"

## 'માર્ગદર્શકને ઓળખવાનો ખરો માર્ગ'

અંધાધુંધ દરેકની પૈરવી કરો નહિ. કલામુલ્લાહની ખૂબી જુઓ. એમ નહિ ફરમાવ્યું કે "વત્તબિઅ મન અનાબ ઇલય્ય" યાને 'તે લોકોની પૈરવી કરો જેઓ મારા તરફ મુતવજ્જે થયા", કારણ કે એમાં આ વાતનો વહેમ થાત કે તેઓ પોતે પૈરવી કરવા લાયક છે જેથી "સબીલ" [રસ્તા]નો શબ્દ વધાર્યો અને ફરમાવ્યું કે "તે લોકોના રસ્તાની પૈરવી કરો જેઓ મ્હારા તરફ મુતવજ્જેહ થયા" [યાને હક તઆલાના અહકામો માની તે પર અમલ કરવા લાગ્યા]" યાને તેઓ પોતે પેશ્વા નથી પણ તેઓની પાસે એક "રસ્તો" છે તે પૈરવી કરવા લાયક છે. આ છે પૈરવી કરવાની કસોટી કે જે શખ્સને માર્ગદર્શક બનાવો તેને જોઇ લ્યો કે તે અલ્લાહ તઆલાના હુકમોને માનવાવાળો છે કે નહિ? જો એવો હોય તેની પૈરવી કરો; સુબ્હાનલ્લાહ! કેવી અજીબ કસોટી છે! બસ એ કસોટી પર બરાબર ઉતરે તેની પૈરવી કરવી જોઇએ, બાકીની બીજી કસોટીઓ છોડી દેવી જોઇએ. કારણ કે લોકોએ પોતાની મન ઘડત જે કસોટીઓ મુકર્રર કરી રાખી છે તેમાં નતો અમલ છે ન ઇલ્મ! અને ઇલ્મ સિવાય અમલ થતો નથી, માટે જેમાં આ ત્રણ વાનો હોય (૧) ઇલ્મ, (૨) અમલ અને (૩) અલ્લાહ તઆલા તરફ ઢળી જવું. તેજ ખરો માર્ગદર્શક છે.

[અશરફુલજવાબ ઉપરથી ટૂંકમાં]

## મુબારક બાદ.

ગુજરાત અને બૃહદ્ ગુજરાતનાં જાણીતા લેખક અને 'કારવાં'ના ખાસ ઇતિહાસિક લેખક જનાબ સાલેહ બક્ષી સાહબને સચીનના ના૦ નવાબ સાહેબે "રાજ માન્ય"નો খિતાબ આપ્યો છે તે બદલ અમે અમારા એ સહચરને મુબારકબાદી આપીએ છીએ અને ખુદા આથી પણ હજી વધુ એમની ઇજ્જત વધારે એમ ઇચ્છીએ છીએ.

[તંત્રી]

## સાભાર સ્વિકાર.

મુસ્લિમ લીગના પ્રમુખ જનાબ મુહમ્મદઅલી જિન્નાહ સાહબના લેઇટેસ્ટ પોઝના ફોટો મુલ્ક મશહૂર ધી તાજ કું. લી૦ લાહોરની છેલ્લી કૃતી તરીકે પ્રગટ થયા છે તેની સાઇઝ ૧૬" × ૨૦", ૧૪" × ૧૦"ના ફોટો અને સંવત ૧૯૯૩ના કેલેન્ડર સાથની નકલો કું.ના સુરત જિલ્લાના સોલ એજન્ટ ધી રાંદેર સ્ટોર્સ તરફથી મળી છે. જનાબ જિન્નાહ સાહબ અને લીગપ્રેમીઓ માટે તાજ કું.એ એક અમૂલ્ય કૃતી તૈયાર કરાવી છે એમ કહ્યા વિના ચાલતું નથી. હમણા સુધીમા જનાબ જિન્નાહ સાહબના જેટલા ફોટો પ્રગટ થયા છે તે કરતાં આ કૃતી અનોખી ભાત પાડે છે. કીંમત અનુક્રમે બે આના, એક આનો અને ચાર આના છે. તાજ કું.ના એજન્ટો અને સ્ટેશનરો પાસેથી મળી શકશે.

તંત્રી-"કારવાં"




[ 'સાદિક'ના વાચકોને ભાઈ મુસ્તુફાબાદીએ 'લોહીના આંસુ' નામે ઉપયોગી લેખમાળા ભેટ ધરી હતી 'કારવા'ના વાચકોને એવીજ બીજી ઉપયોગી સામગ્રી અર્પણ કરે છે ]

અલ્લાહ કરીમે કારસાજના લાખ લાખ એહસાન અને શુક્ર કે તેનાજ બીજે પાકના વસીલાથી આજે મુસ્લિમ ગુજરાત સમક્ષ 'ઉન્હા આંસુ' રજુ કરવા ભાગ્યશાળી થયો છુ. મરહૂમ 'સાદિક'માં મારો "લોહીના આંસુ' નામે અનુવાદ જન સમાજમા પ્રસંશાપાત્ર અને પ્રિય થઈ પડયો હતો અને તેની હજારો નકલો છપાઇ મુસ્લિમ ગુજરાતમા છુટે હાથે વહેંચાએલી, અને હજી પણ તેની માગ છે 'ઉન્હા આંસુ' પણ 'લોહીના આંસુ'ની જેમ આજની મુસ્લિમ દુર્દશા દર્શાવતો અને તેના કારણો અને તેના ખરા જોખમદાર કોણ? તે ઉપર ઝાંખો પ્રકાશ પાડવાનો, અને મુસ્લિમોના ચક્ષુઓ ખોલવાનો અલ્પ પ્રયાસ છે 'ઉન્હા આંસુ' એ મૂળમા ઓલ ઈંડીયા મુસ્લિમ એજ્યુકેશનલ કોન્ફરન્સ અલીગઢનો રિપોર્ટ છે જેના આધારે આ લેખ લખવામા આવ્યો છે જો કે અગર આ લેખને મૌલિક ગણવામા આવે તો પણ તે અતિશયોક્તિ ભર્યું ન કહેવાશે અને અનુવાદ ગણવામા આવે તો પણ વધારે પડતુ નથીજ કારણ કે એમા કેટલોક ભાગ અનુવાદ પણ છે અને વિશેષતર સ્વતંત્ર વિચાર વિહાર છે અલબત્ત અગર મારા આ પ્રયાસનુ પરિણામ મારી કોમમા સુધારણરૂપે આવશે તો હુ મારી મહેનત યથાર્થ સમજીશ. આ તકે મારા કેટલાક તકસાળુ બિરાદરોને પણ સવિનય વિનંતી કરૂ છુ કે તેઓએ આ લેખને મુફત મળેલો સમજી દુરૂપયોગ કરવાની સ્વાર્થનીતિ ધારણ કરવાની ધૃષ્ટતા કરવી નહિ અલબત અગર કોઈ સખી ગૃહસ્થ મુસ્લિમોમા વકફ કરવા ચાહશે તો તે માટે યોગ્ય પ્રબંધ કરવામા આવશે —

'મુસ્તુફાબાદી'

* * * * *

જ્યારે બીજી કોમો હદ અને મુલક આગળ વધી રહી છે વિદ્યુત વેગે પોતાની ઉન્નતિ સાધી રહી છે, ત્યારે જેમ એક કુંભકરણની નિંદ્રામાંથી જાગૃત થતા પોતાના સાથીદાર કાફલાને દૂર સુધી પહોંચ્યા જતો જોઇ એક મુસાફર જે ઉત્પાત કરે છે તેવાજ હાલ આજે મારી કમનસીબ મુસ્લિમ કોમનો છે અમો મુસ્લિમો આજે પોતાને સશક્ત અને શક્તિશાળી માની ખોટા દંભ અને આડંબરના મસ્ત છીએ અમારી એ કપોળકલ્પના છે કે અમો અમારી બીજી કોમો કરતા કોઈપણ રીતે ઉતરતા નથી અમારામા માલદારો છે પહેલવાનો છે અખાડાબાજો છે યોદ્ધાઓ છે પોલીટીશીયનો છે અને ટુંકમા બધુજ છે પરંતુ જ્યારે આપણે શાંત ચિત્તે જોઈશુ તો સ્પષ્ટ રીતે જણાઈ આવશે કે અમો માત્ર ખાલી દેખાવની જ ટાપટીપમાંજ છીએ અમારા અપવાદરૂપ ધાર્મિક અને રાજદ્વારી નેતાઓને બાદ કરતા કોમને તારવાના અને આગળ વધારવાના ખોટા બહાના અને ઓથા હેઠળ પોતાના સ્વાર્થ પાપી પેટ અને એશ આરામની ખાતર થોડાક રૂપેરી ઠીકરાઓ અને નકલી માન અકરામની ખાતર, પોતાની કોમને

વિનાશના નર્કાગાર તરફ ઢસડેલી રહ્યા છે અથવા તો બેવડી ગુલામીમાં જકડાવા પેરવી કરતા જણાય છે. આ શું કમનસિબ મુસ્લિમ હિંદ માટે અફસોસ જનક નથી? અને એ શું અમારી અજ્ઞાનતા અને કમજોરી નથી? અને જો આને કૌમની કમજોરીજ લેખવામાં આવે તો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે શું કોઇપણ રીતે મુસ્લિમોની કમજોરી દૂર થઇ શકે છે? શું અમો આર્થિક રીતે અમારી ભાઇબંધ કૌમો બરાબર થઇ શકીએ છીએ? અગર આપણે આજ પ્રશ્નો ઉપર આપણી વિચારશક્તિને કેંદ્રીત કરીશું તો સ્હેલાઇથી જણાઇ આવશે કે આ પ્રશ્નોનું નિરાકરણ હજી સુધી કરવામાં આવ્યું જ નથી અને કરવા પ્રયત્નો પણ આદરવામાં નથી આવ્યા. અને તેનું કારણ એ પણ જણાઇ આવશે કે અદ્યાપિ પર્યંત અમારૂં લક્ષ્ય તે તરફ કદી દોરાયું નથી કદી અમોએ પરવાહ કરી નથી. અમારો તે શ્રિમંત વર્ગ કે જેની આર્થિક સ્થિતિ સદ્ધર છે અને સર્વ સાધન સંપન્ન છે; તે પોતાનાજ વૈભવ વિલાસમાં મસ્ત અને દુનિયાથી બેપરવાહ બની બેઠો છે. અમારો માનવંતો આલિમ વર્ગ સેંકડો વર્ષ થયાં બિદ્અત, દેવબંદી, બરેલવી, મીલાદ અને દુરૂદ ફાતીહા જેવા બેફાયદા અને ફિસાદી ઝઘડાઓમાં પોતાની કાબેલીયત બતાવતા રચ્યોપચ્યો રહે છે, અને અરસપરસ પોતાના પંથો જમાતો એકબીજાને કાફરે બનાવી રહ્યા છે. આજે વિશ્વના વિદ્વાનો પોતાની કૌમ અને દેશ ખાતર વિજાની શોધો કરી સર્વોપરી સત્તા ભોગવવા અને પ્રગતિ પંથે વિચરવા તૈયારી કરી રહ્યા છે, ત્યારે અમારા વિદ્વાનો અમારી અજ્ઞાન અને અશક્ત કૌમને પરસ્પર લડાવવામાં, પાયમાલ કરવામાં, કાફર બનાવવામાં, કૌમને છિન્નભિન્ન કરી અનેક વાડાઓમાં વ્હેંચી કમજોરને વધુ કમજોર બનાવવામાં, અજ્ઞાનોને વધુ અજ્ઞાન રાખવામાં ગર્વ અને મ્હોટાઇ સમજે છે. અમારા કૌમી પત્રોની કલમોમાં નજર નાંખશો તો પ્રગતિ દર્શક લેખોને બદલે અહિં તહિંની કપોળ કલ્પિત વાતો, નવલીકાઓ, ધાડો, લૂટ; ચોરી, આપઘાત, પ્રેમ અને એવીજ અણુ ફળદાયી ખબરોથી ભરપુર જણાઇ આવશે. કૌમની ક્રાંતિ કૌમની આર્થિક સુધારણા અને પ્રગતિ સાથે તેમને કાંઇજ લેવાદેવા નથી. કૌમની ઇજ્જત, સંગઠન, અને હક્કોની રક્ષાની તેમને લેશમાત્ર પણ પરવાહ નથી. તેઓ માત્ર એટલુંજ સમજે છે કે અમે પત્ર કાઢીએ છીએ અને ઝીંદગીના દિવસો લવાજમ વસુલ કરી પુરા કરીએ છીએ. પોતાની નાકાબેલીયત અને લાઇનની અજ્ઞાનતાના પ્રતાપે સત્ય પૂછો તો તેઓ પોતાની ફરજજ સમજવાને કે પાર પાડવાને અશક્ત છે—લાચાર છે.

વળી વધુ કમનસીબી તો એ છે કે સેંકડો વર્ષથી અમારી વાએઝ, નસીહત અને ભાષણો દ્વારા એવા કિસ્સા કહાણીઓ, રિવાયતો અને દલીલો રજુ કરવામા અને ફેલાવવામાં આવી છે કે જેથી અમારી ઇજ્જત, હિમ્મત, વિચારશક્તિ અને સ્ફુર્તિ અદ્રસ્ય થઇ ગઇ. વળી અમને ક્રાંતિ અને પ્રગતિનો પંથ બતાવવાને બદલે અમને ગાંધીજીના "નૂતન પ્રકાશ"ની જેમ એ બતાવવામાં આવ્યું કે

(૧) દુનિયા નાશવંત માયાવી અને અર્થહિન છે.

(૨) અનાજના દાણા દાણા પર પરવર દિગારે મહોર મારી છે અને તમો ચાહે ગમે તેટલી મહેનત કરો યા ન કરો પરંતુ, રબ્બીલ આલમીને જે રોઝી, રીઝક; તમારા કિસ્મતમાં લખેલું છે તે મળીનેજ રહેશે.

(૩) દેવબંદી અને બરેલવી, ખારજી અને રાવઝી, કાદયાની અને અહલે હદીસ, વિગેરે તમામ ફીરકાઓને એજ ઠસાવવામાં આવ્યું છે કે તમેજ સાચા મુસલમાનો છો, તમારા સિવાય બધાજ કાફિર અને મુન્કીર—મુનાફીક છે અથવા

શ્રેમરાહ છે.

(૪) તમો તમારી દીની અને દુન્યવી ફરજોમાંથી વિમુક્ત રહ્યા હોય તો ફરક્ત નફિલ ફ્લાણો વઝીફો અમુક દિવસ સુધી પઢો એટલે તમારા અધાજ, આગલા અને પાછલા ગુનાહોની માફી મળી જશે. ફ્લાણા દિવસનો રોઝો રાખી લો તો તમને શહાદતનો સવાબ મળશે (પરંતુ રમઝાન શરીફના રોઝા કે જે ફરજ છે તે નહિ રાખો તો પણ ચાલશે. કેમકે એક હઝારી રોઝો રાખનારને હઝાર રોઝાનો સવાબ મળી જશે) આટલા દિવસો તાવીજ પીઓ, તો તમારી બધી બીમારીયો દૂર થઈ જશે.

આપ વિશ્વાસ રાખમો કે સેંકડો બલ્કે હજારો વર્ષ થયાં મસ્જિદો અને ખાનકાહો દ્વારા દિન રાત અમારા મગજમાં ઠૂંસી ઠૂંસીને આજ વિચારો ભરવામાં આવે છે. અગર આપને કોઈ મોલ્વીસ કે આલિમનો ભેટો થઈ જશે તો પણ આપને આ રિવાયતો અને ધાર્મિક કિસ્સાઓ સિવાય બીજું કશુંએ સાંભળવાનું નસીબ નહિજ થાય! આપ નેક નિય્યતથી કોઈ અરબાહવાળા કહેવાતા પીર ... કબની કદમબોસી અર્થે જશો તો ત્યાં પણ એજ સંગીતના સૂરો આપને સાંભળવા નસીબ થશે અફસોસ! આનું એ કારમુ પરિણામ આવ્યુ કે અમોએ અમારી કુદરતે કામીલાએ બક્ષેલી અનુપમ શક્તિને ગુમાવી દીધી! કુદરતની નવાઝિશ, ચીજોને અમો એ અજ્ઞાનતાના ગાઢ તીમીરમાં ગુમાવી દીધી: વીસારી દીધી. પરવરદિગારની રચિત વસ્તુઓથી જાણીબુઝીને ફાયદો મેળવવાથી અમે બદનસીબ રહ્યા. ઇલ્મો, હુનર, તિબ્બ અને વિજ્ઞાનથી અમોએ મ્હોં ફેરવી લીધું અને તાવીજ, દોરા, ફુંકફાક, વિર્દવઝીફા, ફકીરો અને બુઝુર્ગોની ભલી આશિષોને જ અમોએ અમારા બંને વિશ્વોનો આધાર અને કારણભુત સમજી. અમારી સર્વ શક્તિ, લિયાકત, સ્ફુર્તિ, બાહોશી, જ્ઞાન અને ચેતનને વેડી નાંખ્યું અને આજનો અનુભવ સ્પષ્ટ દર્શાવે છે કે આજ કારણો અમારી પડતીનાં છે અને તે અમને કાળચક્ર તરફ હડસેલી રહ્યાં છે. અથવા કહો કે હડસેલાઇ ચૂક્યા છીએ. અને તેથીજ આજે ચારે તરફથી અમારા ઉપર બેઇજ્જતી, ધિક્કાર, ભુખમરો, બેકારી અને મોહતાજીની ઝડીયો વર્ષી રહી છે.

આજ કેટલાએ વર્ષો થયાં ભારતવર્ષની આર્થિક હાલત દિન પ્રતિદિન બગડતી જાય છે. બેકારી વધી રહી છે અને સમસ્ત હિંદની તમામ નાની મ્હોટી કોમો પરેશાનીમાં ડુબી રહી છે, ખેતી ઉત્પત્તિની કિંમત એકદમ ઘટી જવાથી ખેડુતો અને જમીનદારો તબાહ-બરબાદ થઇ રહ્યા છે. વિદેશી યાંત્રિક કળા અને કારીગરીએ સ્વદેશી કારીગરી કળા, હુન્નર ઉદ્યોગો અને કારીગરોનું સત્યાનાશ વાળી દીધું છે. વેપાર રોજગારની સ્થિતિ પણ સારી નથીજ. ખુદ વેપારીઓ પણ આર્થિક-મંદીના શિકંજા બોજાથી મુંઝી રહ્યા છે. નોકરીનું ક્ષેત્ર એક તો પ્રથમથીજ સંકુચીત હતું અને તેમાં વળી પ્રતિવર્ષ ગુલામ પ્રોડ્યુસીંગ ફેક્ટરી અર્થાત યુનીવર્સીટીઓમાંથી હઝારોની સંખ્યામાં ગુલામીનું સર્ટીફીકેટ લઈ હઝારો યુવાનો બહાર પડતા હોવાથી તે ક્ષેત્રમાં આજે પગ મૂકવા સરખીએ જગ્યા રહી નથી, અને વધુ કમનસીબીતો એ છે કે આજે જ્યાં જ્યાં નજર ફેંકશો ત્યાં કોમવાદના રાક્ષસે મઝબુત પંજો જમાવેલો હોવાથી લાગવગ વગરના મુસ્લિમોને તેઓના હકોના પ્રમાણમાં એ નોકરી મળતી નથી જ્યારે ભાઇબંધ કોમોની રીક્રુટરોની જેમ સીવીલ સરવીસોમાં ભરતી કરવામાં આવે છે. આજના અમલમાં મુસલમાનોનો ખુદા જ મુહાફિઝ છે.

મુસલમાનોની આર્થિક હાલત એક તો પ્રથમથીજ ખરાબ હતી, તેમાં મંદીના સપાટામાં અને કોમવાદના ઝપાટામાં વધુ ખરાબ બની ગઈ. તેઓની માલમિલ્કતો યેનકેન પ્રકારે બીજાઓના કબજામાં ચાલી ગઈ અથવા કહો

કે કાયદાના પ્રતાપે અને કલમને ગોદે મુકવી લેવામાં આવી. ઈસ્લામી કારીગરો અને જમીનદારો રક્તશોષક વ્યાજખાઉ શરાફોના લેણામાં ડુબી ગયા છે અને સખ્ત મહેનત અને પરિશ્રમથી જે કાંઈ પણ પેદા કરે છે તે શાહુકારોના ભારે અને અસહ્ય વ્યાજના ચક્રમાં અદ્રશ્ય થઇ જાય છે. અને જયારે જુઓ ત્યારે મોહતાજ અને મુફલિસજ જોવામાં આવે છે. આથી અગર મુસલમાનોએ દુનિયામાં જીવવું હોય, આબાબરૂ ઝિંદગી બસર કરવી હોય, રાહત અને સુખ આનંદથી પોતાનું અને પોતાના કુટુંબ કબીલાનું ભરણ પોષણ કરવું હોય અને પોતાની અક્કલ, હુશિયારી, જ્ઞાન અને પરિશ્રમની લજ્જત કે જે મુસ્લિમોના ભોગે બીજાઓ ઉઠાવી રહ્યા છે; તે ભોગવવી હોય તો અમારા માટે એ અનિવાર્ય છે કે અમો એવી કોશિષ કરીએ કે:—

(૧) અમારી આર્થિક હાલત સુધરી શકે અને આર્થિક દ્રષ્ટિએ અમે અમારી ભાઇબંધ કૌમોની હરોળમાં આવી શકીએ.

(૨) એવી નીતિ-રીતિ ધારણ કરીએ અને ૨૫ કરીએ કે અમારા હાથથી નીકળી ચૂકેલા હુન્નર ઉદ્યોગો અને વેપાર રોજગાર પુનઃ હાથ કરી વ્યાપારી ક્ષેત્રમાં અમો પણ બીજાઓની સ્પર્ધા કરી શકીએ અને તે અર્થે (૧) નોકરી (૨) હુન્નર ઉદ્યોગ અને વ્યાપાર અને (૩) ખેતી એ ત્રણ વિષયોપર મુસ્લિમોનું ધ્યાન દોરી અમારે શું કરવું જોઇએ તે ઉપર અત્રે વિવાદ કરવામાં આવશે.

(અપૂર્ણ)

# "મુસલમાનોનો રાષ્ટ્રધ્વજ"

ભાષાન્તરકાર ; "અસીર" મુન [બાંટવા]

[આ લેખ મરહૂમ મુહમ્મદ અબ્દુલ્લાહ ચુગતાઇ જેવા કાબિલ-કલમબાઝની તેજસ્વી કલમે લખાએલો છે, જેઓ છેલ્લા કેટલાક વખતથી લંડન ખાતે મુકીમ હતા. અને આ લેખ પણ તેઓએ ત્યાંથીજ લખ્યો હતો. ચુગતાઇ સાહેબે 'પૂર્વની કલા' ઉપર યુરોપમા બે લેકચરો આપ્યાં હતાં. એક લેકચર રાજપુત સ્કૂલમાં અપાયું હતુ, જેનાં પ્રમુખ સર ફ્રાન્સીસ યંગ હસબન્ડ હતા. એમણે અવરંગઝેબ અને હલીનકળા અને 'તાજમહાલ'ના નામે બે નાદર પુસ્તકો પણ લખ્યાં છે, જે બેહદ મકબૂલ થઇ ચૂક્યાં છે. એમનો આ લેખ વાંચકો દિલચસ્પીથી વાંચશે એવુ યકીન છે.]

—અસીર મુન

થોડાક દિવસ પહેલા બ્રિટિશ મ્યુઝિયમ અને આલ્બર્ટ મ્યુઝિયમના શોધખોળ ખાતાના અધિકારીઓ વચ્ચે મુગલોના કૌમી નિશાન (રાષ્ટ્રધ્વજ) સંબંધે વિવાદ હતો. ખરેખર એના મૂળ સ્વરૂપ અને આકાર-પ્રકારની કલ્પના કરવી મુશ્કેલ હતી, કારણ કે એ ચીજનો ન તો કયાંય ઉલ્લેખ જડતો હતો ન એ પ્રકારનો કોઈ વાવટો આજે મોજૂદ છે.

અમુક મિત્રોએ મને પણ આ સંબંધે પૂછપરછ કરી કારણ કે ટર્કીશ લીગેશનના પ્રશ્ન પરથી આ વિવાદ જન્મ્યો હતો.

મેં જે જવાબ આપ્યો, તે એજ હતો કેઃ— ઇરાનીઓનું ધ્વજ એજ મુગલોનું ધ્વજ, ઇરાનથી હુમાયું જ્યારે શાહ તહમાસ્પની મદદ મેળવીને સૂરીઓની વિરુદ્ધ હિન્દ પર બીજીવાર ચડી આવ્યો, ત્યારે પોતાની સાથે ઇરાનની તમામ મૂળ ખૂન સામગ્રી લેતો આવ્યો હતો; જેની હિન્દુસ્તાનના વાતાવરણ અને રહેણી-કરણી પર અચૂક અને ઘેરી અસર પડી. ઇરાનીઓનું નિશાન એક સિંહ પગ ઉંચો કરીને ઉભો છે, જેની પીઠ પાછળ સૂર્ય ઉદય થઈ રહ્યો છે, આના સમર્થન માટે મેં મી. બ્રાઉન કૃત "મુગલ આધિપત્યમાં હિન્દી ચિત્રકળા" પેશ કરી, જેમાં જહાંગીર એક હાથી પર બેઠો છે અને એની સાથે ઝન્ડો ફરકે છે, જેમાં આ નિશાન કાયમ છે.

[અ]

આખિર મુસલમાનોનું કૌમી નિશાન (Symbol) શું છે? એ વિષયે મને ખૂબ દિલચસ્પી-આપી-ઘણી- શોધ-ખોળને અંતે હું એ નિર્ણયપર આવી શકયો કે, મુસલમાનોએ કદી કોઈ ખાસ નિશાનને મુકર્રર કરવા યા તેને આલમગીર બનાવવાથી હમેશાં એઅતેરાઝ કર્યો છે; કારણ કે ઇસ્લામે દરેક જાતની મુરત-પરસ્તીની સખ્ત મના કરી છે.

આજે મુસલમાનોમાં એવી માન્યતા પ્રસરી ગઈ છે કે, ઇસ્લામનું કૌમી નિશાન (રાષ્ટ્રધ્વજ) હિલાલ છે; જેવી રીતે ઇસાઇઓનું કૌમી નિશાન 'ક્રોસ' (Cross) છે.

હિલાલ વિષે બારિકાઇથી તપાસ કરતાં જણાયુ કે, ઇસ્લામની શરૂઆતમાં અને બાદમાં આ જાતનું કોઈ નિશાન નજર નથી આવતું. તુર્કો ઇસ્લામ સ્વીકાર્યાં પહેલાં જાદુ વગેરેની તાસીરથી બચવા માટે મન્તર તરીકે આ જાતના નિશાનનો ઉપયોગ કરતા હતા. અને એ કારણે ઇસ્લામ સ્વીકાર્યા બાદ તેઓને મજબૂરન આ નિશાનને હિલાલનું રૂપ આપવું પડ્યું, ધીમે ધીમે તુર્કોની ફતેહનો દોરો એશિયા સુધી પહોંચી ગયો અને તે વખતથી હિન્દુસ્તાનમાં

ઘણાં લોકોએ હિલાલને મેળવ્યો. આ રીતે ખરું જોતાં તુર્કોએ હિલાલને મઝહબી તૌર પર નિશાન બનાવવાની ઝુરૂરતજ મહેસુસ નથી કરી.

જ્યારે ઈસાઇઓએ રેડક્રોસ સોસાયટી (Red Cross Society)ની સ્થાપના કરી ત્યારે મુસલમાનોને તેઓના મુકાબલામાં ઊભવાની જરૂરત જણાઇ પણ તેઓ પાસે કોઇ નિશાન ન હોવાથી તુર્કોએ "રેડ ક્રેસન્ટ સોસાયટી" (Red crescent Society) ની બુન્યાદ નાંખી આવી રીતે હિલાલને મજબૂરન મુસલમાનોનાં કૌમી નિશાન તરીકે ઉપયોગમાં લેવો પડ્યો.

[સી]

અહિં યુરોપમાં આ ઝન્ડાનું મૂળ સ્વરૂપ ગોતી કાઢવા માટે મેં ઘણી કોશિષો કરી, પરન્તુ કોઈ પણ ઐતિહાસીક પુસ્તકમાં એના મૂળ–ભૂત સ્વરૂપ વિષે કોઇપણ જાતનું વર્ણન મળ્યું નહિં. યુરોપનાં આધુનિક મોટા મોટા પુસ્તકાલયોમાં આ વિષય ઊપર ઘણુંય ચિત્રો મળી આવે છે, જેમાં ચિત્રકારોએ મુસ્લિમ બાદશાહો સાથે ઝન્ડા બતાવવાની કોશિષો કરી છે–એક નુસ્ખો પેરીસમાં છે જેમાં એકસો એક ચિત્રો છે, જેમાં ચીની અને ઇરાની અસર બિલ્કુલ નથી. બ્રિટિશ મ્યુઝિઅમ લંડનનો નુસ્ખો હિજ્રી સને ૭૨૩માં લખાએલો છે; અને વીએના પુસ્તકાલયનો નુસ્ખો હિજ્રી સને ૭૩૪માં લખાયેલો છે. એમાનાં ચિત્રો અબુલ-ફઝલ ઇબ્ને યાકુયા નામનાં ચિત્રકારે દોર્યાં છે.

એમાનાં ઘણાં ચિત્રોમાં ઝન્ડાં વિગેરે બતાવવામાં આવ્યા છે, પરન્તુ એમાંથીય પણ કોઈ ખાસ વર્ણન કરી શકાય એવું નથી!

પેરીસના પુસ્તકાલયના નુસ્ખામાં પણ ઘણાં ચિત્રો છે જેમાંનું એક તો જોવા જેવું છે. એ ચિત્રમાં ખ્વાજાસરા અથવા મુસાહિબે ખલિફા હાથમાં ઝન્ડો લઈ એક ખચ્ચર ઉપર બેઠો છે; એની આગળ ઢોલ વગાડનારાઓ છે પરન્તુ આ ઝન્ડામાં પણ અરબી પંક્તિઓ જે ખલિફાની શાનમાં લખાયલી છે તે સિવાય બીજું કંઈ પણ નથી!

એક નુસ્ખો 'મજમઅલ તવારીખે રશીદ અદ્દીન' એડીનબર્ગ યુનિવર્સિટીના પુસ્તકાલયમાં છે તે હિજરી સને ૭૦૫માં લખાએલો છે. એમાં ઘણાંય ચિત્રો છે. અલાઉદ્દીન ખીલજી અને મહમૂદ-ગઝનવીનાં હુમલાઓનાં ચિત્રો પણ એમાં મળી આવે છે. ચિત્રકારે મહમૂદ ગઝનવીની ફોજને લડતાં દેખાડવાનો પ્રયાસ કર્યો છે. તીર, કમાન વિગેરે લડાયક સામગ્રી સારી રીતે દોરવામાં આવી છે. અને બન્ને પક્ષો સાથે ઝન્ડાં પણ બતાવવામાં આવ્યા છે. પરન્તુ એમાં પણ કોઈ જાતનું ખાસ નિશાન જોવામાં નથી આવતું; એ ઉપરથી જણાય છે કે, ચિત્રકાર પણ એ વિષયથી તંગ આવી ગયેલ છે અર્થાત તેની સામે ચિત્રમાં દોરવા માટે કોઈ નિશાનજ નથી કે, જેને તે નજર સમક્ષ રાખી ચિત્ર દોરી શકે, અથવાં ખાકો પેશ કરી શકે.

'શાહનામા શાહ ઈસમાઇલ સફવી' બ્રિટિશ મ્યુઝિઅમ લંડનમાં છે; જેમાં ઘણાં ચિત્રો છે. એમાંનાં ઘણાં ચિત્રોમાં ઝન્ડાઓ દેખાડવામાં આવ્યાં છે. જેમાં નીચે મુજબની પંક્તિઓ દેખાય છે:—

**"નસરૂમ મિનલ્લાહે"વ ફતહુન કરીબ. "યા મુહમ્મદ (સલ૦), યા અલી અમીરૂલ મોઅમેનિન"**

એક ઝન્ડા ઉપર ઉપરની અરબી પંક્તિ ઉપરાંત નીચેના શએર પણ છે:—

**"સર બદ ખ્વાહ ગરકે ખૂન બાદા;
અલમ ખસમ સર નગૂન બાદા".**

ઝન્ડાઓ પરની ઉપરની કિનારીઓમાં "યા અલ્લાહ," યા મુહમ્મદ (સલ૦") લખાએલું છે જેવી રીતે આજકાલ મુહર્રમના ઝન્ડાઓ ઉપર હોય છે!

જરમનીની યુનિવરસિટિ વીએનામાં ઘણાંય

ચિત્રો મેં જોયા છે, જેમાં અનેકોમાં ઝન્ડાઓ જોવામાં આવે છે પરન્તુ એમાથી પણ કોઈ ખાસ અન્દાઝો નથી થઈ શકતો !

ઉપર વર્ણન કરેલ ઝન્ડાઓ ઉપરથી એમ સાબિત થાય છે કે, આ જાતના ઝન્ડાઓ ફક્ત પ્રાસંગિકજ હતા. સમય, સમય અનુસાર દરેક પોતપોતાની મરજી મુજબ ઝન્ડાઓનો ઉપયોગ કરતા હતા. જેમને ઈસ્લામથી કાઇ પણ જાતનો સંબંધ નથી.

સારાંશ કે, હું ઉપર શરૂઆતમા કહી ગયો છું તેમ હિન્દના મોગલ બાદશાહોનુ કોઈ ખાસ નિશાન ઈસ્લામી રંગમાં કાબિલે રદ નથી, જેનુ વર્ણન કરી શકાય !

ઈસ્લામની મુખ્ય વિશિષ્ટતા તો એજ છે કે, એણે પોતાના માટે કોઇ પણ વસ્તુને મુકર્રર નથી કેરી, ન નિશાન મુકર્રર કર્યુ છે, ન શિલ્પી કળામાં મુકર્રર સ્થાન લીધું છે, ન લિબાસમાં. ઇસ્લામનો ઉસૂલતો એજ છે કે, મુસલમાન જ્યા પણ હોય બાહયજીવન મુસલમાન રહે, જે ઇસ્લામના બુઝુર્ગો ફરમાવી ગયા છે'

કિબ્લા બુઝુર્ગ અલ્લામહ ડૉકટર સર મુહમ્મદ ઈકબાલ સાહેબના થોડા ગઝેર અહિં ટાકું છું –

'તેગો કે સાયે મેં હુમ પલકર જવાં હુએ હંય;
ખન્જર હિલાલકા હય કૌમી નિશા હમારાં!'

આ તો અલ્લામહએ તુર્કોની શાનમાં કહ્યુ છે ખાસ મુસલમાનો માટે તો આ છે –

"ચીનો અરબ હમારા, હિન્દોસ્તાં હમારા;
મુસ્લિમ હંય, હમ વતન હય, સારા જહાં હમારા:
તૌહીદકી અમાનત સીનોમે હય હમારે;
આસાં નહીં મિટાના, નામો નિશાં હમારા!"

મુસલમાનોનુ અસલ કૌમી નિશાન તો તૌહીદ છે, જે એના સીનાની અંદર છે બાકી ઝાહિરીન બધાય નિશાન બેકાર છે.

[ ૨ ]

મેં આ લેખ પૂર્ણ કરી લીધો હતો ફક્ત 'ફેર' કોપીજ કરવાની હતી ત્યાં તો અંજના એક ફોજી અંગ્રેઝ, જે લોર્ડ કચીઝ સાથે સ્વીડનના જંગમાં ગયો હતો, તે એક ઝન્ડો લઈ મ્હારી પાસે આવ્યો, એ ઝન્ડાંમાં જે પંક્તિઓ લખાએલી હતી તે નીચે ટાંકુ છું: લાલ કપડા ઉપર સફેદ મારકીનમાં સફેદ અક્ષરે લખેલું હતુ

'યા અલ્લાહ, યા રહમનો યા રહીમ, યા હય્યો, યા કય્યો, યા ઝુલજલાલે વલ ઇકરામ લાઇલાહા ઇલ્લલ્લાહો મુહમ્મદ રસુલિલ્લાહ યા મુહમ્મદ (સલ૦) મુહમ્મદી ખલીફા રસુલિલ્લાહ"

એણે કહ્યું–આ ઝન્ડાને હું હંમેશાં મારા ઘરમા રાખું છું. ઘણા દોસ્ત સંબંધીઓ આવે છે અને ઝન્ડા વિષે મને પૂછપરછ કરે છે પણ આ બધાઓને જવાબ આપી હવે તો મારા નાકમાં દમ આવી ગયો છે, માટે મહેરબાની કરી આ અરબી પંક્તિઓનો તરજુમો અંગ્રેઝીમાં કરી આપો, એની સાથે લખજો કે, આ ઝન્ડો હું સ્વીડનથી લાવેલ છું."

આવી રીતે ધણાય જાતની તજરબાના પરિણામે આ લેખ લખાયો છે.

# હું એમ માનું છું

"શાકિર" ઉનીયા

શુદ્ધ વિચારો જેટલી મુસીબતથી આવે છે, તેનાથી દસ ઘણી મુસીબત તેના પાલનમાં થાય છે.

શુદ્ધી મેળવી શકાતી નથી. મળી આવે છે.

જગતમાં મહાન પુસ્તક એટલે જીવન–કિતાબ અને એનું સોનેરી પ્રકરણ એટલે પશ્ચાતાપનું પ્રકરણ.

જીવનમાં એકજ ચીજ જાળવી રાખવા જેવી છે, અને તે **માનવતા.**

બહુજ ગાન તાનથી જીવનનો ખરો ઉલ્લાસ નાશ પામે છે.

જો આપણી આજ આપણી કાલ હોય; અને કાલ આજ હોય ત્યારે જીવન ક્યાંથી શરૂ થાય છે એ કોઈ બતાવી શકતું નથી.

એકનેજ ચાહનાર પ્રેમી કે પૂજારી એ હજી નક્કી થયું નથી.

પ્રિયા કોણ ? જેની આંખથી અંગાર વરસે તે કે જેની આંખથી અમૃત વરસે તે ?

જીવનમાં બધીજ વાતો છુપાવવા જેવી નથી હોતી.

કવિતા એટલે જીવનની પેલેપારથી આવતો મહા આનંદ.

કવિ એટલે માનવતાનો આયનો.

વિચાર, વાણી, અને વર્તન કદી જુદા થતાં નથી.

પ્રેમની દુન્યામાં ધુપ–છાંવ જેવું કશુંજ નથી.

વિજય અને પરાજય એ બે શબ્દો સમજવા માટે યુગ યુગ વહી જશે. આપણે તો એટલુંજ બસ છે કે આપણામાં વિજય યા પરાજયની ગંધ ન આવે.

જે જીવન પૈદા કરે તે સાહિત્ય, જે જીવન ઉશકેરી દે તે લેખકોનો નર્યો બકવાસજ છે.

માણસ માટે મહા આનંદ એમાંજ છે કે તે માનવી છે.

પ્રેમને સમજાવવાની કોશિષ કરનાર મળે તો મ્હારે તેને જોવો છે.

પાપ અને પુન્યની ગુંચનો ઉકેલ કરવા કરતાં જીવનની બીજી ઘણી નાની વસ્તુઓ સમજવાની કોશિષ કરવું ઘણુ ઉત્તમ છે.

હંમેશાં માનવીજ મહાન હોય છે. ઘણા મહાન પુરૂષો માનવતાથી સાવ કોરા હોય છે.

અહંભાવના ભૂલનાર જગત આખામાં જબરો બેવકૂફ છે.

જગતમાં જ્યાં સુધી છુપો ભોગ આપનાર ગરીબો છે; ત્યાં સુધી સુદીવાનીઓ મોજ કર્યેજ જશે.

આજના જગતમાંથી પરગજુઓ નાબુદ થાય એટલે સર્વત્ર શાંત અને આબાદી શરૂ થશે.

હૃદયની લાગણીને જ્યારે હૃદયમાંજ સમાવી દેવાનો વારો આવે છે; ત્યારે હૃદય ખૂબ જ વલોવાય જાય છે.

જીવનમાં વાંચવા જેવું ઘણું મળે છે, વિચારવા જેવું થોડું.

સત્ય નક્કર છે, પણ નક્કર સત્ય છે કે કેમ તે હજી સાબિત થયુંજ નથી.

દરેક માણસ આ જગતમાં બે જીવન ગુજારે છે પણ બીજી દુન્યામાં તો એકજ; અને આ છે ફર્ક **પૃથ્વીમાં અને સ્વર્ગમાં.**

સમય અને અનુભવ મહાન શિક્ષકો છે.

# ઉર્દૂ ભાષામાં નવો દોર



જીયોમ વાઇ હામીઆ
"બખ્શી" બી. એ.



ઓગણીસમી સદીના વચલા વર્ષોમા જ્યારે 'ગાલિબ" અને "ઝોક' મોગલ શહેનશાહતના છેલ્લા તખ્ત નશીન બહાદુરશાહના વખતમા ઝળક્યા, ત્યારથી હાલની ઉર્દૂ ભાષાનો પાયો નખાયો. તે પહેલાની ઉર્દૂ ભાષા એટલે ફક્ત સાદી વાર્તાઓ, પરીઓની કહાણીઓ અને કેટલાક દીવાનો રાજભાષા ત્યારે ફારસી હતી અને હિંદુસ્થાનના મોટા મોટા સાક્ષરો પણ ફારસીમાજ પોતાનો વખત ગાળતા

## "ગાલિબ" નવા દોરનો નેતાઃ—

ગાલિબ" ઉર્દૂ કવિતા લખે તે પહેલા તેણે ફારસી કવિતામા નામના મેળવી હતી પણ ખરૂ તો એ છે કે એના ફારસીના કલામ કરતા એનુ ઉર્દૂનુ નાનુ દિવાન અમર સાબિત થયુ એની ઉર્દૂ કવિતાની કુલ પુંજી એટલીજ છે અને તેથીજ જેટલા એની નકલ કરવા ગયા તેઓ નિષ્ફળ નીવડ્યા છે સારા ઉર્દૂ નિબંધો લખવા પણ એનેજ આભારી છે એના કાગળો વાંચવાથી એમજ ભાસ થાય છે કે એક મિત્ર બીજા મિત્રની સાથે વાત કરી રહ્યો છે એના આવા પત્રોનો સંગ્રહ એટલે 'ઉર્દૂએ ' મુઅલ્લા" જે ઉર્દૂ ભાષામા એક ઉચ્ચ કોટીનુ પુસ્તક ગણાય છે 'ગાલિબ' તેથી હાલની ઉર્દૂ ભાષાનો નેતા કહી શકાય અને તેના પછીનો દોર છે તે હાલની ઉર્દૂ ભાષાનો દોર મનાય

સૌથી પહેલા આ દોરમા ભાષાના દરેક વિષય પર કેટલી હિલચાલ થઈ એ ટુકાણમા લખવુ જોઈએ ગઝલ જે જુના દોરમા ઉર્દૂ ભાષામા મોખરે હતી તે આ નવા દોરમા પણ આગળ રહી ઉર્દૂ કવિતાએ હજી નવા મેદાન ખેડ્યા નથી અલબત્ત ઉર્દૂ ગદ્ય કંઈક આગળ ધપી રહ્યુ છે બીજી ભાષાઓના તર્જુમા ઉપરાંત ઇતિહાસ, ભૂગોળ, જીવન ચરિત્ર, નૉવેલ વગેરેથી આજે ઉર્દૂ ભાષા ખૂબ ખીલી ઉઠી છે ઉર્દૂ ભાષા લોકવાણી બની છે અને સામાન્ય રીતે વપરાય છે

ઉર્દૂને પોતે ઝબાન બનવામા ખૂબ સુકી લીલી જોવી પડી છે અંગ્રેજી ભાષાને લીધે પશ્ચિમની ઝબાનો સાથે જે પરિચય થયો એ એક ઘણુજ અગત્યનુ કારણ હતું હિંદુસ્થાન કે જ્યા પચરંગી ભાષાઓ હતી ત્યા વિચારોની આપલે કરવા માટે એક એવીજ ભાષાની જરૂર હતી જે બધાનીજ ભાષા હોય આજના નવજવાન લખ કાએ એ ભાષાને પોષી એ પણ ભૂલી ન શકાય અને જો કે આજકાલ ઉર્દૂ હિંદીનો ઝઘડો ચાલુ છે છતા હિંદુ લેખકોએ જે સંગીન ફાળો ઉર્દૂને આપ્યો છે એ વિસરી શકાય એમ નથી.

## સર સૈયદની અસરઃ—

ખરેખર નવાઇની વાત એ છે કે જે લોકો ઉર્દૂ ભાષા પ્રચલિત કરવામા મોખરે હતા તેમાના ઘણાખરા અંગ્રેજી પર કાબુ મેળવી

શક્યા ન હતા. છતાં તે લોકોની તીવ્ર આંખોએ બીજી ભાષાઓના ગુણો તો જોઈ લીધા હતા અને તેમને વિના મુશ્કેલીએ પોતાની ઝબાનમાં જેમને તેમજ આબાદ બેસાડી દીધા હતા. એ ઉર્દૂ બગીચાના માળીઓ એટલે સર સૈયદ, "હાલી," "આઝાદ," "શિબ્લી" વગેરે.

સર સૈયદ અહમદનો ખાની ફાળો તો તેમના માસીક "તેહઝીબુલ અખલાક" ના નિબંધોજ છે પણ ઉર્દૂ ઝબાન આજે જેની કરઝદાર છે તે તેમની આડકતરી મદદોને લીધે છે કે જે તેમણે પોતાના વખતનાં લેખકો તરફથી પાર પાડી હતી. "હાલી"ને એ રસ્તે દોરી જનાર સર સૈયદ હતા અને તેમના કહેવાથીજ જગમશહુર "મુસદ્દસ" પણ લખાઈ હતી. એવીજ રીતે ડિપ્ટી નઝીર અહમદ અને "શિબ્લી"ને પણ તેમણે માર્ગ દેખાડ્યો હતો. "આઝાદ" પર જો કે દેખીતી કોઈ એવી અસર ન હતી છતાં સર સૈયદના વિચારોની અસરથી તેઓ બચ્યા હોય એમ કહી ન શકાય.

## ઉર્દૂનો લાહોર યુગઃ-

"આઝાદ" દિલ્હીના રહેવાસી હતા, અને "ઝૌક"ના ચેલા. ૧૮૫૭ના દુઃખી દિવસોમાં દિલ્હીના હજારો કુટુંબ શાંતિ શોધવા બહાર નીકળ્યાં. "આઝાદ" લાહોર પહોંચ્યા, ત્યાં થોડા વખત પછી ઓરીયેન્ટલ કૉલેજમાં ફારસીના પ્રોફેસર તરીકે નીમાયા. એ અરસામાં તેમને કર્નલ હોલરોઈડ સાથે સંબંધ જોડાયો. જેઓ તે વખતમાં પંજાબ માટે પબ્લીક ઇન્સ્ટ્રક્શન ડીપાર્ટમેન્ટના વડા હતા. તેઓ તે વખતના એક સાક્ષર હતા અને તેમને એશિયાઈ ભાષાઓ સાથે પ્રેમ હતો. તેમણે "આઝાદ"નો સાથ સાધ્યો અને તેમને દરેક રીતે હિમ્મત આપી. જો કે "આઝાદ"નાં કાવ્યો સુંદર અને મનહર છે છતાં તેમનો ખરો ફાળો તો "નિગારે હિન્દ" અને "દરબારે અકબરી"થીજ મળી શકયો. "આઝાદે" લાહોરને પોતાનું વતન બનાવ્યું અને મરણ સુધી ત્યાંજ રહયા. પંજાબમાં ઉર્દૂને વધારવામાં "આઝાદ"નો ફાળો ઘણોજ અગત્યનો હતો.

બીજા ઘણા લેખકો દિલ્હી છોડી પંજાબમાં આવી વસ્યા, અને તેમની સાથે પંજાબ પ્રાંતના જેટલા મોટા લેખકો હતા તે બધાને લાહોરના દૌરમાં મુકી શકાય. ઉર્દૂ ભાષાના નવા દૌરમાં આ લાહોરી દૌરનો ફાળો ઘણોજ સંગીન છે જે ત્યાંથી નીકળતા માસિક, અઠવાડિક, અને દૈનિક છાપાઓથી સમજી શકાશે. એ યુગ એનો પણ ગર્વ કરી શકે છે કે એણે "ઇકબાલ" જેવા જગમશહુર કવિને પણ પેદા કર્યો. ઉર્દૂ ભાષાને તેમના મરણથી ઘણુંજ નુકશાન પહોંચ્યું છે.

## દિલ્હીનો હરીફ લખનવઃ—

લાહોર યુગના "હફીઝ" જાલંધરીએ પણ કમાલ કરી છે જેઓ હમણુંજ ઈંગ્લાંડનો પ્રવાસ કરી ત્યાંના લોકો પર પોતાના કાવ્યો વાંચી સારી છાપ બેસાડી આવ્યા છે. ઉર્દૂ ભાષા માટે બીજી કોઈપણ નિશાળ શોધતા પહેલાં એ જાણવું જરૂરી છે કે દિલ્હી હમેશાં ઉર્દૂનું મથક રહ્યું છે. તેના પહેલા હરીફ લખનવમાં નિશાળ નીકળી. અૌધના રાજાઓ ઉર્દૂ કવિઓને પોષતા અને ઘણાખરા પોતે પણ લખવાનો ચસ્કો રાખતા. આથી દિલ્હીના કવિઓ ખેંચાઈને લખનવ જવા લાગ્યા. વળી શાયરીનો શોખ વધતો જોઈ લખનવમાં પણ નવા કવિઓ પેદા થયા. ઓગણીસમી સદીની અધવચ્ચે "આતિશ" અને "નાસિખ" જેવા ગઝલકારો બહાર પડી ચૂક્યા હતા અને "અનીસ" અને "દબીર" જેવા ઉસ્તાદ મરસીયા લખનારાઓ પણ લખનવની માટીથી પેદા થયા. લખનવ નિશાળના મશહૂર ગઝલકારોમાં "જલીલ" અને "અમીર"ને પણ મૂકી શકાય. તેઓ કુન્યાથી

વફાત કરી ગયા છે. "સાકી," "ઝરીફ" અને "અઝીઝ" હાલની લખનવ નિશાળના ઉસ્તાદ મનાય છે "ઝરીફ"નાં કટાક્ષ કાવ્યો ઘણાંજ વખણાય છે. ગદ્યમા પણ લખનવની નિશાળનો ફાળો કંઈ ઓછો નથી. પંડિત રતનનાથ "સરશાર" અને મોલ્વી અબ્દુલ હલીમ "શરર" ઉર્દૂ ભાષાને એક નવુંજ જોમ અર્પી ગયા છે. સરશારની રોજવાણી મશહૂર છે જેને અંગ્રેજીમાં ડીકન્સ સાથે સરખાવી શકાય. અને શરર સાહેબે પોતાનું ધ્યેય ઇતિહાસ ઉપર રાખી નૉવેલો લખી. જ્યારે બન્ને જીવતા હતા ત્યારે લોકો બન્નેની સરખામણીમાં ઘણો રસ લેતા પણ હવે તેવું કંઈ રહ્યું નથી અને ખરૂં તો એ છે કે બન્નેના મેદાનો એટલાં જુદા છે કે સરખામણી કરવી અને એકને બીજા ઉપર સરસાઈ આપવી એજ ભૂલ ભરેલુ છે

## બિહાર અને બંગાળ:—

બિહારનુ મુખ્ય શહેર અઝીમાબાદ જેને હાલ પટનાના નામથી ઓળખવામાં આવે છે ત્યાં પણ એક જુદી નિશાળ બની. એના પર દિલ્હી કરતા લખનવની અસર વધારે પડી. એણે સરે અલી મહંમદ "શાદ" અને ફઝલે હક "આઝાદ" જેવા લેખકો પેદા કર્યા છે. લખનવની અસર વધીને પૂર્વમાં બગાળ સુધી પહોંચી. જ્યારે ઓધના છેલ્લા બાદશાહ વાજિદઅલીશાહને કલકત્તા મોકલી દેવામાં આવ્યા, ત્યારે જે કવિઓ તેમના પર જીવન ગુજારતા હતા, તેઓ પણ તેમની સાથે કલકત્તા પહોંચ્યા, અને ત્યાંની હવામા પોતાના શોખના સર ફુંક્યા. એ લોકો મુશાએરાઓ ભરતા. "ગાલિબ" જ્યારે કલકત્તા ગયા હતા; ત્યારે એમણે પણ એ કવિ સંમેલનોમા ભાગ લીધો હતો. "દાગ" પણ કેટલીક વખત હાજર રહેતા. એ યુગના કવિઓ હજી છે કે નહિ તે નક્કી કહી શકાય એમ નથી પણ એટલું તો ખરૂં કે ઉર્દૂની અસર હજી પણ ત્યાંના વતનીઓ ઉપર છે અને ત્યાંની ભાષા બંગાલી હોવા છતાં ઘણા લોકો ઉર્દૂ પ્રત્યે ખુબ લક્ષ આપી રહ્યા છે. હાલના કલકત્તાના કવિઓમાં "રઝાઅલી" અને "વહશતે" ગઝલને સારો સહકાર આપ્યો છે. ગદ્યમાં કલકત્તાના લેખકોમાં મવલાના અબુલ કલામ "આઝાદ" મોખરે છે જેઓ લેખક ઉપરાંત એક પ્રખર વક્તા પણ છે. એમાં નવાઈ નથી કે એમને વાણીના પિતા તરીકે લોકો ઓળખે છે. થોડાંક વર્ષોથી એમણે સાહિત્ય તરફથી મન ખસેડી રાજદ્વારી બાબતોમાં પ્રવેશ કર્યો છે. છતાં કોઇ કોઇ વાર હજીએ તેઓ ઝળકી ઉઠે છે.

## હૈદ્રાબાદનો શોખ:-

ઉર્દૂ કેંદ્રસ્થાનોમાંથી હૈદ્રાબાદ નિશાળને દૂર રાખવી એ અધુરૂંજ કહેવાય. કારણ કે હૈદ્રાબાદ હાલમાં તો ઘણીજ અગત્યતા ધરાવે છે. દખ્ખણ સાથે ઉર્દૂનો સંબંધ ઘણોજ જુનો છે. કવિ "વલી" જેઓ આજે ઉર્દૂ કવિતાના ચોસર (Chaucer) કહેવાય છે, દખ્ખણનાજ હતા હૈદ્રાબાદની સરકાર ઉર્દૂના ઉસ્તાદોની સરપરસ્તી કરતું એ જાણીતું છે "ઝૌક"ને એ સરકારે તેડ્યા હતા; પણ તેમની વતન પરસ્તીએ તેમને ત્યાં જવા ન દીધા "ઝૌક"ના શાગિર્દ "દાગ" હૈદ્રાબાદ ગયા અને ત્યાના રાજકવિ થયા તેમણે ત્યાં ઘણી ઉન્નતિ કરી અને હૈદ્રાબાદનેજ પોતાનું વતન બનાવ્યુ. એમના રકીબ "અમીર" મિનાઈ પણ ત્યા પહોચ્યા. પણ પોતે કંઇ ફાયદો ઉઠાવે તે પહેલા મૌતે તેમને આ દુન્યાથી મૂકત કર્યા. "જલીલ" જેઓ "અમીર"ના શાગીર્દ છે. તેઓ હાલ હૈદ્રાબાદમાંજ છે અને એમણે સારી નામના મેળવી છે. બીજા જાણીતા વકના મહારાજા સરે કીશન પ્રસાદ "શાદ" છે. "સરશાર" અને "શરર" પણ ત્યાં ગયા હતા તેમજ મવલાના શિબ્લીથી પણ તે ભુમી બાકી રહી નથી ખરેખર

હૈદ્રાબાદે ઉર્દૂને ઘણોજ ફેંઝ પહોંચાડ્યો છે.

હૈદ્રાબાદના ઉર્દૂ પ્રેમનો એક તાઝો દાખલો ત્યાંની ઉસ્માનીયા યુનીવર્સીટી છે. જ્યાં દરેક વિષય પર ઉર્દૂમાંજ શિક્ષણ અપાય છે. ત્યાંના ભાષાંતર ખાતા તરફથી હજારો પુસ્તકો બહાર પડ્યાં છે કે જેને સરકાર ખાસ રીતે પોષે છે. આ તકે જણાવતાં ખુશી થાય છે કે ત્યાંના રાજાઓ ફક્ત સાહિત્યના મુરબ્બીજ ન હતા પણ સાથે સાથે પોતે પણ એમાં ફાળો આપતા, હાલના નામદાર નિઝામ સાહેબ ફારસીના અચ્છા જાણકાર છે. અને ફારસી તથા ઉર્દૂ બન્નેમાં કવિતા લખી શકે છે.

**નવા ફણગાઃ-**

જ્યારે આ નિશાળો અને બેઠકોની હિલચાલ આપણે જોઈ ગયા ત્યારે હવે ઉર્દૂ સાહિત્યમાં નવા ફણગા કયા કયાં ઉગ્યા તે તપાસીએ. પહેલાં કવિતાને લઈએ. એની પુરાની રસમ બદલવા સૌથી પહેલાં "ગાલિબે" ચોટ કરી. "ગઝલનો નાનો રસ્તો મારા વિશાળ ખિયાલો માટે ઘણોજ ઓછો છે" એ 'ગાલિબ'ની પહેલી પૂકાર હતી. તેના શાગિર્દ "હાલી"એ એ પૂકારને વધાવી અને તેને અમલમાં મૂકી. "હાલી"એ ઉર્દૂ કવિતામાં નવા વિચારો, નવા ઉદ્ગારો, નવો જોમ આણ્યો, એમની જગમશહૂર કવિતા "વતન" અને "બેવાહની મુસીબત" આજે ઘર ઘર હોંસથી વંચાય છે. એમાં શક નથી, કે "હાલી" નવી કવિતાના જ્યોતિર્ધર હતા.

બીજા કવિ કે જેમણે આ નવી હિલચાલમાં ભાગ ભજવ્યો તે અલ્હાબાદવાળા "અકબર" હતા. તેઓ અંગ્રેજી જાણતા હતા અને કેટલીક વખતે પોતાની ગઝલોમાં અંગ્રેજી શબ્દો પણ બહુજ સંફેલાઈથી વાપરતા. સરકારી નોકરીમાં દાખલ થયા પછી તેઓ સેશન્સ જજની પદવી સુધી પહોંચી ગયા હતા. પોતાના સરકારી કામ ઉપરાંત તેઓ સાહિત્યને માટે થોડો વખત બચાવી શકતા. તેઓ એક દીવાન મૂકી ગયા છે જે સાહિત્યમાં ઉંચું સ્થાન ધરાવે છે. એમની ગઝલોમાં પશ્ચિમની નકલ કરવાની ઝાટકણી છે પણ સાથેજ એમાં મઝાક પણ પુરતો છે જેથી વાંચન બહુજ રસીક થઈ પડે છે.

ઉર્દૂ બોલનારાઓના ખિયાલો ફેરવી નાખનારાઓમાં "ઇકબાલ" મોખરે છે. "હાલી" અને "અકબર"થી "ઇકબાલ" નાના હતા તેથી તે લોકોની અસર એમના પર પડે એ દેખીતું હતું; પણ એમણે પોતાની ખાસ શૈલીથી અને કળાથી જે સ્થાન મેળવ્યું છે તે સૌથી નિરાળું, સૌથી ઉચ્ચ, અને સૌથી ચઢીયાતું છે. ઇસ્લામ સંબંધી એમની કવિતાઓમાં એમણે "હાલી"ની જેમ વિલાપ કર્યો નથી પણ તેમાં આશાનાં નવાં કિરણો દીઠાં છે. પશ્ચિમની તહઝીબ ઉપર તેમના વિચારો "અકબર" સાથે મળતાં છે પણ તેમણે વધારે હિમ્મતથી લખ્યા છે. એમને પશ્ચિમની રોશની ખેંચી શકી નહિ. એમણે પોતાના માણસોને ખાડામાં પડતા ઘણીવાર ચેતવ્યા છે. વળી એટલુંજ નહિ પણ પશ્ચિમવાસીઓને એ ઘણીવાર આગાહ કર્યા છે. એમની આ મશહૂર કડી જે લડાઇ (૧૯૧૪) અગાઉ લખાઇ હતી તે ખરેખર સાચીજ નીવડી!

"તુમ્હારી તહઝીબ અપને ખંજર સે,
આપહી ખુદકુશી કરેગી;
જો શાખે નાઝુકપે આશયાના,
બનેગા નાપાયદાર હોગા."

**અર્થાતઃ—** "તમારી તહઝીબ તમારા પોતાનાજ ખંજર વડે આપઘાત કરશે જે માળો કોમળ ડાળ પર બંધાયો હોય તે વધારે ટકી ન શકે."

એમના દેશ ગીતોમાં એમણે ઐક્યતા માટે પૂકારો કરી છે. એમની એક કવિતા તો રાજ-

ભારી સભાઓમાં દેશગીત તરીકે ગવાય છે

"સારે જહાંસે અચ્છા હિન્દોસ્તાં હમારા"

છતાં એમનો મૂખ્ય ધ્યેય તો ફારસી કવિતાઓમાંજ મળે છે જેમાં એમણે પોતાને (ખુદી) ઓળખવાની જરૂરીયાત બતાવી છે ઉર્દૂમાં "બાંગે દરા" અને 'ઝર્બે કલીમ' એ ઉદ્દેશને પુરો પાડે છે

'દુર્ગા સહાય" "સરૂર" "નાદિર" અને "ચકબસ્ત' જેવાઓની આ નવા વિચારો ધરાવતા કવિઓની સેવા મૌતના કારણ હાથે ઉર્દૂ ભાષા ગુમાવી બેઠી છે હાલના કવિઓમા 'સાઇલ,' 'બેખુદ,' "આગા" શાએર "હસરત" મોહાની, "નઝીર," "બિસ્મિલ," 'જોશ" 'જિગર' વિગેરે આ નવા રંગને ખૂબ આગળ ધપાવી રહ્યા છે એ બધાના કારનામા લખીએ તો આ લેખ ઘણો લાંબો થઈ જાય છતા 'જોશ' અને "હસરત' વિષે કંઈક લખવુ જરૂરી છે કારણ કે બન્નેના ધ્યેય રાજદ્વારી અને અલગ છે બન્ને આઝાદીના નેતા છે અને તેથીજ તેમની કવિતાઓમા એ વિચાર ખૂબ તરી આવે છે જો "હસરત' સાહેબ રાજદ્વારી બાબતોમા ઝંપલાવત નહિ તો સાહિત્યમા આજે એક અજોડ હસ્તી ગણાત "જોશ" મલીહાબાદી પણજ જોરદાર લખે છે અને ખાસ કરી તેને બોને છે એમને દેશની આઝાદી ધર્મથી પણ વધારે ગમી છે

ગદ્યઃ—

હવે આપણે ગદ્ય તરફ નજર કરીએ એમા શક નથી કે એણે છેલ્લા બે પાંચ દાયકામા અજીબ ઉન્નતી કરી છે છતા એને વધારે રસીક બનાવવાની દ્રષ્ટિએ ઘણી આવશ્યકતા છે હું સર સૈયદ અને તેમના નિબંધો વિષે કહી ગયો છું અને "આઝાદ"ની ઐતિહાસીક વાર્તાઓ વિષે પણ ઈશારો કરી ગયો છું એ સાહેબો પછી મૌલવી નઝીર અહમદને નોંધવા જોઈએ જેમણે પોતાની સાદી અને સરળ ભાષાથી ઉર્દૂને નવા જોમ આપ્યા. એમણે ઉચ્ચ કોટીની નવલકથાઓ લખી છે જેમા "મીરાતુલ ઉરૂસ' અને "તવબતુન નસૂહ" ખૂબ ખ્યાતી પામી છે એમના પુસ્તકોએ સ્ત્રી કેળવણી તરફ લોકોનું—ખાસ કરીને મુસલમાનોનું—ધ્યાન ખેંચ્યું છે ઉપલા બે પુસ્તકોમાંથી પહેલા પુસ્તકનો અંગ્રેજીમા અનુવાદ થયો છે અને એ પુસ્તક ઘણીવાર ઉર્દૂની પરિક્ષાઓમા ટેક્સ્ટ બુક તરીકે પસંદ થાય છે મૌલાનાએ ભાષાને લગતા ઘણા ભાષણો પણ આપ્યા હતા, અને તે ઉચ્ચ કોટીના હોવાથી લોકોના મન હરી લીધા હતા. એમના ઘણાખરા ભાષણો છપાઈ ગયા છે જે વાંચવાથી ઘણોજ રસ પડે છે

નવલકથાઃ—

"ફસાનએ આઝાદ" લખનવના કેસર "અવધ અખબાર"મા છપાતુ હતું તે "સરશાર"ની એક ઉત્તમ નૉવેલ છે એને રોજ સીરીઅલ પેઠે છપાતા ઘણુજ ખમવુ પડ્યુ છતા એમા તે વખતના લખનવના દરેક વર્ગને ચિતાર વાંચી દિલને આનંદ થાય છે "સરશાર'ની નૉવેલો ઘણી છે અને દરેક નૉવેલ એક કરતા એક ચઢીયાતી છે કુદરતી ચિતાર દોરવામા એમણે કમાલ કરી છે અને એમની નૉવેલોના મૂખ્ય પાત્રો ખરી જીંદગીમા મળી આવે એવાજ છે પણ એમની ઘણીખરી નૉવેલોમા પાત્રોને એક સરખાજ બનાવવામા આવ્યા છે તેથી વાચન લાગણી શકાતું નથી

અલ્લામહ રાશેદુલખૈરીના કારનામાં પણ ધ્યાન ખેંચે એવા છે તેઓ નઝીર અહમદના સગા થતા હતા તેથી તેમની ગાઢી અસર તેમના ઉપર થઈ હતી. એમનો ઈન્તિકાલ બેજ વર્ષ પર થયો છે એમના લખાણો ખાસ સ્ત્રીઓ માટે છે એમને ખ્યાતીમા લાવનારે

"સુબ્હે ઝિંદગી" નામનુ પુસ્તક હતું. પછી તરતજ "શામે ઝિંદગી" બહાર પડ્યું. એમની વાર્તાઓમાં કરૂણતા છે (TRAGEDIES.) અને એ રંગના એઓ ઉત્તમ લેખક છે. તેથીજ તેમને "મુસવ્વિરે ગમ"નો ખિતાબ મળ્યો છે.

ઉર્દૂના બીજા નવલકથાકાર "હૈદર"ને પણ ભૂલી શકાય એમ નથી. એમનાં લખાણો પર તુર્કીના ઇતિહાસે ઘણીજ અસર પાડી છે. વિદ્યાર્થી તરીકે એમણે તુર્કી ભાષા શીખી હતી. પછી એમના મેસોપોટેમીઆના પ્રવાસે એ ભણતરમાં વધારો કર્યો. જે તેમના લખાણો પર હમેશની છાપ પાડી ગઈ. એમણે કલ્પિત નિબંધો ઘણાજ લખ્યા છે જેનો સંગ્રહ પુસ્તક રૂપી "ખિયાલિસ્તાન" ના નામથી પ્રકટ થયો છે.

ઉર્દૂ, અંગ્રેજી નૉવેલોના ભાષાંતરથી પણ ઘણું વધારવામાં આવ્યું છે. એ જણાવતાં ખેદ થાય છે કે અનુવાદકોએ પોતાની ચુંટણી સારા પુસ્તકોની કરી નથી. છતાં આજે ઉર્દૂ ભાષા બીજી ભાષાના અનુવાદો સિવાય પણ બહુજ વિશાળ અને બહોળી છે. એમાં આજ દરેક ફન ઉપર જોઈએ તેવા સારાં અને ઉપયોગી પુસ્તકો મળી આવે એમ છે. અંગ્રેજી ભાષાના અનુવાદો સિવાય એમાં હિંદની બીજી ભાષાના પુસ્તકોનો અનુવાદ પણ મૌજૂદ છે. ખાસ કરીને બંગાળીનો અનુવાદ એમાં પુરતો છે.

## ટુંકી વાર્તા:—

હાલમાં ટુંકી વાર્તાઓ પર આખું હિંદુસ્થાન મરી ફીટ્યું છે એનું કારણ પશ્ચિમનું સાહિત્ય છે. ટુંકી વાર્તા લખવામાં સૌથી મોખરે આવે એવા મુન્શી પ્રેમચંદ હાલમાંજ થોડા સમય ઉપર ગુજરી ગયા છે જો તેઓ વધુ જીવ્યા હોત તો ઉર્દૂએ એ દિશામાં ખૂબજ પ્રગતિ કરી હોત! એક બીજા હિંદુ લેખક સુદર્શનને પણ આ તરફ ભૂલવા ન જોઈએ. કવિ "હફીઝ" જાલંધરીએ પણ ઘણી ટુંકી વાર્તાઓ લખી છે જે લોકપ્રિય છે. પણ તેમણે હવે તેમનું ધ્યાન કવિતા તરફજ રાખ્યું છે. જવાન લેખક અખ્તર હુસેન જેઓ હાલ વિલાયતમાં છે તેમણે પણ પોતાની ટુંકી વાર્તાઓ લખી 'મુહબ્બત અને નફરત" ના નામથી એક સંગ્રહ બહાર પાડ્યો છે.

ખ્વાજા હસન નિઝામીનો ફાળો બહુજ આકર્ષક છે. તેઓ ઘણીજ સાદી અને સરળ ભાષા લખે છે જે વાંચકોનાં દિલ હરી લે છે. એમણે ઘણાંજ પુસ્તકો લખ્યાં છે અને એમનો વાંચક વર્ગ પણ બહોળો છે. સાથે સાથે તેઓ એક મશહુર પત્રકાર પણ છે.

## ઈતિહાસ :–

ઈતિહાસિક પુસ્તકો પર આવતાં મારે ફક્ત મૌલવી ઝકાઉલ્લા સાહેબનું નામજ આપવું છે જેમણે હિંદુસ્થાનના ઈતિહાસ ઉપર એક મોટું પુસ્તક લખ્યું છે. ઈતિહાસિક પુસ્તકો જે કોર્સમાં ચાલે છે તેમને આ તરફ ગણાવી શકાય એમ નથી. પણ એટલું તો ખરૂં કે ઉર્દૂ હજીએ સારા ઈતિહાસિક પુસ્તકથી પર છે જે ન મદ્રસાનાના પુસ્તક જેવું ભારે હોય, ન સ્કૂલમાં ચાલતાં પુસ્તકો જેવું આછું હોય.

ઉર્દૂ ભાષાનો ઇતિહાસ લખવા હજી એવા એકાદ વધુ "આઝાદ" ની જરૂર છે જેમણે "આબે હયાત" લખી હતી. સક્સેના સાહેબે અંગ્રેજીમાં જે ઉર્દૂનો ઈતિહાસ લખ્યો છે તે ખરેખર પ્રસંશા પાત્ર છે. એ પુસ્તકનો ઉર્દૂમાં પણ તર્જુમો થઈ ગયો છે. સક્સેના સાહેબે એક બીજા પુસ્તકની પણ શરૂઆત કરી છે જે બે ભાગોમાં પ્રગટ થશે, એ પુસ્તકમાં તેઓ ઇન્ડો-યુરોપીયન ઉર્દૂ કવિઓ પર પ્રકાશ પાડશે. જે ખરેખર એક કીમતી ચીજ થઈ પડશે.

## જીવન ચરિત્ર :–

જીવન ચરિત્ર ઉપર ઘણાંજ પુસ્તકો લખાયાં

છે "હાલી"ની "હયાતે જાવીદ," "હયાતે સા'દી" અને "યાદગારે ગાલિબ' વાંચવા જેવા પુસ્તકો છે ખાસ કરીને મૌલાના શિબ્લીના લખાયલા જીવન ચરિત્રો દાદ આપવા લાયક છે એમની "સીરતુન્નબી" એક અજોડ કૃતિ છે

## ઉર્દૂ ડ્રામા :–

ઉર્દૂ નાટક પર પ્રકાશ ન નાખવામા આવે તો આ લેખ અધુરો કહેવાય પુરાતન સમયમા પણ લોકોને નાટકનો શોખ હતો એ શકુન્તલાના નાટક પરથી જણાશે પણ એનો ઉપયોગ સારો થયો નહિ "અમાનત"ની કલમે લખાયલી 'ઈંદર સભા" ઉર્દૂનુ સૌથી પહેલુ નાટક મનાય છે તે પછીથી નાટકના નામે રોઝી કમાવાનો રસ્તો અને એને ધંધો બનાવવામા પારસીઓએ મોટો ભાગ ભજવ્યો છે એ લોકોએ મોટી મોટી કંપનીઓ સ્થાપી શેક્સપીયરના ઘણાય અંગ્રેજી નાટકોનુ ઉર્દૂ ભાષામા રૂપાન્તર થયુ છે જે ઉર્દૂ સ્ટેજ પર ઘણાજ કામયાબ થયા છે કેટલાક નાટ્યકારોએ હિંદુસ્થાનના ધર્મગુરૂઓ અને ધર્મને લગતી બાબતો પર પણ નાટકો રચ્યા છે કોઈપણ હિંદુસ્થાની નાટક ગાનતાન વિના હોતુ નથી તેથી દરેક નાટકને ઓપેરા (Opera) પણ કહી શકાય એ નાટકોમા કઈ ને કઈ પરલોકની અસર જરૂર જણાવવામા આવે છે ટુંકમા ઉર્દૂ ડ્રામા હજી એના ધ્યેય પર પહોંચ્યો નથી

એ પોતાની ઝિંદગી સુધારી શકે તે પહેલા તો બોલતા ચિત્રપટોનો ઝમાનો આવ્યો, અને નાટકનો ઘણે ભાગે નાશ થયો છતા એ બોલપટોથી એના માટે એક રસ્તો તો ખુલ્યો અત્યાર સુધી ફિલ્મ કંપનીઓ લખાઈ ગએલા નાટકોજ ઉતારતી હતી પણ જેમ જેમ વધારે વધારે બોલપટોની માગ વધતી ગઇ તેમ તેમ નવા બોલપટો લખવાની જરૂર જણાઇ પરિણામે ફિલ્મના ઉત્પાદકોને મુન્શીઓ રોકવા પડ્યા જેઓ ખાસ ફિલ્મની વાર્તાઓ લખે છે જો એ મુન્શીઓ ઉર્દૂની ખિદમત કરવા ઇચ્છતા હોય, તો આ એક ઘણીજ સુંદર તક છે જે આવક પણ કરી આપશે અને સાથેજ સેવા પણ છે બે જવાન નાટ્યકારો જે ઉર્દૂ ડ્રામાને ફેઝ પહોંચાડી રહ્યા છે અને હજીએ તેમનાથી ઘણી આશા રખાય છે તેઓ હકીમ "શુજાઅ" અને ઇમતિયાઝ અલી "તાઝ" છે ઉર્દૂ નાટકોની દુનિયા સાથે મરહૂમ આગા 'હશ્ર' નું નામ ખાસ સંકળાએલુ છે જે ભૂલવા યોગ્ય નથીજ

## અખબારી દુન્યા:–

આ લેખ પૂરો કરવા પહેલા થોડુક અખબારી દુન્યા ઉપર પણ કહી દેવુ જોઇએ ઉર્દૂને વધારવામા એના કારનામા કઇ નાના સુના નથી કેટલાક ચોપાનીઆઓએ ખરેખર ઉર્દૂને મદદ આપી છે પણ હાલ તે બંધ થઇ ગયા છે થોડાક હજી ચાલુ છે હાલના ચોપાનીઆઓની કુલ ગણત્રી કરીએ તો વધારેના બીજા બે પાના લખવાં પડે તેથી થોડાકનો પરિચય કરાવવો ઠીક પડશે

આ તકે તે બે ઉત્સાહી લેખકોને તો નહિજ ભૂલાય જેમણે લગભગ પોતાની ઝિંદગી એમા અર્પણ કરી છે એક મૌલાના અબ્દુલ હક છે જેઓ ત્રીમાસિક 'ઉર્દૂ"ના એડીટર છે અને ઓલ ઇંડિયા અન્જુમને તરક્કીએ ઉર્દૂના સેક્રેટરી પણ છે બીજા દયાનારાયન નીગમ છે જેઓ "ઝમાના"ના કાબિલ એડીટર છે હાલમાજ "ઝમાના"ની સિલ્વર જુબીલી ઉજવાઇ હતી

દૈનિક પત્રોની તો ઉર્દૂમા ખૂબજ ભરમાર છે તેમા ખાસ કરી મૌલાના ઝફરઅલીખા સાહેબનુ નામ ભૂલાય એમ નથી એમણે એક અચ્છા લેખક તરીકે નામના મેળવી છે તેઓ કવિતા પણ લખે છે અને જોરદાર વક્તા પણ છે તેઓ ઘણા પુસ્તકોના કર્તા છે અને સાથે ઘણા પુસ્તકોનું ભાષાન્તર પણ એમણે કર્યુ છે લોર્ડ કર્ઝનનુ મશહૂર પુસ્તક "ઇરાન"નો જ

અનુવાદ એમણે કર્યો છે તે બહુજ લોકપ્રિય થઇ પડ્યો છે. આજના દૈનિકો અને સાપ્તાહિકોમાં ઉર્દૂ ભાષા પર અંગ્રેજીની અસર ખૂબ તરી આવેલી દેખાય છે. ઘણા પેપરોમાં અંગ્રેજી શબ્દો ઠુંસી ઠાંસીને ભરી દેવાની પ્રથા ચાલુ છે અને ખુશીની વાત એ છે કે એવા ઘણા અંગ્રેજી શબ્દો ઉર્દૂમાં એવા આબાદ ગોઠવાઈ ગયા છે કે તેમના વગર ભાષા ફિક્કી માલમ પડે છે. એ બધું હોવા છતાં એટલું કહ્યા વગર ચાલે તેમ નથી કે દરેક એડીટર એમ કરવા પુરતા કાબેલ નહિ હોવાથી એ અંગ્રેજી શબ્દો ઉર્દૂને હાની-કર્તા થઇ પડે છે.

## આ લેખનો હેતુઃ—

આ લેખમાં બધા વિષયો પર પુરતો પ્રકાશ પાડવાનો હેતુ એટલોજ છે કે ઉર્દૂને લીધે આજે હિંદ ભરમાં એક મોટો સવાલ ઉભો થયો છે. વાંચકો હવે બરાબર સમજી શકશે કે ઉર્દૂ ભાષાને બનાવવામાં ફક્ત મુસલમાનોએ નહિ પરંતુ બીજી દરેક કોમના અને ખાસ કરી હિંદુઓએ ઘણીજ મદદ કરી છે. એ ભાષાને આજે રાષ્ટ્રભાષા બનવાનો જેટલો હક છે; તેટલો હિંદુસ્થાનની બીજી કોઈપણ ભાષાને નથી અને હું દાવાથી કહું છું કે ઉર્દૂનું ભવિષ્ય એ બધી કોમની ચાલુ મહેનતોને લઈ હિંદુસ્થાનની અક્યતા પુરી પાડશે.

( સર અબદુલ કાદિરના એક લેખ ઉપરથી )

લાગ્યાં હતાં. પરંતુ જ્યારે કામ શીખવું શરૂ કર્યું હતું, તે ઘડીથીજ આઠ આના પાવલી પેદા કરી લેતા હતા."

"અને તમે ક્યાં સુધી ભણ્યા છો?"

"ઠીક ભાઈ! કંઈ સોનીનું કામ શીખવા માટે બી. એ. થવું પડતું નથી! સાહેબ! ચોથી પાંચમી ગુજરાતી સુધી ભણેલો છું. પછી તે પણ છોડીને કામ પર લાગી ગયેલો!"

આટલું સાંભળી મેં મારો રસ્તો પકડ્યો. વિચારવા લાગ્યો, કે "આ અભણ સોની મુંડી વગર માસિક દોઢસો રૂપીઆ પેદા કરી લે છે, અને એક હું છું! સેકન્ડ ક્લાસ બી. એ. પાસ! સોળ આનાના આઠ આના થઈ રહ્યા છે! ચાળીશ રૂપીઆ માસિક ખરચ કરીને ભણ્યો અને વીસ રૂપીઆ માસિકની નોકરી મળે છે. પ્રાથમિક શાળામાં માસ્તરોનો માર ખાધો તે અલગ! સેકન્ડ્રી માધ્યમિક શાળામાં ગાળો અને ઠપકા ખાધા તે જુદા! કૉલેજમાં દિવસ રાત્રી મહેનત કરી તે મફત! "આજ વિચારમાં ચાલ્યો જતો હતો, કે રસ્તાની જમણી બાજુએ ખટખટનો અવાજ સંભળાયો જોયું. એક મિસ્ત્રી મોટર રિપેર કરતો હતો ત્યાં હું થંભી ગયો. દસ પંદર મિનિટમાં એણે કૈં પાર્ટસ કાઢી અને ઠોકઠાક કરી મોટરને દુરસ્ત કરી દીધી.

"મજુરી!" મોટરના માલિકે પુછ્યું.

"ફક્ત પાંચ રૂપીઆ!" મિસ્ત્રીએ વિના સંકોચે કહ્યું. મોટરના માલિકે પાંચ રૂપીઆની નોટ મિસ્ત્રીને આપી દીધી. મિસ્ત્રીએ નોટ લઈ ગજવામાં મુકી દીધી. હું આગળ વધ્યો. મિસ્ત્રી પાસે જઈ મેં પુછ્યું—"મિસ્ત્રીજી! આ કામ કેટલા દિવસમાં તમે શીખેલા?'

"અરેરભાન! મારા બાપદાદાનો ધંધો સુધારનો છે. નાનપણથીજ આ કામને ઘર પર બનતાં જોયાં કરતો હતો. અને જાતે પણ કંઈ ઘડઘાટ કરતો. આ પાનનું તો શરૂઆતથીજ પેદા કરી લેતો. હમણાં તો હું પાકો થઈ ગયો છું."

"ઠીક! દરરોજની શું આમદાની કરી લો છો!"

"કંઈ ખાસ નથી! સમય પર જેવું કામ આવી જાય, તેવી આમદાની થઈ જાય છે."

"તો પણ!"

"સાહેબ! કંઈ ઠેકાણું નથી! કોઈ દિવસે તો કંઈ પણ નથી મળતું, અને કામ આવી ગયું તો વીસ પચીસ રૂપીઆ હાથમાં આવી જાય છે."

"સરેરાશ શું પડે છે?"

"પરમાત્મા આપનાર છે. ન આપે, તો ભૂખે ન મરી જઈએ! કપડાં લત્તાં, ખાવુંપીવું વગેરે ખરચ આ આમદાનીના ભરોસે છે."

"તો થઈ જતી હશે સો સવાસો રૂપીઆની આમદની મહીના દિનમાં!"

"હાજતો! એનાથી ઓછી હોય, તો કામ કેવી રીતે ચાલે?"

"કેટલું ભણ્યા?"

"હ, હ, હ, હા! ગુજરાતી ત્રીજી પણ અધુરી મૂકી છે. સાહેબ! અમારા કામમાં બી. એ. થવાની જરૂર પડતી નથી."

અમારી આ વાતો ચાલતી હતી, કે સામે એક જેન્ટલમેનને દરજી સાથે ઝઘડો કરતાં સાંભળ્યો. દરજી કહેતો હતો 'તુલન કોટની સીલાઈ ચાર રૂપીઆથી એક પાઈ પણ ઓછી લેવાનો નથી."

"પણ તેં તો મારા સામેજ પાંચ કલાકમાં કોટ તૈયાર કરી નાંખ્યો છે! આખા દિવસની મજુરી એક અભણ માટે ચાર રૂપીઆ વધારે છે." જેન્ટલમેને તડુકીને જવાબ આપ્યો.

"હું અભણજ છો રહ્યો! તમે તમારી બી. એ.ની લાયકાત તમારા ગજવામાં લપેટીને રાખી મૂકો. મજુરી કરી છે અને મજુરી લઈશ. ચાર રૂપીઆ આખા હાથથી મશીન પર

મૂકી દો!" દરજીએ પણ એપરવાઇથી જવાબ આપ્યો. જેન્ટલમેને લાચાર બની ચાર રૂપીઆ આપી દીધા.

મારા મગજમાં ચક્કર આવવા લાગ્યા. હું મારો મુકાબલો એ દરજી સાથે કરીને મનમાં ને મનમા હસી ગયો. છતાં દરજી પાસે જઇ પૂછ્યું, "ભાઇ, ટેલર! શું હતું? શેનો ઝઘડો હતો?"

"પેલા દેશી સાહેબનો ગરમ કોટ બીજા આદમીનાં કપડાં પડનાં મૂકી સ્પેશિયલ સીવી આપ્યો, તો પાંચને બદલે ચાર રૂપીઆ આપતા પણ તેમના પેટમા ચુંક ચાલેલી!" દરજી એક ચાલુ શબ્દની ઢબે બોલ્યો.

"આ દુકાન ચલાવતા તમને ખર્ચ શુ થએલો?"

"ખરચ શેનો? ખરચ બરચ કંઇ નહિ! મશીન પણ હપ્તેથી લાવેલો! તેના હપ્તા તો હવે ભરાઇ ગયા છે. મશીન મારૂં છે. એક કાતર અને આ મેઝરપટી! આ પાટીયુ તો મારા ઘરનો ઝુલો છે. ફક્ત જાત મહેનત છે!"

'દરરોજની આમદાની શું થઇ જાય છે?'

"આ બે શીખાઉ કારીગરો સાથે પાંચ સાત રૂપીઆ પેદા થઇ જાય છે."

"તમે આ કામ કેટલા વખતમાં શીખેલા અને કઇ કૉલેજમાં!"

"અમારે થોડું બી. એ. થવું હતું! ને કૉલેજ કૉલેજમાં જઇએ! ટેલરિંગ સ્કુલો તો હમણાં હમણા નીકળી છે. હું એક દરજીની ખાનગી દુકાનમાં રહી બે વરસમાં કામ શીખેલો."

"ભણ્યા છો કેટલું?"

"દસ દાન સુધી આંક પણ આવડતા નથી ગુજરાતી બીજીમાંથી માસ્તરને છુટી સ્લેટ મારી નાસી આવેલો"

એટલામાં ચાર પાંચ બુટ પોલિસ કરનારા છોકરાઓ ત્યાં આવી ચઢ્યા, અને ગેલમાં આવી બોલવા લાગ્યા. એક બોલ્યો. "એ રામલા! જો હું તો આ ગલીને પેલી ગલી ફરીને ઉભા બજારે આવ્યો; એટલામાં તો મેં સાડા છ આના લઇ લીધા."

"તારા કરતાં હું વધી ગયો. હું ચાર હોટલો માજ ફર્યો છું, એટલામાં તો મેં નવ આના લઇ લીધા છે." કાણીઓ ગર્વ સાથે બોલ્યો.

"બેસ, બેસ! તમારા બંને કરતાં હું વધી ગયો. મારી પાસે સાડી દસ આના આવી ગયા છે." મથુરીઓ ગજવું હલાવતાં બોલ્યો.

મારા મનમા આવ્યું, આ બુટ પૉલીશવાળા છોકરાંઓ કરતાં પણ હું ગયો! મારી બી. એ. ની ડીગ્રી તેમના આગળ ઝાંખી પડતી દેખાઇ. હું આગળ વધ્યો. મારી પછવાડે ગાંવાનો અવાજ સંભળાયો. ફરીને જોયું, એક ખટારાવાળો ઈંટો ભરી ગાડી હાંકે છે, અને મોજથી ઈંટોપર બેસી ગાવામાં મસ્ત છે.

"એઈ! તુ તો ગાય છે કે ખટારો હાંકે છે? હટાવ ખટારો! એક તરફ!", એક વિક્ટોરિઆ ગાડીવાળાએ કહ્યું.

"ગાવુ છું તેમાં તારા બાપનો શું ઇજારો છે?"

"ખટારાવાળો ઈંટો પર ઉભો થઇ ગયો. વાત વધી ગઇ. ગાળાગાળી પરથી બાથંબાથી શરૂ થઇ બાથંબાથીમા એક ઘાસવાળાને ધક્કો લાગી ગયો તે પણ ઉશ્કેરાઇ ગયો. ત્રણે જણા લડવા ઝઘડવા લાગ્યા. એટલામા એક માઉન્ટ પોલીસ તે તરફ આવી ચઢ્યો. તેણે ઝઘડાનું કારણ પૂછવા માંડ્યું.

સાહેબ, "વિક્ટોરિઆવાળો અને આ ઘાસવાળો એ બંને જણે મળીને મને મારો છે. અને ત્રણ રૂપીઆ દિવસની મારી મજુરી છીનવી લીધી છે." ખટારાવાળાએ ખુલાસો કર્યો.

"જુઠું છે સાહેબ! ઉલટો ખટારાવાળાએ મને માર્યો છે અને બે રૂપીઆ મજુરી આજે મે ઘાસ વેચીને મેળવી હતી, તે છીનવી લીધો છે." ઘાસવાળાએ રડતા સ્વરે કહ્યું.

માઉન્ટ પોલિસે શું ફેંસલો આપ્યો તેની

મને ખબર નથી, પરંતુ મેં સચોટ-રીતે એ નિશ્ચય કરી લીધો, કે આ જમાનામાં જ્યાં સુધી આમદની સાથે સંબંધ છે, સેકન્ડ કલાસ એજ્યુ-એટ કરતાં ઘાસવાળોજ સારો છે. પચાસ સાઠ રૂપીઆ માસિક પેદા કરી લે છે: બી. એ. પાસની પેઠે ઘરેઘરઃ માસિક વીસ-રૂપીઆની નોકરી માટે ઠોકરો તો ખાવી પડતી નથી હાય! બી. એ. પાસ! હું કંટાળી ગયો હતો અને થાકી પણ ગયો હતો, એક નિર્જન સ્થળે બેસી 'બી. એ. બનાકે કયું મેરી મિટ્ટી ખરાબ કી''ની પિંગળ પ્રુફ ગઝલ લલકારવા લાગ્યો.

બી એ. બનાકે કયું મેરી મિટ્ટી ખરાબકી!
ડીગ્રી ચેહ મુઝકો હો ગઇ સુરત અઝાબકી!
બી. એ. ને તો એબી બના કે છોડ દીયા હય!
મુશ્કિલસે પાઈ મિલતી હય નાનો કબાબકી!
ખફગીથી નોકરી કે લીયે ઓર બના બી. એ.:
મિલતા જવાબ હય ન જરૂરત જનાબ-કી!
ઘલતે શબાબ તો બદતરસી હો ગેઈ.
બી. એ. બના તો ખોઈ હય લઝ્ઝત નવાબકી!
એક રોઝ અસ્સે દૂકાં જો હુવા મેરા ગુઝર;
બયઠે હુવે થે શેઠ-થી સુરત મિર્ઝાબકી!
પુછા કે તલબ નોકરી કી હય મુઝે જનાબ;
બોલઊઠે – સુનો આ લ...સ હાં સે શિતાબ કી!
ઇન્કાર કિયા તેલી ત બોલીને;
દરવાઝે તો તકને હી લગા સુરત જનાબકી!
એડિટર તો એંટ કે સાથ બોલ ઉઠે યું:
"નોવેલ્સી, તુમ એજન્સી ખોલો કિતાબકી!
બુટ પૉલિશ પે આખરિશ આમાદા હુવા મૈંય;
રેહતી સુબ્હસે શામ તક સુરત હિજાબકી!
જિસ જા ગયા વહાંસે નાકામ હી ફિરા;
કહેતા કોઈ દુકાનતો ખોલો શરાબકી!
તિફલી મંય એ. બી. સી. ડી. કે બદલે અલેફ બે:
પઢતા તો રોઝ મિલતી યકીનન સવાબકી!
એસા હી થર તો 'ચિશ્તી' બનતા ન બી. એ. મૈંય;
બી. એ. બનાકે કયું મેરી મિટ્ટી ખરાબકી!



એ. સી. ચિશ્તી (હાલ રાંદેર)

# પ્રેમ ભાવના

હૃદયની રસભિની ઉર્મિઓ

લેખકઃ "આઝાદ"

મ્હારા જીવનનો પ્રકાશ છીનવીને
હવે ત્હું આ ઇચ્છે છે—
ફરી ત્યાં ચાલી જાય,
જ્યાં મ્હારી અભિલાષા વિહાર કરે છે.

● ●

શું પ્રેમ પણ સૌન્દર્ય પેઠે નશ્વર હોય છે.
નકલી ચળકતી વસ્તુઓની પેઠે
શું પ્રેમ મંદ પડી જાય છે?
શું પ્રેમ નકલી પણ હોય છે?

● ●

પ્રેમ સમયના બંધનથી આઝાદ હોય છે.
ત્હેને કોઇ ઝંજીર પહેરાવી શકતું નથી.
પ્રેમ આઝાદીના આત્માનું બીજું નામ છે.
ત્હેને બંધનમાં કોઇ જકડી શકતું નથી.

● ●

ત્હું મ્હારા જીવનમાં પડછાયા સમ આવી
અને આ પડછાયાએ
મ્હારા આત્માને ઝળકાવી દીધો.
કેવો પ્રકાશવંત પડછાયો?
કેવો ચળકાટપૂર્ણ અંધકાર?

● ●

પ્રેમ તો આત્માનો ખોરાક છે.
દેહનો શણગાર નહીં.

ત્હેં તારા દેહને શણગારી લીધો.
પણ આત્માનો શણગાર?

● ●

આજે મ્હારો આત્મા ફસાઈ રહ્યો છે
જેવી રીતે ત્હારા કેશની લટ.
આ તો કોઇના માટે વ્યાકુળતાનું
પરિણામ છે
કિન્તુ મ્હારા આત્માની ગુંચ?

● ●

વાજીંત્રના મૌન તારોને છેડીને-
ત્હેં સ્વપ્નમય આલાપોને જાગૃત કર્યાં
ત્હેંજ જગાડયા છે.
ત્હુંજ સાંભળ.

● ●

ત્હેં રાખના ઢગલાને વિખેરી-
ત્હેમાંથી દબાયલી ચિણગારીઓ કાઢી
ત્હેને ફુંકીને ભડકાવી.
શું આંસુથી બુઝવવા માટે?

● ●

કળી પોતાની ખૂશબૂમાં વીંટાઈ-ઉંઘી રહી
હતી.
અકળે ગલગલીયાં કર્યાં—
કળી હસી પડી.
સમીરનો એક ઉન્હો ઝોંકો આવ્યો.
અને ખિલખિલાટ કરતા પુષ્પને બાળી દીધું

● ●

ત્હેં કહ્યું હતું કે "સ્ત્રી" કદી ભૂલતી નથી
પુરૂષ જલ્દી ભૂલી જાય છે,
હા! ખરૂં છે-
હું આ ભૂલીરહ્યો છું- ત્હું ભુલતી નથી

ત્હેંારી કાતિલ દ્રષ્ટિએ દિલના ઝખ્મોને
છોલી નાંખ્યા.
જે કદાચ એમ પણુ રૂઝાતા નહીં.
શું આ ઉપકારનો ઉત્તર
આંસુ હોઇ શકે?

● ●

પ્રેમ આત્માની પૂકાર છે.
ઇચ્છાઓ થાકી જાય છે.
પણું પ્રેમ સમયની સાથે ખિલે છે.
દેહુ નષ્ટ થાય છે. અને આત્મા જીવે છે.

● ●

ત્હેં સ્વપ્નમાં જાગતાં જોયું હતું.
હવે નિંદ્રામાં પણુ દેખાતું નથી.
ત્હેં માૠું સ્વપ્ન છીનવી લીધું.

જેણે મ્હારા જીવનને રૂપાળું બનાવી
રાખ્યું હતું.

● ●

દિપક હતો પણુ મૌન.
ત્હેં ત્હેને ચેતવ્યો.
શિખાઓએ દિપકને બાળી નાંખ્યો.
અને માત્ર ઠંડા આંસુ, રહી ગયાં.

# અમૃત કે ઝેર!!!

લેખક
"મજનું" (ટંકારીઆ)

ઝુલેખા યૌવના હતી, રૂપ અને રંગ, સોનું અને સુગંધી સાથેજ હતાં. ખુદાએ તેના હુસ્નમાં ખામી ન રાખી હતી. સુંદર શરીર, મધુર આકૃતિ, મોતી જેવા દાંત, જાણે દાડમની કલીઓનો ભાસ આપી રહ્યા હતા. જોનાર ઘડી બેઘડી સુખદુઃખ ભૂલી જાય.

હા! ઘણે અંશે, થોડાક અપવાદ સિવાય પુરૂષનો આત્મા સૌંદર્યનો પૂજક રહ્યોજ છે. અહીં અને તહીં કોઈ અનુપમ સૌંદર્યની સુરખીની આશા મનુષ્યને કદી એ તજતીજ નથી. આશા હોય યા ન હોય પરંતુ ઘણાજ એ સૌંદર્યના ભોગી બની હૃદયને બેચેન કરે છે.

× × ×

શાદીનો પ્રસંગ હતો. ઝહીરને ત્યાં જવાની ફરજ પડી, દુન્યાના સ્વાર્થી મનુષ્યોથી દૂર ને દૂર નહાસતો ઝહીર તે દિવસે ન છટકી શક્યો હા! ઝહીરની મોટી ભાભી પણ સાથે હતી અને તેના પીયરમાં શાદી હતી એટલે પોતાને એકલપણું લાગતું. અકુલો ઝહીર અહીં તહીં જોતો, એની દૃષ્ટિ અચાનક સ્ત્રી મંડળમાં લગ્ન–ગીત લલકારતી એક લલના પર પડી!

તે શરીરે સાધારણ સ્ત્રીઓ કરતાં ઉંચી એકવડું શરીર, નૈસર્ગિક લજ્જા, પ્રૌઢાવસ્થાની, ધીમી નહિં પરંતુ વેગવંતી ચાલ! તોફાની નહિં પણ નિર્દોષ નયનો. આ બધું ઝહીરને ગમ્યું. ગીત ગાતા કર્ણેન્દ્રીય તે તરફ માંડી. અને બારીકાઈથી તેણીનો અવાજ સાંભળી લીધો. તે એને ગમ્યો. ઝુલેખાને જોઈ, જોતી ગમી, જોતાંજ એને અદ્‌ભુત આકર્ષણ લાગ્યુ ભાભી સાથે આ વિષયની ચર્ચા કરી પૂછી લેવું એવો નિર્ણય કર્યો. પરંતુ એની હિંમત આગળ ન વધી.

આ બનાવ પછી તે હંમેશાં બેચેન રહેતો અને તે સૌંદર્ય આરાધનામાં મસ્ત દીવાનાની જેમ ફરતો. સ્વપ્નમાં પણ તે સુંદર મુખડું જોતો. ફરી પરોઢ થતાં એજ યાચના કરતો "અહા! એ સુંદર મુખડું! વિધાતાએ કઈ વેળાએ બનાવ્યુ હશે?" યાદ આવતાંજ છાતી ચીરાતી, મસ્તક ભમતું, અને નેત્રોએ અંધારાં આવતાં, 'હૃદય પીંજરનુ એ સુંદર પક્ષી કયા માળામાં રહેતું હશે? હશે કોઇ એનો માલિક?" આવા કલ્પના તરંગોમાં સમય વ્યતિત કરતો હતો. અંતે ભાભીને પૂછ્યું "એ કોણ હતું?" ફરી ફરી ઉલટ તપાસ કરી; પણ ભાભી રહેલાઈથી માને તેમ ન હતી. છતાં કંઈક જાણવાનું મળ્યું. "પારકી છોકરીને માટે આટલું બધું પૂછવાનું શું પ્રયોજન?" એ સવાલે ઝહીર સહેજ શરમાયો. પછીથી મધુરાણીની અદાથી સંભળાવ્યુ કે "એ કુમારીકા છે અને ધારીએ તો એને આપણા રાજમાં લાવી શકીએ તેમ છીએ." ભાભીના શબ્દોથી ઝહીરને શાંતી વળી. કોઈ દયાની દેવી તેને મસ્તકે ઉભી હો' એમ ભાસ થયો. કૃતજ્ઞતાથી નયનો નીચાં ઢાળ્યાં ઝહીરની જીજ્ઞાસા એ પાપ ન હતું, વાસના ન હતી, અગમ્ય ભૂતજીવનના ચમકારા હતા ઝહીરને પુરૂષના જીવનમાં હૃદયમાં સ્ત્રી સ્થાન કેવું છે તે સમજાયું. વાંછના જન્મે, ત્યાં ઉપભોગની જરૂર આવશ્યકતા હોયજ. અને આખરે એ વાંછના, એ આશા એ વિચારોનો જય થયો મતલબ કે ઝહીરનું વેરાણ ઝુલે[illegible] નક્કી થયું!!

× ×

બન્ને પરણીને ઘેર ર[illegible]
સરખામણી કરી જોઇ.

તે તેને ઉચિત ન લાગ્યું. પણ એ પળ તે નવોઢા અરે શરમાળ નવ યૌવનાને નિહાળી. તે ગમી, પ્રિય વાંચક! ઇસ્કનો જાણકાર હોય તો ઇસ્ક તેજ ચીજ છે કે બધું સમરેખ દેખાય.

"ઝુલૈખા કેમ નથી બોલતી?" મહા મહેનતે પ્રયાસ કરતાં એ શબ્દો ઉચ્ચાર્યા પછી ઝકીર ઝુલૈખાના મંજુલસ્વરની અપેક્ષા રાખી ઉભો.

"શું બોલું મને નથી સમજાતું?" એ બોલી.

એટલામાં ઝુલૈખાની સાથે એના પીયરથી આવેલી તેની એક સહીયેર જે રિવાજ પ્રમાણે તેની સાથે તેના સાસરીએ આવી હતી; તે ત્યાં આવી ઉભી અને ઉભયને જોઈ રહી. પછી હસી. ખડખડાટ હસી, તેણીના નયન ચમકયાં. એના અવાજથી ચમકેલી ઝુલૈખાએ પાછું જોયું. "કેમ બ્હેન! હવે હું જાઉં કેની? હવે મારો શો ખપ રહયો? કહેતાં હતાં કે મને નહિ ગમે? પણ હવે તો પરણ્યાં એટલે પારકાં થઇ ગયાં?"

ઝકીર સઘળું જોઈ રહયો. અને એ તોફાન પણ એને ગમ્યાં. મનમાં ગણગણ્યો "કેવી મઝેની ઝુબૈદા!"

મનમાં ઘડેલા મનોરથો રહેજ તૂટયા. હા! ઝુબૈદાને નિહાળીને. પરંતુ ઘડી પછી "છટ્! આવા નિર્ધરો મને ન હોય!" એમ બોલી ઝુલૈખા તરફ ફર્યો. ઝુલૈખા ન બોલી "એનામાં ઝુબૈદાનાં તોફાન ન હોય તોય શું? સાધારણ છોકરીઓ જેવી ન હોય તોય શું ખોટું!" હૃદયને કંઇ સમજાયું નહિં.

"અથડાતાં હૈયાં"ની જ્યમ એની દશા થઈ.

ઝુબૈદાના જેવીજ એ હશે પરંતુ રહેજ શરમાતી હશે એમ તેને લાગ્યું.

ઝુબૈદા દેખાવડી હતી. એને મુખડે ચમકતી નિરંક હાસ્ય રેખા વિદ્યુતના ચમકારાની જ્યમ હતી, તેની આંખમાં તોફાન હતું, હૃદયમાં આનંદ હતો, બોલતી ત્યારે જાણે મોતી વરસતાં. સાધારણ ઉંચાઇ હતી. નયનોમાં જાદુ હતો મુખ મુદ્રા પ્રતાપી હતી. એના હાવ ભાવમાં આકર્ષણ હતું. ઘડીના છઠ્ઠા ભાગમાં ઝકીરે સઘળું જોઇ લીધું. અંતરમાં ઉતરી ગયું, અને કલ્પનાને રૂચ્યું.

× × ×

તે પછી ઝુબૈદા ઝકીરના જગતમાંથી અદ્રશ્ય થઇ ગઈ. એનો દૂરના અવાજનો રણકો, એ નયનનાં તોફાન, હૃદયના ઉલ્લાસ અને એ કામણગારૂં સૌંદર્ય ઝકીર સ્મૃતિમાં અવશેષજ રહ્યાં.

આ તરફ હસતી શરમાતી ઝુલૈખા ઝકીરની સોડમાં ભરાઇ ગઇ. ઝકીર અને ઝુલૈખા પરણ્યાં, અને જુનાંએ થઇ ગયાં. યુવાનીની મસ્તીમાં ઉભય મશગુલ થયાં. પરસ્પર પ્રેમ પ્રગટયો. ઝુલૈખા, ઝકીર બોલતાંજ તેના બોલને ઉપાડતી. સદ્ગુણના ભંડારસમી ઝુલૈખા, ખુદામાં સંપૂર્ણ આસ્થા રાખનારી ઝુલૈખા, મુસ્લિમ સંસારની ડુબતી નૌકાને સરળ રસ્તારૂપિ ટેકો આપનારી ઝુલૈખા! સ્હવારથી સાંજ સુધી ઝકીરના અનેક હુકમો ઉઠાવી નાખું કે મોડું, એવું દરેક કામ એક સાચી અર્ધાંગના તરીકે પૂર્ણ કરતી.

પોતે વ્હેલી ઉઠતી. પતિ ઉઠે તેને માટે અનેકાનેક તૈયારીઓ કરતી અને સંધ્યા થતાં આ બારી પેલી બારીએ આતુર નયને પતિના આગમનની રાહ જોતી. આખીએ જહાનમાં કોઇ પોતાના પતિ સિવાય પુરૂષ છેજ નહિ એવી વૃત્તિથી પતિપરાયણતા સેવતી. પરણનારનેજ ચ્હાવું એ ધર્મ આસ્થા, એ બધુંજ એનામાં હતું,

× × ×

ઝકીર પ્રથમ તો મોહ નિદ્રામાં પડયો. એ અદભુત સૌંદર્યનાં ઘેન એને ચઢ્યાં કંઈ. કંઈ મનોરથોને એણે ધૂળમાં મળી જતા પણ જોયા. એણે મન વાળ્યું. સ્વભાવમાં કંઈક જુદીજ અપેક્ષા રાખી હતી, તે એને ન જડી.

સમાન, તુષ્ટિની આશા રાખી હતી. એક એકના વિચારોની આપ લે થાય તેમ એણે ધારેલું. "શું ઝુબેદા કોઈપણ વસ્તુમાં ભાગ ન લે? ઝુબેદા જેવી લાગણીઓ તેનામાં ન ઉતરે! એ રસછોળનો સમાગમ ન થઈ રસિકતાની લહેજત ન માણી શકે? એ રસ-છોળના ફુવારા એનામાં પણ ન ઉડે? "અને હા! એ નિદ્રામાંથી જાગ્યો. એના વિચારોનું પરિવર્તન થવા માંડયું. "ઝુલેખા! આ તારાથી ન થાય! આ ઠેકાણે તારાથી ન જવાય!" એવા અનેકાનેક હુકમોનું પ્રતિબિંબ પડવા માંડ્યું. 'તેં ફલાણા સાથે કેમ વાત કરી? ફલાણે વખતે હસતીતી શું કામ?" એવા સવાલો પૂછાવા મંડયા અને ધણી તરીકેની જોહુકમી ચાલવા માંડી.

વાંચક! સ્ત્રી એટલે એને વ્યક્તિત્વજ નહી! સ્ત્રી એટલે ઘરની ગુલામડી! સ્ત્રી એટલે વાસીદું વાળનાર ચાકરડી! સ્ત્રી એટલે રોટલા ટીપનાર! સ્ત્રી એટલે વિષય વાસના તૃપ્ત કરવાનું સાધન! ઝહીર કુટુંબથી છુટો પડયો. ઝુલેખા જુના

નાની મુસ્લિમ સંસારની આદર્શ મહીલાની જેમ નિર્મળ જીવન જીવવામાં આનંદ માનતી. ઇન્ફલુએન્ઝાની બીમારી ચાલતી હતી અને ઝુલેખા પણ એજ બીમારીનો ભોગ થઇ બીછાના પર પડી. જેથી સારવાર માટે ઝુબેદાને બોલાવવાની એને ફરજ પડી. ત્રણ ચાર વર્ષના લાંબા સમય પછી ફરી ઝુબેદા ઝહીરની નજરે પડી! પ્રથમ જોઇ હતી, ત્યારે કુમારી હતી, હવે પરણી હતી, અર્ધુ ખીલેલું પુષ્પ લો અને સુંઘો. પાંખડીઓ ખીલી જાય, તે વખતે તેની સુગંધી અજબ મેંહકે છે. એ ગૌરવદન; સુંદર ધારીલું નાક; ચમકતી કીકીઓ. વિશાળ ભાલ પ્રદેશ નાજુક હોઠ, અને હોઠથી સરી પડતું સ્મિત. એ ગૌરવ ફરી ફરીને એ મદમાતી ચાલ બધુ ઝહીર જોઇ રહ્યો તાકી તાકીને!

ત્રણ ચાર વર્ષ પહેલાંની તોફાની ઝુબેદા આંખ સમીપ તરવરી. એને એના જીવનની ધન્ય પળ દેખાવા લાગી. ઝુલેખાની માવજત એ સારી રીતે કરતી. અને ઝહીર નિરખી ટીકી ટીકીને નયન દ્વારા તેનાં સૌંદર્યનું રસપાન કરતો!

સંધ્યા પછી ઝુલેખાને કંઇક આરામ આપવા એ દિલરૂબા વગાડતો. અને રાત્રે બંને સખીઓ સ્નેહ ગોષ્ટિ કરતી: તેમાં એ કદી અડપલું ન કરતો. ઝુલેખા ઘણીજ અશક્ત હતી. ઝહીરનાં પુસ્તકો પણ ઝુબેદાજ ગોઠવતી. કદી કદી બારણામાં ઉગાડેલી ચંપેલીના ફુલડાં વીણીને તે ઝહીરના ટેબલને શણગારતી અને કદી કદી ઝહીરના પુસ્તકનાં ઉઘાડાં પાનામાં એ પુષ્પો મૂકતી કેવું રસિક જીવન!'

ઝુબેદાને 'ઝુલેખા–ઝહીરના પંથમાં રસિક-તાજ ભરેલી છે." એવો ખ્યાલ હતો. ઝુલેખા વિણ ઝહીર બેબાકળો બને છે." એવું તે કલ્પતી અને ઝુબેદા પરણી હતી પણ તેને ઝુલેખા જેવું રસિક જીવન નહોતું મળ્યું એની કોઇને કદર નહોતી! લોકો એને ઉધ્ધત કહેતા. એ નિર્દોષ મૃદુ રસિક હદયના ઉલ્લાસ એના પતિથી ઝિલાતા નહિ. એના પતિને એ નાદાન મૂર્ખ છોકરી લાગતી. એના ઉપર અંકુશ રાખવાની જરૂરત એના પતિને લાગતી. એની વૃત્તિઓને સ્થાનજ ન મળ્યું! એની કલ્પના ઓછે જવા માંડી! ખીલતી જુવાનીમાં તેને પ્રૌઢાવસ્થા સ્વિકારવી પડી! અંતરમાં આઘાત થતો. બળવો કરવા મન તૈયાર થતું; પરંતુ વાંચક! આખરે તો એક અબળાજને? વળી મુસ્લિમ સંસારના ભયંકર વાતાવરણ સામે એના જીવનના ઉત્સાહનું નવું જોમ કેમ ટકાવી રાખે?

દિન પર દિન નિર્માલ્ય જીવન જીવતી હતી. તેવામાં ઝુલેખાનું તેડુ આવ્યું. ઝહીરને અહીં ઝુબેદા ઘણીજ ગમી. "ઝુલેખાને ઠેકાણે ઝુબેદા હોય તો કેવું સારૂં!" એવી વાસના પેદા થઈ! ઝુબેદા સાથે

રહેવાનું રૂચ્યું. તેની સાથે બહાનું શોધતો "આ તમારો કાગળ આવ્યો છે." એવું કહી ઘણીયે વાર તેણીના મુખ સૌંદર્યનું દૂરથી રસ-પાન કરવા તલસતો. તે ઝડપથી વાંચી જતી. ઘણી વખત વિયોગી પતિ તરફથી વપરાયલા વિશેષણો વાંચી તે હસી પડતી. એ હાસ્ય એ તોફાન ઝહીરને કંઈ કંઈ કરી નાંખતાં. "ક્યાં વાદળી અને ક્યાં વિજળી? ક્યાં ઝુબૈદા અને ક્યાં ઝુલૈખા?" ઝુલૈખા એક નિર્માલ્ય ઘરરખુ ગૃહીણી, અને ઝુબૈદા તો રસિકતાની રસવેલ!" ઝુબૈદા ભોજન તૈયાર કરતી ઝહીરને એ સ્વાદિષ્ટ ભોજનને આરોગતાં અલૌકીક લિજ્જત પ્રાપ્ત થતી. ઝુબૈદા ખાતાં ખાતાં પ્રશ્ન કરતી. 'કેમ ઝુલૈખા બ્હેન જેવું મને આવડે છે ને?" આ પ્રમાણે વાર્તાની પહેલ કરતી. દિવસે દિવસે ઝુબૈદામાં ઝહીરને વધુ આકર્ષણ લાગ્યું!

એ આકર્ષણનું મોહના રૂપમાં પરિવર્તન થયું. ઝુબૈદાને પોતાની કરવા ઝહીરનું દિલ પીગળ્યું. વાંછનામાંથી વાસના પેદા થઈ! ઝુબૈદાના પરમ સૌંદર્ય, રસિકતા અને બુદ્ધિ ચાતુર્યે ઝહીરને દીવાનો બનાવ્યો, પરવશ કર્યો!

× × ×

વર્ષા ઋતુ હતી, છતાં નિર્મળ રાત્રી હતી. ચંદ્રમા પ્રકાશ આપી રહ્યો હતો. તારલાઓ ચમકી રહ્યા હતા! ઝુલૈખા હવે સ્હેજ હરતી ફરતી થઈ હતી; પરંતુ અત્યારે નિંદ્રાધીન થએલી હતી. ઝહીર અગાસીમાં બેસી આકાશના તારા ગણતો હતો. ઝુબૈદા હજુ ગૃહ કામમાંજ પરોવાયલી હતી. તે કામમાંથી નિવૃત થઈ આ તરફ આવતી જણાઈ. આજે હંમેશ કરતાં ઝુબૈદા વિશેષ સુંદર લાગી. એ મદભર નૈનોનાં ઘેન એને ચડ્યાં. એ ચાલ, એ અંગેઅંગની મોહકતાએ એને ઉત્તેજીત કર્યો, પરવશ કર્યો!

એ સૌંદર્યનો કૈફ એને ચઢ્યો. એણે એક ઉનો નિશ્વાસ મૂકયો, અને વિનંતિ કરી "ઝુબૈદા જરા પાણી?"

"લ્યો પાણી" જાણે મધ્ય રાત્રિયે કોયલ ટહુકી. એ અવાજ ઝહીરને કાને અથડાયો. ક્ષણ બે ક્ષણ એ જામ ઉભયનાં હાથમાંજ રહ્યું ઝુબૈદાનો હાથ નીચે અને ઝહીરનો ઉપર. ઘડીભર મુગ્ધ નૈનોથી એને જોઈ રહયો. એના સલીત અંગોની ઉષ્મા ધબકતા હૈયાને શાંત કરવા ઈચ્છતી એ સ્પર્શ ઝહીરને ગમ્યો એ આંગળીઓ છોડી દેવાનું ઉચતિ ન ધાર્યું, એના અંતરને ટાઢક વળવા લાગી

"ઝુબૈદા!" આંખના પલકારા જેટલી વાર ઘેરાયો અને બોલ્યો "તમે મને મળ્યા હોત તો!" એ લવી ગયો.

ઝુબૈદાએ હાથ ખેંચી લીધો અને બોલી. "ભાઈ ઝહીર શું બોલ્યા?"

"ભાઈ શબ્દે ખરેખર વીજળીનું કામ કર્યું." ઝહીર નીચે બેભાન થઈ ઢળી પડયો અને પોતાનું મોઢું બંને હાથે ઢાંકી દીધું.

મૂર્છા વળી ત્યારે ઝહીરે શું જોયું કે પોતાનું મસ્તક ઝુલૈખાના ખોળામાં હતું. વળી પાછો આંખ બંધ કરતાં લવ્યો "બહેન ઝુબૈદા શું મને માફ કરશે?" ઝહીરે મનમાં પ્રશ્ન કર્યો ઝુબૈદા ભલે અમૃત હોય; પણ મારા માટે તો ઝેર છે!"

---

# સદરલેંડ




[રશિયાની રાણી કેથેરાઈનના કાળની એક દિલચસ્પ ઘટના.]

[રાણી કેથેરાઈનના કાળના રશિયા ખાતેના ફ્રેંચ એલચી 'ઝગેરૂ'એ રાણીના ખજાનચી 'સદરલેંડ' વિષેની એક દિલચસ્પ ઘટનાનો પોતાની આપવીતિમા ઉલ્લેખ કર્યો છે. 'કારવાં'ના વાંચકોની જાણ માટે તે અત્રે રજુ કરવામા આવે છે]

એક દિવસ પ્રાતઃકાળ સમયે અચાનક સૈનિકોએ સદરલેંડના મકાનને ચોતરફથી ઘેરી લીધું. એક અફસરે સદરલેંડને સંબોધતાં કહ્યું.

"મી. સદરલેંડ !...માફ કરજો ! આજ એક અત્યંત ગોઝારી સેવા મ્હારે સ્વાધીન કરવામાં આવી છે."...

સદરલેંડની વિસ્મયતાનો પાર રહ્યો નહિ. તે ભયભીત થઈ અફસર તરફ જોવા લાગ્યો. અફસર પુનઃ બોલ્યોઃ—

"આવી ભયંકર સઝા તો મ્હેં ક્યાંય દીઠી કે સાંભળી નથી તમે એવો તે શો અપરાધ કર્યો છે" ?

"મ્હેં...અપરાધ ?" સદરલેંડે આશ્ચર્ય ચકિત થઈ પૂછ્યું : "મ્હેં તો કોઈ અપરાધ કર્યો નથી.

"...મ્હારા માટે શી સઝા તજવીજ થઇ છે ?"

"મ્હારામાં એ વ્યક્ત કરવાની શકિત નથી. ...આહ ! અતિક્રુર એ સઝા છે. એની કલ્પના માત્રથી મ્હનેતો ધ્રૂજારી છુટે છે."

"કદાચ રાણીનો વિશ્વાસ મ્હારા પરથી ઉઠી ગયો હશે."

"અગર એમ થયું હોત તો મ્હને તમે આવો લાગણીવશ—નિડાળતે—નહિ...વિશ્વાસ તો બીજીવાર પણ પ્રાપ્ત કરી શકાય છે."

"તો શું મ્હને દેશનિકાલ કરવામાં આવશે ? ...કદાચ મ્હને સાઇબીરીયા ધકેલી દેવામાં આવે ......આહ...

મ્હને શી ખબર હતી કે આ મનહૂસ ઘડી મ્હારી કિસ્મતમાં લખેલી હશે !"

"એક હદ લગી એ પણ સારૂં હતું... અમે તમારા પાછા ફરવાની આશા પણ રાખી શકતા હતા."

"તો શું તમો મ્હને કાળ–કોટડીમાં પૂરી દેશો"

"નહિં, કયદખાનાની સઝા પણ આપના માટે તજવીજ થઈ નથી."

"હે ખુદા ! તારી પનાહ !" સદરલેંડ માથા પર હાથ ફેરવતાં બોલ્યો. "ત્યારે મ્હને શૂળીએ ચઢાવવો હશે ?".

"શૂળી ?" અફસર બોલ્યો. ખરેખર એ પણ ભયંકર સઝા છે...પરંતુ તેમાંથી પણ બચવાની ઉમીદ રાખી........"

"ત્યારે ઝટ, કહી નાંખો કે મ્હારી ગરદન ઉડાવી દેવામાં આવશે ?"

"મહારાણીની આજ્ઞા છે કે...આહ કેવી ક્રુર આજ્ઞા...એનો પુનરોચ્ચાર કરવાની અમારી ઝબાનમાં તાકત નથી...."

"ભાઈ ! આખિર તમે કહેવા શું માગો છો ?" સદરલેંડ કંટાળી જઈ બોલ્યો.

"સદરલેંડની ખાલ ખેંચી તેમાં ભુસું ભરવાની રાજઆજ્ઞા થઇ છે."

એ સાંભળીતાંજ સુદરલેંડ ધુંવાં ફુવાં થઈ ગયો. તેણે ગજબનાક થઈ કહ્યું:--

"યા તો તમારી અક્કલ ઠેકાણે નથી. યા મહારાણીએ સ્વપ્નાવસ્થામાં આ આજ્ઞા ફરમાવી હશે."

"અફસોસ! વ્હાલામિત્ર! મ્હને એજ હુકમ મળ્યો છે."

સુદરલેંડની પરેશાનીનો પાર રહ્યો નહિ હિસાબ કિતાબ પુરતી તેને કેવળ અર્ધા કલાકનીજ મુદ્દત આપવામાં આવી. ભારે વિનવણીઓ અને કાકલૂદિઓના અંતે અફસરે સુદરલેંડને અર્લ-ખુરી ઉપર કાગળ લખવાની પરવાનગી આપી. તેણે ટુંકમાં આ ઘટનાનો ઉલ્લેખ કરી આ નાઝુક પરિસ્થિતિમાં પોતાની વ્હારે ધાવાની વિનંતિ કરી. કાગળ વાંચતાંજ અર્લ બેચેન થઈ ગયો. અને એકદમ રાણી પાસે દોડયો. સદ્‌ભાગ્યે રાણીએ તેને તેજ સમયે પોતાને મળવા પરવાનગી આપી......જ્યારે અર્લે સુદરલેંડની મુસીબતની કથા રાણીને કહી સંભળાવી ત્યારે તે પણ આભી બની ગઈ. આમ કેમ બનવા પામ્યું તે તેની સમજમાં આવ્યું નહિ. તેણે તુર્તજ અર્લને નિર્દોષ સુદરલેંડની જાન બચાવવા માટે દોડાવ્યો. સુદરલેંડના સદ્‌ભાગ્યે અર્લ વખતસર આવી પહોંચ્યો. અને રાણીનો હુકમ સંભળાવી ગરીબ સુદરલેંડને બચાવી લીધો.

જ્યારે ઉભય રાણી પાસે આવ્યા ત્યારે સુદરલેંડને નિહાળી રાણી ખડખડાટ હસી પડી. બન્ને બેઠા પછી રાણી કહેવા લાગી:---

"રાત્રે મ્હારો પ્રિય કુતરો જેનું મ્હેં મ્હારા ખજાનચીના નામ ઉપરથી 'સુદરલેંડ' નામ રાખ્યું હતું. તે મરણ પામ્યો એટલે મ્હેં હુકમ કર્યો કે 'સુદરલેંડ'ની ખાલ ખેંચી તેમાં ભૂસું ભરવામાં આવે. કોઈ બેવકૂફ હુજૂરીયાએ એ હુકમ સેનાધિપતિ સુધી પહોંચાડી દીધો અને તેઓ ગરીબ ખજાનચીનીજ ખાલ ખેંચવાને તત્પર બની બેઠા.

"રશીદહ બુદ બલાયે વલે બખયર ગુઝસ્ત"



"સીરતી"

# ફતાવા



લખનાર-મવલાના અહમદ હાજી આરેફ અશરફ સાહેબ, રાંદેરી

અમારા કેટલાક વાંચકોના આગ્રહથી 'સાદિક'ની જેમ 'કારવાં' માં પણ ફતાવાની કોલમ ચાલુ કરી છે. ફતાવામાં સવાલ પૂછનારે ત્રણથી વધુ સવાલો એક સામટા પૂછવા નહિ. [તંત્રી]

સવાલ-શું સ્ત્રી સસરાનો પરદો ના કરી શકે?

જવાબ-સસરો બાપના કાયમ મુકામ છે. માટે ઓરત પર સસરાનો પરદો કરવો જરૂરી નથી. ( કુતુબે ફિકહ )

સવાલ-કોઈના કેસમાં એક માણસ ગવાહ છે, તો તેને ગવાહીનું મહેનતાણું લેવું શું જાએઝ છે?

જવાબ-ગવાહી પર મહેનતાણું લેવુ હરામ છે. મગર જો ગવાહ બિલકુલ ગરીબ હોય તો ગવાહને જરૂરત જેટલો ખર્ચ તે વખતનો પોતા માટે અને પોતાનાં બાલ બચ્ચાંઓ માટે લેવો જાએઝ છે. પણ જરૂરતથી વધારે લેવો દુરસ્ત નથી. ( આલમગીરી ભાગ ૪ થો, પાનું ૨૩૪ )

સવાલ-આજકાલ કેટલાક લોકો છોકરાઓના કાન કોચાવી તેમાં બાલી પહેરાવે છે. તો શું એ જાએઝ છે?

જવાબ-મોટા માણસના કે ન્હાના છોકરાઓના કાન, નાક કોચાવવા અને તેમાં બાલી પહેરાવવી જાએઝ નથી. ન્હાના છોકરાઓને કોચાવવાનો ગુનોહ તેમના માબાપના સિરે છે. ઓરતો અને છોકરીઓને નાક, કાન કોચાવવા જાએઝ છે. ( દુર્રે મુખ્તાર )

સવાલ-ફોસફરસ ખાવું જાએઝ છે કે નહિ?

જવાબ-ફોસફરસ દવાના કામમાં આવે છે અને એવું ખાવું જાએઝ છે. કારણ કે એ હાડકાંની રાખમાંથી નીકળે છે અને દરેક હાડકાની રાખ પાક છે. કારણ કે બાળવાથી તેની અસલી માહીયત બદલાઈ જાય છે. એના ખાવા કે લગાડવામાં કંઈ વાંધો નથી.

સવાલ-કોઈ માણસ ગાએબ થઈ જાય પણ તેનો પત્તો માલુમ હોય કે ફલાણા શહેરમાં તે માણસ મોજૂદ છે મગર તે નતો પોતે આવે છે નતો ઓરતને બોલાવે છે અને ખર્ચ આપતો નથી તેમજ તલાક પણ દેતો નથી એ કારણસર તેની ઓરત હેરાન પરેશાન રહે છે, તો એવી હાલતમાં મજકૂર ઓરત ધણીના નિકાહથી છૂટા છેડા કરી બીજા કોઈ સાથે નિકાહ કરી શકે છે?

જવાબ-મજકૂર સુરતમાં એવા માણસ માટે ઈમામોનો એક મતે સહી મત એ છે કે તે ધણીને "ખુલઅ" પર કંઈ આપી રાજી કરવામાં આવે અને જો ધણી રાજી ન થાય અને ઓરત પાક દામનીથી પોતાના દીવસો ગુજારી શકતી હોય તો બેહતર અને જો એમ ન થઇ શકતું હોય એટલે તેણીનો ખર્ચ વિગેરેનો કોઈ બંદોબસ્ત થઈ શકતો ન હોય તો એવી લાચારીની હાલતમાં તેણી ઇમામ માલિક (રહે૦)ના મઝહબ પ્રમાણે પોતાનો છુટકારો આવી રીતે કરી શકે છે કે પહેલાં મુસલમાન હાકિમ સામે પોતાનો કેસ રજુ કરી ગવાહોથી પોતાના નિકાહ તે ગાએબ સાથે સાબિત કરે, ફરી આ વાત સાબિત કરે કે ન તો મારો ધણી ખર્ચ આપી ગયો છે ન તો ત્યાંથી મોકલે છે અને અહીં કોઈ જાતનો ન તો ઇન્તિઝામ કર્યો છે અને ન તો મેં ખર્ચ માફ કર્યો છે. મતલબ કે તેને શિરે ખર્ચ પણ સાબિત કરે અને એ વિષે સોગંદ ખાય એ પછી જો તેતો

કોઈ સગોસ્નેહી અથવા તો કોઈ બીજો તેણીના ખર્ચનો ઝામિન થાય તો બેહતર, નહિ તો હાકિમ તેની પાસે હુકમ મોકલે કે તું પોતે આવી તારી ઔરતના હક્કો અદા કર અથવા તેણીને તારી પાસે બોલાવી લે અથવા કંઇ બંદોબસ્ત કર (અથવા તલાક આપી તેણીને છુટી કર, અને જો એમાંની કોઇ પણ વાત તું મંજૂર કરશે નહિ તો અમો પોતે તમો બંને મર્દ ઔરત વચ્ચે છુટા છેડા કરી આપીશું એ ઉપર જો શૌહર કોઇ વાત કબૂલ ન કરે તો તે મુસલમાન હાકિમ વધુ એક માસની મુદ્દત આપે. મજ્બૂર હાલતમા જો તેણીની શિકાયત દૂર ન થાય તો તેણીની માંગણી પર હાકિમ ઔરતના છુટાછેડા કરી આપે. હાકિમ પોતાનું હુકમનામું આમ પત્રવ્યવહારથી ન કરે બલ્કે બે માતબર માણસોને મોકલાવે, ફરી જ્યારે હાકિમ તલાકનો હુકમ કરી દે અને ઇદ્દતની અંદર તેનો ધણી (ગાએબ) આવી જાય અને કાયદાસર તેણીનો ખર્ચ આપવા તૈયાર હોય તો એવી સુરતમાં તેને રજુ કરવાનો હક છે અગર રજુ કરી લેશે તો સહી થઇ જશે અને રજુ ન કરશે તો ઇદ્દત પછી નિકાહ તૂટી જશે. અને જો ધણી ઇદ્દત ગુજરી જવા પછી આવ્યો અને તેણીના દાવા વિરૂદ્ધ કોઈ વાત સાબિત કરી કે હું તેણીને ખર્ચ આપી ગએલો અથવા મોકલતો હતો અથવા ઔરતે ખર્ચ માફ કરી આપેલો. એ વાત ઘણી સહી રીતે સાબિત કરશે તો તેને હરહાલમાં ઔરત મળી જશે. સારાંશકે ઔરત ઇદ્દત બાદ બીજા નિકાહ પણ કરી ચૂકી હોય અને બીજા ધણીથી ઔલાદ પણ થઇ હોય તો પણ પહેલા ધણીનાજ નિકાહ કાયમ સમજવામાં આવશે. અને બીજા ધણીના નિકાહ બાતિલ ઠેરવવામાં આવશે. અને જો ધણી ઔરતના દાવાની વિરૂદ્ધ કોઈ વાત સાબિત ન કરે તો ઔરત તેને મળશે નહીં કારણ કે ઇદ્દત પૂરી થવા બાદ રજુ કરવાનો હક રહેતો નથી; જે સુરતમાં ઔરત પહેલાં ધણીને મળશે તે વેળા નતો પાછી નવેસરથી નિકાહની ઝરૂરત છે નતો બીજી મહેર વાજિબ થશે. જો બીજા ધણી સાથે તેણીને ખિલવતે સહીહા થઈ ચૂકી હોય તો ઇદ્દત વાજિબ થશે. એટલે ઇદ્દત ગુજરવા પહેલાં શૌહરને સોહબત કે ચુંબન વિગેરે કરવું દુરૂસ્ત નથી. પણ ઇદ્દત પહેલાં ધણીના મકાનમાં ગુજારે. અગર બીજા ધણી સાથે ખિલવતે સહીહા થઈ છે તો પુરેપુરી મહેર વાજિબ થશે. નહીં તો કંઇ વાજિબ થશે નહીં. આ વાત ખૂબ યાદ રાખવી કે એવી બાબતોમાં મુસલમાન હાકિમનું હોવું ઝરૂરી છે. ગેર મુસ્લિમનો હુકમ ચાલશે નહીં એ સિવાય પણ કોઈ બાબત હકીકત પુછવી દરકાર હોય તો પુછી વળવું પડશે પુરેપુરી માહેતી મેળવ્યા વિના ઉતાવળે એવી નાઝુક બાબતમાં પગલું ભરશો નહીં. (અલહીલતુન્નાજિઝહ)

સવાલ–ચુલામાં સ્પીરીટ બાળવું જાએઝ છે કે નહીં? તે લખશો?

જવાબ–ચુલામાં સ્પીરીટ બાળવું દુરૂસ્ત છે. (ઇમદાદુલ ફતાવા)

સવાલ–મસ્જિદમાં વિલાયતી રંગ લગાડવો કે જેમાં સ્પીરીટ આવે છે એ વિષે શું હુકમ છે તે જણાવશો?

જવાબ–મસ્જિદ અલ્લાહનું મકાન અને પવિત્ર જગ્યા છે એમાં સ્પીરીટવાળો વિલાયતી રંગ મસ્જિદના પૈસાથી કે કોઇના પૈસાથી લગાડવો જાએઝ નથી.

સવાલ–રંગુન (બરમા) ખાતે સલામી લેવાનો રિવાજ છે તે એવી રીતે કે કોઈ આપણી દુકાન ભાડે રાખવા આવે તો મકાન માલિક તેને કહે કે દુકાનનું માસિક કિરાયું રૂા ૨૦૦) પણ સલામીના રૂા. ૫૦૦) પહેલાં આપો તો આ મારી દુકાન માસિક રૂા. ૨૦૦)થી તમને

ભાડે આપું, એવી રીતે રૂા. વસુલ કરવા જાએઝ છે કે નહીં?

જવાબ—એવી રીતે સલામી વસુલ કરવી દુરસ્ત નથી. કારણ કે એ તો ખુલ્લે ખુલ્લી એક પ્રકારની રિશ્વત અને બ્યાજ છે; જે શરીઅતે ઇસ્લામમાં જાએઝ નથી. સબબકે ભાડે રાખનાર ખુશીથી દિલી રીતે સલામી આપતો નથી કે જેને હદયો અથવા બખશિશ કહેવામાં આવે અને એને બખશિશ સમજવું ભૂલ ભરેલી વાત છે એ તો ભાડે આપનાર નાખુશીથી મજબૂર થઈ આપે છે. પણ માલિક મકાન એવી શરતે આપે કે મારી આ દુકાન તમને ત્રણ માસ કે છ માસ માટે માસિક રૂા. ૩૦૦)થી આપું છું અને એ પછી માસિક રૂા. ૨૦૦) ભાડુ લઈશ તો એવી રીતે જાએઝ છે કારણ કે માલિકને ઇખ્તેયાર છે કે જેટલે જોઇએ તેટલે ભાડે આપે. અલ્લાહ વધુ જાણનાર છે.

સવાલ—રોઝાની હાલતમાં વુઝૂ કરતી વેળા ગરગરો કરવું કેમ છે?

જવાબ—વુઝૂ કરતા રોઝદારે ગરગરો કરવો મકરૂહ છે. (બહર)

સવાલ—નાબાલિગ છોકરો નમાઝની હાલતમાં જોરથી અવાઝ કાઢી હસે તેને માટે શું હુકમ છે? નમાઝ રહેશે કે તૂટી જશે?

જવાબ—નાબાલિગ છોકરો નમાઝમાં હસશે તો તેની નમાઝ બાતિલ થઇ જશે, અને વુઝૂ તૂટશે નહિ. પણ જો કોઈ મોટો માણસ નમાઝમાં અવાઝ કાઢી જોરથી હસશે તો તેની નમાઝ અને વુઝૂ બંને તૂટી જશે (અશબાહ)

સવાલ—એવા પાણીથી વુઝૂ કરવું કે જેમાં ઝાડનાં પાંદડાં પડયાં હોય જેથી પાણીનો રંગ બદલાઈ ગયો હોય?

જવાબ—એવા પાણીથી વુઝૂ કરવું જાએઝ છે. જે પાણીમાં કોઈ પાક ચીઝ પડી હોય અને તેથી પાણીનો રંગ ફેરવાઈ ગયો હોય પણ પાણીનું પાતલાપણું બાકી રહ્યું હોય તે પાણીથી વાંધા વગર વુઝૂ કરવું જાએઝ છે. (હિદાયહ)

સવાલ—જે પાણી સુરજની તેજથી ગરમ થઈ ગયું હોય તેથી વુઝૂ કરવું દુરસ્ત છે કે નહિ?

જવાબ—એ પાણીથી વુઝૂ કરવું જાએઝ તો છે પણ હદીસ શરીફથી તેમજ તિબ્બની રૂએ મનાઈ કરવામાં આવી છે, કારણ કે એથી કોઢની બીમારી થઈ જાય છે. જેથી મકરૂહ થશે. જો સારૂં પાણી મળી શકતું હોય તો એવા પાણીથી વુઝૂ નજ કરવું જોઇએ અને જો સારૂં પાણી ન મળે તો એથી કરી લે. (નફઉલ મુફતી)

સવાલ—જે પાણીમાં થૂક અને નાકની રીંટ પડી હોય તેવા પાણીથી વુઝૂ કરી શકાય કે કેમ!

જવાબ—એવા પાણીથી વુઝૂ કરવું જાએઝ છે. પણ માણસને એથી નફરત પેદા થાય છે જેથી મકરૂહ છે. કેટલાક લોકો પાણીના હોઝમાં કોગલાઓ કરે છે તેમજ થૂંકે છે નાક સાફ કરે છે એ ઘણુજ ગેરવ્યાજબી છે જો કે એથી હોઝ નાપાક થઇ જતું નથી પણ બીજા વુઝૂ કરનારાઓને અણગમતું લાગે છે તેમજ સાફ સુથરાઇની પણ વિરૂદ્ધ છે માટે આમ ન કરવું જોઇએ. (ફતાવા કાઝીખાન).

સવાલ—એક માણસ એક જગ્યા પર નમાઝ પઢે છે અને તે જગ્યા બીલકુલ પાક સાફ છે તો તેવી જગ્યામાં મુસલ્લો બીછાવ્યા વગર નમાઝ પઢી શકાય કે કેમ?

જવાબ—જો નમાઝીને પુરેપુરીન હોય કે એ જગ્યા પાક છે તો તે જગ્યામાં વગર મુસલ્લા એ નમાઝ પઢવી દુરસ્ત છે. (નફઉલ મુફતી વરસાઇલ.)



# લોહીની પ્યાસ

(પાદરીની પ્રેમદાની અદ્ભુત કથા)

(અમારી રસભર ચાલુ વાર્તા)

ભાષાન્તરકાર : "તુરાબ"

[ ગતાંકથી ચાલુ ]

મારા મગજમાં થોડી ઘુમરી ખાવા લાગ્યું. લથડતા પગે હું દેવળના દરવાજા લગી પહોંચ્યો હું ગુંગળાઈ રહ્યો હતો. ગુમ્બજ આખું છાપરું મારા ખભા ઉપર તૂટી પડ્યું હોય ને આખાય ગુમ્બજનું ભારણ મારા માથા પર મેં ઉચક્યું હોય એવું મને લાગતું હતું.

હું ઉમ્બરામાંથી બહાર નીકળી રહ્યો હતો. એકાએક કોઈના હાથે મારો હાથ મજબૂતીથી પકડ્યો સ્ત્રીનો તે હાથ હતો. આજ લગી સ્ત્રીના હાથનો મેં ક્યારે સ્પર્શ કર્યો નહોતો. સર્પની કાંચળી જેટલો ટાઢો તે હાથ હતો; પણ લાલચોળ તપાવેલા લોઢાના કડીઆના સળગતા ડામ જેવો તેનો દબાવ મારા માંસને બાળી રહ્યો હતો આ સ્ત્રી અન્ય કોઈ નહિ પણ પેલી રૂપસુંદરી જ હતી.

"અભાગી પુરુષ! અભાગી પુરુષ! આ તેં શું કર્યું?" ધીમા અવાજે તેણે મને કહ્યું, ને લોકોની ભીડમાં અલોપ થઈ ગઈ.

વૃદ્ધ બીશપ મારી પાસેથી પસાર થયા ને કરડાઈથી મારી સામું જોયું. મારી વર્તણૂક વિચિત્ર હોવી જોઈએ! હું ગભરાઈ પડી ગયો. હું શરમાયો.

મારી આંખોમાં અંધારાં આવવાં લાગ્યાં. મારા એક જોડીદારને મારા પર દયા આવી અને મારો હાથ ઝાલીને તે મને લઈ ગયો. એકલો હું વિદ્યાલયે પહોંચી શકત નહિ. મારા જોડીદાર યુવાન પાદરીનું લક્ષ બીજે ક્યાં હતું; ત્યારે મહોલ્લાને નાકે વિસ્મયજનક વસ્ત્રો પરિધાન કરેલ એક હબસી ગુલામ તરફથી મારી તરફ આવ્યો અને સહેજ પણ થોભ્યા વગર મને સોનેરી કિનારીવાળી પોકેટબુક આપીને તેને સંતાડી મૂકવાનો સંકેત કરી ચાલ્યો ગયો.

પોકેટબુકને મેં મારી લાંબી બાંયમાં સેરવી દીધી.

મારા ઓરડામાં હું એકલો પડ્યો! ત્યારે તેની રેશમની દોરી છોડી મેં બુક ઉઘાડી તો તેમાં કેવળ બેજ પાનાં હતાં અને તેમાં એટલાજ શબ્દો લખેલા હતા—

<u>ક્લેરીમોન્ડી,</u>

<u>કોન્સીની પેલેસ.</u>

જીવન શું છે તે હુ ત્યારે જાણતો નહોતો

સુવિખ્યાત કસેરીમોન્ડીનું નામ મેં સાંભળ્યું નહોતું અને કોન્સીની પૅલેસ ક્યાં આવ્યો તેની મને ખબર નહોતી. મેં અનેક અનુમાનો કર્યાં અને પાગલપણામાં તે એક એકથી ચઢિયાતાં હતાં. સાચું કહું તો પેલી રૂપસુંદરીને ફરી એકવાર જોવાની મને તાલાવેલી લાગી હતી તે કોણ હતી તેની મને પરવાહ નહોતી ભલે તે વિરાંગના હોય કે વારાંગના!

નવા ફૂટેલા પ્રેમના અંકુરને દિલમાંથી નિર્મૂળ શકાય એમ નહોતુ. મેં તેમને ઉખેડવાનો પ્રયાસ પણ કરી જોયો નહિ. મને તો તે અશક્યજ જણાતુ હતું. પેલી નવયૌવનાએ મારૂં દિલ ચોરી લીધું હતુ તેની એકજ નજરે મારામાં પરિવર્તન આણ્યું હતું. તેણે પોતાનું મનોબળ મારા આત્મામાં રેડ્યું હતુ મારૂં જીવન હવે મારૂ નહોતું રહ્યું, તેનું બની ગયું હતું. હું તેના શ્વાસે જીવતો હતો.

મેં હજારો ચેષ્ટાં કર્યાં તેણે સ્પર્શેલી જગ્યાએ મેં મારાજ હાથને ચુમ્બન કર્યાં અને કલાકો વેર તેના નામનો જાપ જપતો રહ્યો. હું આંખો બંધ કરતો ને તે મારી સમક્ષ હોય એટલી સ્પષ્ટતાથી હું તેનું દર્શન કરી શકતો. દેવળના દરવાજા પાસે તેણે ઉચ્ચારેલા શબ્દોનું હું રટણ કરતો રહ્યો :—

'અભાગી પુરુષ! અભાગી પુરુષ! આ તેં શું કર્યું?"

મારી સ્થિતિની ભયાનકતાથી હું પરિચિત થયો. અને દીક્ષા લેવાથી મારી જે દશા થવાની હતી, તેની મૃત્યુ જેવી ભયંકરતા હવે મને જણાવા લાગી. પાદરી થવુ એટલે જીવનભર બ્રહ્મચારી રહેવું, પ્રેમ નહિ કરવો, જાતી કે વયનો ભેદ ન ગણવો, સર્વ પ્રકારની સુંદરતાથી અલિપ્ત રહેવું, મઠ યા દેવળની બરફ જેવી ટાઢી છાયા તળે પડયા રહેવું, મૃત્યુ શૈયાએ પોઢેલાંનાં જ મુખ જોવાં, અજાણી લાશો પાસે પ્રાર્થના કરતાં બેસી રહેવું, કાળો ઝભ્ભો કફન બને ત્યાં લગી તે પહેરીને સદા શોક પાળવે

છલકાતા સરોવરની ભાંતિ મારું જીવ ઉભરાવા લાગ્યું. રગોમાં લોહી ત્વરાથી ઉછળવ લાગ્યુ. સો સો વર્ષે મોરતાં ને વેગથી વિકસત aloe નાં ઝાડની જેમ મારું આજલગી દબાયલ યૌવન જોસભેર ઉછળવા લાગ્યું.

કસેરીમોન્ડીને ફરી જોવા માટે શું કરું? શહેરમાં હું કોઈને ઓળખતો નહોતો. વિદ્યાલયમાંથી બહાર જવાનું કોઈ બહાનું જડતું નહોતું. મારે ત્યાં લાંબા વખત સુધી રહેવાનું પણ નહોતું. મારા હસ્તક સોંપાવાનું પાદરીવાડ નક્કી કરવામાં આવે ત્યાં લગીજ મારે ત્યાં રોકાવાનું હતું.

બારીના સળીઆ ઢીલા કરવાનો મેં પ્રયાસ કરી જોયો, પણ તે બહુ જ ઉંચે હતા અને સીડી વગર ત્યાંથી નીચે ઉતરવાનું મુશ્કેલ હતુ, વળી આ કામ રાતનાજ થઈ શકે એમ હતું, અને ગુંચવાડાભર્યાં અપરિચિત રસ્તામાં હું અંધકારમાં મારો માર્ગ કેમ શોધી શકું? અન્યો માટે સહેજ એવી આ સઘળી મુશ્કેલીઓ મારા માટે અત્યંત ભારે હતી. હું પાદરી હતો સંસારના અટપટા અનુભવવિહોણા પ્રેમી હતો. વસ્ત્રો કે પૈસા મારી પાસે નહોતા.

હું કસેરીમોન્ડીનો પ્રેમી હતો, પતિ હતો એવું હું ઉન્માદમાં વિચારતો હતો. પાદરી નહિ હોત તો હું તેને રોજે મળી શકતે. કાળા ઝભ્ભામાં દટાઈ રહેવાને બદલે રેશમ ને મખમલનાં વસ્ત્રો અને સોનાની સાંકળી પહેરી શકતે. ખૂબસુરત જુવાન ઘોડેસ્વારની જેમ મારી કમરે તલવાર લટકતી રહેતે ને મારી હેટમાં પિચ્છ લહેરાતે. માથું મુંડાવવાને બદલે વાંકડીઆ વાળ મારી ગરદન જોડે રમતે. તેલ ચોળેલી મારી મોટી સુંદર મુચ્છ હતે નરકેસરી જેવો દેખાતે!

ગને સંસ્કાર થયે એક કલાક વીતી ગયો હતો. ભાગ્યેજ સંભળાય તેવા થોડા શબ્દોએ

જીવતાં માનવ જોડેનો મારો સંગ તોડી નાખ્યો હતો. મારી તુરંગતના પત્થરો મેં જ ચણ્યાં હતાં. મારા કેદખાનાના અડગરાઓ મેં જ વાસ્યા હતા.

હું બારી પાસે ગયો આકાર સુંદર, નીલવર્ણું હતું. વૃક્ષોએ વસંતના વાઘા પરિધાન કર્યા હતા. નૈસર્ગે આનંદના સાજ સજ્યા હતા.

નીચે ચૌગાનમાં લોકોની ઠઠ હતી લોકો આવતાં ને જતાં જ્વલંત યુવાનોને જ્વલંત સુંદરીઓ, યુગલ પછી યુગલ, બાગને કુંજમાં વિહાર કરવા જતાં હતાં. દિલોજાન દોસ્તો હાથમાં હાથ મિલાવી ગાતાં ગાતાં ચાલ્યા જતા હતા.

બહાર ચેતન, જીવનના ધબકારાને સજીવતા હતાં અને તે મારી એકલતા ને વ્યાકુળતાનો ઉપહાસ કરતાં હતાં.

પોતાના બાલુડાને રમાડતી યુવાન માતા ઘરના આંગણામાં બેઠી હતી. ધાવણથી બીના-યલા ભુલકાના ગુલાબી, બંધુકલા મોંઢાને તે હેતથી ચુમીઓ ભરતી હતી. માતાના મગજમાં ઉદભવે એવા અનેક અંડપલાં કરી બાળકને તે રીઝવતી, ખીજવતી, અલ્પ અંતરે પોતાના રમતા બાળકનું હસતું મુખડું જોઈ પિતા સુખી સ્મિત કરતો ઉભો હતો. સુખ ને સંતોષને અદબ વાળીને જાણે તે હૃદય સાથે ચાંપતો હતો. આ દ્રશ્ય મારાથી જોઈ ન શકાયું. મેં બારી બંધ કરી લીધી ને હું પથારીએ જઈ પડ્યો. મારા હૃદયમાં ધિક્કાર ને પ્રબળ ઈર્ષાની આગ પ્રજ-ળવા લાગી. ત્રણ દિવસના ભૂખ્યા વાઘની પેઠે આ વિચારો મારા હૃદયને કોરી ખાતા.

આવી સ્થિતિમાં હું ક્યાં લગી રહ્યો એ હું નથી જાણતો; પરન્તુ અત્યંત કપટથી પાસુ બદલતાં મેં એબ્બે સેરાપીઓનને ઓરડાના મધ્યમાં ઉભેલો જોયો. તે મને એકી ટશે નિહાળી રહ્યો હતો. શરમથી હું લોજીલો પડી ગયો. મારૂં માથું ઝુકાવી લઇને બે હાથો વડે મેં મારી આંખો ઢાંકી લીધી. થોડી પળો મૌન રહ્યા પછી સેરાપીઓન બોલ્યો:—

"રોમૉલ્ડ, મારા મિત્ર, તારૂં દિલ કોઈ અસામાન્ય વસ્તુથી વલોવાય રહ્યું છે. તારી આવી વિચિત્ર વર્તણુંક મારી સમજમાં આવતી નથી! તારા જેવો આટલો શ્રદ્ધાળુ, આટલો શાન્ત, નમ્ર માણસ ક્રોધે ભરાયલું પ્રાણી પાંજ-રામાં તરફડયાં મારે તેમ વર્તે એ શું કહેવાય? સાવચેત થા, મારા દોસ્ત, અને શયતાનની દોરવણી પર લક્ષ નહિ આપ તું પરમેશ્વરનો પુજારી બન્યો છે; એટલે પાપાત્મા રોષે ભરાયો છે અને તે વિકાળ વરૂની જેમ તારો ગ્રાસ કરવા પોતાના છેલ્લા પાસા અજમાવે છે. નિરાશ થવાને બદલે તારૂં ધ્યાન પ્રાર્થનામાં પરોવ સંયમ કર ને દુશ્મન સામે વીરતાથી લડ. તું જરૂર જીતશે રોમૉલ્ડ સદ્ગુણને સરાણે ચડાવવું જોઈએ. સોનું સારૂં થઇને વધુ ચળકાટ આપે છે. બીહતો કે હતાશ થતો ના. મોટા મોટા પર-હેઝગારને નિગ્રહી મહાત્માઓને પણ આવી પગ લપસણી ઘડીઓનો સામનો કરવો પડ્યો છે. પ્રાર્થના કર, ઉપવાસ કર, ચિંતન કર અને પાપાત્મા તને છોડી ચાલ્યો જશે."

એબ સેરાપીઓનના શબ્દોએ મારામાં પ્રાણ રેડ્યો અને હું કાંઇક શાન્તિ મેળવી શક્યો.

સેરાપીઓને આગળ ચલાવ્યું:—

"ક—માં રહેવાનું તારા માટે નક્કી થયું છે. તેની ખબર આપવાને હું આવ્યો હતો. તને ત્યાં પહોંચાડી આવવાનું બીશપે મને સોંપ્યું છે કાલે ઉપડવાને તૈયાર થઈ રહેજે."

માથું ધુણાવી મેં હા પાડી અને એબ ચાલ્યો ગયો.

મેં મારી પ્રાર્થનાપોથી ઉઘાડી અને વાંચવા માંડ્યું. પણ મને કાંઈ સમજ પડી નહિ. હું કેવળ બેધ્યાનથી વાંચ્યે જતો હતો. મારા હાથ-માંથી પુસ્તક પડી ગયું અને મને તેની ખબર પણ પડી નહિ.


1919
કાં, લાટસાહેબ! હિંદને
લોકશાસન અર્પવાના હતા
તેનું શું થયું!
1939
દોસ્તો!
૧૯૧૯થીજ અમે
તો તમારી તરફ
જવાબદાર
રાજતંત્રને દોરીને
ચાલીએ છીએ
છતાં તમને જરાએ
ધીરજ નથી કે!
તો ભલે લડાઈ પુરી
થતાં સુધી થોભી જાઓ!

*Printed by*: Shah Mohanlal Maganlal Badami, at The "JAINANAND" Printing Press, Daria Mahel, SURAT.

*Published by*: Aazum Ahmed Famali "Vahshi" for Vahshi Sahitya Karyalaya, SURAT

## ઈબ્રાહીમી કુરબાનીનો સાર.

(૧) જ્યારે ખુદાની ખુશી પ્રાપ્ત કરવા અર્થે પુત્રને ઝુબ્હ કરવા તૈયાર થઈ ગયા ત્યારે પોતાનો પ્રાણ કુરબાન કરવો તેમના માટે વધુ મુશ્કેલ ન હતું.

(૨) જ્યારે પ્રાણ અને પુત્ર કુરબાન કરવા તૈયાર હતા; ત્યારે ખુદાને રાજી કરવા અર્થે પોતાનો માલ કુરબાન કરવા શું પાછીપાની કરવાના હતા ?

(૩) જ્યારે તેમને ત્યાં પ્રાણ પુત્ર અને માલની ખુદાઈ ખુશી આગળ કંઈ કીંમત ન હતી, ત્યારે ખુદાઈ પ્રેમ આગળ "દેશ પ્રેમ" શી વિસાતમાં છે ?

(૪) જ્યારે અલ્લાહની ખુશી પ્રાપ્ત કરવામાં પ્રાણ પુત્રની દરકાર રાખતા નથી તો પછી સગાં સ્નેહીના સંબંધ તેમને ખુદાઈ દ્વારથી કેમ કરી હટાવી શકે ?

(૫) જ્યારે પ્રાણ, પુત્ર અને સગાં સ્નેહીઓ ખુદાની ખુશી આગળ કુરબાન થઈ ચૂક્યાં તો પછી જગતના અન્ય સંબંધીઓ તેઓને ખુદાની યાદથી કેવી રીતે ગાફિલ બનાવી શકે?

## ઈબ્રાહીમનો ધર્મ નવા સ્વરૂપમાં

હઝરત મુહમ્મદ સલ૦ની મારફતે જે ધર્મ હસ્તીમાં આવ્યો તે કોઈ નવો ધર્મ નથી; પરંતુ તે ઈબ્રાહીમના ધર્મને નવા રૂપમાં આપ્યો અને યાહુદી તથા ખ્રિસ્તીઓએ પોતાની ગુમરાહી અને ફિરકાબંદીને લઈ જે દીનની ઈમારતની એક એક ઈટ અલગ કરી નાખી હતી ઈસ્લામે તેજ ઈંટોથી નવી ચણી કાઢી છે !

**'વ-જાહિદુ ફિલ્લાહે હક્કા જિહાદેહ હુવજ-તબાકુમ વ-મા જઅલ અલયકુમ ફિદ્દીને મિન હરજ મિલ્લત અબીકુમ ઇબ્રાહીમ હુવા સમ્માકુમુલ મુસ્લિમીન"** અર્થાત.-અને ખુદાના કામમાં ખૂબ મહેનત કરો જેવી રીતે મહેનત કરવાનો હક છે, તેણે તમને (બીજી ઉમ્મતો પર) શ્રેષ્ઠતા આપી છે અને (તેણે) તમારા પર દીન (ના હુકમો)માં કોઈ પ્રકારની મુશ્કેલી રાખી નથી, તમો પોતાના બાપ ઇબ્રાહીમના તે દીન પર હંમેશ કાયમ રહો, તેણેજ તમારું નામ મુસલમાન રાખ્યું છે. (પા. ૧૭ સૂરહ હજ્જ)

## ઈબ્રાહીમી કુરબાનીની તાઝી યાદ

આકાએ નામદાર હઝરત મુહમ્મદ મુસ્તફા સલ૦ ઇબ્રાહીમના ચણેલા પાયા ઉપર મુહમ્મદી શરીઅતનો મહેલ તામીર કરવા દુન્યામાં તશરીફ લાવ્યા હતા; જેથી આપે પણ પોતાની ઉમ્મતને અલ્લાહની ખુશનુદી ખાતર કુરબાનીની યાદ તાઝી કરાવી કે મુહમ્મદી ઉમ્મતની દરેક વ્યક્તિમાંથી ઇબ્રાહીમી સુગંધી આવ્યા કરે અને દરેક કનેમાગેલુ ઇમાની નૂર ઈબ્રાહીમી નૂરને મળતું થઈ જાય.

ચેતવણી:-મુસલમાનોનો ફર્ઝ છે કે કુરબાની કરતી વેળા ઇબ્રાહીમી જઝબાતોનો ખિયાલ રાખે. એજ દિલના પવિત્ર જઝબાતનું નામ તકવો છે જે કે ખુદાને ત્યાં પ્રિય અને મકબૂલ છે જેમકે ફરમાવ્યું છે કે-"લંય્યનાલ-લલ્લાહા લુહુમુહા વ-લા દિમાઉહા વ-લા કિંય્યનાલુહુત્તકવા મિન્કુમ" અર્થાતઃ-ખુદાને ત્યાં કુરબાનીઓનું ગોસ્ત તથા ખૂન પહોંચતું નથી પરંતુ તેને ત્યાં (આ) તકવાની કદરો કિમત છે (જે કુરબાની કરનારના દિલમા હોય છે)

ઈશ્વર કૃપાથી હઝરતની ઉમ્મત દાવા સાથે કહી શકે છે કે મુહમ્મદી શરીઅતના પ્રત્યેક હુકમમાં દીન, અને દુન્યા બંનેની કામયાબીનો ભેદ છુપો છે એક તરફ ખુદા રાજી થાય છે તો બીજી તરફ દુન્યા સુધરી જાય છે અહીં આખેરતની નજાતનું સર્ટિફિકેટ મળે છે તો ત્યાં દુન્યાને ઝિલ્લતથી મુક્ત મળે છે.

## ઇદે કુરબાંની ફિલ્સુફી !

જો મુસલમાનો ઇદે કુરબાંને ઇબ્રાહીમી જઝબાતની તાઝીયાદ કાયમ કરી દે અને દર વર્ષે ખુદાઇ ખુશનૂદી ઉપર પતંગીયાંઓ માફક કુરબાન થવા માટે ખરા અંતઃકરણે જાહેર અને બાતિનથી તૈયાર રહે, તો અલ્લાહતઆલા તેઓના પીઠબળ તરીકે રહેશે, પછી એવા સરફરોશ ઇસ્લામના ફિદાઇઓની જમાઅત જે મેદાનમાં પોતાનો કદમ મૂકશે, ખુદાતઆલા તેઓની મદદ માટે પૃથ્વી અને આકાશનું લશ્કર મોકલી આપશે. પછી આ દુન્યામાં ચાલીશ કરોડ નહિ પણ ચાલીશ સો પણ હશે તોએ દરેક મેદાનમાં વિજયનો તાજ તેમનેજ શિરે રહેશે. દુન્યાની કોઇ કૌમ તેમનો મુકાબલો કરવા શક્તિમાન થશે નહિ. જે કૌમ મુકાબલામાં આવશે તેનો પરાજય થશે.

## વિજયનો મર્મ !

જો ધર્મ સિદ્ધાંતને કોરે મૂકીએ તો પણ જગતના બુદ્ધિશાળીઓનો સ્વમાન્ય કાયદો છે કે એકતામાં બળ અને છુટાપણામાં નિર્બળતા છે. ઉદાહરણ રૂપે જો કાચા સુતરના તાંતણાંઓ જુદા જુદા હોય તો બે વર્ષનું બાળક એક એકને લઇ તોડી શકે છે પરંતુ-તેમાંજ એકત્રતા ઉત્પન્ન થાય તો તે રસ્સીને એક બળવાન પહેલવાન પણ તોડી શકશે નહિ. અથવા ઘણી ઇંટો વિખેરાયલી પડી હોય તો તેમાં કોઇ તાકાત નથી પરંતુ એક એકની સાથે મેળવી ઉભી ચણવામાં આવે-તો મજબૂત કિલ્લો બની જાય છે. એવીજ રીતે ઇસ્લામ પોતાના અનુયાયીઓને એકતાની સાંકળમાં જોડી દે છે અને તે સંબંધ કલમેએ તૈયબહ, "લા-ઇલાહ ઇલ્લલ્લાહુ મુહમ્મદુર રસૂલુલ્લાહ"નો છે. જગત આખાના મુસલમાનો પછી ચીનના હો કે રૂસના હો, હિન્દુસ્તાનના હો, કે જાપાનના હો, અમેરીકાના હો કે આફ્રીકાના હો, તુર્કી હો કે અરબી એ સર્વેનો:—

(૧) ખુદા એક છે રહમાન. (૨) રસૂલ એક છે મુહમ્મદ. (૩) દીન એક છે ઇસ્લામ. (૪) કાર્યક્રમ એક છે કુર્આન (૫) સેન્ટર એક છે બૈતુલ્લાહ.



**ભાવાર્થ**

મતલબ કે ઇસ્લામે રંગ, રૂપ, વંશ, કૌમ, વતન અને ધર્મના તમામ ભેદભાવનો નાશ કર્યો છે. કાલા અને ગોરા, યાહુદી, નસરાની કે મજુસી સૌને "ઇન્નમલ મુઅમિનૂના ઇખવતુન" મુમિન આપસમાં સઘળા ભાઈ ભાઈ છે. અને "ઇન્ના અકરમકુમ ઇન્દલ્લાહે અતકાકુમ" અર્થાત્‌—અલ્લાહને ત્યાં સૌથી વધૂ ઇઝ્ઝતવાળો તમારામાં તે છે જે (અલ્લાહ)થી વધૂ ડરનારો હોય એનો પાઠ ભણાવ્યો છે.

આ તેજ ભેદ હતો કે જેણે અલ્પ સંખ્યાના મુસલમાનોને દુન્યાના સરતાજ બનાવી દીધા અને ઇસ્લામના કટ્ટા શત્રુઓને ઇસ્લામ પર મોહિત કર્યા.

ઇસ્લામના શત્રુઓમાં સિદ્ધાંતની રૂએ એકતાની જગ્યાએ છુટાપણું છે પરિણામે નિષ્ફળ અને નામુરાદી હોવીજ જોઇએ. એમને ત્યાં બ્રાહમણ અને શૂદ્ર ધર્મની રૂએ મળી શકતા નથી. ઇસાઇઓમાં એંગ્લોઇન્ડીયન તથા યુરોપીઅનનો દરજ્જો એક થઇ શકતો નથી, પરંતુ અફસોસ કે આજ ઉલટી ગંગા વહી રહી છે. જેમને ત્યાં એકતા હતી તે છિન્ન ભિન્ન થવામાં ખુશ છે અને જેઓની નિષ્ફળતા અને નામુરાદીની જાહેરાત લવહે મહફુઝથી થઈ હતી "વ–અન્નલ્લાહ મૂહિનો કયદિલ કાફિરીન" અર્થાત:—પણ વાત એ છે કે ખુદાપાકને કાફિરોની યુક્તિને નિર્બળ કરવી હતી. પણ આજ તેઓ એકત્રતાની મજા લઇ રહ્યા છે.

સત્ય વાત તો એ છે કે નામથી કામ ચાલતું નથી. રસુલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું **'ઇન્નલ્લાહા લા–યન ઝુરો ઇલા સોવરેકુમ વ–લા ઇલા અલવાનેકુમ વલા કિયનઝુરો ઇલા કોલુ બિકુમ વ અઅમાલેકુમ'** અર્થાત:—બેશક અલ્લાહ તમારી સુરતો અને રંગોને જોતા નથી; પરંતું તે તમારા અંતઃકરણો તથા કામોને જુવે છે.

જ્યારે સામાન્ય રીતે મુસલમાનોએ એકત્રતાના સંબંધને અમલથી છોડયો. તબ્લીગના પ્રચાર અને સુન્નતની તાબેદારીથી મોઢું ફેરવ્યું ત્યારે ખુદાએ પોતાની મહેરનો હાથ તેઓના શિર ઉપરથી ઉઠાવી લીધો. જેથી માન અને પ્રભાવ ગયો અને ઝિલ્લતનાં વાદળો છવાઈ ગયાં.

**"વ–મા ઝલમહુમુલ્લાહો વ–લા કિન કાનૂ અન્ફોસહુમ યઝલિમૂન"** (પા. ૪ સૂ. આલે ઇમ્રાન) અર્થાત:—અને ખુદા પાકે તેઓ પર (જરાએ) ઝૂલ્મ કર્યો નથી; પરંતુ પોતેજ પોતાને નુકસાન પહોંચાડી રહયા છે.

જો આજ પણ મુસલમાનો વીસરેલા એકતાના પાઠને યાદ કરી લે અને ખુદાની ખુશનુદી ખાતર દરેક પ્રકારની કુરબાની માટે તૈયાર થઇ જાય તો અલ્લાહતઆલા તેમનો સહાયક બની તેમની ઝિલ્લતને ઇઝ્ઝતથી બદલવાને તૈયાર છે, **"મા–યફ્અલુલ્લાહો બેઅઝાબેકુમ ઇન શકરતુમ વ–આમનતુમ વ કાનલ્લાહો શાકેરન અલીમા"** અર્થાત:—જો તમે શુક્રગુજાર બની જાઓ અને અલ્લાહની વાતોને માની જાઓ તો તમને શિક્ષા આપી ખુદાપાકને શું કરવું છે? વળી અલ્લાહ બહુ કદરદાન (અને) સર્વજ્ઞ છે. (સૂ. નિસા)

# આવાઝકી દુનિયાકે દોસ્તો



સંકલનકાર :– 'જીગર'

આવાઝકી દુનિયાં કે દોસ્તો! આજે હું મીઠાઇને બદલે કિર્વનાઇન લઇને આપની સમક્ષ હાજર થાઉં છું! આનંદને બદલે દિલગીરીના સમાચાર સંભળાવી રહ્યો છું કે તુર્કી ઉપર કુદરત કોપે ચઢી છે. જગતે ન ભાળ્યો હોય એવો કારમો 'ધરતીકંપ અનાતોલીયામાં થયો છે. ૪૨ હજાર જાનોની ખુવારી થઇ છે. હજુ આફત સમી પણ રહી ન હતી કે રેલની આફત આવી તેમાં હજારો ખુદાની મખ્લુક તણાઇ ગઇ! હજુ તે આફતમાંથી લોકોએ છુટકારાનો દમ ન લીધો કે વાવાઝોડાના તોફાનમાં અનેક તુર્કી વહાણો કાળા સમુદ્રમાં ગરક થયાં અને અંધારામાં પુરે વિજળી પડવાથી અનેક જીંદગીની પ્રાણહાની થઇ! આટલાથીએ કુદરતને જાણે શાંતિ ન થઇ તે પાછા પુનઃ પુનઃ ધરતીકંપના આંચકા શરૂ થયા! તુર્કસ્તાનમાં ઘરબાર વિના આજે હજારો ખુદાના બંદા ઠંડીમાં ઠરી રહ્યા છે! કુલ્લે જાનોની ખુવારી ૬૦ હજાર ઉપર પહોંચી છે. હું તમને એમ કહેવા માગતો નથી કે તમે કુદરત સામે લડો! અને કુદરત સામે લડવાની ઇન્સાનમાં શક્તિ પણ શી છે? આપણે તો એક મનુષ્ય તરીકે, એક ભાઇ તરીકે આપણા તુર્કી ભાઇઓની હમદર્દી કરી શકીએ!

હમદર્દી પણ તે લુખ્ખી હમદર્દી. ફક્ત શબ્દોની સહાનુભુતિથીજ કોઇ કામ સરતું હોય તો દિન્યાંક ક્યારનુંએ તરી ગયું હોત! માટે ફુલ નહિ તો ફુલની પાંખડી, એ આપણા તુર્કી બિરાદરોની સહાય માટે આપણી એ આપણી નૈતિક ફરજ છે.

"દર્દે દિલ કે વાસ્તે પૈદા કિયા ઇન્સાનકો
વર્ના તાઅત કે લીયે કુછ કમ ન થે કર્રોબીયાં!"

દેશના અનેક ખુણેથી તુર્કોને મદદ કરવા ફંડ ફાળા થવા લાગ્યા છે તો તમે પણ તમારાએ મઝલુમ ભાઇઓને તમારાથી બનતી મદદ કરવા કમર કસો. તુર્કી કોન્સલ, મારફતે તમારી એક એક પાઇ સલામત પહોંચી શકશે. માટે વહેલા થાઓ!

"કામ ઇન્સાનકા ઇન્સાનકા પડના હે યાર,
બાત રહે જાતી હે ઔર વક્ત ગુઝર જાતા હે!"

આવાઝકી દુનિયાં કે દોસ્તો! આજકાલ પ્રચલિત થએલા "મૂક્તિદીન" શબ્દ સંબંધી શોધ ખોળ કરવા ભોપાના ઇતિહાસમાં ડુબકો મારતાં સમાજની સાંકડી ગલીઓમાંથી "મૂક્તિદીન"નાં જે અંગુમોલાં ઉદાહરણો નજરે પડ્યાં છે તેમાંથી થોડાંક "હારતાં"ના વાંચો સમક્ષ પેશ કરું છું.

ઇતિહાસથી સાબીત થયું છે કે માણસો કે જાનવરો જ્યારે કોઇ ભારમાંથી છુટે છે ત્યારે જાહેર રીતે કે મનમાં જરૂર 'મૂક્તિદીન' ઉજવે છે. ગુજરાતીમાં એક કવિતા છે કે:–

"વાડામાંથી ગાડું એકને છુટું થઇને નાઠું
ઠીક" એ પાડું વાડામાંથી નાઠું હશે ત્યારે તેણે જરૂર "મૂક્તિદીન" મનમાં તો ઉજવ્યો હશેજ! ઘરવાળી આયાની મંગે ત્યારે કોરટમાં છુટાછેડા થયા પછી ધણીનો પતો જે ...

શ્વાસ લે છે તે પણ 'મૂકિતદીન'ની ઉજવણીજ ગણાયને ? કોઈ ખાઉં કરૂં જેવો લેણદાર રોજ સવારે ઉગે બારણાં રોકતો આવતો હોય તેને આજે નહિ કાલે, કાલે નહિ પરમ દિવસે એમ જવાબદાર તંત્રના વાયદાની જેમ વાયદા પર વાયદા કરતા હોઈએ તેવામાં તે લેણદારને ટાઈફોઈડ થાય અને તે એકાએક પરલોકને પંથે પડે તો દેણદારને તો તે દિવસે મુક્તિદીન ઉજવવાનોજ રહ્યો ને ?

વીસમી સદીની સંયુક્તાઓ પોતાના ડ્રાઈવર સાથે કે કોઈ અન્ય ફ્રેન્ડ સાથે આપણા ઘેરથી ગચ્છંતિ કરી જાય તે દિવસે તો મૂક્તિદીનજ ઉજવતી હશે ને ! નિશાળના કોઈ માસ્તર મરી જાય જેથી ભણવાના ઉમંગથી આવેલા વિદ્યાર્થીઓને નિશાળમાં રજા પડતા એકાએક ઘેર જવું પડે ત્યારે તે પણ મૂક્તિદીનજ ઉજવેને ! પેઢીમાં બુકકીપર થાય શેઠના પેટમાં એકાએક ચુંક આવે તેથી તે એકાએક ઘેર ચાલ્યા જાય કે ઓફિસના કડક મેનેજરને એકાએક ઉંદીયું ડુંટીયું થઈ આવવાથી સીધા હોસ્પીટલે ચાલ્યા જાય તો તાબાના મહેતાજીઓ કે કારકોને પણ તે દિવસ મૂકિતદીન તરીકેજ ઉજવવાનો રહ્યોને ! તમારો પૈસાદાર કાકો એકાએક સ્વર્ગને પંથે પડે અને તમે તેના એકના એક વારસદાર ભત્રીજા હોવ તો પોક મુકવાને બદલે તમારે તો મૂકિતદીનજ ઉજવવાનો રહ્યોને ! કમનસીબે તમે સંયુક્ત કુટુંબની વહુ હોવ અને તમારી સાસુ હીટલરની જેમ રાત દિવસ તમારી ઉપર હકુમત કરતી હોય તેવામાં એકાએક લકવો થવાથી તેનું મોઢું વાંકુ થઈ જાય જેથી બોલવાનુંજ બંધ થાય તો તમારે તે દિવસે તો મૂકિતદીનજ ઉજવવો જોઈએને ! પરીક્ષકને વાયુની બીમારી હોય જેથી તેને એકાએક ગણિતનું અઘરું પેપર આપ્યા પછી ચકરી આવે જેથી તમે ચોરી કરીને પણ પાસ થયા હોવ તો જરૂર ત્રિઅકટને દિવસે મૂકિતદીન ઉજવી શકો ! જો તમે લેખક હોવ અને ભાઉ ભૂખને ભૂલે પણ કોઈ તમારો ભાવ ન પુછતું હોય જેથી તમારૂં એકાદ પુસ્તકની ચોપડીઓ પ્રેસ કબાટમાં ઉધાઈનો ભોગ થતી પડી હોય એવામાં કોઈ અજાણ્યો બુકસેલર પસ્તીના ભાવે પણ તમારાં પુસ્તકોને ઉપાડી જાય તો તમારે મૂકિતદીનજ ઉજવવો રહ્યોને ? બેરી બીકરાંના નામે મીલ્કત ચડાવ્યા પછી કોઈ પીઢ વહેપારી પાઘડી ફેરવી દેવાળું ફુંકયાની જાહેરાત કરે ત્યારે સમજી લેવું કે તેણે પોતાના અંતરમાં મૂકિતદીન ઉજવ્યો છે ! વગર ટીકીટે મુસાફરી કરનાર પેસેંજર ટી. સી. થી પકડાયા વગર ધારેલા સ્ટેશને ઉતરી જાય તો મૂકિતદીન ઉજવે ! માગનાર મારવાડી મહાજન આપણા ઘરના ઓટલા પર ટાંચ લાવે અને હુકમનામા સાથે બેલીફને લઈને હાજર થાય, પણ રાચરચીલામાં ઘરમાં બાર હાથનો ખાંડો ફરતો હોય તો પછી મૂકિતદીનજ ઉજવવાનો બાકી રહેને ! આમ સંસારમાં ડગલેને પગલે પરાપૂર્વથી અને આજે પણ મૂકિતદીનો ઉજવાઈ રહ્યા છે.

ઉપરોક્ત ઉદાહરણો વાંચ્યા પછી કોઈ એમ ન કહે તો સારૂં કેઃ-

"કુછ શક નહિ કે હઝરતે વાઈઝકે ખૂબ શખ્સ પેહ ઔર બાત હે કે જરા બેવકુફ હૈ !"

●

અવાઝકી દુનિયાં કે દોસ્તો ! ગયા અંકમાં હિંદુ-મુસ્લિમ સમાધાનની આશા મેં જણાવી હતી પણ એ આશા હવે નિરાશામાં પરિણમી છે, લીગ કહે છે કે સમસ્ત હિંદના મુસ્લિમોનું પ્રતિનિધિત્વ લીગ ધરાવે છે એ સ્વિકારે ત્યારે કોંગ્રેસ કહે છે કે અહરાર જમીઅત અને મોમીન, લીગનું પ્રતિનિધિત્વ સ્વિકારતા નથી તેનું શું ? મતલબ કે એ જુદાઈના અખાડે હવે ઉપસાગરનું રૂપ ધારણ કર્યું છે અને

સમાધાનની વાતો લંબાઇ ગઇ છે. જેથી આઝાદીની બેંસ અર્ધે રસ્તે બેસી પડી છે! મૂક્તિ-દીનની ઉજવણી પ્રસંગે એક લીડર તરફથી તો એમ પણ કહેવાયું હતું કે સરકાર હવે વચમાંથી હટી જાય અને હિંદુ–મુસલમાનોને પેટ ભરીને આથડી લેવા દે!' અમે કહીએ છીએ કે સરકાર શા માટે હટી જાય? સરકાર રેફરી તરીકે ભલે રહે અને લીડરોજ અંદર અંદર કુસ્તી લડીલે તો કેમ? સામાન્ય જનતા તો પ્રેક્ષક તરીકેજ રહે એમાં લાભ છે! રાજપૂત યુગ અને મુસ્લિમ કાળમાં પણ સરદારોજ દ્વંદ્વયુદ્ધ કરીને ફેંસલા કરી લેતા હતા તેમ આજે લીડરોના કુસ્તી જંગ મારફતે લઘુમતિ બહુમતિના હકોનું સમાધાન થાય એજ વધુ ઠીક છે. લોકોની લડાઇ જોવાની વૃત્તિ પણ શાંત થશે અને લીડરોને પણ જીભને બદલે હાથ પગ હલાવવા પડશે જેથી રોટલા હજમ થશે!

●

અજાયબી દુનિયાં કે દેખો! હિંદને સસ્તામાં સ્વરાજ અપાવી દેવાની તમન્ના સેવનાર અને વગર તકલીફે આરામ ચેરમાં બેઠાં બેઠાંજ જવા-બદાર રાજતંત્રને ફક્ત વાણી દ્વારાજ ખેંચી લાવનાર કોઈ જમાત હિંદમાં હોય તો તે આપણા લીબરલ બિરાદરોની જમાત છે. અલીબાબા અને ચાલીસ ચોરમાં "સમસમ ખુલજા!" કહેતાં ગુફાનો દરવાજો ખુલી જતો હતો તેમ અમુક શબ્દો ઉચ્ચારવાથીજ સ્વરાજ હિંદનાં બારણાં ઠોકતું આવી જશે! એમ સમજતા એ બિરાદરોનો વાર્ષિક જલસો અલ્હાબાદ ખાતે જામ્યો હતો.

તે જલસાના પ્રમુખ સ્થાનેથી ડો. પ્રાંજપેએ કોંગ્રેસની ભૂલોની હારમાળા ગણાવી હતી, સરકારની ભૂલો પણ બતાવી હતી અને બીજી અનેક સંસ્થાઓને નીંદી હતી. એક ફક્ત અણી શુધ્ધ પવિત્ર જમાઅત કોઇ હોય તો તે લીબરલ બિરાદરોની જમાત છે એમ દેખતા આપણને પ્રધાન સુર હતો. પોતાની માને કોઇ ડાકણ ન કહે એ વાતનો ખરી પણ પંડિત હૃદયનાથ કુંજરે જેવા બહારડીયા એવી માખણીયા જમાતમાં એ પાકે એ અજાયબ થવા જેવું ગણાય! આટ આટલી "નિમકકા કાયદા તોડ દિયા"ની ચળવળો ચાલી ગઈ છતાં એ બિરાદરો ભોળાને ભોળાજ રહ્યા!

●

પ્રજા સંઘમાંથી સોવીએટને પાણીચું પકડાવ્યું છે. વારંવાર મહેતાજીની સામે પણ રસેટ ઉગામે એવા નિશાળીઆને કોણ સંઘરે! ફીન્લેંડ જેવી બકરીને ઓહીઆ કરવા એ રીંછે પંજો લંબાવ્યો પણ બકરી મારકણી નીકળી! હાલમાંતો જો ખુદા સલામત રાખે એ છાપાના રિપોર્ટરોને અને પ્રેસ એજન્સીઓના પ્રતિનિધિઓને કે જો તેમનું કહેવું ખરું હોય તો જણાય છે કે બકરીએ રીંછને થંભાવી દીધું છે. અને તેથીજ સ્ટેલીનને હીટલરના ખોળે ગરતક મેલવાનો વારો આવ્યો છે, જર્મનીના ઉછીના લીધેલા અમલદારોથી ફીન્લેંડને નમાવવાની સોવીએટ અંશા સેવતું હોય તો તે બનવા જોગ તો છે; પણ એથી નાનાં નાનાં રાજ્યોમાંથી એની આંટ ઓછી થશે અને નાનાં રાજ્યોને દેખાતો એ વાસ્તવીક વાઘ ખરેખર! એક કાગળનો વાઘ સાબીત થશે. તથા એ આખું સોવીએટ સરકસ હંટલર જેવા રીંગ માસ્તરના હાથમાં રમી જશે તે જુદું!

"બહોત શોર સુનતે થે પહેલુંમેં દિલકા:
જો ચીરા તો નિકલા એક ગાજરકા છિલકા!"

●

એક જમાનો એ હતો કે દ્રૌપદીઓ અને સીતાઓ ઉતમોતમ ધનુર્ધારીઓ પરશુરામના કોડ સેવતી દમયંતિઓ અને સંયુક્તાઓ વીર યોદ્ધાઓના ગળામાં વરમાળ પહેરાવતી પણ હવે તો હિંદ બહાદુરીથી અને સિપાઈ ...

ગીથી પરવારી ગયું છે! હિંદીઓ પાસેથી હથિયારો ગયા, રહી સહી હીંમત હતી તે પણ હણાઇ ગઇ અને અધુરામાં પુરું ગાંધીજીએ અહિંસાનું ઔષધ મુકીને લોકોને પાછાં ભાજીનું પાણી બનાવ્યા!

આથી યુવકોનું લક્ષ બીજી દીશાએ દોડ્યું. કલાનો ઉદ્ધાર કરવા અનેક રસીકો ઉદયશંકર અને નટરાજ. વગેરેને પગલે ચાલી નૃત્ય કરતા થયા! કદાચ હવેની સુંદરીઓ સારું નૃત્ય કરનારને પણ વરમાળા પહેરાવે તો નવાય નહિ!

જે જુવાનોના પગોમાં જંજીરોના ઝણકાર અને હાથમાં તલવારોના ખડખડાટથી હંમેશ થનગની રહેતું હતું તે હિંદી યુવાનો હવે, પગે ઘુઘરા બાંધીને નાચવામાં અભિમાન લઇ રહ્યા છે! ગઇ કાલના પાતૈયાઓની વિદ્યા આજના કુલીનો હસ્તગત કરતા થયા છે! અને ગઇ કાલની વારાંગનાઓ કે નટીઓનું સ્થાન આજની કુલિન કાંતાઓએ ઝડપી લીધું છે! કોણ જાણે સમાજનો ઉદ્ધાર અને કલા ઉપાસનાને બ્હાને આપણા હિંદી સમાજમાં આવાં તો બીજાં કેટલાંએ પ્રશ્નો ઉપસ્થિત થતાં રહેશે! કાલના હિંદી યુવકો

"સહુ ચલો જીતવા જંગ બ્યુગલો વાગે:
યાહોમ કરીને પડો ફત્તેહ છે આગે!"

જેવાં શૌર્ય ગીતો લલકારતા હતા; ત્યારે આજના યુવકો આરામ ચેરમાં પડ્યા પડ્યા સીગરેટના ધૂમાડા કાઢતાં લલકારે છે કે:—

"તુમ્હીને મુજકો પ્રેમ સીખાયા:
સોયે હુવે દિલકો જગાયા!"

આવાગઝરી દુનિયાં કે, દોસ્તો, આનું નામ પ્રોગ્રેસ!

## નાચી રહેલું ફુલ.

પાંખડી પહેરી અને નાચી રહેલાં ફુલડાં!
વિશ્વને તારી કદર છે પાંખડીના રંગથી.

જો, પણે દરિયો તરંગો પર તરંગો લાવતો;
એહની શોભા બધી છે નાચનારા અંગથી.

કોણ જાણે છે જૂએ છે દિલ ભરેલા દાહને?
કોણ છે વાકેફ જામેલા જીગરમાં જંગથી?

ખાસ્તે. ન્હાતે. ચલતે. ફિરતે. ઔર પીતે...
સીંધુને નિરખી રહી અણજાણ દુનિયા દંગથી.

જાણતા એ જાણનારા ખલ્કની જાદુગરી;
જાણતા કવિઓ સદા રહેતા ખુદાઇ રંગથી.

ઇશ્કની જ્વાલા જલે છે ફુલડાને અંતરે,
મસ્ત એ નાચી રહ્યું છે પ્રેયસીના ઢંગથી.



"સરોદ"

# જાણવા જેવું

## પેપર જગતમાંથી

દુનિયા ન માને એવું,

છતાં માનવું પડે તેવું.

[ સંપાદક ]

"ન્યુઝ ઑફ ધી વર્લ્ડ" નામનું છાપું જગતમાં આજે સૌથી વધુ ફેલાવો પામેલું છાપું છે. એની ડેઈલી ત્રણ લાખ કૉપી વેચાય છે. તેના કાર્યવાહકોએ ૧૫ ટ્રેન ભાડે લઈ રાખી છે કે જે દરરોજ બ્રીટનમાં ઉત્તરથી દક્ષિણમાં પેપર પહોંચાડવા દોડતી રહે છે. મોટરલૉરીઓ અને ગાડીઓનો કંઈ સુમાર નથી. એને છાપવા માટે એટલા બધા કાગળ વપરાય છે કે તે કાગળો બનાવવા માટે દર અઠવાડિએ સાડી સાત હજાર ઝાડો કાપીને પેપર બનાવવામાં આવે છે. એટલે કે આખા વરસમાં ૩ લાખ ૯૦ હજાર ઝાડો કપાય છે તેના કાગળ બને છે તેમાંથી એ છાપું તૈયાર થાય છે." ગરીબડા હિંદુસ્તાનીઓ તો આને એક ગપજ સમજી લેશે અને કેમ ન સમજે અહીં તો એડીટરોને એક ખટારો પણ મયસ્સર થતો નથી ત્યારે ત્યાં ટ્રેનો ને ટ્રેનો ભાડે કરવી પડે છે! પણ એટલું તો ખરૂંજ કે ત્યાં બ્રીટનમાં પૈસા ખરચીને છાપાં વાંચનારાઓ કરતાં હિંદમાં મફત વાંચનારાઓનો આંકડો મોટો થઈ જાય એમ છે!

●

"જર્મનીમાં આજકાલ એવો રીવાજ છે કે જ્યારે એક માણસ બીજા માણસને મળે ત્યારે સલામને બદલે હાથને પોતાની તરફ ઝટકો દઈને બોલે છે કે "હેલહીટલર" એટલે કે "હીટલરની જે!"

જર્મનીની હોટલમાં એક હોલાંડનો માણસ ઉતર્યો હતો. હોટલ બૉય સવારનો નાસ્તો લઈને તેના રૂમમાં ગયો જતાંજ જર્મન નિયમ પ્રમાણે સલામ કરી "હેલહીટલર!" પણ પેલા મુસાફરે જવાબ ન આપ્યો ત્યારે ફરીથી "હેલહીટલર!" કહ્યું છતાં સલામનો જવાબ ન મળ્યો તો ફરી'થી ત્રીજીવાર "હેલહીટલર!" કહ્યું ત્યારે તે મુસાફર ચીડાઈને બોલ્યો કે "હું કંઈ બ્હેરો નથી કે તું ફરી ફરી ને એજ હેલહીટલરનું નામ લઈ રહ્યો છે અને હીટલરના નામથી કંટાળો આવે છે. હું કંઈ જર્મનવાસી નથી પણ હોલાંડનો રહેનાર છું." એ સાંભળીને જર્મન બૉય બોલ્યો. "અરે તું હીટલરના નામથી કંટાળો છો તો કંઈ વાંધો નહિ થોડા દિવસમાં હોલાંડમાં પણ હીટલર પહોંચી જશે!" તો તે મુસાફર બોલ્યો કે "પણ એમાં નવાઈ જેવું શું છે તમારો કૈસર પણ વરસોથી હોલાંડમાંજ છે ને!"

●

"એક વેળા મુસોલીની એક અંતરિયાળ ગામમાં પહોંચી ગયો. ત્યાંના લોકોને સ્વપ્ને પણ ખબર ન હતી કે મુસોલીની આ ગામમાં આવે! સાંજે મુસોલીની તે ગામના થીએટરમાં ગયો. જ્યારે ખેલ પુરો થયો ત્યારે ઇટાલીના નીયમ પ્રમાણે મુસોલીનીની તારીફમાં કોમી ગીત ગવાવા લાગ્યું તો માન માટે રાબેતા મુજબ બધા પ્રેક્ષકો ઉભા થઈ ગયા પણ મુસોલીની બેસી રહ્યો. મુસોલીનીની

પાસે બેઠેલા એક પ્રેક્ષકે તેના ખભા પર હાથ મૂકીને કહ્યું કે "યાર હું પણ તમારી પેઠેજ કે કમબખ્ત મુસોલીનીના નામથી બેજાર થયો છું પણ શું કરીએ ઉભા થવામાંજ મોક્ષ છે. દોસ્ત ઉભો થઈ જા નહિતર વળી કોઈ આફતમાં ફસાવું પડશે!" પછી તેનો જવાબ મુસોલીનીએ શું આપ્યો તે જણાયું નથી.

●

"ચીકાગો શહેરમાં મળેલી મેડીકલ એસોસીએશનમાં એક ડોકટરે જાહેર કર્યું હતું કે નાદારી એક જાતનો મગજનો રોગ છે. શસ્ત્રક્રીયા કરવામાં આવે તો નાદારીનું પ્રમાણ ઘણું ઘટી જાય છે. ચીકાગોના બે નાદારોના મગજ પર શસ્ત્રક્રીયા કરી તેમનો નાદારીનો રોગ દૂર કર્યો હતો જેથી તેમના ધંધા પાછા ધીકતા થયા હતા," આ વાત ઘણાને ગપ જેવી લાગશે પણ આજનું વિજ્ઞાન ઘણાંએ ગપ્પાને સાચા કરી રહ્યું છે જાણી જોઈને તગાદો સાફ કરી દેવાળું ફુંકનારા આપણા હિંદીયન મહાજનો અને શાહુકારોને ઠેકાણે આણવા નાદારી કોર્ટમાં અમેરીકાથી એવો એકાદ ડોકટર આયાત કરવામાં આવે તો ઘણા કેસો સુધરી શકે!

●

"માણસ પેદા થાય પછી તેની તાજપોશીની ક્રીયા થાય એ તો જાણે વાસ્તવીક છે પણ ઈરાનના બાદશાહ શાહપુર બીજાની પેદા થતાં પહેલાં ત્રણ દિવસ અગાઉ તાજપોશીની ક્રીયા થઈ હતી. પેદા થતી વેળા એની માતાના પલંગના સરાણે તાજ મુકવામાં આવ્યો હતો." તે વેળા બાદશાહો અને તાજનું એટલું માન હતું પણ આજે તો પ્રજા શક્તિ આગળ તાજ કે તાજધારીઓ કુછ બિસાતમાં ગણાતા નથી! આજના ખરા રાજાઓની સ્થિતિ પણ રામલીલા કે નાટકના રાજાઓ જેવી કમજોર હોય છે. ખરું ન માનતા હોય તો પુછો ઈટલીના રાજાને!

●

મોટરમાં તેલનું બળતણ મોંઘું પડતું હોવાથી જર્મનીએ 'ગેસોજેન' નામનો ગૅસ ઉત્પન્ન કર્યો હતો પણ તે એ મોંઘો પડવાથી અમેરીકાના એક શોધકે કેલ્સીયમ કારબાઈડ અને પાણીમાંથી "Acetylene" નામનો ગૅસ તૈયાર કર્યો છે જે બળતણ તરીકે સૌથી સસ્તો થઈ પડશે."

વિજ્ઞાનની આવી સસ્તી શોધ લડાઈમાં કેટલું બધું સત્યાનાશ વાળી શકે એનો ભવિષ્યનો ઈતિહાસ સાક્ષી પુરશે! વિજ્ઞાનની ખુદાઈ જડ જગતમાં જેમ જેમ વધતી ચાલી છે; તેમ તેમ ખુદાએ એજ વિજ્ઞાનની વરમાળ તેના સર્જકોના ગળામાં ઓળવવા માંડી છે! મુશ્કેલીનો અંત આણવાના ઉદ્દેશથી બહાર પડતી વિજ્ઞાનની એક એક શોધ હવે શયતાનની સંહાર લીલા જેવી સાબીત થતી ચાલી છે!

"મઝહબ કભી સાયન્સકો સિજદા ન કરેગા
ઇન્સાન ઉડે ભીતો ખુદા હો નહિ સકતે!"

●

હવાઈ હુમલાના અવરોધક સાધન તરીકે ફુગ્ગા જેવા ઉડતા હાથીના આકારના બલુનની શોધ થઈ છે જેની આજુબાજુ કરોળીઆના જાળા જેવા બારીક તારો હોય છે જેમાં ગુંચવાઈને વિમાનો તુટી પડે છે." પણ એ ઉડતા હાથીને વશ કરવા કોઈ પાછું વિજળીક અંકુશની શોધ નહિ કરે તેની શી ખાતરી! આમ સંહારક શોધોની પરંપરાથી પૃથ્વીનો પ્રલયકાળે વહેલો નોતરવામાં વિજ્ઞાન સૌથી મોખરે રહેશે!

●

"અમેરીકામાં પાણી પર ચાલતી તેમજ હવામાં પણ ચાલતી બાઈસીકલોની શોધ થઈ છે." ચાલો ઠીક થયું આથી અમેરીકાના લોકોને પાણી તેમજ હવામાં એ પોતાનો ચમત્કાર બતાવવાની સુગમતા થઈ પડશે! ભલા બિચારા હિંદના ગરીબ શાહુકારો! આવી શોધનો લાભ શી રીતે ઉઠાવી શકે!

●

# ઉન્હાં આંસુ

(સર્વ હક્ક લેખકને સ્વાધિન)

લેખક: "મુસ્તફાબાદી"

ગતાંકથી ચાલુ

મુસલમાનોની કમનસીબ હાલતના કારણોમાં આપણે સર્વથી પ્રથમ નોકરીપાત વર્ગ અને વિદ્યા પ્રાપ્ત કરેલ મુસ્લિમોની સ્થિતી ઉપર પ્રથમ દ્રષ્ટિપાત કરીશું કારણ કે આ તે લોકો છે કે જેઓનો પાયો વિદ્યા ઉપર રચાએલો છે અને અમો વિદ્યામાં ઘણાજ પછાત હોવાથી તે ઉપર વિવેચન કરવું વિશેષતરે આવશ્યક છે.

સને ૧૯૩૧ની વસ્તી ગણત્રીથી એ જણાય આવે છે કે હિંદુસ્થાનની વસ્તીમાં દર દસ હજાર માણસે માત્ર ૨૮૬ માણસો ભણેલા વર્ગમાંથી નોકરીમાં દાખલ છે. આ પૈકીથી ૧૨૫ માણસો સરકારી નોકરીમાં અને ૧૬૧ માણસો ખાનગી ચાકરી કરી પોતાનું ભરણ પોષણ કરે છે. જો આ નોકરીપાત વર્ગની સંખ્યા ઘણીજ ઓછી ગણાય, પરંતુ આર્થિક દ્રષ્ટિએ એ સંખ્યા (પગાર ગણતાં) ઓછી નથી કેમકે આ લોકોને જે પગારો મળે છે તે બીજા માલદાર દેશોમાં મળતા પગારોના પ્રમાણમાં ઘણાજ ભારે છે. નોકરીયાત વર્ગમાં પ્રથમ દરજ્જે સરકારી નોકરીયાતોનો છે અને તે બાદ ખાનગી નોકરી કરતો વર્ગ કે જે વકીલાત, ડોક્ટરી, ઈન્જીનીયરીંગ વિગેરેનો દરજ્જો છે. આ નોકરીયાત વર્ગોમાં આપણે તપાસીશું તો આપણને અફસોસ પૂર્વક જણાય આવશે કે આ દેશબંધુઓના પ્રમાણમાં અમો મુસલમાનો નોકરી ચાકરીમાં ઘણાજ પછાત છીએ. હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે અમો અમારા દેશ બંધુઓ જેટલાજ ભણેલા, કેળવાયલા, અને લાયકાતવાળા હોવા છતાં નોકરી ચાકરીમાં અમારૂં ઓછું પ્રમાણ શા માટે? આજે નોકરીમાં અમો મુસલમાનોનું જે પ્રમાણ જોવામાં આવે છે, તે પ્રમાણ શું પહેલેથીજ છે કે? અને જવાબ અગર "નહિ" તો પછી આટલી કંગાળ હદે પહોંચવાનું કારણ શું? આ છેલ્લા પ્રશ્નના જવાબ અર્થે એ જરૂરી છે કે અમો ભુતકાળના ઈતિહાસ ઉપર દ્રષ્ટિપાત કરીએ.

## મુસલમાનો મોટા હોદ્દા ઉપર હતા.

બ્રિટિશ રાજ્યના શરૂઆતના દોર પર્યંતે સારાએ રાજ્યમાં ઉચ્ચ હોદાઓના કબ્જેદાર મુસલમાનો હતા. ગવર્નમેન્ટ ઓફ ઈંડીઆના વસ્તી ગણત્રીના ડાયરેક્ટર અને પ્રખ્યાત ઈતિહાસકાર "સર વીલીયમ હંટર" પોતાની કૃતિ "હિંદુસ્તાનના મુસલમાનો" માં લખે છે કે "શરૂઆતના બ્રિટિશ શાસન કાળમાં કરોની વસુલાત રાજ્યની ભારે આવકનું મુખ્ય સાધન હતું અને તે કામ (કલેકટરીનું) લગભગ બધુંજ ઉચ્ચ ખાનદાનના મુસલમાનોના હાથમાં હતું. મુસલમાનોની આવકનું બીજું સાધન પોલીસની નોકરી હતું. અને તેના ઓફીસરો પણ મુસલમાનોજ હતા. ત્રીજું સાધન કોર્ટો હતી. ત્યાં પણ મુસલમાનો દરેક દિશામાં અને જગ્યાએ જગ્યાએ નજરે પડતા હતા. આ સર્વે કરતાં

સૌથી વધુ મહત્વની અને મહાન વસ્તુ "લશ્કર" હતું, કે જેના હાથમાં દેશના વિજયની ચાવી હતી. લશ્કરી અમલદારોને મહેસુલ જે કાંઈપણ ઉઘરાવવામાં આવતું તેમાંથી બેંકોના વ્યાજના દર કરતા ઓછા દરથી કમીશન (મહેનતાણા પેટે) આપવામાં આવતું. અને તે ઉપરાંત લશ્કરી અમલદારો પોતાની જમીન ખેડતા કિસાનોને લશ્કરમાં ભરતી કરતા અને સરકાર પાસેથી તેઓનો પુરો પગાર વસુલ કરતા" સર વિલિયમ આ પછી લખે છે કેઃ—

"સને ૧૮૦૦ની શરૂઆતમાં બંગાળાના કોઈપણ ખાનદાની અને પ્રભાવ શાળી મુસ્લિમનુ ગરીબ હોવું અશક્ય અને અમાન્ય હતું. કેમકે લક્ષ્મી સરીતાનું વહેણ હંમેશાં તેઓના દ્વારો તરફજ રહેતું અને હંમેશાં તેઓની દૌલતના ભંડારો ઉભરાતાજ રહેતા."

આ મુસલમાનોની આર્થિક આબાદીના મુખ્ય સાધનો હતાં અને તે સિવાય બીજાં પણ અનેક સાધનો જેવા કે કોર્ટ કચેરીની નોકરી વિગેરે દ્રવ્ય પ્રાપ્તિના અનેક સાધનો હતાં કે જેના ઉપર અન્યત્ર વિવેચન કરવામાં આવશે.

"મુસલમાનોના ઉચ્ચ હોદ્દાઓ તજાવ્યા"

વિદ્વાન લેખક સર વિલીયમ મુસલમાનોની આવકના સાધનો, આઝાદી અને વૈભવનો ઉલ્લેખ કર્યાં બાદ તેઓને માટે ઉચ્ચ પ્રકારના હોદ્દા કેવી રીતે બંધ કરવામાં આવ્યા તે ઉપર નિષ્પક્ષપાતપણે પ્રકાશ ફેંકતાં લખે છે કે "અંગ્રેજી શાસન કાળ પૂર્વેથીજ મુસલમાનો માત્ર રાજ્યધારીજ નહિ, પરંતુ મગજ શક્તિ અને કર્તવ્ય શક્તિમાં પણ સારાએ હિન્દુસ્તાનમાં અદ્ભૂત શક્તિ ધરાવતા હતા, મુસલમાનોનો તઅલીમી પ્રબંધ. "મી. બેવીના"ના કથનાનુસાર જો-કે અમારો જેવો (અંગ્રેજો જેવો) ન હતો. છતાં પણ-તે સ્તુતિપાત્ર અને પરિપૂર્ણ હતો. મુસલમાનોને તઅલીમી પ્રબંધ દ્વારા સારામાં સારી કેળવણી અપાતી હતી. અને સારાએ હિંદની સરખામણીમાં કોઇ પણ અત્યે ઉતરતી ન હતી" આ પછી વિદ્વાન લેખક પોતાના જાતી બધુઓને સંબોધી લખે છે કે "અંગ્રેજી શાસન કાળના શરૂઆતના ૭૫ વર્ષો એટલે ૧૮૩૨ સુધી અમોએ અમારી ઈચ્છાનુસાર હોદ્દેદારો તૈયાર કરવા અર્થે મુસલમાનોની તઅલીમી પધ્ધતિ ચાલુ રહેવા દીધી અને તે દરમ્યાન અમોએ અમારો તઅલીમી બંદોબસ્ત સંપૂર્ણ કરી લીધો અને જ્યારે અમારી ઈચ્છાનુસારનો એક વર્ગ કેળવાય તૈયાર થઈ ગયો કે અમોએ મુસલમાનોની તઅલીમી પધ્ધતિ બંધ કરી દીધી અથવા કહો કે ફેંકી દીધી અને તેનું એ કારમુ પરિણામ આવ્યું કે મુસ્લિમ નવ જવાનો માટે નોકરીના દરવાજા બંધ થઈ ગયા"

આ સ્થળે સ્વાભાવિક રિત્યે એ પ્રશ્ન આપણે ઉપસ્થિત કરીશું કે જ્યારે સરકારે પોતાની પધ્ધત્યનુસાર શિક્ષણ આપવા માંડ્યું ત્યારે મુસ્લિમ નવજવાનોએ તેમાં જોડાઈ શા માટે ફાયદો મેળવ્યો નહિ?

સર વિલીયમ હંટર આ પ્રશ્નનો જવાબ આપતાં લખે છે કે "અગર અમો અંગ્રેજોએ શાળાઓમાં અંગ્રેજ શિક્ષકો નિયુક્ત કર્યાં હોત અથવા સરકારી દફતરોની ભાષાને અંગ્રેજી બનાવી દેત તો મુસ્લિમોની ધાર્મિક દ્રષ્ટિએ કેટલીક અગવડો ઓછી થાત. કારણ કે ખ્રિસ્તી ધર્મ ઇસ્લામ ધર્મના મુકાબલામાં ગમે તેવો અપૂર્ણ ભલે ગણાતો હોય છતાં પણ મુસ્લિમો ખ્રિસ્તી ધર્મને ઇશ્વરર પ્રેરીત ધર્મ તો માનેજ છે જ્યારે હિંદુઓના ધર્મ સંબંધે તેઓની એવી માન્યતા નથી. હિંદુઓના ધર્મને તેઓ હલકી નજરે એ કારણે જુએ છે. કે તેમાં એકેશ્વરવાદનું નામે નિશાન નથી અને તુલસી પૂજા, પીપળાની પૂજા,

સૂર્યની પૂજા, નાગની પૂજા. સરિતાની પૂજા, અને મૂર્તિ પૂજા એવી એવી વિચિત્ર માન્યતાઓ સિવાય બીજું કાંઇજ નથી. આ સમયમાં દક્ષિણ બંગાળામાં શાળાઓમાં હિંદુઓની ભાષા દ્વારા શિક્ષણ અપાતું હતુ અને શિક્ષકો પણ હિંદુઓજ હતા. આ કારણે ઉચ્ચ ખાનદાનના મુસલમાનો હરગીઝ સહન કરી શકતા ન હતા કે તેઓની ઓલાદને મૂર્તિ પૂજકોની ભાષા અને વાણીમાં શિક્ષણ આપવામાં આવે ?" (જુઓ પૃષ્ઠ ૧૬૧)

મુસલમાનો હિંદુઓ પ્રત્યે જે નફરત રાખતા હતા તેનું એક બીજું કારણ દર્શાવતા લખે છે કે "હિંદુ શિક્ષકો એટલા બધા અશક્ત હતા કે તેઓ વિદ્યાર્થિઓની વ્યવસ્થા પણ રાખી શકતા ન હતા અને આ કારણે ગમે તે પંક્તિનો મુસલમાન પણ પોતાના બાળકને સરકારી શાળાઓમાં બેસાડવાનું પસંદ કરતો ન હતો" (જૂઓ પૃષ્ઠ ૧૬૪)

આગળ ચાલતાં સર વીલીયમ હંટર લખે છે કે "અમારી તઅલીમી નિતિ રીતીએ વર્ષોની કુંભકરણની નિંદ્રામાં પડેલા હિંદુઓનાં નયનો ખોલી નાંખી હાડપીંજર સમ બની ગએલી હિંદુ કૌમ એકદમ તંદુરસ્ત અને શક્તિશાળી બનાં ગઈ અને તેની અસર મુસલમાનોની પર ઉંધી થઈ. કેમકે અમારી નીતિ તેઓની સંસ્કૃતી અને ઝરૂરીઆતથી વિરૂદ્ધ હતી. પરિણામ એ આવ્યું કે સને ૧૮૮૨માં શાળાઓની એ હાલત હતી કે વિદ્યાર્થિયોની સંખ્યામાં દર દસ હિંદુએ માત્ર એકજ મુસલમાન હતો. વળી સરકારી નોકરી અર્થે અંગ્રેજી ભાષા જાણવી ઝરૂરી હતી. એટલે મુસ્લિમોની (બંગાળમાં) બહુમતિ હોવા છતાં બંગાળા પ્રાંતમાં જ્યાં સને ૧૮૭૧માં કોર્ટો, પોલીસ, રેવન્યુ અને લસ્કર વિગેરે ખાતાઓમાં મુસલમાનોજ નજરે પડતા હતા, ત્યાં સરકારી ગેઝેટેડ અમલદારોમાં મુસ્લિમોની સંખ્યા માત્ર ૧૩ ટકા અને ઇન્જીનીયરીંગ અને બીજા ખાતાઓમાં માત્ર ૪ ટકાજ રહી ગઇ.

## મુસલમાનોની પડતીની શરૂઆત.

ઉપરોક્ત લખાણથી આપણે એ જાણી ચૂક્યા છીએ કે મુસલમાનોએ સરકારી શાળાઓથી એ કારણે ફાયદો ન મેળવ્યો કે આ શાળાઓ તેમની જરૂરીયાત અને માન્યતાઓની વિરૂદ્ધ હતી. તદુપરાંત તે શાળાઓમાં અશક્ત હિંદુ શિક્ષકો અને હિંદુઓની માતૃભાષા દ્વારા જ્ઞાન આપવામાં આવતું હતું. આથી તે સમયના મુસલમાનોની એ મજબુત માન્યતાઓ હતી કે તેઓ નતો અમારા બાળકોને ઉચ્ચ શિક્ષણ આપી શકે છે અને ધાર્મિક દૃષ્ટિએ નતો અમારા બાળકોના ગુરૂ થવાની યોગ્યતા ધરાવી શકે છે. આવી સ્થિતિમાં મુસલમાનો માટે પોતાના બાળકોને કેળવણી આપવા માટે માત્ર એકજ ઉપાય હતો અને તે ખાનગી શાળાઓ, પરંતુ કમનસીબે પરંતુ સરકાર માબાપે મુસલમાનો ઉપર ખુશ થઈ તે રસ્તો પણ બંધ કરી દીધો.

(અપૂર્ણ)

### કમ નથી

મર્દ છે તું ઊઠ કે એ દમ નથી,
સૂર્યથી તારી ચમક કૈં કમ નથી.
મોહમાં જૂઠા ગુમાવીને બધું,
તું થયો બેહાલ તેનો ગમ નથી ?
પાનખર આવી ચમનમાં છે છતાં,
કેમ તારી આંખડી પુરનમ્ નથી ?
જખ્મ લાગ્યા કાળનો એતો ખરૂં,
શોધ કર એ જખ્મનું મરહમ નથી ?
ધૈર્ય છોડી કેમ ગાફિલ થૈ ગયો,
જો જરા તારો ખુદા હમદમ નથી ?
ભેદ ખોલે દિલ તણો 'અશરાફ' કાં,
બેઅદબ તુજને જરાએ ગમ નથી ?

"અશરાફ" (વહાલુ)

# પોઠ




આજે "કારવાં"ના વાંચકો સમક્ષ એક કવિરત્નને હું રજુ કરું છું. અને તે શ્રીયુત શેખચલ્લી છે. આટલી આટલી સાહિત્ય પરિષદો મળી ગઈ, છતાં એકે વાર એમને સાહિત્ય પરિષદનું પ્રમુખસ્થાન ન સાંપડ્યું તેથી ગુજરાતી સાક્ષરો પર રોષે ભરાઈને તેઓ શ્રી બ્રહ્મદેશના જંગલમાં તપ કરવા ગયા હતા, પણ બ્રહ્મદેશના છેલ્લા હુલ્લડમાં બરમાઓએ જાન પર જઈને અનેક હિંદીઓને દેશ ભેગા કર્યા તેમાં શ્રીયુત શેખચલ્લીનો પણ વારો આવી ગયો, આમ અનાયાસે એ સાક્ષર રત્ન પુનઃ ગુજરાતને સાંપડ્યું ! એમની છ છ માસની વધી ગએલી હજામત સ્વર્ગસ્થ ભગલા વાણંદે ફી કાઢી આપેલી એ બદલ એમણે પોતાની કલમને તકલીફ આપીને ભગલાના વસીયતનામાને ગઝલ દ્વારા રજૂ કરી ભગલાના ચિરંજીવી જગલાને સોંપ્યું અને જગલા દ્વારા રા. અડવાજીએ મને આપ્યું અને મેં "કારવાં"ના તંત્રીજીને આપ્યું અને તંત્રીજીએ પ્રેસના કંપોઝીટરને હવાલે કર્યું એમ તે આજનાજ અંકમાં રજુ થયું. અલબત્ત એ વિષે લખવાનું તો તંત્રીજીએ તે કાવ્યની નોટમાં લખી દીધું હશેજ પણ મારે તો રા. અડવાજી મારફત શ્રીયુત શેખચલ્લીનો આભારજ માનવો રહ્યોને ? અને ખુદા જો એમને લાંબુ આયુષ્ય અર્પશે તો હું "કારવાં"ના વાંચકોને ખાતરી આપું છું કે એક અનેરી ઢબની કવિતાઓનો પ્રવાહ શ્રીયુત શેખચલ્લી ગુજરાતીમાં વહેવરાવી દેશે અને કટાક્ષ કાવ્ય માટે ગુજરાતીમાં આજકાલ જાણીતા થએલાં 'લેલક', 'કલક', 'રીલક', કે 'હડમત ઓઝા' કરતાં પણ શ્રીયુત શેખચલ્લી બે ડગલાં આગળ વધી જશે, વિશેષ પિષ્ટ પેષણ ન કરતાં અમારા રસીક વાંચકોને એટલુંજ જણાવીશ કે "હાથ કંકણને આરસીની જરૂર નથી."

રા. વણજારો

રા. અડવાજી બીજા કામના અભાવે યુનિવરસિટિની માધવદાસ ઠક્કર વ્યાખ્યાનમાળાનાં કવિતા અને તેના વિકાસ વિષેનાં કવિશ્રી અ. ખબરદારનાં વ્યાખ્યાનો સાંભળવા વગર ટીકીટે મુંબઈ ઉપડી ગયા હતા અને ત્યાંથી હેમખેમ પકડાયા વગર કવિનાના વિવેચનનું પોટલું બાંધીને દાદરના સ્ટેશનેથી સીધા ચાલ્યા આવ્યા હતા. મુલાકાત થતાંજ તેમણે ગેલમાં આવી જઈને કહ્યું કે "જોકે હવે મદારીના તમાશાની જેમ સાહિત્યની સભાઓમાં પણ ઢગેઢગ ટોળે વળતા થયા છે એ આનંદનો વિષય છે. હું તો ખબરદાર અને બ. ક. ઠાકોરની કુસ્તી નિહાળવાના કોડ સેવીને મુંબઈ ગયો હતો; પણ ખબરદારે તો લડાઈનું નામ પણ ન લીધું જેથી મારા જેવા

અનેક શોખીન પ્રેક્ષકોના પૈસા વસુલ ન થયા! ખેર! ત્યાં એક મુસ્લિમ કવિની હાજરી હોય એમ મને ન દેખાયું છતાં ખબરદારે આપણા મુશાએરાની પ્રવૃત્તિ અને ગઝલ વિકાસ વિષે ઉલ્લેખ કર્યો એ ગેલમાં આવી જવા જેવી વાત તો ખરીને?"

મેં કહ્યું. "અલબત્ત, શાયરોને તારીફના બે શબ્દોએ વર્ષાસનમાં મળે તો બસ છે! બાકી કાનીકડીને પટેલના છોકરાએ કાકી કહી હતી તો તે અભિમાનમાં આવી જઇને બે ગાઉ સુધી મરોડમાંને મરોડમાં વાંકી ચાલી હતી. તેવા હવે આજના શાયરો-કવિઓ રહ્યા નથી કે ગેલમાં આવીને નાચવા લાગી જાય! પણ એટલોએ ઉલ્લેખ કરવા બદલ રા. ખબરદારનો ઉપકાર તો શાયરોએ માનવો રહ્યો કે હવે ગુજરાતી શાયરોની ગણતરી પણ છપ્પનના મેળમાં થવા લાગી છે!" હવે પાછો અડવાજીનો વારો આવ્યો.

"કવિશ્રી ખબરદારે તો કવિતા સંબંધી એટલું-બધું કહી નાખ્યું હતું કે મને તો કંઈ યાદજ ન રહ્યું! ફક્ત એટલી વાત યાદ રહી કે કવિતા અને સંગીતનો ગાઢ સંબંધ છે; જેમ કવ્વાલી અને ઢોલકનો સંબંધ હોય છે તેમ!"

"પણ 'જન્મભૂમી'ની કલમ કિતાબની કૉલમોમાં કોઇ રા. મનસુખલાલ ઝવેરી તો કહે છે કે સંગીત સાથે કવિતાને કઇ સબંધ નથી!"

"ત્યારે શું એ ભાઈ સાહેબ ગદ્યના ડીકટેશન દ્વારા સંગીત રજુ કરવાની તરફેણમા હશે?"

"હશે એવી શાબ્દિક સાઠમારી તો સાહિત્યના મેદાનમાં વરસોથી ચાલી આવે છે. અને એમ ન હોય તો સાહિત્યનો ભાવ પણ કોણ પૂછે!"

"તો આજે પણ આપણા ગુજરાતી સાહિત્યનો ભાવ કોણ પૂછે છે! તમે જાણો છો કે યુરોપ અને અમેરીકામાં સાહિત્યકારો પૈસાના ઢગલામાં રમે છે; ત્યારે આપણા સાહિત્યકારો મુફલીસીમાં મ્હાલે છે! જુવો. કાનનો મેલ કાઢીને સાંભળો કે કીપ્લીંગને એકજ કવિતા બદલ કોલીઅર્સ વિકલીએ ૨૦૦ પાઉન્ડનો ચેક આપ્યો હતો. અહીંના હિસાબે રૂ. ૨૬૫૦ થયા. ત્યારે આપણા ગુજરાતમાં તો. એક કવિતાનાં ૨૬ાા કોડીઆં પણ ઉપજતાં નથી! અરે! આજે જીવતાને જાગતા ગોરા લેખક સમરસેટ મોઘમને એકજ ટુંકી વાર્તાના ૧ હજાર પાઉન્ડ એટલે કે રૂ. ૧૩૨૨૫ મળ્યા છે. આપણા ગુજરાતી લેખકોમાં તો કોઈ મારતે મીયાં લેખકને પણ ભાગ્યે એક નવલિકાનું મહેનતાણું ૧ પાઉન્ડ મળે છે આવું કારણ શું હશે?"

"એનું કારણ એ છે કેઃ-

"હેમને હીરા હણાયા હિંદથી પરદેશમાં,
બાકી રહ્યા અહીં ફાંકવાને બાજરી જુવાર છે.

મુફલીસીમાં બાજરી જુવાર પણ માંડ માંડ ફાંકવા મળતી હોય ત્યાં સાહિત્ય પાછળ દોકડાઆં કોણ ખરચે?

"એતો ખરૂં; પણ બીજું એ એક મુખ્ય કારણ એ છે કે અહીં એટલે હિંદમાં સરસ્વતિ (વિદ્યા) લક્ષ્મી (પૈસા)ની દાસી ગણાય છે, ત્યારે પશ્ચિમમાં લક્ષ્મી, સરસ્વતિની દાસી મનાય છે! આ માન્યતાને લીધેજ "પૈસાવાળાનો દીકરો ઘુઘરે રમે!" એમ અહીં કહેવત યોજાઇ છે ત્યારે ત્યાં "ગરીબનો દીકરો ચોપડે રમે!" એમ કહેવત યોજાઈ છે! અને વળી માત્ર પાઈ પાઈનો હિસાબ રાખનાર આપણા વહેપારી ગુજરાતમાં તો કવિ એટલે ફકો અને લેખક એટલે નવરો એમજ મનાય છે!"

વાંચનને પ્રતાપે રા. અડવાજીની ચાંચ સાહિત્યના વિષયમાં આટલા બધી ઉંડી ઉતરતી જોઈ વિચારમાં ગોથાં ખાતો તેમને સલામ કરીને હું ઘરભેગો થયો કારણ કે ટેબલને અભાવે ખોખાંપર પડેલાં પુસ્તકો રિબ્યુ માટે રાહ જોતાં હતાં.

## સ્વિકાર અને સમાલોચના.

**દાંડીઓ નવલિકા અંક:**–સંવત ૧૯૯૬નો દાંડીઆ પત્રનો એ ખાસ અંક તંત્રી રા. નટવર વીમાવાળા તરફથી મળ્યો. રાબેતા મુજબ આ નવલિકા અંક સફળતાથી નીકળ્યો છે. વાર્તાઓની તથા ચિત્રોની પસંદગી ઉચ્ચ પ્રકારની છે તેમાંએ નર્મદનું હૃદય ચીરી તેમાંથી જય-જય ગરવી ગુજરાતનાં દર્શન કરાવ્યાં છે. એ ચિત્ર ખૂબ ભાવવાહી છે. કાગળની આ મોંઘવારીના જમાનામાં ૧૭૨ પાનાનો દળદાર પોથો અને પાચ ચિત્રો તથા અનેક ફોટા બ્લોકો સહિતનો અંક આઠ આનામાં અપાય એ એક પત્રકારિત્વનું સાહસજ કહેવાય. નવલિકા અંકને ખરેખર એક એકથી ચઢીયાતી નવલિકાથી શણગાર્યો છે. તંત્રી, સહતંત્રીઓ અભિનંદનના હકદાર ઠરે છે. "દાંડીઓ" ખપાટીયા ચકલો સુરતથી મળી શકે છે.

**બેઘડી મોજ દિવાળી અંક:**–ચાલુ વરસના સઘળા દિવાળી અંકોમાં બેઘડી મોજનો દીવાળી અંક વીન ગયો છે. ચીત્રોની સજાવટ ઉચ્ચ પ્રકારની છે અને લેખોની પસંદગીનું ધોરણ પણ ઉંચા પ્રકારનું છે ફોટાઓની પસંદગી પણ સારી છે. 'શયદા,' 'આસિમ,' ત્રિશુળ, પન્નાલાલ પટેલ, ધૂમકેતુ, ચંદ્રકાન્ત સુતરીયા, રમણલાલ, ભાદરાયણ, ઉમાશંકર, બેકાર, મયુખ, હરીલાલ ભરૂચા, ધનસુખલાલ, બદ્રીકાચવાલા, મનસુખલાલ ઝવેરી, હરભાઇ ત્રીવેદી, વગેરે અનેક જાણીતા લેખકો અને કવીઓની કૃતિઓ ધ્યાન ખેંચે છે. કાગળ અને બ્લોકની મોંઘવારીના જમાનામાં આવો દળદાર અંક કાઢવો એ ખાસ સાહસ ગણાય. ભાઈ શયદાનું આ સાહસ ધન્યવાદને પાત્ર છે. ૨૦૦ પાનાનો દળદાર પોથો અનેક ત્રીરંગી અને દ્વીરંગી ચીત્રો જોતાં કીમત રૂા. ૧૫ વધુ પડતી તો નથીજ. દીવાળીની મોજના મોજનો આ ખાસ અંક સતકાર કરવા સફળ થયો છે.

# ધી ઓમ્બે મુસ્લિમ પટેલ એસોસીએશન:—

મજકુર એસોસીએશનનો ૧૯૩૮ના જુનથી મે ૧૯૩૯ સુધીનો રિપોર્ટ રિવ્યુ અર્થે સેક્રેટરી તરફથી મળ્યો. ભરૂચ જીલ્લાના મુસ્લિમ પટેલ વહોરાઓની આ એસોસીએશન કેળવણીના વિષયમાં ખૂબ સહાયકારક નિવડી છે. ચાલુ વરસમાં ૬૬૧ રૂા સ્કોલરશીપ ખાતે અને ૯૩ રૂા. ચોપડીઓ ખાતે અપાયા છે. પટેલ એસોસીએશનની આ પ્રવૃત્તિ ઉત્તેજનને પાત્ર છે. આવી એક અનિવાર્ય અને ઉપયોગી સંસ્થા તરફ ભરૂચ જીલ્લાના કાનમીયા બિરાદરો ઉદાસીનતા સેવે એ આ કેળવણીયુગમાં પાલવે તેમ નથી. કેળવાએલાઓ અને વહેપારીઓના સહકારથી ધપતી આ એક ઉપયોગી સંસ્થાને વધુ આગળ ધપતી કરવી હોય તો આગેવાનોએ વધુ નમ્ર બની બીજાઓનાં દિલ જીતવાનો પ્રયત્ન કરવો જોઈએ. ભરૂચા કુટુંબના વિદ્યાપ્રેમી પુત્રોના અણમોલ સહકારનું આ દરેમ્ત વધુ વિકસાવવું હોય તો આગેવાનોએ જરા ઉદાર દિલીથી ભરૂચ જીલ્લાની બીજી સંસ્થાઓને પોતાનામાં ભેળવવાનો પ્રયત્ન કરવો જોઇએ. શ્રી. મહમુદ મુન્શી બી. ઈ. જેવા કેળવાયલા પ્રમુખના પ્રયત્નેથી ઓળીમા ઓઢુ ધી યંગ મુસ્લિમ પટેલ એસોસીએશન સાથે સહકાર સાધવાનું કર્યું તો પૂર્ણ થશેજ એ આશા વધુ પડતી તો નથીજ. બીજી એક નમ્રભાવે સૂચના છે કે આગેવાનો મારફતે જંબુસરમાં એક વહોરા એસોસીએશન સ્થપાઇ છે તેનો પણ આ સંસ્થામાં સમાવેશ થાય અને સાખા જીલ્લાની આ એકલી અને અજોડ સંસ્થા બને એમ કોમના આગેવાનોએ ઉદાર દિલે પ્રયત્ન કરવા જોઈએ. ખુદા સૌને નેક તૌફિક અતા કરે. આમીન!

**ઘોડીવાલા વકફ:**—દંડારીઆની આ નિયમિત અને મક્કમ પગલે આગળ ધપતી નાનકડી પણ આદર્શ સંસ્થાનો પરિચય એનો સાતમો રિપોર્ટ વાંચતાં થાય છે. એક કુટુંબ ધારે તો સહકાર અને સદ્ભાવથી કેવાં કેવાં ઉપયોગી અને અનિવાર્ય કામો કરી શકે છે તે રિપોર્ટથી જણાય છે. કાનમીયા બિરાદરોમાં સંપ અને ઇખ્લાસનું અણમોલું દૃષ્ટાંત રજુ કરતી આ સંસ્થા વધુને વધુ ફુલે અને ફળે એ એના કાર્યવાહકો અને માર્ગદર્શકોની ધગશ જોતાં જણાય છે.



# પ્રેમીનું દિલ

"હાં, આપા, આજે તમે અમીજાન સાથે શી વાતો કરતાં હતાં?" ઝુલૈખાએ પૂછ્યું.

"ઝુલૈખા બ્હેન, આજે મને અમીજાને એક ખાસ મશ્વેરા માટે બોલાવી છે" બિલ્કીસે કહ્યું

"તેથીજ તો હું પુછું છું કે તમે શી વાતો કરતા હતા? હું તમારી તરફ આવવા લાગી; તો મામા કહેવા લાગી કે 'સરકારનો હુકમ છે કે તે તરફ ન આવે.'" ઝુલૈખા વચ્ચેજ બોલી પડી

લેખક:-એસ. સી. "અમીન"

"તમારીજ તો વાત હતી! હવે સમજી જાવને!"

બિલ્કીસે મુસ્કેરાઈ કહ્યું.

"આપા, તમે પણ ગપ મારવામાં હવે નંબર લેવા લાગ્યાં છો?" ઝુલૈખા બોલી "જા જા, જુઠી ક્યોંની. જાણી બુઝીને ઇતરાય છે! બધુંયે તો તું જાણે છે ને વળી "કાંણી થઇ કાંચલી"માં હાથ નાંખે છે કેમ? બિલ્કીસ બોલી "તમારા સોગંદ! મને કૈં પણ ખબર હોય તો!" ઝુલૈખા એ ગંભીરતા પૂર્વક દર્શાવ્યું.

"જુવા, મારા સોગંદ ન ખાવ, હું કૈં ફાલતુ નથી! બિલ્કીસે મુશ્કેરાટમાં કહ્યું.

"ખુદાની કસમ હું કૈં યે જાણતી નથી!" ઝુલૈખા એકદમ બોલી ઉઠી. ઝુલૈખાની ધીરજ ખુટી જાય તે પહેલાં બિલ્કીસે નીચે પ્રમાણે ખુલાસો કરતાં કહ્યું:–

"અરે, તમારા લગ્નનીજ વાત હતી. બે ઠેકાણેથી પયગામ આવ્યા છે ને ખુદાની કુદરત તો જુઓ! બંનેનાં નામ અસ્કરી છે! એકનું નામ **મુહમ્મદ અસ્કરી**, તો બીજાનું **નવ્વાબ અસ્કરી**. વળી ગઝબ તો એ છે કે બંને એક સરખીજ શાન–શિક્લના. રજ જેટલો યે ફેર નથી. એકને સંતાડો અને બીજાને કહાડો. એક બીજાને કૈં સગાઈ સંબંધ નથી! પણ જે એમને જુએ છે તે એમજ સમજે છે કે એ બંને સગા ભાઇ છે. તમારા મોટાભાઇ [બિલ્કીસનો ખાવિંદ] કહે છે કે જો એબંનેમાં કંઇ સગાઇ સંબંધ હોત તો લોકો એમને જોડકા ભાઇજ ધારત"

"હશે." ઝુલૈખાએ બેપરવાઇ દાખવતાં કહ્યું. **બિલકીસ**—"મને કંઇ સમજ પડતી નથી. કે એ કોકડું કેમ ઉકેલાશે! મુહમ્મદ અસ્કરી સગા મામાનો દીકરો, અને નવ્વાબ અસ્કરી મારો દીયર! મુહમ્મદ અસ્કરી જો કે મોસાઇ ભાઈ છે પણ મારૂં દિલ જરાયે એમના તરફ વળતું નથી. સ્વછંદી માણસ છે. રાત્રી દિવસ નિશામાં ચકચૂર! પણ એ ભાઇને કોણ્જાણે શું થઈ ગયું છે! કહે છે 'જો મારાં લગ્ન ઝુલૈખાં સાથે ન થયાં તો ઝેરજ પી લઇશ.' બેન ખરી વાત તો એ છે કે એ બધી ગીદડ ભભકીઓ છે. પ્રાણ આપવા તે કંઇ રમત વાત નથી! બધાજ તે કંઇ ફરહાદ કે મજનું બની શકતા નથી. વળી બીજી વાત એ કે તમારા મોટા ભાઇએ મારાથી વચન લઇ લીધું છે. તેથી તમારી શાદી મારા દીયરથી ન થઇ તો મારે તો સાસરીયામાં મ્હોડું બતાવવું ભારે પડશે. બ્હેન, તમે તો કંઇ કહો કે તમારી શી ઇચ્છા છે? કંઇ તો બોલો. મોઢામાં મગ કેમ ભરી રાખ્યા છે? અય હય! તમે તો જાણે ચુપશાહ પીરનો રોઝો રાખ્યો છે ને! જુઓ તમારા મોટા ભાઇની પણ એજ ખુશી છે કે તમારાં લગ્ન નવ્વાબ અસ્કરીથીજ થવાં જોઇએ.

**ઝુલૈખા**—"હશે! એમાં હું શું કરૂં!"

**બિલકીસ**—હવે બતાવો કે તમારા તરફથી હું અમ્માજાનને શું કહું?

**ઝુલૈખા**—બસ કહી નાખોને કે મારે પરણવુંજ નથી!

**બિલકીસ**—વા...હ...રે, મારી ઝયબુન્નીસા!"

બિલ્કીસ હસવા લાગી અને ઝુલૈખા મ્હોં મરડી બીજા ઓરડામાં ચાલી ગઈ.

× × ×

આ બે યુવાન બાળાઓ એક આલીશાન મકાનના ઓરડામાં ઉપર પ્રમાણે વાર્તાલાપ કરતી હતી. એ મકાન ક્યાં આવ્યું હતું! હિન્દના પાટનગર દિલ્હીમાં. હા! અંતિમ મુગલ સમ્રાટ શાહે ઝફરના સમયનાં દિલ્હીમાં. તે દિલ્હીમાં, કે જે અનેકવાર હસ્યું અને અનેકવાર ચોધાર રડ્યું; જે કેટલીયે વાર વેરાન બન્યું ને કેટલીયે વાર ગુલઝાર બન્યું. બિલ્કીસ અને ઝુલૈખા સગી બ્હેનો હતી મોટી બિલ્કીસ

ઓગણીસ વર્ષની, અને નાની ઝુલૈખા સત્તર વર્ષની હતી. બંને રૂપ રૂપની અંબાર હતી. એમનું હુસ્ન સરકેશીયન સૌંદર્યનેયે શરમાવે તેવું હતું. બંનેના ઓષ્ટ ગુલાબી, મોતી સમ દાંત, લાંબા લાંબા સોહામણા કેશ, અને યંત્રમાં ઢાળેલ ઘાટીલાં શરીર હતાં. બંને બ્હેનોમાં તફાવત માત્ર એટલોજ કે મોટી સ્હેજ શરીરે ભારે, તો નાની નાજુક દેખાતી. બિલકીસના વાળ સોનેરી તો ઝુલૈખાના કાળા ભમ્મરીયાળા હતા. મોટીની આંખ્યો અખરોટ જેવી હતી તો નાનીની આંખ્યો હરણી સમી. બિલ્કીસનાં લગ્ન નવાબ ફતેહજંગ બહાદુર સાથે થયા હતાં, પણ ઝુલૈખાં હજુ કુમારિકા હતી. ઝુલૈખાના ભવિષ્યના શૌહર થવા બે ઉમેદવારો હતા. એક હતો બંને બ્હેનોનો મોળાઈ ભાઇ મુહમ્મદ અસ્કરી, અને બીજો બિલ્કીસનો દીયર નવ્વાબ અસ્કરી. હવે જોઇએ ઝુલૈખાનું નસીબ એને ક્યાં ખેંચી લઈ જાય છે.

(૨)

જોત જોતામાં ઉપલી વાતને છ માસ વીતી ગયા. આજે સાંજ પડવા આવી હતી. આકાશમાં સૂર્ય પણ તદ્દન પીળો પડી ગયો હતો. તેનું તેજ ઉડી ગયેલું દેખાતું હતું. એની આસપાસ વાદળાં આફત અને મુસીબત બની વીંટળાએલાં હતાં. એવા સમયે એક પીળાશ પડતા વદનનો પણ ખૂબસુરત નવયુવાન પોતાના શયનગૃહમાં શૈયા ઉપર પાસાં બદલી રહયો હતો. કમાન સમી વાંકી કેડવાળો એક વૃદ્ધ નોકર તેની પાસે બેસી તેને આશ્વાસન આપતો હતો. તમે જાણો છો એ નવયુવાન કોણ છે? એ છે **મુહમ્મદ અસ્કરી.** કયો મુહમ્મદ અસ્કરી? ઝુલૈખા માટે દિવાનો–મજનું બનેલો અસ્કરી. બિલ્કીસ અને ઝુલૈખાનો મોળાઇ ભાઈ અસ્કરી!

થોડી વાર લગી તો મુહમ્મદ અસ્કરી મોઢું બંધ કરી શૈયા ઉપર પાસા બદલતો રહયો. એની આંખની પૂતળીઓ ફરવા લાગી. પછી એક ચમત્કારિક તેજ તેમાં રેડાયું. તે બિછાના ઉપરથી ઉભો થઇ ગયો; આમતેમ આંટા મારવા લાગ્યો. ચાલતાં ચાલતાં થંભી ગયો; તે હવાથી વાતો કરવા લાગ્યો.

"હાં, તું ઝુલૈખા? તું કહે છે કે તું નિર્દોષ છે! બેશક, તું નિર્દોષ છે, બે ગુનાહ છે! તું એવું પુષ્પ છે કે જેમાં કંટક હોઈ શક્તા નથી; પરંતુ તારી બ્હેને મને દગો દીધો. તારી શાદી નવ્વાબ અસ્કરીથી થઇ ગઈ. આહ! હવે તું મને નહિં મળે! તારૂં મિલન-દુર્લભ! અને મારૂં શું થશે?

"જો ખ્વાહિશ ન હોતી તો કાહિશ ન હોતી,
હમેં જી સે મારા તેરી આરઝુ ને."

"વાહ ફુફીજાન, વાહ! ખુબ સગાઈ રાખી! ભત્રીજાથી એવીજ સલુકાઇ કરવી ઘટતી હતી કેમ? બિલ્કીસ ક્યાં છે? પેલી આવી રહી છે."

"હુઝુર! એ તમે કોની સાથે વાત કરી રહયા છો? અહિંયા ન તો કોઈ બિલ્કીસ છે ન તો ફુફીજાન." વૃધ્ધ નોકર બોલ્યો.

એટલે ફરી અસ્કરીએ આગળ ચલાવ્યું "હેં શું કહ્યું? મેં ન સાંભળ્યું? તમે ના કહો છો પણ આ ઝુલૈખા અને બિલ્કીસ તો મારી સામે ઉભાં છે ને? જુઓ, જુઓ, બિલ્કીસ ખડખડ હસી રહી છે! હંસીલે, હંસીલે ચાર દિવસ ખૂબ હંસીલે. પણ મઝલુમની આહથી ડર. જેટલી આજે તું હસે છે તેથીયે વધુ તું કાલે રડીશ. ને જરૂર રડીશ. પેલું કોણ આવ્યું? ઝુલૈખા ફરી પાછી આવી! એ હવે એકલી નથી. એની સાથે પેલું કોણ છે? એ નવાબ અસ્કરી. અહિંયા કેમ આવ્યો? ઝાલિમ, મારા ઝખ્મો ઉપર

મીઠું છાંટવા આવ્યો છે ! છાંટીલે ! છાંટીલે ! તું તને આપીશ નહિ કેમ ? તું મારી ઝુલૈખાનો ખાવિંદ છે ! મારાથી એ જોઈ ન શકાશે કે તારા ઉપર દુઃખ પડે ને મારી ઝુલૈખાનું દિલ દુભાય. હાં, કરીમ બક્ષ, જરા દર્પણ તો લાવો ? લો જુઓ, મારી અને નવાબ અસ્કરીની શિકલમાં શો ફેર છે ? ફરી મને કેમ નાપસંદ કરવામાં આવ્યો ? હાં, હવે સમજાયું. એ સૌને દૌલત અને નવાબીએ અંધ બનાવ્યા. જાણે એમકે મારા પ્રેમથી દૌલત બહેતર હતી ! કરીમ બક્ષ ! જરા ખડીઓ કલમ અને કાગળ લાવો. એક પત્ર મારી ઝુલૈખાને હાથો હાથ પહોંચાડી આવો. તમારાથી કોઈ પડદો તો રાખવું નથી."

મુહમ્મદ અસ્કરીએ સહેજવારમાં નીચે પ્રમાણે પત્ર લખી વાળ્યો:—

"બ્હેન ઝુલૈખા !

આ પત્ર હું તમારા ઉપર એ માટે લખું છું કે તમે સાવધ રહો. આ સમયે કોઈ ગયબી શક્તિ મારા કાનમાં કહી રહી છે કે હું તમારા માટે મારા પ્રાણ નિછાવર કરીશ. મારું હૃદય પોકારીને કહી રહ્યું છે કે એમજ બનશે. ન કરે ખુદાને તમારા ઉપર કૈં સંકટ આવી પડે તો મને બોલાવજો. અવશ્ય બોલાવજો. જુઓ ભૂલી ન જશો.

લી૦

અસ્કરી દીવાનો"

નોકર કરીમ બક્ષ પત્ર હાથમાં લેતાં બોલ્યો. "મિયાં, પત્ર તો હમણાંજ આપી આવું છું. પણ આપ હવે હાથ ધોઈ કૈં ભોજન તો લ્યો. ઇન્સાન તો અનાજનો કીડો છે. આજે તમને ત્રીજા દિવસનો ઉપવાસ છે."

એ સાંભળી મુહમ્મદ અસ્કરી એક ફિક્કા સ્મિત સહિત બોલ્યો:—

"ન ઉઠા અય નિગાહે ....... અને "સારી રાત લગ આપની: તુજસે આંખેલીયાં સુઝી અસ્કરી 'બેઝાર બયરે હંય."

(ક્રમશઃ)

ઈ. સ. ૧૮૫૭માં દિલ્હી ઉપર આફતના આભ તૂટ્યાં. તોપ, તમંચાના, અને દારૂખાના સળગી ઉઠવાના ધડાકાઓથી આખુંયે શહેર ધમધમી ઉઠ્યું. દિલ્હીની ગલીઓ લોકોના ફુવારાઓનાં રાતા રંગે રંગાઈ. દેશી સીપાહીઓનો બળવો ફાટી નીકળ્યો. ૧૮૫૭નો બળવો એજ હિન્દી આઝાદી અર્થે અંગ્રેજો સામે હિન્દુ–મુસ્લિમ પ્રજાનો પ્રથમ ખુનરેઝ જંગ ! આઝાદી માટે ગુલામ પ્રજાનો પ્રથમ પ્રયાસ ! જંગે–આઝાદીની એ જવાલા પ્રથમ મીરતમાં પ્રગટીને જોતજોતામાં તો કાનપૂર, લખનૌ, ઝાંસી, આગ્રા દિલ્હી વિગેરે સ્થળે એ જ્વાલાઓ પહોંચી વળી બસ પછી પૂછવુંજ શું ? અંગ્રેજ ઓફીસરો, સીપાહીઓ કે સીવીલીઅનો જ્યાં જ્યાં મળ્યાં ત્યાં દેશી સિપાહીઓએ તેમને તલવારના ધારે ઉતાર્યા. અંગ્રેજોની કત્લેઆમ થઈ. આખાય ઉત્તર હિન્દમાં અંગ્રેજોની સત્તા થોડા વખત માટે નાબુદ થએલી દેખાઈ. તાનીયા ટોપી, નાના સાહેબ, ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ, મૌલવી લિયાકત અલી લખનવી. મિર્ઝા મુગલ, નવાબ ફત્હ જંગ, નવાબ અસ્કરી વિગેરે તે વખતના મર્દ–મયદાન હતા. એમની નેતાગીરી હેઠળ આઝાદી–મસ્ત બનેલા સિપાહીઓની પતાકા સ્થળે સ્થળે ફરકવા લાગી. દિલ્હી એ આઝાદી–ઘેલાઓનું ધામ બન્યું.

"ખુદા શહેનશાહે આલમ હય, ઔર બહાદુર શાહ બીસ મુલ્ક કે બાદશાહ હય, ઔર ઉન્કા હુકમ બાલાતર હય"નો ઢંઢેરો દિલ્હીમાં પિટાયો ૧૮૫૭ના મે માસની ૧૧મી તારીખે અંતિમ મુગલ સમ્રાટ બહાદુરશાહ હિન્દના શહેનશાહ જાહેર થયા. મિર્ઝા–મુગલ સેનાપતિ બન્યા. નવાબ ફત્હજંગ (જિલ્લીસનો મંત્રિ) અને નવાબ અસ્કરી (ઝુબૈખાનો પતિ) એ પણ એ જંગ–આઝાદીમાં ખૂબ 'ભાગ' ભજવ્યો. દિલ્હીમાંથી એક એક અંગ્રેજને ખોળી ગીરફતાર કરાવી તેમને કત્લ

કરવામાં ઘણીજ હિંમત અને શૌર્યથી એમણે કામ કર્યું.

× × ×

પાંચ કે છ માસ પુરા ન થયા હશે કે પાસો બદલાયો. જેમ આજે પણ નવાબો, રાજા મહારાજાઓ, સરો, ખાનબહાદુરો કે રાવબહાદુરોની હિન્દી વફાદારોની ખોટ નથી તેમ ત્યારે પણ ખોટ નજ હતી એ વફાદારો અંગ્રેજોને ઘણા કામ લાગ્યા. ડુબતી નૌકાના તારણહાર બન્યા. મુહંમદ અસ્કરી સાહબે પણ છુપી રીતે અંગ્રેજોને સારી મદદ કરી વફાદારેમાં ખપ્યા. ૧૮૫૭ની જંગે આઝાદીમાં ઝઝુમનારા એક તો પહેલેથી અવ્યવસ્થિત હતા. તેમનામાં નતો કોઈ બાહોશ મુત્સદ્દી હતો કે ન અનુભવી ખાનદાન સિપેહસાલાર. આઝાદી વીરોની પડતી શરૂ થઈ. ૧૪મી સપટેમ્બરે જનરલ નિકલસનની સરદારી હેઠળ અંગ્રેજો દિલ્હીમેં દાખલ થયા બસ પછી પુછવુંજ શું! દિલ્હીમાં એ લુંટફાટ, આગ, મારફાડ અને કત્લેઆમ થઈ કે ન પુછો વાત. હજારો આબરૂદાર કુટુંબો બેઆબરૂ થયાં. અનેકના સ્ત્રીઓએ આપઘાત કર્યા! જેમનાં મુખ સૂર્ય પણ જોઈ શક્યો ન હતો તેઓ અર્ધ નગ્ને તાપ તડકામાં ગલીઓ ને જંગલોમાં ભટકી રખડ્યાં વૃદ્ધ મુગલ સમ્રાટ બહાદુરશાહે હુમાયુના મકબરામાં જઈ આશ્રય લીધો.

× × ×

૨૦મી સપટેમ્બરની સવાર હતી. નિકલસન ઘોડેસ્વાર થઈ દિલ્હીની ગલીઓમાં ફરતો હતો. એકાએક કોઈ સ્ત્રીએ તેના ઉપર તેજાબ રેડ્યો. તે ઘોડા ઉપરથી તૂટી પડ્યો. મુહમ્મદ અસ્કરી એ તરફ દોડી ગયા અને રડવા લાગ્યા. જનરલે મરતાં મરતાં મુહમ્મદ અસ્કરીને એક કાગળ ઉપર કંઇ લખી આપ્યું. એ પત્રમાં હતું કે, "જો મુહમ્મદ અસ્કરી ન હોત તો દિલ્હી જીતીજ ન શકાત."

× × ×

૨૧મી સપટેમ્બરે દિલ્હી ઉપર અંગ્રેજોનો સંપૂર્ણ કબજો થઇ ગયો. ગિરફતારીઓ શરૂ થઈ. દિલ્હીની પ્રજા ઉપર આફત આવી, ને તેમાંએ મુસ્લિમો માટે કયામત! હજારો મુસ્લિમો ગોળી કે ફાંસીના શિકાર થયા. તેમાંયે ખાસ કરી શાહી ખાનદાનના માણસો, મૌલવીઓ, સૈયદો, પીરો અને ફકીરોને વીણી વીણીને પકડી ગોળીથી વીંધી નાંખવામાં આવ્યા. જે છટકી ગયા તેજ બચ્યા. નવાબ ફતેહજંગ અને નવાબ અસ્કરી પણ ગીરફતાર થયા. એજ દિવસે મેજર હડસન બહાદુરશાહને મળ્યો. એણે તેમને તેમના બે પુત્ર અને પૌત્ર સાથે હુમાયુના મકબરામાંથી કેદ પકડ્યા કિલ્લામાં લઇ જતાં માર્ગમાં હડસને પોતેજ શહેનશાહ ઝફરની આંખો સામેજ એમના એ બે પુત્રો અને એક પૌત્રને ગોળીથી ઠાર કર્યા. માર્ગમાં કોઇએ કટાક્ષમાં શાહ ઝફરને પુછ્યું. "જહાંપનાહ! કહો શા હાલ છે?" બાદશાહ રડી પડ્યા અને રૂંધાએલા સાદે બોલ્યા.

"ગઈ યક બ યક જો હવા પલટ,
નહીં દિલકો મેરે કરાર હય:
કરૂં ગમ સિતમકા મેં ક્યા બયાં,
મેરા ગમસે સીના ફિગાર હય."

(૪)

આ હૃદયદ્રાવક ખૂની ઘટનાઓને કેટલાંક મહીનાઓ વીતી ગયા. શહેરમાં સર્વત્ર શાંતી પ્રસરી. અંગ્રેજી સત્તા ફરી દિલ્હીમાં જામી. સર્વ વ્યવસ્થિત થઈ ગયું. એક દિવસ મુહમ્મદ અસ્કરી બજારમાંથી જતો હતો. એક બુરખાધારી સ્ત્રીએ પાછળથી આવી એનું દામન ઝાલ્યું. મુહમ્મદ અસ્કરી હયરતમાં પડ્યો કે એ કોણ બલા છે! "તમે કોણ છો!" મુહમ્મદ અસ્કરીએ પુછ્યું.

"ખુદાની ખાતર, મારા અસ્કરીને બચાવો." બુરખાએ કરગરી કહ્યું.

"બ્હેન! શું કહો છો! મારા દુશમનને હું બચાઉં!" મુહમ્મદ અસ્કરીએ હયરત અને ગુસ્સાથી પુછ્યું.

# "જમીલ"

રજુ કરનાર:- રાજમાન્ય સાહેબ બકીલો સાહેબ

અબૂ અમ્ર જમીલ બિન અબ્દુલ્લાહ બિન મુઅમર બિન સબાહ ઝબ્યાન, અલ-ઉઝરી.

જમીલનું નામ આપને અરબ શાયરોની ફેહરિસ્તમાં મળશે, પરંતુ ખરેખર તે હવસીયા શાયરોમાંથી ન હતો. બલ્કે એક સત્યવાદી અને પવિત્ર પ્રેમી હતો. પ્રેમી અને પ્રિયતમા બન્ને બની ઉઝરહ કબીલામાંથી હતાં. એતો અમને ખબર નથી કે જમીલનો જન્મ કઈ સનમાં થયો હતો, પરંતુ ઇતિહાસકારોના શબ્દો ઉપરથી આ વાત વિશ્વાસપાત્ર જણાય છે કે, આ બેતાબ અને સુલગુલી પ્રકૃતિનો શાયર બચપણથીજ બશીનાના હૃદયાકર્ષક સૌંદર્ય ઉપર બેચેનીઓ દર્શાવતો અને પ્રેમની પૂર જોશ ઉર્મિઓ દેખાડતો નઝરે પડયો હતો.

ખરેખર પ્રખ્યાત પ્રેમીઓની હાલત જોવાથી જણાય છે કે તેઓ ઇશ્કની બેતાબીઓ પોતાની સાથેજ લઇને જન્મયા હતા. જમીલ બચપણમાં આશિક થયો. જ્યારે જુવાન થયો ત્યારે બશીના સાથે નિકાહ કરવાને દરેક પ્રકારના પ્રયત્નો કર્યા પરંતુ તે રાઝી થઇ નહિ. ઘણું કરીને તે તો રાઝીજ હશે, પણ તેના માતપિતા રાઝી થયાં ન હશે અને તેમનાજ ખિયાલથી એને પોતાના પ્રેમી સાથે બેપરવાઈ કરવી પડી હશે. કેમકે હવે પછીના બનાવો જોવાથી જણાશે કે, ઇશ્કની આગ એ પાકદામન બાળાના દિલમાં પણ પ્રજ્વળી રહી હતી અને પ્રેમની સારી ઉર્મિઓ બન્ને તરફ મૌજૂદ હતી. એક ઉર્દુ શાયર કહે છે તેમ:-

"ઉલ્ફતકા જબ મઝા હૈ કે દોનો હોં બેકરાર,
દોનો તરફ હો આગ બરાબર લગી હુઇ."

જમીલને જ્યારે વિસાલમાં નિષ્ફળતા મળી, ત્યારે તે પ્રેમ ઉર્મિઓને કવિત્વ દ્વારા જાહેર કરીને પોતાના દિલના ઉભરાઓ હલકા કરવા લાગ્યો. બશીનાના પ્યારા ચહેરાની પ્રસંશામાં કવિતા કહેતો અને જાહેર રીતે પોતાનો પ્રેમ દર્શાવવા લાગ્યો. બશીનાના દિલ ઉપર પણ તેના અશઆરોએ જાદુઈ અસર કરી. તે પણ ધીરજ ધરી શકી નહિ. ઘરમાંથી નીકળીને કેટલીક ઠેરવેલી વાદીઓ અને સ્થળોએ આવતી અને જમીલને મળતી હતી બન્ને આશિક અને મઅશૂક એક બીજાના સહવાસથી ખુશ થતાં હતાં. આ મિલાપનો એક અંશ નાજાઇઝ (અયોગ્ય) તરીકો હતો, જેણે સામાન્ય રીતે સંદેહ ઉત્પન્ન કરી દીધો અને દરેક શખ્સ આવી વાત સાંભળીને બદગુમાન થાય એ સ્વભાવિકજ છે, પરંતુ અમને વિશ્વાસ છે કે ઉભય દરરોજ એક બીજાને મળતા છતાં, કોઈ અયોગ્ય સબંધ ધરાવતાં ન હતાં. જમીલની જિન્દગીની કેટલી પળોનો હાલ વર્ણવતી વખતે અમે સાંને ખાત્રી કરી આપીશું કે અમારો વિશ્વાસ ખોટો નથી. ઉભય પાકબાઝ હતાં અને ઇશ્કના તે દરજ્જે પહોંચી ગયાં હતાં, કે એના દિલમાં બીજાની ઇજ્જત ઉપર હુમલો કરવાનો કદી વિચાર સરખો પણ આવતો ન હતો.

બની ઉઝરહ કબીલાનું રૂપ લાવણ્ય આખી અરબ ભૂમિમાં પ્રખ્યાત છે. આ કબીલાના સ્ત્રી પુરૂષ બન્ને ઘણાંજ ખૂબસૂરત હોય છે. ઉઝરહ કબીલાના એક ગામડીઆને લોકોએ પૂછયું. "કેમ છો આ તમારા લોકોના દિલની શી હાલત છે? જાણે સહીઓના દિલ છે કે

નિમકની પેઠે પીગળી જાય છે. આવીજ સ્થિતિ છે તો તમારી ચામડી ઉતરીને પડી કેમ નથી જતી?" આ સાંભળીને તે ગામડીઓ બોલ્યો: "જે વસ્તુઓને અમે જોતા રહીએ છીએ તે તમારી નઝરે નથી પડતી, નહિ તો ખબર પડી જાત" એક અન્ય ગામડીયાને કોઇએ પૂછ્યું, "તમે કયા કબીલામાંથી છો?" તેણે કહ્યું, "તે કબીલામાંથી, જેના લોકોમાંના દિલમાં આમ, પ્રેમ પયદા થયો અને આમ મર્યા" આ શબ્દો કોઇ ઔરતે સાંભળી લીધા. તુરત પોકારી ઉઠી: "ખુદાની કસમ, આતો બની ઉઝરહ કબીલાઓમાં છે."

જમીલનું એક દીવાન (પદ્ય પુસ્તક) પણ છે. જે અરબી ભાષામાં ઉત્તમ ગણાતું હતું. હાફિઝ ઇબ્ને અસાકિર પોતાની "તારીખે દમિશ્ક" માં લખે છે કે કોઇએ જમીલને કહ્યું: "તમે આ કેવા વાહીયાત ધંધામાં પડેલા છો, જો કુર્આને કરીમ પઢતે તો કેવું સારૂ થાત!" જમીલે જવાબ આપ્યો: "ખુદ અનસ ઇબ્ને માલિકે મારી આગળ બ્યાન કર્યું હતુ કે, રસુલિલ્લાહે સલ્અમે ફરમાવ્યું છે 'ઇન્ન મિનશશિઅરિલ હિકમહ' અર્થાત કેટલાક કાવ્યો ડહાપણ હોય છે." જમીલના અનેક બનાવોને કસીર ગિર્દહએ વર્ણવ્યા છે. એમનું નામ તો માત્ર કસીર છે, પરંતુ એમની મઅશુકા ગિર્દહનું નામ એમના નામની સાથે હંમેશાને માટે જોડાઇ ગયું છે.

જમીલની પ્રિયતમા બશીનાની અટક ઉમ્મે અબ્દુલ મલિક હતી. એઓ જે કબીલામાં હતા, તે કબીલાનું રૂપ સૌંદર્યજ માત્ર પ્રખ્યાત ન હતું બલ્કે એ પણ મશહુર હતું કે આ કબીલાવાળાઓમાં પ્રેમ-હવસો પણ વિશેષ છે.

કસીર કહે છે કે, એક વાર હું રસ્તા પર જઇ રહ્યો હતો કે જમીલ સાથે મુલાકાત થઇ ગઇ. એણે પૂછ્યું: "ક્યાંથી-આવો છો?" મેં કહ્યું: "બશીના પાસેથી." ફરી પૂછ્યું: "ક્યાં જાવ છો?" મેં જવાબ આપ્યો; "મારી પ્રિયતમા ગિર્દહ પાસે" આ સાંભળીને તે કહેવા લાગ્યો: "નહિ આ વખતે તો તમે જ્યાંથી આવ્યા છો, ત્યાંજ પાછા જાવ, અને મારે માટે બશીના પાસેથી એક મુલાકાતનું વચન લઇ આવો." મેં કહ્યું: "હું હમણાં તો ત્યાંથીજ ચાલ્યો આવું છું, મને ફરીથી ત્યાં જતાં શર્મ આવે છે." તેણે કહ્યું: "નહિ, આ વખતે તો તમારે ત્યાં જવુંજ પડશે" મેં મજબૂર થઇને તેને પૂછ્યું. 'ઠીક, એ બતાવો કે-બશીનાનો મેળાપ થએ કેટલો સમય થયો છે." કહેવા લાગ્યો: "ગ્રિષ્મ ઋતુના આરંભમાં વાદીદોમના નિચાણ ભાગમાં વરસાદ વરસ્યો હતો, તે પોતાની દાસી સાથે ત્યાં કપડાં ધોવાને માટે આવી હતી. મારી અને તેની ચાર આંખો થઇ, પરંતુ તેણીએ મને ઓળખ્યો નહિ અને અજાણ્યો સમજીને પાણીમાંથી ચાદર કાઢીને ઓઢી લીધી. પણ એની દાસીએ મને ઓળખી લીધો હતો. જ્યારે દાસીના કહેવાથી તેણીએ મને ઓળખ્યો ત્યારે ચાદર પાણીમાં ફેંકી દીધી અને મારી સાથે વાતો કરવા લાગી. વાતો વાતોમાંજ સુર્યાસ્ત થઇ ગયો. હવે તે વિયોગને વિચારે વ્યાકુલ થઇ ગઇ. મેં પૂછ્યું. "હવે ક્યારે મુલાકાત થશે?" એના પ્રત્યુત્તરમાં એણે એટલુંજ કહ્યું કે "હવે હું નથી કહી શકતી, મારા સાથી બધા ચાલી જશે." આટલું બોલીને ચાલી ગઇ. ત્યારથી આજ સુધી મુલાકાતનો મૌકો નથી મળ્યો અને ન તો કોઇ એવો માણસ મળ્યો જેના ઉપર વિશ્વાસ રાખીને તેણીની પાસે વચન લેવાને મોકલી શકું." મેં કહ્યું. "ઠીક હું ત્યાં જાઉં અને એકાંતમાં એની સાથે વાત કરવાનો મૌકો ન મળે તો મને રજા છે કે કાવ્ય દ્વારા મારી આવવાની મતલબ તેને જાહેર કરૂં?" આ સાંભળીને જમીલે કહ્યું. "હાં, હાં, એજ મુનાસિબ છે." કસીર કહે છે કે હું ત્યાં ગયો અને બની ઉઝરહ કબીલામાં બશીનાના

ઘર આગળ મેં મારું ઉંટ બેસાડયું. બશીનાનો પિતા આવીને પૂછવા લાગ્યો. "કેમ ભાઇ શું કામ છે ? જે કાંઇ મતલબ હોય તે બયાન કરો" મેં કહ્યું." અરે થોડાક શેઅર બનાવ્યા છે દિલમાં આવ્યું કે આપને પણ સંભળાવું." મારી વાત સાંભળતાંજ તે બોલી ઉઠયો. "ત્યારે સંભળાવો ને કયા શેઅર છે મેં જોયું કે બશીના ઉભી હતી. બસ આ શેઅર એને સંભળાવવા લાગ્યો.

"મેં તે નાઝનીનને કહ્યું, હે ગિરંદ હું મારા મિત્રને કાસિદ બનાવીને તારી પાસે મોકલું છું અને કાસિદ મારો શિખવેલો છે.

એ માટે કે મારી અને તારી વચ્ચે કોઇ મિલાપની જગ્યા મુકર્રર કરે અને એટલા માટે કે મને કહે કે હું શું કરું."

"અને છેલ્લીવાર મને 'તારો મેળાપ વાદી–દૌમના નિચાણે ભાગમાં નસીબ થયો હતો, એવી સ્થિતિમાં કે જ્યારે કપડાં ધોવાતાં હતાં".

આ સાંભળતાંજ બશીનાએ પરદાના ખુણા ઉપર હાથ માર્યો અને કહેવા લાગી "ખુદા તેને ગારત કરે ખુદા તને ગારત કરે' આ સાંભળીને તેના બાપે પૂછયું. ' બશીના શું છે ?" કહેવા લાગી "જ્યારે લોકો સુઇ જાય છે આ પુસ્તાની તે તરફથી એક કુતરો આવીને અમને સતાવે છે" એ પછી પોતાની દાસીને કહેવા લાગી. "જા, મકલના જંગલમાંથી થોડાક લાકડાં વીણી લાવ, કે અમે અમારી એક બકરી ઝુબ્હ કરીને મહેમાનની દઅવત કરીએ.' આ સાંભળીને મેં કહ્યું: "નહિં. મને થોભવાની ફુરસત નથી. એક જુરૂરી કામે જવું છે. માટે હમણાજ જઇશ, આટલું કહીને હું જમીલ પાસે ગયો અને બધી બીના એની આગળ બયાન કરી. હું તે ચંચળ બાળાના કહેવાનો મતલબ સમજી શકયો ન હતો, પરંતુ જમીલ તુરત સમજી ગયો કહેવા લાગ્યો. 'મકલના જંગલમાં મળવાનો એણે વચન કર્યો છે, બાજે દિવસે જમીલ પોતાના કાસિદ કસીરને સાથે લઇને તે જંગલમાં ગયો. જોયું તો. બશીના પોતાની સાહેલીઓ સાથે ત્યાં મૌજૂદ હતી, આખી રાત એ જંગલમાં પૂરસુખ સહવાસ રહ્યો: અને સવાર થતાંજ ઉભય એક બીજાને હસરત ભરી નિગાહોથી જોતાં રૂખસત થઇ ગયાં. કસીર કહે છે. મેં કોઇ સહવાસ આનાથી વિશેષ દિલચસ્પ મારી આખી જિન્દગીમાં અનુભવ્યો નથી, અને નતો જમીલ અને બશીનાથી વિશેષ કોઇને એકબીજાના દિલના ભેદુ ભાળ્યા નથી. બન્ને મનની વાત તુરત સમજી જતાં હતાં

જમીલના અશઆર જોવાથી જણાય છે કે આખું દીવાન જાણે બશીનાને અથવા એ દિલરૂબા નાઝનીનના ખિયાલને આંખો સામે બેસાડીને લખવામાં આવ્યું છે. કહે છે.—

"હું બરાબર તે કબીલામાં જતો હતો અને એના હારેલા લોકો વચ્ચે થઇને જતો હતો એટલે સુધી કે એક મેહમિલ નશીન સુંદરી સુધી પહોંચી ગયો. હું છુપાઇને એની સમીપ ગયો. અને એના ઘરમાં જવા લાગ્યો. અંત છુપા ઓરડામાં પ્રવેશી ગયો. એ સુંદરીએ પોતાના લાંબી અને મેંહદીમાં રંગેલી આંગળીઓ મારા મસ્તક ઉપર ફેરવીને જાણવા ચાહ્યું કે હું કોણ છું ?

અને કહેવા લાગી, મને ભાઇની અયશો ઇશરત અને મારા પિતાની નેઅમત-દૌલતની કસમ જો તમે આ સમયે ચાલ્યા ન ગયા તો હું સૌને જગાડી દઇશ.

બસ એની વાતોથી ડરીને હું ત્યાંથી ચાલવા લાગ્યો અને તે હંસી પડી. ત્યારે હું સમજ્યો કે એની કસમનો ઍઅતેબાર ન હતો.

પછી મેં એની ઝુલ્ફો હાથમાં લઇને એના હોઠ ચૂસ્યા એવી રીતે જેવી રીતે કોઇ બદમસ્તના ગળાથી અટકી અટકી પાણી ઉતરે છે".

જમીલની જિન્દગી એવીજ રીતે બરાબર

બેતાબીભર્યાં ઇશ્ક, કાવ્ય ઉર્મિઓ અને વારંવારની નિષ્ફળતાઓમાં ગુઝરી. જો કે વફાદાર અને કદ્રદાન પ્રિયતમા ઘણીવાર એને મળીને એની મુરાદ પૂરી કરતી હતી. પરંતુ આ આરઝુતો પૂરી નજ થઈ કે કદી તે દિલરૂબા નાઝનીનને ગળે વળગાડવાનો લુત્ફ પ્રાપ્ત થાય. આવી નિષ્ફળતાઓ વચ્ચે મિસર જવાનો વિચાર કર્યો. કાઝી હારૂન બિન અબ્દુલ્લાહનું બ્યાન છે કે, એ સમયે મિસરના ગવર્નર અબ્દુલઅઝીઝ બિન મરવાન હતા અને એમની વિદ્વતા અને જ્ઞાનની પ્રખ્યાતી હતી. ખુદાએ એમને, વિદ્વાનો અને કવિઓના કદ્રદાન બનાવ્યા હતા. મિસર, એમને મળવાની ગરઝથીજ જમીલ ગયો હતો એમણે પોતાના દેશમાં આવા બાકમલાના આવવાને પસંદગીની નઝરે જોયું. અને ઘણી ખાતર બરદાસ્ત કરી. જમીલે એમની શાનમાં કસીદા કહ્યા એમણે સાંભળ્યા અને ઇનઆમ અકરામ આપીને નિહાલ કરી નાખ્યો. જો જમીલના દિલમાં દૌલતમંદ થવાની તમન્ના હતી તો મિસર પહોંચીને અને અબ્દુલ અઝીઝ બિન મરવાન જેવા ઉદાર ગવર્નરને મળીને પૂરી થઈ ગઇ હતી. પરંતુ નહિ એના દિલમાં જે કાંટો ખટક્યા કરતો હતો તે કોઈનાથીએ નીકળી શકતો ન હતો એ બસીનાનો શઈદાઈ હતો અને એના ચંદ્ર સમાન ચહેરાની તમન્નામાં હરપળે બેકરાર રહેતો હતો. આ પ્રેમની વાત અબ્દુલ અઝીઝ સાંભળી ચૂક્યા હતા. મોકો જોઇને, હમદર્દીભર્યા લેહજામાં એમણે પોતેજ બસીનાની વાત કાઢી અને એના દર્દે દિલનો હાલ પૂછવા લાગ્યા બસ છેડવાની વાર હતી, એણે રડી રડીને પોતાનું દુઃખ બ્યાન કરવા માંડ્યું. પોતાની નિષ્ફળતાઓ અને નિરાશાઓને એવા દર્દ ભર્યાં અવાઝ અને એવી બેતાબીના લેહજામાં બ્યાન કરી કે મિસરના હાકિમનું દિલ ભરાઈ આવ્યું. એમણે એને ઘણો દિલાસો અને તસલ્લી આપી અને કહ્યું: "તમે ખાત્રી રાખો ઇન્શાઅલ્લાહ તમને તમારી બસીના સાથે મેળવી આપીશ, અને ઇઝ્ઝ વ જલ કોશિશ કરીને એને તમારી પત્ની બનવાવીશ કે આપ હંમેશા એના સહવાસથી આનંદી રહો." એ પછી એમણે એને એક ઉમદા મકાન રહેવાને આપ્યું. અને પોતાની છત્ર છાયા હેઠળ રાખ્યો. પરંતુ પ્રેમની ચોટ એના દિલ ઉપર એવી કારી લાગી હતી કે એમના તસલ્લીભર્યા શબ્દોની એના ઉપર કાંઈએ અસર થઈ નહિં રહેવાને તો ત્યાં રહી ગયો પરંતુ થોડાજ દિવસોમાં બીમાર પડી ગયો અને બીમારીએ પણ ધીમે ધીમે પ્રગતિ કરીને પહેલાં પથારીવશ અને પછી કબ્રમાં સુવાડી દીધો.'

ઝુબયર બિન બક્કારનું બ્યાન છે: "મારી આગળ અબ્બાસ બિન સુહયલે બ્યાન કર્યું કે, એક દિવસ હું મિસરના બાઝારમાંથી જઈ રહ્યો હતો, એવામાં માર્ગમા એક શખ્સ મળ્યો, એણે સલામ પછી કહ્યું:–'આપને કાંઈ જમીલની પણ ખબર છે? તે ઘણોજ બીમાર છે.' ચાલો ઝરા તેની અયાદત કરી આવીએ." આ સાંભળીને હું તેની સાથે ચાલવા લાગ્યો અને અમે જમીલને ઘરે પહોંચ્યા. જોયું તો તે શારિરીક તકલીફમાં બેચેન છે, કોઈ રીતે પણ કરાર વળતો નથી. મારી તરફ જોતાંજ બોલ્યો:–"હે ઇબ્ને સુહયલ! એવા શખ્સના વિષયમાં આપનો શો મત છે. જેણે કદી શરાબ પીધી નથી. કદી વ્યભિચાર (ઝીના) કર્યો નથી. કોઇને પણ કત્લ કર્યો નથી. અને નતો કદી ચોરી કરી છે. અને જે કદમે તય્યબા લાઇલાહ ઇલ્લલ્લાહ ઉપર ઇમાન રાખે છે." મેં કહ્યું:–"ખરેખર તેની નજાત થશે અને આશા રાખી શકાય કે તે જન્નતમાં જશે" એ પછી મેં પૂછ્યું:–'ઠીક એને બતાવો કે તમે કોના વિષયમાં આ પૂછી રહ્યા છો!' કહેવા લાગ્યો: "ખુદ, મારા માટેજ." આ સાંભળતાંજ મને હયરત થઈ ગઈ અને હું બોલી ઉઠ્યો:– "વલ્લાહ, (ખુદાની કસમ) મને કદી આનો વિચાર

# "આ મંદિરમાં ઈશ્વર નથી!!"

"અસીર" બાંટવાવાળા.

રાજાએ સાધુના ચરણો ચૂમતાં કહ્યું: "મહારાજ, મેં લાખો રૂપિઆ ખર્ચી મંદિર બનાવ્યું છે; આપના પુનિત પગલાંથી મારા મંદિરને પાવન કરશો!

સાધુ નિરુત્તર રહ્યો

રાજાએ પુનઃ સવિનય કહ્યું: "મહારાજ!"

"પરંતુ તમારા મંદિરમાં ઈશ્વર નથી!" સાધુએ ગંભીર સ્વરે કહ્યું:

"હેં...!"

"હા! તમારા મંદિરમાં ઈશ્વર નથી!!" સાધુએ ફરીથી કહ્યું:

રાજાના કપાળે કરચલીઓ પડી ગઈ! "મહારાજ!" રાજાએ સાધુને ગુસ્સાની નજરે જોતાં પ્રશ્ન કર્યો "આપ શું કહી રહ્યા છો?"

"હું કહી રહ્યો છું કે, તમારા મંદિરમાં ઈશ્વર નથી!!" સાધુએ પુનઃ ઉચ્ચાર્યું:

"પ્રયોજન?"

"પ્રયોજન?" સાધુએ ગંભીરતાથી કહ્યું. જ્યારે તમે મંદિર બનાવ્યું ત્યારે, તમારા દેશ પર દુષ્કાળનો રાક્ષસી પંજો ફરી રહ્યો હતો! કુદરતનો કારમો કેર વર્ષી રહ્યો હતો, લોકોને ખાવાનું તો શું, અન્નનો એક દાણો પણ નસીબ નહોતો થતો! ભૂખમરાના ભોગ બનેલા, કાળના નિર્દય ચક્રમાં ફસાયલા, અઘોર કરૂણામાં અટવાએલા લોકો પર તમે ટેક્ષ નાખ્યો! અપંગ, મહેતાજ, બુઢ્ઢા, જવાન કેટલાય નિર્દોષ બાળકોના મોઢામાંથી રોટલી છીનવી તમે લાખો રૂપિઆ ભેગા કર્યા. કુદરતના સંતાપેલાઓ ઉપર તમે વધુ ઝુલ્મ ગુજાર્યો—અને ઠીક એજ વખતે તમે તમારા મંદિરની સંગે બુન્યાદ નાખી. હાડપીંજર જેવા લોકો પાસેથી તમે તમારા મંદિરના ચણતરનું કામ લીધું!! ન જાણે તમારા મંદિરની રચનાએ કેટલાએ નિર્દોષ લોકોનું ખૂન વહાવ્યું છે! રાજા, તમારી પ્રજાને એ વખતે મંદિરની નહિ, અનાજની જરૂરત હતી, પૈસાની જરૂરત હતી, પરંતુ, તમે તમારી પ્રજાથી બખીલી કરી અને ઈશ્વરથી ફૈયાઝી!

રાજન! હવે તમેજ કહો કે, જે મંદિરથી બંદગાને ખુદાને ઈજા પહોંચી હોય તે મંદિરમાં ખુદા હોઈ શકે છે!"

[ઉર્દૂના આધારે]

## તું

ગુલ તું છે ગુલઝારમાં, ને ખુશબુ તું હર ગુલતણી,
બાગમાં બુલબુલ તું છે, તું ઝંખના બુલબુલતણી.
ઇશ્કની બેહોશી તું ને તું દવા બેહોશની,
રાત...તું થાકેલની ને રાતની તું રોશની.

"સુન્દરમ"

# હૃદય ઊર્મિ !!!

"અજરામર"
(કરાંચી)

વ્હાલાભાઈ..................!

ચિતારો ચિત્ર દોરે છે પારકાના રંગેરંગાઇને
રંગ એ તો બાહ્ય વસ્તુ છે
ચિત્રમાં પૂર્ણપણે પ્રાણ પૂરી રહેલી
ઊર્મિજ
અકલ્પ્ય કે અકળિત વસ્તુ છે.
કોઇપણ કક્ષાનો માણસ
ચિત્રનું વર્ણન ભલે કરે.
ચિતારાનું વર્ણન ના કરે.
ચિત્રની ટીકા એ આંખનો વિષય છે
હૃદયનો નહિં.

લૌકિક દ્રષ્ટિએ જે માત્ર રંગના પ્રવાહજ
હોઈ શકે.
તેમાંથીજ ચિતારાનું હૃદય ડોકીયાં
કરતું હોય છે.

ગળાં સુધી હાંસીને પીધેલું અમૃત
પણ ઝેર સમાન હોય છે.
ધિક્કાર એટલેજ પ્રેમનો અતિરેક
પ્રેમનાં આંદોલનોમાંય
ભરતી ઓટ આવે છે.
ભરતીમાં આવેલો અંધાપો
ઓટ થતાં દૂર થાય છે.
ત્રુટીઓ જોવા માંડે છે
ત્રુટીઓ વગરના તો ફિરસ્તા પણ નથી
ત્યાં માનવીનું શું ગજું !
ખૂબી તો એજ છે કે
પારકાના દોષોની સમાલોચના
કરનારો
પોતાના પગ તળે સળગતી આગને
જોયા વગરજ

પાણીનો બંબો સામે દેખાતા ભડકા
ઉપર ફેંકે છે
એને પરમાર્થ કેમ કહેવાય ?
એ તો નર્યું અજ્ઞાન છે.

દરીયા ખેડુઓની અનુભવ કથા છે
કે, શાંન્ત જળ ઘેરાં ને ઊંડા હોય છે
એનાજ પેટાળમાં વમળ ઉત્પન્ન થાય છે
ને તેજ જગ્યા બહુધા વહાણવટીઓનું
કબ્રસ્તાન બને છે.

ઉછળતાં પાણી સપાટી પર સરકતી
નૌકાને બહુવાર છાલક મારી
પ્રમાદોળી કરી મૂકે છે
ક્યારેક નવશીખીયા નાખુદા આથી
ભયભીત બની જાય છે.

ગણત્રી બાજોનું એ કથન છે
અને તે સત્ય છે.
કે ઉછળતાં પાણી વહાણવટીઓનો
વિનાશ નોતરતાં નથી.
ત્હમારૂં જોયેલું હું ન જોઉં.
કે મ્હારૂં જોયેલું તમે ન જૂઓ
એટલેજ "વહુરાણી" કુરૂપા છે
કે બહુરૂપાં છે

એમ કેમ કહેવાય !
ત્હમારી ભાવનામય સૃષ્ટિ
ત્હમારો દોષરહિત વિનોદ
ત્હમારો સજ્જનતા સ્વભાવ
એ સઘળું અમે કેમ ભુલીએ !



# ભગલાની ભલામણ પોતાના પુત્રને

શ્રીયુત | શેખચલ્લીની | કલમથી.

શરૂ કરીને કોઈ કામ ટાળવુંજ નહિ;
મુંડાયે ના તો કદીયે પલાળવુંજ નહિ!
વિચાર સારો તો છે કે વિચારવુંજ નહિ;
પણ એથી પ્હાડમાં માથું અફાળવુંજ નહિ!
જમાનો આવ્યો છે દીકરા ઉઘાડા માથાનો;
અમસ્તુ પાઘડું માથે વીંટાળવુંજ નહિ!
વધારી વય આ નિસાસાના માટે છેજ નહિ;
એ ફૂંકા નાખીને કદીયેય બાળવુંજ નહિ!

લપમણા રોડ છે ડામરના દીકરા માટે:
સડકથી ચાલનાં આડું નિહાળવુંજ નહિ!
શરાબ બંધીનો ધારો તો તુંય સમજે છે;
બપોરીયું કદી પીઠામાં ગાળવુંજ નહિ!
તુટી જવાયે નમા તેની શાખવીજ નહિ;
મગર આ માથાને વાંકું તો વાળવુંજ નહિ!
જણાયે પાળવું પડશે તો બોલવુંજ નહિ:
મીફતથી ભોલીએ દીધુ તો પાળવુંજ નહિ!
આ દેશી દેહ પર દેશી લિબાસ સારો છે;
પરાયા જામામાં પોતાને ઢાળવુંજ નહિ!
ચઢીને મોભને કદીયેય શેખચલ્લીના;
રગસીયું ગાડું આ ઘરનું ઉલાળવુંજ નહિ.*

---

* તા. ક: ત્રીજી ચોપડીમાં ઘીનો ધાડવો ફોડ્યા પછી ઘર ભંગ થતાં શ્રીયુત શેખચલ્લી સંસાર ત્યાગિ થયા હતા. પછી પાછા આપણા સદ્ભાગ્યે સંસાર રાગી થયા છે. એક વેળા ભગલાએ એમનું મકાનમાં મૂક્યું તે બદલ એમણે એક ફી ગઝલ લખી આપી હતી તે વસીયતનામા રૂપે ભગલાએ પોતાના પુત્રને વારસામાં આપી હતી. ભગલાનો પુત્ર જગલો અમારી પોઠના લેખક રા. વણજારાના પરમમિત્ર પાંચમી ચોપડીવાળા મી અડવાજીનો ખાસ હજામ હોઈ તેની પાસેથી મી. અડવાજીએ આ કવિતા મેળવી આપી તે બદલ રા. વણજારા મારફતે અડવાજીના ઉપકાર સહિત રજુ કરીએ છીએ.- તંત્રી.

# તૈમુરી અને અંગ્રેજી લોહીનું અમીર!




ગુજરાતના ઇતિહાસિક લેખકોમાં એક અભ્યાસી લેખક તરીકે મુન્શી મુહમ્મદ ઉમરખાન સાહબનું નામ જાણીતું છે. પોતાની માતૃભાષા ઉર્દૂ હોવા છતાં ગુજરાતીની સેવામાં એમનો ફાળો નાનો સુનો નથીજ. આ લેખ પણ "કારવાં"ના વાંચકોમાં દિલચ્છ્ત નિવડે એવી આશા અસ્થાને નથી.

હિન્દની રાજ્યલગામ તૈમુરના વંશજોના હાથમાં આસરે સવા ત્રણસો વર્ષ રહી. ઐતિહાસકારો એ વિષે એકમત છે કે બાબર અને હુમાંયુ મુગલ રાજ્ય-ઇમારતનો પાયો નાંખનારા અને ચણતર કરનારા લેખાય છે. એ આલીશાન ઇમારતને પૂર્ણ કળએ પહોંચાડી એમાં જાહોજલાલી અને મહા પ્રભાવ અને પ્રતાપ સહ બેસી રાજ્ય અમલ કરનારા અકબર, જહાંગીર, શાહજહાં, ઔરંગઝેબ-આલમગીર હતા. ઔરંગઝેબ પછીના બાદશાહો નબળા અને હિન્દનું સામ્રાજ્ય ચલાવવાને અશકત નીવડયા. આમ ઔરંગઝેબ પછી મુગલ રાજ્ય રફતે રફતે ક્ષીણ થતું ગયું, તે ૧૭૫૯માં આલમગીર બીજાના મરણની સાથે મુગલ-સામ્રાજ્યની સારી ઇજ્જતની ઇમારત ધૂળ ભેગી થઈ. એ પછીના છેલ્લા ચાર બાદશાહો મુગલ સામ્રાજ્યનાં સમ્રાટો નહિં પરંતુ મુગલ કબ્રસ્તાનના "શાહદ" [મુજાવર] નીવડયા એમ કહીયે તો તે ખોટું નથી.

મુગલ રાજ્યની પડતીના કારણો દરેક ઇતિહાસકાર બલ્કે દરેક વ્યક્તિ પોતપોતાની સમજ પ્રમાણે જુદાં જુદાં આલેખે છે. કોઇ તે પડતીનું કારણ ગેર-મુસ્લીમો સાથે મુગલોની ગેર વર્તણુંક અને દ્વેષ બતાવે છે. કોઈ કહે છે કે ઉત્તરમાં શીખ અને દક્ષિણમાં મરાઠાના ઉદયે મુગલાઈની પડતી આણી, ને કોઇ કહે છે કે અંગ્રેજોના આગમન અને તેમની મુતસદ્દીગીરીના કારણે પડતી થઇ.

બનવા જોગ છે કે એ કારણો પડતીના મુળ-સાધન ભૂત ન હતાં તો પણ એટલું તો ખરું કે મુગલ ઇમારત ઝડપી વેગે પડવામાં એ કારણો જરૂર સહાયભૂત થયાં. પરંતુ એજ કારણોની સાથે બીજાં મૂળ કારણો ન ભૂલી જવાં જોઇએ કે જે ખરૂં જોતાં મુગલ પડતીના મુળ કારણ-ભૂત હતાં

મૌલાના મુહમ્મદ હુસૈન "આઝાદે" "દરબારે અકબરી"ના પૃષ્ઠો ઉપર જે શબ્દોની સરિતા વહેવડાવી છે તેમાં અકબરના હુમલાઓનું વર્ણન

ઘણીજ અસરકારક શૈલીમાં કર્યું છે. એ વર્ણનમાં એમની કલમ વડે એક ફકરો એવો નીકળી ગયો છે કે જે અમારા આ લેખ તરફ ઈશારો કરે છે. તેઓ લખે છે કે "યે યકગારે' (હમને) બાબરી બલ્કે તૈમુરી વ અંગ્રેઝી ખૂન કે જોશ થેકે અકબર પર ખત્મ હો ગયે, ઈસ્કે બાદ કિસી બાદશાહકે દિમાગમેં ઈન બાતોંકી બૂ ભી ન થી. બલ્કે યે કે ગદ્દી પર બૈઠે થે ઇનકી કિસ્મતેં લગતીથીં ઔર ઉમરા ફૌજેં લેકર મરને મારને પે ઈસકો સબબ સમજના ચાહીએ. હિન્દુસ્તાનકી આરામ-તલબ ખાક, બાવજૂદ ગરમી કે સર્દ મિઝર હવા, બુઝદિલ પાની, રોપેકી બુહતાત, સામાનકી કસરત, જો ઈન્કી ઔલાદ હુઈ એક નઈ મખલૂક હુઈ" (પૃષ્ટ-૨૭) "આઝાદ" મર્હુમના વાણી જાદુ તો મશહૂર છે, પરંતુ "આરામ-તલબ ભુમિ" "ઠંડી હવા" "બાયલુ પાણી" "નાણાંની રેલમછેલ" "સર સામાનની પુષ્કળતા" આજે કયાં નથી? બલ્કે મહમદશાહ રંગીલાના જમાના કરતાંયે આજે સર્વ વસ્તુઓની છત વધુ પ્રમાણમાંજ છે. ફરી શું કારણ છે કે હાલની રાજકર્તા પ્રજા ઈસ્ટ ઈન્ડીયા કંપનીના જમાનાથી દોઢસો ઉપરાત વર્ષો વહી જવા છતાં દિન પ્રતિદિન વધુ બળવાન બનવા સાથે આજે પણ જેવીને તેવીજ અમલ કરી રહી છે અને દેખીતી રીતે તો સ્પષ્ટ જણાય છે કે હજુ લાંબા સમય સુધી રહેશે.

**અકબરી શૂરાતન**

ઇતિહાસોના પૃષ્ઠો ઉથલાવી લગાર અકબરની કારકીર્દિના વર્ણન પ્રતિ દ્રષ્ટીપાત કરો. એ વર્ણન અબુલ ફઝલની પ્રશંસા ગાતી કલમના બદલે બદાયુનીની વર્ણન-મય કલમથી આલેખાયલા કેમ નહોય, તમે જ્યા એ વાંચશો કે અકબર અભણ હતો, બેદીન હતો, દીને ઇલાહીનો સ્થાપક હતો, ત્યાં એવું પણ અવશ્ય વાંચશો કે તે બહાદુર અને ખંતીલો સિપાહી હતો કે તે હુમલા વેળા અકતાડીઓના માર્ગને દિવસોમાં કાપતો હતો. તે રણવીર, દ્દ અને ઉચ ધૈર્યવાન વિજેતા હતો, કે વર્ષોમાં જીતાના દેશોને માસોમાં જીતી લેતો હતો. તે એવી તો અનુભવી અને દિર્ઘદષ્ટીવાળો હતો કે જંગોમાં નાની સરખી ફોજથી હજારોની સંખ્યાબળ ધરાવનાર સૈન્યનો પરાજય કરતો હતો એવો પ્રજા-પાલક અને ખબરદાર રાજપતિ હતો કે જે દેશો તે જીતતો હતો ત્યાં શાંતી અને વ્યવસ્થા સ્થાપી વિવિધ કોમોને દૈહિક ગુલામ બનાવવાને બદલે તેમનાં દિલોને વશ કરી લેતો હતો. તે બહાદુર હતો. નીડર હતો. સ્વાભિમાની હતો.

બાર તેર વર્ષનો હજુ તો એ બાળક હતો કે પિતાના મરણ કેડે બહેરામખાનના વાલી પણા હેઠળ એને મુગલ શહેનશાહતના સિંહાસન ઉપર બેસાડી દેવામાં આવ્યો. બહેરામે પણ સમજી લીધું કે બાળ રાજાના ઓથા હેઠળ શીકાર રમવાની ઠીક તક સાંપડી છે. પરંતુ એ બાળકની નસોમાં દિગ્વિજયી અમીર તૈમુર અને "ઝિંદાપીલ" *નું

* શૈખુલ ઈસ્લામ . હઝરત સૈ અબુન્નસર "ઝિંદાપીલ" અહમદ જામ નીશાપૂરી અકબરની માતુશ્રી હમીદાબાનુ બેગમના પિતામહ થાય છે. એ બુઝુર્ગની ગણત્રી નીશાપુરના મશહુર ઔલિયામાં થાય છે. એમનો જન્મ ૪૪૧ હીજરી [ઈ. સ. ૧૦૪૯]માં થયો હતો. ૧૮ વર્ષ પહાડો અને જંગલોમાં યાદે ઈલાહીમા ગળ્યા પછી એમણે લગ્ન કર્યાં. અલ્લાહે ૩૯ પુત્રો અને ૩ પુત્રીઓ એમને આપી. એમની વફાત સમયે ત્રણ પુત્રાઓ ઉપરાત ચૌદ પુત્રો હયાત હતા. એ સર્વે પૂત્રો મહાન આલિમ ફાઝિલ નીવડયા, અને તેમણે ઘણા ગ્રંથો લખ્યા છે. એમણે પોતે પણ કેટલા યે પુસ્તકો રચ્યા છે. એમના ગ્રન્થોમાથી એક "દિવાને ફારસી" "રિસાલા સમરકંદી' "અનીસુત્ તાલેબીન" "મિફતાહુન્નજાત" "બહરુલ હકીકત" "સિરાજુલ સાઈરીન' વિગેરે મશહુર છે. સુલતાન સંજરના જમાનામાં સને હિજરી ૫૩૬ના રજબ માસમા (તે ઈ. સ. ૧૧૪૨ના ફેબ્રુઆરી માસમા) એઓ આ જગતથી કુચ કરી ગયા. એમના હક પરસ્ત હસ્તે સાતસો કાફિરોએ ઈસ્લામ સ્વિકાર કર્યો. લેખક.

લોહી વહેતું હતું. અકબરે ચાર વર્ષ માંજ બહેરામને રસ્તો દેખાડી દઇ રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી. તમે એ જાણો છો કે એ સિંહાસને બેઠો ત્યારે એના રાજ્યની સિમા ક્યાંથી ક્યાં સુધી હતી? માત્ર લાહોરથી તે આગ્રાની આસપાસના પ્રદેશો સુધી એની આણ પ્રવર્તતી હતી; પરંતુ રાજ્ય લગામ હાથમાં લઈ તુર્તજ બહાદુર અને બુદ્ધીશાળી અકબરે પોતાના રાજ્યની સિમા વધારવા માંડી, અને લાંબા કાળની અથાગ મહેનત અને જફાકશી પછી હિન્દભરના નાના મોટા રાજ્યોને કોઈ સ્થળે તરવાર બળે તો કોઈસ્થળે બુદ્ધી બળે પોતાના રાજ્યમાં સામેલ કરી દીધા. એ ી જ્યારે વફાત થઇ ત્યારે હાલના મદ્રાસ ઇલાકો, હૈદરાબાદ સ્ટેટ અને મુંબઈ ઇલાકાના દક્ષિણનો કંઈક નૈરૂત્ય ભાગ સિવાય આખુંયે હિન્દ અને અફગાનીસ્તાન સુધ્ધાં એના કબ્જામાં હતા.

## કાયરતાનો નાદર નમુનો

મુગલાઈ વીરતા, કહના અને બુધ્ધિબળના નમુના તમે જોઈ લીધા. હવે કાયરતા, અને મૂર્ખતાના નમુનાએ જોઈ લો. એ નમુના જોવા હોય તો તમને મુશ્નિજુદ્દીન આલી ગૌહર શાહ આલમના દાસ્તાનના પૃષ્ઠો ઉથલાવવા પડશે. એઓશ્રી જ્યારે ૩૦–૩૫ વર્ષના યુવાન શાહજાદા હતા ત્યારે ૭૦ વર્ષના વૃદ્ધ પિતાને એકલા શત્રુઓના ઘેરામાં મુકી ઘેરથી નાસી છુટ્યા. એઓશ્રી સહારનપુર ફરૂખાબાદ, બદાયુન, બરેલી, લખનઉની ધુળ ઉડાડતા અઝીમાબાદ પહોંચ્યા, અને મીરજાફરના અનિચ્છિય વણ નોતરેલા મહેમાન બની બેઠા. એઓ ત્યાંજ સાંભળતા હતા કે દિલ્હીમાં ઇમાદુલ મુલ્ક વઝીરે બાદશાહને કત્લ કરી નાંખ્યો. પિતાના મરણ સમાચાર સાંભળતાંયે એમનાં પેટનું પાણી હાલ્યું નહિ; બલ્કે અઝીમાબાદમાંજ ૧૧૭૩ હીજરીમાં [ઈ. સ. ૧૭૫૯] નામની બાદશાહીના માલેક બની પડી રહ્યા. નવાબ શુજાઉદ્દૌલા સાથે ભળી જઈ અંગ્રેજો સાથે બક્સર આગળ યુદ્ધ લડ્યા, પણ કંપનીની ફોજથી એવી હાર ખાધી કે મુગલ શહેનશાહતનો રહ્યો સહ્યો ભરમ પણ ઉઘડી ગયો, પરિણામે કંપની સરકારની સાર્વભૌમ સત્તાની આણ અખિલ હિન્દમાં મનાવા લાગી. આ હાર પછી તુર્ત શાહ આલમે જે પત્ર પોતાની ખાસ કલમથી જનરલ મનરો ઉપર લખ્યો હતો તેનો ભાવાર્થ નીચે પ્રમાણે છે:—

"હું એ યુદ્ધમાં રાજીખુશીથી જોડાયો નહતો, બલ્કે હું તો વઝીરનો બંધીવાન છું. ખુદા વાસ્તે મને એ બંધીખાનાથી છોડવો. અને એના બદલામાં પૂર્વજોના જેટલાયે હાકો જોઈએ તેટલાં લઈ લો."

શાહ આલમ આ બનાવ પછી વિજયી સેનાની પાછળ પાછળ અલ્લાહાબાદ પહોંચ્યો. અને ઊલામથી નીકળી સુલામાં પડ્યો. હિન્દુ શુજાઉદ્દૌલાના બંધનમાંથી છુટી જનરલ સ્મીથની જંજીરોમાં જકડાયો. એજ બંદીવાન દશામાં ત્રણ મોટા ઇલાકા કે જેની વસ્તી ત્રણ કરોડની હતી અને જેની વાર્ષિક મહેસુલ ચાર કરોડ રૂપિયા થતી, તે જે દેશો છતાં એનાં બાપ દાદાઓને ઘણાં લાગ્યાં હતાં તે દેશ એણે એટલી ઝડપ અંગ્રેજોને સોંપી દીધા કે એક ફારસી ઇતિહાસકારના વચન મુજબ એક ગધેડાનો સોદો પણ એટલી ત્વરાએ થતો નથી. ફારસી ઇતિહાસકારના મૂળ શબ્દો આ રહ્યા:

"ખરીદો ફરોખ્ત અસ્પે શાહવાર બલબ્બાર બાર બરદાર હમ નમી તવાનંદ શુદ"

[અર્થાત્] કંપની સરકારને એ ત્રણ સુબા [બંગાલ, બિહાર, અને ઓરિસ્સા] એટ કરવામાં એનો સોદો એટલી ઝડપે થયો કે એટલી ઝડપે નો એક ગાશાક ઘોડો કે બોજ ઉપાડનાર ગધેડાનો સોદો પણ થતો નથી."

વળી સિંહાસનના બદલે દસ્તરખાનની

મેજ ઉપરજ બિરાજમાન થઇ એ શહેનશાહે બંગાળ, બિહાર અને ઓરિસ્સાની દિવાની-સનદ અર્પણ કરવાના દસ્તાવેજ ઉપર મોહોર લગાવી દીધી. આ પછી એ શહેનશાહ વળી પાછા ગુલામીથી નીકળી બળતી ભઠ્ઠીમાં પડ્યા, કિન્તુ અંગ્રેજોની ગુલામીમાંથી નીકળી મરાઠાઓને શરણે ગયા. એ સમયે મરાઠાઓ ઠેઠ દિલ્હી લગી પોતાની આણ મનાવતા. મરાઠાઓની નજર ચૂકવી રોહીલા પઠાણો ચઢી આવ્યા અને શાહી-ખજાનાનું તળીઉં ઝાટક કરી ગયા, બલ્કે શાહ-જાદીઓના ઘરેણા ગાંઠા પણ ઝપટી ગયા, ને જતા જતાં રોહીલા સરદાર ગુલામ કાદરે શાહની આંખોયે ફુટી લીધી. અંધ શાહ લાંબા સમય લગી એ અઝાબમાં ગીરફતાર રહ્યા. અંતે અંગ્રેજોની મુતસદ્દીગીરીએ મરાઠાઓનો પરાજય કર્યો. જનરલ લેઇકે અંધ શાહ આલમને કારાગૃહમાંથી બ્હાર કઢાડી મોગલ વારંવ સિંહાસન પર સેવા માટે હિન્દના મુગલ શહેનશાહ બનાવી માથે રાજમુગટ પહેરાવ્યો. × અંને સને હિજરી ૧૨૨૧ [તિ ઈ. સ. ૧૮૦૬]માં આ અશ-પરસ્ત, તન-પરવર, સ્વછંદી, કાયર, અક્કલહીન, અપ્તરંગી, ડરપોક શાહના લજ્જીત જીવનનો અંત આવ્યો.

હાય અફસોસ! ઉપલા શબ્દો લખતાં કલમ ધ્રુજે છે કે એ કયા ઇન્સાનની શાનમાં લખવા પડ્યા? અને એને મુતવરજ ગણો, પરંતુ એ ઇન્સાન તૈમુર-સાહબકિરાની પ્રતાપ મહાન શક્તિ અને સત્તાના મકબરાના મુજાવર હતા। એક એવા ઇન્સાન વિશે લખવા પડ્યા કે જે વિશ્વ વિજેતા ચંગીઝ અને દિગવિજયી અમીર તૈમુર, મહાન પ્રતાપી અકબર અને વલી સિફત વિજેતા સમ્રાટ ઔરંગઝેબ (રહ)નો વંશજ અને સીધો વારસદાર હતો। પરંતુ કરવું શું? પ્રથમ ચિત્ર જોકે તાદશ મુકાબલો કરવા બીજું ચિત્ર પણ એવી રીતે દોરવું પડ્યું કે જેથી ચિત્રની રગે રગ અને નસે નસ નજરે પડી જાય. હવેજ મનનપૂર્વક જુઓ અને ઉત્તર આપો કે ઉપલા બંને ચિત્રો વચ્ચે કંઈ જરાયે સરખાપણું છે? અગર સરખાપણું નથી તો શા માટે નથી?

હવે એ બાબત વિચારો કે બાબર અને અકબરની નસોમાં જે તૈમુરી અને ચંગીઝી લોહી વીજળી વેગે વહેતું તેજ લોહી એના વંશજોની નસોમાં દોડતું હતું? આપણે એ લોહીનું કીમીયાઇ દ્રષ્ટીએ પૃથક્કરણ કરીએ પરંતુ તે પહેલાં વાંચકે જરા નીચેની બાબતો ધ્યાનમાં લેવી પડશે તોજ હકીકતનું દિગ્દર્શન થશે:-

(૧) વૈદિક [તિબ્બી] સિધ્ધાંતોની રૂએ મનુષ્યના શરીરમાં ગમે તેટલું લોહી હશે પણ આપણે ગણત્રી કરવા માટે અત્રે મનુષ્યના શરીરમાં ૨ શેર લોહી ધારી લઈએ.

[૨] શેરથી અત્રે બંગાલી શેર ગણવો કે જે ૧૬ નવટાંકનો થાય છે.

(૩) એમ પણ ધારી લ્યો કે મનુષ્યના શરીરમાં અર્ધું લોહી બાપનું તથા અર્ધું માનું હોય છે. એટલે એક શેર લોહી બાપનું તો ૧ શેર માનું હોય છે.

(૪) અને એ તફાવત સમજાવવા માટે નીચેના કોઠામાં તૈમુરી અને ચંગીઝી લોહીને લોહી અને હિન્દી લોહીને પાણી ગણી લેવામાં આવ્યું છે. હવે જરા નીચેના કોઠામાં લખેલી હકીકત ઉપર મનન કરો:—

---

× શાહ આલમ શાઈર પણ હતા. તખલ્લુસ "આફતાબ" હતું. એમણે કેદખાનામાં એક ગઝલ લખી છે. તેમાં એઓ ગુલામ કાદર રોહીલાના અત્યાચારોનું વર્ણન કરતાં લખે છે:—

૧. શાહ તૈમુર કે દારદ ઝરે નિસ્બતઆમન,
   ઝુદ બાશદ કેબિયાયદ મદદગારિએ મા
૨ માધુજી સિંધિયા ફરઝંદે જીગર બંદેમન અસ્ત,
   હસ્ત મસરૂફ તલાફીયે સિતમગારિએ મા.
૩ બુદ લાનકાહ ઝરો માલેજહા હમચુમર્ઝ,
   કુનઅઝ કુદ્રતે ઈલાહી શુદ બિમારીએ મા.
૪ રાજાઓ, રાવો, ઝમીદારો, અમીરોયે ફકીર,
   હરેક બાશદ કે નસાઝંદ બગમખ્વારિએ મા.
૫. આસફુદ્દૌલાએ અંગ્રેઝે હિલસોઝ મનઅંદ,
   ઐં અજબ ગરબ નુમાયંદ મદદગારિએ મા

| અ. નં. | શહેનશાહ કે શાહ-ઝાદાનાં નામ | બાપની નસે નસમાં લોહીને પાણીનું પ્રમાણ | રાણી અને તેનાથી જન્મેલા શાહઝાદાનાં નામ | માની નસે નસમા પાણી અને લોહીનું પ્રમાણ |
|---|---|---|---|---|
| ૧ | જલાલુદ્દીન અકબર ઇબ્ને હુમાયુ | ૨ શેર લોહી | જયપુરી રાણી તે જયપુરના રાજા બિહારીમલ કચ્છવાહાની કુંવરી એનો પુત્રજહાંગીર | ૨ શેર પાણી |
| ૨ | નુરૂદ્દીન જહાંગીર ઇબ્ને અકબર | ૧ શેર લોહી અને ૧ શેર પાણી | બાલમતી જોધાબાઈ તે મહારાજા જોધપુર ઉદેસીંગ રાઠોડની કુંવરી એનો પુત્ર તે શાહજહાં | ૨ શેર પાણી |
| ૩ | શાહબુદ્દીન શાહજહાં ઇબ્ને જહાંગીર | ાા શેર લોહી અને ૧ાા શેર પાણી | અર્જુમંદબાનુ મુમતાઝમહલ તે આસફ્ખાનની પુત્રી એનો પુત્ર આલમગીર | ૨ શેર પાણી |
| ૪ | મુહિયુદ્દીન આલમગીર ઇબ્ને શાહજહાં | ૧ા શેર લોહી અને ાાા શેર પાણી | નવાબબાઈ રાજા હાજુ કાશમીર કસુરરાજોરીના રાજાની કુંવરી એનાથી બહાદુરશાહ પેદા થયો | ૨ શેર પાણી |
| ૫ | કુતુબુદ્દીન મુહમ્મદ મુઅઝઝમ બહાદુરશાહ ઇબ્ને આલમગીર | ાા શેર ૨ નવટાંક લોહી અને ૧ા શેર ૨ નવટાંક પાણી | નિઝામબાઇ લાલકુંવર એનાથી જહાંદારશાહ પેદા થયો | ૨ શેર પાણી |
| ૬ | મુઇઝુદ્દીન જહાંદારશાહ ઇબ્ને બહાદુરશાહ | ાા શેર ૧ નવટાંક લોહી અને ૧ાા શેર ૩ નવટાંક પાણી | અનુપબાઇ એનાથી આલમગીર બીજો પેદા થયો | ૨ શેર પાણી |
| ૭ | અઝીઝુદ્દીન આલમગીર બીજો ઇબ્ને જહાંદારશાહ | ૨૬ નવટાંક લોહી અને ૧ાા શેર અને ૧ાા નવટાંક પાણી | દિલાલકુંવર એનાથી શાહઆલમ પેદા થયો | ૨ શેર પાણી |
| ૮ | મુનઝ્ઝેરૂદ્દીન શાહઆલમ ઇબ્ને આલમગીર બીજો. | ૧ા નવટાંક લોહી અને ૧ાાા શેર ને ૨ાાા નવટાંક પાણી | × | × |

લોહી અને પાણીનું પૃથ્થકરણ કરી તમે પરિણામ જોયું. એ ગણત્રીમાં કંઇ ફેર હોય તો કહો. ૧ા નવટાંક લોહીમાં ૧ાાા શેર ને ૨ાાા નવટાંક પાણી! માશાઅલ્લાહ! આ હંસી મજાકની વાત નથી પરંતુ નગ્ન સત્ય અને નક્કર ઘટનાઓ છે. જો તમે ૧ શેર અને ૧૪ાા નવટાંક પાણીમાં ૧ા નવટાંક લોહીના ટીપાં મેળવી દેશો તો શું તે લોહી કહેવાશે કે પાણી? જો તમે એને લોહી કહેવા તૈયાર નથી તો ૧ા નવટાંક તૈમુરી લોહીમાં ૧ાાા શેર ૨ાાા નવટાંક હિન્દુ લોહી મિશ્રણ થઇ જાય તો ફરી એમાં અસલી અને ખરેખરા તૈમુરી લોહીની ગરમી, ગૈરત, અને શુજાઅત કેવી રીતે બાકી રહી શકે છે! ઉપર અમે જે સાત રાણીઓનાં નામ તારવણી કરી લખ્યાં છે તેમનાં પતિ એ મુગટધારી હતા અને પુત્ર પણ મુગટધારી હતા, એ વંશપરંપરા ઉપરથી

નીચે લગી સીધી ચાલી આવી, જેથી લોહીનું પ્રમાણની ખરી ગણત્રી થઇ શકી, નહિતર મુગલ દરબારમાં હિન્દુ રાણીઓ ઘણીએ હતી. નીચેનું લિષ્ટ જરા તપાસી જુઓ. એ લિષ્ટ પણ અપૂર્ણજ કહી શકાય કેમકે એ ઉપરાંત પણ બીજી રાણીઓ હશે.

| નં. | શાહેનશાહનું નામ | રાણીનું નામ |
|---|---|---|
| ૧ | અકબર | (૧) જયપુરી રાણી તે જયપુરના રાજા બિહારીમલ કછવાહાની કુંવરી<br>(૨) બીકાનેરના રાજા કલ્યાણમલની કુંવરી<br>(૩) ડુંગરપુરના રાજાની કુંવરી<br>(૪) તારારાણી<br>(૫) મનભાવની રાણી |
| ૨ | જહાંગીર | (૬) જયપુરી રાણી જયપુરના રાજા ભગવાનદાસની કુંવરી.<br>(૭) બાલમતી જોધબાઇ જોધપુરના રાજા ઉદેસીંગ રાઠોડની પુત્રી.<br>(૮) બીકાનેરના રાજા ઉદેસીંગના કુંવર રાયસીંગની કુંવરી<br>(૯) જેસલમીરના રાજા રાવલભીમની કુંવરી<br>(૧૦) રાજા જયમલના પુત્ર રાજા કેશવદાસની કુંવરી<br>(૧૧) માનસીંગના પુત્ર જગતસિંગ કછવાહાની કુંવરી<br>(૧૨) ઓરછાના રાજા રામચંદ્ર બુંદેલાની કુંવરી |
| ૩ | શાહજાદા પરવીઝ ઇબ્ને જહાંગીર | (૧૩) જોધપુરના રાજા સુરજસિંગ રાઠોડની કુંવરી |
| ૪ | શાહજાદા મુરાદ બખ્શ ઇબ્ને શાહજહાં | (૧૪) સરસ્વતીબાઇ |
| ૫ | શાહજાદા શુજાઅ ઇબ્ને શાહજહાં | (૧૫) રંજા કુંવરબેન કરાતનારીની કુંવરી |
| ૬ | શાહજાદા સુલેમાન શિકોહ ઇબ્નેદારા શિકોહ | (૧૬) રાજા ગંજસીંગ રાઠોડ વલ્દે રાજા સુરજસીંગની કુંવરી |
| ૭ | શાહેનશાહ આલમગીર | (૧૭) નવાબબાઇ તે કશતવારના રાજા રાજુની કુંવરી |
| ૮ | મુહમ્મદ આઝમ ઇબ્ને આલમગીર | (૧૮) આસામના રાજા જૈધજસીંગની કુંવરી અને કૂચબિહારના રાજાની સગી<br>(૧૯) બાઈ ઉત્તમગીર |
| ૯ | કામબખ્શ ઇબ્ને આલમગીર | (૨૦) મનોહરપુરના જમીનદાર અમરસીંગની કુંવરી કલ્યાણ કુંવર મનોહરપુરી રાણી |

| | | |
|---|---|---|
| ૧૦ | મુહમ્મદ સુલતાન ઇબ્ને આલમગીર | (૨૧) બાઇ ભૂપદઇ તે કિશતવારના રાજાની કુંવરી |
| ૧૧ | બાદશાહ બહાદુરશાહ ઇબ્ને આલમગીર | (૨૨) રાજા જસવંતસિંહના પિત્રાઈ ભાઇ રાજા રૂપસીંગની કુંવરી<br>(૨૩) નિઝામબાઈ લાલકુંવર |
| ૧૨ | બાદશાહ જહાંદારશાહ ઇબ્ને બહાદુરશાહ | (૨૪) અનુપબાઇ<br>(૨૫) લાલકુંવર |
| ૧૩ | શાહઝાદા અઝીમુશ્શાન ઇબ્ને બહાદુરશાહ | (૨૬) ફીરતસીંગ ઉર્ફે કેસરીસીંગની કુંવરી |
| ૧૪ | શહેનશાહ ફરૂખશીર | (૨૭) જશવંતસીંગ જોધપુરના મહારાજાના પુત્ર અજીતસીંહની કુંવરી |
| ૧૫ | શહેનશાહ મુહમ્મદશાહ | (૨૮) ઉધમબાઇ |
| ૧૬ | શહેનશાહ આલમગીર બીજો | (૨૯) હિલાલ કુંવર |
| ૧૭ | શહેનશાહ અકબર બીજો | લાલબાઈ એમનાથી મુગલ શહેનશાહતના અંતિમ દિપક બહાદુરશાહ ઝફર જન્મ પામ્યા. |

એ રાજકુંવરીઓ તેમુરી કિલ્લામાં આવ્યા પછી પોતાના ધર્મ મુજબ પૂજા આરતી વિગેરે કરતી હતી. ઠાકરજીને જળ ફુલ ચઢાવતી હતી, કપાળે તિલક કરાવતી. ક્રિયાકાંડ કરતી. આજે પણ લાલ કિલ્લામાં એમનાં પૂજાપાટના મંદીરોમાં ચિન્હો નજરે પડે છે. તેથી સ્પષ્ટ થાય છે કે એમને શાહી મહેલાતમાં પોતાના ધર્મની ક્રિયા પૂજા કરવાની સંપૂર્ણ છૂટ હતી. હિન્દુ રાણીઓના મુગલ રાજમહેલમાં આગમન પછી ઔરંગઝેબ (રહ)ના સિવાય સર્વે તૈમુરીઓએ ઇસ્લામી ખાનની ક્રિયાને સદંતર બંધ કરી દીધી હતી, કે જેથી ગેર-જાતી પણાની ગંધ સુંઘવાં ન આવે.

જે ખાનદાને પોતાના લોહી અને રહેણી કરણીમાં એટલું બધું પરિવર્તન કરી નાંખ્યું હોય તેનું અસ્તિત્વ કાયમ રહેવાની શી આશા રાખી શકો છો ? એ તો શાહી ખાનદાનની સ્થિતિની રૂપરેખા છે, પરંતુ તે જમાનાના અમીર ઉમરાવો અને સૈનિકોની શી હાલત હશે ? અરબી કહેવત છે કે "અન્નાસુ અલા દીને મુલૂકિહિમ" (રૈયત બાદશાહના વિચારો અને વર્તનનેજ અદલ્ કરીલે છે) હિન્દુ "યથા રાજા તથા પ્રજા" મુજબ બાદશાહોના જેવાંજ વર્તન આચરણ રૈયતના થવા જોઈતા હતા. ખરી વાત તો એ છે કે મુકુંદ બ્રહ્મચારીના અવતાર મહાબલી મહારાજ અકબરે હિન્દુ મુસ્લિમ લોહીના મિલનની જે પ્રથા નાંખી અને જે ઉપર એના વંશ વારસોએ અંતિમ કાળ લગી અમલ કર્યો તે પ્રથાએ તૈમુરી વંશ, તૈમુરી લોહી, તૈમુરી શરાતન અને બહાદુરીને ગંગાના વહેતાં વહેણમાં વહેવડાવી દીધાં !

મુગલ શહેનશાહતના પતન અને પડતીના કારણો શહેનશાહોની સુસ્તી, એશઆરામ, સ્વછંદીપણું, કાયરતા, અને નાલાયકી છે અને એ બધાં કારણો કેમ પેદા થયાં ! માત્ર લોહીના મિશ્રણના કારણેજ.

એ બાબતો માત્ર હિન્દુસ્તાનમાંજ ઇસ્લામી શહેનશાહતની પડતીના કારણરૂપ બની હોય એમ

નથી અહીં સ્પેન અને સીસીલીની ઇસ્લામી સલ્તનતોના નાશના અફસોસનાક કારણરૂપ પણ એજ લોકોનું મિશ્રણ નીવડયું છે. એની સિદ્ધતામાં અત્રે એક સબળ અભિપ્રાય રજુ કરવો સ્થાને ગણાશે, ફ્રાંસના મશહુર પ્રોફેસર ઓરિયન્ટાલીસ્ટ અને ઐતિહાસકાર ડૉ. ગુસ્તાવલીબાને પોતાના મશહુર અને મહામૂલ્ય ગ્રંથ 'અરબ-સંસ્કૃતી' માં અરબોની પડતીના કારણો ગણાવ્યાં છે, તેમ એણે એમની પડતીનું એક સબળ કારણ એમનું બીજી પ્રજાઓ જોડે મિલન અને લગ્ન વ્યવહાર બતાવ્યું છે. તેઓ લખે છેઃ—

"એ વિવિધ પ્રજાઓ જોડે લગ્ન વહેવાર અને મેળ મેળાપના કારણોથી અરબી લોકોના ખાસ ગુણો ઘણીજ જલ્દી બદલાઇ ગયા" (પૃ. ૫૪૯)

"એકજ દેશમાં વિવિધ પ્રજાઓનું મિશ્રણ થઈ જવું હંમેશાં નાશનું કારણ બન્યું છે. ઇતિહાસે સિધ્ધ કર્યું છે કે...હકુમત અને સત્તા કાયમ રાખવા અર્થે...એ વાત આવશ્યક છે કે વિજયી પ્રજાએ પરાજિત પ્રજા સાથે લગ્ન સંબંધ જોડવો ન જોઇએ. અને તેઓમાં ભળી ન જવું જોઈએ. અરબોએ કદી એ વિષે દુર અંદેશી વાપરી નથી. રોમન પ્રજાએ અમુક સમય લગી એ બાબતનો વિચાર રાખ્યો અને જે દિવસથી એમણે એ સિધ્ધાંતને તજી દીધો તેજ દિનથી એમનું પતન શરૂ થયું." (પૃષ્ટ ૫૫૦)

"અરબ સદાયે જે પ્રજાઓ સાથે રહેતા હતા તેમની જોડે લગ્ન વહેવાર અને મેળમેળાપ રાખતા રહ્યા, એ લગ્ન સંબંધ મિશ્રણના કારણે તેમના સબળ ગુણોનું નષ્ટ થઇ જવું સ્વભાવિક હતું........માત્ર પ્રજાઓનું મિશ્રણ ......એમની પડતી માટે પુરતું હતુ (પૃ. ૫૫૧)

[સમાપ્ત]

# આદમી

લેખકઃ–

"શાન્ત"



મહાસાગરની મસ્તીમાં નાચી કૂદી વ્હાણને દિવસો થયાં છતાંય સફર અનિશ્ચિતજ રહી. તોફાની પ્રચંડ મોજાંની થપાટો સામે બેપરવા હંકાર્યે જતા એ અડીખમ જહાજને, સરોવરના નીર જેવી આજની શાન્તિ કંઇક મુંઝવણ કરવા લાગી; તોતિંગ સઢ ઢીલા પડ્યા; ખલાસીઓની દોડધામ અને નાખવાની કુશાગ્ર સાગર–બુધ્ધિ પણ એ "પવનના ઘોડાને" ગતિમાન ન કરી શકી.

ઘટાટોપ વાદળાંના જુથ નીચે દરિયાની એ શાન્તિથી કાંઇક બેચેની ફેલાઇ. દરિયાના ગજબ નાક હિંસક પ્રાણીની એક જોડલી (A Pair of Sea Dirgon Whale) નૌકાને પરિભ્રમણ કરતી દેખાઈ; તેમનાં નાકમાંથી સો સો ફિટ ઉંચે ઉંચે ઉડતા પાણીએ સૌને ભય ગ્રસ્ત કર્યાં; વ્હાણ જેવડી એમની પીઠનો માત્ર એક ધક્કો નાવને ઉથલાવી નાખે! ખલાસીઓના અનુભવની વાત હતી કે દંતીયા માછલી (Shark) કોઈ અભાગી વ્હાણનાં તળીયાંને આરપાર વીંધી નાંખતી ત્યારે સાગર–સમાધિ પળવારમાં થઇ જતી. હમણાંજ નવું મજબૂત જહાજ ભાંગી તૂટી ગએલું અને કેટલાય જાનની ખુવારી થએલી તેમાંય એક નેક ખુદાપરસ્ત કે જેના સીનાપર કુરાને શરીફ બાંધેલું હતું તેનાં હૃદયભેદનાક મોતની યાદ થતાં, પ્રવાસીઓનો ધૈર્યભાર ઓસરી ગયો. બસ પછી તો પીરનાં લોબાન થયાં; નાળીયેર વધેરાયાં; દુઆઓ અને મન્નતો થઇ.

કુદરત ખુદાની કે એકાએક શુક્રનો તારો (Venus) આકાશમાં ઝબકી રહ્યો; પવન ફુંકાયો; વાદળાં વિખરાતાં ચોખ્ખું અને સુંદર માર્ગે, ધુમ્મસમાં પલળેલી ફાટીતૂટી ગોદડી વધુ ચડેલીને ઓઢીને મેશીયા દીવાના પ્રકાશમાં હોકાયંત્રની (The Mariner's Compass) દિશા અનુકૂળ જોઈ ત્યારે એનું ગણું આનંદ ગીતથી ઉભરાયું. ઠંડી પ્રભાતના એના સંગીતે દરિયાઈ બીમારીથી લોથપોથ બનેલા પ્રવાસીઓમાં ઉષ્મા આણી; પછી તો થોડીવારે સૂર્ય કિરણો પાણી સાથે ગેલ કરી રહ્યાં અને તેનાં ઉજાસમાં વ્હાણે ગતિ કરી.

ભંડકીયાની મુંઝવી નાંખતી હવામાંથી સૌ રેવેશ પર આવી લાગ્યાં. કાળી ચાય, રાતા ચોખાના રોટલા અને દાળ, અને એક જુવાન ખલાસીએ ગલ નાખી પકડેલું એક માછલું એમ મીજબાની ઉડી રહી. બપોર નમતાં, તૂતક (Mast) પર ચડેલા ખલાસીએ કાંઠાના ખડક પરના પીરની સુફેદ ધજા ફરફરતી જોઈ અને ધણીયાતું ઢોર, ત્વરાથી ગમાણ તરફ દોડી જાય તેમ વ્હાણે કાંઠાની નાળમાં આવી લાંગર્યું.

× × ×

મોત ખાળીને નવી જીંદગી સાંપડેલા ઉતારૂઓમાં એક જુવાન–હૃદય, રોષકના દિલની દુઆનું આભારી હોય તેવા છુપા સંતોષના લાગણી સહિત ભારે ભારે થયું હતું. બીમાર પત્નીનો એ પતિ હતો. દૂર દૂરના ટાપુમાં આજીવિકા અર્થે ગએલો ત્યાં જહાજ મહીને માસે ટપાલ લાવતું. નાનકડા એ ટાપુમાં વર્ષાઋતુ ઘણે ભાગે ચાલુ રહેતી. મચ્છી ચાવલ મુખ્ય ખોરાક હતો. આનંદ વિનોદનાં સાધનોનો સદંતર અભાવ હતો. ત્યાંનો જનસમુહ પણ જંગલી હતો. લાગણી–પોષક કશુંય તત્વ ત્યાં ન હતું. પત્નીના પત્રે તેની લાગણીને સજીવન કરાવ્યો. એ ન્હાનુંશું બપુ બપુ પર; કુળીમાં લોબાનની ધૂપ; એની વાતચીતમાં વાગોળતી કાળી ગાય; પાધરમાં વ્હેતી નદી; પરથી બે

જગતે દૂર નાનકડી પણ સુંદર ; મરકટ,-જ્યાં મનને મદેસાની તાલીમ અને રૂહને જન્નતની ખુશ્બો પ્રાપ્ત થએલી...અહા ! વળી, બે આતુર નયનો અને દયામણું મ્હોં પણ યાદ આવી ગયું !

× × ×

અવિભક્ત કુટુંબની નાની મોટી વ્યક્તિથી પરવારી એટલામાં મિત્ર વૃન્દ ફરી વળ્યું ને મોડે મોડે પણ મળનારીને મળ્યો ત્યારે અર્ધ નિદ્રામાં ઘેરાતા પોપચા, ઉઘડી ગયાં: નબળા દેહ પણ મલકયા: હાડકાંના માળા" સરીખો દેહ પણ ઉચકાયો. ઉપવન ફરી ફરીને ચુંટેલા ફુલની જેમ, જ્ઞાતિની સર્વ શ્રેષ્ઠ એ કન્યા એ શિક્ષિત મુરતીયાના નિકોડમાં બે વર્ષો પહેલાંજ આવેલી ત્યારે એની ગાલોની સુરખીમાં પુષ્પની કોઈ અનેરી સૌરભ જેટલું આકર્ષણ ભર્યું હતું.! ભર્યા ઘરની નાનકડી વહુને સંતાનેય ન હતું; પતિ પણ વિદેશ વસતો હતો, વિસામાનું સ્થળ, મન મોકળાની કોઈ પળો, દિલના અરમાન...

"દિલડના આદરતો જગમાં દોડવલા,
આપે દુઃખનો દાઝ્યો દેહ પનોતા (દાંપત્ય) પાનથી"
(ન્હાનાલાલ)

...એવો મીઠો સહવાસ, સર્વ કાંઈથી વંચિત હતી, હતું માત્ર કાચા કચરી નાખતું ઘરકામ: સ્ત્રીવર્ગનો દોર અને મનને મારી નાખતી એક જીવન-ચર્યા. પુરૂષ વર્ગમાં સૌને પોત પોતાની વ્હાલી અર્ધાંગનાઓ હતી. નોરાભાઈ વિધુર થયેલા તોયે તેમણે નવી નમણી વહુ કરી લીધી હતી.

ન્હાની વહુની બીમારી કોઈના મન ઉપર ક મ્હોંની કરતી: હા, માત્ર ઘરકામની અગવડ તરી આવતી ત્યારે કાંઇક-તેણીની બીમારીને દોષ દેવાતો. દવા લાવવાની દરકાર, કે આશ્વાસન દેવાં પુરતી નવરાશ પણ કોઈને કયાંથી હોય ! હા, ગામ, લોક અને સગાંની શરમના લીધે વૈદ્યને બોલાવેલો. તેણે ક્ષયનો અભિપ્રાય આપેલો પણ એ બાદશાહી દર્દના ઈલાજ અંગે નાણું ફાજલ કેમ પાડવાં એ પણ ગંભીર આર્થિક પ્રશ્ન હતો !

× × ×

દુન્યાદારીની શરમે, પતિ પણ ડાક્તર, વૈદ્ય હકીમ, દોરા તાવીજ એવું એવું સર્વ કાંઇ થોડું ઘણું કરી પોતાની ફરજનો ભાર હળવો થયેલો સમજવા લાગ્યો. મોટા કુટુંબની લાજ એને છુટથી હળવા મળવા નડતી હતી: કદિ એકાદ "ગ્રેપ" પોતાના હાથે બીમાર પત્નીને પાઈ કૃતાર્થ થયો હોય કે તાવથી ધીખતા કપાળ પર કદિ ચુંબનની ઠંડક કે ખાંસીથી ઉછળતા દેહ પર એકાદ વાર માયાળુ હાથ ફેરવ્યો હોય-એ તો અસંભવિત: તદ્દન નિર્લજ કહેવાય.

હિતેચ્છુઓએ સલાહ આપી કે પંચગની કે એવા સ્થળે હવાફેર અર્થે લઈ જઈ ઈલાજ કરાવવો અને કદાચ જીંદગી પારી આપે. એક ટકરા દોસ્તે તો એમ પણ કહી નાંખ્યું કે ભલાભાઇ. બે ચારસો રૂપીયા ખર્ચ થાય તોય ભલે; આમેય તો નવું માણસ તો વસાવવું પડશે ત્યારે ખર્ચ તો થશેજ ને ! પણ ના, ના, ના: -મૃત્યુના મુખે ધકેલાઈ રહેલી પત્નીથી સાધારણ મનુષ્ય-વ્હેવાર રાખવો એ પણ જે આદમીથી ન થઈ શકે, અરે ! શરમ થાય-અરે ! કુટુંબનું નાક ટાંચાઈ જાય-તેવો આદમી, અલગ ઘર લઈ, અવિભક્ત કુટુંબની શું મર્યાદા લોપે ! પત્નીને પુરતો સહવાસ આપે ! તેણીના પ્રત્યેક કાર્યમાં રસ લે અને અને... એ વ્હાલી જણસને માટે એનું પોતાનું શું ઘર વસાવી દે ?...પતિ ભલે પોતાનો-રોટલો રળતો હોય; કુટુંબ પ્રત્યેની ફરજ ભલે બજાવતો હોય-પણ એ ફરજ જ્યારે અંધશ્રદ્ધાનું રૂપ લે ત્યારે એટલું તો આદમીએ વિચારવું ઘટે કે જેનો એ

"આદમી" છે એનો ભાર, સુખદુ:ખ, ને ઈન્સાની-સગવડનો સમભાગી હામી, પતિ સુલભ મમતા દાખવનાર તો પ્રથમ બનવું જ ઘટે. ગૃહજીવનનું વ્યક્તિત્વ-ભાન (Sense of Individuality of Home Life) ખિલવું ને પોતાનું જોઈએ. જીવનની ધરડમાં (Rut) જીવન ઉપાનું તત્વ મુરઝાઈ (Fade) ન જાય તેની જુમ્મેદારી દરેક જીવન જીવતા ઇચ્છનાર અને વિશેષત તો આદમીના પર રહેલી છે. (Life's for Living)

x x x

વતનની મોકળાશ, રમત-ગમત અને મોડી રાતની મેદકિરો, દોસ્તો સાથેના આજુબાજુના પર્યટનો—એવા વિનોદી વાતાવરણમાં, શાન્ત પાણીમાં પત્થર પડે તેમ એક વિક્ષેપ પડ્યો. શહેરી દાક્તરની શીશીઓ, હકીમના નુસ્ખા,

# જાણીતા શાઇરનો ઇન્તિકાલ !

તા. ૨૬-૧૨-૩૯ ને રોજ ગુજરાતી શાઇરીની દુનિયાં પર વજ્રપાત થયો. ગુજરાતનો અગ્રગણ્ય શાઇર "ફાની" વીરમગામી આ ફાની દુનિયાનો ત્યાગ કરી જન્નત નશીન થયો (ઇન્ના) મરહૂમ "ફાની"ની કવિતામાં ભાવના, શબ્દ ચમત્કૃતિ અને અર્થ ચમત્કૃતિના ડગે ડગ દેખાતા. 'કારવાં' 'નવચેતન', 'બેધડીમોજ' અને મરહૂમ 'સાદિક'ના વાંચકો "ફાની"ના કાવ્યોથી અપરિચિત નથીજ. બેકદર ગુજરાત અને તેમાંએ ખાસ બેપરવા મુસ્લિમ સમાજે એ કાવ્યરત્નની કદર ન કરી! અમારા એક હિંદુ કવિ મિત્રે તો એક વેળા એમનું 'નવચેતન'નું એક કાવ્ય વાંચીને કહેલું કે "ફાની" મને મળે તો હું તેમના પગે પડું. મેં એમને અપરોક્ષ રીતે મારા કાવ્ય ગુરૂ માન્યા છે." અને ત્યારપછીજ "ફાની"નાં કાવ્યો તરફ અમારૂં પણ લક્ષ દોરવાયું. દામોદર બોટાદકર તો ગુજરી ગયા પછીજ ગુજરાતને પુનઃ સાંપડ્યો પણ "ફાની" તો મરહૂમ થવા છતાંએ ગુજરાતના કોઇ ખૂણામાં છુપાઇ જશે! કારણકે મુસ્લિમ સમાજને એના કવિઓની કદર નથી! "મુસ્લિમ સમાજને મન કવિ એટલે ગાંડા કે નવરા! ખયર અમે તો માનીએ છીએ કે ગુજરાતી મુસ્લિમ શાઇરોમાંથી "ફાની"ના જવાથી ખોટ પુરાવી અશક્યજ છે.

છેલ્લા રદિર ખાતેના મુશાએરા માટે એમણે જે ગઝલ પાઠવેલી તે મરણ પથારી પરથી લખી હતી. તે ગઝલની અંત કડી ઉપરથી વાંચક તોલ કરી શકે એમ છે કે ભાઇ 'ફાની' એક માસ અગાઉથીજ આ "ફાની" જહાંમાંથી કૂચ કરવાની તૈયારી કરી રહ્યા છેઃ—

"ખુદાના શાને રેહમત કે
હતી આશા તો મેહરાની,
કરે છે પ્રેમ કળીઓ પુષ્પની
... "ફાની". ના મદફનથી!"

ગુજરાતને એક ખૂણે એ કવિ જન્મ્યો ઉછર્યો અને વિલિન થયો; છતાં ગુજરાત તેની પુરે પુરી નોંધ પણ લેશે કે કેમ એ પણ શંકાસ્પદ છે! જો એ ગુલાબ બીજા કોઇ બગીચામાં ખીલ્યું હોત તો ગુન્દરણો, ઉમાશંકરો, બેટાઇઓ, કે ખબરદારોથી કરતાં ઓછું તો નજ ઉતરત!

ભાઇ "ફાની" યુવાવસ્થામાંજ અકાળે જન્નત નશીન થયા છે. ખુદા એમના કુટુંબને સબ્રે જમીલ અતા કરે અને મરહૂમને ગરીકે રહમત કરે! આમીન.

'ગુર્જરી આકાશનો તારો ખર્યો;
કોમની ફરીયાદ કરવા વિચર્યો!"

તંત્રી "સરેરા"



મરહૂમ ભાઇ "ફાની"

# રઝળતા આત્માની ડાયરીમાંથી

"શાકિર" ઉનીઆ.

બી. એ.

રઝળતા આત્મા ડાયરી લખતા હશે, એવું આ જમાનામાં ભાગ્યેજ કોઈ માને. છતાં જગતમાં ઘણા આત્મા ઇતિહાસને પાને ચઢ્યા વગરજ પોતાની જીવન-કહાણી લખી ગયા હોય એમ અદૃશ્ય થાય છે. એવીજ એક રઝળતા આત્માની ડાયરી મને મળી આવી. એમાં તેનું નામ ઠામ નો'તું, એમાં સ્વચ્છતા નો'તી. ક્યાંક શાહીથી લખેલું હતું, તો ક્યાંક પેન્સીલથી વળી ડાયરી પણ અપ-ટુ-ડેટ નો'તી.

ડાયરીમાં રઝળતા આત્માએ પોતાનો જીવન અનુભવ અજબ ઢંગમાં લખેલો હતો. એના લખાણ ઉપરથી સાફ જણાઈ આવતું કે એણે જીવન જોયું પણ છે, અને અનુભવ્યું પણ છે. એણે ઘણી કાળજીપૂર્વક પોતાને પોતાના લખાણમાં છુપાવી રાખ્યો હતો. એના લખાણ ઉપરથી એના વિષે કોઈ પણ ચોક્કસ અભિપ્રાય બાંધવો મુશ્કેલ છે. એક જગ્યાએ એ લખે છે.

"દરેક સભામાં સૌથી મોડા આવી, સૌથી આગળ બેસી કાંઈ પણ નહિ સમજનારને ગુલામ-પ્રજા જે માન આપે છે તેના કરતાં બીજો મહા અપરાધ મારી જાણમાં નથી."

વળી એક જગ્યાએ નહિ વાંચી શકાય એવા શબ્દોમાં એણે આવું કાંઈક લખેલું હતું:-

"મને પીછાની શકે એવા આત્માની મેં કદી શોધ કરીજ નથી. હું ઘણાંકને મળ્યો, ઘણાને ઓળખ્યા, પિછાન્યા, પણ......"

નિર્દોષ હાસ્યની ફિલસુફી વિષે એ લખે છેઃ-

"જીવનમાં એકજ વાર મેં નિર્દોષ હાસ્ય સાંભળેલું; તે દિવસ હું બગીચામાં રઝળી રહ્યો હતો. એક નાની બાળકી ફુલો સાથે રમી રહી હતી; એની આયા એના નાના ભાઈ સાથે એનાથી થોડે દૂર હતી વાદળી રંગના ફ્રોકમાં સજ્જ થએલી પેલી નાની બાળકી ગુલાબ સાથે લીલાછમ લોન ઉપર ઉભી હતી, આમ તેમ પતંગીયાંઓ ઉડતાં હતાં. એકાએક કોણ જાણે કેમ એ બાળકી જોરથી હસી. હું ચમક્યો, મને જાણે ભાસ થઇ આવ્યો કે કુદરત પણ કોઈક વેળા આમ હસી ખામોશ થઇ જતી હશે. કુદરતનું બાળક કુદરત સાથે હસે એના સિવાય નિર્દોષ હાસ્ય બીજે કશે શક્યજ નથી. એના ખીલખીલાટથી બગીચામાં એક ધીમી લહેર વાઇ ગઇ, અને સૌ ફુલો ડોલી ગયાં. કુદરતમાં હલનચલન ઉત્પન્ન કરી દે એજ નિર્દોષ હાસ્ય."

એ પછી તરતજ એ લખે છેઃ-

"નિર્દોષ, હસતી, કુદતી, ઉછળતી ખૂબસુરતી, જ્યારે વયમાં આવે છે, જ્યારે ખૂબસુરત દેખાવાનો પ્રયત્ન કરે છે; ત્યારે જગતમાંથી ખૂબસુરતીનો નાશ થાય છે; નિર્દોષ હાસ્ય કરનાર જ્યારે નિર્દોષ હસવાનો પ્રયત્ન માત્ર કરે; ત્યારે મને લાગે છે કે જગતમાં નિર્દોષતાના ખૂનીએ જન્મ લીધો છે"

એક જગ્યાએ એણે પોતાની મોટામાં મોટી અભિલાષા આમ ઝાહિર કરી છેઃ—

"મને સ્વર્ગ ન જોઇએ; મને તો પ્રભુ એટલુંજ આપે કે હું અને તે હરિયાળા લીલાછમ કયારામાં બેસીએ, અને અમારામાંથી કોઈને એનું ભાન નહિ રહે કે અમારા બે

સિવાય અમારી આસપાસ, કે આધે બીજું કોઈપણ છે; બસ અમો બેજ ત્રીજું કાંઈજ નહિ ! પોતે 'આખું' જીવન બેજ ચીજો પિછાન-વામાં કેવી રીતે ગાળ્યું તે આમ લખે છેઃ—

"મેં આખી ઝિન્દગી બેજ ચીજ પિછાન-વામાં ગાળી છે, એક તો આત્મામાં રહેલ પવિત્રતા અને બીજી આખી જીવનકથની કહી દેનાર બે શાંત આંખો."

કોઈ પૈસાદાર સાથેનો કડવો અનુભવ એની ડાયરીના એક પાના ઉપર આમ લખયો છેઃ—

"માલદારો જરૂરત વગરનાને, જરૂરત ન હોય ત્યારે કાંઈજ ન આપે. તમે એમને ત્યાં એક દિવસ પણ રહેવા ઇચ્છતા ન હોય, ત્યારે તમને મહીના સુધી રાખે; પણ જો એકાએક તમારે કમનસીબે એમને ત્યાં જરૂરત વખતે રહેવાનું થાય તો ભાગ્યેજ તમને એઓ સંઘરેઃ જેની પાસે એક પણ પૈસો નહિ હોય તેણે માલદારો સાથે કદી ફરવું જોઇએ નહિ !"

આશા નિરાશામાં ખૂબ અટવાયા પછી એ નોંધ લખે છેઃ—

"જગત એટલે આશા નિરાશાની ચકડોળ : આશા નિરાશામાં ઝોલા ખાતો આત્મા કેટલો સુંદર ! કેટલો અલૌકીક ! એની એક નાની શી આશા એટલે અનેક સૃષ્ટીનું સર્જન એનો એક નિરાશા એટલે અનેક સૃષ્ટીનું પ્રલય-કરણ ! મને તો લાગે છે કે આપણી આખી સૃષ્ટીજ આશા નિરાશાનું મેળું પરિણામ છે. જગતમાં આશા પ્રાણી કરતાં બીજી એક સુંદર વસ્તુ મેં દીઠી નથી. જ્યાં આશા-પ્રાણીજ જગતની મઝા મુકી છે. આશા નિરાશાની ચકડોળે બેસ્યા વિના જીવનનું મઝા સુખ મળવું મુશ્કેલ છે."

"જીવન-કીકીયારીઓ" એવા મથાળા હેઠળ એ રઝળતો આત્મા લખે છેઃ-"આશા નિરાશાના એરણ ઉપર ઘડાતા જીવનમાંથી જે અવાજ પેદા થાય છે તેજ જીવન કીકીયારીઃ જીવનમાં એકાદ આહ ! અને એકાદ "વાહ" ન હોય તો તે જીવન અધુરૂં સમજવું."

એ રઝળતા આત્માની ડાયરીમાં એવું ઘેલું ઘેલું ઘણું છે, હું એ બધું અત્યારે લખી વાંચકને તકલીફ દેવા માંગતો નથી. એ ડાયરીમાંનું એક છેલ્લું વાક્યઃ—

"ઘેલું બગીચાવાળું નિર્દોષ હાસ્ય સાંભળતો હોઉં, બાળકી કિલ્લોલ કરતી હોય અને એ આખા ચિત્રને દેખતાં દેખતાંજ મને એક એવી ઉંઘ આવી જાય કે પછી હું જાગતજ ન થાઉં કયામતમાં પણ નહિઃ બસ એજ મારી છેલ્લી આશા છે."

કોણ જાણે આવા કેટલાએ રઝળતા ફિલસુફો રખડી રઝળી પોતાનું જીવન પુરે કરતા હશે !

## મહેશભાઈ ફાની નું એક અપ્રગટ કાવ્ય.

બનાવીને મુખ કેમ સંતાય છે ?
અહીં મોતના દાવ મંડાય છે.
ચીરાઈ ગયા તાર દિલના તો શું,
કળી પણ ચીરાઈ સુમન થાય છે.
નથી જોઈ શકતું કોઈ દર્દે દિલ,
મસીહાની આંખો ફરી જાય છે.
સમર્પણ છે અય ચંદ્ર સૌંદર્ય પર,
સિતારા હસીને તૂટી જાય છે !
નિસાસા નિરાશા અને નાશ છે,
જીવન તોય જીવનતો કહેવાય છે.
શમી જાવ આંસુ ઉના આંખનાં,
પ્રણય અંત જાનજ જતાં થાય છે.
પધારો, છે દાગોથી દિલ બાગ બાગ,
વસંત આપની ચલું રજ થાય છે.
નથી ખરતાં ઝુલ્ફોથી જળ બિંદુઓ,
સિતારા વદન ચૂમવા થાય છે.
થશે એવું 'ફાની' કે જન્મ્યો નહો,
મરણથી તૂટે છ જે સરજાય છે !



# એક નાનકડી સંસ્થાની ઉજ્વળ કારકીર્દિ !

રાંદેરની એમ. એમ. પી. ઓલ્ડ બૉયઝ એસોસીએશન, એ ગુજરાતની તાલીમ સાથે દિલચસ્પી ધરાવનાર સંસ્થાઓ પૈકીની એક સંસ્થા છે. પીપરડીવાળા હાઇસ્કૂલ અને ફ્રી બોર્ડીંગ સોઝ-ગથી નામવરી પ્રાપ્ત કરનાર પીપરડીવાળા હોસ્ટેલ કે જેની કારકીર્દિ તો હિંદના ખૂણે ખૂણામાં વ્યાપિ રહી છેજ કારણ કે એ સંસ્થાને પ્રતાપે આજે મુસ્લિમ સમાજને અનેક મેજીસ્ટ્રેટો, વકીલો, સોલીસીટરો, ડોકટરો, એન્જીનીયરો, ઓડીટરો, એકાઉન્ટન્ટો, ગાર્ડો, સ્ટેશનમાસ્તરો, ટીકીટકલેક્ટરો, ઇન્સપેક્ટરો, કસ્ટમ ઓફીસરો, ઇન્કમટેક્ષ ઓફીસરો, પોસ્ટલ અને ટેલીગ્રાફ અમલદારો, પોલીસ અમલદારો વગેરે પ્રાપ્ત થયા છે.

ગુજરાતની દીની અને દુનયવી તાલીમમાં એ સંસ્થાએ સૌથી વધુ અગત્યનો ભાગ ભજવ્યો છે. એ સંસ્થામાંથી પારંગત થએલા અને કેળવણીનાં મીઠાં ફળ આરોગી સંસારમાં સફળ થએલા યુવકોએ પોતાના બીજા ગરીબ વિદ્યાર્થી બંધુઓને ઉચ્ચ કેળવણીમાં સહાયભૂત થવાજ એમ. એમ. પી. ઓલ્ડ બોયઝ એસોસીએશનની સ્થાપના રાંદેર ખાતે કરી છે.

કેળવણીના હિમાયતીઓ અને અનુભવીઓનું સુંદર સંચાલન હોઈ એ નાનકડી છતાં અનિવાર્ય સંસ્થા ધીમે ધીમે પણ મક્કમ પગલે આગળ વધી રહી છે. સંસ્થાની સ્કોલરશીપ અને બુકસ સ્કીમ આજે અનેક વિદ્યાર્થીઓને આશિર્વાદ સમાન નિવડી છે. ચાલુ વર્ષમાં તા. ૨૪-૧૨-૩૯ને રોજ એની બારમી વાર્ષિક સભા નવા ગ્રેજ્યુએટ જનાબ મોહમ્મદ યુસુફ હાંસીયા બી. એ. ના પ્રમુખસ્થાને મળી હતી. સભાનું કામકાજ સુંદર રીતે સફળતાથી પાર પડ્યું હતું. ચાલુ વરસમાં એ સંસ્થાએ ૬૩૦ રૂા ની રોકડ સ્કોલરશીપ પોતાના હસ્તક વહેંચી હતી અને બીજાં ફંડો મારફત અમુક અમુક વિદ્યાર્થીઓને અપાવી તે જુદી. બુકસનો લાભ પણ ઘણા કોલેજીયનોને અપાયો છે. વરસો વરસની જેમ આ સાલ પણ ગ્રેજ્યુએટોની સારી સંખ્યા એ સંસ્થાના મેમ્બરોમાંથી બહાર પડી છે. બી. એ., બી. એસ. સી., એમ. એ., અને એલ. એલ. બી. બનેલાઓની હારમાળામાં દિનપ્રતિદિન વૃદ્ધિ થતીજ જાય છે. એ કોમ માટે ફખ્ર લેવા યોગ્ય છે.

તેજ રાત્રે એમ. એમ. પી. હાઇસ્કૂલના વિદ્યાર્થીઓનું વાર્ષિક ગેધરીંગ હતું. પ્રમુખના કેળવણી પ્રત્યે પ્રોત્સાહ અર્પતા વિચારો અને સ્કૂલની પ્રગતિ માટેનો હેડમાસ્તરે વાંચેલો રિપોર્ટ સ્કૂલ તથા સંસ્થાની કારકિર્દિનાં ઉજવળ પ્રતિકરૂપ હતા. ગેધરીંગમાં વિદ્યાર્થીઓએ સારૂં કામ કરી બતાવ્યું હતું. ઇનામોની સંખ્યા પણ વિપુલ હતી. ગેધરીંગ પહેલાં બે દિવસ અગાઉ મજકૂર હાઇસ્કૂલનું સ્પોર્ટ ફંકશન પણ ઘણું શાનદાર રીતે ઉજવાયું હતું. તન અને મનની કેળવણીની પ્રગતિના પ્રતિકરૂપ અને બંને જલ્સાઓની સફળતા અનુભવી સંચાલકો અને શિક્ષકો તથા સ્કોલરોના અપૂર્વ ઉત્સાહને આભારી હતી. મુસલમાનો પોતાની ઝકાત ખેરાતનાં નાણાંને

યોગ્ય રસ્તે ખર્ચાતા ન હોય તો એમ. એમ. પી. એસ. બોમ્બે એસોસીએશનને ભૂલવા યોગ્ય નથી. દીન અને દુનિયામાં મુસ્લિમ યુવકોને સફળતાથી આગળ ધપાવનાર એ સંસ્થાના સંચાલનમાં અપાએલી તમારી એક એક પાઈ એક રૂપીયાની ગરજ સારશે. મુસલમાનો ફક્ત કેળવણી અને કેળવણી જ તમારા ઉદ્ધારનું સાધન છે અને તેને ધપાવનાર આવી સંસ્થાઓ કેળવણીના ધ્યેય વડેજ કોમને ઉજ્વળ બનાવે છે અને બનાવતી રહેશે। આમીન. [સંતંત્રી]



એમ. વાઈ. હાંસીયા બી. એ.
એમ. એમ. પી. એ. બો. એના માનવંતર પ્રમુખ.



# અંબર

"ઝારી" રાંદેરી
માલિક.
ધી રાંદેર યુનાની ફાર્મસી.

અંબર એક કીમતી અને અતિ ખુશબુદારી દવા છે અત્તરો અને ઔષધીઓમાં એનો ઉપયોગ થાય છે, એની ખુશ્બૂ કસ્તૂરી જેટલી તેજ નથી. કોઈપણ સુગંધીમાં અંબર મેળવવાથી તે સુગંધીમા એવી મધૂરી ખુશ્બૂ ઉત્પન્ન થાય છે કે જગતની કોઈપણ ખુશ્બૂ તેનો મુકાબલો કરી શકતી નથી. કોઈ સુગંધીને વધુ પાયદાર બનાવવા માટે થોડું અંબર મેળવવામાં આવે છે.

અંબર શી વસ્તુ છે? એની શી હકીકત છે? એ માટે ભિન્નભિન્ન મતો છે. અર્વાચીન કાળના યૂરોપના નિષ્ણાત નિપુણોનો મત છે કે અંબર વ્હેલ માછલીના આંતરડાઓમાં Phyectar macnocophalns નામની બીમારીના કારણે ઉત્પન્ન થાય છે. અને તેથી અંબર Pathological Prelud કહેવાય છે.

આ બીમારીના કારણે વ્હેલ ઘણીજ અશક્ત બનતાં કોઈવાર તેને ઘણી જોશભેર ઉલટી થાય છે. આ ઉલટી તેજ અંબર, અંબર શરીરમાંથી નીકળી જતાં મોકળી પુનરુજ્જીવન મળે છે અને તંદુરસ્ત થાય છે. કેટલીક વાર મૃત્યુ પણ પામે છે. આ મૃત-વ્હેલના શરીરને સમુદ્રના બીજા પ્રાણીઓ ભક્ષ કરી જાય છે. પણ અંબર જેમનું તેમ સલામત રહે છે. તે મૃત-શરીરથી છુટું પડતાં તરતું તરતું સમુદ્રની સપાટી ઉપર આવી પહોંચે છે. સમુદ્ર-યાત્રાના સહેલાણીઓ અને શોધકો એની શોધમાંજ હોય છે. નજરે પડતાં સત્વર સંગ્રહ કરવા ચૂકતાં નથી. જીવતી જાગતી વ્હેલનો શિકાર ખેલવો એ કાંઈ મામૂલી રમત નથી. વ્હેલનો શિકાર એટલે જાનનું સાટું કરવુંજ સમજવું. વ્હેલને કુદરતે એટલી બધી શક્તિ અર્પી છે કે તે પોતાની પૂછડીના એકજ ઝપાટા વડે લોખંડી વહાણને ઉંધું કરી શકે છે. એના શિકારમાં એક બે જાનના ભોગ તો શિકારીઓને આપવાજ પડે છે. કોઈવાર ભોગ ન લેવાય તે તો અપવાદજ ગણાય. આ જોખમથી દૂર રહેવા માટે શિકારીઓ બીમાર વ્હેલની શોધમાંજ રહેતા હોય છે અને બીજું કારણ તો એ છે કે બીમાર માછલીઓમાંથી વધુ પ્રમાણમાં અંબર મળી શકે છે. અને શિકાર પણ સહેલાઈથી થઈ શકે છે.

અંબરની આ ઉત્પત્તી વિષે કેટલાએક અર્વાચીન શોધકોનો ઉપર દર્શાવ્યા મુજબનો મત છે જ્યારે કેટલાએક એમ માને છે કે પ્રથમ વ્હેલ માછલી અંબરનો ખોરાક તરીકે ઉપયોગ કરતાં તેને આ બીમારી લાગુ પડે છે. પ્રાચિન શોધકો ભિન્ન ભિન્ન મત ધરાવે છે. તે પૈકી કેટલાએક નીચે મુજબ છે:—

૧. કેટલાએક શોધકોની માન્યતા છે કે અંબર એક જાતના પક્ષીનું મળ (અઘાર) છે જે માડાગાસ્કરમાં મોટા પ્રમાણમાં જોવામાં આવે છે. સમુદ્ર-કિનારે જંગલી ઝાડો ઉપર એ પક્ષીઓના માળાઓ હોય છે. મુસળધાર વરસાદ પડતાં આ ઝાડોની નીચે ભેગું થયેલ મળ પાણીમા વહીને સમુદ્રમાં ધસડાઈ જાય છે.

૨. કેટલાએક કહે છે કે અંબર એ એક જાતની ઝાકળ છે. જે સમુદ્રની સપાટી ઉપર અમુક સમય સુધી રહેવાથી જામીને બંધાઈ જાય છે અને મોજાઓની સાથે વહીને સમુદ્ર કીનારે મળી આવે છે.

૩. કેટલાએક કહે છે કે અંબર એક ખાસ જાતની મધમાખીનું મીણ છે. આ માખીઓ પર્વતોની ઉંચી અને ગગન ભેદી ટોચો ઉપરના ઉંચા વૃક્ષોની ઉંચી ડાળો ઉપર મધપૂડા બનાવે છે આ વૃક્ષો સુધી પહોંચવું મનુષ્યો માટે વિકટ કાર્ય છે. પર્વતો ઉપર જે સુવાસિત પુષ્પો હોય છે તેમાંથી વસંત ઋતુમાં આ મધપૂડાઓ તૈયાર થાય છે. વર્ષા ઋતુમાં આ મધપૂડાઓ ફાટીને પાણી સાથે સમુદ્રમાં વહી જાય છે. આ માન્યતાને પ્રાચિન હકીમોનો ટેકો મળે છે. અલામઃ ગાઝરુની પોતાના ગ્રંથ 'શર્ડ મુફરિદાને કાનૂન'માં આ મતને ટેકો આપતાં લખે છે કેઃ– "અંબર આગ અથવા ગરમ પાણીમાં ઓગળી જાય છે અને ઠંડીમાં જામી જાય છે. એ તેના મીણ હોવાની સ્પષ્ટ દલીલ છે." કેટલાએક તો કહે છે કે તાજું અંબર જ્યારે મળે છેઃ ત્યારે તેમાં અમુક પ્રમાણમાં મીઠાસ પણ હોય છે."

૪. કેટલાએક હકીમો અંબરને એક જાતના ઝાડનો ગુંદર પણ કહે છે સૂર્યના સખ્ત તાપથી ઝાડ ઉપરથી ઓગળી જમીન ઉપર આ ગુંદર એકઠો થઈ બંધાઈ જાય છે. વર્ષાઋતુમાં તે વહીને સમુદ્ર પ્રયાણ કરે છે.

૫. અંબર સમુદ્ર-ફીણ છે. અમુક સમયે સમુદ્રમાં એવો જોશ આવે છે જેથી એક પ્રકાર ઉત્પન્ન થઈ ફીણ તરી આવી જામી જાય છે.

૬. અંબર સમુદ્રની નીચેની સપાટીની જમીનમાંથી પ્રવાહી રૂપે નીકળે છે અને મોજાઓની થપેડો લાગવાથી જામી જાય છે તેથી કેટલાએક એને Mineral Matterમાં ગણે છે.—મોમીયાઈ, સિલાજીત, કેરોસીન વ૦ જમીનમાંથી નીકળે છે તે જાતમાં—આ મતને રૈપુર_રઈસ બૂ અલી સીનાનો પણ ટેકો છે. જર્મન કૈસરના શાહી હકીમ ન્યુમાન પણ લગભગ આ મતને મળતો મત પ્રદર્શીત કરે છે. તે અંબરને પ્રાણીઓમાંથી ઉત્પન્ન થતું Animal Product માનવાની ના પાડે છે. વ્હેલ માછલીના પેટમાંથી નીકળવાના કારણમાં માછલી તેને ખાવાથી બીમાર પડે છે; એમ તે દર્શાવે છે. તે લખે છે કે જમીનમાંથી ક્રુડ-ઑઇલ નીકળે છે તેવીજ રીતે સમુદ્ર તળીએની જમીનના છીદ્રોમાંથી અંબર પ્રવાહી રૂપે ઉત્પન્ન થાય છે. તેની સાબેતીમાં તે જણાવે છે કે અંબરમાં પરો બાઝેલાં છે અને પ્રથમ તે પ્રવાહી રૂપે હતું તેની આ દલીલ છે.

ઉપર દર્શાવેલ બધી દલીલો જોતાં એટલું તો માનવુંજ પડશે કે અંબર વ્હેલ માછલીના પેટમાંથી નીકળે છે. આફ્રિકામાં આ માછલીનો શિકાર ઘણાજ ભારી બંદોબસ્ત સાથે કરવામાં આવે છે, અને આ માછલીઓના પેટમાંથીજ અંબર ઘણા મ્હોટા પ્રમાણમાં શિકારીઓને મળી આવે છે.

અંબર મ્હોટા ભાગે બ્રાઝિલ, આફ્રિકાના સમુદ્ર કિનારાઓ ઉપરથી, અથવા સમુદ્રના વહેણમાં તરતું અથવા વ્હેલ માછલીના પેટમાંથી ન્હાના મ્હોટા ગાંગડા રૂપે મળી આવે છે. આ ગાંગડાઓનું વજન અધોળથી લઈ રતલો સુધીનું હોય છે. એકવાર એક ડચ સ્ટીમર ને ૧૨૮ રતલનો એક ગાંગડો મળ્યો હતો જેના ૧૧૫૪૦૦ ફ્લોરિન ઉપજ્યા હતા. અંબરનું વજન હલકું હોય છે. તેને બાળતાં સુગંધ આપે છે અને ચાવવાથી નરમ લાગે છે. અને દાંતોમાં વળગી જાય છે. એમાં ઘણી જાતો હોય છે, સાફ સ્વચ્છ જેમાં કંઈક નામનો રંગ હોય તે અંબર અંશહબ કહેવાય છે. ગોળમટોળ ગાંગડાને શમામા કહે છે.

મુશરિકોને જે નજીસ કહેવામાં આવ્યા છે તેથી મતલબ-નજીસુલ એન (શરીર સુદ્ધાં નાપાક) નથી બલ્કે તેઓના બુરા અકીદહ (કુફ્ર, શિર્ક)ના કારણે બાતિની નજાસત એટલે દિલની નાપાકી મુરાદ છે. એ બાબત હદીસોથી પુરવાર થાય છે. માટે આયતથી નજાસતે હકીકી (દેખીતી) સમજવું ભૂલ ભરેલું છે. (તફસીરે રહમાની ભાગ ૧-પાનું ૯૭) અને બાતિની (દિલની છુપી) નજાસતથી માણસ અપવીત્ર થતો નથી. જેથી હિંદુઓના હાથનું ખાવું પીવું દુરસ્ત છે. હા, જો કોઈ એમ સમજી તેઓના હાથનું ખાય નહિ કે અમે પવિત્ર હોવા છતાં અમને તેઓ નીચ સમજી અમારાથી છુતહાત (આભડ છેટ) રાખે છે, તો એ ગેરતને લઈ અમને પણ તેઓથી એવીજ વર્તણુંક રાખવી જોઈએ, તો એ જુદી વાત છે.

સવાલ-વ્યાજ અને લાંચ રિશ્વત લેનારને ઘેર દીનદાર મુસલમાનને ખાવું, તેમ તેને ઘેર નોકરી કરવી જાએઝ છે યા નહિ ?

જવાબ-જો તેનો હલાલ કમાઈનો માલ વધુ હોય તો તેને ત્યાં ખાવું, પીવું, ને નોકરી કરવી દુરસ્ત છે. અને જો હરામ માલ વધુ હોય તો દુરસ્ત નથી, પરંતુ જ્યારે ખાત્રીપૂર્વક માલુમ પડે કે આ ખાણું અથવા આ પગાર ખાસ હલાલ માલમાંથીજ છે, ત્યારે દુરસ્ત થશે. (મજમૂઅહ ફતાવા.)

સવાલ-દિવાળીના દિવસે મુસલમાનોને પાન સોપારી ખાવા માટે નિમંત્રણે છે. ત્યાં જઈ મુસલમાનને (હિંદુઓને ત્યાં) ફળ, ફળાદિ, પાન સોપારી ખાવામાં કંઈ વાંધો છે કે નહિ ?

જવાબ-હોળી, દિવાળીના દિવસે મુસલમાનોએ હિંદુઓને ઘેર જઈ તેઓના તહેવારની રોનક વધારવી ન જોઈએ. હા, સંબંધ હોવાના કારણે જો હિંદુ ખાવા પીવાની કોઈ વસ્તુ કોઈ મુસલમાનને ભેટ સોગાત તરીકે આપે તો તે લઈ ખાવું જાએઝ છે. (મજમુ અતુલ ફતાવા)

સવાલ-પાંચ આંગળીએ ખાવું સુન્નત છે અથવા ત્રણ આંગળીએ ? હદીસના હવાલા સાથે લખી જણાવશો.

જવાબ-ત્રણ આંગળીથી ખાવું સુન્નત છે. હઝરત કઅબ બિન માલિક રદિ૦ રિવાયત કરે છે, હઝરત રસૂલે ખુદા સલ૦ ત્રણ આંગળીથી ખાતા હતા. અને ખાવા પછી ત્રણે આંગળીઓ ચાટી લેતા હતા. (શમાએલે તિર્મિઝી)

સવાલ-ઓરતો અતર, ખુશબો લગાડી શકે છે ?

જવાબ-ઓરતોને અતર તેમજ બીજી કોઈ ખુશબો લગાડવું જાએઝ છે. પરંતુ જે અતરની ખુશબો ફેલાતી હોય તેવું અતર લગાડી બહાર નીકળવું મના છે.

સવાલ-માકણને મારવા માટે ગરમ પાણી પલંગ ઉપરે નાખવું જાએઝ છે કે નહિ ?

જવાબ-જો માકણ હાથથી અથવા બીજી કોઈપણ વસ્તુ વડે કોઈપણ પ્રકારે મારી શકાતા હોય, તો તેને ગરમ પાણી નાખી મારવું જાએઝ નથી. હા, જો પલંગની તડોમાં ઘુસી રહ્યા હોય, જેને મારી શકાય તેમ ન હોય, ત્યારે લાચારીએ ગરમ પાણી રેડવું જાએઝ છે. (ઉમિદાતુલ ફતાવા.)

સવાલ-એક દીનદાર ભાઈને ત્યાં ઇસ્લામી મઝહબના દસ માણસ નોકર તરીકે કામ કરતા હોય. અને તે માણસે ગેર મઝહબની ઓરત રખાત તરીકે રાખેલી હોય, અને તેના ઘરમાં (નિકાહ વગર) આવવા પછી પણ બૌદ્ધ ધર્મ પાળતી હોય, તેણીના હાથનું પકાવેલું ખાણું ખાવું નોકરોને તેમજ બીજાઓને ખાવું જાએઝ છે અથવા નહિ ?

જવાબ-કોઈપણ ધર્મની ઓરત રખાત તરીકે વગર નિકાહે ઘરમાં રાખી તેની સાથે સોહબત કરશે, તો તે વ્યભિચાર કહેવાશે. અને વ્યભિચારને કુર્આન શરીફમાં અલ્લાહતઆલાએ ઘણું બુરૂ કામ ફરમાવ્યું છે. અને એવા કામ માટે કુર્આન તથા હદીસમાં મહાન અઝાબની

શિક્ષા બયાન ફરમાવી છે.

એ.ા માણસને ત્યાં નોકરી કરવી અથવા ખાવું તો દુરસ્ત છે. પણ એથી બચવું સારૂં છે. અને જાહેરી સફાઈ અને બદનની સ્વચ્છતા સાથે કોઇ પણ માણસના હાથનું પકાવેલું હોય તે ખાવામાં વાંધો નથી.

સવાલ–મોહર્રમમાં જ્યાં મૌલુદ શરીફના બાદ માતમ કરવામાં આવે છે, ત્યાં જો નાનું બચ્ચું જાઇ ચડે અને તેને નાનખટાઇ અથવા ખાજા જે કંઇ વહેંચે, તે આપે તો એ બચ્ચાને ખાવું હુકમ છે કે નહિ?

જવાબ–માતમની મજલિસ શરીઅત વિરૂદ્ધ છે. એમાં ભાગ લેવો અથવા પોતાની ઔલાદને મોકલવું હરામ છે. નાના બાળકોને પણ એવી શરઅ શરીફના વિરૂદ્ધની મજલિસમાં જવાથી રોકવું જોઇએ તે છતાં જો કોઈ નાનું બચ્ચું બેસમજ હોવાને લીધે માતમની મજલિસમાં જઈ પહોંચ્યું અને ત્યાંથી મળેલી શીરીની ખાઇ ગયું તો કંઈ વાંધો નથી. પણ પોતાની રીતે તેને ખાવા દેવી નહિ. ખુદા વધુ જાણનાર છે.

સવાલ–યુરોપથી પેક ડબ્બાઓમાં જેલી આવે છે, તેને પકાવી ખાવું કે નહિ?

જવાબ–યુરોપથી જેલી બનાવવાનો પાઉડર કે ટીકડીઓ આવે છે, તે જાએઝ નથી. એ વિષે તહકીક કરતાં જણાયુ, કે એ જાનવરોના પાયામાંથી બનાવવામાં આવે છે. અને યુરોપવાળા જાનવરોને હલાલ કરતા નથી. એ ઉપરાંત તેઓ હરામ જાનવરોને પણ ખાય છે, તો કદાચ તેવા જાનવરથી પણ બનાવતા હોય. મતલબ કે યુરોપની દરેક વસ્તુ શક પડતીજ છે માટે મુસલમાનોએ ત્યાંની ચીજોથી બચવું જરૂરી છે. આપણા ત્યાં ઘરોમાં પાયામાંથી તાજી જેલી બનાવવામાં આવે છે, તે વાંધા વગર ખાવી જાએઝ છે. અને તે ખાવામાં પણ ઘણી મજાદાર અને સ્વાદિષ્ટ થાય છે.

સવાલ–દાઢી રંગવી દુરસ્ત છે કે નહિ? દુરસ્ત હોય તો કેવી રંગવી જોઈએ?

જવાબ–ખાલિસ કાળા ખિઝાબ સિવાય લાલ, લીલો ખિઝાબ કરવો દુરસ્ત બલ્કે મુસતહબ છે. અને ખિઝાબ ન કરતાં દાઢી સફેદ રહેવા દેવી પણ જાએઝ છે. અને તદ્દન કાળો ખિઝાબ કરવો મના અને કબીરહ ગુનાહ છે. એ વિષે હદીસ શરીફમાં સખત વઈદ આવી છે. (કાઝીખાન)

સવાલ–એક માણસે સોનાની વીંટી પહેરી તેના મિત્રે કહ્યું, સોનાની અંગુઠી પહેરવી હરામ છે. પણ તે મિત્રના હાથમાં લોખંડનું છલ્લું હતું. તેથી તેણે તેને કહ્યું આ લોખંડનું છલ્લું પહેરવું પણ હરામ છે. તો શરીઅતને ઇસ્લામમાં લોખંડની વસ્તુ પહેરવા માટે શું હુકમ છે? તે દલીલ સાથે બયાન કરશો.

જવાબ–પાક શરીઅતે ઇસ્લામથી પુરૂષો માટે સોનું પહેરવું અને ઓરત, મરદ દરેકને માટે લોખંડની વસ્તુ પહેરવી જાએઝ નથી. રસૂલુલ્લાહ સલ્લ૦ એ એક માણસને જોયો કે તેના હાથમાં સોનાની વીંટી હતી. આપે (સ૦) ફરમાવ્યું, એને કાઢી નાખ તો તેણે તેને કાઢી નાખીને લોખંડનો છલ્લો પહેરી લીધો તો આપે (સલ્લ૦) ફરમાવ્યું, એને પણ કાઢી નાખ. એ તેનાથી વધુ બુરૂં છે, કારણ કે એ દોઝખીઓનું ઝેવર છે. (નિસાઇશ ઇબ્નેસાઇ)

સવાલ–મુસલમાન ઓરતો પોતાના સંબંધીઓનો પરદો કરે અને પારકા માણસો એટલે જે કોઈ પીર ફકીર અથવા બીજા ધર્મના કોઈ સાધુ સાથે છૂટથી વાતચીત કરે તો એના માટે મઝહબે ઇસ્લામનો શું ફરમાન છે?

જવાબ–ના મહરમ એટલે શરીઅતના રૂએ જેના સાથે નિકાહ કોઈ પણ વખતે થઈ શકે તેનાથી પરદો કરવો ફર્ઝ છે. પછી તે સગો વહાલો હોય કે ન હોય. એથી સાફ રીતે સિદ્ધ થયુ કે ગેર મુસ્લિમથી તો જરૂર પરદો કરવો જોઇએ. નહિતર સખત ગુનેહગાર થશે. કુર્આન અને હદીસથી પરદાની પરહેજ તાકીદ સાબિત છે

# મોહિની પ્યાસ

(પાદરીની પ્રેમદાની અદ્દભૂત કથા.)

અમારી રસભર ચાલુ વાર્તા

ભાષાન્તરકારઃ—

'તુરાબ'

[ ગતાંકથી ચાલુ ]

બરાબર તેને મારી પાસે ઉપર લઈ આવી ત્યારે હું સુવા જવાની તૈયારીમાં હતો. આવનારે મને જણાવ્યું કે, તેની શેઠાણી બહુ મોટા ઘરની સન્નારી હતી. અને તે મરણપથારીએ પડી હતી. તેની અંતિમ ઘડીએ તે પાદરીને મળવા ઇચ્છતી હતી. મેં તરતજ કહ્યું:—

"હું ચાલવાને તૈયાર છું."

આખરી ક્રિયા માટે જોઈતી વસ્તુઓ સાથે લઇ હું ઝડપથી નીચે ઉતર્યો.

રાત્રિ જેટલા કાળા બે ઘોડા પગો વડે ભૂમિ ખૂંદતા દરવાજા પર ઉભા હતા. તેમનાં મ્હોડાં-માંથી ફીણ નીકળતું હતું. અશ્વોની કાળી ગ્રીવા પર વહેતી શ્વેત ફીણની ધારા દરિયાનાં મોજાંનો ભાસ કરાવતી હતી.

આગંતુકે મારા માટે લગામ પકડી રાખી મને એક ઘોડા પર સ્વાર થવામાં સહાય કરી અને પછી પોતે જીનને પકડી બીજા ઘોડા પર છલાંગ મારી બેસી ગયો. લગામ ઢીલી મૂકી ઘોડાને એડી મારતાં તે તીરની જેમ દોડયા મારા અશ્વની લગામ પણ તેનાજ હાથમાં હોવાથી મારો ઘોડો પણ તેના ઘોડાની જોડે પુરપાટ દોડવા લાગ્યો.

અમે વાયુમાં ઉડયા જતા હતા. જમીન અમારી નીચેથી સરી જતી. વૃક્ષોની હારમાળા અમારી સામેથી ભાગતા લશ્કરની જેમ નાસી જતી. ઘટાદાર ઝાડીપાળાને અંધકારમય જંગલ-માંથી અમે પસાર થઈ રહ્યા હતા. મારા વહેમી હૃદયમાં ભયના ભૂતો તાંડવ કરતાં.

પત્થરો સાથે ઘોડાની ખરીઓનાં ઘર્ષણથી તણખા ઝરતા અને અમારી પુંઠે દોડતી આવતી આગનો ભાસ કરાવતા મને ને મારા ભોમિયાને રાત્રિના તે સમયે વિકટ જંગલમાંથી પસાર થતાં કોઇએ જોયા હોત તો અમને ખ્વાબી દુનિયાંના ભૂતિયા ઘોડેસ્વારો માની લીધા હોત.

બીનાથવાળી જગ્યાએ અમારાં માર્ગમાં આગિયા ઝગમગતા. વૃક્ષોની બખોલમાંથી ઘુવડ બોલતાં ઝાડીઓમાંથી જંગલી બિલાડીઓની આંખોમાંથી વીજળી જેવી તેજરેખાઓ ચમકતી.

અમારા અશ્વોની લાંબી કાળી યાળ વધારે ને વધારે ગતિથી લહેરાતી હતી. તેમનાં શરીરમાંથી પાણીની જેમ પરસેવો પડતો હતો. તેમનાં નસ્કોરામાથી ગરમ વરાળ વછુટતી હતી. અશ્વો સહેજ પણ ધીમા પડતા, તો મારો માર્ગદર્શક ગળામાંથી એક પ્રકારનો ઘોઘરો અવાજ કરતો ને ઘોડા પાછા વિદ્યુત વેગે દોડતા મારા ભોમિયાના અવાજ જેવો માનવનો અવાજ મેં કદાપિ સાંભળ્યો નથી.

આખરે આ વંટોળિયો ધીમો પડયો. તિમિરતાને ભેદતી થોડી પ્રકાશ રેખાઓ ચમકી લોઢાના રસ્તા પર ઘોડાની નાલ અથડવાનો અવાજ સંભળાવા લાગ્યો, અને બે વિશાળ મિનારાની વચ્ચેના, જેઓમાં ફાટતાં હોય એવા ઘુમટવાળા માર્ગમાંથી અમે અંદર દાખલ થયા.

કિલ્લામાં શોરબકોર મચી રહ્યો હતો ચાકરો હાથમાં મોટી મોટી મશાલ લઈ ચોતરફ ચારે દિશામાં ફરતાં દેખાતાં હતાં. પ્રકાશના ભડકા ઉપર ચઢતા હતા ને બીજા નીચે ઉત-રતા હતા ને મોટા મોટા થાંભલા ને લાંબી લંબી સીડીઓથી બાંધકામની વિશાળતાનો આછો પરિચય આપતા હતા. રાજવંશી ને તરંગી કમા-મનાળી આ ઇમારત હતી.

કચેરીમોન્ડીની પોકેટબુક લઈ આવનાર પેલો

હબશી ગુલામ અમને ઘોડા પરથી ઉતારવાને આવ્યો.

ઘરનો કારભારી–Majordomo અમને સામો મળવા આવ્યો. કાળી મખમલના પોશાક ને ગળામાં સોનાની સાંકળી તેણે પહેર્યાં હતાં. તેના હાથમાં હાથીદાંતની લાકડી હતી. તેની આંખોમાંથી આંસુ ટપકતાં હતાં આંસુ ગાલપરથી સરીને તેની ધોળી દાઢીને ભીંજવતાં માથું ધુણાવતાં તેણે કહ્યું :—

"બહુ મોડું થયું! પાદરી સાહેબ, બહુ મોડું થયું! આત્માને તમે ઉગારી શક્યા નહિ; તમે ઉગારી શક્યા નહિ, હવે આવો ને તેના ખાલી ખોળિયાની સંભાળ લ્યો."

મારો હાથ ઝાલી લાશવાળા ઓરડામાં તે મને લઈ ગયો. તેના જેટલોજ હું પણ ચોધાર રોયો. આ લાશ અન્ય કોઈ સ્ત્રીની નહિ પણ આટલા ઉમળકાથી ને પાગલપણે ચાહનાર ક્લેરીમોન્ડીની હતી!

મર્હુમાના આત્મની શાન્તિ કરવા માટે બાઈબલ] વાંચન કરવા તેની મૃત્યુશૈયા પાસે હળવો મેજ મૂકવામાં આવ્યો.

કાંસાની વાટકીમાં મૂકેલી દીવી બળી રહી હતી. વાયુના હીલોળાથી જલમૂક થતા તેના આછા ભૂરા પ્રકાશમાં પણ ઓરડામાંનું ઘણું ફર્નીચર ધ્યાન ખેંચ્યા વગર રહેતું નહોતું. ટેબલ પર પડેલી રૂપાની ફૂલદાનમાં એક કરમાયલું સફેદ ગુલાબ પડ્યું હતું. સુવાસિત આંસુની જેમ તેની બધી પાંદડીઓ ફુલદાન પાસે વેરાયલી પડી હતી. કેવળ એકજ પાંદડી હજી તેની શાખાને વળગી રહી હતી. ફાટેલો નિકાબ, પંખો, દરેક જાતના વેશની કપડાં ખુરશીઓ પર અવ્યવસ્થિત રીતે પડ્યાં હતાં. આ વિલાસી મહેલમાં મૃત્યુ અણધાર્યું અને ગાફેલ ચિંતવ્યું આવ્યું હતું!

બિછાના પર દૃષ્ટિ નાખવાની હિંમત કર્યા વિના હું ઘૂંટણે પડ્યો અને ઉત્સાહથી પ્રાર્થના ભણવા લાગ્યો. મારા અને આ સ્ત્રી વચ્ચેના મારા વિચાર વચ્ચે કબરનું આવરણ મૂકવા માટે હું પરમેશ્વરનો પાડ માનતો હતો. હવે મારી પ્રાર્થનામાં મૃત્યુએ પાવન કરેલું એનું નામ હું નિઃસંકોચ લઈ શકીશ!

ધીમે ધીમે મારો ઉત્સાહ ઓસરવા લાગ્યો. મારા વિચારો ભમવા લાગ્યા. મૃત્યુશૈયાને અનુકૂળ વાતાવરણ ઓરડામાં નહોતું. કપુર ને લાશમાં ભરવાનાં અન્ય વસાણાંની સોડમવાળા ઓરડાને બદલે ત્યાં વિષયવાસનાને ઉશ્કેરે એવી અત્તરોની ખુશબુ અને એક પ્રકારની અવર્ણનીય સ્ત્રી ઉપયોગી પ્રેમોત્તેજક સુવાસ વાયુમાં પ્રસરી રહી હતી. હાથ પાસે રાત્રે જલતી આછી દીવીની પીળી પ્રકાશરેખાઓને બદલે ત્યાં વિલાસની ઘડીએ આનંદમાં વિતાવવા માટે અનુરૂપ અચ્છાદક કર્યું હોય એવો ભાસ થતો હતો.

ક્લેરીમોન્ડીને સદા કાળ માટે હું ખોઈ રહ્યો હતો; ત્યારે આવા અજબ સંજોગોમાં મને તેનો ભેટો થયો, એ હું વિચારી રહ્યો હતો, અને મારા દિલમાંથી દર્દભરી ધીમી આહ નીકળી ગઈ. મારી પાછળ પણ કોઈએ નિશ્વાસ નાખ્યો હોય એવો મને અણસારો થયો અને સહસા મેં પાછળ ફરી જોયું તો બીજું કોઈ નહોતું; મારી આહનો તે કેવળ પડઘો હતો. મુખ પાછું ફેરવતાં મારી નજર મરણપથારી પર પડી. અત્યાર વેર તે તરફ જોવાનું સાહસ મેં નહોતું કર્યું.

ફૂલ ને સોનેરી જરીથી ભરેલી લાલ રંગની રેશમી મચ્છરદાનીની પાછળ ક્લેરીમોન્ડી જાણે સુઈ રહી હોય, તેમ છાતીએ હાથ મૂકી પડી હતી. વિમલ ધોળી ચાદર તેને ઓઢાડવામાં આવી હતી. પરદાના ઘેરા જાંબુડ રંગના કારણે ચાદરનો ધોળો રંગ વધારે ધોળો દેખાતો હતો. ચાદરનું કપડું એટલું મુલાયમ ને ઝીણું હતું કે તેમાંથી તેના શરીરનું સૌંદર્ય દેખાતું હતું. તેનું રૂપ, તેનું છબીદાર શરીર અને તેની હંસ જેવી ગરદનને મૃત્યુ પણ નષ્ટ કરી શક્યું નહોતું. ક્લેરીમોન્ડી

શાન્તિથી સૂતી હતી. જાણે કોઇ રાણીની કબર માટે નિષ્ણાત શિલ્પીએ તૈયાર કરેલું સંગે મરમરનું પુતળું! વરસતા બરફમાં ચણેલી સુંદરી!

હું વધુ સમય લગી સંયમ રાખી શક્યો નહિ. ત્યાંના વાતાવરણે મને નશો ચઢાવ્યો હતો. અર્ધ કરમાયલા ગુલાબની સુવાસ મારા મગજમાં પેસી ગઈ હતી. પિંજરમાં પુરાયલા સિંહની જેમ હું ઓરડામાં આમથી તેમ આંટા મારવા લાગ્યો. ક્લેરીમોન્ડીની શૈયા પાસે આવતો ત્યારે તેના સૌંદર્યનું અમી મારી આંખોમાં સીંચતા હું પળવાર ત્યાં થોભતો પાછો ફરતો, પાછો થોભતો વિચિત્ર વિચારો મારા મગજમાં ઘોળાયા કરતા હતા. ક્લેરીમોન્ડી મૃત્યુ નથી પામી, એવી મેં અસંભવિત કલ્પના કરી. મને કિલ્લામાં બોલાવીને મારા પ્રતિનો પ્રેમ પ્રદર્શિત કરવા માટે રચેલો તેનો આ કેવળ સ્વાંગ તો નહિ હોય! ધોળી ચાદરમાં તેનો પગ હાલતો હોય અને તે પાસું બદલતી હોય એવો પળવાર મને ભાસ પણ થયો!

પછી મેં સ્વગત કહ્યું:—

"શું ખરેખર આ ક્લેરીમોન્ડી છે? મારી કને તેના શા પુરાવા છે? પેલો કાળો ગુલામ આ કોઈ બીજી સ્ત્રીની ચાકરીમાં તો રહ્યો નહિ હોય? છટ! આમ વ્યાકુળ થવું એ પાગલપણું છે."

પરન્તુ મારા ધડકતા હૃદયે પ્રતિઉત્તર વાળ્યો—

"આ પેલીજ છે, આ પેલીજ સ્ત્રી છે!"

હું ફરી શૈયા પાસે ગયો અને મારી પુરી ખાતરી કરવાને મેં તેને લક્ષપૂર્વક નીરખી.

હા, તે ક્લેરીમોન્ડીજ હતી!

મૃત્યુના ઓળાથી નિર્મળને પાવન બનેલું તેવું સુંદર, છબીદાર શરીર મારા હૃદયમાં અગમ્ય લાગણી ઉપજાવી રહ્યું હતું. તે ઉંઘમાં સૂતી હોય એવુંજ લાગતું હતું. મૃત્યુક્રિયા ઉકેલાવવાને હું આવ્યો હતો એ હું સાવ ભૂલીજ ગયો અને લજ્જાથી પોતાનું સુંદર મુખડું ઘુંઘટમાં છુપાવતી, નવવધુના ઓરડામાં જતા વર મેં મને કલ્પી લીધો.

શોકથી બળતો, આનંદથી ઘેલો થતો, ભયને હર્ષની મિશ્રિત લાગણીથી ધ્રુજતો ધ્રુજતો હું નીચે નમ્યો અને ચાદરના એક ખુણાને મેં ઝાલી લીધો. તે જાગી નહિ જાય એ ભયથી મારો શ્વાસ રોકીને બહુજ ધીમેથી મેં ચાદર ઉંચકી. મારૂં હૃદય ઝડપથી ધબકારા લેતું હતું અને ઘુઘવાતા સાગર જેવા અવાજ મારા કાનોમાં ગુંજી રહ્યો હતો. આરસની મોટી શિલા મેં ઉંચકી હોય તેમ મારૂં કપાળ પરસેવાથી રેબઝેબ થઇ ગયું.

તે ક્લેરીમોન્ડીજ હતી—મારી દીક્ષાને દિવસે જોઈ હતી આબેહૂબ તેવીજ! તેટલીજ આકર્ષક! મૃત્યુના લાડથી તેના નાઝો અંદાઝની એક વધુ કલાકળી ખીલી હતી.

તેના ગાલોનો ફીકો રંગ, વધુ ઘેરાં બનેલાં ગુલાબ જેવા તેના હોઠ અને તેના મુખની શ્વેતતાની ભૂરી કિનાર જેવાં તેના હળી પડેલાં લાંબા પાંપણો તેની મુખમુદ્રામાં શોકાન્ત સતીત્વ ને મૂક વેદનાની રેખાઓ પુરતાં હતાં અને તેમાં અવર્ણનીય આકર્ષણ હતું. તેના છૂટા વાળમાં હજી પણ થોડાં નાનાં આસમાની ફુલ ગૂંથાયલાં પડ્યાં હતાં. તેના ભરાવદાર વાળ તકિયાની ગરજ સારતા હતા અને તેના નગ્ન ખભાને ઢાંકતા હતા. તેના પાક ને પારદર્શક હાથો મૂંગી પ્રાર્થના કરી રહ્યા હોય તેમ સંપુટની જેમ જોડાયલા પડ્યા હતા. આ દ્રષ્ય વિષય લાલસાને ટાઢી કરી દે તેવું હતું! આરસપાણ જેવા તેના ધોળા હાથ પરથી મોતીની ચૂડીઓ પણ ઉતારવામાં આવી નહોતી.

અલ્પ સમય લગી તો હું વિચારમગ્ન બેસી રહ્યો. ક્લેરીમોન્ડીને વધુને વધુ જોતા તેમ તેના સુંદર ખોળિયામાંથી પ્રાણપંખેરું ઉડી ગયું છે એ હું માની શકતો નહિ.

તે ભ્રમ હતો કે દીવાનો ઓળો, એ હું જાણતો નથી, પણ તેના મુખની ફીકાશમાં

ધીમે ધીમે રંગ પૂરાતો હોય એવું મને જણાવા લાગ્યું. ધીમેથી મેં તેના હાથને સ્પર્શ કર્યો. તે ટાઢો હતો; પણ દેવળમાં મારા હાથને સ્પર્શનાર હાથથી તો વધારે ટાઢો નહોતો.

ફરી પાછો હું મારી જગ્યાએ આવી બેઠો. મારું મુખ તેના મુખ પર ઝૂકેલું હતું અને મારી આંખમાંથી સરી જતાં ઊનાં ઊનાં આંસુ તેના મુખ ગુલાબ પર ઝાકળ બિન્દુઓની જેમ ટપકતાં હતાં. નિરાશા ને નિરાધારીની ભાવના હું અનુભવી રહ્યો હતો. તેની મૃત્યુશૈયાએ પ્રાર્થના ભણવાનું કામ મારા માટે બહુ કષ્ટમય હતું. મારા વશની વાત હોત તો મારા ખોળિયામાં પ્રજળતો પ્રાણ કહાડી લઈ તેના ટાઢા પડેલા શરીરમાં રેડી દેત.

રાત વધી રહી હતી અને સદા કાળના વિયોગની ઘડી નજદીક ઢૂંકતી આવી રહી હતી મારાથી હવે રહેવાયું નહિ. મારી પ્રેમ ભિખારણના મૃત હોઠને ચુંબન ભરવાનો આખરી ને અપૂર્વ આહ્લાદ હું જતો કરી શક્યો નહિ:

અરે! આ શું? આ કેવો ચમત્કાર!

મારા શ્વાસમાં તેનો મંદ શ્વાસ મળ્યો. ક્લેરીમોન્ડીના અધરામૃત તરસ્યા હોઠ પણ ચુમ્બન માટે ઝણઝણ્યા. તેની આંખો ઉઘડી; સહેજ ચમકી, તેણે આહ ભરી અને કમલની જેમ પોતાના હાથ ઉપાડી તે તેણે મારા ગળામાં પરોવ્યા. અકથ્ય આનંદ તેની આંખોમાં છલકી રહ્યો હતો.

"હાશ! તમે છો, રોમોલ્ડ," તેના મુખની વીણા વાગી "તમે ક્યાં હતા? તમારી વાટ જોતાં જોતાં તો હું મૃત્યુ પામી. પણ હવે આપણે લગ્નનો કરાર પાળ્યો છે એટલે હું તમને મળી શકીશ, હું તમને મળવા આવીશ. હાલ તો ખુદા હાફિઝ, રોમોલ્ડ, ખુદા હાફિઝ! હું તમને ચાહું છું એટલું જ હું તમને કહેવા માંગું છું. તમારા અમૃતભર્યા ચુમ્બનથી તમે મને જે નવજીવન આપ્યું છે તે હું તમને અર્પું છું. હમણાં તો ખુદા હાફિઝ!"

ક્લેરીમોન્ડીનું માથું નીચે ઢળી પડ્યું. પણ જાણે મને પોતાની સંગાથે રાખવા માગતી હોય તેમ તેણે મને બાથ ભીડાવી રાખી.

બારીમાંથી વાયુનો સુસવાટો જોરથી ઓરડામાં ધૂસ્યો. ડાખળીને વળગી રહેલા પેલા સફેદ ગુલાબની છેલ્લી પાંદડી પાંખની જેમ પળવાર ફરીફરી અને પછી તૂટીને ઉડાડી બારીમાંથી બહાર ઉડી ગઈ; ક્લેરીમોન્ડીના પ્રાણને સાથે લેતી ગઈ. દીવો ઓલવાઈ ગયો. હું ખૂબસુરત લાશની છાતી પર બેભાન થઈને પડી ગયો.

મને શુદ્ધિ આવી ત્યારે હું મારા પાદરીવાડના ઓરડામાંના બિછાના પર પડ્યો હતો. મારા પૂર્વગામી પાદરીનો બુઢ્ઢો કુતરો ધાબળીની બહાર લટકતો મારો હાથ ચાટી રહ્યો હતો. ઉત્તરાવસ્થાએ પુગેલી બારબરા ધ્રુજતે શરીરે દોડધામ કરી રહી હતી. ઓરડામાં અહીંથી તહીં તે ભયભીત બની ભાગી રહી હતી. ખાનાંઓ ખોલતી ને બંધ કરતી. પ્યાલામાં પુડીકાઓ હલાવતી. મારી આંખ ઉઘડેલી જોતાં આ ભલી ઘરડી બાઈ આનંદમાં પોકારી ઉઠી. બુઢ્ઢો કુતરો ભસવા લાગ્યો, પૂછડી પટપટાવવા લાગ્યો. પણ હું એટલો અશક્ત થઈ ગયો હતો કે, એક શબ્દ પણ હું ઉચ્ચારી શક્યો નહિ, હાલીચાલી પણ શક્યો નહિ.

આ બેશુદ્ધિની હાલતમાં હું ત્રણ દિવસ લગી પડી રહ્યો હતો. મારો કેવળ શ્વાસ ચાલતો હતો, પણ એ સિવાય જીવનના અન્ય કશા ચિન્હો નહોતાં. મારી જિન્દગીના પેલા ત્રણ દિવસ હતા. આટલા સમય માટે મારો આત્મા ક્યાં ઉડી ગયો હતો, એ હું જાણતો નથી. આ વિષયમાં મને કાંઈ પણ યાદ નથી. પેલી કાજળ કાળી રાત્રે મને તેડી જનાર [illegible] માણસ જ મને બીજી સવારે બંધ ગાડીમાં પાછો લઈ આવ્યો હતો અને મને મૂકીને તરતજ ચાલ્યો ગયો હતો. આ બધું મેં બારબરાના કહેવાથી જાણ્યું.

સહેજ સ્વસ્થ થતાંજ હું પેલી જીવલેણ રાત્રિએ બનેલા બનાવોનું સ્મરણ કરવા લાગ્યો. જાદૂઈ ભ્રમનો હું ભોગ થયો હતો, એવું મેં પ્રથમ વિચાર્યું, પણ વાસ્તવિક સંજોગોએ તરતજ મારી આ ભ્રમણા ભાંગી. એ સ્વપ્ન હોય એ બનેજ નહિ, કારણકે બારબરાએ તેમજ મેં પોતે પણ કાળા ઘોડા પર આરૂઢ થઈ આવનાર પેલા આગંતુકને જોયો હતો અને તેનો વિસ્મયજનક દેખાવ મને પુરી રીતે યાદ હતો. બીજું, કર્નેરીમોન્ડીના કિલ્લા જેવી નજદીકમાં કોઇ ઇમારત હોય એવું કોઇની જાણમાં નહોતું.

એક સવારે એબ સેરાપીઓન મારા ઓરડામાં દાખલ થયો. બારબરાએ તેને હું બિમાર હતો તે કહી મોકલાવ્યું હતું. સહેજ પણ સમય નહિ ખોતાં તે મને મળવા ચાલ્યો આવ્યો હતો. આટલી ઉતાવળ મારા તરફનાં તેના પ્રેમને ચિંતાના પુરાવા રૂપ હતી પરન્તુ તેની મુલાકાતથી મને થવો જોઇતો આનંદ થયો નહિ એબ સેરાપીઓનની દ્રષ્ટિમાં કાંઈ શોધી કાઢવાની જિજ્ઞાસાવૃત્તિ જેવું જણાતું હતું, અને તેથી મને બેચેની થતી હતી કોઈ માનસિક વસ્તુ મને મૂંઝવતી હતી એ.પાની જવામાં તે પડેલો હતો અને તે મારી સ્થિતિ કળી ગયો. એના માટેજ મને તેના પર ક્રોધ આવતો હતો.

સેરાપીઓનના મીઠા શબ્દોમાં નર્યો દંભ હતો. મારી તબીયતના સમાચાર પૂછતી વેળા તેની સિંહ જેવી બે મોટી, પીળી આંખો તેણે મારા પર ખોડી રાખી હતી તેની દ્રષ્ટિ મારા આત્માનાં ઉંડાણ માપી રહી હતી. મારી કુશળતાની ખબર પૂછી લીધાં પછી તેણે મને અહીંતહીંના થોડા સવાલ કર્યા મારો પાદરીવાડની દેખરેખ હું કેવી રીતે કરતો હતો, મારા કામમાં મને આનંદ પડતો હતો કે નહિ, અવકાશનો સમય હું કેમ વીતાડતો હતો, ત્યાંનાં રહેવાસીઓ જોડે મારી જાણુંપિછાણ થઈ હતી કે નહિ, મારાં પ્યારાં પુસ્તકો ક્યાં હતાં અને આવા પ્રકારની અન્ય અનેક વાતો તેણે પૂછી. આ સઘળાંના જવાબ હું ટુંકાણમાં વાળતો ગયો. હું એક જવાબ પુરો કરું ત્યાં લગી થોભ્યા વગર તે બીજો સવાલ કરતો. તે ઉપરાઉપરી સવાલો કર્યે જતો પણ મૂળ વાત સાથે આ સવાલોનો કશો સંબંધ નહોતો.

પછી એકાએક યાદ આવેલી વાત રખે પાછી ભૂલી જવાય એવા ભયથી અને એક નવી ખબર આપતો હોય એમ તે ઓચિંતો બોલ્યો. તેનો સ્પષ્ટ ને ઘંટડિયો અવાજ મારા કાનોમાં આજે પણ ગુંજી રહ્યો છે—

"આઠ રાત ને આઠ દિવસનાં ધીંગાણા પછી પેલી નામચીન વેશ્યા કર્નેરીમોન્ડી મરણ પામી છે. દાનવલીલા ત્યાં જામી હતી દિવ્ય લોલુપ્તોની મેહફિલ હતી. રે, ખુદા! કેવો વખત આવ્યો છે! મહેમાનોની તહેનાતમાં તાંબાવર્ણા ગુલામો હતા અને તેઓ કોઈ અજાણી બોલી બોલતા હતા. દાનવો જેવા દેખાતા હતા. તેઓમાંના કનિષ્ટમાં કનિષ્ઠનો પહેરવેશ શહેનશાહના સુંદરમાં સુંદર પોશાક જેવો હતો. કર્નેરીમોન્ડી માટે અજબ વાતો બોલાય છે; તેના દરેકે દરેક પ્રેમીનો કરુણ ને ભયાનક અંત આવ્યો છે. લોકવાયકા છે કે, તે લોહી પ્યાસી પિશાચિણી હતી; પણ હું તો માનું છું કે, તે દિવ્ય વાસનાની અધમ પુતળી હતી"

સેરાપીઓન બોલતો બંધ થયો અને તેના શબ્દોની મારા પર શી અસર થઈ છે એ અવલોકનાં મને જોતો રહ્યો. કર્નેરીમોન્ડીનું નામ સાંભળી હું ચમક્યો. તેના મૃત્યુના શોકજનક સમાચારે અને અજબ સંજોગમાં મેં જોયલા પેલા રાત્રિદ્રશ્યે બન્ને મળીને મારા હૃદયમાં તનમનાટ ને ભયનો સચાર કર્યો. કાબુ રાખવા છતાં મારા મુખ પર તેના ભાવ તરી આવ્યા.

સેરાપીઓને મારા પર કરડાઈથી દ્રષ્ટિ નાખી ચિંતાજનક સ્વરે કહ્યું:—

અપૂર્ણ.



**મી. મહમૂદ મૂસા મુન્શી બી. ઈ. વરેઠીઆવાલા**

ભરૂચ જીલ્લાના પટેલ વહોરા ભાઈઓમાંથી બી. ઇ.ની ડીગ્રી મેળવનાર એ ભાઈ પહેલાજ છે. આવા કેળવાયલા પ્રમુખ મેળવવા બદલ ધી ઓમ્ની મુસ્લિમ પટેલ એસોસીએશનને અભિનંદન ઘટે છે. અમને આશા છે કે મી. મહમૂદ ઉત્સાહ, ધીરજ અને નમ્રતાથી પ્રયત્ન કરી પટેલ વહોરાભાઈઓની બંને એસોસીએશનોનું એકીકરણ કરવામાં સફળ પ્રયત્નો કરી કોમની કેળવણીના વૃક્ષને મજબુત કરવા બધા ભાઈઓનો સહકાર મેળવશેજ.



**મા. ઈસ્માઈલ આદમ પટેલ પરીએજવાલા**

ધી ઓમ્ની મુસ્લિમ પટેલ એસોસીએશન અને ધી એમ. એમ. પી. ઓવ્હ બાયઝ એસોસીએશન બંનેના મેમ્બર હોઈ કોમની કેળવણીમાં ખુબ ઉત્સાહ પૂર્વક રસ લઈ રહ્યા છે. મેટ્રીક સુધીની કેળવણી લઈ વહેપારી લાઈનમાં આગળ વધનાર પટેલ યુવાનોમાં એ કહાય સૌથી મોખરે હશે. વીલાફોન્ટેઈનખાતે પો. ઈ આફ્રીકામાં c. c. m. જેવી વહેપારી સંસ્થાના એ જનરલ મેનેજર છે. કોમના બાળકોની કેળવણીને ઉત્તેજન આપવું એજ એમનું ધ્યેય છે.



**હાજી ઉમરજી હાજી મૂસા બક્ષ**
**ભરૂચા સાહેબ, મુંબઈ.**

પાલઘરમાં પાંચસો એકર જમીન લઈ ત્યાં ચોકખી હવામાં બેંસોને રાખી કુશળ મેનેજમેન્ટ સહિતની ડેરીફાર્મની યોજના દ્વારા મુંબઈને ચોકખું દૂધ પુરું પાડનાર મુંબઈના દૂધના રાજા. એ મુંબઈના દૂધના રાજા કોમની કેળવણીના રાજા ક્યારે થાય તેની કોમના વિદ્યાર્થીઓ રાહ જોઈ રહ્યા છે. જેમ ભરૂચા કુટુંબ ખંતથી વહેપારમાં આગળ વધ્યું છે, તેમ કેળવણીના ઉત્તેજનમાંએ મોખરે રહે એ ...

*Printed by*, Shah Mohanlal Maganlal Badami, at The "JAINANAND" Printing Press, Daria Mahal, SURAT.

*Published by* Aasam Ahmed Esmail "Vahshi" for V-

# અનુક્રમણિકા



"કારવાં"નું વાર્ષિક લવાજમ.

હિન્દ માટે રૂા. ૬,
બર્મા માટે રૂા. ૫,
આફ્રીકા માટે શી. ૮, (રૂા. ૫॥)
છુટક નકલ સાત આના.

"કારવાં"ના વાંચકોના લાભ અર્થે "અસ્સલાત" નામથી ગુજરાતી કિતાબ ભેટ મળી છે જેને જરૂર હોય તેણે ૦–૧–૦ના પોસ્ટ સ્ટાંપ બીડી મોકલવા.

મેનેજર:—"કારવાં"

"કારવાં"ના જાહેર ખબરના દર.

| | આખું પેઇજ | ૧/૨ પેઇજ | ૧/૪ પેઇજ |
|---|---|---|---|
| ૧૨ માસ રૂ. | ૬૦, | ૪૦, | ૨૫, |
| ૬ માસ રૂ. | ૪૦, | ૨૫, | ૧૫, |
| ૩ માસ રૂ. | ૨૫, | ૧૫, | ૮, |
| ૧ માસ રૂ. | ૮, | ૬, | ૪, |

ટાઈટલ પેઇજ અને મેટરની વચ્ચેની જા. ખ માટે ઉપરના દર ઉપરાંત ૨૫% વધુ. જાહેર ખબરનાં નાણાં એડવાન્સમાં લેવામાં આવે છે.

આઠ શીલીંગથી ઓછું લવાજમ સ્વીકારવામાં આવતું નથી. બ્રીટીશ પોસ્ટલ ઓર્ડરજ મોકલવા વિનંતી છે પોસ્ટલ ઓર્ડરમાં નીચે મુજબ નામ ભરવા વિનંતી છે Vahshi Sahitya Karyalaya. Surat City. રેપર ઉપર ગ્રાહક નંબર લખવામાં આવ્યો છે. પત્રવ્યવહાર વખતે જરૂર લખવો.




ગઈ જુમ્આની સોનેરી સંધ્યાએ સૂર્યાસ્ત સાથે ચંદ્રોદય થયો. મસ્જીદના મિનારા ઉપરથી અલ્લાહો અકબરનો ધ્વનિ સંભળાયો અને મુસ્લિમ બિરાદરોના હી. સ. ૧૩૫૮ના નિર્ગમન સાથે હી. ૧૩૫૯નું આગમન થયું. દરેક કરબલાની વર્ષ મુસલમાનોને કુરબાનીની ભાવના અને બલિદાનોનું સ્મરણ સમજાવતું જાય છે ત્યારે દરેક નૂતન વર્ષ શહીદીનો સંદેશ લઈને આવે છે અને મુસલમાનોના કાન પર પડઘા પાડે છે:—"ઇસ્લામ જિંદા હોતા હૈ હર કરબલાકે બાદ!"

"મેરી ફુગાંહીસે રૌનકહૈ મેરી હસ્તીકી,
સદા જરસકી જરૂરીહૈ કારવાંકે લિયે.
ખલિશને દિલકો મેરે કુછ મઝા દિયા ઐસા,
કે જુસ્તજુ કરતા હું મૈં ખાર આશિયાંકે લિયે."

# ઈસ્લામી શિક્ષણ

## ખુદાનું ફરમાન (કુઆન)

સંપાદક:—મૌલાના અબ્દુર્રહીમ "સાદિક" (રાંદેર)

(૧) હે ઇમાનવાળાઓ! તમે યહુદીઓ અને નસારાઓને દોસ્ત ન બનાવો, તેઓ આપસમાં (તમારી દુશ્મની માટે) એક બીજાના મિત્ર છે, અને જે કોઈ તમારામાંથી તેઓની સાથે દોસ્તી રાખે તો તે પણ તેઓમાંથીજ છે. (પા. ૬ સૂ. માએદહ)

(૨) દરેક જીવને મોતની મજા ચાખવી (જરૂરી) છે અને કિયામતના દિવસ તમને (તમારી કરણીનો) સંપૂર્ણ બદલો આપવામાં આવશે, પછી જે કોઈ (તે દિવસે) જહન્નમથી દૂર રાખવામાં આવ્યો અને જન્નતમાં દાખલ કરવામાં આવ્યો તો તે સફળ થયો અને દુન્યાની ઝિંદગી તો ધોકાની પુંજી સિવાય કંઈ નથી.

(૩) તને કાફિરોનું શહેરમાં હરવું ફરવું ધોકામાં નાખે નહિ. આ તો થોડાજ દિવસની બહાર છે ફરી તેઓનું ઠેકાણું (સદા માટે) દોઝખ છે. અને તે બહુજ ખરાબ રહેઠાણું છે. (પા. ૪ સૂ. આલે ઈમ્રાન)

(૪) ખુદાપાક તમને (આ વાતનો) હુકમ આપે છે કે અમાનતોને તેમના હકદારો તરફ પહોંચતી કરો, અને જ્યારે તમે લોકોમાં ફેંસલો કરવા લાગો તો ન્યાયસર ફેંસલો કરો. બેશક ખુદાપાક તમને ઘણો સારો બોધ આપે છે. (પા. ૫ સૂ. નિસાઅ)

(૫) (હે મુસ્લિમો!) જ્યારે તમને કોઈ સલામ (ના શબ્દ) કહે તો તમે તેથી બેહતર (શબ્દોમાં) સલામ વાળો (જવાબ આપો) અથવા તેજ (વાકય) પાછું વાળી કહો બેશક ખુદાપાક દરેક વસ્તુનો હિસાબ લેનાર છે. (પા. ૫ સૂ. નિસાઅ)

(૬) જો ખુદાપાક લોકોને તેમની બેઈન્સાફી પર પકડે તો પૃથ્વી પર એક પણ ચાલનારને છોડે નહિ; પરંતુ એક મુકર્રર વખત (મોત) સુધી ઢીલ આપે છે, ફરી જ્યારે તેમનો વાયદો (મોત) આવી પહોંચશે તો તેથી એક ઘડી ન પાછળ ખસી શકશે અને ન આગળ વધી શકશે. (પા. ૧૪ સૂ. નહલ)

(૭) દુન્યાની ઝિંદગીની હાલત એવી છે જેવી રીતે કે અમે આકાશથી પાણી વરસાવ્યું ફરી તે વડે જમીનની તે લીલોતરી ઘીચ રીતે ઉગી નીકળી જેને માણસો અને ઢોરો ખાય છે, એટલા સુધી કે જ્યારે તે પૃથ્વીએ સંપૂર્ણ ખુબસુરતી પકડી અને સુશોભિત થય ગઈ અને તેના માલિકોએ ધાર્યું કે તે (નો પાક) અમારા હાથ લાગશે કે અચાનક તના ઉપર રાત્રે અથવા દિવસે અમારો (વિનાશનો) હુકમ આવી પહોંચ્યો પછી અમે તેને એવી સાફ કરી નાખી કે જાણે કાલે (ત્યાં) કંઈજ ન હતું, એવીજ રીતે અમે તે લોકો માટે દલીલોને સ્પષ્ટ વર્ણવીએ છીએ જેઓ વિચાર કરે છે. (પા. ૧૧ સૂ. યનુસ)

(૮) તે કાફિર લોકો ખુદાના સિવાય જેમને પોકારે છે તેને તમે બુરા ન કહો (નહિ તો) ફરી તેઓ સમજ્યા વિના બેઅદબીથી ખુદાને બુરો કહેવા લાગશે. (પા. ૭)

# ઇસ્લામી શિક્ષણ

## રસૂલે અકરમ સલ૦નું ફરમાન (હદીસ)

(સંપાદકઃ—મવલાના અબ્દુર્રહીમ સાહેબ (રાંદેર)

રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું (હે લોકો!) જ્યાં લગી તમો ઇમાન લાવશો નહિ ત્યાં લગી જન્નતમાં દાખલ થશો નહિ અને જ્યાં લગી આપસમાં એક બીજાને ખાસ ખુદાને માટે દોસ્ત રાખશો નહિ (ત્યાં લગી પુરા) ઇમાનદાર બનશો નહિ. શું હું તમને એક એવી ચીજ ન બતાવું કે જ્યારે તમે તેના ઉપર અમલ કરશો તો આપસમાં એક બીજાને દોસ્ત લાગશે (તે એ છે કે) માંહો માંહે સલામનો રિવાજ આપો. (મુસ્લિમ શરીફ)

આપે ફરમાવ્યું સવારે પગે ચાલનારને અને, ચાલનારે બેઠેલાને અને થોડાઓએ ઘણાઓને સલામ કરવી જોઇએ. (સહીહૈન)

આપે ફરમાવ્યું તે ઝાતના સોગંદ જેના કબજામાં મારી જાન છે કોઈ બંદો પુરેપુરો ઇમાનદાર થઈ શકતો નથી જ્યાં સુધી કે પોતાના મુસલમાન ભાઈ માટે તેજ ચીજ પસંદ કરે નહિ. જે પોતાની જાન માટે પસંદ કરે છે.

આપે ફરમાવ્યું મુસલમાનને કોઇ પણ મુસીબત કે કષ્ટ અથવા દુઃખ દર્દ કે ગમ પહોંચે તે એટલે સુધી કે અગર કાંટો પણ ભોંકાય છે તો અલ્લાહ તઆલા એ ચીજોથી તેના ગુનાહોનો કફ્ફારો કરે છે, અને તેના દરજ્જા વધારે છે અને તે જન્નત તથા રહમત મેળવવાનો હકદાર બને છે. (બુખારી)

આપે ફરમાવ્યું તે સાત ચીજોથી બચતા રહો જે હલાક કરનારી છે. સહાબીઓએ પૂછ્યું કે યા રસૂલલ્લાહ તે કઇ ચીજો છે? આપે ફરમાવ્યું કે (૧) ખુદાની સાથે શિર્ક કરવો (૨) જાદુ કરવો (૩) કોઇ એવા જાનને મારી નાંખવા જેને ખુદાએ હરામ ઠેરવી છે. (૪) વ્યાજ ખાવું. (૫) યતીમનો માલ ખાવો. (૬) જિહાદથી નાસી જવું. (૭) ભોળીભાળી, પાકદામન, ઇમાનદાર ઓરતને તોહમત આપવી. (બુખારી)

૬) એક માણસે રસુલુલ્લાહ સલ૦થી પૂછ્યું કે ઇસ્લામમાં સર્વથી શ્રેષ્ઠ અમલ (વિવેક) કયો છે? આપે ફરમાવ્યું ખવારવું તથા જાણ્યા કે અજાણ્યા માણસને સલામ કરવી (સહીહૈન)

૭) આપે ફરમાવ્યું કે મનુષ્ય પાસે અગર માલના બે મેદાન ભરેલા હોય તો પણ તે (સંતોષ નહિ પામતાં) ત્રીજાની શોધમાં રહે. અને મનુષ્યનું પેટ તો કબરની માટીજ ભરશે. અને ખુદાપાક તેનાજ ઉપર કૃપા ફરમાવે છે જે (લોભ તથા લાલચથી) તોબાહ કરે છે.

૮) આપે ફરમાવ્યું જે માણસ અમારા દીનમાં કોઇ એવી નવી ચીજ કાઢે જે તેમાં ન હોય તો તે નવી ચીજ અથવા તેનો કાઢનાર મરદૂદ છે.

સાખીઓથી ગાજતી હતી ત્યાં બાગે જીવન અને બાંગે દરાનું ગુંજન થઈ રહ્યું છે ! કદાચિત જીવનાં તો કોઈ એક સામાન્ય સિપાહી રોજાના ગણાતા હતા પણ ગુજરી ગયા પછી ગુજરાતી ગઝલના પિતા અને ઇસ્લેકશીના રિફોર્મર તરીકે ગુજરાતી જનતા સમજવા લાગી !

મરી જવાની છેલ્લી ઘડી સુધી સ્વ. દામોદર ખોશાદકરને એક કાઠિયાવાડની નિશાગન સુધારેલ પંતુજી તરિકેજ લોકો ઓળખતા પણ સ્વર્ગવાસ પછી તે મહાકવિ તરિકે અંકાયા !

તાજેજ દાખલો જુઓ. 'ફાની' વીરમગામીને વીરમગામની ગલીઓમાં પણ કોઈ ઓળખતું નહતું: પણ આજે ભાઈ 'ફાની' જન્નતનશીન થતાં આખું ગુજરાત 'ફાની'ને જાણતું થયું છે કે 'ફાની' નામના પણ કોઈ મુસ્લિમ કવિ હતા !

ગુલમહમદ એક હિંદી 'અગ્રગણ્ય નટ' હતા તે તો તે મરી ગયા પછીજ આપણે બધાએ તેમને સુવર્ણચંદ્રક અપાતાં જાણ્યું ! મતલબ કે આ બધાં ઉદાહરણોથી સાબીત થાય છે કે થોડાક પ્રકાશમાં આવ્યા પછી મરી જશો તો પ્રખ્યાત થતાં વાર ન લાગે !

×

કોણ જાણે દુનિયાં દિવસે દિવસે હુલ્લડપ્રિય કેમ બનતી જાય છે ? જેમ જેમ ગાંધીજી જગતને શાંતિના સંદેશ જેમ જેમ વધુ સંભળાવતા જાય છે તેમ તેમ શાંતિ દેવી દૂર નાસતી જાય છે અને તેમાંએ ખાસ બરમા તો હિંદથી છુટું પડ્યું ત્યારથી જાણે શાંતિ પણ બરમાથી તલાક લઇને આંદામાનમાં ચાલી ગઈ હોય એમ જણાય છે. ૧૯૩૮ના હુલ્લડની પુર્ણાહુતિ થઇ ન થઇ કે ૧૯૩૯નું હુલ્લડ જાગ્યું ! તેને હજુ દફનાવ્યું અને તેની વરશીએ પુરી ન થઇ કે ૧૯૪૦નું હુલ્લડ જાગ્યું ! નવા વરસના કેલેંડરની માફક હુલ્લડ પણ દર સાલ પ્રગટ થતું રહે છે. દોષ કોનો હશે તે અમે જોવા કે કહેવા માંગતા નથી પણ એક વાતનું જરૂર આશ્ચર્ય થાય છે કે ઠગે ઠગ અને બધે બધ મુસ્લિમોજ કેમ પકડાય છે ?

ડઝન બંધી ઘાયલ થયા અને મરાયા. સેંકડો બંધી પકડાયા ત્યારે હવે કંઇક શાંતિનાં દર્શન થયાં છે, અમે કહીએ છીએ કે પરદેશમાં ગયા પછી પણ આપણા હિંદુ-મુસ્લિમ બિરાદરો સુખ-ચેનથી સલાહ સંપથી રહી શકતા નથી ? શું કોમીવાદનો પવન દરિયા પાર કરીને પણ પહોંચી ગયો છે ? ત્રણે અંકે નાટક સમાપ્ત થાય છે તેમ હવે તો એ સાગલાગટ ત્રણ હુલ્લડો પછી હિંદીઓ હુલ્લડના નાટકો સમાપ્ત કરી સંપની સમાધી સાધે તોજ બેહતર છે, નહિતર હાથના કર્યા હૈયે વાગશે અને હાથે કરીને બરમાથી હંકારાશો ! ખુદા હુલ્લડ પ્રેમીઓને સદ્બુદ્ધિ બક્ષે ! આમીન !

ઉન્દા આંસુ લેખકની તબીઅત નાસાઝ હોવાથી આવતા અંકે.

# જાણવા જેવું

## પેપર જંગલમાંથી

**દુનિયા ન માને એવું**
**છતાં માનવું પડે તેવું.**

[સંપાદક]

ઝેરી ગૅસની શોધ તો યુરોપને વિજ્ઞાનીઓએ હમણાં હમણાં કરી છે પણ એ શોધના મૂળ શોધક તરીકેનું માન તો અમારા કાનમીયા બિરાદરોને જાય છે. ભરૂચ જીલ્લાના એ કાનમીયા બિરાદરો લડવામાં સરહદના તાપફાવાળાઓ કરતાં ઓછા ઉતરે એમ નથી જ. એમની ધારીયાં અને ડાંગોની લડાઈમાં સામા પક્ષની આંખો બંધ કરવા તપખીર કે લાલ મરચાંની બારીક ભૂકીનો ઉપયોગ થયાનું સાંભળ્યું છે. આ છે ઝેરી ગૅસની પ્રાથમિક શોધ અને તે શોધ બદલ હું એ જેટલું અભિમાન ધરું એટલું ઓછું છે. કારણ કે તે શોધકો પણ અમારા જ જાત ભાઈઓ છે ને!

●

એવા પ્રકારની એક નવી જાતની કાચની બાટલીની શોધ થઈ છે કે જેમાં ચા કે કોફી માટેનું પાણી ભરવાથી આપોઆપ ૪૦ સેકંડમાં તે પાણી ગરમ થઈ જાય છે." ટુંક સમયમાં દરેક કામ પતાવી નાખવાની વિજ્ઞાનની આવી ઝડપે જીવનને પણ ઝડપી રીતે ટુંક બનાવી નાખે તો નવાઈ નહિ!

●

"બુડાપેસ્ટમાં એક ૮૦ વરસના બુઢ્ઢાએ આસપાસના તબીબોને પણ આશ્ચર્યમાં ગરકાવ કરી દીધા છે. અત્યાર સુધીમાં તે ત્રણ ત્રણ વાર મરી ગયો અને પુનઃ જીવતો થયો છે." આવા માણસને હિંદુસ્તાનમાં તો ભૂત તરીકે જ ઠેરવવામાં આવે પછી ડોકટરો ભલેને તેને મનુષ્ય તરીકે જાહેર કરે.

●

"લંડનમાં જાતજાતની લાકડીઓ સ્ટીકસનું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. તેમાં બે વિચિત્ર પ્રકારની લાકડીઓ હતી.

એક લાકડી ૧૬૪૪૦ પોસ્ટ સ્ટાંપોમાંથી બનાવી હતી, તો બીજી લાકડી ત્રણ હજાર પ્રેમ પત્રોમાંથી બનાવેલી હતી." છુટાં છેડા મેળવવાની ઈચ્છા સેવતાં દંપતિઓને એ પ્રેમપત્રોવાળી લાકડીથી ફટકારવામાં આવે તો તેઓમાં જરૂર પ્રેમ પ્રગટ થાય? ખેર! યુરોપના નવરા ભેજાંઓ આવું આવું કર્યા કરે છે ત્યારે આપણા દેશમાં તો હજુ વાસીદામાં સોનું વાળી નાખે એવાં ચીંથરેહાલ આસામીઓ પડ્યાં છે!

●

માણસનું ભેજું પણ ઉંઘી જાય છે એ જાણીને તમે નવાઈ પામશો. "બ્રીટનના એક ગામડામાં એક છોકરાનો બાપ ગઈ લડાઈમાં માર્યો ગયો હતો. એ સમાચાર પેલા છોકરાને મળતાં તે એકદમ મુંગો થઈ ગયો. તેની માએ એક સાઈકોલોજીસ્ટની સલાહ લીધી તો તેણે કહ્યું કે આઘાતના સમાચારથી એના ભેજાંનો એક ભાગ ઉંઘી ગયો છે તેથી એ બોલી શકતો નથી. ૧૫-૨૦ વરસ પછી પાછો બોલતો થશે. એ વાતને ૨૦ વરસ વીતી ચૂક્યાં છે. હાલના ૩૨ વરસની ઉંમરે તે છોકરાનું ભેજું ઉંઘમાંથી જાગતાં તે પાછો બોલતો થયો છે અને શાદી કરીને લશ્કરમાં પણ જોડાયો છે!" કોઈ સાઈકોલોજીસ્ટ આપણા દેશમાં એવાં ઉંઘતા ભેજાંના

ગણતરી કરે તો જાગતાં બેઝાં કરતાં ઉંઘતાં બેઝાંવાળાંઓની સંખ્યા વધી જાય!

જગતને ક્યાં ઘસડી જશે? જગતમાંથી બીજી મૂર્તિ પૂજાનો નાશ થવા લાગ્યો છે પણ એક્ટ્રેસોની પૂજા વધતી ચાલી છે!

●

"મીસ પોલેર નામની એક રૂપસુંદરી હાલમાંજ મરણ પામી છે. જેની કમર ફક્ત ૧૬ ઈંચની હતી. ગત મહા યુદ્ધ વખતે અનેક સૈનીકો એના પર આશીક બન્યા હતા" ૧૬ ઈંચની કમરવાળી એ હસીનાના અવસાન પછી હવે શાયરો અને કવિઓ શું કરશે? 'પતલી કમર બલ જૈસાં ના દેખો સૈયાં!' અને "કટિતો કેસરી" સમાનની ઉપમાઓ કોને આપશે!

●

આજકાલ લોકો સીને એક્ટ્રેસો પર કેટલા ફિદા થઈ રહ્યા છે તેનું એક અપૂર્વ દૃષ્ટાંત ચીનથી સાંપડયું છે. શાંગહાઈમાં એક લંગયુ નામની ખૂબસુરત ચીની એક્ટ્રેસે આપઘાત કર્યો તે સાંભળીને એની સાથે કામ કરનારી એક બીજી એક્ટ્રેસે પણ અરતરાથી આપઘાત કર્યો. તેને દફનાવ્યા પછી એક અમીર પ્રેક્ષક સ્ત્રીએ ઝેરથી આત્મહત્યા કરી. લંગયુની નોકરડી તરીકે પાઠ ભજવનાર, બીજી એક સીને એક્ટ્રેસે પણ આપઘાત કર્યો. આ બનાવની ખબર થતાં એક ડઝન ઉપરાંત યુવકોએ આપઘાત કર્યો. આ પ્રમાણે આપઘાતોની પરંપરા ચાલી તે ત્યાં સુધી કે ચીનના પાંચ મઝદૂર યુવકોએ એક એક, બે બે પૈસા એકઠા કરીને લંગયુની નવી ફિલ્મ જોવાનો નિર્ધાર કર્યો. તેમણે નવી ફિલ્મ જોઈ અને પછી તેમને ખબર પડી કે લંગયુએ આપઘાત કર્યો છે તો તેઓને એટલો બધો શોક થયો કે પાંચેએ દરિયામાં પડીને આપઘાત કર્યો." આજકાલ સીનેમા એક્ટ્રેસોનું આકર્ષણ કેટલું વધતું જાય છે તેનો આ ઉપરથી તોલ થઈ શકશે. દિવસે દિવસે લોકો તકલાદી મગજના અને જાપાની ઓમની જેવા થતા જાય છે એ આથી સાબીત થાય છે. કોણ જાણે એ સીનેમાની દુનિયાં આ જગતને ક્યાં ઘસડી જશે?

●

"અમેરીકાના એક શોધક સેંકડો દલીલો રજુ કરી જાહેર કર્યું છે કે સને ૧૯૪૬માં એટલે કે ત્રણ વરસ પછી જગતનો નાશ થશે" એમાં તેણે એટલી બધી તર્કબદ્ધ ઉકાવોની પણ શી જરૂર હતી? હીટલર, સ્ટેલીન, ચર્ચીલ વગેરે એટલાં ત્રણ વરસ જીવતાં રહેશે તો આપોઆપ જગતનો નાશ કરીનેજ જંપશે! જો કોઈ હિંદી મૌલવી કે પીરે આવી જાહેરાત કરી હોત તો લોકો તરત બોલી ઉઠત કે ત્રણ વરસમાં કયામત આવવાની ફકીર જાહે! બેરાત લેવા માટે એ લોકોએ ગોળો છોડ્યો હશે!

●

"બુખારેસ્ટનો એક નવજુવાન એક નર્સ પર આશિક થયો હતો, પણ તેને પોતાનો પ્રેમ જાહેર કરી શકતો ન હતો જેથી તેણે નર્સના દીદાર કરવા માટે અજબ રીત અખત્યાર કરી. ઝેર ખાઈ હોસ્પીટલમાં જતો અને પાછો આરામ થતાં ફરીથી ઝેર ખાઈને હોસ્પીટલમાં સિધાવતો આવી રીતે માશુકના હાથથી દવા પીવા ખાતર એ દુલ્હા જીવે ૫૦ વખત ઝેર પીધું હતું." આશિકોની દુનિયાંજ નિરાલી છે માટે તેમાં બનતા કિસ્સાઓની વિચિત્રતા પણ નિરાલીજ હોયને! જગતની અર્ધી રસીકતા અને અર્ધી નેતિકતા આશકોને આધારે ટકી રહી છે.

●

"અમેરીકામાં એક યુવતિ બીજી યુવતિ પર આશક થઈ પોતાના પ્રેમમાં પંકચર ન પડે એટલા ખાતર પોતાના ધણીથી તલ્લાક લીધી." કોઈ મૌલાના આ વાત સાંભળે તો તરત જાહેર કરે કે "ઔરત પર ઔરતકા આશિક હોના યેહ કયામત કરીબ હોનેકી નિશાની હૈ!" અમને પણ એમજ લાગે છે કે અમેરીકનો સુધારાની ઝડપ વધારીને કયામતને નજીક ઘસડીજ લાવશે!

હઝરત

# હુસૈન (અલૈ)

લેખક : "દર્દમન્દ"

જેમનું નામ અમર છે, જેમની કીર્તિ અચળ છે, જેમનું મરણ જીવન છે.

એ કોણ?

એમને લોકો હુસૈન (અલૈ૦) ના નામથી યાદ કરે છે. સદીઓ વહી ગઇ, સદીઓ વહી જશે. જગતમાં ઘણા કિસ્સાઓ બન્યા અને ભૂલાઈ ગયા, પણ એમનું નામ અમર છે. એમની કથની પણ અમર છે. કારણ કે તેઓ મરવા છતાં આજે જીવે છે, અને જગતના અંત સુધી જીવશે. અને ત્યાં સુધી જીવશે એટલે અમર છે, તેઓ અમર છે અને તેમના કિસ્સાઓ પણ.

એમનું નામ અમર કેમ?
એમની કીર્તિ અચળ કેમ!
એમનું મરણ જીવન કેમ?

કારણ કે એમના નામને અમરતા એમણેજ બક્ષી છે

એમની કીર્તિને અચળતા એમણેજ બક્ષી.

એમના મરણને જીવન એમણેજ બક્ષ્યું.

અને એ કેમ ન બને! એ સત્યના ચાહક થઇ આવ્યા. હકના રક્ષક થઇને રહ્યા. બાતિલના દુશ્મન થઇને ગુઝર્યા.

એ તો હતા હક (સત્ય)ના પૂજારી, અને તે વેળા આખું પ્રવર્તી રહી હતી, બાતિલની. હક કચડાઈ છુંદાઈ રહ્યું હતું. ઝુલ્મનું રાજ્ય ચાલી રહ્યું હતું ત્યારે તમેજ કહોને કે એ હકના પરસ્તાર કરે તો શું કરે? તેમણે તેજ કર્યું જે તેમને કરવું જોઈતું હતું:-

એમણે જોયું કે જે મસ્નદ ઉપર એક વેળા પૈગમ્બરી પ્રગટી સારાયે જગતને બાતૂભાર. સત્ય, સદાચરણ અને પ્રેમનો પૈગામ આપી ગઇ હતી. જે મસ્નદ ઉપરથી સિદ્દીકીનું સત્ય અને ઉમરના અદલ પ્રકાશ્યાં, ઉસ્માનની શર્મો હયા તથા પ્રેમ અને અલી-હૈદરની વીરતા, અશૌર્ય ગાજ્યાં, અને જગતને પોતાના પ્રકાશથી પ્રકાશિત કરી ગયાં. તેજ આબાદ તેજ મસ્નદ ઉપર આજે બાતિલ, ઝુલ્મ, અસત્ય અને મનુષ્ય પ્રત્યેની શત્રુવટ બિરાજવા માંગે છે અને તે પણ અમીરૂલ મોમિનીનના જ્વલંત નામ હેઠળ! આ ઝુલ્મોનો ધણી પોતે ઇસ્લામની રહબરીનો દાવેદાર છે, મોમિનોનો હાકિમ છે, પૈગમ્બર (સલ૦)નો જાનશીન છે, લોકો પાસેથી પરાણે, તલ્વારના ધારે બૈઅત લઈ રહ્યો છે.

એની આ મહત્વકાંક્ષા—ઈસ્લામી જગત આખાના રાજ્યકર્તા અને ખલીફા બનવાની મહત્વકાંક્ષાની આડે આવે એવું જો કોઈ હોય, ખિલાફતના પવિત્ર આસનનો હકદાર અને દાવેદાર જો કોઈ હોય તો તે હુસૈન (અલૈ૦) એકલાજ હતા. અને તે માટે તેમની પાસે બૈઅત કરાવી લેવી ઝાલિમ માટે બહુજ જરૂરી હતું. એ વીર પાસેથી બૈઅત લેવાની કોશિશ થઈ, માંગણી થઈ. 'ઇકરાર' કે 'ઇન્કાર' એ જણાવવા હુકમો છૂટ્યા.

સમય મહા કઠીન હતો. ઝાલિમે પોતાની સત્તા મઝબૂત કરી લીધી હતી. ભલભલાઓએ તેની તલ્વાર સમક્ષ પોતાના શિરો નમાવી દીધાં હતાં. કારણકે એની ઇચ્છાનો અનાદર કરવો એ મૌતને આમંત્રણ આપવા સમાન હતું. અને બિચારા હુસૈન (અલૈ૦) પાસે ઝાલિમ સામે બાથ ભીડી શકે એવું બળ હતુંજ ક્યાં! ઝાલિમની આણ તો સારાયે દેશભરમાં પ્રસરી રહી હતી લાખોનું લશ્કર તેની પડખે

હતું. ભલભલા તેની મદદે હતા, જ્યારે હુસૈન (અલૈ૦) પાસે તેમાનું-કશુંયે ન હતું. હમદર્દી અને દિલસોઝી ધરાવનારા હતા પણ ઝાલિમની તલ્વારે તેમને એવા થરથરાવી મૂકયા હતા: કે તેઓ દિલી હમદર્દી સિવાય બીજું કાંઈ કરી શકવા અશક્ત હતા! આવો કટોકટીનો પ્રસંગ અને તે પ્રસંગે હુસૈન (અલૈ૦) ઝાલિમની માંગણીનો શું જવાબ આપે? શું જવાબ આપી શકે?

સત્તામાં અંધ બનેલા ઝાલિમને લાગ્યું કે હવે તેઓ જશે કયાં? અમારી સત્તા આગળ તો હવે શિર ઝુકાવ્યેજ છુટકો!

પણ તે ભાન ભુલ્યો હતો. તેને શી ખબર કે હુસૈન (અલૈ૦)ની શારીરિક આંખો તેની કુવ્વત જોઈ રહી હતી: પણ આધ્યાત્મિક નયનો તો મુહમ્મદી તઅલીમ તરફ ચોંટેલાં હતાં, તેમની રગેરગમાં, તેમના લોહીના પ્રત્યેક બિન્દુમાં એ તઅલીમ દોડી રહી હતી. તેમનાં નેત્રો સમક્ષ હ૦ સિદ્દીક અને ફારૂકના, ઉસ્માન અને અલી (રદી૦)ના કાર્યો ભ્રમણ કરી રહ્યાં હતાં. તેઓ તેમના પોતાનાજ વડવાઓના આ કાર્યો અને શિક્ષણથી વિમુખ કેમજ થાય? તેમની જ્વલંત કારકીર્દિ એને કેમ વિસારે?

તેમના કર્ણોમાં:-

"ઈન્નલ બાતિલા કાના ઝહૂકા-"

"બેશક, બેશક બાતિલ-અસત્ય નાબુદ થનાર છે"

નું પવિત્ર કુર્આની કથન ગુંજન કરી રહ્યું હતું. હુસૈન (અલૈ૦) તેની સત્તા સ્વીકારી લેશે એવી ઝાલિમે રાખેલી આશા તદ્દન ખોટીજ હતી. તેને શું ખબર કે તેની જાહોજલાલી તેનો રોબ.અને તેનો રૌબ જોવા માટે હુસૈન (અલૈ૦) પાસે આંખોજ ન હતી. અને જો હતી તો તે જોઈ શકતી ન હતી: કારણ કે તે પવિત્ર આંખોમાં તો કોઈ બીજીજ શાન અને જાહોજલાલી, સત્તા અને બળ કાયમનાં ઘર કરી બેઠાં હતાં, દુન્યવી કુવ્વત અને સત્તાનો રોબ પ્રવેશ કરી શકે તે માટે હુસૈન (અલૈ૦)ના નયનોમાં જગ્યાજ ન હતી.

અને આ બળવાન શત્રુ અને તેના નિર્દય સત્તાધારીઓ તેમના ઉત્તરની રાહ જોઈ રહ્યા હતા કે અમારી માંગણીનો શું જવાબ આવે છે? તે જાણવા ઉત્સુક હતા કે જોઈએ છીએ "ઈકરાર" થાય કે છે "ઈન્કાર"! જનાબે હુસૈન (અલૈ૦) તો જે આપવા જોઈતો હતો તેજ જવાબ આપી દીધો કે:- "ઇન્કાર"

બસ, થઈ ચૂકયું. લોહી તરસી પડીલી તલ્વારો વધુ તરસી બની ખળભળી ઉઠી. શમ્શીર અને તલ્વારના ઝણકાર વાગી રહ્યાં. શાહી કોપ ભડકી ઉઠયો અને હુકમ જારી થયો:-

"જાઓ, અને અમારી સત્તાનો ઉચ્છેદ કરનારને ઠેકાણે પાડી દો, અમારી ઇચ્છાને ઠુકરાવનારને ઠોકર મારો."

આ બાજુ પોતે કરેલા ઇન્કારનું શું પરિણામ આવશે તે હુસૈન (અલૈ૦) જાણતાજ હતા અને તે માટે તૈયાર પણ હતા, એમના પ્રત્યે દિલસોઝી અને હમદર્દી રાખનાર ઘણાયે હતા પણ અમલી મદદ કરવા તૈયાર થનારનો કોઈજ ન હતું. એવામાં દૂર .દૂરથી એક આશા નઝરે પડી. કફેણુ આવ્યું, સંદેશ મળ્યો કે:- "આપ આ તરફ તશરીફ લઈ આવો. આપના દસ્તે મુબારક ઉપર બૈઅત કરવા, આપના પક્ષમાં ઉભા રહેવા, અને સહાય કરવા, અમે તૈયાર છીએ." આ ખરેખરી આશા હતી કે નિરાશા માટેની આશા હતી. એ કોણ જાણે?- પણ હુસૈન (અલૈ૦) એ આ કફેણુ ઉપર વિશ્વાસ-મૂકી ઘરબાર છોડયાં. પોતાની જન્મભૂમિ, પોતાનું પ્રિય વતન તજ્યું, જ્યાની હજારો સુખમય યાદો હજી તાજી હતી જ્યાં એમના જદની યાદ આપનાર હજારો ચીજો હતી, તે વ્હાલું સ્થાન છોડયું અને હમેશને માટે છોડયું અને પોતાના કુટુંબ સહિત જે દિશા તરફથી

આશાની રૌશની ચમકી હતી તે તરફ કૂચ શરૂ કરી અને તે જગ્યાએ આવી પહોંચ્યા જે જગ્યાનું નામ–આજે સૈકાઓ વહી જવા છતાં–લેતાં પ્રત્યેક મુસ્લિમનું હૃદય કંપી ઉઠે છે. એ **કરબલા** છે. ત્યાં પહોંચી મુકામ કર્યો. પેલા આશા આપનારા, "આપની કુમક ખરા થઈશું"ની કહેણ કહેવડાવનારાઓમાંથી કોઇજ દેખાયું નહીં. જાણે તેઓ ત્યાં વસતાજ ન હતા. તેને બદલે આનકાર આપતા દુશ્મનનું લશ્કર, સંપૂર્ણ તૈયારી સાથે, એક નિર્દય અને પાષાણ હૃદયી સરદારની સરદારી હેઠળ મૌજૂદ હતું. તે નિષ્ઠુરે હુસૈન (અલ૦) ના ન્હાનકડા કાફલાને ચારે બાજુથી ઘેરી લીધો. પાસેજ વહેતી નદી ઉપર તેણે પોતાની ફૌજ જમાવી અને મૂર્યના તાપથી ધગધગતા અંગારા સમ થએલી રેતાળ જમીન ઉપર આ ન્હાનકડા કાફલાને પાણી વિના તરસ્યા રાખી મહરૂમ કરી મૂકયો. પછી શું બન્યું ? તે લખતાં લેખીણી ધ્રુજી ઉઠે છે. એ મેદાનમાં તે પછી જે બન્યું તેની યાદ આ સૃષ્ટિના અંતકાળ સુધી મનુષ્યોના હૃદયો વિંધતી રહેશે

**કરબલા** ! મુકદ્દસ કરબલા ! તને પવિત્ર ભૂમિ કહેવામાં આવે છે. હું પણ તને પવિત્ર કહું છું કારણ કે ત્હારામાં પવિત્ર ખૂનનું સિંચન થયું છે. પણ સાથે તું કમનસીબ પણ છે શું ? એ સત્ય નથી કે તારીજ માટી ઉપર એક બેગુનાહ, નિર્દોષ, લાચાર, બેકસ અને ગરીબુલવતન ખુદાના નેક બંદાને ભૂખ્યા ઇન્સાફરૂપિ વરૂઓએ નથી ફાડી ખાધો ? મા'સૂમ અને ફુલ જેવા કુમળી વયના બાળકો શું તારીજ ભૂમિમાં પાણી વિના નથી તડપ્યાં ? પાક અને પવિત્ર– કે જેમનું અસ્તિત્વ નેકી અને પવિત્રતાના અસ્તિત્વ જેવું હતું એવી–માતાઓ અને બહેનોએ પોતાના પ્યારા પુત્રો અને ભાઈઓનાં ખૂનથી રંગાયેલાં મુર્દાઓ ત્હારીજ ભૂમિમાં નથી જોયાં ? એમના ચાલવાના માર્ગમાં જેમણે પોતાની આંખ્યો અને દિલો બિછાવી દેવાં જોઈતાં હતાં; તેમણે શું ત્હારીજ ભૂમિ પર એવા પવિત્ર આત્માઓની ગરદનો ઉપર પોતાનાં ખંજરો નથી ચલાવી દીધાં ? પાણીના બદલે જેમને દૂધ મળવું જોઇતું હતું; એવા પવિત્ર બેગુનાહ, મા'સૂમ અને પુષ્પ સમ કુમળાં બાળકોએ શું ત્હારીજ ભૂમિમાં પાણીના થોડા બિન્દુઓ માટે તડપી તડપી તેમનો જાન નથી આપ્યો ?

**હાય** ! શું લખું કે ત્હારી ભૂમિમાં એ બેગુના ઉપર શું શું વિત્યું ? ક્યાં સુધી એ કથની લંબાવું ?' લેખીનીમાં હવે નથી લખવાની તાકાત કે હવે નથી મારા નયનોમાં અશ્રુ વહાવવાની શક્તિ ! કયામત સુધી એની યાદ મુસ્લિમ નયનોમાંથી લોહીના આંસુ વહેવડાવીજ રહેશે. અમે અશ્રુ સારિએ, એ યાદે દુઃખી થઈએ તો શી નવાઇ ? અમે તો એમના **જદ્દના** નામ લેવા છીએ. એમના **જદ્દના** ઉમ્મતી હોવાનો દાઅવો કરીએ છીએ. એટલે એ યાદે રૂદન કરીએ તો એમાં નવાઈ નથી, પણ હુસૈન (અલૈ૦)ની શહાદતની કથની, તેમના કુટુંબીઓ ઉપર પડેલા ક્રૂર ઘાઓના કિસ્સાએ નિજ તો નિજ પારકાઓનાં હૃદયો પણ હલાવી મુકયા છે. 'દૂર દેશમાં અને ભોલાવેલા હુસૈન (અલૈ૦)ની ક્રૂર કથની સખ્તમાં સખ્ત હૃદયવાળા મનુષ્યના દિલમાં પણ હમદર્દી દિલસોઝી અને રહમ પૈદા કરશે.' એટલુંએ જગમશહુર એક અંગ્રેજ ઇતિહાસકારથી પણ લખી દેવાય છે.

પણ એમની શહાદત એળે નથી ગઇ. કોઇપણ શહાદત એળે જતીજ નથીજ, કોઇપણ બળિદાન નિરર્થક જતુંજ નથી; તેમ એમનું બળિદાન પણ રંગ લાવીનેજ રહ્યું. એ શહીદોના સરદારની શહાદતે ઉમ્મતમાં એક નવો આત્મા ફૂંકયો. ઇસ્લામને પુનઃ સજીવન કર્યું ? એમની શહાદતની યાદ ઉમ્મતે મુહમ્મદીમાં

કરી મૂક્યાં; હજારો મરદોની તલવારથી ગરદન ઉડાવી દીધી; હજારો બાળકોને પળ વારમાં માબાપ વિહોણાં કરી મૂક્યાં અને હજારો માબાપના સંતાનની કતલ કરી નાખી ત્યારે ખાનની છાતી ગર્વથી ગજ ગજ ફૂલતી!

જ્યારે છેલ્લી વાર અલગલા રશિયાના એક ગામને વેરણ છેરણ કરી પાછો ફર્યો, ત્યારે તેના માનમાં એક મોટી મિજલસ ગોઠવી. દૂરદૂરથી ઓલિયાઓને, સાંઈ ફકીરોને નોતર્યા. અનેક પ્રકારના ખેલ થયા. બહાદુરોએ પોતાના બાહુબળનો પરચો બતાવવા ગુલામોની આંખોનું નિશાન ગોઠવી તે પર તીર ફેંક્યા! જેનું તીર ગુલામોની આંખ વીંધી, માથાની આરપાર થઈ બહાર નીકળી ગયું ને મહાબાહુ ગણાયો! રાજ્યના ગવૈયાઓએ અલગલાની બહાદુરીના, તેની અમોઘ શક્તિનાં ગુણ ગાન ગાયાં: "તુ શત્રુનું મોત છે. તુ ખાનશાહીની આબરૂ છે. ઓરતોનો દુલારો છે, ફિનીયાની ઈજ્જત છે." વગેરે વગેરે ગાઈ એની કીર્તિમા વધારો કર્યો. અલગલાનું અપૂર્વ આદર સન્માન કર્યું!!

બુઢ્ઢા અસરાબની ખુશાલીની તો વાતજ ન પૂછો! તેને પાકી ખાતરી થઈ ગઈ કે મારી પાછળ પણ મારી રિયાસત, મારા જેવા જવાં મર્દોનાજ હાથમાં રહેશે. પોતાનો પ્રેમ જાહેર કરવા તેણે ભર્યા દરબારમાં અલગલાની પીઠ થાબડી સાબાશી આપી અને મદિરાનો જામ અલગલા સામે ધરી બોલ્યો. 'બેટા! મારા તોલાયક! ખુદાને ખાતર; તારે માટે, તારી ઊજળી કીર્તિ કાજે...આટલું કહી તેણે મદિરાથી ભરેલો જામ પોતાના પેટમાં પધરાવ્યો. મિજલસમાં પધારેલા ઓલિયાઓ અને સાંઈ ફકિરો સિવાયના બહાદુરોને ખજાનચીએ અને પ્રજાજનોએ પણ એક એક જામ મદિરા ચડાવ્યો!

બધાએ એક સાથે ખુદાઈ સામે અલગલા માટે બંદગી કરી. ખાન બોલ્યો: 'અલ્લાહ તઆલા મહાન છે, મોટા રહેમદિલ છે તેણે મારા બુઢ્ઢાપામાં નવી જુવાની, જીંદગી ને અખૂટ મર્દાનગી ભરી દીધી છે. મને ખુદાએ પોતાના ખોળામાં લઈ લીધો છે, હું જ્યારે મરીશ, કબરમાં દફનાઈશ ત્યારે મારા આ પત્થર જેવા, પોલાદ જેવાં કલેજાને કીડા કોતરશે. પણ બેટા, તેની મને જરાય ફિકર નથી. હું તને મૂકી જાઉં છું એટલે હું જીવતોજ છું. કોમી જબાન એમ કહેવા ઉપડશે કે હું મરી પરવાર્યો છું! મારૂં ખુશ નસીબ છે, પરવરદીગાર! કે મેં આવો દીકરો મેળવ્યો છે. બેટા, તારા બાવડામાં તાકાત છે, તારા કલેજામાં જોશ છે, હિંમત અને મર્દાનગી છે. ખુદા તને આબાદ રાખે. હું તારા પર ખુશ છું—ખૂબ ખુશ છું, તને જોઈ મારૂં હૈયું ગર્વથી ગજગજ ફૂલે છે. બોલ, બેટા! શું જોઈએ છે? બોલ, જે માગે તે વગર આનાકાનીએ આપવા તૈયાર છુ."

તોલાયક અલગલા આગળ આવ્યો. તેની આંખોમાં એક વિચિત્ર પ્રકારની રોશની ઝગી રહી હતી. તે બોલ્યો "શહેનશાહ અબ્બાજાન! મને...પેલી...કૉકેશ દાસી આપી દો!"

ખાને સાંભળ્યું. સાંભળતાંની સાથે ચીડ ગયો. આખા શરીર પર વિજળી ફરી ગઈ. માથું ભમવા લાગ્યુ. આહ! પણ નહિ. તેણે ફાટતી છાતી પર જોરથી એક હાથ દાબી કહ્યું: "લઈ લે!..." આગળ વધુ શબ્દો બોલવા જતો હતો પણ મોં ઉઘડયું નહિ! જબાન સીવાઈ ગઈ.

અલગલાના ચહેરા પર તેજનાં-કાન્તિનાં પૂર ચડ્યાં. ચીત્તાની જેમ આંખો નાચવા લાગી. બાદશાહની શેરવાનીનો છેડો ચુમતો બોલ્યો: "અબ્બા! હું જાણું છું કે તમે મને શું આપી રહ્યા છો. હું તમારો ઓશિયાળો છું આનો બદલો આપવા હું કદી ચૂકીશ નહિ. તમારે ખાતર અનેક વખત મરતાં પણ નહિ અચકાઉં!"

"નહિ, નહિ! મને કાંઇ જોઈતું નથી. તું ખુશ રહે!" આટલું બોલતાં સંદેહ વાળાથી ડંકા

એનું, સદાય ઊંચું રહેનાર ખુદાનું મસ્તક નીચું ઢળી ગયું!

મિજલસ ખતમ થઈ. બાપ દીકરો સાથે જનાનખાના તરફ ચાલ્યા. બંનેએ મૌન ધારણ કર્યું હતું. બંને ગંભીર વિચાર કરી રહ્યા હતા. બંનેના ભાવ જુદા હતા. વિચારો ભિન્ન ભિન્ન હતા. બંનેના મનોભાવમાં આકાશ પાતાળનું અંતર હતું.

આકાશમાં ચંદ્ર ન હતો. તારા પણ ન હતા. ઘનઘોર અંધકારથી આકાશ છવાઈ ગયું હતું. વાદળાંએ પોતાનું સારુંયે યૌવન આકાશ પર પાથરી દીધું હતું. સામેજ કિલ્લાનો દરવાજો હતો.

ખાન-ઉલ-અસરાબ બોલ્યો : "મારા જીવનનું ઝરણું દિન પર દિન સૂકાતું જાય છે. કલેજાના થડકાર ધીમા પડતા જાય છે. હવે મારામાં પહેલાં જેટલી તાકાત રહી નથી. ધીરેધીરે તાકાત સરતી ને વળતી જાય છે. એક, કેવળ એકજ દાસી, માત્ર કૉંઝેક દાસી! આહ! એજ મારા પ્રાણ દીવડાનું દીવેલ છે. એજ મારું તેજ છે. એજ મારી તૂટી ફૂટી જીવન નાવડીની નાવિક છે. તેના આધારે તેના પ્રેમ બળ પર હું ટકી રહ્યો છું સંસારમા જે કંઈ કરી રહ્યો છું તે બધું તેના આધારેજ કરી રહ્યો છું. તેના મીઠા સુંદર બે બોલથી મારો તમામ થાક ઉતરી જાય છે. તેનાથી મને કાયમ જુવાની સાંપડે છે. કહે, તોલાયક! કહે, આમ કરી તુ શું મેળવવાનો છે? બેટા, મારી પાસેથી તું એને જરૂર ઝૂંટવી લઈશ? તને ગમે તેવી બીજી સો, બસો અરે, પાંચસો દાસીઓ ઉપાડી લે. પણ તું એને રહેવા દે! દયા કર બેટા! દયા કર!"

તોલાયક અલગલાએ એક લાંબો ઊંડો શ્વાસ લીધો. બોલવા પ્રયત્ન કરતો હતો પણ જબાન ખુલતી ન હતી. મન મુંજાતું હતું. શરીર કંપતું હતું. કંઠ ગૂંગળાતો હતો.

"આમ જો, હું હવે ચાર દિવસનો મહેમાન છું. થોડા દિવસમાં મરી પરવારીશ. માટીમાં મળી જઈશ. તે-કૉંઝેક દાસી મારા જીવનની એક માત્ર છેલ્લી આશા છે. રહી સહી અભિલાષા છે. અને તે મારા પર પ્યાર કરે છે. તું એને મારી પાસેથી ઝૂંટવી લઈશ તો પછી મારા પર પ્યાર કરનારું છે કોણ? મારો-બુઢ્ઢાનો ભાવ કોણ પૂછશે? કોઈ વળી સામું જોશે પણ નહિ. તને હાથ જોડું છું અલગલા! બેટા, આ ગરીબ ખુદાનું માની જા!"

અલગલા મૌનજ રહ્યો!

"વાત તો કર, તું ખરેખર તેની સાથે પ્રેમ કરી રહ્યો છે? એજ જીવનમાંથી પ્રેરણા મેળવી રહ્યો છે? બેટા, તોલાયક! હું કઈ રીતે જીવી શકીશ? કોને સહારે જીવન ગુજારીશ? તોલાયક, એક સ્ત્રીને માથે બાપ-દીકરો ન હોય? આપણે બંને માણસ છીએ, ઢોર નથી! આમાં ખાનદાની નથી. માણસાઈ નથી. હું તને વિનવું છું, તને આજીજી કરું છું. આ વાત મૂકી દે, ભાઈ! મનમાંથી કાઢી નાખ, બેટા!"

"અબ્બા! હું એના પર વર્ષોથી પ્યાર કરું છું."

"હા મને ખબર છે. અને હું એ સારી પેઠે જાણું છું કે એ તને જરાય ચાહતી નથી!"

બંને ઠૂંઠાની માફક ઊભા હતા.

અલગલાના કલેજામાંથી કારમી ઠંડી આહ નીકળી. તેણે ઉપર નજર કરી. પછી બડબડવા લાગ્યો : "આજ ખબર પડી. સૂફીએ જે કહ્યું હતું એજ આખર સત્ય નીકળ્યું. રમણીનું રૂપ-સૌંદર્ય માણસનું સત્યાનાશ કાઢે છે. માણસની માણસાઈ ભૂલાવે છે. સ્ત્રી રૂપાળી હોય, સૌંદર્યવાન હોય તો અનેક માણસો તેના તરફ મૂંગા મૂંગાં ઘસડાયા કરે છે. અને જો કદરૂપી, બેડોળ, હોય તો તેના તરફ કોઈ નજર પણ

નાખતું નથી. 'અરે, તેનો ધણીજ બીજાના ભાગ્ય પર બળી બળીને ખાક થઇ જાય છે. દરેક પ્રકારે નાશ પુરેપુરોજ થાય છે. સારી વાત છે......!"

ખાન બોલ્યો : "બેટા, આ તું શું બોલે છે? દિલનું દરદ મટી શકતું નથી. દિલના દરદનો ઉપાય બુદ્ધિ નથી."

"અબ્બા! આપણે એક બીજા પર રહેમ દિલી રાખવી જોઇએ."

બુઢ્ઢો કરણ નજરે આસમાન જોઇ રહ્યો.

"એને ખતમ કરી નાખીએ!" તોલાયક બોલ્યો.

ખાનની ગરદન ફરી પાછી નીચી પડી તેથોડી વાર વિચાર કરી બોલ્યો: "તને મારા કરતાં તેનો અને તારોજ ખ્યાલ વધારે લાગે છે."

"હા! અને તમને પણ!'

વળી બંને જડની માફક ઉભા થઈ રહ્યા!

"હા, મને પણ..." જરા થંભી ખાને દુઃખભર્યા અવાજે કહ્યું. "અરે, અમે શું એને જાનથી મારી નાખીશું! અમે! અમે! હું! આહ! નહિ, નહિ. હું એને કોઇ દિવસ કોઇના હાથમાં સોંપી ન જ શકું. સપને પણ નહિ... તોલાયક!"

"અબ્બાજાન! તો મારાથી એ સહન થઇ શકે તેમ નથી. જોઇએ તો મારા ટુકડે ટુકડા કરી નાખો. અથવા મને સોંપી દો."

ખાન સાંભળીજ રહ્યો!

"ઠીક ચાલો એને સમુદ્રમાં ફેંકી દઇએ"

"ચાલો એને સમુદ્રમાં ફેંકી દઈએ." તોલાયકનો અવાજના પ્રતિધ્વની માફક ખાને પણ એજ શબ્દો ઉચાર્યા.

બંને દાસીનાં શયનગૃહમાં દાખલ થયા. દાસી સુખની નીંદરમાં સૂતી હતી. ઘણી વાર સુધી ઊભા ઊભા બાપ દીકરો તેના મુખ સામું જોઇજ રહ્યા. ખાનની આંખમાંથી આંસુ નીકળી રહ્યાં હતાં. દાંત કચકચાવી પોતાની વ્યાકુળતા અને ક્ષોભ દબાવવા તે મથી રહ્યો હતો. બુઢ્ઢાના આંસુનું એક ટીપું તેના ગાલ પર પડતાં તે ગભરાઈને સફાળી જાગી ઊઠી. તેનું મુખ પ્રભાતની માફક તાજું ને ગુલાબી હતું. તોલાયક એક બાજુ ઊભો હતો. ખાનની તરફ મોં ફેરવી બોલી: "આવો..."

"ઊઠ, ચાલ તારે અમારી સાથે આવવાનું છે." બુઢ્ઢાએ ખૂબ ધીમા અવાજે કહ્યું.

"હા, ઝટઝટ!" અલગલાએ પણ કહ્યું

તેણે બંનેના મુખપર ઉડી નજર કરી જોઈ લીધું. બુઢ્ઢાની આંખમાં વેદના હતી. દીકરાના મુખપર કાળી નિરાશા ને પશુતા હતી. વાત જાણતાં વાર ન લાગી. તે બોલી: "ચાલો, આવું છું. તૈયાર છું. ન તમારી, ન આની, એમ નક્કી કરીને આવ્યા છો ને? ચાલો, આવું છું!"

ચુપચાપ ત્રણે સમુદ્ર તરફ ચાલ્યાં.

સુકુમાર હતી એટલે થોડુંક ચાલીને તે થાકી ગઈ. પણ તે પોતાની સ્થિતિ પ્રગટ કરવા ઇચ્છતી ન હતી. ચુપચાપ ચાલતી હતી.

પણ તોલાયકથી રહી શકાયું નહિ. તે બોલી ઉઠ્યો: 'ડર લાગે છે?"

તેની આંખોમાં આગ સળગી ઉઠી. ખૂનથી લથબથતી બંને કિકિઓએ મૂંગી જબાનમાં બધી હકીકત-તમામ મનોભાવ જણાવી દીધા.

"આવ, મારી પાસે આવ. હું ઉંચકી લઉં!" આટલું બોલી અલગલાએ પોતાની બંને ભુજાઓ પહોળી કરી.

પરંતુ અલગલાના શબ્દો પર તેણે જરાય ધ્યાન ન આપ્યું. દોડીને બુઢ્ઢા ખાનના ગળામાં હાથ નાખી વળગી પડી. બુલબુલને ઉઠાવે તેમ ખાને એને ઉઠાવી પોતાના ખભાપર બેસાડી દીધી.

સામેજ સમુદ્ર હતો. તોલાયકે પાછળથી બૂમ પાડી: "અબ્બા! ઉભા રહો! મને આગળ આવી જવા દો. કદાચ ક્રોધમાં અંધ-પાગલ બની જવાય, અને તમારી પર હાથ પડી જાય!"

"ઠીક, થા આગળ. ખુદા તારી ઉમેદ પૂરી કરે. હું તને ક્ષમા કરું છું. બેટા, પ્રેમ કેવો હોય છે, નિરાશા કોને કહે છે એ બધું હું જાણું છું સારી પેઠે જાણું છું: આગળ આવી જા!"

નીચે દૂર દૂર સુધી, જ્યાં સુધી માનવ દ્રષ્ટિ પહોંચવા અસમર્થ હતી ત્યાં સુધી અને એથીએ દૂર અનંત–અસીમ મહાસાગર હિલોળા દઈ રહ્યો હતો.

"ઠીક, ચાલો!" બુઢ્ઢો રૂંધાતે અવાજે બોલ્યો.

સુંદરતાની સજીવ મૂર્તિએ સામે નજર નાખી, મહાસાગરના અદ્‌ભુત ગીતને ઝીલી લેવા કાન ધર્યા. થોડી વાર પછી બોલી: "તમારે હાથેજ મને ફેંકી દો!"

અલગલાના મુખમાંથી એક કરુણ ચીસ નીકળી પડી. પણ ખાને વજ્ર જેવું હૈયું કરી, કઠોર બની ઉપર આસમાન સામે જોઈ, આંખો

બંધ કરી સમુદ્રમાં ફેંકી દીધી।

સમુદ્રમાં લહેરીઓ ઉઠી અને એક જીવતા જીવને-સુંદરતાની સજીવ મૂર્તિને પોતાની સાથે દૂર-સુદૂર ખેંચી ગઈ. ખાન કાન ધરીને સાંભળવા બેઠો. સંભવ છે કે કોઈ અવાજ ન જ આવ્યો. તેણે નીચી નજર કરી. સમુદ્રનાં પાણી હસી રહ્યાં હતાં. તોલાયક હાથ વડે મોં ઢાંકી મૂઢની માફક ઉભો રહ્યો.

સમય વીતવા લાગ્યો. આકાશમાંથી વાદળાં વીખરાવા લાગ્યા અને ચારે તરફથી ઠંડો મીઠો પવન વાવા લાગ્યો.

"અબ્બા! ચાલો."

"હવે થોડી વાર ઊભો રહે!" બુઢ્ઢાએ ખૂબ હળવા અવાજે ઉત્તર દીધો, જાણે કે પાણીમાંથી કંઈ સાંભળી રહ્યો ના હોય!

"અબ્બા! ચાલો."

"જરા હજુ થોડી વાર ઉભો રહે."

તોલાયકે ઘણી વખત કહ્યું, પણ ખાન બેઠો હતો ત્યાંથી ખસ્યોજ નહિ. બેઠો હતો તેજ જગ્યા પર ઢળી પડ્યો જ્યાં થોડી પળો પહેલાં

પ્રત્યેક વસ્તુનો અંત આવે છે. આખરે ખાન ઉભો થયો.

બાપ-દીકરો બંને ઘર તરફ રવાના થયા.

"પણ હું શા માટે, કોને ખાતર કઈ આશાએ ઘેર જઈ રહ્યો છું, તોલાયક?" બે ચાર ડૂસકાં ભરી બુઢ્ઢો બોલ્યો: મારું જે કંઈ હતું તે તો અનંત મહાસાગરમા મળી ગયું! હવે હું ક્યાં, કોની પાસે જાઉં? કોના માટે જાઉં? મારી પર કોણું ચાહના રખનાર છે? જેને કોઈ પ્યાર કરનાર નથી, અંતઃકરણથી ચાહનાર નથી તેને જીવવાથી એ શો ફાયદો? હે!"

"તમારી પાસે અઢળક નાણું છે, અપાર સંપત્તિ છે. યશ છે. સન્માન છે. કીર્તિ, વૈભવ ને પ્રતિષ્ઠા છે, અબ્બા!"

બુઢ્ઢાની આંખમાં પાણી ભરાયાં. તેનો કંઠ રૂંધાવા લાગ્યો. મન અકળાવા લાગ્યું. તે હતાશ ને કરૂણ સ્વરે બોલ્યો: "એમાં શું દહાડા વળે? બેટા, હૃદયની આગળ પ્રેમની તુલનામાં એની કંઈ વિસાત નથી. આહ! જેના માટે મેં આટ આટલી દોલત-સંપત્તિ એકઠી કરી હતી, હવે જ્યારે એજ નથી તો પછી એ સંપત્તિને, દોલતને શું કરૂં? મારે મન એની કશીય કિંમત નથી રહી! મારા માટે સંપત્તિ, વૈભવ, કીર્તિ, યશ, સન્માનને પ્રતિભા-બધાંય નિરર્થક નકામાં છે!"

"અબ્બા! એ ગઈ તો ખેર! હજુ ઘણી છે. એથીયે વધુ રૂપવાન ગુણવાન ઘણીય મળી રહેશે."

"નહિ, બેટા! એ વાત ન કરતો. તારા શબ્દો સાંભળી મારાં રોમરોમ જાગી ઉઠે છે. હવે આ અંતર કોઈને આપી શકાય તેમ નથી. સપને પણ નહિ. મને તું એક વાર એનીજ સુરત બતાવી આપ! આહ! તલપૂરે એની કાન્તિ બતાવી આપ! અને આ આખુંયે રાજપાટ, ધન, દોલત, વૈભવ કીર્તિ યશ સન્માન સઘળું લે! મેળવી આપ એને! એને...એ...ને...ઓહ! એક વાર એ...ને...! ખુદા તારું ભલું કરે, તોલાયક! અલ્લાહ તને આબાદ રાખે. હરહંમેશ હરકામમાં તને મદદ કરે. બસ, જાઉં છું. બેટા. મને માફ કરજે. વિદાય લઉં છું!" બુઢ્ઢાએ સમુદ્ર ભણી દોટ મૂકી.

"અબ્બા! અબ્બા!"

"નહિ, નહિ. મને એ બોલાવી રહી છે. જો, મને એ સાદ કરી રહી છે. જવા દે, જવા દે!"

"આહ! અલ્લાહ! ખુદા!"

"એ બધુ જાણે છે!"

અલબેલા અગાધ ઉંડા જલનિધિમાં કૂદી પડ્યો!

અસહાય ફાટી આંખે જોતોજ રહ્યો.

# મહૂમ "ફાની" વીરમગામી માટેની શોક સભાઓ.

"જીવતાં જાણ્યો નહિ અને મર્યા પછી પિછાણ્યો ?" અથવા "ભાઈ ભેંસના મોટા ડોળા !" જેવી લોકોક્તિઓને ખરી ઠેરવવા આપણા મુસ્લિમ બંધુઓ જાગ્યા છે. ખેર ! ગુજરી ગયા પછીએ કદર કરવા જેટલી હવે મુસલમાનોએ લાયકાત પ્રાપ્ત કરી એ પણ ઉજ્વળ ભાવિની નિશાની છે. ભાઇ 'ફાની'ના ભરયુવાનિમાં થએલા અકાળ અવસાનથી ગુજરાતના સાહિત્ય પ્રેમીઓનાં હૈયાં દાઝયાં છે અને એ દાઝેલાં હૈયાંની વરાળ કાઢવા ઠેરઠેર શોક સભાઓ ભરવામાં આવી છે. જે જે સ્થળેથી તે સભાઓના હેવાલ પ્રગટ થવા માટે અમારી ઉપર આવ્યાં છે. તેમાંથી ફક્ત ઠરાવોજ અમે રજુ કરીએ છીએ.

—તંત્રી.

**ઠરાવ.** 'આ સભા ગુજરાતના એક જાણીતા ગઝલકાર ભાઇ 'ફાની' ઉર્ફે અલીમીયાં નથુમીયાં મલીકના તરૂણ વયે થએલા અકાળ અવસાન માટે પોતાની હાર્દિક શોક-સહાનુભૂતિ પ્રગટ કરે છે. મર્હૂમ ગુજરાતની કવિ સંમેલન પ્રવૃત્તિ આરંભાઈ તે પહેલાંથી ગઝલ વિકાસમાં પોતાનો ફાળો આપતા આવ્યા હતા. અને બીજી રીતે પણ સાહિત્ય સેવા કરતા આવ્યા હતા. આ સભા મર્હૂમની એ સેવાઓની કદરની લાગણી સાથે નોંધ લે છે અને મર્હૂમના આત્માની શાંતિને માટે દુઆ ગુજારે છે' તેમજ તેમના કુટુંબીઓનાં દુઃખમાં સહાનુભૂતિપૂર્વક ભાગ લે છે."



વીરમગામમાં 'ફાની' દીનની ઉજવણી નિમિત્તે મ્યુનિ. હોલમાં ભરાએલી શોક સભાનો આ ઠરાવ છે.

**ઠરાવ.** "શહેર ભાવનગરના મુસલમાનો અને મુસ્લિમ ગઝલકારોની આ સભા ગુજરાતના જાણીતા ગઝલકાર જનાબે 'ફાની'ના અકાળે થએલા ઇન્તિકાલ અંગે શોક પ્રદર્શિત કરે છે. મર્હૂમ મુસ્લિમ ગુજરાતની મુશાયરા પ્રવૃત્તિ આરંભાઈ તે પહેલાંથી ગઝલ વિકાસમાં પોતાનો ફાળો આપતા આવ્યા હતા, અને બીજી રીતે પણ મુસ્લિમ સાહિત્યની સેવા કરતા રહ્યા હતા. આ સભા મર્હૂમની એ સેવાઓ તરફ કદરની લાગણી સાથે જુએ છે, અને એમના આત્માની શાંતિ માટે દુઆ ગુજારે છે. તેમજ તેમના કુટુંબીઓનાં દુઃખમાં દિલસોજી પૂર્વક ભાગ લે છે."

ભાવનગરમાં 'ફાની'ના અવસાનનો શોક પ્રદર્શિત કરવા મળેલી સભાનો ઠરાવ.

**ઠરાવ.** "રાંદેરના કવિઓ, લેખકો અને સાહિત્ય રસિકોની આ સભા જાણીતા લેખક તથા કવિ ભાઇ 'ફાની' વીરમગામીના અકાળ અવસાન બદલ ખેદ પ્રદર્શિત કરે છે, અને દુઆ કરે છે કે ખુદા ભાઇ 'ફાની'ને જન્નતુલ ફિરદૌસ અતા કરે અને તેમના કુટુંબીજનોને સબ્રે જમીલ અતા કરે ! આમીન. વિશેષમાં આ સભા માને છે કે ભાઈ 'ફાની'ના અવસાનથી ગુજરાતને પડેલી ખોટ અને તેમાંએ ખાસ મુસ્લિમ ગુજરાતની સાહિત્ય આલમને પુરાવી મુશ્કેલ છે. ગુજરાતે જીવતાં તો પોતાના એ સાહિત્યકારને ન પિછાણ્યો પણ ગુજરી જવા પછીએ તેની યોગ્ય કદર કરશે એવી ગુજરાતના સાહિત્ય પ્રેમીઓથી આ સભા આશા રાખે છે."

રાંદેરમાં મર્હૂમ 'ફાની'ના અવસાનનો શોક દર્શાવવા મળેલી સાહિત્ય પ્રેમીઓની સભાનો આ ઠરાવ છે.

**એક વ્યક્તિગત સૂચન.** "ફાનીનો સ્મારકગ્રંથ બહાર પાડવા માટે આપણે કંઇક કરીએ તે જ ખરી લાગણી વ્યક્ત કરી કહેવાય." એમ ભાવનગરથી ભાઈ ક.સિમબેગ પૂંજાબેગ ગુજરાતના મુસ્લિમ સાહિત્યકારોને સૂચવે છે.

# જરીક સંરખાવી જુઓ !

હિંદીઓની કમર કેમ વાંકી વળી ગઇ છે ટાંટીયા કેમ ટટ્ટાર નથી અને છાતીના પાટીઆં કેમ બેસી ગએલાં લાગે છે ? અંગ્રેજો છાતી કાઢીને કમર ટટ્ટાર રાખીને ધરણીને ધ્રુજાવતા ચાલે છે, કે જેથી ધરતીમાં ટાંટિયા ગરકી જાય છે તેનું શું કારણ છે તે નીચેના આંકડા વાંચવાથી રોશન થશે. કરાંચીના જાણીતા આંકડાશાસ્ત્રી ડુંગરશી ધરમશી સંપટના એક લેખ ઉપરથી ઉધૃત.

સંપાદક.

## વાંચો થોડાક બોલતા આંકડા.

૧. બ્રિટનમાં ૯૦ ટકા સ્ત્રીઓ અને ૯૭ ટકા પુરૂષો ભણેલા છે, હિંદમાં ૨ ટકા સ્ત્રીઓ અને ૧૨ ટકા પુરૂષો ભણેલા છે.

૨ હિંદમાં પ્રત્યેક મનુષ્યની સરેરાશ વાર્ષિક આવક ૫૦ રૂપિયા છે, બ્રિટનમાં દરેક મનુષ્યની વાર્ષિક સરેરાશ આવક ૧૨૦૦ રૂપિયા છે.

૩ હિંદમાં લોકોનું સરેરાશ આયુષ્ય ૨૩ વર્ષ છે અને બ્રિટનમાં ૫૬ વર્ષ છે.

૪ હિંદમાં બાળ મરણનું પ્રમાણ હજારે ચારસોનું છે, બ્રિટનમાં ૧૨૫ની અંદર છે. (આનું કારણ સ્વાસ્થ્યરક્ષાના પ્રયોગો છે.)

૫ બ્રિટનના આધિપત્ય નીચે જગતના $\frac{1}{4}$ ભાગની જમીન છે, હિંદના આધિપત્ય નીચે તેનો પોતાનો મુલક પણ નથી.

૬ હિંદમાં ૮૦ ટકા પ્રજા ગામડામાં વસી ખેતી ઉપરે નભે છે, બ્રિટનમાં ૬૭ ટકા પ્રજા શહેરના ઉદ્યોગો ઉપર નભે છે. ખેતી ઉપર માત્ર ૧૧ ટકાજ નભે છે.

૭ હિંદમાં કારખાનાંઓની સંખ્યા ૧૩ હજારની છે, બ્રિટનમાં ૧૧ લાખ ઉપર છે.

૮ હિંદમાં હિંદી વહાણવટાંની પોતાની માલીકીની ૨૫ સ્ટીમરો છે. બ્રિટનમાં બ્રિટનની માલીકીની ૩૦ હજાર સ્ટીમરો છે.

૯ બ્રિટનના ૩ અબજ પાઉન્ડ પરદેશમાં ખાણો, રેલ્વે અને કારખાનાંઓમાં રોકાઇ તેમાંથી મોટી પેદાશ મેળવે છે, હિંદનું પરદેશમાં રોકાણ શૂન્યવત્ છે.

૧૦ બ્રિટન પાસે વિમાનનો અને સાગરનો મોટો લડાયક કાફલો છે, હિંદમાં એ નામે મોટું મીંડું છે.

૧૧ બ્રિટનની ખરાબ જમીનમાંથી વૈજ્ઞાનિક સાધનોથી દર એકરે ૨૦ હંડ્રવેટ અનાજ પેદા થાય છે, હિંદમાં સારી જમીનમાંથી પણ માંડ માંડ ૮ હંડ્રવેટ અનાજ મળે છે.

૧૨ માત્ર બે લાખ અંગ્રેજો પરદેશમાં જઇ હિંદ જેવા મોટા દેશ અને જગતમાંના એના સામ્રાજ્યના બીજા દેશો ઉપર કાબૂ રાખે છે. આપણે પાંત્રીસ કરોડની પ્રજા પણ કંઇજ કરી શકતા નથી.

૧૩ બ્રિટનમાં દર વર્ષે ૨૧ કરોડ ટન કોલસો ખોદાય છે, હિંદમાં માત્ર ૨ કરોડ ટનજ ખોદાય છે.

# કસ્તૂરી

## "ઝાર" રાંદેરી.

(માલિક:-ધી રાંદેર યુનાની ફાર્મસી, રાંદેર)

... અતિ વિખ્યાત અને કીમતી વસ્તુ છે. જેનો ઉપયોગ દવા લેખે તેમ સુગંધી માટે કરવામા આવે છે. જુદા જુદા દેશોમાં જુદા જુદા નામે બોલાય છે અરબીમાં મિસ્ક, હિન્દીમાં કસ્તૂરી ફાર્સીમાં મુશ્ક, અંગ્રેજીમાં મુસ્ક, અને ચીનની ભાષામાં **શી સાંગ** કહે છે.

કુદરતે કસ્તૂરી મૃગની નાફની લગાર પાછલા ભાગ અને ઈંદ્રિની લગાર આગળ કસ્તૂરીનું સ્થાન બનાવ્યું છે. જે **નાફો** કહેવાય છે. એ નાફાની પાસે અંદરના હિસ્સામા એક એવી માંસ ગ્રંથી છે કે જેમાથી રુતૂબત નાફામાં ટપકી ન્હાની ન્હાની ગોળિયો રૂપે ઉત્પન્ન થાય છે, આ રુતૂબતને ઈંદ્રિ સાથે ખાસ સંબંધ રહે છે, કારણ કે જે સમયે કસ્તૂરી મૃગની માદા ગર્ભિત થાય છે તે વખતે આ રુતૂબત (તરાવટ) ઘણીજ અસરમય અને લાજવાબ હોય છે.

કસ્તૂરી મૃગ વધુ ભાગે ઉત્તર એશીયા તેમા ખાસ કરી હીમાલય, તીબેટ, નેપલ, ઉત્તર ચીન, રશીયા, કાશ્મીર વગેરેમાં મળી આવે છે. કસ્તૂરી-મૃગ ઘણુંજ એકલસરૂં અને પર્વતોની ટોચોની ઉપર રહેનારૂં હોય છે, ઉંચામાં ઉંચા પર્વતોની ટોચો કે જે બર્ફથી ઢંકાયલી હોય તે તેનું સ્થાન હોય છે. એ ઘણુંજ વહશી (જંગલી) જાનવર છે. જેને જીવતુ પકડવુ ભારે આફતોનો સામનો કરવા સમાન છે। તેની લંબાઈ વધુમા વધુ ત્રણ ફીટની હોય છે. તેનો ચહેરા વરૂ અને કંઈક ભાગ હરણને મળતો છે. તેનો રંગ મોસમોની સાથે બદલાતો રહે છે. કદી ભૂરો, કદી કાળો. ઈત્યાદિ હરણોના જેમ એને શીંગડા થતાં નથી.

કસ્તૂરી-મૃગની નાફ અને ઈંદ્રિની વચ્ચે એક થેલી લગાર લંબગોળ થાય છે, તેનો વધુ ભાગ પેટની અંદર હોય છે. જે આસરે બે ઈંચ લાંબી, દોઢ ઈંચ પહોળી અને સવા ઈંચ ઉંચી હોય છે તેની વચ્ચે એક અતિ ન્હાનું છિદ્ર હોય છે, જેમાથી રહીને રુતૂબત થેલીમાં ભેગી થાય છે, એ થેલી **નાફો** Musk Pod કહેવાય છે.

કસ્તૂરી-મૃગનો શિકાર સાધારણ હરણોની જેમ સહેલો નથી પણ અતિ કઠિન છે. શિકારી કુતરાઓ પણ આજિઝ થઈ જાય છે, કારણ કે એ મૃગ એટલી બધી ઝડપે દોડે છે કે એની ઝડપે દોડનારૂં પ્રાણી દુન્યામાં ભાગ્યેજ કોઈ બીજું હશે, થોડીક મિનિટમાં તો ચારસો પાનસો ફીટની ઉંચાઈએ ચઢી જાય છે. શિકારીઓ એનો શિકાર એવી રીતે કરે છે કે એના દોડવાના માર્ગમાં ઉંડા ખાડાઓ ખોદી તેની ઉપર કચરો ઈત્યાદિ ઢાંકી રાખે છે. જ્યારે મૃગ તેમાં ફસી જાય છે ત્યારે સંભાળ પુર્વક ઉતરવાના સાધનો વડે સારી રીતે તપાસ કરીને ઉતરવું પડે છે, અને ઉતરનાંજ મૃગને મારી નાખી નાફો કાપી લેવો પડે છે.

ઉપર દર્શાવ્યા મુજબ કસ્તૂરી-મૃગ ઘણા દેશોમાં થાય છે તેથી કસ્તૂરી પણ ભિન્ન ભિન્ન જાતની આવે છે. કારણ કે દરેક દેશના મૃગ જેવી રીતે જુદાજુદા રંગ ઢંગના હોય છે તેવીજ રીતે કસ્તૂરી પણ જુદીજુદી કવોલીટીની થાય છે. જેમાં ચાર જાતનાં કસ્તૂરી વિખ્યાત છે. (૧) **મુશ્કે ખુતન** (૨) **મુશ્કે નેપાલ** (૩) **મુશ્કે કશમીરી** (૪) **મુશ્કે સાઇબીરિયા** : તેમાં સર્વથી શ્રેષ્ઠ મુશ્ક ખુતન અને સર્વથી હલકું સાઇબિરિયાનું હોય છે.

કસ્તૂરીનો રંગ કાળો લાલાશ પડતો હોય છે. કોઈ વખતે ભૂરા રંગના દાણાઓ મળી આવે છે. એક નાફામાંથી દોઢથી બે તોલા સુધી નીકળે છે. કેટલાક મ્હોટા નફાઓમાંથી એથીયે વિશેષ નીકળે છે, જેમાં કેટલોક ભાગ ભૂકી અને કેટલોક ભાગ દાણા હોય છે, એ દાણાઓને એના વેપારીઓ સુકરહ કહે છે એ ઉપરાંત નાફા-માંથી પાતળી ખાલના ન્હાના ન્હાના ટકડા પણ નીકળે છે, જેને વેપારીઓ **મદન** કહે છે. મદનને કસ્તૂરીમાથી કાઢી નાખવી પડે છે.

કસ્તૂરીના ઇતિહાસ માટે સર્વ રીતે મના-યલી વાત છે કે ચીનાઓને સર્વથી પહેલાં એની જાણ થઈ હતી, તેમ સંભવિત છે કે માત્ર સુગંધી માટે એનો ઉપયોગ ઘણા વરસોથી થતો હોય. પણ દવાના કામમાં એની તેહકીક તેમ એના ગુણદોષની જાણ અને એનો ઉપયોગ સર્વથી પહેલાં અરબોએ કર્યો હતો આજના પુસ્તકો ઉપ-રથી તો સ્પષ્ટ સમજાય છે કે દવા દારૂનાં દુન્યામાં કસ્તૂરીની વિખ્યાતી અરબોનીજ શોધખોળનું પરિણામ છે. યુરોપમાં પણ એને અરબોએજ પ્રથમ મોકલી હતી અને સર્વથી પ્રથમ ગ્રીસના રાજાને ત્યાં સુલ્તાન ગાઝી સલાહુદ્દીન એ મિત્ર-તાના તોહફા લેખે સન ૮૮૫ ઇસ્વીમાં મોકલી હતી.

અરબ હકીમો એના ગુણો અતિ હેરત પમાડે એવા વર્ણવે છે. કસ્તૂરી ગરમ, ખુશ્ક છે, સખત મવાદોને નરમ કરી કાઢનાર, મંદ પડેલા શારીરિક ગરમીને પ્રમાણસર લાવનાર. તમામ ઇંદ્રિયો અને શક્તિઓને પ્રબળ બનાવી પ્રફુલ્લિત કરનાર, માથે ખુલિયા, આંકડી, અર્ધાંગવાયુ, ધ્રુજારો, સ્મરણ શક્તિની મંદતા, ઇત્યાદિને આશ્ચર્ય પમાડે એવા લાભો પહોંચાડે છે, આંખોને પણ ઘણો લાભ પહોંચાડે છે, આંખોમાંથી પાણીનું નીકળ્યા કરવું, કે આંખ, ને નષ્ટ કરી આંખોના પડદાને પણ શક્તિ અર્પે છે. તેમાં ખાસ કરી મેદાંઈ માટે તો ઇક્સીર સમાન છે. ખાસ વૃદ્ધો-વય અને ઠંડા સ્વભાવના માણસો માટે તે આશીર્વાદ રૂપ છે.

કસ્તૂરી અતિ કીમતી દવા હોવાના કારણે એમાં તરેહવાર ચીજોની મિલાવટ કરવામાં આવે છે, શુદ્ધ કસ્તૂરીને પિછાનવી ખાસ એના એક્ષ-પર્ટનું કામ છે. શિકારના સમયથી લઈને છેલ્લે ઉપયોગ કરનારના હાથ સુધીમાં દરેક જગ્યાએ એમાં મિલાવટનો સંદેહ થઈ શકે છે. કેટલાક શિકારીઓ તો શિકાર કરતાં જ મૃગના લોહીમાં થોડો નવશાદર અને અસલી કસ્તૂરી મેળવી એવી રીતે નાફામાં ભરી દે છે કે ખુદ બીજો શિકારી પણ તેની પરિક્ષા કરી ન શકે. અગર કોઇ શિકારી તરફથી મિલાવટ કરવામાં ન આવે તો વેપારીઓ ઘણીજ હુસ્યા-રીથી નાફામાં ન્હાના કાણાઓ પાડી ચિમોડી-આઓનું લોહી ઇત્યાદિ ભરી દે છે. મતલબ કે અનેક રીતે કસ્તૂરીમાં મિલાવટો કરવામાં આવે છે, જેનું લંબાણુ વર્ણન આ સ્થળે યોગ્ય નથી. આ કારણોના લીધે કસ્તૂરી શુધ્ધ મળવી કઠિન છે એમ કહેનાર ખોટું કહેતો નથી. કોઇ વખતે ચીનમાં એવો રિવાજ હતો કે બંગાડીમાં જે વહાણ કસ્તૂરી લઇને આવતું તેની પાસે જકા-તમાં નાણાંને બદલે કસ્તૂરી લેવામાં આવતી. અને સરકારી અમલદારો તે કસ્તૂરીની એટલી સખત રીતે પરિક્ષા કરતા કે મિલાવટ કરનાર અકળાઈ જતો, અને જો તેઓને માત્ર મિલા-વટનો સંદેહ પણ થતો તો કસ્તૂરી લાવનારની ગરદન ઉડાવી દેવામાં આવતી. તેથી ચીનમાં કોઇ વખતે શુધ્ધ કસ્તૂરી મળતી હતી.

કસ્તૂરીની સુગંધી અતિ તેઝ અને પાયાદાર હોય છે. સ્વાદ કડવો, રંગ ભૂરો કાળાશ પડતો હોય છે, અગર બાળવામાં આવે તો ધોળો ભડકો થાય છે, અને બળીને ઇસ્પંજની જેમ કોયલો થાય છે, લોહીની મિલાવટવાળી કસ્તૂરી બળતી વખતે

લગાર દુર્ગંધ પણ આપે છે અને ધોળા ભડકાને બદલે ધુમાડો થાય છે. મિલાવટી કસ્તૂરી વજનદાર અને વધુ કાળી હોય છે.

## મિશ્ક બિલાવ

. આ એક જાતની બીલાડીને કહેવામાં આવે છે જો કે બીલાડીની સુરતમાં તથા એના ચહેરામાં ઘણો અંતર છે. મુશ્ક બિલાવનો ચહેરો લાંબો, કદમાં લાંબી અને શરીરે બીલાડીથી પાતળી હોય છે. એના પગો બિલ્લાડીથી ન્હાના પણ અતિ બળવાન હોય છે. એના શરીરે ઘણા લાંબા લાંબા વાળો હોય છે. એને પણ કસ્તૂરી મૃગની જેમ નાફો હોય છે તેમાં કસ્તૂરી સમ સુવાસિત તેમજ કસ્તૂરી જેવો જુદો નીકળે છે. સુગંધીમાં કસ્તૂરીથી પણ તે વધુ તેઝ હોય છે. એ જનાવર, આફ્રિકા, જાવા, બંગાળ, સિલોન, આસામ, મલબાર, ચીન, મલાયા, સુમાત્રા વગેરેમાં થાય છે.

એના નાફામાંથી જે કસ્તૂરી નીકળે છે. તેના વૈદકરૂપે ગુણો અને સ્વભાવોની તેહકીક થઇ નથી, પણ હા ! સુગંધીમા ઘણા મ્હોટા પ્રમાણમાં એને વાપરવામાં આવે છે, તેથી એ વસ્તુ યુરોપમાં ઘણી વેચાય છે.

ચીનના લોકો એને માત્ર સુગંધી લેખે વાપરે છે. તરેહવાર અત્તરો અને તેલોમાં મિલાવી, જલસાઓ અને લગ્ન શાદીના પ્રસંગોમાં પોતાના લિબાસો ઇત્યાદીને એના વડે સુવાસિત બનાવે છે. હિન્દમાં ઘણા લોકો કસ્તૂરી સમજી એને ખરીદ કરે છે, એનો નાફો કસ્તૂરી મૃગના નાફાને મળતો હોવાથી આમ લોકો ઘણી સ્હેલાઇથી ધોકો ખાઈ જાય છે મ્હોટે ભાગે પંજાબી અને પઠાણોના નોકરો જ્યારે એની પેદાશની જગ્યાએ જાય છે ત્યારે ત્યાંના શિકારીઓ સસ્તા ભાવે તેઓને વેચે છે, અને તેઓ તે એક એક બે બે રૂપીઆના નાફાને સારા ભાવે વેચે છે. જેને સમજવું એના પરિક્ષકોનું કામ છે.



# "ઈકબાલ જીબ્રીલની પાંખો ઉપર"

એસ. ઈ. ડીનીઆ
બી. એ. (ઑનર્સ)

'ઈકબાલની કવિતા એટલે સમય અને અંતરનું રૂપાંતર, વિચારોની ગૂઢતા, ભાષા અને સંગીતનો સર્વોત્તમ નમુનો' ઇકબાલની 'બાંગે દરા' એટલે સંઘ-ઘંટ. એમાં ઈકબાલ એક હિંદી તરીકે, એક મુસ્લિમ તરીકે, અને 'કૉસ્મોપોલીટન' તરીકે એકાસાથે દેખાય છે. બાંગે દરામાં ઇકબાલ ધ્યેયની મંઝિલ દેખાડે છે, કોમને તેમનો ઇતિહાસ સંભળાવે છે, નવજુવાનોને કર્તવ્ય પંથની ઝાંખી કરાવે છે, અને જગતમાં ચાલી રહેલ પ્રપાકુપી ઉપર વિલાપ કરે છે. 'મઝદૂર'ને પોકાર કરે છે કે 'હવે ત્હારા દૌરની શરૂઆત થાય છે.' બાંગે દરા એટલે કહી નાખો યૂસુફીનો 'શિકવો' કહી નિયાઝે યાકૂબીનો 'જવાબે શિકવો.'

બાંગે દરા પછી, ઇકબાલ ઉર્દૂમાં કવિતા લખવાનું માંડી વાળે છે અને પોતાના દિલ અને દિમાગને ફારસી કવિતા તરફ વાળે છે. ઉર્દૂ દુન્યાં ઇકબાલની ઉર્દૂ માટે વરસો લગી રાહ જુએ છે. ઊંચટે બાર વરસ પછી, એટલે ૧૯૩૫ના જાન્યુઆરિમાં 'બાલે જીબ્રીલ' (જીબ્રીલની પાંખો) પ્રગટ થાય છે. ઉર્દૂ કવિતામાં નવા પ્રાણ પુરાય છે. અને દુન્યા દેખે છે કે ઝમીન ઉપરથી માનવતાને પોકાર કરનાર હવે આકાશ ઉપરથી પ્રકાશ નાખવો શરૂ કરે છે.

**બાલે જીબ્રીલ એટલે જીવન ગુથ્થીનો ઉકેલ, ધ્યેયની મન્ઝિલ ઉપર પહોંચવા માટેનો સામાન, અને કુલ માનવ સમાજ માટે સુખ અને શાંતિનો પયગામ.** બાલે જીબ્રીલની પહેલીજ ગઝલમાં ઇકબાલ પોતાને આખી સૃષ્ટિની ગુંચનો ઉકેલ માને છે, અને કહે છે:—

તુને યે ક્યા ગઝબ કીયા મુઝકો ભી ફાશ કરદીયા
મૈં હીતો એક રાઝથા સીનએ કાયનાતમેં !

[હાય! તેં આ શો ગઝબ કર્યો કે મને આમ ખુદ્દો કરી દીધો, દેખતો નથી કે હું જ આખી સૃષ્ટિનો ગુંચનો ઉકેલ છું.] અને સાથે સાથે એ પણ જણાવી દે છે કે મારી આવાઝ એટલે ધરતી અને આકાશ ઉપર કયામત પૈદા કરી દેનાર બાંગ'' .

મેરી નવાએ શૌકસે શોર હરીમે ઝાતમેં!
ગલગલહાએ અલઅમાં બુતકદએ સફાતમેં!

[મ્હારી મસ્તી ભરી આવાઝ આકાશ ઉપર શોર કરી મૂકે છે, અને ધરતીના બુતકદાઓ અલઅમાન, અલઅમાન પોકારી ઉઠે છે.] વળી એજ ગઝલમાં ઇકબાલ પોકાર કરે છે કે તેને સઘળી શક્તિઓ, દિમાગી અને દિલી, માનવતામાં બંધુત્વ પૈદા કરવામાં ખર્ચાશેઃ—

ગર્ચે હે મેરી જુસ્તજુ દૈરો હરમકી નક્શબંદ
મેરી ફુગાંસે રસ્તખેઝ કાબએ સોમનાતમેં!

[જો કે મારી શોધ શક્તિઓ દૈર અને હરમને એક કરવા માટે છે, તો પણ મ્હારી એકજ ફુગાં કાબા અને સોમનાથમાં કયામત ઉભી કરી દે છે!]

આમ સહેજે જણાઇ આવશે કે કવિ બાલે જીબ્રીલની પેહલીજ ગઝલમાં યાહોમ કરીને આખી માનવ જાતીને પોતાની અજોડ શાયરીનો પરચો દેખાડવા તત્પર થઈ જાય છે, અને કવિઓને કવિતાના મર્મો અને શાયરીનો ધ્યેય સમઝાવે છે; કવિની નઝર એટલે સૃષ્ટિનું મથક્કરણ. ઇકબાલ કહે છેઃ—

ગઇમેરી નિગાહે તેઝ, ચીરગઈ દિલે વજૂદ!

[મ્હારી નઝર સૃષ્ટિના દિલને ચીરી પાર થઈ ગઈ] કહેવાનું સઘળું પેહલીજ ગઝલમાં ઇકબાલ કહી નાખે છે અને પછી જુદી જુદી દ્રષ્ટીથી જુદા જુદા વિષયો છેડે છે.

પછી તરતજ બીજી ગઝલમાં ઇકબાલ પોતાની અજોડ રીતીમાં ખુદાની સાથે વાત કરવા મંડી જાય છે, ખુદાને સવાલો કરી બેસે છે અને પૂછે છે કેઃ—

અગર કજરવ હૈં અંજુમ આસમાં તેરા હૈ યા મેરા!
મુઝે ફિકરે જહાં ક્યું હો, જહાં તેરા હૈ યા મેરા!

આગળ ચાલતાં કવિ ખુદાને પૂછે છે કે માનવીઓ તેં પૈદા કર્યા છે, એટલે તેમને જે નુકસાન થઈ રહ્યું છે તે કોનું નુકસાન છે?

ઇસી કૌકબકી તાબાનીસે હૈ તેરા જહાં રૌશન
ઝવાલે આદમે ખાકી ઝીયાં તેરા હૈ યા મેરા!

[આજ તારલાથી ત્હારા જગતમાં રોશની છે, એ તારાનો નાશ ત્હારૂં નુકસાન છે કે મ્હારૂં!]

ત્યાર પછીની ગઝલમાં કવિ ખુદા પાસે 'કાંઇક' માગે છે, પણ એ માંગવામાં ખાસ ઇકબાલી રંગ જણાઇ આવે છે. કવિ માગે છે કેઃ—

ઇશ્કભી હો હિજાબમેં હુસ્નભીહો હિજાબમેં!
યાતો ખુદ આશકાર હો, યા મુઝે આશકાર કર!

[એ અજબ વાત છે કે ઇશ્ક પણ પરદામાં હો, અને હુસ્ન પણ પરદામાં, (એ ન ચાલે) યાતો તું બહાર આવ, યા પછી મને ખુલ્લો કરીદે!] આગળ ચાલતાં કવિ કહે છે કે જ્યારે તેં મને જન્નતના બગીચામાંથી અહીં સફર અર્થે મોકલ્યો છે, ત્યારે ઉતાવળ ના કરીશ, મારે હજી અહીં ઘણું કામ બાકી છેઃ—

બાગે બહિશ્તસે મુઝે હુકમે સફર દીયા થા ક્યું!
કારે જહાં દરાઝ હૈ અબ મેરા ઇન્તિઝાર કર!

જો હું એક પછી એક ગઝલ લઈ લખવા બેસું તો એક આખું થોથું થઈ જાય એટલે હવે થોડાક નમુના આપી બાલે જીબ્રીલમાં શું છે તે બતાવવાની કોશિશ કરીશ. મ્હારો વિચાર છે કે પેહલાં થોડીક રૂબાઈઓ આપું એનું કારણ એટલુંજ કે ઉર્દૂ ભાષામાં ઇકબાલની રૂબાઇઓ અનેરૂં સ્થાન ભોગવે છે. મૂળ વાત એમ છે કે ઉર્દૂ શાયરીમાં રૂબાઈઓ ઘણા થોડાએ લખી છે અને જે લખાઈ છે તેના મુકાબલામાં ઇકબાલની રૂબાઇઓ

સર્વોત્તમ છે. આપ ખુદ અહીં થોડી રૂબાઇઓ વાંચો અને વિચારો.

તેરે શીશે મેં મય બાકી નહીં હે ?
બના ક્યા તુ મેરા સાકી નહીં હે ?
સમંદરસે મીલે પ્યાસેકો શબનમ !
બખીલી હય યે રઝ્ઝાકી નહીં હે !

[કહી દે શું ત્હારા શીશામાં શરાબ નથી ? શું તું મારો સાકી નથી ? તરસ્યાને દર્યામાંથી ઝાકળ પીવા મળે છે ! એ નરી બખીલાઇ છે સખાવત નથી !

બીજી રૂબાઇમાં નવજુવાનો માટે દુઆ કરી છેઃ-

જવાનો કો મેરી આહે સહર દે
ફિર ઇન શાહીં બચ્ચોંકો બાલો પર પરદે
ખુદાયા આરઝુ મેરી યેહી હે
મેરા નુરે બસીરત આમ કરદે !

[નવજુવાનોને મ્હારી સવારની આહો દે. એ શાહી બચ્ચાંઓને તું પાંખ અર્પ, હે ખુદા મ્હારી એટલીજ પ્રાર્થના છે કે મ્હારી દેખવાની શકિત આમ કરી દે.]

ત્રીજી રૂબાઇમાં ઈકબાલ ખુદા સાથે છેડછાડ કરે છેઃ-

તેરી દુન્યા જહાંને મુર્ગો માહી
મેરી દુન્યા ફુગાંને સુબ્હગાહી !
તેરી દુન્યામેં મેં મહકૂમો મજબૂર
મેરી દુન્યામેં તેરી પાદશાહી !

ત્હારી દુન્યા એટલે પક્ષીઓ અને માછલાંઓ. મ્હારી દુન્યા એટલે સવારની એક આહ ! ત્હારી દુન્યામાં હું ગુલામ અને નિર્બળ મ્હારી દુન્યામાં ત્હારી બાદશાહી !

એક બીજી રૂબાઈમા ગુલામી ઉપર વિલાપ કરવામાં આવ્યો છેઃ-

ખુદાઈ એહતેમામે ખુશ્કો તરહે
ખુદાવંદા ખુદાઈ દર્દે સર હે
વલેકીન બંદગી ! અસ્તગફિરુલ્લા
યે દર્દે સર નહીં દર્દે જીગર હે !

[બાદશાહત એટલે ઝમીન અને દર્યા ઉપરનો બંદોબસ્ત. હે ખુદા ! બાદશાહત માથાનો દુખાવો છે; પણ ગુલામી ! ખુદાની પનાહ ! એ માથાનો દુખાવો નથી પણ જિગરનું દર્દ છે.

'એક રૂબાઈમાં એટલું સમઝાવવામાં આવ્યું છે કે અકકલના ફંદામાંજ ફસાઈ જવું નહિ, કારણ કે અકકલ મન્ઝિલ ઉપર પોંહચવા માટેની રોશની છે, એ ખુદ મન્ઝિલ નથીઃ-

તેરે સીનેમેં દમ હે દિલ નહીં હે
તેરા દમ ગર્મીએ મેહફિલ નહીં હે
ગુઝર જા અકલસે આગેકે યે નુર
ચિરાગે રાહ હે મન્ઝિલ નહીં હે !

એક બીજી રૂબાઈમાં શાઇર ખુદાને પુછે છે કે તેનું સ્થાન ક્યાં છે, તે જગતમાં છે કે આખું જગત પોતેજ છે.

મકાની હું કે આઝાદે મકાં હું ?
જહાં મેં હું કે ખુદ સારા જહાં હું ?
વો અપની લા મકાનીમેં રહેં મસ્ત
મુઝે ઇતના બતા દે મેં કહાં હું ?

[હું સ્થાઇ છું કે સ્થળના બંધનથી મૂકત છું; હું ફકત જગત જોવા વાળોજ છું કે આખું જગત હુંજ છું; ભલે તે (ખુદા) સ્થળ બંધનોથી પર રહે, મ્હારે તો એટલુંજ જાણવું છે કે હું ક્યાં છું ?]

એક રૂબાઈમાં મુસ્લિમોની દુર્દશા ઉપર વિલાપ કરવામાં આવ્યો છે. રૂબાઇ છેઃ-

મોહબ્બત કા જુનું બાકી નહીં હે
મુસલમાનોમેં ખૂં બાકી નહીં હે
સફેં કજ, દિલ પરેશાં, સજદા બે ઝૌક
કે જઝબે અંદરૂં બાકી નહીં હે

મોહબ્બતની ઘેલછા બાકી નથી; મુસ્લિમોમાં હવે ખૂન પણ બાકી નથી; તેઓની (નમાઝ વેળા, સફો વાંકી રહે છે, દિલ પરેશાન, અને એમના સિજદાઓ શૌક વિનાના હોય છે; કારણ કે (એક બીજાને) અંતરનું ખેંચાણ નથી રહ્યું.

વળી એક દુઆ વાળી રૂબાઈ વાંચો:-

અના અસ્લાફ કા જઝબે દરૂં કર
શરીકે જુમરએ લા યહઝનું કર
ખિરદકી ગુથ્થીયાં સુલઝા ચુકામૈં
મેરે મવલા મુઝે સાહેબે જુનું કર।

[મ્હારા વડવાઓનું દિલ આપ; અને "નહિ ડરવાવાળાઓ" ના ટોળામાંનો મને એક બનાવ; હું અક્કલની તમામ ગુંચો ઉકેલી ચૂક્યો છું, હવે તો થોડી ઘેલછા આપ।]

હવે ગઝલોમાંથી થોડાક શે'ર રજુ કરું છું. ઇકબાલ કહે છે કે માનવતા જો ઇનસાનીયતની ઉંચી મન્ઝિલ ઉપર પોંહચી જવા પ્રયત્ન કરે તો તે ફરિશ્તાઓ કરતાં પણ ઉચ્ચ દરજ્જો ભોગવી શકે; શેર છેઃ-

ઉરૂજે આદમે ખાકીસે અંજુમ સેહમે જાતે હૈં,
કે યેહ તુટા હુઆ તારા મહે કામિલ ન બન જાએ।

[માટીના બનેલા માનવીઓની તરક્કીથી આકાશી તારાઓ બ્હી ગયા છે; કે ક્યાંક આ ખરી પડેલો તારલો પાછો પૂર્ણ ચંદ્ર ન બની બેસે.]

એક બીજા શે'રમા કવિ કહે છે કે જો કવિનું દિલ રોશન હોય તોજ તેના કવનમાથી ઝીન્દગી પયદા થઇ શકેઃ-

સીના રૌશન હો તો હે સોઝેસુખન એને હયાત;
હો નારૌશન, તો સુખન મર્ગે દવામ અય સાકી।

[જો દિલમાં રોશની હોય તો કવનની ગર્મીજ જીવન છે; અને જો એમાં ગર્મી ન હોય તો હે સાકી એ મૌત સમાન છે.]

વળી એક જગ્યાએ કવિ કહે છે કે મ્હારે માટે આ જગતમાં મૌત અને પેલા જગતમાં હંમેશનું જીવન શા માટે રાખ્યું હશે; એમ કરીને મારી આઝાદી શા માટે ખુંચવી લીધી હશે:-

તેરે આઝાદ બંદોકી ન યેહ દુન્યા ન વોહ દુન્યા;
યહાં મરનેકી પાબંદી, વહાં જીનેકી પાબંદી।

[ત્હારા આઝાદ બંદાઓની તો ન આ દુન્યા છે, ન પેલી દુન્યા; કારણ કે અહીં મરવાની કેદ રાખી છે તો ત્યાં હંમેશ જીવવાની।]

એજ ગઝલમાં બીજા એક શે'રમાં કવિ કહે છે કે સ્થળ બંધનથી માનવતા નબળી અને નમાલી થઇ જાય છે. માનવીઓએ શાહી (ગરૂડ) પક્ષીના જેમ માળો બાંધવાની ખટપટથી દૂર રહેવું જોઇએ:—

ગુઝર અવકાત કર લેતા હે યે કોહો બયાબાં મેં;
કે શાહીં કે લીએ ઝિલ્લત હે કારે આશીયાં બંદી।

[ગરૂડ, પોતાનું જીવન પહાડો અને જંગલોમાં પુરૂં કરે છે, કારણ કે માળો બાંધી ત્યાં રહેવું શાહી માટે એક શર્મ ભરેલું કૃત્ય છે।]

ઉપલા શે'ર જેવોજ એમનો એક બીજો શે'ર વાંચો એટલે ઇકબાલી સમજવામાં સુગમતા થઇ પડશે.

નહી તેરા નશેમન કસ્રે સુલતાની કે ગુંબદ પર
તુ શાહીં હે બસેરા કર પહાડોંકી ચટાનો પર

[ ત્હારૂં રહેઠાણ બાદશાહના મેહલો ન હોવા જોઇએ કારણ કે તું (મુસ્લિમ) શાહીં છે એટલે ત્હારે તો પહાડોમાં રહેવું જોઇએ.

વળી બીજો એક એવોજ શે'ર વાંચો એ શે'રમાં ઇકબાલ કહે છે કે જે શાહીં બચ્ચો ગીધડાંઓમાં મ્હોટો થયો હોય તે શું સમજે કે શાહીનો શીકાર શું ?

વો ફરેબ ખુર્દા શાહીં કે પલા પગ્ગાસે કરગસોમેં
ઉસે ક્યા ખબર કે ક્યા હે રહે રસ્મે શાહબાઝી!

[બિચારા બાઈ ગીધડાંઓમાં મ્હોટા થએલ શાહીને શી ખબર હોય કે શાહીના જીવન મર્મો શા હોય છે!]

હવે થોડા શે'ર એવા લખવાનો ઇરાદો થાય છે કે કવિ ઇશ્ક ઉપર શું કહેવા માગે છે ઉર્દૂ શાઇરી ઇશ્ક માટે ખૂબજ બદનામ થઇ છે. પણ ઇકબાલે એ ધબ્બો ઉર્દૂના દામન ઉપરથી હંમેશને

મારે દૂર કરી દીધો છે. અને આજે ગઝલમાં ઇશ્ક એટલે ધ્યેયની મન્ઝિલ ઉપર પહોંચવા માટેની સર્ચલાઇટ, ઇશ્ક વગર જીવનમાં સઘળેજ અંધારૂં સમજવું. પહેલો શે'ર વાંચો.

ઇશ્કકી એક જસ્તને તે કર દિયા કિસ્સા તમામ;
ઇસ ઝમીનો આસમાંકો બે કરીં સમઝા થા મૈં!

[આ ઝમીન અને આકાશને હું પહેલાં તો અભેદ સમજ્યો હતો પણ ઇશ્કના એકજ કૂદકાએ મને બંનેની પાર કરી દીધો!]

વળી સાચા ઇશ્કમાં કદી પણ બદલાની તમન્ના રાખવી નહિ:—

ઇશ્કકા અમલ હુ બે ગરેઝ ઉસકી જઝા કુછ ઔર હૈ;
હુરો ખયામસે ગુઝર, બાદઓ જામસે ગુઝર

અને ઇશ્ક એટલે દિલની આઝાદી:—

દિલકી આઝાદી શહેનશાહી, શિકમ સામાને મૌત;
ફૈસલા તેરા તેરે હાથોમેં, હૈ દિલ યા શીકમ?

[દિલની આઝાદી એટલે બાદશાહત, અને પેટ એટલે મૌતનો સામાન; હવે તારો ફેંસલો ત્હારા હાથમાં છે જોઇએ તે માગ, યા પેટ યા દિલ (ઇશ્ક)]

ઇશ્ક વિનાનો ધર્મ ધર્મજ નથી:-

અગર હો ઇશ્ક, તો હૈ કુફ્રભી મુસલમાની;
નહો તો મર્દ મુસલમાભી કાફરો ઝિન્દીક!

[ઇશ્ક હોય તો કાફિર પણ મુસલમાન છે, અને જો ન હોય તો મુસ્લિમ પણ કાફિર છે.]

ઇશ્ક એટલે દિલની બેદારી, અને દિલની બેદારી એટલે કીમીયો:–

દિલે બેદાર ફારૂકી, દિલે બેદાર કર્રારી;
મસે આદમકે હકમેં કીમીયા હૈ દિલકી બેદારી.

ઇશ્ક ગુલામો માટે બાદશાહતના દરવાજા ખોલી દે છે:–

જબ ઇશ્ક સીખાતા હે આદાબે ખુદ આગાહી;
ખુલતે હૈં ગુલામોં પર અસરારે શહનશાહી!

[જ્યારે ઇશ્ક નીજને પિછાનવાનો રસ્તો દેખાડે છે ત્યારે ગુલામો ઉપર બાદશાહતના મર્મો ખુલ્લા થાય છે.]

ટુંકમાં ઇશ્ક એટલે બધુંજ:–

ઇશ્ક દમે જિબરીલ, ઇશ્ક દિલે મુસ્તફા;
ઇશ્ક, ખુદાકા રસૂલ, ઇશ્ક ખુદાકા કલામ!

જિબરીલનો શ્વાસ એટલે ઇશ્ક, મુસ્તફા (સ૦)નું દિલ એટલે ઇશ્ક, ખુદાનો રસૂલ એટલે ઇશ્ક, અને ખુદાનું-કલામ એટલે ઇશ્ક.]

ઇકબાલની કવિતામાં હંમેશાં અક્કલ અને ઇશ્કની તકરાર હોય છે. ઇકબાલ કહે છે કે બન્ને એકજ વસ્તુ છે, ફરક એટલોજ છે કે અક્કલ જોઇ વિચારીને પગલું ભરે છે. અને ઇશ્ક એકદમ કૂદી પડે છે:—

બેખતર કૂદ પડા આતિશે નમરૂદમેં ઇશ્ક;
અકલ હૈ મહવે તમાશાએ લબે બામઅભી.

[જ્યારે ઇશ્ક બે ધડક નમરૂદની આગમાં કૂદી પડ્યો ત્યારે અક્કલ હજી અટારીમાંથી તમાશો જુએ છે!]

અક્કલ અને ઇશ્ક બન્ને "કારવાં"ના સરદાર છે; એક હુશિયારી અને સાવચેતી સાથે માર્ગ કાપવા કહે છે, જ્યારે બીજો પાહોમ કરી ઝંપલાવા કહે છે:—

હરે દો બ મન્ઝિલે રવાં, હરદો અમીરે કારવાં;
અક્લ બહીલા મી બરદ, ઇશ્ક બરદ કશાં કશાં.

[બન્ને (અક્કલ અને ઇશ્ક) એકજ મન્ઝિલ ઉપર જઇ રહ્યાં છે, અને બન્ને "કારવાં"ના સરદારો છે; પણ જ્યારે અક્કલ સંભાળપૂર્વક રસ્તો કાપવા કહે છે ત્યારે ઇશ્ક કહે છે કે "વિચાર કરવો નકામો છે"] એક જગ્યાએ ઇકબાલ કહે છે:–

ઝેરકી બફરોશો ઇશ્ક હયરાની બખર;
ઝેરકી ઝન અસ્તો હયરાની નઝર.

[અક્કલને વેચી નાખ અને ઇશ્કને ખરીદ કર; કારણ કે અક્કલ ધોકો છે, જ્યારે ઇશ્કજ ખરી નઝર છે.]

આ છે થોડાક નમૂના બાલે જીબ્રીલના. વાંચક પોતેજ એક વેળા એને પૂરી વાંચી જાય તો હજી લાખો મોતીઓ એ સવાબસો પાનાના સમુદ્રમાંથી મળી આવશે.

# વફા

લેખકઃ નાચીઝ આદમ સાહબ

વફા એ માણુસાઇનું અત્યુત્તમ જૌહર છે. એ ન હોય, તો પછી મનુષ્યત્વમાં શું રહી જાય છે? મનુષ્યને ઉચ્ચ સ્થાને પહોંચાડવામાં એનો પુરેપુરો ફાળો છે. જ્યાં જ્યાં એ હોય છે, ત્યાં ત્યાં બધુંજ હોય છે. માલ, દૌલત, વૈભવ, સુખ, શાંતિ, શૌર્ય, સત્તા વગેરે એનાજ પરિણામનાં રૂપાંતરો છે. જે સ્થળે જેટલા પ્રમાણમાં એ હોય છે, તે સ્થળે તેટલાજ પ્રમાણમાં ઉચ્ચતા દષ્ટિગોચર થાય છે. ટોળાં, જથ્થા, કૌમો અને પ્રજાઓમાં એનો પ્રવેશ અદ્ભુત ફળ નિપજાવે છે! જો ન હતું, તે થઇ જાય છે, જે હોય છે, તે ઉન્નતિને ભેટે છે! પરિણામ એજ કે બાહ્ય અને ગુપ્ત, ગઇ કાલની અને આજની તમામ શક્તિઓનો પાક એજ ફળદ્રુપ જમીનમાંથી નિપજે છે.

મનુષ્યનો સર્વથી પ્રથમ સંબંધ પોતાના સરજનહાર સાથે હોય છે પછી પોતાનું પંડ અને છેવટે અન્ય. એ ત્રણે પ્રકારમાં વફા ભિન્ન ભિન્ન પ્રકારનાં પરિણામો પરિણમાવે છે. પ્રકારનું ફળ અલગ અલગ, પણ એટલું તો નક્કીજ છે, કે એનાં ફળમાં મધુરતા સિવાય અન્ય કોઇ પણ વિરોધનું તત્વ નજરે પડતું નથી? વિખ તો હોયજ ક્યાંથી?

ઇતિહાસ ઉઘાડો, પોતાના સરજનહાર સાથે વફાથી વર્તનાર સફમાં સર્વથી મોખરે તેના પયગમ્બરો (અલ૦) છે. પછી ઓલિયાએ-અલ્લાહ (રહ૦) સિદ્દીકીન, શુહદાઅ, સુલ્હાઅ વગેરે દષ્ટિગોચર થાય છે. એ માનનીય વ્યક્તિઓએ વફાનો પાલવ પકડી રાખવામાં જે જે કષ્ટો, જુલ્મો અને સખ્તીઓ સહ્યાં છે, તે તે પોતપોતાના સ્થળે સર્વથી અનોખાંજ છે! તેઓ સર્વ સહી રહ્યા, પણ વફાનો ત્યાગ કદી પણ કર્યો નહિ; અને એજ વફાદારીનાં ફળરૂપે તેમનાં સ્થાનો અબદ સુધી સર્વથી, સર્વ પ્રકારે ઉચ્ચપદે રહેશે.

આં હજરત (સ. અ. વ.)ની વફાની તુલના કોણ કરી શકે છે? વફાનું સ્થાન જેટલું સર્વોત્તમ હતું, તેટલુંજ તેનું સર્વોત્તમ ફળ નિકળી શક્યા છે. કહો તો ખરા. કે મેઅરાજ શરીફનું માન કોને પ્રાપ્ત થયું છે! પોતાના માલિક સાથે બે કમાનથી પણ ઓછા અંતરમાં મેળાપ થઈ જે રાઝોનયાઝનો લ્હાવો આં હઝરત (સ. અ. વ) ને પ્રાપ્ત થયો હતો, તે માટે કોઈ અન્યનું ભાગ્ય ભાગ્યશાળી થયું છે? હરગિઝ નહિ! એજ પ્રમાણે શફાઅતનો સેહરો પણ આપનાજ મુબારક સર પર છે. વગેરે.

પોતાના પંડ સાથેની વફામાં, ઝાત, કુટુંબ, દોસ્ત બિરાદરો સગાં વહાલાંનો સમાવેશ થઈ શકે છે. વફાદારીના ફળરૂપ, તન્દુરસ્તી, આનંદ, શક્તિ, માલ-દૌલત, સફળતા, અમરતા વગેરે હાસિલ થઇ શકે છે. ઝાત વફા, તે શરીર અને દિલનાં બંધનોમાં બંધાઈ જવું; કુટુંબની વફા, તે પરસ્પર યોગ્ય પ્રમાણસર પ્યાર, લાગણી અને મદદની હાજરી; અને એજ પ્રમાણે સગાંવહાલાં, દોસ્ત-બિરાદરો સાથે પણ ઘટિત વર્તન એ વફાનાં મૂખ્ય અંગ છે.

છેલ્લા પ્રકારની વફા, કોઈ એકાદ વ્યક્તિ સાથેનું અનાયાસે કે આયાસે થએલું જોડાણ, ટોળી, કૌમ, પ્રજા વગેરે માગી લેછે એ વેળાનાં એના પરિણામ પણ ભિન્ન ભિન્ન અને અદ્ભુત આવે છે. અયાઝને કુદરતી પ્રસંગ મહમુદ સાથે સાંપડ્યો. તે વેળા અયાઝની વફાએ મહમુદ જેવા પાદશાહને પણ વાસ્તવમાં પોતાનો ગુલામ બનાવી લીધો! ટોળી, કૌમ અને પ્રજાની વફા.

દારીથી નીપજેલાં પરિણામોના દાખલા ભૂત અને વર્તમાન કાળમાં જોઈ શકાય છે. મુસલમાનોનું જગતમાં ચોતરફ વિજયી રીતે પથરાઈ જવું, નેપોલિયન બોનાપાર્ટનું યુરોપને ધ્રુજાવવું; શિવાજી અને હૈદરઅલીનું રાજ્યારોપણ કરવું એ સરદાર અને સેનાની પરસ્પર વફાદારીનું પરિણામ હતું. યુરોપના માંદા માણસને સશક્ત અને બળવાન બનાવનાર કમાલપાશાની કમાલ કોને આભારી છે? એજ વફાને કે જેણે નિઃશસ્ત્ર લાચાર અને વેર વિખેર દશાના તુર્કોને પોતાના દરેક સરદાર સાથે મઝબુતીથી ગાંઠી દીધા. ચાર કરોડની બ્રિટિશ પ્રજા જગતમાં સામ્રાજ્યનું સર્વોત્તમ ફળ ચાખે છે, જાપાન, જર્મની, અમેરિકા વગેરે દેશોનું ઉન્નતિના શિખર પર ચઢવું; હિટલર, મુસોલિની, સ્ટેલિન; અસમત અનૂત, રઝાશાહ પહેલવી, રૂઝવેલ્ટ વગેરેનું પ્રજા સાગરમાં તરી ઉપર આવવું વગેરે વફાનાંજ ચમત્કારો છે.

વફાનું સ્થાન જગતની અન્ય પ્રજાઓ કરતાં મુસલમાનોમાં ઉચ્ચતર હતું. પરિણામે મુસલમાનો પણ ઉચ્ચ સ્થાને હતા. પછી જેમ જેમ એ તત્વ ઓસરતું ગયું, તેમ તેમ ઉચ્ચતા પણ અલોપ થતી ગઈ! આ સ્થિતિથી લાગણીમય બની મર્હૂમ અલ્લામા ઇકબાલે કહી નાખ્યું કે:—

કાવ્ય પંક્તી છે.

'રિયાઝે હસ્તીમેં લાલાં વ ગુલ બહુત દેખે;
વફાકી જિસમેં હો બૂ વો કલી નહીં મિલતી!'

આજે તો વફાને સ્થાને પ્રપંચ, છેતરપિંડી અને શૈતાનીયતે અડ્ડો જમાવ્યો છે. પરિણામ ખુલ્લુંજ છે. એવી સ્થિતિમાં અમે સફળ ઝિંદગી પ્રાપ્ત કરી શકતા નથી! આજના જગતના એના રંગ ઢંગમાં અલ્લામા ઇકબાલના કથનાનુસારઃ—

"સૂરતમેં ઇકબાલ કોને ઇસકો યે અન્જૂમનકી બદલ ગઈ હય;
નએ ઝમાનેમેં આપ હમકો પુરાની બાતેં સુના રહે હય!"

વફાની વાત કરવીજ અસ્થાને ગણી શકાય.

મીરજાફર અને સાદિક જેવા બેવફાની રૂહોને આજે દોઝખ પણ સંઘરતી નથી! અલ્લામા ઇકબાલે જાવીદનામામાં એ બાબતનું અસરકારક વર્ણન કર્યું છે. એવા વફાથી કેટલાક માનવ જીવોએ પોતાની કોમના રાજ્યોનો નાશ કર્યો, એટલુંજ નહિ, પણ હિંદ જેવા વિશાળ દેશને ગુલામીની સાંકળોમાં જકડાવી દીધો!

કુતરાની વફાદારી મશહૂર છે, પણ તે કોની સાથે! જે એને ટુકડો પરખાવે તેની સાથે પરંતુ એ પોતાની જાતિ સાથે કેવી રીતે વર્તે છે? એક કુતરૂં બીજા કુતરાને પોતાના ફળીઆમાં જોઈ સાંખી શકતું નથી? શ્વાનોની વફાદારી અન્ય જાતિ સાથે છે, પણ પોતાની જાતિ સાથે પરસ્પર દુશ્મનનું રૂપ ધારણ કરે છે!

આજની પરિસ્થિતિમાં મુસ્લિમોમાં પણ એ અસર આવેલી જણાય છે. ખુદા મુસ્લિમોને બેવફાઈથી બચાવે અને વફાની નેક તૌફિક અતા કરે! આમીન.

જો મુસ્લિમ હિંદના તમામ મુસલમાનો પરસ્પર વફાદારીથી સંધાઈ જાય, તો અવશ્ય, અલ્લાહની રહમત નાઝિલ થાય. કારણ કે આન હઝરત (સ. અ. વ.)ની સાથે વફાથી વર્તવામાંજ મુસલમાનોની બંને દુનિયા વિજયી નીવડી શકે છે. અલ્લામા ઇકબાલ શું કહે છે? સાંભળોઃ—

"કી મુહમ્મદ (સ.)સે વફા તૂને તો હમ તેરે હંય;
યે જહાં ચીઝ હય કયા લવહોકલમ તેરે હંય?"

અલ્લાહપાક મુસલમાનોમાં વફાનું જોર પ્રગટાવે. આમીન.

# નાદિરશાહ દિલ્હીમાં.

## તે સમયનો એક બનાવ.

### દિલ્હીના એક ચાલાક ચોર અને બાહમાદુ શાઇરનાં કારનામાં.

લેખકઃ—એ. સી. ચિશ્તી. (હાલ-રહિર)

જ્યારે નાદિરશાહે કર્નાલના મુકામે મહંમદશાહ સાથે સમાધાન કરી દિલ્હી જવાનો ઇરાદો કર્યો અને લાલ કિલ્લાના ચોગાનમાં નાદિરશાહનો શાહી શાહથી તંબુ ઉભો કર્યો અને કિલ્લાની અંદર અને બહાર નાદિરશાહી ફોજના કેમ્પ લાગી ગયાં તો મહંમદશાહે તેની મહેમાનદારીમાં કંઇ પણ કમી રાખી નહિ; કેમકે પ્રત્યેક પળે મહંમદશાહને ભય હતો, કે જો કોઇપણ વાતમાં તે નારાજ થઇ ગયો, તો સલ્તનતથી હાથ ધોવા પડશે. દરબારના તમામ અમીર ઉમરાવો પ્રત્યેક પળે નાદિરશાહનો સ્વભાવ સાચવવામાં રોકાયલા રહેતા અને તેનું દિલ બહેલાવવા માટે કંઇ ન કંઇ ખેલ તમાશા ચાલુ રાખતા હતા. નૌકાઓનું દંગલ, સ્ટેલ અને શિકાર, ભાનુમતિના તમાશા, નાચ ગાનના જલસા દરરોજ થયા કરતા હતા, જે નાદિરશાહ જેવા મહેનતુ, પરંતુ સૈનિકને ઇરાનમાં ક્યાં એ જોવાને અને ભોગવવાને પ્રાપ્ત થયાં નહિ હોય!

એક વખતે ખોરાક વધુ પ્રમાણમાં લેવાથી નાદિરશાહના પેટમાં દરદ થઇ આવ્યું. હકીમ ઉલ્લીખાને કિંમતી માજુન બનાવી, જેમાં કસ્તુરી, અંબર વગેરે જેવી અન્ય વસ્તુઓ હતી. સોનાના ચમચાથી માજુન કાઢી, સોનાના કટોરામાં વજન કરી નાદિરશાહને આપવા લાગ્યો. પરંતુ નાદિરશાહે હકીમજીના હાથમાંથી માજુનનું કનક પાત્ર લઇ લીધું અને પૂછ્યું—"એમાં આ શું છે?"

"આપ નામદારના પેટના દર્દની દવા છે." હકીમજીએ મુજરો ખાતાં કહ્યું.

નાદિરશાહે એક આંગળીથી થોડું માજુન ચાખી જોયું. ઘણું સ્વાદિષ્ટ લાગ્યું. આથી પ્યાલામાંનું સઘળું માજુન નાદિરશાહ ખાઇ ગયો અને બોલ્યો—

"હલ્વા ખુબસ્ત દિગર બયારદ." હલવો સારો છે. વધુ લાવો.

ટુંકમાં કિલ્લામાં રાત્રી દિવસ મોજશોખ અને વિલાસ વૈભવ રહેતો. એક દિવસ નાદિરશાહે મહંમદશાહને કહ્યું—"ભાઇ, સાહેબ! મેં સાંભળ્યું છે, કે દિલ્હીમાં એકથી એક વધીને શાયર છે અને કહેવાય છે કે અહિં ગલીના અને ચોર પણ તેમની ચાલાકીમાં કમાલ કરે છે! હું તેમની હોશિયારી અને ચાલાકી જોવાની ઇચ્છા રાખું છું"

મહંમદશાહે તરતજ શહેરના કોટવાલને બોલાવી હુકમ કર્યો. "દિલ્હીના કોઇ એવા ચોરને હાજર કરો, કે જે પોતાની ચાલાકીમાં કમાલ બતાવે."

કોટવાળે ચોરોના મુખીને બોલાવી શાહી હુકમ સંભળાવ્યો. ચોરોના મુખીએ પોતાના એક જુવાન ચાલાક શિષ્યને દરબારમાં હાજર કર્યો.

"જાન જોખમમાં છે અને કમાલ પણ બતાવવાનો છે. જો પકડાઇ ગયો, તો નાદિરશાહ તને કતલ કરી નાંખશે. આ માટે અતિ હોશિયારીથી તારી ચાલાકી કરી બતાવ, કે કોઇને પણ ખબર ન પડે. ઘણું ઇનામ મળશે." મહંમદશાહે ચોરને સુચના આપતા કહ્યું.

## ચોરની ચાલાકી:—

જ્યારે રાત્રીનો અંધકાર ચારે તરફ પ્રસરી ગયો, તો ચોર ચોકીદારોની નજર ચુકાવી નાદિરશાહના તંબુની બહાર ઘાસના ઢગલામાં સંતાઇ રહ્યો. કિલ્લામાં દર ચોવીસ મીનીટ પછી ઘડિઆળના ટકોરા પહેરેગીર કરતા હતા અને કલાક કલાકના ટકોરા પણ વગાડવામાં આવતા હતા. જ્યારે ટકોરો થતો, તો ચોર મોગરીનો એક ફટકો નાદિરશાહના તંબુના ખીલામાં મારી દેતો, કારણ કે ટકોરાના અવાજના રણકારમાં ખીલો ઠોકવાનો અવાજ સાંભળી શકાય નહિ! જ્યારે રાતના બાર વાગ્યા, જેની સાથે બાર ટકોરા ઉપરાંત ઘંટ પણ વાગતો. તો ચોરે ચૌદ ફટકા મારી તંબુના બે ખીલા ઉખાડી નાંખ્યા, અને અંદર દાખલ થયો; જ્યાં નાદિરશાહ ગફલતની ઉંઘમાં હતો, અને બેગમ પણ ગફલતની નિંદ્રામાં હતી; જેના ઓઢણાનો એક છેડો પલંગની એક તરફ લટકતો હતો.

ચોરે ધીમે રહીને ઘાસની મુલાયમ સળી બેગમની પાંસળી પર અડાડી. કંઇક બેઅસર ખંજવાળ જેવું થવાથી બેગમે પાસું ફેરવ્યું. ચોરે ઓઢણું ધીમેથી સરકાવી લીધું. આ કામ પતાવી ચોર નાદિરશાહના પલંગ તરફ ગયો. નાદિરશાહ અર્ધ ચત્તો સુતેલો હતો. ચોરે મરઘીનું ઇંડું ફોડયું અને તેમાંની થોડી સફેદી નાદિરશાહની સુરવાળ પર પડવા દીધી. ત્યારબાદ તરતજ તે નાદિરશાહના પલંગ નીચે સરકી ગયો. થોડી પળો પછી નાદિરશાહની આંખ ખુલી. તેને બાજે વ્હેમ જવાથી નાદિરશાહે ઉઠી સુરવાળ કાઢી નાંખી દીધી અને લુંગી બાંધી તરતજ સુઇ ગયો. થોડી પળો થોભ્યા પછી ચોરને ખાતરી થઇ કે નાદિરશાહ ઉંઘીજ ગયો છે, તો તેની સુરવાળ અને બેગમનું ઓઢણું બગલમાં દબાવી તંબુ બહાર સાવચેતીથી નીકળી ગયો. સવારે બંને વસ્તુઓ ચોરે મહંમદશાહને હવાલે કરી. મહંમદશાહ નાદિરશાહને મળવા આવ્યો, તો હસતાં હસતાં કહેવા લાગ્યો—"જોયો! દિલ્હીના ચોરની કમાલ!" સુરવાળ અને ઓઢણું નાદિરશાહને પાછાં આપ્યાં. નાદિરશાહ અને મહંમદશાહ બંનેએ ચોરને કિંમતી ઇનામ આપ્યાં.

## શાઇરોની હાજરી અને કસોટી—

તે સમયે દિલ્હીમાં સારા નામાંકિત આલિમો ફાઝિલ અને શાઇર મોજુદ હતા. તેમની શાયરીની ખ્યાતિ દેશભરમાં પ્રસરેલી હતી. શાહ શાએસન, મીરતકી, મીર અને મિર્ઝા રફિયુદીન સવદા, મુસ્હફી, દર્દ અને સોઝ અને સૌના ઉસ્તાદ મિર્ઝા હાતિમ વગેરે ઘણાં અન્ય શાઇરો હતા. શહેરમાં ખબર કરી દેવામાં આવી કે સૌ પ્રખ્યાત શાઇરોએ દરબારમાં હાજર થવું. શાહે ઇરાન તેમની કસોટી કરવા માગે છે. આ ઢંઢેરાથી શાઇર વિભાગમાં ખળભળી મચી ગઇ; કેમકે સૌએ સાંભળેલું હતું. કે નાદિરશાહ ઘણાજ ખરાબ સ્વભાવનો છે, જરા જેટલી વાત પણ જો તેને ના પસંદ પડી ગઇ, તો તે તરતજ કત્લ કરાવી નાંખે છે, પરંતુ શાહી ફરમાન આગળ તેમનું શું ચાલે? વગર ઇચ્છાએ પણ સૌ કિલ્લા આગળ આવીને એકઠા થયા. પરંતુ કિલ્લામાં દાખલ થતાં પ્રથમ સૌ શાઇરોએ એક મુખ થઇ દરવાનોને કહ્યું:—"ખુદાના ખાતિર અમારા હાલ પર રહેમ કરજો. જો મિર્ઝા સવદા અંદર આવવા માગે, તો તેમને કદાપિ પણ અંદર આવવા દેશો નહિ; કેમકે તે ઘણાજ આઝાદમિજાઝ આદમી છે. જો કંઇ પણ એડવુંચોડ કે મશ્કરી જેવું શાહે ઇરાન આગળ કરી બેઠા, તો સઘળા શાઇરોનાં માથાં ધડથી જુદાં કરાવી નાંખશે."

મિર્ઝા સવદાને પણ શાહી ઢંઢેરાની જાણ થઇ. તે પણ સૌની પાછળ ઝુલતી ચાલે કિલ્લાના દરવાજા પર પહોંચ્યા. દરવાનોએ કહ્યું:—"તમને અંદર જવાનો હુકમ નથી."

"તમને ખબર નથી, કે હું સૌ શાઇરોનો શાઇર-ઉસ્તાદ છું ? મારી ખ્યાતિ આખા દેશમાં ફેલાયલી છે ! મારી જોડનો કોઇપણ શાઇર આખા હિંદુસ્તાનમાં નથી ! જો મને કંઈ ઇનામ ઇકરામ મળશે; તો હું એકલોજ હજમ નહિ કરી જાઉં. તેમાંથી તમને પણ અર્ધો ભાગ મળશે !" દરવાનો આ લાલચમાં આવી ગયા અને મિર્ઝા સવદાને કિલ્લામાં જવા દીધા.

મિર્ઝા સવદા ત્યાં પહોંચ્યાજ હતા, કે સૌ શાઇરોને દરબારે ખાસમાં બોલાવવામાં આવ્યા. નાદિરશાહ અને મહંમદશાહ તખ્ત પર બરાબર પાસે પાસે બેઠેલા હતા. શાઇરો આદાબકૂર્નિશ બજાવી અદબથી માથા નીચાં કરી લાઇનમાં ઉભા રહ્યા. નાદિરશાહે પોતાને માટે પાણી માગ્યુ. ચાંદીની સુરાહીમાંથી સોનાના પ્યાલામા પાણી હાજર કરવામાં આવ્યું. પાણીનો પ્યાલો હાથમાં લઇ નાદિરશાહે દિલ્હીના પ્રખ્યાત શાઇરોને સબોધીને કહ્યુ "જુઓ ! હુ એક મિસ્રો બોલુ છું. એની જોડનો બીજો મિસ્રો સાંભળીને હું પાણી પીશ" એનો હેતુ એ હતો, કે બીજો એની જોડનો મિસ્રો જેમ બને તેમ યોગ્ય ને જલ્દી બની જાય ! સૌના હૃદયમાં ધબકારા થવા લાગ્યા. નાદિરશાહ પાણીનો પ્યાલો હાથમાં લઇ આ મિસ્રો બોલ્યોઃ—

મરીઝમ બકફમ જામે બાદહ લબરેજસ્ત !

(હું બિમાર છું અને શરાબનો ભરેલો પ્યાલો મારી સામે મોજુદ છે.)

સઘળા શાઇરો એની જોડના મિસ્રાની ફિકરમાં પડી ગયા, અને વિચારતા હતા. એવામાં મિર્ઝા સવદાએ તરતજ એની જોડનો મિસ્રો જોશમાં આવી બોલી દીધો.

મરીઝરા દમે આખિર ચે જાયે પર્હેજસ્ત !

(જ્યારે છેલ્લી ઘડી હોય, તો બિમારને પરેજી કરવાની શું જરૂર છે ?)

નાદિરશાહ મિર્ઝા સવદાનો જોશ ભર્યો મિસ્રો સાંભળી ઘણોજ ખુશ થયો. અને ખજાનચીને હુકમ કર્યો, કે મિર્ઝા સાહેબને મોં માગ્યું ઇનામ આપવામાં આવે. મિર્ઝા સવદાને પૂછવામાં આવ્યું–"શું ઇનામ તમને પસંદ છે ? રોકડ જાગીર ! ગામ ! રોકડ નાણું ! કે પછી જવાહિર !

મિર્ઝાએ જવાબ આપ્યો–"મને એમાંનું કંઇ પણ જોઇએ નહિ ! માત્ર સો ફટકા મને મારવામાં આવે !" દરબારીઓ આ સાંભળી આશ્ચર્યમાં આવી ગયા. તેમને સૌએ સમજાવ્યા, મનાવ્યા અને કહ્યું કે આવો સમય ઘડીએ ઘડીએ આવતો નથી. જે કંઇ લેવું હોય, તે માગી લો ! આ મશ્કરી સારી નથી ! પરંતુ મિર્ઝાએ તો કહ્યું:–"જો મને ઇનામજ આપવું હોય, તો સો ફટકા મને મારો !"

છેવટે હુકમ થયો, કે ધીમે ધીમે તેમને ચાબુકના ફટકા મારવા. આથી ઘણાજ ધીમા ધીમા ફટકા મિર્ઝાજીને મારવામાં આવ્યા પચાસની ગણત્રી પુરી થઇ, તો મિર્ઝાજીએ કહ્યું–"થોભો ! આ ઇનામમાં કેટલા બીજા લોકો પણ મારા ભાગીદાર છે. બાકીના ફટકા તેમને મારો." પૂછવાથી કહેવામાં આવ્યું, કે પચાસ ફટકા કિલ્લાના દરવાજાના દરવાનોને મારવામાં આવે

જ્યારે મિર્ઝા કિલ્લાના દરવાજા બહાર નીકળ્યા ત્યારે દરવાનોએ તેમને મળેલા ઇનામમાંથી અર્ધો ભાગ માંગ્યો. આ ઉપરથી મિર્ઝાજીએ કહ્યું–"તમારા માટે મહોરોની થેલીઓ પાછળ આવે છે." છેવટે દરવાનોને પચાસ ફટકા ખાવા પડયા અને મિર્ઝાને કિલ્લામાં જતા અટકાવવાની તેમને સજા મળી ગઈ.

---

# કચડાએલું જીવન

[ મૌલિક ભાવના ]

લેખક : "ઇજન"-ધોરાજવી.

મ્હારા યુવાની કાળનું સ્મરણ કરૂં છું. ત્યારે હૃદયમાં અલૌકિક ધનગનાટ ઉપસ્થિત થઈ જાય છે!

ત્યારની મારી મુંગી સેવા તે સમયની મારી કર્તવ્ય પરાયણતા! ઓહ, એનો આજે આવો બદલો!!

લાગણી શુન્ય માનવનાની ઠોકરો સાથે કચડાતું મ્હારૂં આજનું મૃતઃપ્રાય શુષ્ક જીવન, ઓહ, એ કોના પ્રતાપ? મારી અનન્ય સેવા, મારૂં સ્વરૂપ-કાર્ય, અને મારા પરિશ્રમનું આજ પ્રતિફળ?

મ્હારી યુવાવસ્થાનું હું કયા શબ્દોમાં વર્ણન કરૂં? બધાની યુવાનીની જેમ મ્હારી યુવાની પણ સુશોભિત સૌન્દર્યમય હતી, ત્યારનું મ્હારૂં યૌવન, યૌવનના વાસ્તવિક અર્થમાં દેદીપ્યમાન અને સુંદર હતું. ત્યારે હું મારા સુખી આનંદ જીવનમાં એકતાર હતો.

એક હળવી સંધ્યાએ મારો વિક્રય થયો હતો. મારા સૌન્દર્ય ચાહકે મારૂં તેજસ્વી સૌન્દર્ય જોઈ મને પોતાને કબજે કર્યો મારાં મૂલ ચુકાવ્યાં. અને એના સ્વામિત્વનો સિક્કો મારા પર પડ્યો. ત્યારે મ્હને લાગ્યું કે જગતના ચોકમાં હવે હું પગલીયો માંડી કર્તવ્યના પંથે જઈશ અને હવે જીવનમાં રંગ રેલાશે. અને એજ ભાવનામાં હું મસ્ત રહ્યો.

મારી સુંદરતા જોઈ માલિક મારા પર ન્યોચ્છાવર બની ગયો. અને ખરેજ ત્યારનું મારૂં યૌવન ખીલેલા પુષ્પની જેમ ફુટી રહ્યું હતું! સકલ સૌન્દર્ય સંધની સુંદરતા મારા અણુએ અણુમાં પ્રસરી રહી હતી. મારૂં લાવણ્યમય ચમકનો દેહ હરકોઈ મનુષ્યનું હૃદય જીતી લેવા સમર્થ હતો. મ્હારી ગઝબનાક ખૂબસુરતી જોઈ મ્હારૂં કો, હરણ કરી ઉપાડી ન જાય. એ બીકે મારો માલિક મ્હારી પૂરતી કાળજી સાથે સંભાળ રાખતો હતો. મ્હારૂં વિકસેલું યૌવન ક્યાંય કરમાય ન જાય એ માટે મને સ્વચ્છ રાખવાની ચિંતા મારો માલિક કરતો અને એ રીતે મારી ખૂબસુરતીનું રક્ષણ કરતો.

હું આ ઉચ્ચ સ્થાનથી ઘેલો બની જતો; મારૂં હૃદય હર્ષના હીંચકે ઝુલતું; મ્હને ત્યારે લાગ્યુ કે હવે મ્હારૂં જીવનઃ જીવનના ખરા ક્ષેત્રમાં પ્રવેશીનેજ રહ્યું. મારા માલિકે મારી સંભાળ લેવામાં જરાએ ખામી આવવા દીધી ન્હોતી. એક સુશોભિત રેશમી કંઠમાળા પણ મારો માલિકે મારા ગળામાં પહેરાવી હતી. જેનાં પર તે દિવસમાં અનેક વખતે પોતાનો હાથ ફેરવી પોતાનુ વાત્સલ્ય ભાવ ઠાલવતો. આટલુ મારૂં માન, આટલી-સંભારણા જોઈ કદી કદી હું મારી યુવાની ઉપર ફુલાઈ ગાંડો તૂર થઈ જતો.

એક બીજી વાત કહું!! મારો માલિક જગતના વૈભવ-આમોદ પ્રમોદ અને રસમય જીવન જીવતા માનવ પ્રાણીઓ પૈકીનો એક હતો.

રંગ રાગની મહેફિલો એની હાજરી વિના ઉજ્જડ લાગતી.

રંગ રાગની મહેફિલોના તે ઉપાસક હતો જ્યારે તે મેહફિલમાં જતો ત્યારે હું તો તેની સાથેજ રહેતો, મ્હારા વિનાતો ઘડીભર એ ચાલતું નહી. મહેફિલોમાંએ મારૂં સ્થાન હતુ. મને ઓછું લાગી ન આવે એ ખાતર યોગ્ય સ્થાને મ્હને બેસાડી દેતો તે રંગરાગનું રસપાન કરતો સાથે હું પણ એ રંગીન રંગે રંગાઈ કો, હર્ષની જુદીજ દુન્યામાં ઉડ્ડયન કરતો.

અરે...આતો શું!! એથી એ અધિક

મ્હારૂં માન એ 'હતુ' કે મારો માલિક તેના અંગતકાર્યોઃ અંગત મંત્રણાઓ કરતો. ત્યારે એ હુ તો સાથેજ રહેતો.

જીવનની એક ધન્ય પળ જેને હું કદી નહીં વિસરી શકું. જ્યારે રવિ અસ્તાચળ પાછળ સંતાયો અને પ્રિય રમ્ય નિભાવરી પૃથ્વી ઉતરી. વ્યોમ મધ્યે પૂર્ણિમાનો ચંદ્ર સોળે કળાએ કળામય થયો હતો! સુધાકરે ધવલ ચાદર આલમ પર ઢાંકી હતી, ચંદ્રની ચંદ્રીકા નીતરી રહી હતી ચંદ્રના દૂધ જેવા શ્વેત ફીણાં સાગરના ઉછળતાં મોજાંઓ સાથે ગેલ કરી નાચી રહ્યાં હતાં.

રસીક હૃદયો અહીંથી નહીં ફરી આનંદમય ઘડીઓ વ્યતિત કરી રહ્યાં હતાં ત્યારે મારો માલિક પણ પોતાની પ્રણયીની સાથે રસીકતાનો લ્હાવ લુંટતાં સજોડે વિહાર કરી રહ્યો હતો ત્યારે એ હુ સાથેજ હતો. તેઓના આનંદ સાથે હુ પણ ચોપાટીની રેતીમાં લટાર મારી આનંદ માણી રહ્યો હતો.

ત્યારે તો હું મારા માલિકનો જીવનસાથી હોઉં એવું લાગ્યુ અને એ સુખદ કલ્પના માત્રથી મારા આત્મામાં ઉલ્લાસના દીવાઓ પ્રગટી ઉઠ્યા.

એક દી મ્હારૂં સ્વાસ્થ્ય લથડી પડ્યું, મારા શરીરમાં વેદનાનો સંચાર થયો, મ્હને લાગ્યુ કે મારી વેદના મારા માલિક કને વ્યક્ત કરૂ. પણ મ્હારો ભલો માલિક મારી વેદના ઉપરથીજ સમજી ગયો કે મારૂં સ્વાસ્થ્ય બગડ્યું છે, અને સવેળા ત્યારેજ તેણે દોડીને મારો ઉપચાર કરાવ્યો મારો ઉપચાર કરનાર ડૉક્ટરે મને કેટલાક ઈજકશનો આપ્યાં. જેથી મારૂં સ્વાસ્થ્ય યોગ્ય થયું. એ પછી પાછો હુ મારા કાર્ય પંથે પડ્યો, અને મારા માલિકની ભક્તિમાં તન્મય થયો; પણ ત્યારે મારા પર મારો માલિક નારાઝ થયો હોય એમ લાગ્યું. અને પછી તો મ્હને એનું જ્ઞાન થઈ ગયું.

મ્હારા માલિકની મારા પ્રત્યેની લાગણીમાં ન્યુનતા આવેલી જોઈ મને આખા જગત તરફ તિરસ્કાર વછુટ્યો. મારી બગડેલ તબીયત પછી મારી સુંદરતા અને મ્હારા યૌવનમાં જરા ઝાંખ પડી ગઈ. ત્યારેજ જગતની રૂપ લોલુપ માન-વતાની ખબર પડી!! જગત રૂપ તરફ સ્હાનુ-ભૂતી દાખવે છે. રૂપના ઓથા તળે જગત-સ્વાર્થતાને પોષે છે, અને ત્યારથી મારા જીવ-નની સંધ્યા એના રંગોએ રંગાઈ ઘેરી બની.

મ્હારા સૌન્દર્ય ભક્ત, મ્હારા રૂપ પીપાસુ રૂપ લોભી મારો માલિક આખરે મારા તરફ બેદરકાર થયો. રહેતાં, રહેતાં, મ્હારૂં સ્થાન હણાતું ગયું. પહેલાં મ્હારો માલિક મારી જે કાળજી રાખતો. મારા પર જે મમત્વ દાખવતો. આજે એ ન્હોતું.

ઓહ! આટલો તફાવત! આટલું પરિ-વર્તન! ઓહ! એની સ્મૃતિ સાથે હૃદય ચીરાઈ જાય છે.

પણ કહાણી પણ કહી ગયા છે. કે "બ્હાલી બાબા સહન કરવું એજ છે એક લ્હાણું". હાલતો યાતનાઓ સહન કરવી. એકના એક દિ, મ્હારા માલિકની નજરમાં મ્હારી સેવાઓ આવશે. ત્યારે પુનઃ એજ મારૂં સન્માન થશે, એ આશા પ્રવાહમાં વહી હું યાતના અને તીરસ્કારમય જીવન વ્યતિત કરતો રહ્યો.

એમાં મારા કમભાગ્યે પાછી એક, દિ. તબીયત બગડી પેટમાં ધીમું ધીમુ દર્દ થવા લાગ્યું. જાણે મારૂં પેટ ચીરાઈ જતું હોય એવું લાગ્યું. ત્યારે...પુનઃ મારા માલિકનું મમત્વ જાગૃત થયું અને મારા ઉપચાર માટે દોડ્યો. પણ દુર્ભાગ્યે મારો ઈલાજ કરનાર કો, હૃદયહીન બેદર્દ મળ્યો! એણે જરાએ લાગણી વિના મારા પેટનું ઑપરેશન કર્યુ. કેટલાક ટાંકાઓએ મારી તબીયત સુધારી. ત્યારની મ્હારી વેદના! મ્હારી વ્યથા!! મારૂ દુઃખ, કેટલું કષ્ટમય હશે! એનું વર્ણન હું કવા

શબ્દોમાં કહું ? મેં મારા માલિકનું માન નજર સામે રાખ્યું. અને મારા આ દુઃખને આ વેદનાને સહન કરી. માત્ર એક ઇચ્છા એ કે મ્હારૂં ગુમાવેલું સ્થાન પુનઃ મ્હને પ્રાપ્ત થશે,

પણ... પણ... મારા હૃદયની ઉમંગ, મારી અભિલાષા ફળી નહીં. બલ્કે મારા ક્રૂર હા...હા...ક્રૂર માલિક જેણે આટલી યાતનાઓ પછી પણ મ્હારી સેવાઓનો બદલો નજ આપ્યો !!

હાં એ ક્રૂર...માલિકે પોતાના સ્વામિત્વના આધારે છેવટ સુધી મ્હારો તીરસ્કાર કર્યો.

પ્રથમ મારી અને મ્હારા યૌવનની જે સંભાળ લેવામાં આવતી એના સ્થાને આજતો મ્હારો તિરસ્કાર અને અપમાન થતું. !!

મ્હારા મોઢા પર હવે તો ધૂળના ઢગ જામ્યા હતા, યૌવન-હણાઇ રહ્યું હતું. એનીએ એને ક્યાં પરવા હતી ?

છતાં આટલા તિરસ્કાર પછીએ મેં મારી સજ્જનતા ત્યાગી નહીં. વાચાને જરાએ ઉપાડી નહીં. અને મૌન રહ્યો. આટલા આત્મત્યાગ છતાં છેવટ સુધી એ મ્હારા માલિકે મ્હારી કદર જાણી નહીં !!

અને પછીતો જાત જાતનું અપમાન, તિરસ્કાર વગેરેને હું હસતા મુખે ઝીલતો રહ્યો. "ડુબતો માણસ તણખલાને એ વળગે" એ ઉક્તિએ મારા ઉદ્ધાર અને પુનઃ સુખી જીવન જીવવાની મધુર આશામાં રહ્યો; છતા મારૂં જીવન; જીવનના ખરા અર્થમાં આવ્યુંજ નહીં.

એક પ્રભાતે મારો માલિક ઉઠયો. અને ઉઠતાંની સાથે નાહી ધોઈ ક્યાક જવાની તૈયારીમાં એકતાર બન્યો. લાગ્યું કે આજે તો હું તેમને હૃદય ખોલી કંઇક કહીશ. હું વિચારમાં હતો. સાથેજ તેણે કબાટમાંથી એક પુંઠાનું શ્વેત બાક્સ કાઢી નીચે મુક્યું અને સાથેજ તેની વક્રદ્રષ્ટિ મારા તરફ થઈ મ્હને જોતાંની સાથે તેના ગુસ્સાનો જ્વાળામુખી ભભૂકી ઉઠ્યો, ઉન્માદ અને જોર સાથે તેજ વખતે મ્હને ઘર બહાર કાઢી મૂકયો.

આજે હું ઘરમાંથી બહાર નીકળી જાહેર રસ્તા વચ્ચે પડયો પડયો જીવનના છેલ્લા શ્વાસ લઇ રહયો છું. આવજા કરતાં રાહદારીઓને આંખો છતાં મ્હને ઠોકરો લગાવે છે, આ રીતે રાહદારીઓની ઠોકરોને ઝીલતો. આ છે જે મારા જીવન સ્વાર્પણની ટુંક કથા.

મારી દશામાં પરિવર્તન થયું. સાથે મારા નામમાં એ પરિવર્તન થઈ ગયું છે. પહેલા માલિક કે જોનારા પ્રત્યેક લોકો મ્હને "બુટ" "મુઝ"ના નામે સંબોધતા હતા. ઘરના બાળકે મારૂં હુલામણુ નામ "જોડા" પાડયું હતું. પણ એ રૂપ શોભા માનવતા આજે મ્હારી દશા સાથે મ્હારૂં નામ પણ લેતાં શરમાય છે.

આજે માનવતા મ્હને રસ્તાપર પડેલો જોઈ મ્હને "ખાસડા"નું કનિષ્ટ નામ આપી મ્હારી અપેક્ષા કરે છે, અરે હૃદયહિન માનવતા !!

"ભાભી! તમારા બાબુને હું થોડુંક પ્યાર કરું?"

અત્યાર સુધી વાતે વળગેલાં મિસીસ કાંટ્રેજ બોલ્યાં નહિ. કટાણું મોં બનાવી અમોલપણે એમણે બાબુને સર તરફ ધર્યો.........

સરૂએ બાબુને છાતીએ ચાંપતાં બે ચાર ઉન્હાં ચૂંબનો ભર્યાં અને દસ રૂપીઆની નોટ એના હાથમાં આપતાં "હિલુભાઈ, ગુડ બાય" કહી ચાલી ગઇ.

'તે આ તમારાં સરૂલતા બ્હેન કોણ હતાં!"

"અમારી સાથે ભણુતા હતાં."

"હવે કહો તો ખરા!" બાબુની બાએ છણકો કરેતા કહ્યું.

"ઉંઘવુ નથી? હવે ઉંઘી જાને.'

"ના, એ બધી વાત કહો........."

"તો સાંભળ!......"

\+ \+ \+ \+

મેં સરૂની જીવનકથા કહેવા માંડી ત્યારે ગાડી આગળને આગળ દોડી રહી હતી. એ દિનની સરૂલતા મ્હારી આંખોમાં નૃત્ય કરી રહી હતી મ્હારૂં દિલ આજની એની કરૂણ દશા ઉપર દ્રવી રહ્યું હતું. જાણે કે વાર્તા લખી રહ્યો હોઉં તેવી શૈલીમાં મેં સરૂની કથા કથવા માંડી. બાબુની બા મંત્રમુગ્ધની જેમ એ સાંભળી રહી હતી.

"અમો સાથે ભણુતા હતા સરૂલતાની ચક-ચકતી આંખો સોનેરી ફ્રેમના ઉંચા પેંસલના સુંદર ચશ્માંમાંથી ચમકતી, અને જોનારને ચમકાવતી હતી. પાતળા, ઉંચા, અને સીધા સોટા જેવા શરીરવાળી સરૂ, કોલેજના કંપાઉન્ડમાં પગરણ કરતી તો, એની સાથે શિક્ષણ લેતા કોલેજીય-નોના અનેક અભિલાષ તરસી, અનિમિષ આંખો એના દેહ કૌશલનું દર્શનામૃત પીવા માટે તાકી રહેતી. પાતળી કટીના સિકણ જેમ એ ટેકતી, ટેકતી કૉલેજનાં પગથીઆં ચઢી જતી ત્યાં સુધી અનેક આંખો એની પછવાડે ચોંટી રહેતી. પ્રોફેસરો સુદ્ધાં, વિદ્યાર્થીઓના આંખ ચોરીથી સરૂ સામે જોવાની સુભાગી પળો શોધ્યા કરતા હતા. એમ દરરોજ વિદ્યાર્થીઓ અને શિક્ષકોની આંખોમાં વસતી સરૂ કૉલેજ ઉદ્યાનના એક સરવૃક્ષ સમી હતી.

સહશિક્ષણ લેતા ભવિષ્યના નાગરિકો અહીં સાધારણ પ્રકારની છૂટ લઇ શકે છે. એમના મનો પ્રદેશમાં ખીલતી અનેક ભાવનાઓ શિષ્ટ ભાષામાં વ્યક્ત કરવાની એક તક કૉલેજમાં સાંપડે છે. સૌ કોઇના દિલમાં વસતી સરૂ સાથે નિકટનો પરિચય સાધવા દરેક વિદ્યાર્થી પ્રયત્ન શીલ રહેતો. કાંઇને કાંઇ બ્હાને એની સાથે વાર્તાલાપ કરવાની જીજ્ઞાસા દરેકે દરેકને રહેતી હતી

સરૂ જે દિવસે કૉલેજમાં ન આવી હોય તે દિવસે કેટલાએ વિદ્યાર્થીઓ આવીને પાછાં ચાલ્યા જતા. એમને એ દીન પોતાની કૉલેજ રૂપી દુનિયાં સાવ નિરસ અને નિસ્તેજ દેખાતી. સરૂમાં રૂપ હતું, યૌવન આવી રહ્યું હતું. શિક્ષણ અને ફેશનના આભૂષણો ચઢી રહ્યાં હતાં. અવનવી ભાતનાં સાડી કળાત્મક રીતે પરિધાન કરવાનો સરૂએ એકહથ્થુ ઇજારો હાથ કર્યો હતો. કૉલેજમાં ભણતી બીજી બાળાઓ, એની વસ્ત્ર પરિધાન કળાનું અનુકરણ કરતી પરંતુ, ચંદ્રકળા આગળ જેમ તારકગણો ઝંપાઇ જાય છે તેમ એ બધી સરૂની કળા આગળ ઝાંખી પડી જતી. કાંઇક બોલવા માટે સરૂ ઉભી થાય ત્યારે, અમો બધા એને તાળીઓથી વધાવી લેતા! પ્રોફેસર હાથ ઉંચો કરી અમને બંધ થવાનો ઇશારો ન કરે તો અમો મીનીટોના મીનીટો સુધી તાળીઓ વગાડયા કરતા. વ્યવહાર અને સમાજના કહેવાતા પુરાણા બંધારણ પ્રત્યે કૉલેજ જીવનમાં જે અણગમો હોય છે તે, અમારામાં પણ સ્વભાવિક રીતેજ હતો. ધર્મ

એક પુરાણુંવાદ અને સમાજ, એક ચળ રચના એ અમારી ભાવનાઓમાં હતી એવું સર્જન દરેક નવા કાળે નવી રીતે થવું જોઈએ એવી અમારી માન્યતા.

કૉલેજના વાર્ષિક સમારંભ પ્રસંગે ભજવાતા નાટકમાં સર મુખ્ય કામ કરતી. એના અભિનયની સુંદર છાપ આજે પણ એની સાથે ભણનારાઓના દિલ પરથી ભૂંસાઈ નથી. હજુપણ મહાન સીનેમા અભિનેત્રીઓનું અભિનય જોઈ અમો સરને યાદ કરીએ છીએ. કૉલેજમાં વાર્તાલાપ દરમ્યાન અમો સરને કહેતાં, "મિસ સરલતા! તમો તો લક્ષ્મી છો જે ઘર તમારા ચરણથી શોભશે તે સ્વર્ગ બની જશે. તમો જે ભાગ્યશાળીને પોતાના જીવનસાથી તરીકે સ્વિકારશો, તેની આખી દુનિયા ઈર્ષા કરશે".

સર અમારો તિરસ્કાર કરતાં કહેતી. "મિસ્ટર! તમને પુરૂષ જાતિને બીજું કાંઈ આવડતુંજ નથી, અહિં સહાધ્યાયની જરૂરજ ક્યાં છે, પુરૂષ તો સદાયે પતિ થવાનુંજ ઈચ્છે છે, છટ......નોનસ-ન્સ."

કૉલેજના મેગેઝીનમાં સરૂ અવારનવાર લખતી; એના ક્રાન્તિકારી અને ઉદ્દામ વિચારો ભર્યા લેખો મેગેઝીનમાં મહત્વના ગણાતા સંસારિક વ્યવહાર ધર્મ અને સામાજીક બંધારણનું એ ખૂલ્લે ખૂલ્લો વિરોધ કરતી.

"એમ ત્યારેતો! પહેલાંથી આજ હાવની હતી." બાનુની બા વચ્ચેજ બોલી.

મેં સરૂની વાત પૂરી કરી ત્યારે અમદાવાદ આવી ગયું હતું.

× × ×

બે દિવસ અમદાવાદ રહી હું મુંબઈ આવી ગયો. મુંબઈ આવ્યા ને પણ ચાર દિવસ થઈ ગયા, આજે રવિવાર હતો, સવારમાંજ પોસ્ટમેન કેટલાંક પત્રો આપી ગયો. એમાં એનો પણ એક પત્ર હતો. બીજા પત્રો બાજુએ મૂકી મેં પ્રથમ એનોજ પત્ર વાંચવા માંડ્યો.

વ્હાલા દિનેશ!

હું તો કુશળ છું. તમારી કુશળતા ચાહું છું. બાનુ હજી સાજો થયો નથી. કોઈ દવા અસર કરતી નથી. રાતદિન એનીજ ચિંતામાં રહું છું. એ તમારી સરની નજર મ્હારા બાબુને લાગી ગઈ છે. દરરોજ રાત્રે ચમકી ચમકીને જાગી ઉઠે છે. ઉંઘમાં બરબડે છે, મને કોઈ ઉપાડી જાય છે. મેં એ રાંડનો ફોટો ફાડી નાખ્યો છે. ગઈ કાલે પેલા દસ રૂપીઆમાં બીજા દસ રૂપીઆ ઉમેરી, બાબુનો હાથ અડકાડી નાગા બાવાને આપી દીધા. ત્યારથી, કાંઈક વળતો પાસો થયો છે. વારે વારે મ્હારા બાબુ સામું જોઈ કહેતી હતી, "મ્હારૂં કોઈ નથી, મ્હારૂં કોઈ નથી, તમારા સંબંધ કર્યા ત્યારથીજ મ્હારૂં દિલતો ધડક ધડક થઈ જતું હતું, આવા ઉતાર તે વળી નડયા વગર રહે! આપણને એ રાંડ ક્યા ભાગી ગઈ; નજરનો એકાદ તાવીજ પ્રોફેસર ગોળીવાળા પાસેથી જલદી લઈને મોકલજો.

તમારી

જ્યોત્સના

# પારસી મોબિદો અને મુસલમાનો

મૂળ લેખક:
**શમ્સુલ ઉલમા મવલાના શિબ્લી નુઅમાની મર્હૂમ.**

ભાષાંતર કર્તા:
**રાજમાન્ય સાલેહ બકીલી ( સચીન ).**

મુસલમાનોનો ઈતિહાસિક સંગ્રહ જેમાંથી મ્હોટો ભાગ નાશ પામ્યો છે અને થતો જાય છે, એણે અનેક પ્રકારના નુકસાનો સાથે સૌથી ભારે નુકસાન એ પહોંચાડ્યું છે કે ખુદ ઇસ્લામ ધર્મ વિષે લોકોને ચિત્ર વિચિત્ર ગલતીઓ અને સમજ ફેર ઉત્પન્ન થઈ ગઇ છે. અને થતી જાય છે; એટલે સુધી કે ખુદ મુસલમાનો પણ મઝહબની હકીકત તેજ સમજે છે. જે માહિતીઓના નાશ થવાએ કેટલાએ સદીઓથી ઉત્પન્ન કરી દાધી છે.

યુરપવાળાઓનો સ્વભાવ છે કે બે સમકાલીન બનાવોને મ્હોટે ભાગે કારણ અને પરિણામ માની લ્યે છે. દૃષ્ટાંત રૂપેઃ જ્યારે ઇતિહાસ ઉપરથી બાહ્ય રીતે એવુંજ જણાય છે કે ઇસ્લામ પછી ઇરાનીઓનું સાહિત્ય બરબાદ થઈ ગયું, તો તેઓ પુખ્તપણે નિર્ણય કરી લ્યે છે કે. આ ઇસ્લામનીજ કાર્ય પ્રણાલીનું પરિણામ હતુ

એવીજ રીતે જ્યારે તેઓ જુએ છે કે હિન્દુસ્તાનની કોઈ ઇસ્લામ તવારીખમાં પારસી કૌમના મોબિદો ધાર્મિક ગુરુઓ, પુસ્તકો, વિદ્યાને સાહિત્યનો પતો લાગતો નથી, ત્યારે તેમને ખાત્રી થઈ જાય છે કે હિન્દુસ્તાનના મુસ્લિમ બાદશાહોએ પક્ષપાતને કારણે યા તેમને દેશમાં ઘુસવાજ દીધા નહિં; યા તો એવાં શાસનમાં રાખ્યા કે તેમનું કોઈ મોભાદાર વ્યક્તિત્વ કાયમ રહ્યું નહિ, જેથીજ તેમના વિષે કોઈ પ્રકારની કાંઈ પણ માહિતી મળી શકતી નથી.

પરંતુ ખરી હકીકત એ છે કે આ જે કાંઈ છે, ઈતિહાસની અપૂર્ણતાનીજ સાબિતી છે. અમે આ લેખમાં પારસીઓના મઝહબી પેશ્વા-ધાર્મિક ગુરુઓ (જેમને મોબિદ કહેવામાં આવે છે) નો ટુંક પરિચય કરાવીએ છીએ. જેઓ હિન્દુસ્તાનમાં વસવાટ કરતા હતા અને જેમની કૃતિઓને ભાષાંતરો વિશાળ પ્રમાણમાં વિદ્યા પ્રેમીઓમાં પ્રસરેલાં હતાં. એમના હાલાત ઇસ્લામી પુસ્તકોમાંથીજ લેવામાં આવ્યા છે, જેથી એના ઉપરથી આ પણ જાહિર થઈ જશે કે મુસ્લિમોએ ગયર-કૌમના સાહિત્ય સાથે શું સલુક કર્યો છે ?

તયમૂરિયહ સલ્તનત (મુગલ વંશ)માં સૌથી પ્રથમ અકબરના શાસન સમયમાં મોબિદોનો પતો મળે છે. અકબરે જે સમયે ધાર્મિક કોન્ફરન્સની સ્થાપના કરી અને દરેક પ્રજા અને ધર્મના વડાઓને દૂર દૂરથી બોલાવ્યા. ત્યારે ઇરાન સાથે પણ પત્ર વ્યવહાર કર્યો. એ ઝમાનામાં પારસીઓના વડા ધર્મ ગુરુ આઝર કીવાન હતા. એમણે આવવાને ના પાડી પણ એક અજીબો ગરીબ કિતાબ પોતાની કૃતિ મોકલી. એના વિષે "મા'સરુલ ઉમરા"ના કર્તા લખે છે કે, કિતાબમાં એવો કમાલ હતો કે શુદ્ધ ફારસીમાં હતી, પરંતુ જો નુક્તાઓને બદલી બદલીને વાંચેલા અરબી થઈ જતી હતી અને જો શબ્દોને ઉલટાવીને વાંચો તો તુર્કી અને પછી ફેરવીને વાંચો તો હિન્દી થઈ જતી હતી. (મા'સરુલ ઉમરા, જીલ્દ ૨. પૃષ્ટ : ૩૮૫)

જો કે અમે એક અશક્ય વાત ઉપર યકીન કરી શકતા નથી, પરંતુ એનાથી ઇન્કાર નથી કે આઝર કીવાને પોતાની કોઈ કૃતિ ઝરૂર મોકલી હતી

આઝર કીવાને તો આવવાને ઇન્કાર કર્યો, પણ એક બીજો મોબિદ જેનું નામ **અરદેશર** હતું બોલાવવા પ્રમાણે. આવ્યો, અને પોતાની સાથે ધાર્મિક આબિશકદહની' અમી પણ લેતો આવ્યો. એનું સંરક્ષણ અને બંદોબસ્ત શયખ અબૂલ ફઝલને સોંપવામાં આવ્યું. એ 'મા' સફલ ઉમરા'નું કથન છે, પરંતુ 'દબિસ્તાને મઝાહિબ'ના કર્તાએ ચોકખો ખુલાસો કર્યો છે કે આઝર કીવાન હિન્દુસ્તાનમાં આવ્યો અઝીમાબાદ—પટનામાં વસવાટ કર્યો અને હિજરી સન ૧૦૨૭માં ૮૫ વર્ષની વયે મૃત્યુ પામ્યો.

બનવા જોગ છે કે આ આઝર કીવાન તે ન પણ હોય, જેનું વર્ણન 'મા'સરલ ઉમરા'માં છે; બલ્કે કોઈ બીજા મોબિદનું નામ હોય. એ આઝરકીવાન કૈખુસરોના વંશમાંથી હતો. 'દબિસ્તાન'માં એની આખી વંશાવળી આપેલી છે. નાનપણથીજ એ તપસ્વી અને એકાંતવાસી હતો. અઠાર વર્ષ સુધી ખૂમમાં બેઠો. વિદ્યા કળામાં સંપૂર્ણતા પ્રાપ્ત કરી. લોકો એને 'ઝુલ ઉલૂમ' (મહાન વિદ્વાન)ના લકબથી સંબોધતા હતા. અરબી ભાષા પણ જાણતો હતો. ફકરા અને સૂફીઓ એનાથી મેળાપ રાખતા હતા અને સુખમય સહવાસ રહેતો હતો. એક દિવસ કોઈ ફકરાએ પૂછયું:—"આપ જાનવરોને મારવાને શા માટે મના કરો છો?" જવાબ આપ્યો:—જે લોકો કઅબાનો એહેરામ બાંધે છે, તેમને જાનવરોનું મારવું હરામ છે. દિલ પણ કઅબા છે, જેથી જે લોકો એનું એહેરામ બાંધે છે; તેમને જાનવરોનું મારવું કેવી રીતે હલાલ થઈ શકે?"

એક દિવસ એક શખ્સે આઝર કીવાનને કહ્યું:—"હું સોદાગર હતો, રદઝન-ધાડ પાડુઓથી તંગ થઈને દુરવેશી ઇખ્તિયાર કરી છે!" આઝર કીવાને કહ્યું:—"હવે તમે પોતે રહઝની કરશો."

આઝર કીવાનની કૃતિઓમાંથી જામે કયખુસરવનું વર્ણન દબિસ્તાનમાં કર્યું છે, અને તેના અશઆર પણ ઉતાર્યા છે.

આઝર કીવાનના શિષ્યો પુષ્કળ હતા. એમાંથી થોડાક શ્રેષ્ઠ શિષ્યો જેનાથી દબિસ્તાનના કર્તાએ મુલાકાત કરી હતી અને તેમના સત્સંગથી ફાયદો પ્રાપ્ત કર્યો હતો, તેમના નામ અને ટુંક હાલાત હેઠળ આપીએ છીએ.

**ખરાદ**: એનો પૂર્વજ નૌશીરવાનના ખ્વાંસાલારીનું મનસબ ધરાવતો હતો. ખરાદ શીરાઝમાં આઝર કીવાનનો શિષ્ય બન્યો હતો, અને લાંબા સમય સુધી સખ્ત તપશ્ચર્યા કરી હતી. હિ. સ. ૧૦૨૯માં મૃત્યુ પામ્યો.

**ફરશાયરવર્દ**: એણે પણ શીરાઝમાં આઝર કીવાનથી ફેઝ પ્રાપ્ત કર્યો અને હિન્દુસ્તાનમાં હિસ. ૧૦૨૯માં મૃત્યુ પામ્યો.

**ખુર્દમન્દ**: નરીમાનના વંશમાંથી હતો. દબિસ્તાનનો કર્તા એને પટનામાં મળ્યો હતો.

**બેહરામ બિન ફરહાદ**: ગોદરઝના ખાનદાનમાંથી હતો. આઝર કીવાન જે સમયે પટનામાં હતા, બેહરામ પણ તે સમયે શીરાઝથી પટનામાં આવ્યા. અને આધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત કરવામાં ઘણી મહેનત કરી. એણે ફિલોસોફીની દરેક શાખાઓમાં નિપૂણતા મેળવી હતી અને એ વિષયના અરબી, ફારસીને પહેલવી ભાષાના પુસ્તકોનો અભ્યાસ કર્યો હતો. અરબી ફિલોસોફીના કિતાબો ખ્વાજા જમાલુદ્દીન મહમુદ પાસે જેઓ, અલ્લામદ દવાનીના શિષ્ય હતા. પઢી હતી. વ્યાપાર કરી આજીવિકા ચલાવતો હતો. હિ. સ. ૧૦૩૨માં લાહોર મુકામે મરણ પામ્યો.

બહેરામની કૃતિઓમાંથી ત્રણ પુસ્તકો વિશેષ વિખ્યાત છે. શારિસ્તાને દાનિશ, ગુલિસ્તાને બીનશ, શારિસ્તાન.

દબિસ્તાનના કર્તાએ પારસીઓની માન્યતાઓ અને વિચારો મોટે ભાગે એજ પુસ્તકોમાંથી લીધા છે.

**હોશિયાર**: સુરતમાં જન્મ્યો હતો. રૂસ્તમના વંશમાંથી હતો. અત્યંત સત્ય વક્તા,

બીમાર થયો અને ત્યાંજ મરણ પામ્યો. અંતીમ ઘડીએ હઝરત નૂરબખ્શના આ અશઆર બોલ્યા:—

"યક કતરહ આબ અઝ મુહીત વજૂદ.
અગર ચંદ દારેમ કરદો સજૂદ
અઝ કતરહ કિ ગસ્ત આબ બસ નઝૂર
ખુદાયા રસાનમ બદ દર્યાએ નૂર"

છેલ્લી કડી પર પ્રાણ પંખેરૂ ઉડી ગયું.

આ તમામ મોબિદો, જેમનું વર્ણન કરવામાં આવ્યું છે. આઝર કીવાનના શિષ્યો અને વિદ્યાર્થીઓનાં હતા. દબિસ્તાનના કર્તાએ અન્ય મોબિદોનાં નામ પણ લખ્યા છે. પણ તે લંબાણ થવાની બ્હીકે અમે લખતા નથી.

મુસલમાનોનો અપક્ષપાતપણાની આથી વિશેષ શું સાબિતી હશે કે અનેક મુસલમાન વિદ્વાનો આઝર કીવાનના શિષ્યોમાં હતા. કેમકે તે મવાહિદ (એકેશ્વરવાદી) અને સૂફી હતો. જેથી એની પાસે અધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત કર્યું, એમાંથી મુહમ્મદઅલી શીરાઝી મુહમ્મદ સઈદ ઈસ્ફહાની અને આશરબેગ મહમૂદ બેગના હાલાત દબિસ્તાનના કર્તાએ સવિસ્તર લખ્યા છે. આ જાણીને બધાને હેરત થશે કે શેખ બહાઉદ્દીન અમલીએ પણ આઝર કીવાનના સત્સંગથી ફેઝ પ્રાપ્ત કર્યો.

(આ લેખ લગભગ આખો "દબિસ્તાને મઝાહિબ"ને આધારે લખાયો છે. એ પુસ્તક વિષે મશહૂર છે કે મુહસિન ફાની કશ્મિરીની કૃતિ છે. કેટલાક એને દારા શિકોહની કહે છે. પરંતુ ખરૂં એ છે કે ઝુલ્ફિકાર અર્દસ્તાનીની લખેલી છે. સૌથી પ્રથમ આ પુસ્તક મુંબઈમાં હિ. સ. ૧૨૬૨માં મુદ્રિત થયું. એ પછી તો અનેક પ્રેસોએ પ્રગટ કર્યું છે.)

## મર્હૂમ 'ફાની' વીરમગામીનું એક અપ્રગટ કાવ્ય.

મોત મલકે છે બકાની આંખમાં,
જોઈ લે જીવન ફનાની આંખમાં.
છે રૂદન એથી ઘટાની આંખમાં,
દર્દ છે જગનું હવાની આંખમાં.
જન્મ આપે છે તો આપે છે કફન,
છે દયા દાનજ ખુદાની આંખમાં.
તુજ મતિ સામે હું કાંઈપણ નથી,
મુજ મતિ છે તુજ દયાની આંખમાં.
તો હું માનું આઈના તુજ પ્રેમને,
મુજને લઈજા દિલરૂબાની આંખમાં.
છે બના એ તારી અય શાને ખુદા;
આશુઓ છે મુજ ખતાની આંખમાં.
અય કઝાના ભૂલજે મુજને કદી,
મુજ જીવન છે તુજ અદાની આંખમાં.
આજ શું દરિયો દિલી કહેવાય છે?
અશ્રુઓ છે ભુદખુદાની આંખમાં.
થાઉં હું આઝાદ માનવતા મહીં,
દાસ થઈ જાઉં ખુદાની આંખમાં.
આહ મારી જા વસંતાનિલ થઈ,
થા શિતળતા દિલરૂબાની આંખમાં.
ભૂમિને આકાશ ચૂમે છે જુઓ,
નમ્રતા છે ઉચ્ચતાની આંખમાં.
છે જવાથી વ્યોમમાં ઉડી રહી,
છે ફરી લાલી ઉષાની આંખમાં.
જાન દેવી કામ પરવાનાનું છે,
લુંછતાં અશ્રુ શમાની આંખમાં.
એ દશા થઈ મુજ વફાની છેવટે,
વાર્તા થઈ ગઈ જફાની આંખમાં.
આંખથી તું આજની ઉતરી ગયો,
રહીશ 'ફાની' કાલ શાની આંખમાં?

# મોહર્રમ અને મુસલમાનો

● અનુવાદક ●

જનાબ:-ઈસાભાઈ ઈબ્રાહીમ સાહબ ( કાવી ).

આ એક સામાન્ય અને નકાર નહિ કરવા જોગ સત્ય હકીકત છે કે પ્રત્યેક ધર્મની ચઢતી અને પડતી તેના અનુયાયીઓનાં કર્મો તથા કર્તવ્યો સાથે સંકળાયેલી હોય છે. 'મિલ્લત'ની પડતી, અને અવદશા ત્યારેજ થાય છે જ્યારે કે તેના અનુયાયીઓ અને આચરનારાઓ તેના મૂળ આત્માને ત્યાગી શંકાઓ અને રિવાજોના પાબંદ થઈ જાય છે, તેમજ પોતાની મનોઈચ્છાઓ પ્રમાણે મનઘડત અને પોતે ઉપજાવી કાઢેલી વસ્તુઓને અસલ ધર્મ અથવા ધર્મનો અગત્યનો ભાગ બનાવી લીએ છે!

ખુદા બહેતર કરે! અત્યારે આખિરી નબી (સલ૦)ની આ ઉમ્મતમાં પણ સઘળું ચિન્હો જોવામાં આવે છે. ખુદાનો ખૌફ, રસૂલ (સલ) ની તાબેદારી, કુર્આન અને સુન્નતની પૈરવી, ઈખ્લાસ અને ખુદા સાથે ખાસ સંબંધ ઈબાદત, તથા ગુનાહોથી બચવું, અને બીજી તે વસ્તુઓ કે જે ખરી રીતે ઈસ્લામના આત્મારૂપ છે તેનાથી આજે ઘણા ખરા મુસ્લિમો દૂર છે. પરંતુ પેલી ઉપજાવી કાઢેલી અને મનગમતી રસ્મો અને રૂઢીઓ તથા, શિર્કભર્યા અમલો કે જે વિધર્મીઓના સહવાસ અને અન્ય પાડોશી કોમોના મેળમેળાપથી તેઓમાં પ્રચલિત થઈ ગયા છે પ્રતિદીન વધતા જાય છે! બલ્કે આજે તે ઢકોસલાંઓનેજ ધર્મના સ્થંભો સમજવામાં આવી રહ્યા છે!

એમ તો મુસ્લિમોના જીવનની દરેક બાજુએથી અમારો સઘળું કહેવાને ટેકો મળી શકે છે, અને પ્રત્યેક સમજદાર બુદ્ધિશાળી મનુષ્ય કે જે વર્તમાન કાળના મુસ્લિમોની સ્થિતિથી સ્હેજ પણ પરિચિત હશે તે અમારા એ ખિયાલની સત્યતાનો સ્વીકાર કરશે; પરંતુ ખાસ કરીને અત્યારે ઈસ્લામના અનુયાયીઓની જે આડકતી અને માર્ગ-ચ્યુતી ચાલ ઉપર મ્હારી અશ્રુ-ખાળ કલમ પોતાનાં આંસુજ નહિ બલ્કે લોહીની નદી વહાવવા તત્પર થઈ છે તે ઈસ્લામના સપુતોની પેલી હદ વટાવી ગએલી ગુમરાહી છે જેનો સંબંધ 'આશુરા' (યાને દસમી મુહર્રમ) ની રિવાજી ધાર્મિક યાદગાર તથા કરબલાના શહીદોના કૃત્રિમ શોક સાથે છે.

'મુહર્રમુલ હરામ'નો મહીનો જેવો કે તેના નામથી જાહિર છે આજથી સાડીતેરસો વરસ પહેલાં તે લડાયક કોમોને માટે પણ શાન્તિનો સંદેશ હતો જે વાત વાત પર ઝઘડો કરવા તૈયાર, અને સ્વભાવ વિરૂદ્ધ સાધારણમાં સાધારણ વસ્તુ પર યુદ્ધનું રણક્ષેત્ર ગરમાવી દેતી હતી. અલ્લાહ તઆલાના એ 'ઈજ્જત' અને 'હુરમત', 'રહમત' અને 'બરકત'વાળા મહીનાને ખાસ માનની દ્રષ્ટિએ જોવામાં આવતો હતો, આકાશના કિનારા પર મુહર્રમનો પ્રથમ ચંદ્રમા પ્રકાશિત થતાંની સાથેજ પ્રત્યેક પ્રકારના સાધારણ અને સંગીન ખુલા લડાઈ ઝઘડાઓ બંધ કરી દેવામાં આવતા હતા ઈસ્લામે એ પુરાણી પ્રથાને કાયમ રાખી. બલ્કે તેની દસમી તારીખ (યાને યૌમે આશુરા)ને ખાસ મહત્તા અર્પી. તેની બુઝુર્ગી અને ઈજ્જતને વધુ ઉજ્જવળ બનાવી. સહી બુખારી શરીફ અને મુસ્લિમ શરીફમાં હઝરત ઈબ્ને અબ્બાસ રદી અલ્લાહો અન્હોથી રિવાયત છે કે—

"જ્યારે-રસૂલે-ખુદા સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ મદીનએ-મુનવ્વરામાં તશરીફ લાવ્યા અને યહુદીઓને આશૂરાને દિવસે રોઝાની હાલતમાં જોયા તો આપે પુછ્યું કે આજે કયો દિવસ છે કે જેથી તમે લોકો રોઝાદાર છો? તેમણે જવાબ આપ્યો કે આજનો દિવસ ઘણોજ બુઝુર્ગીવાળો છે, આ દિવસે હક તઆલાએ ફિરઔન તથા તેનાં લશ્કરને 'ગર્ક' કરીને હઝરત મૂસા અલૈહિસ્સલામ તથા તેમની કૌમને મૂક્તિ આપી હતી, અને મૂસા અલૈહિસ્સલામે શુક્ર ગુઝારીને માટે અમે પણ એ દિવસે રોઝો રાખ્યો હતો, તેમનાજ અનુકરણમાં રોઝો રાખીએ છીએ. (એ સાંભળીને) રસૂલે-ખુદા સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે ફરમાવ્યુ કે ત્યારે અમે તો એના વધારે હકદાર છીએ, અને તમારા કરતાં મૂસા (અલૈ૦)થી અમે વધારે નઝદીક છીએ. પછી આં હઝરત સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે પણ રોઝો રાખ્યો અને બીજાઓને પણ એનો હુકમ આપ્યો."

તેની સાથેજ અન્યોના અનુકરણ અને કાફિરો સાથે મળતાપણાની શંકાથી ઉમ્મતને બચાવવા માટે નવમી તારીખનો રોઝો પણ વધાર્યો, વધુ શ્રેષ્ટ તો એ છે કે નવમી અને દસમી બંને દિવસોના રોઝા રાખવામાં આવે. અને જો કોઇ કારણસર નવમીનો રોઝો ન રાખી શકાય તો અગ્યારમીનો રાખી લેવામાં આવે.

આ વાતોનું વર્ણન તો વચમાં આવી ગયું પણ અમારે કહેવાની વાત આ હતી કે "મુહર્રમુલહરામ" જેની મ્હોટાઇ ઇસ્લામથી પહેલાં પણ સ્વમાન્ય હતી, અને જેને ઇસ્લામના પયગમ્બરે (સલ૦) પણ બાકી રાખી. આજે તેજ બરકતવાળો મુબારક મહીનો ૧૩૫૮ હિજરીની સમાપ્તિ અને ૧૩૫૯ હિજરીના આરંભનુ એલાન કરી. પોતાની અખૂટ અને અમૂલ્ય રહમતો અને બરકતો વરસાવતો વહી રહ્યો છે!

ઇસ્લામના દાવેદારો તથા તૌહીદના સપૂતોને માટે અલ્લાહ તથા રસૂલ (સલ૦)ના ફરમાનોજ સર્વથી મહાન ફરમાન હોઇ શકે છે. તેઓનો કાર્યક્રમ આ હોવો જોઇતો હતો કે આ મુહર્રમ માસ ખરા અર્થમાં તેઓને માટે હુરમત અને ઇઝ્ઝતવાળો મહીનો હોત. તેઓ તેનો સત્કાર અને સ્વાગત મહાન પયગમ્બર (સલ૦) ના ફરમાનાનુસાર જગત-કર્તાની ઇબાદત તથા ઇતાઅતથી કરત. તેની યોગ્ય ઇઝ્ઝત અને હુરમત કરવામાં આવત. દરેક જણું બને તેટલા પ્રયાસથી 'અલ્લાહની નેઅમતોનો' શુક્ર અદા કરવામાં પ્રવૃત્ત, અને પ્રત્યેક મુસ્લિમ બની શકે તેટલાં સદકાર્યો કરવામાં મશ્ગુલ હોત. વિતી ગએલાં વરસોની કોતાહીઓ અને ઉણપો ઉપર એક ઉંડી દ્રષ્ટિ નાંખી તેના પશ્ચાતાપનો પ્રયત્ન કરવામાં આવત હક્તઆલાને રાઝી તથા ખુશ કરવા માટે ચોક્કસ પ્રકારના પ્રયાસો થાત. અને આ માસની શરૂઆતથીજ મુસ્લિમોમાં એક નવ-જીવનનો આરંભ થાત. પરંતુ અમારી વર્તમાન સ્થિતિ પર અફસોસ છે કે મુશરિકોની જમાઅત નહિ. શીઆ તથા રાફઝીઓનો વર્ગ નહિ, બલ્કે ઘણાખરા આમ સામાન્ય સુન્ની ભાઇઓ પણ એ ખાસ ખાસ બરકતવાળા દિવસોમાં તે બધુંજ કરે છે જેની આશા માત્ર ઇસ્લામના દુશ્મનો અને તૌહીદના શત્રૂઓથીજ રાખી શકાતી હતી. અફસોસ સદ અફસોસ.

કાફિરો અને ફાસિકોના સહવાસ તથા તેઓના ભેળસેળને લીધે શુદ્ધ "તૌહીદ-વિનાશક" બિદઅતો તથા મુશરિકાના રસ્મોનો દેખાવ ભારે ઠાઠ સાથે કરવામાં આવે છે! અને શરીઅત વિરૂદ્ધનાં તે બધાંજ દુષ્કર્મો અને કર્તવ્યો કરવામાં આવે છે. જેનાથી ઇસ્લામી-આત્મા ધ્રુજી ઉઠે છે! બીજા શબ્દોમાં કહીએ તો એ મુહર્રમ માસના આગમનથી અનેક હરામ અને શયતાની કૃત્યો મ્હોટા પ્રમાણમાં છડેચોક થવા લાગે છે! અને એક મુઠ્ઠીભર માટીથી બનેલો માનવ, હાં! પોતાને મુસલમાન કહેવાવાળો ઇન્સાન પોતાના અસ્તિત્વથી અજાન બની "માલિકુલ મુલ્ક વહદહૂ

લા. શરીફ" અને કુબ્બે-આસમ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ. વિરૂધ્ધજ બળવો અને બંડ ઝાદિર કરે છે? જાણે મુહર્રમનો ચંદ્રમા ઉદય થતાંની સાથેજ ઈસ્લામી આબાદીઓ પર શય-તાની આક્રમણનો ખ્વજ ફરકવા લાગે છે! જેની સલામી માટે પ્રત્યેક ગલી કુચામાંથી શયતાની અવાજો કર્ણોમાં અથડાય છે?

હજારો લાખો નહિ પણ કરોડો રૂપીઆ વાંસની ચીપો અને કાગળોમાં ખર્ચી તાઝીઆં બનાવવામાં આવે છે. અને આહ! આ પરિવ-ર્તન કેટલું બધું ખેદદાયક અને આશ્ચર્યજનક છે. "લાઇલ્લાહ ઈલ્લલ્લાહ" કહેવાવાળા હજારો મુસ્લિમોએ પોતાના હાથે બનાવેલા કાગળના બુતો અને ફામડાની ઈમારતોને આશાઓ પૂર્ણ કરનાર, આફતો અને મુશ્કેલીઓમાંથી ઉગારનાર અને દિન અને દુનિયાના માલિક સમજી ઝુકી ઝુકીને, હાથબાંધીને રૂકુઅ સિજદા (દંડવત) કરે છે!!! તેમને માટે મન્નતો અને નિયાઝો માને છે! તેમની સ્હામે સિજદા કરી મુરાદો માંગે છે, અરજીઓ લટકાવે છે, અને અતિ નમ્રતા પૂર્વક ઓલાદ વિગેરેને માટે દુઆઓ કરે છે!! ફરી અંખાડા, ઢોલ વાજાં, તાશાં, તથા બીજા ખેલકૂદનાં સાધનો સાથે સડકો અને શેરીઓમા એ કાગળોના બુતોનો જુલુસ કાઢવામાં આવે છે! કસ્બાઓ, ગામડાંઓ તથા શહેરની શરીફ કહે-વાની મહિલાઓ લીલા અને કાળા અતિઆકર્ષક પોશાકમાં સંપૂર્ણ શણગાર સાથે સજ્જ થઇ "ઈસ્લામી તમાશા-સ્થાન" જોવાને નિકળે છે! વળી કરબલાના કૃત્રિમ ક્ષેત્રમાં જે કંઇ થાય છે, અને જે ઈમાન-વિનાશક હરકતો તથા દીન-ઘાતક કુકર્મો કરવામાં આવે છે. તેના સંબંધી માત્ર આટલુંજ કહી દેવું બસ છે કે:—

"આંખ વાલે કુછ દેખતી હે લબપે આ સકતા નહિ;
મહવે હૈરત હું કે દુનિયા ક્યાસે ક્યા હોજાયેગી!"

એ ઉપરાંત વધુ અત્યાચાર અને અન્યાય આ છે કે એ બધા તૌહીદ-નાશક તમારા, અને ઈસ્લામ-વિનાશક ઘતિંગો ધર્મને નામે થાય છે! અને એ બધાં કુકર્મો તથા અપકૃત્યો ઈમાનના દાવા સાથે કરવામાં આવે છે!

"શોક-પ્રથા અને તાઝયાદારીનો પાયો" એમતો પ્રખ્યાત છે કે શહીદે-કરબલાનું સર્વથી પ્રથમ માતમ 'યઝીદ' તથા તેની સ્ત્રી 'હિન્દે' 'શામ' દેશમાં કર્યું હતું. પરંતુ રિવાજ અને રૂઢી તરીકે એનો આરંભ હિજરી સન ૫૨૦ લીની આખરે થયો. જેને 'મુખ્તાર' સકફી' નામના 'શીઆ' તથા આલે-રસૂલના શત્રુએ મુહર્રમની દસમી તારીખે 'શીઆઓના હૃદય-પલ્ટાના હેતુથી કુફામાં જારી કર્યું' હતું. હિન્દુસ્તાનમાં એના આરંભનો વિગતવાર ઈતિહાસ કોઈ ભરોસાપાત્ર કિતાબથી જાણી શકાયો નથી. પણ સામાન્ય રીતે લોકોની જીભે આ છે કે એનો આરંભ અમીર "તૈમુરલંગ"ના સમયથી આ રીતે થયો કે તૈમૂરી-રાજ્યના શીઆ અધિકારીઓ હિન્દુસ્તાનમાં રહેતા હોવાને લીધે તેમજ દેશ અને યુદ્ધની વ્યવસ્થામાં રોકાએલા રહેવાને લીધે દરવર્ષે કરબલા જઈ શકતા ન હતા; જેથી તે લોકોએ પુન-પ્રાપ્તિના હેતુથી પોતાના શીઆ માન્યતાઓ મુજબ હુસૈન (રદી૦)ના રોઝાની નકલ મંગાવી અને તેજ પોતાને હાથે બનાવેલી "પવિત્ર તુરબત"ની ઝિયારત કરવા લાગ્યા! ધીમે ધીમે અયોધ્યાની શીઆ રાજ્ય સભાના દોરમાં વાત એટલી લંબાઈ કે 'રોઝએ હુસૈન" પર અનેક ઘતિંગોનો વધારો થઈ ગયો. આખરે સમય-વહન સાથે એ 'શોક-પ્રથા' અને તાઝયાદારીએ તે સ્વરૂપ ધારણ કર્યું જે આજે આ હિન્દુસ્થાનમાં અનેક સ્થળે પ્રચલિત છે. અને જેને જોઈને કોઈપણ મનુષ્ય આ વિચાર કાયમ કરી શકતો નથી કે એ ઘતિંગોનો સંબંધ કોઈ એવી કોમ સાથે હશે જેની મૂળ માન્યતા "તૌહીદ" છે અને જે જગતમાં સર્વશ્રેષ્ટ કોમની પદ્વી પર છે!

એમાં સ્હેજ પણ શંકા નથી કે શહીદે કરબલા હઝરત હુસૈન રદીઅલ્લાહોની શહાદતની કરૂણ ઘટના પોતાના ખાસ પ્રકાર અને એનમુનં મઝલુમ્યતની દ્રષ્ટિએ અતિશય દર્દનાક છે અને અશ્રુઝરતાં નેત્રો એના ઉપર જેટલાં આંસુ ખાળે એટલાં ઓછાં છે. અને બેશક આજથી લગભગ ૧૩૦૦ તેરસો વરસો પૂર્વે હિજરી સન ૬૧માં યઝીદી ફોજોએ કરબલામાં જે નિર્દયતાથી ખાનદાને રિસાલત પર જે જે ક્રૂર અત્યાચારો કર્યાં તે જગત ઇતિહાસમાં અતિ દર્દ ભર્યો અજોડ બનાવ છે. પરંતુ એમ છતાં તમારો આ કૃતિમ-વિલાપ, રસ્મી આહોઝારી, છાતીઓ કુટવી, વસ્ત્રો ફાડવાં, મુખ પર હાથોવડે સખ્ત ઘા કરવા, લોખંડી સાંકળો અને છરીઓ વડે પોતે પોતાને લોહીલહાણ કરી દેવું, તાઝયાં બનાવવાં, અને તેની સાથે તે સર્વ કંઈ કરવું જે મુશરિક કૌમો પોતાના હાથે ઘડેલી મૂર્તીઓ સાથે કરે છે. કદીપણ સહન કરવાને પાત્ર નથી.

### ઇમામે-તરીકત હઝરત શેખ ગવસુલ આઝમ અબ્દુલકાદિર જીલાની (રહ) નો ફત્વો

(૧) "ગુન્યતુત્તાલીબીન" બીજી જિલ્દના ૩૮માં પૃષ્ઠ પર હઝરત શેખ (રહ.) ફરમાવે છે કે "અગર હઝરત હુસૈન રદી૦ની શહાદતના દિવસને માતમનો દિવસ ઠેરવવો જાયઝ હોત તો એનાથી વધારે હકદાર સોમવારનો દિવસ છે કે તેજ દિવસે રસૂલે-ખુદા સલ્લલ્લાહો અલૈહે વસલ્લમની ઝાહિરી વફાત થઇ અને તેજ દિવસે હઝરત અબૂબકર સિદ્દીક રદીઅલ્લાહો અન્હોનો વિસાલ થયો-"

(૨) હઝરત શાહ અબ્દુલ હક મુહદ્દીસ દેહલ્વી (રહ.) "શર્હે-સફરેસઆદત"માં ફરમાવે છે કે "એહલે સુન્નત વલ જમાઅતનો દસ્તુર છે કે આશૂરાના દિવસે રાફઝી ફિરકાએ કાઢેલી બિદઅતો મરસ્યા, માતમ, નૌહા, વિગેરેથી બચે કારણકે એ ઇમાનવાળાઓનું કામ નથી. નહિતો પયગમ્બરે-ખુદા સલ્લલ્લાહો અલૈહે વસલ્લમની વફાતનો દિવસ [ગમ ઝાહિર કરવા માટે] સૌથી વધારે હકદાર હતો"

(૩) હઝરત મવલાના અબ્દુલ હઈ સાહિબને પ્રશ્ન કરવામાં આવ્યો કે:-"તાઝયું બનાવવું. અલમ (નિશાન) રાખવું. છાતી કૂટવી. અને તાઝયા સ્હામે મલીદો તથા શરબત રાખવો. તેના ઉપર મન્નતો, નિયાઝ ચઢાવવી, અને તેને તબર્રૂક સમજીને ખાવું પીવું તથા આશૂરાના દિવસે ઉઘાડા માથે તાઝયા સાથે જવું એ બધાં કૃત્યો કેવાં છે? અને તેના ઉપર અમલ કરવાવાળો કેવો છે?"

મવલાના મવસૂફે આ જવાબ આપ્યો કે:-'એ સર્વ કૃત્યો બિદઅત અને મના છે. અને તેને અમલમાં લાવનારો બિદઅતી અને ફાસિક છે. (મજમૂઅતુલ ફતાવા ભાગ.૨ પૃષ્ઠ ૧૦૬)

પ્રિય વાંચક! તેં જોયું? કે જે કૃત્યોને અહલે-સુન્નત વલ જમાઅતના નાવાકિફ ભાઇઓ માત્ર જાયઝ સમજીને કરે છે, તે શરીઅતની દ્રષ્ટિએ કેવાં છે? અને તેને કરવાવાળો કયા દરજ્જાનો દોષિત છે?

ઇસ્લામી બંધુઓ! અગર આપના હૃદયોમાં કુર્આન અને હદીસ તથા ઉમ્મતના મહાન આલિમો તથા ફકીહોનો સ્હેજ પણ પ્રભાવ અને માન છે તો મ્હારી છેલ્લી માંગણી છે કે શીઆઓએ શરૂ કરેલી એ તાઝયાદારીની પ્રથાને કે જે શરીઅત વિરૂદ્ધના સેંકડો ધતીંગો, બિદઅતો. અને બુરાઇઓનો મજમૂઓ છે. જેનો એક ખૂણો પણ ઇસ્લામી શિક્ષણ પ્રમાણે નથી અગર આજસુધી આપે તેનો ત્યાગ ન કર્યો હોય તો આજેજ તજી દયો.

જુઓ! પોતાના પવિત્ર દીન અને મિલ્લતને પોતાના હાથે ઝલીલ ન કરો. તાઝયાં, સ્વાંગ, ઢોંગ, અને ખેલકૂદ જેવાં બીજાં અમર્યાદિત અને શરમ-સુનાં કૃત્યોથી તદ્દન દૂર રહો, અને આ એલાન કરી દયો કે—

"શીએ વાઝે મુન્કિર હો હયાતે શોહદા કે;
હમ ઝીન્દએ જાવીદકા માતમ નહિં કરતે"

## વ્યવહારના ત્રાજવે તોળેલી કેટલીક વ્યાખ્યાઓ.

**કઠમુલ્લાં**–એક એવા બેપગાં પ્રાણીનું નામ છે જે પોતાના સિવાય બીજા બધાને કાફિર માને છે. જેને જરદા પુલાવ બહુ ભાવે છે. પોતાની આજુબાજુના સમાજમાં મૈયત જલ્દી જલ્દી થાય તેવી દુઆ માંગતો હોય છે; અને જે જાહિલ પુરુષો અને અજ્ઞાન ઓરતોને જિન, ભુત–પલીત, દોરા-ધાગા જેવી માન્યતામાં ડુબાવી રાખી પોતાની રોજી કમાતો હોય છે.

**રાષ્ટ્રવાદ**–બહુમતિઓની મદદથીજ લઘુમતિઓની સંસ્કૃતિનો નાશ કરવાની કળા.

**પિતા**–(ઘરને મન) કમાવાનો સંચો (છોકરાઓને મન) મારકણું પ્રાણી!

**મિત્ર**–એટલે પજવવાનો હકદાર.

**જાહેર સંસ્થાનો રિપોર્ટ**–રજનું ગજ અને વેંતનો વાર.

**રાજ્ય**–એટલે પ્રજાના પૈસે પ્રજા ઉપર જુલમ ગુજારવા ઉભું કરેલું કારખાનું.

**સ્ત્રી**–વગર પગારની પરણેલી કામવાળી.

**ધર્મ**–જાહેર કાર્યકર્તાઓને નાસ્તિક, કાફર અર્ધદગ્ધ, નેચરી, ઉદ્ધત, ભ્રષ્ટ, વિગેરે ઇલ્કાબો આપનારી સંસ્થા.

**સગાં**–એટલે પનીહારીઓ. કુવો ભર્યો હોઈ લબચાય, તેનો કિનારો કિલકિલાટથી શોભાવી દે, પણ ખાલી કુવો જોઈ નજીક પણ ફરકતી નથી.

**દુનીયાં**–એક બીજાને દુઃખી કરવાનું જબરજસ્ત મશીન

**જાહેર ભાષણ**–શ્રોતાઓ ન સમજી શકે તેવું કાંઈક.

**આધ્યાત્મવાદ**–જાહેરમાં પોતાને હલકા મનાવવા, પરંતુ અંદરખાનેથી બીજા બધાને નીચા ગણવા આમ બીજા તમામ વાદોને ઉતારી પાડવાની જાદુઈ કળા.

**હોટલ**–માખીઓનું ઉછેર-ઘર.

**ખીસા ખર્ચ**–માબાપ તરફથી છોકરાને બગાડવા માટે અપાતી સગવડ.

**વ્યવહારકુશળતા**–બીજાને છેતરીને, કે ગમે તે રીતે પોતાનું કામ કરાવી લેવાની શક્તિ.

**શહેરી**–દેશનો વિષે પોતાના જ્ઞાન પર મગરૂર થનાર ને ગામડીઆને જોઈ નાકનું ટીચકું ઉંચું ચડાવનાર.

**ઓષધની દુકાન**–પૈસા આપી બીમારી ખરીદવાનું સ્થળ.

**જીવન**–વગર રજાએ આપણા ઉપર લાદવામાં આવેલ ઉપાધી.

**લગ્ન**–બંધન નહિ અને કરાર પણ નહિ પરંતુ સુખની લાલચે સ્વેચ્છાએ ખાવાવેલું પાણી ખાતું. તે માટે ઉછાવી પડતી હાડમારી તે આ જીવન વ્યાજ.

**સમાજ**–રેલ્વેનું એન્જીન જે પાટે ચડ્યુ તે પાટે ચાલ્યુંજ જાય. પાટો બદલાવવો મુશ્કેલ.

**કજોડું**–રંડીની ઉપકારક બક્ષીસ.

**શાહુકાર**–બીજાનું દર્દ નહિ પીછાણનાર, ભુખ્યાઓની વચ્ચે બેસી ખાનાર કઠણ કાળજાનો મુલાયમ માણસ!

મહમદ-ઉસ્માન ખત્રી, આટકોટ.



# ગોરિસ્તાન ! ! !

* * * * *

લેખક: એ. એ. હાશ્મી

આ સંસાર રૂપિ સાગરમાં મનુષ્યની જીવન નૌકાના કાફલાને એટલે "કારવાંને હયાત" ને "મન્ઝિલે મકસદ" તરફ લઈ જવા તેના નાવિકો કોશિષ કરી રહ્યા છે, પરન્તુ માર્ગમાં માન-મોટાઈ, મોહ-માયા, લોભ-લાલચ, રાગ-દ્વેષ, ક્રોધ-ઇર્ષ્યા આદિના ખરાબાઓ અને ખડકો સાથે કેટલીક જીવન નૌકાઓ અથડાઈ પડે છે, અને નૌકાના પાટીએ પાટીઆં છૂટાં થઇ જઇ નૌકાનો નાશ થાય છે.

અનુભવી અને સમજુ નાવિકો તેવા ખરાબાઓથી પોતાની નૌકાને બચાવી નિર્ભયતાથી નિર્ધારેલા બંદરે લઈ જાય છે.

"ફિલોસોફિ ઑફ રિલીજીયન" માં "ડૉક્ટર લૉફ્ડિંગ" લખે છે કે:-"આપણે રૂપાંતરના કાળમાં રહીએ છીએ. એક તરફ આપણો વિશ્વાસ અને બીજી તરફ આપણું જ્ઞાન અને જીવન એ બંને વચ્ચે વિરોધ છે."

મનુષ્ય જાતનું જીવન જુદા જુદા પ્રકારનુ હોય છે. જે દેશ અને વંશમાં મનુષ્યનો જન્મ થાય છે તે દેશ અને વંશના લીધે મનુષ્ય જીવન એક પ્રકારે મર્યાદિત થાય છે, પરંતુ જીવન કેવી રીતે ગાળવું એતો પ્રત્યેક મનુષ્યના હાથમાંજ છે.

સુખી જીવન કયું ? એ પ્રશ્નનું જેણે સમજુતી પૂર્વક નિરાકરણ કર્યું તેજ ખરો ભાગ્યશાળી. બાકી લાખો મનુષ્ય પ્રાણીઓ આ જગતમાંથી ચાલ્યાં ગયાં અને ચાલ્યાં જશે.

મનુષ્યને સુખી જીવનનો બોધ આપનાર ઉપદેશક, પવિત્ર અને શાન્ત જગ્યા "ગોરિસ્તાન" કિંવા કબ્રસ્તાન છે.

"ગોરિસ્તાન" એ એક એવી જગ્યા છે કે, અહિં ન્હાના મ્હોટા, અમીર ફકીર, દાના-દિવાના, ખૂબસુરત બદસુરત, ઉંચ-નીચ વિગેરેનો મેજ માત્ર પણ ભેદભાવ રહેતો નથી. એવીએ

A Pacification Place જગ્યા છે.

બાજમાઅત નમાઝો પઢવા, માલિકના દરબારમાં જેમ સર્વ એક સરખા થઈ જાય છે; તેમ ગોરિસ્તાનમાં રાય-રંક, સુન્દર-બેડોળ, જ્ઞાની-અજ્ઞાની વિગેરે એક સરખાજ થઈ જાય છે.

એ ગોરિસ્તાનને લોકો ભયંકર અને ઘોર સ્થાન કહે છે. હજારોની આંખોમાંથી ઉષ્ણ અશ્રુઓની ધારાઓ અહિં વહી એ જગ્યાને ભીંજવે છે.

ઓ ગોરિસ્તાન ! ત્હારા હાટ-બઝારમાં સર્વનું મૂલ્ય એક સરખુંજ છે. ત્હારા ખોળામાં મહા બળવાન અને ચક્રવર્તિ ભૂપતિ તથા રસ્તે રઝળતો ભિખારી એ બંને એ પોતાના હાડચામ પાસ પાસે દટાવ્યાં છે !

હજારો પીર પયગમ્બરો, મસ્ત વૈરાગીઓ, આધ્યાત્મિક શક્તિશાળીઓ, લાખો તત્વજ્ઞાનીઓ, સેંકડો ધર્મ પ્રવર્તકો અને યોદ્ધાઓ આ ગોરિસ્તાનની મિટ્ટીમાં મળી ગયા છે. હજારો કુબેર ભંડારીઓ અને લાખોના લશ્કરધારીઓ, સંસારને સ્વર્ગ બનાવનારા સેંકડો સત્તાધિશો આ ગોરિસ્તાનની માટીમાં રગદોળાઈ ગયા છે.

લાખો સૌંદર્યવાન સુન્દરીઓ ભોળી ભલી રાણીઓ, મહાલયોમાં મોટાઈ માનનારી મલેકાઓ ગોરિસ્તાની મરોડીના ઢગ નીચે ઢંકાઈ ગઈ છે !

કયાં છે ? પુરરવા, માનધાતા, મુચુકુંદ, હરિશ્ચન્દ્ર, યયાતિ, ભગીરથ, અંબરીષ, ઋતુપર્ણ, દીલીપ, રામ, રાવણ, કૃષ્ણ, પાંડવો ઈત્યાદિ.

કયાં છે ? મીનિસ, મેન્કુઆરા, સિસોસ્ટ્રિસ, સેમસન, સાઉલ, નિમરોડ, નીનસ, નેબુકડનેઝર, જમશીદ, ઝેરસ, સિકંદર, નૌશિરવાં, દારાં, કારુન, ફિરોન, શદ્દાદ ઈત્યા .

કયાં છે ? નીરો, ઓક્ટેવિઅસ, બ્રુટસ, જુલીયસ સીઝર, ઓગસ્ટસ, સેનિકા ઇત્યાદિ.

ક્યાં છે ! તે રાજ રમણીઓ
એન, એલીઝાબેથ, જોસેફિના કેથેરિના, ક્લિઓ-
પેટ્રા, વિક્ટોરીયા, રઝીયા, ચાંદબીબી, નૂરજહાં
ઇત્યાદિ.

ક્યાં છે ? ન્યાયી અહમદશા કે મહમુદ
બેગડો ? ક્યાં છે ! સ દગીમાં મહાલનાર નાસીરૂદ્દીન
કે સમ્રાટ આલમગીર ! ક્યાં છે શહેનશાહ અક
બર કે ફકીરાનો ઉપાસક શાહજહાન ?

ઉપર જણાવેલા સર્વ જગતારીણાં નર
નારીઓનાં માત્ર નામજ બાકી રહ્યાં છે.
તેઓના હાડચામ ગોરિસ્તાનની માટી સાથે મળી
જઇ એક માત્ર માટીજ થઇ ગયાં છે.

શું એ ગોરિસ્તાન ભયાનક અને ઘોર
સ્થળ છે ? નહીં. એ કબ્રસ્તાનને ઉત્તમ અને
શાન્તી સ્થાન કહેવું જોઈએ, આપણે એ ગોરિ-
સ્તાનને શાન્ત અને પવિત્ર સ્થાન કહીશું કે
જ્યાં લાખો નરનારીઓ અને હજારો બાળકો
ઉચ્ચ નીચના ભેદભાવ વિના હમેશાંની શાન્ત
નિદ્રામાં સુતાં છે.

ગોરિસ્તાન એ જગ્યા ઉપદેશક પવિત્ર અને
વૈરાગ્ય ભાવના ઉત્પન્ન કરનારી છે. ગોરિસ્તાનમાં
જઈ શાન્ત ચિત્તે વિચાર કરશું તો સંસારની
અસારતા સમજાશે. અહંકારનો નિશો ઉતરી
જશે, અને નિઃસાર સંસારની બાહ્ય સુંદરતા
સ્વાર્થ પરાયણતા, ક્ષણ ભંગુરતાનો પૂર્ણપણે
અનુભવ થશે.

આજે કાલે થોડા દિવસ પછી પાંચ વર્ષે
દશ વર્ષે પ્રત્યેક મનુષ્યને આ શાન્તિના ધામમાં
આવવુંજ પડશે. એ શાન્તિ ધામનું સંપૂર્ણ ચિત્ર
શી રીતે ચિત્રી શકાય વારૂ ?

કેટલા દિવસનો આ સંસાર ! કેટલા સુખ-
મય આ જીવતર ! શા માટે અભિમાની થવું !
શા માટે પ્રપંચ છળ કપટ દગા ફટકા રમવા !
શા માટે વિષય વાસનાના પાસમાં જકડાવું !
શા માટે મોહ-માયા, લોભ-લાલચના બંધનમાં
બંધાવું !

અરે ખાકી પૂતલા ! જરા વિચાર કર. માન-
મોટાઈ, સંપત્તિ-વૈભવ, વિદ્યા-શક્તિ રૂપ-ગર્વ
ધન આદિનો ત્હારા શરીરના નાશ થતાં સાથેજ
વિનાશ થશે.

ગોર ! શાન્તિ અર્પનારી ગોર !

હમેશની શાન્ત શૈયાગોર ! ત્હારા ખોળામાં
ઉતર્યા પછી જગતના સર્વ દુઃખ દૂર થઈ જાય
છે. માટેજ ગોરિસ્તાન સુખનું સ્થાન છે.

અંગ્રેજો પારસીઓ. હિન્દુઓ અને મુસ્લિમો.
એ બેરિયલ ગ્રાઉન્ડ. એ દોખમા, એ સ્મશાન
એ કબ્રસ્તાનનેજ શાન્તિનું સ્થાન કહે છે. "ખચીત
એ ગોરિસ્તાનજ "ખરૂં શાંતિ નિકેતન" છે.

હયાતી વેળા અને મરણ પછી આ નિઃસાર
સંસારમાં કોણ સુખી છે ? એ પ્રશ્નના ઉત્તરમાં
એમજ કહેવાશે કે, જેઓ આ સંસારમાં જીવિત
રહેતા સંસારના ક્ષણિક સુખ આપનારા વિષયોથી
અળગા રહ્યા છે જેઓએ ઐશ્વર્ય સંપત્ત વૈભવો
અને તરૂણીઓને તૃણવત લેખી, મહેલને કબ્ર-
સ્તાન જાણી હું ત્હારૂં-મ્હારૂં-ના ઝગડાથી દૂર
રહ્યા છે એવા ઓલિયા અલ્લાહ. પીર-મુર્શિદો.
આત્મ જ્ઞાનીઓ. વૈરાગીઓ સિવાય કોણ સુખી છે !

સંસારનો પ્રવાસી સત્ય માર્ગ ચુકી "ગાફિલ
મુસાફર" બની ભટકતાંજ માર્ગ વહન કરે તેમાં
કોનો વાંક ! માલિક ! તું સર્વને સદ્બુદ્ધિ અર્પ-
નાર છે.



# ફતાવા

લખનાર-મવલાના અહમદ હાજી આરેફ અશરફ સાહબ, રાંદેરી

સવાલ પુછનારે ત્રણથી વધું સવાલો એક સામટા પૂછવા નહિ. [તંત્રી]

સવાલ-બીજા ધર્મના માણસ (જેમકે બર્માઓ)ના ઘરમાં જઈ તે લોકોના વાસણમાં પકાવીને ખાવું અથવા તેઓના ત્યાં બને તે ચીઝ ખાવી અથવા પીવી તેમજ પાણી પીવું શું જાએઝ છે? મહેરબાની કરી જણાવશો.

જવાબ-જ્યારે એ લોકોના ખાણામાં આપણને કોઇ તરેહનો શક શુબેહ ન હોય તો ખાવું જાએઝ છે. તેમજ તેઓનાં વાસણ પાક સાફ હોય તો અથવા પોતે સાફ કરી લે તો તેમાં પકાવીને ખાવું દુરસ્ત છે.

સવાલ-ગુજરાત પ્રાંતમાં રેલ્વે સ્ટેશન ઉંઝાથી બે માઇલ દૂર ઉનાવા નામે એક ગામ આવેલું છે. ત્યાં મીરાંસાબ નામે એક વલીની દરગાહ છે ત્યાં અનેક મુસ્લિમ મર્દ, ઓરત અંત્વાર નવાર જીન્ન, ભૂત, જાદૂ ઇત્યાદિ બલાઓ દૂર કરવા જાય છે! ત્યાં જનારાઓની એવી માન્યતા છે કે "મીરાંસાબ"ને ખુદાવંદ કરીમ તરફથી એ કરામત અર્પણ કરવામાં આવી છે કે જીન્ન, ભૂત, જાદુમાં મુબતલા મરીઝ (સ્ત્રી કે પુરૂષ) ત્યાં ધુણે છે. ફાવે તેમ બોલે છે. હવે પ્રશ્ન એ ઉભો થાય છે કે "શું કોઇપણ વલીના મઝારને આવી કરામત અર્પણ કરવામાં આવી છે! જવાબ હકારમાં હોય તો તેના મોઅતેબર કિતાબોથી હવાલા આપવા મહેરબાની કરશો અને જવાબ નકારમાં હોય તો તેને શું માનવું!

જવાબ-ખુદાએ વહદહુ લા શરીકના સિવાય બીજા કોઇ વલી અથવા પીરના નામની માનતા લેવી, નિયાઝ કરવી શરીઅને ઇસ્લામમાં જાએઝ નથી. ઓરતોએ કબરો પર જવું પણ જાએઝ નથી. એમાં ઘણા ફસાદો લાગુ પડે છે. એ વિષે હદીસ શરીફમાં લઅનતની વઇદ આવી છે, મરદો કોઇ પણ પ્રકારે-તારીખ કે રસમ રિવાજની પાબંદી વિના ફાતેહા પઢવા જઈ શકે છે. આજકાલના થતા શિર્કો અને બિદઅતોથી બચવું જરૂરી છે. સવાલમાં લખેલી બાબતો ઢોંગ, સોંગ છે. એની મઝહબે ઇસ્લામમાં કશી સાબુની નથી. બેશક ઔલિયા અલ્લાહની કરામતો હક છે. પણ તે સર્વે શરીઅતની હદમાં હોવી જોઇએ, શરીઅત વિરૂદ્ધ કોઇ વાત માનવામાં આવશે નહિ. એ વિષે સહીહ હદીસો, કિતાબો, અકાએદની કિતાબોમાં સર્વે કાંઇ મૌજૂદ છે.

સવાલ-શું ફરમાવે છે ઉલમાએ દીન આ મસઅલામાં કે એક મુસલમાન બીજા મુસલમાન ઉપર વગર દલીલે, વગર સબૂતીએ તોહમત મૂકે તો તેનો શું ગુનોહ છે? તે કુર્આન શરીફની સનદ સાથે જવાબ આપશો.

જવાબ-નાહક કોઇના ઉપર ખોટી તોહમત મૂકવી સખત ગુનાહનું કારણ છે. કુર્આન અને હદીસથી એની ઘણી સખત વઇદ સાબિત છે.

સવાલ-શું ફરમાવે છે ઓલમાએદીન આ આ મસઅલામાં કે ફોનોગ્રાફ સાંભળવું, વગાડવું, વેચવું ખરીદવું ગુનોહ છે? જો ગુનોહ છે તો કબીરહ છે કે સગીરહ? તે જણાવશો.

જવાબ-ગ્રામોફોન તેમજ સર્વે વાજીંત્રો વગાડવાં, સાંભળવાં, વેચવાં સર્વે હરામ અને કબીરહ ગુનોહ છે. મુસલમાનોએ એનાથી બચવું જોઇએ.

**સવાલ**—અચકન, કોટ તેમજ ખમીસની આસ્તીનમાં સોનાનાં બટન પહેરવાં જાએઝ છે કે નહિં ?

**જવાબ**—સોનું તથા રેશમ પહેરવું મરદો માટે હરામ અને ઓરતો માટે જાએઝ છે. તેથી બટન જાએઝ નથી. માટે પહેરવાં ન જોઇએ (તિર્મિઝી શરીફ ૭૦ '૧ લી)

**સવાલ**—કિબ્લા તરફ પગ લાંબા કરવા દુરસ્ત છે કેમ ?

**જવાબ**—કિબ્લા તરફ પગ લાંબા કરી બેસવું અથવા સુવું બેઅદબીના લીધે મકરૂહ છે. (સિરાજીયહ)

**સવાલ**—રેશમી ચાદર અથવા રેશમી ગોદડું ઓઢવું કે કેમ ? એ વિષે શું હુકમ છે ?

**જવાબ**—રેશમી ગોદડું અને રેશમી ચાદર મરદોને ઓઢવું જાએઝ નથી. રેશમી તકીયાને ટેકવું અને રેશમી ગોદડું તથા રેશમી ચાદર બિછાવી તે પર બેસવું મરદ માટે જાએઝ છે. આ કૌલ ઇમામ અબૂ હનીફા રહ૦નો છે. સાહેબૈન રહ૦ના નઝદીક એ પણ મકરૂહ છે.

**સવાલ**—દાઢી કેટલી રાખવી જરૂરી છે ! વધું હોય તે કતરાવે તો શું હુકમ છે ?

**જવાબ**—દરેક મુસલમાનને એક મુઠ દાઢી રખાવવી જરૂરી સુન્નતે મોઅક્કદહ છે. એક એક મુઠથી વધારે હોય તો કતરાવવી જાએઝ છે મુઠની અંદર દાઢી કતરાવવી મકરૂહ તહ્‌રીમા છે. (આલમગીરી.)

**સવાલ**—મોટા આલિમો તથા ઉસ્તાદોના હાથ ચુમવા કે કેમ ?

**જવાબ**—મોટા આલિમ તથા ઉસ્તાદ અને માબાપના હાથ ચુમવા જાએઝ છે. (નિસાબુલ ઇહતેસાબ.)

**સવાલ**—મરદ માટે પાટલુન વધારેમાં વધારે કેટલી પહોળી તેમ સાંકડી પહેરવી, શરીઅનથી શું હુકમ છે ?

**જવાબ**—પાટલુન નસારાઓનો પહેરવેશ છે મુસ્લિમોએ પહેરવું મુનાસિબ નથી. છતાં પહેરે તો એટલી પહોળી રાખે કે નમાઝમાં અથવા બેસવાં ઉઠવામાં તકલીફ પડે નહીં.

**સવાલ**—સોનાના દાંત નખાવવા કે કેમ !

**જવાબ**—જે માણુસના દાંત પડી ગયા હોય અથવા સડી ગયા હોય તો મજબૂરીને લઈ ઇલાજની રૂએ સોનાના દાંત નખાવવા દુરસ્ત છે. માત્ર ખુબસુરતી માટે જાએઝ નથી. (દુર્રે મુખ્તાર.)

**સવાલ**—શું ફરમાવે છે દીનના આલિમો આ બારામાં કે મુલાકાત એક હાથથી કરવી કે બન્ને હાથોએ કરવી ! એ વિષે ખુલાસો લખશો.

**જવાબ**—બન્ને હાથોએ મુસાફહ કરવું સુન્નત છે. એક હાથે મુસાફહ કરવાની ટેવ રાખવી ન જોઇએ. કદી કદાચ એક હાથે મુસાફહ કરી લે તો વાંધો નથી. પણ હંમેશા બન્ને હાથે મુસાફહ કરવાની આદત રાખવી જોઇએ. દુર્રે મુખ્તાર તથા મજાલેસુલ અબરારમાં બન્ને હાથે મુસાફહ કરવાનેજ સુન્નત લખ્યું છે. તેમજ ઘણી ખરી હદીસોથી પણ એમજ સાબિત થય છે.

**સવાલ** આજકાલ લોકો મોટા પ્રમાણમાં મખમલની ટોપી પહેરે છે. તો એ રેશમ છે કે નહિ ? અને મખમલની ટોપી પહેરવી, છોકરાઓને પહેરાવવી, સદરીઓ અથવા બગલકદા પહેરાવવા જાએઝ છે કે નાહ ? એનો જવાબ આપી આભારી કરશો

**જવાબ**—જે મખમલ બારે કીમતી આવે છે અને તે પહેલા ઘણો રિવાજ હતો તે તો અસલી રેશમ છે એટલે તેના ઉપરના બધાં રૂંવાટા રેશમનાંજ છે. તેથી તેની ટોપી પહેરવી, છોકરાઓને ટોપી, સદરીઓ, બગલકદો, અચકન, કોટ વગેરે પહેરવા જાએઝ નથી. છોકરાઓને પહેરાવવાનો ગુનોહ માબાપને શિર છે પણ આજકાલ નકલી ઇમીટેશન મખમલ નીકળ્યુ છે. તે વિષે ચોક્કસ તપાસ કરતાં જણાયું કે એ રેશમ નથી બલ્કે સુતરાઉ છે. અને એની કીમત પણ અસલી કરતાં ઘણી ઓછી છે માટે એની ટોપી પહેરવી અથવા છોકરાઓને એવું કાઇપણ કપડું સીવડાવી પહેરાવવું જાએઝ છે. અલ્લાહ વધુ જાણનાર છે

# લોહીની પ્યાસ.

(પાદરીની પ્રેમદાની અદ્ભુત કથા.)
અમારી રસભર ચાલુ વાર્તા.
ભાષાન્તરકાર:—
'તુરાબ'

[ ગતાંકથી ચાલુ ]

"બેટા, મારે મારી ફરજ બજાવવી જોઇએ. હું તને ચેતાવું છું કે, ખીણની કિનારીએ ઉભો છે. જોજે પડી નહિ જાય! શયતાનના હાથ લાંબા છે. કબરો હંમેશા સલામત હોતી નથી. કલેરીમોન્ડીની કબર તો પૂરી મજબૂતીથી પૂરવી જોઇએ! એવું સાંભળવામાં આવે છે કે, આ ત્રીજી વાર મરણ પામી છે. ખુદા તારો નિગેહ-બાન હો, રોમોલ્ડ!"

આટલું કહીને સેરાપીઓન ધીમે ધીમે દર-વાજા તરફ વળ્યો અને મેં તેને ફરી બોલાવ્યો નહિ. ને તરતજ ચાલ્યો ગયો.

હવે હું બિલકુલ સાજો થઇ ગયો હતો અને મારું કામકાજ કરવા લાગી ગયો હતો. કલેરીમોન્ડીનું સ્મરણ ને વૃદ્ધ એબના શબ્દોનું ગુંજન અહર્નિશ મારા મગજમાં ભમતાં હતાં. પણ સેરાપીઓનની નિરાશાજનક આગાહીનું સમર્થન કરતો કોઇપણ અસાધારણ બનાવ બન્યો નહોતો. તેની શંકા ને મારો ભય મને અકારણ જણાવા લાગ્યાં હતાં. પણ એક રાત્રે મને સ્વપ્ન લાધ્યું. હજી તો હું ગાઢ નિંદ્રામાં પડ્યો નહોતો-કે મારા પલંગની મચ્છરદાનીની કડીઓ ખણખણતી ખસવા લાગી. મેં મારું માથું કોણીએ અઢેલી ઉંચું કર્યું અને એક સ્ત્રીના ઓળાને મારી સામે ઉભેલો જોયો. તે કલેરીમોન્ડી હતી!

કબર પર મુકવામાં આવે છે એવી એક દીવી તેના હાથમાં હતી. દીવીના આછા પ્રકાશમાં તેની ગુલાબી, પારદર્શક પાતળી આંગળીઓ ને સફેદ દૂધ જેવો તેનો નગ્ન, નાનો હાથ દેખાતાં હતાં. કબરમાં એના પર નાખવામાં આવેલા કફન સિવાયનું બીજું કોઇ વસ્ત્ર એના શરીર પર નહોતું. પુરાં વસ્ત્રો નહિ પહેર્યાં હોવાથી જાણે લજ્જા પામતી હોય તેમ કફનના છેડા તેણે છાતીએ ગુંચળા વાળી ઝાલી રાખ્યા હતા. તેના ન્હાનકડા હાથોથી છેડા પણ પુરેપુરા પકડી શકિત નહોતી. તે એટલી નિસ્તેજ પડી ગઇ હતી કે દીવીના આછા પ્રકાશમાં કફનનો રંગ અને તેની ચામડીનો રંગ એકજ જણાતા હતા. ઝીણા વસ્ત્રમાં વીંટળાયલા તેના સુંદર શરીરની એક એક રેખા સ્પષ્ટ દેખાતી હતી. સજીવ સ્ત્રીને બદલે તે આરસની પુતળી દેખાતી હતી. મૃત કે જીવંત, પુતળી કે સ્ત્રી; છાયા કે શરીર ગમે તે હો પણ તેની સુંદરતા તો હંમેશાં તેવીજ રહેતી. કેવળ તેની આંખોની, સાગરનાં સલિલ જેવી લીલી, ઝલક સહેજ ઝાંખી પડી હતી. અને પહેલાંનું રાતું ચોળ મુખડું તેના ગાલના રંગ જેવું ગુલાબના મંદ રંગનું બની ગયું હતું. તેના વાળમાં નાના આસ્માની ફૂલો ગૂંથેલાં મેં જોયાં હતાં તે તદ્દન કરમાય ગયાં હતાં અને તેમની સઘળી પાંખડીઓ ખરી પડી હતી. છતાં પણ તે આકર્ષક હતી કે તેનું આગમન રહસ્યમય છતાં તે એટલી આકર્ષક લાગતી હતી કે તેના આગમનથી હું સહેજ બીધો કે ડઘાયો નહિ.

કલેરીમોન્ડીએ દીવી ટેબલ પર મૂકીને મારા બિછાનાની પાંગથીએ બેસી ગઇ. અને મારા તરફ નમીને ઘંટડી જેવાં મંજુલ સ્વરે બોલી—

'પ્યારા રોમોલ્ડ, મેં તમને બહુ વાર જોવડાવી તમે કદાચ ધાર્યું હશે કે, હું તમને ભૂલી ગઇ છું. પણ હું બહુ લાંબેથી આવું છું. હજી સુધી ત્યાંથી કોઇ આવ્યું નથી એવી

જગ્યાએથી હું આવી છું. ત્યાં સૂરજ નથી કે ચંદ્રમા નથી. તારલાયે નથી. વિસ્તાર અને ઓળા સિવાય ત્યાં કાંઈ નથી. રસ્તો નથી માર્ગ નથી. પગ મૂકવાને ભૂમિ નથી. પડવાને વાયુ નથી. તો યે હું અહીં આવી છું કારણ કે મોત કરતાં પ્રેમ વધુ બળવાન છે અને અંતે મૃત્યુ પર પ્રેમનોજ વિજય છે. કેવા નિરાશજનક ચહેરા, કેવી ભયાનક વસ્તુઓ મેં મારી મુસાફરી દરમ્યાન જોયાં છે! મારી ઈચ્છા શક્તિ વડે મારા ઓળિયાને ખોળવાને આ દુનિયામાં પાછા આવવાનું મારા આત્મા માટે કેટલું કષ્ટભર્યું હશે!-મને પૂરી હતી એ પત્થર ઉચકવામાં મને કેટલો શ્રમ પડયો હશે? જુઓ મારા અશક્ત હાથોમાં માટિથી કેટલા ઉઝરડા પડ્યા છે. તમારા ચુંબનથી તેને સાજા કરો, પ્યારા!"

તેના હાથની હથેલીઓ તેણે મારા હોઠ પર ધરી. મેં તે વારે વારે ચૂમી અને કલેરીમોન્ડી તે પરમ સંતોષથી જોઈ રહી.

કબૂલ કરતા મને શરમ થાય છે કે, એબ સેરાપીઓનની સલાહ અને મારા સ્થાનની પવિત્રતા હું ત્યારે સાવ વિસરી જ ગયો. સહેજ પણ સામનો કર્યા વિના પાપાત્માના પહેલા જ આક્રમણે હું પડયો. મારી મેનકાને હડસેલી મૂકવાનો પ્રયાસ જ કર્યો નહિ. કલેરીમોન્ડીના હાથની ટાઢક મારા હાથમા પ્રવેશી અને મારા આખાય શરીરમાં વિષયની આગ ધગધગવા લાગી.

ગરીબ બિચારી! મને કલેરીમોન્ડીનો આટલો અનુભવ થયો હતો છતાં હું તેને પિશાચિણી માની ન જ શક્યો. તેનો દેખાવ તો તેવો નહોતો. શયતાને પોતાના પંજાને પગલાં સંપૂર્ણ સફળતા પૂર્વક છુપાવેલાં હતાં. કલેરીમોન્ડીએ પોતાના પગની પાનીઓ પોતાની નીચે દબાવી રાખી હતી ઘડી ઘડી તે તેના નાજુક હાથ મારા વાળમાં ફેરવતીને મારા વાળને વાંકડિયા બનાવતી જાણે વાળ-વાળવાની નવી અનુકૂળ રીત માગ માટે ગોઠવવાની કોશિશ કરતી હોય! મને તેમાં એક પ્રકારનો કલંકિત સંતોષ મળતો હતો. મીઠી મીઠી વાતો તે કર્યે જતી હતી.

આવી અસામાન્ય સ્થિતીમાં મને સહેજ પણ આશ્ચર્ય થયું નહિ એજ એક આશ્ચર્યની બીના છે. સ્વપ્નમાં, અત્યંત અસામાન્યને વિચિત્ર બનાવો તદ્દન સામાન્ય લાગે છે તેમ મને પણ એમાં કશું અસ્વાભાવિક જણાયું નહિ.

"તમને મેં જોયા એ પહેલાં લાંબા વખતથી હું તમને ચાહું છું, રોમોલ્ડ, હું તમને બધે શોધતી ફરતી હતી. તમે મારી આદર્શ મૂર્તિ હતા, પેલી કાતિલ પળે મેં તમને દેવળમાં જોયા; ત્યારે મેં મારા મનમાં કહ્યું. 'પેલો રહ્યો તે!' મારા દિલમાં ઉભરાતો સઘળો પ્રેમ મારી નજરમા ઠાલવીને મેં તમારા તરફ જોયું. મારી નજરમાં મહાન તપસ્વી બ્રહ્મચારીને ચલિત કરવાની ને ભર દરબારમાં બાદશાહને ઘુંટણીએ નમાવવાની પ્રચંડ શક્તિ હતી પણ તમે અણનમ રહ્યા અને મારા બદલે તમારા પરમેશ્વરને પસંદ કર્યો

"ખરેખર, ખુદાની, મને ઈર્ષા આવે છે તમે તેને એટલુ ચાહો છો, મારીથી યે વધુ ચાહો છો!

"હું કેટલી દુ:ખી છું! તમારા દિલને હું કદી પણ વશ કરી શકીશ નહિ! તમારા ચુંબનથી તમે મને જીવતી કરી છે. હું મૃત કલેરીમોન્ડી છું. કબરના કમાડ મેં તોડી નાખ્યાં છે. તમને સુખી કરવા મને જે પુનર્જીવન મળ્યું છે તેને તમારી સેવામાં સમર્પણ કરી દેવાને હું આવી છું."

અહો તે થોભી અને મને નશાભર્યાં ચુંબનો દેવી લાગી પ્રેમના પીયૂષ પીવામાં હું એટલો ચકચૂર થઈ ગયો કે મેં મારી સઘળી શુદ્ધિ, બુદ્ધિ વિશુદ્ધિ ખોઈ નાખી. કલેરીમોન્ડીને આશ્વાસન આપવા માટે હું ઈશ્વરનિંદા કરવાને યે ડર્યો નહિ મેં કહ્યું—

"હું તને ખુદા જેટલીજ ચાહું છું."

તેની આંખોમાં નવચેતન આવ્યુ. તેની આંખો મસ્તીથી નાચવા લાગી. મને બાથમાં બીડી તેણે પૂછ્યું—

"સાચે સાચ? સાચે સાચ તમે મને ખુદા જેટલીજ ચાહો છો! તો તમે મારી સાથે આવશો, હું કહીશ ત્યાં ચાલશો. તમારો આ બિહામણો કાળો ઝભ્ભો ત્યાગશો. તમે સૌથી ભાગ્યવાન, સૌની આંખોમાં આણુંની જેમ ખૂંચતા મારા લાડકવાયા બની રહેશો. તમે મારા પ્રેમી બનશો. 'પોપ'નો અસ્વીકાર કરનાર કલેરીમોન્ડીના પ્રેમી! આહ! સુખી જીવન! જવલંત જીવન આપણે જીવીશું! આપણે ક્યારે ચાલીશું, મારા હૃદયેશ્વર!"

"કાલે!.કાલેજ!" ચિતભ્રમમાં હું બોલી ઉઠ્યો.

"કાલે ત્યારે!" તેણે કહ્યું, "વસ્ત્રો બદલવાને મને પણ વખત મળશે. આ જરા અધૂરાંજ છે ને મુસાફરીને યોગ્ય નથી. મારા ચાકરોને પણ જણાવવું પડશે, કારણ કે તેઓ મને ખરેખર મરણ પામેલી સમજે છે અને શોકાતુર બની ગયા છે. પૈસા વસ્ત્રો, ગાડી બધું કાલે તૈયાર થઈ રહેશે કાલે આજ વખતે હું તમને તેડવા આવીશ. ખુદા હાફિઝ, મારા હૃદય નાથ!

મારા કપાળે તેણે કુમકુમ ચુંબન કર્યું. દીવો ઓલવાઈ ગઈ મચ્છરદાનો પાછો સંકોરાઈ ગયા. તિમિરતા પ્રસરી ગઈ. નિસ્તબ્ધતા વ્યાપી ગઈ. હું વધુ કાંઈ જોઈ શક્યો નહિ. હું થાકી ગયેલ હોવાથી શાન્તિથી ઉંઘી ગયો. પ્રભાત લગી મારી આંખ ઉઘડી નહિ

બીજી સવારે હું રોજ કરતાં મોડો ઉઠ્યો. રાત્રે ભાળેલા દ્રષ્યના વિચાર મને આખો દિવસ આવતા રહ્યા. આખરે મેં મન વાળ્યું કે વ્યાકુળતાએ ઉપજાવેલી તે કેવળ મારી ભ્રમણા હતી.

પણ મને થયેલા અનુભવ એટલા તાદશ્ય હતા કે તે વાસ્તવિક નહોતા એમ માનવાને મારું મન માનતું નહોતું. હવે શું થશે તેની ચિંતામાં હું સુવા ગયો. એ અગાઉ મારા હૃદયમાંથી અનિષ્ટ વિચારોને નિર્મૂળ નાખવા અને મારી રક્ષા કરવાની મેં પરમેશ્વરને પ્રાર્થના કરી.

હું ઘસઘસાટ ઉંઘી રહ્યો હતો. મારી મચ્છરદાની ખણખણતી ખસી ને મેં કલેરીમોન્ડીને જોઈ. આ વખતે તે કફનમાં વીંટળાયલી ધોળી પૂણી જેવી નિસ્તેજ નહોતી. તેના ગાલો પર મૃત્યુનો રંગ નહોતો. તે આનંદી ચેતનવંતી અને લાવણ્યમય હતી. સોનેરી કિનારીવાળો લીલી મખમલનો મુસાફરીનો સુંદર પોશાક તેણે પહેર્યો હતો અને તેની નીચે સાટીનનું પહેરણ હતું. સફેદ પિચ્છાની કિનારીવાળી મોટી કાળી ફેલ્ટ હેટ એક બાજુ સહેજ વાંકી વાળી પહેરી હતી અને તેમાંથી તેના લાંબા વાંકળિયા વાળ હવામાં લહેરાતા હતા. તેના હાથમાં નાનકડો રાઈડીંગ ચાબુક હતો. ચાબુકને છેડે સોનાની નાની સીસોટી હતી.

મને ચાબુક અડાડીને કલેરીમોન્ડીએ કહ્યું—

"કેમ, ઉંઘાતા પ્રેમી, આમ તમે તૈયારી કરો છો? હું તો સમજી હતી, કે તમે તૈયાર થઈ મારી વાટ જોતા બેઠા હશો. ચાલો જલદી ઉઠો: આપણી પાસે વધારે વખત નથી."

બિછાનામાંથી હું બહાર કૂદી પડ્યો.

"ચાલો કપડાં પહેરી લ્યો તો આપણે ચાલીએ," સાથે આણેલી નાની ગાંઠડી તરફ સંકેત કરતાં તેણે કહ્યું, "ઘોડા બહાર તૈયાર ઉભા છે. અત્યાર લગીમાં તો આપણે ત્રીસ માઈલ કાપી ગયાં હોત."

મેં ઉતાવળથી કપડાં પહેરવાં માંડ્યાં. કલેરીમોન્ડીએ પોતે પોતાના હાથો વડે મને વસ્ત્રો ઉચકી આપ્યાં. કપડાં પહેરવામાં હું કાંઈ ભૂલ કરતો તો તે મારા અનઘડપણા પર ખડખડ હસી પડતી અને મારી ભૂલ પ્રેમથી સુધારતી. સુંવાળા હાથે તેણે મારા વાળ ઓળી આપ્યા.

હું તૈયાર થઈ ગયો ત્યારે તેણે મારા હાથમાં ચાંદીએ મઢેલી આરસી આપી. કહ્યું–

"જુઓ હવે કેવા સોહામણા દેખાવ છો! તમારી દાસી તરીકે મને તમારી સેવામાં રાખશો?"

મારું રૂપરંગ બિલકુલ પલટાઇ ગયું હતું મને પોતાને હું ઓળખી શક્યો નહિ. એમેય હું ખુબસુરત તો હતો અને નવા પોશાકમાં તો હું ગભરૂ જવાન જેવો દેખાતો હતો. ફેશનવાળા સુંદર કપડાંની આવી તાસીર જોઈને મને અજાયબી થઈ. કપડાંની અસર શરીર પરથી મારા હૃદયમાં યે ઉતરી.

નવાં વસ્ત્રો સાથે મુગ્ધ બનેલો હું ઓરડામાં આમથી તેમ આંટા મારવા લાગ્યો માતા જેવી મગરૂરીથી ક્લેરીમોન્ડી મને જોઈ રહી અને પોતાના કાર્યથી સંતોષાયલી દેખાઇ

"ચાલો હવે. આ છોકરવેડાં કરવાને વખત નથી. આપણને હવે જવું જોઇએ, પ્યારા રોમોલ્ડ! બહુ લાંબે જવાનું છે અને કદાચ આપણે ત્યાં વખતસર નહિ પહોંચી શકીએ."

મારો હાથ ઝાલીને મને તે ખેંચી ગઇ તેનો સ્પર્શ થતાં જ દરવાજા ઉઘડી જતા. કુતરાને જગાડ્યા વિના અમે ત્યાંથી પસાર થઇ ગયા.

બહાર દરવાજા પર અમે માર્ગેરીટોનને ઉભેલો જોયો. આ ઘોડાવાળો બીજો કોઈ નહિ પણ ક્લેરીમોન્ડીના મૃત્યુ સમયે મને તેડવા આવેલ આગંતુક જ હતો. ત્રણ કાજળ કાળા ઘોડાની લગામો તેણે પકડી રાખી હતી. અમે અશ્વારૂઢ થયાં અને ઘોડાઓ વાયુ વેગે દોડવા લાગ્યા. અમારા માર્ગને અજવાળતો ચંદ્રમા આકાશમાં ઘુમરીઓ ખાતો હતો અમારી જમણી બાજુના વૃક્ષઝૂંડમાંથી ચંદ્રમા બહાર કૂદી આવતો અને પાછો લપાઇ જતો અમારી પૂંઠ પકડવામાં ચંદ્રમા પણ થાકી જતો જણાયો.

અલ્પ સમયમાં અમે એક ચોગાનમાં આવી લાગ્યાં. ત્યાં વૃક્ષઘટાની છાયામાં ચાર ઘોડાવાળી ગાડી અમારા માટે તૈયાર ઉભી હતી. અમે ગાડીમાં બેઠા અને ગાડી ઝડપથી હંકારાવા લાગી.

મારો એક હાથ ક્લેરીમોન્ડીના ગળામાં વીંટળાયલો હતો અને મારા બીજા હાથમાં મેં તેનો હાથ ઝાલી રાખ્યો હતો. તેનું માથું તેણે મારા ખભા ઉપર ઢાળ્યું હતુ. ક્લેરીમોન્ડીની અર્ધ–નગ્ન મુલાયમ છાતી મારા હાથને અડકતી હતી. અને મારા હૃદયમાં એક પ્રકારની મીઠી ઝણઝણાટી થતી હતી.

એવું સંપૂર્ણ સુખ હું ક્યારે પણ પામ્યો ન હોતો તે સુખી પળોમાં મેં સઘળું વિસારે મેલ્યુ હતું. માતાની કુખમાં હતો ત્યારે હું શુ કરતો હતો તેની મને જેટલી ખબર છે તેટલું ભાન મને ત્યારે મારા પાદરીપણાનું હતું. પાપાત્માએ આટલું ઘેરૂં આકર્ષણ મારા પર જમાવ્યુ હતું.

તે રાત્રિ પછી મારા સ્વભાવમાં બે તત્વો નૃત્ય કરી રહ્યાં હતા. મારા અંતરમાં બે પુરૂષો જીવનના ખેલ ખેલી રહ્યા હતા અને બન્ને એકબીજાથી અપરિચિત હતા. ક્યારે મને જણાતું કે હું પાદરી હતો અને સ્વપ્નમાં ઉમરાવનું જીવન જીવતાં મને જોતો; તો ક્યારે મને લાગતું કે હું ઉમરાવ હતો અને પાદરી હોવાનું સ્વપ્ન જોતો હતો. સ્વપ્નને સાત્વિકતામાંથી હું પિછાણી શકતો નહિ. અંત ક્યાં આવતો હતો એ હું જાણી શકતો, ન હોતો. વિષયલંપટ મોજીલો યુવાન, પરમેશ્વર પ્રેમી પાદરીની મજાક ઉડાવતો અને પરમેશ્વર પ્રેમી પાદરી વિલાસી ઉમરાવની કામાંધતાને તિરસ્કારતો. આવા બે પ્રકારનાં વિરોધાત્મક જીવન મારા પ્રાણમાં એકરસ થઇ ગયાં હતા. આવા વિચિત્ર સંજોગોમાં પણ મેં ક્યારે પણ મારી બુધ્ધિ ખોઇ હોય એવું મને યાદ નથી.

મારા બે જીવનનું અસ્તિત્વ હું સ્પષ્ટતાથી જોઇ શકતો હતો. કેવળ એક જ વસ્તુ મને

મૂંઝી રહી હતી અને તે એ કે, બે જુદા પુરૂષોમાં એક જ પ્રકારનું વ્યક્તિત્વ અસ્તિત્વ કેમ ધરાવી શકે? ક—ના નાનકડા પાદરીવાડનો હું મને પાદરી માનું કે કલેરીમોન્ડીનો કાઠીલો કંથ માનું? પણ આ અસંગતતાનું કારણ મને સમજાતું નહિ.

હું હંમેશાં વેનીસમાં મહાલતો કેનેલીઆ નદીને કાંઠે આવેલા સંગે મરમરના વિશાળ મહેલમાં અમે રહેતાં હતાં. અનેક પુતળાંઓને ભીનચિત્રોથી મહેલ શણગારેલો હતો. કલેરીમોન્ડીના શયનખંડમાં બે મોટા પલંગો હતા. બાદશાહને લાયક આ આલીશાન મહેલ હતો. અમારાં બેની બે 'ગોન્ડોલા' હતી અને તેને હંકારવાને અમારી સેવામાં બે 'ગોન્ડોલીઅર્સ' હતા. અમારૂં પોતાનું સંગીતગૃહ હતું અને અમારા કવિ હતા. કલેરીમોન્ડા માટે જીવન ઉલ્લાસને વિલાસની વસ્તુ હતી. તેનો સ્વભાવ કાંઇક કલીઓપેટ્રા જેવો હતો. હું પણ રાજકુમાર જેવું સ્વચ્છંદી જીવન જીવતો. તવંગરીનો રુઆબ પણ મારા જીવનમાં ઉતર્યો હતો. વેનીસના ચીફ મેજીસ્ટ્રેટ—કૌન્સીલને પણ પસાર થવાને મેં બાજુ હટીને માર્ગ આપ્યો નહિ હોત! શયતાનના પતન પછી એના જેવો ઉધ્ધત કોઈ જન્મ્યો હોય તો તે હું હતો. હું 'રીડાટા' માં જઇ શયતાની રમતો. સભ્ય સમાજમાં, નષ્ટ થયેલા રાજવંશી કુટુંબોની, ખર્યાં તારલા જેવી, ઔલાદ સાથે, અભિનેત્રીઓ સાથે, સમાજનાં નીંદણો સાથે, ગળાંકાપુઓ, ડાકુઓને ખૂનીઓ સાથે હું એક સરખી રીતે મુક્ત ફરી શકતો.

( અપૂર્ણ )

## લુભાવ્યા કરો

પ્રણય ગીત છેડી લુભાવ્યા કરો;
જિગરની તૃષાને બુઝાવ્યા કરો.
કિરણ આશાનું લઈ હૃદય દ્વાર પર;
તરંગો હૃદય હચમચાવ્યા કરો.
નિશા આજ સન્માન ઘેલી બની;
શશી રૂપ મેહફિલ જમાવ્યા કરો.
ભરી જામ સાકી મધુપાનનો;
ભરી મેહફિલે મય વહાવ્યા કરો.
અહર્નીશ સન્મુખ આવી તમો;
મદીલાં એ નયનો નચાવ્યા કરો.
હૃદયમાં વસાવીને હું પૂજન કરૂં;
હૃદય દ્વારે દર્શન કરાવ્યા કરો.
કથા ભેદની ના કહેતા ફરો;
જીગરને જીગરમાં છુપાવ્યા કરો.
હતી દિલની દુન્યા મળી ખાકમાં;
હવે કલ્પના નાસતાવ્યા કરો.
બનાવીને તારક સમી ઝિંદગી;
જગે જ્યોત્સના જગમગાવ્યા કરો.
કોઈના વિરહની 'વલી' વેદના;
નયન અશ્રુ વાટે વહાવ્યા કરો.

'વલી' (કરમાડ)

# ડાયાબીટીસ

## —પીલ્સ—

મીઠી પિશાબના હઠીલા દર્દ માટે આ ગોળીઓ તૈયાર કરવામાં આવી છે. ઘણા લાંબા સમયથી બેશુમાર દર્દીઓ ઉપર અજમાવવામાં આવી છે અને તેમાં સંપૂર્ણ ફત્તેહયાબ થઈ ચૂકી છે. વિલાયતના ઉચ્ચ ડીગ્રીધારી ડૉકટરો અને સનદયાફતહ હકીમોએ પણ પોતાના દર્દીઓ ઉપર વાપરી છે અને તેમને પણ સંપૂર્ણ સંતોષ મળ્યો છે. આ ગોળીઓ તૈયાર કરવાનું માન સુરતના મશહૂર અને ખાન્દાની **હકીમ અહમદમીયાં અલીમીયાં** સાહેબને છે. જેઓ દિલ્હીની વિખ્યાત તિબ્બીયહ કૉલેજના **સનદયાફતહ** અને મર્હૂમ **મસીહુલ મુલ્ક** હકીમ **અજમલખાન** સાહેબના **ખાસ** શાગિર્દોમાંથી છે અને સુરતમાં ૨૦ વર્ષથી બહોળી પ્રેકટીસ ધરાવે છે.

આ ગોળીઓ હકીમ સાહેબની જાતી દેખરેખ હેઠળ તૈયાર કરવામાં આવે છે.

ડાયાબીટીસની દરેક કિસમની ફર્યાદોમાં કામ્યાબ સાબિત થઇ ચૂકી છે. થોડા દીવસના સેવન પછી આરામ આપવો શરૂ કરે છે અને સંપૂર્ણ આરામ મળ્યા પછી કદી પણ બીજીવાર ઉભરતી નથી. લાંબા તજરૂબા અને ખાત્રી મેળવ્યા પછીથીજ જાહેર જનતાના લાભ માટે પ્રથમવાર પબ્લીક સમક્ષ પેશ કરવામાં આવે છે.

બેશુમાર આરામ મેળવેલા દર્દીઓ સાક્ષી રૂપે મૌજૂદ છે.

કી. **શીશી ૧ ના રૂા. ૪** (ટપાલ ખર્ચ વધુ.)

---

**શરીફ સિલ્વર પીલ્સ :**—બાહુ–મર્દાઈ માટે ખાસ અકસીર સીફત હોવા ઉપરાંત વીર્યનો વધારો કરી ઘટ કરે છે. ગમે તે કારણે ગુમાવેલી માનસિક કે શારિરિક શક્તિ પાછી મેળવી આપે છે. ઈમ્સાક–બંધેજ કરવામાં પણ અજોડ છે. એનીમીયાને–શરીરમાં લોહીનું પાણી બનવું–અટકાવે છે.

કી. ૩૨ ગોળીઓના રૂા. ૨–૮–૦

(ટપાલ ખર્ચ જુદું.)

**શરીફ પીલ્સ :**—શરીરમાં વીર્ય પેદા કરે છે. બંધેજ માટે તો અજોડ છે. વીર્યને ઘટ કરે છે. ગમે તે રીતે સ્ખલિત થતાં વીર્યને ઘણો સમય કેમ ન થયો હોય તે છતાં પણ અટકાવે છે.

કી. ૩૨ ગોળી રૂા. ૧–૮–૦

મજકુર હકીમ સા૦ની દેખરેખ હેઠળ બીજી ઘણી દવાઓ તૈયાર થાય છે.

જાહેરાત માટે આવતો અંક જોતા રહેશો.

બનાવનાર:—**શરીફ કેમીકલ વર્કસ, સુરત.**

પત્રવ્યવહાર નીચેના સરનામે કરવા વિનંતી છે.

એકલા સોલિસ્ટ: **ધી રાંદેર સ્ટોર્સ. કણપીઠ, સુરત.**

# પોઠ




"હરમાં! મા અરવાજી કેઇ ખાસુ ભાર કર વિચારમાં ગુંથાઈ ગયા છોને શું? શું કંઈ હિદને સ્વરાજ અપાવવાનો બાર 'તમારાજ' મસ્તકે આવી પડ્યો છે કે શું?" મેં કહ્યું. એટલે હંમેશની 'લાક્ષણીક' ઢબે કતાણું મોઢું કરીને મી. અરવાજી બોલ્યા.

'સ્વરાજ તો ગાંધીજી રેંટીયા મારફતે મેળવીજ આપશે. તે માટે કોઇએ ચિંતા કરવાની જરૂર નથી. પણ તે સ્વરાજ મળ્યા પછી તેને શી રીતે હજમ કરવું તેની વેતરણમાં પડ્યો છું. જેમ લાડવા ખાવા તો સહેલા છે, પણ તેને હજમ કરવા મુશ્કેલ છે; તેમ સ્વરાજ લેવું તો સહેલ છે પણ તેને સાચવી રાખવું મુશ્કેલ છે ને? કારણકે આપણા દેશની આજુ બાજુ ખાઉ કરડુ પ્રજાઓ વસે છે; તો આપણને સ્વરાજ મળી ગયું છે એમ જાણી, અને રેંટીયાને તકલી સિવાય આપણી પાસે બીજું કોઈ હથીઆર નથી એવી તેમને ખબર પડે તો ચઢાઇ ન કરે? આ બાબતનો વિચાર બીજા લીડરોને સુઝ્યો નથી! અને ક્યાંથી સુઝે? અંદર અંદર લડી તો લે. પછી બીજો વિચાર કરેને! એટલે કે લીડરોનું એ તરફ લક્ષ ન હોવાથી દહેરાદુનની લશ્કરી કોલેજમાં જઇને સાત મહીનામાંજ કર્નલ કે જનરલ થઇ જવાની તમન્ના સેવી હતી; પણ તું અમારી "નન્નેકી અમ્માને" તો ઓળખેજ છે ને! એ સમ્જાતના ફેરજંદે કહ્યું કે "તમારા જેવા હાડીએશને લશ્કરી કોલેજમાં કયો, કોણ દાખલ કરશે? ઘરમાં છોકરાના ઘોડીયાની રસ્સી ખેંચતાં તો સાંસ ચઢી જાય છે ને અઢાર શેરની બંદુક શી રીતે ઉચકશો?" મારે તેની એ દલીલની સામે ચૂપ થવું પડ્યું અને મનમાંજ ગાંઠવાળી કે ભલે ઘરમાં દંડબેઠક કરીને શરીર સુધારી લેવું અને દહેરાદુન સુધી જવા દેવામાં ઘરવાળી ધીંગાણું કરે તો લશ્કરી તાલીમનું કોઇ પુસ્તક હોય તો તેનો અભ્યાસ કરીને લશ્કરી તાલીમ પ્રાપ્ત કરવી અને પછી એ રાંડને બતાવી આપવું કે આ સીપાઈ બન્યો છે અને મુગલાઇ સલ્તનત ચાલી જવાને દોઢસો વરસ થયાં છે છતાં આ નસોમાંથી લશ્કરી જુસ્સો ચાલ્યો ગયો નથી! એ વિચારમાં ગોથાં ખાતો હતો તેવામાં તમે આવી લાગ્યા તો તમેજ બતાવોને કે એવું કોઈ લશ્કરી તાલીમનું પુસ્તક ગુજરાતીમાં છે..?"

"અરે ભલા ભાઈ ગુજરાતીમાં તો દલાલીના પુસ્તકો મળે, ઇન્કમટેક્ષનાં પુસ્તકો મળે. રેસસટ્ટાનાં પુસ્તકો મળે, જાતીય વિજ્ઞાનના પુસ્તકો મળે; પણ કંઈ લશ્કરી તાલીમનાં પુસ્તકો તે મળે? ગાંધીજીના અહિંસક ગુજરાતમાં લશ્કરી તાલીમના

પુસ્તકની કલ્પના કરતી પણ પાપ લેખાય ! અને વળી જો એવાં લશ્કરી તાલીમના પોથાં મળતાં હોય તો આપણાં કેટલાએ વિજયરાય વૈદ્યો કેટલાએ જ્યોતિંદ્ર દવેઓ, કેટલાએ રામનારાયણ પાઠક પ્રોફેસરપણું પડતું મૂકીને લશ્કરી અફસરપણું સ્વિકારી બેઠા હોત. અને તેમના દીદાર પાપડ પહેલવાનો જેવા નહિ પણ ગામા જેવા થઈ ગયા હોત !"

"બિરાદર વણજારા ! તમે પોઠ હાંકી જાણો તમને એ વાતની ઝાઝી ગતાગમ ક્યાંથી હોય ? જરા વિચારી જુવોને સાહિત્યની લાઈનમાં પણ લશ્કરી અફસરો તો છેજ આપણા ભરચા બાયડા બ. ક. ઠાકોર, ફિલ્ડમાર્શલ ગોરીંગની સામે પણ મુકાબલો કરે એવા છે ! અને કવિ ન્હાનાલાલ તથા ખબરદાર તો લશ્કરી સ્વભાવનાજ છે પણ તેમને કોઇ લડવાંનું મેદાન હાથ ન લાગવાથી મનમાંને મનમાંજ તવાઇ ગયા છે એ શું તમે નથી જાણતા ?"

"પણ એ તો અપવાદરૂપ ગણાયને ! બાકી શાબ્દિક સાઠમારી કરવામાંએ આપણા સાક્ષર મેમ્બરો હવે પહેલાં જેવાં ફોર્મમાં નથી એ તો દીવા જેવી વાત છે !"

"ત્યારે ગુજરાતી સાહિત્ય પરિષદ કે સાહિત્ય સંસદ કનુ મુન્શી મારફતે એવું એકાદ લશ્કરી તાલીમનું સચિત્ર પુસ્તક પ્રગટ કરાવે તો કેમ ?"

"ઘણું સારૂં ! એમ થાય તો આપણા જેવા અનેક છુવા ઘેર બેઠાંજ સોલ્જર બની જાય !" વાત આટલેથી અટકી કારણ કે એન્જીન જેમ કોલસા પાણીને માટે થોભી જાય તેમ મા. અડવાણી દોઢીયાંની દસવાળીનો દમ લેવા થોભ્યા. થોડીવાર ધૂમ્રપાન મહાધર્મ કરીને બોલ્યા.

"કાં ગેલી કલમ કિતાબવાળી ચર્ચા વાંચી ?"

"હું મારા લફરામાંથી નવરો થાઉં તો વાંચુંને ? પણ તેમાં શું બાફ્યું છે ?"

"પેલાં કવિતા ઉપરના ખબરદારનાં વ્યાખ્યાનો ઉપરથી મનસુખલાલ ઝવેરીએ ચર્ચા ઉપાડી છે. કવિતાના અધિકાર વિશેની મને તો એ વાંચતા એમ લાગ્યું કે જેમ આજકાલનાં વેજીટેબલ ઘીનાં પકવાન કરતાંએ તે પકવાનની ચર્ચામાં વિશેષ મઝા આવે છે; તેમ આજકાલની કવિતાઓ વાંચવા કરતાં કવિતાની ચર્ચામાં ઠીક રસ પડે છે ! જેમ પકવાન તો ભારે અને જો દિલ ખોલીને ખવાય તો હજમ કરવું અઘરૂં લાગે છે તેમ કવિતાઓ વિશેષ વંચાય તો મગજ તેને પચાવી શકતું નથી — અને — વળી અધિકારની બાબતમાં તો કવિઓએ રેલ્વેનું અનુકરણ કરવુંજ ઠીક થઈ પડશે ! જુવો રેલ્વેમાં I, II, III, કલાસના ડબ્બા હોય છે. તેમાં III કલાસની આવક સૌથી વિશેષ હોય છે. તેમ જે કવિતાનાં પુસ્તકો થોકબંધ વેચાય તેને થર્ડ કલાસ કવિતા સમજવી ! II કલાસમાં બેસનારની સંખ્યા ઓછી હોય છે માટે જે કવિતાનાં પુસ્તકોનું વેચાણ મંદગતિથી ચાલતું હોય તેને II કલાસમાં ગણવી. બાકી I કલાસમાં તો બનતાં સુધી મફતીયા પેસેંજરોજ હોય છે; તેમ જે કવિતાનાં પુસ્તકો મફત વાંચવા વંચાવવામાંજ હાથોહાથ ઉચકાઈ જાય અને આંતરના નામે નાહી નાખવાનું હોય તે કવિતાને I કલાસમાં ગણવી !"

"હજુ એક કલાસ બાકી રહ્યો !"

"એ વાત મારા ધ્યાન બહાર નથી. જરા દમ તો લેવા દે ? એ બાકી રહેલો કલાસ તે ઈંટર કલાસ. એ કલાસ બધી ગાડીઓમાં હોતા નથી. ફક્ત અમુક ગાડીઓમાંજ હોય છે. ફર્સ્ટ કે સેકંડ કલાસમાં મુસાફરી કરવા ટેવાયલા સદ્‌ગૃહસ્થો સટ્ટા, રેસ, વહેપાર કે નોકરીમાંથી તૂટી જાય છે; ત્યારે ઈંટર કલાસમાં મુસાફરી કરતા થઈ જાય છે અથવા તો થર્ડ કલાસના પેસેંજરો પારકે પૈસે મુસાફરી કરવાના હોય યા આંકફરકમાં નંબર લાગેલો હોય, ત્યારે કે પછી

કોઈ ભવિષ્યના મહોરદારને લલચાવવાની હોય ત્યારે મોઢામાં પુનાતું પાન અને હોટમાં કોઈ બાંકી અદાથી સીગરેટ દાબીને ઈંટરમાં ચઢી બેસે છે. તેમ દરેક પ્રકારના લોકો જે કવિતાને અપનાવે અને વેચનારા ગળેપડુ એજન્ટો ગમે તેમ કરીને ગમે તેવા વાંચકને ગળે ભેરવી જાય તે કવિતા ઈંટર' ક્લાસમાં ખપે! કોઈ કોઈવાર ટ્રેનને અકસ્માત નડે છે જેથી અનેક-પેસેંજરો ભટકાઈ પડે છે; તેમ જે કવિતા વાંચતાં વાંચકો અર્ધે રસ્તે ભટકાઇ પડે તેને એક્સીડ'ટલી કવિતા સમજવી! એના કરતાં તો જોડકણાં સારાં કે ટ્રોલીની જેમ ટૂંકી મુસાફરી કરી ધારેલા ઠેકાણે પહોંચાડી દે!"

અડવા જેવા એક અદના ઈન્સાનને કવિતાના પ્રદેશમાં આટલો બધો ચોંટી ગયલો જોઇ આશ્ચર્ય પામતો હું ઘર ભેળો થયો. "શું દરિયાનું પાણી કોઇના બાપનું છે?" "વણજારો"

## સ્વિકાર અને સમાલોચના.

**નફાકારક હુન્નરો** (ભાગ ૨ જો) પ્રકાશક અને સંપાદક મૂળજી કાનજી ચાવડા **સીનુગરા** (કચ્છ-અંજાર) કીં. રૂા. ૨) ૨૫૦ પાનાના આ પુસ્તકમાં હુન્નર, ઉદ્યોગ, વહેપાર, દવા અને રોજના-ઘરગતુ ઉપયોગની સેંકડો-વસ્તુઓની બનાવટના અનુભવ સિદ્ધ પ્રયોગો પ્રગટ કરવામાં આવ્યા છે. પુસ્તક એકી સાથે ઉપયોગી અને અનિવાર્ય છે. પ્રેમલા પ્રેમલીની વાતો વાંચવા કરતાં આવાં પુસ્તકો વાંચવાથી અનેક લાભ પ્રાપ્ત થાય છે. આ જાતના પુસ્તકોની ગુજરાતને ખરેખર ખોટ્જ છે. સંપાદકે પુસ્તક પ્રગટ કરીને ગુજરાત પર ઉપકાર કર્યોજ કહી શકાય. ભાષાની સરળતા અને મુદ્રણની સુંદરતા તથા કાગળની પસંદગી પણ ઉંચા પ્રકારની છે. અભ્યાસની દ્રષ્ટિએ આવાં પુસ્તકોજ ઉત્તેજનનાં હકદાર કે છે સંપાદકને અભિનંદની ખાંભણી મોકલેલા વગર અમે રહી શકતા નથી.

**સ્થાનિક સ્વરાજ**:-સુરત જિલ્લા સ્કૂલ બોર્ડ તરફથી નીકળતા એ શિક્ષણ માસિકના પાંચ અંકો અમને અભિપ્રાય અર્થે મળ્યા છે. સુરત જીલ્લાની કેળવણીની બધી દીશા પર એ માસિક પ્રકાશ પાડે છે. અનુભવી તંત્રી મંડળની સેવાની પગશ એના પાને પાને દ્રષ્ટિગોચર થાય છે. શિક્ષણ જેવા આ રસિક વિષયને પણ સુવાચ્ય બનાવવાનાં પ્રયત્નો એમાં ડગલે ને પગલે દેખાય છે. કેળવણી વગર દેશનો ઉદ્ધાર નથી અને તેમાંએ પ્રાથમિક કેળવણી એ તો એનું મૂળ છે. 'સ્થાનિક સ્વરાજ" પ્રાથમિક કેળવણીની દીશામાં એક યોગ્ય રેહબરની ગરજ સારે છે. કેળવણી પ્રેમીઓને ફક્ત રા. ૧)ના લવાજમમાં તો એ ખૂબ સોંઘુ લાગવું જોઇએ. ચિફ઼ ઓફીસર ડિ. સ્કૂ. બોર્ડ સુરતના સરનામે લખવાથી મળી શકશે.

**આગે કદમ** (ઇદ મુબારક અંક) કરાંચીથી નિયમિત પ્રગટ થતા એ સર્વાંગ સુંદર માસિકના ૫ માં વર્ષનો ૧૦મો તથા ૧૧મો અંક ઇદ અંક તરીકે પ્રગટ થયો છે. પ્રગતિવાંચ્છુ વ્હોરા બંધુઓને જરૂર પસંદ પડે એવો એ અંક છે. જુના ચીલે ચાલનારાઓનાં મુખ મરડાય એટલી અને એવી વાંચન સામગ્રી એમાં ભરી પડી છે. સામાન્ય વાંચકોને પણ પસંદ પડે એવા અભ્યાસી લેખો પણ ઠીક પ્રમાણમાં છે. સામાજીક વિષયો હેતુલક્ષી હોઇ આવકારદાયક છે. આગે કદમ મંડળ અને તંત્રીની મહેનત લેખે લાગી છે એમ અંક જોતાં પુરવાર થાય છે. વાર્ષિક લવાજમ રૂા. ૩ 'આગે કદમ' પો. બો. નં. ૨૬૭ કરાંચી.

**ઈસ્નાઅસરી બુલેટીન** (ઇદ અંક) કીં. ૦-૪-૦ ઇસ્નાઅસરી કાર્યાલય ૧૩૪ સેમ્યુઅલ સ્ટ્રીટ, મુંબઇ ૩. ઇસ્નાઅસરી બિરાદરોની કોમી પ્રવૃત્તિઓ જાહેર કરતું આ માસિક સામાન્ય જનતાને પણ રસપદ નિવડે એમ છે. શ્રી જ્યોતિન્દ્ર દવે એમ. એ. કે શ્રી

સાદીક જેવા ધરખમ લેખકોથી લઈ નવા ઉગતા લેખકોનો પણ એ સુંદર સહકાર મેળવી શક્યું છે. અભ્યાસી લેખો પણ ઠીક પ્રમાણમાં છે. અંકના દામ કરતાં કામ ઓછું તો નથીજ.

**કાઈદે આઝમ મુહમ્મદઅલી જિન્નાહઃ**

લેખક 'માંડવીઆ' કીં. ૦–૧–૦ પ્રાપ્ત કરવાનું સ્થાન ધી કોહીનૂર પ્રિ. પ્રેસ, ઇકબાલરોડ આંટવા

જનાબ જિન્નાહ, સાહેબની સુરત અને સીરતની શબ્દ, તસ્વીર. ટૂંક જીવનસાર અને ચરિત્ર ચિતાર લીગ-પ્રેમીઓ માટે આ નાના પૃષ્ઠની સચિત્ર પુસ્તિકા અવશ્ય સંગ્રહ કરવા લાયક ગણી શકાય અને બીજાઓને માટે પણ પૈસા છુટી પડે એમ નથીજ.

**વાતોમાં વડાં**:–એ વિનોદ પુસ્તકનો સહર્ષ સ્વિકાર કરીએ છીએ સમાલોચના આવતા અંકે.

"વણજારો"



આહો જારી દિલ કરે ગમ ખાઈને!
આંખથી આંસુ વહે ઉભરાઈને! ૧
ગઈ ખિઝાંને બહાર આવે છે હવેઃ
ખુલખુલો સત્કારજો હરખાઈને ૨
છો ફળે મુજ દિલની આશાઓ ખુદા;
પાળી છે મેં ખૂન દિલનું પાઈને. ૩
સંગ દિલ મુજ આહની તાસીરએ;
વીજળી રહી જાય છે, વળ ખાઈને! ૪
એ તજલ્લી જોવા ચાહું શું ખુદાઃ
જોઈ જે મૂસા (અલ.) પડયા ગશ ખાઈને ૫
આંસુની ગંગા અને જમના મહીં,
દિલની નૌકા રહી ગઈ અટવાઈને. ૬
ટુકડે ટુકડે થઈ રહ્યા છે દિલ તણા;
શું ગઝબ ઝાલીમે કર્યું અંગડાઈને ? ૭
યાદી જ્યારે એની આવે છે મનેઃ
દિલને પંપાળુ છું હું ગમ ખાઈને! ૮
કલ્પનાએ નહોતી ઓ, ઉપવનના ફુલઃ
તુંય કો'દી' ખાક થઈશ મુર્ઝાઈને! ૯
આઝાદીની ઝંખના કરતાં 'અસીર'
છું ગુલામીમાં રહું, જકડાઈને! ૧૦

અસીર (બાંટવાવાલા)




## 'રાંદેરી' લુંગીઓના નામે ઘણાં છેતરાયા છે.

આકર્ષક અને પાકા રંગો માટે બાજુમાં દર્શાવેલા રજીસ્ટર્ડ ટ્રેડ માર્ક નં. ૧૨૭૮ની સંપૂર્ણ ખાત્રી કર્યા પછીજ ખરીદો.

મજકુર લેબલ વિનાનો
માલ 'રાંદેરી' નથી
નકલથી બચો

અમારા કોઈપણ ફેરીઆ નથી.

નિચે દર્શાવેલા અમારા સ્ટોકિસ્ટો વિના બીજા કોઈ વેચતા નથી. દરેક લુગી અને કાપડ ઉપર ટ્રેડ માર્કની ખાત્રી પ્રથમ કરી પછીજ ખરીદો.

# ધી રાંદેર ઇ. એ. ઇલેકટ્રીક વર્કસ

'રાંદેરી' લુંગીઓ અને કાપડના બનાવનારા.

મદ્રેસા અહમદીયા બિલ્ડીંગ—રાંદેર.

## ધી રાંદેર સ્ટોર્સ, કણપીઠ, સુરત.

*Printed by*: Shah Mohanlal Maganlal Badami, at The "JAINANAND" Printing Press, Daria Mahal, SURAT.



**કારવાં** પુ. ૧ લું ● ● ● માર્ચ ૧૯૪૦ ● ● ● અંક ૭ મો

# સુયુગ કેરા સુખી જીવનની ખાલી યાદ આવે છે.

કદી મમ અવદશા ને પાયમાલી આવે છે;
કદી પ્રાચીનની જાહોજલાલી યાદ આવે છે.
વધુ દુઃખમય કરી દેવા અરે આ દુઃખ મહીં મુજને;
સુયુગ કેરા સુખી જીવનની ખાલી યાદ આવે છે.
પ્રત્યેક સંકટ મહીં પ્રત્યેક ક્ષણે **લાતકનતૂ** વાળી;
મને વાણી મધૂરી ને વ્હાલી યાદ આવે છે.
અનંતે બોલવું **કાલૂબલા** કોનું અને કોની;
સબળ સંગીન **"કુન"** સાંકળની ચાલી યાદ આવે છે.
**ફલાતન્હર** તણો ઉપદેશ યાચક કાજ દેનારા;
કદી તમને તમારો આ સવાલી યાદ આવે છે?
મને પાવો ને હું **ખુઝમા સફા** ઉચ્ચારતાં પી લઉં;
નિરંતર તમ મદીરાગૃહની પ્યાલી યાદ આવે છે.
કથન હું **નહનુ અકરબનું** શ્રવીને ગુપ્ત ભાગુ છું.
**"કલીમ"** એ હર પળે આયત નિરાલી યાદ આવે છે.

"કલીમ વાકિફી" ધોરાજવી.

# ઈસ્લામી શિક્ષણ

ખુદાનું ફરમાન (કુર્આન)

સંપાદક :—મૌ૦ અબ્દુર્રહીમ સાદિક સા૦ (રાંદેર).

(૯) જે લોકોએ તવબહ કરી અને (વર્તણુકમાં) સુધર્યા તેમજ (કાફિરોને રક્ષા માટે) અલ્લાહ પર ભરોસો કર્યો વળી પોતાના દીનને ખાસ અલ્લાહનાજ માટે કરી દીધું તો તેઓ (પણ દરજ્જામાં બીજા કામિલ) મુમિનોની સાથે છે અને ખુદાપાક ઈમાનવાળાઓને (આખેરતમાં) સવેળા મહાન સવાબ અર્પણ કરશે. (કુર્આન)

* * * *

(૧૦) અને નિયમસર નમાઝ પઢતા રહો તેમ ઝકાત આપતા રહો અને જે કંઈ નેકી પોતાની ભલાઈ માટે સંગ્રહ કરતા રહેશો તેને અલ્લાહ કને (પહોંચી સંપૂર્ણ બદલા સાથે) મેળવશો કેમકે ખુદાપાક તમારી કરણીને નિહાળી રહ્યો છે. (કુર્આન)

* * * *

(૧૧) હે મુસલમાનો! સબર અને નમાઝ વડે બળ મેળવો, બેશક અલ્લાહ ની(મદદ) ધીરજવાનોની સાથે છે અને જેઓ અલ્લાહના માર્ગમાં (દીન માટે) માર્યા જાય છે તેઓને (સામાન્ય મુરદાઓ માફક) મરેલા ન કહો, બલ્કે તેઓ તો (એક પ્રકારે જીવતા છે, પરંતુ તમે (તે જીવનને) સમજી શકતા નથી. (કુર્આન)

* * * *

(૧૨) હે મુમિનો! જે પવિત્ર વસ્તુઓ અમે તમને આપી છે. તેમાંથી (ચાહો તે) ખાઓ અને તમે (ખાસ) તેનાંજ બંદા છો તો ખુદાપાકનો (તન મનથી) આભાર માનો. (કુર્આન)

* * * *

(૧૩) હે ઇમાનવાળાઓ! (કષ્ટો પર) સબર કરો અને (કાફિરોના) મુકાબલામાં દૃઢ રહો અને (જિહાદ માટે) સજ્જિત રહો તેમ ખુદાપાકથી ડરતા રહો કે જેથી તમે સફળ થાઓ. (કુર્આન)

* * * *

(૧૪) હે ઈમાનવાળાઓ! ન્યાય પર ખુબ કાયમ રહી ખુદાપાક (ને ખુશ) કરવા)ના માટે સાક્ષી આપો ભલેને (તેથી) તમારૂં અથવા મા બાપનું કે સગાંઓનું નુકસાન થાય. જો કોઈ માલદાર છે અથવા ગરીબ છે તો (તમારા કરતાં) ખુદાપાક તેઓનો વધુ શુભેચ્છક છે, તેથી તમે અદલ કરવામાં મનોચ્છાને તાબે ન થાઓ, અને જો તમે (સાક્ષી આપવામાં) જીભ ચાવશો અથવા બચાવ કરી જશો તો ખુદાપાક તમારાં સૌ કામોથી વાકેફ છે. (કુર્આન)

# ઈસ્લામી શિક્ષણ

રસૂલુલ્લાહ (સલ૰)નું ફરમાન (હદીસ)

સંપાદક :—મૌ૰ અબ્દુર રહીમ સાદિક સાં૰ (સુરત)

(૯) રસૂલુલ્લાહ સલ૰એ ફરમાવ્યું તમો મને છ ચીજોની જામીનગીરી આપો. હું તમારા માટે જન્નતનો જામીન થાઉં છું. (૧) હંમેશા સાચું બોલો. (૨) પોતાના વચનને પાળો. (૩) અમાનતને હંમેશા પુરી અદા કરો. (૪) પોતાની શર્મગાહ (ગુપ્ત ભાગ)ની હિફાઝત કરો. (૫) પોતાની નજરને નીચી રાખો. (૬) પોતાના હાથ (બુરા કામથી) રોકો. (બયહકી)

* * * *

(૧૦) આપે ફરમાવ્યું કે જે કોઈ પોતાની પવિત્ર કમાઈમાંથી એક ખજુર જેટલો સદકો (ખૈરાત) કરશે અને અલ્લાહ પવિત્ર સિવાય બીજાને કબૂલ કરતો નથી તો અલ્લાહ તેને પોતાની (રહમતના) સીધા હાથમાં કબૂલ કરે છે. ફરી જેમ તમારામાંનો એક પોતાના વછેરાને ઉછેરે છે તેમ અલ્લાહ તેને તેના આપનાર માટે ઉછેરે છે, તે એટલા સુધી કે પહાડના જેટલો થઈ જાય છે. (બુખારી)

* * * *

(૧૧) આપે ફરમાવ્યું કે જે કોઇ માલદાર બનવા સંગ્રહ કરવા માટે લોકો પાસે માલ માંગે તો તે માલ (તેના માટે) અગ્નિનો અંગારો છે. તેને જોઇએ અંગારા ઓછા કરે અથવા વધારે. (મુસ્લિમ)

* * *

(૧૨) આપે ફરમાવ્યું કે જેણે સોના, ચાંદીના વાસણમાં (ખાધું) પીધું તેણે પોતાના પેટમાં જહન્નમની અગ્નિ ઉતારી. (મુસ્લિમ)

* * *

(૧૩) આપે ફરમાવ્યું કે ખચિત જે ઘરમાં તસવીરો હોય છે તેમાં (રહમતના) ફરિશ્તા દાખલ થતા નથી. (મુસ્લિમ)

* * *

(૧૪) આપે સલ૰એ ફરમાવ્યું કે ખચિત મારી ઉમ્મત વિષે મને જે ચીજનો વધુ ડર છે, તે લુત (અલૈ૰)ની કૌમનું કામ (એટલે કુદરત વિરૂદ્ધનું કાર્ય) છે.

* * * *

(૧૫) આપે સલ૰એ ફરમાવ્યું પોતાના છોકરાઓને તરવું અને તીર ચલાવવું શીખાડો, અને ઔરતને કાંતવું શીખાડો. (બયહકી)

# ગુજરાતી તરજુમાવાળા સીપારા

મુસ્લિમ ગુજરાત જેની આતુરતાથી રાહ જોઈ રહ્યું છે છે કુર્આને પાકનો માતબર ગુજરાતી તરજુમો એક એક છુટક સીપારા દ્વારા છપાઈ રહ્યો છે.

જેનો અરબી મતન એક મશહુર કાતિબ પાસે ખુશખત લખાવી મોટા ખર્ચે દરેક પેજનો સુંદર બ્લોક બનાવી એક કોલમમાં અરબી લખાણ અને બીજી કોલમમાં તેનો શુદ્ધ અને સરળ ગુજરાતી ભાષામાં તરજુમો આપવામાં આવે છે. જેની નીચે નંબરો આપી માતબર તફસીરોના આધારે સવિસ્તાર ખુલાસો આપી ખુદાઈ વાણીની મતલબને એવી સરળતા સાથે સમજાવવામાં આવી છે કે સાધારણ જ્ઞાનવાળો પણ સારી રીતે સમજી તેમાંથી પુરો સાર કાઢી શકે. ટુંકમાં અમારા તરફથી પ્રગટ થએલા સીપારાઓને જોયા વિના આવી જાહેર ખબરથી તેની જાહેરી અને બાતિની ખુબીઓનો આપને વિચાર આવી શકશે નહિ. ખાત્રી માટે કોઈ પણ સીપારો મંગાવી જુઓ. છપાઈનું કામ ચાલુ છે અને અત્યાર સુધીમાં બાર સીપારા પ્રગટ થયા છે.

| | | | | |
|---|---|---|---|---|
| અમ્માનો | પારો | હદિઓ | છ આના | પોસ્ટેજ ૦)–। |
| અલિફ-લામ-મીમનો | ,, | ,, | છ આના | ,, |
| સ-યકૂલનો | ,, | ,, | છ આના | ,, |
| તિલકર-રૂસુલનો | ,, | ,, | છ આના | ,, |
| લન-તનાલૂનો | ,, | ,, | છ આના | ,, |
| વલ-મુહસનાતનો | ,, | ,, | છ આના | ,, |
| લા-યુહિબ્બુલ્લાહનો | ,, | ,, | છ આના | ,, |
| વ-એઝા સમેઉનો | ,, | ,, | છ આના | ,, |
| વ-લવ-અન્નનાનો | ,, | ,, | છ આના | ,, |
| કાલલ-મલઉનો | ,, | ,, | છ આના | ,, |
| વઅલમૂનો | ,, | ,, | છ આના | ,, |
| યઅતઝેરૂન | ,, | ,, | છ આના | ,, |

નોટ:-એક અથવા બે શીપારાની વી. પી. કરવામાં આવશે નહિ. એક સીપારા માટે ૦।≈ ની અને બે સીપારા માટે ૦।।≈ ની પોસ્ટ ટીકીટ બીડવી.

પંજસૂરહ (આઠ સૂરહનો સંગ્રહ) તરજુમા સાથે રૂા. ૧ (ટપાલ ખર્ચ જુદું)

**સાદિક બુક ડીપો, રાંદેર. (સુરત)**

# આવાઝકી દુનિયાં કે દોસ્તો



●આવાઝકી દુનિયાં કે દોસ્તો! આપણા દેશની આઝાદીનું રથસીયું ગાડું અર્ધે રસ્તે અટકી ગયું છે. કારણ કે તેને જોડેલા બે બળદો પૈકીનો કોંગ્રેસનો બળદીઓ તો ઘરડો થયો છે, અને વળી મોક્ષ મેળવવા અહિંસાવાદી બની ઉપવાસ પણ કરતો થયો છે જેથી તેની આધ્યાત્મિક શક્તિ વધી છે પણ શારીરીક શક્તિ ઘટી છે જેથી વારંવાર ચાલતાં ચાલતાં બેસી જાય એમાં શું નવાય? ત્યારે બીજી બાજુ જોડેલો લીગનો વાછરડો હજુ નવો છે, બરાબર પલોટાયો નથી; જેથી ગરદન પર ધુંસરીનું જરાક વધુ વજન આવે છે કે ઉંજે તરીને રસ્તામાંથી બહાર નીકળી જાય છે! આ પ્રમાણે આપણું રાજદ્વારિ ગાડું ઘોંચમાં પડ્યું છે! આ બે સિવાયના બીજા બળદો તો પાંજરાપોળમાં જવા લાયકના હોઇ એ ગાડું શી રીતે આગળ વધે.

●વિનિતોતો ગાડા નીચે ચાલતી શ્વાન દુહિતા જેવા રહ્યા એટલે તેઓને શી રીતે જોડી શકાય? હિંદુ મહાસભાના સાંઢને ગાડે જોડે તો તે નાથ વગરનો હોઇ ગાડાનેજ ઉંધું વાળી દે કે ભાંગી નાખે એવો ભય રહે છે! કિસાન અને કામદારોના બળદોને એ ગાડામાં જોડે તો એ અસલ રસ્તો મુકીને પોતાના મન ફાવતા રસ્તેજ દોડે! સમાજવાદીઓ અને સામ્યવાદીઓને જોડે તો તેઓ પાડા પ્રકૃતિના હોઇ કોઇ ઝાડ સાથે કે પહાડ સાથેજ ગાડાને અથડાવી દે! હવે તમેજ કહો ને કે એ ગાડું શી રીતે આગળ વધે?

●અધૂરામાં પુરું હાંકેડુ એવો મળ્યો છે કે "જ્યાં મલી તાડી ત્યાં છોડી ગાડી" કરવામાંજ આનંદ અનુભવે છે! ગાડામાં બેસનારા હાંકેડુને ઠપકો આપે છે તો હાંકેડુ કહે છે કે 'બંને બળદો સલાહ સંપથી આગળ ચાલે તો હું ગાડું હાંકુને!' પેસેન્જરો કહે છે કે "તમેજ કોઇનું પુછડું આમળો છો તો કોઇને ગોદા મારો છો અને ઢીલી-ઢીલી રાસ રાખો છો તે કેમ કરીને સીધી રીતે બળદો ચાલે?, લાવો અમને ગાડું હાંકવા દો" તો હાંકેડુ કહે છે કે "વ્હાઇટ હૉલના હુકમ વગર તમારા હાથમાં અછોડા (સુત્રો) ન સોંપાય, તેમ ચાબખી પણ ન અપાય!" આવા સંજોગોમાં ગાંધીજીના કહેવા પ્રમાણે પ્રાર્થના સિવાય આપણે બીજું શું કરી શકીએ?

●આવાઝકી દુનિયાં કે દોસ્તો! કોંગ્રેસમાં ફરી એકવાર ખારાઓનો પરાજય અને મોળાઓનો વિજય થયો છે. મૌલાના આઝાદ પ્રમુખ ચુંટાયા છે. મૌલાના આઝાદની લાયકાત, એમણે આપેલા ભોગો અને દેશને દોરવાની એમની શક્તિ માટે બે મત નથી? ઘરડા ગાડાં વાળે પણ આતો મોટરો ખાળવાનો જમાનો છે. અનિવાર્ય સંજોગોને લીધે લડત ઉપાડવી પડશેજ એવી વાત તો એમણે વહેતી મુકી છે પણ બીજી બાજુથી ગાંધીજીએ "થોડી રફતાર બેઢંગી જો પહેલેથી સો અબભી હે!" નો કાર્યક્રમ અસલ




### ગઝલ [૧].

આ.દમાં કોઇ દિ' અસર ન થઇ;
    જિન્દગી ચમનથી બસર ન થઇ.
ભાગ્યને રોજ આઝમાવું છું;
    કામયાબી કદી મગર ન થઇ.
હાલ ક્યાંથી કહું ઇશારામાં ?
    આંખ પર આંખની નઝર ન થઇ!
જાન પણ મેં અહીં દઇ દીધી;
    આપને તો કશી ખબર ન થઇ.
આંખ તુઝથી જરા મિલાવી તો;
    હાય! તરકીન ઉમ્ર ભર ન થઇ.
ભાગ્ય ફૂટી ગયું, મુકદ્દરનું;
    આહ નીકળી, મગર અસર ન થઇ!
આપ "નાશાદ" ને નહિ સમજો;
    આપને એ અતા નઝર ન થઇ.

"નાશાદ" (મુંબઇ)

### ગઝલ [૨]

કઇ કૃપા તારી ઇશ્વર ન થઈ?
લાખ આશાઓ શું સભર ન થઈ?
તારી સર્જન બધાંય રહેમત છે;
મોત શું જિન્દગી ઇતર[1] ન થઈ?
તેજ ઝીલે છે નિત્ય તેજ વાંચ્છુ;
રજકણી શું રવિ અંતર ન થઈ?
પુષ્પો ખીલવી ગઈ પ્રભા લ્હેરી;
કંઠી ચાહો શું કારગર ન થઈ?
તારા તારા ગગનમાં ઝીણા છે;
પારદર્શક શું મુજ નઝર ન થઈ?
વસ્લની પણ એ સાંજ લઈ આવ્યા,
વાત મતલબની રાતભર ન થઈ.
નાની કીકીમાં આ ગગન આવ્યું;
દિવ્ય દ્રષ્ટી શું દીવ્યતર ન થઈ.
જોઇ દીધાં યુવાએ આંખીને,
વય-મદીરા ઉભર ઉભર ન થઈ!
પ્રેમ પુષ્પો પરાગતો 'સાબિર'
દીલ-ચમન કાજ પાનેખર ન થઈ.

'સાબિર' (વટવા)

૧. અન્ય, બીજી.

### ગઝલ [૩]

થઇ સજા પણ ઉમ્ર ભરે ન થઇ
મુજ ગુનાહની કંઇ કદર ન થઇ
તુજને પરદો છતાં નિહાળી લે
કાં સમર્થ આટલી નજર ન થઈ!
ઉચ્ચ ક્યાંથી રહે પછી માનવ
ઝિંદગાની જો ઉચ્ચતર ન થઇ!
જોઇ લીધાં અનેક જલ્વો
પણ યુવાને કોઇ અસર ન થઇ
ઠોકરે મન્ઝિલે લગાવી દે
એ દયા તુજથી રાહ ગુજર ન થઈ!
તુજથી સમજું વધુ છે તુજ તસ્વીર
કે ખફા કોઈ વાત પર ન થઈ
ન રવાનું થતે "સગીર" આજે
હાય! સાકીથી એક નજર ન થઇ

"સગીર" (મુબઇ)

(૪)

જોનબુલની દુઆ અફર ન થઈ;
ઐક્યમી ગાંઠ વજ્રતર ન થઈ?
દેશનો હું બન્યો લીડર તે છતાં;
ચૈનથી ઝિંદગી બસર ન થઈ!
મેં કર્યું ઘરમાં રાતભર લેક્ચર;
પત્નિ પેર તેની કંઈ અસર ન થઈ!
જીભ ઘસાઈ છતાં કંઈ ન વળ્યું;
લેશ પણ ઘરમાં કરકસર ન થઈ!
કાંત્યું ને પીંજ્યું એ કપાસ થયું;
ઓદાને ચોંઇ પણ ટસર ન થઇ!
લાખ યત્નો કર્યાં-મુજનું એ પણ;
સાસુ લયલા તણી મધર ન થઈ!
શેખજી પાડ ખુદાનો માનો;
પત્નિ તમ લેડી ડાક્ટર ન થઈ!
મલેકુલમોતની નોટીસ વાંચી;
કાંઇ મુજથી સટર પટર ન થઈ!
લખતાં લકવો થયો છતાં 'બેકાર'
તો'ય તુજ કવિતા અમર ન થઈ!

'બેકાર' (રાંદેર)

(૫)

ખબર જીવનની બેખબર ન થઈ;
ચૈન થી ઝિન્દગી બસર ન થઇ!
રડીને તું થયો દુનીઆક બદનામે;
દિલે નાદાં તને સબર ન થઈ!
વ્યોમ પર શાંત મવ રહી વિજળી;
આહો જારીની કંઇ અસર ન થઈ!
રોઝે મહેશરમાં પણ થયો રસ્વા;
ત્યાંયે પણ સારી મુકદ્દર ન થઇ!
મૂકતે થાવા બહુ કરી કોશિશ;
રિહાઈ અંતે મયસ્સર ન થઈ!
રિન્દો ઊડી જશે બધા, સાકી;
બઝ્મમાં તારી જો નઝર ન થઈ!
બેખુદી મુજ પરે છાંઈ એવી;
ક્યાં છું હું એની પણ ખબર ન થઇ!

'અસીર' (કલકત્તા.)

(૬)

જ્યોત દિવાસળી વગર ન થઈ,
પ્રેમ વિણ રૂપની અસર ન થઈ.
તું કહે છે મનુષ્ય છે તું પણ;
કંઈ મનુષ્યત્વની ખબર ન થઈ.
મળે હંમેશ શાંતિ જેમાં
કોઈ મૃત્યુ સમી સફર ન થઈ.
રોઈ જ રહે છે જેની મારી નઝર;
એની મુજ પર હજુ નઝર ન થઇ.
નામ કરવુંજ શાને મરવું તો,
ઝિંદગી ઝિંદગી વગર ન થઈ.
ઝિંદગી જીવતા ન જાણી "અમીન"
કોઈ જીવન ઘડી અમર ન થઈ.

"અમીન" આઝાદ સુરત.

(૭)

આહ! મુજ આહની અસર ન થઈ,
આપની મુજ પરે નજર ન થઈ,
વિયોગ રાત્રિની સહર ન થઈ,
ચૈનથી ઝિન્દગી બસર ન થઈ.
કોઇ મિલનની આરઝૂ ઉરમાં,
મોતની મુજ પરે અસર ન થઈ.
કોઇની કબ્ર પર પુકારૂં જઈ,
સાથ તુજની મુજ કબર ન થઇ!
પ્રણયની મસ્તી સાંભરે છે મને;
યુવાની શાને ઉમ્રભર ન થઈ?
હજારોવાર નિહાળે છે "મઝલુમ"
દિલની તસલ્લી ચશ્મેતર ન થઇ.

"મઝલુમ" જેતપુરી.

(૮)

જીંદગી નામ છે કર્તવ્ય તણું
વાત વાતોમાં ગઇ કદર ન થઇ
અન્યથી તે હસી હસીને મળે;
મુજ પરે ક્રોધની નજર ન થઇ.
ભેદ હું ને તું ના ભૂલી જાઉં
પણ હજી એટલી અસર ન થઇ

હું મરું છું અમર જીવન માટે
ચૈનથી ઝિંદગી બસર ન થઈ.
(મુન્શી ઇસ્માઇલ અલીભાઈ રાંદેર)

(૯)

આંખથી આંખ એક નઝર ન થઈ
વિંધીને પાર એ જિગર ન થઈ.
જે જવાનીનો મુજને નાઝ હતો
એ જવાની અરે અમર ન થઈ.
હું ફસાયો જગતની માયામાં
દિલમાં એ દર્દ છે સબર ન થઈ.
લાખ કોશિશ કરી છતાંએ પણ
ચૈનથી ઝિંદગી બસર ન થઈ.
ચમકાર (ભાવનગર)

(૧૦)

દિલ ગયું ઇશ્કમાં ખબર ન થઈ,
પ્રેમ-સંતાપની સહર ન થઈ.
રૂપ જ્યોતિ ઉપર ફિદા થઈને,
જાન અર્પી મગર અમર ન થઈ.
સેંકડો ઉર્મિઓ હતી દિલમાં,
ભાગ્ય ઉરનાં કે કારગર ન થઈ.
આશ માટી વડે ઘડી આશા,
એ જીવન કલ્પના અમર ન થઈ.
લાગ્યું દિલને મોહ માયાનો,
ચૈનથી ઝિન્દગી બસર ન થઈ.
ભેદ કહેવો હતો જીવન ભરનો,
વાત જીભે હતી, મગર ન થઈ.
આંસુઓ સારતો "વલી" ભટકે,
તોય આંસુથી આંખ તર ન થઈ.
"વલી" (કરમાડ)

(૧૧)

આરઝૂ એક પણ અમર ન થઈ.
ચૈનથી ઝિન્દગી બસર ન થઈ.
આહ એક એક કારગર ન થઈ.
આ જિવનની ખરી સહર ન થઈ.
હર પળે દર્દ છે, મુસીબત છે,
પુરખતર, રાહ બેખતર ન થઈ
ભાગ્યના કોયડા ઉકેલે શું !
અક્કલની ત્યાં સુધી સફર ન થઈ.
જોઈ નાખ્યું સકળ જગત તોયે;
તુજ વિના યાર આંખ તર ન થઈ.
બોઝ એવો શિરે પડ્યો જગમાં,
કે ઉભી ઉમ્ર ભર, કમર ન થઈ.
કર્મનું ક્ષેત્ર છે જિવન 'અશરાફ',
કાલની કોઈને ખબર ન થઈ.
'અશરાફ' (વહાલુ)

(૧૨)

પૂર્ણ ઇચ્છાઓ ઉમ્ર ભર ન થઈ.
ચૈનથી ઝિંદગી બસર ન થઈ!
મુઝ કથનમાં જરા કસર ન થઈ,
તોએ નાદાનને અસર ન થઈ!
પ્રેમ પંથે હું પ્રાણ ત્યાગું છું,
પ્રાણની પ્રાણને ફિકર ન થઈ!
ભૂલથી ભૂલ હાએ અંતરની,
એટલી વાત દરગુજર ન થઈ!
કધ ઉપર રૂદન નકામાં છે,
ઝિંદગીમાં કદી કદર ન થઈ!
હાલ મુફ્તિ અદમનાં શો પૂછો;
કોઈની કોઈ ને ખબર ન થઈ!
મુન્શી અમીરૂદીન (હળોલ)

(૧૩)

જોયા દિદાર, આંખ તર ન થઈ
ચૈનથી ઝિંદગી બસર ન થઈ!
કહતો કહતો ગયો સીકંદર, હાય!
ખીજ્ર જેવી ઉમર અમર ન થઈ!
ઝખ્મી, દિલને કર્યું છે વિણ ખંજરે,
આપની આ નઝર, નઝર ન થઈ!
આપના હસ્તની કરામત છે,
ફૂલની શાખ, વિણ સમર ન થઈ!

શુક્ર અલ્લાહનો મુજ માટી પણ
ઠોકરોથીએ, દરબદર ન થઈ.
મારા અણમોલ દિલના સૌદામાં
હરવા બેઠાં છતાં કેસર ન થઈ.
અમ 'મઝાક' આપને ખુદાના વિણ
યાદ શૈતાંની ઉમ્રભરે ન થઈ.

— 'મઝાક' ડભોઈ.

(૧૪)

મારા નિશ્વાસની અસર ન થઈ;
બેઅસર આહ! કારગર ન થઈ.
હું તડપતો રહ્યો છતાં જાલીમ;
બેખબર તુજને કઈ ખબર ન થઈ
વિરહની વેદના રહી હરદમ;
ચૈનથી ઝિન્દગી બસર ન થઈ.
દર્શની આશ, આશમાં જીવન;
કેમ વીતી ગયું ખબર ન થઈ.
ધૂળ છે ઝિંદગી સનમ મારી
તારી મુજ પર અગર નઝર ન થઈ.
મુજ હૃદયમા અપાર આશાઓ;
દિલરૂબા એક પણ અમર ન થઈ.
દિલના જખમોને રૂઝવા "નાતિક".
કીધા ઉપચાર પણ અસર ન થઈ.

"નાનક" રાંદેર

---

## શેઠ હાજી ઉમરજી હાજી મૂસાબક્ષ ભરૂચા સ્કૉલરશીપઃ—

ગયાના આગલા અંકે અમે મુબઈના દૂધના રાજા શેઠ હાજી ઉમરજી હાજી મૂસા ભરૂચાને ભરૂચ જીલ્લાની કેળવણીના રાજા કયારે થાય? એ વિષે લખી ગયા હતા. આજે અમને જણાવતાં આનંદ થાય છે કે તેમના તરફથી રૂપીઆ એક હજારની સ્કોલરશીપ જાહેર થઈ છે. અંગ્રેજી ભણુતા અથવા ભણવા ઇચ્છતા ભરૂચ જીલ્લાના મુસ્લિમ પટેલ વિદ્યાર્થીઓ એ સ્કોલરશીપનો લાભ લઈ શકશે. જે પટેલ વિદ્યાર્થીને સ્કોલરશીપની આવશ્યકતા હોય તેણે નીચેના સરનામેથી સ્કોલરશીપ મેળવવાનું ફારમ મંગાવવું. ફારમ મંગાવતી વખતે બે પૈસાની ટીકીટ બીડી મોકલવી. ૩૦મી એપ્રીલ પહેલાં ફારમો ભરી મોકલવાનાં છે માટે ઢીલ ન કરવી. શેઠ મોસુફની આ દરિયાદિલી બદલ અમે તેમને અભિનંદન પાઠવીએ છીએ અને બીજા પટેલ શેઠીયાઓ પણ એમનું અનુકરણ કરે એવી આશા રાખીએ છીએ.

સંપાદક

ફારમ મેળવવાનું ઠેકાણું:—

ઇબ્રાહીમ બક્ષ પટેલ

ફૂલેદાર બીલ્ડીંગ, ફૂલેદાર સ્ટ્રીટ, જેકબ સર્કલ–મુંબઈ ૧૧

# જાણવા જેવું

## પેપર જગતમાંથી

દુનિયા ન માને એવું,

છતાં માનવું પડે તેવું.

[ સંપાદક ]

"સંઘરેલો સાપ પણ કામ લાગે" એ કહેવત ભોપાલના એક હકીમ-શોધકે ખરી પાડી છે. સાપનું ખાતર શેરડીના પાકને દેવાથી જે શેરડી પાકે તે ક્ષયરોગના ઉપચાર ખાતર કામ લાગશે. મરહુમ હકીમ અજમલખાંનો એ નુસ્ખો છે એમ સદરહુ શોધકે જાહેર કર્યું છે. આમ એક તરફ આપણા દેશી હકીમ સાપના ખાતરથી પાકેલી શેરડી વડે ક્ષયરોગ મટવાનું જાહેર કરે છે, ત્યારે બીજી બાજુએ જર્મનીના એક ડોક્ટરે શોધ કરી છે કે "શુદ્ધ સોનું અને હાઈપો (ફોટોગ્રાફની કાચી છાપને પાકી બનાવનાર)ના લવણના મિશ્રનું ઈંજેકશન આપવાથી ક્ષયરોગના જંતુ મરી જાય છે." એ શોધ પણ ખરીજ હોવી જોઈએ. કારણકે હિંદમાંથી સોનું પરદેશ ઘસડાતું થયું છે; ત્યારથી હિંદમાં ક્ષયરોગનો ફેલાવો વધતો ચાલ્યો છે। અમેરીકાએ પણ પોતાનો ક્ષયરોગ મટાડવા સોનું સંઘર્યું હશે! આ હિસાબે સોનાના વહેપારીઓને તો સ્વપ્ને પણ ક્ષય નજ થાયને ? આમ સોનાથી ક્ષય તો મટે પણ એક અમારા મિત્રે શોધ કરી છે કે સોનાના લોભથી સને-પાતની બીમારી થાય છે।

●

"અમેરીકાના એક વૈજ્ઞાનિક મી. યુ. એ. સતાણીઆએ ટેલીવીઝન વડે છોડી શકાય એવી એરિયલ ટોરપીડોની યોજના બહાર પાડી છે." એટલે કે અત્યાર સુધી પાણી થી સબમરીનો બહાર નીકળીને ટોરપીડો છોડતી હતી એટલે કે જળ રસ્તેજ આગબોટના નાશનો ભય રહેતો હતો; પણ આ નવી શોધ ધડે તો વિમાનમાંથી ટોરપીડો છોડી શકાશે। આમ જગતના નાશને જેમ બને તેમ વહેલો નોતરવામાં પશ્ચિમના વૈજ્ઞાનિકોનો ફાળો સૌથી મોટો ગણાશે।

●

"ન્યુયોર્કમાં જાણીતા પ્રાણી શાસ્ત્રી મી. હોમર વિલિયમ સ્મિથે શોધ કરી છે કે ઘંઘ-નામની માછલી ચાર વરસ સુધી ઉપવાસ ખેંચી શકે છે!" લ્યો મહીના બે મહીના સુધી ઉપવાસ ખેંચી, પાલખીમાં વરઘોડે ચડનાર જૈન મુનિઓ આથી કંઈ ધડો લેશે કે? એક મહીનાના રોજા રાખતાં પણ જેમને દાદીએ તાવ ચઢી જતો હોય એવા આપણા મીયાં સાહેબો પણ આ માછલી પાસેથી કંઈ શીખી લેશે ?

●

પાલનપુર રિયાસતના બાપુજીએ પોતાના દીકરાને એક દિવસ શિખામણ આપી કે "દીકરા દુનિયામાં જીવવું હોય તો અંવલચંડો થજે." અને એ કહ્યાગરા યુવરાજે બાપનો બોલ માથે ચઢાવી એવી અવલચંડાઈ મહણ કરી છે કે હવે તે બાપુને પસ્તાવું પડે છે। આ ઉપરથી પેલી પુરાણી કહેવત યાદ આવી જાય છે કેઃ—

"શીખ વાંકા દીજીયે જેકા શીખ સોહાય,
શીખ ન દીજે બાંદરા જે બદકા ઘર જાય।"

●

"ભરતપુર નજીકના જંગલમાં ગંગારામ મીમને બાવો છેલ્લાં બે વરસથી પગના અંગુઠા ઝાડ પરે બાંધીને લટકી રહ્યો છે" જો આ વાત ખરી હશે તો આંક ફરકના ભકતો જરૂર બાવાની કસોટી કરવા દોડી જવાના ?

"ઉત્તર હિંદમાંથી મુંબઈના પરા વિભાગમાં આવ્યો છે એ સંન્યાસી ખાતો પણ નથી અને પાણી પણ પીતો નથી. ફકત સીગારેટના ધૂમાડા પરજ જીવન વ્યતિત કરે છે. એક વખતે એ સંન્યાસીએ પોતાના શિષ્યો સમક્ષ એવો ચમત્કાર બતાવ્યો કે હોટલમાંથી ચાહના છ કપ અદ્દર ઉડીને બારી વાટે આપો આપ તે બેઠા હતા ત્યાં આવ્યા." આ ચમત્કારિક સાધુ આટલાજ ચમત્કારથી અટકી જાયતો તે શિષ્યોના નસીબ. બાકી જે માણસ ચાના કપને અદ્દર ઉડાવે તે લોકોના ખિસામાંથી પાકીટને કેમ અદ્દર ન ઉડાવે ?

"ઈટાલીઅન સાયન્ટીસ્ટોએ ગાયના દુધમાંથી ઊન બનાવવાની શોધ કરી છે. અસલ ઊન કરતાં પણ આ નકલી ઊન સસ્તુ પડે છે અને પાણીથી બગડતું પણ નથી."

ભલે ઈટાલીના શોધકોને એવી શોધો મુબારક આપણે તો દુધમાંથી દહીં ને દહીંમાંથી માખણ બનાવીએ છીએ તેજ બસ છે કારણ કે દુધ અને દહીં ન હોત તો વિનિતો મંવાળા વગેરે પોતાના બંને પગો શામાં રાખત ? અને માખણ શોધાયું ન હોત તો હિંદમાં એક પણ ખિતાબ-ધારી ન હોત !

"મધ્ય યુગમાં યુરોપવાળો માનતા હતા કે રૂના છોડ પરે જીવતાં ઘેટાં લટકતાં હશે અને આવી માન્યતા તો ચારસો વરસ સુધી ચાલુ રહી હતી." ભલે ત્યારે યુરોપ અજ્ઞાનતામાં રૂના છોડ પરે ઘેટાં લટકતા માનતુ હશે પણ અત્યારે આવા વિજ્ઞાન યુગમાં પણ સુતરના તાંતણા ઉપર સ્વરાજ્ય લટકી રહ્યું છે એમ ગાંધીજી બેધડક જાહેર કરી રહ્યા છે તેનું કેમ ? શું સ્વરાજ પણ મધ્ય યુગના ઘેટાં જેવુંજ હશે ?

"ઓકલેન્ડ (લોંગ આઈલેંડ)ના પીસ હેવનનું માસ્તર મોટાફીઝીકસનું ભતૃમંડળ હવે માનવોના દેહને અમર બનાવવાના અખતરા કરી રહ્યું છે." જો એ શોધ સફળ થશે તો જગતમાંથી પરમેશ્વરની રહી સહી સત્તા પણ ચાલી જશે: કારણ કે ઘણા ખરા લોકો તો મોતના લીધેજ ખુદાની હસ્તીનો સ્વિકાર કરે છે !

"યુનાઈટેડ સ્ટેટ્સના એક માણસે પોતાના કોલર પર પોતાનું વીલ લખ્યું છે અને તે કાયદેસર ગણાયુ છે." હવે જો ઉંદરડાઓ તે વીલ કાતરી ખાય તો ?

'બર્મામાં જે ઘરમાં લગ્ન ઉજવાય તે ઘર પર પત્થર ફેંકવાનો પણ રિવાજ છે." એ પત્થર ફેંકનારાઓ ઘરપર પત્થર ફેંકે તેના કરતાં વરકન્યા પરજ પત્થર ફેંકી તેમનાં શરીર મજબુત છે કે માયકાંગલાં છે, તેની કસોટી કરી લે તો શું ખોટું છે ?

"યુદ્ધના લીધે કાચા માલની અછત થવાથી જર્મનોએ લાકડામાંથી ખાંડ બનાવવાનું કારખાનું ખોલ્યું છે." એ જર્મન વિજ્ઞાનિકો તો જેટલું ન કરે એટલું ઓછું પણ આપણા પત્રકારો જર્મન વિજ્ઞાનીઓથી ઓછા ઉતરે એવા નથી. તો ? રેતીમાં પણ વહાણ ચલાવવાની શોધનું માન એમને ઘટે છે !

ડો૦ હિસિઅર્સ નામના એક વૈજ્ઞાનિક જણાવે છે કે ૧૯૬૦માં એવી માછલીના આકારની ત્રણ પૈડાંવાળી મોટરો બનશે કે જે હાલની મોટરો કરતાં વજનમાં ચાર ગણી હલકી અને ગતીમાં બમણી હશે તથા ચાલતાં

જરા પણ અવાજ નહિ થાય અને તે બે પ્રવાહી વાયુઓના મિશ્રણથી ચાલશે અને તેને બ્રેક પણ નહિ હોય" ત્યારે તો એ મોટરજ જગતમાં વહેલો પ્રલયકાળ આણશે! એક તો બ્રેક નહિ, ચાલતાં જરાય અવાજ નહિ અને વળી ભમણી ગતી! હાલની પેટ્રોલ-વર્ધક મોટરોના અકસ્માતનું પ્રમાણ જોતાં એ ચૂપ મોટરો કેટલું સત્યનાશ વાળશે તે કલ્પના કરવી પણ અઘરી છે!

●

"અમેરીકાને સને ૧૯૩૯માં હથિયાર અને દારૂગોળો નિકાસ કરવા માટે ૨૦૪૫ લાખ ડોલરના પરવાના અપાયા છે!" આ હિસાબે જો લડાઈ વધુ ખેંચાય તો આનો-ફાન, ફાનનો સામાન વેચીને અમેરીકા ખૂબ તાજું થાય! ખરેખર આજકાલ લડવા કરતા તટસ્થ રહીને લોકોને લડાવી મારવામાંજ ઘી કેળાં છે!

●

કાગળનું શું શું બને છે તે જાણો છો?" કાગળના મકાન અને બારણાં બને છે. નાહવાના ટબ બને છે અને જે ચૂલા ઉપર પણ ચઢાવી શકાય છે. કાચ ચોકડાની લાપી પણ કાગળની બને છે. ગીયાનો, પેન્સીલ, ચાહની રકાબી, પ્યાલા, શીશાઓ, બિછોનાં, પડદા, પલંગો, હોડી, રેલના પાટા, ડબ્બા, પેટીઓ, ગરણીઓ, બુટ, ટુવાલ વગેરે વગેરે બધુંજ કાગળનું બને છે અને તે પણ ખુબ ટકાઉ અને મજબૂત બને છે" વણિકની કામધેનુ ગાય કે અલાઉદ્દીનના જાદુઈ ફાનસ કરતાં વિજ્ઞાનીઓએ કાગળની કરામતને આ રીતે આગળ વધારી દીધી છે ત્યારે આપણે ત્યાં તો ફક્ત 'બચ્ચેંકી ખેલ ઔર ઉસ્કે માબાપકી ખેલ' તેવી કાગળની ચકરડીઓજ બને છે!

●

મૌલાના અબ્દુર્ ઉફ. દાનાપુરીએ કુતુબીયતની એક નવિન શોધ કરી છે. તેઓ એક પેપરમાં ફરમાવે છે કે, "જિન્નાહ એ કામ કરી રહ્યા છે. કે એમનો ફત્વો ઘણા કુતુબો અને વલીઓથી ઉચો અને બુલંદ રહેશે. "ચાલો ત્યારે પાકીસ્તાન અને કાફર નેકશરમવાળાઓની જમાતમાં એવા ફત્વો ગેરવી ગુમ્બા અને દસ્તરની ઠેકાણીમાં ગાબડુ પડવાનું ભાન જનાબ શ્રીનું ખોટી જશે! આથી હવે તો વિલાયત (મિટ્ટીકન નહિ)ની લાઇનમાં ફિલનશેવનો પૈગંબરી દોર પ્રગટ થશે! મીનીસ્ટરી કે બેરીસ્ટરીમાં તો દાદીને ફાવટ નથી પણ હવે તો વિલાયત અને કુતુબીયતમાંથી પણ દાદીને પદભ્રષ્ટ થવું પડશે ખરેખર "ઇન્કિલાબ, ઝિંદાબાદ!" તે આનુંજ નામ

●

"અમેરીકામાં તારદ્વારા ફોટોગ્રાફ્સ કે રંગીન ચિત્રો મોકલવાની શોધ સફળ થઈ છે." આ લાભ હિંદનાં દૂર દૂર વસતાં પ્રેમીઓ પેટ ભરીને લેશે એવી પાકી ખાતરી છે!

●

"છાસમાંથી રેશમ બનાવવાની યુરોપે શોધ કરી છે." તો શું છાસમાંથી કહી બનાવવાની ઇટાલીના શોધ એથી ઓછી ઉતરે એમ છે!

●

## ઉર બારણું

✱ પૃથ્વી ✱

લડ્યાં ઝઘડીયાં કટુવચન ડંખીલાં બેઉએ
અસંગત પ્રહાર વાણી સુધના કર્યા અથડ્યાં
તને દુભવી હું રડ્યો, કંઈકવાર બેઉ રડ્યા
અસંબદ્ધ કથા બધી: દીન ગયાં અસુરું થયું;
ચલો સખી ઉઘાડી બંધ ઉર બારણાં આપણે
ઊભા રહી સજોડલે હૃદયના પ્રભુની કને
મહા ગહન મૌનનું અકળ ગીત આરાધીએ.

સુરેશ ગાંધી

●

# પોઠ



હાંકનાર વણઝારો

"કાં અંડવાંણી આજે પાછું શી ચિંતામાં ચિંતા ઘેરાયાં છે? યુરોપમાં ધડાધડ આગબોટો ડુબે છે તેમ તમે ચિંતાના સાગરમાં કાં ડુબી રહ્યા છો?" મેં પ્રશ્ન કર્યો.

"હું ચિંતા ન કરૂં તો કોણ કરે? રાજદારિ લીડરો તો હોંસા તોંસીમાં પડી ગયા છે અને બીજા સાક્ષરો તથા કવિઓ તો જાણે કાલેજ પ્રલયકાળ (કિયામત) આવી જશે અને આપણે અમર થયા વગર રહી જઈશું એમ સમજીને વાસી કુસી, ઉચિત કે અનુચિત, પ્રાસંગિક કે અપ્રાસંગિક, યોગ્ય કે અયોગ્ય, ગમે તેવું સાહિત્ય પુસ્તકો રૂપે પ્રગટ કરવાની ધૂનમાં લાગી ગયા છે. જેથી મારા સિવાય હવે બીજું કોણ ચિંતા કરે કે સાહિત્યનું વહાણું ક્યા વમળમાં ગોથાં ખાઈ રહ્યું છે?"

"પણ આપ પોતાની જાતને આટલું બધું મહત્વ આપીને ફરો છો અને કોઈ પીઢ સાહિત્યકાર તો આપની છીંકણી પણ લેતા નથી. પછી આમ દુબળા કાઝી બની આખા દેશની ચિંતા શા માટે વ્હોરવી?"

"કોઈ આપણી છીંકણી કે તપખીર સુંઘે એ હેતુથી મેં સાહિત્યના મેદાનમાં ઝુકાવ્યું નથી! આપણે તો આપણી ફરજ બજાવી છુટવાનું છે. કોઈ દરકાર કરે કે ન કરે તે જોવાનું નથી. જગતની દરકાર રાખનાર માણસ મહાન બનતો નથી. જગતથી બેપરવા રહેનાર કે જગતને ઠોકરે ઉડાવનારનેજ જગત પૂજે છે."

"શું તમને એમ નથી લાગતું કે હવે તમે સાધારણ માણસ મટી (મટી) મહાત્મા પદની નીકટ પહોંચી ગયા છો? આપનો એક-એક શબ્દ શિલાલેખને યોગ્ય છે!"

"મારા શબ્દોને શિલાલેખને યોગ્ય ગણો છો એ તો આપણી મિત્રતાનો પ્રતાપ છે બાકી એડીટરો તો કાગળ ઉપર અમારા શબ્દો છપવામાંએ પોતાનાં ચીનાં નાક હોય તોએ નાકનાં ટીચકાં ચઢાવે છે! હશે પણ હું તેમની બેકદરી તરફ જોતો નથી કારણકે—

"હીરો મુખસેં ના કહે લાખ હમારો મોલ"

"વાહ! વાહ! ગત ચોમાસું આપના મગજને ઠીક અનુકૂળ આવ્યું હોય એમ લાગે છે!"

"તમે ભૂલો છો. ગયું ચોમાસું તો મૂંઝવી નાખનારું હતું, જેથી ખેતીનો પાક પણ ઓછો ઉતર્યો છે. ત્યારે કવિતાનો પાક વિશેષ ઉતર્યો છે. હું તો માનું છું કે આપણા કવિઓએ લખી લખીનેજ કાગળના ભાવો વધારી દીધા છે! બિચારા હિટલરની લડાઈનું તો એક બ્હાનું છે! ખાટલામાં માંકડોની વસ્તી વધતાં કે શહેરે અને ગામડાઓમાં વીમા એજન્ટોની સંખ્યા વધતાં

જે પરિસ્થિતિ ઉપસ્થિત થાય છે તેવી પરિસ્થિતિ સાહિત્યમાં કવિતાનો હ્રાસ-પતનનાં ઉંડાં-ચિહ્ન છે! કવિઓની ભેદારા વધુ બેકારી, ફેરીવાળાને જ આટકશે! મને સીનેરીરાયમો કરતાં મેઈડ હાઉસોની વધુ આવશ્યકતા ઉભી થશે એમ લાગ્યા રહે છે! એટલે વાસ્તવિક રીતે જોતાં મારા કરતાં કવિઓનો-ગનું એશારું-વિશેષ ફર્યું છે!"

"તમારું કવિતાના વિષયમાં આટલું બધું અગાધ જ્ઞાન જોઈ દફતર 'બાપ હાન માગામાં' તમારું નામ રજીસ્ટર કરવાનું મન થઈ આવે છે. તમારું પણ નામ રહી જશે!"

"પણ આ બોરની વાત નથી, કવિતાની વાત છે."

"પણ તમે જાણતા નથી કે હવે તો બોરની જેમ કવિતાઓ પણ વેચાય છે! દર એટલોજ કે બોરં ટોપલા બંધ વેચાય છે, ત્યારે કવિતાઓ થોકડાબંધ વેચાય છે!"

"શું હવે તમને એમ નથી લાગતું કે આ દેશને કવિઓ કરતાં, બાબરકેતા જેવાં, બહાર-વટીયાઓની વિશેષ જરૂર છે?"

"આજની ચર્ચા ઉપરથી તો એમજ ભાસ થાય છે કે કોઈ કવિએ ભૂતકાળમાં તમારા આપદાદાનું ખૂન કર્યું હશે!"

"હું નામમાં માનતો નથી કામમાં માનું છું પણ હા...આ! એક વાત યાદ આવી. આજકાલ ઘણાંક કવિતાઓ ઉપર વિવેચન થઈ રહ્યાં છે પણ એ બધા કવિઓ સિફતથી મુસ્લિમ કવિઓને ભૂલી કેમ જતા હશે? ચાર પાંચ ડઝન મુસ્લિમ કવિઓમાંથી ચાર પાંચ કવિઓ પણ એમને ગણવા યોગ્ય નહિ લાગ્યા હોય?"

"એમાં થોડીક મુસ્લિમ કવિઓની પણ ભૂલ હોય એમ મને તો જણાય છે. મુસ્લિમ કવિઓ પણ હનુમાન બનીને જ્યાં ત્યાં-કૂદાકૂદ કેમ કરતા નથી? આ જમાનામાં કોઈ શાંત બેસી રહેનાર સામને પૂછતું નથી પણ કૂદકા મારનાર હનુમાનની કદર થાય છે. માટે છાપાના છાપરે ચઢવા માટે મુસ્લિમ સાહિત્યકારોએ નવી વહુની જેમ શરમાળ બની ઘૂમટામાં લપાવાને બદલે કૂદાકૂદ કરવી જોઈએ! ગળીયા, બળદીયા બની કોઢમાં બેસી રહે તો કોઈ ઘાસ-ચારો પણ ન નાખે!"

"આપનું કહેવું તો ઠીક છે. પણ હું તો મોહર્રમના વાઘ કરતાં ટાઢું તાઝીયું બનવાનુંજ વિશેષ પસંદ કરૂં!"

"પણ બોલ્યા વિના બોર ન વેચાય, એમાં તો મઝાં છે ને?"

"ના હું તો ફક્ત વાસ્તવિક પ્રસ્તાવ રજુ કરૂં છું. પણ અરે એક મુદ્દાની વાત કહેવાનું છેકજ ભૂલી ગયો "પશુમાં પડી એક તકરાર" એ કવિતાતો તમે વાંચીજ હશે! હવે પત્રકારોમાં એક તકરાર પડી છે. "નવ સૌરાષ્ટ્ર" વાળા કકલભાઈ કોઠારીએ "ફુલછાબ" વાળા મેઘાણીજી તથા "જન્મભૂમિ"વાળા શામળદાસ ગાંધીજી સામે સાહિત્યમાં ગુંડાગીરીનો આક્ષેપ મૂક્યો છે! સામેનો મજબૂત મોરચો જોતાં કુતૂહલ પ્રેમી સાહિત્ય રસિકોને માટે એ સાઠમારી ઠીક રસદાયિ નીવડે. એવો સંભવ જણાય છે, હવે તો ફાઉન્ટન પેનો મશીનગનનું રૂપ લેશે અને 'રણમાં શુરા રે હો ગુજરાતી વીરા!'ના રાસપ્રને એ કલમવીરો સાર્થક કરી બતાવશે!"

"ખબર રસીકતો ખરી પણ હવે તો ઉનાળાની મોસમ બેસી ગઈ છે જેથી કોઈના બળતા ઘરને તાપણું સમજવામાએ શું મઝા આવે! વારૂ! પણ હું એક આનંદના સમાચાર કહું. આપણા શ્રીયુત શેખચલ્લી હવે એકદમ કમર કસીને કાવ્યાનું મેદાન સર કરવાના છે; જેથી ગુજરાતને કદાચ કાવ્યોની ખોટ નહિજ પડે બલ્કે ચૂલા પર દુધ ઉભરાઈ જાય તેમ ગુજરાત કદાચ કાવ્યોની ઉભરાઈ જશે!"

"વળી પાછા તમે તો એમની જેમ ફરી ફરીને કવિતાની વાત પર આવ્યા ?"

'પણ ભઈલા પૃથ્વી ગોળ છે ને ?" એટલામાં એમનાં ઘણીયાણીએ રસોડામાંથી રાડ પાડી 'એ તમારી માથાં ફોડને' 'પડતી મુકી બજારમાંથી જરા એ પૈસાનો ગોળ લઈ આવો તો !', અત્યારે બજાર ગોળ લેવા ગયા અને હું મારે પંથે પડયો.

## સ્વિકાર અને સમાલોચના

**વાનોના વડાં:** લેખક અને પ્રકાશકઃ—બાગેદે પ્રસાદ મોતીઆ, વાડીફળિયા, સુરત. કીમત—૮ આના. માર્મિક, કટાક્ષ અને હાસ્યમય પુસ્તકોની નાનકડી જમાતમાં આથી એકનો વધારો થયો છે. 'વાનોના વડાં' એ નામને લેખકે સાર્થક કરી બતાવ્યું છે. ગુજરાતી સાહિત્યમાં હાસ્યનો ફાળો વિશેષતઃ સુરતેજ આપ્યો છે હું ભૂલતો ન હોઉં તો 'ભદ્રંભદ્ર'વાળા સ્વ. રમણભાઈ પણ મૂળ સુરતનાજ હતા. સ્વ. જ્યોતિન્દ્ર દવે, ધનસુખલાલ, કિશોર-વકીલ વગેરે પણ સુરતીજ છે અને હવે જો એકાદ પણ સુરતનાજ ગણાય, વિશેષમાં ભાઈ મોતીઆ પણ સુરતનાજ આમ સુરત હાસ્યમાં વીન આવે છે. ભાઈ મોતીઆ હાસ્યના નવીન ખેલાડી છે છતાંએ પોતાનું સ્થાન મેળવી શક્યા છે. એમના ટુંકા હાસ્ય લેખોમાં ખડખડાટ હસાવવાની શક્તિ છે. કોલેજ જીવનપરના એમના કટાક્ષો વાસ્તવિક વાતાવરણું જમાવી 'મૂછમાં-પણ'ના કિસ્સાઓમાં જમાનાં હોંઈ-હોંઈમાં હસતાં જાય છે. પુસ્તક વાંચતાં "આલમ" પેંડ છે કે ગુજરાતીમાં એક સારા હાસ્ય લેખકનો ઉમેરો થયો છે અને તેમનો પ્રયાસ અભિનંદનને યોગ્ય ઠર્યો છે.

**દીપિકાઃ**—શ્રી આલ્ફ્રેડ હાઈસ્કૂલ, ભાવનગરનું માસિકઃ જાન્યુઆરી ૧૯૪૦નો અંક. તંત્રી ઉમર કુરેશી—પ્રવિણ ભટ. કાવ્યો અને લેખો. ગુજરાતી પૃષ્ઠ ૪૨, અંગ્રેજી પૃ. ૬ ૧૪ ગુજરાતી વિભાગમાં ધોરણ ચોથાથી છઠ્ઠા ધોરણ સિ'તમાં સુધીના વિદ્યાર્થીઓની કૃતિઓ છે. અંગ્રેજી વિભાગમાં વિદ્યાર્થીઓ અને સેવાના શિક્ષકોનો પણ સહકાર મળ્યો છે. લેખો નવલિકાઓ, કાવ્યોની પસંદગી પણ સારી થઈ છે. વિદ્યાર્થી આલમનું એ એક સફળ માસિક પુરવાર થયું છે એમ કહીએ તો અસ્થાને નજ ગણાય. Persian section માટેની ઉત્કંઠા નષ્ટ ન થાય એવી ભલામણ છે. ગુજરાતની બધીએ હાઈસ્કૂલો આવાં માસિકો ધરાવતી થાય તો ગુજરાતી સાહિત્યના ઉદ્ધાર માટે બીજાઓને તકલીફ લેવી ન પડે.

---

**ઈકબાલ ઈદ કુર્બાન નંબરઃ**—હિંદથી બહાર બરમાથી પ્રગટ થતાં આપણા ઈકબાલનો આ નંબર રિવ્યુ અર્થે મળ્યો છે એક જોતાં સ્મરણ થાય છે. "જ્યાં વસે એક ગુજરાતી; ત્યાં સદાકાળ ગુજરાત." સાહસિક ગુજરાતીઓનું આ પણ એક સાહસ છે. રંગુન—બર્મામાં મુસ્લિમ—ગુજરાત ભર્યું પડયું છે. તેમના કોમી, સામાજીક, રાજકીય, અને વહેપારિક કે વ્યવહારિક પ્રશ્નોના ઉકેલ માટે એકાદ ગુજરાતી પત્રની જરૂર તો હતીજ અને તે ઈકબાલે પુરી કરી છે. અમને ખાસ ખુશી એ માટે થાય છે કે અમારા એ સાહસિક પત્રના તંત્રી પણ એક ઉત્સાહી યુવક ભાઈ મરહુમ છે. પેપરના માલિક સાથે પણ અમારો કૌટુંબિક પરિચય છે. સેવાભાવી એ યુવકોનું આ સાહસ કર્યું છે. અનેક ફોટો—ચિત્રો અને ઈદ સંબંધીની વિવિધ સામગ્રીથી વિભુષિત થએલો આ ઈદ અંક વાંચન અને છપાઈની સુઘડતાની દ્રષ્ટિએ પણ ધ્યાન ખેંચે એવો છે. મુસ્લિમ વાચકો એ સાહસને ઉત્તેજે એ અભ્યર્થના છે.

ઈકબાલનું વાર્ષિક લવાજમ રૂા. ૭ાા છે.

હિંદ માટે રૂા. ૯ાા

ઠેકાણું:— ૧૫૨ લુઈસ સ્ટ્રીટ, રંગુન (બરમા)

# એક કાતિલની 'નોંધ-પોથી'

રજુ કરનારઃ—

ઇજન-ધોરાજવી.

[ એક વજ્ર-હૃદયી કાતિલની "નોંધ પોથી"માંના થોડા ખુની ફકરા અહીં રજુ કરૂં છું. એના શબ્દે શબ્દમાં બેરહમી, નિર્દયતા, અને એના મનસ્વી હૃદયની નિષ્ઠુરતાનો ધ્વની ગુંથાએલો છે!

એક માનવ હૃદય કેટલી હદે કૃતઘ્ની બની શકે છે, એ દ્રષ્ટાંત આ 'નોંધ પોથી' સુંદર રીતે રજુ કરે છે.

આ જાતનું ક્રૂર કાર્ય જીવન નિર્વાહ કે એની મંજબૂરતાના કારણે કરવું પડે છે...એ ખરૂં છે... પરંતુ...એટલાંથી એનું સ્થાન તો એક કાતિલ...એક જલ્લાદ કે એક બેરહમ...અને હલકામાં હલકા માનવ તરીકેજ રહે છે.

એની ક્રૂરતા એને કાતિલ કહી શકે છે. એની બેરહમી અને એની નિર્દયતાના કારણે એ 'જલ્લાદ' ઉપનામને પણ યોગ્ય બને છે...અને એમ કહેવું ખોટું પણ શું છે!!

એનું રોજનું કાર્ય એકજ છે એની નજરો શિકારની શોધમાં ચોમેર ફરતી રહે છે અને જ્યારે શિકાર હસ્તે પડે ત્યારે એની એ પાંપાણતા પ્રબળ બને છે. પછી શિકાર...બાળ...અબાળ વૃધ્ધ ગમે તે હોય...બધાના દેહ પર એની તીક્ષ્ણ...ઝગમગતી છુરી ફરીને રહે છે!

આવી સ્થિતિ વચ્ચે એને શું કહેવું કસાઈ કહેવો કે કાતિલ કહેવો? ખુની કહેવો કે જલ્લાદ કહેવો? હું એની વિમાસણમાં પડી જાઉં છું.

વાચક! ત્હને યોગ્ય લાગે એ નામ તું 'નોંધ પોથી'ના લખનારને અર્પણ કરી દેજે એ વિનંતી છે.

[ઇજન-ધોરાજવી]

## એની "નોંધ પોથી"

તા.......૧૯૩૮

એક નિર્દોષ, માસુમ બાળક પ્રત્યે આટલી ક્રૂરતા!!"

ઓહ! કાલે મેં શું કર્યું!

હવે તો આ નિર્દય જીવન પર તિરસ્કાર વછુટે છે....ઓહ! એ બિચારા બાળકનું કરૂણ કલ્પાંત! એનું હૈયાફાટ રૂદન! પ્રબળ પ્રલાપ... અને તેની સાથે બાથ ભીડતી મારી મનોવૃત્તિ!

મ્હારી મનોવૃત્તિ પણ રહી રહીને કેટલી ક્રૂર બની ગઈ છે...એ ધ્રુસ્કે ધ્રુસ્કે રડી રહ્યો હતો, એના લાલ લાલ...કોમળ ગાળોપર ઉન્હા અશ્રુઓ વહી રહ્યાં હતાં... એ જોઇ મારા રાક્ષસી હાથો પણ ઘડીભર કંપી-ઉઠતા હતા. પણ...પણ...મ્હારૂં પાષાણ હૃદય એને છોડી દેવા તૈયાર ન્હોતું.

ઝળકતી કટારી જાણે એ બાળના કલ્પાંતથી ક્રોધીત બની હોય અને બાળકના વિકસતા દેહ ઉપર પ્રસન્ન થઈ એના પર તુટી પડવા અધિર હોય...એમ મ્હારા હાથો કો, નિર્ભીક ભાવે બાળક તરફ ખેંચાઈ રહ્યા હતા.

બિચારો...એ ભોળો બાળ જગતની ધમાલોથી છેક અજાણ. મ્હારા રાક્ષસી પંજાઓમાં સપડાઇ ચુકયો!

એની કાલી ઘેલી ભાષામાં એણે દયા યાચી... રહેમ માંગી... અને એની નિર્દોષ આંખો, વતી ગુપ્ત ઇશારો કરી, જાણે મારા, રાક્ષસી પંજાઓમાંથી મૂકત કરી દેવા વિનવી રહ્યો હોય. એવા ભાવે થોડા અશ્રુબિંદુઓ મારા હાથો પર ટપકાવી દીધા. એના બે ચાર અશ્રુબિંદુઓ મારા હસ્તો પર ટપકી પડ્યાં છતાંએ હૃદયમાં કંઇએ દર્દ પેદા થયું નહીં!

પણ... મ્હારૂં જીગર એવું ક્યાં હતું? મ્હારૂં જલ્લાદ હૃદય આવી કાકલુદીઓથી લુભાઈ જાય એમ ક્યાં હતું!

જગતમાં જેને દયા કહે છે. એવી કોઇ સ્તુ મારા હૃદયમાં હોય એમ મ્હને ક્યારે એ લાગ્યું નથી...છતાં આજે હૃદયની જુનવાણી રીતીમાં જાણે પલટો થઇ રહ્યું હોય એમ લાગે છે.

હૃદય...આજે કંઇ દીશાએ જઇ રહ્યું છે ! ... જીવનમાં કદીએ નહી. ને આજે દિલમાં લાગણીની જ્યોત પ્રગટેલી હોય એવું કેમ લાગેછે ?

આંખે અંધારા આવે છે-શા માટે ? આ બાળક...ખુબસુરત છે...એટલે ? એના-લાલ લાલ ગાલો પર એની નિર્દોષતાના પ્રતિબીંબ પડે છે એ કાજે ? ...

પણ...આવા...અરે એથીએ. અધિક સુંદર બાળકો પર આ...કટારી કેટલી એ વખત ફરી ગઇ છે...ત્યારે કેએ નહીંને. આજ આમ કેમ ?

છટ...આ શું ? આવું નિર્બળ હૃદય ? હું અને લાગણી... ! ! જવાદે.

હૃદય દ્રઢથા !

અને મેં હૃદયને દ્રઢ બનાવ્યું, બાળકને મારા બન્ને પગો વચ્ચે દબાવ્યો અને રાક્ષસી હાથોથી એના દેહને બરાબર પકડ્યો ! બાળક થરથરી રહ્યો હતો...હું વધુ મક્કમ બન્યો ! અને એજ ક્ષણે નિર્દય તીક્ષણ કટારી એના દેહ ઉપર ફરી ગઇ......

ઓહો ! ત્યારનું એનું રૂદન...હજી ભૂલાતું નથી. એના પડઘા હજુ હૃદયમાં થન ગની રહ્યા છે.

કેટલી...ક્રૂરતા !!

તા.........૧૯૩૮

ઉષા ઊગી. પ્રભાકરના કુમળા કિરણોએ નિદ્રા ઉડાવી દીધી. અને નિયમ કરતા આજે જરા વહેલો ઉઠયો....

પણ...પ્રમાદના ઘેન આજે વધુ ઘેરા બન્યા હોય એમ વિચાર-ગ્રસ્ત સ્થિતિ વચ્ચે ઝોંકા ખાતો રહ્યો !

અત્યારે તો સંધ્યા ઢળી રહી છે. ઉષાથી સંધ્યા વચ્ચેનો લાંબો સમય એકજ ક્ષણમાં એકજ પળમાં વ્યતિત થઇ ચુક્યો હોય એમ લાગ્યું, નિષ્ક્રીય સ્થિતિમાંથી હું જાગૃત બન્યો... તો હમણાંજ સવારની નિદ્રામાંથી જાગૃત થયો હોવ એમ આંખોને ચોળતો બેઠો થયો.

બપોરનું જમણ ક્યારે ખાધું એનું એ સ્મરણ નથી કેમકે આજે તબીયત એના નિયુક્ત સ્થાને રહી નથી. એથી આજ ઉત્સાહ નથી ! જોમ નથી. મારૂ નિત્યનું કામ પણ હું આજ વિસરી ગયો છું.

સવારે ઉઠયો ! ત્યારે તો ઉત્સાહમાં હતો. ત્યારે મેં કાર્ય પણ હાથમાં લીધું. ઉઠતાંની સાથે મારી પ્રિય...એવી મ્હારી જીવન સંગીની છરીને ઉપાડી...એને જોઈ...એની તેજસ્વી ધારમાં કંઇક ઝાંખ જણાઈ એટલે, એક કાળા પત્થર પર ઘસી...થોડુ પાણી નાખી ખૂબ ઘસી...આંગળીયો વતી એની ધાર તપાસી. ઓહ ! ગઝબનાક !! આટલી તેજસ્વી ! આટલી તેઝ !! એની આટલી તેજસ્વીતા જોઇ મ્હારૂં વાત્સલ્ય ભાવ એની તેજસ્વીતા ઉપર કુરબાન થઇ ગયું.

એ મ્હને આજે ગમી. ખૂબ ગમી ! એને ઉપાડી ઘડીભર એની તીક્ષણતાને હું અનિમેષ નેત્ર જોતો રહ્યો. એની તીક્ષણતા એની તેજસ્વીતા અને એની ધારનો ચળકાટ જોઇ હૃદય સાગરમાં ઉલાસના નાવ ઝુલી ઉઠયાં.

મ્હને લાગ્યું કે રોજનું કાર્ય આજે હળવું બનશે !

આજે તો જરાએ શ્રમ વિના કાર્ય બહુજ સહેલાઇથી પતી જશે.

એ વિચારે હું શિકારની તાકમાં બેસી રહ્યો.

કમ ભાગ્યે...આ બાજુ કોઇ શિકાર ફરકયોજ નહિ...

મ્હારી તેઝે...ચળકાટ કરતી કટારીના રહેતા રહેતા ઓજસ પણ ઝાંખાં પડી ગયા.

હું પ્રતિક્ષામાં રહ્યો. અંતે...હું એ ઝોકા લેતા લેતા નિંદ્રામાં પડયો.

અને મ્હારા જીવન સંગીની એવી કટારીની પ્રબળ ક્ષુધા પણ અતૃપ્તજ રહી.

રાત્રે નિયમ કરતા વહેલો સુઇ ગયો...

અને હવે તો છેક જીવનના આરે ઉભેલો છું !

અત્યારે મ્હારી વય સાઠ વરસ ઉપર પ્હોંચી છે... છતાં ઉત્સાહ તો એજ છે... હું મારા કાર્યમાં જ્યારે નિમગ્ન બનું છું ત્યારે મારા રોમે રોમમાં ઉત્સાહ પ્રગટી ઉઠે છે... અને મ્હારી પ્રિય કટારીના બળે... હું કેટલાએ શિકારોને પળ માત્રમાં રહેંશી નાખું છું.

હું મારા વિતેલા કાળ પર એક દૃષ્ટિ ફેંકું છું તો મ્હને લાગે છે કે બાલ અબાલ વૃદ્ધ એવા... લાખો અરે...... એથી એ અધિક માનવોને મેં મ્હારી કટારીનો સ્વાદ ચખાડી દીધો હશે......

વિચાર વમળમાં અટવાઈ શુન્ય બની ગયો. બુદ્ધિ દૂર... દૂર વિહાર કરવા લાગી.

રજનીના આગમન સાથે એની ગોદમાં સમાઈ મ્હારાં 'જીવન' અને 'જીવનની' યાતનાઓને ભૂલી સુખદઃ સ્વપ્ન સૃષ્ટિમાં પરિભ્રમણ કરવા લાગ્યો.

કેટલી સ્નેહમય મદકતા ! કેટલી રસીકતા ! કેટલી પ્રફુલ્લતા ! એની સ્મૃતિ પણ કેટલી મૃદુ છે ! કેટલી આનંદમય છે !

તા.......... ૧૯૩૮

સવારનો ઉદય થયો. પંખીઓનો કલ્લોલ કાને અથડાયો. એમના કિલકિલાટોના ગુંજનથી વાતાવરણ ગાજી રહ્યું — ઉઠ્યું !

હું સજાગ બન્યો ! પણ આજે મારી વૃદ્ધાવસ્થા... એના વાસ્તવિક અર્થમાં ખરેજ, વૃદ્ધ જેવી અશક્ત બની હતી. આજે ઉઠવાની સાથે મુંઝવણ સાથે આંખે ઘેરા, ઘેરા અંધકારના ઓળા બાઝવા લાગ્યા. મસ્તક ઘુમરીયો લેવા લાગ્યું ! જાણે વમળમાં નૌકા:—

ત્યાં તો શિકાર ! ઓહ ! શિકારને જોતાં હૃદયમાં ચેતન ઉપસ્થિત થઈ ગયું. મંદ શક્તિ મૃતપ્રાયઃ સ્થિતિનું સ્વરૂપ પલટાયું ! વૃદ્ધાવસ્થાની જવનિકા દુર હટી... સાથે નવું ચેતન. નવો ઉત્સાહ ! અને નવા જોશનો સંચાર શરીરમાં થયો.

શિકાર ! એ પણ મ્હારા જેમ વૃદ્ધ હતો; અશક્ત હતો !

લાંબી અતિ લાંબી સફેદ દાઢીથી ઢંકાએલું એનું મુખ !

સર્પ આકારે કરચલીયો પડેલા ઉંડા ઉંડા ઉતરેલા દાડમ જેવા ગાલો !

ઘડીભરમાં જાગૃત બન્યો ! વિચારોનો ત્યાગ કર્યો.

પાસે પડેલી સાબુના ફીણાથી લપટાએલી પીંછીને જોતો રહ્યો.

કટારી પણ સામે પડી હતી. પણ આજે એની જરૂરત ન્હોતી.

એ તો માત્ર... બાળકો અને યુવાનો માટેજ હતી. વૃદ્ધાવસ્થાએ પ્હોંચેલી વ્યક્તિઓ માટે "અસ્ત્રા" રૂપી મ્હારી પ્રિય છુરી કિંવા કટારી નકામી હતી.

એટલે, કાતરને ઉપાડી ! એ વૃદ્ધની દાઢી પર મુકી.

મ્હારૂં કાર્ય કરતાં, દાઢી કાપતાં હું વૃદ્ધની સાથે વાતે વળગ્યો. યુવકો એમના સમાન યુવકો પાસે હૃદય ઠાલવતા હોય છે.

વૃદ્ધ-વૃદ્ધ કને હૃદય ખોલે એમાં શી નવાઈ ?

અમે બન્ને સમાન હતા. એણે ઘણી ઘણી વાતો કહી. એની વાતોમાં એના જીવન પ્રસંગો હતા. જીવનમાં એણે અપાર અલૌકિક દ્રષ્યો દીઠા હતા. લાખો રૂપીયાઓ એણે કમાવ્યા હતા... ક્યારેક ગુમાવ્યા પણ હતા. આવી રીતે એના જીવનમાં કેટલાએ ધનિકલાભો એણે અનુભવ્યા હતા.

આજે એ પેદા કરેલ અઢળક દૌલતની સહાયે સુખી જીવન પસાર કરતો હતો.

ત્યારે હું એ એક વૃદ્ધ હતો, પણ મારા જીવનમાં મેં ક્યારે અલૌકિકતા દીઠી નહી.

મ્હારા જીવનમાં કદીએ ધનિકલાભની એકાદ ઝલક એ આવી નહી.

હું મ્હારી યુવાવસ્થામાંએ હજામ હતો... અત્યારે એ હજામ છું... અને હજીએ હજામજ રહીશ હું હજામ રહેવાજ સર્જાએલો... ત્યાં કોઈ શું કરે......!!

રે ! જીવન

# હું એટલે ?

લેખક:—"જાવીદ"

આ પ્રશ્ન રાતદિન મ્હારા મગજમાં તોફાન જગાવે છે. કોઇ એવો સમય નથી કોઇ એવી પળ નથી જે આ પ્રશ્નના ઉત્તરને ગોપવાતી કોશિશમાં વિતી ન હોય. ઉઠતાં બેસતાં હરતાં ફરતાં આ પ્રશ્ને પર ખૂબ વિચાર-મંથન પછી પણ આ એક જટીલ સમસ્યા પુરવાર થઇ એની ગુંચવણભરી જાળ ઉકેલવાના પ્રયત્નમાં હું હારી ગયો......

એને ઉકેલવાના મેં લાખ કોશિશો કરી, દિલથી પ્રશ્ન કર્યો દિલવાળાઓથી પ્રશ્ન કર્યા... દીન-દુનિયાં સઘળાથી પ્રશ્ન કર્યો પણ કોઇથી આનો ઉત્તર મળ્યો નહીં.

એક બોલ્યો—કેવો ભલો માણસ છે આ.

બીજાએ કહ્યું—પ્રત્યક્ષ શયતાન જણાય છે.

ત્રીજાએ કહ્યું—કેવા ઉચ્ચ વિચાર છે એના.

ચોથો બોલ્યો—મહા નીચ છે એ.

એક વિદ્વાન જણાવે છે, તો બીજો મહા મૂર્ખ ! દુનિયા મ્હને પાગલ કહે છે અને ન જાણે શું શું ! મ્હને ભ્રમ થાય છે હું સારો કે ખરાબ ? ઉચ્ચ છું કે નીચ ? પંડીત છું કે મૂર્ખ—પાગલ તો નથી થઇ ગયો !

ઇચ્છા થાય છે કે મ્હને ખરાબ કહેનારાઓનો વિરોધ કરૂં. અને પ્રશંસા કરનારાઓને ખૂબ ધન્યવાદ આપું. લેકિન... બીજી પળે વિચારૂં છું કદાચ તેઓ ખરા હોય—કદાચ તેઓ ખોટા હોય. અંતમાં કયા આધારે કોઇના કથનનો વિરોધ કે પ્રશંસા કરૂં. જ્યારે મ્હનેજ ખબર નથી કે હું શું છું ?

હા. હું બાદશાહ છું—પણ હું ભીખ પણ માગું છું. હું ભિક્ષુક છું પણ કોણ કહે છે હું શહેનશાહ નથી. હું બાદશાહ થઇને પણ ભિખારી છું અને ભિખારી છતાંય બાદશાહ થઇને પણ ભિખારી છું અને ભિખારી છતાં બાદશાહ... વાહ રે હું !!

હું પ્રેમી છું—પ્રેમ પૂજારી છું ! પ્રેમ સંગીત ગાઇને રોઇને—પાસે બોલાવી રહ્યો છું. પોતાના આરાધ્યને લેકિન......

કદી કદી મ્હને એવું જણાય છે કોઇ કહી રહ્યો હોય તે શું તે આવશે ! હું તેને મેળવી શકીશ ! તો મ્હને શંકા થાય છે. શું હું પ્રેમી નથી !

હું હસું છું !

હું રડું છું !

હસવા પર દુનિયા કહે છે—કેટલો સુખી છે.

રડવા પર કહે છે—બિચારો દુખિયારો.

દુનિયા શું જાણે આ હાસ્ય વિષાદ પૂર્ણ છે કે નહીં ! આ આંસુ આનંદનાં છે કે નહિ !

લેકિન.........

હું...મુસાફિર—પથિક છું. પાણીનો એક પરપોટો છું. પણ શું હું તે અનંતનો અંશ નથી ! શું આત્મા અમર નથી !

હું વિસ્મૃત છું—ખોવાયેલો છું. જ્યાં બધું છું અને કંઇ નથી. આહિ ! હું તે છું જે પોતાને ન જાણી શક્યો, ન ઓળખી શક્યો............

હું એટલે ?

• સુમિત

# કાબુલીઓના દેશમાં ડોકીઉં

શ્રીયુત ડુંગરશીભાઈ ધરમશી સંપટ : કરાંચી.

(ગુજરાત જૂના ગુજરાતનાં અભ્યાસી લેખકોમાં શ્રી ડુંગરશી ધરમશી સંપટ ઘણા આગળ પડતા છે. ઇતિહાસ અને આંકડા શાસ્ત્ર પર અદ્દભુત લેખો લખીને તેમણે પોતાનું અનોખું સ્થાન પ્રાપ્ત કર્યું છે. ગુજરાતના ચાલુ માસિકોમાં અગ્રગણ્ય એવા 'નવચેતન' માસિકમાં એમની કલમ સારી ચમકી રહી છે, તેમ હવે કારવાંના વાંચકો સમક્ષ પણ અવાર નવાર એમની વાનગી પીરસતા રહીશું.) તંત્રી

**અફગાનીસ્તાન.**

મોટા શરીરવાળા ગોરા સુદૃઢ માંસલ અને સશક્ત કાબુલીઓ સલેજાં ઝભ્ભા અને પાયજામા પહેરી માથે મોટા ફેંટા બાંધી હિંદના ઘણા ભાગોમાં સૂકો મેવો વેચતા જોવામાં આવે છે તે કાબુલીઓ સર્વે અફગાન દેશના રહેવાસીઓ છે. અફગાનીસ્તાનની પહોળાઈ ઉત્તર પૂર્વથી ઉત્તર પશ્ચિમ સુધી ૬૦૦ માઈલની છે. એની લંબાઈ હેરાતથી ખૈબરપાસ સુધી ૬૦૦ માઈલની છે. એની લંબાઈ ક્ષેત્રફળ ૨૭૦૦૦૦ ચોરસ માઈલનો છે. આખો દેશ પર્વતીય છે. ઈરાન, હિંદ અને રશિઅન-તુર્કીસ્તાન એની ત્રણે તરફમાં આવેલા છે.

**લોકો અને વસ્તી, ભાષા, ધર્મ.**

શૂરા, સ્વતંત્ર, ગરમ મીજાજના અને સદૈવ હથિઆરો ધારણ કરનાર અફગાનો પરતંત્રતા કરતાં મરણ ભયાનક ગણે છે. એમની વસ્તી ૧ા કરોડ માણસોની અંદાજ છે. અને જુદા જુદા અનેક તાયફાઓના બનેલા છે. તેઓ પરસ્પર લડે છે. પરંતુ દેશની સ્વતંત્રતા ખાતર અને દીનની ખાતર એકઠા થઈ જાય છે. વસ્તીનો ૯૭ ટકા ભાગ મુસ્લિમોનો બનેલો છે. મુલ્લાઓનો એમના ઉપર મોટો પ્રભાવ છે. પ્રજા ઘણી ઝનુની અને વાતવાતમાં કાપાકાપી કરી નાખે તેવી છે. યુદ્ધમાં કદી પાછી પાની કરતી નથી. લડાઈ એ એમનો ખોરાક છે.

એઓનો મોટો ભાગ પસ્તુ ભાષા બોલે છે. ઈરાનની સરહદ પાસેનો ભાગ ફારસી ભાષાનો ઉપયોગ કરે છે. એશિઆઈ તુર્કસ્થાનના નજદિકના હિસ્સા તુર્કી ભાષા બોલે છે. પરંતુ રાજ્ય ભાષા પસ્તુ છે. એની લીપી અરેબીક છે. પસ્તુનું મૂળ સંસ્કૃતમાંથી છે.

**રાજ્યવ્યવસ્થા.**

હમણાં ગત અમીર નાદિરશાહનું ખૂન થયા પછી એમના પુત્ર મોહમ્મદ ઝાહિરશાહ ગાદી ઉપર આવેલા છે. સને ૧૯૧૪માં એમનો જન્મ થયો હતો. હાલ તેઓ પચીસ વરસની ઉંમરના છે. એના કાકાઓની મદદથી રાજ્ય ચલે છે. રાજ્યમાં પાર્લામેંટ પણ સ્થપાયેલી છે. સીનેટમાં ૪૦ સભ્યો છે, એ સભ્યો રાજા નીમે છે તે સિવાય નીચલી ધારાસભામાં ૧૨૦ સભ્યો ચુંટાય છે, ધીમે ધીમે ચુંટાયલા સભ્યોનું બળ વધતું જાય છે અફગાનોની સત્તા વીસ્તૃત છે પરંતુ પ્રજાકિય બંધારણ વિકાસ પામતું નથી.

**શિક્ષણ.**

પ્રથમ આખા રાજ્યમાં મસ્જીદોમાં મુલ્લાઓ કુરાન શીખવતા હતા. આખા રાજ્યમાં આજે મુલ્લા સ્કુલો હતી. પણ હવે શરૂઆતના શિક્ષણની શાળાઓ અને બે હાઈસ્કુલો સ્થાપવામાં આવી છે. લોકોમાં સામાન્ય રીતે આધુનિક શિક્ષણ વિશાળ પ્રમાણમાં વ્યાપક નથી. લોકો લખવા કરતાં લડવામાં વધારે હોશિયાર છે. વાંચવા

કરવાં ભારતમાં વધારે પ્રવિણ છે. અફગાનિસ્તાનમાં હમેશાં હુન્નર ઉદ્યોગની તંગી ખોલાય છે. કેટલાક અફગાન યુવકોને યુરોપમાં શિક્ષણ લેવા મુકયાં છે. લોકોમાં હવે જાગૃતિ આવી છે. આગળ અફગાનીસ્થાનમાં વર્તમાનપત્રો જેવી સંસ્થા હતી નહિ. હવે એ દિશામાં થોડી પ્રગતિ થઇ છે. મુદ્રણાલયો પણ નહોતાં. હવે સ્થપાયાં છે. પણ બહુ થોડાં. રાજ્ય પ્રગતિ ઇચ્છે છે. વૈદક, કાયદા અને વેપારી સ્કૂલો કાબુલમાં ખોલવામાં આવી છે.

**લોકો.**

કાબુલી એટલે જુની માણસાઈ એ ચુસ્ત મુસ્લિમો છે. સ્વતંત્રતા પ્રિય છે અજ્ઞાન પણ ઘણું છે. શિક્ષણનો ફેલાવો થોડો હોવાથી જુના રીત રીવાજોને બહુ ચોકસાઈથી ચોંટી રહે છે. તાયફાઓ અંદર અંદર લડી લે છે છતાં બહારના શત્રુઓ આવે તો બધાં ભેગા મળી લડે છે. બંદુક એ એમનું પ્રિય હથિયાર છે. આતિથ્ય એમનું વખણાય છે. શત્રુનો એમની ખૂબ કદર છે. ત્યારે હાથમાં લઇ લેતા વખત લાગતા નથી. અગાઉ ત્યારે ટોળી પદ્ધતિ હતી. પરંતુ ધીમે ધીમે, કાયદાસર રાજ્ય સ્થપાતું જાય છે. ઘણા તાયફાવાળાઓ ઉપર રાજાની સત્તા નામની છે.

**સ્ત્રીઓ.**

પ્રચંડ ચંડી સ્વરૂપની પઠાણ સ્ત્રીઓ હિંદ બહુ થોડીજ આવે છે. પરંતુ તેઓ ગોરી સશક્ત, નમણી અને સ્વરૂપવાન છે. પડદો પાળે છે. પરંતુ ગામડાઓમાં પડદો નથી. પઠાણ સ્ત્રી બહાદુર છે. બહાદુર પુત્રોને જન્મ આપે છે. એમનામાં બાળ વિવાહ નથી. પુરૂષ વધારેમાં વધારે ચાર સ્ત્રીઓ કરી શકે છે. સ્ત્રીઓ કુરાન [illegible]

**મુલ્લાંઓ.**

કાબુલના લોકો ઉપર મુલ્લાંઓનો ભારે લાગવગ છે. એઓ લોકોના ધર્મ ઝનુનને ઉશ્કેરી શકે છે. રાજા અમાનુલ્લાએ આધુનિક રીત રીવાજો દાખલ કર્યા આથી મુલ્લાંઓએ પ્રજાને ઉશ્કેરી એને ભાગી જવાની ફરજ પાડી હતી. જુદા જુદા તાયફાવાળાઓમાં મુલ્લાંઓ અતિ અગત્યનું સ્થાન રોકે છે. માત્ર કુરાન વાંચતા આવડતું હોય અને કાબુલીઓના ધાર્મિક માન્યતાઓ સમજતો હોય તે મુલ્લાં થઇ શકે છે.

**હિંદુઓ.**

કાબુલ દેશમાં પાંચેક હજાર દેશી હિંદુઓ વસે છે. તેઓનો સામાજીક પહેરવેશ મુસ્લિમો જેવોજ છે. હિંદુ ઓળખવા કઠણ થઇ પડે છે. એમના ઉપર જુલમ નથી છતાં મંદિરો સ્થાપી શકતા નથી. હિંદુઓની સ્થિતિ સારી છે કારણ કે ઘણાં દુકાનદારો પણ છે. મુસલમાનો એમને નીભાવી લે છે. હિંદુઓ સર્વે લગભગ માંસાહારી છે. વિવાહ પોતપોતામાં કરે છે. ચારે તરફ મુસ્લિમોથી વીંટાએલા અને [illegible] છતાં પોતાની સંસ્કૃતિ જાળવી રહ્યાં છે. હિંદુઓ વિદ્યામાં પછાત નથી. લખતાં વાંચતાં જાણે છે પરંતુ ભાષા [illegible] લખે છે. સંસ્કૃત કોઇ જાણતું નથી.

**ન્યાય-પોલીસ.**

ન્યાય અગાઉ કાજીઓ અને રાજા કરતા હતા. મુસલમાની કાયદો એટલે કુરાન અને શરીઅત ઉપર ન્યાય ચાલે છે. હવે કોર્ટો સ્થપાઇ છે. કાબુલમાં હાઇ કોર્ટ પણ છે. પરંતુ બધે મુસ્લિમ કાયદા મુજબ ન્યાય કરે છે. ન્યાયના જુદા પુસ્તકો લખાયાં નથી. જો કે હમણાં કાયદો શીખવવાની સ્કુલ સ્થપાઇ છે. તાયફાવાળાઓ પોતાનો ન્યાય પોતાના મોટેરાઓની સભા (જીરગા) મારફતે કરે છે. ઘણે ઠેકાણે પંચાયત ન્યાય પણ ચાલે છે. ચોરનો હાથ પગ કાપવાનો ત્યાં રિવાજ છે. ન્યાય સાંભળનાર તરતજ કેસ સાંભળી સજા ફરમાવી દે છે. પોલીસ જેવું આગળ કાંઇ હતું નહિં, હવે કાબુલ, કંદહાર જેવાં મોટાં શહેરોમાં થોડાં વરસો થયાં પોલીસ જેવું ખાતું સ્થપાયું છે.

**નાણું શાસ્ત્ર.**

કાબુલના રાજ્યમાં રૂપાનો અફગાન રૂપિયો ચાલે છે. એની ઉપર રાજાની આકૃતિ છે. રૂપિયામાં ૧૦ ગ્રામ રૂપું હોય છે. અફગાનીસ્થાનની પોતાની ટંકશાળ છે. એક રૂપિયાના ૧૦૦ પુલ એટલે દોકડા મળે છે. હિંદના એક રૂપિયાના ૩॥ અફગાન રૂપિયા મળે છે. નેશનલ બેંક ઓફ અફગાનીસ્થાન દેશના નાણાંનો વહીવટ કરે છે. રાજ્યની વાર્ષિક પેદાશ પંદર કરોડ અફગાન-રૂપિયા જેટલી એટલે ૪ કરોડ હિંદી રૂપિયા જેટલી છે. લગભગ પાંચ કરોડ અફગાની રૂપિયા સૈન્ય પાછળ ખર્ચાય છે. રાજ્યની મુખ્ય પેદાશ જકાતમાંથી મળે છે.

**સૈન્ય.**

રાજ્ય ચાલુ ૬૨૦૦૦ માણસોનું સૈન્ય ધરાવે છે. એમને માટે યુરોપ ઢબની તાલીમ પુરી પડાય છે. ગત નાદિરશાહ રાજાએ સૈન્યમાં સારો સુધારો કર્યો હતો. હવે મશીનગનો પણ સૈન્યને પુરી પાડવામાં આવી છે. અફગાનો બહુ બહાદુર લડવૈયા છે તેની ખાત્રી અંગ્રેજ સરકારને એમણે સારી રીતે કરી આપી છે. યુદ્ધ થાય તો તાયફાવાળાઓ પોતાના યુવાનો યુદ્ધમાં મુકવા બંધાયલા છે. આથી બે લાખ માણસો યુદ્ધમાં ઉતારી શકાય છે. કાબુલમાં હથિયારો અને દારૂગોળા બનાવવાના આધુનિક ઢબનાં કારખાનાં રાજ્યે સ્થાપ્યાં છે. વિમાનો ચલાવવાનું શિક્ષણ મેળવવા રાજ્યે ઘણા યુવકોને હિંદમાં મોકલ્યા છે. હિંદી સરકાર તેમને મફત શિક્ષણ આપે છે.

**વેપાર:**

અફગાનીસ્થાનનો મોટો ભાગ પર્વતમય છે. અગાઉ વેપાર ઉંટ અને બકરાઓની પીઠ ઉપર માલ લાદી ચાલતો હતો. હવે કાબુલમાં કંદહાર સુધી મોટી સડક છે. કંદહારથી ચમન સુધી પણ સડક છે તેનાં ઉપર મોટર લોરીઓ ચાલે છે. માત્ર શિયાળામાં જ્યારે બરફ પડે છે ત્યારે વેપાર બંધ રહે છે. કાબુલ શહેરની આસપાસ પણ સારા રસ્તા છે. અફગાનીસ્થાનમાં કોઇ મોટી નદી નથી. એટલે ઘણોખરો વ્યવહાર ભૂમિ ઉપર ચાલે છે. અફગાનીસ્થાનનો મુખ્ય વેપાર હિંદ સાથે છે. એ વેપાર હમણાં લગભગ ઘણે ભાગે સરકારના હાથમાં છે. અફગાનીસ્થાનથી હિંદ સુકો મેવો, લાકડું હીંગ, ચામડાં ગાલીચા અને ઉન આવે છે. હિંદમાંથી ત્યાં કાપડ, લોઢું, રંગ, ખાંડ અને યંત્રો વગેરે જાય છે. ઘણો માલ વિલાયતથી મુંબઇ આવી વગર જકાતે અફગાનીસ્થાન તરફ જઇ શકે છે. ઇરાન સાથે બહુ થોડો વેપાર છે. હમણાં રશિઆએ ત્યાં વેપાર વધારવાની કોશીશો કરી છે. જર્મનીએ પણ ત્યાં પ્રતિનીધીઓ મોકલી તપાસ કરી હતી.

**ઉદ્યોગો-ખનીજ-ખેતી વગેરે.**

અફગાનીસ્થાનનો ઘણો ભાગ સુકો અને પર્વતમય છે. છતાં એના વચ્ચે વચ્ચે ખીણો બહુજ ફળદ્રુપ છે. ઝરા ઝરણાં અને નદીઓની પાણીની મદદ લઇ લોકો સરસ બગીચા રાખે છે. કીશમીશ, પીસ્તાં, જરદાલુ, અંજીર, બદામો, તડબુચો, સક્કરચંદ દાડમ વગેરે મેવો ઘણો ઉગે છે. લોકોનો મુખ્ય ખોરાક મેવો, થોડું અનાજ અને કાબુલના જાડાં ઘેટાંઓનું માંસ છે. મેવો તો એ દેશમાં બહુ પાકે છે. હજારો ઉંટો લાદીને મેવાના હિંદમાં દર વરસે આવે છે. લોકો ઘેટાનું ઉન અને ચામડા પહેરવાના વસ્ત્રો માટે વાપરે છે. ઉન હિંદ પણ ચડે છે. અફગાનીસ્થાનમાં ત્રાંબુ, લોઢું, ચાંદી વિગેરે ધાતુઓ પુષ્કળ પ્રમાણમાં હોવાનું કહેવાય છે. તેલ પણ નીકળવાની પુરી વકી છે. પણ અફગાન સરકાર પોતાના દેશમાં પરદેશીઓને ખાણોના હક્કો આપવા ખુશી નથી. સરકારે કાબુલમાં કાપડ, દિવાસળી, બટન, ચામડાના પદાર્થો, મારેના કારખાના સ્થાપ્યા છે. લોકોમાં ધનવાન ઘણા ઓછા છે.

ધમાટીથી અંગ્રેજો છોડી દે તેટલા કાયર નથી ને કદાચ તમને કામધેનુ સોંપીએ દે, પણ તેમાંથી કુદરતી સૈનિકો નીકળે તો, તેનો શો ઈલાજ? ને કાકુ વાણીયાથી કયાં હિન્દ ખાલી છે?

મુસ્લિમ-લીગ એ મુસ્લિમ કૌમની મહાન સંસ્થા છે તેના કમાન્ડર-ઇન-ચીફ મી. મુહમ્મદઅલી ઝીણા સાહેબ છે. કે જેઓ મુસ્લિમોના "કાઇદે આઝમ" છે, હવે તો ગાંધીજી પણ એમને "કાઇદે આઝમ" કહી સંબોધે છે. તે બધા કોંગ્રેસમેનો ને કોંગ્રેસી પત્રકારો પણ એજ નામે તેમને સંબોધવા કચવાટ રાખશે નહિ. "કાઇદે આઝમ" કાનૂની કાબેલિયત હોવા ઉપરાંત જેમ કોર્ટમાં વાણી શૂરા છે તેમ રાજકારણમાંએ વાણી શુરાખરા ને હવે તો કામશૂરા પણ બનવા લાગ્યા છે; એમ તેમણે કાઠીયાવાડના હાલ કમ્પ્લીટે (પૂર્ણ) કરેલા કાર્યક્રમ ઉપરથી સિદ્ધ થાય છે.

## ધર્મના પંથે

કુર્આન એ કલામે રબ્બાની એટલે કરૂણાનિધિ કિરતારના વચન છે. એમાં ઇસ્લામનો પ્રોગ્રામ છે. કુર્આન ઉપર ચાલી ઇસ્લામીઓએ સદીઓ લગી જગતમાં સત્તા અને જાહોજલાલી ભોગવી છે. પણ હવે તો (ખરા) "મુસલમાન દર કબ્ર વ ઇસ્લામ દર કિતાબ"માં છે.

ઇસ્લામના કર્તવ્ય—પાલનમાં મુસલમાન એટલા બધા કમજોર થઈ ગયા છે. બાઈબલના "કમાન્ડમેન્ટસ" ખ્રિસ્તી યુરોપ કેટલું પાળે છે તે તો પોલાંડને ફિન્લેન્ડની કરબલા જેવી ઘટનાઓ ઉપરથી જણાઈ આવે છે, કૈલાસ વાસીઓ ને આજે ફરી જગતમાં આવવાની છૂટ મળે તો તેઓ તો પોતાના વારસોનાં કુકર્મો દેખી ડઘાઇજ જાય, ને પાછા સ્વર્ગ-મોજ માણતી કરી જાય, આપણા કર્મફળ રૂપે આજે યુરોપ, ચીન વિગેરે દેશોમાં યુદ્ધ દેવતાના રૂપમાં કુદરતનો કોપ ઉતર્યો છે તો તુર્કી, જાપાન સ્થળે ધરતીકંપ, રેલ, વિગેરેના રૂપે કોપ વરસી રહયો છે.

## કહેવત પુરાણ.

હવે આપણે કહેવત-પૂરાણમાં વિચરી તેમાં રહેલા "કારવાં"ના થોડાક "કોમરેડો" (સાથીઓ) સાથે તમારી ઓળખ કરાવીએ.

૧. "કરણી તેવી પાર ઉતરણી"ને "કરે તેવું પામે" એ પાઠ પારકાના ગળે ઉતરે તો તેઓ સુખના લાડુ જુએ.

૨. શાદી અને ગમીના ટાંકણા ઉપર રિવાજી આડંબરી વાઓમાં કંઇ અસર રહી નથી. તેથીજ

"કથા સુણી સુણી ફુટયા કાન,
તોયે ન આવ્યું બ્રહ્મજ્ઞાન."

૩. ઇશ્વર પણ ચાકરી પ્રમાણેજ ભાખરી આપે છે કારણકે "કપાળ પ્રમાણેજ ટીલું થાય."

૪. "કાજીજી દુબલે કયું, તો સારે શહેર કી ફિકર" પ્રમાણે કેટલાક નિંદાખોર પારકાનાં છિદ્રો શોધતા રહે છે ને તે જોઈ કે ન બની શકવાથી પોતેજ બળે છે તે માટે કબીરે કહ્યું છે કેઃ—

'કબીર' કા ઘર ચૌકમેં ગલ કટુકે પાસ!
કરેગા સો પાએગા, 'કબીર' તુ કયું ભયા ઉદાસ!

૬. સંગત તો તમારાથી સારા હોય તેનીજ કરવી નીકર,

કર ભલે કો સંગ બુરે સે ડરના ભાઇ
અસલ સે કમ અસીલ મીલે તો જગમેં રૂસ્વાઇ."

૭. કૃપણનું ધન કાંકરા બરાબર" કંજુસના કાકાઓની દોલતની જોઇ કિંમત!

૮ બ્રિટિશ વડા પ્રધાન નેવીલ ચેમ્બરલેન હિટલરને કે હૈ દમાટીઓ આપે છે તો તેના ઉત્તરમાં તે કહે છે.

"કરવું તો ડરવું નહિ ને ડરવું તો કરવું નહિ."

૯. અંગ્રેજ-ફ્રેન્ચ ફોજો જર્મન સરહદ ઉપર પાંચ માસ થયાં વગર લડે પડી છે. કારણ કે અંગ્રેજ-ફ્રેન્ચ બાજીગરો જાણે છે કે

૧૦ "કળથી થાય તે બળથી ન થાય"

૧૧ પણ તેમને એ વાત હવે જલ્દી યાદ પડશે કે "કષ્ટ વિના ફલ નહિ."

૧૨. વગર વિચારે કોઇની સાથે સંબંધ બાંધવાથી પાછળથી જ્યારે કડવો અનુભવ મળે ત્યારે લોકો કહે છે કેઃ—

"કાકડી ચીભડું કાપી જોવાય કંઇ, માણસ કાપી જોવાય"

૧૩. કાગ્રેસી હંડીઆ બારબાર ચુલે પર નહિ ચઢેગી" માટે પ્રથમથીજ કુવારને ગોતવું સારું !

૧૪ "કઉવોં કે કોસેસે ઢોર નહીં મરતે"

૧૫ કાઝી કી ઘોડી મરી સારા શહેર આયા
કાઝી મરા કોઈ ન આયા.

કારણકે "આપ મરે તો ડુબ ગઇ દુન્યા"

૧૬ કામ પરથી ઉતર્યો કારકુન કે ઠીનો"

પણ માજી કાગ્રેસી પ્રધાનોને હજુયે માન તો મળે છે. કારણકે તેઓ કંઇ ન કંઇ પ્રોગ્રામ સામે રાખી કંઇ ને કંઇ કરતા રહે છે.

૧૭ "કાગડાની તલવારે લડવું" ક્યારે કહેવાય ? વગર સરંજામે લડાઇના મેદાને ઉતરી પડવું તે ગાંધીજીએ તો છેલ્લા સત્યાગ્રહમાં એ પર અમલ કરી દેખાડેલું ને વળી પાછા એવીજ ઇચ્છા ધરાવે છે એ સત્યાગ્રહની જંગ પણ ખરોકે "લડતે હૈં મગર હાથમેં તલ્વાર ભી નહિ."

૧૮ "કીડીને કણ ને હાથીને મણ."

૧૯. "કુનરૂ ખેંચે ગામ ભણીને કોદલું ખેંચે સીમ ભણી" એમ લીગ અને કોંગ્રેસ વચ્ચે "ટગ ઓફ વોર" ચાલે છે. જોઇએ કોણ ખેંચી લઇ જાય છે.

૨૦ કુંભાર કરતાં ગધેડો ડાહ્યો ન થા

૨૧. "કુમળું ઝાડ વાળીએ તેમ વળે."

૨૨. "કેળ ફળે એક વાર ને વાઘ જણે એકજ વાર".

૨૩. કાંણીને કહી રાણીને સંભળાવવું એ યુક્તિ સ્ત્રીઓને ઠીક આવડે છે.

૨૪. "ક્રેડ છોકરૂં ને ગામમાં ઢંઢેરો"

૨૫. કાલ કરે સો આજ કરો
આજ કરે સો અબ,
પલમેં પ્રલય હોયગી
બહુરિ કરેગા કબ ?

બસ, "કારવાં"ના કદરદાનોને મેં ગણતરી પાડીને તેમની ઓળખાણ કરાવી એ ઓળખાણથી વાચકોને કંઇ લાભદાયક નીવડે એવું ધારી અત્રે વિરમું છું.

"ફિર મિલેંગે અગર ખુદા લાયા."

# ખ્વાજા સુલ્તાન શમ્સુદ્દીન અલ્તમશ રેહ.

આપ તુર્કસ્તાનના વતની હતા, આપનું ખાનદાન ઉંચી પંક્તિમાં ગણાતું હતું. પણ દુષ્કાળના ઝમાનામાં પીતા સાથે ગુલામ તરીકે વેચાયા. એક વખતે નાની ઉમરમાં આપ તીર કમાન લઈ શિકાર કરવા જંગલમાં જતા હતા, તે વખતે હઝરત શાહબુદ્દીન સોહરવર્દી અને અને હ૦ શેખ વહીદુદ્દીન કિરમાની એ એમને જતા જોયા. બન્નેએ એક બીજાને કહ્યું કે "આ છોકરો જરૂર બાદશાહ થશે."

"આપને પહેલાં ગુલામ તરીકે સૌદાગરે બગદાદમાં ખરીદ્યા, પછી સુલ્તાન શાહબુદ્દીને, અને તે પછી સુલ્તાન કુત્બુદ્દીનના ઝમાનામાં આપ બદાયુનના સુબા તરીકે નીમાયા, અને આપ કુત્બુદ્દીનના જમાઇ પણ થયા. સુલ્તાન કુત્બુદ્દીન પછી સુલ્તાન આરામશાહ ગાદી ઉપર આવ્યો પણ એથી સર્વે અમીર ઉમરાવો તેના વિરૂધ્ધ હતા. જેથી તેને ગાદી ઉપરથી ઉઠાડીને આપને બદાયુનથી બોલાવી દિલ્હીની ગાદી ઉપર બેસાડયા.

આપ હ૦ ખ્વાજા કુત્બુદ્દીન બખ્તયાર કાકી રેહ૦ના મુરીદ (શીષ્ય) તેમજ ખલીફા પણ હતા. એક વખતે નાસિર શાયરે એક કવિતા સુલ્તાનની તારીફમાં લખ્યા પછી હ૦ કુત્બુદ્દીનની ખિદમતમાં આવી. આશિષ ચાહી. આશિષ મળી. દરબારમાં ગયો અને કવિતા વાંચવા લાગ્યો તે વખતે સુલ્તાનનું ધ્યાન બીજી તરફ ગયું. જેથી નાસિરે ખ્વાજા સાહિબને મનમાં યાદ કર્યા. યાદ કરતાંજ સુલ્તાનનું ધ્યાન ફરીથી નાસિર તરફ ખેંચાયું. ખુશ થયા. ઇચ્છા મુજબ ઇનામ ઇકરામ આપી ખુશ કર્યો.

જે જગ્યાએ આપ રોજ બગીચામાં નમાઝ પઢતા હતા, વઝુ બનાવતાં બનાવતાં, આપને વિચાર થયો કે જો આ જગ્યાએ મીઠું પાણી નીકળી આવે તો જરૂર એક હોઝ બનાવડાવું. આ વિચારમાં રાત્રિએ આપે સ્વપ્નામાં હઝરત મુહમ્મદ પૈગમ્બર સ૦ અ૦ વ૦ ને ઘોડા ઉપર બેસીને પોતાના તરફ આવતાં દીઠા, આપે હુઝૂર (સલ૦)ની કદમ બોસી કરી. હુઝૂરે પૂછ્યું "અય સુલ્તાન ! શું હોઝ બનાવવાની તારી ઇચ્છા છે ?" જવાબમાં સુલ્તાને કહ્યું. "જી, હાં." હુઝૂરે આટલું કહેતાંજ હુઝૂરના ઘોડાએ ત્યાંજ જમીનમાં લાત મારી. લાત મારતાંજ ઝમીનમાં ખાડો પડયો અને પાણી નીકળવા લાગ્યું. હુઝૂરે ફરમાવ્યું:—"આ મીઠું પાણી છે માટે અહીંયાંજ હોઝ બનાવજે." આંખ ખુલતાંજ આપ તે જગ્યાએ ગયા કે જ્યાં ઘોડાએ સ્વપ્નામાં લાત મારી હતી ત્યાં જઇને જુએ છે તો ખાડામાંથી મીઠું પાણી નીકળે છે. આપે ત્યાંજ હોઝ બનાવી. કે જેને "હોઝે શમ્શી" કહેવામાં આવે છે અને તે હાલ પણ મોજૂદ છે.

આપના પીર હઝરત કુત્બુદ્દીનનો જ્યારે વિસાલ થયો ત્યારે જનાઝાની નમાઝ વાસ્તે ઉભા થઇ ખ્વાજા અબુ સઇદે જોરથી હાજર રહેલાઓને ફરમાવ્યું કે મને હઝરતની વસીયત છે કે "મારા જનાઝાની નમાઝ તે માણસ પાસે પઢાવજો કે જેણે આખી ઉમરમાં હરામ કામ ન કર્યું હોય અને અસરની નમાઝની સુન્નતો તેમજ તકબીરે ઉલા પણ ન છોડી હોય." આ સાંભળતાં હાજરોની મેદની હતી છતાં કોઇ નમાઝ પઢાવવાને આગળ આવ્યો નહિ. તેથી છેવટે સુલ્તાન શમશુદ્દીન અલ્તમશ આગળ આવ્યા અને જનાઝા આગળ હાથ જોડી કહ્યું "કિબ્લા ! આપે મારો પરદો છેવટે ઉઘાડો પાડી દીધો." પછી આપે નમાઝ પઢાવી. પોતાના પીરના મરણ બાદ આપ પણ તેમના શોકમાં ને શોકમાં થોડાજ મહીના બાદ મરણ પામ્યા.

"મજાક" (રમોદ)

કમાય છે? ગ્રેટ બ્રિટનના અરબો વિષે પણ આમ જ કહી શકાય.

° ° °

માણસ માત્ર રોટલીથીજ જીવતો નથી. અહિંના ગરીબતર મુસ્લિમોને તો આ વાત અત્યંત લાગુ પડે છે. પણ એ વિષે ભૂલ ન કરતાં; આપણા મુસ્લિમ બિરાદરો અહિં સમૃદ્ધ અને સુખી સામાજીક જીવન ગુજારે છે. હિંદીઓ પોતાનાં સામાજીક સમ્મેલનો ગોઠવે છે, અરબો પોતાનાં જાતિઓ ગોઠવે છે. જ્યાં ચાપાર્ટીઓ ગોઠવાય છે, ગાનતાનનાં સમ્મેલનો પણ અસાધારણ નથી અને મિત્રોની મુલાકાત લેવાની પૌરાત્ય પદ્ધતિ ઘણી નજરે પડે છે.

° ° °

ખાનગી સામાજીક સમ્મેલનો ઉપરાંત વૉકિંગ મસ્જીદ, જુદી જુદી મુસ્લિમ સંસ્થાઓ અને મંડળો ધાર્મિક તથા સામાજીક બન્ને સમારંભો યોજે છે, જ્યાં તવંગર અને ગરીબોને સરખી રીતે આમંત્રણ આપવામાં આવે છે, આવા સમ્મેલનોમાં ધ્યાન ખેંચનારી વસ્તુ એ છે કે, દરેક પંક્તિના મુસ્લિમો એક બીજા સાથે છુટથી હળેમળે છે આવાં સમ્મેલનોમાં મેલા સુટવાળો ફેરીઓ ઉચ્ચ દરજ્જાના વૈભવશાળી પોષાકવાળા મુસ્લિમ સાથે બેસી શકે છે, અને બેસે છે. એ ઉપરાંત આવાં ઉચ્ચ દરજ્જાવાળા મુસ્લિમ અધિકારીને તે પોતાને કંઈ ફરિયાદ હોય તો તે સંભળાવી શકે છે. જ્યારે આવી રજુઆત થાય છે, ત્યારે વારંવાર વધુ મુસ્લિમોને મોટી મદદ અપાયાના દાખલા મેં જોયા છે, ટુંકમાં, ઇંગ્લાંડમાં ઇસ્લામ ધર્મના અનુયાયીઓમાં ખરેખર મુસ્લિમ મિલનસારપણું પ્રવર્તે છે.

° ° °

બીજી અગત્યની સામાજીક બાબત મુસ્લિમોનાં બ્રિટિશ સ્ત્રી સાથેના લગ્નની છે. કલ્પી શકાય છે તેમ આવા કિસ્સામાં ચોક્કસ ઘર સંસારી ગુંચવણો પેદા થાય છે જ, આર્થિક દબાણ વધુ વધી જાય છે. પોતાના દેશના સમાજમાં આવી સ્ત્રીની સ્થિતિ નાજુક બની જાય છે અને બીજી જુદીજુદી બાબતો ઉભી થાય છે. લગભગ સઘળા કિસ્સાઓમાં કોઇપણ મુશ્કેલીઓને અંગે આવા લગ્નોનાં ઘરસંસારી સુખનો નાશ થવા દેવામાં આવતો નથી, અને સામાન્ય રીતે તેઓ સુખી હોય છે; કે જે અહિં મુસ્લિમો વચ્ચે રહેવાની દેશવટો ભોગવનારાઓ તરીકે રહે છે. તેમની સહિષ્ણુતાની ભાવનાનો જબરો પુરાવો છે. આ એટલી બધી અસાધારણ અગત્યતાની બીના છે કે મુસ્લિમોએ તેના પર વિચાર કરી દાખલા તરીકે જર્મની અથવા જ્યાં, ઇંગ્લાંડની જેમ જુદા જુદા વર્ગના લોકોને આવી તક હોતી નથી. એવા પૂર્વના પણ ચોક્કસ ભાગો સાથે તેની સરખામણી કરવી જોઇએ.

° ° °

એકંદરે તેથી લંડનમાં વરસતા ઝરમર વરસાદ અને ધુમ્મસ છતાં સરાસરી મુસ્લિમ અહિં દુઃખી નથી. અહિં સહિષ્ણુતા છે, સરખી તક છે, અને સ્વમાનભર્યા સંજોગોમાં જીવન ગુજારવાનો અવકાશ છે અને આ બધા ઉપરાંત આપણી રીતે "અલ્લાહ"ની બંદગી કરવાની છુટ છે અને છતાં સુવર્ણ પુર્વની સુર્યકિરણે રંગાયલી તરૂપંક્તિઓ વચ્ચે મારા કર્ણોમાં બાંગીનો "અલ્લાહો અકબર—અલ્લાહો અકબર"નો આવાઝ અથડાય છે, ત્યારે હું સાથે સાથે કહું તો એ સ્વાભાવિક જ છે કે, મારૂં હૃદય "અલ્લાહ"ના રણમાં જઈ રહે છે, જેની રેતીથી મારૂં શરીર ઘડાયું છે.

[સરદાર ઇકબાલઅલી શાહના "ઇસ્લામિક રીવ્યુ"ના લખાણ ઉપરથી]

---




[ તેરમી સદીનો એક મહાન વિજેતા ]

( અનુવાદક : સીરતી )

મંગોલિયા (જેને કેટલાક ઇતિહાસકારો "જગતની જન્મભૂમિ" તરીકે પણ ઓળખાવે છે) સખ્ત ગર્મ, ઠંડી અને શુષ્ક આબોહવાના કારણે અત્યાર લગી નિર્જન અને વેરાન પડયો છે. ઉપજના અભાવ અને વધતી જતી આબાદીની ખપત માટે હજારો વરસ પૂર્વે એક કારવાં ઉત્તર તરફ ચાલી નીકળ્યો. કેટલાકે ઇરાન, અફગાનિસ્તાન અને હિંદુસ્તાન તરફ પ્રયાણ કર્યું; અને ત્યાંજ આબાદ થયા. કેટલાકે યૂરપ ભણી કૂચ કરી અને અર્વાચીન સંસ્કારી અને ઉન્નતિશીલ મગરિબી કૌમોના વંશજો હોવાનું ગૌરવ પ્રાપ્ત કર્યું.

એજ ઇલાકામાં એક સરદાર સત્તા ઉપર હતો. તેના અચાનક મૃત્યુના કારણે તેનો તેર વરસનો પુત્ર ગાદીએ આવ્યો, જે ઇતિહાસમાં ચંગીઝખાનના નામે મશહૂર થયો.

સામાન્ય બાળકોની જેમ તેણે મંગોલિયાની એક સામાન્ય શાળામાં શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું. એજ નવજવાન હાકિમે પોતાની કાબિલિયત, બુદ્ધિ અને લડાયક કુનેહના કારણે કાળા સમુદ્રથી લઇ ચીનની આખિરી હદ પેકીન લગી અને મંગોલિયા, તુર્કસ્તાન, ઇરાન, બલ્ખ, બુખારા, તાશ્કંદ, સમરકંદ, કાશગર અફગાનિસ્તાન, કાશ્મીર અને પંજાબને જીતી લીધાં. આજ જગત હિટલરને માને છે, યૂરપની તાકતો તેના નામ માત્રથી થરથરે છે. પરંતુ તેરમી સદીના મંગોલી સત્તાધીશના મુકાબિલામાં તે કાંઇપણ હયસિયત ધરાવતો નથી. ત્યારના સંજોગો વસ્તુસ્થિતિ, આવજાવના સાધનો વીગેરેનો માપ કાઢતાં ચંગીઝખાનનો નિઃસંદેહ મહાન વિજેતાઓમાં શુમાર કરવો પડે છે. ભલાભલાં ઝબરદસ્ત હાકિમોના ગર્વનું તેણે ખંડન કર્યું. મહાન સામ્રાજ્યોના તેણે ભાંગીને ભુકકા કરી નાંખ્યા, ખાકાન, ચીન અને ઇરાન જેવા દેશનાં શહિનશાહોને તેણે પરાજિત કર્યા. તે કોઇ રીતે નેપોલિયન અને મહાન સિકંદર કરતાં કમ ન હતો.

વાલિદના અવસાન પછી દુશ્મનોએ આક્રમણ કર્યા, ખંડિયા રિયાસતોએ બગાવતનો ઝંડો બુલંદ કર્યો, પરંતુ તેણે અત્યંત કુનેહથી બગાવતને દાબી દાધી અને દુશ્મનોને પરાસ્ત કર્યા. તેનું લાંબુ કદ, પીળો રંગ. કુશાદા પેશાની. માંજરી આંખો અને ખભા સુધી પથરાયલા સુન્દરી વાળ તેના વ્યક્તિત્વને પ્રભાવશાળી બનાવતાં હતાં. દબદબા અને પ્રભાવ ઉપરાંત પોતાની દયાદિલીના કારણે તેણે દુશ્મનોના દિલોમાં પણ ઘર કર્યું હતું

શરૂથીજ તેનામાં એક નેતા, એક જનરલ, એક હાકિમ અને સત્તાધીશના ગુણો મૌજૂદ હતા. ફોજમાં શ્રદ્ધા, જોગ અને વીરતાની લાગણી

"અન્વર! બસ કરો!"

"હૃદય બળે છે."

"તલવારમાં શક્તિ નથી."

"સ્મૃતિના વિચાર માંડી વાળો."

"જુઓ! મદીનાના દ્વારો બ્રહ્મ રેલા છે."

"અન્વર! બસ કરો!"

"અન્વર! અમારાં હૃદયને વિંધી નાંખો!"

"અમારાં કાળજાં કાઢી લો!"

"આ નમાલા પ્રાણીઓ છે."

"એને મારી રક્તની સરિતા વહાવો."

"અન્વર! અમે સાંકળમાં જકડાયેલા ખંજર સમાન છીએ.

"સાંકળોના ખખડાટમાં અમારી ચીચયારી સાંભળો."

"જુઓ રક્તના ઝરણાં, ધીરે ધીરે થંભી ગયાં."

"અમારી ડોકમાં સાંકળો પડી છે."

"અન્વર! કાયર માનવ શૃગાલોને કાં જગાવી રહ્યા છો?"

"શક્તિશાળી સિંહ ક્યાં છે?"

"આ બધાં તો તાબે કરેલાં પ્રાણીઓ છે."

"અન્વર! સુતેલાં હૃદયને જગાડવા મુશ્કેલ છે."

"વનમાં આગ વધતી ગઈ."

"પરંતુ તેઓ હોશમાં નથી આવતા."

"એકજ માતાના સંતાનો એક બીજાના રક્તના તરસ્યા છે!"

"અન્વર! અન્વર!"

"અમે બધાં બેઇમાન છીએ."

અમારા જીવનમાં જરાએ રસ નથી."

"તમારી સાચા મુસલમાન પ્રત્યેની શોધ નિષ્ફળ છે."

"મુસલમાન પામર પ્રાણી સમાન છે!"

"અન્વર! આપણે બધું ખોઈ બેઠા!"

"હવે માત્ર શરીરમાં પ્રાણ બાકી છે."

"કાલે જેના કરકમળમાં આઝાદીની તલવાર હતી; આજે તેવા હસ્તમાં ભિક્ષાપાત્ર છે."

"કાલ જેના ઉપર વિજય મેળવવો અશક્ય હતો; આજ તે ગુલામ છે."

"અન્વર! અન્વર!"

"જગત ઝાલિમોનું છે."

"તમે પણ ઝાલિમ બનો! ખુની બનો!"

"અન્વર! લોકોના ફોસલાવાથી ફોસલાશો નહિ!"

"આજે મારૂં ક્રાંતિકારી હૃદય તુફાની નૃત્ય કરવા ચાહે છે."

"મારી રક્તની પ્યાસી તલવાર આજે રક્ત વહાવવા તૈયાર છે."

"અન્વર! અન્વર!"

"તમે શક્તિમાન છો."

"આ નમાલા મુસલમાનોનો નાશ કરો."

"તમારા શત્રુ તમારાજ ઘરમાં છે."

"તમારી તલવાર પણ નિષ્કામ થઈ ગઈ!"

"તમારો દેશ પણ પરાધીન થઈ ગયો!"

"શું એ સન્માન લેવા માટે અમે જીવી રહ્યા છીએ?"

"આહ! અન્વર, સર્વ નાશ થઈ ગયો."

"અન્વર! અન્વર!"

"શું વળશે જંગલમાં રોવાથી?"

"અહીં જેમાં પ્રાણ છે તે સર્વ—ઘેટાં—પ્રાણીઓ છે."

"અન્વર! હવે શસ્ત્રો પણ નથી."

"સાગર શાંત છે."

"એની ઉછળતી મોજોમાં જોશના તરંગો નથી."

"રણમાં વસનારાઓના પગે આજ બેડી પડી છે!"

"અન્વર! અન્વર! આજે કોઈ પણ આઝાદ નથી."

"અન્વર! અન્વર!"

"જે પોતે પોતાને મુસલમાન કહે છે, તેનો મુખમાંથી જીભ ખેંચી કાઢો."

"બેઈમાન માત્ર પોતાનો જીવ બચાવવા ચાહે છે."

"અન્વર! અફસોસ!"

"અન્વર! આજ બધું પૂર્ણ થઇ જશે."

"તમારાથી શુ અમે વિખુટા પડીશું?"

"ઇસ્લામનો તેજસ્વી સૂર્ય શું અસ્ત થશે!"

"જન્મભૂમિની સ્વતંત્રતા ભયમાં છે. જેથી સૈનિકનાં વસ્ત્રો તજી ભિખારીનો વેશ ધારણ કર્યો."

"અન્વર! અન્વર!"

"ખામોશ!"

હબ્શી પહેરેગીરનો હૃદય કંપાવનારો સાદ કોટડીમાં ચારે તરફ ગુંજી રહ્યો. જોશ અને ક્રોધમાં યુવાનનું રક્ત ઉછાળા મારી રહ્યું. તેના બન્ને હાથો સિવાય આખા શરીરે વીંટળાયલી સાંકળના કટકે કટકા થઈ ગયા અને એણે વીફરેલા સિંહ સમાન ગર્જના કરી."

"યા અલ્લાહ, મારી તલ્વાર!"

અચાનક તે થાકેલી આંખોમાં માતૃભૂમિ તુર્કીની છબી પરાધીનતાની બેડીએ જકડાયલી ફરવા લાગી. એનાં સમીપ એની માતા ઉભી છે. બંનેની આંખોમાંથી અશ્રુઓ વહી રહ્યાં છે.

સૈનિકના વિચારોએ તેના તરફથી મુખ ફેરવી કહેવા માંડ્યું.

"આહ! તમે કોણ છો!"

"તમે આ સમયે મને શા માટે સતાવવા આવ્યા?"

"તમે મારા મરેલા હૃદયને શા માટે કષ્ટ આપો છો?" અન્વર!

અચાનક એક ધબાકા સાથે હબ્શી પહેરેગીરનો ચાબુક તેની પીઠ ઉપર પડ્યો અને તે કોટડીના ખૂણે ખૂણાથી "આહ! આહ!"ની કાળજાં કંપાવનારી ચીચયારી સંભળાઈ."

કવિ.

આહ! જગતના સર્વ માનવોમાં માતૃભૂમિની આઝાદી ચાહનારા નવયુવાનોની આહો ક્યાં સુધી પરેશાન રહેશે! તે ક્યો સદ્‌ભાગી દિવસ હશે કે જ્યારે તેમની આહો શાંત થશે? અને હું દૂરથી શાંતિનું હાસ્ય કરતો રહીશ મારી માતા તારલા રૂપી મને શા માટે ન બોલાવે! શા માટે હું પણ ન જાઉં!

પરંતુ મારી માતા શું મને બીજા નામથી બોલાવશે?

શું આ સમયે મારા સ્નેહી સંબંધીઓ મને ગળે લગાડશે! આહ! આ રંગીન વિચારોથી મારી આંખો અશ્રુથી તર, થાય છે કે, ખચીત એકને એક દિવસ આવશે. અને જરૂર આવશેજ. પૂર્ણ

---

# ઉન્હાં આંસુ

લેખક:
"મુસ્તફાબાદી"



ગતાંકથી ચાલુ

સર વીલીયમ હંટર લખે છે કે:—

'મુસલમાનોની એ ફરીયાદ વજુદ વીનાની તો નજ હતી કે કેળવણીનો ટક્ષ દરેક કોમ પાસેથી વસુલ કરવામાં આવે છે. જ્યારે સાર્વે શિક્ષણ ખાતું હિંદુઓને શરણે કરી દેવામાં આવ્યું છે. આથી પણ એક વધુ ભયંકર ફરીયાદ મુસલમાનોની એ હતી કે જે વસ્તુ દ્વારા ગરીબ મુસલમાનો મુફત શિક્ષણ મેળવી શકતા હતા તે વસ્તુ પણ મુસલમાનોની ખેરખ્વાહ સરકારે ઓચકી લીધી. હકીકત એ છે કે એક લાંબા સમયથી હિંદુસ્તાનના નવાબો અને રાજાઓ બાળકોનાં શિક્ષણ અને ધાર્મિક કાર્ય સિદ્ધિ અર્થે સખાવત કરતા આવ્યા હતા, પરંતુ જ્યારે અમોએ મુસલમાનો પાસેથી બંગાળાના વહીવટનો કબજો મેળવ્યો અને મી. જેમ્સ ગ્રાન્ટે તપાસ ચલાવી તો જણાયું કે મુસલમાન નવાબોએ ઉદારતા પૂર્વક બાળકોની કેળવણી અર્થે જે જે જમીનો વક્ફ કરેલી તે બંગાળ ઈલાકાનાં ચોથા ભાગની જમીન જેટલી હતી. આ બાબતની ખબર સર્વથી પ્રથમ સને ૧૭૭૨માં વોરન હેસ્ટીંગસને પડેલી. પરંતુ તે સમયે આ જમીનો ખાલસા કરી હસ્તગત કરવી એ બાળકોનો ખેલ ન હતો બલ્કે બ્રિટિશ સલ્તનતને સદાને માટે હિંદમાંથી અસ્ત થવાનાં આમંત્રણ આપવા સમાન હતું આથી તે પરત્વે બરાબર ૨૫ વર્ષ સુધી આંખ આડા કાન કરવામાં આવ્યા. પરંતુ જ્યારે ૧૮૧૯માં સલ્તનતનો પાયો મજબુત જણાવા લાગ્યો ત્યારે તે ઉપરના સરકારના અધિકારની જો કે જાહેરાત તો કરવામાં આવી. પરંતુ ત્યારે પણ ખાલસા કરવાની હિંમત તો નજ દાખવી શકાય! અને સને ૧૮૨૮માં રેવન્યુ અને દિવાની બન્ને ખાતાંઓએ મળી સંયુક્તપણે ખાસ કોર્ટો સ્થાપી. આખા ઈલાકામાંથી, ખોટી શાહીઓ, દસ્તાવેજો, ઓચરીઆંઓ ભેગાં કરવામાં આવ્યા, પાપાણ હૃદયી જપ્તી અમલદારો નિમ્યા અને ૧૮ વર્ષની સતત કોશિશ અને ૮૦ લાખ રૂપીઆનો ભોગ આપી, સરકાર વાર્ષિક ત્રીસ લાખ રૂપીઆનો વધારો મહેસુલમાં કરી શકી એમ આ રકમની વસુલાત સરકારે માટે" બાગે મુસલમાનોની વક્ફ મિલ્કતો જપ્ત કરીનેજ કરેલી. સરકારની આ જુલ્મી નીતીના પરિણામે મુસલમાનોનાં સેંકડો પુરાણાં કુટુંબો નાબુદ થયાં અને તેઓની કેળવણી ઉપર એક સખ્ત કારમો ફટકો પડ્યો. તૈમુરી શાસન કાળમાં વિદ્યાદાનનો ધંધો જે ઉચ્ચ કોટીનો ગણાતો અને સદ્‌ગૃહસ્થો માટે આજીવીકાનું સાધન ગણાતું તેનો આ કારણે રીતે નાશ થયો. વાસ્તવિક રીતે જમીનોના ખાલસા થવાથીજ મુસલમાનોની પડતી શરૂ થઈ અને બીજા શબ્દોમાં કહીએ તો બંગાળના મુસલમાનોના પડતી એ જપ્તીઓ અને સરમેરી નીતીનેજ આભારી છે.'

## હુગલી વકફની ગેર વ્યવસ્થા

આ પછી સર વીલીયમ હંટર લખે છે કે "આ ખાલસા કરેલી જમીનો અને કરેલી જપ્તીયો બાબે સરકાર કાંઈને કાંઈ જવાબ તો આપી શકે છે. અને આપ્યો છે પરંતુ મુસલમાનોની કેળવણી આપતાં કેન્દ્રસ્થાનો ઉપર ત્રાપ મારવાના ગુન્હાનો જવાબ સરકાર કાંઈજ આપી શકતી નથી. કારણ કે મુસલમાનોએ જે નેક નેય્યતથી પોતાની કેળવણી વ્યવસ્થા અર્થે જે મિલ્કતો અમને સોંપેલી, તેની અગર અમોએ નેક નૈય્યતથી સુવ્યવસ્થા કરી હોત તો આજે મુસ્લિમો માટે સારાં સારાં વિદ્યાલયો હોત"

આ દાવાની સાબિતીમાં સર વીલીયમ હુગલીના "જગવિખ્યાત અવકાફોનો" ઉલ્લેખ કરતાં લખે છે કે ઇસ "૧૮૦૬માં એક સખી વજીદ મુસ્લિમ ગૃહસ્થે પોતાના અંતકાળ સમયે શુભ કાર્યો કરવા અર્થે એક મ્હોટી મિલ્કત વકફ કરી હતી. કોઈક કારણસર તેના બે વહિવટદારોમાં મતમતાંતરો ઉપસ્થિત થયાં, જીલ્લા કલેક્ટરે ઝઘડાનો ફેંસલો અપાય ત્યાં સુધી વ્યસ્થા પોતાના હસ્તક લીધી. મુતવલ્લીયોને અલગ કરી તેઓની ફરજ બજાવવા એક પોતે ટ્રસ્ટી બન્યા અને બીજાની જગ્યાએ બીજા એકને નિમી, બધીએ મિલ્કત અમુક આવક લેવાની શરતે આપી દીધી. કોર્ટે કેસનો ફેંસલો આપ્યો તે દરમિયાન તેની આવક દસ લાખ રૂપીયા ભેગી થઈ ચૂકી હતી અને એ શિવાય પણ બીજી આવક એક લાખ વીસ હજાર રૂપીયાની જમા થઈ હતી. મૂળ વકફ કરનાર માલિક મજકુર મિલ્કત મુસલમાનોની ભલાઈ અને ઉન્નતી થાય એવાં કાર્યો કરવા, કરાવવા વકફ આપી દિતી, પરંતુ બંગાલ સરકારે મૂળ ઉદ્દેશને કોરે મૂકી મજકુર મિલ્કતની આવકમાંથી એક અંગ્રેજી કોલેજ ચાલુ કરી અને તેના વહિવટ તથા વ્યવસ્થા એવી રીતે રાખ્યાં કે જે ઈસ્લામી શરીઅતથી વિરૂદ્ધ હતાં. આમાં ન તો મુસલમાનોએ તેના વહિવટમાં દખલ કરી કે ન તો તે પરત્વે ધ્યાન આપ્યું. મિલ્કત મુસલમાનોની હતી મુસલમાનોની ઉન્નતિ ખાતર વકફ કરવામાં આવી હતી, પરંતુ તે કોલેજ ચલુ કરવામાં આવી તેની વ્યવસ્થા મુસલમાનોની મરજી અને મજહબ વિરૂદ્ધ હતી અને વધુ અફસોસની વાત તો એ હતી કે કોલેજમાં ભણતા ત્રણસો વિદ્યાર્થીઓમાં મુસલમાન વિદ્યાર્થીઓની સંખ્યા માત્ર ત્રણનીજ હતી. આ કેટલી દુઃખદ બીના કહેવાય? આ મિલ્કતની કુલ્લ વાર્ષિક આવક પાંચ હજાર બસો સાઠ પૌંડની હતી, જેમાંથી પ્રતિવર્ષ પચાસ હજાર રૂપીયા અંગ્રેજી કોલેજ પાછળ ખર્ચાતા હતા, અને એ કોલેજમાં ગયર ઈસ્લામી બાળકો ભણતા હતા એટલે સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો મુસલમાનોના પ્રતિવર્ષ પચાસ હજાર રૂપીયા ગૈર ઈસ્લામીઓને કેળવવા પાછળ ખર્ચાતા હતા જ્યારે માત્ર અઢી હજાર રૂપીયા માત્ર એક મદરેસા પાછળ ખર્ચાતા હતા કે જ્યાં મુસલમાન બાળકો ધાર્મિક કેળવણી લેતાં હતાં."

સરકારની આ ભયંકર અને અન્યાયી નિતી ઉપર ટીકા કરતાં એક નિઃપક્ષ અંગ્રેજ લખે છે કે "સરકારે પોતાની નિતી-રીતીથી મુસલમાનોના હૃદયમાં જે નફરત, ધિક્કાર અને તિરસ્કાર ઉત્પન્ન કર્યો છે તેનું માપ કાઢવું અશક્ય છે. બનવાજોગ છે કે મારા આ શબ્દોને વધુ પડતા કડક લેખવામાં આવે, પરંતુ મારા છવ્વીસ વર્ષના હિંદુસ્તાનના વસવાટ દરમિયાન આ સિવાય મ્હેં કાંઈજ અનુભવ્યું નથી અને કોઈપણ હિંદુસ્તાની કે યુરોપીય પાસેથી આ આ સિવાય અન્ય સુણ્યું નથી. ભલે ગમે તેમ હોય પણ હિંદના મુસલમાનોની એ દ્રઢ માન્યતા છે કે આ (વકફ મિલ્કત) બાબે સરકારે જે નિતિ ધારણ કરી છે, તે અન્યાયી છે એટલુંજ નહિ પણ સરકારનું કમીનાપણું છે. મુસલમાનોના હૃદયો અમારાથી સખ્ત રીતે ઘવાય રહ્યા છે અને બેચેન છે."

## નોકરીથી નામહરૂમ

"આગળ વર્ણવ્યા મુજબ આપણે જોઈ શક્યા છીએ કે કુંપની સરકારના શરૂઆતના શાસન કાળમાં ખાસ કરી મુસલમાનોને ઉચ્ચ હોદ્દાઓ ઉપરથી પદભ્રષ્ટ કરવામાં આવ્યા. અને તેમની સંપત્તિ, આવક અને વૈભવના સાધનો પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો. કુંપનીના બીજા દોરમાં તેઓની વ્યવસ્થાને છિન્નભિન્ન કરી દેવામાં આવી. તેઓની કેળવણીના કેન્દ્રો ચલાવવાની આવકને બંધ કરી દેવામાં આવી અને તેઓનાં બાળકોને એવા લોકો હસ્તક સોંપવામાં આવ્યા કે જેઓ તેમની ગુલામીમાં હતા અને કોઈપણ રીતે તેઓ (હિંદુઓ) મુસલમાનોને કેળવવા અશક્ત હતા એટલું જ નહિ પણ નાલાયક હતા. નોકરી અર્થે અંગ્રેજી ભાષાને જરૂરી ગણવામાં આવી અને સરકારી દફતરો અંગ્રેજી ભાષામાં ફેરવી નાખવામાં આવ્યાં, પરિણામ એ આવ્યું કે મુસલમાનોનાં આજીવીકાના દ્વારો બંધ થયાં અને તેમની દોલત સંપતિ અને મિલ્કત અદ્રશ્ય થતી ચાલી મુસલમાનોની કમનસીબી હજી જાણે અપુરતી ન હોય અને વર્ષોનું વેર વ્યાજ સાથે વસુલ કરવામાં ન આવતું હોય તેમ મુસલમાનોને નોકરીએ રાખતાં પણ અટકાવવામાં આવ્યા. ઉપર જણાવેલી બધી મુશ્કેલીઓ અને અંતરાયો હોવા છતાં પણ થોડા ઘણા મુસલમાનો અંગ્રેજી શીખી લેતા હતા અને સરકારી નોકરી માટે ઉમેદવાર તરીકે બહાર આવતા હતા. પરંતુ તે પણ સત્તાથી સાંખી શકાયું નહિ અને કેટલીક જગ્યાએ તો સ્પષ્ટપણે મુસલમાનોને નકારી દેવામાં આવ્યા. સર વીલીયમ હંટર કલકત્તાના એક ફારસી પત્રમાં તા. ૧૪ જુલાઈ ૧૮૭૯ના અંકમાં લખે છે કે "આ વિગતને કોઈપણ અસત્ય નથી ઠેરવી શકતું કે સુંદરબનના કમિશ્નરે ગવર્નમેન્ટ ગેઝેટમાં સ્પષ્ટપણે એ આજ્ઞા ફરમાવી હતી કે [illegible] ખાલી પડેલી જગ્યાએ હિંદુઓ સિવાય બીજા કોઈની પણ નિમણુંક કરવી નહિ". (જુઓ પૃષ્ઠ ૧૫૮)

ગવર્નમેન્ટ ગેઝેટના ઉપરોક્ત ઉલ્લેખ કર્યા બાદ સર વીલીયમ લખે છે કે "મુસલમાનો અવનતિને આરે એટલાં સુધી પહોંચી ગયા છે કે અગર તેઓ સરકારી નોકરીના માટે લાયક હોય છે છતાં સરકારી જાહેરાત દ્વારા તેઓને ખાસ નોકરીથી વંચિત કરી દેવામાં આવ્યા છે. તેઓની દુર્દશા તરફ કોઈજ લક્ષ્ય આપતું નથી અને વરિષ્ઠ સત્તા તો અહિયાં સુધી મદાંધ બની ચૂકી છે કે જાણે તેઓનું અસ્તિત્વજ હિંદમાં નથી!" (જુઓ પૃષ્ઠ ૧૫૮)

## બાદશાહ મટી ચપરાસી બન્યા

સરકારની આ અન્યાયી અને તિરસ્કારપુર્ણ નિતીનું પરિણામ સર વિલિયમ હંટરના કથનાનુસાર એ આવ્યું કે જ્યાં એક સમયે સ્થળે સ્થળે મોટા હોદ્દાઓ ઉપર મુસલમાનો બિરાજતા હતા ત્યાં સને ૧૮૬૯ ની સાલમાં સારાએ કલકત્તામાં કોઈપણ ખાતું એવું ન હતું કે જ્યાં મોટા દરજ્જા ઉપર મુસલમાનોની ગેર હાજરી સ્પષ્ટ પણે તરી આવતી ન હોય? અને જ્યાં જુઓ ત્યાં ચપરાસી કે દવાતદાર સિવાય અન્ય જગ્યાએ કોઈ પણ મુસલમાન શોધ્યો જડતો હોય? સરકારની આવી કઠોર નિતી તરફ ધ્યાન ખેંચતાં ઓરીસાના મુસલમાનોએ એક મેમોરેન્ડમ ઓરીસાના કમિશ્નર ઉપર પાઠવ્યું હતું. તેનો સાર એ હતો કેઃ—

"નામદાર સમ્રાટની સરકારમાં પ્રત્યેક પ્રજાજનને હેની લાયકાત અનુસાર નોકરીઓ મેળવવાનો કાયદેસર હક છે. હકીકત એ છે કે ઓરીસાના મુસલમાનો દુર્દશાના કારમા ચક્રમાં એટલા બધા સપડાય ચૂક્યા છે કે તેઓ હવે પુનઃ ઉન્નતી સાધી શકે એવી કોઈ આશાનાં કિરણો દ્રષ્ટિગોચર થતાં નથી. અમો મુસલમાનો અમારા જાતિય લોહીથી ખાનદાની છીએ. વેપાર

# "વીસમી સદીના યાજુજ માજુજ"

અનુવાદકઃ- એસ ઉનિયા.

આજની દુન્યાના બધા શોધાએલા ઉંડા અને વિશાળ સમુદ્રો ઉપર "યાજુજ"ની સત્તા ચાલી રહી છે; તેઓ જેને ચાહે તેને એ સમુદ્રો ઉપરથી વહાણો અને આગબોટો લઈ જવાદે; અને ચાહે તેને એના ઉપરથી પસાર થવા ના દે! માનવીઓ ભલે ખુદાના હોય, પણ સમુદ્રો, એને બંદરો, આગબોટો અને વાવટા, સમુદ્રોના માલિક, ટોરપીડો, ક્રુઝર અને ડીસ્ટ્રોયર આજે બરાડા પાડી પાડીને કહી રહ્યાં છે કે "અમર" અને "હુકમ" (નઆઉઝો બિલ્લાહ) "યાજુજ"નો છે. પછી જો, અગર તમે કોઈ "સાચા"નો બોલ સંભળો કે "યાજુજ, માજુજ સમુદ્રનું પાણી પી જશે" ત્યારે તમે શા માટે કોઈ એવા આવનાર વખતની રાહ જોઈ રહ્યા છો!

એક વખત આ વિશાળ અને ઉંડા સમુદ્ર મૌજે મારતા પાણીને બદલે આગના ભડકા ને ધુમાડાનાં કાળા વાદળોમાં ફેરવાઈનેજ રેહશે. અને આ દિવસ તે હશે જ્યારે 'યાજુજ' પોતાનો લડાઈ વહાણો અને સબમરીનો, પોતાના તેલના કુવાઓ અને પેટ્રોલની આગથી, લંકાના રાવણની પેઠે પોતાનીજ આગમાં બળી રહ્યા હશે! એ દિવસ તે હશે! જ્યારે તેના મોઢ મદ તેને "શાહીવાદ" અને "મુડીવાદ"ની જાળમાં ફસાવી દેશે, એના શાહીવાદના અંગારા એના સમુદ્રોમાં આગ લગાડી દેશે. અને એ યાજુજને આજ જલ્લાદ દુન્યામાં દોઝખમાં હોમી દેશે! આ તે દિવસ હશે જ્યારે ખુદાઈ ઈરશાદ "વહુઝીલ બિહારે સુજ્જેરત"ની તફસીર અને તાવીલ માટે તફસીરનાં પાના ફેરવવાં નહિ પડે; અને એના અર્થ માટે કોઈ બીજા શાસ્ત્રોની ઝરૂર નહિ પડે; આલિમ અને જાહિલ પોતાની આંખો વડે 'મજાઝ' નહિ પણ નરી હકીકત જોશે! આજે 'યાજુજ'ને શક્તિ છે કે તે અમારાં દિનોને, અમારા હીમગોને અને અમારી અક્કલને અમારી આંખો અને કાનોને, પોતાના બળવંત નસીબ અને તાકતથી; પોતાની તાલીમ અને તહ્ઝીબથી; પોતાની રસાયણ શક્તિ અને મશીનોથી; પોતાના ડોકટરો અને ઈજીનીયરોથી; પોતાની સાયન્સ અને આર્ટથી; પોતાની તોપો અને રાઈફલોથી; પોતાની મશીનગનો અને સંગીનોથી; પોતાના વિમાનો અને બમ્બુનોથી, ભલે છતી લે, પણ એ 'યાજુજ'ને એટલું જરૂર યાદ રહે કે ત્હારી આ સત્તા સદાને માટે ટકી શકવાની નથી. બહુજ નઝદીકના ભવિષ્યમાં ત્હારા મોતની નોબત વાગી રહી છે; ત્યારેજ તું દેખીશ કે ત્હારી બધી શક્તિઓ જેના ઉપર તું ખૂબ કુદતો હતો; ત્હારા પોતાનેજ માટે લાનત થઈ પડી! ત્યારેજ તું સમજી શકે ત્હારી 'યાજુજી' કેટલી નમાલી અને નબળી હતી, આજે ત્હારા મૃત્યુ ઘંટનો નાદ સંભળાઈ રહ્યો છે...દેખ પેલું ત્હારૂં મૌત આવી રહ્યું છે.



# ઉમ્મે અબાન

## (એક બહાદુર અરબ ખાતૂન)

લખનાર : હાફિઝ ગુલામ હુસેન "ઉલ્ફત" સાહબ (બરઓધન)

સામાન્ય લોકોની ધારણા છે કે સ્ત્રીઓમાં બહાદુરી નથી હોતી. એમાં શંકા નથી કે પુરૂષ સ્વભાવિક રીતે સ્ત્રી કરતાં બહાદુર અને જોરાવર હોય છે. અને જો વિચાર પૂર્વક જોવામાં આવે તો સાફ દેખાઇ આવે છે કે પોતાનાં ઘરબાર અને પોતાની કોમનું તેમ દેશનું રક્ષણ કરવું કુદરતે પુરૂષનેજ સોંપ્યું છે. પરંતુ એનાથી એમ નહીં ધારી લેવું જોઇએ કે સ્ત્રીઓમાં બહાદુરી નથી હોતી. ઇતિહાસ સાક્ષી પુરે છે કે પુરાતન કાળમાં કોહેકાફની સ્ત્રીઓ સીપાહીણીઓ હતી અને જેમ બહાદુર પુરૂષો રણ સંગ્રામમાં પોતાની બહાદુરીના જોહરો દેખાડે છે તેમ તેણીઓ પણ બનાવતી હતી.

[અહીંયા એક અરબ ખાતૂનનું જીવન ચરિત્ર રજુ કરવામાં આવે છે, જે ઇસ્લામની ચઢતીના પ્રાથમિક દૌરમાં હતી અને એવી તો બહાદુર અને લાયક હતી કે મેદાનમાં કોઇથી પાછળ રહેતી ન હતી. આ એજ ખાતૂન છે જેનું નામ આ લેખના મથાળે સુશોભિત છે. જે સમયમાં હઝરત ઉમર (રદી૦) ખિલાફત પદ ઉપર બિરાજ્યા હતા. તે વખતે ઉમ્મે અબાન તે લશ્કરમાં હાજર હતી, જે શામ દેશમાં પોતાનો વિજયનો ઝંડો ફરકાવી રહ્યું હતું. તે વેળા તેઓ તદ્દન કોમળ વયનાં હોવા ઉપરાંત તેમના લગ્ન થયાને પણ હજી માત્ર થોડાકજ દિવસો વિત્યા હતા. વળી લગ્ન પ્રસંગે જે સુગંધો તેમના લિબાસમાં લગાડી હતી હજી તેમાંથી વાસ પણ આવતી હતી. હથો મહીં લગ્ન પ્રસંગની મેંહદીનો રંગ પણ હજી જેમનો તેમજ હતો. જો કે હઝરત રસુલે મકબૂલ (સલ૦) દુન્યા ત્યાગી જવાને બે અઢી વરસો થયાં હતાં; પરંતુ એની ખબર નથી તે આ કોમળ વયની પાક-દામન ખાતૂનને આપ (સ૦) ની સેવામાં હાજર થવા અને સહાબિયતનો રૂત્બો પ્રાપ્ત હતો કે કેમ ? પરંતુ એમના પ્રાથમિક જીવન વિષે એટલો તો ભાસ થાય છે કે બહાદુર બાપ અને જાંબાઝ કબીલાવાળાઓની તરબીયતમાં જંગી શસ્ત્ર અસ્ત્રો એટલેકે લડાયક હથીઆરોને વાપરવામાં ઘણી સારી તાલીમ પ્રાપ્ત કરી હતી જંગી તાલીમે તેની બહાદુરીમાં આત્મા ફુંકી જે તેમના ખમીરમાં હતી અને ઇસ્લામે તેમની પવીત્રતા અને પરહેઝગારીમાં ઉમેરો કર્યો. કે જે ખુદા પરસ્તીનું ફળ કહેવાય છે

ઇસ્લામી લશ્કર શામના પુરાતન શહેર દમિશ્ક તરફ વધ્યું. તેમાં આ બેચાર દિવસનાં પરણેલાં મીયાંબીબી પણ હતાં; દમિશ્કનો ઘેરો શરૂ થતાંજ તકદીર જે હમેશાં સારા લોકો માટે આઝમ ઇશનું કારણ બનતી રહે છે, એ ચમત્કાર બતાવ્યો કે કોઇ રૂમીના ઝેરી બાણે ઉમ્મે અબાનના નવજવાન ધણીને શહાદતનો જામ પીવડાવી દીધો. અને તેઓનો લગ્નની મેંહદીનો રંગ ઉડ્યા પહેલાંજ બેવા બની ગયાં. જહાલતના સમયમાં સ્ત્રીઓ આવા નાઝુક મોકા પર વિલાપ કરતી હતી મુખ, માથું અને છાતી કુટતી હતી અને શોરબકોર મચાવી દેતી હતી. પરંતુ ધર્મની મક્કમતા અને નવુજીવનની તાલીમની બરકત હતી કે ઉમ્મે અબાને ઘણીજ સબ્ર અને ધીરજથી કામ લીધું. ખુદાની મરઝી ઉપર રાજી રહી શિકાયતનો એક પણ શબ્દ તેના મુખથી નીકળ્યો ન હતો.

આવાં હૃદયદ્રાવક અને જીવલેણ પ્રસંગે ઉમ્મે અબાને જે કાંઈ કર્યું તે આ હતું કે પોતાના મર્હૂમ અને શહીદ શૌહરના શબ પાસે આવી

ઉભી રહી અને સબ્રથી અજબ દર્દભર્યા અંદાઝથી કહ્યું કે "પ્રીય શૌહર! તમોને મુબારક થાવ, ખુદાએ તમોને પોતાની રહમતમાં છુપાવી લીધા. તમો તેજ ખુદા પાસે ગયા જેણે આપણુ બન્નેને મેળવ્યાં હતાં અને હવે જુદાં પણ કરી દીધાં. હવે હું તમારા મૃત્યુનો બદલો લઇશ અને એમાં મારા આત્માનું પણ બલિદાન આપી દઇશ, ફરી જ્યાં તમો છો ત્યાં હું પણ આવી પહોંચીશ એટલા માટે કે મને તમારા પ્રત્યે ખૂબજ પ્રેમ છે. બસ હવે તમારા પછી મારા બદનને કોઈ બીજા માણસનો હાથ નહીં લાગશે. કારણ કે હવે મેં પોતાને ખુદાપાકના દીન-ઇસ્લામની સેવા કરવા અર્થે વકફ કરી દીધી છે" આમ કહીને આંખ્યો મહીંથી એક પણ અશ્રુબિન્દુ સાર્યા વિના અને આશાઓ, અભિલાષાઓ અને ઉમંગોભર્યા સીના મહીંથી એક પણ આહ કર્યા વગર તેણીએ પોતાના અઝીઝ શૌહરના શબને પોતાનાજ હાથે માટીને સ્વાધીન કર્યું. આ કામથી પરવાર્યા ફરી ઉમ્મે અબાન લડાયક વસ્ત્રો અને શસ્ત્રઅસ્ત્રોથી સજ્જ થઇ દુશ્મનોના મુકાબલા અર્થે તૈયાર થઈ ગયાં. તે વખતે દમિસ્કના રાજ્યની લગામ ટોમ્સનામી એક બહાદુર અફસરના હાથોમાં હતી જેને અરબ ઇતિહાસકારો "તરમા"ના નામે વર્ણવે છે. એને રોમના કયસર હરકયુલસનો જમાઈ બનાવે છે. ટોમ્સ એક ઉત્તમ સિપાહસાલાર હતો. રણસંગ્રામમાં તે વીરતાપૂર્વક લડી રહ્યો હતો. મુસલમાનો પણ મક્કમપણે મુકાબલો કર્યે જતા હતા. આવી દેહશતનાક જંગમાં ઉમ્મે અબાન પણ આવી પહોંચી અને જે જગ્યાએ સખ્ત ખુનામરકી ચાલી રહી હતી, લશ્કરને ચીરતી ફાળતી ત્યાં પહોંચી ગઈ અને કમાન વડે તીરો વરસાવવા લાગી. તેણીનું પહેલુંજ તીર રોમનોના ઝંડાધારીના હાથમાં લાગતાં ક્રોસનો ઝંડો નીચે પડી ગયો, રોમનોએ ફરીવાર ઝંડો ઉંચો કરવાના જાનતોડ પ્રયાસો કર્યા પરંતુ મુસલમાનોના સામે તેમના પ્રયાસો નિષ્ફળ નીવડયા. હવે લડાઇએ ગંભીર રૂપ ધારણ કર્યું અને પહેલાં કરતાં વધારે ઝપાઝપી થવા લાગી. એટલામાં ઉમ્મે અબાને બીજું એક તીર છોડયું. એ તીર સીધું ટોમ્સની આંખમાં પેસી ગયું. તીર લાગતાંજ ટોમ્સ પોતાનું ભાન ભુલ્યો અને આંખ ઉપર હાથ મુકી નાસી છુટ્યો. સરદારને નાસતાં જોઇ આખા લશ્કરમાં ભંગાણ પડ્યુ અને જોતજોતામાં મેદાન શત્રુઓથી સાફ થઈ ગયું. ઉમ્મે અબાનનું તીર ટોમ્સની આંખ ચીરીને છેક મગજમાં ઉતરી ગયું હતું. તેને કાઢવાના ઘણાજ પ્રયત્નો કર્યા પરંતુ નહી નીકળતાં અંતે તીરની લાકડી કાપી નાંખવામાં આવી અને તીર અંદરજ રહ્યું. છેવટે એ તીર તેના માટે મૃત્યુરૂપ સાબિત થયું.

ત્યારપછી એક રાત્રે લડાઇમાં ઉમ્મે અબાન જ્યાં જ્યાં ભયંકર ઝપાઝપી જોતી ત્યાં જઇ પહોંચતી અને પુછતી ફરતી કે મારા ધણીનો કાતિલ કોણ છે અને ફરી તીરંદાઝી શરૂ કરી દેતી. તેણીનું દરેક તીર દુશ્મનને મૃત્યુ સંદેશ પહોંચાડતું હતું. **આ છે મુસ્લિમ સ્ત્રીની બહાદુરી અને વીરતા. આજકાલની મુસ્લિમ સ્ત્રીઓ જેઓ યુરપનુ અંધ અનુકરણ કરી રહી દેશની પુતળી બની રહી છે. તેઓએ ઇબ્રત પકડવી જોઇએ.**

---

કલાઇવે કપાળે કરચળી વાળી વાંચ્યો.
"ગવર્નર મળવા માંગે છે."
ગવર્નરે બોલાવ્યો છે.

મીરજાફર અને અમીચંદની કલાઇવે ગવર્નર સાથે મુલાકાત કરાવી.

"આ નવ્વાબ મીરજાફર સાહબ, આ શેઠ અમીચંદ, હમારા મદદગાર. સિરાજુદ્દૌલાની બરતરફી પછી બંગાળના નવ્વાબ. એમને હાલમાં એક લાખ રૂપીઆની અગત્ય છે"

કલાઇવ હસ્યો. વૉરનથી આંખો મિલાવી અને નવ્વાબ સિરાજુદ્દૌલા ખતમ. બંગાળમાં ફિરંગીઓનો દખલ અને અમલ. દેશમાં ભારે લડાઈ.

## ત્રીજો સફો

લાઠી ચાર્જ, ગોળી, જેલ, ખાદીપોશ, દેશના જાંબાઝ સ્વયંસેવકો.

એક પાતળો સુકો કાળારંગનો નાગો, ખિદમતગારોનો સરદાર.

કોમળ નવજુવાન! શિક્ષણથી મોઢું ફેરવી હાથની હથેલીમાં શીશ લઈને ફરનાર. ખાનગી સભાઓ. ચુપ રહેવું. ચુપ ફરવું અને એક દિવસ.

એ વખતે અંગ્રેજી પોશાકમાં સજ્જ— અચકન પાયજામામાં દેશના વકતા—રહબર— કીમતી મોટરમાં સવાર. દેશભકતો લોર્ડ સાહેબને ત્યાં ચા પાર્ટીમાં.
લંડનમાં પણ.
છતાં દેશની આગ બુઝાઇ ન હતી.
પછી...

એક સાંજ લોર્ડ સાહબ શીમલામાં ભારે વમાસણમાં વારંવાર ટાઇમ જોતા.

એ. ડી. સીએ આવીને કહ્યું...
વાઇસરોય હસ્યા.

પંડિતજી અને શયખ સાહબ અદબથી શીશ નમાવી અંદર દાખલ થયા. અન્નદાતાના કપાળે વમાસણની કરચળીઓ દેખી તેમનું હૃદય ઘણું દુઃખી આવ્યું. લોર્ડ સાહબે પાછું પોતાનું રડવું શરૂ કરી પોતાની ઇચ્છા કહી સંભળાવી, અને કાનૂનની દોહાઇ આપી. કૌમના વકતાઓએ એકબીજાની તરફ જોયું અને હસીને કહ્યું. "હુઝુર! આપ ચિન્તા ન કરો!"
લોર્ડ સાહબ બોલ્યા. "મગર"

"બસ! એ જોખમ હમારા શીરે" બન્ને સાહબોએ લોર્ડ સાહબને ખાત્રી આપી. લોર્ડ સાહબ હયરતમાં હતા કે હવે શું થશે!
ખેર!

બીજે દિવસે વર્તમાન પત્રોમાં મૌલવીઓના ફતવા અને પંડિતોના ફરમાન હતા કે "કોઇ હિન્દુને મુસલમાન બનાવનારને માટે જન્નત. હિન્દુ સ્ત્રીને ઘેરવી સવાબ" 'અને કોઇ મુસલમાનની શુદ્ધિ કરવી ધર્મનું કામ. મુસલમાનનું ખૂન હજાર ગાયના દાન સમાન"
પંદર દિવસ પછી

દેશમાં ફાટફૂટ તૂફાન, હુલ્લડ, ફસાદ, અને સ્વતંત્રતાનો નાશ!!!

આ છે ભારતવર્ષ. હિન્દુસ્તાન, ઇન્ડિયાના ઇતિહાસના ત્રણ સફા ચોથો તૈયાર થઇ રહ્યો છે.

(ઉર્દુ ઇતિહાસ પરથી)

# માનું દિલ

(અનુવાદકઃ—દર્દમંદ)

(આ લેખને મેં અનુવાદ તરીકે જણાવ્યો છે પરંતુ મૂળ જરમનીનો ઉર્દૂ અનુવાદ પણ મારા વાચવામાં આવ્યો નથી. એક મિત્રે તે વાચેલો અને મને વાત કરેલી તે ઉપરથી આ લેખ ઘડાયો છે. લેખની વસ્તુ મારી છે પરતુ એમા રહેલો ઉચ્ચ કોટીનો વિચાર મૂળ લેખકનો છે. સારાંશ આ લેખની જાન મૂળ લેખકની હોઈ તેની મૌલિકતા માટે જે કંઈ જશ હોય શકે તે તેનેજ છે.—દર્દમંદ)

દરિયાનો તે કિનારો આજે સૌંદર્યનું કેંદ્રસ્થાન બની રહ્યો હતો ચંદ્ર તેની પૂર બહારમા ખીલી રહ્યો હતો. મીઠી ચાંદની પ્રસરી સકળ જગતને સૌંદર્યમય બનાવી રહી હતી. શિતળ સમિર મંદ મંદ વાઈ રહ્યો હતો, પાસે આવેલાં પુષ્પ ઉદ્યાનમાંથી સુગંધી પ્રસરી દિમાગને તર કરી રહી હતી. આ મધુરા વાતાવરણથી દરિયાના મોજાં મસ્તીમા આવી એક બીજા સાથે બાથ ભીડી રહ્યાં હતાં. આ અથડામણ એક પ્રકારના મધુર સગીતમય સાદ ઉત્પન્ન કરી રહી હતી.

o o o

તે પ્રેમી યુગલ પ્રેમની મધુર ગોષ્ઠિમાં તલ્લીન થઈ ગયું હતું

ઘણો સમય થયો. તેઓ ત્યાં આમ બેઠાં હતાં.

"પ્રિય, જુઓને આજે જગત કેટલું સૌંદર્યમય બન્યું છે, ચંદ્ર કેવો ખુબસુરત લાગે છે!" પ્રિયાએ પ્રેમીને કહ્યું.

"હા...હા...પણ તું કયા ચંદ્રની વાત કરે છે? કારણ કે અહી તો બે ચંદ્ર છે." પ્રેમીએ હસીને કહ્યું.

"બે ચંદ્ર? કયા બે ચંદ્ર! એકજ ચંદ્ર તો છે!" વિસ્મય પામી પ્રિયા બોલી.

"એક તો "પેલો ચંદ્ર" આકાશ પ્રત્યે હાથ બનાવી પ્રેમીએ કહ્યું. "અને બીજો આ" કહી પ્રેમીએ પ્રિયાનાં મુખ તરફ ઇશારો કર્યો અને પ્રેમથી તેના મુખને પોતાના તરફ ખેંચી તેના સુંદર હોઠો પર એક ચુંબન લઈ લીધું. "જાઓ" કહી પ્રિયાએ પોતાનું મુખ અમસ્તુ ખેંચી લીધું. અને હસી. એના હાસ્યે વાતાવરણમાં હાસ્ય પુરી દીધું.

બન્નેમાં પ્રેમ ગોષ્ઠિ ચાલુ રહી.

ઘણો સમય વીતી ગયો. પ્રેમીઓ સાથે હોય તો સમય કેટલો જલદી વીતી જાય છે.

મંદ મંદ સમિર વાઇ રહ્યો. એકાએક તે જરા જોરથી વાયો, પ્રિયાના ઝુલ્ફો તેના મુખ પર ફરી વળ્યાં.

પ્રેમીને લાગ્યું કે ચંદ્ર ગ્રહણમાં તો નથી છુપાઇ જતો! પ્રિયાએ પોતાની નાજુક આંગુલીઓથી એ ઝુલ્ફોને ખસેડી.

વાદળામાં ઘેરાયલો ચંદ્ર એકાએક બહાર આવી ગયો હોય અને તેને નિહાળતો હોય એવો પ્રેમીને અનુભવ થયો.

પ્રેમી પ્રિયાના મુખદર્શનનો લ્હાવો લૂટતો રહ્યો. એને જગતનું સુખ પ્રિયાનું મુખ જોવામાં લાગ્યું. જગતના સૌંદર્યનું કેન્દ્રસ્થાન પ્રિયાનું મુખ ભાસ્યું. એના ગાલોમાં એને ગુલાબના ફુલોનો ભાસ થયો, એના હોઠોમાં લીલમનો ચળકાટ. એને દેખાયો. પ્રિયાના મુખને એ ટગર ટગર જોતો રહ્યો, કંઇ અણમોલી નહિ મળી શકે એવી વસ્તુ એને પ્રાપ્ત થઇ હોય એવી સંતોષની લાગણી એના ચહેરા પર દેખાવા લાગી.

"પ્રિયા" એણે એને સંબોધી.

"પ્રિયે" પ્રિયાએ જવાબ દીધો.

"તુ મ્હને કેટલી સુંદર દેખાય છે એ તને હું કેમ બતાવું!"

"પાછી એની એ વાત ?" પ્રિયાએ મસ્તી ભરી અદાથી હસીને કહ્યું.

એ હાસ્યમાં જાદુ હતું. લોહચુંબકનું આકર્ષણ હતું. પ્રેમીએ પ્રિયાને પોતા તરફ ખેંચી. તેના હોઠ, ગાલો, આંખ્યો અને કપાળ ચુમી લીધાં. બન્નેનાં હૃદયમાં અવર્ણિય આનંદ ઉછાળા મારી રહ્યો. બન્ને બેશુદ્ધ સ્થિતિમાં હોય એવું લાગ્યું

તેઓને ભાન કયાંથી હોય ? ઇશ્કના રાજ્યમાં ભાન અને હોશને ઘણું ઓછું સ્થાન હોય છે.

તેઓ તેમની આસપાસના વાતાવરણથી સાવ ભાન ભૂલા થઇ ગયાં.

તેઓની રગોમાં મસ્તીખોર લોહી દોડી રહ્યું.

સમય વીતવા લાગ્યો.

પણ એની તેમને શી પરવા હતી.

o o o

"પ્રિય" પ્રિયાએ પ્રેમીને સંબોધ્યો.

"પ્રિયે" પ્રેમી બોલ્યો.

"શું તમે મ્હને ખચિત ચાહો છો ?"

"કોઈ દીવસ નહિ અને આજે આ પ્રશ્ન કેમ ?" પ્રેમી વિચારમાં પડ્યો.

"તને ચાહું છું" આશ્ચર્ય પામતા પ્રેમીએ પુછ્યું "તને ચાહું છું ? એ શું પુછે છે ? અરે મારી રગેરગમાં ગુંજ તું છે. તને ચાહું છું એ ગુંજ નહિ પણ તને કેવળ તનેજ ચાહું છું."

"જુટલું !" પ્રિયા આજે કંઇ મસ્તીએ ચઢી હોય એવું લાગતું હતું.

"જેટલું !" પ્રેમી પાછો આશ્ચર્ય પામતાં બોલ્યો.

"હા."

"કેટલું તે કેમ બતલું ? જેનું માપ એ ન થઇ શકે. જે તોલીયે ન શકાય અને ગણીયે ન શકાય. તે કેમ બનાવું ?

પ્રિયાના હોઠ પર મધુર સ્મિત રમી રહ્યું. નયનોમાં ચમકાર ચમકી રહ્યો.

પ્રેમી પળવાર તેના મુખ સામે જોઈ રહ્યો.

બંન્નેના હોઠો મળી રહ્યા.

પ્રિયા પ્રેમીના ખોળામાં ઢળી પડી.

પ્રેમીને લાગ્યું કે આકાશમાંથી ચંદ્ર તૂટી તેના ખોળામાં આવી પડ્યો છે.

પ્રિયાએ પ્રેમીના મસ્તકને પોતાના તરફ ખેંચી તેના હોઠોને પોતાના હોઠો ઉપર જોરથી દાબી દીધાં.

પ્રેમીને લાગ્યું કે તે સ્વર્ગમાં વિહરતો હતો.

"મારી પાસે શબ્દો નથી કે જે વડે હું મ્હારો પ્રેમ તને પ્રદર્શિત કરી શકું." પ્રેમી બોલ્યો.

"હાં" "એમ" કહેતી પ્રિયા ઉઠી અને પોતાના અસ્તવ્યસ્ત થઇ ગયલા વસ્ત્રોને ઠીક કરવા લાગી.

"હા," કહી પ્રેમીએ તેના મુખ પર આંખ માંડી.

"પણ..."

"પણ...પણ...શું ?" અધીરો બની પ્રેમી બોલી ઉઠ્યો.

"પણ એની સાબિતી શું ?"

"શાની સાબિતી ? કેવી સાબિતી ?" વિસ્મય પામતો પ્રેમી પુછવા લાગ્યો.

"તમો મ્હને ચાહો છો તેની" પ્રિયાની વાણીમાં દૃઢતા હતી.

"હું ચાહું તેની !" કોઇ દીવસ નહિ અને આજે પ્રિયા આવું આવું કેમ પુછે છે તેનો વિચાર કરતો, વધુ અને વધુ વિસ્મય પામતાં પ્રેમીએ પ્રશ્ન કર્યો.

"હા" ભારપૂર્વક પ્રિયા બોલી.

"એની સાબિતી એજ કે હું કહું છું."

"બસ ?"

"હા"

"ના, મ્હારે વધુ જોઇએ."

"વધુ ?" આશ્ચર્યમાં ગરકાવ થતાં પ્રેમી બોલ્યો.

"હા," મક્કમતા ભર્યો ઉત્તર મળ્યો.



આફસાર ઝાર રાંદેરી

**ઝાર પીલ્સ:**—આ ગોળીઓ ઘણાં લાંબા અનુભવ પછી જાહેરમાં મુકી છે. કોઈ પણ કારણે ગુમાવેલી શારીરિક, માનસિક, દરેક શક્તિઓને પાછી મેળવવામાં તેમાં ખાસ કરી-મરદાઈ માટે એને છેવટનો ઉપાય કહીયે તો લગારે અતિશ્યોક્તિ નથી. અતિ સ્ત્રી સમાગમ, કુટેવ, કે ગમે એ કારણે ગુમાવેલુ પુરૂષત્વ (મર્દાઇ) પાછું મેળવવામાં અમારા લાંબા અનુભવમાં આજ સુધી એનાથી અકસીર ઉપાય એકે આવ્યો નથી. બેજ દિવસમાં જિર્યાન, પાચનશક્તિ, રૂકાવટમાં પણ પોતાનો ગુણ બતાવવો શરૂ કરે છે, અને શરીરમાંથી સુસ્તી, ઢીલાપણું, કમર, માથા, સાંધા, અને રગોના દુખાવાઓને દૂર કરે છે. એમાં, કસ્તુરી, અંબર અને સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ હોવા છતાં માત્ર પબ્લિકના લાભાર્થે, ૩૨ ગોળીઓની કીમત રૂ. ૧–૦–૦ પોસ્ટ ખર્ચ જુદો.

**ઝાર તિલા:**—આ તિલામા સર્વથી વધુ ખૂબી તો એ છે કે એના ઉપયોગથી કોઈપણ રીતની જલન કે ફોલ્લીઓ થતી નથી. તેમ એને લગાડી પાન કે પાટો બાંધવાનીયે અગત્ય નથી. મસળતાંજ ચામડીમાં ધુસી જાય છે. રગોની નબળાઈને દૂર કરવામાં આ તિલો ખરેખર ચમત્કારી છે, હજારો રૂપીઆ ખર્ચે જે લાભ ન મળે તે લાભ માત્ર અઢી રૂપીઆમાં મેળવી શકાય છે. કીમત રૂા. ૨–૮–૦ (અઢી) પોસ્ટ ખર્ચ જુદો.

**આનંદ રસ:**—આ વિચિત્ર તિલો મર્દાઈ અને ઇમ્સાક (વીર્ય સ્તંભન) માટે ખાસ છે. ગરીબોને ખાસ લક્ષમાં રાખી આ ફકીરી તિલો જાહેરમાં મુક્યો છે. એના ઉપયોગથી ખાસ જગ્યામાં સખ્તી અને ઇમ્સાકમાં બેવડો વધારો થાય છે. કીમત ડબ્બીનો રૂા. ૧) પોસ્ટ ખર્ચ જુદો.

**મુકવ્વી વ મુમ્સિક:**—કસ્તુરી, અંબર, સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ વડે તૈયાર કરવામાં આવેલી આ દવા .... અને મર્દાઈ માટે અજોડ છે. જિર્યાન, (ધાતુસ્રાવ) ઇહતિલામ, (સ્વપ્નદોષ) તેમજ વીર્ય વિકારની દરેક ફર્યાદો આ દવા માત્ર બેજ દિવસમાં દૂર કરે છે. શોખીનો માટે આ દવા ખાસ છે. એક તોલો દવા બાર દિવસ ચાલે છે. કીમત તોલા એકનો રૂપીઓ એક, પોસ્ટ ખર્ચ જુદો.

**દવાએ સુઝાક:**—આ પીવાની દવા છે. ગમે એવા નવા કે જૂના પરમિયાને મટાડે છે. હજારો માણસો સારા થયા પછી આ દવા પબ્લીક સનમુખ ધરી છે. એક શીશી સાત દીવસ ચાલે છે. સાધારણ બીમાર માત્ર એકજ શીશીમાં સારો થઈ શકે છે. ગમે એવા જૂના પરમિયાને માટે માત્ર બે શીશી કાફી છે. ઇન્જકશનો વડે પોતાનું ભવિષ્ય પાયમાલ ન કરતાં એક વાર આ દવા લેવા અમારી ભલામણ છે. કીમત શીશીનો રૂપીઓ દોઢ, પોસ્ટ ખર્ચ જુદો. (ફક્ત ત્રણ દિવસમાં પરમિયાનો શર્તીયા ઇલાજ કરીશું)

હિન્દ બહારથી મંગાવનારાઓએ બ્રીટીશ પોસ્ટલ ઓર્ડર Manager, The Rander Unani Pharmacy ના નામે મોકલવો. ફાર્મસીમાં મળતી દરેક દવાઓનું સુચિપત્ર મુફત મોકલવામાં આવશે. લખો અથવા મળો : મેનેજર

## ધી રાંદેર યૂનાની ફાર્મસી

રાંદેર, Rander, Dist. Surat.

આફ્રીકાના એજન્ટ:—Union Printing Works 91, Victoria Street, Durban (Natal)

# અશ્રુ

-કિંત-

ઇશ્વર દ્રષ્ટિએ સ્વદેશ પ્રેમ.

લેખક:
અહમદ હાજી અબ્દુલ્લાહ પરેખ.

(૧)

એક સમયે સ્વર્ગમાં કોઇ ફરિસ્તાથી અચાનક કંઇક અપરાધ થઇ ગયો જેથી બારગાહે ખુદાવંદીમાંથી હુકમ થયો કે તેને સ્વર્ગમાંથી કાઢી મૂકી સૃષ્ટિ પર મોકલી આપો. અતિશય દુઃખ પામીને ફરિસ્તાએ ખુદા પાસે પોતાના અપરાધ બદલ ક્ષમા યાચી. આજ્ઞા થઇ કે "તમારે સૃષ્ટિ પર તો જવુંજ પડશે, હા એક રીતે તમોને પુનઃ સ્વર્ગમાં દાખલ કરી શકાય"

ફરિસ્તો સિજદામાં ઝુકી પડયો અને અત્યંત આજીજી સાથે બોલ્યો "ખુદાયા! તે કઇ રીત છે!"

ઉત્તર મળ્યો કે: 'વિશ્વમાંથી કોઇ એવો નાયાબ તોહફો લઇ આવો કે જે અમને પસંદ પડી જાય. તોહફો તદ્દન પવિત્ર હોવો જોઇએ અને તેમાં એવી શક્તિ હોવી જોઇએ કે અપરાધિઓ હૃદયને તડપાવી દે. તેમાં પ્રભુપનું જીવન અને સ્વર્ગનો આનંદ હોય.

ફરિસ્તો કંપવા લાગ્યો અને વિચાર કરવા લાગ્યો કે 'શું અપરાધોથી ભરપુર બ્રહ્માંડમાં કોઇ એવો તોહફો મળી શકશે?"

(૨)

અપરાધી ફરિસ્તો સૂર્યની ગરમીથી તપેલી ઉષ્ણ રેતી પર ખુલ્લા મસ્તકે બેઠો હતો હોઠોને બાળી દેનાર લૂના ઉષ્ણ સપાટા હતા. લીલોતરીનું ક્યાંય નામો નિશાન જણાતું ન્હોતું. ફરિસ્તાને સ્વપ્ને પણ એવો ખ્યાલ ન્હોતો કે દુન્યા આટલી ઉષ્ણ અને કષ્ટ પૂર્ણ હશે એ તો હમણાં સુધી સ્વર્ગનાંજ સ્વપ્નાં સેવી રહ્યો હતો. ઘણી વાર સુધી નીલા આસમાન તરફ અત્યંત નિરાશા જનક દ્રષ્ટિએ નિહાળી રહ્યો પછી તેને તરત સ્મરણ થયું કે "પોતાને દુન્યામાં શામાટે મોકલવામાં આવ્યો છે?" અને તેના હૃદયમાં વિચારો ઉદ્ભવ્યા. "એવો તોહફો ક્યાંથી મળી શકે! કે જેનો ખુદાના દરબારમાં સ્વિકાર થાય!" આમ વિચાર તો હતો અને પછી પોતાના દિલમાંજ કહેવા લાગ્યો "વિચારવાથી શું થનાર છે!" તે ત્યાંથી ઉઠયો ઘણેજ છેટે તેને કેટલાંક વૃક્ષોનાં ઝુંડ દ્રષ્ટિગોચર થયાં. ફરિસ્તાએ તે તરફ પ્રયાણ કર્યું. નિકટ જઇને તેણે કેટલાંક માટીનાં કાચાં ઘરો જોયાં. પ્રથમ તો તેની સમજમાં ન આવ્યું કે આ શી બલા છે? કારણ કે તે પહેલાં તેણે આવાં ઘરો ક્યાંય પણ જોયાં ન્હોતાં. છેવટે તે મકાનની છેક નિકટ ગયો તો તેની સમજમાં આવી ગયું કે "માટીના તે કઢંગા ઢગલાઓ દુન્યામાં હસ્તી ધરાવતાં આશ્રય હીણ મનુષ્યોનાં રહેવા માટેનાં મકાનો છે. ફરિસ્તાએ કંઇ પણ વિચાર ન કરતાં સીધો એક મકાનમાં દાખલ થઇ ગયો.

તે ઘરમાં એક બિછાના પર અતિશય મેલાં વસ્ત્રો પહેરીને એક ૭ વર્ષનો બાળક સુતેલો હતો. તેની પાસેજ બે બીજા બિછાનાં હતાં એક પર એક વૃદ્ધ સ્ત્રી અને બીજા પર એક વૃદ્ધ પુરૂષ સુતેલાં હતાં બાળક અત્યંત કરૂણ સ્વરે રડી રહ્યો હતો સ્ત્રી અને પુરૂષ ઉભય નિરાશાથી તે બચ્ચા પ્રત્યે નિહાળી રહ્યાં હતાં. એ ત્રણે બીમાર હતાં. તેઓમાં ઉઠવા જેટલી શકિત ન્હોતી ઘણુંજ કરૂણામય દ્રષ્ય હતું. ફરિસ્તાનું હૃદય તેઓને જોતાં કંપી ઉઠયું. તેઓની આ સ્થિતિ પર ફરિસ્તાને ઘણીજ દયા આવી 'આહ! શું દુન્યાના મનુષ્યો આવાજ સંકટ અને દયાજનક જીવન વ્યતિત કરતાં હશે?" ફરિસ્તો આમ વિચાર કરી રહ્યો હતો

એટલામાં બાળક રડતા સ્વરે પોકારી ઉઠ્યો "પાણી ! પાણી" !!

બીમાર અને વૃદ્ધ સ્ત્રી પુરૂષ પણ કર્કશ સ્વરે બોલી ઉઠ્યાં "પાણી ! પાણી !!"

હવે ફિરિસ્તાને સર્વ વૃત્તાંતની જાણ થઈ ગઈ. સ્વર્ગમાં તેણે દુન્યાના માણસોની કંઇક ગમનાક વાતો સાંભળેલી પરંતુ તેને એવાં કષ્ટોનો અનુભવ તો નજ હતો આ વર્ષે દુષ્કાળ પડ્યો હતો. અન્ન અને જળ વિના મનુષ્યો ત્રાહ ત્રાહ પોકારતાં. વૃદ્ધ સ્ત્રી પુરૂષ અને તે બાળક ત્રણે દુષ્કાળનો ભોગ બન્યાં હતાં ત્રણે તૃષાની વેદનાથી તળપી રહ્યાં હતાં. તે સ્ત્રી પુરૂષને પોતાની તો કંઈ પરવાહ ન હતી પણ બાળકની તેઓને ઘણીજ લાગણી હતી; છતાં તેઓ નિરૂપાય હતાં. બચ્ચાની કંઇએ સહાય કરવાને તેઓ અશક્ત હતાં. ફિરિસ્તો હૃદયને પકડીને તે દૃશ્ય નિહાળી રહ્યો હતો. તે પણ તેઓની સહાય કરવા અસમર્થ હતો કારણ કે તેને એ વિષે મનાઈ કરવામાં આવી હતી

થોડીક વાર પછી તે બાળક પુનઃ પોકારી ઉઠ્યો. "પાણી !" "પાણી" !! આ સમયે તેનો સ્વર ઘણોજ મંદ હતો. બચ્ચાના નિર્દોષ નેત્રોને જાણે તેના પર દયા કેમ ન આવી હોય તેમ તે બન્ને નેત્રો આંસુઓથી ભરાઈ ગયાં. થોડીક વાર પછી બચ્ચાને હેડકી આવી અને તેનો નિર્દોષ આત્મા દેહ છોડી ચાલી ગયો. મા બાપ પોતાના હૃદયના કટકાને આશા પૂર્ણ નેત્રે નિહાળી રહ્યાં.

ફિરિસ્તાની મુખાકૃતિ હર્ષના દીવે ખીલી ઉઠી તેણે સત્વર તે બાળકના અંતકાળનાં આંસુને એકત્ર કર્યાં અને સ્વર્ગ ભણી ... તેણે પોતાની ભેટ રજુ કરી. તો પ્રતિઉત્તર મળ્યો કે: "આ ... નોકરી નથી. અહિંથી ... [illegible]

ફિરિસ્તો આથી ઘણોજ દુઃખી થયો અને પુનઃ દુન્યા ભણી ચલ્યો.

(૩)

એક અગાસી પર બે પ્રણયના દીવાનાઓ કંઇક વાતો કરી રહ્યાં હતાં. ફિરિસ્તો અહિંઆં આવીને વાતો સાંભળવા લાગ્યો મોહબ્બતની તે દીવાની ઔરતે મંદ સ્વરે કહ્યું:—"માતૃભૂમિ શત્રુઓથી ઘેરાયલી છે ?"

"એ તો હું પણ જાણું છું", કહીને તેનો પ્રેમી પોતાની પ્રિયતમા પ્રત્યે જોઈ રહ્યો:—

ઔરત કંઈક કહેવા જતી હતી; પરંતુ લજ્જા અને શરમથી તે અટકી જતી હતી, અને ઘણીજ મુશ્કેલીથી તે પોતાના હૃદયને સંભાળીને કહેવા લાગી. "આહ ! હજુ તો આપણને મળ્યાને માત્ર બેજ દિવસ થયા છે એટલામાં વિયોગની પળો નજીક આવી પહોંચી ! ખુદા તે જુલમીઓને ગારત કરો જેઓએ સ્મર્નાને તબાહ અને બરબાદ કરી નાખ્યું–તુર્કી તલવાર એનો બદલો લેશે, અને જરૂર લેશે ! પ્યારા ! હું પણ તમારી સાથે રણમેદાનમાં આવીશ"

નવજવાન તુર્ક કંઈ ડરપોક ન્હોતો. તેણે પોતાની પ્રિયતમાને કહ્યું. "મ્હારી જાન ! હજુ એ સમય નથી આવ્યો–જ્યાં સુધી અમો પુરૂષો જીવંત છીએ ત્યાં સુધી સ્ત્રીઓને રણસંગ્રામમાં જવાની જરૂર નથી !"

ઉભય આખી રાત્રી વાર્તાલાપ કરતાં રહ્યાં. અને પ્રભાત થયું અને તુર્કી નવયુવનનો વિયોગ સમય આવી પહોંચ્યો. તેણે પોતાની પ્રિયા પર છેવટની એક દૃષ્ટિ નાખી અને ઘોડા પર બેસી રણસંગ્રામે જવા નીકળ્યો. જ્યાં સુધી તે ગલીમાં દેખાતો રહ્યો ત્યાં સુધી તે મહેબૂબા પ્યાર ભરી નજરોથી તેને જોઈ રહી જ્યારે તેને દૂર જતા લાગ્યો ત્યારે છત પર ચઢીને રૂમાલ વડે પોતાના પ્રેમીને વિદાય આપતી રહી જ્યારે સવાર તેની દૃષ્ટિ

મર્યાદાથી અસ્પષ્ટ થઇ ગયો તો તેણીના હૃદય-માંથી એક 'આહ.!' નીકળી ગઇ અને તે સાથેજ તેની મ્હોટી મ્હોટી આંખોમાંથી બે અશ્રુ બીન્દુઓ નીકળીને તેણીના ગુલાબી ગાલો પરથી ઢળતાં ઢળતાં નીચે પડયાં. ફરિસ્તો એ દૃષ્ય ક્યારનુંય નિહાળી રહ્યો હતો. તેણે જલ્દીથી તે અશ્રુઓને કે જે પ્રણયના સ્મરણ રૂપ હતાં, ચોરી લીધાં અને ઉડતો ઉડતો જન્નત ભણી રવાના થયો. જ્યારે ફરિસ્તાનો એ તોહફો બારગાહે ઇલાહીમાં રજુ કરવામાં આવ્યો તો ઉતર મળ્યો. "નિશ્ચ:સય આ તોહફો ઘણોજ શ્રેષ્ટ તોહફો છે છતાં એ દુન્યાનો નાયાબ તોહફો તો નથીજ."

ફરિશ્તાનું હૃદય તુટી ગયું. તેને દુન્યાની હાલત પર વિચારો આવવા લાગ્યા અને પુન: દુન્યા ભણી રવાના થયો.

(૪)

એક અતિ વિશાળ અને લીલા ઉપવનમાં એક વૃક્ષનીડાળે એક સુવર્ણનું પાંજરૂં લટકી રહ્યું હતું. ચારે બાજુ આકર્ષક પુષ્પોનાં વૃક્ષો હતાં. ઠંડા સમીરના સુસવાટા ચાલી રહ્યા હતા. પીંજરામાં પીસ્તાપીસ્તા અંગુર અને બીજા અનેક જાતના મેવાઓ પડયા હતા. તે પીંજરામાં એક કાબુલી પોપટ પુરેલો હતો. મહારાજાએ પોતાની બેટી એક કુમારી માટે ખાસ કાબુલથી તે પોપટ મંગાવેલ હતો. રાજકુમારીને તે પોપટ પર ઘણુંજ હેત હતું છતાં તે પોપટ ક્યારેય આનંદીત ન્હોતો દેખાતો. પોપટને રાજકુમારીએ શીખવાડેલ વાતો કર્યા કરતો હતો. પરંતુ તેનું હૃદય દરેક પળે ઉદાસ રહેતું. રાજકુમારીને પણ એનું સંપુર્ણ જ્ઞાન હતું કે પોપટ પોતાના વતનની ચીજ ત્રાડીઓ કરતાં આ ઉદ્યાનને કદાપિ શ્રેષ્ટ નથી સમજતો.

સાંજનો સમય હતો. કાબુલી પોપટ પોતાના પાંજરામાં માથું ઝુકાવીને બેઠો હતો. તેને ઉદાસ જોઇને ફરિસ્તાનું હૃદય દિલગીર થયું. પોપટના હૃદયમાં શું ઉથલ પાથલ થાય છે એ ફરિસ્તો જાણતોજ હતો. બરાબર તે સમયે પશ્ચિમ તરફથી એક પોપટ ઉડતો ઉડતો આવ્યો અને પંજરાની પાસેનાંજ એક વૃક્ષ પર બેઠો, બેસતાંની સાથેજ પોપટ પોકારી ઉઠયો. "ટૅ"! "ટૅ"!!

પાંજરામાં પુરાયલો કાબુલી પોપટ ચમકયો. સામેના વૃક્ષપર પોતાના હમવતન એક પોપટને જોતાં તે પણ બોલી ઉઠયો "ટૅ! ટૅ!!"

એ સાથેજ તેની આંખોમાંથી બે બીન્દુ અશ્રુઓનાં ટપકી પડયાં. ફરિસ્તાએ જલ્દીથી તે અશ્રુથી ભીંજાવેલી માટીને ઉપાડી લીધી અને જન્નત ભણી રવાના થયો.

જ્યારે બારગાહે ઇલાહીમાં તે અશ્રુથી ભીંજાયલી માટી રજુ કરવામાં આવી તો તેનો સ્વિકાર થઇ ગયો કારણ કે દુન્યાનો તે સર્વથી શ્રેષ્ઠ નાયાબ તોહફો હતો. ફરિસ્તાને અપરાધની ક્ષમા આપવામાં આવી અને પુનઃ તેને એક વાર જન્નતમાં દાખલ કરી લેવામાં આવ્યો.

---

# પુત્ર

લેખક:
આઆઆદ.

અરફન્દયારખાં તે વીર રત્નોમાંથી હતો, જે મોગલ સલ્તનતના ટુકડે ટુકડા થઈ જવા છતાં એ બેવફા નીવડયો ન્હોતો અને દરેક જીવલેણ કાર્યોમાં આગળ પડતો ભાગ ભજવતો હતો.

આ સમયે તે એક ન્હાનકડી કોટડીમાં વિચાર પરંપરામાં લીન હતો અને દ્વાર પર એક વૃદ્ધ પહેરેગીર ઉભો હતો. અરફન્દયાર પાસે એક રજપુત રમણી લીલાવતી બેઠી હતી એજ એની પીડ'બણાઓનું મુખ્ય કારણ હતું.

અરફન્દયારે રાજા સૂર્યમલની આજ્ઞાનુસાર ત્હેને નવાબ ફખરૂદદૌલાના મહેલથી ઉપાડી લાવવાનું સાહસિક કામ કર્યું હતું અને એની સાફ-લીકતા પૂર્ણ થતાં પહેલાજ ફખરૂદદૌલાના માણસોએ એને લીલાવતી સહિત પકડી કેદ કર્યો હતો અને ત્હેને લાલસામાં લીન કરવા પ્રયત્નો આદર્યા પરંતુ તે પાક મુસ્લીમ યોદ્ધો પોતાની વફાદારીથી જરાએ ન ડગતા એક ક્ષણ પણ તે બેખબર રહેતો ન્હોતો.

"તમને અહીં કંટાળો તો આવતો હશે?" અરફન્દયારે વૃદ્ધ પહેરેગીરને પ્રશ્ન કર્યો.

"તમારા જેવા બેદી માણસોથી ઓછો મેળાપ થાય છે. (નિશ્વાસ નાખતાં) જ્યારથી મ્હારા બે પુત્રો ખોવાઈ ગયા છે હું એકલોજ કંટાળા ભરી જીન્દગી ગુજારૂં છું. મેં તે બદનસીબોને મ્હારા ભાઈ પાસે મોકલાવ્યા હતા કે સૂર્યમલના માણસોએ ત્હેના ઘરને લુંટી બરબાદ કરી નાખ્યું. મ્હારા બે પુત્રો ત્યારથીજ ગુમ થયા છે. ન્હાનાને તે વખત રાજા સૂર્યમલના કોઈક સીપાહીના હાથમાં જોવામાં આવ્યો હતો. હા! જો આજે તે જીવતા હોત તો કુદરતજ ઓળખી લેત કેમકે ત્હેની ડાબી બાજુ પર એક મ્હોટો 'લાખ' પણ છે."

"અરફન્દયાર, હેં! શું...શું તમે મ્હારા પુત્ર?" વૃદ્ધ પહેરેગીરના શુષ્ક સાદમાં આશ્ચર્ય-સભરતા સ્હાથે શુદ્ધ થઈ રહ્યું હતું.

અરફન્દયારે વૃદ્ધના હાથમાંથી પોતાનો હાથ છીનવી લીધો.

"હા! હા! તમેજ છો." વૃદ્ધ પહેરેગીરની આંખોથી આનંદ પ્રતિત થઈ રહ્યો હતો. થોડીક પળો કોટડીમાં મૌનતા છવાઈ ગઈ અને દૂરથી ફખરૂદદૌલાના સીપાહીઓનો અવાજ સંભળાયો. અરફન્દયારે ભયભીત થઈ કહ્યું.

"નહીં...નહીં...હું તમારો પુત્ર નથી".

ત્હેની આંખો ચારે તરફ ફરવા લાગી.

"તમેજ છો. હું ઓળખી ગયો છું. તમારો હાથ લાવો હું જોઈને કહીશ".

"નહીં... નહીં...ન જુઓ" સાંભળી વૃદ્ધ થંભી ગયો.

"વિચારો. જો કે હું તમારો પુત્ર છું, તો શું હું એ ઇચ્છીશ કે તમે પુત્ર પ્રેમમાં લીન થઈ તમારી ફર્જનું ઉલ્લંઘન કરી નિમકહરામી બનો કે પુત્રને કેદી તરીકે રાખો."

વૃદ્ધે લાંબો નિશ્વાસ નાંખતા કહ્યું... "ખરું! પરંતુ હું મ્હારા પુત્રનો શત્રુ નહીં બનીશ. થોભો હું જોઈ લઉં તમારા ન્હાસવા મ્હાટે માર્ગ સાફ છે કે નહીં."

"નહીં, આ તમે સારું નથી કરતા."

વૃદ્ધની આંખો હર્ષાશ્રુથી ભીની થઈ હતી "છેવટે હું મ્હારા પુત્રની તો સ્હાય કરૂં." કહી તે ચાલ્યો ગયો.

રાજકુમારી લીલાવતી આશ્ચર્ય ચકિત થઈ રહી હતી. "મ્હને તમારા હાથ બતાવો?"

અરફન્દયારે હસતાં હસતાં બાંય સરકી બાજુપર કોઈ 'દાઘ'. ન્હોતો. "મ્હારા વદન પર બસ એક ચિન્હ છે. અને તે એક કાળો મ્હોટો તિલ છે, જે બરાબર મ્હારા હૃદય ઉપર છે."

સૌદામિનીએ ધીક્કાર પૂર્ણ શબ્દે કહ્યું:—
"તમે બહુજ બદમાશ છો. એક પિતાનાં પિતૃ પ્રેમનો લાભ લઇ રહ્યા છો."

"આહ! એતો એમજ થાય."

એટલામાં-વૃદ્ધ કોટડીમાં પ્રવેશ્યો, સઘળું તૈયાર છે પુત્ર! જાઓ વિજય...જુઓ જલ્દીથી મ્હારી પાસે પાછા ફરજો. (એકા એક વિચાર આવતાં) જો તમને તમારા ભાઇની ખબર હોય..."

અરુણ ત્યારે કહ્યું 'ના!'

'પરંતુ તમે તેને સારી રીતે ઓળખતા હોય અને તમને ખબર ન હોય કે એ તમારો ભાઇ છે. તેનું ચિન્હ એક કાળો મ્હોટો 'તલ' છે, બરાબર હૃદય ઉપર સહમજ્યા..."

આહ! !

આખરે!!

પુત્ર!!!

(પૂર્ણ).

# આપૂર્ણતા

લેખક : માંડવીઆ.

નાથ !

કેવો સોહામણો સમય છે ! મ્હારે તો ગાવાનું મન થાય છે. હું ગાઇશ, અને ખૂબ ખૂબ ગાઇશ. ગાઇશ. વ્યાકુળતાના ઉન્માદમાં પત્થરને પણ મીણુ બનાવનારૂં વિરહ-ગીત ગાઇશ.

કાળજાને થામી લો ! આલાપના આકસ્મિક આઘાતથી તમારા કોમળ કાળજાને ક્યાંક ધક્કો ન પહોંચે.

હા, તો સાંભળો: પરંતુ મ્હારી વીણા...?...

અરે ! એના તો સઘળાય તાર તૂટી ગયા છે ! વીણા વગરનું ગાવું શું ? ના, હું નહિં ગાઉં. શા સારૂં વ્યર્થજ કર્ણકટુ બસૂરો રાગ આલાપી તમને વ્યથિત કરૂં ?

ભેટ ચ્હડાવવા સારૂં ખીલેલા પુષ્પો લાવ્યો છું. લ્યો, સ્વિકાર કરો અકિંચનની આ શુદ્ર ભેટનો !

પરંતુ, ઓહ ! આ શું થયું ! કુમળાં મ્હને શાં કનડે ? હવે એમાં ન તો પરિમલ છે, ન પરાગ. આ કરમાયેલા કુસુમોને કેવી રિતે ચ્હડાવું ? ના, હું નહિં ચ્હડાવું. શા સારૂ વ્યર્થજ તમારા માથે નકામો ભાર લાદું !

હૃદયમાં ભાવોનું તુફાન આવ્યું છે. આજે ધરાઇ ધરાઇને, હાર્દિક ભાવો, તમારી સમક્ષ પ્રગટ કરીશ. એનાથી મ્હને આત્મિક શાંતિ મળશે

પણ, ના એ મ્હારાથી નહિં બને. એકત્રિત કરીને, ત્હેને સારી રિત્યે પ્રગટ કરવાનું સામર્થ્ય મ્હારી ભદ્દી ભાષામાં ક્યાં ? પછી શું કરૂં ?

નાથ ! શું મ્હારા ભાગ્યમાં રૂદનજ લખાયલું છે ? ભલે રહ્યું. એજ ભલે રહ્યું. રડીશ, અને આંસુઓથી મ્હારા સંતપ્ત હૃદયને શાંત કરીશ.

પણ...હાયરે મ્હારી કિસ્મત ! આંખોમાં આંસુયે ક્યાં છે !*

—'માંડવીઆ'

* સચિત.

# નિરોગી રહેવા માટે કસરત કરો.

લેખકઃ ભૂપતરાય મોહનલાલ દવે, વ્યાયામ વિશારદ.

શરીર નિરોગી તેમજ તાજગી ભરેલું પ્રથમ સાચવવા માટે કિશોરો, યુવાનો, આધેડ વયના તેમજ વૃદ્ધો માટે સૌથી સારો ઉપાય એકજ છે, અને તે નિયમિત કસરત. ઉતરતી અવસ્થા ભોગવતા વૃદ્ધો માટે કસરત એક સંજીવની છે. દરરોજ થોડી કસરત કરવાનો મહાવરો રાખે તો યુવાન જેટલી સ્ફૂર્તિ અનુભવે છે.

ગમે તેવો બીમાર માણસ શાસ્ત્રીય પદ્ધતિ સરની કસરતોનું નિયમિત સેવન કરે તો થોડા દિવસમાં પૂરતા પ્રમાણમાં "જીવન શક્તિ" (Vital Power) મેળવી શકે છે. સંગ્રહણી, પાંડુરોગ, તેમજ ક્ષયરોગ જેવાં ભયંકર દર્દો નાશ પામે છે, તેમજ યનગન તો ઉત્સાહ તેનામાં તરવરે છે.

\+ \+ \+ \+

શક્તિ હોય તેનાથી અર્ધી કસરત કરવી. શક્તિ ઉપરાંતની કસરતો શરીર માંહેની નસોને તેમજ સ્નાયુઓને થકવી નાખી કમજોર બનાવે છે. નિર્બળ બનાવે છે. જ્ઞાન તંતુઓને મંદ કરે છે. જડ બનાવે છે. મોઢા પરનું સૌંદર્ય હરી લે છે. આંખો ઉંડી ઉતરે છે. ગાલ બેસી જાય છે. આંખોનું તેજ ઓછું થઇને ઝાંખપ અનુભવે છે. શરીરમાં બેચેની દેખાય છે. નસોમાં ધીમું ધીમું દર્દ શરૂ થાય છે. લાંબા વખત સુધી શક્તિ ઉપરાંત કસરત કરવાથી રોગ લાગુ પડે છે. આટલું જાણ્યા પછી દરેક કસરત કરનારે બુદ્ધિપૂર્વક વિચાર કરીનેજ કસરતનું સેવન કરવું. થાક લાગે કે તરતજ કસરત બંધ કરવી.

\+ \+ \+ \+

કેટલાક માણસો એમ પણ સમજે છે કે કસરત એટલે દંડ-બેઠક, પણ ખરી રીતે એ [illegible] અનેક પ્રકારની છે. જેમાં દંડ-બેઠકની ગણત્રી છે. સાધારણ નિયમ છે કે જેવો માણસ તેવી તેની કસરત. કમતાકાત અને એકવડા બાંધાના માણસને તમે દંડ બેઠક કરવાનું કહેશો તો તે કદી કસરત કરવા તૈયાર નહિ થાય. પણ તેને બદલે તેના શરીરને માફક આવે તેવી યોગિક આસનોની કસરતો કરવાનું કહેશો તો તરત રાજી થઇને એ કસરતો કરવા તૈયાર થશે. કારણ કે દંડ બેઠક કાઢવાની તેના બાવડામાં તાકાત નથી. જ્યારે યોગિક વ્યાયામમાં ગમે તેવો નિર્બળ માણસ પણ સહેલાઇથી ભાગ લઇ શકે છે. તેમાં તો ફક્ત શરીરને શાસ્ત્રીય પદ્ધતિ મુજબ આડું અવળું નમાવવાનું હોય છે. આ કસરતમાં જરા પણ બળનો ઉપયોગ કરવાનો નથી હોતો. આથી કસરતની શરૂઆત કરનારે શરૂઆતમાં યોગના આસનોની કસરત કરવી જોઇએ. જેથી શરીર, નાડીઓ, તેમજ જઠર, કલેજું અને આંતરડાં સાફ થાય છે. યોગના આસનોની મહત્તા બહુજ સુંદર ગણાય છે. અનેક દર્દો મટાડવાની એ આસનોમાં તાકાત છે-ગુણ છે.

એકાદ મહિનો આસનોની કસરત કર્યા પછી હાથ-પગમાં તાકાત આવી હોય તો દંડ બેઠકની શરૂઆત કરવી. જેથી તમે શરીર બળવાન બનાવી શકશો. થોડું થોડું વધારવાનું ચાલું રાખવું. જેવી શ્વાસની ક્રિયા નિયમિત અને કુદરતીપણે ચાલશે.

\+ \+ \+ \+

દરેક માણસ ઉંડા-લાંબા શ્વાસ લેવાની ક્રિયા સમજપૂર્વક દરરોજ નિયમિત રીતે શરૂ કરે તો ફેફસાં મજબુત તેમજ વિશાળ બને છે. પાચન ક્રિયા પ્રદિપ્ત થાય છે. લોહી નસે નસમાં ધમધમાટ કરતું ફરવા માંડે છે. જઠરાગ્નિ પ્રાણવાયુ મળે છે. જેણે સવારની તાજી હવા પોતાના ફેફસાંઓમાં ભરી [illegible]



# ફતાવા

લખનાર-મયલાના અહમદ હાજી આરેફ અશરફ સાહેબ, રાંદેરી

સવાલ પૂછનારે ત્રણથી વધુ સવાલો એક સામટા પૂછવા નહિ. (તંત્રી)

**સવાલ**-આજકાલ ફોનોગ્રાફનાં વાજાં ઘણી જગ્યાએ વાગે છે. તેમાં કુર્આન મજીદની પ્લેટ પણ હોય છે. તેમજ ગાયનના શએર અશઆર પણ હોય છે તે વિષે શું હુકમ છે?

**જવાબ**-ફોનોગ્રાફ વાજેંત્રમાં દાખિલ છે. એનું સાંભળવું શરીઅતની રૂએ હરામ છે. કુર્આન મજીદની આયતો એમાં વગાડવી પણ જાએઝ નથી. કારણ કે એમાં કુર્આને પાકની ઘણી સખત બેઅદબી થાય છે.

**સવાલ**-એક ઓરતના પેટમાં બચ્ચું દેખાતું છે. અને તે ઓરતે સખત બીમાર છે. તો એવી હાલતમાં તે છોકરાને પડાવી નાખવું જાએઝ છે કે કેમ?

**જવાબ**-દુરસ્ત નથી. (દુરેં મુખતાર)

**સવાલ**-અનાજ કે આટામાં જે કીડા પેદા થાય છે, તેને ખાવું કેમ છે? તેમ શરબતમાં કીડી અથવા કીડા પડીને મરી જાય છે, તેનું પીવું કેમ છે?

**જવાબ**-તે કીડાઓને કાઢી નાખી ખાવું પીવું જોઇએ. (ઇમદાદુલ ફતાવા.)

**સવાલ**-ઇસ્લુલ અવ્વલીનમાં લખ્યું છે કે સોના ચાંદીનાં બટન પુરૂષોને જાએઝ છે. તે બિના સાચી છે કે કેમ?

**જવાબ**-ઘણાખરા આલિમોના નજીક સોના ચાંદીનાં બટન સાંકળી વગરનાં મરદો માટે જાએઝ છે. (કુતુબે ફિકહ.)

**સવાલ**-એક સંસ્થા કે જેનો હેતુ અત્રેથી (આફ્રીકાથી) લિલ્લાહ પૈસા ઉઘરાવી, તે રકમ હિંદુસ્તાનનો ખાસ અમુક શહેરમાંજ મોકલી, ત્યાંના રહેનાર ગરીબ લોકોને લિલ્લાહ મદદ કરવી એમ છે. અને તે પ્રમાણે સંસ્થા પાસે અમુક રકમ ઉઘરાવેલી હાલ મૌજુદ છે. હવે એ સંસ્થાના હેતુઓ અને કાયદા કાનુનો બિલકુલ નવા સુધારા વધારા સાથે હાલ ઘડવામાં આવ્યા છે. મજકુર સંસ્થાનો હેતુ હવે ઉપર જણાવ્યા પ્રમાણે (મજકુર હિંદુસ્તાનના શહેરમાંજ મદદ કરવી) એવો નથી. પણ સમગ્ર આફ્રીકાના (બનતા સુધી) કોમી ઉપયોગી કામો જેવાકે ઇલ્મ, કોમની તરક્કી, તેમજ મદદ કરવી એમ છે. હવે અદબ સાથે પૂછવાની રજા લઉં છું કે જે અમાનત રકમ ઉપર જણાવેલા જુના હેતુ માટે ઉઘરાવેલી છે, તેમે હાલે જે નવા સુધારા સાથે હેતુઓ ઘડવામાં આવ્યા છે, તે પ્રમાણે ઇન્ડીઆ મોકલી દેવાને તેનો અમલ કરશો?

**જવાબ**-અસલના સવાલમાં દર્શાવેલી શર્ત પ્રમાણે જે જગ્યાએ મોકલવા ખાસ ચંદો કરવામાં આવેલો. તેજ મુકામે તે નાણું ખર્ચ કરવું જરૂરી છે. પણ કોઇ સંજોગને લીધે ત્યાં મોકલવું ના બને તો કામમાં ખર્ચ કરી શકાય છે. મતલબ કે નાણું આપનારાં લોકોની રજા લેવી જરૂરી છે. અલ્લાહપાક વધુ જાણનાર છે. (ઇમદાદુલ ફતાવા.)

**સવાલ**-એક ઓરત પોતાના મહરમ સગા સાથે સફર કરે છે. પણ તે સગો શરીઅતનો પાબંદ અને નેક માણસ નથી. તો એવા શખ્સ સાથે સફર કરવી કેમ છે?

**જવાબ**-જેવી રીતે ગેર માણસ સાથે ઓરતને સફર કરવી જાએઝ નથી તેવીજ રીતે ફાસિક, ફાજીર મહરમની સાથે પણ તેણીને

સફર કરવી દુરસ્ત નથી. મહરમ નેક અને સારી ચાલ ચલગતનો હોવો જોઇએ. (બહર.)

સવાલ—ચાકણ, ચાંચડ, મચ્છરને મારવા કે નહિ?

જવાબ—એ જાનવરો માણસને ઇજા આપનાર છે. તેથી એને મારી નાખવા જાએઝ છે. (ઉમદતુલ ફતાવા)

સવાલ—ઘણા મુસ્લિમો ડાબે હાથે ચાહ, પાણી પીએ છે તે માટે કેમ?

જવાબ—જમણા હાથે ખાવું પીવું સુન્નત છે. ખાસ ઉઝર વિના ડાબા હાથે ખાવું પીવું જોઇએ નહિ. મુસલમાનોએ હંમેશ જમણા હાથે ખાવાપીવાની ટેવ પાડવી જોઇએ. (એહયા ઉલ ઓલુમ)

સવાલ—હિંદુ ડોકટરો કે વૈદોની દવામાં શું શું મેળવ્યું છે તે જાણ્યા વિના ખાવી કે નહિ? જો તે કહે કે હરામ ચીજ અથવા મુસ્લિમોને બાધ કર્તા કોઇ ચીજ નાખેલી નથી. તો તેના ભરોસાપર ખાવી કે નહિ?

જવાબ—જ્યારે આપણને પુરેપુરી ખાત્રી થઇ જાય કે દવામાં કોઇ હરામ વસ્તુ મેળવેલી નથી તો પછી તે દવા ખાવામાં કંઇ વાંધો નથી.

સવાલ—સલામ કરતી વેળા પહેલ, કોણ કરે? અને તેની હકીકત શું છે? તે લખશો.

જવાબ—જો કે ઇસ્લામે મરતબા સાચવવાની તાઅલીમ આપી છે. અને ફરમાવ્યું છે કે સવારી પર હોય તે ચાલતા માણસ પર સલામની પહેલ કરે. અને ચાલનારો બેઠેલને સલામ કરે. ન્હાનો માણસ મોટાને સલામ કરે. તે છતાં સલામમાં પહેલ કરવાનો ઘણો મોટો સવાબ છે. જે કોઇ પહેલાં સલામ કરશે, તેને ડબલ સવાબ મળશે.

પહેલાં સલામ કરનાર તકબ્બુરથી બરી થઇ જાય છે. (બૈહકી) આ હદીસથી સિદ્ધ થાય છે કે જે માણસ જાણી બુઝને પહેલાં સલામ કરવાથી મોઢું ફેરવે છે, તે મુતકબ્બિર (અભિમાની) ગણાય છે. અને હદીસ શરીફમાં તકબ્બુર કરનાર વિષે ઘણી સખત વઇદ આવી છે કારણ કે તકબ્બુર કબીરહ ગુનાહમાંથી છે. સલામ કરવું સુન્નત છે. પણ તેનો જવાબ આપવો વાજીબ છે. સહીહ બુખારીની હદીસ છે કે હઝરત સલ્લ૦ એ ફરમાવ્યું કે તમે વધુ પ્રમાણમાં સલામ કરો. ભલેને તમો સ્હામે વાળાને ઓળખતા હો, યા ન ઓળખતા હો.

સવાલ—એક આલિમ સાહેબ કહે છે, હદીસમાં આવ્યું છે કે "કુલ્લો દુખાનિન હરામુન" માટે બીડી પીવી પણ હરામ છે, તો એનો ખુલાસો શું છે?

જવાબ—બીડી પીવી હરામ નથી. મુબાહ છે પણ નમાઝ વેળા મોઢું સાફ કરવું જોઇએ. બેહતર તો એજ છે કે એની ટેવ પાડવી ન જોઇએ. (મજમઅતુલ ફતાવા)

સવાલ—વહુ ઉપર સાસુની તાબેદારી છે કે નહિ? અને છે તો કેટલા દરજ્જે?

જવાબ—જ્યાં સુધી સાસુ વહુને શરીઅત વિરૂદ્ધ હુકમ ન કરે, ત્યાં સુધી વહુને સાસુની તાબેદારી કરવી ઝુરૂરી છે. (ફિકહ હદીસ.)

સવાલ—નીચેની બાબતોમાં ઓલમાએ દીન શું ફરમાવે છે, ખ્રીસ્તી (ઇસાઇ) લોકોની સાથે મહબ્બતથી વર્તવું. તેમ તેઓની સાથે બેસીને કોઇ ખાવાની વસ્તુ ખાવી: તેમના પીવેલા ચાહના કપથી વગર ધોએ ચાહ પીવી, તેમની સાથે ઇસ્લામી હોટલમા જવું, ઇસ્લામી મઝહબ પ્રમાણે મુસલમાનો માટે કેવું છે? તેનો જવાબ આપવા મહેરબાની કરશો?

જવાબ—સખ્ત ઝુરરત વિના એ લોકો સાથે દોસ્તી કરવી નહિ. કદી સાથે મળી ખાવાનો ઇત્તેફાક થય તો એમા કોઇ પ્રકારનો, વાંધો નથી. પણ કોઇ કામ શરીઅત વિરૂદ્ધ ન થાય

સવાલ–જે લોકો બિદઅતોથી નફરત કરે છે. તેઓએ બિદઅતીયો સાથે ઉપર પ્રમાણેજ વર્તવું સારૂં છે કે બિદઅતીઓ સાથે સારો સંબંધ રાખવો.

જવાબ–બિદઅતીઓથી નફરત કરવી જોઇએ પરંતુ તેઓના અકીદાની ઇસલાહ કરવાની કોશીશ કરવી પણ જરૂરી છે.

સવાલ–દાઉદી કોમના વ્હોરાઓના મદ્રસામાં મુસલમાનોને નોકરી કરવી, તેમને અસ્સલામો અલયકુમ કહેવું. તેમના સલામનો જવાબ આપવો, તેમની સાથે ખાવા બેસવું કે નહી? શું તેમનાથી અલગ બેસીને ખાવું? તેમના ત્યાંનું ખાવું ઇસ્લામી મઝહબ પ્રમાણે મુસલમાનો માટે કેવું છે?

જવાબ–શરીઅત વિરૂધ્ધ કાંઇ કામ કરવું પડતું ન હોય, તો તેમને ત્યાં નોકરી કરવી સુન્નીને જાએઝ છે. અને જો તેમના ખાવામાં કાંઇ તરફનો શક, શુબ્હો ન હોય તેમજ તે મજલિસમાં શરીઅતના ખિલાફ કાંઇ ચીઝ ન હોય તો તેમનું ખાણું ખાવું, તેમની સાથે બેસીને ખાવું જાએઝ છે. અલ્લાહ વધુ જાણનાર છે.

સવાલ–પોતાની ઓરત સાથે કોઇ ભૂલમાં હેઝની હાલતમાં સોહબત થઇ જાય અને તેજ સ્થિતિમાં હમલ રહી જાય તો તે બચ્ચું હલાલનું ગણાશે કે કેમ?

જવાબ–હલાલનું ગણાશે. (કુનુબે ફિકહ).

સવાલ–મુસ્લિમ ઓરત અને ગેર મુસ્લિમ ઓરત સાથે ઝિના કરનારનો એક સરખો ગુનોહ છે કે ઓછો વત્તો?

જવાબ–ઝિના માટે કૂર્આન મજીદ અને હદીસ શરીફમાં ઘણી સખત વઇદ આવી છે. પણ મુસલમાન ઓરત સાથે વધુ બે ગયરતીનું કારણ છે.

"બેશરમ કુલટા! લોહીપ્યાસી પિશાચિણી! આજે તો તારું આવી બન્યું છે!"

સેરાપીઓને લાશ પર મંત્ર ભણેલું પવિત્ર પાણી છાંટ્યું અને પેટી પર 'ક્રોસ'નું નિશાન કર્યું.

પવિત્ર પાણીનો સ્પર્શ થતાંજ કરમાતાં કુસુમની પાંખડીઓ એક પછી એક ખરવા માંડે તેમ બિચારી કલેરીમોન્ડીના સુંદર શરીરના સ્નાયુ તૂટવા લાગ્યા અને અલ્પ સમયમાંજ આકૃતિ વિનાનો રાખનો ઢગલો, માંસનાં ચુંથાં લોચાં ને ખવાયલાં હાડકાં સિવાય બીજું કાંઈ બાકી રહ્યું નહિ.

મને તે બતાવીને સેરાપીઓને ટકોર કરતાં કહ્યું,—

"જો તારી માશૂક, મારા અમીરજાદા! હવે તારી માશૂક જોડે મોજ ઉડાવવા સંગીતગૃહો ને જુગારખાનામાં જવાની લાલચ તને થશે નહિ!"

મેં મારું માથું ઢાળી લીધું

મારામાં મોટું પરિવર્તન થઈ ગયું હતું. હું મારા પાદરીવાડમાં પાછો ફર્યો. કલેરીમોન્ડીનો પ્રેમી લોર્ડ રોમોલ્ડ, ગરીબ પાદરીની મિત્રતાનો ત્યાગ કરી મને છોડી ગયો.

આ બનાવ પછી મેં કલેરીમોન્ડીને કેવળ એકજ વાર જોઈ. બીજીજ રાતે તે આવી અને મારી દીક્ષાના દિવસે દેવળમાં મને કહ્યું હતું તેવા સાદે બોલી—

"અભાગી પુરુષ! અભાગી પુરુષ! આ તેં શું કર્યું? શા માટે તેં પેલા મૂર્ખ પાદરીની સલાહ માની? શું તું સુખી નહોતો? મેં તારું શું બગાડ્યું હતું કે તેં મારી કબરને ભ્રષ્ટ કરીને મારો સત્યાનાશ વાળ્યો? આપણા આત્માનો ને આપણા શરીરનો સઘળો સંબંધ હવે તૂટી ગયો છે. હું તો જાઉં છું, પણ તું પસ્તાશે!"

ધુમાડાની ભાંતિ તે વાયુમાં અદૃશ્ય થઈ ગઈ અને મેં તેને ફરી ક્યારે જોઈ નહિ.

ખરેખર! કલેરીમોન્ડીએ સાચું કહ્યું હતું! તેના માટે અનેકવાર મને પસ્તાવો થયો છે અને હજી થયા કરે છે. મારા આત્માની શાન્તિ માટે મને બહુ મોટી કીંમત ચૂકવવી પડી છે. ખુદાના પ્રેમે તેની ખોટ પૂરી નથી.

આ છે મારી જુવાનીની પ્રેમકથા. બિરાદર! ક્યારે પણ કોઈ સ્ત્રી પર દૃષ્ટિ કરજે મા! નીચે દૃષ્ટિ ઢાળી ચાલજે; નહિ તો તું મારા જેટલો પાક ને પ્રમાણિક હશે તો પણ એક પળમાં તારા યુગ યુગ પસ્તાઈ જશે! *

* મૂળ ફ્રેન્ચ ભાષામાં થીઓફીલ ગોટીએ લખેલ La Morte Amoureuseના પૉલ હુખાએ કરેલ Beautiful Vampire નામના અનુવાદ પરથી.

સમાપ્ત

---

# અનુક્રમણિકા.





આ શીલીંગથી ઓછું લવાજમ સ્વીકારવામાં આવતું નથી. બ્રીટીશ પોસ્ટલ ઓર્ડર મોકલવા વિનંતી છે. પોસ્ટલ ઓર્ડરમાં નીચે મુજબ નામ ભરવા વિનંતી છે. **Vahshi Sahitya Karyalaya. Surat City.** રેપર ઉપર ગ્રાહક નંબર લખવામાં આવ્યો છે. પત્રવ્યવહાર વખતે જરૂર લખવો.

**“કારવાં”**ના નમુનાના અંકો તરીકે ફક્ત ૧ થી ૪ સુધીના અંકોજ મોકલવામાં આવશે અને તેને માટે દર અંકની કીમત તરીકે ૦–૭–૦ પોસ્ટસ્ટાંપ મોકલવા. ચાલુ વરસ માટે તે પછીના અંકો નમુના તરીકે મોકલવામાં આવશે નહિ.


**વહશી સાહિત્ય કાર્યાલય**——————ફૂણપીઠ.——————સુરત.

“કારવાં” દરેક માસની ૧૫મી તારીખે પ્રગટ થાય છે ગ્રાહકોએ નોંધ લેવી



ગુંબદે ખિદરા, યાને રોઝએ મુબારક આં હઝરત [સલ૦] [મદીના શરીફ.]

# જાણવા જેવું

# પેપર જગતમાંથી

દુનિયા ન માને એવું,
છતાં માનવું પડે તેવું.

[ સંપાદક ]

આજે અમારા વાંચકોને જાડાઓના જગતમા ઘસડી જાઉં છું. "પેરીસમાં જીનબાના નામે એક હોટલનો માલેક છે જેનું વજન ૧૦ મણ છે. જે ટ્રામમાં પણ દાખલ થઈ શકતો નથી." આવા માણસને ભાડુતી ઘોડાગાડી કે મોટરવાળો ભૂલે ચૂકે બેસાડે તો તે બિચારાને સીધીજ કારખાનામાંજ મોકલાવવી પડે! અલ્લાહની મહેરબાની છે કે એ હોટેલનો માલેક છે એટલે બીજો નફો ન થાય તોએ પોતાનુ પેટ તો ભરીજ છુટતો હશે! પણ એના કરતાએ એક બીજા જાડાં દંપતિની કહાણી વધુ રસિક છે. "મીસ્ટર બાર્જાનું વજન ૧૭ મણ છે ત્યારે એમનાં મીસીસનું વજન ૯ મણ ૧૧ શેર છે." જે મુલકમા આવા થોડાંક વધુ માણસ વસે ત્યાં સુકાળમાં પણ દુકાળનાં દર્શન થાય! આ હાથી અને હાથણ જેવાં દંપતિનું જોડું જ્યારે પ્રદર્શન કે સંગ્રહસ્થાન જોવા જતું હશે ત્યારે લોકો તો એમનેજ જોતા હશે! સદભાગ્યે આપણા દેશમાં પણ દુંદાળા માનવોના ખોટ તો નથી. એકલા જમનાને કીનારે મથુરાજીના ચોબાઓજ એમની હરિફાઈમાં ઉતરી શકે એમ છે! આપણા દેશના કોઈ નવરો પત્રકાર આવી ઉપયોગી બાબતના આંકડાઓ જાહેર કરશે તો દેશ પર ઉપકાર થશે! પણ આ બધાનેએ વટી જાય એવો જગત ચેમ્પીયન જાડીઆઓતો "પોર્ટુગલ દેશનો એક પહેલવાન છે કે જેનું વજન ૧૮ મણ ૮ શેર છે." કોઈ દુબળા પાતળો પહેલવાનની તો એ ઉપર પડે તો કુંસ નીકળી જાય!

●

"લડાઈમાં જીત મેળવવા માટે હવાઈ જહાજમાંથી ઝેરી સર્પના ગોળા દુશ્મન લશ્કર ઉપર ફેંકી તેમાં ઝેર ફેલાવવાની વિચિત્ર સૂચના એક સાયન્ટીસ્ટે સંરકારને કરી છે." પણ સાપના ગોળાની સાથે સામેવાળાઓ નોળીઆના ગોળા નહિં ફેંકે એની શી ખાતરી છે! અને કદાચ સાપના ગોળાઓને નિરર્થક બનાવવા સામેવાળાઓ મદારીઓનોજ આખો મોરચો રચે તો!

●

"કુન્હેર નામના ગામનો કપલુ નામે હજામ લશ્કરમાં જોડાવાથી તેની સ્ત્રી ગૌરી પોતાના પતિનો હજામતનો ધંધો ચલાવી રહી છે." હિંદમાં પુરૂષોની વાસ્તવીક યા ભૌતિક હજામત કરનાર તો આ પહેલીજ સ્ત્રી પાણું! ભલુભાઈ કાઢી ઇતિહાસ ઉથલાવીને જોશો કે પુરાણોનાં પાનાં પલટશો કે ડેઇલી પેપરોનાં પાનાં પર નજર ફેરવશો તો જણાશે કે વેદના વારાથીજ સ્ત્રીઓ પુરૂષોની ભાવાર્થિક હજામતો કરી આવી છે! સ્ત્રીઓના હાથે જગતમાં મુંડાઈ ગએલાઓની સંખ્યા ન ગણી ગણાય એટલી હશે!

●

"આજથી સાડી બારસો વરસ ઉપર એક અંગ્રેજ કવિ કેડમન નામે થઈ ગયો છે કે જેને લખતાં આવડતું ન હતું છતાં બીજાઓ પાસે લખાવીને અનેક પુસ્તકો બહાર પાડ્યો છે." એમાં તેણે શી ધાડ મારી! હાલમાં હિંદમાં ઘણાએ એવા કવિઓ મુશાયરામાં

●

આવે છે કે જે અલેફનુ નામ ભાગ્યેજ લખી જાણતા નથી છતાં કવિતા ઝટ બોલી જાય છે! અરે? દૂર શા માટે જઇએ! ગામડાંનાં લગ્નોમાં ગીતો ગાનારી આપણી કવિયત્રિઓ કેટલું ભણેલી હોય છે તે જાણો છો? પણ એ બિચારીઓ ગાઈ ગાઇને ગળાં બેસાડી દે છે છતાં કોઇને નોંધ લેવાની પડી છે?

"મોરોક્કોના એક ખગોળશાસ્ત્રીએ સૂરજનાં ધાબાં જોઇને ચોકકસ આગાહી જાહેર કરી છે કે ચાલુ વરસમાં લડાઇ બંધ થશે." પણ એમાં સૂરજનાં ધાબાં જોવાની પણ શી જરૂર હતી? લડનારનાં મોઢાં, લડાઇનો ઉત્સાહ, અને તેનો ખટારા જેવો વેગ જોવાથી પણ ખાતરી થાય એમ હતી કે લડાઇ બંધ થશેજ! અને હાલમાં ચાલે છે કે નહિ તે પણ છાતી ઠોકીને કોણ કહી શકે એમ છે!

"છોટાનાગપુરમાં પહેલાં રાક્ષસો વસતા હતા." એક શોધ. ત્યારે એ પ્રાંતના હાલના માણસો એ રાક્ષસોના વંશજ હોવા જોઇએ! તો એ દાનવી સંસ્કૃતિનો પુનરોદ્ધાર કરવા આગામિ કોંગ્રેસની અને લીગની પણ બેઠક છોટાનાગપુરના વિસ્તારમાંજ થઈ જાય કે જેથી અંદર અંદર ઘુંઘવાયા કરતાં આ પાર કે પેલે પાર કરવાની એ બંને સંસ્થાઓના સુકાનીઓને પ્રેરણા મળે!

"ગઈ લડાઈ પછી તુર્ક-ચશ ફેશનની મૂછો નીકળી હતી" એક શોધ. આ લડાઈ પછી ઉંદરપ્રની પૂંછડી ફેશનની મૂછો નીકળવા સંભવ છે!

"ચીનના સૈનિકોને કૂચ કરતાં રસ્તામાં બુટ ફાટી જાય તો બીજા બુટ વસાવવામાં જરાએ તકલીફ પડતી નથી. લશ્કરી કૂચના રસ્તામાં ઝાડો પર વહેપારીઓએ કાગળ, પરાળ, અને દોરીના બનાવેલા બુટ ટાંગીજ મૂકેલા હોય છે સૈનિકો ઝાડ ઉપરથી 'બુટ ચૂંટી' લે છે અને કીંમતની એક પૈની ઝાડના થડ પર બાંધેલા ડબામાં નાંખી દે છે." આપણે ત્યાં તો એવા પ્રામાણિક માણસો મળે એક વરસમાં એવા વહેપારીઓના લટકાવેલા ડબ્બાજ ગુમ કરાવી દે! સ્ટેશનો પર પ્લેટફોર્મ પાસ કાઢવાના મશીનમાં ખોટી આનીઓ નાખી નાખીને આપણા લોકોએ એવી પ્રમાણિકતાની છાપ પાડી દીધી છે કે રેલ્વેને તે યંત્રોજ ઉઠાવી લેવાં પડયાં છે!

"અફઘાનીસ્તાનના ગુલબહાર નામના એક ગામમાં શેરદલાલ નામનો વૃદ્ધ પઠાણ હાલ જીવતો છે જેની ઉંમર ૧૯૦ વરસની છે. એટલે કે પ્લાસીની લડાઈમાં, આપણી હાલની સરકારનાં હિંદમાં મંડાણ થયાં, તે પહેલાંનો એ ડોસો છે. આટલી વૃદ્ધ ઉંમરે પણ એ ૩ા શેર ખોરાક એક ટાઇમે ખાય છે અને ખાધા પછી ૪ શેર દૂધ ગટગટાવી જાય છે જુવાનીમાં તે દરરોજ એક બકરો હજમ કરી જતો હતો. એ પઠાણને અત્યાર સુધીમાં ૧૨ બીબીઓ થઇ છે. એક નાનકડા ગામ જેવું બહોળું કુટુંબ ધરાવે છે. અત્યારે પણ એ ૫૦૦ ડગલાં ચાલી શકે છે એની આંખની રોશની પણ હજી કાયમ છે."

આટલું લાંબુ આયુષ્ય હિંદમાં કોઈ વિતાવવા ઇચ્છે તો તે ધક્કા ખાઈ ખાઇનેજ પૂરો થઈ જાય! આપણા ધરકંકાસ અને કુટુંબ યોજનાની નીતિ રીતિજ એવી હોય છે કે માણસ પરાણે એકાદ સાડી વિતાવી શકે! અને જો કોઇને વધારે જીવવાની ઇચ્છા હોય તો વીમા કંપનીના પ્રતાપેજ તે વહેલો મરી જાય!

"કારવાં"ના જાણીતા લેખક ભાઈ એ. શ્રી. અમીનનાં પત્નિ ખુદાની રહેમતે પહોંચી ગયાં છે. અમે તેની દિલગીરી પૂર્વક નોંધ લઇએ છીએ. ખુદા મરહૂમાને જન્નતુલ ફિરદૌસ, અને કુટુંબી જનોને સબ્રે જમીલ અતા કરે! આમીન.
તંત્રી.

# આવાઝકી દુનિયાંકે દોસ્તો



સંભળાવનાર :— 'જૈફ'

આવાઝકી દુનિયાંકે દોસ્તો ! જેમ વરસાદ આવતાં મેંડકો તાડુકી ઉઠે છે તેમ મોહર્રમના મેંડકો મોહર્રમમાં જ્યાં ત્યાં "ડરાંઉ ! ડરાઉ !"ના સુરો કાઢતા સંભળાતા હતા. નતો તેમને તે શહીદોના શહેનશાહ માટે મોહબ્બત હતી ન તો કરબલાના બનાવ પરથી કંઈ ધડો લેવો હતો ને જનતાને તે સબક આપવો હતો ! અને જનતા પણ મેહફિલોની આરાઈશ, નાટ્ય ઘરોને બાજુએ મૂકે એવી ભભકાભરી રોશની અને રંગબેરંગી હાંડી, ઝુમ્મરોની ઝેબાઈશ પર મરતી હતી અને શીરનીના મોહથી ખેંચાઈ આવતી કરબલાના બોધ પાઠની તેમને પણ કંઈ ઝાઝી પડી ન હતી, એ સૌ ધામધૂમ દસ દિવસ પછી ઠંડી થઈ ગઈ ! અને છેવટે સાબિત થયું કેઃ—

**"ઇસ્લામ ઝિંદા હોતા હૈ હર એક બરસકે બાદ !"** શા માટે ? શીરની ખાવા માટે !

આબાદ એવીજ રીત મીલાદની મજલિસોની પણ છે. એમાં મોહર્રમની મજલિસો જેવી રોશનીની ધામધૂમ તો થતી નથી પણ શીરનીની ધામધૂમ તો તેજ પ્રમાણે હોય છે ! પયગંબરે ઇસ્લામના જન્મ-મરણની ભેગી યાદ ઉજવાય છે. બાર દિવસમાં આ ફસલ પણ ખલાસ થાય છે, અને ઉઘડીયા વાઅઝીનો કોંટ્રક્ટ પુરો કરી ઘરભેળા થાય છે. ઇસ્લામે જગતમાં શું સંદેશ પહોંચાડયો ? આકાએ નામદારના જીવનમાંથી આપણે શું શીખ્યાં ? જગતને જંગલીપણામાંથી છોડવી આં હઝરતે જગતને શેનો બોધ પાઠ આપ્યો ? વાણી અને વર્તનદ્વારા જગતને ક્યાંથી ક્યાં લઈ ગયા ? આજે આપણે તેમની પેરવી કરવાને બદલે ક્યાંનાં ક્યાં જઈ રહ્યા છે ! એ બધું દર્શાવવાને બદલે મનઘડન રિવાયતો અને દાદા આદમના જમાનાની શૈલી અખત્યાર કરી લોકોને મજલિસોમાં બગાસાં ખાતા અને કોપરાં ભેખતા કરી ટાઇમસર તકરીરો ખલાસ કરી કરાવી બોલનાર અને સાંભળનાર જાણે પોતાની ફર્ઝ બજાવી સુર્ખરૂ થઈ ગયા હોય એમ શીરની ઝાપટીને પેટપર હાથ ફેરવતા પોતપોતાને પંથે પડે છે ! જો માણસમાંથી રૂહ ખેંચી લે તો તે મુરદું ગણાય છે તેમ આ મજલિસોમાં શીરની ન વહેંચાની હોય તો એ મજલિસોને નિષ્પ્રાણ બનતા પણ વાર ન લાગે ! આ છે આપણો આપણા પૈગંબર (સલ.) ઉપરનો મોહ !

આતો થઇ જુની રીત. પણ નવી રીત હાલમાં થોડા વરસોથી શહેર તથા કસ્બાના મુસલમાનો 'પ્રોફેટ ડે' અથવા "પયગંબર જયંતિ" નામે ઉજવી રહ્યા છે. બધા ધર્મના થોડાક જણોના ભાષણોનો શંભુમેળો થાય છે અને લુખ્ખા નિબંધો અને મુક્કાં ચોપી ચોપીને વંચાતા ડિક્લેરેશન દ્વારા ભપકાથી ઉજવણી થાય છે. ફક્ત બોલનારા બોલવા ખાતર બોલી જાય છે અને સાંભળનારા સાંભળવા ખાતર સાંભળી જાય છે ! શું બોલવામાં આવે છે તે કોઇ જોતુ નથી; કારણ કે બોલવા પર અમલ કરવાની ન બોલનારને દરકાર છે ન સાંભળનારને. આ મજલિસ સાદગીથી અદા થાય છે તથા ભવ્યતાથી અંગ્રેજી ઢબે એવું ઉજવવામાં આવે છે અને છાપાં દ્વારા બોલનારા અને

બોલનારાઓની વાહવા થઈ રહે છે! અમલ વિહોણી આવી રીત અને ભાન સુની આવી મજલિસ થવાને બદલે સામાન્ય ડીબેટીંગ સોસાયટીની મીટીંગની ગરજ સારે છે! એટલું ખરૂં કે વરસ દિવસે એક મેળો ઉજવાય છે અને સફળતાથી પાર પડે છે!

"નમુન્વતકા ઝમાના ઔરથા અબ ઔર ઝિરમટ હે
વહાં સીનેમેં કુરઆંથા યહાં સિનેમે બિસ્કુટ હે!"

ઉપર જણાવેલા બધાજ વાઅઝીનો અને વકતાઓ લેભાગુ હોય છે એમ કહેવાનો મારો ઉદ્દેશ નથી પણ મોટા ભાગે એવા હોય છે તેનો અનુભવતો અમારા વાંચકો કરી ચૂક્યા હશેજ! અને આ ઉપરથી હું કહેવા માગું છું કે વાઅઝી એમનો અને વકતાઓની કે એવી મજલિસોની જરૂરત નથી! એમ નથી, પણ હું તો એમ કહેવા માગું છું કે બાહ્યાડંબરને બદલે હેતુ સાધવા તરફ એ મજલિસોનું લક્ષ જવું જોઈએ, આંખોના આનંદ માટે નહિ પણ હૃદયના સંતોષ માટે એ બધું થવું જોઈએ! કોઈ ભાઈ એમ ન સમજી લે કે વાઅઝીનોને ઝાટકવાજ મેં કલમ ઉપાડી છે! એ તો ખરૂંજ છે કે

"કહાં હમમેં જમાઅત ઔર તાકત,
શિકસ્તા હો ગયે સાબિકકે રિશ્તે,
નહિ હે કુછ શિકાયત વાઅઝીકી,
કે જૈસી રૂહ હે વૈસે ફરિશ્તે!"

● આવાઝકી દુનિયાંકે દોસ્તો! બ્રાહ્મણોના કહેવા પ્રમાણે હડહડતો કળિયુગ આવી લાગ્યો છે અને મૌલવીઓના કહેવા પ્રમાણે કયામત કરીબ આવી લાગી છે તેના બે દાખલા તમારી આગળ પેશ કરૂં છું, " મુંબઈમાં રિચાર્ડ ડંકન નામના અંગ્રેજે મુંબઈ હાઈ કોર્ટના ચીફ જજને અરજ કરી છે કે ડોરોથીએરસ નામની સ્ત્રીએ છરી બતાવીને, મારની ધમકી આપીને જોર જુલમથી મને લગ્ન કરવાની ફરજ પાડી છે. ૧૯૩૯માંજ લગ્ન કર્યા પછી થોડાક દિવસે તે ઈટાલી ચાલી ગઈ છે તો મને એ જોરજુલમની ધણીઆણીથી છુટા છેડા મળવા જોઈએ." જોયું, અબળા જાતી ગણાતી સ્ત્રી છરી બતાવીને પરણે છે અને બિચારા માયકાંગલા પુરૂષને ડાઈવૉર્સ મેળવવા કોર્ટનું શરણુ લેવું પડે છે. આ કયામતની નિશાની નહિ તો બીજું શું?

"શેખકો મેમને ડાટા તો પુકારે વો ગરીબ,×
દેખીયે તોપને લાઠીકો દબા રખખા હે!"

એવીજ રીતે એક ખુબસુરત ભીલ મજુરે મુંબઈમાં એક પૈસાદાર યુવતિથી બચવા પોલિસનું રક્ષણ માંગ્યું છે. આ ખટલો પણ કોર્ટે ચઢ્યો છે. હવે તમેજ કહો કે અબળાથી બચ! પ્રબળ પુરૂષને પોલિસનું શરણુ લેવું પડે એ હડહડતો કળિયુગ ન કહેવાય? પછી ભલે મહિલા પરિષદો એને ઈન્કિલાબ કહે! હજુએ સમય છે. બાપડાના થતાઓ ચેતે અને એકાદ ભાયડા કૉન્ફરન્સ ભરી સ્ત્રીઓની વધતી જતી શીરજોરી સામે સંઘ બળથી કામ લે; નહિતર આ જોતાં એવા દા'ડા ભગવાન કોઈને ન દેખાડે કે મરદોને ઘર કુકડા બનવું પડે અને સ્ત્રીઓ બહારવટીયણ બની ભેગને પડે! "ખુદા કી બાતેં ખુદા હી જાને!"

● આવાઝકી દુનિયાંકે દોસ્તો! આજકાલ પ્રોફેસર શબ્દ ઠીક સસ્તો થઈ ગયો છે. જરા આડી અવળી લાકડી વીંઝતા આવડી ગયું કે અખાડાના પ્રોફેસર! જરા બાવન પાનાંથી બે ચાર ભૂલ થાપના ખેલો કરવા લાગ્યા કે હાથ ખેલ બતાવ્યા કે જાદુના પ્રોફેસર! જરા કુતરા બિલાડાંને નચાવ્યા કે વાંદરાને ગુલાંટ ખાતાં શીખવ્યું કે સરકસના પ્રોફેસર! જરા સંગીતની બારાખડી જાણી અને બકરાની બીજી આવૃત્તિ બની જરા તાન પલટા લઈ લોકોના કાન બેર મારી જાય એવા ઘાંટે બરાડ્યા કે સંગીતના પ્રોફેસર! જરા ચાલુ પેપરોમાં થોડીક ટાહ

પહોરની તોપો ફોડી, થોડુંક ભવિષ્ય ભાગી, અગડંમ બગડંમ કરી ધન, મકર, કુંભ ગણતા થયા કે જ્યોતિષના પ્રોફેસર! રૂ બજારની ધારણાના પ્રોફેસર, આંક ફરકના આંકડાના પ્રોફેસર, આમ પ્રોફેસર શબ્દની હરરાજી સારા પ્રમાણમાં થઈ રહી છે. તેમાં પેલા વિજ્ઞાનના પ્રોફેસરો કે કોલેજના પ્રોફેસરોનું તો ક્યાંયે નામ નિશાને જણાતું નથી! હજુ એટલું સારૂં છે કે ચોરો અને ખિસ્સા કાતરુઓએ ચોરીના પ્રોફેસર, કે ખિસ્સાં કાતરૂ પ્રોફેસરનો ઇલ્કાબ ધારણ કર્યો નથી!

● આવાઝકી દુન્યાંકે દોસ્તો! ધાંસડાં પોટલાં બાંધીને તૈયાર રહો! ક્યાં જવા? રેગીસ્તાન કે કબ્રસ્તાનમાં નહિ પણ પાકીસ્તાનમાં જવા! આ નાપાકીસ્તાનમા રહી રહીને તમારા વિચારો પણ નાપાક થઇ ગયા હશે એમ આપણા લીડરો માનતા થયા છે! અને એમ લાગ્યું હશે ત્યારેજ મુસ્લિમોનું હિંદ અને હિંદુઓનું હિંદ એમ બે જુદાં હિંદ બનાવવાની યોજના લાહોરથી વહેતી મૂકાઇ હશેને? ભલા ખ્રિસ્તી હિંદ પારસી હિંદ, એંગ્લોઇંડીયન હિંદ, શીખ હિંદ વગેરે હિંદ ક્યાં જશે? ઉપર ટપકીજ રહેશે કે શું? કહેવાય છે કે હિંદ જેવા મોટા દેશના ભાગલા પાડવા કરવત પણ મોટાં જોઇએ ને? અને આજે દેશોને પણ લડાઇને લીધે લોખંડની જરૂર પડી છે તો કે કરવત કેવી રીતે બનાવશો? પણ દેશમાં આર્યસમાજવાળાઓ હિંદુ મહાસભાવાદીઓ લીબરલો, શીખો, પછાતકોમો, રાષ્ટ્રવાદી મુસલમાનો અને ખ્રિસ્તીઓ તમે શા માટે ગભરાઇ ઊઠ્યા છો! જ્યાં સુધી મોટો કરવત ન આવે ત્યાં સુધી હિંદ ટુકડે જોયા કરોને? ભલે એ પ્રશ્નમાં વજુદ હોય કે ન હોય પણ ભાગલાના સ્ટંટ બદલ જનાબ ઝીણા સાહેબને અમે મુબારકબાદી આપ્યા વગર રહી શકતા નથી કે તેમણે આખા દેશને પોતાની તરફ જોતો કરી દીધો છે. વળી સરકાર અને કોંગ્રેસ સિવાય બીજી કોઇ પાર્ટી હિંદમાં નથી એમ કહેનાર નહેરૂજીના બોલ પાછા તેમના મોઢામાં ઘાલી દીધા છે! હાલ તો જનાબ ઝીણાએ ડંકો વગાડી દીધો છે. પણ બેમાંથી ત્રણ પછી ત્રણની ચાર અને ચારની પાંચ પાર્ટીઓનું અસ્તિત્વ સરકારે જાહેર કરી દીધું છે! વખા છે દેશી રાજસ્થાનો અને એંગ્લોઇંડીયનો ત્યારે ભાગ બે નહિ પણ પાંચજ પડવા પડશે કારણ કે હાથને આંગળીઓ પણ પાંચ હોય છે ને! અને "પાંચ હોય ત્યાં પરમેશ્વર" એ કહેવતપણ કંઇ ખોટી નથી તો!

●

# દયાનો દેવતા

લેખક : "મુઝતર" હાંસોટી (અરબોધન)

"વાદીએ ફારાન"નો માનવ જાતી ઉપર તે મહાન ઉપકાર છે, કે તેના બોજથી ઇન્સાની નસલ કદી સુબુકદોશ થઇ શકતી નથી. અને ઉપકાર શું છે?

**–: મુબારક–આમદ :–**

એજ તે છે, કે જેને હુઝૂર (સલ.)ના પુનિત–આગમનનો ફખ્ર પ્રાપ્ત થયો છે. એમાં કંઈ શક નથી. કે ખુદાની ભૂમિ ઉપર મોટા મોટા નામવરો થઈ ગયાં છે, અને તેઓની સોનેરી કાર્કીર્દિઓથી ઇતિહાસના પૃષ્ઠો ભરપૂર છે. કોઇકે મુલ્ક ફતેહ કરી પોતાની શરવીરતાનો સિક્કો માનવ હૃદયો પર બેસાડ્યો, તો કોઇકે જહાંગીરી અને ન્યાયપ્રિયતાની તે શાન દેખાડી કે, ઝમાનો અત્યાર લગી તેઓના યશોગાન ગાય છે. કોઇકે ઇલ્મ–વિદ્યા કળામાં તે પરિપૂર્ણતા દેખાડી કે ઝમાનો તેઓને અત્યારસુધી માની રહ્યો છે.

પરંતુ એ નામવરોના જીવનની દોડ–ધામ અર્થાત કોશિશ ફક્ત એક ખાસ સમુહ લગી મર્યાદિત હતી. તેઓમાંથી કોઇ એક પણ આ આકાશ હેઠળ એવો પ્રકાશિત થયો નથી: જેના વ્યક્તિત્વથી એક ખાસ ભૂમિ અને ખાસ સમૂહના લોકો સિવાય બીજાઓને પણ તેનાથી કંઈ ફૈઝ કે બરકત પ્રાપ્ત થઈ હોય?

પરંતુ એ ફખ્ર 'માત્ર 'વાદીએ ફારાન'ને પ્રાપ્ત છે, કે તેના ઉદરમાંથી એક એવો પુનિત અને મહાન માનવી જન્મ્યો. જે "ફખ્રે કાયનાત" કહેવાયો અને જેણે "રહમતુલ્લિલ આલમીન"નો લકબ મેળવ્યો.

સરવરે અંબીયા (સલ.) ની મુબારક–આમદથી પહેલાં અરબમાં કુદરતની પ્રત્યેક વસ્તુની પૂજા થતી હતી. એ વસ્તુઓની આગળ તે મસ્તક જે ખાલિકે અકબર મહાન સર્જનહારની હુઝૂરમાં ઝુકવું જોઇતું હતું. અરબ શું? મિસ્ર, રૂમ, યુનાન, ઇરાન અને હિન્દુસ્તાન સઘળાં એ રોગમાં સપડાયાં હતાં. મસીહ (અ.)ના અનુયાયીઓએ ત્રણ ખુદા બનાવી રાખ્યા હતા. અગ્નિ પૂજકોએ સૂર્યની સામે મસ્તક નમાવી દીધુ અને અગ્નિને તેનો નાયબ સમજી પૂજવા લાગ્યા હતા. જગતની હાલત ખરાબ થઈ રહી હતી; કે એકાએક હકની રેહમત ગતીમાન થઈ. એક એવું નૂર ઉત્પન્ન થયું જેના પ્રકાશથી કુમાર્ગ અને ગુમરાહીનાં વાદળો વિખરાઈ ગયાં. અને દુન્યાને શાન્તિ અને દયાનો સંદેશો આપનાર ઇન્સાન અર્થાત ખયરુલ બશર (આ) જગત–જનેતાના ઉદરથી પૈદા થયા.

આ તેજ મુકદ્દસ (પુનિત) માનવી હતા; જેની આમદની બશારત એક ઝમાનાથી નબી અને રસુલ પોતપોતાની કૌમોને આપતા આવ્યા હતા. અને અરબવાસીઓ તે મુબારક ઘડીનાં સોહામણાં સ્વપ્નાં જોઈ રહ્યા હતા.

અબ્દુલ્લાહ અને બીબી આમેનહનો લાલ તે અમૂલ્ય ગૌહર હતો જેના ચળકાટથી ન માત્ર અરબ ભૂમિમાં અજવાળું થયું, બલ્કે તેના પ્રકાશે સારાએ જગતને સુવર્ણની જેમ ચળકાવી દીધું. કુદરતે આમેનહની ગોદમાં એક એવું પુષ્પ ખિલવ્યું જેની સુવાસથી ન ફક્ત "વાદીએ ફારાન" સુગંધીવાન થયું બલ્કે આખી દુન્યા મ્હેકી ગઈ.

તે એક રસુલ (અલ.) અને એક એવો રિફોર્મર હતો જેણે કોઈ ઉસ્તાદ (શિક્ષક)ની

શાગિર્દી ન હતી કરી, બલ્કે એ મહાન બાળકનો ઉસ્તાદ પોતે મહાન સર્જનહાર હતો.

અને તે મુકદ્દસ માનવીનો સૌથી મોટો ગુણ એ હતો કે તેના અંતરમાં એક એવું મુબારક દિલ હતું, જે બીજાઓના દર્દથી ભરપૂર રહેતું હતુ:—

"સારે જહાંકા દર્દ હમારે જિગરમેં હય"

"જાદુ તે છે, જે માથે ચઢી બોલે" અબૂ સુફયાન જેવો ઇસ્લામનો કટ્ટો શત્રુ જ્યારે રૂમના બાદશાહ (હિરૂકલ) ના દરબારમાં હાજિર થયો તો તેને પુનિત પયગમ્બરના આચરણ વિષે જ્યારે સવાલ કર્યો તો તે ઇમાનનો દુશ્મન પણ આમ કહ્યા વગર રહી શક્યો નહીં, કે

"તે હમેશા સાચું બોલે છે. કદી વાયદા ખિલાફી નથી કરતો, કોઇને તકલીફ પ્હોંચાડતો નથી."

હુઝૂર (સલ) બીજાઓની વ્યાકુળતા દેખી ખૂદ પણ બેકરાર થઇ જતા અરબ જેવા ઘાતકી, કપટી, અને અત્યાચારી પુરૂષો જે કથીરથી પણ કમ દરજ્જાના હતા માત્ર આં હઝરત (સલ.)ની તઅલીમ અને સદ્‌ગુણોની અસરથી સુવર્ણની જેમ ચમકવા લાગ્યા! ગિબ્બન લખે છે કે:—

"આં હઝરતે (સલ) આમ જનતામાં એક આત્મા ફૂંકી દીધો તેઓને સુહબ્બત, ઇખ્લાસ અને હમદર્દીનું શિક્ષણ આપ્યું, અને પોતાના અમલી કાર્યથી તેઓને અશક્ત અને નિર્બળોના સહાયક બનાવી દીધા."

આપની હસ્તી સાચેજ જગત માટે રહેમત સ્વરૂપ હતી આં હઝરત (સલ.) લોકોને એક એવી જિન્દગીનું શિક્ષણ આપતા હતા. જ્યાં સદા સર્વદાની રાહત અને શાન્તિનો દૌર હતો. આપની ઝબાન-મુબારકમાં તે અસર અને મધુરતા હતી, કે પત્થર સમા દિલો પણ પીગળી જતાં. ઘણાજ બદમાંગો અને હઠધર્મી લોકો પણ જ્યારે આપ (સલ.)ના દરબારમાં હાજિર થતા તો આપના સદ્‌ગુણો અને દિલજુ લાગણીવશ થયા વગર રહેતા નહીં.

સર વિલ્યમ મૂર પોતાના મશહૂર પુસ્તક "લાઇફ ઑફ મુહમ્મદ"માં લખે છે-

"પયગમ્બરે ઇસ્લામે અરબ જેવી નિષ્ફળ ભૂમિમાં પોતાની પ્રાણપોષક વાણી વડે હમેશની જિન્દગીનો એક નવિન આત્મા ફૂંક્યો."

પ્રખ્યાત જર્મન ઇતિહાસકાર ડૉરા લખે છે કે:—

"અમે આધુનિક સમયમાં પ્રેમ, ભાઇચારો અને આઝાદીની હલકી જેવી આવાઝો સુણીએ છીએ. પરંતુ મુહમ્મદ (સલ.)ના સમયમાં તે મહાન ઝાહેરાતો પુરેપુરી આવાઝો રાખતી હતી. આપે (સલ) લોકોને ઇસ્લામ શિખવ્યું. અને ઇસ્લામ શું છે? ભાઇચારો મુહબ્બત અને શાન્તિનું શિક્ષણ."

'એક લાંબા કાળથી જગતમાં ગુલામ બનાવવાની પ્રથા ચાલતી હતી. કોઈ મઝહબે તે રિવાજને ખરાબ વર્ણવ્યો નથી. જેજે અત્યાચારો ગુલામો ઉપર ગુજરતા હતા. તેના વિચાર સુદ્ધાંથી રૂવાં ખડાં થઈ જાય છે. ઇસ્લામ ધર્મે પણ ગુલામોની સુધારણાર્થે કોઇ કાનૂન બનાવ્યો નથી બલ્કે ગુલામોને સંબોધી આ હુકમ દીધો છે કે—

'પોતાના આકાઓની (સ્વામીઓની) જે તમારા શરીરના માલિક અને મુખ્તાર છે—હમેશાં તાબેદારી કરો."

ગુલામોની ઔલાદ પણ ગુલામ સમજાય આવતી હતી. પરંતુ જગતના ઇતિહાસના પૃષ્ઠો ઉથલાવીને જુઓ કે એ ફક્ત હુઝૂર (સ.)જ હતા કે જેમણે એ અભાગ્યાઓ, બેકસો અને નિર્બળોની હાલત ઉપર દયા કરી. તે લોકોની મુસીબતોથી આપ (સલ.)ના નાઝુક અને મુબારક હૃદયને આઘાત પહોંચ્યો અને છેવટે એ માનવ જાતના હમદર્દે તેઓના માટે કાનૂન બનાવ્યા, અને લોકોને બતાવ્યું કે

"એ મઝલૂમો પણ તેજ અલ્લાહના બંદા છે. જેની સન્મુખ એક દિન આપણે બધાને હાજિર થવાનું છે."

આં હઝરતે (સલ.) તમામ ઘાતકી કાનૂનોને તોડી ફેંકી દીધા. અને તેઓની સાથે હમદર્દી અને દયાનું શિક્ષણ આપ્યું. આજ્ઞા થઈ કે

"ગુલામોના કામોમાં ખુદ તેઓની મદદ કરો. જેવું પોતે ખાઓ પ્હેરો તેવુંજ તેઓને પણ ખાવાને પ્હેરવાને આપો. તેઓની શાદીઓ કરાવી દો. તેઓને બુરા નામોથી પુકારો નહીં અને જે આઝાદ થવા ચાહે તેઓની દરેક રીતે મદદ કરો અને ખુશીથી આઝાદ કરો."

મઝકૂર વાતે તેજ દિલથી નિકળી શકે છે. કે જે અન્યોના દર્દથી વ્યાકૂળ હોઈ રહમતના એક મહાસાગર સમાન હતું. જેની મૌજે પોતાના અને પારકાઓને તૃપ્ત કરતી હતી. એક તે સમય પણ હતો કે જંગી કેદીઓને નિર્દયતાથી તલ્વારના ઘાટે ઉતારવામાં આવતા હતા. આ સભ્યતા અને સંસ્કૃતીના ઝમાનામા પણ જે વર્તણૂંક જંગી કેદીઓ સાથે કરવામા આવે છે. તે કોઈથી છુપી નથી ? પરંતુ એ લોકોની સાથે જે સુલુક જનાબ સરવરે આલમ (સલ.)ના સમયમાં થયો, જગતના ઇતિહાસમાં તેની જોડ શોધી મળતી નથી.

બદ્રની લડાઈમાં સિત્તેર યા ઓતેર પુરૂષો કેદી થયા હતા. તેઓ પૈકી ફકત બે કતલ થયા, બાકીના જંગી કેદીઓ બે બે ચાર ચારની ટોળીઓમાં મુસલમાનોમાં વ્હેચાઈ ગયા, કે અંતિમ ફેંસલા લગી તેમના રક્ષણમાં રહે. અને મુસલમાનોની આ સ્થિતિ હતી કે પોતે ખજુરો ખાઇ પેટ ભરતા હતા: પરંતુ ઘરમાં જે કૈં રંધાતું તે પોતાના કેદીઓને ખવડાવી દેતા કેમ ! ફકત એટલા માટે કે રસૂલે મકબૂલ (સલ)ની આજ્ઞા હતી.

"કેદીઓની સાથે સારો સુલુક કરો"

એ કેદીઓમાં અબ્બાસ. (રદી) પણ હતા રાતના વખતે આપના દંડને એવા જોરથી બાંધી દીધા હતા કે આપ અત્યંત દર્દના કારણે બેચેન હતા. જ્યારે આપના હોકારોનો અવાઝ મુબારક કર્ણો લગી પહોચ્યો તો તેજ વેળા રસ્સીઓ ખોલાવી દીધી.

હુઝૂર (સલ) એ મુસલમાનોને તાકીદપૂર્વક એવી આજ્ઞા કરી હતી કે

"ખુદાની મખલુક જે તમારા કબઝામાં આવે તેને દુઃખ ન કરો. ખુદાને સૌથી વધુ ખુશ કરનારી ચીઝ તે ગુલામને આઝાદ કરવું છે."

હુઝૂર (સલ.)નું શિક્ષણ શું હતું ? કેવળ ઉદારપણુ અને બરકત. અને વાસ્તવમાં એક એવી પુનિત હસ્તીનુ શિક્ષણ જેના દિલમાં મનુષ્ય જાતીનું દર્દ છુપાયલું હોય શકે અરબવાસીઓ જે અજ્ઞાનતાના ઝમાનામાં હિંસક પ્રાણીઓથી પણ વધારે લોહીચૂસક હતા, આપે (સલ.) પોતાના સાદા અને પવિત્ર શિક્ષણ અને દૈનિક કાર્યક્રમ દ્વારા તે હિંસક પ્રાણીઓના દિલોમા પણ હમદર્દી અને મુહબ્બતની ઉર્મીઓ પેદા કરી દીધી. અરબસ્તાનમાં અબળા જાતીની જે ગત બનાવી હતી કદાચજ એથી બુરો સુલુક પશુઓથી પણ થતો ન હશે. પરંતુ આં હઝરત (સલ.) જે મઝહબ લઈને આવ્યા હતા તે મઝહબે એ તમામ ઘાતકી રસ્મોને બંધ કરી દીધી અને સ્ત્રીઓને પોતાના હકોની રક્ષાનો સંપૂર્ણ અખ્તીયાર અર્પણ કર્યો અને તે રહમત સ્વરૂપે અબળા જાતીને અવનતિની ગર્તામાંથી કાઢી મર્દોની બરાબરીના હકો અર્પણ કર્યા. અરબમાં જ્યારે સ્ત્રી પુરૂષની શાદી થતી તો ઘરના વડિલ લોકો આ દુઆ દેતા.

'તમારા ત્યાં કદી પુત્રીનો જન્મ ન થાય'

અને જ્યારે કોઇના ઘરમાં બેટી પૈદા થતી તો પાષાણ હૃદય માતા પિતા એ નિર્દોષ જીવને જીવતી દફન કરી દેતા. એક વેળા એક માણસે આપ (સલ.) ની રૂબરૂ પોતાની પાંચ વર્ષની પુત્રીને પોતાના હાથેથી જીવતી દફન કરવાની ઘટના બયાન કરી. આપ (સલ.) એટલા રડ્યા

કે, આંખો લાલચોળ થઇ ગઇ અને દામન તર થઈ ગયું. આાં હઝરતે એ વાતની પ્રથાની ઘણીજ સખ્તી સહિત મના ફરમાવી. અને પોતાના કર્તવ્યથી લોકોને બતાવી દીધું કે પુત્રિપુત્રથી પણ પ્રિયતર હોય છે.

જંગે ઓહદના પ્રસંગે જ્યારે કાફિરો હલ્લો કરી આપ (સલ.) ઉપર ધસી આવ્યા. અને નબુવ્વત રૂપિ દિપકના પતંગીયાંઓ ઝુમી ઝુમીને આપ (સલ.) ઉપર ફિદા થઈ રહ્યાં હતાં. એક ઝાલિમની તલ્વારથી મુબારક પેશાની ઝખ્મી થઇ ગઈ અને લોહી વહેવા લાગ્યું, પરંતુ તે દયા-સ્વરૂપની આ હાલત હતી કે તે વેળા પણ આપ (સલ)ની મુબારક ઝબાનથી આ દુઆ નિકળી રહી હતીઃ—

"અય ! અલ્લાહ ! ! મ્હારી કૌમને બક્ષી દે. તે મને જાણતી નથી"

કહે છે. "વતન પ્રેમ ઇમાનનું ચિન્હ છે" અને છે પણ તેમજ. કોણ એવો માનવી હશે; જેને માતૃભુમિથી મુહબ્બત ન હોય ? હુઝૂર (સલ૦)ને કાફિરોએ જેવી રીતે વતન ત્યાગ માટે મજબૂર કર્યા અને જે હાલતમાં આપે (સલ૦) ઇસ્લામ અને ખુદાઇ પૈગામની ખાતર પોતાના પ્યારા વતનને ત્યાગી દીધુ. તે એક લાંબી દાસ્તાન છે. પરંતુ જોવાનુ એ છે કે જ્યારે એક વિજેતા તરીકે આપ (સલ) પોતાના પ્યારા વતન મક્કહમાં દાખિલ થયા; તો તે લોકોની સાથે-જે આપ (સલ)ના, પ્રાણના અને ઇસ્લામના કટ્ટા દુશ્મન હતા તેમની સાથે શો વર્તાવ કર્યો ! અબૂ સુફયાન મક્કહનાં કાફિરોમાંથી તે શખ્સ હતો, જેણે લાગલગાટ વીસ વર્ષ લગી આપ (સલ)ને કત્લ કરવા અર્થે લોકોને ઉશ્કેર્યા, અને દરેક શક્ય રીતે ઇસ્લામ અને મુસલમાનોની વિરૂદ્ધતા કરી પરંતુ જ્યારે તેને પગોમાં બેડીઓ સહિત હુઝૂર (સલ)ની સન્મુખ હાઝિર કરવામાં આવ્યો તો આપે (સલ) રહિમ કરી તેને મુઆફ કરી દીધો. અને જ્યારે તે ઇસ્લામથી પાવન થયો તો આજ્ઞા થઇ કે

પરમ

એ

તેજ પુનિત ઝાતથી થઇ શકે છે કે જગત વ્યવસ્થાપક જેને દર્દથી ભરપૂર દિલ અર્પણ કર્યું હોય.

જ્યોર્જ સેલ જેવો કટ્ટર ઇસાઇ ઈતિહાસકાર લખે છેઃ—

"દુન્યામાં ઈસ્લામને, તે મકબૂલીય્યત પ્રાપ્ત થઇ જેનો જોટો મૌજુદ નથી. તેને માત્ર અરબોએ કબૂલ કર્યો બલ્કે ત્યાં તેનો ધ્વની બુલંદ થયો. મસ્તકો ઝુકી ગયાં, પરંતુ કેમ ? ઈસ્લામના શિક્ષણ અર્થે જે હસ્તી નિયુક્ત થઈ હતી, ત્હેના પહેલુમાં એક એવું દિલ હતુ જે પોતાના જેવા માનવીઓની મુસીબત દેખી તડપી જતું હતુ."

(સૂચિત)

# મુહબ્બતનું ઈન્આમ

મૂળ લેખકઃ—આલિમે રબ્બાની મૌ૦ સૈયદ અસગર હુસેન
("મીયાં સાહબ") મુહદ્દીસ, દારુલ ઉલૂમ, દેવબંદ.
અનુવાદકઃ—ઈ. સી. પીપરડી

જ્યારે સરવરે કાએનાત સલ્લલ્લાહો અલૈહે વસલ્લમએ મક્કા મોઅઝઝમાંથી મદીના મુનવ્વરા તરફ હિજરત કરી; ત્યારે આપના આવવાની ખબર સાંભળીને કેટલાક દિવસ આગમચ આપના દીદારના ચાહકો શહેરથી નીકળીને રસ્તા ઉપર આવી બેસતા હતા અને સાંજના નાઉમ્મીદ થઇને પાછા ફરતા. ઘણાજ ઇન્તેઝાર અને ઉમ્મીદો પછી જ્યારે આપ તશરીફ લાવ્યા; ત્યારે મદીનાવાસીઓ માટે તે ઇદનો દિવસ થઈ ગયો. હઝરત અનસ (રદી.) ફરમાવે છે કે "જે દિવસે હુઝૂરે કુદદુસ તશરીફ લાવ્યા તો આપના જમાલથી મદીના મુનવ્વરાની બધી ચીઝો રૌશન થઈ ગઈ. મોટાઓની સાથે નાનાં નાનાં બાળકો પણ આનંદ મનાવી રહ્યાં હતા અને નાની નાની બાળકીઓ ખુશીઅને મુબારક બાદીનાં આ સીધા સાદા ગીત ગાતી હતી.

"તલઉલ બદ્ર અલૈના મન સનયાતુલ વિદાઅ,
વજબશ્શુક્રો અલૈના માદઈ લિલ્લાહે દાઈન."

અર્થઃ—વદાઅ પર્વતની ઘાટીઓથી પૂર્ણિમાના ચંદ્રનો ઉદય થયો. માટે જ્યાં સુધી દુઆ માગનારાઓ દુઆ માગે ત્યાં સુધી ખુદાનો શુક્ર અમારા ઉપર જરૂરી છે.

લોકો ચારે તરફથી આવતા અને ઝિયારત કરતા. અન્સારમાંથી એક નવજવાન તલ્હાબિન બરાઅ જ્યારે ખિદમતમાં હાઝિર થયા તો બે ઇખત્યાર આપને વળગી પડ્યા અને આપના મુબારક હાથને ઘણાંજ ચુંબનો આપ્યાં અને અરજ કરી કે યા "રસુલુલ્લાહ (સલ.) આપ મને જે કામ ચાહો તેના માટે હુકમ આપો. હું કદી પણ આપની નાફરમાની કરીશ નહિ!" જનાબ સરવરે આલમ (સલ.) એમની આ નવયુવાનીમાં આ હિમ્મત અને બહાદુરી જોઇને હસી પડ્યા અને પરીક્ષા લેવા માટે હુકમ આપ્યો કે "જાઓ આપના વાલિદ બરાઅને કત્લ કરી આવો!" તલ્હાતો તૈયારજ હતા. તેમની જાંનિસારી પણ ઝબાનીતો હતીજ નહિ. તરતજ હુકમ પર અમલ કરવા ચાલતા થઈ ગયા. જનાબ સરવરે કાએનાત (સલ.)એ રોકી લીધા. અને ફરમાવ્યું કે "આતો માત્ર આઝમાઇશ હતી. મને ખુદા તઆલાએ રહમ તોડવાને માટે પૈદા નથી કર્યો" (એટલે સગાઈના સંબંધો જુદા કરવા અને સુલ્હ તેમજ રહમના વિરૂધ વર્તવા ખુદા તઆલાએ મને મોકલ્યો નથી.)

અફસોસ! રસુલુલ્લાહ (સલ.)ના આ વફાદાર આશિકની વયે વફા ન કરી. જવાનીમાંજ વાયદો પુરો થયો અને એટલા બીમાર પડ્યા કે ઝિન્દગીની ઉમ્મીદ ન રહી, છેવટની ઘડીએ જ્યારે રસૂલુલ્લાહ (સલ) તેમને જોવાને માટે તશરીફ લઇ ગયા. તે સમય ઘણોજ ગમનાક હતો. આ વફાદાર બે રિયા મુસ્લિમ ખાદિમ મૌતના બિસ્તર ઉપર પડ્યા છે અને આ ફાની જગતને છોડવા આતૂર છે. એ સામે માત પિતા અને પ્રાણથીએ વધુ પ્યારા સરદાર તેમની સામે ઉભા રહીને તેનું મુખ જોઈ રહ્યા છે. અલ્લાહના હુકમ સામે

# દીદારે રસૂલ (સલ૦)

સંપાદકઃ—"ખાકી" રાંદેરી.

"અલ્લાહુમ્મા સલ્લે અલા મોહમ્મદદીન કુલ્લમા ઝકરહુઝ ઝાકેરૂનો વ કુલ્લમા ગફલા અન્ ઝિકરેહીલ ગાફેલુન"

## "દરૂદ શરીફ શ્રેષ્ઠ છે કે ઝિક્રે ઈલાહી"

આલિમોમાં એ મસલા ઉપર બહસ ચાલુજ રહેલી છે કેઃ-'ઝિક્રે ઈલાહી અને દરૂદ શરીફ, એ બન્નેમાં કઈ ચીજ શ્રેષ્ઠ છે? ખુદાનો ઝિક્ર શ્રેષ્ઠ છે કે નબીએ કરીમ સલ્લલ્લાહો અલયહે વસલ્લમ ઉપર દરૂદ મોકલવું (પઢવું) શ્રેષ્ઠ છે?" હાલ તુરત એ બાબતની બહસ કરવી ખાસ જરૂરી નથી કેમકે એ ઉપર બહસ કરવી આપણા જેવા આમ વર્ગનું કામ નથી. છતાં પણ દેખીતી રીતે સાફ માલુમ પડે છે કેઃ દરૂદ શરીફને શ્રેષ્ઠ કહેનારાઓની દલીલો મજબુત છે. એ સાહેબોનું કહેવું છે કેઃ ઝિક્રે ઈલાહી કરનારાઓ માટે તેઓના ઝિક્રનો વાયદો કરવામાં આવેલો છે. ખુદાપાક કહે છે કેઃ "ફઝકોરૂની અઝ કોરકુમ" તમો મને યાદ કરશો તો હું તમને યાદ કરીશ-જો કે ખુદાપાકનો ઝિક્ર આપણા ઝિક્ર કરતાં ચઢીયાતો અને શ્રેષ્ટ છે અને તેની ઝિક્રની મેહફિલ આપણા ઝિક્રની મેહફિલ કરતાં ચઢીયાતી છેઃ જેવી રીતે એક હદીસ શરીફમાં છે કેઃ-"હું એવી એક જમાઅત અને મેહફિલ (મજલિસ)માં તમારો ઝિક્ર કરીશ જે તમારી જમાઅત અને મેહફિલથી સારી હશે."

## "દરૂદ શરીફ પઢવાથી થતા લાભોનું વર્ણન"

(૧) એક આબિદ ૫૦૦ દિર્હમનો કર્જદાર હતો. તેણે એક વખત ખ્વાબમાં જોયું કે હઝરત (સલ) આબીને ફરમાવે છે કેઃ- નિશાપુરના અબૂલહસન કાઝીને મારી સલામ કહી મારા તરફથી તેને કહેજો કે તે તારૂં કર્જ ભરપાઈ કરી દે." આબિદે કહ્યું કેઃ-"હુઝૂર! (સલ૦) તે કાઝી મારા ખ્વાબ (સ્વપ્ન)નો કેવી રીતે ભરોસો કરશે?" હુઝૂરે (સલ૦) ફરમાવ્યું કેઃ- "તે દરરોજ રાત્રે મારી ઉપર ૧૦૦ વખત દરૂદ મોકલે છે પણ ગઈ રાત્રે કોઈ કારણસર તે દરૂદ પઢી શક્યો નહીં. અને તે એ રીતે દરૂદ પઢવાથી તેના સિવાય બીજું કોઈ પણ જાણકાર નથી. તેથી જો તે કંઈ નિશાની માંગે તો તેને મજકુર હકીકત કહેજો એ બસ છે" આબિદે બીજે દિવસે સવારે કાઝીને બધી હકીકત કહી સંભળાવી. કાઝીએ આ હકીકત સાંભળી ખુદાપાકના શુકરાના માટે સિજદો કર્યો, અને આબિદને ત્રણ હજાર દિર્હમ આપ્યાઃ- એક હજાર આ ખુશ ખબરી માટે, એક હજાર આબિદના તેની પાસે આવવા બદલ, અને પાનસો તેનું કર્જ આપવા માટે અને વધારામાં કહ્યું કે "અગર ભવિષ્યમાં જ્યારે પણ જરૂરત પડેઃ ત્યારે જરા પણ ખંચાયા વિના મને જરૂર કહેશો".

(૨) ઈમામ ગઝઝાલી (રે. અ.) પોતાની "અહયા"માં અબીલ હસન શાફેઈનો બનાવ નકલ કરે છે કેઃ- તેમણે એક દિવસ હઝરત (સલ૦) ને ખ્વાબમાં જોઈ પૂછ્યું કેઃ 'હુઝૂર, (સલ૦) ઈમામ શાફેઈ (રે. અ) એ પોતાની કિતાબનાં શરૂઆતમાં આ લેખને મથાળે જે દરૂદ શરીફ લખેલું છે તેના બદલામાં શાફેઈને તમો તરફથી શું મળ્યું!" હુઝૂરે (સલ૦) ફરમાવ્યુંઃ- "કયામતના દિવસે હિસાબ આપવા માટે મેદાનમાં આવવા તેને તકલીફ આપવામાં નહીં આવશે."

## "દરૂદ શરીફ માટે હઝરતે (સલ.) શું શું ફરમાવ્યું છે"

(૧) કયામતને દહાડે તે માણસ સર્વ

કરતાં મારી વધુ નજદીક હશે કે જેણે મારી ઉપર વધુ પ્રમાણમાં દરૂદ મોકલ્યું હશે.

(૨) જે માણસ જુમ્આની રાત્રે અગર જુમ્આને દહાડે ૧૦૦ વખત મારી ઉપર દરૂદ મોકલે છે તે બંદની ૮૦ વરસની ખતાઓ (ગુનો-ગુનાહો.) ને ખુદા માફ કરી દે છે.

(૩) જે માણસ એક હજાર વખત મારી ઉપર દરૂદ પઢશે તે મરણ પહેલાં પોતાની જગ્યા જન્નતમાં જોઇ લેશે.

"દરૂદ શરીફ પઢવાથી થતા ફાયદા"

(૧) હમેશા દરૂદ શરીફ પઢનારના ગુનાહ ત્રણ દિવસ સુધી લખવામાં આવતા નથી. જો તે માણસ એ દિવસોમાં કરેલા ગુનાહ માટે તૌબા નહીં કરે તોજ લખવામાં આવે છે.

(૨) હમેશા દરૂદ શરીફ પઢનારને ૨૦ વખત જિહાદ કરવા બદલ જેટલો સવાબ મળે છે તેટલો સવાબ મળશે.

(૩) દરરોજ ૧૦૦ વખત દરૂદ શરીફ પઢવાથી તે આખો દિવસ અને રાત લગાતાર ઇબાદત કરવા જેટલો સવાબ મળે છે.

(૪) હમેશા દરૂદ શરીફ પઢવાથી તંગદસ્તી અને મોહતાજી દૂર થઇ જાય છે; એટલે ખુદા-પાક તેને એવી રીતે રોઝી પહોંચાડે છે કે તે બાબત કોઇને પણ ખબર પડતી નથી.

(૫) ગરીબ માણસ પાસે અગર સદકો દેવા પૈસા ન હોય તો જો તે દરૂદ શરીફ પઢે તો તેને સદકાનો સવાબ મળે છે.

(૬) હમેશા દરૂદ શરીફ પઢનારના દિલનો મેલ દૂર થઈ જાય છે.

(૭) હઝરત (સલ.) ના પોતાની ઉમ્મત ઉપર ઘણા હક છે જે બધા હમેશા દુરૂદ શરીફ પઢવાથી અદા થાય છે.

"કયા કયા વખતે દરૂદ શરીફ પઢવું જોઇએ"

(૧) નબીએ કરીમ (સલ.) નું મુબારક નામ જ્યારે સાંભળે અગર જબાનથી બોલે અગર વાંચવામાં આવે ત્યારે.

(૨) જ્યારે ખુદાપાકથી કોઈ દુઆ માંગે તેની પહેલાં અને તે પછી. હઝરત ફુઝાલાહ બિન અબીદ (રદી.) ફરમાવે છે કે: એક દિવસ એક માણસ આવ્યો. તેણે નમાઝ પઢી રહ્યા પછી કહ્યું: "અલ્લાહુમ્મગ્ફિર્લી વર્હમની" તે વખતે હઝરત (સલ.) પણ અમારી સાથે બિરાજતા હતા. આપે (સલ.) ફરમાવ્યું કે..' એ નમાઝી ! તેં દુઆ માંગવામાં બહુજ ઉતાવલ કરી છે. તને જોઇતું હતું કે-પ્રથમ ખુદાપાકની હમ્દ કરત જે પછી મારી ઉપર દરૂદ મોકલત. અને પછી દુઆ માંગત." આ સાંભળી તે માણસે ઉભા થઈ ફરી નમાઝ પઢી અને હઝરત (સલ.) ના કહેવા મુજબ પઢયું ત્યારે હઝરતે (સલ.) ફરમાવ્યું કે "એ નમાઝી! હવે દુઆ માગ, જરૂર કબુલ થશે"

(૩) મસ્જિદમાં દાખલ થતી વખત અને બહાર નીકળતી વખતેઃ મસ્જિદમાં દાખલ થતી વખતેઃ- "બિસ્મિલ્લાહે વસ્સલામો અલા રસુલિલ્લાહે" પઢવું મુસ્તહબ છે અને એ પઢવા પછી" "અલ્લા હુમ્મા ફ્તાહલી અબ્વાબા રહમતેકા" પઢવું બેહતર છે,

(૪) અગર કોઇ ગુનાહની વાત થઈ જાય ત્યારે જો તુરત દરૂદ શરીફ પઢવામાં આવે તો તે ગુનાહનો કફ્ફારો થઈ જાય છે.

(૫) દરેક મુશકિલ અને અઘરા કામ વખતે.

(૬) મસ્જિદને જોઇને તેમજ કોઈ સબબ સર મસ્જિદમાં જવું આવવું પડે ત્યારે.

(૭) દરરોજ સવારે અને સાંજે તેમજ રાત્રે સુતી વખત અને સવારે ઉઠતાંની સાથે.

### "દરૂદ શરીફ નહીં પઢનાર માટે "વઈદ"

(૧) હઝરત આએશા (રદી.)થી રિવાયત છે કેઃ-એક દિવસે હુઝૂર (સલ.)નો નુરાની ચહેરો જોઈ મેં કહ્યું કે "આપ (સલ.)નો ચહેરો કેવો નૂરાની દેખાય છે!"

આપે (સલ.) ફર્માવ્યુંઃ-"એ આએશા (રદી.) તે માણસ બહુજ ખરાબ અને બદનસીબ છે કે જે માણસ ક્યામતને દહાડે આ ચહેરાને જોવાથી મહરૂમ રહે!" મેં અર્ઝ કરીઃ- "હુઝૂર, (સલ) તે કયા બદનસીબ ઈન્સાન છે, જે આ નૂરાની ચહેરાને જોવાથી મહરૂમ રહેશે?"

આપે (સલ) ફર્માવ્યું કેઃ-'બખીલ' (કંજુસ).

મેં પૂછ્યુંઃ-"બખીલ કોણ?"

આપે (સલ.) ફર્માવ્યું કેઃ-"તે માણસ બખીલ છે કે જે મારૂં નામ સાંભળીને દરૂદ પઢતો નથી."

(૨) નબીએ કરીમ (સલ.) એ ફર્માવ્યું છે કેઃ-"જે માણસ મારી ઉપર દરૂદ મોકલવા ભૂલી ગયો તે જન્નતના રસ્તાથી ભટકી ગયો" (એટલે ભૂલો પડી ગયો).

(૩) "જે કૌમ કોઈ મજલિસમાં જમા થઈ અને મારી ઉપર દરૂદ પઢ્યા વગર મજલિસમાંથી ઉઠી ગઈ તો તેમનું એ કૃત્ય એક દુર્ગંધ ભરેલા મુર્દાર અગર મરણ પામેલા ગધેડાના શબ પરથી ઉઠવા બરાબર છે"

**દરૂદ શરીફ માટે સૈયદના હઝરત અબુબકર સિદ્દીક (રદી.) શું કહે છે!**

(૧) હુઝૂર (સલ.) ઉપર દરૂદ શરીફ પઢવું ગુનાહોને મિટાવી દે છે.

(૨) હુઝુર (સલ.) ઉપર સલામ મોકલવી ગુલામોને આઝાદ કરવાથી બેહતર છે.

(૩) અને નબીએ કરીમ (સલ.) સાથે મોહબ્બત કરવી; અલ્લાહ પાકની રાહમાં જિહાદ કરવાથી પણ વધુ શ્રેષ્ઠ છે.

ખુદાપાક મને તેમજ સર્વે મોમિન મુસલમાનોને હમેશ દરૂદ શરીફ પઢવાની તૌફીક અતા કરે અને હુઝૂર (સલ) ને સદકે ખાતેમા બિલ ખેર કરે! આમીન.

મુજ ગુનેહગાર માટે દરેક વાંચક વર્ગ દુઆ કરે એવી ખાસ વિનંતી છે "અલ્લાહુમ્મા સલ્લે અલા મોહમ્મદીન વ આલેહી વ સલ્લિમ કમા તોહિબ્બો વ તર્દા લહૂ"

---

આડ કંડીગાર છે? 'ભૂલી ન જા'!
ઉરમાં અંગાર છે; ભૂલી ન જા.
માર્ગે ઇસ્લામીમના લઇ ચાલ, દિલ!
આગ ત્યાં ગુલઝાર છે ભૂલી ન જા.
બેફિકરાયા મેળવી ના ખાકમાં,
ખાક મુજ ઉડનાર છે ભૂલી ન જા.
દમ કફસમાં દેતાં બુલબુલ એ વધ્યું;
દમમાં બેડો પાર છે ભૂલી ન જા.
આશ! દિલથી નીકળીને ક્યાં જઇશ?
બીજે કંઈ ઘરબાર છે? ભૂલી ન જા.
વિષ મારણ વિષ બની જાએ ખચીત;
દર્દ ખુદ ઉપચાર છે ભૂલી ન જા.
પાપ જેનાથી કરે છે પ્રાયશ્ચિત;
કોણ એ બદકાર છે? ભૂલી ન જા.

'સાબિર'

# તૂટેલા તાર

એસ. ઉનીઆ, શાકિર.
(બી. એ. ઑન.)

## આજ અને કાલ

ગઈ કાલનું નિર્દોષ હાસ્ય મેળવવા આજે હું વલખાં મારી રહ્યો છું. આજે તો ગઈ કાલની ઝાંખી યાદ સિવાય મ્હારી પાસે કશુંજ નથી; અને તે પણ જાણે યુગ યુગના પડો નીચે દબાય ગઈ હોય એમ જડતી નથી.

કુદરતની વાડી પોતાના નિયમ મુજબ રંગ બદલ્યા કરે છે, પુષ્પો ખીલે છે, અને ખરે છે; કુદરતની આજ કાલમાં અને કાલ આજમાં બદલાય છે, છતા મ્હારી આજ ન કાલ થઈ શકે છે, ન મારી કાલ, આજ. કાલે માનવીઓમાં ભેગા રહી માનવતા ખોળવા પ્રયત્ન કરતો આજે એકાંત સેવવાની ઝંખના થયા કરે છે. કાલ આશા કરતા ઉત્સાહ વધારે હતો; આજે આશા ઉપર જીવું છું.

ગઈ કાલે નવું નવું જોવા મન થતું, આજે જોએલું યાદ કરવા પ્રયત્ન કરું છું.

કાલે આજનું ધ્યાન રાખતો આજે કાલનું.

—૨—

## જીવન સીતાર

એ ભિખારી નો'તો. એ ભિખારી બની બેઠો હતો; ઠગારી દુન્યાને ઠગવા માટે.

એ સીતાર વગાડતો; સીતારના તાર એના જીવનનું કરૂણ ગાન ગાયે જતા; એ મસ્ત રહેતો; દુન્યા ઠગાતી. એક દિવસ એણે ફુટપાથ ઉપર ઉભા રહી સીતાર શરૂ કરી; લોકોનું ટોળું જામી ગયું. એક સાહેબ ત્યાં આવ્યા. સાહેબે પબ્લીક ન્યુસેન્સ નહિ થાય એવો હુકમ કાઢયો. ભિખારી ચાલ્યો ગયો.

બીજે દિવસે પાછો ત્યાંજ પેલો સીતારવાળો આવ્યો. થોડીવાર પછી સાહેબ આવ્યા; પાછો ઓર્ડર છુટયો. આજે ભિખારી હટયો નહિ. સાહેબ તપી ગયા અને સીતારના તાર તોડી નાખ્યાં; અને પેલો સીતારવાળો જમીન ઉપર ઢળી પડયો. એની જીવન સીતાર હંમેશ માટે બંધ થઇ ગઇ!

સીતાર એના જીવનનું અંગ બની ગઇ હતી.

—૩—

## ઠગારી!

નિર્દય! નિષ્ઠુર! ઠગારી! કોઇના જીવનના ભાંગીને ભૂકકા કરી નાખ્યા પછી પણ તું આંખેથી હસી રહી છે! માનવ જીવન સાથે ક્રૂર ખેલ કરનાર એ અંધ ઠગારીને હવે હું બરાબર ઓળખી ગયો છું. હવે હું એનાથી કદી પણ ઠગાઇશ નહિ.

તે દિવસે, એણે મને એક સુંદર બગીચો બતાવ્યો. હું બગીચામાં આમ તેમ ફરવા લાગ્યો. રંગ બેરંગી ફુલો જોઇ હું ખુશ થયો. હું જાણે મ્હારૂં અધુરૂં દુઃખ ભૂલી ગયો હોઉં એમ મને લાગ્યું. મ્હારી અજાણથી વચ્ચે એકાએક, મને લાગ્યું કે ફુલોમાં રંગ હતો સુવાસ નો'તી. મેં ફુલ હાથમાં લીધેલાં, ફેંકી દીધાં. આશા ગુસ્સે થઇ, બગીચો મારી આંખો સામેથી ખરી જતો હું જોઇ રહ્યો.

મને જોઇ ઠગારી આશા હસી, અને હજી તો હસ્યાજ કરે છે.

માનવીઓ રડે ત્યારે આશા છાનુંછાનું હસે છે! ઠગારી!

—૪—

## પ્યારૂં દર્દ

જેમ રીસાઈને નાસી ગએલુ ચાકરૂં સાંજના ઘેર પાછું ફરે છે; તેમ મ્હારા દિલનું દર્દ પાછું ફરી ફરીને મ્હારીજ પાસે આવે છે.

આવ, હું તને ખુશીથી મ્હારી પાસે રાખીશ. એને હું સમજાવું છું કે 'ફરી ક્યાંક ના જજે હાં.'

દિલનું દર્દ મ્હારો જીવનસાથી હોય એમ; ન એ મને છોડે છે અને ન હું એને છોડું છું. કોક વેળા મ્હારે અને એને કટ્ટી થાય છે, એ રીસાઇને નાસી જાય છે; જ્યારે કોઇ એને સંઘરતું નથી, જ્યારે બીજાઓ સાથે એને ફાવતું નથી; ત્યારે પાછું એ મ્હારી પાસેજ આવે છે

મને એના વગર નથી ચાલતું એને મ્હારા વગર નથી ચાલતું. જ્યારે અમારા બેમાંથી કોઇ છુટું થશે; ત્યારે અમે બન્ને નાશ પામીશું.

—૫—

## મળેલું

મળી આવેલી વસ્તુ જતી રહે. જતી રહે એવું થાય, તેનો ગમ શો; જે મેળવે તેજ ગુમાવે છે. જેનામાં મેળવવાની શક્તિ હોય તેણે ગભરાવાની કશી જરૂરત નથી; જેનામાં એ શક્તિ નહોય તેણે નકામો અફસોસ ન કરવો.

મળી આવે એમ ઇચ્છનાર જીવન ગુમાવે છે; મેળવી શકું એમ માનનાર જીવન ઘડે છે

હે દિલ! હું તને શું કહું; શું કહું? તું તો મળી આવે એમ પણ ઇચ્છે છે અને મેળવીશ એમ પણ કહે છે.

જા. ત્હારી ધૂનમાં આવે તે કર્યે જા. ત્હારી સાથે કોણ રોજ રોજ લડયા કરે!

પણ જ્યારે, ત્હારો માર્ગ તુંજ શોધે; ત્યારે પરિણામે માટે પણ તુંજ જવાબદાર રહેશે. જ્યારે તને એકે મિત્ર નહિ મળે, જ્યારે તું એક મિત્ર મેળવી નહિ શકે ત્યારે મ્હારી આગળ ફરિઆદ કરીશ નહિ.

જીવનમાં ઘણુંખરૂં તો મળીજ આવે છે; બાકીનું થોડું મેળવી શકાય છે.

—૬—

## જીવનમાં

જીવનમાં અને મરણમાં ઝાઝો ફેર નથી, લોકો બીજાને પહેલું, અને પહેલાને બીજું સમજાવવામાંજ ભૂલ કરે છે.

જીવનમાં, આજની સંસ્કૃતિને લઇને ઘણા પાપો થાય છે એની જવાબદારી કોઇ પણ સરકાર માથે લેવા તૈયાર નથી.

જીવનમાં નહિ બને એવું કશુંજ નથી, ફક્ત જીવન સુવાસ જાળવાય રહે એજ બહુ મુશ્કેલ છે

ખરી જતાં પુષ્પો મને કહી ગયાં કેઃ—

જીવનમાંથી સુવાસ જતી રહે એટલે જીવન પુરૂં થાય.'

જીવનમાં જેને અજ્ઞાન રહેવાનું જ્ઞાન થાય તેનું કામ થઇ ગયું સમજવું.

પ્રોફેસર વિજયરાય વૈદ્યની

# ડાયરીમાંથી : ૨

## સાહિત્યમાં સરળતાનો વિવેક

૧૭મી જાન્યુ. : ૪૦ : આચાર્ય રાધાકૃષ્ણનના 'કલ્કી'નું ગુજરાતી ભાષાન્તર આજે આવ્યું. ભાષાન્તર માટે એવા સારા ગ્રન્થની પસંદગી, એ વિષયમાં ધોરણ કે જવાબદારી જેવું ઓછું થઈ ગયું છે તેવા સમયમાં, આનંદ આપે જ.···પ્રવેશકને ઉઘડતે પાને 'ધ ઈન્ટરપ્રીટર્સ' છે ત્યાં 'ધી' જોઈએ કેમકે તેની પછી તેનો અક્ષર સ્વર છે....એ જ પાને 'પાપેપ'નો અર્થ કૌંસમાં 'બાપુ' આપી, મૂળ લખાણનું ગૌરવ જાળવ્યું છે તેમ 'આમજનતા'ની (એ નામનું સત્ત્વ કે પ્રાણી કે પદાર્થ સાહિત્યના વિષયમાં જેટલે અંગે હોઈ શકે, તેટલે એનો સ્વીકાર કરીએ તો.) સગવડ પણ સાચવી છે. કાકાસાહેબે (અહીં ચર્ચાતું લખાણ એમનું છે.) લીધેલા આ માર્ગ પરથી મને મનઃસુખરામ, ગોવર્ધનરામ તથા મણિલાલની આવી પદ્ધતિ યાદ આવી. તેઓ આવે પ્રસંગે 'ડેમોસ' નામ લોકદેવને અવિચારે નમન કરી લખાણમાં જ અર્થવત્તા કે ગૌરવને ભોગે 'સરળતા'વાળો શબ્દ વાપરવાને બદલે જે એક જ સંસ્કૃત મૂળનો શબ્દ ઉચિત, તે વાપરતા અને ટીપમાં સાદા શબ્દ કે શબ્દોમાં તેના અર્થરૂપ નૈવેદ્ય દેવને ધરી એને પણ પ્રસન્ન રાખતા. યોગ્ય રીતે ને ઘટે તેવા પ્રમાણમાં. હવેનાં લખાણોમાં, એ સૌ આપતા, તેવા સંખ્યાબંધ શબ્દોના અર્થો આપવાની જરૂર હવે રહી નથી; જો કે, ગ્રામસેવોત્સુક (ને તે વાજબી રીતે) 'હરિજનબંધુ'માં પણ મારી શિકારી આંખ કોઈ કોઈ વાર એવો શબ્દ પકડે છે જેનો અર્થ ગ્રામજનો તો શું સુગ્રામજને સામાન્ય જ ગુજરાતી જાણનારા, શિક્ષિત ગ્રામસેવકો પણ બરાબર જાણતા હશે કે કેમ એવી શંકા ઊભી થાય જ. એવે સ્થળે જો અર્થ છાપવાનો રિવાજ રાખ્યો હોય તો જેમ સમજવાની અનુકૂળતા થાય તેમ ભાષાનો પ્રચાર પણ પ્રમાણમાં ઓછી મહેનતે થઈ શકે.

૨૨મી : ગયા ડિસે. માસમાં પ્રગટેલી બે નવલોની પ્રસ્તાવનાઓમાંથી :

૧. સામાન્ય મેજરીના લેખકો જનતા સમક્ષ પરીક્ષાર્થી ઊભા રહે છે, પણ વામનરાવ જેવા પ્રતિભાશાળી સિદ્ધહસ્ત કલાકારોની સમક્ષ તો જનતાની જ પરીક્ષા થાય છે. (કાકારદેવ: 'સુશીલાનો દેવ' માં).

૨ સાહિત્યકૃતિ દ્વારા લેખક હમેશાં જનતા પાસે પોતને અપનાવી લેવા માટે યાચકની જેમ ઊભો હોય એ વસ્તુ પણ બરાબર નથી; ક્યારેક એની કૃતિ એ જનતાની શક્તિનું માપ કાઢનારી પારાશીશી પણ હોઈ શકે

('ધૂમકેતુ' : 'પરાજય' માં).

આ લખાણો જે જે દિને વાંચવામાં આવ્યાં, તેને શુભ દિનો ગણું છું. કેમ કે ગયાં પંદર-વીશ વર્ષમાં મોખરે આવેલી એમાંની બાબત વિશે એવું વાંચવાનું મળ્યું હોય (અને તે, મારી જેમ 'સાક્ષર' એવી ગાળને પાત્ર થએલાને હાથે નહિ પણ ઉપલા બંને લેખકો જેવા જનતાપક્ષી ગણાય તેવા વિચારકોને હાથે લખાયું) તેવું સાંભરતું નથી. એ વીશેક વર્ષના લાંબા ગાળામાં ગાંધીજીથી માંડી ગઈ કાલે લખવા માંડનાર સુધી પ્રભુએ આપણને જે સંભળાવ્યા કર્યું છે તેનો ભાવાર્થ એ છે કે આમવર્ગ સમજી શકે તે જ સાહિત્ય. એવા મતાગ્રહે અલ્પશિક્ષિત કે અશિક્ષિત પ્રજાવર્ગોની જ્ઞાનકક્ષાને જ જાણે સાહિત્યમાત્રનો માનદંડ બનાવી દીધી; એ જ વેગમાં, શિક્ષિત હોય ને સુશિક્ષિતમાં ગણાતા હોય તેવા પુષ્કળ રાજવંતી

દુઃશિક્ષિતને અને કુશિક્ષિતને પણ તણાતા મેં જોયા છે. સંસ્કારિતાનું ધ્વંસક એ વલણ પહેલાં ઓછું ને પછી નાબુદ થાય, જો ઉપર ટાંક્યા છે તેવા વિચારો પ્રજાના સંસ્કારનેતાઓ મગજમાં ઓતરાં દેવાની તથા પ્રસંગોપાત્ત જાહેર કરવાની હિંમત કેળવે તો.

આ પ્રશ્નની એક મજા – કે 'મૌજ', દક્ષિણી ભાઈઓ કહે તેમ – એ છે કે ગાંધીજીને વર્ડસ્વર્થ જેવું થયું છેઃ વકીલાત કરે લોકભાષાની અને પોતાના લખાણમાં આવી જાય ત્યારે અલૌકિક ગૌરવવાળી તથા સાહિત્યસંસ્કારવાળી ભાષા. આ છે તો ઇષ્ટાપત્તિ પણ એને હવે ઇષ્ટ અનાપત્તિ લેખે સ્વીકરી, ઉપર્યુક્ત મનાગ્રહ કે જે છાપાગરા ને બીજા જ્ઞાનલવદુર્વિદગ્ધોની (ઓછા જ્ઞાને વધુ કાચુ કાપ્યા કરનારાઓની) હદબેહદની અવિચારી કલમચલણીને પ્રતાપે વાચકવર્ગમાં–અધભણેલ ને ભણેલા બધામાંજ ઠીકઠીક ઊંડા ઊતર્યો છે, તેનાં મૂળ હવે ખેંચી કાઢવા માંડવાનો સમય અવશ્ય આવ્યો છે. સ્વાભાવિક સરળતાની કોઈ ના. અલબત્ત, નથી કહેતું; પણ ગઈ વીશીમાં વારંવાર આ વિષયમાં જે પુષ્કળ વાતો અને ઘણાં આચરણ પણ થયાં છે તેમાં તો નિઃસત્ત્વ સરળતાનો પક્ષ ઘણા અગ્રેસરોએ કર્યો છે; અને ઊંચી કોટિના વિદ્યાસેવનને હળવે હળવે વણસાડયું છે.

---

# • આઝાદ* •

દિવાલો પાષાણી કરતી નવ કારાગૃહ – રચના,
અને સર્જે ના ના પીંજર કદી લોખંડી સળીઆ;
વસી શાન્તિ જેમાં,
ભરેલાં દોષે ના
મન નિરખતાં આશ્રમ તહીં.
× × ×
મને જો આઝાદી મુજ પ્રણયમાં હોય; વળી જો
ગુલામી આત્માની સહન કરવાની ય નવ હો;
(તો) દુતો દૈવી માત્ર
ઉંચે પાંખો જેની
ફરકી રહી, આઝાદ મુજશા.

— "કિસ્મત"

* R. Lovelace ––
અંગ્રેજી પંક્તિઓ પરથી



ખાકરસ્તાર "ઝાર" રાંદેરી.

**ઝાર પીલ્સ:**—આ ગોળીઓ ઘણાં લાંબા અનુભવ પછી જાહેરમાં મુકી છે. કોઈ પણ કારણે ગુમાવેલી શરીરિક, માનસિક, દરેક શક્તિઓને પાછી મેળવવામાં તેમાં ખાસ, કરી મરદાઈ માટે એને ઈશ્વરનો ઉપાય કહીયે તો લગારે, અતિશયોક્તિ નથી. અતિ સ્ત્રી સમાગમ, કુટેવ, કે ગમે એ કારણે ગુમાવેલુ પુરૂષત્વ (મર્દાઈ) પાછુ મેળવવામાં અમારા લાંબા અનુભવમાં આજ સુધી એનાથી ઈકસીર ઉપાય એકે આવ્યો નથી. બેજ દિવસમાં નિર્વાન, પાચનશક્તિ, રૂકાવટમાં પણ પોતાનો ગુણ બતાવવો શરૂ કરે છે, અને શરીરમાંથી સુસ્તી, ઢીલાપણુ, કમર, માથા, સાંધા, અને રગોના દુ:ખાવાઓને દૂર કરે છે. એમાં કસ્તુરી, અંબર અને સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ હોવા છતાં માત્ર પબ્લિકના લાભાર્થે ૩૨ ગોળીઓની કીમત રૂા. ૧-૦-૦ પોસ્ટ ખર્ચ જુદો.

**ઝાર તિલા:**—આ તિલામા સર્વથી વધુ ખુબી તો એ છે કે એના ઉપયોગથી કોઈપણ રીતની જલન કે ફોલ્લીઓ થતી નથી. તેમ એને લગાડી પાન કે પાટા બાંધવાનીયે અગત્ય નથી. મસ્ગતાજ ચામડીમાં ઘુસી જાય છે. રગોની નબળાઈને દૂર કરવામાં આ તિલો ખરેખર ચમત્કારી છે, હજારો રૂપીઆ ખર્ચે જે લાભ ન મળે તે લાભ માત્ર અઢી રૂપીઆમાં મેળવી શકાય છે. કીમત રૂા. ૨-૮-૦ (અઢી) પોસ્ટ ખર્ચ જુદો.

**આનંદ રસ:**—આ વિચિત્ર તિલો મર્દાઈ અને ઈમ્સાક (વીર્ય સ્તંભન) માટે ખાસ છે. ગરીબોને ખાસ લક્ષમાં રાખી આ ફકીરી તિલો જાહેરમા મુક્યો છે. એના ઉપયોગથી ખાસ જગ્યામાં સખ્તી અને ઈમ્સાકમાં ઘેરાઊ વધારો થાય છે કીમત ડબ્બાનો રૂા. ૧) પોસ્ટ ખર્ચ જુદો.

**મુકવ્વી વ મુમ્સિક:**—કસ્તુરી, અંબર, સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ વડે તૈયાર કરવામાં આવેલી આ દવા ઈમ્સાક અને મર્દાઈ માટે અજોડ છે. નિર્વાન, (ધાતુસ્રાવ) ઈહતિલામ, (સ્વપ્નદોષ) તેમજ વીર્ય વિકારના દરેક ફરીઆદો આ દવા માત્ર બેજ દિવસમાં દૂર કરે છે. શોખીનો માટે આ દવા ખાસ છે. એક તોલો દવા બાર દિવસ ચાલે છે. કીમત તોલા એકનો રૂપીઓ એક, પોસ્ટ ખર્ચ જુદો.

**દવાએ સુઝાક:**—આ પીવાની દવા છે. ગમે એવા નવા કે જૂના પરમિયાને મટાડે છે. હજારો માણસો સારા થયા પછી આ દવા પબ્લીક સનમુખ ધરી છે. એક શીશી સાત દીવસ ચાલે છે. સાધારણ બીમાર માત્ર એકજ શીશીમાં સારો થઈ શકે છે. ગમે એવા જૂના પરમિયાને માટે માત્ર બે શીશી કાફી છે. ઈન્જકશનો વડે પોતાનું ભવિષ્ય પાયમાલ ન કરતાં એક વાર આ દવા લેવા અમારી ભલામણ છે. કીમત શીશીનો રૂપીઓ દોઢ, પોસ્ટ ખર્ચ જુદો. (સ્વપ્નમાં પરમિયાનો શર્તીયા ઈલાજ કરીશું)

હિન્દ બહારથી મંગાવનારાઓએ બ્રીટીશ પોસ્ટલ ઓર્ડર Manager, The Rander Unani Pharmacy : ના નામે મોકલવો. ફાર્મસીમાં મળતી દરેક દવાઓનું સુચિપત્ર મફત મોકલવામાં આવશે.

લખો અથવા મળો : મેનેજર

## ધી રાંદેર યૂનાની ફાર્મસી

રાંદેર, Rander, Dist. Surat.

છાપીનાર મેનેજર—Union Printing Works 91, Victoria Street, Durban (Natal)

# જગની જ્યોત

રબ્બીઉલ અવ્વલ માટે ખાસ

અનુવાદક:-અબ્દુલ્લતીફ આદમ કોડવાઇ
(બાંટવા)

સમય આવી ગયો છે-કે સઘળાં નરનારી સ્ત્રી પુરૂષ-અરબના જગજ્યોતિ-સંસારના નૂરના પવિત્ર જન્મની મીલાદનાં વર્ણન સાંભળે અને સંભળાવે; કથાઓ કરે અને કરાવે.

આજે અમો, ચાલીસ કરોડ મુસલમાનોના જગઆધાર, અન્નદાતા, મનદાતા, તનદાતા આલોક અને પરલોકના સરકાર મુહમ્મદુર્રસૂલુલ્લાહ (સલ૦)નું ઝિક્ર કરવું ઇચ્છીએ છીએ, અને આજે અમો એ મદની ચંદ્રની ચકોર બનવા માટે એકઠા થયા છીએ. તે લોહચુંબક છે અને અમે લોખંડ, તે કિરણો છે અને અમે તણખા, તે રહમતનું વાદળ છે અને અમે તરસ્યા, તે અમારા આકા છે અને અમે એમના ચાકર, તે અમારા બાદશાહ છે અને અમે એમની રઇયત, તે અમારા પિતા છે અને અમે તેમની ઓલાદ, તે અમારા ધણી છે અને અમે તેમના સેવક, તે અમારા પતિ છે અને અમે તેમના મુહતાજ.

અમે ખાકની મૂર્તિઓ છીએ. અમે માટીનાં રમકડાં છીયે અને અમે જ્યાં રહિયે છીયે તે પણ સર્વ ખાક અને ધૂળનું કારખાનું છે, જેમાં પૂર્વે પાણીજ પાણી ભરેલું હતું અને નિરાકાર જ્યોતિ સ્વરૂપ પ્રભુ પરમાત્મા જગદિશ-પરવર દિગારે આલમનું નૂર એ પાણીમાં ઝળહળતું હતું અને એ નૂરથી "અલ્લાહુ નૂરૂસ્સમાવાતે વલ અર્દ"ની આવાઝો આવતી હતી. પછી તે પાણી સંકેલાયું અને સંકેલાઈ ગયું અને સમુદ્રે તેને પોતાની અંદર સમાવી લીધું. એટલે એક મ્હોટી પૃથ્વી પોતાના ઉંચા ઉંચા પર્વતો સાથે ઝાહિર થઈ એ પૃથ્વી ઉપર એજ પૃથ્વીની ખાકથી બનેલા આદમે (અલ૦) અને હવ્વા (અલ૦) એ વસવાટ કર્યો, જે આકાશ જ્યોતિ હતા અને "અલ્લાહુ નૂરૂસ્સમાવાત"નો પ્રકાશ તેમના કપાળોમાં ઝળકી રહ્યો હતો. ખુદાની ઝાતની તજલ્લીઓ આદમ (અલ૦)ના મુખ પર પોતાનું તેજ અને ચમકદમક બતાવી રહી હતી. પછી તે નૂર શીશ (અ૦) અને નૂહ (અ૦) તથા ઇબ્રાહીમ અને મૂસા (અ૦) તથા ઇસા (અ૦)ની સૂરતોમાં ઝળક્યું. પછી નૂર એક પછી એક નસ્લે ઇબ્રાહીમમાં પ્રવેશ્યું અને અબ્દુલ્લાહ ઇબ્ન અબ્દુલ મુત્તલિબના કપાળમાં આવ્યું અને અબ્દુલ્લાહથી અલગ થઈ બીબી આમિનામાં પ્રવેશ્યું અને પછી એ નૂર રબ્બીઉલ અવ્વલના માસમાં સોમવારના દિવસે એક બાળક સાથે પ્રગટ થયું સોમવાર નજુમીઓનો "યવમુલ હિલાલ" હતો. એ માટે તે જગતનો ચંદ્ર, સંસારનો પ્રાણ, સોમવારે પયદા થયો અને તે ધરતી અને તે સંસાર કે જેમાં દુઃખ અને શોક, તથા અજ્ઞાનતાનો અંધકાર છવાએલો હતો. એ જ્યોતિ સ્વરૂપના પ્રકાશથી પ્રકાશિત થઈ ગયો. જેની રોશની અને પ્રકાશે કષ્ટ મિટાવી દીધાં, શોક મિટાવી દીધો અને અવિદ્યા (અજ્ઞાનતા) નો ઘોર અંધકાર દૂર કરી જ્ઞાન, ઇલ્મ અને હુન્નરનો પ્રકાશ દરેક ઘર અને પ્રત્યેક ઘટમાં પૂરી દીધો.

એ બાળક મકકામાં પયદા થયો, જે અરબનું એક પ્રખ્યાત સ્થળ છે. એ બાળકની ઉત્પત્તિ પૂર્વે સઘળા મનુષ્યો તન ધરાવતા હતા, તે સર્વે તન વિનાના હતા કેમકે તેમને પોતાનાં તનની રક્ષાની ઢબ આવડતી નહોતી, તે અન્ન પણ ખાતા હતા અને જળ પણ પીતા હતા પરંતુ તેમનાં અન્ન, જળ સફળ નહોતાં. કેમકે તેમને અન્ન અને જળનું અસલી જ્ઞાન

ન્હોતું. તે સૌ ધરગુડરથી રાખતા હતા, સ્ત્રી-પુરૂષનો સંજોગ તેમને ત્યાં થતો હતો, પણ ન તો પુરૂષને સ્ત્રીના હકની ખબર હતી, કે ન સ્ત્રી પુરૂષના હક્કોથી પરીચીત હતી, તે સર્વ જાણતા હતા કે સાચું બોલવું સારૂં છે પરંતુ તેમને સાચું બોલતાં આવડતું ન્હોતું. તે સઘળા દયાની ખુબીઓને માનતા હતા પરંતુ નિર્દયતા બેદર્દી અને અન્યાયના ગુનાહોમાં તથા તેવા મહા પાપોમાં નિત્ય મગ્ન રહેતા હતા.

એ માટે પ્રભુ પરશોતમ પરમાત્મા જગદિશ ઇશ્વરે પોતાની જ્યોત અને તજલ્લી અબ્દુલ્લાહ અને આમિનાના પુત્ર મુહમ્મદ (સલ૦) ને દીધી કે તે સકળ સંસારનો અન્નદાતા થાય, તનદાતા થાય અને મનદાતા પણ થાય, કેમકે નિર્દયતા, અજ્ઞાનતા અને અત્યારે દરેક તનના મનને કાળું અને મહા પાપી બનાવી મૂક્યું હતું, અને આકાશ હેઠળ પૃથ્વી પર કોઈ જગ્યા એવી ન્હોતી કે જ્યાં કોઈ સ્ત્રી પુરૂષ પોતાના જગદિશ ઇશ્વરની ભક્તિ, સેવા અને પ્રાર્થના સારી રીતે જાણતો હોય.

રબ્બીઉલ અવ્વલના સોમવારે જે મન મોહન, સ્યામસુંદરે મક્કામાં જન્મ લીધો, તે જોવામાં ખાકનો પુતળો હતો અને ખાકી પુતળાંઓમાંજ ઉત્પન્ન થયો હતો. પણ હકીકતમાં સંપૂર્ણ અવતાર હતો અને કળજુગનાં કષ્ટો અને મુસીબતોથી સકળ સંસારને મુક્તિ અપાવવા તથા મુક્તિ આપવા આવ્યો હતો તેની સાથે આ દુન્યાની કોઈ શક્તિ ન હતી, કેમકે તેના પિતા એ વેળા પરલોક સિધાવી ગયા કે જ્યારે તે પોતાની માતાના ગર્ભથી બ્હાર પણ આવ્યો ન્હોતો અને તેની માતાએ એ સમય આલોક ત્યજ્યો કે જ્યારે તેને હાલવા ચાલવાની શક્તિ પણ આવી ન્હોતી અને તેણે દુન્યાનાં કોઇ ગુરૂ કે શિક્ષક પાસેથી શિક્ષા કે શિક્ષણ પણ લીધું ન્હોતું, કેમકે તે પોતે માતપિતા વિનાના અનાથોનો આધાર હતો એટલે તે પોતાના માતપિતાનો આધાર કેમ લે? અને તે પોતે જગતગુરૂ હતો એટલે તે અન્યનો શિષ્ય કેમ થઈ શકે?

આજે અમે, એજ સંસારનાં સરકાર, જગજ્યોતિ, મનદાતાનો મહિમા ગાવા માટે ભારતવર્ષમાં ઠેર ઠેર એકઠા થયા છીએ. અમે હિંદુ હોઈયે કે મુસલમાન, ગોરા હોઇયે કે કાળા, દીન હોઇયે કે ધનાઢ્ય, સ્ત્રી હોઇયે કે પુરૂષ સર્વે એ મહારૂપ દયાળુની પ્રશંસા કરીશું, તેનાં ચરણે શીષ નામીશું, હાથ જોડીશું અને ગાઈશું કે!

તૂ તનદાતા તૂ તનદાતા,
તૂ અન્નદાતા તૂ અન્નદાતા,
તૂ મનદાતા તૂ મનદાતા,
હમ હંય તેરે દાસ.

---

# ઉધઈનો ઉપાય

[ લાયબ્રેરીયનો માટે ખાસ ]

પુસ્તકોનાં ખાસ કરીને ઉષ્ણકટિબંધમાં, મોટામાં મોટા કોઈ શત્રુ હોય તો તે કંસારી, વાંદો, ઉધઈ જેવાં જંતુ અને જીવાનો છે. આ જીવાતોના ઘણા વર્ગો છે. નામો પણ ઘણાં છે. જીવાતોમાં ખાસ કરી ચાર જાત છે. એક જાત ચળકતા ભૂખરા રંગની અને ઈયળ જેવા નરમ શરીરની છે. તેને અંગ્રેજીમાં 'સિલ્વર ફિશ' કહે છે. પા ઈંચ લાંબી માછલી હોય તેવું તેનું શરીર હોય છે અને પાણીમાં માછલી જે ઝડપે અને ચપળતાથી તરતી હોય છે તેવીજ રીતે તે ચાલે છે. તેનું શરીર માથા આગળથી ચપટું થતું જાય છે અને પૂછડી આગળ અણીદાર બની જાય છે. 'લાહીના જંતુ' એ અર્થનાં એનાં બીજાં પણ ઘણાં નામો છે ગુંદર, લાહી અને સ્ટાર્ચ એવા સાકરના રસ જેવા પદાર્થો એને બહુ ભાવતા હોય છે તેથી તેવા પદાર્થ લગાડીને બાંધેલી ચોપડીઓમાં અને કાગળોમાં તે આહાર મેળવવા આવે છે. આ ચળકતા શરીરવાળાં લેહીનાં જંતુ ઈંચના ત્રીજા કે ચોથા ભાગ જેટલીજ લંબાઈના હોય છે. એમની પીઠ વચ્ચેથી બંને બાજુ ઢળતી એક ઝાંખા રંગની રેખા હોય છે.

બીજી જાત છે, જેને ચોપડીના ચાંચડ કહી શકાય, એવું શરીર નરમ અને એક ઈંચના સોળમાથી પચ્ચીસમા ભાગ સુધીની લંબાઈનું હોય છે. ગરમ અને ભેજવાળી જગાએ અને અંધારામાં અને જ્યાં ભાગ્યેજ હાથ અડતો હોય ત્યાં તે ચોંટે છે. એ પણ લાહી અને ગુંદરના આહારને પસંદ કરે છે.

રાત્રે આપણે તમરાના અવાજ સાંભળીએ છીએ તે આ જંતુના જાતભાઈઓ છે. આટલું નાનું સરખું જંતુ માણસ સાંભળી શકે એવો અવાજ કેમ કરી શકતું હશે; તે એક નવાઈ છે. એમ મનાય છે કે આવો અવાજ કરીને જંતુ પોતાના મિત્રોને સાદ કરે છે.

ત્રીજી જાત છે કંસારીની. કંસારી સંપૂર્ણ શાકાહારી છે. લાકડાની સુગંધ લેવી, લાકડાની નજીક જવું અને લાકડું ખાવું, એને ખૂબ પ્રિય હોય છે.

કંસારી એક બીજી રીતે પણ શુદ્ધ હિંદુ ધર્મી છે. એમની જાતમાં ચાર વર્ણો છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર. એમાં જે બ્રાહ્મણનું કાર્ય કરે છે, ઇતર વર્ણને પોતાના ધર્મો સમજાવે છે અને હુકમ કરે છે તે કહેવાય છે રાણી: જૂના સમયના બ્રાહ્મણો મંત્રબળથી જેમ એક સ્થાનેથી બીજા સ્થાને ઉડીને જતા, તેમ આ રાણી પોતાની પાંખોથી ઊડીને દૂર જઈ શકે છે. રાણીનું કામ પ્રજાવર્ધનનું પણ છે. તે સૌ વર્ણોમાં પૂજ્યને સ્થાને છે. બીજી જાત છે ક્ષત્રિયની નહિ પણ વૈશ્યની. વૈશ્ય જેમ પ્રજા-સંસ્કૃતિનું પ્રતીક છે. વૈશ્ય ઉપર જેમ પ્રજાનો નિવાસ આધાર રાખે તેમ આમાં વૈશ્યના ધર્મો બજાવતી વર્ણ કે જે બીજા અર્થમાં રાજા કહેવાય છે તે સંસ્કૃતિનો પ્રચારક છે.

રાજા પ્રજાને જન્મ આપવામાં મદદ કરે છે. ત્રીજી જાત ક્ષત્રિય અથવા સૈનિકની છે. તેનું કામ નગરરક્ષાનું છે અને ચોથી જાત શુદ્ર અથવા વેતરાઓ લિંગવિહીન અને ચક્ષુએ અંધ હોય છે.

કંસારીઓનું બળ અમાપ હોય છે. અંધારામાં એમને નિરાંતે કામ કરવા મળે તો તેઓ લાકડું તો શું પણ પથ્થરોને પણ કોરી ખાય અને તેને એવું પોલું માળખું બનાવી દે કે સહેજ અડકતાં તે જમીન પર ફસકી પડે તે

પંજાબ વિદ્યાપીઠ પુસ્તકાલયનું નિરીક્ષણ કરવા માટે પંજાબ સરકારના જંતુશાસ્ત્રી (હાલના પંજાબ વિદ્યાપીઠના ઉપકુલપતિ) ગયા, ત્યારે ઊધઇ લાગેલાં પુસ્તકોના વિભાગનું નિરીક્ષણ કરતાં એમનો મત થયો કે ઊધઇ પુસ્તકાલયના મકાનની નીચેની જમીનમાં રહેતી હતી અને ત્યાંથી પથ્થર અને છાબંધ ભોંયતળિયાંમાંથી સોંસરી નીકળી લાકડાનાં કબાટોમાં પેઠી અને ચોપડીઓને ખરાબ કરી.

એ સલાહ અનુસાર ચોપડીઓને એક સલામત સ્થળે તડકામાં ખુલ્લી મૂકી, ભોંયતળિયા અને દીવાલને ફરી સિમેંટ અને ડામરનો જાડો થર + અભરાઇઓની અર્ધી ઊંચાઇ સુધી લગાડ્યો, દીવાલ નજીકના કબાટની પીઠનો કેટલોક ભાગ, જ્યાં પણ જીવાત લાગી હતી તે, નવોજ નાખ્યો. એને પતરાથી જડી લેવાની પણ સૂચના અપાઇ હતી. ચોપડીઓ ઉપર ફ્લીટ બરાબર છાંટી દીધું અને નવી ઉધઇ ન લાગે, માટે ઉપર બતાવેલી ચીજોના મિશ્રણની પોટલીઓ અભરાઇઓમાં રાખી. ઉધઇ એકદમ કાબૂમાં આવી ગઇ.

જો કે લોખંડનાં કબાટોમાં ઊધઇને માટે મુશ્કેલ છે, પણ અશક્ય તો નથીજ; અને એક વાર તે ત્યાં પહોંચી, એટલે ચોપડીઓનું સત્યાનાશ બેવડા વેગે ચાલે છે; કારણ કે ત્યારે ખોરાકમાં કેવળ એજ વસ્તુ રહે છે.

કલકત્તાની ઇમ્પિરિયલ લાયબ્રેરી કંસારીઓથી પુસ્તકોનું રક્ષણ તેના ઘોડાઓના પાયાને એક ક્વાર્ટ કેરોસિન અને એક ક્વાર્ટ ફિનાઇલ એક ઘડા પાણીમાં નાખીને ભરેલા તાસકમાં રાખીને કરે છે.

કાગળો જ્યારે બનાવવાના હોય છે ત્યારે એના માવામાંજ જો નીચેનાં રસાયણો ઉમેરવામાં આવે તો તેથી ઠીક રાહત મળી રહે છે.

હજાર ચોરસ ફૂટે ૧ ગેલન પ્રમાણે ક્રૂડ કારબોનિક.

એક ચોરસફૂટે ૦૦૦૪૯ ઔંસ પ્રમાણે બાયક્લોરાઇડ ઑફ મર્ક્યુરી-અથવા ૦-૧૧૩ ઔંસ પ્રમાણે કોપર સલ્ફેટ.

બેનઝીન (Benzene) ભરેલું વાસણ પુસ્તકઘરમાં રાખીને કેટલીક વખત તે બંધ રાખીએ તો પણ ચોપડીની જીવાત નાશ પામતી હોય છે.

બહુ મોટી લાયબ્રેરીઓ માટે ૨૪ કલાકમાં સો ટકા ધાર્યું પરિણામ આપે તેવા બીજા ઉપાયો છે, પણ તે જોખમકારક છે. "સામાન્ય ગ્રંથાલયો અને નાનાં કબાટો માટે તો એજ ઉપાય છે કે પુસ્તકોને અંધારામાં ન રાખો અને કપૂર ઇ૰નાં મિશ્રણનો ઉપયોગ કરો.

+ આવિના બીજો સસ્તો પદાર્થ છે ગેસ રિફ્યુસ.

● "મોડર્ન રિવ્યુ" ઉપરથી "ઊર્મિ" અને "ઊર્મિ" ઉપરથી "ગુજરાતી પંચ"માથી.

બાકી રહ્યું છે શું? હવે ઘરમાં વિના વેચે;
ક્યાં જાય! ચલમો શેરઅલીખાંન ના વેચે!
એના સિવાય ભાઈ શું શીખ્યા છે કે કરે;
બીડીઓ વાળી ખાય બીડાં પાનં ના વેચે!
એવાય દેશભક્ત બિરાદર છે આપણા;
હિંદી કહીને માલ જે જાપાનના વેચે!
ઔલાદ શેરશાહની એવીય છે હજી;
તલવાર વેચી ખાય અને મ્યાન ના વેચે!
તે ચીજ કૉલેજે મહીં વેંચાય છે જેને;
ક્યાંયે, કદીયે, કોઈયે, ઈન્સાન ના વેચે!
મા'શુક નવાઝ બાપના બેઠા છે મીરખાં;
કાફરના હાથે કેમ તેઓ જાન ના વેચે?
હમણાં તો શેખચલ્લીનો વે'પાર એજ છે;
ફેરી ફરીને ફોટા પરસ્તાનના વેચે!

"શેખચલ્લી"

●

કેવો ભલે વેચાય દેવસ્થાન ના વેચે;
માળી ભલે વેચાય ગુલિસ્તાન ના વેચે!
અમે ટેકીલા લીડર કંઈ સ્વમાન ના વેચે;
વેચાય ભલે નાક તોયે કાન ના વેચે!
ઈમાન વેચી સાટીને બેઠા છે મુજાવર;
તો છેવટે કહો તે કબ્રસ્તાન ના વેચે?
એના સિવાય કોઈપણ બાકી નથી મિલ્કત;
તો કાં પછી પ્રોફેસરો નિજ જ્ઞાન ના વેચે!
વેચે ભલેને સત્ય, અહિંસાનાં કાટલાં;
પણ ગાંધીજી સસ્તામાં સમાધાન ના વેચે!
વેચાય શાન હિંદની અત્યારે અબઘડી;
પણ ધોળા દા'ડે રે'ટીયાની આન ના વેચે!
વેચાય ભલે બાપકે દાદાની આબરૂ;
હડમત કદી હાલ્લાં તણી દુકાન ના વેચે!

"હડમત ઓઝા"

●

નઝરકો બેવફાથી જ્યાં લડી છે;
કયામત ત્યારથી મુજ હરઘડી છે!
ભલે આવી ખુશીથી જાન લઈજા;
કઝા, જીવનની અહીં કોને પડી છે!
નથી એ શેખજી કંઈ ગર્જનાઓ;
કોઈની આરઝૂ તૂટી પડી છે!
ગઝમની યાદ તા'રી યાદ છે એ;
ઈબાદતમાં અને આવી નડી છે!
અરે! જા વિજળી તું દૂર થઈ જા;
બિચારા રંકની આ ઝુંપડી છે!
છિપીના પ્યાસ લાખો વાર જોતાં;
અરે! પ્યાસી આ કેની આંખડી છે?
ભરેલું આશથી દિલ જોઈ બોલ્યા;
અનોખા પુષ્પની આ છાબડી છે?
સુણી તૂટેલ દિલના સૂર બોલ્યા;
મધુરી કેની લાગે વાંસડી છે!
સુરા છે, જામ છે, મઝલુમ પણ છે;
ઘડી સારી ગજબ આ સાંપડી છે!

"મઝલુમ"

●

નઝર કો' નાઝનીથી શું લડી છે?
જિગર પર વિજળી તૂટી પડી છે!
અમારૂં દિલ નથી છે મૌન દુનિયાં;
હઝારો ઉર્મિ જ્યાં સુતી પડી છે!
લખ્યા મેં મારા પત્રોના જવાબો;
તમારી ઘેલછા જ્યાં ત્યાં નડી છે!
લીધું છે દિલ તો દેતાં જાવ પણ દિલ;
વિનિમય થાય તે આ હાટડી છે!
તમારી વેણીમાં પુષ્પો ભર્યા જે;
અમારૂં દિલ એ ફુલની પાંખડી છે!
કોઈના ઓષ્ઠ છે કે પ્રેમ પુષ્પો;
વદન છે કે પ્રણયની ચોપડી છે!
હજી આવ્યાં અને શું આમ ચાલ્યાં?
ઉતાવળ એટલી શું અબઘડી છે!
સુમનથી દ્યો સહુ સ્નેહાંજલીઓ;
શહીદે નાઝની આ હાદડી છે!
વદે છે અપ્સરાઓ પણ પરસ્પર;
ગઝલ બેકારની શી ફાંકડી છે!

"બેકાર"

●

ઝગડાને દૂર કર. ભલા એ તો શર્માવનારી વાત છે કે, હકની બંદગીવાળા પણ તારી બગલમાં, તેં દુનિયાની મૂર્તિને છુપાવી રાખી છે!

નીચેની કવિતામાં પણ ઉત્તમ ભાવ દર્શાવ્યો છે:—

"મરાહૂર શુદી એ દિલરૂબાઈ હુમાંન,
એમિસ્લ શુદી દરઆશનાઈ હુમાન,
મન,આશિકે ઈ તૌરે તો અમ-મી-બીનમ,
ખુદરા ન નુમાઈ બ નુમાઈ હુમાન."

ભાવાર્થ:-તારી મુહબ્બત (ખુદાની રહેમત) અને ખૂબસુરતી (ખુદાની કુદરત) જગ આશકારા છે. બધાએ જાણે છે કે, તું પોતાને છુપાવે છે છતાં પણ તું સર્વત્ર વ્યાપક છે. પ્રત્યેક વસ્તુમાં તુ અને તુજ છે. તારી નાઝો અદા અજબ તેથીજ હું તારી ઉપર કુરબાન થાઉં છું.

ઉપરના અશઆરો ઉપરથી એ સિદ્ધ થયું કે કવિઓના કાવ્યના મૂળમાં કોઇક પ્રકારે પ્રેમની ભાવના અવશ્ય હોયજ પછી તે તાત્વિક હો, સાત્વિક હો, કે માયિક હોય.

મર્હૂમ મહાકવિ "ઇકબાલ"નાં કાવ્યો નવે નવ રસથી પૂર્ણ પણે ભરેલાં છે. આજે તે "ઇકબાલ" આ દુનિયામાં નથી. ઉર્દૂ અને ફારસી કાવ્ય સાહિત્યનું એ રત્ન ગુમાઇ ગયું છે. આહ! "ઇકબાલ"ની યાદ હૃદયમાં વિવ્હળતા ઉત્પન્ન કરે છે, અને મન દુઃખથી અભિભૂત થઇ જાય છે. પરંતુ બીજીજ ક્ષણે "ઇકબાલ"ની અમૂલ્ય કૃતિનું સ્મરણ થતાંજ મસ્તક ગર્વથી ઉન્નત થઈ જાય છે, છાતી ફૂલાય છે.

કોણ કહે છે કે "ઇકબાલે" શોહરતને શોધી છે? નહીં! નહીં!! "ઇકબાલે" શોહરત ને નથી શોધી, પરન્તુ સ્વયં શોહરતે "ઇકબાલ" ને શોધી કાઢ્યા છે:—

'ખુદહી ઢુંઢ લિયા શોહરતને ઉન્હે'

'ખળે રોકસે સુન રહાથા જમાના,
તુમ્હી સો ગયે દાસ્તાં કહતે કહતે!"

એ હિન્દના હીરાની કબ્ર પર જઇ બેચાર આંસુ ઢાળવાં એજ પ્રેમી કાવ્ય રસિકોનું કર્તવ્ય છે.

---

# ત્યારે હું શાહઝાદી હતી!

## ૧૮૫૭ના હિન્દી બળવાની હૃદય ભેદક કરૂણ કથા

લેખક: "આઝાદ"

ત્યારે હું શાહઝાદી હતી! લાલ કિલ્લામાં દબદબા ભર્યું જીવન ગુજારતી હતી. આજે દોઢ રૂપીયા માસીકની ઝુંપડીમાં જીવન ગાળી રહી છું! રાતના ચાર ચાર વખતે બિસ્તરા સાફ કરવા પડે છે; કેમકે છતમાંથી માટી પડે છે. એક સમય એવો હતો કે લાલ કિલ્લાના રંગ મહેલની અંદર સુતી હતી, છતમાં કોઇ ચકલીએ માળો બનાવ્યો હતો; તેના કેટલાક તણખલાં મ્હારા બિસ્તર પર પડ્યાં તો આખી રાત ઉંઘ ન આવી અને આજે એવો સમય છે કે આખી રાત્રી ધૂળ વરસ્યા કરે છે, એય કિસ્મતની બલીહારી છે!

### કુદરતના કરિશ્મા

સન: ૫૭ના બળવામાં મ્હારી વય દસ અગીયાર વર્ષની હશે. અમે કિલ્લાની અંદર રહેતાં હતાં. બાદશાહ સલામત અમારા કુટુમ્બીઓથી નારાઝ હતા. પરંતુ અમારૂં માસીક દર મહિને મળી જતું હતું. મ્હારા ત્રણ ભાઇ હતા; અને બ્હેન ફકત હું એકલીજ હતી. પિતાએ છેલ્લી વયમાં બીજાં લગ્ન કર્યાં હતાં. જો કે મ્હારી સગી માતા પણ જીવતી હતી અને એ વૃદ્ધાવસ્થાને લીધે મ્હારી માતાને મ્હારી સાવકી માતા જોડે બહું બોલચાલ રહેતી.

અમે ત્રણ ભાઇ બ્હેન પણ અમારી સાવકી માતાથી વકતાં રહેતાં પરંતુ સાવકી માને મ્હારાપર બહુ પ્રેમ હતો અને હું મ્હારી સગી અને સાવકી માતાની લાડકવાયી પુત્રી કહેવાતી હતી

અમારા ઘરમાં કેટલાંક દાસ દાસીઓ હતાં. બળવા પહેલાં મ્હારી સાવકી માતા કોલેરાના રોગથી મરણ પામી અને મારા બે ભાઇઓ પણ તેજ માંદગીમાં મરણ પામ્યા. જ્યારે બળવાનાં મંડાણ થયાં તો અમે બે ભાઈ બ્હેન અને માતાપિતા જીવતાં હતાં.

એકાએક બળવાની આગે ભયાનક સ્વરૂપ ધારણ કર્યું. અંગ્રેજોનું બળ વધ્યું. હિન્દી સેનાના સૈનિકો માથું મૂકી લડતા છતાંએ અંગ્રેજોના આક્રમણ સામે ટકી શકતા ન્હોતા. પ્રજાજનોની ભયંકર ચીચીયારીઓથી હૃદય ધ્રુજી ઉઠતું. માર્ગ પર વહેતી લોહીની નદીઓ જોઇ ચક્કર આવતા. પળ બે પળમાં પલટાતા રંગોથી આખી દિલ્હી હેબતાઇ જતી હતી.

બાદશાહ સલામત કિલ્લાથી નીકળી હુમાયુના મકબરામાં ન્હાસી ગયા. બીજા પણ કિલ્લાના રહેનારા કયાંક ન્હાસી ગયા અને કિલ્લો ખાલી થઈ ગયો. પરંતુ અમારૂં ઘર કિલ્લાના મહેલોથી મજબુત હોવાથી પિતાશ્રીએ બહાર જવાનું ઇષ્ટ ન ધાર્યું ને કહ્યું "બહાર મરવા કરતાં અહીંજ પ્રાણ આપવા શ્રેષ્ઠ છે. જે થવાનું હશે તે અહીંજ થશે.

બાદશાહ સલામતના જવા પછી બે દિવસ સુધી કોઇ ન આવ્યું. બહારના પહેરેગીરો અને બાંદીઓ બધાં ન્હાસી ગયાં હતાં. અમોએ ઘરનાં સઘળાં દ્વારો બંધ કરી દીધાં હતાં. મ્હોટા સંગીન દ્વારો જેહના ઉપર મ્હોટા તાળાંઓ લગાવી દીધા હતાં. ત્રીજે દિવસે ઘોડાઓનાં ખોંખારાનો અવાઝ સંભળાયો. કેટલાક માણસનો બોલ ચાલનો પણ અવાઝ આવી રહ્યો હતો. અને દરવાજાને તોડી રહ્યા હોય એમ જણાતું હતું. મ્હારા ભાઈની વય સોળ વર્ષની હતી.

માતા અને પિતાએ તરત વઝુ કરી. માઇને કહ્યું "બેટા! ઊઠો તમે પણ વઝુ કરી લો, મરવાનો સમય આવી પહોંચ્યો છે" આ વાત સાંભળીને મ્હારૂં હૃદય ધ્રુજી ઉઠ્યું અને હું માતાને ચોંટી ગઇ ને રડવા લાગી. મ્હને પ્યાર કરતાં તેણે કહ્યું "ગભરા નહિ: ખુદા મદદગાર છે. કદાચ હે પ્રભુ બચાવવાનો માર્ગ સુઝવી દે." તે પછી અમો સઘળાએ વઝુ કરી. નમાઝ પઢી ઇશ્વરની પ્રાર્થના કરવી શરૂ કરી. દ્વાર તોડવાનો અવાઝ બરાબર આવી રહ્યો હતો અમે સઘળાં સિજદામાં હતાં. દસબાર ગોરા અને કેટલાક શીખ બંદુકો લઈ જેના પર સંગીનો મઢી હતી ઘરની અંદર આવી ગયા. ભાઇ અને પિતાજી તરત ઉઠી ઉભા થયા.

માતાએ મ્હને ખોળામાં લઈ લીધી. ચાદરથી મુખ છુપાવી લીધું. એક શીખે પિતાજીને પૂછ્યું "તમે કોણ છો? અને શા માટે અહીં બેઠા છો?"

પિતાજીએ જવાબ આપ્યો "આ મ્હારૂં ઘર છે અને હું આમાંજ રહું છું. શાહઆલમના વંશમાંથી છું."

તે શીખે ગોરા અમલદારને આ વાત સમજાવી. અંગ્રેજ અફસરે તુટીફુટી ઉર્દૂમાં પિતાજીને કહ્યું જે હું સમજી શકી નહિ. પછી શીખ સરદારે પિતાજીને સમજાવ્યું કે સાહેબ કહે છે "બાદશાહ ન્હાસી ગયા, સઘળા ન્હાસી ગયા અને તમે શા માટે અહીં બેઠા છો?"

પિતાજીએ કહ્યું 'બાદશાહ અમારાથી નારાઝ હતા. માટે તેઓ અમને સાથે નહીં લઇ ગયા અને અમે જવા પણ તૈયાર ન્હોતા, તથા અમે બળવામાં પણ ભાગ લીધો નથી. અમને વિશ્વાસ છે કે અંગ્રેજ સરકાર ન્યાયી છે, બેગુનાહોને સતાવતી નથી. અમે બેગુનાહ છીએ તે માટે અમે નહીં નાઠા.

અંગ્રેજ અફસરે કહ્યું "તમને ટેકરી પર ચાલવું પડશે. અમે પુછપરછ કરીશું; ત્યાં તમને પ્રાણની મુક્તિ મળશે."

પિતાજીએ કહ્યું "મ્હારી સાથે મ્હારાં બે બાળકો અને તેમની માતા છે. કોઈ ગાડી નથી? આ લોકોને પગે ચાલવાની ટેવ નથી."

અંગ્રેજ અફસરે ઉત્તર આપ્યો "આ યુદ્ધ સમયે અમે તમારી ગાડીનો કંઈ બંદોબસ્ત કરી શકીએ એમ નથી, અને જો તમે અહીં થોભશો તો ભય છે કે બીજા સૈનિકો અહીં આવશે, અને અજાણતામાં તમને મારી નાંખશે. એ માટે તમારે અહીંથી ચાલવું જરૂરી છે. હું બે સૈનિકો તમારી સાથે આપું છું જો માર્ગમાં કોઈ ગાડી મળી જશે તો તે તમારાં બાલ બચ્ચાંઓને તેમાં બેસાડી દેશે."

લાચારીથી પિતાજી તૈયાર થયા, તેમણે ખાસ કેટલાંક જવાહિરો સાથે લઈ બાકીનો સામાન અહીંજ મુક્યો અને ફોજ સાથે નીકળ્યા. માતાની સ્થિતિ માંદગીના લીધે બહુજ અશકત થઈ ગઈ હતી. મને ભાઇએ ખોળામાં ઉપાડી અને પિતાજીએ માતાનો હાથ પકડી લીધો. અમારા ઘરને આશાભરી દ્રષ્ટિએ છેલ્લી વાર જોયું કે પછી અમે ત્યાં કોઈવાર અહીં ન આવીશું. અને એમજ થયું કે પછી અમે ત્યાં જઈ ન શકયાં.

જ્યારે અમે ઘરથી બહાર નીકળતાં તો તે અંગ્રેજ અને શીખ સૈનિકો ઘોડા પર સ્વાર થઇ ગયા અને બે સ્વારોને અમારી સાથે ટેકરી તરફ મોકલી દીધા અને બીજાઓ અમારાથી છુટા પડયા.

કિલ્લાના મોટા દ્વાર સુધી તો તે શીખ સરદાર ધીમે ધીમે આવતા રહ્યા અને તેમણે અમને કાંઇ ન કહ્યું. માતાથી ચાલી શકાતું ન્હોતું અને તે દસેક પગલાં ચાલી બેસી જતી અને તેમનું દિલ કંપી રહ્યું હતું. જ્યારે માતા બેસી જતી

તો સ્વારો પણ થોભી જતા; પરંતુ જ્યારે અમે કિલ્લાની બહાર નીકળ્યા, તો તે સ્વારોએ સખત વર્તન ચલાવ્યું ને કહ્યું "આવી રીતે તો સાંજ પડી જશે !" પિતાશ્રીએ ઉત્તર વાળ્યો, "ભાઇ ! તમે જોઇ રહ્યા છો કે મ્હારી સાથે એક માંદી અશક્ત સ્ત્રી છે જે પોતાના જીવનમાં કદી પગે ચાલી નથી. સ્ત્રી અને બાલકોને લીધે લાચાર છીએ ! સ્વાર આ સાંભળી ચુપ રહ્યો પરંતુ મારા ભાઇના મુખેથી આ શબ્દો નીકળી પડ્યા કે "તમે અમારા દેશના છો ત્હમને દયા નથી આવતી ?"

એક શીખ સ્વારે કહ્યું "અમે શું કરીએ ? હાકિમનો હુકમ."

ભાઇએ કહ્યું "હાકિમે એવું કહ્યું છે કે અમારા પર આવો ઝુલ્મ કરો !" શીખસ્વારે ઉત્તર વાળ્યો:—"અમે ક્યારે ઝુલ્મ કર્યો ? પણ હવે કરવો પડશે."

"ત્હમે જાણી જોઇ ચાલવામાં વાર કરો છો." આમ કહી એક સ્વાર અમારી પાછળ આવી ગયો અને એક આગળ થઇ ગયો. માતાજી ઘોડાને પોતાની પાછળ જોઇ ગભરાઇ ગયાં અને તરતજ તમ્મર ખાઇ માર્ગ પર તૂટી પડ્યાં ! આ સ્થીતી જોઈ શીખ સ્વાર આભાજ બની ગયા અને કેટલીક વાર સુધી જોતા રહ્યા અને કેટલીક વાર પછી ત્હેણે પિતાશ્રીને કહ્યું. "હું પગે ચાલું છું તમે આ માંદા સ્ત્રીને ઘોડા પર લઇને બેસો." આખરે પિતાજી માતાજીને લઇ ઘોડા પર સ્વાર લઇ ચાલ્યા અને બિચારો શીખ સ્વાર પગે ચાલી ટેકરી સુધી પહોંચ્યો. હું ભાઈના ખોળામાં હતી.

ટેકરી પર અંગ્રેજ લશ્કર ચારે બાજુ ઉભું હતું. અમને પણ એક બાજુ તંબુમાં ઉતારો આપ્યો. તે શીખ સ્વારે અમને રોટલી લાવી આપી અને તે રાત અમે ત્યાંજ વિતાવી.

બીજે દિવસે સવારે ફોઝી જનરલે અમને સઘળાંને પોતાની સમક્ષ બોલાવ્યા. દિલ્હીનો એક જાણુભેદુ તે અંગ્રેજ પાસે ઉભો હતો ત્હેને પૂછ્યું કે તમે અમને ઓળખો છો ? ત્હેણે કહ્યું. "હા હું એમને ઓળખું છું. આ બાદશાહના કુટુંબી છે. અને જ્યારે કિલ્લાની અંદર અંગ્રેજી સ્ત્રી-બાળકોની કત્લ કરવામાં આવેલી ત્યારે આ માણસે ત્હેમાં અગત્યનો ભાગ ભજવ્યો હતો."

આ સાંભળી જનરલે પિતાશ્રી તરફ ક્રોધની દ્રષ્ટિએ નિહાળ્યું. પિતાજીએ કહ્યું, "આ માણસ ખોટું કહે છે. પહેલાં આ માણસ મારે ત્યાં નોકર હતો અને ચોરીના આરોપે મ્હેં એને બહુજ શીક્ષા આપી કાઢી મૂક્યો હતો માટે એ દુશ્મનીથી આમ કહે છે. ત્હમે એને પુછો કે બહાદુરશાહ મ્હારાથી કેટલા સમયથી નારાઝ છે ?"

જાણુભેદુએ કહ્યું "એ ખરૂં છે કે હું એમને ત્યાં નોકર હતો પરંતુ એ ખરૂં નથી કે ચોરીના આરોપે મ્હને કાઢી મૂક્યો હતો. મેં પોતેજ એમની નોકરી છોડી દીધી હતી કારણ પગાર ઓછો આપતા હતા. એ ખરૂં છે કે બાદશાહ એમનાથી નારાઝ હતા. પરંતુ બળવાની શરૂઆતમાં એમણે બાદશાહને ખુશ કરવા બાદશાહની પાસે જવું આવવું શરૂ કર્યું અને જે દિવસે અંગ્રેજો માર્યા ગયા તે દિવસે તો એમણે અને એમના પુત્રે તેમાં અગત્યનો ભાગ ભજવ્યો હતો. અને અંગ્રેજ સ્ત્રીઓ અને બાળકોની હત્યા વિષે જેઓ ના પાડી રહ્યાં હતા ત્હેમને આ લોકો કહી રહ્યા હતા કે "સર્પને મારવો અને તેના બચ્ચાંને છોડી દેવું, અક્કલમંદોનું કામ નથી." અને ખાસ આ બેઉના કહેવાથીજ તે સ્ત્રી બાળકોની કત્લ થઇ હતી. ભયંકર હત્યાકાંડમાં આ લોકોએ સહાય કરી છે."

આ સાંભળી જનરલ ક્રોધની અગ્નીથી લાલપીળો થઈ ગયો અને અગ્નીના અંગારા તેની વિકાળ આંખોદ્વારા પ્રદર્શિત થયા. જો કે

પિતાજી કહેતા રહ્યા "તદ્દન અસત્ય! તદ્દન અસત્ય!" પરંતુ જનરલની આંખોમાંથી અગ્નિના તણખા ઝરી રહ્યા હતા તેણે એક શબ્દ પણ ન સાંભળતાં આજ્ઞા કરી "હમણાંજ આ બન્નેને ગોળીથી ઠાર કરો" અને પછી કહ્યું: "જો કે આ બન્નેએ અમારી સ્ત્રી અને બાળકોની કતલ કરી છે; પરંતુ અમે એમનાપર દયા કરી અને એની સ્ત્રી-બાળકોને છોડી મૂકીયે છીએ. આ બન્નેને છાવણીથી બહાર કાઢી મૂકો. એમને જોઈએ ત્યાં ચાલી જાય".

(૨)

કતલનો સમય!

ગોરાં અને દેશી સૈનિકો આગળ વધ્યા અને ભાઈ તથા પિતાજીના હાથ પાછળ બાંધ્યા. પિતાજી મ્હને જોઈ રડવા લાગ્યા. પરંતુ ભાઈ મૌન ઊભો રહ્યો. માતાજી એક ચીચીયારી સહિત મુર્છીત થઈ ઢળી પડી. હું દોડીને પિતાજીને ચોંટી પડી પરંતુ એક સિપાહીએ મ્હને ધક્કો માર્યો અને હું જમીન ઉપર પડી ગઈ ને મ્હેં જોયું કે પિતાજી તથા ભાઈને સિપાહીઓ ખેંચતા દૂર લઈ ગયા અને તેમની સામે જનરલ પણ ઉભો રહ્યો અને તેમણે કંઈક જોરથી વાતો કરી જે હું ન સમજી. એ પછી સિપાહીઓને સંકેત કરતાં તેમણે બંદુકો છાતીએ ટેકવી અને બન્દુકોનાં મોઢાં ભાઈ અને પિતાજી સામે ધર્યાં: તે સમય પિતાજીનો અવાજ આવ્યો. "હયો બેટો ખુદા હાફિઝ! અમે દુનિયાથી જઈએ છીએ." અને ભાઈએ એવું કહ્યું-"અમ્મા! અમ્મા!! મારાથી તમારી તનહાઈ જોઈ શકાતી નથી. સલામ. હું મરૂં છું!"

બન્દુકોનાં ધડાકા થયા અને ધુંવાડાથી તે સ્થાન ઘેરાઈ ગયું. મેં જોયું ભાઈ અને પિતાજી ધૂળમાં તરફડી રહ્યા છે. હું રડી રહી હતી અને મ્હારૂં હૃદય ભયથી ધ્રુજી રહ્યું હતું. માતાને જરાક શુદ્ધિ આવી અને મ્હેં તેમને કહ્યું "ભાઈ અને પિતાને મારી નાંખ્યા. જુઓ તે ધૂળમાં તરફડી રહ્યા છે. આહ! અમ્માજાન તેમની છાતીથી રક્તની ધારા વહી રહી છે. પિતા અને ભાઈ હંમેશની માફક નિદ્રામાં સુઈ ગયા! અમ્મા હવે શું થશે? આ લોકો આપણને પણ મારી નાખશે!" માતા મ્હારી સ્હાય લેતી ઉઠી અને તેમણે ભાઈ અને પિતાના શબને નિર્મેષ દ્રષ્ટિએ જોયું અને વ્યાકુળતાથી કહ્યું "મ્હારો પુત્ર! મ્હારી આશા!! મ્હારી સોળ વર્ષની મહેનત! મ્હારી વૃદ્ધાવસ્થાનો છેલ્લો આધાર! હે ઇશ્વર આ શું સ્વપ્નું છે! કે સત્ય! મ્હારા પર આફત આવી છે. મ્હારો શિરતાજ પણ ધૂળમાં મળી ગયો! તે પણ યુવાન પુત્ર પાસે રક્તમાં તરબોળ પડ્યો છે. હે જાલીમ બેદુ દુશ્મન, તને ઇશ્વર બરબાદ કરે! તે તદ્દન અસત્ય કહ્યું! આ બન્નેએ તો બળવાની શરૂઆતથી તે હમણાં સુધી બહાર પગ પણ મૂક્યો ન્હોતો. અરે, તેં કર્યું. વેર વાળ્યું! અરે, મુજ, દુઃખીયારી ઉપર પણ તને દયા ન આવી? તેં આ માસુમ બાળકો ઉપર પણ રહમ ન કીધી!" માતા આમ કલ્પાંત કરી રહી હતી કે, દેશી ફોજના સૈનિકો આવ્યા. અને મ્હને તથા માતાને હાથ પકડી ખેંચતા લઈ ચાલ્યા. અમે બન્ને શબોની પાસેથી પસાર થયા. ગોળીઓ છાતી અને મૂખ પર વાગી હતી, લાશો મૌન પડી હતી! સૈનિકો અમને બળ જબરીથી લઈ ચાલતા હતા. માતાથી ચાલી શકાતુ ન્હોતું પરંતું તે જંગલીની પેઠે ઘસડી લઈ જતાં હતા.

ફોજી છાવણીથી બહાર લાવી અમને છોડી મૂકી ગયા. માતા રડીને બેહોશ થઈ ગઈ હતી અને હું તેમની પાસે બેસી રડી રહી હતી. થોડી-વારમાં એક માણસ માથે ઘાસની ગાંસડી ઉપાડી ત્યાંથી પસાર થતાં મ્હારી પાસે આવ્યો અને શિર પરથી ગાંસડી ઉતારી માતાને જોઈ કહ્યું "આ સ્ત્રી તો મરી ગઈ છે!"

તે હિન્દુ હતો. મ્હને ત્યાંજ છોડી છાવણીમાં ગયો અને ત્હાંથી બે ત્રણ મુસલમાન ઘસીયારાઓને લઈ આવ્યો અને તે સઘળાએ કહ્યું ‘આ સ્ત્રી મરી ગઈ છે.’ તેમણે મ્હારા અને માતાના અંગ ઉપરથી દાગીનાં ઉતારી લીધા ને કહ્યું કે “જ્યારે એમનાં માણસો મરણ પામ્યાં ત્યારે બહુ ઝવાહિરો મળ્યાં, જે સઘળું સરકારી ખજાનામાં ગયું છે; પરંતુ આ અમારો હક છે” આ પછી તેમણે ખાડો ખોદી માતાને દફનાવી અને બે માણસો મ્હને ઉપાડી ‘અજમેરી દરવાજા’ સુધી લાવ્યા અને ત્યાંજ છોડી ચાલ્યા ગયા. હું એકલી બેઠી રડી રહી હતી. ખાનમના બાઝારનો મુસલમાન સોની પોતાના બાળકો સહિત, ત્યાં આવ્યો જે કુતુબ તરફ જઈ રહ્યો હતો અને મ્હને પણ પોતાની સાથે કુતુબ તરફ લઈ ગયો.

[ ૩ ]

હવે શહેરમાં શાંતી સ્થપાઇ ગઈ અને મુસલમાન સોની દિલ્હીમાં પાછો આવ્યો. તેણે મ્હને મ્હારા કુટુંબી શહઝાદાઓને સોંપી અને હું એમનીજ પાસે ઉછરી મોટી થઈ અને તેમને ત્યાંજ મ્હારાં લગ્ન થયાં અને લગ્ન પછી કંપની સરકાર તરફથી પેન્શન મળવા લાગ્યું. ઈશ્વરે કેટલાંક બાળકો મ્હને આપ્યાં પરંતુ કોઇ પણ જીવતું રહ્યું નથી. અહીં સુધી કે મારા ખાવિંદ પોતે પણ મરણ પામ્યા અને હવે ચાર વર્ષથી મારી આંખો પણ ચાલી ગઈ.

વાંચક !

મ્હારી આત્મ કથા વાંચી ? કેટલી હૃદય ભેદક કથા છે ! મ્હારા રોમેરોમથી હાય...ના અવાજો આવે છે. મેં આ દુનિયામાં કંઈ ન જોયું. માત્ર ૧૦ વર્ષની વય સુધીજ આનંદમાં રહી. અગીયારમે વર્ષેજ આફતનાં વાદળ તુટી પડ્યાં, તે અત્યારે સીત્તેર (૭૦) વર્ષની વય સુધી દુઃખો ઝીલ્યાં. મૃત્યુ કાળ મૂખ ઉઘાડી બેઠો છે. ક્યારે સંદેશ આવે તેની જ વાટ જોઉં છું.

કહેવાનું એટલુંજ કે—

“એક સરખા દિવસ સૌના સુખમાં જાતા નથી.”

અર્થાત અમે બાદશાહ હતા

ત્યારે હું શાહઝાદી હતી !

આજે કંગાલીયત ભોગવું છું !!!

પૂર્ણ

બની ચૂક્યાં છે. તમારા ઇમાનનો દીપક ટમટમી રહ્યો છે, અને તમારાં સદકાર્યો તથા નેકઅમલોનું પુષ્પ કરમાઈ રહ્યું છે છતાં ગઝબ આ છે કે તમે ગાફિલ છો!

તો શું આ ભાગ્યહીન કંગાળ સ્થિતિમાં પણ તમને હક પહોંચે છે કે રબીઉલ અવ્વલમાં આવવાવાળા, દીન અને દુન્યાની નેઅમતો લાવવાવાળા રહમતુલ્લિલ આલમીન (સલ.)નો પધરામણી-દીન ઉજવવામાં તમે ઉત્સાહ વ્યક્ત કરો?

શું 'મૃત્યુ' અને 'વિનાશ'ને આ હક પહોંચે છે કે તે 'જીવન' તથા 'આત્મા'નો પોતાને સાથી બનાવે? શું એક મૃતદેહ પર દુન્યાની અકલો હસે નહિ જ્યારે કે તે જીવતાઓની જેમ જીવનને યાદ કરશે? હાં, સત્ય છે કે સૂર્યના પ્રકાશમાં દૃષ્ટિને માટે મઝા આનંદ છે પરંતુ આંધળાને આ વાત ક્યારે શોભે છે કે તે સૂર્યોદય વખતે આંખોવાળાઓની જેમ આનંદ ઉજવે!

તો હે ગાફિલ, અને પ્રમત્ત બનેલા ધર્મબંધુઓ! અગર તમે એ મુબારક માસની અસ્લી ઇઝ્ઝત અને હકીકતથી બેખબર હોવ, અને માત્ર મોલાની ગઝલો, ભીંતોની શોભા અને રોશન કન્દિલોમાંજ એના યાદગાર હેતુને અલોપ કરી દ્યો તો તમારી એ ગફલત અને બેખબરી પર સેંકડો અને લાખોવાર અફસોસ.

તમારે જાણવું જોઇએ કે એ મુબારક માસ "ઉમ્મતે મુસ્લિમહ"ની બુન્યાદનો પ્રથમ દિવસ છે. ખુદાઈ સલ્તનત કાયમ થવાનું સઉથી પ્રથમ એલાન છે. ઝમીનની ખિલાફત અને ઇલાહી વિરાસતની બક્ષિશનો સૌથી પ્રથમ મહીનો છે તો એના આગમનનો ઉત્સાહ અને એના વર્ણન તથા યાદની ઇઝ્ઝત એવા માણસની રૂહ પર હરામ છે જે પોતાના ઇમાન અને અમલમાં એ ઇલાહી પૈગામ પ્રમાણે ચાલવાનો તથા એ સદ્વર્તનોની પૈરવીનો કોઇ નમુનો રાખતો નથી.

---




[ અનુવાદક : સીરતી ]

**એક તરૂણ અંગ્રેજ અફસર, એક જર્મન તરૂણી.**

સ્થળ : ઈંગ્લાંડ

દશ્ય : મહા યુદ્ધની એક સંધ્યા

[ પર્દા ઢાળેલા એક ખાલી ઓરડામાં ઝાંખો લેમ્પ બળે છે. દીવારો અને સર સામાન પર ઝાંખો અંધકાર પથરાયલો છે. એક તરફ અંગીઠી છે બીજી તરફ એક સોફા અને નાનકડું ટેબલ પડેલું છે. ટેબલ પરના ગુલદાનમાં તાજાં ફુલ મૂકેલાં છે.

એક દરવાજામાંથી એક તરૂણી અને એક તરૂણ અફસર દાખિલ થાય છે. તરૂણીએ કાળાં વસ્ત્રો પહેર્યાં છે, હાથમાં મેલાં થએલાં પીળાં મોજાં છે. અફસર લાંબા કદનો સોહામણો જુવાન છે. અલબત્ત પગે સ્હેજ લંગડાય છે. આ મકાન તરૂણીનું હોય એમ લાગે છે. કેમકે તે એકદમ પ્રકાશ વધારવાને લેમ્પ સમીપ જાય છે; પરંતુ કંઈક વિચારી એ ઈરાદાને પડતો મૂકે છે. પાછળથી તે એક બારીનો પર્દો ખસેડે છે ચાંદીના દૂધમલ કિરણો આખા ઓરડાને અજવાળી નાંખે છે. બહાર લાંબાં વૃક્ષો નજરે પડે છે તરૂણી થોડીક પળ બહાર તાકી રહે છે. પછી એક કંપારી ખાઈ મોઢું ફેરવી લે છે ]

**અફસર:**–"જ્યારે મ્હેં તને બોલાવી ત્યારે તું રડતી કેમ હતી?

**તરૂણી:**–[કંઇક યાદ કરી] "નહિ તો...બસ અમસ્તીજ! આવી ખુશનુમા સંધ્યા..."

**અફસર:**–[તેના ચેહરા ઉપર દ્રષ્ટિ થાંભલી રાખી] "તારે આનંદિત રહેવું જોઇએ."

**તરૂણી:**–[માથેથી ટોપી ઉતારતા] "આનંદિત! તમે કદાચ મ્હારી પેઠે એકલા ન હશો?"

**અફસર:**–[લંગડાતા પગે બારી સમીપ જઇ ઉભો રહે છે] "પણ તેં આવું જીવન કેમ પસંદ કર્યું? શું એ ગોઝારૂં જીવન નથી!"

**તરૂણી:**–"નિઃસંદેહ શું તમને ગોળી વાગી હતી?"

**અફસર:**–"હું હમણાંજ હોસ્પીટલમાંથી આવી રહ્યો છું."

**તરૂણી:**–"આહ! ખોફનાક જંગ! આ તમામ તકલીફોનું મૂળ જંગ છે. ખુદા જાણે એ ક્યારે ખત્મ થશે?"

**અફસર:**–[તેની તરફ તાકીને જોતાં] 'તું કયા દેશની છે.'

**તરૂણી:**–"હું રશિયન છું."

**અફસર:**–"વાહ! આજ લગી કોઇ રશિયન રમણી સાથે મ્હારે ભેટો થયો નથી. [તરૂણી એકદમ તેની સામું જુએ છે] શું રશિયન એટલા બધા ખરાબ છે જેટલા તેમને ચીતરવામાં આવે છે!"

**તરૂણી:**–"નહિ, એટલા બધા ખરાબ નથી; ખાસ કરીને ત્યારે જ્યારે તેમને તમારા જેવો

સરસ માણસ મળી જાય તેના ઓષ્ટો પર મધુર સ્મિત રમવા લાગે છે] "તમે એટલા માટે ઉભા રહ્યા હતા કે હું ગમગીન હતી, અને તેઓ એટલા માટે ઉભા રહે છે કે હું સ્વરૂપવાન છું... પુરૂષોને ચાહતી નથી. જ્યારે તમે તેમને હું સારી પેઠે ઓળખવા લાગો એટલે તમે તેમને ચાહવાનું છોડી દો છો."

અફસરઃ–"પણ તને તેમની ઝાઝી ઓળખ હોય એમ લાગતું નથી. તું તેમને મોરચા ઉપર જુએ ત્યારે તેઓ સાચેજ મહાન લાગે છે, સિપાહીથી લઈ અફસર લગી પ્રત્યેક જણ પવિત્ર આત્મા જેવા હોય છે, તેઓ જ્વલંત હસ્તીઓ હોય છે. પ્રત્યેક દિલમાં નિઃસ્વાર્થ ભોગની તમન્ના ઉછળતી હોયછે શું એ અદ્ભુત નથી?"

તરૂણી[તેની સામે જોતાં] પરંતુ તમો તે બધા કરતાં સારા છો એમ હું તો માનું છું. તમો તેમના કરતાં ઉતરતા નથી."

અફસરઃ–"નહિ, સદંતર નહિ. જે હલ્લા સમયે મ્હને ગોળી વાગી હતી ત્યારે અમારામાંનો પ્રત્યેક જન સંપૂર્ણ વીરતાની સજીવ પ્રતિમા સમાન હતો. જે દિલેરીથી તેમણે હુમલો કર્યો હતો તે સાચે અવર્ણનીય પ્રશંસાને પાત્ર હતો.

તરૂણીઃ–[વિચિત્ર હસે] 'કદાચ એજ સ્થિતિ સામાવાળાઓની પણ હોય !"

અફસરઃ–'નિઃસંદેહ !......"

તરૂણીઃ–"આહ ! તમે કેવા શરીફ છો ! હું કમીના માણસોને ધિક્કારું છું.''

અફસરઃ–"ઓહ, તેઓ વાસ્તવમાં કમીના નથી હોતા. બલ્કે તેઓ વસ્તુસ્થિતિને સમજી નથી શકતા."

તરૂણીઃ–"તમે કેવા સરળ છો !"

[તરૂણ અફસરને આથી ખોટું લાગે છે. તે ભ્રકુટિ ચઢાવે છે. તરૂણી થરથરી ઊઠે છે.]

તરૂણીઃ–[તેને વળગી પડતાં] "પરંતુ મ્હને તમો ગમો છો. એક સજ્જનને મળવું એ કેટલું બધું આનંદદાયક હોય છે !"

અફસરઃ–[એકદમ]ઃ–"પણ તું એકલી કેમ રહે છે ? શું તારે કોઈ રશિયન મિત્ર નથી !"

તરૂણીઃ–"રશિયન ! [જલ્દીથી] નહિં, આ શહેર ઘણુંજ મોટું છે. મ્હારૂં મિલન થયું તે પૂર્વે શું તમે થીયેટર ગયા હતા ?"

અફસરઃ–"હા."

તરૂણીઃ–"હું પણ ગઇ હતી, સંગીત સાંભળવું મ્હને ખૂબ ગમે છે"

અફસરઃ–"મ્હારી માન્યતા મુજબ સઘળાં જ રશિયનોને ગમે છે."

તરૂણીઃ–[તેની તરફ જોતાં] "જ્યારે મ્હારી કને પુરતા પૈસા હોય છે ત્યારે હું ત્યાં જાઉં છું."

અફસરઃ–"શું તારી હાલત એટલી બધી ખરાબ છે ?"

તરૂણીઃ–"હા, મ્હારી પાસે હવે કેવળ એક શિલિંગ છે."

[તે ખડખડાટ હસી પડે છે. જુવાન આભો બની તેને જોઇ રહે છે. પછી તેની તરફની જુની બારી ઉપર બેસે છે.]

અફસરઃ–"તારૂં નામ ?"

તરૂણીઃ–"મ્હને મય કહે છે. તમારૂં નામ પૂછવાની તો જરૂરત નથી."

અફસરઃ–[હસીને] "તું ઘણી નઠારી છે !"

તરૂણીઃ–"શું મ્હારે નઠારા ન બનવું જોઇએ ?"

અફસરઃ–"અવશ્ય, તું અમને સઘળાને જંગલી માનતી હોય એમ લાગે છે !"

તરૂણીઃ–[બારી પાસેની એક કુર્સી ઉપર બેસતાં જ્યાં તેના એક ગાલ ઉપર ચાંદનું અજવાળું પડે છે]

"મ્હારી કને નઠારા બનવાના અનેક કારણો છે. હું હવે ઘણીજ પરેશાન છું મ્હને કોઇ ઉપર વિશ્વાસ નથી. તમે ઘણા જર્મનોનું ખૂન રેડ્યું હશે !"

અફસરઃ–"જ્યાં લગી હાથો હાથની ઝપાઝપી ન થાય ત્યાં લગી એ શી રીતે ખબર

પડે! મ્હને એવો કોઈ પ્રસંગ સાંપડ્યો નથી."

તરૂણીઃ–પરંતુ તમે કોઈકને કતલ કરી આનંદ તો અવશ્ય અનુભવતા હશો."

અફસરઃ–"આનંદ! હરગિઝ નહિ. એ વિષે અમે સઘળા એક સરખાજ હોઈએ છીએ: ફર્જ ખાતર અમને એમ કરવું પડે છે."

તરૂણીઃ–"ઓહ! કેવું ભયંકર કૃત્ય! મ્હારા ભાઈ મરી પરવાર્યા હશે એમ હું તો ધારૂં છું."

અફસરઃ–"શું તને તેમની કાંઈ માહિતી નથી?"

તરૂણીઃ–"માહિતી! અમારા દેશથી કોઈ સમાચાર આવતાજ નથી. કદાચ તે દેશજ રહ્યો ન હોય. જે વસ્તુઓની મ્હને જાણ છે તે ફના થઈ ચૂકી હશે અને હું તેને બીજીવાર જોઈ શકીશ નહિ એમ મ્હને તો લાગે છે. મા, બાપ, ભાઈ બ્હેનો સઘળાંજ મૃત્યુના ઘાટે ઉતરી ચૂકયાં હશે. જંગ તબાહીનું હથિયાર છે [ચોંકી] ને તમને ખબર છે જ્યારે તમે મ્હારી કને આવ્યા હતા ત્યારે હું શું વિચારતી હતી? હું મ્હારા ગામડાંને યાદ કરતી હતી. અગર હું તેને ફરી જોવા પામું તો સાચેજ મ્હારા હર્ષનો કોઈ પાર રહે નહિ. શું તમે કદી ઉદાસ થયા છો!"

અફસરઃ–"હા, હું ખાઈઓમાં ઉદાસ થતો હતો ખરો. પરંતુ બીજા સામે તેનો ઈકરાર કરતાં શર્મ લાગે છે."

તરૂણીઃ–"પરંતુ ત્યાં તમો સઘળા વચ્ચ ગાઢી મિત્રાચારી હશે....જ્યાં મ્હને સઘળાજ નફરતની નજરે જુએ છે ત્યાં હું શું કરૂં? અને કદાચ મોકો મળે તો મ્હને કેદ કરતાં પણ ન અટકે."

(તે જોર જોરથી શ્વાસ લે છે.)

અફસરઃ–"વાહ! વાહ!!"

તરૂણીઃ–(ગમગીન સાદે) તમે પહેલા માણસ છો જેણે મ્હારા પ્રત્યે હમદર્દી દેખાડી છે. હું ખૂબજ પ્રસન્ન થઈ છું: આંસુઓને કેવળ શરાફત દાયજ પરખી શકાય છે. શું એ સાચું નથી? જગતમાં સર્વોત્તમ જોહર એજ છે અને તમો જાણો છો કે એ જોહર ઘણાજ થોડા માણસોમાં જોવા મળે છે."

અફસરઃ–[સારેમત]:—"તું ઘણીજ બદ-ગુમાન છે."

તરૂણીઃ–"બદગુમાન? તમારી ધારણા મુજબ અગર હું બદગુમાન ન હોત તો જીવતી પણ રહી શકી હોત કે? હું તો સ્વયંનું કોલેજ સત્યાનાશ વાળી મુકત. જગતમાં સારા માણસો હોય એ સંભવિત છે પરંતુ હું તેમને ઓળખતી નથી."

અફસરઃ–"હું ઘણાને ઓળખું છું."

તરૂણીઃ–[તેના તરફ જોતી] "તમને કદી મુસીબતનો સામનો થયો હોય એમ લાગતું નથી?"

અફસરઃ–"ખરેખર, મુસીબત અને મ્હારા વચ્ચે હમેશાં બાર ગાઉનું છેટું રહે છે!"

તરૂણીઃ–"એ તમારા મુખ પરથી જ એ વર્તાય છે. હું એક પ્રમાણિક અબળા જેમ પહેલાં હતી–છું એમ ધારો. પછી તમે મ્હને તમારી મા અને બ્હેનો પાસે લઈ જઈ કહો, "આ એક જર્મન અબળા છે જેનું કોઈ દોસ્ત નથી, એ ગરીબ અને બેકાર છે." તેઓ કહેશે "ઓહો! એ તો અફસોસનાક કહેવાય! એક જર્મન અબળા! અને મામલો ખતમ થઈ જશે!"

[અફસર ધ્યાનપૂર્વક તેની વાતો સાંભળે છે]

"સમજ્યા?"

અફસરઃ–[કંઈક ભગડી] "હા, એવા લોકો પણ હોય છે."

તરૂણીઃ–"તેઓ જર્મન અબળાને નોકરીએ રાખવાનું હરગિઝ ગવારા કરશે નહિ. પછી ભલેને તે ગમે તેટલી પ્રમાણિક કેમ ન હોય! અને હું, હવે ભવિષ્ય માટે સદાચારી નથી રહી, મેં દુરાચાર શીખી લીધો છે, શું તમે મ્હને ચુંબન ન આપશો?"

તરૂણી:-"શું તમે સ્હાઈન જોયું છે? તે આજ રાત્રે કેવું ખુબસુરત લાગતું હશે! ચાંદની ચાંદની તેના ખૂણેખૂણામાં પથરાઈ વળી હશે. ઓહ, જંગ! કેવી નઠારી શોધ છે. જીવતા રહેવું એ પાપ મનાય છે."

અફસર:-"જ્યાં લગી તુ મૃત્યુનો મુકાબિલો ન કરે ત્યાં લગી તું અંદાઝો કાઢી નથી શકતી કે જીવતાં રહેવું કેમ છે! અને જ્યાં, લગી એ ભાન..."

[તે ચૂપ થઈ જાય છે. પોતાના વિચારો જાહિર કરતાં શરમાતો હોય એમ લાગે છે]

તરૂણી:-[નમ્રભાવે] "ભલા પુરૂષ!, તમે જખમી શી રીતે થયા હતા?"

અફસર:-"એક ઉઘાડા મયદાનમાં હલ્લા વખતે મ્હને ચાર ગોળીઓ વાગી હતી."

તરૂણી:-"જ્યારે તમને હલ્લો કરવાનો હુકમ આપવામા આવ્યો ત્યારે તમને ડર ન લાગ્યો?"

[તે નકારમા ડોકું ધુણાવી હસી પડે છે.]

અફસર:-"નહિ. ઝરાય નહિ ઉલટા અમે તે સવારે હસતા હતા."

તરૂણી:-[અજબ થઈ] "હસતા હતા?"

અફસર-"હા તુ શું માને છે? બીજી સવારે જ્યારે હું ભાનમાં આવ્યો ત્યારે મ્હેં જોયું તો મ્હારો કર્નલ મ્હારા પર હજી પંખો હલાવી રહ્યો હતો. અગર તું અમારા કર્નલને જુએ તો અવશ્ય ખુદા પર ઇમાન લઈ આવે. અમને આ કૃત્યોનો બદલો ઝરૂર મળે છે. મૌત કેવળ એકવાર આવે છે. પોતાના વતન માટે પ્રાણ આપવા એના જેવું સુંદર મૃત્યુ એકે નથી."

તરૂણી:-"મ્હને કોઈ વસ્તુ પર શ્રદ્ધા નથી. વતન ઉપર પણ નહિ. મ્હારૂં દિલ મરી પરવાર્યું છે.

અફસર:-"એ તારી માન્યતા છે. અગર તારૂં દિલ મરી પરવાર્યું હને તો તું જ્યારે મ્હને મળી ત્યારે રડતી ન હતે."

તરૂણી:-"અગર એ મર્યું ન હને તો શું હું જીવતી રહી શકતી હતી?...શું રાત્રે શેરીઓમાં રખડી અજાણ્યાઓને મ્હારો દેહ અર્પી શકતી હતી?...કોઇ મ્હને ઓળખી ન લે એ વસ્તુથી ડરીને શું હું હંમેશા મુંગી રહી શકતી હતી! નહિ હરગિઝ નહિ એક જિંદાદિલથી એ કામ થઇ શકે એમ નથી! હું હવે શરાબ પીવા માંડીશ અને જોત જોતામાં પતિતા બની જઇશ. નારી હૃદયની ઉર્મિઓ મ્હારામાં ફના થઇ ચુકી છે. હું કેવળ મ્હારા માટે જીવતી છું મ્હને કોઈ ઇન્સાની વા ગૈર ઇન્સાની હસ્તી પ્રત્યે હમદર્દી નથી."

અફસર:-"પણ તુ તો હમણાં તારા સગાં સંબંધીઓનું રડતી હતી અને કેદીઓ તરફ સહાનુભૂતિ દર્શાવતી હતી"

તરૂણી:-"હા, તેઓ મુસીબતમાં સપડાયેલાં છે તેટલા ખાતર. જે મુસીબતમાં હોય તે મ્હારા જેવું છે મ્હને કેવળ મ્હારી જાત ઉપર રહેમ આવે છે હું તમારી અંગ્રેજ ઔરતો કરતાં જૂદા પ્રકારની છું. જે કાંઈ હું કરૂં છું તેનું મને સ્પષ્ટ ભાન છે. હું દંભી આત્મ સંતોષથી વંચિત છું. હું મારી જાતને છેતરી શાંતિ મેળવવા ઇચ્છતી નથી અગર હું પાપમાં પડી ચુકી છું તો મારી બુદ્ધિનેય પાપમાં ખરડવા નથી માંગતી."

અફસર:-[કટાક્ષ કરતાં] "અને ન તારા દિલને પાપની લાગણીથી ખરડવા માંગે છે."

તરૂણી:-"ભલા પુરૂષ! તમે ઘણા જિદ્દી છો. પરંતુપ્રેમ વિષે તમારો દ્રષ્ટિબિંદુ છેકજ ખોટા છે. આપણે ફક્ત આપણી જાતનેજ ચાહીએ છીએ, બીજાને નહિ."

(અફસર ગભરાઈ ઉભો થઇ જાય છે. એક વર્તમાનપત્રના ફેરીયાનો સાદ દૂરથી સંભળાય છે. તે તેને તાકી રહે છે. તરૂણીનું રૂપ તેને પોતા તરફ ખેંચે છે.)

અફસર:—નહિં, આપણે કેવળ આપણી જાતનેજ ચાહનાં નથી પણ બીજાનેય ચાહીએ છીએ. હું એ સાબિત કરવા ઇચ્છતો નથી; પરંતુ અને…અને

"દુન્યામાં અન્ય વસ્તુઓ પણ છે…મુરવ્વત…"

(ફેરીયાઓનો સાદ હવે સ્પષ્ટ સંભળાય છે. બન્ને સાંભળવા પ્રયત્ન કરે છે. "મહાન વિજય…જર્મનોનો ભયંકર પરાજય…હજારો કેદીઓ…" બરાડા પાડતા ફેરીયાઓના અસ્પષ્ટ શબ્દો સંભળાય છે. નવજુવાન અફસર હર્ષાવેશમાં ઉછળી પડે છે. અને જ્યારે તે શેરી તરફ જવા યાહોમ દોડે છે; ત્યારે તે એક નાઝુક દેહ સાથે અથડાઈને થંભી જાય છે. તરૂણી જોર જોરથી શ્વાસ લે છે અને તે અદબવાળી વ્યાકૂળ અંદાઝમાં ઉભી છે. અફસર તેના હાથને ચુંબન આપવા સ્હેજ વાંકો વળે છે. તરૂણી પોતાનો હાથ ખેંચી લે છે. અને ટેબલ ઉપરથી નોટો વીણી તેને આપવા ચાહે છે. પરંતુ તે હયરાન થઇ ખામોશ ઉભો રહે છે.)

તરૂણી:—"એને લઇ જાઓ…અંગ્રેજી દૌલત મ્હારા માટે હરામ છે….. એને લઇ લો."

[તે જલ્દીથી નોટોના ટુકડે ટુકડા કરી ઉરાડી મૂકે છે. નવજવાન અફસર આશ્ચર્યચકિત થઈ તેને જોઇ રહે છે, પછી દરવાજો ઉઘાડી બહાર નીકળી જાય છે. તરૂણી પુતળાં જેમ ઉભી છે. તેના કાનોમાં "ભયંકર પરાજય" નો સાદ ગૂંજી રહ્યો છે. તેની આંખો સામે બચપણની તમામ ઘટનાઓ એક પછી એક ખડી થાય છે. તે થાકીને ફર્શ પર બેસી જાય છે. અને બન્ને પગોમાં પોતાનું માથું છુપાવી દે છે. જ્યારે તે મસ્તક ઉંચું કરે છે ત્યારે તેના ગુલાબી રૂખ્સારો પર આંસુના નિર્મળ બિન્દુઓ વહી રહ્યાં હોય છે.

તરૂણી:—"શિકસ્ત…આહ….શિકસ્ત…એક શિલિંગ!" [તે બારી ઉપર બેસી દર્દ ભર્યા સ્વરે ગાવા માંડે છે.]

" રડી લે, દિલ ખોલીને રડી લે…
હે આંખ…લોહીના આંસુ વર્ષાવ…"

[બહાર શેરીમાં લોકો ગાઈ રહ્યાં છે.]

"યા રબ રહે સલામત ફર્માંરવાં હમારા"

[પૂર્ણ]

---

## રહે છે યાદ મને હર ઘડી મદીનાની

રચનાર : હાફિઝ "ઉક્ફત" (બરબોધન)

ઉરે છપાઈ ગઈ છે છબી મદીનાની,
ફરી રહી છે નજરમાં ગલી મદીનાની.
નસીબ થાય ઝિયારત કદી મદીનાની,
તો ખાક આંખમાં આંજું ફરી મદીનાની.
વખાણ જ્યારે ખુદાએ કર્યાં મદીનાનાં,
તો થાય કોઇથી તારીફ શી મદીનાની?
ઉભય જગત તણી રહમત લઇને ખોળામાં,
વધી છે વિશ્વમાં ખૂબી અતી મદીનાની.
કદી તે નામ ન લે સ્વર્ગની વસંતોનું,
વસંત જોઈ લે ખૂબી કદી મદીનાની.
કસમ ખુદાની કરૂં હું ન સ્વર્ગની આશા,
નસીબ થાય જો મુજને ગલી મદીનાની.
હું ગર્વ કાં ન કરૂં મારા ભાગ્ય પર 'ઉલ્ફત',
રહે છે યાદ મને હર ઘડી મદીનાની.

---

# ડુબતો નાવિક

બંગાળના સુવિખ્યાત બંડખોર શાઈર
કાઝી નઝરૂલ ઈસ્લામનું એક પ્રેરણાદાયક કાવ્ય
ભાષાન્તરકાર : ઈમામુદ્દીન સદરૂદ્દીન દરગાહવાલા

બંગાળી-કાવ્ય-વાટિકામાં નવું જોમ, નવી પ્રેરણા અને પ્રગતિશીલ વિચારો સિંચવાનો બધોય યશ કાઝી નઝરૂલ ઈસ્લામને ઘટે છે. એ મહાન ક્રાન્તિકારી કવિનો પ્રથમ પરિચય. મેં થોડા વખત ઉપર રાજકોટના અઠવાડિક "મુસ્લિમ બુલેટિન"મા કરાવ્યો હતો. તે પછી છેલ્લા ફેબ્રુઆરી ૧૯૪૦ના "નવચેતન"ના અંકમા, તેમનું સુપ્રસિધ્ધ કાવ્ય "વિદ્રોહી"નો અનુવાદ કવિના પરિચય જોડે "બંડખોર" શિર્ષક હેઠળ મે પ્રસિધ્ધિમા મૂકયો છે. આજે "કારવાં"મા પણ એજ ઇન્કિલાબના સન્દેશવાહક કવિ કાઝી નઝરૂલ ઈસ્લામના એક પ્રેરણાદાયક કાવ્યાનુવાદ દ્વારા મારા લેખની બિસ્મિલ્લાહ બોલું છું, ને આશા રાખુ છુ, કે મુસ્લિમ-ગુજરાત, કવિના વિચારોને પચાવવા જેટલી તાકાત કેળવી, ગુલામી પસન્દ માનસને ફગાવી દે. ને અવકાશ મળ્યો તો મુસ્લિમ હિન્દના આ મહાન ઇન્કિલાબી શાઇરના કાવ્યોએ, બંગાળી સાહિત્ય ઉપર કેટલી જબ્બર અસર કરેલી છે, તે દર્શાવતો એક નિબંધ "કારવાં"મા આપીશ, જેથી વાચકો કાઝી નઝરૂલ ઈસ્લામની શાઇરી કેટલી પ્રભાવશાળી છે તેનો તાગ કાઢી શકશે.

કાઝી સાહબના અનેક કાવ્યોના તરજુમા અત્યાર પૂર્વે અંગ્રેઝી તેમજ રશીયન ઝબાનોમાં થઇ ચૂક્યા હોઇ, ત્યાની સામ્યવાદી જનતામાં બેહદ મકબૂલ થયેલા છે. કાઝી સાહબની વિશેષ ઓળખાણ માટે એટલુંજ જણાવવુ બસ થઈ પડશે, કે એઓ "વિદ્યાપતિ" અને "સપેરા" નામક મશહૂર બોલપટોના અમર સર્જક છે "વિદ્યાપતિ" બોલપટે હિન્દભરમા એટલું બધુ આવકાર પામેલું છે, કે જનતા એવાજ પ્રકારના બીજા બોલપટો જોવાને અત્યાર લગી તલસે છે.

આશા છે, કે "ડુબતો નાવિક" એ કાવ્ય "કારવાં"ના વાંચકોને પ્રેરણાદાયી થઇ પડશે.
ઇ. સ. દરગાહવાલા)

આ પદ્મિલ-ભૂમિ દુઃખ-દર્દના જળથી તૃપ્ત બનેલી છે.

ઓ પાગલ! તેં તારી ઝુંપડી અહીંયા શા માટે બનાવી રાખી છે?

વાદળાં-વિહિન વિજળીનો સંકેત એ છે, કે ઓ જીવન-વંચિત! તારી સાદડી સંભાળ.

જો વાદળાંઓનું પાણી માના અશ્રુઓની જેમ શિરપર ટપકી રહ્યું છે, અને આથેથી ભૂમિ, વૃક્ષોને પોતાના દરડાની ભાંતિ હીલ્લોળીને પાસે બોલાવી રહી છે.

વેગીલા પૂરમાં તારી સંતતિ, મોતનાં ધુસકાં ભરી રહી છે.

નદીનું પાલવ તેમના વિના સૂનું સૂનું છે.

નાવિક! અરે નાવિક!! સઢ ખૂલ્લો કરી દે, કેમકે આ નૌકા મોજાંઓના થપેડા ખાઈ ખાઈને ડોલી રહી છે

તારી લડત વ્યર્થ છે, હવે ફનાના લંગરને છૂટો કરી દે.

તારી કુટિરમાં જ્વાર-ભાટાનું પાણી પ્રવેશી રહ્યું છે.

તારો જીવન-સિંધુ તટના પ્રતિ વળી વળીને જોઈ રહ્યો છે.

આ જૂનો સહચર વરસતા વર્ષાદ અને કાજળ રાત્રીએ તારા પરિતાપનો દિલાસો હતો.

પરંતુ તુંજ છે, કે હજી લગી ફાટેલી સાદડી ઉપર પોઢેલો છે.

કેમ આ દુઃખ અને યાતનાઓની સાંકળો હંમેશાંના માટે તોડીને ફેંકી દેતો નથી?

તૂં હિરા-મોતીના ખજાનાની શોધ તો કરતો ન હતો,

અને ન તો સોના-રૂપાની વાંચ્છના ધરાવતો હતો.

તૂં શું ઇચ્છતો હતો?—માટીનું એક પ્યાલું.

ભગ્ન-દિપિકા, નાની શી કુટિર અને થોડિકશી નિંદ્રા!

અભાગી! તારો જીવન-આશય તો એજ હતો.

લે: આ બાપ્શશોને ચોરવાને માટે માંદગી, ઘડપણ અને મોત તારા ઘરમાં ઘસી આવ્યાં છે.

નાવિક! તારી નૌકા ડૂબીને તળીયે બેસી રહી છે.

સાવધ! કયાંક વજ્ર માટીની ટકકરથી તારા પગ લોહી-ભીનાં બની ન જાય;

પરંતુ તૂં તો અનન્ત-લોકનો પથિક છે. ત્યારે તને શેનો ભય છે?

વાદળાં ઘેરાયેલાં છે, વિજળી કડેડાટ કરી રહી છે, સમુદ્ર ભમરીયાં ખાઇ રહ્યો છે પરંતુ તને આ બધાની શી ચિન્તા છે?

તારે તો ઝમીનના તળીયે જવાનું છે.

---

પેલા પહેલા શેઠ છુપી રીતે આવતાં જતાં મારૂં નીરિક્ષણ કર્યાજ કરતા. ખુદાની કૃપાથી વરસના અંતે પેલા પહેલા શેઠને સાફ દીસી આવ્યું કે બીજા શેઠનું કામકાજ તેમનાથી સવાયું થયું છે. અને તેની શાબાશીનો હકદાર થોડે ઘણે અંશે હું પણ છું. ટાઈમ પુરો થતાં વતન જતી વખતે મેં પેલા પહેલા શેઠની મુલાકાત લીધી. ત્યારે તેમણે માનપૂર્વક પાસે બેસાડી કહ્યું કે "આપ ફરી આવો ત્યારે મારૂં કામ સંભાળો તો ઘણું સારૂં." અને બીજી એવીજ મારી પ્રશસ્તિ...હવે જવાબ આપવાનો મારો મોકો હતો અને તેથી મેં સાફ એમજ આપ્યો કેઃ- "એ બધું ખરૂં! પણ મેં હજી લેખ લખવા બંધ કર્યા નથી. જેથી આપના કામની જોખમદારીની લાયકાત હજી લગી મારામા આવી નથી."

હવે એક ત્રીજો બનાવ ટાંકીને બસ.

મ્હારા એક મુરબ્બીએ પોતાના જમાઇની લાયકાતની વ્યાખ્યા આ પ્રમાણે બાંધી હતી કે 'તે માણસ બીડીએ ન વાળતો હોય અને મીલમાં મજુરી કરતો ન હોય." શોધખોળના અંતે તેમને મનમાનતો ગુરતીયો મળી આવ્યો. અને લગ્ન થઇ પણ ગયા. આજે આ બનાવને પાંચ વરસ વીતે છે છતાં એ પરીક્ષકની તાજુબી સાથે-એમની દીકરીએ એક દિવસનું પણ સંસાર સુખ દીઠું નથી. એટલુંજ નહિ પણ તે લાયકાતવાળો યુવક હમણાં બીડી કરવાની કોશિશમાં છે. દબાણપુર્વક કંઇ કહેવા જતાં જવાબમાં સહાસ્યપૂર્વક તે કહે છે કે. "હજી લગી બીડી વાળીને યા મીલમાં જઇને મેં મ્હારી લાયકાતમાં કશી ઉણપ આવવા દીધી નથી એથી વધુ આશાની મ્હારી સાથે શરત નથી."

આ એક દુઃખદ છતાં સત્ય ઘટના છે અને વધુ નવાઈ તો એમાં એ છે કે, બેઉ બાજુ શિક્ષિત અને નવા ચીલાના માણસો છે!

ઉપલા બનાવોમાંથી માત્ર લાયકાત વિષે થોડુંક તારવીશું.

(૧) પહેલા બનાવ વિષેની ગુંચવણ તો ઉકલાય તેમ નથી.

(૨) બીજા બનાવમાં માત્ર લેખક હોવાના ગુન્હાસર વ્યાપારી કામને નાલાયક ગણી કાઢવાની માન્યતા કેટલી ઉતાવળી અનેક ઢંગી છે? એનો બીજો અર્થ, એજ હોય શકે કે આપણા સમાજમાં લેખક હોવું એ એક ભયંકર શ્રાપ છે. લેખક વર્ગ દયા પાત્ર છે ઉત્તેજન પાત્ર નહિજ. આપણા સાહિત્યની હાલહવાલીનું આ એક સબળ કારણ છે. સમાજ સાહિત્યકારને બિચારો માને છે, સમાજરૂપિ શરીરનું ફક્ત ઉકેલું શુમડું ગણે છે. નહિતર લેખક હોય તે શા માટે વ્યાવહારિક કાર્યદક્ષતા ગુમાવી બેસે! હકીકતમાં તે કશું ખોઈ બેસતો છે પણ નહિ. એની ખુલ્લી દલીલ મારી બજાવેલી નોકરી છે. લેખકોમાં સત્વ હોય અને તેના લીધે વધુ ચાપલુસી તે ન કરે એટલે તેમને નાલાયકજ ગણી કાઢવા એજ આપણા શેઠોની નેમ હોય તો તેમણે લાયક નાલાયકના સિદ્ધાંતો છોડી ખુશામતીઆ અને ગેરખુશામતીઆ એવી કોઈ પરીક્ષા મુકરૅર કરવી જોઈએ.

(૩)ત્રીજા બનાવની લાયકાતની વ્યાખ્યા અનઘડપણામાં સૌથી ચડે તેવી છે. પ્રથમતો બીડી વાળવી યા મીલ મજુરી કરવી. એ કોઇ કામ કે દેશમાં એબદાર મનાતું નથી; છતાં ઘડીભર તેમ માની લઈએ તો પણ ગુજરાન ચલાવવાની આવી કેદ આજનો કયો યુવાન સ્વીકારશે? લગ્ન માટેની લાયકાતની આ ઠેકડી નહિ તો બીજું શું? એક મુસલમાન પોતાના મુસલમાન જમાઇની લાયકાત આવા શબ્દોમાં બાંધે ત્યારે આપણે મુહમ્મદી શિક્ષણથી કેટલા વેગળા જઈ રહ્યા છીએ તે સાફ દીસી આવે છે! આ બધુંય છતાં મુદ્દાનો પ્રશ્ન તો એ છે કે વરની લાયકાત સાથે આવા વિષયોને શું લાગે વળગે ભલા! શું બીડી ન વાળવું, અને મીલ મજુરી ન કરવું અને એ સિવાયનું બીજું બધું કરવું તે લાયકાતજ છે. ગમે તેવા ઉંધા ધંધા પણ અને ગમે તેવું વંઠેલપણું પણ. કેવી વિચિત્ર માન્યતા છે!

અંતે હું એ જોવા ઉત્સુક છું કે કોમના નવલોહીઆ શિક્ષીત યુવાનો સમાજમાં ચાલી રહેલા જુનવાણી મનોદશાનો મક્કમ મુકાબલો કરે. અને એવાં કામો કરીને બતાવી દે. કે જેથી જુની ઘરડાઓના દિમાગમાં ભરાઈ રહેલી જૂની માન્યતા રૂપિ બદબૂ નીકળી જાય.




( સર્વ હક લેખકને સ્વાધિન )

ગતાંકથી ચાલુ

મુસ્લિમ બહુમતિમાં બંગાળ પછી બીજે નંબરે પંજાબની ગણુના થાય છે. ત્યાંની કેળવણીની સ્થિતિ બાબે પંજાબ શાળાઓના ડેપ્યુટી ઇન્સપેક્ટર સાહબ ખાનબહાદુર ખુરશીદ અહમદ તા. ૩ ઑક્ટોબર ૧૯૨૮ના "મુસ્લિમ આઉટલુક" લાહોરના અંકમાં એક લેખની પ્રસ્તાવનામાં લખે છે કે "મી. આર્નોલ્ડ તે માનવી છે કે જેણે સને ૧૮૫૭માં એટલે આજથી સીતેર વર્ષ પૂર્વે પંજાબ કેળવણી ખાતાનો પ્રથમ રીપોર્ટ તૈયાર કર્યો હતો. મુસ્લિમોની કેળવણી પર પ્રકાશ પાડતાં તેઓ લખે છે કે અહિંયાનું કેળવણી ક્ષેત્ર પુરેપુરી રીતે મુસલમાનોના કબ્જામાં છે. શાળાઓના વિદ્યાર્થિઓની સંખ્યા જોતાં મુસ્લિમ બાળકોની સંખ્યા ખાસ વિશેષતર તરી આવે છે. સહુથી વિચારયુક્ત બીના તો એ છે કે હિંદુ વિદ્યાર્થિઓ પણ મુસ્લિમ શિક્ષકો ઉપર પુરેપુરો વિશ્વાસ અને અને આસ્થા ધરાવે છે. અને તે કારણે તેઓ વિશેષ સંખ્યામાં ફારસી શીખવા સારૂ મુસ્લિમ શાળાઓમાં દાખલ થાય છે. એ મારી સમજ શક્તિથી પર છે કે આજે પંજાબની શાળાઓમાં જેટલી સંખ્યામાં મુસ્લિમો કેળવાય રહ્યા છે તેટલીજ સંખ્યા દિન પ્રતિદિન વધતી જશે, અને આ પરિસ્થિતિને જેમ આજે જે હાલત પર છે તેમજ ચાલવા દેવામાં આવે તો આશ્ચર્યની કે અતિશયોક્તિ ભર્યું નથી કે સરકારની સર્વ શક્તિ મુસલમાનો હણી લેશે. આ એક આંખ આડા કાન ન કરી શકાય એવી અગત્યની અને રાજ્યહિતની વાત છે કે જેને રોકવું જરૂરી છે. બલ્કે ફરજીયાત છે"

મી૦ આર્નોલ્ડની સલાહને માન્ય રાખી ને ઉપર આપણા મુસ્લિમોની હૈતેષિ સરકાર માબાપે આપણા માટે કેવો પ્રબંધ કર્યો તે ચાર વર્ષ બાદ એટલે સને ૧૮૬૧માં ડાયરેક્ટર ઑફ એજ્યુકેશન મી. કેપ્ટન ફુલેં જે વિવેચન કર્યું છે તેથી સ્પષ્ટ થાય છે.

"વિદ્યાલયોમાં જે મુસલમાન શિક્ષકો ટ્રેઇન્ડ થઇ રહ્યા છે તેઓની સંખ્યા અતિ મ્હોટી છે. આ શિક્ષકોમાં ૩૩૪ મુસલમાનો, ૧૧૧ હિંદુઓ અને ૭ બીજી કોમોના છે. અત્યારના સમયમાં અનુકૂળ સંજોગો પ્રાપ્ત ન થાય ત્યાં સુધી આ સંખ્યામાં ઘટાડો કરવો એ ઇષ્ટ જણાતું નથી. અંબાલા સિવાય પ્રાંતિક ભાષાની શાળાઓ પર મુસલમાનો સંપૂર્ણ કબજો ધરાવી રહ્યા છે. અને જ્યાં સુધી મુસ્લિમ શિક્ષકો પ્રજાપ્રિય છે ત્યાંસુધી એ સલામતી ભર્યું અને લાભકારક નથી કે તેઓનાં સ્થાને બીજાઓની નિમણુંક કરવામાં આવે. અલબત્ત [illegible]ખાતાના સત્તાધિશો શાંતિપૂર્વક આહિસ્તા આહિસ્તા આ માર્ગ સાફ કરી શકે છે અને તે એવી રીતે કે તેઓ હિંદુઓને વિશેષ પ્રમાણમાં ટ્રેનીંગ સ્કુલોનો લાભ લેવા પ્રેરે અને ઉત્તેજે અને જે શાળાઓમાં મુસ્લિમ શિક્ષકોની નિમણુંક કરવા માટે દબાણ કરવામાં ન આવે ત્યાં હિંદુ શિક્ષ-

કોને જગ્યા આપવામાં આવે."

આ પછી ડેપ્યુટી ઇન્સ્પેક્ટર સાહેબ આગળ લખે છે "કેળવણી ખાતાએ આ પછી બે પોલીસીઓ ધારણ કરી અને ઇરાદાપૂર્વક ચિવટાઇથી તેનો અમલ શરૂ કર્યો. એક તો કેળવણી ખાતામાંથી ઇસ્લામીઓની સંખ્યા ઘટાડી દેવામાં આવી અને બીજી જીલ્લા કે તાલુકાની અંગ્રેજી શાળાઓનો સંપૂર્ણ કાબુ ગૈર ઇસ્લામીઓને આપી દીધો. જીલ્લાના હેડમાસ્ટરોના રજીસ્ટર ઉપર દ્રષ્ટિપાત કરતાં જણાય આવે છે કે આ અરસામાં ર૩ કુલ્લે હેડમાસ્ટરોમાં મુસલમાન શિક્ષકો માત્ર ત્રણજ હતા સરકારની આ પોલીસી એટલી બધી સફળ થઈ કે ૨૫ વર્ષના અરસામાં સ્થિતિ તદ્દન પલ્ટાઇ ગઇ. મુસલમાનો વિદ્યાના ક્ષેત્રમાંથી તદ્દન બહાર નિકળી ગયા. ઇસ્વી સન ૧૮૮૩થી ૧૮૯૦ સુધીનો કેળવણી ખાતાનો નકશો એ સ્પષ્ટ બતાવી રહ્યો છે; કે તમામ કેળવણીકારો અને શિક્ષકો બધાજ હિંદુ નજરે પડે છે. જો કે આ અરસામાં થોડાઘણા મુસલમાનો નજરે પડે છે તેનું કારણ તો એ છે કે આ સમયમાં સરહદ પ્રાંત-પંજાબ સાથે જોડાએલો હોઇ ઘણાજ થોડા હિંદુ શિક્ષકો સરહદમાં જવા રાઝી હતા. આથી મરજીઆત કે ફરજીઆત ત્યાંની શાળાઓમાં મુસલમાનોને રોકવાજ પડતા હતા.

### સરકાર પોલીસી બદલે છે.

આ એક સર્વવિદિત સત્ય છે કે ઇસ્ટ ઇંડીયા કંપનીએ મુસલમાનો પાસેથી દેશને અમુક શરતે લીધો હતો અને પોતાની સત્તા તથા હકનો પુરા એકસો વર્ષ સુધી એ કારણે દાવો અને જાહેરાત કરી ન હતી કે તેને મુસલમાનોની દહેશત લાગતી હતી. મી. હંટર સાહેબના કથનાનુસાર અંગ્રેજો એ ચાહતા હતા અને જોવા ઉત્સુક હતા કે મુસલમાનો યેનકેન પ્રકારે ખુદબખુદ અશક્ત બનતા જાય. પરંતુ મી૦ વીલીયમ હંટર તે સમયની સરકારની આ ધીરજ અને નીતિને એક પ્રકારની બાયલી નીતિ વર્ણવે છે. પોતે લખે છે કે "સને ૧૮૬૧ સુધી સરકારે એવી નીતિ રીતિ ધારણ કરી કે જેથી મુસલમાનોની આર્થિકના સાધનોમાં ઉણપ આવે. તેઓની ધન, સંપત્તિ અને માલમિલકતો હણાય જાય કે જેથી તેઓ શક્તિહિન બનતાં રાજ્ય સામે માથું ઉંચકી શકે નહિ પરંતુ તેઓની આ ગણના તદ્દન ખોટી પડી અને સરકારની આ અપ્રમાણિક પોલીસીએ મુસલમાનોને ઔર પણ બેચેન અને બગાવાખોર બનાવી દીધા અને બંગાળના ચીફ જસ્ટીસ અને વૉયસરૉય લોર્ડ મીન્ટોનાં ખૂનો કરવામાં આવ્યાં. તેજ વખતે મી. હંટર સાહેબે સરકારનું ધ્યાન ખેંચતાં ભારપૂર્વક જણાવ્યું કે સરકારે મુસલમાનોને તબાહ બરબાદ કરવાની જે રાજનીતિ ધારણ કરી છે તે પરિપૂર્ણ રિત્યે ફળીભૂત થઈ નથી અને થશે પણ નહિ બલ્કે સરકારની એ નીતિની અસર ઉલ્ટીજ થવાને સરજાયેલી છે. આથી સરકારે પોતાની સલામતી અને લાભ ખાતર તેનો ત્યાગ કરી સારી અને મુસ્લિમો આકર્ષાય એવી નીતિ ધારણ કરવી ઝરૂરી છે. સને ૧૮૭૧ માં ભલામણ અનુસાર ગવર્નમેન્ટે પોતાની અપમાનિત પોલીસીને ત્યાગી અને ખાસ આજ્ઞાઓ વહેતી મૂકવામાં આવી કે મુસલમાનોને આગળ વધારવા માટે પ્રયત્નો આદરવામાં આવે. પરંતુ સરકારે વહેતી મૂકેલી આજ્ઞાઓ હિંદુઓને પોતે સર્વ સત્તાધિશ બની ચૂકેલા હોવાથી બેપરવાહીના સાગર સુધી પહોંચાડી દીધી અને કાંઇજ અમલ કરવામાં ન આવ્યો. આ વિષય ઉપર જનાબ હંટર સાહબ લખે છે કે "કુશળ અને બુદ્ધિશાળી દિર્ઘદર્શક હિંદુઓએ વિદ્યાલયો દ્વારા એવું શિક્ષણ સમસ્ત દેશને આપ્યું હતું કે જે તેઓનીજ જરૂરીયાત પુરતું અને બંધ બેસતું હોય. જ્યારે મુસલમાનો માટે અપ્રિય, અસંસ્કૃતિક

અને ધર્મ વિરૂદ્ધ અને બીન જરૂરીયાત હતું. સરકારી શાળાઓની ભાષા પણ હિંદુઓની ભાષા પૂરતી ચૂકી હતી અને શિક્ષકો પણ બધાને બધા હિંદુઓજ હતા."

આ બાબે મદ્રાસ સરકારે પણ એક ઠરાવ પસાર કરી એ જાહેર કર્યું હતું કેઃ—

"અત્યારની કેળવણીનો કોર્સ એવી રીતે ઘડવામાં આવ્યો છે કે જે હિંદુઓનીજ માગણીઓ અને લાગણીઓને માન-આપી તેઓનીજ ઝરૂરિઆતો પોષતો હોય. મુસ્લિમ બાળકોની શાળાઓમાં જે અલ્પ સંખ્યા આપણે જોઈ શકીએ છીએ તેથી આપણને આશ્ચર્ય થવા જેવું રહ્યુંજ નથી બલ્કે આશ્ચર્ય યુક્ત તો એ છે કે તેઓની આટલી સંખ્યા પણ ત્યાં શા માટે છે? (જુએ સાયમન કમીશન રૂબરૂ સંયુક્ત પ્રાંતમાં અપાયલું સ્ટેટમેન્ટ પૃષ્ઠ ૧૫૩)

ગમે તેમ પણ સરકારને પોતાની અવળી અને અવિચારી પોલીસી બદલવાની ફરજ પડી અને જે કાંઈ પણ થયું તેહેનો બધોજ દોષ હિંદુઓ ઉપર ઢોળી દેવામાં આવ્યો. સને ૧૮૮૨ માં કેળવણી કમીશને મુસલમાનોની ઉન્નતિ અર્થે ૧૩ ભલામણો કરી અને પ્રાંતિક સરકારોને ભલામણ કરવામાં આવી કે મુસલમાનોને ઇન્સ્પેક્ટરના હોદ્દાઓ અને કેળવણી ખાતાની નોકરીઓમાં અવશ્ય જગ્યાઓ આપવામાં આવે. પરંતુ જ્યારે અગીયાર વર્ષ બાદ પુનઃ તપાસ કરવામાં આવી તો જણાયું કે બંગાળમાં જ્યાં મુસલમાનો બહુમતીમાં છે, ત્યાં માત્ર બેજ મુસલમાન ઇન્સ્પેક્ટરો અને ૧૯૦ સબ ઇન્સ્પેક્ટરોમાં મુસલમાનો માત્ર નવનીજ સંખ્યામાં છે. આ બીનાથી ખરી પરિસ્થિતી શું છે તેનું સરકારને ભાન થયું. સરકારે પોતાની ખુદની તા. ૨૪ જુન ૧૯૦૧ ની યાદીમાં એ સ્વીકાર્યું છે કે "સરકારની મુસલમાનોને આગળ વધારવાની સ્પષ્ટ આજ્ઞા હસ્તીમાં હોવા છતાં કેળવણી ખાતાનો કોઠો એ સ્પષ્ટ બતાવી આપે છે કે ૩૯૨ શિક્ષકોમાં મુસલમાન શિક્ષકો માત્ર ૨૧ જ નોકરી ઉપર છે."

[ અપૂર્ણ ]

## સ્વિકાર અને સમાલોચના

**હિંદનું મુસ્લિમ રાજકારણ:**—ભાષાન્તરકાર, "માંડવિઆ" કીમત રૂા. ૧) પો. ખર્ચ પાંચ આના વધુ. મેળવવાનું સ્થાન 'માંડવિઆ" કોહિનૂર પ્રિન્ટિંગ પ્રેસ, બાટવા (કાઠિઆવાડ)

મૂળ લેખક જનાબ અબ્દુલવહીદખાન બી. એ. ૪૭૯ પાનાના આ દળદાર ઇતિહાસ સાથે નિવેદન, પ્રસ્તાવના વગેરેનાં ૩૦ પાનાં ઉમેરાયાં છે. પ્રથમ તો ૪-૫ રૂા. કીમત ખુશીથી ઉપજાવી શકાય એવા દળદાર પુસ્તકને ફક્ત રૂા. ૧)માં આપવું એ બેહદ સાહસ ગણી શકાય અને તે મુસ્લિમ કોમને બેદાર કરવાના પ્રચાર અર્થે ભાઈ અલતીફ મદ્રાસવાલાએ કર્યું છે તે ખાસ અભિનંદનને પાત્ર ઠરે છે.

હિંદની આઝાદીમાં મુસ્લિમોએ પણ ખૂબ ખૂબ ભોગો આપ્યા છે, હિંદના નૂતન ચણતરમાં મુસ્લિમોએ પણ અગત્યનો ભાગ ભજવ્યો છે, એ આ પુસ્તક વાંચતા સાબીત થાય છે. એમાં મુસ્લિમ માનસનો ઇતિહાસ છે. ગુજરાતી મુસ્લિમ પ્રજાની ઇમારતના ઘડતરમાં એક ઉપયોગી અને સંગીન પાયાની આ પુસ્તક ગરજ સારે છે. પુસ્તકના ઉપયોગીપણા સાથે તેના અનુવાદની આવશ્યકતા અને અનુવાદની સુંદર કળા તથા સરળ છતાં આકર્ષક શૈલી અને દિલહર મુદ્રણ પ્રસંશાનું મુસ્તહક ઠરે છે. વર્તમાન મુસ્લિમ રાજકારણના ત્રણ પેઢીના સંચાલકોનું કલ્વર ચિત્ર એકી વેળા આવશ્યક અને અજોડ સાબીત થયું છે. ગુજરાતમાં આવું પહેલુંજ ઇતિહાસિક દર્પણરૂપ રાજદ્વારિ પુસ્તક રજુ કરવા બદલ ગુજરાત ભાઈ "માંડવિઆ"નું વર્ષો સુધી ઋણિ રહેશે અને તેમાં એ મુસ્લિમ-ગુજરાત તો ખાસ.

**થોડાંક ચરિત્ર દર્શનો:**—બઝમે ઇકબાલ ગ્રંથમાળા પુસ્તક ૧ લું. લેખક 'સીરતી' મૂલ્ય પાંચ આના. પ્રકાશક સ્થાન 'બઝમે ઇકબાલ' કઠોર. વાયા સાયણ. ધાસલેટીયા સાહિત્ય અને બઝારૂ ફરફરીયાંના મોહથી મુસ્લિમ યુવાનોને સાચી દિશાની દોરવણી આપવા ભાઈ 'સીરતી' એ 'બઝમે ઇકબાલ' દ્વારા આ સાહસ કર્યું છે. ઇસ્લામી રંગમાં આલેખાયલાં નાનકડાં ૧૧ ચરિત્રો, બહુ-રેખા ચિત્રોનો આ નાનકડા ૭૨ પાનાના પુસ્તકમાં સમાવેશ થયો છે. મુસલમાનોના ભૂતકાળને ખડાં કરતાં રેખા ચિત્રો નાનાં નાનાં ડગલાં ભરી મોટા પંથ કાપનારા સુયોગ્ય રેહબરની ગરજ સારે છે. આરંભનો ઉત્સાહ ઓગળી ન જાય અને ઉત્તેજનનું જળસીંચન મળતું રહે તો મુસ્લિમ-ગુજરાતની આ પહેલીજ ગ્રંથમાળા અજોડ બનવાને ભાગ્યશાળી નિવડે વિષયોની પસંદગી સંસ્કારિતાનું ધોરણ, લખાઇ અને છપાઈ ઉંચા પ્રકારની હોઈ ભાઈ 'સીરતી'ને અભિનંદન અપાવે છે!

**ફતાવા આરેફિયહ:**—કર્તા મૌલાના અહમદ અશરફ સાહેબ. રાંદેર જી. સુરત. છેલ્લાં કેટલાંએ વરસોથી 'સાદિક' દ્વારા ફતાવા કોલમથી પરિચિત થએલા અને 'કારવાં' ફતાવા કોલમના લેખક જનાબ મૌલાના અહમદ અશરફથી ગુજરાતી મુસલમાનો અપરિચિત નહિજ હોય. એમણે પ્રગટ કરેલી તબ્લીગમાળાનો આ ૪૯મો મણકો છે. મુસ્લિમ ગુજરાતની દીની સેવાના મૂલ્ય આંકવાં કઠણ છે. મૂળેય રાંદેરની દીની સેવાઓ હિંદમાં અને હિંદ બહાર પણ અજોડ મનાઈ અને ગણાઈ છે. તેમાં વર્તમાન સમયના તબ્લીગ સેવકોમાં મવલાના મૌસુફનું નામ અગ્રસ્થાને છે. ૨૪૬ પાનાના આવડા મોટા ફતાવા સંગ્રહમાં કુલ્લે ૬૧૯ ફતાવા પેશ થયા છે. મુસ્લિમોને જરૂરી એવી આ અતિ ઉપયોગી અને આવશ્યક કિતાબ ફ્રી મળે એ મુસ્લિમ ગુજરાતનાં સદ્દભાગ્ય ગણાય. મૌલાના મૌસુફની કલમી સેવાઓ અને પ્રકાશનમાં આર્થિક મદદ દેનાર ગૃહસ્થોના દીની પ્રેમનો, ખુદા જરૂર અજર આપશે. ગુજરાતના મઝહબી સરકલોમાં આ પુસ્તક સારા દીની રેહબરની ગરજ સારશે. મઝહબથી દૂરા થતા જતા મુસ્લિમ યુવકોએ આવાં પુસ્તકો વાંચવાની ખાસ આવશ્યકતા છે. પુસ્તકની સરળ અને આમ ફહમભાષા, સુઘડ છપાઈ પ્રસંશા પાત્ર છે અને મૌલાનાનું સાહસ મુબારકબાદીને લાયક કરે છે. સવાત્રણ આનાના પોસ્ટેજ સ્ટાંપ મોકલવાથી કર્તા પાસેથી આ કિતાબ ફ્રી મળી શકશે.

# લોહીની અસર


લેખક:

મુન્શી મહુમદ ઉમરખાન સાહેબ (રાંદેર)


"કારવાં" (જાન્યુઆરી ૧૯૪૦)માં "તૈમુરી અને ચંગેઝી લોહીનું ખમીર" એ શિર્ષક હેઠળ એક લેખ પ્રગટ થએલો. એમાં સબળ દલીલો દ્વારા એ સિદ્ધ કરવામાં આવેલું કે અકબરના વંશજોમાં તે શુદ્ધ ચંગેઝી લોહી ન હતું કે જે બાબર, હુમાયું અને અકબરની નસોમાં વહેતું હતું. ને એજ લોહીની અછત મોગલ સામ્રાજ્યની પડતીના કારણું રૂપ બની. જો કે પડતીના કારણો બીજા એ હતાં. કેટલાક મિત્રોને આ કારણ ગળે ન ઉતર્યું; ને તેઓને એ એક નવિન અને વિસ્મય વસ્તુ જણાઇ, પણ ખરૂં પૂછો તો માણસના ચારિત્ર ઉપર કૌટુંબિક લોહીની અસર થવી, કંઇ નવિન કે અચંબાની વાત નથી. એ તો માત્ર આપણી શોધખોળનો દોષ છે. આપણે જે વસ્તુને જ્યાં શોધવી જોઇએ ત્યાં શોધવાને બદલે તેને બીજેજ સ્થળે શોધીએ છીએ દા. ત. અમુક બાદશાહ કે રાજા મહારાજા રણ મેદાનમાં એ માટે હારી ગયો કે તે ડરપોક હતો, કાયર હતો કે સુસ્ત, સ્વચ્છંદી હતો. એ વસ્તુઓ તમને ઇતિહાસનાં પૃષ્ટો ઉપર અવશ્ય મળશે, પરંતુ ઇતિહાસમાં તમને એ કેવી રીતે મળી આવશે કે તે સુસ્ત અને કાયર કેમ નીવડ્યો? ને તેની કાયરતાના કારણો શું હતાં? એ વસ્તુ શોધવા માટે તો ઇતિહાસ ઉપરાંત ચરિત્ર શાસ્ત્રનાં પૃષ્ટો ઉથલાવવાં પડશે. લોહીનું પ્રમાણ જાણવા માટે તો વૈદકશાસ્ત્ર કે ફીઝીકલ સાયંસના પુસ્તકો જોવાં પડશે. પ્રજાઓ કેમ બહાદૂર હોય છે અને કેમ કાયર બને છે? એનું સંશોધન કરવા અર્થે તે પુસ્તકોનું નિરિક્ષણ કરવું પડશે કે જેમાં પ્રજાઓની ચડતી અને પડતી ઉપર ફિલસુફીની દ્રષ્ટિએ વિવેચન કરેલું હોય. તમે ભુમિતિના સિદ્ધાંતો ભુગોળમાં શોધો અને તારના પ્રકાર હિન્દના ઇતિહાસમાં ગોતો તો કેવી રીતે તમને જડે? સારાંશ કે "કારવાં"ના પૃષ્ટો ઉપર જે મુદ્દો સમજાવવામાં આવ્યો હતો તે મુદ્દો દ્રષ્ટિથી એ માટે અદ્રશ્ય રહ્યો કે તેને પોતાના સ્થળે ગોતવામાં આવ્યો નહીં ને તેથીજ એ કેટલાક કર્ણો અને ચક્ષુઓને આશ્ચર્યજનક લાગ્યો. આથી એ વિષે જરા વિસ્તૃત વિવરણ કરવાના વિચારો મારા દિમાગમાં રમતા હતા કે એક મિત્રે અહમદાબાદથી પ્રગટ થતા "પ્રજાબંધુ"નો તા. ૨૮-૧-૪૦નો અંક દેખાડ્યો. જેમાં મારા લેખ ઉપર કંઇક ટીકા કરી હતી. એ ટીકામાં "તરણાં" કાલમના લેખક એવું કંઇ લખી શક્યા નથી કે જેનો ઉત્તર આપવા માટે ખાસ લક્ષ અપાય! છતાં આ એક સ્વતંત્ર લેખમાં એનો જવાબ આવી જાય છે.

મેં ગત લેખમાં ચંગેઝી લોહીને એક બહાદૂર, વિજેતા, અને સત્તાધારી લોહી રૂપે રજુ કર્યું હતું, મુસ્લિમ લોહીની રૂએ તેને રજુ કર્યું ન હતું, અને જ્યારે મુસ્લિમ થવાથી લોહીના કોઇ પ્રકારનો ફેરફાર થતો નથી તો હું એને મુસ્લિમ લોહી કહી પણ કેવી રીતે શકું! ધારો કે એક હબશી મુસલમાન, એક ચીની મુસલમાન અને એક હિંદી મુસલમાન ધર્મે એક છે, પરંતુ લોહીની રૂએ સૌ જુદા જુદા છે, મુગલ પ્રજાનો મૂળ પુરૂષ ન તો મુસલમાન હતો, ન સેમેટીક હતો, ન મુસલમાનોનો મિત્ર, બલ્કે તે ઇસ્લામનો કટ્ટર શત્રુ હોવાના કારણે કેટલાક હિન્દુ ઇતિહાસકારોએ તેને હિન્દુ ઠેરવવાની કોશિશ કરી છે. ÷ મેં મારા લેખમાં

÷ જુઓ "તારીખે કદીમે હીન્દ" પ્યારે લાલ કૃત પૃ. ૭૭

મુગલ પ્રજા માટે ઇસ્લામનો શબ્દ વાપર્યો નથી, કે જેથી લેખને કોમીવાદનું સ્વરૂપ આપી શકાય? પરંતુ મુગલ લોહીને, અંગ્રેજી લોહી. ઉંચું કે જે મુસ્લિમ લોહી ન હતું, આખાય લેખમાં માત્ર સ્પેન અને સિસીલીના સંબંધમાં ઇસ્લામનો શબ્દ વપરાયો છે. તેથી ગત લેખને કોમીવાદનું રૂપ આપવું નરી અપ્રમાણિકતા છે. +

મૂળ ભાવાર્થના સ્પષ્ટીકરણ અર્થે આ તકે નીચે દર્શાવેલ બાબતો ઉપર કંઈ ઉલ્લેખ કરવો પડે છે. આશા છે કે વાંચક વર્ગ એને ધ્યાન પૂર્વક વાંચી મનન કરશે તો સર્વે શંકાઓનું સમાધાન થઇ જશે.

(૧) ઔલાદમાં બાપના લોહીની સાથે માનું મિશ્રણ હોય છે કે નહિ? જો માનું લોહી પણ હોય તો કેટલું? બાપના લોહી જેટલુંજ કે તેથી ઓછું?

(૨) માબાપના લોહીની અસર ઔલાદના શરીર અને ચારિત્ર ઉપર પડે છે કે નહિ?

(૩) રાજ્યસત્તાનો પાયો મનુષ્યના કયા ગુણોને આભારી હોય છે? વળી એ ગુણોમાં થએલ લોહીનું મિશ્રણ પ્રજાની ચડતી કે પડતીનું કારણ બને છે કે નહિ?

(૪) બે જુદી જુદી પ્રજાઓ કે જેમાં એક સત્તાધીન હોય ને બીજી પરાધીન પ્રજા હોય તો એવી પ્રજાઓમાં થએલ પરસ્પર લોહી મિશ્રણ (આંતરીક લગ્ન) રાજકર્તા કોમ માટે રાજકારણ અને ચરિત્રની દ્રષ્ટિએ લાભકારક કે નુકસાનકારક નીવડશે કે નહિ?

(૫) અંગ્રેજી કોમ જે વિજેતા બની હિન્દ ઉપર સત્તાધીન થઈ, તેમના લોહીમાં હિન્દી લોહીનું મિશ્રણ થયું હતું કે નહિ?

ઉપલા મુદ્દાઓ ઉપર કંઈ લખાય તે પહેલાં એ સ્પષ્ટ કરી દેવું આવશ્યક છે કે આ લેખથી કોઈ એવો ભાવાર્થ ન કહાડે કે જગતમાં અંગ્રેજી પ્રજા સિવાય કોઈ પ્રજા બહાદૂરજ નથી! * ને એવો અર્થ પણ ન કરવો કે લોહી મિશ્રણ વગર પ્રજાની ચડતી પડતીના બીજાં કારણો જ નથી. પરંતુ એ અર્થ અવશ્ય થઇ શકે છે કે જે રાજકર્તા પ્રજા પરાધીન પ્રજા જોડે લગ્ન-વહેવાર માંડશે, તે સત્તાધિકારી તરીકેનું પોતાનું સ્થાન ગુમાવી બેસશે, ને પછી એ સત્તાધીન પ્રજામાં પડતીનાં સર્વ કારણો ઉત્પન્ન થવા માંડશે.

## (૧) ઔલાદમાં અર્ધું લોહી માનું તો અર્ધું બાપનું હોય છે.

+ પરંતુ "પ્રજાબંધુ"ના લેખકે અમારા લેખને કોમીવાદમાં ખપાવવા વાર વાર "મુસ્લિમ" શબ્દનો ઉપયોગ કર્યો છે. જો કે હિન્દુ-મુસ્લિમ લોહીનો મુકાબલો કરવાનો અમારો હેતુ ન હતો, પણ અંગ્રેજી લોહી કે જે એક હાકેમ અને વિજેતા પુરૂષનું લોહી હતું; તેની સાથે એક પરાધીન અને પરાજીત હિન્દી લોહીનો મુકાબલો કરવાનો અમારો આશય હતો. વળી એક રાષ્ટ્રીય આત્માનાં સંરક્ષણ અને તેનાં સત્યનો સ્ફોટ કરવાનો મૂળ હેતુ હતો. કોઇ પ્રજા કે રાષ્ટ્રનું અપમાન કે હલકાઇ કરવાનો હેતુ નજ હતો.

* જેમકે "પ્રજાબંધુ"ના "તરણા"ના લેખકે અમારા લેખનો એવોજ ભાવાર્થ કર્યો, તેઓ લખે છે કે "...પણ અંગ્રેજી ને તૈમુરી લોહી જેમની નાડીઓમાં નહોતું વહેતું તે છતાં જેમણે પરાક્રમો કર્યાં હતા તેવા રાણા પ્રતાપ, શાણાસંગ, શિવાજી વગેરે વિષે લેખકને શું કહેવાનું હશે તે તો કોણ જાણે?"

લેખકશ્રીની ઉપલી વાતનું દ્રષ્ટાંત એવું છે કે જેમ એક માણસ કહે કે ઝેર પીવાથી માણસ નથી મરતો કારણકે મેં વગર ઝેરે હજારો માણસોને મરતા દીઠાં છે. હવે રહી એ બાબત કે તેઓ ખરેખર બહાદૂર હતા કે ન હતા, તે એક જુદોજ સવાલ છે. ખરે, તેઓ પોતાની પ્રજામાં મહાન વ્યક્તિત્વ ધરાવનાર પુરૂષ હતા, બહાદૂર હતા, સર્વ કંઈ હતા, પણ સેંકડો વર્ષથી હિન્દ ભૂમિ તો કોઇ પણ વ્યક્તિ કે કોમમાં ન તો આક્રમણકારી બળ બાકી રહ્યું હતું, ન તો સ્વરક્ષણની શક્તિ રહી હતી. એની સાક્ષી ઈતિહાસના પૃષ્ઠો આપે છે ને આગળ જતાં અત્રે પણ હવાલા સહિત સિધ્ધ કરીશું.

મેં ગત લેખમાં જે લોહીનો કોઠો દોર્યો હતો તે તદ્દન ખરો છે. એ મેં ફક્ત માનીજ લીધું ન હતું; પણ એ સત્ય હકીકત છે. આ તો પ્રત્યક્ષ દ્રષ્ટાંત છે કે પિતાના વિર્યનું નાનું સરખું ટીપું માતાના ગર્ભમાં નવ માસ સુધી માતાનાજ લોહીથી વૃદ્ધી પામે છે. ને જન્મ પછીએ ઓછામાં ઓછું બે વર્ષ લગી માતુંજ દૂધ પી મોટું થાય છે. એ પ્રમાણે લગભગ ત્રણ વર્ષ લગી માતાનાજ લોહીથી બાળકનું પોષણ થાય છે. આ બધું પ્રત્યક્ષ હોવાં છતાંએ કયો બુદ્ધિશાળી પુરૂષ ના પાડી શકે કે માનું લોહી ઓલાદમાં નથી હોતું?

હવે એ માટે તબીબી પુરાવો જોઇએ. "બુક ઓફ મૅરેજ" (Book of Marriage)[1] નામક પુસ્તકમાં લખ્યું છે કે:—

સંશોધનથી એ સિધ્ધ થયુ છે કે ઓલાદમાં ૫૦ ટકા લોહી પિતાનું અને ૫૦ ટકા માતાનું હોય છે. એમ માનવાથી સગા ભાઇ બ્હેનોમાં કુલ્લે લોહી સરખું હોય છે; અર્થાત બે પુત્રો અને બે પુત્રીઓ હોય તો એ ચારેમાં ૫૦ ટકા લોહી બાપનું, અને ૫૦ ટકા માનું હોય છે. એથી ચારે ભાઇ બ્હેનોનું લોહી તેઓમાં સરખું હશે. હવે જ્યારે બે સગા ભાઈ લગ્ન કરશે; ત્યારે તેમની ઓલાદમાં ૫૦ ટકા લોહી બાપદાદાના કુટુંબનું લોહી હશે કે જે એક સરખું છે, બાકીના ૫૦ ટકા લોહીનો ભાગ જુદી જુદી માતાઓના તરફથી કે જે પારકાનું લોહી હશે.

અકબરથી લઇને શાહ આલમ સુધી લોહીના હિસાબનો કોઠો જે ગત લેખમાં અપાયો હતો તે કોઠા ઉપર આ ડૉક્ટરી સંશોધનની દૃષ્ટિએ વિચાર કરશો તો અવશ્ય . શંકા વગર રહેશો નહિ કે એમાં જે શાહ આલમના લોહીમાં અંગ્રેજી લોહી સવા નવટાંક આલેખવામાં આવ્યું છે તે સચોટ અને સત્ય છેજ[2]

વળી એક સ્થળે લખે છે:—'કેવો સહેલો અને સચોટ હિસાબ! કેવું માને બાપનું લોહી બરાબર સરખા પ્રમાણમાં ઉતરે છે. એવું સ્વીકૃત ધોરણ!"

મજકુર લેખકે ન તો એ સાબીત કર્યું કે માતાનું લોહી ઓલાદમાં હોતું નથી ન અમારા લોહીના હિસાબનું ખંડન કર્યું, બલ્કે એને હસી મજાકમાં ઉડાડી દેવાનો પ્રયત્ન કર્યો, જાણે એમ કે:—

"બોસા તલબ કિયા તો અંગુઠા દિખા દિયા,
ઈસને બજે સવાલકા યે મુખ્તસર જવાબ."

શું ડૉક્ટરોના સંશોધનને એમ હસી નકામાં ગણવાં કે તેમણે બે પુરાવા સમક્ષ ત્રાજવાં લઇને લોહી તોળ્યું નથી? ને શું મજકુર લેખકના હસી મજાકથી દબાઇ જઇ પોતાના સંશોધનને તેઓ ખોટાં ઠેરવે.*

## (૨) માબાપનાં લોહીની અસર

મનુષ્ય હોકે પશુ હો, જે આ જગતમાં અસ્તિત્વમાં આવે છે તે પોતાની સાથે પોતાના માતપિતા, દાદા દાદી, નાના નાનીનાં લક્ષણો પોતાનામાં લઇનેજ અવતરે છે, કે જે ગુણો એને એક બીજાથી જુદા પાડે છે; ને એ લક્ષણો અવશ્ય દરેક ઝાડ, છોડ, પ્રાણી-ઉંદર, બિલાડી, કુતરાં કે ગરધાં સુધ્ધામાં નજરે પડે છે. તે દરેક વ્યક્તિ કે પ્રજામાં એ વિલક્ષણો જોવામાં આવે છે; ફરી તે હિન્દી હોય કે ચીનાઇ, યુરોપીઅન હો કે અમેરીકન, દરેક

---

[1] જુઓ ડૉ. કાઝી મુહમ્મદ ઈસ્માઈલ સાહબ કૃત "બુક ઑફ મૅરેજ" (દીલ્હી-પ્રિન્ટીંગ વર્ક્સ દિલ્હીમાં છપાયેલ પૃ. ૮૧.

[2] "પ્રજાબંધુ"ના લેખક મહાશયે એ હિસાબના ઉત્તરમાં લખ્યું છે કે "મુગલ બાદશાહોનું લોહી પોતે જાતે તપાસી આવ્યા હોય એમ એ લોહી કેમ અને શાથી બગડતું ચાલ્યું તેનો કોઠો આપ્યો છે..."

* વિજ્ઞાનનાં સંશોધનોને હાસ્યપાત્ર લેખવાં કે તેની મજાક કરવી એ નરી અજ્ઞાનતાની દલીલ છે, કે જે એક અભ્યાસી લેખક માટે શોભાસ્પદ નથી.

મનુષ્ય જે ખાનદાન, જે પ્રજામાં પેદા થાય છે, તે ખાનદાન કે પ્રજાનાં ખાસ ગુણો પણ પોતાનામાં ધરાવે છે, અને એજ ખાસ ગુણો વિવિધ પ્રજા કે ખાનદાનો વચ્ચે ભેદ દર્શક બને. છે. એ ખાસ ગુણો મુખ્યત્વે બે પ્રકારના છેઃ-

અ દેખીતા વિલક્ષણો શારિરીક કે જે આંખ-વડે નિહાળી શકાય છે.

બ આંતરિક લક્ષણો—ચારિત્ર-ગુણો કે જે સંબંધ કે સહવાસમાં આવવાથીજ જાણી શકાય છે.

બાહ્ય વિલક્ષણોને દરેક માણસ અવલોકનથી મનુષ્ય, પશુ આદીમાં જોઈ શકે છે. હવે એ ગુણો ઔલાદને વારસામાં કેવી રીતે મળે છે તે નિહાળીએ.

પશ્ચિમ દેશના ધુરંધર વિજ્ઞાનીઓ-જોહાન જ્યોર્જ મેન્ડલ, ગૅાલ્ટન વિગેરે એ લોહીના મિશ્રણથી સંતાનોને વારસામાં મળતા ગુણોને જાણવા અર્થે છોડ, પ્રાણી આદી ઉપર પ્રયોગો કરી અમુક પરિણામ ઉપર પહોંચ્યા છે. ને એ કાઢેલાં પરિણામો ઉપરથી જુદા જુદા ચોકકસ નિયમો ઘડી કઢાયા છે.

એ મુજબ સંતતિ પ્રયોગ ઉંદરો ઉપર પણ કરાયા છે. એવા પ્રયોગો ધોળા રંગવાળા અને સાધારણ રંગવાળા, કુદડી-ચાલ [ચકરી ખાઈને ચાલનારા]ના અને નિયમિત ચાલના ઉંદરો ઉપર થયા છે. ધોળા રંગના અને ભુરા રંગના ઉંદર સાથે જોડાણ કરવામાં આવશે તો તેમની (FIમાં બતાવેલ) બધી ઔલાદ ભૂરા રંગની પેદા થશે. જો FI ની કોઈપણ વર્ણની માદાને FIના કોઈપણ નર સાથે જોડવામાં આવશે તો તેમની ઔલાદ નીચે પ્રમાણે થશે.

૧ ભુરા રંગના [દાદીના રંગના]
૨ ધોળા રંગના [દાદાના રંગના]




આ તો એકજ ગુણનો પ્રયોગ થયો. હવે દ્વિગુણી પ્રાણીઓના પ્રયોગ વિષે અત્રે કંઈક લખવું આવશ્યક છે. એવા પ્રયોગો ધોળા રંગવાળા અને સાધારણ રંગવાળા, કુદડી ચાલ (Waltzing Gait) ના ચકરી ખાઈને ચાલનારા અને નિયમિત ચાલના ઉંદરો પર થયા છે, ધોળા રંગના અને કુદડી ચાલના ઉંદરને ભુરા રંગ અને નિયમિત ચાલના ઉંદર સાથે જોડાણ કરવામાં આવશે તો તેમની બધી ઔલાદ સાધારણ (નિયમિત) પેદા થશે. હવે એ સાધારણ સંતતિમાંથી કોઈપણ વર્ણની એકેક નર માદાનું જોડાણ કરવામાં આવશે તો તેમની ઔલાદની નીચે પ્રમાણે ચાર વર્ણ થશે.

પ્રાણીઓમાં માબાપના લોહીની અસર ઔલાદમાં કેટલા પ્રમાણમાં અને સચોટ હોય છે તે ઉપર્યુક્ત વિગત અને ચિત્ર ઉપરથી સ્હેજે સમજી શકાય છે.

હવે આપણે મનુષ્ય ઉપર એવા પ્રયોગ વિષે કંઈક ઉલ્લેખ કરીશું. ધારો કે એક નિયમિત આંખો ધરાવનાર સ્ત્રી રંગ-આંધળા (રંગ ભેદ પારખી ન શકનાર) પુરુષ સાથે પરણશે તો તેમની બધી ઔલાદ દેખીતી રીતે તો નિયમિત (સાફ) આંખો વાળી પેદા થશે, કિન્તુ તેઓ રાતા લીલા રંગનો ભેદ પારખી શકશે પણ એમની પુત્રીઓ (જેઓ દ્વિવર્ણી ગુણ ધરાવનારી છે) ગમે તેવા પુરુષ સાથે પરણશે છતાં તેમના અર્ધા પુત્રો રંગ—આંધળા થશે. અને મૂળ જોડાંથી પેદા થએલ પુત્રો એ ખોડ પોતાના વંશને પહોંચાડશે નહિં.

એ પ્રમાણે પિતાના તરફથી પોતાની પુત્રીઓને વારસામાં એ ખોડ ઉતરે છે. જો કે પુત્રીઓમાં એ ખોડ જણાશે નહિ, પણ તેઓ એ ખોડ ૫૦ ટકા પૌત્રોને પહોંચાડે છે.

વળી જે સ્ત્રી (દ્વિવર્ણી ગુણવાળી) છે તે રંગ—આંધળા પુરુષ સાથે પરણશે તો તેની ઔલાદમાં ૫૦ ટકા પુત્રો રંગ-આંધળા થશે, ને તે ઉપરાંત પુત્રીઓ પૈકી ૫૦ ટકા એ ખોડ ધરાવનારી પેદા થશે અને બાકીની ૫૦ ટકા પુત્રીઓ એ ખોડ પહોંચાડનારી થશે, એટલે કે તેઓ ફકત એ ખોડ પોતાના વંશજોને વારસામાં પહોંચાડશે. *

ઉપલી વિગત નીચેના ચિત્રમાં સ્પષ્ટ રીતે સમજી શકાય છે.

---

(૧) + જુઓ "MIRACLE of LIFE.' Chapter-The Problem of Heredity-page 379.

(૨) + 'Miracle of life' chapter-the problem of Heredity page-379.



ઉપલા ચિત્રનું બારીક અવલોકન કરવાથી એ સ્પષ્ટ જણાઈ આવે છે કે બાપના લોહી કરતાંયે માના લોહીની અસર ઔલાદમાં કેટલેક દરજ્જે વધુ અને ચોકકસ થાય છે.

એજ મુજબ ડૉ. ટેલર લાંબા આયુષ્યને પણ વારસાઈ ગુણ લખે છે. રોગ-શાસ્ત્રના આધારે એ બાબત સર્વ-માન્ય છે કે મનુષ્યના ઘણા ખરા રોગો-જેવાકે ગાંડપણ, કંઠમાળા, પ્રમેહ, સંધીવા, રક્તપિત્ત, વિગેરે માબાપના તરફથી ઔલાદમાં ઉતરી આવે છે. પ્રાણી ગુણ-શાસ્ત્ર (Physiology) ની રૂએ પણ હંમેશનું મળતાપણું જોવામાં આવે છે, એ શાસ્ત્રના વિદ્વાનોનો મત છે કે જીવંત પ્રાણીઓના ચ્હેરા કે જે એક બીજા વંશ વચ્ચે જુદાપણું ધરાવે છે તે સેંકડો વર્ષ પછી બદલે છે। અને ફેરફાર કબુલે છે, જો કે કુદરતી અકસ્માતો એ ગુણો ઉપર થયા કરે છે. ટુંકસાર એજ કે દેખીતા વિલક્ષણો ઉપર માબાપની અસર બિલ્કુલ જાહેર છે, તેથી એ ઉપર વિવરણ કરવાની આવશ્યકતા રહેતી નથી.

### (આંતરિક નૈતિક) અસર

જેમ ઔલાદના શરીર ઉપર માબાપના લોહીથી અસર થાય છે તેજ પ્રમાણે નીતિ-ચારિત્ર ઉપર પણ તેમની અસર થાય છે માબાપના ચારિત્ર-ગુણો સારા હોય કે નરસાં સર્વે સંતાનમાં લોહી દ્વારા ઉતરી આવે છે. નીતિ-ચારિત્ર એટલે દરેક પ્રકારના ગુણો-વીરતા, ઉદારતા, દૃઢતા, અડગતા, સંતોષ, સદિચ્છના, કંજુસાઈ, વિગેરે છે. એ સર્વે ગુણો વારસાઈ હોય છે; અને એ સર્વે ગુણોનું બીજ માબાપ તરફથી ઔલાદને મળે છે. અનુકુળ સંજોગો એ બીજની વૃદ્ધિ કરે છે, અને શિક્ષણ કેળવણી એ ગુણોને વધુ ચમકાવે છે. બાપનું વિર્ય ને માતાનું લોહી માત્ર માંસ અને હાડનુંજ બીજ નથી હોતું બલ્કે નીતિ ગુણ અને બીજી શક્તિઓનું બીજ હોય છે. માનવીના અનેક ગુણોમાં એક સમજ બુદ્ધિ (Intellect) છે, અને રાજકર્તા માટે એ ગુણ ધરાવવું આવશ્યક છે. એ પણ વારસાઇ ગુણ છે.

(૧) "લીટરરી ડાઇજેસ્ટ" (૯-ફેબ્રુઆરી ૧૯૩૮)માં ન્યુયોર્ક શહેરની એક પબ્લીક સ્કૂલનો રિપોર્ટ પ્રગટ થયો હતો. એ શાળાના આશ્રયદાતાઓ લીટા હોલીંગવર્થ (Dr. Leta Hollingworth) એક અનુભવી બાનુ, બાળકોના માનસની નિષ્ણાંત અને આગળ પડતી શિક્ષિકા છે, અને પોતાના જીવનનાં ઘણાખરાં વર્ષો, અને દૌલત એ અનુભવ પાછળ તેણે વેડફી નાંખ્યા છે લાંબા અનુભવ ધરાવ્યા પછી મજકુર બાનુ સમજ-બુદ્ધિ માટે પોતાનો મત નીચે પ્રમાણે બાંધે છેઃ-

"મધ્યમ વર્ગના બુદ્ધિશાળી અને ઠોઠ માબાપોનું એક બુદ્ધિશાળી બાળકનું પેદા કરવું એવુંજ અશક્ય છે કે જેમ ટમાટાના છોડથી બોર પેદા કરવું અશક્ય છે. એમાં શક નથી કે સફળ કુટુંબોમાં ઠોઠ બાળકો પણ પેદા થાય છે. તેજ પ્રમાણે એથી ઉલટું પણ કદી કદી બને છે. એનું કારણ એ છે કે એક બુધ્ધિશાળી પુરૂષ એવી સ્ત્રી સાથે લગ્ન કરે કે જે સમજ-શક્તિમાં એનાથી ઉચતર હોય અને બાળકોને માની મગજ-શક્તિ પ્રાપ્ત થાય, અથવા એક ઉચ્ચ સમજ શક્તિની સ્ત્રી કોઈ એવા પુરૂષ સાથે લગ્ન કરે કે જે મગજ શક્તિમાં એનાથી ઉતરતો હોય, એમ હોવા છતાં માતાની મગજ શક્તિજ બાળકને પ્રાપ્ત થાય"

(૨) ચતુરાઈ પણ વડિલો પાર્જિત વસ્તુ છે. વિએના યુનિવર્સિટિના પ્રોફેસર ડૉ ઓસ્વાલ્ડ શવાર્ઝ (Dr. Oswald Schwarz) નો લેખ (Birth place of character) ચારિત્રની જન્મભૂમીના શિર્ષક હેઠળ માસ એપ્રિલ-૧૯૩૮ ના "હબર્ટ જનરલ" માં પ્રગટ થયો હતો તેમાં તેઓ લખે છે કેઃ—

"આપણે આપણા માત પિતાની પ્રાકૃતિક હસ્તીની ઉત્પત્તી છીએ, તેથી તેમનાં કેટલાક ગુણો અને વિલક્ષણો વારસામાં મેળવીએ છીએ. ચતુરાઇ (Intelligence) * ૧ નિસંદેહ વડિલો પાર્જિત વસ્તુ છે. જેમ જેમ બાળક મોટા થતો

* સમજ-બુધ્ધિ અને ચતુરાઈ રાજ્યસત્તા માટે આવશ્યક લક્ષણો છે. પરંતુ એથી એમ અર્થ કરી શકાય નહિ કે સમજ-શક્તિ અને ચતુરાઇ માટે રાજ્યસત્તા હોવી આવશ્યક છે.

જાય છે તેમ તેની સાથે ચતુરાઇ વૃદ્ધિ પામે છે. સંજોગોવશાત એને મળતા અનુભવોથી એમાં કંઈ ફેરફાર થતો નથી.

(૩) + "તારીખે હિંદુસ્તાને કદીમ" નામક પુસ્તકમાં બાબુ પ્યારેલાલ (રઈસ. બરોલા જીલ્લે અલીગઢ) લખે છે કે:—

"બેશક કલયુગમાં હિન્દુઓને એવી મૂર્ખતા સુઝી કે અકબર બાદશાહને મુસલમાન કહીને તેના હાથનું જમણ જમવું અને પુત્રિઓ પરણાવવાનું સ્વિકાર્યું નહિ, બલ્કે પોતાની પુત્રિઓને એ વિચારે આપી પીછો છોડવ્યો કે અમે અમારી પુત્રિઓને મરી ગએલી સમજી તેમની સાથે સંબંધ ન રાખીશું ને જો બાદશાહની પુત્રિ પરણશું તો અમારા કુટુંબ અને લોહીને ખરાબ કરશે અને અમે શુધ્ધ આર્ય રહીશું નહિ" ÷ (પૃ. ૧૨૩)[1]

આ અવતરણથી એટલું અવશ્ય મળી આવે છે કે પ્રાચીન સમયમાં હિન્દુઓ પણ લોહીની અસરને સ્વિકારતા હતા ને એક પ્રજા સાથે બીજી પ્રજાના લોહી મિશ્રણથી પ્રજાના લોહીને ખરાબ કરે છે.

(૪) ઈટાલીના સરમુખત્યાર મુસોલીની અને મર્હૂમ ડૉ. સર મુહમ્મદ ઇકબાલ વચ્ચે ઇટાલીના પાયતખ્ત રોમમાં થયેલી મુલાકાત દરમ્યાન ધર્મ અને પ્રજાનો વિષય છેડાતાં ડૉ. ઇકબાલે કહ્યું હતું કે:—*

"ઇટાલીની આધુનિક સ્થિતી ઘણે અંશે એવી છે કે જેવી ઇસ્લામ પુર્વે ઇરાનની હતી. ઇરાનની સંસ્કૃતિ જર્જિત અવસ્થાએ પહોંચી હતી. પ્રજાની શક્તિઓ દબાઇ ગઇ હતી. તેમને તાજા લોહીની જરૂર હતી. ઈરાનના સદભાગ્યે એના પાડોશમાં બહાદુર અને તેજસ્વી કૌમ હતી કે જેણે ઈરાનને પોતાનું તાજું શુધ્ધ લોહી આપ્યું. પરિણામ એ આવ્યું કે ઈરાનમાં જીવનની એક નવી લહેર દોડી ગઈ ને એ પ્રજા જવલંત સંસ્કૃતની અગ્રેસર બની. અરબી લોહીના પ્રતાપે તેમનામાં ઉત્તમ કળાકારો, રાજનીતિજ્ઞ ધુરંધરો, ને લડવૈયાઓ પેદા થયા. એજ પ્રમાણે રોમન સામ્રાજ્યના પતન પછી ગાથ અને જર્મન પ્રજાઓએ ઇટાલીને પોતાનું લોહી આપ્યું અને મધ્ય યુગમાં એને બીજી વાર જાહોજલાલી નસીબ થઇ. હવે ફરી ઈરાન અને ઇટાલી બન્નેને તાઝા લોહીની આવશ્યકતા છે. ઈરાન તો આજે પણ ભાગ્યશાળી છે કે તેના ઉત્તરે બહાદુર અને અર્ધ સુધરેલ તુર્કમાન પ્રજા મૌજુદ છે ને પશ્ચિમે અરબસ્તાન માહેના બહાદુર તાયફાવાળાઓ છે. એ પ્રજાઓ પોતાનું લોહી આપી ઈરાનને ફરી જીવંત અને બળવાન બનાવી દેશે. પરંતુ આધુનિક ઇટાલીની આસપાસ એના જેવી સંસ્કૃતિ સુધરેલી પ્રજાઓ વસે છે કે જેનામાં અરણ્યતું જંગલીપણું અને તાઝાપણું જરાયે નથી એવા સંજોગોમાં ઈટાલી તાજું લોહી કયાંથી લાવશે?"

આ નવિન વિચારોની મુસોલીની ઉપર ભારે અસર થઈ.

આ અવતરણથી એ સિદ્ધ થાયછે કે લોહીનું મિશ્રણ નીતિ ચારિત્ર ઉપર અસર નાંખી શકે છે.

(૫) સને ૧૯૦૪માં વંશ પરંપરા વારસામાં ઉતરી આવતી બાબતો ઉપર સંશોધન અને વિચાર કરવા એક શાહી કમીશન નિમાયું હતું.

---

+ એ પુસ્તક પુરાતન હિન્દનો ઈતિહાસ છે. જો કે પુસ્તક હિન્દુઓની તરફેણમાં અને મુસ્લિમોના વિરૂધ્ધમા લખાયું છે, સને ૧૮૯૯માં વિદ્યાસાગર બરોડા જીલ્લે અલીગઢમાં છપાએલું છે, છતાં શક નથી કે એ પુસ્તક ઘણાંજ સંશોધન અને શ્રમ લઇ લખ્યું છે.

૧ જુઓ પ્રો. ખ્વાજા અબ્દુલ હમીદ (લેકચરર ગવર્નમેન્ટ કૉલેજ–મુલતાન)ના સંગ્રહ કરેલા "ડૉ. ઇકબાલના વચનો" "મુઆરિફ" માસિક (આઝમગઢ) અંક ૩. પૃ. ૪૨. વચન નાં. ૧૬.

* મારો ગત લેખ વાંચી જે બંધુઓ એમ કહે છે કે એથી હિન્દુ લોહીનું અપમાન થાય છે તે અમારા આ અવતરણને ધ્યાનપૂર્વક વાંચે અને વિચારે કે અત્રે કોના લોહીનું અપમાન થઈ રહ્યું છે!

ચાર વર્ષના સતત સંશોધન અને તપાસ પછી સને ૧૯૦૮માં પોતાનો રિપોર્ટ રજુ કર્યો કે જે "બ્લુ બુક" (Blue Book) નામે છપાઈ પ્રગટ થયો હતો. એ રિપોર્ટમાં સેંકડો ઉદાહરણો–મિસાલો આપી સિદ્ધ કર્યું છે કે મગજની નબળાઇ અને ગાંડપણ સામાન્ય રીતે વડિલોપાર્જિત (વંશને વારસામાં મળતાં) હોય છે. ચારિત્ર સંબંધી કેટલાક દાખલાઓ અત્રે ટાંકવામાં આવે છે.

૧ એક પુરૂષ જેણે કેટલીક વાર ચોરીના ગુનાહ માટે સજા ભોગવી હતી તેના કેટલાક પૂત્રો હતા. તેમાંથી મોટા પુત્ર પંદર વર્ષથી ૩૨ વર્ષની વય લગીમાં ૩૪ વાર સજા ભોગવી ચૂક્યો હતો, બીજો પૂત્ર ૧૫ થી તે ૨૯ વર્ષની વય લગીમાં ૧૭ વાર ચોરીનાજ ગુનાહ માટે સજા પામ્યો હતો.

(૨) એક વેશ્યા ૧૧ હરામના બાળકોની માતા બની હતી એમાંથી પાંચ કન્યા એ કુકૃત્યની ભોગ થઇ ચૂકી છે."

(૩) પ્રો. કાર્લ પીઅરસન "નેશનલ લાઇફ ફ્રોમ ધી સ્ટેન્ડ પોઇંટ ઓફ સાયંસ"માં ચારિત્ર વારસા સંબંધી સિદ્ધાંત ઉપર લખે છે. *

"માતપિતાના ચારિત્ર અને નીતિ લક્ષણ તેમના સદ્ગુણો અને દુર્ગુણો, તેમની ટેવો, તેમના રોગો સર્વેને સર્વ એક પ્રમાણમાં એમનાં સંતાનોને વારસામાં મળે છે."

માણસના માથાની આકૃતિ, એના મગજની સ્થિતિ અને શક્તિ, ઘોડાની ચામડીનો રંગ, અફીણના છોડનાં ફુલોની પાંખડીઓ ને બીજી અનેક બાબતો કંઇ પણ અપવાદ વગર વડિલોપાર્જિત (વંશ વારસમાં ઉતરી આવતી) છે. ટુંકમાં મનુષ્યના અલ્પમાં અલ્પ નીતિ ગુણથી લઇને મહાન ગુણ સુદ્ધાં સર્વ સંપૂર્ણ વડિલોપાર્જિત છે.

* "આલહિલાલ અંક ૨૭ પુસ્તક ૨

વળી 'હેકસલે લેકચર"માં પ્રો. કાર્લ પીઅરસન ફરમાવે છે

"એક અચારિત્રમાન કુળમાંથી ચારિત્રમાન ઔલાદ પેદા થવી અશક્ય છે. એક અનીતિમાન વંશને એક નીતિમાન વંશ સાથે જોડવાથી એજ પરિણામ આવશે કે શુદ્ધ અને આરોગ્ય કુળ નિર્બળ થઇ જશે. ઉદાહરણ રૂપે એટલું કહેવું પુરતું થશે કે ગંધકના તેજાબમાં જેટલું જે પાણી મિશ્રણ કરતા જશો તેટલુંજ તે તેજાબ નબળો થતો જશે, કેળવણી, આરોગ્યતાના નિયમોનું પાલન અને અન્ય સિધ્ધીઓ મનુષ્યના વારસાઇ ચારિત્રને કદીયે ફેરવી શકતી નથી"

## (૭) ગૉલ્ટનનો નિયમ

માનવ વંશને વારસામાં મળતા ગુણો જાણવા અર્થે અને ઘોડીના મિશ્રણથી થતા



ડૉ૦ ગૉલ્ટન.

ફેરફાર જે સંતતી પ્રયોગો મહાન પાશ્ચાત્ય વિદ્વાનોએ કર્યા છે તેમાં ગૉલ્ટનનું નામ પણ આગળ પડતું છે. તે મશહુર Science of Eugenics" માનવ વંશ-સુધારણાશાસ્ત્રનો સ્થાપક છે એનો નિયમ...... (અપૂર્ણ)

# અનુક્રમણિકા.

# નઝરે અકીદત

નૂરે હક દેખો નબીકા રૂએ તાબાં દેખકર:
નૂરે અહમદ દેખો શાહે જીલાં દેખકર.

તૂ જો ઓસાફે હસન હૈ, તૂ જો ઓસાફે હુસૈન;
ક્યૂં ન ખુશ હું રૂત્બા તેરા શાહે મરદાં દેખકર.

આપકે ઓસાફ ઐસે હૈં કે અદલે શિર્કો કુફ્ર;
કોઈ મુન્કિર હો ગયા કોઈ મુસલ્મા દેખકર.

આપકે ચેહરેસે વોહ નૂરે કિબ્રીઆઈ થા અયાં;
હરે કસો નાકિસકો ગશ આતા થા હાં હાં દેખકર.

ધરો શૌકે મુરતઝા વ પીર મેરે દિલમેં હૈં;
વજ્દમેં આતે હૈં મુઝકો અદલે ઈર્ફાં દેખકર.

નાઉમ્મેદી ઘટ ગઈ મેરી તસલ્લીએ બઢ ગઈ;
હર કિસી પે આપકે અલ્તાફો એહસાં દેખકર.

આપકી કે હાથમેં હમ નંગ પારે દસ્તગીર;
ચારહસાઝી કીજીએ મેરા દર્દે પિન્હાં દેખકર.

તોશએ મન્ઝિલ નહીં હૈ મૈં પરેશાં હૂં [illegible];
[illegible] બેસરોસામાનીયેદિલ અપને સામાં દેખકર.

હસરતે કલ્બમેં હૈ "આસિફ" નિશાન મુન્તઝિર;
કીજીએ હમ પર કરમ અશ્કે પરેશાં દેખકર.

આલા હઝરત નવાબ મીર મહેબૂબઅલીખાન "આસિફ" [illegible] મર્હૂમ

# "ખુદાવંદા તું કર મુજ વાણીમાં એવી અસર પયદા"

( સુરતમાં તા. ૧૨-૪-૪૦ ને રોજ ખૂબ ધામધુમથી ચવમુનાબી ઉજવાયો હતો. ૫૦ ઉપરાંત ઉર્દૂ શાએરો જમા થયા હતા. તેમાં "શયદા" સાહબની આ ગુજરાતી નઅતે ખુબ દાદ મેળવી હતી. સુરતના એ જલસાને કામયાબ બનાવવામાં શયદા સાહબે અગત્યનો ભાગ ભજવ્યો હતો. એક તો વસ્તુ સારી અને કહેવાની અનોખી ઢબને લીધે સુરતીઓનાં મન હરણ કરવામાં શયદાને ખૂબ સફળતા સાંપડી હતી. કારવાંના વાચકો પણ એને રસપૂર્વક વાંચશેજ. તંત્રી )

ખુદાવંદા તુ કર મુજવાણીમાં એવી અસર પયદા;
નિકળીના શબ્દ મુખથી થાય પાણીમાં શરર પયદા.
શરર બદલાઇ જાયે, થાય એમાંથી ગૌહર પયદા;
ને દુશ્મનના જિગરમાં જઇ કરે પોતાનું ઘર પયદા.
કહે છે નામનાવાળા થયા છે. નામવર પયદા;
નબી ખત્મુલનબી પયદા, બશર ખયરલ બશર પયદા.
નબીના નૂરની તોલે નહિં આવે, નહિં આવે;
હજારો થાય દુનિયામાં ભલે શમ્શો કમર પયદા.
જહાલતની ઘટાઓમાં મુબારક નૂરની હસ્તી;
અંધારી રાતમા જાણે અનોખી થઇ સહર પયદા.
ફક્ત એનાજ સદકાથી આ હસ્તી, હસ્તીમાં આવી;
ન એ પયદા થને તો આ થતે ના બહેરોબર પયદા.
જગતના ઝર્રે ઝર્રામાં તું જોશે શાન હઝરતની;
શરત છે સાફ અંતર કર, ને કર નિર્મળ નઝર પયદા.
ખુદાવંદા હબીબે પાક હો મારા તસવ્વુરમાં;
બીજાનો ખ્યાલ પણ દિલમાં ન થાયે ઉમ્રભર પયદા.
હું હઝરતના વસીલાથી ડુબીને પાર થાવાનો;
બસેને થાય ભવસાગર મહી લાખો ભંવર પયદા.
ફરિશ્તાઓ તો શું મળવા તમન્ના રાખે છે. પરવર;
અરે કુરબાન જાઉં શું, થયો છે જલ્વાગર પયદા.
બીજાના દુઃખના માટે જે પથ્થર પેટ પર બાંધે;
થયો છે કોણ એવો જગતમાં બીજો બશર પયદા.
બશર જિન્નો મલક એ ખાકપર કુર્બાન થાયે છે;
મુકદ્દસ ઝાત મહમદની થઇ જે ખાકપર પયદા.
જાનું એને, નશો એનો, જિગરમાં દાદપણ એની;
અને એનાજ દર માટે થયું છે મારૂં સર પયદા.
મુબારક નામ મહમદનું ખુદાને ખાસ પ્યારૂં છે;
દુઆ એ નામથી માંગો, અજબ થાશે અસર પયદા.
નબીના એ નવાસાએ પોતાનું ખૂન સીંચીને;
નબુવ્વતના શજર ઉપર કર્યાં કેવાં સમર પયદા.
કદી ઇસ્લામ પર કુર્બાન કરવાની છે ઇચ્છાતો;
હુસેન ઇબ્ને અલી જેવું કરો પહેલાં જિગર પયદા.
ભલા એમાં કરામત શી હશે એ તો ખુદા જાણે;
મળ્યા બોહતેર માટીમાં, થયા લાખો શજર પયદા.
સુખનવર સાંભળી "શયદા" જિગરથી દાદ આપે છે;
તમારા શબ્દમાં આવી કરી કોણે અસર પયદા?



શયદા

# નઝરે અકીદત

ભાષાન્તરકર્તાઃ-સૈયદનૂર સૂરત

(જનાબ "શયદા"ની ગુજરાતી નઅતીઆ ગઝલ ગુજરાતી જનતા વધાવી લે એ સ્વભાવિક છેજ પણ ઈદે મીલાદના યાદગાર મુશાએરામાં ઉર્દૂગીરાના મશહૂર કવિઓએ એને જે રીતે અપનાવી લીધી છે એ કેટલાએક અશ્આરના ભાષાંતર પરથી સાફ જણાઇ આવે છે જે નીચે રજૂ કરવામાં આવે છે. તંત્રી)

ખુદાવંદા તુ કર મેરી ઝબાં મેં વોહ અસર પૈદા,
કે નિકલે લફ્ઝ ઔર હોજાએ પાની મેં શરર પૈદા.

શરર હો તો સદફકી મિસ્લ હો ઉસ્સે ગુહર પૈદા,
ગુહર હો તો કરે દુશ્મન કે દિલ મેં અપના ઘર પૈદા.

હુય ચર્ચા અહલે શોહરતમેં હુવા વો નામવર પૈદા,
નબી ખત્મે નબી. પૈદા, બશર ખૈરૂલ બશર પૈદા.

નબીકા નૂર ઔર ઉસ્કા મુકાબિલ અય મઆઝલ્લા,
હઝારોં આસ્માં પર કયું ન હો શમસો કમર પૈદા.
ઘટાસે કુફ્ર કી મહરે રિસાલત લો નિકલ આયા,
અંધેરી રાતમેં કૈસી અનોખી હુય સહર પૈદા.

જહાં કે ઝર્રે ઝર્રેસે નુમાયાં શાને અહમદ હુય,
દિલે હકઆશના પૈદા હો કર ઔર નઝર પૈદા.

ખુદાવંદા હુબીબે પાક કા હર દમ તસવ્વુર હો,
ન દિલમેં હો ખયાલે ગૈર યારબ ઉમ્રભર પૈદા.

ફરિશ્તે કયા ખુદા ખુદ ચાહતા હુય દેખના જિસ્કો,
મેં હોજાઉં તસુદૃક કે હુવા વો જલ્વાહગર પૈદા.
અગર ઈસ્લામ પર કુર્બાન હોનેકી તમન્ના હુય,
હુસેન ઇબ્ને અલી જૈસા કરો પેહલે જિગર પૈદા.
સુખનવર દિલસે તુજકો દાદ જો દેને લગે 'શયદા',
તેરે અશઆરમે કિસને કિયા હુય યે અસર પૈદા.

"શયદા"

અલ્લાહ તઆલાનું ફરમાન (કુર્આન)

(૨૨) આ (મુશરિક) લોકો કહે છે કે ખુદાપાક ઔલાદ રાખે છે, પણ તે સૌ વાતોથી પવિત્ર છે, બલ્કે જે કંઈ આકાશો અને પૃથ્વીમાં છે તે બધુ તેનુંજ છે, (અને) સૌ તેનાજ તાબેદાર છે, અને (એવી કુદરતવાળો છે કે) જ્યારે કોઈ કામને કરવા ચાહે છે તો તે કાર્ય વિષે એટલુંજ કહે છે "થઈ જા" તો તે થઈ જાય છે. (કુર્આન)

*    *    *    *

(૨૩) (હે નબી!) અમે તને એક સત્ય દીન આપી (ઈમાનવાળાઓને) ખુશ ખબર આપનાર અને (કાફિરોને) ડરાવનાર (બનાવીને) મોકલ્યો છે અને (હે નબી!) દોઝખવાસી સંબંધી તને કંઈ પુછવામાં આવશે નહિ. (કે આ લોકો મુસલમાન કેમ ન થયા?) (કુર્આન)

*    *    *    *

(૨૪) તમે તે દિવસથી ડરો જેમાં ન કોઇ માણુસ બીજાને જરાએ કામ આવશે અને ન કોઇના તરફથી કંઇ બદલો સ્વિકારવામાં આવશે અને ન તેને (કોઈની) ભલામણ કામ લાગશે અને ન તેઓને કંઈ મદદ પહોંચશે. (કુર્આન)

*    *    *    *

(૨૫) ઈબ્રાહીમે પોતાના પુત્રોને તેમ યઅકૂબે પણ એજ વસીયત કરી હતી કે ઓ મારા પુત્રો! બેશક ખુદાપાકે તમારા માટે (સૌથી સારો) ધર્મ (ઇસ્લામ) પસંદ કર્યો છે માટે તમારે ઇસ્લામ સિવાય અન્ય કોઈ હાલત પર જાન આપવી નહિ. (કુર્આન)

*    *    *    *

(૨૬) તમે મને (બંદગીથી) યાદ કરો, તો હું પણ તમને (ઉપકારોથી) યાદ કરીશ અને (એ ઉપકારો બદલ) મારો પાડ માનો અને અપકારી ન બનો. (કુર્આન)

*    *    *    *

(૨૭) બેશક આકાશો અને પૃથ્વીમાં અને રાત્રી દિવસના ફેરફારમાં તેમ વહાણોમાં, જે સમુદ્રમાં લોકોની ઉપયોગી વસ્તુઓ લઈ ચાલે છે અને (વરસાદના) પાણીમાં જેને ખુદાપાકે આકાશથી વરસાવ્યું, ફરી તે વડે જમીનને તેના સુકાઈ જવા પછી તરબોળ કરી (તેમાં લીલોતરી ઉત્પન કરી) વળી તેમાં દરેક પ્રકારના પ્રાણી ફેલાવી દીધા તેમજ પવનોની (દિશાઓ, સ્થિતિઓ)ના ફેરફારમાં, અને તે વાદળમાં જે આકાશ અને પૃથ્વી વચ્ચે (ખુદાના હુકમ)ને આધિન છે (તે સૌમાં) બુદ્ધિશાળીઓ માટે (તવહીદની સાબિતીની) નિશાનીઓ છે. (કુર્આન)

*    *    *    *

(૨૮) હે મોમેનો! જે પવિત્ર વસ્તુઓ અમે તમને આપી છે તેમાંથી (ચાહો તે ખાઓ અને જો તમે (ખાસ) તેનાંજ બંદા છો તો ખુદાપાકનો (તન, મનથી) આભાર માનો. (કુર્આન)

*    *    *    *

(૨૯) એક બીજાનો માલ માંહોમાંહે નાહક ખાઓ નહિ તેમજ તેને હાકિમો સુધી એ હેતુથી ન લઇ જાઓ કે જેથી લોકોના માલમાંનો અમુક ભાગ જાણી જોઇને જુલમથી ખાઈ જાઓ. (કુર્આન)

# ઈસ્લામી શિક્ષણ

રસૂલુલ્લાહ સલ૦નું ફરમાન (હદીસ)

(૨૩) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે જ્યારે તમારામાંના કોઇની પાસે તેનો ખિદમતગાર ખાણું લાવે તો તેને પણ ખાવા માટે પોતાની સાથે બેસાડે અને જો તેને પોતાની સાથે નહિ બેસાડે તેને એક બે કોળીઆ આપે કારણ કે તે ખાણું પકાવવામાં તથા ગરમીમાં લાગેલો હતો. (બુખારી)

* * * *

(૨૪) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે જ્યારે તમારામાંનો કોઇ પાણી પીએ તો પાણીમાં શ્વાસ મુકે નહિ અને જ્યારે બાજરૂએ જાય તો ઇંદ્રિને સીધા હાથે પકડે નહિ અને જમણા હાથે ખંડુ કરે નહિ. (બુખારી)

* * * *

(૨૫) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું જ્યારે ત્રણ માણસ હોય તો એકને મુકીને બે માણસો કાનમાં વાતચીત કરે નહિ. (મુસ્લિમ)

* * * *

(૨૬) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે જ્યારે કોઇ માલમાં તથા ખુબસુરતીમાં પોતાથી વધેલાને જુએ તો તેને જોઇએ કે તે પોતાથી ઘટેલા તરફ નજર કરે. (બુખારી)

* * * *

(૨૭) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું સૂર્યોદય થાય છે તો તેના બે કીનારા સાથે બે ફરિસ્તા અવશ્ય હોય છે તેઓ કહે છે ઓ અલ્લાહ ખરચ કરનાર (સખી)ને તેનો બદલો જલદી આપ, અને રોકી રાખનાર (બખીલ)ને હલાકી જલદી આપ (મુસ્લિમ)

* * * *

(૨૮) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું છે જુવાનોનો સમુહ ! તમારામાંનો જે કોઇ નિકાહ કરવાની શક્તિ રાખતો હોય તે નિકાહ કરે. કારણ કે એ આંખને વધારે રોકનાર અને શરમગાહને વધુ બચાવનાર છે. (એટલે નિકાહને લીધે માણસ હરામકારી તથા પરાઈ સ્ત્રીને ઘોરવાથી બચે છે) અને જે કોઈ નિકાહની શક્તિ રાખતો ન હોય તે પોતાના ઉપર રોઝો રાખવો અગત્યનું જાણે કારણ કે એ રોઝો રાખવો તેના માટે ખસ્સી કરવા સમાન છે. (બુખારી)

* * * *

(૨૯) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે કોઈ માણસ પોતાના હાથની કમાઈથી ખાય એથી સારૂં કદી કોઈએ ખાધું નથી. અને ખચીત ખુદાના પૈગમ્બર દાઉદ અલૈ૦ પોતાના હાથની કમાઈથી ખાતા હતા. (બુખારી)

# આવાઝકી દુનિયાંકે દોસ્તો

સંચાલક —



● આવાઝકી દુનિયાં કે દોસ્તો! આજકાલ રક્ષણ શબ્દ જ્યાં હોય ત્યાં ઠીક સસ્તો થઈ ગયો છે. જર્મનીના ગરૂડને પાછી રક્ષણની ધૂન જાગી છે. તેણે આંખ મીંચીને ઉઘાડી એટલીવારમાં, ડેન્માર્કના ઘેટાંનું રક્ષણ કરી લીધું છે! નોર્વેનું બકરૂં પણ એના રક્ષણ 'નીચે' આવી જાત પણ બ્રિટન ફ્રાન્સનાં 'સિંહ-વાઘોએ' એ બકરાનું ભક્ષ્ય થતું બચાવવા સામે પંજા ઉગામ્યા છે. જોઈએ છીએ એ પંજા પંજીમાં નોર્વેનું રક્ષણ થાય છે કે ચુંથાઈ ચુંથાઈને પુરું થઈ જાય છે! સ્ટેલીન, હીટલર અને મુસોલીની જેવા ભલા પાડોશીઓએ પોતાના આજુ બાજુના નાનાં અને નબળાં પાડોશીઓને પોતાના રક્ષણમાં લેવાની આવી સારી સારી ટેવો ગ્રહણ કરેલી લાગે છે! પેલા ઘેટાંનું રક્ષણ કરનાર શિયાળ પાસેથી કે ઉંદરોનું રક્ષણ કરનાર બિલાડીબાઈ પાસેથી એ લોકોએ રક્ષણની આ રીત ગ્રહણ કરી હશે? ભગવાન ભલું કરે એ મહાજનોનું કે તેમને પ્રતાપે યૂરોપનો રાજદ્વારી મુશાએરો ગરમ રહે છે!

● આવાઝકી દુનિયાં કે દોસ્તો! ગાંધીજી ગમે તેટલો "શાંતિ, શાંતિ!" અને "અહિંસા, અહિંસા!" નો ઉપદેશ આપ્યા કરે છે, છતાં કોણ જાણે વેજીટેબલ ઘીને પ્રતાપે હો કે ગ્રીષ્મ ઋતુની ગરમીને પ્રતાપે હો પણ મગજની ખોપરીમાંથી એકેકસનું પાણી સુકાઈ ગયાથી લોકોનાં તપેલાં ગરમ થઈ ગયાં છે! એ વાત તો દીવા જેવી ચોખ્ખી છે. જુઓને પંજાબમાં ખાકસારોએ આજુબાજુની પરવા કર્યા વગર સર સીકંદરની સરકાર સામે શીંગડાં ઉગામ્યાં છે, અને સરહદોમાં ખાકસારો તથા સિપાઈઓની સંતાકુકડી રમાય છે, ત્યારે લખનૌમાં શીયા અને સુન્નીઓમાં પાછો પુરાણો ઝઘડો જામ્યો છે. જ્યારે લોકો ધર્મથી તો દિન પ્રતિદિન દૂર થતાં જાય છે, ત્યારે ધર્મના નામે એવા ધતીંગો શા માટે થતાં હશે? ધર્મ એજ શાંતિનું મૂળ છે, ત્યારે અહીં તો ધર્મને નામેજ અશાંતિ થતી દેખાય છે! અરે! હવે તો કબ્રસ્તાનો અને સ્મશાનોમાં પણ શાંતિનાં દર્શન થવાં દુર્લભ છે! કોમવાદનાં ભૂતોને પ્રતાપે કદાચ મરેલાં મુડદાંએ જીવતાં થઈને લડે તો નવાઈ નહિ! હિંદનો એ ચેપીરોગ બર્માને પણ સારી રીતે લાગી ગયો છે. બર્મામાં પણ કોઈ વરસ હિંદુ-મુસ્લિમ હુલ્લડોથી ખાલી જતું નથી; ત્યારે બિચારા બુદ્ધને ધરતીકંપ શાંતિ લેવા દેતો નથી અને યૂરોપની શાંતિ હિટલરે સળગાવી દીધી છે! શાંતિ દેવીની આ દુર્દશામાં સૌથી વિશેષ ફાળો પત્રકારોનો ગણી શકાય! કારણ કે ઘણી વખતે એવા પ્રસંગે જાણ્યે કે અજાણ્યે એ લોકોજ બળતામાં ઘી હોમતાં જોવામાં આવે છે! હું જો કે ભૂતમાં માનતો નથી છતાં હમણાં હમણાં મને પણ સમજાઈ ગયું છે કે ભૂતનું અસ્તિત્વ જગતમાં છે અને કોમવાદ કે ધર્મઝનુન એજ ભૂત કે ઝોડ ઝપટનાં જુદાં સ્વરૂપ છે! એ ભૂતો ધૂણવા માંડે છે ત્યારે પાછા લીડરો ભૂવા બનીને અને પત્રકારો જાગરીયા બનીને ભૂતને ભગાડવા "શાંતિ! શાંતિ"નાં ડાકલાં વગાડે છે!

મારે તબલાંના તાલ બેતાલ થઈ ગયા છે, સારંગીના સૂર ઉખડી ગયા છે, મંજીરાંના રણકા બંધ થઈ રહ્યાં છે અને નાચવા માટે આઝાદી દેવી પણ થન થન થઈ રહી છે. પણ એકાએક આ શું ! ગાંધીજીએ કંઈ આડો અવળો ગજ ફેરવવાથી સારંગીનો તાર તૂટી ગયો અને આઝાદીનું નૃત્ય આરંભ થતા પહેલાંજ અટકી ગયું તથા પ્રેક્ષકો હાથાં વહાલીનેજ આઝાદી નૃત્ય જોયા વગર રહી ગયા ! સંગીતના આવા મઝાના જલસાઓને બદલે પોત પોતાના ઘરના ખુણેજ ખાનગીમાં આઝાદદેવીને નચવવાની વાતો હરિજન દ્વારા વહેતી મુકાયા લાગી અને તેનું નામ વ્યક્તિગત સત્યાગ્રહ રખાયું ! એ છે બકરીના દૂધની બલીહારી ! જમનાલાલજી તો જુવો કે ગાંધીજીની બકરીને ત્રણ બચ્ચાં થયાં પણ આઝાદીદેવી તો હજી વંધ્યાજ રહી છે ! છે કોઈ સ્વરાજનું સંતાન થાય એવી તરકીબ બનાવનાર ધનવંતરી !

◉ દોસ્તો ! "ગીભડાંના ચોરને ફાંસીની સજા !" એ કહેવત તમે સાંભળી છે ! હાથ કે પગ સડી જાય તો તેનું ઓપરેશન કરવાને બદલે દર્દીની ગરદન મારી તેને રોગ મુક્ત કરવો એવાં ઘેલા પાટલાના વિચારો ધરાવનારી કોઈ ડોક્ટરી યોજના તમે જોઈ છે ! એવી કોઈ યોજના તમે ન જોઈ હોય તો તમારાં નસીબ ! બાકી હિંદના ભાગલા પાડવાની યોજના મને તો આબાદ એવીજ દેખાય છે ! પેલેસ્ટાઈનના ભાગલામાં ગેર ડહાપણ જોનારી આંખો હિંદના ભાગલા પાડવામાં ડહાપણ જુવે છે. પણ એમાં એમનો એ આંખોનો દોષ નથી. એ દૂધના કાંઠલાઓ બહુ પીવા તૈયાર થયા છે ! કોંગ્રેસની "કરીયાનટોઈ" સાકરી વાણી, બેસ બેશરમણી હાટચાઈ કોંગ્રેસીઓ, તથા કોંગ્રેસી પેપરોની "અપની ડાપસી ઔર પરાઈ ફુરકી" કરવાની નીતિએજ મી. જિન્નાહને આવા રટણ કરવાની ફરજ પાડી લાગે છે !



# તુષાર બિન્દુ!

લેખકઃ—" તુરાબ "

## જીવન તાડન

પીંખી નાખ! પીંખી નાખ!
જાલિમ કિસ્મત!
તારા કોરડા વીંઝી વીંઝી મારા જીવનને પીંખી નાખ!
પણ માનવતાનો આહલેક તો હું જગવતો જ રહીશ!

× × ×

## જીવન મંત્ર

જીવનનો મહામંત્ર છે—
આપણું, આપણું નથી!
સ્ત્રીની સુંદરતા સ્ત્રી માટે નથી.
પુરૂષની શક્તિ પુરૂષ માટે નથી.
મનુષ્યની જિંદગી મનુષ્ય માટે નથી.
માનવ, માનવતા માટે છે!

× × ×

## દિલની દીપિકાઓ

ખબરદાર!
મૃત્યુ ખોળનાર!
તારૂં જીવન તારૂં નથી!
તારા જિગરના જખમ અંધકારમાં આથડતી માનવતાનો માર્ગ અજવાળતી દીપિકાઓ છે.
એ જ્વલંત દીપિકાઓને ઓલવવાનો તને કશો અધિકાર નથી!

# પોઠ




"હવે આ ગુજરાતી ભાષાનું શું થશે ? જે અંગ્રેજી આભૂષણો વડે એ સભર બની હતી તે આભુષણો એક એક કરીને ઉતરી જશે તો પછીએ વિધવા જેવી બોડી બદશિકલ નહિ લાગે !" મી. અડવાણીએ એક ભૂખડી બારસ ફિલસુફની જેમ લમણે પેન્સીલ અડકાડીને સવાલ કર્યો.

"પણ ગુજરાતીનાં કયા આભુષણો ઉતરી રહ્યાં છે ? અને કોણ એ ઉતારી રહ્યું છે એનો કહો ! આપ પણ ભાષાની ઠેકેદારી લઇને બેઠા છો કે શું !"

"તમે તે શું ગામમાં વસો છો કે જંગલમાં ? એટલીએ ખબર નથી કે જે શબ્દ પોણીબસો વરસથી ગુજરાતીમાં હળી ભળી ગયો હતો અરે ! ગુજરાતી નિશાળો જે શબ્દ પર ચાલતી હતી તે વર્નાક્યુલર શબ્દ ગુજરાતીમાંથી બોયકોટ થવા બેઠો છે ! વર્નાક્યુલર એટલે ગુલામોની ભાષા ! એવું કહી કહીને હવે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને સમજાયું છે અને તેથીજ એને કાઢવાનો નિર્ધાર કર્યો છે. એ હિસાબે ભાષાની ગુલામી ટાળવા એવા એવા બીજા શબ્દો કોરટ, કચેરીઓ, પોસ્ટ ઓફિસો, નિશાળો વગેરે સરકારી થાણામાંથી નીકળી જાય તો પછી ગુજરાતીના શા હાલ હવાલ થય ?" મી. અડવા એક હાય નખાને બોલ્યા.

"પણ એતો સારૂં છે ને ? જો ભાષાની ગુલામી દૂર થશે તો પછી બીજી રાજકારી ગુલામીતો આપો આપ દૂર થશે. જેમ માથું કપાતાં આપોઆપ પાઘડી દૂર થાય તેમ ! એવી રીતે શબ્દો પાંખડાં કપાતાં આપો આપ આખું ગુલામીનું ઝાડ સુકાઇ જશે !"

"આપની વાત સાવ નાંખી દેવા જેવી તો નથીજ પણ એથી ભાષનો ભરાવો તો મટી જાય ને ! લ્યો તમેજ કહોને કે સાબરનાં શીંગડાં કાપી નાંખવામાં આવે તો કેવું બેડોળ લાગે ?"

"પણ સાબરનાં શીંગડાંજ ઘણી વેળા તેને શિકારીઓની જાળમાં ફસાવે છે એ જોયુ નથી !"

"હશે ત્યારે જે થાય તે જોયા કરો ! પણ આ લાગવગવાળા લેખકો અને પાઠ્યપુસ્તકોના પ્રકાશકોએ વિદ્યાર્થીઓના વાલીઓને લુંટવાનો તાગડો રચ્યો છે કે શું ? નવિનતાને બ્હાને અને પ્રગતિને નામે દર સાલ થોકબંધ નવાં નવાં પુસ્તકો પ્રગટ થાય છે અને વિદ્યાર્થીઓને માથે લદાય છે. પરિણામે બિચારા વાલીઓનાં ગજવાનો ભાર હળવો થાય છે તેનો શો ઇલાજ ? કેળવણી ખાતું તો જાણે વિદ્યાર્થીઓની સાવકી મા હોય એમ દૂર બેઠું બેઠું તમાશો જોઈ રહ્યું છે ! મધ-પુડાના દેમ અને પીંઢારાઓની જેમ પાઠ્યપુસ્તકોના ઠેકેદારો આવી લૂંટ ચલાવે છે તે સામે કોઇ

કેમ કંઇ બોલતું નથી ? પેલી પાઠ્યપુસ્તક સમિતિ પણ ઉંઘી ગઇ છે કે શું ? મારૂં-બેટું, વરસ દિવસ થયો કે પુસ્તક બદલાયાં એ તે કેમ વેઠાય ? એક ગામમાં બે પાંચ નિશાળ હોય તો દરેકમાં જુદાં જુદાં ચોપડાં ચાલે. હવે એક નિશાળનો છોકરો બીજી નિશાળમાં જાય તો તેને નવીજ ચોપડીઓ અને નવોજ દફ્તરો વસાવવો પડે છે ! છે કોઇ આ નિરંકુશતાનો ઇલાજ ? રોટલાને માટેજ જ્યાં માબાપો ફાંફાં મારતાં હોય ત્યાં નવી ચોપડીઓનો બોજો શા રીતે ઉંચકે ? મને તો લાગે છે કે વરસ દિવસે સમસ્ત હિંદમાં પાઠ્યપુસ્તકો પાછળ જે ખર્ચ થાય છે તેના દસમા ભાગની પણ કમાઇ કેળવણી પામેલા કરતાં નહિ હોય ! તો પછી એ ખોટના વેંઢારાનું શું પરિણામ આવશે એનો કોઇએ વિચાર કર્યો ? જો આ બાબત પર વિચાર નહિ કરવામાં આવે તો એકાદ દિવસ એ પાઠ્યપુસ્તકોજ વાલીઓના આપઘાતનું સાધન બની જશે !"

જો કે ધર્માદા ચોપડાં તથા ધર્માદા ફીથી પોતાનાં પોરીયાંને મી. અડવાણી ભણાવતા હતા છતાં તેમની આવી ઉદાત્ત ભાવના જોઇને મને તેમના તરફ માન ઉપજ્યું !

"ખરેખર, જો તમારા જેવા એકાદ ડઝન વિચારકો ગુજરાતમાં પેદા થાય તો વિદ્યાર્થીઓ અને તેમના વાલીઓનો પણ વગર સાબુએ ભાગ્ય ઉઘડી જાય !"

"ઉઘડ્યાં, ઉઘડ્યાં, બાપનું કપાળ ! આપણા વિચારકોનાં ભેજાં પરજ કાટ જામી ગયો છેને ? તેને દૂર કરવા તો છાશનું ઈંજેકશન આપવામાં આવે તોજ બને ! જુવોને પેલા ઈંદુલાલ ગાંધી કરાંચીમાં બેઠાં બેઠાં ફરિઆદ કરે છે કે "એડીટરો પણ કાવ્ય કરતાં યુદ્ધ સમાચારને વધુ અગત્ય આપી રહ્યા છે !" "કવિઓ કરતાં સીનેસુંદરીઓની બડાઇ કરનાર લેખકોને વધુ પડતું સ્થાન અપાઇ રહ્યું છે" એમ કલમ કિનારદાર પણ ફડફડાટ કરે છે. શું આ કવિ ઘડે પાણી ભરવા જેવી પ્રવૃત્તિ નથી લાગતી ? હું તો છાતી ઠોકીને કહું છું કે બસો પાનાના નિબંધ કરતાં કવિતાની બે લીટીઓ વધુ અસર કરી શકે છે ત્યાં યુદ્ધ-સમાચારોની તો હસ્તીજ શી ? હું તો કહું છું કે ચાર બોંબરો જેટલું કામ ન કરે તેટલું એક કવિતા કરી શકે છે ! હું તો કહું છું કે યૂરોપમાં જર્મનો અને મિત્રરાજ્યોનાં લશ્કરો તોપો અને વીમાનોથી લડે છે તેના કરતાં કવિઓના મુશાએરા જમાવે તો શું ખોટું છે ? એક પ્રાણની હાની ન થાય, એક પણ લોહીનું ટીપું ન રેડાય અને જે દેશના કવિઓને વધુ દાદ મળે તે દેશ જીતી ગયો ગણાય ! કેમ કેવી યોજના છે ?"

"સત્તાસત્તર આનાની યોજના તો છે, પણ "યૂરોપના ખાડે ! કરવું !" બસ આમાં એ સમાય ત્યારેને ! સાહિત્યદ્વારાએ જોઇએ તેટલી અહિંસક લડાઇઓ લડી શકાય છે !"

"હું તો કહું છું કે આ અખતરો અજમાવવા નોર્વેના મોરચા પર આપણા બ. ક. ઠાકોર, કવિ નાનાલાલ, ખબરદાર વગેરેનું એક ડેપ્યુટેશન મોકલી આપવું જોઈએ. યુરોપની સર્વ ભાષાના જાણનાર આપણા શ્રીયુત શેખચલ્લી હાલમાં અહીં આવી લાગ્યા છે તો તેમને એ ડેપ્યુટેશનની સાથે ઇંટરપ્રીટર તરીકે મોકલી આપીએ !"

"પણ એ યોજના આપણી સાહિત્ય પરિષદ પાસ કરે અને હિંદી સરકાર એ ડેપ્યુટેશનને યૂરોપ જવાની પરવાનગી આપે તો બનેને ? અને વળી હવે તો સુએઝનો રસ્તો પણ બંધ થવાનો છે !"

"તેમાં શું થયું ! વિમાન મારફતે ઉડશે. એ આપણા સાહિત્યકારો વિચારમાંને વિચારમાં તો અનેકવાર ગગનમાં ઉડેજ છે ને ! તો પછી ગગન માર્ગે જવામાં તેમને વાંધો શું હોય !"

"તો બસ આજથીજ એ દિશાનાં આંદોલનો જગાવો અને સાહિત્યકારોને કામે લગાવો અને જો કોઈ આ યોજનાની વિરૂદ્ધતા કરે

તેને ઠેકાણે પાડવા આજથીજ કલમોને સરણુ પર ચઢાવવા માંડો અને છાપરાં પર ચઢીને લલકારો કે:—

"રણમાં શૂરા રે! હો ગુજરાતી વીરા"

અસ્તુ:

## સ્વિકાર અને સમાલોચના

**ભારતની મહાન જ્યોતિઓ:**-લેખક **એચ. એફ. હુદ્દાની** બી. એ. એસ. ટી. સી. પ્રકાશક:-હરિહર પુસ્તકાલય. ટાવરરોડ. સુરત. પૃષ્ઠ ૪૦, કીંમત ૩ આના. મહાત્મા ગાંધી, જવાહરલાલ, બાબુ રાજેન્દ્રપ્રસાદ, સુભાષચંદ્ર બોઝ, મી. જિન્નાહ, કવિ ટાગોર, મૌલાના આઝાદ, સરોજીની નાયડુ, અરવિંદઘોષ અને સ્વ્દેશના ગાંધી એ અગીઆર હિંદના મહાન નરનારીઓના ટુંક જીવન બાળકોને સમજાય એવી સરળ અને સાદી ભાષામાં રજુ કર્યા છે. બાળસાહિત્યના પુસ્તકોમાં એક સારા પુસ્તકનો આથી ઉમેરો થયો છે. સાથે એ મહાન વિભૂતિઓનાં ૧૧ સ્કેચ ચિત્રો પણ અપાયા છે લેખકની ટુંકમા પણ સચોટ વર્ણન કરવાની શૈલી અભિનંદનને પાત્ર છે. આ પુસ્તક વિદ્યાર્થીઓએ જરૂર વસાવવા જેવું છે. પુસ્તકની છપાઇ સુઘડ છે.

અંતરની આગ: લેખક ફાઝિલ. "ફારૂક" પ્રકાશક ઇબ્રાહીમ હાજી નુરમહંમદ ટેઢી. બહારપુરા, કુતિયાણા. ૩૨ પૃષ્ઠ અને જુદા જુદા આઠ ટુંકી નવલિકા રૂપ લેખોમાં વહેંચાએલી આ પુસ્તિકા લેખકના અંતરની આગ રજુ કરે છે. સમાજની બદી તરફ સાચી આંગળી ચીંધે છે, બીજી કશીએ લપ્પન છપ્પન કર્યા વગર સમાજના સડેલા ભાગોનું ખૂલ્લા દિલે ઓપરેશન કરે છે. ટુંકાણમાં એટલુંજ કે આ નાનકડું પુસ્તક કદમાં નાનું છે છતાં ઉપયોગની દ્રષ્ટિએ મોટું છે. જેની કીંમત ચાર આના છે, રાથે બ્લોક્ના કોહિનૂર પ્રેસની છપાઇ પુસ્તકની શોભામાં ઠીક મારી આપે છે.

ઇકબાલ: રંગુનથી નીકળતા એ સચિત્ર ભાષ વિકલીનો ખાસ વાર્ષિક અંક રિવ્યુ અર્થે મળ્યો છે. ઇકબાલના નામની રૌનક પાને પાને દ્રષ્ટિગોચર થાય છે. ૭૦ પાનાનો આ દળદાર અંક ૪૫ ફોટા ચિત્રોથી શણગારાએલો છે. આ અંક એના અગાઉના કોઇપણ ખાસ અંક કરતાં વધુ શાનદાર બન્યો છે. સ્થાનિક બરમાના તેમજ ગુજરાતના જાણીતા લેખકો તથા કવિઓ ઉપરાંત ઉર્દૂ શાઇરોના સફળ લેખનો અને કવનોથી અંક સભર થયો છે. અંક પાછળ ઉઠાવેલી જેહમત બર આવી છે અને પૈસા છુટી પડ્યા નથી એમ દરેકને વાંચતાં સમજાય એમ છે. અમે તંત્રી ભાઈ 'મરહૂમ'ને કાગળોની મોંઘવારીના જમાનામાં આ સાહસ બદલ અભિનંદન અર્પિએ છીએ.

મળવાનું ઠેકાણું:—
"ઇકબાલ" ઓફીસ ૧૪-૧૮ ગલી નં. ૨૭
રંગૂન.

"વણજારો"

---

### ❋ તજી દે જુદાઇ ❋

ન કર ઉફ કરી લે નસીબ આઝમાઇ,
ખુદાની નથી જોઈ તેં શું ખુદાઇ?
શિરે આજ તારા પડી છે તવાઈ,
ફિકર કર, નથી ચાલતો શું ભલાઈ!
ગગન પણ હસે છે નિહાળી તને જો,
બધું જોર તારૂં ગયું ક્યાં હણાઇ?
તમન્ના અગર છે તને મુક્તિની તો,
કરી લે મુહબ્બત, તજી દે જુદાઈ.
વિખેરી ઘણા ઘોર અંધકારની તું,
નિકળ, આજ શાને રહ્યો છે છુપાઈ!
જમાની જરા રંગ એવો ઝળક કે,
સિતારા પુકારે દુહાઇ! દુહાઈ!
ઉડી શ્વાસ 'અસરાર' કે છે હૃદયમાં,
'ન કર શોર નાહક બની જા ફિદાઈ'

અસરાર (વલસાડ)

# ઉન્હાં આંર

લેખક:
"મુસ્તફાબાદી"

(સર્વ હક લેખકને સ્વાધિન)

ગતાંકથી ચાલુ

## મુસલમાનો સ્વસ્થ થાય છે

જ્યારે મુસલમાનોને પોતાની કરૂણ અને દયાજનક સ્થિતિનું ભાન થયું અને તેઓ વૈભવ વિલાસ, સુખ શાંતિ, સત્તા અને દૌલતમંદીના ઉચ્ચ શિખરેથી ગબડી મોહતાજી, મુફલીસી તંગદસ્તી, બેકારી અને બેસરો સામાનીની ઉંડી ખીણમાં ક્યાં સુધી જઈ પહોંચ્યા છે તેનું તેઓને ભાન થયું તો તેઓ આળસ અને એશ ત્યજી જયમ અકસ્માતનો એલારામ સાંભળી માનવી સ્વસ્થ થઇ સ્વરક્ષાની કોશિશ કરવા મંડી પડે છે. તેમ મુસલમાનો પોતાનું ગુમાએલું કૌમી સ્થાન અને સાધન પ્રાપ્તિમાં સાધનોની શોધમાં પડયા. એતો નિર્વિવાદ છે કે કેળવણી એ પ્રત્યેક સાધનોની જાપ દાયિનિ છે. આથી મુસલમાનોએ પ્રથમ પોતાનું લક્ષ્ય કેળવણીખાતાં તરફ દોર્યું પરંતુ ત્યાંતો અમારા હિંદુ ભાઇઓ દરેક રિતે કબ્જો જમાવી બેઠા હતા. અને આખાએ કેળવણી ખાતાને જેમ આગળ વર્ણવવામાં આવ્યુ તેમ હિંદુ સંસ્કૃતિ. વિદ્યા, રિત, રિવાજ, ધર્મપ્રચાર અને સર્વદ્રષ્ટિએ પોતાનું બનાવી લીધું હતું. આથી મુસસમાનો માટે એ મુશ્કેલ હતું કે કેળવણીખાતાનો અથવા શાળાઓનો તેઓ પુરેપુરી રીતે ફાયદો ઉઠાવી શકે. તેઓ માટે માત્ર એકજ રસ્તો બાકી હતો અને તે એ હતો કે તેઓ [મુસલમાનો] પોતાના સ્વતંત્ર શાળાઓ ઉઘાડે. કૌમની ખુશનસીબી હતી અને હિંદની મુસ્લિમ કૌમ કયામત સુધી સર સૈયદ અહમદની એહસાનમંદ રહેશે કે તેઓએ ભારે પરિશ્રમ ઉઠાવી તન મન અને ધનનો ભોગ આપી માન સ્વમાનની પરવાહ ન કરતાં ટુંકી દ્રષ્ટિવાળા ધર્માંધ મૌલવીઓના કુફ્રના ફત્વાની પરવાહ ન કરતાં, દરબદર રખડી અઝીઝ કૌમની ખાતર ભેખ ધારણ કરી ભીખ માગી [અલ્લાહ તેમના આત્માને શાંતિ બક્ષે] અને પરિણામે સને ૧૮૫૭માં અલીગઢ ગામે એક અંગ્રેજી શાળાનો પાયો નાંખ્યો. પરવરદિગારે આલમ પાક કુઅનિ મજીદ, ફુરકાને હમીદમાં ઇરશાદ ફરમાવે છે કે "હું કોઇની મહેનત–કોશિશ વ્યર્થ જવા દેતો નથી" એ પરવરદિગારના પાક કલામ અનુસાર મર્હુમ સર સૈયદ અહમદખાનની કૌમી હમદર્દી અને ભલાઇ અર્થે કરેલી કોશિશ સતત, મહેનત અને ખંતના પરિણામે સને ૧૯૦૨મા ખુબખુબ રીતે ફુલી અને ફાલી નિકળી અને એજ અલીગઢની ઝુંપી ઝુંપી ચોખાની ભિક્ષા માગી ચાલુ કરેલી શાળા એક જબરદસ્ત આઝાદ આદર્શ મુસ્લિમ યુનિવર્સીટીના સ્વરૂપમાં વિશ્વ સમક્ષ ઝાહિર થઇ. અલહમ્દો લિલ્લાહ! આજે અમો મુસલમાનો જો કે અમારા ભાઇબંધ કોમોની હરોળમાં કેળવણીના ક્ષેત્રમાં નથી આવી શકયા છતાં મર્હુમ સર સૈયદ અહમદના સમયની સરખામણીમાં આજે કાંઇક વધુ અંશે અમારામાં કેળવાયેલા પુરૂષો દ્રષ્ટિ ગોચર થાય છે. આજે અમારી પાસે અનેક મોટા મોટાં વકીલો ડોકટરો ધરાવે છે. કાંઇક અંશે અમારા સીકરો

એક મતિએ કાર્ય ક્ષેત્રમાં બહાર પણ પડયા છે. પરંતુ અફસોસ માત્ર એટલોજ થાય છે કે આજે અમારામાં સર સૈયદ નથી. જો કે પંજાબ બંગાળ અને બિહારમાં અમારા નેતાઓ કાંઇક કામ કરી રહ્યા છે પરંતુ તેઓનો રાહ ન્યારો છે, તેમનું લક્ષ્ય અત્યારે રાજ્યદ્વારી; પ્રવૃત્તિમાં રોકાએલુ છે એટલે અમારી પાસે કૌમની ખાતર ભેખધારી સર સૈયદ નથી એ અમારી બદકિસ્મતી નહિ તો અન્ય શું કહી શકાય?

મુસલમાનોમાં કેળવણીનો પ્રચાર કરવા અને ચળવળને સંગીન સ્વરૂપ આપવા સને ૧૮૮૫માં ઓલ ઇન્ડીયા એજ્યુકેશનલ કોન્ફરન્સ નામની એક અતિ અગત્યની સંસ્થાને ચાલુ કરવામાં આવી અને ચળવળને વેગવંતી બનાવવા અર્થે હિંદભરના મ્હોટાં મ્હોટાં શહેરોમાં વાર્ષિક કોન્ફરન્સો અને સભાઓ ભરવામાં આવી. આ ચળવળે મુસલમાનોમાં અનૂપમ પ્રોત્સાહન રેડયુ. વળી સરકારે પણ પોતાની ગંભીર ભૂલ ઉપર પશ્ચાતાપ કરી પોતાની પોલીસી બદલી અને સર સૈયદની પ્રવૃતિએ પ્રત્યેક શકય રિત્યે પ્રોત્સાહન આપ્યું. પરંતુ ભૂતકાળમા સરકારે ધારણ કરેલી વિઘાતક પોલીસી મુસલમાનો માટે એટલી બધી ભયંકર નિવડી ચૂકી હતી કે તેમની કૌમી કાયા એટલી બધી અશક્ત અને રક્ત રહીત શુષ્ક બની ચૂકી હતી કે ગમે તેટલી કોશિશો કરવા છતાં પણ ભાઇબંધ કૌમોની હરોળમાં આવવા તેઓ અશક્ત અને શક્તિહિન બની ચૂકયા હતા. સર વિલીયમ હંટરના કથનાનુસાર તેનું સ્પષ્ટ કારણ એ હતું કે કેળવણી ખાતા ઉપર અમારી ભાઇબંધ કૌમે પોતાની સત્તા પરેપૂરી રીતે સ્થાપી દીધી હતી અને ખાતામાં હિંદુ-મુસલમાનોમાં ટગ-ઓફ-વોર-ખેંચતાણ શરૂ થઈ ચૂકી હતી, કમનસીબે બીજા ખાતાંઓ પણ આ ખેંચતાણની અપવિત્ર અસરથી કોરાં રહી ન શક્યાં કેમકે અમારા અન્ય ધર્મીભાઇયો એ સમજવા લાગ્યા હતા કે મુસલમાનોને ખાતામાં જગ્યા મળવાથી તેઓની સત્તા, શાશન અને લક્ષ્યબીંદુમાં ઉણપ આવશે. વળી સરકારે પણ કોઇ ખાસ પોલીસીથી કે ચીવટાઇથી કામ ન કર્યું કે ન્યાયસર હકદારોનો હક અદા કરવામા આવે; અને તેનું કારણ એ હતું કે હિંદુ ભાઇઓ લગભગ બધાંજ સરકારી ખાતામાં પ્રવેશી ચૂકયા હતા અને પોતાની લાગવગની જાળ મજબૂત રિત્યે બીછાવી ચૂકયા હતા વળી તેઓની રાજ્યદ્વારી શક્તિ પણ ઘણીજ વધી ગઇ હતી. આથી સરકાર ખુલ્લમ ખુલ્લા એક શક્તિશાળી જાગ્રત કૌમની વિરૂધતા વ્હોરી અર્ધમૃત નિર્જીવ મુસ્લિમ કૌમનો પક્ષપાત (પછી ભલેને ન્યાયસર કેમ ન હોય?) કરવામા રાજ્યદ્વારી ડહાપણ સમજતી ન હતી.

અપૂર્ણ

# જાણવા જેવું

## પેપર જગતમાંથી

દુનિયા ન માને એવું,

છતાં માનવું પડે તેવું.

[ સંપાદક ]

'એક નવી જાતના કુકરની શોધ થઈ છે કે જેમાં ચેતાવવા માટે દિવાસળી કે બળતણની જરા પણ જરૂર પડતી નથી. તેની અંદરના પોલા ભાગમાં એવાં રસાયણો ભરેલાં હોય છે કે તેની બહારના ભાગમાં બેચાર કાણાં પાડવાથી હવાની દબાણથી ગરમી ઉત્પન્ન થઈ ખોરાક રંધાઇ જાય છે." હવે તો બસ એકાદ એવી શોધ થઇ જાય કે ખોરાક ખાધા વગરજ પેટ ભરાઈ જાય તો આખું જગત આપો આપ ટાઢું પડે એમ છે! કારણ કે જગતમાં જેટલા ઉત્પાતો થાય છે તે ભૂખ્યા સિપાઈઓ ગામ બાળવા તૈયાર થવાથીજ થાય છે. અમારૂં ન માનો તો પૂછો ભૂમિ ભૂખ્યા હીટલરને!

●

"૧૬ વરસની ઉંમરના એક અમેરીકન યુવકે માત્ર ૫૭ ક્ષણમાં ૬૧૩ જેટલા શબ્દો બોલી બતાવી પુરવાર કર્યું છે કે અમેરીકનો ઝડપી શબ્દો બોલવામાં એકકા છે." અમે આ વાતને ઝાઝું વજન આપતા નથી. સુરતની લડાઈ ચેમ્પીઅન ઘાંચણો અને નાનપુરાની માછણો લડાઈ વખતે એટલા ઝડપી બોલના ગોળા ફેંકે છે કે ગમે તેવા અમેરીકનને ઝટવારમાં હરાવી દે!

●

"ઘાસ બફાઈ કે બટાઈ ન જાય માટે તેને પતરાંની મોટી મોટી ટાંકીઓમાં સુકાં બુરૂદ સાથે ભેળવીને ટાંકીઓમાં હવા ન જઈ શકે એવી રીતે પેક કરવાથી વરસો સુધી ઘાસની સાચવણી અમેરિકા કરી શકે છે." પણ એ અમેરિકનો જેટલી ઘાસની સાચવણી પર ધ્યાન આપે છે તેટલું ધ્યાન નીગ્રો અને રેડ ઈંડીયનોની સાચવણી પાછળ રાખતા હોય તો?

●

"અમેરીકાના ડૉ. એન્ટોરીયોએ ચાર માઈલ દુરથી ગમે તે માણસ કે પ્રાણી પર અમુક જાતનું કિરણ ફેંકી તેનું મૃત્યુ નિપજાવવાની શોધ કરી હતી તે મૃત્યુ કિરણનો તેણે પોતેજ નાશ કર્યો છે."

એનું અનુકરણ કરીને બીજા વિજ્ઞાનીકો પણ જગતની સંહારલીલામાં વપરાતાં પોત પોતાનાં સાધનોનો નાશ કરે તો જગત સુખ શાંતિના દા'ડા જુવે! દુનીયાને જેમ બને તેમ વધુ ઝડપથી દુઃખના ડુંગર જોડે ભગ્કાવી મારવામાં વિજ્ઞાનીકોનો ફાળો સૌથી મોટો છે!

●

"ન્યુયોર્કની સીટી હાઇસ્કૂલના એક શિક્ષક મી. ફીલીપ જોફ્રીએ ફુલોને હંમેશાને માટે તાજાંને તાજાંજ રાખવાની શોધ કરી છે."

આ શોધનો લાભ લેવા અનેક આધેડ એકટ્રેસો અને વરસો વધતાં ચહેરા પર પડેલી કરચલીઓથી નારાજ થતી રસીકાઓ પણ જરૂર એ શિક્ષકનો પીછો પકડશે!

●

## :કયામત મય અદા છે ને વળી શમશીર છે કરમાં:

મસીહા ગૈર મુમકિન હય હમારે દર્દ કા દરમાં;
ચિકિત્સા પ્રેમ-રોગીની નથી નાદાન જગ ભરમાં.
શુરૂએ નીમ બિસ્મિલ હૈ શહાદત કા હુવા અરમાં;
અમર જીવન ના મર્મો ગુપ્ત ભાળી તેના ખંજરમાં.
કહીં મશ્હુર સે પહુલે હૃસરા મહ્શર ન હોજાએ;
કયામત મય અદા છે ને વળી શમશીર છે કરમાં.
શિકસ્તહ દિલને આખિર તાબ મન્ઝિલ દસ્તગીરી કી;
ઉમંગો ને તરંગોનું વસાવી સૈન્ય નિજ ઘરમાં.
નિકાળે ચારકે ગુંજિશ કિસ એ આહ્‌ને આઈ;
પરંતુ મુજ નજર પહોંચી શકી કયાં તેના ભીતરમાં.
કિસી દિન જઝબએ દિલ કી કશિશભી કારગર હોગી;
કદી તદબીરથી થાશે પરિવર્તન મુકદ્દરમાં.
મેરી ફિતરત મેં મુઝમર હય તપિશ ઉસ શોઅલએ હુક કી;
"ફ્લીમ" પ્રગટ થઈ જેની અનંતે જ્યોત અંતરમાં.

'ફ્લીમ વાકિફી" ધોરાજવી.

# ગર્મી

: ભાષાન્તરકાર :

ઈમાદુદ્દીન દરગાહવાલા

……ઉર્દૂ'ગિરાની પ્રથમ પંકિતિની લેખીકા **મિસિસ હિજાબ ઇમતિયાઝઅલી તાજનું** આ ઊર્મિ-ગિત છે. ઉન્હાળાની શુરૂઆત થઈ ચૂકી છે. ગર્મીની હળવી હળવી લહેરો આવી રહી છે ત્યારે એ ગદ્ય-ગીત પ્રસંગોચિત્ત થઈ પડશે.

ઉર્દૂ સાહિત્યની દુનિયામાં આ એકજ લેખિકા છે, જેણે ચિન્તન પ્રધાન ગદ્ય-ગીતો દ્વારા ઘણાજ થોડા સમયમાં અન્ય લોકોને ઈર્ષા ઉપજાવે તેવું સ્થાન પ્રાપ્ત કરી લીધું છે. અહી લેખિકાની હૃદયની ઊર્મિઓ તરંગો મારતી અને ભમરીઓ ખાતી સ્પષ્ટ જોઇ શકાય છે. એટલુંજ નહીં અહીં તમને એ લેખિકાના હૃદય-વમળોનો એહસાસ થશે, એની ભાવનાઓ મૂર્તિમંત થશે, એના ચિન્તન, ફિલસૂફી અને અભ્યાસની ઝાંખી થશે. ભાઇ સિરતીએ એજ મશહૂર લેખિકાની એક નવલકથાનું સુન્દર ભાષાન્તર અત્યાર પૂર્વે આપણને આપ્યું છે. મેં "ચિરાગ" માસિક(ભાવનગર)મા મિસિસ હિજાબ ઈમતીયાઝઅલીના આવા ઊર્મિ-ગિતોનો એક ગુચ્છ પ્રસિદ્ધ કરાવ્યો હતો. હવે "કારવાં" માં અવારનવાર, એજ લેખિકાનાં બીજાં ઊર્મિ-ગિતો પણ રજુ થયા કરશે, મને ઉમ્મીદ છે, કે મુસ્લિમ ગુજરાત આ અદલ-પારાઓને દિલચસ્પી પૂર્વક વાંચશે, સત્કારશે, અને રસ માણશે.

—ઈમાદુદ્દીન દરગાહવાલા

શ્યામ-વર્ણા ભમરો, ફરી કમળના પાંદડાંઓના હેઠળ ઝાંખી ઝાંખીને જોવા લાગ્યા.

અને લીલ-વર્ણા પોપટોની રાતી ચાંચોમાં ભૂરાં ભૂરાં શેતુર આવી રહ્યાં છે.

ઉંચા ઉંચા પર્વતો પર હવે તે હરિયાળી નઝરે પડતી નથી. તેની જગ્યાએ હવે બદામી રંગની ઘાસ ઉગી છે.

જંગલોના રસિલા પુષ્પો પર, મધમાખીઓ, ગીત ગાઇ રહી છે અને બકરીઓ, પર્વતોના પલ્લવમાં સુકી ઘાસ ચારની દ્રષ્ટિએ પડે છે.

ગર્મીના દિવસો, આવી ગયા.

તે દિવસો જે કવિનાં સ્વપ્નની ભાંતિ ઝગમગતા અને કસ્તૂરીના સમાન ગર્મ હોય છે!

ઓ પરવરદિગાર! જ્ઞાત થાય છે, કે પ્રકાશ પયદા થવાના આ દિવસો છે!

કે પ્રતિ બાજુએ એક પ્રિય નૂર વરસી રહ્યું છે. જેમ સ્વર્ગ-દ્વાર પર વરસી રહ્યું છે તેમ.

ભવ્ય નીલ-વર્ણા આકાશથી એક રૌશની ફૂટી ફૂટીને નીકળી રહી છે, જે સમુદ્ર, પર્વત, જંગલ અને સમસ્ત ભૂમીને ચમકાવી રહી છે!

ગર્મીના દિવસો આવી ગયા!

ફરીથી સૂર્ય બુલન્દ થઈ થઈને ચમકશે. ફરી સસલાં, જંગલોમાં પુલકિત થઇ થઈને નૃત્ય કરશે.

મિત્ર! જુઓ, ગર્મીના સ્વચ્છ અને નિર્મળ આકાશ પર સિતારો કેવો જગમગી રહ્યો છે! જાણે નાસમજ દરગુબાલની આંખમાં પ્રકાશ કંપી રહ્યો હોય!

સૌંદર્યવન્તા પક્ષીઓનાં પીંછાંઓ પર સૂર્યની તેજ રેખાઓ કેવી લપસી રહી છે! જાણે હળવા હળવા હિમપરથી લપસી રહી હોય!

ગર્મીના દિવસો આવી ગયા. ચારેકોર નૂરનો એક દરિયા લહેરો મારી રહ્યો છે!

---

# કોઈની લાડકવાયી

રજુકરનાર : 'એકાર'

એક ખીલેલી વસંતમાં મારું આગમન થયું. મને નિરખતાં અનેકનાં દિલ થનગની ઉઠતાં. અનેક યુવકો રોમાન્સ અનુભવતા ' ક્લિઓપેટ્રા કરતાંએ મારા ચાહકોની સંખ્યા વિશેષ હતી. તમારી મશહૂર અભિનેત્રી મીસ લીલા દેસાઈની પેઠે મારું પિયર પણ અમેરિકાજ છે. હિંદને કિનારે પગ મૂકતાંજ અનેકની આંખો મારી તરફ ઠરી. મારો તાજો તમતમતો ચહેરો મૅકઅપ કરાવ્યા વગર કે પફ-પાઉડર યા લીપસ્ટીકની સહાય વગર પણ આબાલ વૃદ્ધ સર્વેને આકર્ષતો; તો પછી યુવાનોનું તો ગજુંજ શું?

મારી અનેક બ્હેનો મારું અનુકરણ કરવા લાગી. હું નીકળતી ત્યાં રસ્તામાં રાહદારીઓ કોઈ મહારાણીને માન આપતા હોય તેમ હટી જતા. મને ગજગામીનીની જેમ ધીમે ડગલે ચાલવું જરાએ પસંદ ન હતું. હું તો વિજળીની ઝડપે ચાલવાનુંજ પસંદ કરતી જેથી અનેકના દિલ રસ્તામાંજ હરાઈ જતાં ! હું કંઈ મીસ મેયોની જેમ હિંદનાં છિદ્રો નિહાળવા આવી નો'તી મને તો હિંદ તરફ એક જાતની મમતા હતી. હિંદીઓ પ્રેમી હોય છે, અને વળી વફાદાર પ્રેમી હોય છે એમ મારા સાંભળવામાં આવ્યું હતું; તેથીજ હિંદની મુલાકાત લેવાનું મન થયું.

મારા પિતાશ્રીની લાગવગથી એક મોટા રજવાડાની મહેમાન બની તે રજવાડાના આંટી-ઘુંટીવાળી પાઘડીવાળા કારભારીની મારી ઉપર નજર ચોંટી. રાજા તો કારભારીના હાથમાં રમકડાં જેવોજ હતો; જેથી અંતે કારભારીને ઘેર મારી મહેમાનદારી થવા લાગી. હિંદીઓની અપૂર્વ આગતા સ્વાગતાથી હું ખુશ ખુશ થઈ ગઈ. હું પરણવાથી વિરુદ્ધ વિચારની હતી; છતાં કોણ જાણે એ પાઘડીવાળા મુત્સદ્દીએ શું ભુરકી નાખી કે હું તેની થઈ પડી ! શાંતા કુબલીકરની જેમ બીજ વરને હું પરણી બેઠી જેથી અનેક યુવાનોને ઈર્ષા થવા લાગી !

આ કૃત્યથી ઘણા પ્રેમીઓ હૃદય ભગ્ન થયા. મારા રૂપ પરતો દરેકને વિશ્વાસ હતો. પણ મારી બુદ્ધિ પરથી લોકોનો વિશ્વાસ ઉઠી ગયો દેખાતો હતો. મારા સ્વામીનાથ મને લાડ લડાવવામાં કશી કમી ન રાખતા ! હું પાણી માગતી ત્યાં દૂધ હાજર થતું. હું જ્યાં જતી ત્યાં મારા સ્વામીનાથ મને સાથેજ લઈ જતા. કોણ જાણે મારા પ્રત્યે તેમને અધીનાઈ હતી કે પછી ઘડીભરનો વિયોગ સહન થતો ન હતો તે સમજાયું નહિ ! મારા સ્વામીની એમ તો એક ચાલ સમજાય એવી ન હતી ! મારી આગળ એ હૃદય ઠાલવતા છતાં કોઈપણ વખત તેમના હૃદયમાં શું રમી રહ્યું છે તે હું સમજી શકી નહિ !

મારા સ્વામીની મુત્સદ્દીગીરીથી હું ખુશ હતી. એવા બાહોશ સ્વામી મળવા બદલ હું મનમાં ખુશ થતી હતી. રજવાડાંની અનેક રમણીઓ રણવાસમાં કેદ જેવી હતી; ત્યારે હું તો સ્વતંત્ર પણે ગમે ત્યાં મ્હાલતી ! મારી નિડરતા બદલ મારા સ્વામીનાથની છાતી પણ ગજગજ ફુલતી. હું રાત મધરાત પણ મારા સ્વામી સાથે ગમે ત્યાં સ્હેલગાહે નીકળી પડતી 'સનાથ'નો મારો શોખ પતિ પૂર્ણ કરતા. મારી તહેનાતમાં સેવકો ખડે પગે ઉભા રહેતા. મારે તો હિંદી દેવાં ઉકેલવાં હતાં એટલે કોઈપણ કાર્યમાં મારા ધણીની સાથે હું સામેલ રહેતી. ઉપરવટ થઈ તેને કંઈ સલાહ-શિખામણ આપવાનું સાહસ હું ન કરતી. કારણ કે હું તેની પત્નિ હતી કંઈ માકે મારી ન હતી તે શીખામણ આપ્યા કરું ? જો કે હું પતિ-પરાયણ હતી પણ મારો ધણી પત્નિ પરાયણ ન નીકળ્યો !

ધીમે ધીમે તેના ભ્રમર સ્વભાવની હું ભોમીયણ થઇ; છતાં તેના માર્ગમાં રોધં અટકાવવાનું હું પસંદ ન કરતી. ધીમે ધીમે પાતની પાપલીલા વિસ્તરવા લાગી. આધેડ પતિ જુવાનીનો જુસ્સો ટકાવી રાખવા ભાતભાતના અખતરા કરતો. મારી નજરની સામે સુરા અને સુંદરીની મેહફિલ જામતી. ખુદ રાજકુમાર એ મેહફિલમાં લટ્ટુ બનીને ધુમતો. બારીક નજરે જોતાં જણાયું કે રાજકુમારને એવા કામમાં રચ્યો પચ્યો રાખવાજ મારો પતિ આવી રૂપરાણીઓની મેહફિલો જમાવતો. વરસો પછી સમજાયું કે મારો પતિ ભ્રમર પ્રકૃતિનો રસભોક્તા ન હતો. પણ પુષ્પ અને ભ્રમરનો સંયોગ કરી દૂરથીજ ખુશ રહેનાર રસીક રસજ્ઞ અને તમારી તળપદી ભાષામાં કહીએ તો સુંદરીઓનો દલાલ હતો. મહારાજ કુમારને મોહની દુનિયામાંથી ઉંચું જ ન જોવા દેવાની તેની તમન્ના હોય એમ ભાસ થતો!

ધીમે ધીમે મારા ધણીનાં કપટી કારસ્તાનોથી હું માહીતગાર થઈ ગઇ! આવા એક નરાધમના પાસે પડવા બદલ હું મારી જાતને ધિક્કારવા લાગી; પણ શું કરૂં? એની ચુંગલમાંથી છટકવું મુશ્કેલ હતું. એક વેળા ધોળે દા'ડે મારી નજરની સામેજ એક આઝાદ યુવકને વગર કારણે મારા ધણીએ જેલમાં ધકેલી દીધો. મેં એનું કારણ પૂછ્યું તો કહ્યું કે "તમે બૈરાંની જાત એવી બાબતમાં ન સમજો!" મને ગુસ્સો ચઢ્યો સ્હેજ ટપાટપી થઈ વાતની ગરમા ગરમીમાં મેં છુટા છેડાની માગણી કરી; ત્યારે જણાયું કે મારા અમેરીકન પિતાના લોભે મને હિંદમાં ગરદન મારી હતી. ૪૫ હજારનું પડીકું આપીને આ આધેડ પતિએ મને પોતાની કરી હતી! કન્યા વિક્રય એ શ્રાપ સમાન છે; એવું ત્યારે મને સમજાયું. છતાં હવે તો પડયું પાનું સુધારી લીધેજ છુટકો હતો!

ઉપલા બનાવની અસર મારા હૃદય પર પડી. હું માંદી પડી. ડોક્ટરે બે ત્રણ દિવસ ઉપચાર કરીને મને તંદુરસ્તી બક્ષી. સાથે ઉપદેશ પણ આપ્યો કે "બહુ વિચાર કરવાથી તમારી તબીયત લથડી ગઇ છે માટે વિચાર કરવાનુંજ માંડી વાળો અને બેપરવાહથી રહી આયુષ્યને લંબાવો." ડૉક્ટરની વાત મેં શીરોમાન્ય રાખી, અને બસ તેજ દિવસથી મારા ધણીના અનેક કાળાંધોળાં તરફ આંખ આડા કાન કરવા લાગી. હું તો ધારતી હતી કે મારો ધણીજ એકલો એવો નરાધમ હશે? ના, ના. એમના જેવા તો અનેકને મેં દીઠા. બહાર મહાજન બની ઉજળા કોટ પહેરીને ફરનાર, કીડીને લોટ તથા કબુતરને દાણા નાખી દયાળુ દાતા બનનાર અનેક મહાજનને ગરીબોની ગરદન દાબતા મેં જોયા! ધર્મના અનેક ઠેકેદારોને જુગાર રમતાં મેં મારી નજરે જોયા! સાધુતાની વાતો કરનાર અનેક સફેદ ઠગોને મેં કાળાં કૃત્ય કરતાં નીરખ્યા! પ્રજાના માબાપ હોવાનો દાવો કરનાર અનેકને મેં પ્રજાની વહુ દીકરીની લાજ લૂટતા જોયા! બસ જાણે સમસ્ત જગતની પાપની બદીને સજ્જન દેખાતાં બીબાંઓમાં ઢળાતી જોઈ! મતલબ ન જોવાનુંજ મારી આંખો જોતી રહી. છેવટે મારાથી ન રહેવાયું મેં મારા ધણીને પાપ કર્મથી રોકવા અને ધર્મને રસ્તે વાળવા ઉપદેશ આપવા માંડ્યો, પણ એ ઉપદેશ બ્હેરાકાનો પર પડ્યો!

મને પણ એની ઉંડી અસર થઈ. પત્થર હૃદયના પતિ સાથે પનારો પડ્યો હતો. જગતના કોઇપણ પાપનાં બારણાં ખડખડાવ્યા વગર મારો ધણી બાકી રહ્યો ન હતો. છતાં છાપાંવાળાઓ તેની અકકલ હુશિયારીની ભટાઈ કરતા! તેની મુત્સદ્દીગીરીનાં રણશીંગાં ફુંકતા! દેશના આ ખૂણેથી તે ખૂણા સુધી બસ મારા ધણીનુંજ નામ ગાજી ઊઠતું! મુત્સદ્દીગીરીમાં એ એક્કો ગણાતો! ભલભલા વાંકા સરપેચવાળા રાજવીઓ કે ભલભલા દોઢફુટની દાઢીવાળા સંત મહંતો પણ મારા ધણીની સલાહ લેવા આવતા! સમસ્ત દેશમાં

મારો ધણી સર્વગુણ સંપન્ન ગણાતો! જગત એનાં પૂર્વ પાછળનાં પાપોથી બેખબર હતું! મને તો એમજ ભાસ થતો કે જગત, આવા ઉજળા ઠગો કે સફેદ શયતાનો માટેજ આરામનું સ્થળ હશે! મારા ધણીના સંતાપે મને ક્ષયની બીમારી થતી ચાલી.

હવે કંઇક મારાં રૂપરંગ પણ ઢળવા લાગ્યાં હતાં. ગાલે કરચલીઓ પડવા લાગી હતી અને મારા જોબનના ઉતરતાં પુર હતાં: તેથી મારા સ્વામીની બેદરકારી પણ વધતી ચાલી. મારી દવા દારૂની પણ તેને કશી ચિંતાં નહતી! મેં ખાધું છે કે નહિ? તેની પણ તે દરકાર ન રાખતો! દિવસમાં દસદસ વાર ડ્રેસ બદલનારી હું તે આઠ દિવસે પણ માંડમાંડ ડ્રેસ બદલતી! અને હવે તો સ્નાન કરવામાંએ આળસ આવતું. નોકર ચાકરો આઠ દસ દિવસે એકાદવાર સ્નાન કરાવી જતા! મારા હૃદયની કરૂણી મેં એકવાર એકાંતમાં મારા ધણીને કહી પણ તે વેળા તે એક પ્રજાના આગેવાનનું ગળું દબાવવાના પવિત્ર કામમાં મશગુલ થએલો હોઈ મારી વાત ન સાંભળી! પછી તો તેણે મારી દરકારજ ન કરી. દિવસે દિવસે મારી હાલત લથડતી ચાલી. હવે તો એકવારની મારા જેવી રૂપરાણી તરફ કોઈ નજર ઉઠાવીને જોતું પણ નહિ!

મહેલના એક અંધારા ખૂણામાં હું છેલ્લા શ્વાસો લઇ રહી હતી. એક દિવસ ડૉક્ટર અને નર્સોએ મને કહ્યું કે "હવે તમે બચો એમ નથી હવા ફેર માટે સીમલા કે મસુરી જવું જોઇએ!" મેં નોકર સાથે સીમલા કે મસુરી જવા વિષેનું મારા ધણીને કહેવરાવ્યું તો તેણે એ વાતને હસી કાઢી!

બીજા દિવસે ધર્માદા ડૉક્ટરે પાછી હવા ફેરની વાત કરી. મારા ધણીની બે પરવાઇ વધતી જતી હતી. ફીવાળા ડૉક્ટરને બદલે ધર્માદા ડૉક્ટરનેજ તે મોકલતો! ડૉક્ટરની સલાહ તો હવા ફેરની હતી પણ હું ખાટલાવશ હતી એટલે મારી મેળે શી રીતે જઈ શકું! અંતે મહેલના અંધારા ખૂણામાંથી કાઢીને મને બહાર ખૂલ્લા મેદાનમાં મૂકવાની મેં ડૉક્ટરને વિનંતિ કરી તે ભલા દયાળુ માણસે મને તબેલા આગળ લાવીને સુવાડી. હું જીંદગીના છેલ્લા શ્વાસ લઈ રહી હતી. મારા જર્જરિત રૂપરંગ, અને અકાળે થએલી વૃદ્ધાવસ્થા તથા શરીર ઉપર ચોટેલી ધૂળથી કોઇને સ્વપ્નેએ વિચાર નહિ આવતો હોય કે આ પણ કોઈ વેળાની જગત મોહીની સુંદરી હશે!

એક દિવસ મધરાતે સમાચાર મળ્યા કે "તારા બાસઠ વરસના પતિએ ૧૨ વરસની બાળકી સાથે લગ્ન કર્યાં છે." બસ એ સમાચારે હું હૃદયભગ્ન અને આશાભગ્ન થતાં ધરતી પર ઢળી પડી!

હું પડી પડી છેલ્લાં ડચકાં લઈ રહી હતી. એવામાં બે ચાર કાછિઆવાડી ઢોરો મારો સોદો કરવા આવ્યા. દસ આને મણુ લેખે મારી કાયા વેચાણી! એક વખતની ૪૫ હજારની હું અપ-ટુ-ડેટ કાર એક ભંગારની મોટર તરીકે લોખંડના ઢગલામાં જઈ પડી! કોણ જાણે એ ઢોરો મને જાપાનના હાથે વેચશે કે શું? શું મારા હાડ પીંજરમાંથી તોપગોળા બનશે અને તે નિર્દોષ સીનાઓનો દાટ વાળશે! હે હરિ! હવે તો તું કરે તે ખરી! તથાસ્તુ.




"અલ્લઝી ખલકલ મૌત વલહયાત લેય-ખલો વકુમ અય્યોકુમ અહસનો અમલા" અર્થાત એજ અલ્લાહ છે કે જેણે મૃત્યુ અને જીવનને પેદા કરી તમારી પરીક્ષા કરવાનું ઇચ્છયું તે એથી કે તમો પૈકી સદ્કર્મ કરનાર કોનુ છે!

અનાદિ અનંતકાળ દરમ્યાન રૂહ (આત્મા)ની એમૂલ્ય મંઝિલો તે જીંદગી અને મૌત (If life is but a Parenthesis, the death is mere a transitional period) મૌત એટલે રૂહનું સ્થિતિ અંતર થવું. નફસ મુકાવી, જન્મવું, જીવવું. વૃદ્ધ થવું વિગેરે ક્રમો છે અને સુક્ષ્મ રીતે વિચારીયે તો ચર્મચક્ષુ ઉપર ઝીલાતાં દ્રશ્યો એક સેકન્ડની અંદર આઠ વાર બદલાઈ જાય છે. વિજ્ઞાનના આ સિદ્ધાંત અનુસાર સીનેમેટાગ્રાફના એક દ્રશ્યને સાકાર બનાવવા તેની આઠ રીલને એક સેકન્ડમાં ફેરવવી પડે છે.

રૂહને "નૂરમ મિનનૂરિલ્લાહ" "ખુદાઈ પ્રકાશનું અણુ" સમજીએ તો ખુદાના સ્થિતિ સ્થાપકનાના અચળ નિયમાનુસાર એ અણું મૂળ સ્થળે પાછું જવુંજ જોઇએ. કોલસામાં અગ્નિ રહેલો છેઃ સૂર્ય કિરણો જમીન પર પડ્યા, અમુક મિશ્રણુ સહિત ઝાડ ઉગ્યું, તેનો કોલસો બન્યો, સળગ્યા પછી ધુમાડો કચરો ઉડી જઈ નિરાળા પ્રકાશ રૂપે બની રહેશે.

રૂહના આ વિવિધ તબકા (Stages) જન્મ, મરણ, દોઝખ, જન્નત મગફેરત ને સમજવા સ્ટેજ વિનુત દ્રષ્ટાંતો લઇએ. સીનેમા રીલમ આપણે કેટલા રસથી જોઇએ છીએ? માનસશાસ્ત્રના નિયમ પ્રમાણે જે વસ્તુ કે સંજોગો આપણે ચાલુ જીવનમાં નથી ભોગવી શકતા તે તાદ્રશ્ય થતાં તેમાં આપણે રાચીયે છીએ. સુંદર સ્ત્રી, વૈભવના, સાપનો, કુદરતી સીનસીનેરી કે કેવળ ઉલ્લાસા પુરતી માનસિક તૃપ્તિ (Psychic. Satiation) અનુભવીયે છીએ જાગૃતાવસ્થામાં કામ કરતું મગજ નિદ્રાવસ્થામાં કાર્ય નથી કરતું પણ પેટા-મગજ (Sub Conscience) કે જેમાં જીવનની પળે પળની છાપ અંકિત થએલી હોય છે. તે જાગૃત થાય છે અને સ્વપ્ન સૃષ્ટિ એનો ખ્યાલ રાખેલો છે. રૂહના પરિભ્રમણને (Hovering) આ ઉપરથી સમજી શકાશે. મૌતથી મગફેરત સુધીની રૂહની હાલત જીંદગીના અમલ અનુસાર રહે છે.

o • o

"ફ-અમ્મલ્લઝીના સોએદુ ફફિલ જન્નતે" અર્થાત પુન્યશાળી અને સંતોષી લોકો સ્વર્ગમાં હશે.

ખુદાપાકે સાત આસમાન અને જમીન બનાવી અને નફસ ફુંકી આદમઝાત પેદા કરી. પ્રકટીકરણ વિસ્તારના (Evolution) નિયમ અનુસાર, ગામા જાત, પ્રગતિની ઘણી દુન્યામાંથી પસાર થતી રહી, અને એ દુનિયાની અમુક મંઝિલો છે જેમાં આપણે પ્રગતિ સાધીએ કે નહિ છતાં જ્યારે આ દેહ પડી જાય; ત્યારે બીજી દુનિયામાં જવુંજ પડે છે મંઝિલનો અંત તે મૌત.

કુરઆન શરીફમાં, નફસના ચાર તબકા, જીંદગી દરમ્યાનના જે બતાવેલા છે તેમાંથી પાર થનારની રૂહ, આસાનીથી મગફેરત પામે છે. નફસની એ મંઝીલો અને તેમાં કરવાની પ્રગતિનું સ્પષ્ટ દિશા સુચન ખુદાપાકે કરેલું છે.

"વહદયના હુન્નજદયન" અર્થાત: "અમોએ તેને (માણસને) પાપ અને પુણ્યના બન્ને માર્ગો દેખાડી દીધા છે."

(૧) "નફસે અમ્મારા" હયવાની તબીયત. પશુ જેમ, જેવી તેવી મરજી પ્રમાણે વર્તે

છે; તેમ આ નફસની માંગણીઓ બેફામ હોય છે (Unruly). પોતાની ખુદી, વાંચ્છના, વાસનાઓ અને મનના તોર ને વશ રહે છે. એના પ્રકારો નીચે પ્રમાણે ગણાવી શકાય.

૧ પ્રતિજ્ઞા ભંગ (૫ : ૧૩)
૨ જુઠું બોલવું અને દંભ કરવો (૫ : ૪૧)
૩ અન્યાય (૫ : ૪૧)
૪ પવિત્ર સંસર્ગનો અસ્વીકાર (૬ : ૪૧)
૫ અભિમાન (૭ : ૪૦)
૬ ખુદાઈ આજ્ઞા લોપવી (૭ : ૧૦૨)
૭ જાનવરો માફક અવલોકન શક્તિ ન હોવી (૭ : ૧૩૯)
૮ ખુદનો ત્યાગ કરવો (૯ : ૯૭)
૯ મર્યાદા ભંગ કરવી કે હદ બહારનું આચરણ (૧૦ : ૭૪)
૧૦ ધાર્મિક કાનુનમાં અવિશ્વાસ (૫ : ૭૭)
૧૧ હલકી વાંચ્છનાઓને આધીન થવું (૬ : ૫૬)
૧૨ ખુદાની મરજી વિરૂદ્ધ કાર્ય કરવું (૪ : ૧૬૮)
૧૩ ખરાબ અમલની શિક્ષા મળે, તો તેની અવગણના કરી, ધડો ન લેવો, તોબાહ ન કરવી અને નેક અમલ તરફ ન વળવું (૬ : ૪૩)

(૨) "નફ્સે મુલ્હમાહ" શુભ પ્રેરણા ઉદ્ભવે અને ખરા ખોટાં (Right & Wrong) વચ્ચેનું ભાન જાગૃત થાય. નીચેના લક્ષણો નફ્સની આ અવસ્થા દર્શાવે છે :

૧ ઇમાન હક્ક (સત્ય) વાત માનવી સારાં કાર્યો કરવાં. કેમકે શુભ કાર્યોનો સંપૂર્ણ બદલો મળે છે. નક્કી મહેનત પણ એળે નથી જતી (૬ : ૧૬૧) (૭ : ૧૭૦) (૧૨ : ૫૬) (૧૮ : ૩૦) આળસથી કોઈ પ્રાપ્ત નથી થતું (૯૪ : ૭) જ્યારે અવકાશ મળે ત્યારે સખ્ત મહેનત કરો.
૨ આપણી બંદગીમાં નમ્રતા
૩ આત્માની વિશુદ્ધતા કરવાનું ધ્યેય રાખવું આપણી મોહબતથી જેરો અકારીબ અને બીજાને ફેઝ આપો. (ઝકાત) ખયરાત કરો.
૪ આડંબર, ઉદ્ધતાઈ, બેવકુફીથી દૂર રહેવું.
૫ આત્મસંયમ અને શારીરિક સંબંધોમાં પવિત્રતા.
૬ પ્રતિજ્ઞા પાલક અને વિશ્વાસપાત્ર બનવું.
૭ બંદગીમાં ભક્તિભાવ અને બંદગીની જરૂરી બાબતોની અમલ સાથે પાબંદી.

"કદ અફ્લહા મન ઝક્કાહા" અર્થાત નિશ્ચય બલાઈ મેળવી એ માણસે કે જેણે પોતાના નફસને પાપાચારથી અટકાવી શુધ્ધ અને પવિત્ર કર્યો.

(૩) "નફ્સે લવ્વામહ" અંતઃકરણ વિરૂદ્ધ કોઇ કાર્ય થઇ જાય; ત્યારે આપણો અંતરાત્મા ડંખે અને ઠપકો આપે તે.

સત્ય અસત્યનું (Evil & Virtue) જ્ઞાન મળે તે પછીથી, હયવાની તબીયત અને આના વચ્ચે ખેંચતાણ શરૂ થાય છે. હલકી વાસનાઓ રોકવી પડે છે; શરીરની પ્રત્યેક ઈંદ્રિયને કાબુમાં રાખવી પડે અને મહાભગીરથ પ્રયત્ન આદરવો પડે છે.

(૪) "નફ્સે મુતમઈન્નહ" પ્રાણ-ચૈતન્ય (Soul)ની શાંતિમય અવસ્થા કે જેમાં હયવાની તબીઅત અંતરાત્માના અવાજને સંપૂર્ણ આધીન થઈ જાય છે. પાપથી પર અને આકાશમાંનો ગયબી પ્રકાશ, અંતઃકરણની મલિનતાને બાળી ભષ્મ કરી નાખે છે અને તેના ખુણેખુણા સદાચાર નીતિ નેકીથી ભરપુર બની જાય છે. તુચ્છ લાલચોનો લય થાય છે. બીજા માટે, બીજાનાં ભલા માટે, તેમનાં સુખ માટે જીવનાં હોય તેવી શુભ નિષ્ઠા પ્રગટે છે, અને તે સર્વે કાર્ય ખુદા માટેજ હોઇ, ખુદાથી એકતાનતા સાધે છે. ખુદાની ખુશનુદી અને મહેરબાની યોગ્ય બને છે. અવલીયા અંબીયા પીરો મુરશીદ વલી અલ્લાહ આના જ્વલંત દાખલા છે. સ્થૂળ શરીર સાથેનો તેમનો સંબંધ એટલો બધો નજીવો બની ગયો હોય છે કે આનંદ યા દર્દની લાગણીથી બેઅસર થઈ

ગયા હોય છે. "અનલ હક્ક"નો દાવો કરનારને શૂળી મળી છતાં તેની ખાકમાંથી એજ સદા (આવાજ) ઉઠતી રહી!

° ° °

(૫) કોણી (Elbow)થી હાથ કપાઇ ગએલા શખ્સને તેટલા હાથના ભાગની હસ્તી વાયુરૂપે હોવાનું ભાન હશે. Etherial (Existence) આત્મજ્ઞાન કિંવા તત્વજ્ઞાનમાં (Theosophy) આ બાબતનો સવિસ્તર ઉલ્લેખ જણાઇ આવશે. અવગતે ગએલાને પ્રેતાત્મા તરીકે ઓળખીએ છીએ. રૂહાની વિદ્યા બળે, ગતાત્માઓનો સમાગમ સાધવો અને તેમની સદ્‌ગતિ સાધવી ઘણું ખરૂં શક્ય બને છે.

ખુદાપાકે વર્ણવેલાં દોઝખ અને જન્નતથી તેની શાન, ન્યાયવૃત્તિ અને અપાર કુદરત જાહેર થાય છે. તેનો ભેદ છે કે દુનિયાની દરેક હસ્તી ફના થઈ જાય; ત્યારબાદ એકી સાથે ફેંસલો કરવા કયામત બરપા થશે. મૌત અને ક્રિયામત વચ્ચેનો કાળ કે જેમાં રૂહો એક પ્રકારની મૂર્છિત અવસ્થામાં (Swoon) રહે છે, તેને "આલમે બરઝખ" કહે છે. ક્રિયામત થતાં ખુદાપાક જાગૃત કરશે.

મૌત થતાં દેહ અહીં પડયો રહે છે, અને નફસને તો પ્રગતિ કરવાની હોઈ, તેનું અસ્તિત્વ ચાલુ રહે છે. દુનિયાદારીનો ધ્યેય (મંઝીલે મકસૂદ (Goal) પાક રૂહનો (Sovl) મરતબો મેળવવાનું હોઈ, જો તે નફસ, પુરેપુરી રીતે સંપૂર્ણ રૂહ (Rippened Soul) બની ચૂક્યો હોય; તો તો સીધોજ જન્નતમાં ચાલ્યો જાય છે. પણ જો તેણે ધ્યેય પ્રાપ્ત નથી કરેલ હોતું તો તેણે આ દુનિયા જે હાલમાં છોડી ત્યાંથી ફરી પ્રગતિ કરવી પડે છે. પણ ઘણું કરીને મૌત એવીજ હાલતમાં આવે છે; જ્યારે કે નફસ "નફસે લવ્વામહ"ની નજીક પહોંચેલ હોય છે.

હવે એ શરમીંદા રંઝીદા રૂહો દુન્યાની વાસનાઓના ભારથી (Carnal desires) લદાયેલ હશે. તેમના માટે ન તો જન્નત તરફની પ્રગતિ શક્ય બનશે ન તો તેમની અતૃપ્ત રહેલી વાસનાઓ સંતોષવા દુનિયામાં ફરી પ્રવેશી શકશે. કેમકે સ્થૂલ દેહ તો પડી ચૂક્યો છે. જન્નતની ખુશીઓથી વંચિત રહેવાથી, તેની ઇર્ષા અને દુનિયાની વાસનાના લીધે આ રૂહો દોઝખ જેવી માનસીક પીડા, કષ્ટો અને તીવ્ર અસહ્ય વેદના ક્રિયામત સુધી ભોગવતી રહેશે.

(૫) ખુદા તઆલા ફરમાવે છેઃ "મા ફર્રતના ફિલ કિતાબે મિન શયઇન" અર્થાતઃ અમોએ કુરઆનમાં કોઈપણ વસ્તુને મુકી નથી કે જેનું વર્ણન કરવામાં ન આવ્યું હોય.

દોઝખની જરૂરીયાત અને જન્નતનું સાચું સ્વરૂપ સમજવા થોડા દુન્યવી દાખલા લઇએ.

કોઈ ઝઇફ બુઢ્ઢાને, શૃંગારિક વાતોમાં બિભત્સ રસ લઈ રાચતો જોઈ, એમ થઈ આવે કે એ બીચારાને સ્ત્રી સુખના અબળખા રહી ગયા લાગે છે! ગાત્રો ઢીલા થઈ ગયાં હોય અને જુવાની પાછી વળવાની નથીજ છતાંય એવી માનસીક યાતના સહયે જાય એટલે ઉતરતી અવસ્થામાં એ વાસના ઝાળો પ્રબળ સ્વરૂપે જીવંત બની રૂહને સંતાપે છે; કારણ કે જીવનના વિધવિધ ક્ષેત્રમાં વ્યાજબી રીતે ઉપભોગ કરી સંતોષ મેળવેલો નથી. તેથી આવી સ્થિતીમાં ગત થતાં, દુન્યવી બાબતોમાં જીવ ફસાએલો રહે છે અને ઉંચે પરિભ્રમણ કરવા અસમર્થ ઠરે છે; મગફેરતથી જાણે છેટા પડી જાય છે. આવા અવગત આત્માઓ માટે અત્યંત આવશ્યક છે કે વાસના બંધનથી મુકિત પામે અને મગફેરત મેળવે.

મૌતથી તે મગફેરત સુધીમાં આવા અવગત આત્માની સુધારણા અર્થે જે સ્થળ નિર્ણીત થએલ છે તે દોઝખ.

આ જીવનની તંદુરસ્તી જાળવવા અર્થે, અહીં

રોગી અને પીડિત શરીરોને હોસ્પીટલમાં ખસેડવામાં આવેછે જ્યાં રોગના પ્રમાણમાં ઉપચાર કરવામાં આવે છે. કડવી ઝેર જેવી દવાના ડોઝ, ભયંકર ઓપરેશન, મુડદાં હોલ (Dissection Hall), સાજા જીવને મુંઝવી નાંખે અને સુગ ચડે તેવું Nasty મલિન વાતાવરણ નજરે જોવાથી વધુ સ્પષ્ટ ખ્યાલ આવે.

સુરે વાકેઆ ૫૧ આયતમાં "ઝક્કુમ" શબ્દ આવે છે. તે દોઝખી લોકોનું ખાણું છે જે થોરીયા ઝાડ જેવું હોય છે આવુંજ કાંઇ ઝાડ, અસાધ્ય રોગ માટે કડવી તાસીરવાળા હકીમો પણ ઉપયોગમાં લેતા હોવાનું જણાયું છે. બીજું દોઝખની આગની સખ્તીથી રુહના મલિન આવરણો દૂર થઈ શકે કારણ કે આગનો ઉપચાર સ્વચ્છ કરવાનો છે.

બદચલન લોકો ઉપદંશ, ટાકી જેવા ગરમીના દર્દોથી (Venereal Diseases) પીડાતા આ દુન્યામાં જોવામા આવે છે; તે પણ દોઝખનું દુન્યવી દ્રષ્ટાંત છે.

ખુદા તઆલાએ જે હદ (Measurement & Law) નક્કી કરી છે તેમાંથી આનંદ ઉપભોગ કરનાર, નિયમિત જીવન જીવી, ખુદાની પસંદગી પામે છે અને ઉમર વધવા સાથે, દુન્યવી આનંદથી વિમુખ થઈ સંતોષી શખ્સો રુહની કામયાબી મેળવે છે.

"હોવલ્લઝી ખલકલકુમ માફિલ અર્દ જમીઆ" અર્થાત એજ અલ્લાહ છે જેણે ભૂમિ ઉપરની તમામ વસ્તુઓ તમારા લોકોના અર્થે પેદા કરી છે.

o o o

(૬) જન્નતની મઝા માણવા આ દૈહિક સ્વરૂપ નહિજ હોય (Physical Existence) પણ એના અનુરૂપ, ખુદાતઆલા, પ્રકાશ (Electron)નું ખોળીયું રુહને અર્પે છે. આ હસ્તી સ્વર્ગમાં અંતર કે સમયના બાધ વગર છુટ અને ત્વરાથી હરી ફરી શકશે.

ખુદાતઆલા ફરમાવે છે કે "વઇન્નહુ ઈન્દના મિનલ મુસ્તફયનિલ અખ્યારે" અર્થાત એટલે તેઓ (પુણ્યશાળી લોકો) અમારી સમક્ષ ચુંટેલા પુણ્યશાળી બંદાઓ છે.

આ જન્નતી હસ્તીને, દુન્યવી શારીરિક ભૂખ, લાલસા, કામાસક્તપણું, કાંઇજ નહિ હોય. એની જરૂરીયાતો, સંતોષ આનંદ અને ઉપયોગ દૈવી પ્રકારનો અનેરો હશે.

"અસહાબુલ જન્નતિલ યૌમાં ફી શોગો લીન ફાકેહુન":-એ દિવસે (પ્રલય થયા પછી) સ્વર્ગવાસી લોકો આનંદથી પોતાનાં મન રાજી કરશે.

જન્નતના મેવા, પીણાં, હુરોનો સહવાસ સર્વ કાંઈ હશે પણ એનો ઉપભોગ દૈહિક નજ સંભવે કારણ કે મૌત સાથેજ દેહનો અંત આવે છે. જન્નતી મેવા પીણાં ખાધા વગરજ તૃપ્તિ આપશે. અત્યંત નેક રીફત અને રુહાની ફેઝ ધરાવનાર અમુક મુસ્લિમ ગૃહસ્થો વિષે સાંભળવામાં આવ્યું છે કે ફળ મેવાનો આસ્વાદ ખાધા વિના લઇ શકતા. રુહની ઉચ્ચ કક્ષાની આ તાસીર છે.

આદમ (અ૦ સ૦) અને હવ્વા જન્નતમાંજ રહી મૌજ કરતાં હતાં પણ શૈતાને બતાવેલો ઘઉંનો દાણો ખાતાં પૃથ્વિ પર ફેંકાયાં એ હકીકત સચોટ દ્રષ્ટાંત આપે છે.

કુર્આન શરીફમા જન્નતનું જે વર્ણન છે તે અક્ષરશઃ સત્ય છે ખુદાપાક ફરમાવે છે કે

**'વિચારો ને જુઓ કુર્આનમાં તમારા માટે હિકમત ભરી છે."**

કલ્પનાથી હટી વિચાર દ્રષ્ટિએ જેટલું સમજવામાં આવે તેને ઇમાનના જોરે તાદશ કરી શકાય છે.

"વમાયઝક્કરો ઇલ્લા ઓલિલ અલ્બા" અર્થાત અને બુધ્ધિશાળી સિવાય કોઇ શિખામણ ધારણ કરતો નથી.



હસવું. એ જિંદગીનો ખોરાક છે–કેટલીક વાર એ તો તેં બનાવ્યું પણ બીજી કેટલીક વારનું શું? એ તો તારાથી નજ બનાવાયું !

લીલા:—

તેં મને જૂદા ઉદ્દેશોને પારખવામાં ઘણીજ મદદ કરી. તેં મને વાતોમાં એટલો હુશિયાર બનાવ્યો કે જેનાથી હું દોસ્તોમાં દસ ઘણો આવકારાયો. કઈ સ્ત્રીનો પહેરવેશ સારો છે એ જોતાં તો તેંજ શીખવ્યું ! કારણ ?...તને ખબર છે.

જ્યારે મૂર્ખ બની મારા દિલની વાતો તને ખોલી આપી કે... ત્યારે તેં મને હસી કાઢ્યો." તારો વિચાર એ હતો કે દુન્યામાં પ્રેમ, મુહબ્બત, ચાહ, ઇશ્ક જેવું કશું નથી અને ઘણી મુદ્દત સુધી મારો વિચાર તારા એ વિચારને તાબે રહ્યો.

હવે હું તે ભ્રમ તો ભૂલી જવા માંગું છું!

તેં મને સુધરેલા દુન્યામાં ગોઠાઇ તો અપાવી, લીલા, પણ તે બધી વાતો ભુંસી લીધી જેને એક ચહેરો પણ પવિત્ર માને છે!

# ઈકબાલનો ઉપદેશ

"ગુબાર આલુદહ રંગો નસબ હૈ બાલો પર તેરે;
તૂ અય મુર્ગેહરમ ઉઠનેસે પેહલે પર ફિશાં હોજા." ઈકબાલ

ગુજરાતમાં ઇકબાલના ઘણા 'પોપટ' છે, પણ ઇકબાલને એના રૂપમાં ઓળખનારાં બુલબુલો નથી. ઈકબાલ મર્હૂમનું કવન સમજવા માટે ઉંડા જ્ઞાનની આવશ્યકતા છે. એમના કાવ્યો પાછળ રહેલી ગૂઢ અને વિશાળ ભાવના અભ્યાસ માંગી રહી છે.

* ગુજરાતમાં એવા પ્રયાસો ઘણા ઓછા થયા હોય એમ લાગે છે. આજે ગુજરાતી આલમ આગળ એમની ઉપર્યુક્ત પંક્તિની વ્યાખ્યા કરવાની ધૃષ્ટતા કરી રહ્યો છું.

સુવિદીત છે કે, વર્તમાનકાળમા મુસલમાનો રંગ. વર્ણ, જમાતી ભેદભાવમાં મસ્ત બની બંધુત્વમય ઐક્યતાને ભૂલી બેઠા છે. જે ભાતૃચારો ઇસ્લામના અનેક સ્થંભમાંનો એક છે. જો કે આ ભેદભાવની જંજીરમાંથી મૂક્ત થવું કંઇ અશક્ય નથી.

ઈકબાલ મર્હૂમે 'મુર્ગેહરમ'નો અર્થ, હરમ શરીફનો પંખેરુ-મુસલમાન કહીને ઇકબાલે ઈસ્લામની વિશાળતા પ્રત્યે અંગુલિ નિર્દેશ કર્યો છે, જે મઝહબની ખાસ વિશેષતા છે. જેવી રીતે 'પંખી' નિજ પાંખો વતી વાતાવરણને ભેદતો દૂર ઉંચે સુધી ઉડી જાય છે એવીજ રીતે મુસલમાન પોતાના જીવન અંગે કોઇ ખાસ ભૂમિ-વતન, ખાસ વાતાવરણ કે સંજોગોનો-સ્થિતીનો પાબંદ નથી. એ 'આઝાદ આત્મા'-મુસલમાનનું વતન' જ્યાં વાસ હોય ત્યાં નથી.

પણ સારીએ પૃથ્વી એનું વતન છે 'મુર્ગેહરમ'ના શરીર અને પાંખો ઉપર ગુબારઆલુદા માટી-કચરો છવાઇ ગયો છે. અર્થાત મુર્ગેહરમ'ની ઉડવાની શક્તિ રંગ-વર્ણ અને જાતિભેદની ધૂળથી હણાઇ નથી જતી-કષ્ટ નથી પામતી-એકજ ફડફડાટથી આ કૃત્રિમ કલંક "ગુબારઆલુદગી' પણ દૂર થઇ જશે. અર્થાતઃ આ ભેદભાવને નાશ કરવા માટે એકજ 'આગાસ'ની આવશ્યકતા છે, અને બસ પછી મુસલમાન પોતાની શરૂઆતની સદઈમા હાજર થશે. અને પછીજ પ્રકૃતિનો આ સંદેશો જગતવ્યાપિ બનશે, જે આ શબ્દોદ્વારા રજુ થયો છે.

"અલ્યવ વમા અકમલતો લકુમ દી નકુમ"
આજના દિવસે મેં તમારા દીનને પરિપુર્ણ કર્યો છે.

એ દિવસની સિદ્ધિ અર્થે જ ઇકબાલ પોકારે છે કેઃ—

"ગુબાર આલુદહ, રંગો નસબ હૈ બાલો પર તેરે,
તૂ અય મુર્ગેહરમ, ઉઠનેસે પેહલે પરફિશાં હોજા.'

તારા માનસ ઉપર રંગ-ભેદ-જાત-પાત-ધૂળ પથરાઇ ગઇ છે, માટે ઓ મુસલમાન! ઉડ્ડયન પેહલાં તારી પાંખોમાંથી એ (રંગ-ભેદ-જાત-પાત)ના કચરાને ખંખેરી નાખ.

ચાલો ત્યારે કવિએ ચિંધેલા માર્ગ ઉપર આપણે પ્રયાણ કરીએ!!!

"અયાઝ"

---

* ઉર્દૂ સાહિત્ય આલમમાં મહાકવિ ગાલિબ પછી જો કોઈપણ કવિની શાએરીની સરેહદ મના માંડી હોય તો તે ઇકબાલ છે.

# ધર્મશ્રદ્ધા

અનુવાદક: "મુઝતર" હાંસોટી

મોગલ બાદશાહ ઔરંગઝેબ કે જેને લોકો નિખાલસ મુસલમાન સમજતા હતા. તેમના શાસન કાળમાં એક મુસલમાને કોઈ વાણીઆ કનેથી એક મહીનાના વાયદા પર કેટલાક રૂપીઆ કરજે લીધા પરંતુ મુદ્દત વીતી ગયા છતાં તે મુસલમાને રૂપીઆ ચૂકવ્યા નહીં; ત્યારે તેણે માંગણી શરૂ કરી. એક દિવસે વાણીઆએ રૂપીઆના માટે ઘણું કહ્યું, ત્યારે (મુસલમાને) સાફ કહી દીધું કે હમણાં મ્હારી પાસે કંઈ નથી, જ્યારે મળશે ત્યારે આપીશ. પરલોકમાં પણ તમારા રૂપીઆતો આપવાજ પડશેને!" ચાલાક વાણીઓ એ જવાબથી ઠીક નિરાશ થયો અને સમજ્યો કે "હવે રૂપીઆ નીકળવા મુશ્કેલ છે." કેટલાક દિવસ લગી વિચાર કર્યો પણ કંઈ ઉપાય સુઝ્યો નહીં. આખરે અદાલતમાં ફર્યાદ કરવાને તૈયાર થયો. અને એક દિન જ્યારે શાહેન્શાહ ખુદ અદાલતમાં બિરાજમાન થઈ ન્યાય કરી રહ્યા હતા; તે વેળાએ વાણીઆએ આવી અરઝી પેશ કરી. તેથી બાદશાહે ઉભયને હાઝિર કરવાનું ફરમાન કાઢ્યું.

ઔરંગઝેબ - શેઠજી! તમે તેને કેટલા રૂપીયા આપ્યા હતા?

વાણીઓ:—હુઝૂર! જહાંપનાહ! એક મહીનાનો વાયદો કરી તે ૨૦૦) બસો રૂપીયા લઈ ગયો હતો, અને હવે હું તકાઝો કરું છું તો કહે છે કે મારી પાસે નથી. પરલોકમાં આપીશ!

ઔરંગઝેબ:—(મુસલમાન પ્રત્યે) "તમે આ વાણીઆ કનેથી રૂપીયા લીધા હતા?"

મુસલમાન:—"હા. ખુદાવંદ! બસો રૂપીયા લીધા હતા. અને એક મહીના પછી તે પાછા દેવાનો વાયદો પણ કર્યો હતો."

ઔરંગઝેબ—"તો હવે કેમ આપતા નથી? અને એને નકામું દુઃખ દો છો!"

મુસલમાન:—"નામદાર! હું આપવાને ઈન્કાર કરતો નથી. મેં તેને કહ્યું કે, હું હમણાં બીમાર છું મ્હારી પાસે કંઈ નથી અને હું ઇમાનથી કહું છું કે તમારા રૂપીઆ આખરતમાં પણ આપીશ પરંતુ વાણીઓ મ્હારા ઇમાન પર યકીન કરતો નથી."

ઔરંગઝેબ:—"જે અહીં આપી શકતો નથી તે વળી ત્યાં શું આપશે!"

મુસલમાન—"ત્યાં તો ખુદા અપાવશે અને હું આપીશ!"

ઔરંગઝેબ:—ખુદા અપાવશે તે તો ખરું, પરંતુ ત્યાં તમારી કને આપવાને શું હશે!"

મુસલમાન:—"રૂપીઆ સંબંધી તો હું જાણતો નથી પણ મૌલ્વીઓથી સાંભળ્યું છે કે કર્જ ન તો આ દુન્યામાં મુઆફ થાય છે, ન પેલી દુન્યામાં. અલબત્ત એ માલૂમ નથી કે ખુદા ત્યાં શું અપાવશે!"

ઔરંગઝેબ:—"શેઠજી! મુસલમાનના ઇમાન પર તમને ભરોસો નથી? કદાચ તે મરી ગયો તો ત્યાં ખુદા તમને અપાવશે."

વાણીઓ:—"ખુદાવંદ! મને હિન્દુઓના ઇમાનથી મુસલમાનોના ઇમાન ઉપર અધિક વિશ્વાસ છે. હું તો અહીં પણ રૂપીઆ લેવા માટે તૈયાર છું. અને ત્યાં પણ. પરંતુ નામદાર! મેં સાંભળ્યું છે કે કેવળ મુસલમાનજ સ્વર્ગમાં જાય છે?"

ઔરંગઝેબ: (મૌલ્વી પ્રત્યે નિહાળી) "એ મામલામાં તમારો શો અભિપ્રાય છે?"

મૌલ્વી:—"નામદાર! વાણીઓ ઠીક કહી રહ્યો છે હિન્દુ કદી બહિશ્તમાં જઈ શકતો નથી. મુસલમાન પોતાના ઇમાન સહિત બહિશ્તમાં જાય છે; અને કરજદારથી ખુદા ત્યાંજ અપાવે છે,

ઔરંગઝેબઃ—"મુસલમાન શાહુકારને કે હિન્દુ શાહુકારને પણ?"

મૌલ્વીઃ—"એતો ખુદાની મરઝી ઉપર છે. કારણ કે ત્યાંની અદાલતનો અધિકાર તો ખુદાનેજ છેને!"

ઔરંગઝેબઃ—(કંઈ વિચાર કરી) "આ તો ઠીક નહીં કે મુસલમાનનું મૂળ-ધન જે ઇમાન છે, તે કરજમાં કાફિરને મળે, અને મુસલમાનને આખી ઝિંદગી મુસલમાન હોવા છતાં આકેબતથી દૂર રહેવું પડે"

આખરે બાદશાહે વાણીઆના રૂપીઆ ખઝાનામાંથી આપવાનો હુકમ કીધો. અને તે ચાલાક વાણીઓ એવી યુક્તિથી પોતાનું લ્હેણું તે દીનદાર બાદશાહ કનેથી વાતની વાતમાં લઇ ગયો.

બેશક "ધર્મશ્રદ્ધા" અજબ ચીઝ છે ધર્મ કુદરતનો અપૂર્વ અને અટલ કાનૂન છે. જે સૌના માટે સમાન અને એક સરખો છે. તેને યોગ્ય રુહમછ શ્રદ્ધા રાખવામાં આવે તો તેનાથી ન કોઇને હાની પહોંચે છે, અને ન કોઇ અનુચિત લાભ પ્રાપ્ત કરી શકે છે. અસ્તુ

# 'રશીદા'

: અનુવાદક :
"હુકીર" જુનાગઢી

સંગિત અને યૌવન ઉભય સાથે મળી કયામતનું તુફાન મચાવી રહ્યાં હતાં. રશીદા નૃત્ય કરતી; ત્યારે એમ ભાસતું કે જાણે આખું જગત નાચી રહ્યું છે. આખી દુન્યા પાગલ બની રહી છે.

રશીદાની માતા જેનું નામ રઝીયા હતું. દૂરથી એને જોઈ અને જાણે મંત્ર મુગ્ધ થઈ ગઈ હોય તેમ ત્યાંને ત્યાં સ્તંભિત રહી ગઇ. તેને લાગ્યું કે ચાંદની રાતમાં કોઇ પરી ઉતરી આવી છે રશીદાને જોઇ રઝીયાની આંખોમાં આંસુ આવી ગયાં. ઇશ્વર જાણે તે અશ્રુ ખુશીનાં હતાં કે ગમનાં!

ધીમેથી તે તેની નજીક આવી અને બોલી "રશીદા!"

રશીદા એકદમ થંભી ગઇ દોડ મૂકીને તેની માતા પાસે આવી અને બોલી, "અમ્મા જાન!"

રઝીયાએ કહ્યું "બેટી, તું સોળ વર્ષની થઇ ગઈ છે."

રશીદાએ હસીને કહ્યું, "તો હવે શું કરૂં? પુનઃ પંદર વર્ષની થઈ જાઉં?"

રઝીયાએ કહ્યું "તુ અંગ્રેજી તો જાણે છેને?"

"હાસ્તો"

"અને ઉર્દૂ પણ?"

"બહુ સારી રીતે"

"અને સંગિત પણ?"

"સાંભળ્યું નહીં?"

"અને—નાચવું પણ?"

"હમણાં તો નાચી રહી હતી!"

"હાં, પરંતુ તે સમય આવી પહોંચ્યો છે કે જેના માટે મેં તને આ બધી વાતો શીખવી છે. જેના માટે મેં તને તિરછી નજરથી જોવું. સીનાને એવી રીતે ઉભારવું કે પુરૂષનું હૃદય મોહિત થઇ જાય, એવી રીતે ચાલવું કે મોટા મોટા મહાત્માનું હૃદય પણ અંકુશમાં ન રહે, એવી રીતે પત્ર લખવો કે સમજદારથી સમજદાર પુરૂષ પણ પાગલ થઇ જાય, એવી રીતે વાળ ઓળવા કે જાળમાં ફસાયા વગર કોઇ રહે નહીં? એવી રીતે હા—હા મેં તને આ વાતો શીખવી હતી અને જે સમય માટે શીખવી છે તે સમય આજે આવી પહોંચ્યો છે. આજે તું યુવાવસ્થામાં પ્રવેશી ચૂકી છે, સૌન્દર્યવાન છે, તારી આંખો મદીરાની મસ્તી છે, તારા ઓષ્ઠો પર અમૃત છે. તારાં ગીતોમાં જાદૂ છે. આજે તું તે કામ માટે તૈયાર થઈ છે, જેના માટે હું તને પુરાં સોળ વર્ષથી તૈયાર કરી રહી છું. બોલ તું તે કામ કરીશ?"

રશીદાએ અકળાઇને પૂછ્યું. "કામ શું છે, અમ્મા?"

રઝીઆએ ધીમેથી કહ્યું. "કાંઈ પણ હોય, પરંતુ તારે કરવું પડશે. વાયદો કર કે હું કરીશ. હું તારી માતા છું. મેં તને પાળી છે; મોટી કરી છે. બધું કંઇ શીખવ્યું છે. આજે હું તારી પાસે ભીખ માંગી રહી છું. બોલ મારૂં કામ કરીશ?"

રશીદાએ માથું ઝુકાવીને કહ્યું. "અમ્મા, તમે જે કહેશો તે કરીશ."

રઝીઆએ કહ્યું, "જીવતી રહે બેટી, તો લે સાંભળ......

"આજથી બહુ આગળની વાત છે. હું તારા જેવડીજ હતી. દૂર આ પહાડોની પછવાડે એક ગામ છે. ત્યાં હું રહેતી હતી. એક સાધારણ કૃષિકારની પુત્રિ, દુન્યાથી વિમુખ, દુન્યાનાં પાપોથી દૂર, ત્યાં એક દિવસ એક યુવક આવ્યો. તે બહુ રૂપવંત હતો. બહુજ ખુબસુરત હતો. હું તારાથી કાંઇપણ સંતાડીશ નહી. તેણે મારા હૃદય પર જાદુ કરી દીધું. હું એનાથી પ્રેમ કરવા લાગી. એ ચાલ્યો ગયો. હું ગાંડી બની ગઇ કેટલી રાતો રોતી રહી; અને તે પુનઃ

આવ્યો. મારી દુન્યા પ્રકાશિત થઇ ગઇ. એવી રીતે કેટલા મહીનાઓ વિતી ગયા. મને કાંઇ પણ ખબર ન્હોતી; હું કાંઇ પણ ન્હોતી જાણતી. ત્યારે તારો જન્મ થયો. મારા પિતાજી દુઃખમાં ને દુઃખમાં બીમાર પડયા અને એજ બીમારીમાં તે આ જગતને ત્યાગી ગયા."

"ચાલ અહીં બેસી જઇએ. બહુવાર લગી ઉભી નથી રહી શકતી. વારૂ! તે યુવક ફરી આવ્યો. તેણે કહ્યું કે તે મારાથી વિવાહ કરશે અને મને શહેરમાં લઇ જશે, ત્યાં સુધી મારા માટે ખરચી માટે રૂપીઆ મોકલતો રહેશે. તેણે એમ કર્યું, પણ થોડાક મહીનાઓ સુધી રૂપીઆ પણ મોકલ્યાઃ તારા માટે કપડાં પણ, ત્યારે......ત્યારે એક દી' તેનો પત્ર આવ્યો. લખ્યું હતું કે "મારો વિવાહ બહુ પહેલાં થઈ ચુક્યો છે. પત્નિ બીજા વિવાહની રજા નથી આપતી. પિતા પણ વિરૂદ્ધ છે તેથી તારે આશા તજી દેવી જોઇએ. અગર તને રૂપીઆની જરૂર હશે તો ક્વચિત ક્વચિત મોકલતો રહીશ.-એવી રીતે-બદમાશ!—"

રશીદાથી ત્વરાથી કહ્યું:-'અમ્મા! શું એ મારા પિતા હતા? તમે શું કહી રહ્યાં છો?"

રઝીઆએ ક્રોધાવેશમાં કહ્યું:-"તેણેજ મને બરબાદ કરી દીધી. તેણેજ મને કયાંયની ન રાખી. ગામવાળાં આંગળીઓ ઉઠાવતાં હતાં. ઘરથી બહાર નીકળવું મુશ્કેલ હતું. પિતા મરી ગયા હતા. તું નાની હતી. હું કાંઈ જાણતી ન્હોતી."

રશીદાએ પોતાનાં આંસુ રોકીને કહ્યું:— "રો નહીં, અમ્મા રો નહી, પછી શું થયુ?'

"પછી હાં—પછી મેં એક ફેંસલો કર્યો-વેર લેવાનો, પુરૂષોથી વેર લેવાનો-ઘરબાર વેચી આ શહેરમાં આવી. તુ મારી અંતિમ આશા હતી. તુંજ આ વેર લઈ શકતી હતી. મેં તને બધું કંઇ શીખવ્યું, જેથી પુરુષોને પાગલ બનાવી શકાય-તબાહ કરી શકાય. તેમનો જીવ લઈ શકાય. માતા થઇને પણ મેં તને આ બધું શીખવ્યું.'

"હવે હું વધુ વાર જીવીશ નહીં. બીજી દુન્યાવાળા મને બોલાવવા આવી રહ્યા છે. મારા પિતા મારી પ્રતિક્ષા કરી રહ્યા છે. તું વાયદો કર કે મારા મૃત્યુ પછી આ વેર અવશ્ય વાળીશ-ઈંતેકામ લઈશ બદલો લઇશ. વાયદો કર રશીદા!!"

રશીદાએ મંદ સ્વર કહ્યું:—"પરંતુ અમ્મા આ તો પાપ થશે."

રઝીઆએ ક્રોધની નજરથી તેની સામે જોયું અને બોલી "તું પાપથી જન્મી હતી. પાપનો પ્રચાર કર, સદાચાર કોઈ વસ્તુ નથી. પુરૂષોની કૃતિમતા-બનાવટ-સ્વાર્થ સાધવાનો ડોળ-સ્ત્રીને બરબાદ કરવાનાં બ્હાનાં બસ-બસ તું મારી પુત્રિ છે, પરંતુ આ જમાનાની હેસીયતથી નહીં, ભિખારણની હેસીયતથી, હું તારી કનેથી આ વાયદો માંગુ છું. બોલ મારા આત્માને શાન્તિ મળશે કે મૃત્યુ પછી પણ બેચેન રહેવું પડશે? વેરાગ્નિમાં ભસ્મ થવુ પડશે? હું તારી પાસે આવી છું, આજથી નહીં સોળ વર્ષથી હું તારી સેવા કરી રહી છું. મને એનો બદલો મળશે!"

રશીદા તરત પોતાની માતાના ગળે વળગી ગઈ અને બોલી, "એવુંજ થશે. તમે તમારા દુઃખને દૂર કરી દો. હું તેમને તબાહ કરી દઇશ-બરબાદ કરી દઇશ. મારી અમ્મીનો બદલો અવશ્ય લઇશ."

રઝીઆએ એકદિર્ઘ શ્વાસ નાખી કહ્યું. "ખુદા તારી ઉમર મોટી કરે હવે અંદર આવ. હું તને એક એવી વસ્તુ બતાવીશ, જે તને અદ્યાપિ પર્યંત ન્હોતી બતાવી. આવ, અંદર આવ"

અંદર જઇને તેણીએ દીપકના અજવાળામાં કબાટમાંથી એક ફોટો કઢાવ્યો. તે એક પુરૂષનો ફોટો હતો અને બોલી, "આ છે તે પુરૂષ...!"

રશીદાએ મદ સ્વરે કહ્યું. "પિતાજી !"

રઝીઆએ જાણે સાંભળ્યું ન હોય એમ કહેવા લાગી, "આ છે એક છરી. બહુ વખતથી મેં એને જાળવીને રાખી છે. જ્યાં તને એ પુરૂષ મળે કે એ વડે એને નર્કસ્વાધિન કરી દેજે-એ તારો પિતા છે...!!!!"

(૨)

રશીદાની પ્રખ્યાતિ પ્રસરવામાં જરાયે વાર ન લાગી. તેના આગમને બીજી વેશ્યાઓના ધીખતા ધંધા બંધ પાડયા તેમના ગૃહો ઉજ્જડ બનાવ્યાં. પ્રત્યેક મજલિસમાં તેનીજ ચર્ચા રહેતી, દરેકને એનીજ સ્મૃતી રહેતી. શહેરના નવયુવકોને એણે પાગલ બનાવ્યા હતા.

રશીદા પોતાના ભપકાદાર ઓરડામા બેઠી હતી અને મકાનની બહાર કેટલાક શેઠ, શ્રીમંતો અને કેટલાક નવયુવકો જેમનાં પિતા હમણાંજ મરી પરવાર્યા હતા, દર્શન માટે પ્રતિક્ષા કરી રહ્યા હતા. આ એકજ વર્ષના બાજારી જીવનમાં તેણે કેટલાકનાં ઘરો તબાહ કરી નાખ્યા હતાં. કેટલાયે શ્રીમતોએ દેવાળાં ફૂકયાં હતાં ને કેટલાય નવયુવકોએ આત્મહત્યા કરી હતી

આજે એને આ બધી વાતો યાદ આવી રહી હતી અને તે દ્રશ્ય પણ જ્યારે તેની માતા અંતિમ શ્વાસ લઈ રહી હતી. તેની આંખમાં હર્ષની જ્યોત ઝળકી રહી હતી. તેના હ્રદયમાં પારાવાર ખુશી હતી. તે ખુશી જે સફળતાથી પ્રાપ્ત થાય છે, અને એણે માથું ઉંચકયુ અને જાણે પોતાની માતાની સામે ઉભી હોય તેમ એ કહેવા લાગી. "જોયુંને, અમ્માજાન હું તમારો બદલો કેવી રીતે વાળી રહી છું? આ મૂર્ણ માનવી કયાંયના. રહે-હું તેમનો સર્વ નાશ કરીશ નહિ! બરબાદ કરીશ!"

આ દરમ્યાન એક વૃદ્ધાએ અંદર આવીને કહ્યું "બેટી!" રશીદાના વિચાર પરંપરાની દોરી તૂટી ગઈ તેણે કહ્યું 'કેમ શું છે!"

વૃદ્ધાએ "કહ્યું, બેટી! પેલા શેઠ સાહબ કાલથી પડયા છે. દર્શનના ચાહક છે.

રશીદા:—"મેં, તને કહ્યું નહી કે મેં પચ્ચીસ હજાર રૂપીઆ માગ્યા છે —"

વૃદ્ધાએ કહ્યું:—કહ્યું તો હતું, પરંતુ હવે તેમની પાસે છેજ શું? તમોએ જે કંઈ હતુ તે બધુંએ લઇ લીધું છે! હવે પચ્ચીસ હજાર રૂપીઆ છે કયાં? તેમની પાસે તો ફૂટી કોડી પણ નથી."

રશીદા:—"તો તેમને કહી દો કે પાછા ચાલ્યા જાય. મારૂં ઘર અનાથાશ્રમ નથી!"

વૃદ્ધાએ કહ્યું:—"પરંતુ તેણે કહ્યું છે કે જો તમે નહીં મળો તો હું આપઘાત કરી લઇશ.'

રશીદા (હાસ્ય વેરતાં) બોલી:—"બહુ ઠીક છે. તેમને કહી દો કે જરા ઉતાવળ કરે હું તેમની મૂક્તિ માટે પ્રાર્થના કરીશ.'

વૃદ્ધા નિરાશ થઇને ચાલી ગઈ, પરંતુ આ કંઇ નવી વાત નહોતી. કેટલીયે વાર એમ બન્યું હતું અને કેટલીયે વાર વૃદ્ધાએ દાંત કચકચાવતાં કહ્યું હતું કે "આ સ્ત્રીના સીનામાં દિલ નથી, પત્થર છે, પત્થર!"

એ સમજ્યા છતાં પણ તે વૃદ્ધા નવાઓને ફસાવી લાવવામાં આનાકાની કરતી નહીં. તેને તેમાં ઘણું કંઈ મળતું હતું, પછી તે કેમ થોભે! કેમ આનાકાની કરે!

એક દીવસે મધ્યાહ્ન સમયે રશીદા પાસે આવી અને બોલી. "આજે એક સારાં આસામીને ફસાવી લાવી છું."

- રશીદાએ હસીને કહ્યું, "બહુ ઠીક. હું પુણ્યનું કામ કરી રહી છું. ખુદા કરે અર્ધો ભાગ તેમાથી તમને પણ મળે!"

વૃદ્ધ જાણે ગભરાઇ ગઇ હોય તેમ બોલી. "બેટી! હું તો કેવળ કમીશન લઉં છું—" "આ પુણ્યનું કામ તો તમે કરી રહ્યાં છો! હું તો કોઈને નથી કરતી!"

રશીદાએ ખખડાટ હસતાં કહ્યું:—"બહુ, સારૂં થયું, જ્યારે તમે સ્વર્ગમાં જશો અને હું નર્કમાં હોઇશ; ત્યારે તમે ત્યાંથી પત્ર લખતાં રહેજો. વારૂ હવે એ તો બતાવો કે તેઓ કોણ સાહબ છે ?"

વૃદ્ધાએ કહ્યું. "તેનું નામ અઝીઝ છે લાખો રૂપીઆ પર કબજો જમાવીને બેઠો છે. બે વર્ષ થયાં પિતાનું અવસાન થયું છે બહુજ રૂપવાન છે. તમે જોઇને ખુશ ખુશ થઈ જશો"

રશીદાએ હસીને કહ્યું:—"શું મારાથી પણ વધુ રૂપવાન છે ?"

વૃદ્ધા ફરી ગભરાઇ ગઇ અને બોલી, "અરે ! તમારાથી રૂપમાં કોણ વધી શકે છે ? તમે તો સ્વર્ગની હૂર છો—હૂર—".

રશીદાએ કહ્યું, "હા, તેજ કે જે નર્કમાં જવાની તૈયારીઓ કરી રહી છે વારૂ ! તેમને રાત્રે લઈ આવજે. જોઇએ ! આ નવું પક્ષી કેવું છે—?"

* * *

પરંતુ આતો ઉલ્ટુંજ બન્યું. શિકારી પોતે શિકાર બની ગયો ! આખી રાત્રી સંપૂર્ણ થવા પામી હતી પરંતુ રશીદાની આંખોમા નિંદ્રા નહોતી. અઝીઝ કદાચ એની પર જાદુ કરી ગયો હતો. "કેવા મંદ, સ્વરે બોલતા હતા ? કેવી મોટી મોટી આંખો હતી ! ! તેમના વાળ કેવા સુંદર હતા ? અને તેમના ઓષ્ઠ કેવા પ્યારા હતાં ! તેઓએ આવતાંની સાથેજ પાંચ હજાર રૂપીઆના હીરાની માળા આપી દીધી ને એવી રીતે તેઓ જોઇ રહ્યા હતા. કે જાણે ભિક્ષા માગી રહ્યા હોય—જાણે કંઈ યાચના કરી રહ્યા હોય અને તેઓ થોડાકજ દિવસમાં ભિક્ષુક થઇ જશે. અગર રશીદા નહીં બનાવે તો કોઈ બીજી બનાવીને મુકશે તેમને હવે આ ટેવ પડી ગઈ છે. હવે તેઓ સુખી શકશે નહીં. હા ! તેમની સંપતિ થોડાકજ દિવસમાં ખલાસ થઈ જશે. તેઓ શરાબી બની ગલીએ ગલીએ ધૂળ ઉડાવતા ફરશે. ક્ષુધાથી પીડાઇને અંતે ભીખ માંગવી પડશે. દરદરની ઠોકરો ખાશે—".

રશીદા અચાનક ચોંકીને ઉભી થઈ ગઇ. તેના માટે આ ખયાલી પરિણામ અસહ્ય હતું. તે ઉભી થઇ અને ઓરડામાં ફરવા લાગી. જલ્દીથી તેણે બારીઓ ઉઘાડી મુકી. સવારનો શિતળ વાયુ વાઈ રહ્યો હતો અને એ વાયુથી રશીદા પુન : હોશમાં આવી.

પૂર્વ તરફ સૂર્યોદય પર દ્રષ્ટિ કરી તેણે વિચાર્યું "પરંતુ મને તેનાથી શો મતલબ ? મારૂં તો કામજ આ છે. મારી માતાની આજ્ઞા છે. તેઓ પાયમાલ થઈ જાય તો ભલે. માતાનું કાળજું તો ઠંડુ થાય !'

પરંતુ વારંવાર જાણે તેનું હૃદય તૂટી ગયું હોય તેમ કહેતી હતી કે, "શું તેઓ પણ બરબાદ થશે ! તેઓ પણ આપઘાત કરશે—શું—!"

તે પાગલ બની ગઈ હતી. બેઉ હાથથી માથું પકડી તે ફરશ પર બેસી ગઇ બહુવાર સુધી એમજ બેસી રહી અને એક પત્ર લખવા લાગી. તેની આંખોમાંથી અશ્રુ વહી રહ્યાં હતાં અને તે લખી રહી હતી.

"મી. અઝીઝ !

"કૃપા કરીને તમે મારે ત્યાં ન આવો. હું પાપીણી છું. નાગણ છું, ઘણા પુરૂષોનો નાશ કરી ચુકી છું; પરંતુ હું તમને પાયમાલ કરવા નથી માગતી-નથી ચાહતી-તમે મારી પાસે ન આવો. હુ ઝેરીલી છું. મારી પાસે આવીને તમે નહીં બચી શકો અલ્લાહ વાસ્તે તમે મારી પાસે ન આવો.

"હું અધાપિ પર્યંત કદી રડી નથી; પરંતુ આજ અશ્રુ નથી થંભતાં. કોણ જાણે કે મને શું થઇ ગયું છે ? મેં ઘણા પુરૂષોને બરબાદ કરી

દીધા છે. અને હું પોતે પણ બરબાદ થઇ જઇશ.

પરંતુ-તમે-તમે મારી પાસે ન આવો. હાથ જોડીને કહું છું. તમારે ચરણે પડું છું. ન આવો-મારી પાસે ન આવો-ન આવો. કોઇ છોકરીથી પરણીને અને આરામથી તમારૂં જીવન નિર્ગમન કરો. મારો વિચાર તમે છોડી દો. હું નાગણ છું જેના ડંશનો કોઇ ઇલાજ નથી."

પાપીણી
"રશીદા"

અને અઝીઝના હૃદયને કાંઇ નહોતું થયું એમ નહોતું, તે તો પાગલ થઇ ચૂક્યો હતો. જ્યારથી એણે રશીદાને જોઇ હતી: ત્યારથી આખું જગત એની નજરમાં હોવા ન હોવા બરોબર હતું. તેને હવે તેનું આલીશાન મકાન વેરાન દીસવા લાગ્યું. રશીદાની પ્રતિમા હરપળે આંખો સમક્ષ રહેવા લાગી.

અને જ્યારે તેને રશીદાનો આ પત્ર મળ્યો. તે ઓર પાગલ થઇ ગયો. પહેલાં તે કેવળ સુરતનો ચાહક હતો, પરંતુ હવે તેના સુસંસ્કાર પર મોહિત થઇ ગયો. તેના હૃદયે ધીમેથી કહ્યું. "આ સ્ત્રી નથી" ફિરસ્તો છે અને સાથે સાથે લખી રહ્યા હતા.

"હૃદય મંદિરની રાણી!" તમોએ આ કેમ લખ્યું કે હું તમારી પાસે ન આવું! એ કેમ થઇ શકે છે! અગર તમે કોઇથી પણ કદી પ્રેમ કર્યો હોત તો તમે જાણતાં હોત કે આ નથી થઇ શકતું-કદી પણ નથી થઇ શકતું. પ્રેમ માનવ હૃદયની શુદ્ધ અને નિર્મળ ભાવના છે. તેના માટે અગર અમે તબાહ થઇ જઇએ-ફના થઇ જઇએ દરદરની ઠોકરો ખાતાં ફરીએ તોયે શું પરવાહ છે?! અને હું-હું તમારાથી કેવળ પ્રેમ નથી કરતો-તમારી પૂજા કરૂં છું-તમારી ઉપાસના કરૂં છું. તમે મને તરછોડી નહીં શકો. આ ઢોંગ અને બહાનાં કામ નહીં આવે મારા દિલે જે ફેંસલો કર્યો છે તે થઇને રહેશે અને અવશ્ય થશે. આથી મને તરછોડો નહીં. રશીદા! એને આમ તરછોડો, જેવું જગતમાં કોઇ નથી. તે તમારા કાજે બધું કંઇ કરી શકે છે-સર્વની આહુતિ આપી શકે છે અને બદલામાં ચાહે છે કેવળ તમારો પ્રેમ!"

તમારો ઉપાસક
"અઝીઝ"

(૪)

રશીદાને જગત અંધકારમય ભાસતું હતું. પ્રયત્નો કરવા છતાંએ તે અઝીઝને વિસરી શકતી નહોતી. તેનો શૃંગાર, તેના વિચારો, તેની આશાઓ તેનો રોપ, આદી એક પુરૂષની બે શ્યામ આંખોમાં ડૂબી ગયાં હતાં. તેની તૃષા અને ક્ષુધા જાણે કોઇએ ખુંચવી લીધી હોય ને! તેના સુખ શાન્તિ અને આરામ જાણે કોઇએ લુંટી લીધા હોય ને! તેણે અઝીઝનો પત્ર વાંચી ઉત્તર વાળ્યો.

"મારા ફિરસ્તા! હું તમારાથી પ્રેમ કરૂં છું તેથીજ હું તમને મારી પાસે આવવા માટે રોકું છું, પુરૂષોનો સર્વ નાશ કરવો એજ મારા જીવનનો આશય છે. તેમને દર દરના ભિક્ષુક બનાવવા-તેમને નર્કની આગમાં ઝોંકવા-પરંતુ તમે-તમે મારા દેવતા! મારા હૃદય ગગનના રાજવી છો. આ જાદુગરણીના ફંદામાં ન આવો. મારી અશ્રુભીની આંખો તમારી કનેથી ભીખ માગી રહી છે-યાચના કરી રહી છે કે તમે મને વિસરી જાવ-ભુલી જાવ, શહેરમાં ઘણી છોકરીઓ છે તેમાંથી કોઇ સારી જોઇને તેનાથી નિકાહ કરી લો. સંતતિ પયદા કરો, પિતા બનો બહુજ જલદી તમે મને ભુલી જશો, પછી તમને જાણ થશે કે તમે કેવી મોટી ભૂલ કરી રહ્યા હતા.

"ઓ મારા સ્વપ્નના રાજવી! જલદીમાં જલદી તમે તમારો નિકાહ કરી લો. તમારૂં આ બધું દુઃખ દૂર થઇ જશે. આ તમામ બેચેનીઓ આરામની ગાઢ નિંદ્રામાં પોઢી જશે."

તમારી રૂગ્મણ
"રૂશીદા"

પરંતુ અઝીઝ પોતાની હદ વટાવી ચૂક્યો હતો. તે એકનો બે ન થયો. તેણે કોઇનું ન માન્યું. તેણે ઉત્તર લખ્યો:—

"રશીદા!" "આ મારો છેલ્લો પત્ર છે. હું નિકાહ કરવા તૈયાર છું પરંતુ તમારા સિવાય હું બીજા કોઇથી નિકાહ નહી કરીશ. અગર તમે નિકાહ કરી મારા ઘરમાં રહી શકો તો વિશેષ કૃપા નહિતર તમે મને તમારી પાસે આવવા દો. બરબાદ થઇ જવા દો અને અગર આ બન્ને વાતોમાંથી કોઇપણ વાત નથી કરી શકતાં તો હું બીજે દિવસે રેલગાડીના પાટા નીચે માથું મૂકી બલિદાન આપી દઇશ. મારામાં આ બધી વિપત્તિઓ સહન કરવાની શક્તિ નથી. હું આશા રાખું છું કે અગર બીજા કોઇ કારણે નહી તો તમારા પ્રેમના કારણેજ આ પત્રનો જવાબ પાઠવશો."

તમારો અને કેવળ તમારો
"અઝીઝ"

બીજે દિવસે વૃદ્ધા આ સાંભળી વિસ્માત રહી ગઇ કે હવેથી રશીદા બેગમ વેશ્યાનો ધંધો નહીં કરે

(૫)

અઝીઝે તેના હાથો ચુમી કહ્યું. "રશીદા! આ દુન્યા કેવી મનોહર છે!"

રશીદા અઝીઝના ગળે વળગી ગઇ અને બોલી. "જેવા તમે છો!" ત્યારે બન્ને ખડખડ હસી પડ્યાં અને હસતાં હસતાં બાળકોની માફક ગેલ કરવા લાગ્યાં. એકબીજાની પાછળ દોડવા લાગ્યાં.

આ દોડધામમાં રશીદાના હાથમાંથી એક ફોટો જમીન પર પડી ગયો રશીદાએ તરતજ તે ઉચકી લીધો. અઝીઝે કહ્યું, "આ કોનો ફોટો છે? જરા મને તો જોવા દો"

રશીદાના મુખ પર ગંભિર્યતા વરસવા લાગી. ધીમેથી તેણે કહ્યું "આ તમારે જોવાનો નથી આ મારી માતાની નિશાની છે."

અઝીઝે આતુરતાથી કહ્યું. "હું તો નિશ્ચિન જોઇશ. બતાવો, આ કોનો ફોટો છે?"

જ્યારે રશીદાએ અઝીઝને ફોટો આપ્યો તો અઝીઝ વિસ્મીત રહી ગયો, અને પૂછ્યું, "અરે! આ તો મારા પિતાનો ફોટો છે. તમારી પાસે કેમ કરીને આવ્યો?!"

રશીદાએ બેબાકળી થઇને પૂછ્યું, "કોનો?!?"

અઝીઝે કહ્યું, "કહી તો રહ્યો છું કે મારા પિતાનો! પરંતુ તમને શું થયું?!!"

રશીદાએ પોતાને કાબુમાં લાવીને ધીમેથી કહ્યું. 'કાંઇ પણ નહી", પરંતુ તેનું મુખ ઉતરી ગયું હતું. તેનો રંગ ફિક્કો પડી ગયો હતો. તેના પગ કંપી રહ્યા હતાં અને તેને એમ લાગ્યું કે જાણે હમણાં તે જમીન પર પટકાઇ પડશે.

મંદ સ્વરે તેણે કહ્યું. "મને ચક્કર આવી રહ્યાં છે. કૃપા કરીને તમે તમારા ઓરડામાં જઇને બેસો મને સુઇ જવા દો.'

અઝીઝને તેનું મૂખારવિંદ જોઇ ભય લાગ્યો, ન કહ્યું પણ ન બેસ્યો, ચુપચાપ ચાલ્યો ગયો. અને રશીદા બેભાન થઇ પોતાની શૈયા પર પટકાઇ પડી. અને બેહોશીની દશામાં બબડવા લાગી "તેનો...તેનો...પુત્ર...અમ્મા! મેં આ શું કર્યું? હું તમારી આજ્ઞા કેમ વિસરી ગઇ. મા...મા..!!!"

અઝીઝે વિનવતા કહ્યું, 'હું ડૉકટરને હમણાં તેડી લાવું છું. તમે બીમાર છો. તમે તમારી દશાથી અજાણ છો."

રશીદાએ ચીસ પાડીને કહ્યું "મને કાંઇ પણ નથી, તમે કૃપા કરીને ચાલ્યા જાવ! જલ્દી ચાલ્યા જાવ.!"

અઝીઝ ચુપચાપ ચાલ્યો ગયો અને રશીદાએ ઓરડાના તમામ દ્વારો અંદરથી બંધ કરી લીધાં. રશીદા રડી રહી હતી અને આ બંધ દ્વારોની બહાર અઝીઝ પણ છાનાં અશ્રુ સારી રહ્યો હતો.

ઘણીવાર સુધી રશીદા આમ રડતી રહી. જ્યારે હૃદયનો ભાર કંઇક હલકો થયો તો તેણે ધીમેથી કહ્યું:-'રશીદા, તારી અમ્મા તારો વાયદો યાદ દેવરાવી રહી છે. જેણે તારી માતાને બરબાદ કરી તેના ઘરને આબાદ ન કર. અગર તે નથી રહ્યો તો તેના સંતાનનોજ અંત આણી દે. અત્યાચારીનું નિશાન પણ દુન્યામાં કેમ બાકી રહે. !

સંધ્યા થઇ ચુકી હતી, અઝાન પુકારનાર મૉઅઝ્ઝીન મસ્જિદના ઉંચા મિનારા પરથી અઝાન દઇ રહ્યો હતો રશીદાએ બારી ઉઘાડીને જોયું, અને તેને એમ લાગ્યું જાણે તેની માતા ઉભી ઉભી કહી રહી છે. 'બેટી! હું તારી માતા છું પરંતુ આજ માતાની હેસીયતથી નહીં એક ભિખારણની હૈસીયતથી હું તારી પાસેથી ભીખ માંગી રહી છું બોલ તું ભીખ આપીશ !" ત્યારે તેને એમ લાગ્યુ જાણે તેની માતા બહુ નીકટ આવી ગઈ હોય, બહુજ નીકટ અને કહી રહી હોય. "આ છરી લે-તે તારો પિતા હતો. પરંતુ તને કયાય પણ તે મળી જાય કે તરતજ તેને સ્વધામ પહોંચાડી દેજે."

રશીદાએ બન્ને હાથોથી પોતાનું મોઢું ઢાંકી લીધુ અને રડવા લાગી અચાનક જાણે નિંદ્રા-માંથી જાગૃત થઇ હોય તેમ તેણે પોતાના મુખ પરથી હાથ હટાવી લીધા, અને આંખો બંધ કરીને કહ્યું, 'અમ્મા! હું તમારૂંજ કહેલુ કરીશ. તમારી જ આજ્ઞા પ્રમાણે વર્તીશ. તમે ખુશ થઇ જાઓ, હું તમારો વાયદો વિસરી નથી."

( ૬ )

તે રાત તેમની પહેલી રાત હતી. રશીદાના મુખ પરથી વિષાદ અને શોક ફરી દૂર થઇ ગયાં. એકવાર પુનઃ તેણે પોતાના હોઠો પર સ્મિત ફરકાવ્યું અને ઉલ્લાસની પ્રતિમા બની ગઇ, પરંતુ તેના આ હાસ્ય અને સવારના હાસ્યમાં ઘણો તફાવત હતો. સવારે તેનું હૃદય હસતું હતું, અત્યારે કેવળ તેના હોઠો હસી રહ્યા હતા અને તેનું હૃદય તે છરીની ઝંખના કરી રહ્યું હતું, જે તેણે બાળવીને પોતાની કમરમાં સંતાડી રાખી હતી. વિજળીનું સ્વીચ દબાવતાંની સાથે અંધકાર પ્રસરી ગયો અને બહાર લાંબા સમયથી ઘેરાયલાં વાદળાં ગરજી ઉઠ્યાં-સાથે સાથે-વીજળી પણ કડકી અઝીઝે મધુ સ્વરમાં કહ્યું. "આજે કેવી મનોહર રજની છે !"

રશીદાએ ધીમેથી ઉત્તર વાળ્યો, 'નિશ્ચય! બહુજ સુંદર અને તેજ ક્ષણે તેણે અંધારામાં પોતાની કમરેથી છરી ખેંચી કાઢી અઝીઝને તેની કાંઇપણ જાણ થયા વગર...

પરંતુ રશીદાનું હૃદય અત્યંત ધડકી રહ્યું હતુ. અઝીઝે ગભરાઇને કહ્યું: ફરી આ તમને શું થયું!!!

રશીદા ત્વરાથી ઉઠીને કમરાથી દૂર ચાલી ગઈ અને છરીવાળો હાથ પછવાડે રાખીને બોલી 'કાંઇપણ નહી. ગરમી લાગે છે હું હમણાં આવી..."

અને તે તરતજ બારણું ઉઘાડી બહાર ચાલી ગઇ અઝીઝ પણ જલદીથી ઉઠ્યો. ઉઠતાં તેણે સાંભળ્યું કે બહાર રશીદા કહી રહી હતી. "આ મુજથી નહી થઇ શકે, અમ્મા! આ મુજથી નહી થઇ શકે. તમે અગર બદલો લેવા ચાહો છો તો મારાથી આ તમારો બદલો છે !"

પછી એક ચીસ સાંભળવામાં આવી અને અઝીઝ દોડીને બહાર આવ્યો તો રશીદા ખૂનથી લથડતી જમીન પર પડકાઇ પડી હતી.

અઝીઝે રાડ પાડીને કહ્યુ. "રશીદા!!!"

પરંતુ રશીદાની આંખો બંધ હતી. તે મરી રહી હતી. મૃત્યુ પહેલાં તે કેવળ એટલુંજ કહી શકી. "અઝીઝ! હું તમારી બ્હેન છું."

[ સમાપ્ત ]

---

# કમભાગ્ય હિંદુસ્તાન

અનુવાદક "ફના" રાંદેરી

મોહમાયા અને કીર્તિના ભયાનક ચમત્કારિક મહેલોનો નાશ કર!

સ્વપ્નાની સૃષ્ટિથી જાગૃત થા!

જાગૃતિના જગતમાં વિહાર કર!

ક્યારનું જગત જાગૃત થયું છે.

દુન્યાની બધી કોમોના ફાફલા તારલાઓની શીતળ છાયામાં પોતાની સફર સૂર્યના કિરણો નિકળતાં આગમચ પૂરી કરી પોતાના ધામ ઉપર પહોંચી ગયા.

છતાં ઓ ગાફિલ! તું હજી ગફલતની ગાઢ નિદ્રામાં પડ્યો બગાસાં ખાઈ રહ્યો છે!

ઓ કમભાગ્ય હિંદુસ્તાન ઉઠ! જાગૃત થા!

વજ્રની દિવાલોમાં બેડીઓથી જકડાયલા નિર્દોષ માનવીઓની કાળની કંપાવનારી દર્દભરી ફરિયાદો સાંભળ!

મજધારમાં તારા રંક સંતાનોની નાવ ઝોલા ખાઇ રહી છે. કિનારો દૂર છે, નાવિક અદ્રશ્ય થયો છે! આ નિર્દોષોની નાવને કાળની વાયુ લહરો કલંકના સાગરના ઉદરમાં પળમાં ડુબાવી દેશે.

સહાય! સહાય! ની હૃદય કંપાવનારી ચીચયારીઓ સાંભળ! ઓ નાવના તારણહાર હોશિઆર થા! ઓ કમભાગ્ય હિંદુસ્તાન ઉઠ! જાગૃત થા!

કલંકના સાગરમાં ડુબનારાઓને શાંત કર, અને કીર્તિના કિનારા ઉપર પહોંચાડ.

નિષ્કામ માનવોને આઝાદીના પ્રાણવાન સંદેશા અર્પ!

તારા રૂપથી જગતને તેજસ્વી બનાવી દે ઓ કમ ભાગ્ય હિંદુસ્તાન!

જગત તને ગુલામો અને સંસ્કાર વિહોણા, અણઘડ, બુદ્ધિહીન, માનવોનો ફળદ્રુપ વસ્તીવાળો પ્રદેશ કહી પોકારે છે.

તારા ભૂતકાળ પર વિચાર કર! તારા ભૂલેલા પાઠો ફરી યાદ કર, અને જગત પર ફરી રોશન કરી દે કે, બુદ્ધિ, વિદ્યા, યુક્તિ અને તત્વજ્ઞાન તારી જ મગજશક્તિના પરિણામે જગત ભરને પ્રાપ્ત થયું છે.

હોશિઆર!

હિમ્મતથી કમર બાંધ! તું તારી જાતને ઓળખ!

વિજય તારા પગો ચૂમવા આતુર છે.

ઉઠ! ઓ નિદ્રાધિન, હિંદુસ્તાન ઉઠ!

આઝાદીની દેવી તારા પગો ઉપર કીર્તિ અને સ્વમાનનાં ફુલડાં નિચ્છાવર કરવા ક્યારની આતુર છે!

ઓ કમભાગ્ય હિંદુસ્તાન ઉઠ! જાગૃત થા!

---

# સ્ત્રી સન્માન

લેખક : "અમીર" (ધોરાજી)

**સ્ત્રી** સન્માનના પૂજારી તરીકે ફૈયાઝનું નામ સમાજમાં મશહૂર હતું.

કદી કદી સ્ત્રી ઉદ્ધાર માટે-લાંબા લાંબા લેક્ચરો કરી સમાજની સામે ગૂઢ પ્રશ્નોની સળગતી સમસ્યા ઉભી કરી દેતો.

એની જબાનમાં જાદુ હતુ. એની વિચારશક્તિ અલૌકિક હતી. એની પાસે મધુર શબ્દો અને એ શબ્દોમાં મીઠાશનું બળ હતુ. એક સમય સ્ત્રી ઉદ્ધાર-સ્ત્રી સ્વાતંત્ર્યના કટ્ટર શત્રુઓ પણ એના વાણીપ્રવાહમાં વહી એના વિચારો સાથે સહમત થતા. ફૈયાઝના વિચારો દૃઢ હતા, સિદ્ધાંતો ઉન્નત હતા. વાણીપ્રભા અને અડગતામય જીવન જીવનના ખરા અર્થમાજ દીપે એમાં શી નવાઇ? ફૈયાઝનુ જીવન પણ જીવનના વાસ્તવિક ક્ષેત્રમા પ્રકાશી રહ્યું હતુ.

આજે એક જાહેર સંસ્થાના આસરા તળે "આજની લગ્ન પ્રથા"ના નિયુક્ત કરેલા વિષય ઉપર જાહેર વ્યાખ્યાન હતું. એમા સ્ત્રી સન્માનના ભક્તો, નારી પૂજાના હિમાયતીઓ અને આધુનિક નૂતન વિચારોના પોષક એવા યુવનો સભાના ખાસ વક્તા હતા, સભાનો પ્રાણ ફૈયાઝ હતો. મુખ્યત્વે ફૈયાઝની વાણીનો સ્વાદ લેવા ઘણાંઓ ઉત્સુક હતા, સંસ્થાનો હૉલ માનવ સાગરથી ઝલકાઇ રહ્યો હતો.

બે ત્રણ વક્તાઓના પ્રવચનો પછી

"ફૈયાઝ ઉભો થયો. માનવ સાગરમાં જાણે ભરતી આવી હોય તેમ તાળીઓના અવાજથી વાતાવરણ ગાજવા લાગ્યુ. શ્રોતાજનો ફૈયાઝની વાણી પ્રભામાં વહી રહ્યા હતાં 'આજની લગ્ન પ્રથા"ના થર પર ફૈયાઝ જાણે કોદાળી લઇ તૂટી પડયો હોય એવું દૃષ્ટિ સમીપ તરવરી આવતું. શ્રોતાજનો ફૈયાઝની બુદ્ધિ ચાતુર્ય અને વકૃત્વ શક્તિ ઉપર ઘેલા ઘેલા બની વારંવાર તાળીઓના ગડગડાટથી હૉલને ધ્રૂજાવી દેતા હતા.

એની કલા પ્રકાશી હતી. ઉર ધબકારની વક્તૃત્વ સુંદરી એના યૌવનમાં દીપી ઉઠી હતી. ફૈયાઝની વિવેચન કલામાં માધુર્ય હતુ, શૈલીમાં આકર્ષણ હતું અને એ આકર્ષણે સર્વેની નજરો આકર્ષી હતી. નારી પૂજાની વાતો મુખેથી સરી શ્રોતાજનોના હૃદયોમાં ઘર કરી રહી હતી.

એના ઉત્સાહને જાણે કો-અલૌકિક શક્તિ દ્વારા વેગ મળ્યો હોય એમ નારી પૂજાની ભાવનાઓ પ્રબળ બની! ફૈયાઝની વાચાને જાણે વિજળી બળ સાથે સંયુક્ત કરી દીધી હોય તેમ ઝડપથી નાચતી હતી.-એણે ખોંખારો લીધો-અને પુનઃ ઉચ્ચ સ્વરે વિરાટ મેદનીને ઉદ્દેશીને કહ્યું:—

"સ્ત્રીનું સ્થાન અદ્વિતિય છે! અનોખું છે. જીવન એક ધ્યેય માગી છે! એ ધ્યેયની સીમા હોવી જોઇએ-એટલે એક અર્ધાંગના-એજ જીવન, એજ જીવન સહચરી, જીવન સાથે અનેક સ્ત્રીઓનું જોડાણ એ તો પ્રેમનો વિકાર ગણાય માનવ જીવનની એમાં ઉપેક્ષા છે...પશુતા છે."

સાંભળનારાઓ દિંગજ બની ગયા. નવી રોશનીના યુવાનોને આ ભાવના ખૂબ ગમી. તાળીઓના નગારાં વાગ્યા, ત્યાં ફૈયાઝે વસ્તુને ઝડપી કહેવાનું શરૂ કર્યું:—

"સ્ત્રી શું છે! એ એક માનવ જ છે ને! છતાં એનું સ્થાન કેટલુ સંકુચિત છે. પુરૂષ-એને કઇ નજરે જુએ છે? માનવ જીવનના મૂલ્ય પુરૂષની નજરોમાંથી કેમ અદૃશ્ય થયાં છે? શું સ્ત્રી કાચ કે માટીનું વાસણ છે કે એનાં ફુટી

જવા પછી બીજા વાસણને એનું સ્થાન આપી શકાય ?"

o o o

સભા સમાપ્ત થઇ, ફૈયાઝ વ્યાસપીઠથી હેઠે આવતાંજ એક જણે હસ્તધુનન કરતાં પ્રશ્ન કર્યો.

"મી. ફૈયાઝ, હું આપનાથી કંઇક વાર્તાલાપ કરવા ઇચ્છું છું—!"

"ઓહ !. ખુશીથી, પણ પ્રથમ આપનો કંઇક પરિચય આપશો ?"

"મ્હારો પરિચય ? જનાબ હું કાંઇ ગણ્યપુરુષ નથી. છતાં હા, હું એક ધાર્મિક સંસ્થાનો સેક્રેટરી છું. ધાર્મિક ભાવનાઓમાં માનનારો છું. મ્હારૂં નામ શહીદ."

"મી. શહીદ ! કહો, આપ શું પૂછવા ઇચ્છો છો—?"

"હું પુછું છું કે તમણે કઇ દ્રષ્ટિએ લગ્ન જીવનની આપે વ્યાખ્યા કરી છે?"

"માનવ દ્રષ્ટિએ...!"

"તમારા શબ્દોમાં માનવ દ્રષ્ટિની છાયા ન્હોતી, માત્ર તમારી દ્રષ્ટિનાં ઓજસ હતાં."

'તમો ભુલો છો, મી. શહીદ. લગ્ન એટલે પ્રભુતા, નહીં કે બાળકના ખેલ !'

"તો શું મી. ફૈયાઝ એક સ્ત્રીના મૃત્યુ પછી બીજી સ્ત્રી સાથે લગ્ન કરવાં એનું નામ પ્રભુતા નથી ?"

"પ્રભુતાની દિવ્યતા સાથે પ્રેમની ભાવનાઓને પણ સમજવી જોઇએ !"

"પરંતુ બીજું લગ્ન એને પ્રેમનો વિકાર—કે માનવ જીવનની પશુતા કેમ કહી શકાય ?"

"હું એમ કહેતો નથી. હું તો કહું છું કે લગ્ન અને જીવન બન્નેની ભાવના એકજ થવી જોઇએ. અમર રહે એમ કરવું જોઇએ !"

"એટલે..."

"પ્રેમ અમર છે..."

"શું દ્વિતિય લગ્નથી એને અમરતા વરી શકતી નથી ?"

"તો પછી પ્રેમનું સ્થાનજ ક્યાં રહ્યું ! "તાજમહાલ"ની કથાનું સ્મરણ કરો એ યુગમાં પ્રેમની ભાવનાને કેટલી પુષ્ટિ મળી છે ? જગતમાં અમર બનેલા પ્રણય કીસ્સાઓ તરફ દ્રષ્ટિ ફેંકો. કયો પ્રેમ અમર બન્યો છે ?"

"આનું નામ તો માત્ર-માનવ લાગણી કહી શકાય ?"

"અહીં ભુલો છો ! લાગણીનું નામજ પ્રેમ છે. માનવ હૃદય શુદ્ધ લાગણી પ્રધાન ક્ષેત્ર છે. એમાં એકથી વધુ જીવન સાથી નહોય. એનેજ વિકાર કહેવાય છે !"

'તમારી દ્રષ્ટિએ પ્રેમની મર્યાદા અતિ ટુંકી છે ?'

"અવશ્ય ! આજનો પ્રગતિશીલ યુગ એને આવકારે છે. એ ટુંકી છતાં મર્યાદીત ક્ષેત્રમાં પ્રણયના પૂર વહી આજની પ્રગતિને વનજવલ્યમાન કરી રહ્યા છે."

ફૈયાઝની દલીલોથી પછાત પડી શહીદે બુદ્ધિગમ્ય દલીલોને ત્યાગી વ્યક્તિગત ટીકાબાણ ફેંકતા પૂછ્યું:—

"આપ શાઇર પણ છો કે ?"

"આ વિષય વિરૂદ્ધનો નિરર્થક પ્રશ્ન માત્ર નિર્લજ્જ નહી પણ માનવ હૃદયની ઉચ્ચતાને નષ્ટ કરનારો છે...મ્હારી માન્યતામાં હું મક્કમ છું...મ્હારા ધ્યેયથી હું ખસી શકું એમ નથી. પ્રેમની ભાવનાને જાગૃત કરી એનાં ઓજસ હૃદયમાં પ્રગટાવ્યા પછી કોઇ રીતે હું દૂર થઇ શકતો નથી."

"ત્યારે તો તમારી પ્રેરણાએ ખૂબ પાંખો પ્રસારી છે...!"

"આ પ્રશ્નથી ફૈયાઝ જરા ઉશ્કેરાઇ ગયો. તેનું ભેજું ચસકી ગયું ! 'ઓહ...ભેજાં ગેપ'"

એવાં તીરસ્કારમય વાક્ય ઉચ્ચારતો શહીદ છૂટું હાસ્ય વેરતો જતો રહ્યો.

૦ ૦ ૦

સમયની ધારામાં જીવન કેવી રીતે વહી જાય એની ખબર પડતી નથી. ફૈયાઝનું જીવન સમયની સાથે કૂચ કરતું રહ્યું. એક...બે...ત્રણ એમ કરતાં ચાર વરસો વીતી ગયાં. એ દરમ્યાન એનું આખુંયે જીવન પલટાઈ ગયું, એના જીવનમાં કેટલાયે ઇતિહાસો થઈ ગયા.

"લગ્ન પ્રથા" પર કરેલા ભાષણ પછી ચાર માસમાં એની પત્નિ સ્વર્ગે પહોંચી અને ત્યારથીજ એના જીવનમાં નિરસતા-શિથિલતા સાથે વ્યથાએ વિશ્રામ લીધાં.

માના વિનાના થએલા બે માસૂમ બાળકોને જોઇ ફૈયાઝનું હૃદય રડી પડતું. પરંતુ કાળ સામે એની વકૃત્વ કળા નકામી હતી. ગઈ કાલનો એ આનંદી ફૈયાઝ જેને સજીવ સ્નેહ સરિતામાં જીવન નૌકા ઝુકાવાના કોડ હતા એ અધુરાજ રહ્યા!

પત્નિ વિનાનું જીવન ઉજ્જડ બની ગયું. ખાવાપીવાનું સ્થાન નહીં! લોજ-હોટલ ઉપર આધાર! એમાંએ વિલંબ કારણે ઓફીસે નિયમિત પહોંચાતું નહીં. વધુમાં બાળકોને સાચવવાને રાખેલી ચાકરડી પણ કામચોર બની. બાળકોની પૂર્ણ સ્વચ્છતામાએ ગંદકીએ ઘર કર્યું. ઘરની સઘળી વસ્તુઓ અસ્તવ્યસ્ત થઇ. આ બધાં કારણો સર એ વિવશ બન્યો. ઘેલો બન્યો.

એના મિત્રો-એના ચાહકો-એના પ્રશંસકો એને ઘેરી વળ્યા! એને સમજાવ્યો. એ સમજી ગયો...અને એણે નવા જીવનમાં મંડાણ માંડી દીધાં. પુનઃ પ્રભુતામાં એણે પગલીયો પાડી અને દ્વિતિય લગ્ન કરીને જ રહ્યો.

આજે એ પ્રસંગ પર સમયના આવરણો ચઢી ગયાં. ખૂબ ચર્ચાએલા ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુઓથી અવલોકાયલા આ પ્રસંગ પર એ હવે તો છેવટની જવનિકા પડી ચુકી 'સ્ત્રી સન્માન" સંસ્થાનો ઉગ્ર વિરોધ-નારીપૂજાના હિમાયતીઓનાં બેફામ ગાળીપ્રદાન અને અન્ય વ્યક્તિઓનો ઉકળતો રોષ હવે તો સમી ગયો હતો. એ પ્રસંગ પર આજે ચાર વરસોના થર જામી ગયા.

૦ ૦ ૦

દ્વિતિય લગ્ન કરી મઝા માણતો ફૈયાઝ આનંદી હતો. રજની રાણીની પધરામણી સાથે એ એના મકાનની અગાસીમાં નિત્ય બેસી નવી પત્નિ સાથે પ્રણય ચર્ચા કરતો.

આજે પણ આકાશમાં તારા ઝગમગી રહ્યા હતા. આછી ચાંદનીના પ્રકાશમાં ફૈયાઝ અને તેની પત્નિ અગાસીમાં બેઠાં હતાં. બન્ને બાળકો અહીંતહીં દોડી દોડી પોતાની રમત રમવામાં તન્મય હતાં વાતાવરણ આનંદી હતું. ફૈયાઝ અને તેની નવલ પત્નિ સામસામે ખુરસીઓ ઉપર બેઠાં હતાં, મૌન વાતાવરણનો ભંગ કરતાં ફૈયાઝની નુતન પત્નિએ ફૈયાઝને ઉદ્દેશીને કહ્યું:

"કાલે મ્હારા ભાઇ આવવાના છે!"

"ક્યાંથી?"

"આફ્રીકાથી, છેલ્લા ચાર વરસો થયાં ત્યાં નોકરીએ ગયા હતા. હાલ તેઓ રજા ઉપર આવે છે."

"એટલે મારે શું કરવું?"

"કાલે ઓફીસે જવાનું મોકુફ રાખો. પહેલા તેઓ તમારી મુલાકાત માટે અહીં આવશે."

'સારૂં-સવારે મેનેજરને રજા માટે ચીઠ્ઠી મોકલીને રોકાઇશ"

૦ ૦ ૦

પોતાની બેનનો નવો સંસાર જોવા ભાઇબેનના ઘરે હર્ષભેર આવે છે, ફૈયાઝ પણ તેનો સત્કાર કરવા ઉત્સુક બન્યો છે.

"આવો પધારો!" અંદર પ્રવેશતાંજ પોતાની પત્નિના ભાઇનો ફૈયાઝે આદર સત્કાર કરતાં કહ્યું. આવનાર વ્યકિતએ આશ્ચર્ય જનક પોકાર કર્યો "ઓહ! કોણ! આપ મી. ફૈયાઝ?

"ઓહ...આપ મી. શહીદ!"

ફૈયાઝ અને શહીદ બન્નેની આંખો એક બીજાની આંખો સામે મંડાય ગઇ!

# આત્માના અશ્રુ

અનુવાદક "બેખુદ" ધોરાજવી
મૂળ લેખિકા : "ફુગાં"
(હીંગનઘાટવી)

અર્ધ રાત્રી વીતી ચુકી છે. આકાશમાં તારલાઓ મૌન છે. જગત આખું મીઠી નિદ્રામાં મસ્ત છે. શિતળ અનિલ જોરથી ફુંકાઇ રહ્યો છે. આવી અર્ધ રાત્રીએ હું એકલી અટુલી તમારી યાદમાં વ્યાકુળ થઇ તડપી રહી છું. મ્હારી વિહ્વળતા પ્રબળ બની છે. ક્યાંએ ચેન નથી. આહ! હૃદયમાં વિરહ અગ્ની પ્રજળી રહી છે. હું એમાં બળી રહી છું–પ્રજળી રહી છું. મુખ પર હાસ્ય નથી. ઉરમાં આનંદ નથી! તડપું છું! ઝુરૂં છું! માત્ર એક આશાએ!

o o o

ચંદ્રિકા ખીલી રહી છે. જગત પર પ્રકાશ વેરી કર્તવ્ય મુક્ત બની છે–પણ મારા હૃદયમાં તો ઘોર અંધકાર પ્રસરેલો છે. આભમાં ઉંચા ઉંચા હસતા તારલાઓ જાણે મ્હારી દશા ઉપર અટ્ટહાસ્ય કાં ન કરતા હોય એમ મને ભાસે છે. હું મ્હારી હૃદયવ્યથા કોને કહું?" તમારા દર્શનની અભિલાષિ હું માત્ર એક દર્શનની અભિલાષામાં બેઠી છું. મ્હારો ઉન્માદ શમતો નથી. તમારી સ્મૃતિમાં આંખો વાટે અશ્રુઓની સરિતા વહી રહી છે.

o o o

આહ! આ પપૈયાનો પીયુ–પીયુમય કરૂણ અવાજ ક્યાંથી આવી રહ્યો છે! કેટલું દર્દમય ગાન છે એનું! એનો પીયુ-પીયુનો અલ્હાદમય અવાજ! વાતાવરણને ઉશ્કેરી મુકનાર ગાન! અને કરૂણામય તાલ! સમીરના સુસવાટાઓ સાથે અથડાઇ વાતાવરણને ગજાવી દે છે.

શ્યામ મનોહર! હું ચાહું છું કે પ્રેમ-વાદળમાંથી બે ચાર બિંદુઓની કૃપા વૃષ્ટિ થાય તો ક્ષણમાત્રમાં મ્હારી વ્યાકુળતા અદ્રશ્ય બને.

મ્હારી ખોબા જેવી આશા સૃષ્ટિને જરૂરત છે માત્ર બે-ચાર અમીબિંદુની. હે-નાથ! આ દાસીને બે-ચાર પ્રેમબિંદુઓ.

મદની આકા! હું મ્હારી વિરહ કથા કોને સંભળાવું? તમ વીણ આ હત ભાગીનીનું જગતમાં છે પણ કોણ? આકા મ્હારો કોઇ આધાર નથી.

હું જગતમાં માત્ર એકલી અટુલી છું. તમારા આધારેજ હું મ્હારૂં જીવન વ્યતિત કરૂં છું. મને માન! એકજ લગ્ની! એકજ ઇચ્છા છે. આંખો પણ એજ વિરાકમાં તન્મય છે. એ અશ્રુ વહાવી આપનાં દર્શન કાજ તલસે છે. એના તલસાટમાં હું એ તડપું છું. આંખો વર્ષાની જેમ રેલા ચલાવે છે હિન્દની હતાશ ભુમિ પર હું મ્હારાં અમૂલ્ય અશ્રુ ટપકાવી રહી છું. ક્યાં એ અશ્રુઓ...ખુટી જશે તો!" આકા આ આ રાંક ભિખારણ કને બીજી એવી કઇ વસ્તુ છે જે આપના ચરણોમાં ભેટ ધરી શકાય! મ્હારી કને બીજી વસ્તુ નથી આકા હું તદન નિર્ધન છુ.

o o o

શું હું કંઇ અસત્ય વદી રહી છું? મ્હારી પાસે કંઇજ નથી? ના-હા, મારી કને શું નથી? મ્હારી કને એક અમૂલ્ય વસ્તુઓની ગાંસડી ભરેલી છે. પણ...પણ...એ કોની કને ઠાલવું? બીજાઓનું મહત્વ શું સમજે? "એનાં મૂલ્ય તો મદીનાના મદની આકા જ આંકી શકે.

મનમોહન! મ્હેં એ ગાંસડી મ્હારી કને રાખી છે. હું એ તમ્હારી કને ધરીશ. એમાં શું છે? પણ તમો ક્યાં અજાણ છો? તમો બધું જાણો છો છતાં મ્હારો ઉન્માદ મને કહેવાની ફરજ પાડે છે.

એમાં વિધવાના વિલાપો! અનાથોના આર્તનાદો! શ્રમજીવીઓના [illegible]! નિર્ધનોના નિશ્વાસો! અપંગોના અશ્રુઓ! દારિદ્રોના દુઃખો!

બેકારોની બેહાલી ! દુઃખીજનોના દર્દો ! ઓહ ! એમાં આકા, આવું ઘણું ભરેલું છે.

° ° °

યસરબ પતિ ! આપ દર્શન આપો. હું આપના દર્શન કાજે અતિ વ્યાકુળ છું. અતિ ઉત્સુક છું. મ્હારે એક કરૂણ કથા કહેવી છે. એવી કરૂણ કે કરૂણતા પણ કરૂણામય બને. એ કથામાં જીવનની વ્યથા અને રૂદનની રાગણીઓ ભરેલી છે. જલતા જિગરની કથામાં તો અંગારા જ હોય ને ! હા, આકા હું કદીશ-આત્માવિણા ઉપર મઢેલા અશ્રુ તારો ઝણઝણી ઉઠશે. ના, ના, હું એ કથા નહિં વર્ણવી શકું ! આત્માનો ઉન્માદ એ અશ્રુ તારને તોડી નાંખશે તો ? આત્માની ઉષ્ણતા એ કથાના પ્રકરણે પ્રકરણે અને પાને પાને અગ્ની સળગાવશે તો ?

પણ શા માટે ?

અશ્રુ તાર તૂટી જતા પછી આત્મવિણા બેસૂરી બનશે એટલે જ ના ?

હા, તે બને. પણ એવું કોણ કહે છે ?

જે આત્મા **અરબી** આકા પાછળ ભટકી રહ્યો હોય. જે આત્મા એમના સ્મરણમાં પ્રાણ ધબકારતો હોય એની વિણા કદી બેસુરી બની છે ? કોઇએ સાંભળ્યું છે ?

° ° °

કમલીવાલા મોયલમ !

આપના ગુલામોની દુર્દશા આપે નિહાળી ! તમો કદી વિધવા, અનાથો, શ્રમજીવીઓ, નિર્ધનો, પીડીતો સાથે એવું અમાનુષી વર્તન ચલાવ્યું છે ?

આકા તમો સ્ત્રી ઉદ્ધારક હતા. તમો સ્ત્રી હકના રક્ષક હતા. પણ તમારા ચુસ્ત અનુયાયી હોવાનો દાવો કરતા તમારા ઉમ્મતી આપના ઉચ્ચ શિક્ષણને કેમ વિસરી ગયા છે ?

કાઠિઆવાડની કમનસીબ ભૂમિમાં અસંખ્ય તૌહીદ પુત્રિઓ આજે દુઃખી છે, બેહાલ છે. તેમનો કરૂણ આર્તનાદ સાંભળનાર કોઇ નથી. રડી રડી એમનાં અશ્રુઓ પણ સુકાઇ ગયાં. આપના કાનૂને અર્પેલા હકો ("કાનૂને મુહમ્મદી") હજમ કરનાર કૌમ પોતાને ધર્મચુસ્ત કહે છે. એ કૌમ આપના નામ ઉપર પ્રાણ અર્પણ કરે છે; પણ આપના કાયદાને હઠધર્મિપૂર્વક ઇન્કારી રહી છે. નિર્દય અને ક્રૂર રીતે વિસરી બેઠી છે.

અય જગત પર કૃપાના પુષ્પોની વૃષ્ટિ કરનારા આકા ! આપની સહિષ્ણુતા ઉપર મારી જાન કુરબાન ! "શું આપે મ્હારી અશ્રુ કથા સાંભળી લીધી !" હૃદયની એકજ આશા એકજ અભિલાષા જેના પર જીવન ટકી રહ્યું છે જીવનના છેલ્લા શ્વાસો એજ આશામાં ભરી રહી છું, કહો નાથ ! મ્હારી ઝંખના મારી અભિલાષા પૂર્ણ થશે ? "મને મ્હારા માટે કશું જોઇતું નથી. મને આપનો પ્રેમ સંપાદન થયો એ શું ઓછું છે ! કિન્તુ આપના અનુયાયી જે માર્ગ ભૂલ્યા છે. જે મૂડી આપના તરફથી તેમને અર્પણ થઇ હતી તેને ખોઇ હિન્દુ કાયદાની શૃંખલામાં ફસાઇ ગયા છે. શું આપ એનાથી મુક્તિ નહીં અપાવો ? કહો મ્હારા આત્માના અશ્રુઓની આ કથા આલેખી છે તે સફળ નિવડશે કે ?"

[ગોંડલ સ્ટેટ મોહમેડન લો કમેટીએ પ્રતિભાવ કરેલ આંદોલન વખતે આ લેખ ખાસ બંધબેસતો થઇ પડશે ]

# તારી ખાતર!

"વહશી" રાંદેરી

"આહ ! જરા તો સાંભળ; ફક્ત બે સેકન્ડ માટે તો ઉભી રહે ! ફિટ્ ! આટલું સખ્ત દિલ ! ખુદાને ખાતર તો થોભ ! અન્યો સાથે આટલો બધો પ્રેમ ! મારા તરફ આટલો બધો ધિક્કાર ! આહ ! શું કહું ? કોને કહું ? અન્યો ભેગી તું ભાગતી ફરે છે ! જો ! જરા તો શરમ કર ! લોકો શું કહેશે ? અરે તારે માટે નહિ પણ મારા માટે શું સમજશે ? તું કેટલીયે વાર કાંઇયે વિચાર સરખો કરતી નથી ! ભલે શિતળ છાંયડો મને મળે કે ચૈત્ર માસની લૂ લાગે તેવો તાપ માથે ધગધગી રહ્યો હોય ! ઝરમર ઝરમર વાદળી વરસી રહી હોય કે વિજળી નવવધુ સમ વાદળીઓમાંથી પોતાની સૂરત દેખાડી છુપાઇ જતી હોય, તેવા સમયમાં પણ હું હિમાલય સમ અડગ રહી તારી પ્રતિક્ષા કરતો રહું, તે છતાં પણ કેટલીયે વાર તુ મારા પ્રતિ મુખ ફેરવી અન્યો સંગે નાસતીજ રહે છે. મારા તરફ એક નજર નાખવામાં પણ તું તારૂં અપમાન સમજી ચાલીજ જાય છે. આહ ! આવો ઝુલ્મ ! આટલો સિતમ ! તું શું તારી પાછળ મને દોડાવવાજ માંગે છે ! અરે જરા તો વિચાર કર ! લોકો શું કહેશે ? મને પણ સ્વમાન તો છેજ. જરા મારા સ્વમાનનો તો વિચાર કર ! જો હું તારી પાછળ દોડીશ તો લોકો મને ગાંડો યા વહશી કહેશે; તેનો તો જરા વિચાર કર ! તારી પાછળ દોડતાં પગથી પર કેટલીયે વાર તૂફાની દુકાનદારોએ શરારત ખાતર નાખેલી કેળાંની કે કેરીની છાલનો પણ ખ્યાલ રાખવોજ પડે ને ? તે કેળાં કે કેરીની છાલો પણ શાહેરોની માશૂકના અદૃ તરીકે તારા મિલનમાં કેટલીયે વાર વિક્ષેપ નાંખી દે છે. તું મહાન વિજેતા રાણીની અદાથી ડોલતી ડોલતી ગાર્વ પ્રયાણ કરતી જતી રહે છે ! આહ ! તે મિલન-આશાનો ભંગ આ તારા ચાહકના દિલના ટુકડે ટુકડા કરી દે છે ! કેટલાયે ચાહકો તારા આવાં વર્તનથી હૃદય-ભંગ થઇને નિરાશાના મહાસાગરમાં-મૂઢની પેઠે એક બીજાના મુખ કમળ તરફ જોઈ નિસાસો નાખી જિગરમાં આહ નાખી ઉભાજ રહે છે. અરે ! એ આહોનો તો જરા વિચાર કર. જવાની કોઇની રહી નથી. અરે ! તારી પણ રહેશે નહિ એક કવિના શબ્દોમાં કહું તો......

"આહ જો દિલસે નિકાલી જાયગી;
ક્યા સમઝતે હો કે ખાલી જાયગી ?"

જવાની તો જવાનીજ છે. જો એ જશે તો પછી તારી આ ચાલ પણ રહેવાનીજ નથી. કોઈની વૃદ્ધાવસ્થા તરફ એક નજર તો નાખ ! ઘણું શીખવાનું મળશે. જ્યારે તુ જવાનીના જોરામાં, હરણીની જેમ ઉછળતી ને કૂદતી ગર્જતી કરી જાય છે; ત્યારે કેટલાયે મિલન-મંદિરના ઉપાસકોના મોઢામાંથી 'આહ ! ગઈ ! લોકો સાથે ગઈ ! મને તરછોડી ગઈ ! મને લીધા વિના ગઇ ! મારા સામુ જોયા વિના ગઈ !' એવાં કેટલાયે ત્રુટક વાક્યો તારા પ્રેમીઓના મુખેથી એકાએક નીકળીજ પડે છે અને આ કોઈ "વફાદાર" પત્રના રિપોર્ટર કે કોઈ સભાના સ્વયંસેવકના કર્ણો ઉપર પડે તો તે છાપામાં પ્રગટ કરવા કે નજદિકની પોલીસ ચોકી તરફના પોતાના પગલાં સત્વર ઉપાડી નોંધાવવા પોતાના પગલાં ઝડપભેર ભરવા માંડશે. તેથી કહી દઉં છું કે મારે પત્રમાં તારા નામની સાથે મારા નામને સંડોવી દેવું નથી. પોલીસ ચોકીમાં પણ મારૂં નામ ચઢાવી દેવું નામુનાસિબજ સમજું છું. હા ! આટલું તો કરીશ અને જરૂરજ કરીશ કે જો મને તરછોડીને તું વારંવાર મારાથી નાસતીજ ફરીશ અને મારી જરાયે દરકાર નહી રાખે તો હુંજ હવે જાતે અને પંડે મારા સ્વમાન ભંગની અરજી પોલીસમાં નોંધાવી દઇશ કેઃ—

"આ મોટરબસ મને સાથે લીધા વિના વારંવાર જતી રહે છે. તે માટે યોગ્ય કરશો" ફક્ત એટલી જ ફર્યાદ તારા માટે હાલ તો બસ સમજું છું.



# ચ રૂપિયા

લેખક:—“ જાવીદ. ”

હું મ્હારા વકીલ મિત્રની ઓફીસમાં પ્રવેશ્યો, ચારે તરફ શુન્યતા પથરાયલી હતી વકીલ સાહેબ પોતાના ટેબલ પાસે વિચાર પરંપરામાં લીન બની ગએલા જણાતા હતા. મુખ પર ઉદાસીનતા ફરી વળી હતી. આ દ્રશ્ય નિહાળી મ્હારા આશ્ચર્યનો પાર ન રહ્યો બોલી જવાયું:—“કેમ આજે આમ ઉદાસીતા કેવી ?”

વકીલ સાહેબે ટેબલ પર પડેલી પાંચ રૂપિયાની નોટ તરફ સંકેત કર્યો:—“આજ ‘પાંચ રૂપિયા’ એ મ્હને વ્યાકુળ કરી દીધો છે.”

“ કારણ ? ”

“કારણ જાણી શું કરશો ? મ્હારા દિવાના પણાને હસી કાઢશો કિન્તુ જ્યારે સાંભળવાજ ઇચ્છો છો તો સાંભળો:—

“પાંચ દિવસની વાત છે, નિયમ પ્રમાણે તે દિવસ પણ હું અગીઆર વાગે કોર્ટમાં પ્હોંચ્યો હતો. ગામડાનો એક કિસાન હાથમાં કંઇક કાગળ લઇ ફરી રહ્યો હતો. એવા સમયમાં જ્યારે વકીલોની સંખ્યા અસીલો કરતાં વધુ છે. એક નવા ‘કેસ’નું મળી જવું પૂર્ણ સૌભાગ્ય સમજાય છે. મેં સતૃષ્ણ નેત્રોથી તે કિસાન તરફ એક અર્થસુચક દ્રષ્ટિ નાંખી. અરસ પરસ આંખો મળવાથી તે થોભી ગયો મ્હારી પાસે આવ્યો. શહેરના એક મહાજને તેના પર પોતાની લેણી રકમ માટે દાવો માંડયો હતો તેનું આ કહેવું હતુ કે આ હિસાબ પછી હું મહાજનને રૂપિયા આપી ચૂકયો છું ન જાણે હવે મહાજન શાના રૂપિયા માગે છે? તેના પર અદાલતનો ‘સમન’ પ્હોંચાડવામાં આવ્યો તેજ દિવસે મુકદ્દમો નીકળનાર હતો. હું જો તેની વકીલાત કરૂં અને આ અત્યાચારથી મૂકત કરાવી દઉં તો સારૂં થાય.—દીન પર ઉપકાર થશે.—આ તેનું કહેવું હતું.

મહાજનના અત્યાચાર વિષે કૉલેજનાં પાઠ્ય પુસ્તકોમાં મેં ઘણું વાચ્યું હતું. એમ પણ રોજ આ વાત કાનમાં ગુંજતીજ રહે છે કે કિસાનનાં આર્થિક કષ્ટ અને અન્ય સઘળા દુઃખોનું ઉતરાદિત્વ ઘણે અંશે આ ધર્માવતાર મહાજનો પરજ છે। અંતે વિચાર્યું કે ‘એકપંથ દો કાજ’ વકીલાતની વકીલાત અને સાથે ગરીબની સેવા નિર્બળની રક્ષા—કિસાનની દરિદ્રતા જોતાં મહેનતાણું પણ ઓછું લેવું જોઇએ. તો એ ‘પાંચ રૂપીયા’ ઓછામાં ઓછા Minimum હતા. કિસાને પોતાની દરિદ્રતાનું ભાન કરાવ્યું પણ આ પ્રકારે દયા કરવાથી કેટલા દિવસ વકીલાતના ધંધાથી કમાઈ ખાવાની આશા થઇ શકે ? છેવટે ‘પાંચ રૂપિયા’થી ઓછું નહીં થશે. ‘પાંચ રૂપિયા’ આપવા ‘મંગળો’ કબુલ થયો. બીજી તારીખ પર રૂપિયા લાવી આપવા તેણે વચન આપ્યું.

મુકદ્દમો ચાલ્યો, મહાજનની ચાલબાજી જણાઈ. ગરીબ અશિક્ષિત કિસાન મહાજનના ચક્રવૃદ્ધિ વ્યાજના ચક્કરમાં ફસાઈ ગયો હતો, ઘટના સ્પષ્ટ હતી અદાલતને પણ મહાજનની બદમાશી સ્પષ્ટ દેખાઇ રહી હતી. કિન્તુ કાનુન કાનુનજ હતો. તેની આગળ અદાલત પણ લાચાર હતી. મહાજનને ધમકાવ્યો પણ તે એકનો બે ન થયો. તે જાણતો હતો કે કાનુન તેની તરફેણમાં છે તો અદાલત. તેના વિરૂધ્ધ કંઇ કરી શકતી નથી તે પોતાની બદમાશી પર મક્કમ

હતે કે લઇનેજ છોડીશ. વિવશ થઇને અદાલતે મંગલા પર ડિક્રી કરી દીધી.

° ° °

બે દિવસ બાદ મંગલો મ્હારી પાસે આવ્યો. તેના મુખ પર ઉદાસીનતા હતી. વચન અનુસાર તેણે 'પાંચ રૂપિયા' મ્હારી આગળ ધર્યા. હાથ જોડી કહેવા લાગ્યો–"સરકાર ! મુકદ્દમો હારી ગયો, ડિક્રી પણ થઈ ગઈ હશે, જે ભાગ્યમાં હતું થયું. આપનું મહેનતાણું તો આપવું જ જોઇએ. ઘરમાં થોડું ઘણું 'ઘી' હતું તે આજ વેચ્યું છે. ત્રણ ચાર વાસણો હતાં તે પણ વેચી નાંખ્યાં ત્યારે ક્યાંક 'પાંચ રૂપિયા' એકઠા થયા છે. વચન તો પાંચ રૂપિયાનું હતું. સરકાર ! ગરીબની દશા પર દયા કરીને જો આમાંથી કંઇક મ્હને .."

વાત પૂરી થવાના પહેલાંજ પાસે બેઠેલા એક વકીલ સાહબ તડુકી ઉઠ્યા. "અરે ! રૂપિયા મહેનતના આપ્યા છે કે લાંચના જે પાછા માગે છે ? અહીં તારા જેવા ગરીબ રોજ આવ્યા કરે છે. આવી રીતે મહેનતાણું પાછું આપી દઇએ તો અમે કમાઇને શું ખાઇએ ?"

બિચારો કિસાન હતાશ થઇને મ્હારા મુખ સામે જોવા લાગ્યો. તે પોતાની વાતનો ઉત્તર સ્વયં મ્હારા મુખેથી ઇચ્છતો હતો. તેને આ આશા હતી કે હું કદાચિત મ્હારા મિત્ર 'વકીલ'થી ભિન્ન મત રાખું છું. પોતાની વાતને પુષ્ટિ આપતાં તે બોલ્યો: "સરકાર ! જે કંઈ ઘરમાં હતું તે તો વેચીને તમારી સમક્ષ ધરી દીધું. હવે મ્હારી પાસે કેવળ બળદની એક જોડી અને ખેતરમાં ધાન છે. જે 'રાજ્ય'ને આપી દઇશ. મ્હારૂં તો ભગવાનજ દુઃખ હરે...આપ કંઈ દયા કરો તો—!"

જો હું તે સમયે એકલો હોત, પોતાના ઘર પર હોત તો તે રૂપિયા પાછા આપી દેત. કિન્તુ હું તે સમય મનુષ્ય નહિ 'વકીલ' હતો. વકીલોના વચમાં બેઠો હતો. ચારે તરફ તેજ વાતાવરણ. રૂપિયા પાછા આપીશ તો બધા હસી કાઢશે. "આવું તો રોજ થતું રહે છે" ની મ્હારા સહયોગી વકીલની દલીલ મ્હારા પર અસર કરી ગઈ હતી.

મ્હારી ડગમગતી સ્થિતિ માટે તેણે સહાયનું કામ કીધું કિન્તુ તે સમય આ લક્ષમાં ન આવ્યું કે કેવળ રોજ થવાથી કોઇ વાત સારી થઈ શકતી નથી. રોજ થનારી વાતો ખરાબ અને અન્યાય પૂર્ણજ હોય છે. મ્હારા વકીલ મિત્ર તરફ ઇશારો કરતાં હું બોલ્યો:–"આ ખરૂં તો કહે છે. આ રૂપિયા તો અમારી મહેનતનો છે !"

એક દિર્ઘનિશ્વાસની સાથે તે દરિદ્રતાની મૂર્તિ ત્યાંથી વિદાય થઇ ગઇ.

° ° °

આ તેજ પાંચ રૂપિયા છે ! મ્હારા મિત્ર નિશ્વાસની સાથે સાથે આંખો જે હજી સુધી તે રૂપિયા તરફ હતી ઉંચી કરતાં મ્હારા તરફ જોઇને કહ્યું:-તેજ દિવસથી જ્યારે આ રૂપિયા મેં ગજવામાં રાખ્યા. મ્હારૂં હૃદય વ્યાકુળ થઈ રહ્યું છે. અંતરાત્મા પડકાર કરે છે આ રૂપિયા પાછા કાં ન આપી દીધા ? ત્હારા માટે આ પાંચ રૂપિયાનું શું મૂલ્ય હતું ? આવા કેટલાએ પાંચ રૂપિયા અનેક ગણા પાંચ રૂપિયા પણ ત્હારી લાલસાના ઉંડા ખાડાને ભરવા સમર્થ નથી. તે દરિદ્ર કિસાન માટે તો આ પાંચ રૂપિયાજ સર્વ હતા પોતાના મહેનતાણાના બદલામાં આ પાંચ રૂપિયા લેતાં શું તેં જરા આ વાત પર વિચાર કીધો કે આજ પાંચ રૂપિયા મેળવવા કિસાનને કેટલી મહેનત કરવી પડી હતી ? કેટલા રક્તનો પરસેવો કરવો પડ્યો હશે ? કદી-કદી મનને મનમાં હું આ સઘળી વાતોનો જેમ તેમ ઉત્તર પણ આપી દઉં છું. વિચારૂં છું 'વકીલ' છું. મ્હારા ઘરે પણ ગૃહસ્થી છે. જો આવી દયા કરવી હોય તો સંસાર ત્યાગીને નિર્જનસ્થાનમાં જઈ બેસું. વકીલાતમાં, વ્યવહારમાં આ દયા કેવી ? કિન્તુ આ ઉત્તરથી મ્હને સંતોષ નથી થતો. આ ચાંદીના ટુકડાઓમાં મ્હને કિસાનની ઝુંપડી અને તેનાં ભૂખ્યાં બાળકોનું પ્રતિબિમ્બ દેખાય છે.

આજ વિટંબણાએ મ્હને બેચેન કરી દીધો છે. આ પાંચ રૂપિયાએ મ્હારા હૃદયમાં એક વિપ્લવ જગાડ્યો છે. હવે તમેજ કહો–હું શું કરૂં ?

આહ...

પાંચ રૂપિયા ]

# હિંદમાં તઅલીમની મુસ્લિમ ગઈ કાલ અને ફિરંગી આજ

લેખક:—અહમદ મોહંમદ પટેલ

વિદ્યાર્થી તરીકેની ઝિન્દગી એ ઇન્સાની ઝિન્દગીનું પ્રથમ પરોઢ છે. આ અવસ્થામાંજ સંસ્કાર અને સદ્‌ગુણનાં બીજ વવાય છે, શારીરિક બંધારણ અને માનસિક વિકાસ થાય છે.

સારાએ આલમની મહાન વ્યક્તિઓના જીવનચરિત્રો આપણને બાપુકાર કહે છે કે, તેમની સુસંસ્કારિતા અને સદ્‌ગુણો રૂપિ પુષ્પો એજ અવસ્થામાં ખિલ્યાં હતાં, અને વિકસ્યા હતાં. આજનો વિદ્યાર્થી આવતી કાલનો નાગરિક, નેતા થવાનો છે.

પ્રાચીન કાળમાં ઇસ્લામી શિક્ષણની સુંદર, સચોટ, સગીન અને મુરીદ શિક્ષણ પ્રવૃત્તિઓએ એવા મહાપુરૂષો, વિદ્વાનો, શુરવીરો, રાજ્યનીતિજ્ઞો, ધારાશાસ્ત્રીઓ, કાવ્યકારો, લેખકો, વિજ્ઞાનશાસ્ત્રીઓ, હકીમો, ઇતિહાસકારો, ખગોળશાસ્ત્રીઓ અને વિજ્ઞાનસંશોધકો પેદા કર્યા છે કે, આજે પણ અભ્યાસી જગત તેમને માન અને લાગણીથી સંભારે છે.

ખુદ ખલીફાઓ અને શહેનશાહો જાતે કેળવાયલા સુશિક્ષિત હોવા ઉપરાંત એક આદર્શ વિદ્યાર્થીના નમૂનારૂપ હતા.

તેઓ રાજપાટના મર્મ સમજનારા, લશ્કરી તઅલીમમાં કસાયલા, તત્વજ્ઞાની, નીતિશાસ્ત્રના ઉંડા અભ્યાસી હોવાથી તેમણે ઇસ્લામી તઅલીમ, વિદ્યા, જ્ઞાન, તરકીબ અને તમદ્દુનની અમૂલ્ય ભેટો આખા જગતને અર્પી હતી

સ્પેન, નિશાપુર, કોર્ડોવા, ગ્રેનેડામાં મશહૂર ઇસ્લામી વિશ્વવિદ્યાલયો હતાં. ઇસ્લામી તઅલીમ શિક્ષણને પ્રતાપેજ ગઇ કાલનું અર્ધજંગલી અને આજનું સભ્ય યુરપ અર્થાત ફિરંગીસ્તાન આજે સુસંસ્કૃતિવાન બન્યું છે, આ વાત ફિરંગીસ્તાનના વિદ્વાનો પણ નિર્વિવાદપણે કબૂલે છે.

ઇસ્લામી વિશ્વવિદ્યાલયોમાં સંગીન, નક્કર, જીવનોપયોગી શિક્ષણ સાથે લશ્કરી તઅલીમ અને નૌકાશાસ્ત્રની તઅલીમ આપવામાં આવતી હતી.

વિદ્યાર્થીઓ પર યોગ્ય અંકુશ રાખવામાં આવતો હતો.

હિન્દમાં મુગલ શહેનશાહ શાહ જલાલુદ્દીન અકબરના રાજ્ય અમલમાંના વિદ્યાલયોમાં વિદ્યાર્થીઓને નીતિ, ગણિત, જમા ખર્ચ, ખેતીવાડી, ભુમાપન, જ્યોતિષ, ગોપાલન, અર્થશાસ્ત્ર, રાજ્યનીતિ, વૈદક, ન્યાયશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, ઇતિહાસ, પદાર્થવિજ્ઞાન વિગેરે વિષયો શીખવવામાં આવતા હતા.

આવી અમલી અને મુરીદ કેળવણીને પ્રતાપે વિદ્યાર્થીઓ પોતાને પગે ઉભા રહી પોતાની રોઝી આઝાદ રીતે પેદા કરી શકતા હતા. અને વખત આવે માદરે વતનને ઉપયોગી નિવડતા હતા.

તેઓ સમાજ કે રાષ્ટ્ર ઉપર આજ પેઠે ભારરૂપ કદી બનતા ન હતા. આધુનિક ફિરંગી તઅલીમ માત્ર કારકુનો પેદા કર્યા સિવાય વધુ અગત્યની નથી. બેકારી કુદકેને ભુસકે વધે જાય છે. દેશમાં તંગી અને ગરીબીનું સામ્રાજ્ય છે.

અસલના ઝમાનામાં હુન્નર ઉદ્યોગનું રીતસરનું શિક્ષણ અપાતું હતું. આજે હુન્નર ઉદ્યો-

ગથી વિદ્યાર્થીઓ બેઝાર છે.

આજની ફિરંગી તઅલીમ હિન્દ માટે પ્રત્યાઘાતી સાબિત થઈ ચૂકી છે. તેથી હવે તે ઇન્કિલાબ માગી રહી છે. ભૂતકાળનો વિદ્યાર્થી, સંયમી, બળવાન, તંદુરસ્ત, દિર્ઘાયુષી, દરેક વ્યવહાર કુશળ, નિડર દૃઢ અને પ્રમાણિક હતો. આજનો વિદ્યાર્થી અસંયમી, ઉછાંછળો, ડરપોક, કાયર, અને આળસુ હોવાથી દેશને ભારરૂપ છે. આજના વિદ્યાર્થીની અધોગતિમાં, આડંબરે, સ્વચ્છંદતાએ, નાટકો અને સિનેમા ગૃહોએ છિછોરાપણા, અને વિકારી સાહિત્યે અને કૌભી વેરઝેરે અગત્યના ભાગો ભજવ્યા છે.

અસલના ઝમાનાની ઇસ્લામી તઅલીમ પ્રણાલિકા પ્રમાણે તઅલીમ અપાય તો પુનઃ હિન્દ પ્રગતિ શિખરે પહોંચે.

પરમ કૃપાળુ અલ્લાહપાક પાસે આપણે દુઆ યાચીશું કે અસલનો ઇસ્લામી તઅલીમી સુવર્ણયુગ હિન્દને નસીબે ફરીવાર આવે. આમીન.



## —: અબોલા તમારા :—

અબોલા તમારા અમારી સજા છે,
શું જાણો તમે કેવી ભારી સજા છે
બની મસ્ત બોલે પપીહા ચમનમાં,
મીઠા બોલ એ બાળનારી સજા છે
વસંતે ખીલે રંગીલાં ફૂલ વનમાં,
મઝા હુસ્નની એ અકારી સજા છે
છવાઇ છે ખુશ્બૂ ઇશ્કની પવનમાં,
મૃદુ લ્હેર દિલ તોડનારી સજા છે
ચહું ખોલવા દિલ, શું બોલું ગહનમાં ?
અબોલે છુપી નાશકારી સજા છે.

"સઇદ"




લેખકઃ—
સુલેમાન ઉનીઆ
બી. એ. ઓનર્સ.

એ ચિત્રકાર હતો પોતાની પીંછી વડે માનવતાનો ઇતિહાસ અવનવા રંગોથી જીવંત રાખવા એ પ્રયત્ન કરતો. ઇતિહાસ ભલે ગમે તેમ લખાતા વંચાતા હોય, પણ માનવતાનો ખરો ઇતિહાસ તો એકાદ રડ્યો ખડ્યો સાહિત્યકાર, યા એકાદ અજાણ્યો ચિત્રકાર જ લખી શકે છે. ઇતિહાસને પાને તો હાથીપાલક રાજા મહારાજાઓ, યા કુતરાંપાલક શોખીન જીવોનાં નામોજ નજરે પડે છે. લાકડાં કાપી, ઝુંપડીમા રહી એકાદ કુતરું પાળી જીવનની અનેક વસંતો ઉજવનાર, માનવસમાજના એક ખાસ અંગની નોંધ લેનાર તો કોક સાહિત્યકાર, યા ચિત્રકાર જ હોય છે. વળી આપણું જગત ફક્ત માનવીઓનુજ જગત નથી, એમાં પક્ષિઓ અને પહાડોનો પણ હિસ્સો છે. હવામાં તરતાં પંખીઓ અને જગતના અનેક ઇન્કિલાબો દેખી શાંત અને અડગ ઉભેલા ગિરીરાજ વિના જગતમાં ખરી માનવતા મળવી મુશ્કેલ છે. અને જગતની ક્રૂર ટેકડી એમાંજ છે કે માનવતાનો ઇતિહાસ જીવંત રાખવા પ્રાણ અર્પણ કરનાર કોઈ સાહિત્યકાર યા ચિત્રકારનાં નામો ઇતિહાસને પાને ઘણીવાર ચઢતાં નથી એવા ઘણા ઇતિહાસકારો દુન્યાની આંખે નથી ચઢતા. તેઓ દુન્યાંને દેખે છે, પણ દુન્યાં તેમને નથી દેખતી અને ઘણીવાર તો એવું બને છે કે જગત ઉપર-જીવનની અનેક સુકી લીલી ઉપર આંસુ સારનાર માટે શોક દર્શાવનાર પણ ભાગ્યેજ મળે છે.

ફરીદ પણ એવોજ એક અજાણ્યો ઇતિહાસકાર-ચિત્રકાર હતો. પોતાની ચિત્રકળામાં એ એટલો બધો તલ્લીન રહેતો કે ઘણીવાર એ પાગલ જેવો લાગતો. જ્યારે જ્યારે એને કોઈ વિષય હાથ લાગતો ત્યારે-ત્યારે એ દિવસોના દિવસો પોતાના કામમાં પરોવાયલો રહેતો. તેણે માનવતાને તેના ખરા સ્વરૂપમાં જાહેર કરવાની હીંમત કરી હતી આલીશાન મેહલોમાં રહેનારથી માંડી ઝુંપડીમા જીવન પુરૂં કરનારાઓ સુધીના સહવાસમાં એ આવ્યો હતો. એની તમામ કૃતિઓમાં એકજ વાત તરી આવતી. અને તે "**મહેલોમાં અને ઝુંપડીમાં.**" એણે મને બે ચિત્રો બનાવ્યાં. એકમાં, ઝુંપડીના દરવાજા આગળ લાંબાં કુતરો અને લાંબા કદવાળો આદમી વહેલી સવારે પંખીઓનાં ગીત એક ધ્યાનથી સાંભળતો બનાવ્યો હતો; બીજામાં 'સવારે આઠ વાગે શિકે' હેઠળ એક દિવાન ખાનામા રેડીઓ સાભળતા એક સાહેબને ચિત્રમાં ચિતર્યાં હતા મેં ફરીદને કહ્યું "એમાં ખાસ જાણવા જેવું કશુજ નથી." એણે જવાબ આપ્યો "જીવનમાં એજતો જાણવા જેવું છે." એક વેળા જ્યારે મેં એને એની કૃતિઓ કોઈ જગ્યાએ મોકલવા કહ્યું ત્યારે કહેવા લાગ્યો "હજી તે સમયને વાર છે. જ્યારે અમારા જેવાની કૃતિઓનાં મૂલ્ય અંકાશે."

એક વેળા હું એને ત્યાં ગયો. એ એક ચિત્ર દોરવામાં મશગુલ હતો. હું ઘણીવાર લગી ત્યાં થોભ્યો. એણે મને કહ્યું "આજે છેલ્લું ચિત્ર દોરું છું" મેં કહ્યું "શું ચિત્રકલા પ્રત્યે તને ધિક્કાર છુટ્યો છે?" એણે કહ્યું "જીવન પ્રત્યે ધિક્કાર છુટ્યો છે." હું બરાબર સમજી

પહેરે છે. અમારા માલિક અમારી સાથે તેજ સુલુક કરે છે જેવો રૂમી પોતાના પુત્રો સાથે કરે છે. અમારા પર કોઈપણ પ્રકારની સખ્તી કરવામાં આવતી નથી. ટુંકમાં અમે ગુલામો હોઈએ એવું અમને હરગિઝ લાગતું નથી."

મરીસ આ સાંભળી નારાઝ થયો. તેણે અબૂ ઉબયદહનો પત્ર વાંચ્યો. જેમાં લખ્યું હતું. "સુલહની મુદ્દત પૂરી થઈ ચુકી અગર સુલહ તમારે કાયમ રાખવી હોય તો અમે વાર્ષિક ખંડણી વસુલ કરી બીજી તરફ ચાલ્યા જઈએ. અગર સુલહ કાયમ રાખવાનો તમારો વિચાર ન હોય તો અમે તમારી સાથે યુદ્ધમાં ઉતરી અમારી શર્તો મંજૂર કરાવી બીજી તરફ ચાલ્યા જઈશું."

પત્ર વાંચી મરીસે હિમ્સના આગેવાનોને તેડી મંગાવ્યા, અને તેમને પૂછ્યુઃ—

"તમારો શો વિચાર છે?" મરીસે કહ્યું:–

"અમારો વિચારતો લડવાનો છે. શાહી સૈન્ય આપણી કુમકે ટુંકાગાળ આવી પહોંચશે એ નિર્વિવાદ છે. પછી શા માટે આપણે નકામી ખંડણી આપી બાદશાહ કને ઝલીલ થઈએ? આપણી કને અનાજ અને શસ્ત્રોનો તોટો નથી, આપણા સિપાહીઓમાં લડાયક જુસ્સાનો અભાવ નથી હિમ્સવાસીઓ આસ પાસના તમામ સ્થળોમા બાહોશ અને વીર લડવૈયા તરીકે પંકાયલા છે. બાદશાહ પણ હિમ્સવાસીઓ તરફ પ્રશંસાની નઝરે જુએ છે. આવા સંજોગોમાં અરબોને લડાઈ આપવી એમાંજ આપણું શ્રેય સમાયલું છે" હિમ્સવાસીઓએ કહ્યું:–

"જ્યારે તમારો એવોજ વિચાર હોય તો પછી અમે તમારી સાથે સંમત થઈએ છીએ. અમે અરબો સાથે દિલ ખોલીને લડીશું."

સુલહના લેવાઝને લઈ અબૂઉબયદહ હિમ્સની સરહદમાં દાખિલ થયા ન હતા. સરહદ બહાર જ પડાવ પાથરી પડયા હતા. મરીસનો ઉત્તર સાંભળી તેમણે લશ્કરને તૈયારીનો હુકમ આપ્યો. મયસરહ બિન મસરૂક, ઝરાર બિન અઝવર, ઉમર બિન મઅદી કરબને પહેલાં પાંચ પાંચ હઝાર-સ્વાર સોંપી રવાના કર્યા. બાકીનું સૈન્ય પોતે લઈ હિમ્સ ઉપર ચઢાઈ કરી અને હિમ્સના કિલ્લા સામે પુરતું મેદાન છોડી પડાવ નાંખ્યો.

સવાર પડી એટલે અબૂ ઉબયદહ લશ્કરને વ્યવસ્થિત ગોઠવી મેદાનમાં ઉતર્યા. ત્યાં મરીસ પણ પોતાના સૈન્ય સહિત મુકાબલા માટે બહાર આવ્યો. પોતાના સૈન્યની આગલી હરોલને હુમલો કરવાનો અબૂ ઉબયદહએ હુકમ આપ્યો. રૂમીઓએ અડગતાપૂર્વક મુકાબલો કર્યો. કિલ્લા ઉપરના રૂમીઓએ ઉપરથી તીર અને પત્થરોનો વરસાદ વરસાવવા માંડયો. આથી અનેક મુસલમાનો શહીદ અને ઝખ્મી થયા.

મુસલમાનોને પાછળ ખસવુ પડયું. તેમણે પુનઃ જુસ્સાપૂર્વક હુમલો કર્યો પરંતુ રૂમીઓએ મચક આપી નહિ. મુસલમાનોને નાહિમ્મત થતા જોઈ અબૂ ઉબયદહએ તેમને લલકારતાં કહ્યું:

"હે અરબ સ્ત્રીના પુત્રો! તમને શું થઈ ગયુ? આ દિવસ પછી એક દિવસ કયામતનો પણ છે એ તમારે હરગિઝ ભૂલવું જોઈતું નથી. તમારી ઝાતને તે દિવસની સખ્તીથી બચાવવાની ફિક્ર કરો. તમારે હિમ્મત હારવી જોઈએ નહિ. આ તેજ રૂમીઓ છે જેમને તમે કંઈ કેટલીવાર હરાવ્યા છે. તમે મૌતથી ડરો છો? અલ્લાહથી ડરો, જે તમને અત્યારે નિહાળી રહ્યો છે. જેમને અમરતા પ્રાપ્ત કરવી હોય તે બેધડક પોતાની જાનને અલ્લાહની રાહમાં કુર્બાન કરી દે".

આ સાંભળી મુસલમાનોમાં ગૈરત અને ગુસ્સાની આગ ભભૂકી ઉઠી. તેમણે મરીસની ફૌજ પર પુનઃ ઝનુની હુમલો કર્યો. સાથેજ

ખાલિદ બિન વલીદ પોતાની બની મખઝૂમ કૌમને અલગ તારવી હિમ્સ વાસીઓ પર હુમલો કર્યો, બીજી તરફ મયસરહ બિન મસરૂક પોતાની કૌમ બની અબ્સને લઇ મેદાનમાં કૂદી પડયા અને અલ્લાહુ અકબરના ગગનભેદી પુકારો કરતા રૂમીઓની સફો પર તૂટી પડયા. હવે ન કોઇને તીરોની પર્વા હતી ન કોઇને પત્થરોનો ખિયાલ હતો.

ત્યાં રૂમી સિપાહીઓ ઢાલો સામે ધરી ઘુંટણીએ બેસી ગયા. રૂમીઓએ મરણીયા થઇ મુસલમાનો સામે ઝઝુમવાનો મક્કમ નિરધાર કર્યો હતો. કત્લનું બાઝાર ગર્મ થઈ ગયું. લાશોના ઢગના ઢગ ખડકાઈ ગયા. ખાલિદ બિન વલીદ રૂમી સૈન્ય વચ્ચે ઘુસ્યા, અને ડાબે જમણે રૂમીઓની લોથો વાળતા અને એ રીતે માર્ગ સાફ કરતા કરતા તેઓ એક કદાવર રૂમી પહેલવાન સામે જઇ ઉભા. બખ્તરમાં સુસજ્જ થએલો આ રૂમી પહેલવાન સિંહની જેમ ગર્જના કરતો ઘૂમી રહ્યો હતો; સામે ખાલિદ બિન વલીદને જોતાંજ તેણે આપ ઉપર એક ઝબરદસ્ત વાર કર્યો. વાર ચુકવી આપે સામો તલ્વારનો ઘા કર્યો. તલ્વાર રૂમી પહેલવાનના બખ્તર ઉપર પડતાંજ બે ટુકડા થઈ ગઇ. રૂમી પહેલવાન આ હાલ નિહાળી આપના ઉપર તૂટી પડયો, ખાલિદે તલ્વારની મુઠ હાથમાંથી ફેંકી દીધી અને ઘોડાને એડમારી રૂમી પહેલવાનને બાઝી પડયા. રૂમી પહેલવાને પણ તલ્વાર ફેંકી દીધી. ઉભયે અન્યોન્યને જોરથી દબાવ્યા. ખાલિદે રૂમી પહેલવાનને પોતાની તરફ ઘસડયો અને ઘોડા પરથી ઉચકી ધરતી ઉપર પટકી માર્યો. પછડાતાંજ તેના રામ રમી ગયા. ખાલિદે તેની તલ્વાર ઉપાડી લીધી. તલ્વાર અત્યંત પાણીદાર હતી તેજ તલ્વાર વડે રૂમીઓના મસ્તકો ધડ ઉપરથી વિખુટાં પડી ધરતી ઉપર ઢળવા લાગ્યાં

એટલામાં મખઝૂમ પણ રૂમીઓનો દાટ વાળતા ખાલિદ બિન વલીદ સમીપ આવી પહોંચ્યા. ખાલિદ બોલ્યા,

"શાબાશ! મ્હારા બહાદુરો! એક પણ રૂમી જીવતો જવા ન પામે."

આમ લડતાં લડતાં સૂરજ મધ્યાન્હે તપવા લાગ્યો. તાપની શિદ્દતને લઇને ખાલિદનું બખ્તર તપી ગયું. એટલામાં મુકાબલાની હામ હારી તેમની સામે લડતા દુશ્મનોએ નાસવા માંડયું. ખાલિદ બિન વલીદ બની મખઝૂમ સહ સૈન્યમાં પાછા ફર્યા. અબૂ ઉબયદહએ ખાલિદને પાછા ફરેલા જોઇ કહ્યું,

"મર્હબા! મર્હબા!! હે અબા સુલયમાન! તમે આજે અપ્રતિમ વીરતા દાખવી દુશ્મનોના છક્કા છોડાવી નાખ્યા. ખુદા તમને એનો બદલો આપ્યા વિના રહેશે નહિ."

બીજી તરફ મયસરહ બિન મસરૂક અને મરકાલ બિન હાશિમ રૂમીઓની જમણી પાંખે કાળો કેર વર્તાવી રહ્યા હતા. કૈસ બિન હબીરહ રૂમીઓની ડાબી પાંખે ઘમસાણ મચાવી રહ્યા હતા. ઈકરમા બિન અબી જહલે પણ તે દિવસે અદ્દભુત શૌર્ય દાખવ્યું. પોતાના જીવને હથેલી પર લઇ તેઓ તલ્વારનું જૌહર દેખાડતા ચોમેર ઘૂમી રહ્યા હતા. શહાદતનો જામ નોશ કરવાનો મક્કમ નિર્ધાર કેમ કર્યો ન હોય તેમ તેઓ બેપર્વા થઈ યાર્મૂક શત્રુદળ વચ્ચે ઘુસી કત્લેઆમ ચલાવી રહ્યા હતા. રૂમીઓ ચોમેરથી તેમને ઘેરી વળતા; પણ તેમની સપ્સપાટ વહેતી તલ્વાર જોતજોતામાં તેમને ભગાડી મુકતી, અને આમ તેઓ રૂમીઓનો કચ્ચરઘાણ વાળતાં દૂર નીકળી ગયા.

અને આ એકલો અટુલો વીર અંતે અલ્લાહની રાહમાં પોતાની જાન કુર્બાન કરી ગયો.

અંતે અસર વખતે મુકાબલાની તાબ ન લાવવાથી સમસ્ત રૂમી સૈન્ય નાઠું, અને કિલ્લામાં દાખલ થઇ તેમણે દરવાજા બંધ કરી

લીધા. આ તરફ ઈસ્લામી સૈન્ય મેદાન હાથ કરી પોતાની છાવણીમાં પાછું ફર્યું, પરંતુ આ યુદ્ધમાં સંખ્યાબંધ મુસલમાનો શહીદ થયા. ઇકરમા બિન અબીજહલના શહીદ થવાથી સામાન્ય રીતે સમસ્ત મુસલમાનોને અને ખાસ કરીને ખાલિદ બિન વલીદને ઘણોજ સદમો થયો. ખાલિદ તેમના શબ પર આંસુભીની આંખે જોવા લાગ્યા.

"કાશ! હઝરત ઉમર (રદી) મ્હારા બિરાદર ઇકરમાને જંગમાં ઝઝૂમતા જોત; ત્યારે તેમને સાચું ભાન થત કે અમો કેવી રીતે અમારી જાનોને અલ્લાહ અને તેના રસૂલ (સ)ની ખુશનુદી ઉપર નિસાર કરી દઇએ છીએ? અને શી રીતે અમે અમારી છાતીઓને દુશ્મનોના ખંજર અને તલ્વારો સામે ધરી દઇએ છીએ?"

તેમની શહાદતથી હઝરત અબૂ ઉબયદહને પણ સખ્ત રંજ થયો. તેઓ બોલ્યા: —

"કોઈ લડાઇમા આપણા આટલા માણસો શહીદ નથી થયા?" ખાલિદે કહ્યું:—

"ખરેખર હિમ્સવાસીઓ અન્યો કરતા વધુ બહાદુર અને લડાયક ઝનૂનવાળા છે. તેઓ અત્યંત અડગતા અને જવામર્દી પૂર્વક મુકાબલો કરતા રહ્યા, અને આપણી પહેલી હરોળને નિઃસંદેહ તેમણે શિકસ્ત આપી હતી. તેમને મારી હટાવવામાં આપણને અત્યંત મુશ્કેલીનો સામનો કરવો પડ્યો" અબૂ ઉબયદહ બોલ્યા: —

"એ લોકો ઉપર વિજય પ્રાપ્ત કરવા આપણે કોઇ ન કોઇ તદબીર અવશ્ય વિચારવી જોઇએ" ખાલિદે કહ્યું:—

"અગર આપણે તેમની સાથે કિલ્લા નીચે લડતા રહ્યા તો ફત્હ મેળવવામાં ખૂબજ મુશ્કેલીનો સામનો કરવો પડશે. કિલ્લાની ઓથ અને કિલ્લા વાસીઓની મદદ એમને પુષ્કળ લાભદાયક થઇ પડશે. આજ કારણે આપણા માણસો નકામા બરબાદ જશે. અગર આપણે છાવણી પાછળ ખસેડી લઇએ અને એ રીતે તેમને કિલ્લા બહાર ઘસડી લાવીએ; તો પછી તેમના ઉપર છલ મેળવતાં કાંઈપણ મુશ્કેલી સહન કરવી પડશે નહિ. મેદાનની ફોજ અને કિલ્લાવાસીઓ સાથે એકી સાથે લડવું મુશ્કેલ છે". અબૂ ઉબયદહ બોલ્યા:—

"આપણે પાછળ ખસીશું તોય તેઓ કિલ્લા બહાર પગ મુકશે નહિ આપણે ક્યાં સુધી તેમની રાહ જોતા રહીશું?"

"આપણે કંટાળી રહ્યા છીએ એવો દેખાવ કરવાથી તેઓ આપણી ઉપર હુમલો કરવા લલચાશે. આમ થવાથી આપણે એક સામટો હલ્લો કરી તેમને ખંજરની અણીઓ પણ લઈ લઇશું. અને તેમને કોઈ પણ ભોગે કિલ્લા ભેગા થવા દઈશું નહિ. સાંભળો! હું એ તજવીજ પેશ કરું છું કે અત્યારે ઔરતો અને સરસામાન પાયદળ ફોજ સાથે દૂર મોકલી દેવામાં આવે. થોડે છેટે જઈ તેઓ પડાવ નાંખે. અહિંઆ કેવળ આપણે સવારોજ રહીએ. સવારે મેદાનમાં જવાના બદલે આપણે નાસવાનો ડોળ કરીએ. આપણા તંબુ, પરચુરણ સરસામાન અને વધારાના ઊંટો અહિંઆજ રહેવા દઇએ. જ્યારે હિમ્સવાસીઓ જોશે કે આપણે નાસી રહ્યા છીએ, ત્યારે તેઓ આપણો કેમ્પ લુંટી આપણો પીછો પકડશે. આપણે આપણી ગતિ ધીમી પાડી દઈશું એટલે તેઓ થોડાજ સમયમાં આપણને પકડી પાડશે. પછી આપણે એકદમ પાછા ફરી તેમનો મુકાબલો કરશું. પછી જે કંઇ ખુદાને મંજુર હશે તે થશે."

અબૂ ઉબયદહને આ તજવીઝ ખુબજ પસંદ પડી. તેમણે ખાલિદની સૂચના અનુસાર હુકમો જારી કરવા માંડયાં.

સવાર પડી, મરીસ પોતાના સૈન્યને લઇ કિલ્લા બહાર નીકળ્યો. અને મેદાનમાં વ્યવસ્થિત રીતે તેણે સૈન્યને ગોઠવી દીધું.

ત્યાં મુસલમાનોએ રૂમીઓ પર હલ્લો કરવાના બદલે ઘોડાનાં મુખ પાછળ ફેરવી નાસવા માંડયું. મુસલમાનો કંટાળી નાસી રહ્યા છે એવું મરીસને લાગ્યું. તેણે લશ્કરને પાનો ચઢાવી મુસલમાનોની પુંઠ પકડી ઇસ્લામી છાવણીમાં આવી જોયું તો તંબુ સરસામાન અને ઉંટો સિવાય તેની દ્રષ્ટિએ એક પણ મુસલમાન પડયો નહિ. થોડાક સિપાહીઓને છાવણીમાં છોડી બાકીના સ્વારોને લઈ તેણે મુસલમાનોનો પીછો પકડયો, થોડે જઈ મુસલમાનોએ ઘોડાની ગતિ મંદ પાડી દીધી, જોત જોતામાં મરીસ અને તેના સૈન્યે મુસલમાનોને પકડી પાડયા.

અચાનક મુસલમાનોએ ઘોડા થંભાવી લીધા, અને પળવિપળમાં પાછા ફરી તેઓ રૂમીઓનો મુકાબલો કરવા લાગ્યા. તેમણે એવા બળ અને જુસ્સાપુર્વક હુમલો કર્યો કે રૂમીઓનો કચ્ચરઘાણ નીકળી ગયો. સઇદ બિન ઝૈદે, મરીસનુ કામ તમામ કરી દીધું. રૂમી સૈન્યનો દાટ વળી ગયો. ઘણાજ થોડા માણસો જીવ બચાવી ન્હાસી શકયા. તેમને નાસતા જોઇ ઇસ્લામી કેમ્પ પર પહેરો ભરતા રૂમી સિપાહીઓ પણ કોઇ વસ્તુ લીધા વિના જીવ લઇ નાઠા. ઇસ્લામી સૈન્ય પુનઃ પોતાના કેમ્પમાં પાછું ફર્યું. અબૂ ઉબયદહ અને તેમના સાથીઓ અલ્લાહનો શુક્ર બજાવી લાગ્યા. સઇદ બિન ઝૈદને મરીસનો સઘળો સામાન આપવામાં આવ્યો, અને બાકીના રૂમીઓનો ચૂકતે સામાન અને ઘોડા મુસલમાનોમાં વ્હેંચી આપવામાં આવ્યા.

નાઠેલા રૂમીઓ કિલ્લામાં પહોંચ્યા અને તેમણે અરબોની ચાલાકી, મરીસનું મૃત્યુ અને તેમના સૈન્યના નાશના સમાચાર કહ્યા; ત્યારે શહેરવાસીઓ ઘણાજ ગભરાયા. અરબો જંગના કાનૂન અનુસાર તેમની સાથે વર્તન ચલાવશે એ ચિંતાએ તેમને ઘેરી લીધા. તેમનો ચૂકતે માલ અસ્બાબ જેના તેઓ હકદાર થઈ ચૂક્યા તેમની પાસેથી છિનવી લઇ તેમને ગુલામ બનાવશે. ઔરતોને કાને જ્યારે આ વાત પહોંચી તો તેમણે રડી રડીને આસમાન માથે ઉઠાવી લીધું અને સમસ્ત કિલ્લામાં આક્રંદ અને હાયવરાળનો ધ્વનિ કર્ણગોચર થવા લાગ્યો.

અંતે થોડાક વયોવૃદ્ધ અનુભવી આગેવાનોએ એકત્ર થઈ ઇસ્લામી સૈન્યના સરદાર પાસે જવાનું નક્કી કર્યું. તેમનામાંથી એક જણે કહ્યું:–

"આપણે ઇસ્લામી સૈન્યના સરદાર પાસે જઇ અમાન તલબ કરીએ. શાયદ આપણને અમાન આપી વાર્ષિક ખંડણી લેવાનું મંજૂર કરવામાં આવે. આ રીતે આપણો માલ અસ્બાબ અને આપણાં બાલબચ્ચાં બચી જશે. અરબ સરદાર અત્યંત દયાળુ અને ઉદાર હોય એવું કહેવાય છે"

હિમ્સના પ્રતિષ્ઠિત લોકો હઝરત અબૂ ઉબયદહની ખિદમતમાં હાઝિર થયા અને કહ્યું:–

"અમે અમાનના અભિલાષી છીએ. અમારા પર રહેમ અને કૃપા ફરમાવો. અમે તમારા રક્ષણમાં આવવા ઇચ્છીએ છીએ અને કિલ્લાના દરવાઝા ઉઘાડી કિલ્લો આપને સ્વાધીન કરીએ છીએ." અબૂ ઉબયદહે ફરમાવ્યું:–

"હું તમને અમાન અને રક્ષણ આપું છું અને તમારા શહેરમાં ન દાખિલ થવાનું પણ સાથે સાથે વચન આપું છું. તમે તમારા શહેરમાં સુખે રહો. કેવળ અમારી વાર્ષિક ખંડણી અહિંઆ પહોંચાડી દો."

હિમ્સવાસીઓ હઝરત અબૂ ઉબયદહના આ ઉદાર અને દયાળુ વર્તનથી ખૂબજ ખુશ થયા. તેમણે કહ્યું:–

"તમે અમારા શહેરમાં પધારો. એથી અમને હાર્દિક આનંદ થશે" અબૂ ઉબયદહ બોલ્યા:–

"તમને મેં કેવળ દયા ભાવે અમાન આપી છે. આ સંબંધમાં અમારા ધર્મમાં માંગણી દાખલ

થયા, એ વાત તમે જાણો છો. તેમના શહીદ થવાથી તેમના સગાં સંબંધીઓને સખ્ત આઘાત પહોંચ્યો છે; અમારો કોઇ માણસ વેરની ધૂનમાં કાંઈ ઉંધુ ચતું કરી બેસે અને તેથી તમારે સહન કરવું પડે એ ડરે અમે શહેર બહારજ અમારો મુકામ રાખીશું. તમે વાર્ષિક ખંડણી ભરપાઇ કરી દેશો એટલે અમે ચાલ્યા જઇશું."

હિમ્સવાસીઓ અબૂ ઉબયદહની આ દુર અંદેશીથી ઘણાજ ખુશ થયા. તેઓ અરબોના વર્તનની તા'રીફ કરવા લાગ્યા. ટુંકમાં સમસ્ત શહેરવાસીઓ અમાન મળવાથી ખૂબજ ખુશ થયા.

ટુંકમાં વાર્ષિક ખંડણી મુસલમાનોને આપી દેવામાં આવી. ઇસ્લામી સૈન્યે થોડાક દિવસ ત્યાં મુકામ કર્યો. અને જ્યારે લડાઇનો થાક ઉતર્યો એટલે ત્યાંથી આગળ કૂચ કરી.

## ::@:: ક્યાં જાઉં છું ? ::@::

ઉર્મિલો સંગ ઉર્મિ ગિતો ગાઉં છું,
ઝિંદગીને પ્રેરણાઓ પાઉં છું.
હા નિચોવી નયનોને કાઢું છું જળ,
ઠંડી કરવા આહને—નવરાઉં છું.
કાળી રાત્રિ નીચે એ કાળી કથા,
કહેવા ચાહું છું તો ભૂલી જાઉં છું !
જાણી લીધું આપ છો બુદ્ધિથી પર,
સમજી બૂઝીને દિવાનો થાઉં છું !
હાસ્ય ઉપજે છે મને અસ્તિત્વ પર;
'દુનિયા સમજે છે કે, રાજી થાઉં છું.'
કોક પૂછે કોણ ? ક્યાં ! "સાબિર" કહો ?
કોણ જાણે; કોણ છું ? ક્યાં જાઉં છું ?

'સાબિર' (વટવા)

---

"કારવાં"નું વાર્ષિક લવાજમ.

હિન્દ માટે રૂ. ૪,
બર્મા માટે રૂ. ૫,
આફ્રીકા માટે શી ૮, (રૂ. ૫॥)
છુટક નકલ સાત આના.

"કારવાં"ના જાહેર ખબરના દર.

| | આખું પેઇજ | ૧/૨ પેઇજ | ૧/૪ પેઇજ |
|---|---|---|---|
| ૧૨ માસ રૂ. | ૬૦, | ૪૦, | ૨૫, |
| ૬ માસ રૂ. | ૪૦, | ૨૫, | ૧૫, |
| ૩ માસ રૂ. | ૨૫, | ૧૫, | ૮, |
| ૧ માસ રૂ. | ૮, | ૬, | ૪, |

ટાઇટલ પેઇજ અને મેટરની વચ્ચેની જા. ખ. માટે ઉપરના દર ઉપરાંત ૨૫% વધુ. જાહેર ખબરના નાણાં એડવાન્સમાં લેવામાં આવે છે.

આઠ શીલીંગથી ઓછું લવાજમ સ્વીકારવામાં આવતું નથી. બ્રીટીશ પોસ્ટલ ઓર્ડરજ મોકલવા વિનંતી છે. પોસ્ટલ ઓર્ડરમાં નીચે મુજબ નામ ભરવા વિનંતી છે. **Vahshi Sahitya Karyalaya. Surat City.** રેપર ઉપર ગ્રાહક નંબર લખવામાં આવ્યો છે. પત્રવ્યવહાર વખતે જરૂર લખવો.

"કારવાં"ના નમુનાના અંકો તરીકે ફકત ૧ થી ૪ સુધીના અંકોજ મોકલવામાં આવશે અને તેને માટે દર અંકની કીંમત તરીકે ૦-૭-૦ પોસ્ટસ્ટાંપ મોકલવા. ચાલુ વરસ માટે તે પછીના અંકો નમુના તરીકે મોકલવામાં આવશે નહિ.

**વહશી સાહિત્ય કાર્યાલય**————————કણપીઠ,————————સુરત.

"કારવાં" દરેક માસની ૧૫મી તારીખે પ્રગટ થાય છે:-ગ્રાહકોએ નોંધ લેવી.



# ફતાવા

લખનાર-મવલાના અહમદ હાજી આરેફ અશરફ સાહબ, રાંદેરી

સવાલ પૂછનારે ત્રણથી વધુ સવાલો એક સામટા પૂછવા નહિ. [તંત્રી]

સવાલ-માથાના થોડા વાળ મુંડાવવા અને થોડા રહેવા દેવા મના છે કે કેમ?

જવાબ-હદીસ શરીફમાં આવ્યું છે કે કઝઅ કરવું મના છે કઝઅ એટલે માથાના એક હીસ્સા વાળને મુડાવવું અને એક હીસ્સાના થોડા વાળને ચોટલીના જેમ છોડી દેવું જાએઝ નથી. તેમજ માથાના વચ્ચેના વાળ મુંડાવવા અને આજુબાજુના વાળ ગુંથીને લટકાવવા પણ મના છે કારણ કે એ રસમ કાફિરોની છે. હાં અગર વગર ગુંથેલા વાળ લટકાવવામાં આવે તો કંઇ હરજ નથી. મજુસી લોકો વગર ગુંથેલા વાળને લટકાવે છે પણ તેઓ વચ્ચેથી મુડાવતા નથી બલ્કે પેશાનીના વાળ કપાવે છે.

સવાલ-શું ઓરતોને પોતાના માથાના વાળ મુડાવવા કે કતરાવવા બંને હરામ છે કે જાએઝ?

જવાબ-ઓરતોને માથાના વાળ મુંડાવવું જાએઝ નથી તેમજ કતરાવવું પણ જાએઝ નથી. હાં દરદ અને તકલીફની હાલતમાં ઉઝરને લીધે કંઈ હરજ જેવું નથી (આલમગીરી.)

સવાલ-છોકરાઓના માથા પર ચોટલી રાખવાની મનાઇ છે કે નહિં?

જવાબ-અબૂદાઉદ શરીફમાં છે કે હજ્જાજ બિન હેસાન પોતાની બેહેન મોગીરાથી રિવાયત કરે છે કે તેણી ફરમાવતી હતી કે તમારા બચપણમાં તમારા માથા પર બે ગેસુ હતા. નબી સાહેબે (સ. અ. વ.) તમારા માથા પર હાથ ફેરવ્યો અને બરકતની દુવા ફરમાવી અને કહ્યું કે આ મુંડાવી દો અથવા કતરાવી દો. કારણ કે આ તરીકા યહુદીઓનો છે. જેથી માલુમ થયું કે ચોટીનું રાખવું મના છે. ખાસ કરીને જ્યારે એ ચોટલી કોઈ પીર કે ફકીરના નામની હોય તો એ બીલકુલ સખત હરામ છે. અને એમાં જાએઝ થવાની કોઇ પણ રીતે ગુન્જાએશ નથી.

સવાલ-માથા પર બાબરી વગેરે રાખવા વિષે શું હુકમ છે.

જવાબ-હદીસ શરીફમાં છે કે નબી સાહેબે (સ.) એક એવા છોકરાને જોયો કે જેના માથાનો એક હીસ્સો મુંડેલો હતો અને એક હીસ્સો બાકી છોડેલો હતો ત્યારે આપે (સ) તેને મના ફરમાવ્યું અને ફરમાવ્યું કે યા તો બધા માથાના વાળને મુંડાવો અથવા બધા માથાના વાળ રાખો. જેથી માલુમ થયું કે માથા પર બાબરી રાખવી તથા તાલવું મુડાવવું અને ચેહરો બનાવવાનો જે દસ્તુર છે કે માથાના વાળને પેશાનીના તરફથી ગોશાઇને સાથે મુંડાવી ખત બનાવે છે એ સરવે નાદુરસ્ત છે. બધા માથાના વાળ કાનની લવ સુધી રાખવા અથવા એથી જરા નીચે સુધી રાખવા માંગ સહિત અથવા બધા માથાના વાળ મુંડાવવા સુન્નત છે. બધા માથાના વાળ સરખા કતરાવવા જાએઝ છે. (આલમગીરી, શમાઇલ.)

સવાલ-કાલો ખિઝાબ કરવાની મનાઇ છે કે કેમ!

જવાબ-ફતાવા આલમગીરીમાં છે કે કાલો ખિઝાબ કરવો સખત મના છે. મિશકાત શરીફમાં છે કે નબી સાહેબે (સ૦) ફરમાવ્યું કે આખેર ઝમાનામાં એક કૌમ થશે કે પોતા કબુતરના જેમ કાળો ખિઝાબ કરશે. એવા લોકો જન્નતની ખુશબુથી મહરૂમ રહેશે. સફેદવાળોને

મેહદી અને વસ્માથી ખિઝાબ કરવો મુસ્તહબ છે. ખાસ કરી મેંહદીનો લાલ ખિઝાબ કરવો તો અહલે ઇસ્લામની નિશાનીઓમાંથી છે. ગાઝીઓ (મુજાહિદો) માટે ખિઝાબ કરવો જાએઝ છે.

સવાલ–ખુદા સીવાય બીજા કોઇને તઅઝીમ અથવા ઇઝ્ઝતની રૂએ સીજદો કરવો અને માથું ઝુકાવવું હરામ છે કે કેમ? એ વિષે ઉલમાએ દીન શો મત ધરાવે છે?

જવાબ–ખુદાપાક સિવાય બીજા કોઇને સિજદો કરવો કે ઝમીન બોસી કરવી, ઇબાદત કે તઅઝીમની રૂએ કેમ ન હોય, ઘણો સખત મોટો ગુન્હો છે કારણ કે ખુદા સિવાય કોઈની દુન્યવી ગરઝને લીધે એવી રીતે આજેઝી અને નમનતાઇ કરવી હરામ છે અને જો ખુદા સિવાય કોઈ બીજાને ઇબાદતની રૂએ સિજદો કરવો કે ઝમીનને બોસો દેવો કુફ્ર છે. (દુર્રે મુખ્તાર.)

સવાલ–ઘણું ઝુકીને સલામ કરવું એ વિષે દીનના આલિમો શું ફરમાવે છે?

જવાબ–એટલું ઝુકવું કે રૂકૂઅના જેવી હાલત થાય એ પણ સિજદો કરવા સમાન છે અને ખુદા સિવાય બીજાને સિજદો કરવો પછી તે સિજદો ઇબાદતની રૂએ હોય અથવા સલામ કરવાની રૂએ હોય બિલકુલ મના છે ફિકહની કિતાબ નામે 'જોહીરતે સરખસી'માં છે કે સુલ્તાન અથવા ગૈર સુલ્તાન સર્વે માટે માથું ઝુકાવવું મના અને હરામ છે. સલામની જગ્યાએ સિજદો કરવાનો તરીકો આગલા દીનોમાં હતો જેમકે હઝરત યુસુફ (અ. સ.)ના કિસ્સામાં વર્ણન કરવામાં આવ્યું છે. અને એથી પહેલાં હઝરત આદમ (અ. સ.)ને પણ ફરિશ્તાઓએ સલામની જગ્યાએ સિજદો કર્યો હતો. પણ આ શરીઅતમાં તે હુકમ નથી. અને રસૂલે મકબૂલ (સ. અ. વ) એ સાફ રીતે ફરમાવ્યું છે કે અગર કોઇને કોઇનો સિજદો કરવો જાએઝ હતે તો હું ઓરતોને હુકમ કરતે કે પોતાના ધણીઓને સિજદો કરો. (શામી)

સવાલ–ઉંધા મોંહ થઈ સુવામાં કંઇ હરકત છે?

જવાબ–ચાર તરેહથી સુવાનું છે. ચીત લેટી સુવું અંબીયા (અ. સ)નો તરીકો છે. બીજો તરીકો જમણી તરફ કરવટ લેટી સુવું એ આલિમો તથા આબિદોના સુવાનો તરીકો છે. ત્રીજો તરીકો ડાબી તરફ કરવટ ફરી સુવાનો છે. એ બાદશાહો તથા અમીરો સુવાનો તરીકો છે. કારણ કે ડાબી બાજુએ કરવટ ફરી સુવાથી ખાવું હઝમ થાય છે. ચોથું ઉંધા મોંહે ઉલટા થઈ સુવું એ તરીકો શૈતાનોના સુવાનો છે. (અહયાઉલઓલુમ)

સવાલ–વગર ટોપી પહેરે ફેંટા બાંધવા તથા ફેંટાનો શમલો ઘણો લાંબો રાખવા વિષે શો હુકમ છે?

જવાબ–હદીસ શરીફમાં છે કે રસૂલે મકબૂલ (સ. અ. વ)એ ફરમાવ્યું કે અમો મુસલમાનોનો ફેંટો બાંધવાનો તરીકો એ છે કે અંદર ટોપી પહેરીએ છીએ મગર મુશરિક અને કાફેરો વગર ટોપી પેહરે ફેંટો બાંધે છે. ફેંટાનો શમલો બહુ લાંબો ન હોય. એની હદ એક વેંત છે અથવા અરધી પીઠ સુધી છે. એથી વધુ લાંબો ન હોય. શમલાને પાછળ બંને ખભાઓને વચ્ચે લટકાવવું મુસ્તહબ છે. માથે બાંધેલા ફેંટાને એકદમ ઊડવો ન જોઈએ બલ્કે તેના પેંચોને ખોલે. (આલમગીરી) ફેંટામાં ટોપી માથા સાથે લાગેલી રહેવી જોઇએ. એજ તરીકો સહાબા (રદી)નો હતો. (તિરમિઝી શરીફ)

સવાલ–એવા અમલોની આદત પાડવી જેથી રીઝકમાંથી બરકત ઉડી જાય. તે શું છે?

જવાબ–મોઢાને દામનથી લુછવું, પાઘડી બેસીને બાંધવી, સવાર સુધી જુનુબ રહેવું અને બહુ સુવાની આદત રાખવી. ફજરની નમાઝ બાદ

ફોરન મરજીથી ચાલ્યા જવું, ગુસલ ફરજ થયું હોય તેવી હાલતમાં વગર ગુસલ કરે અથવા વગર વઝુ કરે ખાવું પીવું, પાયખાના (ટટ્ટી)માં વઝુ કરવું, તુટેલી કંગર્ઝ (કાંસકી)થી કંગઈ કરવું. મતલબ એકે એ બાબતોથી માણસનું રીઝક તંગ થાય છે, તેમજ બેબરકતી પેદા થાય છે. કુશાદા પેશાની (હસમુખ ચેહરે) રહેવું અને હંમેશાં ઇશરાકની નમાઝ પઢવી, એ રીઝક હાંસેલ કરવાનો સબબ છે. (તાલીમુલ મુત અલ્લીમ.)

**સવાલ**-મુસલમાનની દુકાન છોડી ગેર-મુસ્લિમની દુકાનેથી ખરીદવું અને ગેરમુસ્લિમના હાથે બનેલી ચીઝનું ખાવું કેમ છે?

**જવાબ**-ગેરમુસ્લિમની દુકાનેથી ખરીદવું હરામ તો નથી, તેમજ તેમના હાથે બનેલી વસ્તુનું ખાવું કે વાપરવું નાજાએઝ નથી પણ એહતેયાત, પરહેઝગારી અને ગૈરતનો તકાઝો તો એ છે કે બનતા સુધી મુસ્લિમ પાસેથીજ ખરીદ કરવામાં આવે. એજ વધારે બેહતર અને મુનાસિબ છે.

**સવાલ**-સરકારી નોકરીમાં પગારમાંથી અમુક રકમ કાપી લેવામાં આવે છે, અને તે રકમ બ્યાજ સાથે જમા રહે છે નોકરીની મુદ્દત પુરી થવા બાદ તે જમા પડેલી રકમ આપવામાં આવે છે એ બ્યાજ છે કે કેમ? લેવી જાએઝ છે કે કેમ?

**જવાબ**-જો કે તેઓ એને બ્યાજ કહે છે પણ હકીકતમાં એ બ્યાજ નથી, એ તો ઇનામ અને બખશિશ છે એ રકમ લેવી જાએઝ છે. (ઇમિદાદુલ ફતાવા)

**સવાલ**-કોઇને નોકરી પર બાવરચી તરીકે હજમાં લઈ જવું અને તેની પાસે હજ્જે બદલ કરાવવું કેમ છે? તે આગળ પણ ઘણી હજ કરી ચૂકયો છે.

**જવાબ**-જ્યારે નોકર તરીકે ખિદમત માટે સફરે હજમાં લઈ જાય તો તેની સાથે હજ્જે બદલની શરત કરવી ન જોઇએ, પણ જો તે માણસ પોતાની રાજીખુશીથી કોઇપણ પ્રકારના દબાણ વગર હજ્જે બદલ કરે તો એમાં કાંઇ વાંધો નથી.

**સવાલ**-એક જગ્યા પર વરસાદમાં બરફ જોરથી પડે છે તેમજ સરદી પણ ઘણી પડે છે તથા હવા પણ જોરથી ચાલે છે એવી હાલતમાં વઝુ કરવાથી સખત તકલીફ થાય છે. એટલે સુધી કે કેટલીક વાર સુધી હાથ પગ જુદા થઈ જાય છે. એવી હાલતમાં તયમ્મુમ અથવા મસાથી નમાઝ જાઇઝ થશે કે નહિ?

**જવાબ**-જો કોઈ જગ્યાએ કદી એવું બને કે વઝુ કરવાથી હલાક થવાનો અથવા બિમારી વધી જવાનો ખોફ હોય અને પાણી ગરમ કરવાનો સામાન ન હોય તેમજ એવું કોઈ કપડું ન હોય કે તેમાં બદન લપેટી ગરમી મેળવી શકાય તો એવી હાલતમાં તયમ્મુમ જાઈઝ થશે, નહિતર જાઈઝ થશે નહિ અને પગો ધોવાને બદલે મોજા ઉપર મસો થઈ શકશે.

---

## મૌલાના અહમદ અશરફ રાંદેરી

જણાવે છે કે ફતાવા આરેફિયહ હવે ખલાસ થવા આવી છે માટે અંજુમનો અને ઇસ્લામી લાઇબ્રેરીઓના સંચાલકો જેને જરૂર હોય તેણે પોતાની સંસ્થાના સહી સિક્કાવાળા કાગળો મોકલવાથીજ મળશે. ખાનગી શખસોને હવે મળશે નહીં.

ટપાલ ખર્ચના સવાત્રણ આનાના સ્ટેમ્પ બીડવા.

પરંતુ મગજશક્તિ ન હોય તો તે ગુણો પેદા કરી શકાતાં નથી.

### (૩) રાજ્યનો પાયો ચારિત્ર ઉપર ચણાય છે.

જેવી રીતે દરેક વ્યક્તિમાં એક ખાસ આત્મા હોય છે ને તે એ દ્વારા પોતાના સર્વે કાર્યો પાર પાડે છે તેજ પ્રમાણે પ્રજાના પીંજરમાં પણ એક આત્મા હોય છે ને તે આત્મા તેનું ચારિત્ર છે. ચારિત્ર ઉપરજ રાજ્ય સત્તાની મજબુત ઇમારત ચણાય છે. દૃઢ નિશ્ચય, અડગતા, હિંમત, દૃઢતા, બહાદુરી, સંપ, ઐક્ય, એ સર્વ ગુણો ચારિત્રનાજ જુદા જુદા અંગો છે અને ચારિત્રજ પ્રજાની સર્વ પરિવર્તન, પ્રગતિ કે પડતીની ધરી છે.

(૧) ચારિત્ર સંબંધી યુરોપના પ્રખ્યાત ઓરીયન્ટાલિસ્ટ ડૉ. લીબાન પોતાના પુસ્તક "પ્રજાઓની ચડતી પડતીના માનસિક નિયમો" [Les lais psychologegues del evolution des–peuples]માં લખે છે કેઃ–

અ. દરેક પ્રજામાં પરિવર્તનો અને ફેરફારો માત્ર ચારિત્ર દ્વારા થાય છે અને એજ તેમના ભવિષ્યના પાયાનો પત્થર મુકે છે. મનુષ્ય જે વસ્તુઓને પોતાના કાર્યોનું પ્રયોજન સમજે છે તે ખરૂં જોતાં પ્રયોજન હોતાં નથી બલ્કે તેના ઉંડાણમાં માત્ર ચારિત્રનો આત્મા કાર્ય કરે છે. (પૃ. ૨૭)

બ. કૌમી જીવનનો પાયો ફક્ત ચારિત્રના પત્થર ઉપર રખાયો છે બુધ્ધિ અને મગજ શક્તિનો અંશ થોડો હોય છે. (પૃ. ૨૭)

ક. ચારિત્રનીજ મજબુતીએજ હિંદના ૩૦ કરોડ રહેવાસીઓને સાઠ હજાર અંગ્રેજોના ગુલામ બનાવી રાખ્યા છે, જો કે બુધ્ધીની રૂએ હિંદમાં ઘણા થોડા એવા છે કે જે અંગ્રેજોની સ્પર્ધામાં આવી શકે છે બલ્કે હિસ્સુક સર્વ પ્રશ્નોમાં તેઓ કરતાંયે ચઢિયાતા છે.

ડ. સમાજનું બંધારણ, ધર્મનો પાયો, રાજ્યનું ઘોરણ માત્ર ચારિત્રની સપાટી ઉપર રચાયું છે. (પૃ. ૨૮)

(૨) મોસ્યો પોલ્હાને એક પુસ્તક ચારિત્ર સંબંધી લખ્યું છે. એમાં ચારિત્રની ગંભીરતા ઉપર વિવેચન કરતાં લખે છે કે "ફક્ત ચારિત્રજ પ્રજાઓના માનસિક સ્વભાવ પેદા કરી શકે છે."

(૩) મોસ્યો રીબોએ પણ એક લેખમાં એ તરફ ઇસારો કર્યો છે,

"માનસિક પરિવર્તનમાં સમજ શક્તિ બીજી પંક્તિનું પરિવર્તન છે. મુળ પાયાનો પત્થર માત્ર ચારિત્ર છે"

ઉપલા અવતરણોથી એ સિદ્ધ થાય છે કે પ્રજાના જીવન અને અમરતા ચારિત્ર ઉપર આધાર રાખે છે, ને ઉપર એ પણ સિદ્ધ થયું છે કે ચારિત્ર એ વડિલો પાર્જિત વસ્તુ છે, પરંતુ વધુ સાબિતિ અર્થે મજકૂર ડૉકટર સાહબના એજ પુસ્તકમાંથી એક વધુ હવાલો અત્રે આપવામાં આવે છે.

"મનુષ્ય પોતાના માબાપનું સંતાન નથી, બલ્કે તે પોતાના પૂર્ણ વંશ પરંપરાનું સંતાન છે. દરેક દેશ અને પ્રજાનાં ચારિત્ર બંધારણનું પ્રથમ મૂળ તેના બાપદાદા છે. એના હૃદય અને હાડ માંસના તત્વો સંયુક્ત છે. ને હમેશા તેજ જંજીર તરફ એ ખેંચાય છે કે જેની તે અંતિમ કડી છે. એથી મનુષ્ય માતૃભૂમિની પૂજા કેવળ લાગણી કે મનોવૃત્તીથી દોરાઈને જ કરતો નથી. પણ એ લાગણીઓ ઉત્પન્ન કરવામાં શરીર રચનાની પેઠે ચારિત્ર રચનાના તત્વોનો પણ હિસ્સો હોય છે.

સારાંશ કે મનુષ્યની અમલી જીવનની અસરો સાદી રીતે ત્રણ પ્રકારે વહેંચી શકાય છે.

(૧) બાપદાદા એટલે પાછલા વંશની અસર કે જે સૌથી વધુ બળવાન હોય છે.

(૨) માબાપની અસર

(૩) દેશની ભૌગોળીક સીમા, આબોહવા, અને આસપાસની વસ્તુઓની અસર.

કેટલાક લોકોએ મનુષ્યના ચારિત્ર બંધારણના કારણો માટે ત્રીજા પ્રકારને સૌથી વધુ મહત્વ આપ્યું છે, પરંતુ ખરૂં જોતાં સર્વે અસરોમાં એ સૌથી ઓછી અસરકારક છે. દેશ, આબોહવા, અને એ

સને પ્રાકૃતિક અને આત્મિક વસ્તુઓની અસર જે એના ઉપવિભાગો છે, તે મનુષ્યના આખા જીવનમાં ખાસ કરીને કેળવણીના જમાના દરમ્યાન ઘણીજ ઓછી જાહેર થાય છે. અલબત્ત એની કાયમી અસર ત્યારે જાહેર થાય છે જ્યારે એકજ પ્રકારની આબોહવામાં મનુષ્યના અગણિત વર્ષો ગુજરી જાય છે તેથી તેમની અસર ખરું જોતાં વંશ પરંપરા મનુષ્યની નસોમાં અસર કરતી જાય છે, નહિ તો એ પોતે કોઈ અતિ મહત્વની વસ્તુ નથી."—પૃ-૧૧

ઉપલી ઇમારત વાંચવાથી જણાય છે કે ચારિત્ર બંધારણ ઉપર થતી ભુગોલિક અસર, આબોહવા, અને વાતાવરણની અસર કરતાં પણ કૌટુંબીક અસરને વધુ બળવાન દેખાડી છે. હવે પ્રજાઓની ચડતી પડતીમાં ખાનદાની લોહીની કેટલા પ્રમાણમા અસર હોય છે તે જોઇએ.

(૧) મજકુર ડૉક્ટર પોતાના બીજા પુસ્તક "હિન્દની સંસ્કૃતી"માં આર્ય પ્રજાની ચારે વર્ણો સંબંધી લખે છે કે:—

"अ. વેદી આર્ય પ્રજાને એવો વિચાર પેદા થઇ ગયો હતો કે તેઓ પોતાના પુરાતન વંશને પરાજિત પ્રજા સાથે મિશ્રણથી દુર રાખે ને જ્યારે એ આર્યપ્રદેશ ધ્યાના વિજેતા પૂર્વ તરફ આગળ વધ્યા અને તેમણે મુળ દેશી પ્રજાના એક મોટા સમૂહને જીતી લીધો ત્યારે એની આવશ્યકતા ઔર વધુ જણાઇ, ને ધારાશાસ્ત્રીઓને એના તરફ ધ્યાન આપવું આવશ્યક થઈ પડ્યુ. વંશના પ્રશ્નને આર્યો સમજી ચુકયા હતા. તેમને જણાઈ ગયું હતુ કે કોઈ લઘુમતિ ધરાવતી વિજેતા પ્રજા પોતાનું સંપૂર્ણ રક્ષણ ન કરશે તો તે ઘણીજ જલ્દીથી પરાજીત પ્રજામાં મિશ્રણ થઇ જાય છે, ને તેનું નામ કે નિશાન બાકી રહેતુ નથી. તેમને એ જણાઇ ગયુ હતુ કે જો મા અને બાપના વર્ણમાં સામાન્યતા ન હોય તો ઔલાદ નબળી પેદા થાય છે.

"ઉપરની ઇબારતથી સિદ્ધ થાય છે કે પુરાતન આર્ય-પ્રજાના વિચારો પણ એવાજ હતા કે લોહીના મિશ્રણથી ઔલાદ નબળી પેદા થાય છે. એ માન્યતા કે વિચારોને નવિન વિચારો સમજવું એ ઇતિહાસ અજ્ઞાનતાની દલીલ છે. ડૉ. લીબાન પણ એજ વિચારો ધરાવે છે. વળી એ પણ ઉપર સિદ્ધ થયું કે જે વિજેતા પ્રજા પરાજીત પ્રજા સાથે લગ્ન વહેવાર રાખે છે તો તે ઘણીજ જલ્દી નાશના આરે જઈ બેસે છે. ને એજ બાબત મેં મુગલ વંશ પ્રત્યે લખી છે.

ब. ડૉ. લીબાન પોતાના પુસ્તક મજકુરમાં લખે છે કે:—

"જો બંને પ્રજા (વિજેતા અને પરાજીત)માં સામાન્ય ગુણો ન મળી આવતા હોય તો મિશ્રણથી ખરાબમાં ખરાબ વંશ પેદા થાય છે. (પૃ. ૪૦)

क. બંને પ્રજાના મિશ્રણથી પ્રથમ અસર એ ઉપજે છે કે તે બંનેના આત્મા-અર્થાત તેમની લાગણીઓ અને વિચારોનો નાશ થાય છે.

ड એ વિવેચનથી એ પરિણામ ઉપજે છે કે નવિન પ્રજાઓની ઉત્તોપત્તી અને પુરાતન પ્રજાઓની પડતીનું મૂળ કારણ જુદી જુદી પ્રજાઓનું મિશ્રણજ છે, ને એજ સબબે જે સુધરેલ પ્રજાઓ પોતે પારકી પ્રજાઓ સાથે ભળી જતી નથી તે ઘણીજ દિર્ઘદ્રષ્ટી વાપરે છે. (પૃ. ૪૨)

ઉપર્યુક્ત અવતરણોથી એ સૂર્યની જેમ રોશન થઇ ગયું કે રાજ્યનો પાયો ચારિત્ર ઉપરજ ચણાયલો હોય છે અને ચારિત્ર એક વડિલો પાર્જિત વસ્તુ છે. દેશની આબોહવા, શિક્ષણ અને કેળવણી માત્ર એમાં વધુ ચળકાટ અને ઝગઝગાટ ઉત્પન્ન કરે છે, ને જેઓ એ વિચારો ધરાવે છે કે "લોહીને એ વસ્તુઓથી કંઈ લેવા દેવા નથી" તેઓ ગંભીર ભૂલમાં છે.

## (૪) રાજકર્તા અને પરાધીન પ્રજાના જોડાણના ગેરફાયદા

દરેક પ્રજામાં એક નૈતિકગુણ જાતિ અભિમાન હોય છે અર્થાત પોતાની સ્વજાતીની વ્યાજબી કે ગેરવ્યાજબી રીતે પક્ષપાત કરવો એજ ગુણ એક પ્રજા પોતાને બીજી કરતાં ઉચ્

સમજવાની ફરજ પાડે છે. એજ સ્વાભિમાન-પણું એક પ્રજાને બીજી પ્રજામાં અદશ્ય થઇ જવા દેતી નથી ને જ્યારે પરાધીન અને સત્તાધારી બે પ્રજાઓ લગ્ન વ્યવહારથી જોડાય છે ત્યારે તેઓમાં એ સ્વાભિમાન કે જાતિ-અભિમાનપણાનો ગુણ ઓછો થતો જાય છે જેમ સંતાનને પોતાના બાપના સગાંઓ સાથે સ્વભાવિક પ્રેમ હોય છે, તેમ મોસાળના સગાં સાથે પણ હેત હોય છે અને પોતાના મોસાળના સર્વે ગુણોને અનાયાસે સ્વિકાર કરતો જાય છે અને સ્વજાતિભિમાનનો ગુણ નબળો થતો જાય છે તે થોડીક પેઢીઓ પછી એ ગુણ તદ્દન નષ્ટ થઇ જાય છે, અને રાજ્યકરતી કોમ પરાધીન કોમમાં ગુમ થઇ જાય છે, ને પોતાની રાજ્ય-સત્તાને પણ ખોઇ બેસે છે, એ કુદરતનો અટલ નિયમ છે.

જ્યારે રાજ્યકરતી પ્રજા પરાધીન પ્રજા સાથે લગ્નસંબંધથી જોડાય છે ત્યારે રાજ્ય કરતી પ્રજાનો નાશ થાય છે. એ ઊપર્યુક્ત નિયમની સમૃદ્ધીમાં કેટલાક અવતરણો અત્રે ટાંકવામાં આવે છે. ડૉ. લીબેન પોતાના મજકુર પુસ્તકમાં લખે છે કેઃ—

(૧) અ. "આજે હિન્દ દ્વિપ કલ્પમાં અંગ્રેજી સુધારો-સંસ્કૃતિ નજરે પડે છે. ને અંગ્રેજોએ એ સંબંધી જરા બેદરકારીથી કામ લીધું હોત તો હિન્દનું રાજ્ય તેમના હાથોથી નીકળી ચુકયું હોત. (પૃ. ૪૨)"

અર્થાત જો અંગ્રેજ પણ હિન્દીઓ સાથે લગ્નવહેવાર રાખત તો મુગલોની પેઠે તેઓ પણ હિન્દુસ્તાનમાંથી હાંકી કઢાવવામાં આવત અથવા બીજી કોઇ પ્રજાના ગુલામ બની જાત. આગળ તેઓ લખે છે કેઃ—

બ "અમને સાફ જણાય છે કે જો થોડાક યુરોપીઅન હિજરત કરીને હબસીઓ દરમ્યાન વસવાટ કરે તો તેઓ તદ્દન નાશ પામશે ને તેમની નસોમાં યુરોપીઅન લોહીનું એક ટીપું પણ બાકી ન રહેશે. એ કારણે ઘણી ખરી વિજેતા પ્રજાઓ એ પરાજીત કોમોમાં ગુમ થઈ ગઇ કે જેમની સંખ્યા વિજેતા પ્રજાથી વધુ હતી."

ક "જ્યારે પારકી પ્રજાઓ સાથે આંતરિક લગ્નવહેવાર મંડાય છે ત્યારે તેઓમાં નબળાઇનાં ચિન્હો જાહેર થવા માંડે છે...એથી હિન્દમાં પુરાતન આર્ય પ્રજાએ અને આજે સર્વ સંસ્થાનોમાં અંગ્રેજોએ એજ સિદ્ધાંત ઉપર અમલ કરી પોતાની કોમી વિશેષતાની રક્ષા કરી છે. (પૃષ્ઠ ૧૦૭)

(૨) બ્રાઝિલ (અમેરિકા)ના સંબંધમાં મિ• આગાસીઝ તદ્દન ખરોજ મત આપ્યો છે કેઃ—

"પ્રજાઓના જોડાણથી જે પરિવર્તન થાય છે; તે એક પ્રવાસીને ગળે ઉતરે એવી રીતે બ્રાઝિલમાં કોઈ પણ સ્થળ કરતાં વધુ સ્પષ્ટ જણાઇ આવશે. એ બેવું જોડાણ યુરોપીઅન, હબસી અને હિન્દુ પ્રજાના સર્વ સારા ગુણોને બરબાદ કરી રહ્યું છે અને એક માનસિક અને શારિરિક દૃષ્ટીએ એક એવી શક્તિહીન વંશ પેદા કરી રહ્યું છે કે જે અવર્ણનીય છે." (પૃ. ૪૧ 'પ્રજાઓનું પરિવર્તન')

(૩) હેર એડોલ્ફ હિટલર-જર્મનીનો ડિક્ટેટર કે જેણે આજે સારા યુરોપમાં યુદ્ધનાં તણખાં ઉરાડયાં છે તે પોતાના આંતમ જીવનના પુસ્તક "મારા પ્રયત્નો"*માં તેણે એક ખાસ પ્રકરણ પ્રજા અને વંશ સંબંધી લખ્યું છે તેમાં તે લખે છે કેઃ—

અ. "ઉપર્યુક્ત ઉદાહરણને દષ્ટી સમક્ષ રાખવાથી વર્ણશંકરપણાના પરિણામ ઘણીજ સ્પષ્ટ રીતે સમજમાં આવી શકે છે એ એનુંજ પરિણામ છે કે અમેરિકા ખંડમાં વસ્તા જર્મનોએ પોતાના વંશને શુદ્ધ રાખી તે દેશ ઉપર કબ્જો કરી લીધો છે અને ભવિષ્યમાં પણ પોતાની સત્તા કાયમ રાખવાને દરેક રીતે સફળતા ત્યાં લગી મેળવતા રહેશે કે જ્યાં લગી હલકા વંશની પ્રજાઓ સાથે

* જગતભરની મશહુર ભાષાઓમાં એ પુસ્તકના અનુવાદ થયા છે ને ૨૬ લાખથી વધુ નકલો એની ખપી ગઈ છે અનુવાદક શાંતી નારાયણજી માજી તંત્રી "બંદે માતરમ"—લાહોર.

સેળભેળ થઈ પોતાનાં સારાં ગુણો બરબાદ ન કરી દેશે, વળી વર્ણસંકરી પ્રજા ઉત્પન્ન કરવાની ભૂલના ભોગ ન થશે." (પૃ. ૧૫૫)

ચ "પરંતુ જ્યારે એ વિજેતાઓએ કાળના વેગની સાથે પોતાના લોહી અને વંશની શુધ્ધતાને કાયમ રાખવાના સિધ્ધાંતને જતો કરી પરાજીત પ્રજા અને વર્ગના લોકો સાથે મેળમેળાપ રાખી લગ્ન સંબંધ જારી રાખવા શરૂ કર્યું કે ત્યારથીજ એ પાપના પ્રતાપે તેમની પડતી શરૂ થઈ." (પૃ. ૧૫૭)

છ "કારણ કે એક નગ્ન સત્ય છે કે વંશ શુધ્ધતામાં કોઈ ખોડ પેદા થઈ જવાથી ખાનદાની મહત્વતા અને મોટાઈ હમેશા માટે ધૂળમાં મળી જાય છે, ને જે વંશમાંથી એ શુધ્ધતા નષ્ટ થઈ જાય છે તે ધીમેધીમે નાશ અને બરબાદીના ખાડામાં પડે છે. અને અંતે એ ખાનદાનની ભવિષ્યની પ્રજાઓની નિર્બળતાના કારણે પોતાની ખાનદાની મહત્વતા અને મોટાઈના સર્વ સ્મર્ણો પણ એના હૃદય-પટ ઉપરથી સદા માટે ભુંસાઈ જાય છે, જાણે કે એને એની આધુનિક પડતી અને નામોશી સિવાય બીજું કંઈ યે એને ભાગ્યે આવ્યુંજ ન હતું.") પૃ. ૧૬૮)

એ સર્વે અવતરણોથી એજ પરિણામ નીકળે છે કે જગતની કોઈપણ હાકેમ પ્રજા જે લઘુમતીમાં હોય છે ને તેણે લગ્ન સંબંધ પરાજીત જોડે જોડ્યો હોય છે તે જગતમાં કદીયે જીવતી રહી શકતી નથી.

## (૫) અંગ્રેજી લોહી અને હિંદી લોહી

મુગલ પ્રજા કોણ હતી અને તે ક્યાંથી હિંદમાં આવી તે દેખાડવાને તો આ ટુંક લેખમાં સ્થળ નથી, માત્ર એટલુંજ લખવામાં આવે છે કે એ જોરાવર, બહાદુર અને વીર પ્રજા હતી. એમના લોહીમાં તે જોહર ઝળહળતા હતા કે જે આક્રમણકારી કે સ્વરક્ષણની શક્તિઓ પેદા કરે છે. યુદ્ધ અને લડાઈઓ લડવી એતો એમનો ધંધો હતો, ને નાશ અને બરબાદી કરવી તેમના ડાબા હાથના ખેલ હતા. તેઓ એક તરફતો ચીનની મશહૂર ભીંત સાથે ટકરાયા, ને ચીનાઈ પ્રજાને તાબે કરી, તો બીજી તરફ ઈસ્લામી ખિલાફતના પુરજે પુરજા ઉડાડી મુકવાના નિશ્ચયે તેને ભારે હાનિ પહોંચાડી. એ લોકો અર્ધ-સુધરેલ પ્રજા હતી. એમના ફાતુનો અને દંત-કથાઓ એમના અત્યાચારો અને જંગલીપણાની શાક્ષી પુરે છે. તેમને મુસલમાનો સાથે લડતાં લડતાં યુદ્ધનો પાકટ અનુભવ મળ્યો હતો. એ એવી નિર્દય અને અત્યાચારી પ્રજા હતી કે તેને "ઈશ્વરી કોપ"થી લોકો યાદ કરતા. અંગેઝખાન **પોતે પોતાને ઈશ્વરનો પ્રતિનિધિ માનતો.** એવુંજ લોહી હતું કે જે બાબર, હુમાયુ અને અકબરની નસોમાં વિજળી વેગે દોડતું હતું. એમના મુકાબલામાં હિન્દી પ્રજા હતી કે જે પ્રજા પોતાના આત્મરક્ષણની અને આક્રમણકારી શક્તિઓ ગુમાવી ચુકી હતી, ને સદીઓ થયાં નતો તે કોઈ બીજા ઉપર હુમલો લઈ ગઈ કે ન એનામાં રક્ષણ કરવાની શક્તિ રહી હતી. જો એ એક કદમ આગળ વધી તો બે ડગલાં બહાદુરી સાથે પાછળ હટી તેથી દરેક પ્રજાએ એને સહેલાઈથી જીતી લીધી. એથીજ ડૉ. લીબાન પોતાના ઉપર્યુક્ત પુસ્તકમાં લખે છે કેઃ—

"હિન્દમાં પણ બે હજાર વર્ષથી ગામડાઓના સિવાય કોઈ સામાન્ય મુલકી કે પ્રજાકિય એકતા ઉત્પન્ન થઈ શકી નથી તેથી દરેક પ્રજા એમાં ઘણીજ સહેલાઈથી પોતાની સત્તા કાયમ કરી લે છે." (પૃ. ૧૪)

જ્યારે અંગ્રેજી હાકેમ પ્રજાએ હિન્દી પ્રજા સાથે લગ્ન સંબંધ જોડ્યો તો થોડીક પેઢીઓ પછી પરાજીત પ્રજા સાથે પોતે પણ પરાજીત બની ગઈ, અને જે બળવાન 'પાવર' નસોરૂપી "વાયર"માં અંગેઝખાનથી ઉતરી આવ્યું હતું તેનું "ફ્યુઝ" હિન્દી લોહીથી અથડાતાં અથડાતાં ઉડી ગયું ને બહાદુરી અને વીરતાનું ગૌરવ ખુટી ગયું, અને એનું તેજ ઇજ્જત-નાક પરિણામ

આવ્યું કે જે આવવું જોઇતું હતું.*

ઉપર જે કંઇ અત્યાર લગીમાં લખવામાં આવ્યું છે તે કાવ્યમય ભાવનાઓ કે પુરાણકીયા ગ્રાનની વાતો નથી પરંતુ એ કુદરતના અટલ કાનુન અને રાજકારણનું એક અતિ ગંભીર રહસ્ય છે. આધુનિક સંસ્કૃતી પામેલ ને સુધરેલ પ્રજા એ રહસ્યને સારી પેઠે સમજી ચુકી છે. ઇટાલીએ પોતાના નવા જીતેલા એબીસીનીયા દેશમાં હબશીઓ સાથે ઇટાલીઅન પ્રજાને લગ્ન-સંબંધ સાધવા માટે બંધી કરી છે, જર્મનીએ યાહુદીઓ સામે જે જેહાદ પોકારી તેમને જર્મનીમાંથી હાંકી કઢાવ્યાનું કારણ પણ એજ લોહી-ભેદ છે. યાહુદી લોહી સેમેટીક છે કે જેમાં કંઈ રોશની મૌજુદ રહી નથી. સાઉથ આફ્રીકાની યુનીઅન સરકારે હિન્દી કે રંગીન પ્રજા જોડે લગ્ન-સંબંધ સાધવા માટે ગુન્હો ગણી ભારે શિક્ષા રાખી છે. અંગ્રેજ પ્રજાની પણ હિન્દમાં એ પ્રત્યે વર્તણુંક જુઓ કે કોઇપણ સરકારી હોદ્દેદાર અંગ્રેજ હિન્દી સ્ત્રી સાથે લગ્ન કરી શકતો નથી. હાલનો તાઝેજ દાખલો બ્રિટિશ શહેનશાહતના માજી શહેનશાહ એડવર્ડ આઠમાનો છે, એમણે અમેરીકન બાનુ સાથે લગ્ન કરવા ઇચ્છા દાખવી તો બ્રિટિશ પાર્લામેન્ટે એ વાત મંજુર રાખી નહિ, પરિણામે માજી શહેનશાહને બ્રિટિશ તાજતખ્તથી પોતાનો અને પોતાના વંશજ માટે હાથ ઉઠાવી લેવો પડ્યો.*

* પ્રજા બંધુના લેખકે લખ્યું છે કેઃ—

"લેખકે મુગલાઈની પડતી ઉપર જે અફસોસના આંસુ વહાવ્યાં છે તેથી ઈતિહાસકારનું તાટસ્થ્ય એ ગુમાવતા લાગે છે....'

કોઈ પ્રજાની અફસોસનાક પડતી ઉપર એ તરેહનાં શબ્દો કલમથી નીકળી જવા સ્વભાવિક છે. આજે હિન્દનો કયો ઇતિહાસકાર એવો છે કે જે એ કસોટી ઉપર ખરો ઉતરી શકે છે. હિન્દ તો શું આખું યે યુરોપ ગિબનના સિવાય કોઈ એવો ઇતિહાસકાર પેદા કરી શક્યું નથી, કે જેણે એ સુત્ર ને જાળવ્યું હોય, વળી જે સુત્ર કે શરત એક ઈતિહાસકાર માટે પ્રજાબંધુના લેખકે રજુ કરી છે તે સુત્ર કે શરત એક ટીકાકારને પણ પાળવી ઘટે છે, પરંતુ તે મહાશયે એ વિષે જરાપણ દરકાર રાખી નથી. મેં મોગલોની લોહી લખેલું તો એ લેખક મહાશયે તેને મુસ્લિમ લોહી બનાવી દીધું. ફરી કોઈ જયપાલે ગઝની ઉપર હુમલો કર્યો તો કોઇક સ્થળે શિવાજી અને રાણા પ્રતાપના નામો અભિમાનથી લેવાયાં. હિન્દુસ્તાની લોહીને ગણત્રીની સહેલાઈના લીધે પાણી લખેલું ને તે એ લેખકે સ્વિકારેલું યે ખરું છતાં એમણે મારી નિષ્ઠા ઉપર આક્રમણ કરી એમણે રજુ કરેલા સુત્રનું પોતેજ ખંડન કર્યું છે—"ઉમર"

* પ્રજાબંધુના લેખક મહાશયે લખ્યું છે કેઃ—

'એટલે કે રાજામાં ઉંચા ખમીરનું લોહી હોય તોજ તે રાજ ટકાવી શકે...ઈત્યાદી

એના ઉત્તરમા અમે કહીશું કે બેશક, જો વિજેતા અને પરાજીત પ્રજા કે રાજકર્તા અને પરાધીન પ્રજા એ બે જુદીજુદી પ્રજાઓ હોય તો રાજાનું લોહી પરાધીન પ્રજા લોહીથી શુધ્ધ રહેવું જોઇએ આજે જગતનો એજ સુત્ર ઉપર અમલ છે. જો એ વિરૂધ્ધ અમલ કરો તો તે રાજ્ય અવશ્ય બરબાદીની આરે જઈ બેસશે.

લેખક મહાશય આગળ જતાં લખે છે કેઃ—

"કેટલાય લોહીની સેળભેળ આજ પહેલાં કેટલીયે વાર થઈ ગઈ ને જગતની કોઇ પ્રજા કે કોઇ વ્યક્તિ અસલી લોહીની ખાત્રી આપી શકે એમ નથી."

બેશક, લેખક મહાશયની વાત સાચી. પરંતુ લોહીના સેળભેળ સાથેજ રાજ્યોએ પણ પલટાં ખાધાં કે નહિ? જે રાજકર્તા કોમે પરાધીન પ્રજા સાથે લગ્નવહેવાર જ કર્યો તેણે પોતાની રાજ્યસત્તા ગુમાવી છે. લેખક મહાશયે તો એવા ઐતિહાસિક પૂરાવા રજુ કરવા જોઇતાં હતાં કે જે હાકેમ પ્રજાએ પરાધિન પ્રજા સાથે લગ્ન સંબંધ જોડ્યો હોય છતાં તેની હકુમત કાયમ રહી હોય અને પરાધીન પ્રજાએ કે ત્રીજી પ્રજાએ તેનું પતન ન કર્યું હોય

અંતમાં 'પ્રજાબંધુ'ના લેખક મહાશયે અમારા ગત લેખને કંપે રસ્તે દોરવનું બતાવ્યું છે એના ઉત્તરમાં અમે એટલુંજ જણાવીશું કે જગતની

હવે રહી ગયા છટ્ઠી બાબત કે મુગલ પ્રજામાં હિન્દી લોહીનું મિશ્રણ થયું કે નહિ તો એ માટે અમારો ગત લેખ "અંગ્રેજી અને તૈમુરી લોહીનું ખમીર" પુરતો છે, પાઠકજનોને એ ઉપર ફરી એક દૃષ્ટિ કરવા ભલામણ છે.

કેટલાયે રાજકર્તા કોમો અમારો ગત લેખ પ્રગટ થયાં પહેલાંજ એ ઉંધે માર્ગે પડી ચુકી છે, અને હવે તો રાજ કરતી પ્રજાએ પરાઈ પ્રજા સાથે લગ્ન સબંધ જોડવો બંધ કર્યું છે એનું તાજું ઉદાહરણ માજી શહેનશાહ આઠમા એડવર્ડ અને બ્રીટીશ પાર્લામેન્ટ વચ્ચે સંબંધ ધરાવતી ઘટના છે છતાંયે લેખક મહાશય પોતે કોઈ અદૃશ્ય કારણે એજ ગુમરાહીમાં પડવામાં ડહાપણ ભરેલું લેખતા હોય તો ભલે તેઓ પોતે તેમ કરવા અધિકાર ધરાવે છે.



જનાબ મુન્શી મ. ઉમરખાન

નોંધ:—કારવાંના ચાલુ પુસ્તકના ૫માં અંકમાં ગુજરાતના જાણીતા અભ્યાસી લેખક મુન્શી મહંમદ ઉમરખા સાહેબે "તૈમુરી અને, અંગ્રેજી લોહીનું ખમીર" એ શિર્ષક ઉપર એક ઈતિહાસિક લેખ લખ્યો હતો તેને પ્રજાબંધુના તા ૨૮-૧-૪૦ના અંકમાં અમારા કોઈ વિદ્વાન સહચરે "એક મુન્શીની વિચિત્ર શોધ"ના નામે ઉલ્લેખ કર્યો હતો. અમે તે ટીકાકાર ભાઈના ઋણિ છીએ કે તેમની ટીકાને પ્રતાપે આવો એક સંશોધન પુર્ણ લેખ અમે અમારા વાંચકો સમક્ષ રજુ કરવાને ભાગ્યશાળી થયા છીએ અમારા તે ટીકાકાર મિત્ર પણ "લોહીની અસર" વાંચીને સંતોષ પામશે એ આશા અસ્થાને નથીજ. તંત્રી

## ❋ કાવ્ય કટાક્ષ ❋

ક્ષત્રિઓ વેચે બાગને બાર છે;
વાણીઆના હાથમાં તલ્વાર છે!
બ્રાહ્મણો કોપસ તણી ટહુકાર છે;
અને અંગે દાગ ચોકીદાર છે!
તારૂં દુઃખ દેખીને ભારત માવડી;
રાતી રાતી અશ્રુઓની ધાર છે.
મહાત્મા તે છે જે અંગ્રેજી ભણે;
લંડન, એતો ઈશ્વરી દરબાર છે!
છતરી ભારતનો કાળો દેવતા;
ગોરા ગોરા વાનરોની હાર છે!
સરિતા સુરત કમળ છે કાદવમાં;
વેલ છે પાણીમાં પુષ્પો બાર છે.
મિત્ર-શત્રુ ભેદ ભુલી જા "મજીદ";
ક્ષમા એ તો મર્દનો શણગાર છે.

"મજીદ" એક ઉગતો કવિ


T.J. MISTRY
જિન્ના કહે કે ગાંધીને મુજકો કિયા ખરાબ,
ગાંધી કહે કે જિન્નાને મુઝકો ડુબા દિયા.
બિગાડા કિસીકા કુછ ન મગર હાય મુફ્તમેં,
દોનુંકી જિદને ખાકમેં મુઝકો મિલા દિયા!




## 'રાંદેરી' લુંગીઓના નામે ઘણાં છેતરાયા છે.

આકર્ષક અને પાકા રંગો માટે બાજુમાં દર્શાવેલા રજીસ્ટર્ડ ટ્રેડ માર્ક નં. ૧૨૭૮ની સંપૂર્ણ ખાત્રી કર્યા પછીજ ખરીદો.

મજકુર લેબલ વિનાનો
માલ 'રાંદેરી' નથી
નકલથી બચો

અમારા કોઈપણ ફેરીઆ નથી.

નિચે દર્શાવેલા અમારા સ્ટોકિસ્ટો વિના બીજા કોઈ વેચતા નથી. દરેક લુગી અને કાપડ ઉપર ટ્રેડ માર્કની ખાત્રી પ્રથમ કરી પાછીજ ખરીદો.

# ધી રાંદેર ઇ. એ. ઇલક્ટ્રીક વર્કસ.

'રાંદેરી' લુગીઓ અને કાપડના બનાવનારા.

ગદ્રેમા આલમદીયા બિલ્ડીંગ—રાંદેર.

સ્ટોકીસ્ટ—

## ધી રાંદેર સ્ટોર્સ, કણપીઠ, સુરત.

*Printed by* Shah Mohanlal Maganlal Badami, at The "JAINANAND" Printing Press, Diria Mahel, SURAT.

*Published by* Ansari Ahmed Ismail 'Vahshi' for Vahshi Sahitya Karyalaya Kanpith SURAT.

# અનુક્રમણિકા.







A

# ધી મુસ્લિમ સેનીટોરીયમ
## સુલ્તાનાબાદ: ડુમસ.

આ સેનીટોરીયમ આમ મુસ્લિમ જનતાના લાભ માટે રંગુન સુરતી બડા બજારના ડાયરેકટર તે રાંદેરવાલા શેઠ હાજી મહુંમદ આઝમ ઈસ્માઈલ સાહેબે ચાલુ વરસમાંજ લગભગ ૪૦ હજાર રૂ.ના ખરચે બંધાવ્યું છે.

ડુમસ, ગુજરાતમાં એક હવાખાવાના સ્થળ તરિકે જાણીતું છે. આવા સ્થળે સેનીટોરીયમનું હોવુ જરૂરી છે. જો કે એમ તો ડુમસમાં બે ત્રણ મુસ્લિમ સેનીટોરીયમો છે; પણ આ સેનીટોરીયમની ખાસ વિશેષતા એ છે કે એ આમ મુસલમાનો માટે બંધાએલું છે; જેથી અમીર, ગરીબ દરેક મુસલમાન એનો લાભ લઈ શકે. આ સેનીટોરીયમ ડુમસના બરાબર મધ્ય ભાગે ૭ એકર જમીનના વિસ્તારમાં A B C D એવા જુદા જુદા ચાર બ્લોકોમાં બંધાએલું છે. જેના ચારે જુદા જુદા બ્લોક તથા જનરલ વ્યુના ફોટા આ સાથેજ પ્રગટ કરેલા છે. દરેક બ્લોક ૭૫×૪૦ ચો. ફુટ જેટલી જગ્યામાં છે, અને એક બ્લોકથી બીજા બ્લોક વચ્ચે ૧૦૦ ફુટનું અંતર છે.



B



જનરલ વ્યુ.

દરેક બ્લોકમાં બબ્બે ફેમીલી સારી રીતે રહી શકે એવી ગોઠવણ છે. બબ્બે ડાઈનીંગ રૂમો ઉપરાંત એક એક ડ્રોઈંગરૂમ, સ્ટોરરૂમ, હમામખાનું, બબરચીખાનું, જાજરૂ વગેરેની સગવડ છે. સેનીટોરીયમમાં રહેનારને ઇલેકટ્રીક લાઈટ, પાણી, રાંધવાનાં વાસણો, ફરનીચર વગેરે પણ ફ્રી સપ્લાઈ કરવામાં આવે છે. દરેક બ્લોક છેલ્લામાં છેલ્લી ઢબનો અપ–ટુ–ડેટ રીતે બનેલો છે, અને તેમાં ખાસ વિશેષતા એ છે કે પડદો પણ જાળવી શકાય છે. સેનીટોરીયમની આજુબાજુ વિશાળ બાગ બની રહ્યો છે.



C

સેનીટોરીયમમાં પાણી પહોંચાડવાની યોજના એક લીસ્ટર એન્જીન મારફતે કુવામાંથી પાણી કાઢી ટાંકીમાં ભરવામાં આવે છે. રોજના ૫ થી ૧૦ હજાર ગેલન પાણીનો વપરાશ છે. વધુમાં આઠ નળ સેનીટોરીયમની બહાર પબ્લીકના લાભ માટે મૂકવામાં આવ્યા છે સાથે ઢોરોને માટે એક સાર્વજનિક હવાડો પણ બંધાવ્યો છે, ઉપરાંત એક હરિજનોનો નળ પણ જુદો મૂકાવ્યો છે. ગ્રામ્ય જનતા તેનો સારો લાભ લે છે.



D





# તુષાર બિન્દુ

* લેખક : "તુરંગ" *

## કલાની કદર

ભિખારણ ગીત ગાતી હતી.
મારી હૃદયવીણા વાગતી હતી.
ફાટેલા વસ્ત્રોમાંથી તેનું સૌંદર્ય ફાટતું'તું.
મેં મીટ માંડી.
તે મલકી.
મેં દોઢિયું આપ્યું.
તે મલપતી ચાલે ચાલી ગઈ.
પાછળથી મેં જાણ્યું.
તે ભિખારણ સંગીત સુંદરી હતી.
ને મારું જીવનગીત ગાતી'તી.
મારા જીવનની મેં કીંમત આંકી'તી.
એક દોઢિયું.

## પાક અને પુષ્પ

ખેડાયલા ખેતર જેવા જીવન કરતાં ખીલેલા પુષ્પ જેવું જીવન મને વધુ ગમે છે.

## સુરેખતા અને સુરભિ

ટીપાઈ, ટાંચાઈ ઘડાયલા જીવનમાં સુરેખતા તો આપે છે,
પણ તેમાંથી સુરભિ જતી રહે છે.

# ઈસ્લામી શિક્ષણ

અલ્લાહ તઆલાનું ફરમાન (કુર્આન)

૩૦ (હે મુસલમાનો!) જે લોકો તમારી સાથે (મુસલમાનો જંગ કરી) લડે છે તમે પણ તેઓની સાથે અલ્લાહના માર્ગમાં લડો પણ (પોતે) હદથી ન વધો, ખુદાપાક (શરીઅતની) હદ બહાર જનારાઓને કદી પણ પસંદ કરતો નથી. (કુર્આન)

* * * *

૩૧ જે કોઈ તમારા ઉપર સખતાઈ કરે તો જેટલી તેણે તમારા ઉપર સખતાઈ કરી છે તેટલીજ તમે તેના ઉપર સખતાઈ કરો, અને અલ્લાહથી ડરતા રહો તેમજ યકીન રાખો કે ખુદાપાક ડરનારાઓની સાથે હોય છે. (કુર્આન)

* * * *

૩૨ હે મુસલમાનો! ઈસ્લામમાં સંપૂર્ણ રીતે દાખલ થઈ જાઓ, અને શૈતાનને પગલે ન ચાલો, બેશક તે તમારો ખુલ્લો શત્રુ છે. (કુર્આન)

* * * *

૩૩ (હે નબી!) તેઓ તને પૂછે છે કે (ખુદાની રાહમાં વધુમાં વધુ) કેટલું આપ્યા કરીએ? કહી દે કે પોતાની જરૂરતથી જેટલું વધુ હોય, (તે આપી શકો છો) એવીજ રીતે ખુદાપાક તમારા માટે હુકમોને સ્પષ્ટ વર્ણન કરે છે કે જેથી તમે વિચાર કરો.

* * * *

૩૪ એવો કોણ છે જે ખુદાપાકને કરજે હસના તરીકે પીરે તો ખુદા તે (કરજના સવાબ)ને અનેક ગણું વધારી દે, અને (ખેરાત આપવાથી તંગીનો ભય ન રાખો કારણ કે રોઝી તો) અલ્લાહ (નાજ હાથમાં છે તેજ રોઝી) તંગ કરે છે અને તેજ વધારે છે, અને તમે (મર્યા પછી) તેનીજ તરફ પાછા લઈ જવામાં આવશો. (કુર્આન)

* * * *

૩૫ જે લોકો પોતાનો માલ ખુદાની રાહમાં ખર્ચ કરે છે તેઓના ખર્ચ કરેલા માલની મિસાલ (ખુદાને ત્યાં) તે દાણા સમાન છે જે સાત ડુંડા કાઢે (અને) દરેક ડુંડામાં સો દાણા હોય, અને જેને ખુદાપાક ચાહે છે તેના માટે એથી વધુ કરી આપે છે, અને ખુદાપાક ઘણો ઉદાર (અને) જાણનાર છે. (કુર્આન)

* * * *

૩૬ ખુદાપાક વ્યાજ (ની બરકત)ને નાબૂદ કરે છે અને ખેરાત (ની બરકત)ને વધારે છે અને ખુદાપાક કોઈપણ નાફરમાન પાપીને પસંદ કરતો નથી (કુર્આન)

# ઈસ્લામી શિક્ષણ

રસૂલિલ્લાહ સલ૦નું ફરમાન (હદીસ)

૩૦ રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે હે આદમના પુત્ર! હાજત કરતાં વધુ માલને ખરચ કરવો તારે માટે બેહતર છે, અને તેને રોકી રાખવો તારે માટે બુરૂં છે અને ઘરવાળાઓના કૂત જેટલું રાખવા પર તને કંઇ ઠપકો નથી. (બુખારી)

* * * *

૩૧ રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે કુસ્તીમાં પછાડે તે પહેલવાન નથી, ખરો પહેલવાન તો તેજ છે કે ક્રોધ વેળા પોતાના જીવ પર કાબૂ રાખે. (એટલે ક્રોધ હોવા છતાં એવું કંઇ કામ નહિ કરે કે છેવટમાં પસ્તાવું પડે) (મુસ્લિમ)

* * * *

૩૨ રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે એહસાનને બદલે એહસાન કરવાથી સગાંઓ સાથે સુલૂક (ભલાઇ) કરનાર નથી, પણ સુલૂક કરનાર તો તે માણસ છે કે જ્યારે (અન્ય તરફથી) સગાઇ તોડવામાં આવે તો તે તેને જોડે. (બુખારી)

* * * *

૩૩ રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે જે કોઈ બે માણસો વચ્ચે સુલેહ (મેળાપ) કરાવવા માટે ભલી વાત કહે અથવા પોતાના તરફથી કંઇ વાત જોડીને કહે તે જૂઠો નથી.. (બુખારી)

* * * *

૩૪ રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે જે માણસ (શોક અથવા સંકટ સમયે) વાળ મૂંડાવે અને કપડાં ફાડે તથા મ્હોં ઘવડે (ખણે) અને પોકારીને રડે તે અમારામાંથી નથી. (મુસ્લિમ)

* * * *

૩૫ રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે જો નમાઝ પઢનારની આગળથી જનાર જાણત કે તેના ઉપર શું (અઝાબ) છે તો તેની સામેથી જવા કરતાં ત્યાં થોભવાને જરૂર ચાલીસ (વર્ષ કે ચાલીસ મહીના કે ચાલીસ ઘડી) બેહતર જાણત. (બુખારી).

* * * *

૩૬ રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે જો મ્હારી ઉમ્મત ઉપર કઠણ ન હોત તો હું તેમને (પાંચે નમાઝ વેળા વાજિબ ઠેરવી) દાતણ કરવાનો હુકમ કરત. (મુસ્લિમ).

# આવાઝકી દુનિયાકે દોસ્તો



સંકલનકાર :- 'જૌહર'

આવાઝકી દુનિયા કે દોસ્તો ? ગ્રીષ્મ પછી વર્ષા ઋતુ આવે છે એટલે કે કોકિલાઓના ટહૂકાર પછી દેડકાંઓના રણકારની મોસમ બેસે છે તેમ એપ્રીલમાં પરીક્ષાની મોસમ ઉતરી ગયા પછી હવે જૂનમાં સ્કોલરશીપની મોસમ બેઠી છે !· સ્કોલરોનાં ટોળે ટોળાં શહેરોમાં ફરતાં નજરે પડે છે. પહેલાં કેળવણી માટે બૂમો પાડવામાં આવતી હતી પણ હવે મુસ્લિમો ઠીક ઠીક પ્રમાણમાં કેળવણી લઇ રહ્યા છે; ત્યારે સ્કોલરશીપના ઠેકાણાં નથી ! સેંકડે ૭૫ ટકા વિદ્યાર્થીઓને સ્કોલરશીપ વગર નિરાશ થવું પડે છે. ૨૫ ટકાને સ્કોલરશીપ મળે છે. રાંદેર, સુરત, મુંબઈ વગેરેની કેટલીક સંસ્થાઓ સ્કોલરશીપ આપવા તરફ ઠીક ઠીક પ્રયાસ કરી રહી છે આ અનુકરણ કરવા લાયક ક્ષેત્રમાં બીજા શેઠીયાઓએ કૂદી પડવું જોઇએ ! આપણી કૌમમાંએ દૌલતમંદોતો છેજ પણ તેમની દ્રષ્ટિ કેળવણી તરફ દોડે અને ગરીબ ભાઇઓને ભણાવવામાં પોતાના ધનનો સદુપયોગ કરે તો આજનો હરાયાં ઢોરની દશામાં સબડતો મુસ્લિમ યુવક વર્ગ જરૂર ભાવિનો શહેરી બનવાને યોગ્ય થાય ! પણ સ્કોલરશીપનો ઉમેદવાર એ જકાત ખયરાતના ઉમેદવાર જેવો મુસાફર નથી એ ધ્યાન રહે ! ચોમાસામાં છત્રી વગરના રાહદારીને જેમ છત્રીની જરૂર હોય છે, તેમ ગરીબ વર્ગના સ્કોલરોને સ્કોલરશીપની આવશ્યકતા ઉભી થાય છે. સ્કોલરો એ કર્જ લેણદારોના ઉઘરાણીગળા લૈયા કે હુકમનામું બજાવનારા બેલીફ નથી એટલું એ સમાજ સમજતો થાય તો બસ છે. કેળવણી તે હરહાલમાં કેળવણીજ છે. કેળવણી ફક્ત નોકરી મેળવવા માટે નથી કારણ કે નોકરી તો ઉંદરના શીંગડાંની માફક હવે ઉડીજ ગઇ છે. માટે જીવન જીવવાની લાયકાત મેળવવા માટેજ કેળવણીની જરૂર રહી છે એમ સમજીનેજ કેળવણીને અપનાવતી રહી.

"હૈ અમલ અચ્છે મગર દરવાજએ જન્નત હૈ બંદ;
કર ચૂકે હૈ પાસ લેકિન નોકરી મિલ્તી નહિ !"

જેમ લોટરી દરેક ટીકીટ લેનારને લાગતી નથી, તેમ નોકરીએ દરેક પાસ થનારને મળતી નથી. પણ નોકરીમાંજ આખી દુનિયા સમાઈ ગએલી નથી માટે જીવન નાવને ધપાવવા માટે ખાસ કેળવણીની જરૂર છે અને કેળવણી પ્રાપ્ત કરવાને માટે નાણાંની જરુર છેજ. પેટ્રોલ વગર મોટર ન ચાલે તેમ પૈસા વગર કેળવણીએ ચાલતી નથીજ. તો આપણી કૌમની એ કેળવણી કારોને હંકારવા માટે પેટ્રોલ રૂપિ સ્કોલરશીપો આપવી એ ઉદાર ગૃહસ્થોની પ્રથમ ફરજ છે. આપણા ઈલાકામાં એટલાં બધાં નચ્ચક ધૂંપે છે કે જો તેમના ઝરીઓ બ્યગ્રિયત રીને કેળવણી તરફ પોતાનો ઉદાર હાથ લંબાવે તો એક પણ મુસ્લિમ યુવક અભણ ન રહે "મગર ઐસે દિન કહાં કે......"

●

ચોમાસુ આવતાં પહેલાં ખેડૂતો ખેતર ખેડીને શું શું ઓરવું તે નક્કી કરી રાખે છે અને

એકાદ વરસાદ થઈ જતાં બી ઓરી દે છે. સાહિત્યની ખેતી એવી છે કે એમાં અંધાધુંધ ગમે તે બી ગમે તે ખેતરમાં રોપાય છે. થોડાક દિવસજ અમે કારવાંના ક્ષેત્રમાં પડ્યા ને અનુભવ થઈ ગયો છે કે ગયું ચોમાસું સૌ કરતાં કવિઓને વધુ ફળ્યું છે ત્યારે લેખકોના નામનો દુકાળ અનુભવ્યો છે. જાણે સમાજનો બધોજ કારભાર કવિતામાં જ ચાલતો હોય તેમ ડગલે ને પગલે કવિતાના જ ઢગલા ખડકાય છે અને તેમાંએ ઘઉં કરતાં જવના ઢગલાઓની સંખ્યા વિશેષ છે. ખુદા સલામત રાખે અમારા કવિરાજોના કારમાં બેજાંઓને !



આવાઝકી દુનિયાકે દોસ્તો ! ઉપરા ઉપરી કોઈ સટોરીયાને નબરો લાગે તેમ હીટલરને ઉપરા ઉપરી વિજયો મળતા જાય છે નોર્વેના વિજય પછી, તરતજ હોલંડનો વિજય, બેલજીયમનો વિજય અને છેલ્લે ફ્લેંડર્સનો વિજય સાંપડ્યો ! આજે દુવો પાકે પછી તેમાં મળેલી બધી રકમ કાલે પંજાપર મૂકે અને પંજો પાકે પછી મળેલી બધી રકમ મીંડીપર મૂકે તો મીંડી પણ પાકે જેથી ધનનો આખો ઢગલો પોતાનાજ ઘરમાં આવી જાય એ હેતુથી ઘરમાં જે કંઈ હોય તે બધુંજ છક્કા પર મૂકે અને છેવટે છક્કો છટકી જતાં બધું તે તળીયા ઝાટક થઈ જઈ તેના પણ છેવટે છક્કાજ છુટી જાય; તેમ હીટલર આજે નંબર પર નંબર લગાવી રહ્યો છે. જીંદગીનો જુગાર ખેલી રહ્યો છે, માનવ રક્તથી હોળી રમી રહ્યો છે. જેથી માનવતાને નામે અમેરિકાને અપીલ થઇ રહી છે. હીટલરની દાનવતાને હણવા અમેરિકાની માનવતા સળગતી રહી છે.

હરાયો માલ ખાનાર પાડો ચોમાસું ચરી ચરીને ફાટી પડે અને પછી તો ન જુવે ઝાડનું થડ કે ન જુવે ભીંત કે ન જુવે આગગાડીનું એંજીન ! ગમે તેની સામે શીંગડા ઉગામવા લાગે તેમ હીટલર નાના નાના મુલકોને ઓહીંયા કરી કરીને માતેલો બન્યો હોઇ એકવાર પ્હાડ સામે માથું ભટકાવતાં પણ ખંચકાશે નહિ. એતો પ્હાણા સાથે મસ્તક ભટકાશે ત્યારેજ સમજણ આવશે.

ટાંપી રહેલી બિલાડી અંધારાનો લાભ લઇ એકાએક ઉંદર પર કૂદી પડે અને તેને પકડીને ચાઉં કરી જાય. તેમ પોતાની આસપાસના નાનાં પાડોશી રાજ્યોને ચાઉં કરીને હીટલર ફાટ્યો છે. વિચારનારા વિચાર કરી રહ્યા છે કે દરરોજની સેંકડો કે હજારોની નહિ પણ લાખોની કતલ ચલાવનાર એ નાઝી રાક્ષસોને મ્હાત કરવા કોઇ કુદરતી શક્તિ છે કે નહિ ? શું ગોડ પણ ઉભાં ઉભાં આ બધો તમાશોજ જોયા કરે છે ? ના, ના, હતાશ થવાની જરૂર નથી ? ઉતરાણમાં કનકવા તમે ચગાવ્યા નહિ હોય પણ કોઇને ચગાવતાં તો જોયા હશેજ ? પેચ લડે છે; ત્યારે કનકવાને ખુબ ઢીલ છોડવામાં આવે છે. હીટલરનો કનકવો પણ હવે પેચ લડી રહ્યો છે. કુદરત તેને ઢીલ છોડી રહી છે. એક કે બે પેચમાં અંતે એ કનકવો પણ કપાશેજ અને પેલા સાંઈ મૌલાઓનું ગીત સાચું પડશે કેઃ–

"એક દીન તેરા પતંગ કટેગા છુટ જાએગી દોર દોર".



આવાઝકી દુનિયાકે દોસ્તો ! લીગ અને કોંગ્રેસના ટટ્ટુઓ અંતે દોડી દોડીને થાકી ગયાં છે. યુરોપની સાઠમારીએ જગતનું ધ્યાન રોક્યું હોઈ લીગ-કોંગ્રેસની રેસ તરફ કોઈ જોતું નથી જેથી પરાણે થાકીને એ ટટ્ટુઓ યુરોપની સાઠમારી શાંત ન થાય ત્યાં સુધી રસ્તામાં જ્યાં બેસી ગયાં છે ત્યાંને ત્યાંજ બેઠેલાં રહેશે. અને પૂછડાથી માંખ્યો ઉડાડ્યા કરશે ! અને એ શિવાય બીજું કરે પણ શું ? હવે તો દાઢી બોડવાના અસ્તરા, ઘાસ કાપવાનાં દાંતરડાં અને વેંગણાં કાપવાની છુરી સિવાય હિંદમાં બીજું

આપણી સાહિત્ય પરિષદમાં તો જાન જોડાવાની તૈયારી કેટલા દિવસથી થઇ રહી છે. પણ હજુ વરનું ઠેકાણુંજ નથી! આપણી સાહિત્ય પરિષદોમાં પ્રમુખની ચુંટણી એ દરિઆમાં ડુબકી મારી મોતી કાઢવા જેવું દુષ્કર કાર્ય ગણાય છે, પણ પ્રમુખની શોધખોળ પાછળ જેટલો શ્રમ લેવાય છે એટલો શ્રમ પરિષદ પાછળ લેવાય તો ? તો આપણી પરિષદો સ્કૂલ ગધેરીંગના જલ્સા જેટલુંએ મહત્વ ધરાવતી નથી તેને બદલે ખરા રૂપમાં પરિષદ બની રહે.

O

કૉલેજના દેવદાસોને ઉદ્દેશીને આજે બે શબ્દો કહી રહ્યો છું. એ મિત્રોને કડવી ગોળી નહિ ગમે! નિતદિન ચોકલેટ પેપરમિન્ટથી મોઢું સુધારનારને કિવનાઇનની ગોળી શી ગમે! પણ યાદ રહે દેશનેતાઓએ તમને અનેકવાર સંબોધ્યા છે કે **"તમે દેશનું ધન છો."** પછીએ સિક્કા બાબાશાહી નીકળે એ કેમ પાલવે ? તમારા માબાપો અને વાલીઓ તમારી પાછળ ફના થઇને તમને જે કેળવણી આપે છે તેને ટાપટીપમાં વેડફી ન નાખો. જાણો છો? ઘણી વેળા તો તમે હજારોનો ખર્ચો કરાવીને ભણો છો અને પછી જે સર્ટિફિકેટ મેળવો છો તેને ફ્રેમ મઢાવવા જેટલાએ પૈસા પેદા કરી શકતા નથી! પેદા કરવાની વાત બાજુએ મૂકીએ તો સર્ટિફિકેટના સ્વામી થતાં પહેલાં તમે એટલો ખર્ચો વધારી દો છો કે તમે કોઇ સાધારણ માનવીના પુત્ર નહિ પણ રાજાના કુંવર હો એમ જણાય છે! જોશ મલીહાબાદી તો તમને "કોલેજની પરીઓ"ની ઉપમા આપી રહ્યા છે પણ તમે "કોલેજના ગુલ્ફામ" તો જરૂર હોજ! દેશને સિપાહીઓની જરૂરત છે, સૈનિકોની જરૂરત છે, જાપાની ચીમની જેવા તકલાદી ગુલ્ફામોની જરૂરત નથી! કર્તવ્યઘેલા વીર યુવકોની આવશ્યક્તા છે, પ્રેમઘેલા દેવદાસોની નહિ!

"ક્યા ચેહ્રા દુરસ્ત હોં મેરે મજ઼મું કે ફ઼ાર્સસે ? ફુરસત કહાં હે ઉનકો તો કાલિજકે કોર્સસે!"

હું જાણું છું કે આ વાંચીને કોઇ ભાઇ તો એમ પણ કહી નાંખશે કે :—

"કુછ શક નહિ કે હઝરતે વાઈઝ હેં ખૂબ શખ્સ; પેહ ઔર બાત હે કે જરા બેવકૂફ હે!"

●

## બે ગમનાક બનાવ

અમને જણાવતાં દિલગીરી થાય છે કે અમારા જાણીતા લેખક ભાઈ **'મુસ્તુફાબાદી'** સાહબનાં અમ્મા સાહબાનો ઈન્તેકાલ થયો છે. (ઇન્ના) ખુદા મરહૂમાને મગફેરત કરે તથા ભાઈ મુસ્તુફાબાદી અને તેમના કુટુંબી જનોને સબ્રે જમીલ અતા કરે! આમીન

સાથે સાથે બીજો પણ ગમનાક બનાવ નોંધીએ છીએ, કાઠિઆવાડના જાણીતા લેખક અને પત્રકાર ભાઇ **'માંડવિયા'** સાહબના અહલિયાનો પણ ઈન્તેકાલ થયો છે. (ઇન્ના) ખુદા મરહૂમાને ગરીકે રહમત કરે અને ભાઈ માંડવિયાને ધીરજ બક્ષે! આમીન

અમે અમારા સ્ટાફ તરફથી આ બંને ભાઇઓના દુઃખમાં ભાગ લઇએ છીએ.

તંત્રીઓ

# મુસ્લિમોની પડતી અને પ્રગતિ નો

※ મૂળ ※ ※ લેખ ※ ※

અનુવાદક : ઈસાભાઈ (કાની)

"સરે તસ્લીમ ખમહે હર નયે ફેશનપે કયું તેરા,
કહાં જાતી રહી મુસ્લિમ વો તેરી વઝએ ખુદદારી!
ઝમાના નકલ કરતા થા તેરી હર વઝએ હૈયતકો,
મુસલ્લમ થી જહાંમે તેરી દાનાઈ વ હુશયારી!
તેરે કાનૂને ફિતરતમેં ગદાઓ શાહ બરાબર થે,
નિરાલા થા જહાંસે તેરા આઈને-જહાંદારી!
તેરી હિમ્મત કે આગે કોહો દરયા સબ બરાબર થે,
તેરા અઝમ આરે ઈસ્તિકલાલ કુલ આલમપે થા ભારી!"

આજે જ્યારે કે મુસ્લિમોનું સામાજીક સંગઠન છીન્ન ભીન્ન થઇ રહ્યું છે, તેઓની ધરમી, અમલી, નૈતિક, રાજકીય, અને આર્થિક મતલબ કે દરેક દીની અને દુન્યવી વિશેષતા વિનાશ પામી ચૂકી છે, અને તેઓ પોતાની પ્રત્યેક હાલતમાં પોતાના ધર્મચારી-પૂર્વજોથી વિરૂદ્ધ દિશાએ જોવામાં આવે છે। અગર તેમના બુઝુર્ગો માનવ જગતને માટે ગર્વ સમા હતા તો એઓ દુન્યાને માટે કલંકરૂપ છે। પુર્વજો પોતાની રેહણી કરણી, સંસ્કાર, સભ્યતા અને ઇલ્મો અમલમાં બેધડક શિરોમણી તરીકે સ્વીકારાયા હતા તો આજના મુસ્લિમો વારસામાં મળેલી તે અમૂલ્ય પુંજી ગુમાવી ઘેરઘેર ભિક્ષાપાત્ર લઇને ભટકતા ફરે છે। અને જે નવી ફેશન યા નવો ધર્મ તેમની દ્રષ્ટિએ પડે છે તેને સત્કારવા તૈયાર થઈ જાય છે।

મુસ્લિમોની અંતિમ બલ્કે અસીમ અવનતિ જોઈને વર્તમાન બુદ્ધિમાનો તેનાં કારણો અને ઉપાયો શોધવા પ્રતિ લક્ષ આપી રહ્યાં છે, કોઈ કહે છે કે મુસ્લિમોમાં પાશ્ચાત્ય શિક્ષણની કમી એનું કારણ છે માટે તેમણે સરકારી સ્કૂલો અને કોલેજો તરફ દોડવું જોઈએ। કોઈના નઝદીક ખેતીવાડીને ઉત્તેજન આપવું તેમની બીમારીનો રામબાણ ઇલાજ છે। કોઇ કહે છે કે, દરેક કોમની ઉન્નતી માત્ર વ્યાજ લેવા પરજ -આધાર રાખે છે। અને એક ટોળી એવી છે કે જે દરેક દિલચાલમાં યુરોપની નકલ ઉતારવાને તથા તેઓના આંધળા અનુકરણનેજ મુક્તિ-માર્ગ સમજી મુસ્લિમોને તે પ્રતિ નોતરે છે। અને બદકિસ્મતીથી આજે તે જમાઅત પણ મુસલમાનોમાં પૈદા થઇ ચુકી છે જે ખુદ ધર્મનેજ બધી પ્રગતિઓના પ્રતિરોધકરૂપ-સમજી તેના રહ્યાસહ્યા ચિન્હોને પણ ફના કરવાની ફિકરમાં છે। મતલબ કે જેટલાં મોઢાં એટલી વાતો છે.

"ઝાહિદ બખુલ્દ માઈલ આશિક બકૂએ દોસ્ત;
બુલ્બુલ બ બાગો "ચુગ્દ" બ વીરાના મીરવદ."

[ ઝાહિદ જન્નત તરફ અને આશિક માશુકની ગલી તરફ; બુલબુલ બગીચા તરફ અને ઘુવડ વેરાન જંગલ તરફ જઈ રહ્યો છે ]

એ બારીક સંશોધન અને મીમાંસાની સક્રીય પ્રવૃત્તિ, તથા વાદવિવાદનો કોલાહલ સાંભળી

એક જુની ઢબનો પુરાણા ખિયાલવાળો મુલ્લા પણ હુજરામાંથી ડોકિયું કરી એ બુદ્ધિશાળીઓને સંબોધીને કહે છે કેઃ—

"નરસમ ન રસી બકર્અબા અય એઅરાબી;
કીં રાહ કે તૂમીરવી બ તુર્કસ્તાન અસ્ત."

[ હે ગામડીયા મ્હને ધાક છે કે તું કઅબા શરીફ પહોંચીશ નહિ. કારણકે તું જઈ રહ્યો છે તે રસ્તો તો તુર્કસ્તાનનો છે। ]

અને બેધડક કહે છે કે ઇસ્લામની ઉન્નતી અને અવનતિના કારણો તથા તેનો સાચો અને સહી ઇલાજ તે લોકોને પુછો જેઓની જિન્દગીઓ એજ મયદાનના પ્રમાણમાં વીતી ગઈ અને જેમણે તેના સિદ્ધાંત તથા પેટા નિયમોની તપાસનેજ પોતાની ઉમ્રની પુંજી સમજી છે.

"હકીકત પૂછ ગુલશો બુલબુલોંસે;
ભલા ઇસ્કોસબા ક્યા જાને ક્યા હૈ."

તમે મ્હને ઓર્થોડોક્સ કહો યા ટુંકી દ્રષ્ટિ અને ટુંકા વિચારવાળો મુલ્લા પરંતુ બે સૈકાનાં નિરંતર અનુભવોએ હવે તો આ હકીકત તદ્દન સ્પષ્ટ કરી દીધી છે કે પરિભાષામાં પ્રચલીત થએલી તમારી "રૌશન ખિયાલી" એ ગુંચનો ઉકેલ લાવી શકી નહિ બલ્કે તેના સઘળા પ્રયત્નો "મરઝ બઢતા ગયા જું જું દવાકી"વાળા કથનાનુસાર સાબિત થયા.

કારણકે જ્યારે અમે મુસ્લિમોની એ 'રૌશન ખિયાલી' અને નુતન શિક્ષણની ઉન્નતીના સમયને આજથી સો વરસ પહેલાના ઝમાના સાથે સરખાવીએ છીએ તો અનુભવ તથા દર્શની પુરાવા બતલાવે છે કે મુસ્લિમોનું સામાજીક અને સામુદાયિક જીવન પ્રતિદિન ભયમાં સપડાતું જાય છે। અને તેમણે એ બધા પ્રયાસોથી જે ઉન્નતી સાધી છે તે કેવળ ઉલ્ટી દિશામાંજ। તેઓની ઇજ્જત રાહત, માલ અને દૌલતની જે સ્થિતી આજથી સો વર્ષ પૂર્વે ટુંકી દ્રષ્ટિ તથા દકયાનુસી વિચારોના રાહત ઝમાના હતી આજે રૌશન ખિયાલીના સામ્રાજ્યમાં કોઈ સ્થળે તેનું નિશાન પણ દ્રષ્ટિગોચર થતું નથી।

અગર કોઈને વ્યક્તિગત રીતે ધારાસભામાં બેઠક યા કોર્ટ-રૂમમાં કુરસી મળી ગઈ અને તે પણ ત્યારેજ જ્યારે કે તેને પાશ્ચાત્ય સભ્યતા અને સંસ્કારમાં પ્રથમથીજ રંગી દેવામાં આવ્યો હોય તો તેને કૌમોન્નતી કહેવી કોઈ બુદ્ધિશાળીનું કામ નથી. પણ અમારી સદર્હુ વિનંતીનો ખુલાસો આ નથી કે નુતન-શિક્ષણ પ્રાપ્ત કરવું ગુનોહ છે। બલ્કે મતલબ આ છે કે એને માત્ર ઉન્નતીના આધારરૂપ સમજવામાં ન આવે બલ્કે ઉદાર નિર્વાહના અનેક સાધનોમાંથી એને પણ એક સાધન સમજી તેટલી હદ સુધીજ એના તરફ લક્ષ આપવામાં આવે જ્યાં સુધી ધર્મ એની આજ્ઞા આપે છે અને વ્યક્તિગત તથા કૌમી પ્રગતિની રૂહમાન "અપ્લાકે-હુસુગ્ન"ની પૈરવીનેજ સમજવામાં આવે.

ગતલબ કે જ્યારે બે સૈકાઓના નિરંતર પ્રયત્નો પછી પણ આપે કલ્પેલી રૌશન ખિયાલીએ મુસ્લિમોને ઉન્નતીના શિખરે પહોંચાડવાને બદલે અવનતિની ઉંડી ખાઈમાં ધકેલી દીધા છે તો હવે ખુદાને વાસ્તે જરા સંકુચિત વિચારવાળાઓનું પણ સાંભળી લ્યો કારણ કેઃ—

"કારે-કુને આકલ બર ન આયદ,
દીવાનગીએ કુરો બિશાયદ"

એજ શએરનો તરજુમો મહુમ અકબરે ઘણીજ અસરકારક શૈલીમાં આ પ્રમાણે કર્યો છે.

સંસ્કાર, સંસ્કૃતિ તથા આમાલમાં જગતના ઉસ્તાદ માન્ય કરાવી દીધા, તે માત્ર અખ્લાકે નબવીય્યહનું અનુકરણ હતું અને બસ........

સ્હેજ ઉંડો વિચાર કરો તો પ્રત્યેક જડોન્નતી યા આત્મિકોન્નતીના પર્દામાં તેજ અદબ અને અખ્લાકના અમૂક કિરણોની પ્રવૃત્તિ દ્રષ્ટિગોચર થશે અને સાબિત થઇ જશે કે જે કૌમે જ્યારે કોઇપણ પ્રકારની રૂહાની યા માદ્દી પ્રગતિ પ્રાપ્ત કીધી તો તેની અસલ રૂહ તેજ સિદ્ધાંતો અને નિયમો હતા જેમને લઇને કુર્આન શરીફ અને નબીએ-કરીમ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ તશરીફ લાવ્યા હતા.

પાશ્ચાત્ય, હિન્દુ અને બીજી બિનમુસ્લિમ કૌમો કે જેમને આજે પ્રગતિ પામેલી કહેવામાં આવે છે, પહેલાં તો એક મુસ્લિમને એમાં ગૈરત આવવી જોઇએ કે એ પ્રગતિને પ્રગતિ તરીકે સ્વીકારે! ખાસ કરીને જ્યારે તે એમ પણ જાણે છે કે તે કૌમોની સઘળી પ્રગતિઓ અને તઅલીમોનો ખુલાસો માત્ર અલ્પ સમય માટે દુન્યાની રાહત તથા ઇજ્ઝતની ખોટી લાલચ છે!

અને જો એ તરફ લક્ષ આપવામાં ન આવે તો એ દિવસની ઝાહિરી ઉન્નતીનું કારણ પણ ન તો ખેતી છે, ન વેપાર, ન વ્યાજ છે, ન 'નૂતન શિક્ષણ', એ સર્વ વસ્તુઓ માત્ર ઝાહિરી સાધનો છે એમાં પણ ઉન્નતીનો આત્મા તે મેહનત સુદર વ્યવસ્થા, મક્કમતા અને ખોટા ખર્ચથી બચવું વગેરે છે જે ઇસ્લામી શિક્ષણનું ખાસ અંગ છે.

આજે મુસ્લિમો અને હિન્દુઓ બંને વેપાર કરે છે પરંતુ પ્રથમ તો મુસલમાન પોતાની ગૈર વ્યવસ્થા તથા સ્વભાવની અસ્થિરતાને લીધે નફો ઓછો મેળવે છે અને જો છાપરું ફાડીને થોડી પુંજી એકઠી પણ કરી લીયે છે તો જ્યાં સુધી તેનાથી બમણું કરજ લઇને ખર્ચ કરે નહિ ત્યાં સુધી તેને સંતોષ થતો નથી!

અને હિન્દુ બચ્ચો વેપાર ખેડે છે તો પ્રથમ એવી વ્યવસ્થા અને લેવડ દેવડની સફાઇથી કામ લીયે છે કે પરિણામે નફો મેળવ્યા સિવાય રહેતો નથી. વળી આવકમાંથી એક અગત્યનો ભાગ બચાવી રાખવો ફરજ સમજે છે. આ એક નમૂનો છે.

એવીજ રીતે તમામ કારોબારમાં હિન્દુઓ તથા અન્ય કૌમોની ઉન્નતી અને મુસ્લમોની પ્રતિદીન પડતીનું કારણ માત્ર આ છે કે મુસ્લિમોએ હઝરતે અકદસ (તેમના ઉપર મ્હારાં મા બાપ કુરબાન) સલ્લલ્લાહો અલૈહે વસલ્લમની પૈરવીથી મોં ફેરવી લીધું. તો દીનની સાથે દુન્યાએ પણ તેમનાથી મોં ફેરવી લીધું.

અને અન્ય કૌમોએ પોતાની કમનસીબીથી ઇસ્લામના તે સિદ્ધાંતોને ગ્રહણ કર્યા નહિં જે તેઓને માટે હમેશાની ઇઝ્ઝત રાહત અને સતતોન્નતીનું સાધન બની જાત. બલ્કે પોતાની ટુંકી દ્રષ્ટિથી માત્ર દુન્યાની અલ્પ પુંજીનેજ વિલાસ અને વિનોદનો ખઝાનો સમજી તેને પ્રાપ્ત કરવા માટે જેટલા સિદ્ધાંતો અને નિયમોની આવશ્યકતા હતી તેમને મક્કમપણે પકડી લીધા. અને પોતાના હેતુમાં સફળ થયા, પરંતુ દોસ્ત અને દુશ્મન સાથે સરખું વર્તન કરવામાં આવતું નથી જેથી "મુસલમાન" કે જે જગત કર્તા સાથે સંબંધ અને મહબ્બતનો દાવો રાખે છે તે અગર 'દીન'ને છોડી માત્ર દુન્યવી પ્રગતિ મેળવવા ચાહે તો પોતાના હેતુમાં કદી પણ સફળતા મેળવી શકશે નહિ. બલ્કે જગત કર્તાએ પોતાની રહમત અને મહેરબાનીથી તેઓની દુન્યાને દીનને તાબે બનાવી દીધી છે. તેઓ જ્યારે દીનને મક્કમપણે પકડે છે તો દુન્યા ઝલીલ થઈને તેઓના પગે પડે છે, અને જ્યારે તેઓ દીનથી ફરે છે તો દુન્યા તેઓથી ફરી જાય છે!

"ચું અઝો ગરતી હમા ચીઝ અઝ તુ ગરવ;
ચું અઝો બરતી હમા ચીઝ અઝ તુ બરત."

[ જ્યારે તું તેનાથી ફરી જાય છે તો દરેક વસ્તુ ત્હારી સ્હામે બંડ જગાવે છે અને જ્યારે તું તેની સાથે બંધાય છે તો બધી ચીઝો ત્હારી સાથે બંધાય જાય છે.]

અમારી સદર્હુ વિનંતીથી આપ સમજી ગયા હશો કે "અખ્લાકે-નબવી" [ઇસ્લામી સંસ્કૃતિ] તમને વેપાર, ખેતી, નોકરી વગેરેનો ત્યાગ કરવાની તઅલીમ આપતા નથી બલ્કે મનુષ્યની બધી જરૂરતો તથા સ્વભાવિક પ્રેરણાઓને પોતાના હાલ પર કાયમ રાખી વેપાર, ખેતી, નોકરી, હુકૂમત વગેરેને માટે એક સુધારો રજુ કરે છે કે જેથી આ બધા પ્રયત્નો અને પ્રયાસો સરળતાથી સફળતા પામી શકે અને મનુષ્યને તેના મુળ હેતુ યાને હમેશાની "રાહત"ની ફિકરથી ગાફિલ બનાવે નહિ.

"તા તૂ નાને બકફ્યારી વ બગફ્લત નખુરી"

[એટલા માટે કે તું રોટલો કમાય પણ તેને ગફ્લતથી ખાય નહિ] અને એજ ખરી ઉન્નતી છે નહિતર પશુઓ પણ પેટ ભરે છે. મતલબ કે મુસ્લિમોન્નતી માત્ર નબીએ-કરીમ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમની સુન્નતોના અનુકરણમાંજ સમાયેલી છે તેની ઉપેક્ષા કરી પ્રથમ તો કોઇ પ્રકારની તરક્કી કરી શકાતીજ નથી ! અને ધારી લ્યો કે કોઈ પ્રગતિરૂપી પત્ની અને રાહતરૂપી અઝાબ પ્રાપ્ત થયો તો પરિણામ શું ? જ્યારે મુસલમાન મુસલમાનજ ન રહ્યો.

"કાબેલિય્યત તો બહોત બઢ ગઈ માશાઅલ્લાહ,
લેકિન અફસોસ યેહી હૈ કે મુસલમાં ન રહે !"

આહ ! આજે તે લોકો કે જેઓ પોતાને રૌશન ખિયાલ તરીકે ઓળખાવે છે. આટલી સાફ અને સ્પષ્ટ વાતને પણ સમજતા નથી કે અગર ઇસ્લામી અહકામ અને નબવી અખ્લાક ને ત્યાગીને અમે પાશ્ચાત્ય શિક્ષણ યા યુરોપના અનુકરણથી કોઈ બાહ્યોન્નતી મેળવી પણ લીધી. તો તે ઇસ્લામ યા મુસ્લિમોની ઉન્નતી કયા આધારે કહી શકાય ? બલ્કે ખરૂં જોતાં એતો એક મુસલમાનરૂપી અંગ્રેજની તરક્કી થઈ ! મુસ્લિમોને એની ખુશી કેવી ? અકબર મર્હૂમે ખૂબ ફરમાવ્યું છે કેઃ—

"ન નમાઝ હૈ ન રોઝા ન ઝકાત હૈ ન હજ્જ હૈ.
તો ફિર ઇસ્કી કયા ખુશી હૈ કોઈ જેન્ટ કોઈ જજ હૈ !"

અને બીજી જગ્યાએ ફરમાવે છે કેઃ—

મેરી સમજસે હૈ બાહિર મુહિતેબે મરકઝ
તરક્કીયાં હુઈ ફિરકી જો કૌમકી ન રહી ?
તમામ કૌમ એડીટર બની હૈ યા લીડર.
સબબ યે હૈ કોઇ ઔર દિલ્લગી ન રહી.

એમે તો સાફ સાફ કહીયે છીએ કે પવિત્ર દીનની વિશેષતાઓ અને નબવી અખ્લાક નૂરના બદલામાં અગર આખાએ જગતની હુકૂમત અને ઇઝ્ઝત મળે તો મુસલમાન કોઈ કાળે પણ તેનો ગ્રાહક થશે નહિ.

"મૈં તો બુતખાનેમેં ગાહક ન હુવા ઇઝ્ઝતકા
દિનકે બદલેમેં મિલ્તીથી તો સસ્તી કયાથી ?"

સંપૂર્ણ

# જેવા સવાલ તેવા જવાબ !!!

### સવાલ

તમારા ખયાલ મુજબ કિતરત કયારે હસે છે?

### જવાબ

૧ જ્યારે એક મડમ સાહબ કોઈ આફ્રીકન હબ્શીના ખૂબસુરત હોઠો પર ફીદા થઇ જાય.

૨ જ્યારે એક દેશી મોચી પર કોઇ પરીનો પડછાયો પડી જાય

૩ જ્યારે કોઇ હાજી હજ કર્યાં પછી પણ દાઢી મુંડાવે, બ્યાજ ખાય, અને સીનેમા જુએ.

૪ જ્યારે કોઇ રૂપવંતી વેસ્યા કોઈ પૈસાદાર જવાન ઉપર દિદા થવાનો દાવો કરતી હોય.

૫ જ્યારે કોઇ રંગીન શાહરના પનારે ગ્રીડીઅલ ઔરત પડી હોય.

૬ જ્યારે કોઇ મોટા માણસની દીકરી અથવા પૌત્રી ફિલ્મ સ્ટેજની ફક્ત શોભા બનીને રહી જાય.

૭ જ્યારે કોઈ ૫૫ વરસનો શ્રીમંત બુઢ્ઢો ૧૨ વરસની છોકરી સાથે શાદી કરવાનો મનસુબો કરતો હોય.

૮ જ્યારે કોઈ મુલ્લાં ટાઇપ પ્રોફેસર એક ફેશનેબલ અને ગ્રેજ્યુએટ છોકરીથી શાદી કરી લે.

### સવાલ

ખરી રીતે તે ઇશ્ક કોણ કરી શકે છે!

### જવાબ

૧ તે માણસ કે જેની ઉમ્ર ૨૮ વરસની હોય અને પાંચ બચ્ચાંઓનો બાપ હોય.

૨ તે વિદ્યાર્થી કે જે તે ઘોડાગાડી કે જેમાં સૌંદર્યવની સ્ત્રીઓ બેઠી હોય તેની પાછળ સાયકલ દોડાવવાનો આદી હોય.

૩ તે પતી કે જેની પત્નિ ૬ મહિના પિયર રહેતી હોય.

૪ તે મોટર ડ્રાયવર કે જે કન્યા શાળાની મોટર લૉરી ચલાવતો હોય.

૫ તે નવ્વાબ કે જેની મિલ્કત કોર્ટ ઓફ વૉર્ડ થઇ ચૂકી હોય.

૬ તે નર્સ કે જેણી કદમાં ૪½ ફુટ લાંબી, વઝનમાં ૨½ મણ અને રંગે લયલા (કાળી) હોય।

૭ તે યુવાન કે જેના વડવાઓ પંદર હજાર રૂપીઆની મૂડી છોડી ગયા હોય.

૮ તે મુલ્લાંજી કે જેનો બેડરૂમ ઓરડો ફિલ્મ એકટ્રેસોની તસ્વીરોથી શણગારેલો હોય.

### સવાલ

કોલસાની દલાલીમાં હાથ કાળા કેવી રીતે થાય છે? તે દાખલા આપી સમજાવો.

### જવાબ

૧ જ્યારે કોઇને નેસ્નાલીસ્ટ આગેવાનની એકાદ ઑથોરીટીથી ઓળખાણ કરાવી દો અને પછી બીજે અઠવાડીએ તેજ લીડર સી. આઈ. ડી. ઑથોરીટીમાં નજરે પડે!

૨ આપ કોઈ ખુશીના પ્રસંગે આપને ત્યાં કોઈ આકર્ષક નાચનારાણી બોલાવો અને ભરી મેહફિલમાં આપનો દોસ્ત તેને જોઇને અક્કલ અને હોશ ગુમાવી દે

૩ જ્યારે કોઇ નિર્દોષ મુખડાના પરદેશી નવજવાનની નોકરીની તમે જામીનગીરી આપો અને બે ચાર દિવસ પછી તે ગુમ થઈ જાય.

૪ જ્યારે તમો તમારા ભાણેજ યા ભત્રીજાને બેએક ફિલ્મો તમારા ખર્ચે દેખાડો અને પછી તે પોતાની ચોપડીઓ વેચી સીનેમા જોવાનું શરૂ કરી દે.

### સવાલ

એક માણસ ખડખડાટ ક્યારે હસે?

### જવાબ

૧ જ્યારે ઇલેકશનમાં (ચુંટણીમાં) એક માણસ કોઇ ઉમ્મીદવાર પાસેથી લાંચ લઈને પણ તેનીજ વિરૂદ્ધ મત આપે.

૨ જ્યારે હકીમ સાહબ નાડતે હાથમાં લેવા છતાં પણ બીમારને શું બીમારી છે એમ પુછતા હોય

૩ જ્યારે એક વેસ્યા એકાદ પોલીસવાળાની પડોશણ થઇને પણ નિરાંતે સુવાનો વિચાર કરતી હોય.

૪ જ્યારે કોઈ નખરાળી પત્નિ સાડી અને નેકલેસ લઈ લીધા પછી પણ પોતાના પતિના ખીસાંની તાકમાં લાગી રહી હોય.

અનુવાદકઃ—કમર (બાંટવા)

"ચું અઝો ગશ્તી હમા ચીઝ અઝ તુ ગશ્ત;
ચું બઝો બસ્તી હમા ચીઝ બઝ તુ બસ્ત."

[જ્યારે તું તેનાથી ફરી જાય છે તો દરેક વસ્તુ ત્હારી સ્હામે બંડ જગાવે છે અને જ્યારે તું તેની સાથે બંધાય છે તો બધી ચીઝો ત્હારી સાથે બંધાય જાય છે.]

અમારી સદર્હુ વિનંતીથી આપ સમજી ગયા હશો કે "અખ્લાકે-નબવી" [ઇસ્લામી સંસ્કૃતિ] તમને વેપાર, ખેતી, નોકરી વગેરેનો ત્યાગ કરવાની તઅલીમ આપતા નથી બલ્કે મનુષ્યની બધી જરૂરતો તથા સ્વાભાવિક પ્રેરણાઓને પોતાના હાલ પર કાયમ રાખી વેપાર, ખેતી, નોકરી, હુકૂમત વગેરેને માટે એક સુધારો રજુ કરે છે કે જેથી આ બધા પ્રયત્નો અને પ્રયાસો સરળતાથી સફળતા પામી શકે અને મનુષ્યને તેના મુળ હેતુ યાને હમેશાની "રાહત"ની ફિકરથી ગાફિલ બનાવે નહિ.

"તા તૂ નાને બકફ્આરી વ બગફ્લત નખુરી"

[એટલા માટે કે તું રોટલો કમાય પણ તેને ગફલતથી ખાય નહિ] અને એજ ખરી ઉન્નતી છે નહિતર પશુઓ પણ પેટ ભરે છે. મતલબ કે મુસ્લિમોની ઉન્નતી માત્ર નબીએ-કરીમ સલ્લલ્લાહો અલયહે વસલ્લમની સુન્નતોના અનુકરણમાં જ સમાયેલી છે તેની ઉપેક્ષા કરી પ્રથમ તો કોઇ પ્રકારની તરક્કી કરી શકાતીજ નથી! અને ધારી લ્યો કે કોઈ પ્રગતિરૂપી પાની અને રાહતરૂપી અનાજ પ્રાપ્ત થયો તો પરિણામ શું! જ્યારે મુસલમાન મુસલમાનજ ન રહ્યો.

"કાબેલિય્યત તો બદોલત બહુત ગઈ માશાઅલ્લાહ,
લેકિન અફ્સોસ યેહી હૈ કે મુસલમાં ન રહે!"

આહ! આજે તે લોકો કે જેઓ પોતાને રોશન ખિયાલ તરીકે ઓળખાવે છે. આટલી સાફ અને સ્પષ્ટ વાતને પણ સમજતા નથી કે અગર ઇસ્લામી અહકામ અને નબવી અખ્લાક ને ત્યાગીને અમે પાશ્ચાત્ય શિક્ષણ યા યુરોપના અનુકરણથી કોઈ બાહ્યોન્નતી મેળવી પણ લીધી. તો તે ઇસ્લામ યા મુસ્લિમોની ઉન્નતી કયા આધારે કહી શકાય! બલ્કે ખરૂં જોતાં એનો એક મુસલમાનરૂપી અંગ્રેજની તરક્કી થઈ!' મુસ્લિમોને એની ખુશી કેવી! અકબર મર્હૂમે ખુબ ફરમાવ્યું છે કે:—

"ન નમાઝ હૈ ન રોઝા ન ઝકાત હૈ ન હજ્જ હૈ.
તો ફિર ઇસ્મેં ક્યા ખુશી હૈ કોઈ જેન્ટ કોઈ જજ્જ હૈ!"

અને બીજી જગ્યાએ ફરમાવે છે કે:—

મેરી સમજસે હૈ બાહિર મુસ્લિતે-બે મરકઝ
તરક્કીયાં હુઈ લેકિન લે કૌમતી ન રહી?
તમામ કૌમ એડીટર બની હૈ યા લીડર.
સમજ યે હૈ કાશ ઔર દિલકશી ન રહી.

અમે તો સાફ સાફ કહીએ છીએ કે પવિત્ર દીનની વિશેષતાઓ અને નબવી અખ્લાક નૂરના બદલામાં અગર આખાએ જગતની હુકૂમત અને ઇઝ્ઝત મળે તો મુસલમાન કોઈ કાળે પણ તેનો ગ્રાહક થશે નહિ.

'મૈં તો બુતખાનેમેં ગાહક ન હુવા ઇઝ્ઝતકા
દિનકે બદલેમેં મિલ્તીથી તો સસ્તી ક્યાથી?'

સંપૂર્ણ

# જેવા સવાલ તેવા જવાબ ! ! !

**સવાલ**

તમારા ખયાલ મુજબ કિતરત ક્યારે હસે છે?

**જવાબ**

૧ જ્યારે એક મડમ સાહબ કોઈ આફ્રીકન હબ્શીના ખૂબસુરત હોઠો પર ફીદા થઇ જાય.

૨ જ્યારે એક દેશી મોલ્વી પર કોઇ પરીનો પડછાયો પડી જાય

૩ જ્યારે કોઇ હાજી હજ કર્યા પછી પણ દાઢી મુંડાવે, વ્યાજ ખાય, અને સીનેમા જુએ.

૪ જ્યારે કોઇ રૂપવંતી વેશ્યા કોઈ પૈસાદાર જવાન ઉપર ફિદા થવાનો દાવો કરતી હોય.

૫ જ્યારે કોઇ રંગીન શાઇરના પનારે ચીડીઅલ ઔરત પડી હોય.

૬ જ્યારે કોઇ મોટા માણસની દીકરી અથવા પૌત્રી ફિલ્મ સ્ટેજની ફક્ત શોભા બનીને રહી જાય.

૭ જ્યારે કોઈ ૫૫ વરસનો શ્રીમંત્ર બુઢ્ઢો ૧૨ વરસની છોકરી સાથે શાદી કરવાનો મનસુબો કરતો હોય.

૮ જ્યારે કોઈ મુલ્લાં ટાઇપ પ્રોફેસર એક ફેશનેબલ અને ગ્રેજ્યુએટ છોકરીથી શાદી કરી લે.

**સવાલ**

ખરી રીતે તે ઇશ્ક કોણ કરી શકે છે?

**જવાબ**

૧ તે માણસ કે જેની ઉમ્ર ૨૮ વરસની હોય અને પાંચ બચ્ચાંઓનો બાપ હોય.

૨ તે વિદ્યાર્થી કે જે તે ઘોડાગાડી કે જેમાં સૌંદર્યવતી સ્ત્રીઓ બેઠી હોય તેની પાછળ સાયકલ દોડાવવાનો આદી હોય.

૩ તે પતી કે જેની પત્નિ ૬ મહિના પિયર રહેતી હોય.

૪ તે મોટર ડ્રાયવર કે જે કન્યા શાળાની મોટર લૉરી ચલાવતો હોય.

૫ તે નવ્વાબ કે જેની મિલ્કત કોર્ટ ઓફ વૉર્ડ થઇ ચૂકી હોય.

૬ તે નર્સ કે જેણી કદમાં ૪½ ફુટ લાંબી, વઝનમાં ૨½ મણ અને રંગે લયલા (કાળી) હોય!

૭ તે યુવાન કે જેના વડવાઓ પંદર હજાર રૂપીઆની મૂડી છોડી ગયા હોય.

૮ તે મુલ્લાંજી કે જેનો બેઠકનો ઓરડો ફિલ્મ એકટ્રેસોની તસ્વીરોથી શણગારેલો હોય.

**સવાલ**

કોલસાની દલાલીમાં હાથ કાળા કેવી રીતે થાય છે? તે દાખલા આપી સમજાવો.

**જવાબ**

૧ જ્યારે કોઇને નેશ્નાલીસ્ટ આગેવાનની એકાદ ઑફીસરથી ઓળખાણ કરાવી દો અને પછી બીજે અઠવાડીએ તેજ લીડર સી. આઈ. ડી. ઑફીસમાં નજરે પડે!

૨ આપ કોઈ ખુશીના પ્રસંગે આપને ત્યાં કોઈ આકર્ષક નાચવાવાળી બોલાવો અને ભરી મેહફિલમાં આપનો દોસ્ત તેને જોઇને અક્કલ અને હોશ ગુમાવી દે

૩ જ્યારે કોઇ નિર્દોષ મુખડાના પરદેશી નવજવાનની નોકરીની તમે જામીનગીરી આપો અને બે ચાર દિવસ પછી તે ગુમ થઈ જાય.

૪ જ્યારે તમો તમારા ભાણેજ યા ભત્રીજાને બેએક ફિલ્મો તમારા ખર્ચે દેખાડો અને પછી તે પોતાની ચોપડીઓ વેચી સીનેમા જોવાનું શરૂ કરી દે.

**સવાલ**

એક માણસ ખડખડાડ ક્યારે હસે?

**જવાબ**

૧ જ્યારે ઇલેક્શનમાં (ચુંટણીમાં) એક માણસ કોઇ ઉમ્મીદવાર પાસેથી લાંચ લઈને પણ તેનીજ વિરૂદ્ધ મત મત આપે.

૨ જ્યારે હકીમ સાહબ નાડને હાથમાં લેવા છતાં પણ બીમારને શું બીમારી છે એમ પુછતા હોય

૩ જ્યારે એક વેશ્યા એકાદ પોલીસવાળાની પડોશણ થઇને પણ નિરાંતે સુવાનો વિચાર કરતી હોય.

૪ જ્યારે કોઈ નખરાળી પત્નિ સાડી અને નેકલેસ લઈ લીધા પછી પણ પોતાના પતિના ખીસાંની તાકમાં લાગી રહી હોય.

અનુવાદકઃ—કમર (બાંટવા)

# સ્વીકાર અને સમાલોચના

ઇમ્પીરીયલ ટેલરીંગ એન્ડ કટીંગ કોલેજ—સુરતનું સૂચીપત્ર અભિપ્રાય અર્થે મળ્યું. અમે જાણ્યું કે આજકાલની કેટલીક લેભાગુ સંસ્થાઓ જેવી આ પણ એક સંસ્થા હશે પણ સૂચીપત્ર વાંચ્યા પછી અમારા તંત્રી સ્ટાફના એક પ્રતિનિધિએ જાતે જઇને એ સંસ્થાની મુલાકાત લીધી તો કામ રીતસર અને સંપૂર્ણ શાસ્ત્રીય રીતે ઉત્સાહ પૂર્વક થતું જોયું. પ્રિન્સિપાલ વી. એ. પુનાવાલા ખંતપૂર્વક કટીંગ અને ટેલરીંગ ડીપાર્ટમેન્ટ સંભાળે છે. સંસ્થા નાની છતાં જેટલી ઉપયોગી છે તેટલીજ વ્યવસ્થિત પણ છે. આ બેકારીના જમાનામાં ટેલરીંગ કામ શીખવું એ ઘણું ઉપયોગી થઇ પડે એમ છે. કારણ કે એથી ઓછા ખર્ચમાં માણસ શહેર કે ગામડામાં ગમે ત્યાં સ્વતંત્ર ધંધો કરી શકે એમ છે. આ સંસ્થા એક સારી સંસ્થા તરીકે અમારા ધ્યાનમાં ઉતરી છે આવી સંસ્થામાં શિક્ષણ લેવાથી થોડા વખતમાં ઓછામાં ઓછી ફી હુન્નરનું ટેલરીંગ કામ શીખી શકાય છે.





ઈમાન—એ મુંબઇથી નીકળતા પખવાડિકના શરૂઆતના બે અંકો તેના સંપાદકઃ—ઉસ્માન કાસમ તરફથી મળ્યા છે મજકુર અઠવાડિક ૧૦૦ મટન સ્ટ્રીટ નળ બજાર મુંબઇ નં. ૩ થી પ્રગટ થાય છે. પંજાબની લાહોર છલ્લાની પટ્ટી ગામની સીરત કમિટીના મુખપત્ર તરીકે આ પખવાડિક અંગ્રેજી અને ગુજરાતીમાં પ્રગટ થાય છે. સીરત કમીટીની ઇસ્લામ સેવાઓથી ગુજરાત અપરિચિત નથીજ. તેનું આ પખવાડિક પણ રૂપ-રંગ અને કામમાં સંગીન છે. સંપાદકની કાળજી પાને પાને દેખાઇ આવે છે, ટુંકાણમાં કહીએ તો નામ પ્રમાણે અવશ્ય ગુણ ધરાવે છે. આવા એક જરૂરી પખવાડિકને ઉત્તેજન આપવું એ મુસ્લિમોની ફરજ ગણાય. વા. લવાજમ રૂા. ૨) છે.

(રા. વણજારો)

મેસર્સ હાફિસજી એન્ડ સન્સ; બીગ બજાર રાંદેર તરફથી "પ્રભાત" ટુથ પાવડર અને "પ્રભાત" હેર રિમુવીંગ પાવડર મળ્યા છે. આવુ મોંઘવારી તેમાં ખાસ કરીને દવાઓની બાબતમા કંઈ કહેવા જેવુંજ નથી તેના સમયમાં ટુથ પાવડરની કીમત ત્રણ આના અને હેર રિમુવીંગ પાવડરની કીમત ચાર આના વધુ પડતી કહેવાય નહીં. વિદેશી વસ્તુઓના દુકાળીયા સમયમાં સ્વદેશી વસ્તુઓની બનાવટ તરફ અમે વંચક વર્ગનું લક્ષ ખેંચીએ તો અસ્થાને તો તે નથીજ. ટુથ પાવડર મોઢાની દરેક બીમારીઓથી બચાવનું સાધન રૂપ થઈ પડે એમ લાગે છે. હેર રિમુવીંગ પાવડરમાં જરૂરી વસ્તુઓ ઉપરાંત ખુશ્બોનું પ્રમાણ પણ સારૂં સચવાયું લાગે છે. અમે બન્ને વસ્તુઓની એકાદ ટ્રાયલ લેવા માટે વાંચકોને નમ્ર ભાવે વિનંતી કરીએ છીએ. ("ખાકી")




## પંકિત : પાણી કયાં છે આપની તલ્વારમાં?

આંખડીને વાર કરતી વારમાં;
છે મજા જુદીજ એના વારમાં.
દિલ ફસાયું પાંપણોના પ્યારમાં;
ફૂલના લા'વા લીએ છે ખારમાં.
હું બળું છું ઇશ્કના અંગારમાં;
કેમ પસ્તાઉં પડીને પ્યારમાં.
જખ્મ ઝંખે છે જિગરનાં આપને;
એવું બીજું કોણ છે સંસારમાં?
આપ દિલના દાગ પર દ્રષ્ટિ કરો;
એક નવો ગુલઝાર છે ગુલઝારમાં.
એક એની ચિંતનામાં છે બધું;
સાર કંઈ બીજો નથી સંસારમાં.
કોઈ મસ્તાની અદાઓ લઈ ગઇ;
હોશ જે બાકી હતો હુશિયારમાં.
લાખ યત્ને શીશ ઉંચું થાય ના;
શો ગજબનો ભાર છે આભારમાં.
જો ખુદાનો લાલ આપે છે અઝાન;
પ્હોંચ 'શયદા' મયકદે પળવારમાં.

'શયદા' (મુંબઈ)

નીતરતી રક્ત અશ્રુધારમાં;
પ્રાણ ધોયો આણુના વિસ્તારમાં.
પ્રેમીઓની હાર કેવળ જીત છે;
એક બેમાંથી બને છે હારમાં.
કુરબેઇઝની કાળ કપતો જાય છે;
ધાર ભાગી યારની તલવારમાં.
જામ કુલ્લો-મન-અલયહા ફાનનો;
એક દિન ખાલી થશે સંસારમાં.
તકબિમૂનલ-હકક-બિલ બાતિલ અરે!
દ્રાક્ષ-રસ છે સંત, પી, મઝધારમાં.
સવ—કે-યુઅતી--ક--રેતરદા સાંભળો;
શું નથી દિલદારીઓ દિલદારમાં!
કુન્તુ-કેનઝંન-મખ્ફિયન નિકટ કદી;
પૂર્ણ મુજ પાલવ થશે પળવારમાં.
મનરઆની, મનરઆની થઇ ગઇ;
જોઈ માઝાગલ બસર જોનારમાં.
રબઅરની પર તમારી હે "કલીમ"
લનતરાની સિદ્ધ થઇ દીદારમાં.

"કલીમ વારિફી" (ધોરાજી)

શેખજી; શું બોધની થાયે અસર ?
ઝિન્દગી વિતી બુતોના, પ્યારમાં !
દિલ દઈને પ્યાર 'માગું' છું સનમ;
નગદ સોદો છે જગત બાઝારમાં.
દિવ્ય જ્યોતિ દે 'અસીર' ને તું ખુદા;
છે તિમીર, નૌકા પડી મઝધારમાં

'અસીર' (કલકત્તા)

●

વાવ એવું કંઈ જીવન ગુલ્ઝારમાં;
જેની ખુશ્બો હો સકળ સંસારમાં.
મારૂં જીવન-દર્દ તું સમજ્યો નહીં;
ક્યાંથી સમજે તું પછી ઉપચારમાં !
વિશ્વમાં શાને થયો ના પ્યાર હું ?
સદ્‌ગુણો છે કંઈક મુજથી ખારમાં ?
દર્દને દાબી છુપાવી અશ્રુઓ;
ને હસું છું આજ હું સંસારમાં.
મારા દિલમાંયે પ્રણયનો દાગ છે;
હું શશી છું તારા એક ગમખ્વારમાં.
છો ભલેને આપ પાણીદાર પણ,
પાણી ક્યાં છે આપની તલવારમાં ?
એ પતંગોના પ્રણય દિલ જાણવા;
તું શમા થઈ જા પતંગ સંસારમાં.
શાને જાહિદ પ્રેમની પુછે વ્યથા,
તું શું જાણે દિલ અને દિલ્દારમાં ?
આવવા દો એક એક અહીં તીરે નઝર;
દિલ-જિગર તૈયાર છે સત્કારમાં.
આગ છે, તૂફાન ઠંડી આહ છે;
છે પ્રલય આકાશ-અશ્રુધારમાં.
કાં ડરે છે હારથી "મઝલૂમ" તું;
માનવી જીતે છે દુનિયા હારમાં.

"મઝલૂમ" (જેતપુર)

●

ચાંદની રાતોમાં શું મળશે મઝા;
ખોઈ નાખું છું જો હું અંધકારમાં;
ના બન્યો મારો સુકાની કોઈ પણ;
મારૂં જીવન નાવ છે મઝધારમાં.
લીગ ને કોંગ્રેસથી પુછો જરા;
મેળવ્યું શું આખરે તકરારમાં ?
દિલની વિણા મેં વગાડી પણ 'અમીન';
દર્દનાં સૂરો છે એના તારમાં.

"અમીન આઝાદ" (સુરત)

●

છે અજબ સુવાસ જીવનમાં ભરી;
જે ન છે ગુલમાં નતો ગુલઝારમાં.
દિલ મને છોડી હવે ક્યાં જાય છે ?
તું જ મારો યાર છે સંસારમાં.
હોય છે તકલીફની મીઠી મઝા;
પુષ્પ પણ ખીલી રહે છે ખારમાં.
છેડશો ના કોઈ જીવનની વિણા;
છે છુપા આક્રંદ એના તારમાં.
કેમ 'ઘાયલ' બોલતા કાંઈ નથી,
કંઈ લાગો છો તમે વિચારમાં ?

'ઘાયલ' (પાનોલ)

●

પ્રેમનો આરંભ છે દુ:ખથી ભર્યો;
અંત એનો આવે છે શુભ સારમાં.
મારી ઉપર પ્રેમ દ્રષ્ટિ આપની;
હું દબાઈ જાઉં છું ઉપકારમાં.
રહમનું બ્હાનું કરો છો આપ કાં !
પાણી ક્યાં છે આપની તલવારમાં !
આપની આંખો નશીલી જોઈને;
હોશ કંઈ બાકી નથી હુશ્યારમાં.
પ્રેમથી પીધેલ છે તું હે 'શરફ' !
પ્રેમ-રોગી તું થયો સંસારમાં ?

"શરફ" (સુરત)

●

શો ગઝબ છે આપના શણગારમાં ?
ભાન ભુલી જાઉં છું પળવારમાં.
પ્રેમની મીઠી બજાવી બંસરી;
લઇ ગયાં દિલ દિલરૂબા ઉપકારમાં.
એ છલકતા જામની લાલી મહીં;
જોઉં છું જીવન બધું પુર બ્હારમાં.
થાય કાં અય ઝિંદગી બેચૈન તું;
છે પરિવર્તન જીવન-સંસારમાં.
કાળ તું મારૂં બુરૂં કરશે ન કંઇ;
છે મને વિશ્વાસ સર્જનહારમાં,
પુષ્પ સમ મેહકી ઉઠે તારૂં જીવન;
પ્રાણ પેદા કર જીવન ગુલ્ઝારમાં.
દર્દ પણ દિલમાં ભલે આવી વસે;
દર્દ પણ ઉપચાર છે ઉપચારમાં.
મેં ન જાણ્યો ઝિંદગીના મર્મને;
ગાય છે જે દિલ સિતારી તારમાં.
ના કહેવાનું "વલી" તેં કહી દીધું;
શબ્દ દ્વારા શબ્દની તકરારમાં.

"વલી" કરમાડ

●

કત્લ કાં કરતા નથી ક્ષણવારમાં;
શું કહો પાણી નથી તલવારમાં ?
નાવડી સપડાઇ છો મઝધારમાં;
મુજને છે વિશ્વાસ તારણહારમાં.
દર્દ તો જીવન તણું જાણ્યું નહીં;
કાં ગણો ખુદને ભલા ગમખ્વારમાં ?
સાંભળું છું તેમનો સંદેશ હું;
ઉદ્‌ભવે છે જે હૃદયના તારમાં.
તક ફુમૂનલ-હક્ક-અન્તુમ-તઅલમૂન;
સંતજી ! શું તમ નથી પીનારમાં ?
બ્યૂનહુમ-બિલ-કિસ્તે-હુમ લાયુઝલમૂન;
જે જગે છે આપના ચાહનારમાં.
ફાઇલાતુન——ફાઇલાતુન—— ફાઇલુન;
મેં ગઝલ "સાગર" લખી એ ભારમાં.

"સાગર" જેતપુરી

●

ઝગમગિત કર જ્યોત ને અંધકારમાં;
ને ખીલી જા પુષ્પ સમ ગુલ્ઝારમાં.
અશ્રુઓનાં નીરથી ધો સાફ કર;
દાગ લાગ્યા જે દિલે બીમારમાં.
કર્મ ત્હારાં જોઈ દિલ શર્માં જરા;
શર્મ પણ શૃંગાર છે શૃંગારમાં,
ભાગ્ય દેવી ચુમતે કદમો મગર;
પાણી ક્યાં છે, આપની તલ્વારમાં ?
આશ હો મંઝિલ તણી તો યાર તું;
જોશ ફુંકી દે જરા રફતારમાં.
ચક્ષુઓ ખોલીને જો "અશરાફ" તું;
સાર છે લાખો જીવનના સારમાં.

"અશરાફ" વહાલુ

●

જ્યારથી પાગલ છું તારા પ્યારમાં;
હું ખપ્યો છું ત્યારથી બેકારમાં.
જોઉં અજમાવો જરા મારી ઉપર;
પાણી ક્યાં છે આપની તલવારમાં ?
શાંતિ પણ મનને નથી મળતી "સહુર";
જીવનમાં સાર શું સંસારમાં ?

"સહુર" સુરત

●

ઝિન્દગી હારી ને 'કા' ના પ્યારમાં;
મમ પ્રણય વ્યાપક થયો સંસારમાં.
દર્દ, ગમ, આફત, મુસીબત એક કાજ;
એકલો ઉભો રહ્યો છું ચારમાં.
દુર્દશા ભાખી ને મારી થઇ ગયું !
મૃત્યુ આજે લીન અશ્રુધારમાં.
દિલને જીતીને તે દિલનો થઇ ગયો;
જય થયો મારો હૃદયની હારમાં.
મગ્ન હું વસંતોત્સવમાં હતો;
પાનખર આવી અરે ક્ષણવારમાં.
પ્રેમના દિલજીત સૂરો નિત્ય હું;
સાંભળું છું દિલના તારે તારમાં.
નવ મને પીંગળનું અધ્યન છે "ઇજન"
ને ખપું છું હું કવિતાકારમાં.

"ઇજન" ધોરાજવી

●

હું ન જો રૂસવા થતે તુજ પ્યારમાં;
કોણ ઓળખતે મને સંસારમાં?
જે મરી ચાલ્યા ગયા તુજ પ્યારમાં;
દેજ જીવીને ગયા સંસારમાં.
હારમાં એની છુપાઈ જીત છે;
પ્રેમ પંથે દિલ તું હીમ્મત હાર માં.
દૂર રહેજે બેવફા દુન્યાથી દિલ;
કંઈ નથી અધ્યારમાં મઝારમાં.
કલ્પનામાં આપ આવીને ગયા,
થઈ ગયું શું શું અહીં પળવારમાં?
હો મુબારક વિશ્વ દુન્યાદારને;
મારી દુન્યા આપના દીદારમાં.
મુખથી માંગીને તો 'સાકીલ' જો જરા;
શું કમી છે હુસ્નની સરકારમાં.

"સાઈક્ષ" જુનાગઢી

●

શો ફરક મુજમાં અને અગ્યારમાં?
ન્યાય ક્યાં છે આપની સરકારમાં!
જોમ આવી જાય છે બીમારમાં;
શી અસર છે આપના દીદારમાં!
આવ્યા, રહ્યા, ને ગયા પળવારમાં;
કોણ સંતોષે રહ્યું સંસારમાં!
સેજ પર ફૂલોની જે સૂતા હતા;
જઈ મળ્યા તે ખાકના અંબારમાં
તુજ સિતમને પણ દયા સમજું ન કાં!
શું તે છે ઉપકાર તુજ અપકારમાં.
શું કહું મિત્રો તણા વરતાવનું;
દુશમની છે પ્રેમના આકારમાં.
કાવ્યરૂપી પ્રેમ ના પાઠો તણો;
બોધ છે "ઉત્કૃત" તણા ઉદ્દગારમાં.

"ઉત્કૃત" (બરબોધન)

●

દિલના સૌદાની કથા પુછોજ ના;
ધૂમ છે હર કૂચએ બાઝારમાં.
કત્લ કરશો શું મને કાતિલ અહીં?
પાણી ક્યાં છે આપની તલવારમાં?
તે બહુરૂપિ થઈ દેખાય છે;
જોઉં છું તેને દરો દીવારમાં.
ઝુલ્ફથી અબરે નઝર રૂખસારથી;
છૂટવો મુશ્કીલ ફસ્યો આ ચારમાં.
તુ ઉદાસી શીદ થયો છે અય "મઝાક",
દેશે દર્શન તે તને આકારમાં.

"મઝાક" ડભોઈ

●

કોઈ પણ સાથી નથી સંસારમાં;
હું સથડિયાં ખાઉં છું અંધકારમાં.
વેદના ઉઠીને અટકી જાય છે;
રકતનું પાણી થયું તુજ પ્યારમાં
ઉર્મિઓ ઉભરાય ચુંબન કાજ મુજ;
પાણી જોઈ આપની તલવારમાં.
આક્રંદ દિલનું સમી શકતું નથી;
પ્રગટે છે બસ આહ! અંધારમાં;
સર્વ વ્યાપક એક દિન 'બેખુદ' થશે
મુજ પ્રણય-કિસ્સો સકળ સંસારમાં.

"બેખુદ" ધોરાજવી

●

નાખુદા થઈ પારકર, મુજ નાવને;
નાવ મુજ આવી પડી મજધારમાં.
જ્યાં લગી જાગે છે, પર જિબ્રીલનાં;
પ્હોંચ્યા ત્યાં તે નબી પળવારમાં.
રાય હો યા રંક હો યા ભુપતિ;
એક છે, સૌ 'ઈશના દરબારમાં'
તૂરપર મૂસા પડયા બેભાન થઈ;
ખૂબી શી છે, યારના દીદારમાં!
'કારવાં" પ્હોંચ્યો ગયો મ ઝિલ ભણી;
હું અટુલો રહી ગયો, અંધકારમાં.
પ્રેમના પંથે પડી "મુઝતર" તણો;
પામ્યા શું આ દુઃખી, સંસારમાં?

'મુઝતર" ડાંસોદી

●

પગ મેં જાણીને સુકોમળ આપના;
પાથરી.મુજ આશ તમ રસ્તારમાં.
હું ન કરવા ચાહું છુ કઇ ખુદકુશી;
આપ બાળો છો વિરહ અંગારમાં
ગાય છે ગીતો જરા તો સાંભળો;
મુજ વફા તૂટેલ દિલના તારમાં.
વ્યર્થ કંઇ હું ખાકને ચાહતો નથી;
આખરે છે એજ એક ગમખ્વારમાં
મુજ હૃદય ઉદ્યાન ઉજ્જડ થઇ ગયું;
ફકત એકરાર આપના ઇનકારમાં.
અલ્પ જીવન તું ન સમજ્યો તો પછી;
શાને 'શૌકીન' આવ્યો સંસારમાં.

"શૌકીન" જેતપુરી

●

જે નથી ઉફ ! ખંજરે ખૂંખારમાં;
ધાર તે તુજ આંખડીની ધારમાં.
આવ્યો હું આશ ધરીને દ્વારપર;
દાદ કાં મળતી નથી સરકારમાં !
સર્વને આપી મદીરા ત્હેં સનમ;
હું જ બાકી છું ફક્ત પીનારમાં.
હાય જીવન નાવ ભવસાગરે મહીં;
ખાય છે ગોથાં પડી મઝધારમાં.
કત્લ કાજે આવ્યા તલવારે લઇ;
કયાં છે પાણી આપની તલ્વારમાં !
કોણ છે ? કોને કહું મુજ દર્દો ગમ;
કોઇ "બેકસ"નું નથી સંસારમાં !

"બેકસ" રાંદેરી

●

શો ભરોસો આપનાં ઇકરારમાં ?
આપ બદલાઈ ગયા પળવારમાં !
આ દશાનો અંત કેવો આવશે;
છે મને દીવાનગી વ્હેવારમાં.
સદ વિચારી કોઈને જોતો નથી;
એકલો છું વિશ્વનાં વિસ્તારમાં !
છે હજી તો કાળના ઘાઓ ઘણાં;
કેમ તું થાકી ગયો બેચારમાં !
મારૂં જીવન આપની મરજી બને;
યાચના છે આપની સરકારમાં.
તારા ધૂની ને ભલા હો ભાન શે ?
પુષ્પ એ જોઈ રહો અંગારમાં.
પાનખર પર અણગમો થાતે નહિ;
એને તું સમજ્યો હતે જો બ્હારમાં
જે મઝાઓ પુષ્પમાં જોઈ નહિં;
એ મળી મુજને મઝાઓ ખારમાં.
દિલની વ્યાકૂળતા વધુ થાતી ગઈ;
શાંતિ કયાં છે આપના દિદારમાં !
માણસાઈને તજી આપે "સગીર"
છે ઘણાં એવાય આ સંસારમાં.

"સગીર" મુંબઈ

●

કેટલી ખૂબી છે હા ફલદારમાં !
બેવફૂફો પણ ખપે સરદારમાં !
છે પતિ પત્નિ મહીં ઘરમાં કલહ;
સત્ય એ પ્રગટે છે અસહકારમાં !
ભેદનારો ચક્રો આ ગાંધી નથી;
એ અભિમન્યુ છે બસ અવતારમાં !
વૈદુ કરતાં કરતાં તે "ધન્વંતરી";
પ્રેમ રોગી થઈ ગયા ઉપચારમાં !

'ધન્વંતરી'

●

છે તડપ દિલને, વિસાલે યારની;
ગુંથ એ દિલને, ગળાના હારમાં.
બે ઘડીની મોજ છે, ખાલી અહીં;
સાર શું છે યાર, આ સંસારમાં ?
દાવો શાએરીનો "હામી" કાં કરે;
શું રહસ્ય ભર્યું છે તુજ અશઆરમાં?

"હામી" સુરત

●

છે આ મુજ સંસાર તુજ સહકારમાં;
તુ નથી તો કંઈ નથી સંસારમાં.
સાર જોયો પ્રેમના એ સારમાં;
હાય જીવનથી મેં ધોયા પ્યારમાં.
કત્લ કરવાને મને એક વારમાં;
કયાં છે પાણી આપની તલવારમાં ?
દિલરૂબા એ રૂપની સુરત બધે;
જોઉ છું પ્રકાશ કે અંધકારમાં.
દિલલગીની દિલલગીમાં દિલરૂબા;
દિલ વહી જાએ છે અશ્રુધારમાં.
તુજ મિલન આતુરતાથી દિલ મહીં;
ઝણઝણે છે પ્રેમ એક એક તારમાં.
સુખ પછી કયાંથી મળે 'નાતિક' તને !
દર્દો ગમ છે જિંદગીના સારમાં !

"નાતિક" રાંદેરી

●

“ શમ્અ પેહલે જલ રહીથી વોહુભી અબ ખામોશ હુય ”

# સ્મરણો:

લેખક: “ ઇજન ” ધોરાજવી.

યુવાનીની ઉષા કેટલી રમ્ય ભાસે છે ? ગુલાબી રંગો એની દૈદિપ્યતાને ઝગડળતા અનેરા આલ્હાદક અનવધિ ઓજસ જીવનમાં અજવાળું પાથરે છે. આ સંગમથી પ્રફુલ્લ બનેલ પ્રેરણા પાંખો પ્રસારે છે; ત્યારે હૃદય ભાવિની ભવ્યતામાં વિહાર કરે છે.

o o o

અલૌકિક તેજ સૃષ્ટિમાં ઉડ્યન કરતી ભાવનાના વર્તુળ મહીં વિહાર કરતી હું ગાંડીતુર બની ને મ્હને ભુલી !

પ્રાશ્ચિમાત્ય દેશની સફર કરી હમણુંજ હિંદની પવિત્ર ભુમિ પર દંડી મુકી હતી. જીવન લ્હાવ સાથે રસ પ્રભા એની બહારમાં ખીલી ઉઠી હતી. અંગે અંગમાં અવર્ણનિય ભાવ પેદા થયા, હું વ્યાકૂળ બની અને હૃદયને ખોઈ બેઠી.

o o o

હિંદની જમીન ઉપર પગ મૂકયા પછી મ્હારા ચાહકોની સંખ્યા અપાર હતી. મ્હારી નાજુક દેહલતાને જોઇ બધા મ્હને ભાવપૂર્ણ દ્રષ્ટિએ અવલોકતા. કેટલાક વિભિન્ન ભાવે મારા નિવાસ્થાન સુધી આવી સૌન્દર્ય મુગ્ધ થતા. કંઇક રસીક આત્માઓ તો એમની ઘેલછાની માઝા મુકી મ્હારા નાઝુક શરીરને સ્પર્શ કરી પ્રસન્ન થતા.

મ્હને લાગ્યું કે હિંદની પ્રેમમય માનવતાનું મમત્વ આટલી હદે ઉભરાઈ રહ્યું છે એનું કારણ માત્ર મારી દેહ નાઝુકતાજ હોવી જોઇએ.

ખરેજ, પછી તો...હું અસંખ્ય ચાહકો અને પ્રેમીઓની નજરોનું મધ્યબિંદુ બની. એમાં એક .....પર મારૂં દિલ ગયું. મ્હેં એને દિલ્દાર માન્યો. એણે મારૂં દિલ હરી લીધું અને ત્યારથી હું એના શરણે ગઈ, અને એ મ્હારા પ્રેમીની પ્રેમદા બની.

o o o

ત્યારે યૌવનનો આછો વિકાસ શરીરના અંગે અંગમાંથી સ્ફુરતો હતો. ગુલાબની પકવ કળી ઉષાના તીક્ષ્ણ કટાક્ષથી ધીમી ધીમી હસે ને જગતને તેના સુગંધથી વિકસાવે તેમ મારૂં પ્રફુલ્લ મુખ હસતું ત્યારે સારાએ સંસારની પ્રફુલ્લતા અણુંએ અણુંને ઓપાવતી હતી.

આ વિશિષ્ટાથી પ્રથમ દર્શને માનવતા મ્હને સત્કારવા ઉલ્ટી પડતી હતી. મ્હારા કોયલ જેવા મીઠા આવાજ ને સાંભળી માનવતા અવાક બની સ્થિર ઉભી રહી જતી.

અરે...એટલુંજ નહી પણ મ્હને દૂરથી આવતી દેખી માનવતા મારૂં સન્માન કરવા ઘેલી ઘેલી બની જતી જ્યારે હું સમીપ આવતી, ત્યારનું દ્રશ્ય કેટલું દિવ્ય કેટલું અલૌકિક હતું ! કોઇ મહાન દેશભકત કે લીડરનું આટલું માન માનવતા નહિ કરતી હોય, હું જ્યારે નઝદીક આવતી ત્યારે એ પ્રેમાળ માનવતા દૂર ખસી, મ્હારો પંથ સાફ કરી દેતી. હું તેમના આવકાર ને અનન્ય સત્કારથી ગાંડીતૂર થઈ જતી ! અને જ્યારે હું માનવતાની નીકટથી પસાર થતી ત્યારે તો મારો હર્ષ કયાં એ સમાતો નહિ ! ભાવપૂર્ણ રિમતના અનેરાં દ્રષ્યોને અવલોકતી માનવતાની સલામીઓને ઝીલતી હું આગળ ધપતી ત્યારે મ્હને લાગતું કે આટલું માન ભાગ્યે જ હિંદની જમીન ઉપર કોઇ મહાન રાજકુમારી કે ચક્રવર્તીને પણ મળતું નહિ હોય.

o o o

એક ખુશનુમા સંધ્યા હતી. હું મારા ચાહક સાથે ફરી રહી હતી ફરતાં ફરતાં અમો બંને સાગર તટ પર આવ્યાં. સાગરનું મીઠું ગુંજન ગાજી રહ્યું હતું. વ્યોમ મધ્યે વાદળાંઓના સૌન્દર્યની ઝુમ દ્રષ્ટિગોચર થતી. સાથે હળવી સંધ્યા અવિરત ગીતસ્રોતોને હૃદયને પ્રફુલ્લ બનાવી દેતી હતી.

મ્હારા ચાહક શાયર હતા. ભાવનાવાદી કવિ હતા. એમને અર્વાનું દ્રશ્ય પ્રિય લાગ્યું નિરંકુશ મહાસાગરનું ગાન એમને ગમ્યું. નૈસર્ગિક દ્રશ્યોએ એમના હૃદયમાં પ્રેરણાના દીપક પ્રગટાવી દીધા.

અર્થમય સ્નેહ દ્રષ્ટિ સાથે મ્હને રેતીમાં બેસાડી તે પણ બેઠા. નોટબુક ને ફાઉન્ટનપેન કાઢી ધીમું ધીમું રટણ શરૂ કર્યું. કાવ્યની પંક્તિઓ ટપકાવતા ગયા. એમના મંદ ગુંજન સાથે એના પડઘા મ્હારા હૃદયમાં ઝનગની ઉઠયા. તેઓએ ગાવું શરૂ કર્યું.

"છે ઘન બાદલો ઉમડ છે પાવો સાકી,
મારી તૃષા ને બુઝાવો અહીં આવો સાકી.
મૃત્યુની કોને ખબર છે કે એ ક્યારે આવે ?
જામ દેવા મહીં જીવનને વિતાવો સાકી"

• • •

રસીક, રંગીન, અલૌકિક દિવ્ય: એવા ઘણાએ પ્રસંગો મારી કથા સાથે વણાએલા છે. પણ એનું વર્ણન હું શું કરૂં !

આશાઓનો વિધ્વંસ થવાની સાથેજ બેચેની ફેલાઇ ગઇ. નિરાશાએ જીવન સાથે સંયુક્ત થએલાં વિશ્વાસનાં સ્વરૂપ પલટી દીધાં. આજ સુધી મરણનું નામ ધ્રુજાવી દેતું હતું. પણ આજે એ ડર રહ્યો નહિ એક શાયરે કહ્યું છેઃ-
"ચાસને કાયા પલટદી એઅતેબારે ઝીસ્તકી,
આજ તક ડરતારહા મરના, અબ આસાં હોગયા !"

• • •

જીવન સ્વપ્ન કહાણીની સ્મૃતિઓ આજે યાદ કેમ આવે છે ?

મ્હને એ યાદ છેઃ શાયદ જીવનના અંત સુધી એ સ્મૃતિઓ–સ્મૃતિઓજ રહેવાને કેમ સર્જાઇ ન હોય એમ લાગે !

જમીન ઉપર કોઇએ અંગારા વેરી દીધા હોય એવા ધગધગતા-ઉષ્ણ તાપે બળતી બળતી પણ હું મારા ચાહક સાથે ફરતી ફર્યા કરતી હતી.

બંગ્લો, સ્ટેશનો, હાઇકોર્ટો, મીલો, ઓફિસો દરેક સ્થળોએ જતાં હું મ્હારા પ્રેમી સાથેજ રહેતી.

ઉષાની શીતળ સવારે હું એમની સાથે બહાર પડતી.

ભયાનક નિરવ રાત્રિના સમયેએ એમની સાથે જતાં હું જરાએ અચકાતી નહી.

હા, મારા ચાહકની એક કૃપા કહો, અમી દ્રષ્ટિ કહો, મહેરબાની કહો, કે પછી મારા પ્રત્યે રહેલા સ્નેહના અવિશેષ ગુણો એ ચાહકનું હૃદય પ્રેમાળ બની રાત્રિના ટાઇમે લાગણી જરૂર —અનુભવતું હતું. મ્હને તેઓ પંપાળી રાત્રિના સમયે ફાનસ દેતા હતા હું એના મંદ મંદ-પ્રકાશમાં મ્હારા ચાહકના પંથે ધપતી. આ રીતે મારા ચાહકની પ્રતિ ઉંડ રમીકતાના ભારે ઉભી હતી. રાત્રિએ કે દિવસે ગમે ત્યાં તેઓ જાય ત્યારે મ્હને સાથે લેવાનું વિસરતાજ નહીં.

આ બધાં ગહન વર્તનોના પરિણામે મારૂં શરીર ક્ષીણ થતું ગયુ. ક્યારેક બીમાર થઇ જતી, ક્યારેક સ્વાસ્થ્ય બગડી જતું, ક્યારેક પેટમાં ભયંકર દર્દ થતું અને ક્યારેક ડોક્ટર કને ઇલાજ થતો. ક્યારેક દવાની સખ્ત સોડા જેવી ગોળીઓ ખાવી પડતી, અને એમાંએ દેહ નિર્બળતાના કારણે ઘણી વખત મસ્તકમાં દર્દ ઉઠતું. જાણે મસ્તક ચીરાઇ જતું હોય એવું લાગતું ત્યારે ગીરણા મલમથી લપટાએલી મલમ પટ્ટીઓ મસ્તકે ચોંટાડવી પડતી. આ બધું ક્યારેક ક્યારેક થતું અને ઇલાજ પછી આરામ મળતો.

•

રહેતાં રહેતાં મ્હારૂં યૌવન હણાતું ગયું. યૌવનની વિદાય સાથે મ્હારા ચાહકની લાગણીઓ અને મારા પ્રત્યેની મમતાઓ પણ વિદાય થવા લાગી. આ જાતની માનવ બેવફાઇ જોઇ જીવન આકરૂં થઇ પડયું. પછી તો મારૂં સ્વાસ્થ્ય બગડતું ગયું. મ્હારા હૃદયમાં વેદનાની જ્વાળાઓ સળગતી રહી અને એમાં બળતીજ રહી.

આટ આટલું કષ્ટ મુંગે મોઢે સહન કર્યું છતાં એની કદર મ્હારા ચાહકે ન કરી પછી તો મરણને અભાવે જીવન વ્યતિત કરતી રહી. છતાં પણ મ્હારા ચાહકનો મોહ છુટે એમ કયાં હતો ? મારી શારિરીક હાલત આટલી હદે ખરાબ હતી છતાં પણ એમની રસવૃત્તિ તો એટલીજ તેજસ્વી હતી. મ્હને સાથે લઇને વિહાર કરવાની લાલસા તો એટલીજ પ્રબળ હતી. એમની લાલસાને મેં કયારે એ અવરોધી નહી. ત્વરિત નહી તો કંઇ મંદગતિએ ચાહક સાથે ચાલી એમના સાથેજ રહેતી.

° ° °

જ્યારે હું એકદમ નિર્બળ બની-ચાલી શકવા અશક્ત બની ત્યારે એ ક્રૂર ચાહકે-એ મ્હારા પ્રેમીએ મકાનની એક વેરાન જગ્યાએ લઇ જઇ ત્યાં બેસાડી દીધી.

એમની સાથે રહેલા તેમના એક કુટુંબી જનને ઉદ્દેશી મારા તરફ અંગુલી નિર્દેશ કરીને કહ્યું, "જુઓ આ સાયકલ બહુ જલદી નકામી બની ગઇ. આના કરતાં મોટર સાયકલ લીધી હોત તો હજી કેટલાં વરસ પસાર થયાં હોત !"

# વિચાર મંથન

એસ. ઉનીઆ "શાકિર" બી. એ.

સૃષ્ટિનો સર્જનહાર નિરાળો છે. જ્યાં જુઓ ત્યાં એણે નિરાળાં દ્વારો બનાવી રાખ્યાં છે. કેટલાંક દ્વાર તો એટલાં બધાં નિરાળાં કે માનવ બુદ્ધિ તેને કળીએ શકતી નથી. હૃદયનાં દ્વાર સાંભળ્યાં છે; જોયાં નથી. નયન દ્વાર કવિની કલ્પના છે. એ સિવાય આપણે શું જાણતા નથી? સ્વર્ગ નર્કનાં દ્વાર પણ કળી શકાય એમ ક્યાં છે! એક આલીશાન મહેલ, અને એક ઝુંપડાંના દ્વારનો તફાવત પણ સમજવો ઘણોજ મુશ્કેલ છે. જેલની દીવાલોમાં આવેલાં દ્વાર અને સીનેમા હાઉસનાં દ્વારમાં પણ કાંઇ ઓછો તફાવત નથી? એ બધાં દ્વારોમાંથી અમુકને ખુલ્લાં અને અમુકને બંધ કલ્પો, એટલે જે તફાવત હશે તે આપોઆપ સમજાઇ જશે.

**દુશ્મન:** એ ગરીબ એકલો અટૂલો, માનવી જાણે આખી માનવ સૃષ્ટિના પાપનું ફળ હોય એમ લાગે છે. એ જીવતા મુડદાનું જગતમાં સ્થાન શું? એ રિબાતા આત્માના દરેક શ્વાસમાં કેટકેટલી આહ! અને નિસાસા નીકળતા હશે! વારૂ! માનવી હોવા છતાં માનવ જગતથી દૂર રહેનાર એ માનવી કોણ જાણે કેટલાએ નવી નવી સૃષ્ટિઓ ઉભી કરતો હશે! એને આવનો એક એક વિચાર કેટલે દૂરથી આવતો હશે! વારૂ! વિલાસી જગત ક્યાં કોઇની આહથી ડરે એમ છે? અટલા બધા વિશાળ જગતમાં હજીએ અમુક આત્મા ઘરબાર વિનાજ જીવન પુરૂં કરે છે! માનવતાના શત્રુઓથી આપણું જગત ઉભરાઇ ગયું હોય એમ લાગે છે.

**મીઠી નિંદ્રા:** સાત રૂપીઆના પગારે જીવન ગુજારનાર, ધીરે ધીરે માનવા લાગે છે કે જીવનમાં દુઃખ જેવું કશું છેજ નહિ. દુઃખ જણાય છે! ફક્ત મોટાઓને સાત રૂપીએ કામ કરનારને તો ફક્ત કામ જ જોઇએ. કામ ન મળે તો એ મોત માગે છે. એવા માનવી પાસે કામ એટલે જીવન, બેકારી એટલે મોત. કામ અને મોતની વચ્ચે ઝોલા ખાતા કોણ જાણે કેટલા આત્મા કામ વિના પુરા થતા હશે! **કામ અને બેકારી વચ્ચે રહેલ તફાવત તો કોઇ સાત રૂપીઆમાં દેહ વેચનાર આત્માજ આપણને સમજાવી શકે!** કામ કરી કરી થાકેલાં માનવ શરીર જ્યારે મોતની મીઠી નિંદ્રા લેતાં હશે; ત્યારેજ એમના જીવનનો થાક ઉતરતો હશે. **મીઠી નિંદ્રા થાક માંગે છે.**

**ચિત્રકાર:** મસ્તીભર્યું જીવન વિતી જવું જોઇ જેમ કોઇ રડે, તેમ એ આકાશમાં બદલાતા રંગ જોઇ રડતો. સાંજે એકાંતમાં જઇ આકાશમાં બદલાતા રંગો એ જોતો. ઘેર આવી એ કાંઇક ચિતરતો-લખતો-એના ચિત્રો-લખાણો-વિવિધ રંગથી રંગાએલાં હતાં જીવનની ફિલસુફીમાં એ એટલુંજ માનતો કે **સંધ્યાના રંગ જેવા જીવનમાં માનવી કરીજ શું શકે!** જીવનનો એકાદ રંગ ખીલી ઉઠે તે પહેલાં તો બીજા રંગની આછી છાંટ દેખાવા લાગે, પછી ત્રીજા, પછી ચોથા અને એમ જોત જોતાંમાં ઘણા રંગ બદલાઇ જાય છે. જીવન આ જગતમાં અધુરૂંજ રહી જાય છે. જીવનની આશા પણ અધુરી રહે છે, અને તેથીજ ચિત્રકારનાં ચિત્રો અધુરાં રહી જાય છે. જગત **અધુરૂં છે માટેજ રહેવા લાયક જણાય છે.**

**દીવાનો:** પાગલ! દીવાનો! તું બધાને ચાહે છે, અને કોઇને પણ ચાહતો નથી. ત્હારી દુન્યામાં બધુએ છે અને કાંઇએ નથી! જ્યારે દુન્યા આખી હસે છે; ત્યારે તું ચૂપ રહે છે! જ્યારે દુન્યા ચુપ રહે છે; ત્યારે તું હસે છે! જ્યારે તું હસે ત્યારે જગત આખું રડી ઉઠે છે. દીવાનાની દુન્યા એટલે જ્યાં મ્હારૂં અને ત્હારૂં નહી હોય એવો સંસાર.

પંથીઃ જગતથી વિદાય લેતા એ મુસાફરે એક છેલ્લી નજર-જે ઘરમાં એણે આખી ઝિન્દગી ગાળી હતી-ચારે તરફ નાખી. એકજ પળમાં નિરાળું નાટક ભજવાઈ ગયું ! જીવન ભર જે વસ્તુ એ ન જોઈ શક્યો તે વસ્તુ એણે એકજ પળમાં જોઈ લીધી. ધર્મગુરૂઓ જે વાત વર્ષોમાં સમઝાવી નહિ શક્યા તે એણે પળમાં સમઝી લીધી. મન્ઝિલ તરફ પ્રયાણ કરતી વેળા આપણું જગત કેવું લાગતું હશે વારૂ ?

નવી સૃષ્ટિઃ માનવીની એક નાનામાં નાની આશા આપણી દુન્યા કરતાં પણ મોટી છે. એક આશા અનેક સૃષ્ટિઓ ઉપજાવી કાઢે છે. માનવીમાં આશા પેદા થતાં વાર જ એ જગત કરતાં મહાન દેખાય છે; આશા પૂરી થતાં એ પાછો નાનો દેખાવા લાગે છે. આશા અધૂરી રહેતાં એ લાખો સૃષ્ટિ કરતાં પણ મહાન બની જાય છે. **અધુરી આશા એટલે નવી સૃષ્ટિનું બીજ.** આપણી સૃષ્ટિ હંમેશ નવી એટલા માટે લાગે છે કે લાખો આશા અધૂરી રહે છે.

જીવનઃ જીવન એટલે અનેક વાર બનવું અને બગડવું. જે જીવન બગાડતો નથી એ જીવન બનાવતો એ નથી. દેવોને જીવન બગાડતાં કે બનાવતાં આવડતું નથી એટલેજ માનવી દેવ કરતાં પણ મહાન છે.

અંતરનાં અંધારાંઃ આજના જગત પાસે આંખોજ ક્યાં છે? એણે તો દરેક વસ્તુ જોવા માટે યંત્રો શોધ્યાં છે. આજની સંસ્કૃતિએ વિજળી આપી અંતરમાં અંધારાં પયદા કરી દીધાં છે

# આશા

"ઉલ્ફત" ખરબોધન

જુઠી આશાઓએ આજ લગી મને ધોકામાં સંડોવી રાખ્યો હતો. એનાથી મને શું મળ્યું ?

આજે એજ વિચારી રહ્યો છું-મારૂં જીવન સરિતાના રેલા સમાન પ્રબળ ગતિએ વહેતું વહેતું મૃત્યુ સમુદ્રમાં જઈ મળી રહ્યું છે તેને હું કેમ કરી પાછું લાવી શકીશ ?

દિન પ્રતિદિન મારી ઝિંદગીના દિવસો ઘટતા જઈ રહ્યા છે. મારૂં બળ પણ ઓછું થઈ રહ્યું છે, છતાંએ આ આશાઓનો શયતાન મારો પીછો મુકતો નથી ! કેટલુ ભયાનક અને કેવું હેબતનાક છે આ દ્રશ્ય ?

હે દીવાના દિલ ! તારી રાત્રી કયારે પુરી થશે અને તુ આ લાંબા સ્વપ્નાથી કયારે જાગ્રુત થશે ! જિવન-વાટિકામા જે યૌવનનું પુષ્પ ખીલી રહ્યું છે, તે કયા લગી મહેકતુ રહેશે ? આકાશ ઘાસની ઉપર સદા માટે નથી ચમકયા કરતુ ! શુ તમો નથી જાણુતા કે પાણીના પરપોટા થોડીજવાર લગી પોતાનો ખેલ બજાવી ફૂટી જાય છે અને પાછા પાણીમાં મળી જાય છે. રાત્રે જે માણુસ સ્વપ્નામાં સ્વર્ગની મઝા લુંટે છે, તેજ જ્યારે નિદ્રાથી જાગૃત થાય છે, ત્યારે તેના હૃદયમાં દર્દ અને દુઃખ વ્યાપેલું હોય છે, અને તે રડવા ચાહે છે. વીજળીનો પ્રકાશ જો થોડીવાર રહી અદ્રશ્ય થઈ જાય છે, તો વટેમાર્ગુઓને પહેલાં કરતાં વધારે અંધ બનાવી મૂકે છે. રેગિસ્તાનના મૃગજળને દેખી વટેમાર્ગુઓ પોતાની તૃષા મટાડવા આવે છે, પરંતુ જ્યારે ત્યાં રેતીના ઢગલાઓ વિના બીજું કાંઇ વગેરે નહિ દેખાય ત્યારે તેઓનાં દિલો કરમાઈ જાય છે. આશાઓ ધૂળમાં મળી જાય છે, અને તૃષાથી તરફડીઆં ખાઈ અંતે તેઓ બિચારા મૃત્યુ પામે છે.

તમોએ રાજીખુશીથી, હર્ષને હર્ષમાં પ્રેમની સાંકળો પહેરી હતી છેવટે તેનાથી તમોને શું મળ્યું ! પતંગો માફક વગર વિચારે તું દીપક ઉપર કૂદી પડયો હવે રડવા વગર દિલને બીજું કશું ભાવતુ નથી.

ધન દોલત પ્રાપ્ત કરવા તેં કેટલા પ્રયાસો કર્યા પરંતુ તું સફળ નહીં થઈ શકયો, ગુલાબનું ફૂલ તોડવા માટે તેં હાથ લંબાવ્યો કિન્તુ નિર્દય કંટકો એ તારો હાથ લોહી લુહાણ કરી નાખ્યો ! સર્પની ફેણુપરથી તેં મણી લેવાના પ્રયત્નો કર્યા પરંતુ તેણે તને ડંખ માર્યો, જેના કારણે તારા હાથમાં બળતરા થઈ રહી છે. આહ ! હે હૃદય ! તું કેવી રીતે આ બધી વાતોને ભૂલી જશે ?

માન મરતબો પ્રાપ્ત કરવા ખાતર મેં પોતાની બધી ઝિન્દગી બરબાદ કરી નાખી. જેવી રીતે ભ્રમરો પુષ્પની સુગંધથી મસ્ત થઇ પુષ્પનેજ કોરવા માંડે છે...હા...એવીજ રીતે ઇર્ષા અને શત્રુવટે પણ તને ડંખ મારવું અને કોરવું શરૂ કરી દીધુ છે તેં આટલી બધી મહેનત કરી, શું તેનું આજ ફળ ? હીરા, મોતી, માણેકની લાલચમાં લપટાઇ માછીમારો સમુદ્રમાં ડુબકી મારે છે.

પરંતુ હે મૂર્ખ ! તેં લાખો હિંસાઓથી એ મોંઘી વયને મૃત્યુના સમુદ્રમાં ફેંકી દીધી છે. તે કીમતી દોલત હવે કોણુ તને પાછી લાવી આપશે !

હાય ! ખુદા જાણે હજુ આ "આશા"ના ધોકા અને ફરેબમાં હે હૃદય ! તને કેટલું સહન કરવું અને પછડાવું પડશે ? આહ !

"આવી છે મોત મુજને આશા મહીંએ "ઉલ્ફત";
અંતે રહી ગયા છે દિલના વિચાર દિલમાં !"

# મુસ્લીમ ઔરત ભૂતકાળની અને આજની

[ મૂળ લેખિકા:-સુગરા હુમાયુન બેગમ સાહિબા ]
[ ભાષાન્તરકાર:-અહમદ મુહમ્મદભાઇ પટેલ અંકલેશ્વર ]

હું જ્યારે હિન્દી મુસ્લિમ ઔરતોની સ્થિતિ અને પ્રવૃત્તિઓ ગૌરપૂર્વક નિહાળું છું, ત્યારે મ્હારી આંખો અશ્રુઓથી છલોછલ ભરાઈ જાય છે મ્હારું દિલ તડપી ઉઠે છે અને ઉન્હાં ઉન્હાં નિશ્વાસ સહિત રૂદન કરે છે મ્હારા દિલમાં રંજોગમનું તૂફાન બર્પા થાય છે.

મ્હારા દિલમાં વર્ષોથી એકજ પ્રશ્ન ઘોળાઇ રહ્યો છે કે, આતેજ ઇસ્લામી પુત્રીઓ છે કે જેમની માતાઓએ જંગે ઓહદ જંગે ખૈબર, જંગે ઇરાક, જંગે ફારિસ અને જંગે શામમાં પોતાની શમશીરો બેન્યામ કરી અદ્ભુત બહાદુરી દાખવી, ઇસ્લામ-દુશ્મનોના કાળજાં કંપાવી દઇ મુસ્લિમ ફતેમાં મૂખ્ય ભાગ ભજવ્યો હતો !

હું એક આશ્ચર્યજનક નગ્ન સત્ય જોઉં છું કે આધુનિક જમાનાની નવી ફિરંગી રોશનીથી રંગાએલી હિન્દી મુસ્લિમ ઔરતો મુજાહિદાના ઝિન્દગીથી બિલ્કુલ નાવાકિફ અને સર ફરોશાના કૌમી ખિદમતોથી બિલ્કુલ દૂર છે.

આધુનિક જમાનાની નવી ફિરંગી રોશનીથી રંગાએલી હિન્દી મુસ્લિમ ખાતુનોનું ધ્યેય કેવળ એટલુંજ છે કે ખાવું પીવું, સારાં સારાં વસ્ત્રો પહેરવાં, કીમતી ઝવાહિરાત ખરીદી સોસાયટીમાં ભળવું અને સીનેમા જોવા ફુરસદના સમયનો ખોટો વ્યય કરી, ખોટી નિન્દા તથા કુથલી કરવી.

આ સિવાય અમારી બ્હેનોને બીજી કૌમી ખિદમતોમાં કશો રસ નથી. તેમને કૌમની અને આપણી બ્હેનોની અસહ્ય અધોગતિ સાલતી નથી.

અમારી કેળવાયલી મુસ્લિમ બહેનોને મ્હારી નમ્ર વિનંતી છે કે, તેઓ પોતાની કૌમની બહેનોની અધોગતિ પ્રત્યે તવજ્જોહ કરે, અને પોતાની ગફલતની તન્દ્રામાંથી જાગે અને અધોગતિમાં, જહાલતમાં સબડતી કૌમની બહબૂદી અર્થે તેમની તરક્કી કરવા માટેની પોતાની અગત્યની ફર્જને ધ્યાનમાં લઇ મયદાને અમલમાં બહાર પડે.



# કુંકુમ

લેખક—"આઝાદ"

જ્યારે પ્રભાતમાં આકર્ષણ હતું અને સંધ્યામાં સૌન્દર્ય.

જ્યારે સમીરનો ધીમો ઝોકો હૃદયને ઝણઝણાવી દેતો હતો,

જ્યારે ભાવનાઓ ભીની હતી,
ત્હે સમય તમે આવ્યાં,
આંસુનુ એક બિન્દુ લઇને......

હવે તમે કેમ નથી આવતા ?
મેઘ ગર્જન કરે છે,
દિવસ અંધકારમય છે,
અને—
મ્હારૂં હૃદય શૂન્ય થઇ ગયું છે;
ત્યારે—.

આંખોમાં મુશ્કેરાટના ભાવ લઇને કેમ નથી આવતા ?

અહો !...

કેવળ તમને રિઝવવા માટે મ્હેં આ ગીત ગાયાં છે, અને ત્હેના રોમે રોમમાં, તમારૂં સૌન્દર્ય વ્યાપેલું છે.

તમારા આકર્ષણ માટે રાગણીએ શ્રૃંગાર કીધો છે અને ત્હેની સર્વાંગ કોમળતામાં તમારી સ્નેહભરી સ્મૃતિ છે.

નાથ !

તમારી આરાધના માટેજ સરસ્વતી સાકાર રૂપ ધારણ કરી ચિત્રવત થઇ છે.

અને—

ત્હેની પ્રત્યેક ઊર્મિમાં તમારા મંદિરનું કંપન છે.

પ્રિતમ !

કેવળ તમારાં રંગીન રીઝામણાં માટે મ્હેં આ ગીત ગાયાં છે, અને એની રગે રગમાં તમારૂં સૌન્દર્ય વ્યાપેલું છે.

**"કારવાં"નું વાર્ષિક લવાજમ.**

હિન્દ માટે રૂા. ૪,
બર્મા માટે રૂા. ૫,
આફ્રીકા માટે શી. ૮, (રૂા. ૫ાા)
છુટક નકલ સાત આના

**"કારવાં"ના જાહેર ખબરના દર.**

| | આખું પેઇજ | ૧/૨ પેઇજ | ૧/૪ પેઇજ |
|---|---|---|---|
| ૧૨ માસ રૂા. | ૬૦, | ૪૦, | ૨૫. |
| ૬ માસ રૂા. | ૪૦, | ૨૫, | ૧૫, |
| ૩ માસ રૂા. | ૨૫, | ૧૫, | ૮, |
| ૧ માસ રૂા. | ૮, | ૬, | ૪, |

ટાઇટલ પેઇજ અને મેટરની વચ્ચેની જા. ખ. માટે ઉપરનાં દર ઉપરાંત ૨૫% વધુ. જાહેર ખબરનાં નાણાં એડવાન્સમાં લેવામા આવે છે.

આઠ શીલીંગથી ઓછું લવાજમ સ્વીકારવામાં આવતું નથી. બ્રીટીશ પોસ્ટલ ઓર્ડરજ મોકલવા વિનંતી છે. પોસ્ટલ ઓર્ડરમાં નીચે મુજબ નામ ભરવા વિનંતી છે. **Vahshi Sahitya Karyalaya. Surat City.** રેપર ઉપર ગ્રાહક નંબર લખવામાં આવ્યો છે. પત્રવ્યવહાર વખતે જરૂર લખવો.

"કારવાં"ના નમુનાના અંકો તરીકે ફક્ત ૧ થી ૪ સુધીના અંકોજ મોકલવામાં આવશે અને તેને માટે દર અંકની કીંમત તરીકે ૦—૭—૦ પોસ્ટસ્ટાંપ મોકલવા. ચાલુ વરસ માટે તે પછીના અંકો નમુના તરીકે મોકલવામાં આવશે નહિ.

**વહશી સાહિત્ય કાર્યાલય——કણપીઠ,——સુરત.**

"કારવાં" દરેક માસની ૧૫મી તારીખે પ્રગટ થાય છે. ગ્રાહકોએ નોંધ લેવી.

# "આનદાને રિફાઇયા"

માસ્ટર "મઝાક" ડભોઈ

આપનું નામ સૈયદ અહમદ રિફાઈ હતું. આપની વંશાવળી હઝરત અલી શેરે ખુદા સુધી મળતી છે. આપના પિતાનું નામ સૈયદ અબુલ હસનઅલી હતું. આપના દાદા પરદાદા વગેરા સાબિત, ખાદિમ, એહમદ, હસન, મહેદી, અબુલ કાસિમ, મોહમદ, હસન, હુસેન, મુસા સાની, ઈમામ ઈબ્રાહીમ મુરતુઝા, ઇમામ મુસી કાસિમ, ઈમામ જાફર સાદિક, ઈમામ મોહમદ બાકિર, ઇમામ ઝૈનુલ આબેદિન, ઇમામ હુસેન, હઝરત અલી રદી૦ શેરે ખુદા હતા.

આપની પેદાશ હિજરી ૫૨૦ માં વસતા શહેરમાં થઇ હતી. આપને "રિફાઇ"ના નામથી એમ સંબોધનામાં આપે છે કે હઝરત કુતુબ અબુલ અબ્બાસ બિન એહમદ બિન અલી બિન યહયા બીન ખાઝિમ અલી બિન રિફાઇના સિલસિલાનો વારસો મળ્યો છે. જેથી એમનો સિલસિલો "રિફાઇયા" કહેવાય છે. બીજી બાજુ હઝરત પીરાનેપીર સૈયદ ગૌસુલ આઝમ અબ્દુલકાદર જીલાની (કદ)ના સગા ભાણેજ થાય છે.

એક દિવસ મૌલાના તકીયુદ્દીન વાસતીને પૂછવામાં આવ્યું કે "અહમદ રિફાઇએ પોતાની ઝિંદગીમાં શું કર્યું ?" જવાબમાં કહ્યું કે "આખી ઝિંદગી યાદે ખુદામાં ગાળી છે."

એક વખતે આપ હજ કરવા માટે મક્કા શરીફ ગયા. ત્યાંથી મદીના શરીફ જઇ હઝરત પૈગમ્બર રસુલે ખુદા, સ૦ના રોઝા મુબારક પર ગયા અને સલામ પછી "અસ્સલામો અલયક યા જદદી" આટલું કહેતાંજ રોઝએ મુબારકમાંથી અવાઝ આવ્યો કે "વઅલયકસ્સલામો યા વલદી" આ અવાજ સાંભળતાંજ આપને વજદ્ આવી ગયો. આ વજદ્ની હાલતમાં આપ કહેવા લાગ્યા કે "જ્યારે હું આપથી દૂર હતો; ત્યારે મારી રૂહ આપની તેહનાતમાં મોકલતો હતો કે જે મારા તરફથી આપના રોઝએ મુબારકની ઝમીનને ચુમતી હતી. પણ હવે મારું જીસ્મ અહીંયાં હાઝર છે; તો આપ આપનો હાથ મુબારિક બહાર કાઢો કે જેને ચુમીને મારા હોઠ તૃપ્ત થાય."

આ સાંભળતાંજ રોઝએ મુબારિકથી એક નુરાની હાથ નીકળ્યો કે જે હાથ એટલો તેજસ્વી હતો કે સૂર્ય પણ શરમાઇ ગયો. તે હાથ મુબારિકને આપે ચુમ્યો. ચુમતી વખતે આસરે નેવુ હઝાર માણસો ત્યાં હાજર હતા તેઓએ પણ આ દેખાવ જોયો. તેમાં હઝરત અઝીઝુદ્દીન ફારૂકી, હઝરત હયાત બિન કેસ હિરરાની, હઝરત સૈયદ અબ્દુલ કાદિર જીલાની-શેખ અદી શામી હાઝર હતા. (કદ૦)

એક વખતે એક માણસે આવી હઝરતે ગૌસુલ આઝામ અબ્દુલ કાદર જીલાની(કદ)ને પૂછ્યું કે "યા હઝરત ઇશ્ક શું છે?" આપે કહ્યું કે:–"ભાઇ આપ મારા ભાણેજ અહમદ રિફાઈની પાસે જાવ તે તમોને સમઝાવશે" તે માણસ ત્યાંથી હ. અહમદ રિફાઇ પાસે ગયો અને કહ્યું કે "યા હઝરત મને આપની પાસે આપના મામા સાહેબે મોકલ્યો છે."

આપે તેમની ખેરીયતના સમાચાર પુછયા બાદ કહ્યું કે "કેમ મોકલ્યા છે?" તે માણસે, કહ્યું કે "હું આપની પાસે એના માટે આવ્યો છું કે આપ મને "ઇશ્ક" શું છે તે સમઝાવો." આ સાંભળતાંજ આપે ઉભા થઇ એક આહ! મારી. આહ મારતાંજ આપના શરીરની રાખ થઇ એક ઢગલો થઇ ગયો. આ જોતાંજ તે માણસ ત્યાંથી નાઠો અને સીધો હ. અબ્દુલ કાદિર જીલાની (કદ)પાસે હાઝર થઇ સર્વે બીના

ફ્રી. જે સાંભળતાંજ આપે કહ્યું કે "એનેજ ઇશ્ક કહે છે, માણસ જો ઇશ્ક કરે તો તેની (ખુદાની) ઝાતમાં ફના થઇ જાય." પછી આપે પાણી મંગાવી, લબ લગાડી તે માણસને આપ્યું અને કહ્યું કે "જા-આ પાણી તે રાખના ઢગલા ઉપર છાંટી દે" પાણી લઇ તે માણસ ગયો અને તે ઢગલા પર છાટયું. જેથી આપ (અહમદ રિફાઇ) પાછા સજીવન થયા.

આપનો વિસાલ હી૦ ૫૭૮માં "ઉમ્મે અબીદા" ગામમાં થયો, અને ત્યાંજ હઝરત અબૂબકર વાસતી બુખારી રેહ.ના રોઝા મુબારિક માં દફનાવવામાં આવ્યા કે જેઓ આપની માતુશ્રીના પીતા (એટલે પોતાના નાના) થાય છે. આ ઉમ્મે અબીદા એક નાનું ગામડું છે અને તે વાસત શહેરની પાસે છે.

આપના મુરીદો રિફાઇયા નામે ઓળખાય છે.




લેખક : 'વલી'

નોંધઃ—આ વાર્તા લખવા પાછળ કોઇ પણ પ્રકારની અવહેલનાનો અર્થ નથી. જીવનમાં રોજબરોજ બનતા સંસારના અકસ્માતો ઉપાડી લઇ અનેક સંસાર જીવનોમાં જન્મતા દ્રશ્યો રજુ કર્યા છે.

જ્યારે જીવનમાં સુવાનીનું પૂર આવે છે ત્યારે પ્રત્યેક માનવ જીગરમાં થનથનાટ અને અભિલાષાઓ દોડદોડ કરી મૂકે છે અને જીવનનું પરિવર્તન માનવ જીવનમાં ઘેરૂં દર્દ પેદા કરે છે. એ દર્દનો ભોગ અમીના થઇ ચૂકી હતી. યૌવનના ઉંબરે તેણીએ પગ મૂક્યો અને હૃદયમાં ઉર્મિઓએ તુફાન મચાવ્યું. તેણીનું આખુંય જીવન કલ્લોલમય બની ગયું. યૌવનના હિંડોળે ઝુલતી અમીના જ્યારે સખીઓના જુથ સાથે ગાગર લઈ લટકાળી ચાલે ગામ કુવે પાણી ભરવા જતી, સખીઓની હળવી મજાક અને પતિ જીવનની રસ મસ્તીની મીઠી મીઠી વાતો ક્યારેક સખીઓના મુખેથી સાંભળી લેતી, તો તેણીના હૃદયમાં અજબ તનમનાટ ઉત્પન્ન થતો. જીગર નાચી ઉઠતું. લગ્ન જીવનના ઉમળકા આવતા, આનંદોત્સવ ઉજવવાના સ્વપ્ના તરવરતાં. એ બિચારીને કાળની કયાં પરખ હતી કે આવતી કાલ તેણી માટે કેટલી વસમી નીવડશે.

અને એક દિવસ અમીનાએ પણ ઘર માંડયું. એટલુંજ નહિ આખો સંસાર માંડયો. સંસાર-મંઝિલ પર પગ મૂકયો, મુકતાંજ લપસી ગયો. તેણીના બંડખોર જીવને એકાએક પલ્ટો ખાધો. પરિવર્તનના ઘેરાં ઘેરાં વાદળો ઘેરાવા લાગ્યાં. કલ્લોલમય જીવન ઘડી ભરમાં કલુષિત બની ગયું. મનના મનોરથો મનમાંજ અદ્રષ્ય થયાં. જીવનની ધન્ય પળો ઉજવવાના રંગીલાં સ્વપ્નો જીવન ઝંઝાવાતના વિકટ વમળમાં ગુંચવાઇને વિલિન થઇ ગયાં અને અમીનાના તૂફાની જીવનની નાવ તૂફાની મહાસાગરમાંજ સફર કરવા લાગી. તેણીના આશાવાદી જીવનમાં ઝાળ લાગી ગઇ. બિચારીએ સંસાર માંડયો પણ નાશને નોતરીને

કર્કશ સાસુ, ઇર્ષાખોર નણંદ અને અભણ પતિએ તેણીના મદમસ્ત જીવનને ક્ષણ માત્રમાં કચડીને બરબાદ કરી નાખ્યું. એના ગોરા ગોરા ગાલ પાકટ પીળાં કેળાંની છાલ સમા દીસતા. એની મોટી કાળી આંખોમાં ઉંડા ખાડા નિરખી કોઇ પણ કહી શકતું કે એનો આખોય દેહ હાડપિંજર સમો બની રહ્યો છે.

સમયના પ્રવાહમાં જીવનનો તડકો છાંયડો જોતાં જોતાં પાંચ વર્ષો વ્યતિત થઇ ચૂકયાં અને તેણી એક પુત્રીની માતા બની. એના વદન પર હાસ્યની આછી લ્હેરી ફરકી ફરકીને ઉડી ગઇ. એના વદનની રેખાઓ વળકી પણ ફીકી. તેણીના જીવનમાં નવચેતનનું પુર આવ્યું પણ સુખ્ખું. દુઃખના વાદળોનો ભાર ઓછો થઇ, જીવને શાંતિ મળશે પણ કેવળ કલ્પના. અને આમ ઘડી ભરમાં અમીનાને ન આવવાનાં વિચારો આવી ગયા બિચારીને કાળ કયાં ઝંપવા દે એમ હતો !

ઘરનો સઘળો ભાર અમીના શિરે હતો. સાસુ અને નણંદ તેણીને મજુરણ માફક વાપરતી, કયારેક બન્ને દુઃખની ઝડીઓ વરસાવતી,

પરંતુ સહનશીલ અમીના કદી ઉફ સરખીએ ન કરતી. તેણીને પોતાના ખાનદાનની ઇજ્જત પ્યારી હતી. કદી માન વિનાનું નાક ન કપાય, તેથીજ દુઃખના ઘુટડા મોઢું મન રાખી ગળી જતી.

ઉમર ખેડુત હતો. ગામના અગ્ર ગણ્ય ખેડુતોમાં તેની ગણના થતી. બાપ સારી સંપતી મુકી પરલોક સિધાવી ગયો હતો. ઘરનું સર્વસ્વ ઉમર હતો. એ ધારે તો ગમે તેમ કરી શકતો પણ........પણ એ માવડીઓ હતો, એટલે ગૃહતંત્ર ઉમરની માતાના હસ્તકજ હતું. કુટુંબમાં ફક્ત એક બહેન હમીદાજ હતી, હમીદાની શાદી પણ નાનપણથીજ થઇ ચુકી હતી, પણ પતિના ઘેર દાદાગીરી ન ચાલતાં માતાની છાયામાં રહી જીવન વીતાવતી. હમીદા અમીનાના જીવનમાં ભયંકર કાંટા સમાન હતી.

સાસુનો સ્વભાવ અમીના પારખતી, સાસુનો બોલ સરખો પણ પડવા ન દેતી, હંમેશાં દબાઇ ને ચાલતી. છતાં પણ કેટલીક વાર સાસુની ક્રુરતાનો ભોગ બનતી.

સાસુનો સ્વભાવ વિશેષ ચિડિયલ હોવાથી ફળીઆમાં કોઇ સાથે બોલાચાલી થતી તો તેની સાતે પેઢીની ખબર લઇ નાખતી, તો બિચારી અમીનાનું શું ગજું, કે સાસુ સામે એક શબ્દ પણ ઉચ્ચારી શકે !

સાસુની નજરે અમીના કમનસીબ લેખાતી. જ્યારથી તેણીએ ઘરમાં પગ મુક્યો ત્યારથી ઘરમાંની તમામ બરકત ઉડી ગઇ છે એમ એને ચોક્કસ ઠસી ગયું હતુ અને તેથીજ અમીનાને ધિક્કાર થાકી ભોગવી પડતી.

દિવસની એક વહેલી સવાર હતી. ચાહ નાસ્તાથી પરવારી ઉમર સીમમાં ખેતરોની દેખ ભાળ માટે નીકળી પડયો હતો. હમીદા હજી પલંગમાં નિરાંતે પોઢી રહી હતી, પ્રભાતની ખીલતી ઉષાનાં કિરણો તેણીના ખંડની બારી વાટે ડોકીયાં કરતાં અને પ્રભાતની શિતળ પ્રભા લ્હેરીઓ તેણીની નિદ્રાને વિશેષ નશો ચડાવતી.

ઘરનું અર્ધ હુંનુ કામ આટોપી અમીના વિશ્રાંતિનો દમ ખેંચતી, હજુ હમણાંજ ઉઠેલી નાની સકીનાને ધવડાવા બેઠી. હજુ તો બચ્ચી રાજી પણ ન થઇ ત્યાં તો સાસુનો કડક ધ્વનિ સંભળાયો.

"કમબખ્ત હજુ સુધી નિરાંતે બેઠી છે ! દિવસ ચઢયો છતાં કશા કામનાં ઠેકાણું નથી. રોણી સાહેબતો નવરી થઇને બેઠી છે ! તારાથી ન બને તો તારી મા, બેનોને બોલાવી લાવ."

સાસુના ડરથી અમીના ઉંઘવા ચાહતી પણ સકીના કેડો ન છોડતી. હજુ હમણાંજ ઉંઘમાંથી ઉઠી હતી, ભૂખી હતી. માતૃપ્રેમના આવેશમાં ન ઉઠતાં અમીનાએ નરમાશથી જવાબ આપ્યો. "માજી સકીનાને ધવડાવું છું, એને રાજી કરી હમણાં જ કામે લાગી જઇશ"

અને સાસુનો સ્વભાવ ઉગ્ર બન્યો. "ઉઠ રાંડ કમબખત પાખંડ કરે છે !"

"સકીનાને રાજી કરૂં એટલે હમીદા બેનને કહો કે થોડું કામ સંભાળે" ન કહેવાના શબ્દો અમીનાએ કહી નાંખ્યા એમ તેણીને બોલ્યા પછી લાગ્યું...હમીદા કે જે બાજુના ખંડમાં સુતી હતી, જાગી ઉઠી. તેણીએ અમીનાના શબ્દો સાંભળ્યાં, સફાળી અમીના પાસે વિફરેલી વાઘણની જેમ દોડી આવી અને વાક્યપ્રહાર શરૂ કર્યો. "રાંડ તું મને જોઇ શકતી નથી ? મારી તને અદેખાઇ ઉપજે છે. રાંડ ચુડેલ—ચંડાલ........તારા બાપનું ઉજ્જડ થાળે..."

"બસ હવે બહેન, જરા મોઢું સંભાળો."

હમીદાના છેલ્લા શબ્દે એના હૃદયમાં કારી તીર માર્યું, એ એનાથી સહન ન થયું, અને એણે ગુસ્સામાં જ કહી નાખ્યું, "એમાં મેં તમને ખોટું શું કહ્યું કે આવા કડવા વેણ સંભળાવો"

છો ? તમારે ઘેર હોત તો ત્યાં કામ કરવું ન પડે."

"રાંડ તું મારા ઘરનું નામ લેનાર કોણ ?" એમ કહેતાંજ હમીદાએ એક સજ્જડ લાત લગાવી. અનાયાસે લાત અમીનાને ન વાગતાં ખોળામાં ધાવતી સકીનાને વાગી. સકીના વિશેષ રડવા લાગી. સકીનાને રડતી સાંભળી સાસુ ફરી મોટે સાદે બરાડી ઉઠી. 'વહુ જાણી જોઇને છોકરીને ચીમટીઓ ભરી રડાવે છે. બાકી કામ કરવાનું તો માબાપે શિખવ્યું જ ન હોય !"

"માજી મેં ક્યાં ચીમટી ભરી છે કે તમો આમ બોલો છો. હમીદા બહેનની લાત એને લાગી જતાં વિશેષ રડે છે."

"અરે રાંડ અભાગણી ! તારી માએ તને સુંઠું બોલતાંજ શીખવ્યું છે. મારી હમીદા તો હમણાંજ ઉઠી છે. પુરી ચા તો પીધીએ નથી. આવવા દે પેલા ઉમરને. તે તને બરાબર સીધી કરશે."

ઉમર અત્યાર સુધી ખેતરોમાં ગયો હતો. સૂર્ય માથે આવતાં તે ઘર તરફ વળ્યો. હજુ તો ઘરમાં પ્રવેશ છે, ત્યાં તો હમીદા ને માજીની ધોષણા સાંભળી.

"ઉમર ! ઉમર ! તારી આ લાડકણી તો છેકજ માથે ચઢી ગઇ છે, આજે છોકરીને ચીમટીઓ ખણી. હમીદાને પણ ગાળો ભાંડી. કાલે મને પણ મારશે, એ મને નહિ પરવડે. તારી વહુને વશ રાખવી હોય તો રાખ, નહિ તો હું આ ઘરમાંથી ચાલી જઇશ. આજ એ નહિ, કે હું નહિ. એને ઘરમાંથી કાઢ. એના જેવી તો છપ્પન, ઘડીના છઠ્ઠા ભાગમાં, હું ઘરમાં બેસાડી દઇશ. પણ આ અભાગણી ઘરમાં ન જોઇએ......"

ઉમર ! અત્યાર સુધી અવાક હતો. મિજાજ બગડયો. ગુસ્સામાં આંખોના લાલ પીળાં અજવાળાં અમીના પર પડયાં. જાણે હમણાંજ અમીનાને જીવતી ભરખી જશે. ખૂણામાં પડેલી ડાંગ ઉપાડી અને કંઇ પણ બોલ્યા ચાલ્યા વગર અમીનાના કુમળા દેહ પર પ્રહાર આદ્ર્યા; નિષ્ઠુર ! નિર્દય ઉમરના...ફટકાની ઝડીઓ વરસતીજ ગઇ !

પતિ પરાયણ અમીના મુગે મોઢે રડતી આંખે સહન કરતી ગઇ.

અરે ! મારની પણ હદ હોય છે ને. આખરે અમીના બિચારી કરૂણ સ્વરે બબડી "માફ કરો હું અભાગણી બેગુનાહ છું. આ નાની બચ્ચીને ખાતર મને માફ કરો" પણ નિર્દય ઉમરે એક ન સાંભળી......બિચારીને અધમુઈ બનાવી નાખી.

"કેમ ! તારો તો બીલકુલ વાંકજ નથી ને ? હું તને નાહક મારૂં છુંને ? ગુન્હો કરી વળી પાછી મારીની યાચના ! કમબખ્ત આજેજ મારા ઘરમાંથી ચાલી જા......ઘડી વાર તું મને ન જોઇએ." "ક્યાં જાઉં ? ખુદાના વાસ્તે મને માફ કરો" "જહન્નમમાં જા ! કુવામાં પડ ! પણ આજથી તારો કદમ મારા ઘરમાં નહિ..."

અમીનાના આ દુઃખો કંઇ આજ કાલના ન હતાં. એ તો આગળ જણાવ્યા પ્રમાણે ઉમરને ઉંબરે પગ મૂકયો, ત્યારથીજ શરૂ થયાં હતાં, અને એ દુઃખો સહન કરી કરીને તો એનો સારો દેહ તવાઇ ગયો હતો. હવે એને જીવવામાં પણ કંટાળો આવતો. એક તો બિચારી મરી મરીને જીવતી અને ઉપરથી માર, હરે ઘડી ખુદા પાસે મોતની દુઆ માગતી.

આજના ઉમરના શબ્દોએ એને બિલકુલ હતાશ બનાવી મૂકી હતી.

"જહન્નમમાં જા ! કુવામાં પડ !" ફરી ફરીને એના એજ શબ્દો એના કાન પર અથડાતા અને એણે પણ આ દુઃખી જીવનનો અંત આણવાનો મક્કમ વિચાર કરી નાખ્યો.

પોતાની કુમળી બચ્ચી સકીનાને હાથમાં લીધી. એક, બે, ત્રણ એમ કેટલીય ચુંબનની

આંખોમાં વરસાવી માતૃ પ્રેમના વહાલથી બાળકને ચૌંબી નાખ્યું. અને આંખો દેખી ખુદા પાસે દુઆ માગી:–"યા ખુદા! તું મારી પ્યારી બચ્ચીનું રક્ષણ કરજે..."

મધ્ય રાત્રી સનસનાટ કરતી વહેતી હતી. આખું જગત દિવસની અમાનુષિક ખટપટોથી કંટાળી શાંતિની મીઠી ઊંઘમાં પોઢી ગયું હતું. સર્વત્ર ગંભીર શાંતિ ફેલાયલી હતી. વચ્ચે વચ્ચે એકાદ ઘુવડનો તીણો ભયાનક અવાજ–પવનના સુસવાટાથી ડોલતા તરૂઓના ખડખડાટ–શેરીના રખેવાળ–કુતરાઓનું ભસવું–અને કોઇક ઘરમાં બાળકોનું રડવું એજ ફક્ત રાતની અખંડ શાંતિમાં ભંગાણ પાડતાં.

અમીનાના હૃદયમાં ઉઠેલા બનાવથી પ્રચંડ જ્વાળા પ્રગટી ઉઠી હતી. કેમે કરી આ દુઃખી જીવનનો અંત આણવો એજ વિચાર એના મગજમાં ઘેરાતો. ઘરના સર્વે શાંતિથી નિદ્રામાં ચૂર હતાં, એ નિરવ શાન્તિને ભેદતી અમીના આછા પગલે ઘરમાથી વાડામાં આવી. અને ત્યાંથી નાની દિવાલ ઓળંગી...એણે ક્યાંક ચાલવા માંડયું. કાળી રાત્રિના અંધકારમાં એની આકૃતિનો ઓળો સરખોય ન દેખાતો...

અંધકારને ચીરતી એ આગળ ને આગળ વધી અને ગામ બહાર એક ઉજ્જડ જગ્યામાં ભયંકર કુવો હતો. જે કુવા પર દિવસે જતાં ભયંકરતા ભાસતી તો આ કાળી રાત અને એક અબળા. અમીના કુવા પર ચઢી......

તે મનોગત બબડી, "જહન્નમમાં જા. કુવામાં પડ, કમબખ્ત, ચંડાળ અભાગણી" અને જોત જોતાંમાં તો એણે કુવામાં ઝંપલાવ્યું અને એક ભયંકર ધબાકો થયો. અને રાત્રિના અંધકારમાં શમી ગયો. પાણીએ ઉછાળો ખાધો અને આગે પડઘો કુવાની દિવાલોમાં ગાજ્યો, "અભાગણી!"

આપણો અજ્ઞાન સમાજ આવી કેટલીએ "અભાગણીઓ"ની જીવની કબર ચણતો હશે!



## લેખકોને........

વિનંતી કરવામાં આવે છે કે "કારવાં" દર અંગ્રેજી મહીનાની પંદરમી તારીખે પ્રગટ થતું હોવાથી તેમના લેખો **પહેલી તારીખ** સુધીમાં મોકલી આપવા કૃપા કરવી.

"પ્રેસ મેટર" તરીકે લેખો અને કાવ્યો બૂક પોસ્ટથી મોકલી શકાય છે. "બુક પોસ્ટ"માં પત્રોમાં લખવા જેવાં બેચાર લાઇનોના લખાણો જો હોય તો તે નોટ પેઇડ ગણાય છે તેવા નોટ પેઇડ લેખો અને કાવ્યો સ્વીકારવામાં આવતા નથી.

દરેક લેખની નીચે પુરું નામ અને સરનામું હોવુંજ જોઇએ. જો તખલ્લુસથી લેખ પ્રગટ કરાવવો હોય તો તે તખલ્લુસ લખી, તંત્રીની જાણ માટે નીચે નામ અને પુરું સરનામું અવશ્ય લખવા ચૂકવું નહી. તે સિવાય બીજું કાંઈ લખવું જોઇએ નહી. "આ છાપશો અને સૌને સલામ" આ શબ્દો બુક પોસ્ટને બદલે "પત્ર"ની ગણત્રીમાં પોસ્ટ ખાતું લઈ નોટ પેઇડ કરવા ચૂકતું નથી.

ભાષાન્તર હોય તો સાફ લખવા કૃપા કરવી. અન્ય સામયિકોમાં પ્રગટ થયેલ લેખ મોકલવા નહી. લેખો કાગળની એકજ બાજુએ અને સ્વચ્છ અક્ષરોમાં લખાવા જોઇએ. [તંત્રી]

# ચાંદમારી

અનુવાદક:— "સીરતી"

[સુલતાન અબ્દુલ હમીદનું જીવન અદ્ભુત ઘટનાઓથી ભરપૂર છે. નવલિકા રૂપે પેશ થતી, હેઠળની ઘટના સુલતાનના જીવન-ચરિત્રનો એક કાળો સફો છે]

ઇત્તિહાદી ફોજો ફલસ્તીનને તારાજ કરતી શામની સરહદમાં દાખિલ થઈ ચુકી હતી. અમીર ફૈસલ પોતાની સશસ્ત્ર ટુકડીઓ વડે તુર્કી સેના ઉપર હુમલો કરી રહ્યો હતો. દરૂઝી કૌમ, પર્વતો પરથી ઉતરી તુર્કોને મૃત્યુને ઘાટ ઉતારવામાં મશગૂલ હતી.

અમે ઉકબામાં હતા. સેંકડો ઝખ્મીઓ અને યુદ્ધ-પીડિતો મિસર જવા માટે સ્ટીમરની રાહ જોતા ત્યાં તલસી રહ્યા હતા.

એક સ્ટીમરને આવતી નિહાળી બધાએ હર્ષના પુકારો કર્યા. પરંતુ એ હર્ષનું સ્થાન સત્વરજ નિરાશાએ ઝડપી લીધું. સ્ટીમરના કપ્તાને કહ્યું:

"સ્ટીમર ઘણી ન્હાની છે, તે કેવળ માલ ઉપાડવા માટે છે, એટલે એકસોથી વધુ માણસો તેમાં સ્વાર થઇ શકે એમ નથી."

પરંતુ કોઇએ કપ્તાનનું કહેવું ગણકાર્યું નહિ. બસોથી વધુ માણસો ઝબરદસ્તી સ્ટીમર ઉપર ચઢી બેઠા.

સ્ટીમર રવાના થઈ. દરિયો તૂફાને ચઢ્યો હતો અને સ્ટીમર પર હદ ઉપરાંત બોજ થઇ ગયો હતો. પ્રત્યેક દિલ ખૌફના કારણે ધડકતું હતું અને પ્રત્યેક હાથ દુઆ માટે ઉંચો થયો હતો...."યા ખુદા, તારી પનાહ !"

અમારી સંગાથે સ્ટીમરપર વીસ આર્મેનિયન ઇસાઇઓ પણ હતા. આ લોકો પોતાના દેશથી ન્હાસી આવી શામમાં મુકીમ થયા હતા.

o o o

તેને મિસર જવાની ફરજ પાડવામાં આવી હતી. તેમનામાં એક સત્તર વરસની સ્ત્રી હતી. તેનો ચેહરો સામા ઉપર પ્રભાવ પાડે એવો ભવ્ય અને આકર્ષક હતો. તેના સાથીઓ તેની ખૂબ માન મર્યાદા જાળવતા.

તે સ્ત્રી સાથે ઓળખાણ થતાં તેણે પોતાની આપવીતિ કહી, જે હેઠળ આપવામાં આવે છે.

o o o

હું આર્મેનિયન છું. મ્હારૂં કુટુંબ કોકાઝમાં રહેતું હતું. પછીથી હિજરત કરી અમે 'અર્દરૂમ' માં જઇ વસ્યા. મ્હારો પિતા ઘેટાં-દુમ્બાનો વેપાર કરતો હતો. તે મોટો વેપારી હતો. મ્હારી મા જુવાન વયેજ અવસાન પામી હતી. હવે હું, મ્હારી ન્હાની બ્હેન અને મ્હારા પિતા એમ અમે ત્રણ જણજ અમારા કુટુંબમાં રહ્યા હતા.

તુર્કો, અમો આર્મેનિયનો પર અત્યાચાર ગુજારવામાં મર્યાદા ઓળંગી જતા. એક વાર શહેરના કેટલાક તુર્ક અમલદારો સાથે મ્હારા પિતાને કેરી ગઈ. કોઈ આફત આવી પડવાના ભયે તે ગુપચુપ 'અર્દરૂમ'નો ત્યાગ કરી, અમો સઘળાંને લઇ બીજા શહેર ભણી ચાલી નીકળ્યો. પરંતુ સિંહના પંજામાંથી છુટી અમે મગરના જડબાંમાં ઝડપાઇ ગયાં.

માર્ગમાં લુટારૂઓએ અમારા પર હુમલો કર્યો. મ્હારા પિતાને મારી નાંખવામાં આવ્યો અને મ્હને તેમ મ્હારી બ્હેનને તેઓ પોતાની ગુફામાં ઉપાડી ગયા. પછી અમને ઇસ્તંબોલ લઇ જઇ ગુલામીનો વેપાર કરનાર ઇકરામ પાશા નામના મશ્હૂર વેપારીના હાથે અમારૂં વેચાણ થયું. ઇકરામ પાશા પાસેથી શાકિર અહમદ પાશાએ અમને ખરીદી લીધાં અને તેણે અમને ઇ. સ. ૧૮૮૫માં સુલતાન અબ્દુલ હમીદને સ્વાધીન કરી દીધાં.

સુલ્તાન અબ્દુલ હમીદ કેવો વ્હેમી હતો તે વિષે ભાગ્યેજ કોઈ અજાણ્યુ હશે. કાવત્રાંઓનો તેને બેહદ ડર હતો. પોતાની પત્નીઓ ઉપર પણ તેને સંપૂર્ણ વિશ્વાસ ન હતો. આ સઘળું હોવા ઉપરાંત તે રસીક પણ હતો.

સુલ્તાને અમો બન્ને બ્હેનને તપાસી. મ્હારી નાની બ્હેન ઉપર તેની પસંદગી ઉતરી. એક દિવસ સુલ્તાને પોતાના વિશ્વાસુ અને જાણીતુ ખાજા-સરા જા'ફર આગાને મોકલી મ્હારી બ્હેનને તેડાવી મંગાવી. બ્હેન જ્યારે હુઝૂરમાં પહોંચી ત્યારે સુલ્તાનનો એક અલીફુવાદ નામનો સેક્રેટરી પણ-ત્યાં મૌજૂદ હતો. સુલ્તાને મ્હારી બ્હેનને આવેલી નિહાળી અલીફુવાદને કહ્યું.

"હવે તમે જાઓ, પરંતુ થોભો, તમને ઉમર સુધી યાદ રહે તેટલા ખાતર તમને હું અબ્દુલ હમીદના મહેલની સુંદર અને લાવણ્યવતી કનીઝને એક નઝર નિહાળી લેવાની પરવાનગી આપું છું."

અલી ફુવાદે મ્હારી બ્હેનને નિહાળી. પ્રથમ નઝરેજ તે મ્હારી બ્હેન ઉપર મોહી પડ્યો. અય કાશ! તેણે મ્હારી બ્હેનને નિહાળી ન હોત!

અલી ફુવાદના જવા પછી સુલ્તાને મ્હારી બ્હેનને પોતાની પાસે આવવા હુકમ કર્યો. તે સુલ્તાનના ચરણો પકડી બેસી ગઈ. સુલ્તાને તેના વાળો પર હાથ ફેરવતાં કહ્યું.

"તુ નેઅમતના જેવીજ લાગે છે. આહ! નેઅમત ઉપર હુ દિલોજાનથી ફિદા હતો. ...મોતે તેને મ્હારી ગોદમાંથી છિનવી લીધી. હું તારૂં નામ નેઅમત રાખું તેમાં તને કોઇ જાતનો વાંધો તો નથીને? એ નામ મ્હને અત્યંત પસંદ છે."

"સ્વામીની ઇચ્છાને આધીન થવું તેમાંજ કનીઝનું શ્રેય સમાયલું છે."

સુલ્તાને કહ્યું-"નેઅમત! રોજ રાત્રે તુંજ આ સમયે મ્હારી પાસે આવ્યા કરજે; જેથી મ્હારી ઉદાસ ઝિંદગીમાં તારૂં રૂપ અને લાવણ્ય આનંદનો સંચાર કરી શકે."

મ્હારી બ્હેને કહ્યું:-"સ્વામી! હું આપની આજ્ઞાનુસારજ વર્તીશ"

સુલ્તાને પ્રશ્ન કર્યો:-"નેઅમત! તને કોઈ વસ્તુ જોઇતી સુઝતી હોય તો મ્હને અવશ્ય કહેજે."

નેઅમતે કહ્યું:-"મ્હારી કેવળ એકેજ ઇચ્છા છે. અગર હુઝૂર તેને પૂર્ણ કરવાની કૃપા ફરમાવશો તો મહદ ઉપકાર થયો લેખાશે."

"કહે, તારે શું જોઇએ!"

"હુઝૂરના મહેલમાં મ્હારી મોટી બ્હેન પણ મૌજૂદ છે. દુન્યામાં એ બ્હેન સિવાય મ્હારૂં કોઇ નથી. મ્હારી સાથે જેમ વર્તવામાં આવે છે તેમ મ્હારી બ્હેન સાથે પણ વર્તવામાં આવે, એવું જો હુઝૂરને પસંદ હોય તો હુકમ ફરમાવવામાં આવે."

સુલ્તાને આ દરખાસ્ત મંઝૂર કરી લીધી. અને હું પણ મહેલમાં શાહઝાદીઓ જેવું જીવન ગુજારવા લાગી.

° ° °

લાંબા સમય લગી નેઅમત સુલ્તાનના દિલ પર છવાયલી રહી. સુલ્તાન તેને અત્યંત વ્હાલથી ચાહતો હતો. મ્હેં અને તેણે ઝર જવાહિરાત પુષ્કળ પ્રમાણમાં ભેગાં કરી લીધાં હતાં.

પરંતુ અમે અમારી કોમમાં જવા માટે તલપાપડ થઇ રહ્યાં હતાં. જો એકવાર જવાની પરવાનગી મળે તો તેથી અમારા દિલને શાન્તવન મળી શકે એમ હતું. એકવાર નેઅમતે સુલ્તાન આગળ પોતાની એ ઇચ્છા વ્યકત કરી. સુલ્તાન તુર્તજ શંકાશીલ બની ગયો અને તેજ દિવસથી નેઅમત અને મ્હારા ઉપર સખ્ત ચોકી પ્હેરો બેસી ગયો.

અલીફુવાદે કંઇ કેટલીવાર મ્હારી બ્હેન આગળ પોતાનો પ્રેમ ઝાહિર કર્યો હતો. પરંતુ મ્હારી બ્હેને તેને ધુતંકારી કાઢયો હતો અને

વધુ સતામણી કરશે તો સુલ્તાનને શિકાયત કરવાની ધમકી આપી હતી. અલીફુવાદ મ્હારી બ્હેનને ફોસલાવવામાં છેકજ હતાશ થઇ ગયો: ત્યારે તેણે તેની ઉપર વેર લેવાનો મનસુબો કર્યો.

અલીફુવાદને જ્યારે ખબર પડી કે સુલ્તાને અમારી ઉપર ચોકી પ્હેરો બેસાડયો છે: ત્યારે તેણે એ તકને તુર્તજ ઝડપી લીધી. એક દિવસ અલીફુવાદે સુલ્તાનને કહ્યું.

'આર્મેનિયનોએ નામવર સુલ્તાનના ખૂનનું કાવત્રુ રચ્યું છે અને તેમણે પોતાનો નાપાક હેતુ પાર પાડવા શાહી મહેલની એક ઔરતને નિયુક્ત કરી છે

સુલ્તાન અબ્દુલ હમીદ કંપી ઉઠ્યો તે ભયભીત થઇ બરાડી ઉઠયો

"તે ઔરત કોણ છે?"

અલીફુવાદ જાણે કહેવા ન માંગતો હોય તેમ અખાડા કરવા લાગ્યો. સુલ્તાને ક્રોધિત સ્વરે કહ્યું.

"તમે જે કાંઇ જાણતા હો તે ઝટ કહી નાંખો!"

અલીફુવાદ બોલ્યો. "તે ઔરત આ'લા હઝરતની સૌથી પ્રિય કનીઝ છે!" સુલ્તાન પુનઃ બરાડયો.

"સ્પષ્ટ રીતે કહો!"

"તે આર્મેનિયન કનીઝ નેઅમત છે."

તુર્તજ સુલ્તાનની ગર્જતી આવાઝ બુલંદ થઇ "જાફર આગા........! જાફર આગા!"

° ° °

સુલ્તાને અમો બન્નેને તેડી મગવી સુલ્તાન મખમલની કુર્શી પર બેઠો હતો. જમણો હાથ એક લીસા તકીયા ઉપર ટેકવેલો હતો અને ડાબો હાથ કુરસીપર લંબાવેલો હતો.

સુલ્તાનની નઝર અમો બન્નેના ચેહરાઓ ઉપર થીજી ગઇ. થોડીકવાર પછી તેણે જાફર આગાને દરવાઝો બંધ કરી બહાર ઉભા રહેવાનો હુકમ કર્યો.

ખ્વાજાસરાના જવા પછી સુલ્તાને અમો ઉભયને સંબોધતાં કહ્યું:–'નેઅમત! મ્હારી એક દરખાસ્ત છે. તું તેનો સ્વીકાર કરે એવી મ્હારી ઇચ્છા છે. એ પછી હું વચન આપું છું કે તમો ઉભયને આ મહેલમાંથી જવાની પરવાનગી આપીશ. તમે જ્યાં જવાનું કહેશો ત્યાં હું તમને પહોંચાડી દઇશ."

"હુઝૂર જે હુકમ ફરમાવે તે પ્રમાણે વર્તવા કનીઝો તૈયાર છે"

સુલ્તાને કહ્યું:

"નાચો!"

નેઅમતે અજબ થઇ મ્હારા તરફ જોયું. અમો બન્નેને નાચતાં આવડતું ન હતું. સુલ્તાને પુનઃ કહ્યું.

'હું તમને આજ્ઞા કરૂં છું...તમે નાચો! તમો ઉભય નૃત્ય-કળામાં પારંગત છો એવું મને કહેવામાં આવ્યું છે. હું તમારો નાચ જોવા ઇચ્છું છું."

નેઅમત અને મ્હને નાચવું પડયું. અબ્દુલ હમીદ અત્યંત શાન્તિપુર્વક અમારો નાચ નિહાળતો રહ્યો થોડીકવાર પછી તેણે નેઅમતને કહ્યું:

"ગોળી મારવામાં મ્હારા જેવો કોઇ પાવરધો નથી એ તો તેં સાંભળ્યું હશે? હું અચુક અને સચોટ નિશાન મારી શકું છું."

નેઅમતે આશ્ચર્યચકિત થઇ કહ્યું:–

'મ્હેં સાંભળ્યું છે નામવર! હુઝૂર પિસ્તોલની ગોળીઓ મારી લાકડાંના પાટિયાં ઉપર પોતાનું નામ કોતરી દો છો એવું મ્હારા સાંભળવામાં આવ્યુ છે"

"એ સાચુ છે." સુલ્તાન બોલ્યો. "વાર, તારી આંગળી તારી ડાબી છાતી ઉપર મુક... નાચ...હા બરાબર છે એમજ નાચતી રહે... તારૂં દિલ ધડકતું તો નથીને?"

"અગર હું ગોળી મારી તારા દિલની ધ્રુજારી બંધ કરી દઉં તો...?"

નેઅમત કંપી ઉઠી...તુર્તજ ધડાકો થયો. ગોળી નેઅમતની છાતીની આરપાર નીકળી ગઇ.

નેઅમત ઢગલો થઇ ઢળી પડી. તેના શબને બારફોરસમાં પધરાવી દેવામાં આવ્યું.

અત્યંત કઠોર સંજોગો અને દુઃખદ પરિસ્થિતિમાં હું મહેલમાં મ્હારૂં બાકીનું આયુષ્ય ગાળવા લાગી

° ° °

લાંબા સમય પછી મહેલમાંથી નાસી છુટવાની મ્હને તક સાંપડી હું નાસી છુટી. મ્હારી સાથે પુષ્કળ દાગીના અને જવાહિરો હતાં. પરંતુ રસ્તામાં હું તે સર્વ ગુમાવી બેઠી છું.

(સંપૂર્ણ)



સાલેહ અકીલી



# મુહમ્મદ તુગલક

* મૂળ લેખક *

અઘૌરી કપિલદેવ નારાયણસિંહ

* ભાષાંતરકાર *

રાજમાન્ય સાલેહ અકીલી સાહેબ



હિન્દુસ્તાનના ઈતિહાસમાં મુહમ્મદ તુગલક એક પ્રથમ પંક્તિની વ્યક્તિ છે, પરંતુ ખેદની વાત છે કે હિન્દી ઈતિહાસના વાંચકોનો મ્હોટો ભાગ એના વાસ્તવિક ચરિત્રના પરિચયથી માઇલો દૂર છે. તે એને નરરક્ત પિપાસુ, પાગલ, નિષ્ફળ યોજનાઓ ઘડનાર, ધૂર્ત, ધન લોલુપ તથા સંકીર્ણ હૃદયી સમજી બેઠા છે. આ વાત કંઈક અંગે ઠીક પણ છે, પરંતુ તેઓ ભૂલી જાય છે કે એ હત્યારાની અંદર એક સજ્જન, સહિષ્ણુ અને સહનશીલ હૃદય હતું. એ ઝાલિમ અને ખૂનીની અભાગી છાતીમાં પ્રજા-પાલન, સ્વાર્થ, હિનતા અને આત્મોત્સર્ગની ઉચ્ચ ભાવનાઓ છુપાયલી હતી. તેઓ આ મહત્વપૂર્ણ વાત ઉપર ધ્યાનજ આપતા નથી; કે એ ભયંકર મનુષ્યના હૃદયમા દેશને ઉન્નતિના શિખર ઉપર જોવાની આગ જલતી હતી, અને સાથેજ આ વાતને પણ ભૂલી જાય છે કે એ પાગલના હૃદયમાં નવા નવા ઉચ્ચ આદર્શ વિદ્યમાન હતા. જ્યારે અમે તે સમયની પરિસ્થિતિઓ ઉપર લક્ષ આપીએ છીએ, ત્યારે અમને ઉપર્યુક્ત દોષારોપણ નિર્મૂળ જણાય છે. ગુંચવણોના ચક્કરમાં પડીને મનુષ્ય પોતાની સ્થિર ચિત્તતા ખોઇ બેસે છે. છતાં પણ મુહમ્મદ તુગલકે તો એટલી વિષમ પરિસ્થિતિઓમાં કદી કદી એવા ચાતુરીપૂર્ણ કાર્યો કર્યાં છે કે અમો તેની પ્રશંસામાં અવાક રહી જઇએ છીએ. અમારી ખોટી ધારણાઓનો આધાર મ્હોટે ભાગે અમારા ઇતિહાસ ગ્રન્થો ઉપર છે-એવા ઇતિહાસો ઉપર જે માત્ર કલ્પનાઓના આધાર ઉપર રચાયલા છે; એવા ઇતિહાસો ઉપર જે વિદેશીઓ દ્વારા નિર્માણ કરાયલા છે; એવા ઇતિહાસો ઉપર જેમનું લક્ષ્ય હિન્દી રાજાઓને નીચા દેખાડવા છે; પરંતુ ઐતિહાસિક સંશોધન ઉપરથી આ જણાયું છે કે મુહમ્મદ તુગલક સંબંધી કેટલીએ ધારણાઓ નિર્મૂળ છે. આ લેખનો ઉદ્દેશ પણ એના ઉપર પ્રકાશ નાખવાનો છે. યથાર્થરૂપે એના ચરિત્રને જાણવાને માટે અમને બે આવશ્યક વાતો ઉપર ધ્યાન આપવું પડશે. તેના ગુણો ઉપર અને તેના પર આરોપિત કરવામાં આવેલા દોષો ઉપર. અમારે આ સિદ્ધ કરવું છે કે, ઇતિહાસકારોએ મુહમ્મદ તુગલકની જેટલી નિન્દા કરી છે, તે તેટલી નિન્દાને યોગ્ય વાસ્તવમાં હતોજ નહિં.

ગુણ

મુહમ્મદ તુગલક, ગ્યાસુદ્દીનનો વ્હાલો પુત્ર હતો. પિતાએ પુત્ર પ્રત્યે જે કર્તવ્ય હોવું જોઇએ, તેનું પાલન કર્યું અને તેને સારામાં સારી કેળવણી અપાવી. એજ શિક્ષણની ન મટનારી છાપ તેના ચરિત્ર ઉપર લાગેલી છે. તેના પ્રત્યેક કાર્યમાં દક્ષતા અને ચાતુરી પ્રતિબિમ્બિત થતી. તે જે કાંઇ કરતો હતો, તે ખૂબજ સોચી વિચારીને કરતો હતો. અનેક વિષયોમાં તેની અનુપમ પહોંચ હતી. મધ્યકાલીન મુસલમાન રાજવીઓમાં તે સૌથી અધિક શિક્ષિત હતો. દિલ્હીની સતી ગોદમાં કેટલા આવ્યા, કેટલા ગયા. તેમાંથી કદાચજ બેચાર એવા હશે, જે અનેક ગુણોથી એક-સાથે વિભૂષિત હોય, કિન્તુ એનાથી વિપરિત મુહમ્મદ તુગલકમાં અદ્દભૂત પ્રશંસનીય ગુણોનો વિચિત્ર સમાવેશ હતો. સાહિત્ય, જ્યોતિષ ગણિત આદી વિષયોનો તે સારો જ્ઞાતા હતો અને વૈદકમાં પણ નિપુણ હતો. તર્કશાસ્ત્રનું એણે ઘણું સારું અધ્યયન કર્યું હતું. દર્શન, ઇતિહાસ, ભૂગોળ, ધર્મગ્રન્થ. એ ઉપરાંત ડોકટરીના પુસ્તકોનો પણ એણે મનપૂર્વક અભ્યાસ કર્યો હતો. વાદ-વિવાદ કરવામાં તે એવો પ્રવીણ હતો કે લોકો તેને પોતાના સમયનો અરસ્તૂ (એરીસટોટલ) કહેતા હતા. સાધારણથી સાધારણ વિષય ઉપર પણ તે પોતાની રચના કૌશલ્ય અને વાક ચાતુરીથી એવું મહત્વ આરોપિત કરી દેતા હતા કે લોકો અવાક રહી જતા. અને પ્રતિવાદીને મોંઢ બંધ કરી લેવું પડતું હતું. તેની સ્મરણ શકિત વિચિત્ર હતી અનેક પ્રકારની વિદ્યાઓને શીખવા અને તે સદાને માટે યાદ રાખવાની તેને અપૂર્વ ચાહ હતી. એની વિલક્ષણ પ્રતિભાથી બધાય લોકો પ્રભાવિત થઈ જતા હતા.

સુન્દર-સુન્દર ગંભીર લેખ લખવામાં કોઇ તેની બરાબરી કરી શકતો ન હતો. તેની કાવ્ય, દોહા, છન્દ આદિ બનાવવાની શક્તિ ગઝબની હતી. ફારસીનાં ઘણાં પદ્યોને તેણે યાદ કરી લીધાં હતાં. એની સાહિત્યિક રચનાઓ ફારસી કવિતાઓથી ઓતપ્રોત રહેતી હતી. વ્યાખ્યાન આપવામાં તે એનો સારો ઉપયોગ કરતો હતો, અને વાદ-વિવાદમાં પણ તે એનો વ્યવહાર કમી કરતો ન હતો. અલંકાર વિદ્યાનો એ મહાન વિદ્વાન હતો. મુહાવરાઓ અને કહેવતોના વ્યવહારની સાથે સાથે એની રચના શૈલી પણ ઘણીજ સુન્દર હતી ઉપમા આપવામાં તે ઘણોજ પ્રવીણ અને દક્ષ હતો. એની કલ્પના શકિત અદ્દભુત, અભિરૂચિ કોમળ, ભાવ ગમ્ભીર, અને સૂક્ષ્મ હતા. એના વિચારોની ગહનતા મનુષ્યોને ભ્રમણામાં નાખી દેતી હતી. એની રચના-સૌન્દર્ય અને કાવ્ય-કલાની કુશળતા ઉપર મુગ્ધ થયા વિના કોઈ રહી શકતો નહતો. મ્હોટા મ્હોટા અનુભવી બ્રહ્મજ્ઞાની, જ્યોતિષી અને અલંકારશાસ્ત્રી એની સાથે વાદ-વિવાદ કરતાને બ્હીતા હતા. બર્નીનું તો કહેવું છે કે, સ્વયં અરસ્તુ (Aristotal) અને આસફ (Asaf) પણ એની યોગ્યતાને જોઇને આશ્ચર્ય ચકિત થઈ જાત, સમય-સમયે તે બર્ની સાથે ઇતિહાસ પર વાદ-વિવાદ કરતો હતો. અને પોતાનાં કાર્યોના ઐતિહાસિક મહત્વની ચર્ચા કરતો હતો[1]. ભૂગોળ જાણવાની પણ તેની ઇચ્છા ઓછી ન હતી આ વિષય પર પ્રકાશ પામવા માટે એણે અનેક વિદેશી વિદ્વાનોને પોતાના રાજદરબારમાં રાખ્યા હતા. તેમને એ ધન અને ઉચ્ચ પદો આપતો હતો. વિદ્યાના પ્રચારને માટે એણે દિલ્હીમાં પાઠશાળાઓ ખોલાવી હતી. જેમાં મુફત કેળવણી આપવામાં આવતી હતી. વિદ્વાનોનો એ આદર કરતો હતો. રાજદરબારમાં

1 History of India as told by its own People; Elliot and Dowson. Pages 250-51.

દેશી વિદેશી અનેક વિદ્વાનો રહેતા હતા. આ પ્રકારે વિદ્યામાં તેને અગાધ પ્રેમ હતો.

એની વીરતા પણ પ્રશંસનીય છે. એ કુશળ યોદ્ધો હતો, અને રણવિદ્યાનું એને સારું જ્ઞાન હતું. જે સમયે તે સિંહાસનારૂઢ થયો, દેશમાં હાહાકાર મચેલો હતો. ઘણા પ્રાંતો—જે દિલ્હીને આધિન હતા, સ્વતંત્ર થવાની ચેષ્ટા કરી રહ્યા હતા. મુગલોની પણ ચઢાઈની ધૂમ હતી, પરંતુ પોતાના કૌશલ્ય અને રણચાતુર્યથી તેણે સૌને દબાવી નાખ્યા અને સિંહાસન ઉપર બેસવાના થોડાજ દિવસ પછી ઉત્તર-હિન્દના બધા દેશોને પોતાના અધિકારમાં કરી લીધા. તથા દક્ષિણ ઉપર પણ પૂર્ણપણે પોતાનું આધિપત્ય જમાવી લીધું. સિન્ધુ નદીથી લઈને પૂર્વમાં બંગાળ સુધી અને હિમાલયથી લઈને દક્ષિણમાં કર્ણાટક (કોરોમન્ડલ) સુધી, કાશ્મીર, પૂર્વ–આસામ તથા મદ્રાસ ઇલાકાના થોડાક ભાગને મૂકીને પ્રાયઃ સમસ્ત આધુનિક ભારત વર્ષ તે સમયે એજ સમ્રાટને આધીન હતો. વાસ્તવમાં દિલ્હીના કોઈ પણ બાદશાહનું રાજ્ય એટલું વિસ્તૃત થયું ન હતું. રાજ્ય વિસ્તારની દ્રષ્ટિથી પઠાણ વંશ ઉત્કર્ષની છેલ્લી સીમા સુધી પહોંચી ચુક્યો હતો. અતિ પુરાતન કાળથી ઉત્તર હિન્દમાં અનેક સામ્રાજ્ય સ્થાપિત થયાં; પરંતુ કોઈનો પણ પૂર્ણપણે દક્ષિણ ઉપર અધિકાર થઇ શક્યો નહિ. મુહમ્મદ તુગલકજ પહેલો બાદશાહ હતો, જેણે એ કામને પૂર્ણ કર્યું. એના રાજ્યકાળમાં દેશ ઉપદ્રવોથી પરિપૂર્ણ હતો. પ્રાન્તીય સુબેદારોની રાજ્યલોલુપતા સીમા ઓળંગી ગઇ હતી. ફળસ્વરૂપે દેશ અરાજકતાનો શિકાર બની રહ્યો હતો. મુહમ્મદ તુગલકે જે અદમ્ય ઉત્સાહ, લગન, અવિશ્રાન્ત પરિશ્રમ, રણકૌશલ્ય અને યુક્તિથી એ બધાને જડમૂળથી ઉખેડી ફેંકવાનો યત્ન કર્યો, વાસ્તવમાં તે પ્રશંસનીય છે. એક સાથે દેશના ભિન્ન ભિન્ન ભાગોમાં વિદ્રોહ થતા અને તે વીરતાપૂર્વક તેનો સામનો કરતો હતો. તે પોતાની સામે પોતાના રાજ્યનું પતન જોઇ શકતો નહતો. એજ કારણ છે કે તે પોતાના અંતીમકાળ સુધી સતત પરિશ્રમ કરતો રહ્યો, અને છેવટે સિન્ધના રણાંગણમાં ઉપસ્થિત થવાને માટે અને અપરાધિઓને દન્ડ આપવાને માટે તેને વૃદ્ધાવસ્થામાં પ્રસ્થાન કરવું પડયું. જેથી માર્ગમાંજ રોગગ્રસ્ત થઇને પોતાની જીવનલીલા સમાપ્ત કરવી પડી.

એની ઉદારતા પણ ઉચ્ચ દરજ્જાની હતી વિદેશીઓનો તે ઘણો આદર કરતો હતો. એ તેમને નોકરી અને ઇનામો આપતો હતો. એશિયાના બધા દેશોમાં તે પોતાની ઉદારતાને કારણે પ્રસિદ્ધ હતો. એના દરબારમાં ઘણા લોકો ચીન, તુર્કિસ્તાન, ઇરાન, મિસર આદી દેશોથી આવતા ને પારિતોષિક પામતા હતા. બાદશાહની આ ઉદારતા વિદેશીઓ સુધીજ પરિમિત ન હતી. દેશના પણ હિન્દુ-મુસલમાનોએ એની ઉદારતાથી લાભ મેળવ્યો હતો. દુષ્કાળ સમયે એણે લાખો રુપિયા ખેડુતોની ઉન્નતિને માટે વહેંચી આપ્યા અને દુષ્કાળ–પીડિતોના ભોજન આદીનો પણ પૂરો પ્રબન્ધ કર્યો. દૂર દૂર દેશોમાં આ ઉદારતાને કારણે હિન્દુસ્તાનની ખ્યાતિ ફેલાયલી હતી. બાદશાહ કોઇને પણ દુઃખી જોવા ઇચ્છતો નહતો; પણ સાથેજ અપરાધિઓને કઠિનથી કઠિન સજા આપવામાં પણ કદી અચકાતો નહતો.

બાદશાહની ન્યાયપ્રિયતાના વિષયમાં તો કાંઇ કહેવાનુંજ નથી તે કદી પણ ધાર્મિક મામલાઓને રાજ્યના મામલાઓમાં ભેળવતો નહતો. તે ઇન્સાફનો મોટો પાબન્દ હતો. મુલ્લાં અને મૌલવીઓ પણ જો અપરાધ કરતા તો સખ્ત સજા આપતો હતો. તે કોઇ પણ પ્રકારનો પક્ષપાત કરતો નહતો. તે ઇસ્લામી ધર્મ માનતો હતો; પણ મુલ્લાં અને કાઝીઓનો પક્ષપાત તેને

ખરાબ લાગતો હતો. આજે કારણ હતું કે ન્યાયશાસ્ત્ર જોવાને માટે તે કદી કદી વેષ બદલીને ન્યાયાલયોમાં જતો અને કાઝીઓને પક્ષપાત કરવા માટે દન્ડતો હતો. લોકોને બાદશાહ ઉપર પણ દાવા ફર્યાદ કરવાની આજ્ઞા હતી. આ સંબંધમાં બેચાર ઘટનાઓ ઉલ્લેખનીય છે. એકવાર કોઇ હિન્દુએ કાઝી પાસે આ શિકાયત કરી કે બાદશાહે તેના ભાઇને વિના કારણે મારી નાંખ્યો છે. જ્યારે બાદશાહને આ વાત માલૂમ થઇ ત્યારે તેણે કાઝીને આજ્ઞા આપી કે, તે (કાઝી) પોતાના (બાદશાહના) કચેરીમાં હાજિર થવા સમયે તેના દરજ્જાનો ખિયાલ કરીને ઉભો થાય નહિં. એવુંજ થયું. જ્યારે બાદશાહ કચેરીમાં હાજિર થયો, ત્યારે કાઝી ઉભો થયો નહિ; અલબત્ત બાદશાહે ઝુકીને કાઝીને પ્રણામ કર્યા. અતિ દીનતાપૂર્વક તે કાઝીનો ફૈસલો સાંભળતો રહ્યો. જ્યારે કાઝીએ ફૈસલો સંભળાવ્યો કે, બાદશાહ ખૂન દંડ આપે, ત્યારે બાદશાહે તુરત કાંઈ પણ ફલા કર્યા વિના તેમનો આદેશનું પાલન કર્યું. બીજી વાર કોઇ મુસલમાને એવો મુકદમો કર્યો કે બાદશાહે અન્યાયથી તેની મિલ્કત ઝુંટવી લીધી છે. કાઝીની આજ્ઞા સાથે ચઢાવીને બાદશાહે તે પાછી તેને સોંપી દીધી. એકવાર કોઇ મ્હોટા કર્મચારીના પુત્રે બાદશાહ પર એવો દોષ મૂક્યો કે, બાદશાહે નિર્દયતાપૂર્વક તેને કોઈપણ અપરાધ વિના માર ખવડાવી છે. તપાસ કરતાં જણાયું કે તેનું કહેવું સાચું હતું. ઇસ્લામ ધર્મ અનુસાર તેને બદલો લેવાની છુટ આપવામાં આવી. તેના હાથમાં લાકડી આપવામાં આવી અને તેણે અપરાધી બાદશાહને વીસ ફટકા માર્યા. બાદશાહની પાઘડી લાકડીના ફટકાઓથી નીચે પડી ગઇ. આ જોઇને અમને બાદશાહની ન્યાય પ્રિયતા પર આશ્ચર્ય થાય છે.

આ ગુણો ઉપરાંત બાદશાહમાં બીજા પણ અનેક દુર્લભ ગુણ હતા. એનો શાસન-પ્રબન્ધ વ્યવસ્થિત હતો. રાજ્યમાં કેટલાંયે ખાતાં હતાં. બાદશાહ બધાની દેખરેખ સ્વયં કરતો હતો. પ્રાયઃ બધાજ મુસલમાન બાદશાહ શરાબના ગુલામ થતા હતા;[૨] પણ તે કદી પણ શરાબ પીતો ન હતો. ધર્મનો તે ઘણો ચુસ્ત હતો. એનું વ્યક્તિગત જીવન સરળ અને સાદું હતું. કળા કૌશલ્યનો તે અત્યંત પ્રેમી હતો, તેનો સારો નમૂનો આજે પણ દૌલતાબાદના ભગ્નાવેષ ખંડિયેરોમાં મળી શકે છે. તેનામાં પોતાની ભૂલ અને ગલતીનો સ્વીકાર કરવાનું સાહસ હતુ, જે મહત્વનું એક લક્ષણ છે; પરંતુ ઇતિહાસકારોએ એને પણ તેના અપયશનું કારણ બતાવ્યું છે.

ઇસ્લામનો તે સાચો ભક્ત હતો; કિન્તુ હિન્દુ ધર્મ પ્રત્યે પણ તેના હૃદયમાં આદર હતો અને તે એની સારી સારી વાતોને ગ્રહણ કરવાને માટે સદા તૈયાર રહેતો હતો. મહા વિદ્વાન હોવાને લઇ તેનું દ્રષ્ટિબિંદુ ઉદાર થઇ ગયું હતું. દર્શનશાસ્ત્રીઓ અને તર્કશાસ્ત્રીઓ સાથે વાદ-વિવાદ કરવાથી તેના હૃદયમાં તે સહનશીલતા અને અદ્‌ભૂત વિકાસ થયો હતો, જેને માટે અકબર આટલો પ્રસિદ્ધ છે. કેટલાએ હિન્દુઓ (ઉદાહરણ-રૂપેઃ 'રતન'ને તેણે રાજ્યના ઉંચા ઉંચા પદો પર અધિષ્ઠિત કર્યા હતા. સતી થવાની ભયાનક પ્રથાને રોકવાના પ્રયત્ન પણ તેણે કર્યા હતા. આ એક એવી વાત હતી, જેનો લોકો તે દિવસોમાં સ્વપ્નમાં પણ વિચાર કરતા નહિ હતા. સ્વાધીન રાજપૂત રાજાઓ પર તેણે ચઢાઇ કરવાની કોશિશ કરી નહિ અને તેમને નિશ્ચિંત મૂકી

[૨] બધા મુસલમાન બાદશાહો શરાબના ગુલામ હતા' એ કહેવું વિદ્વાન લેખકની મ્હોટી ભૂલ છે.; તેઓ કુતુબદ્દીન, ગ્યાસુદ્દીન, નાસરૂદ્દીન વિ. ને વિસેરી ગયા લાગે છે. —સાલેહ

દીધા. ઇસ્લામના ધર્માન્ધ મુલ્લાંઓના પ્રભાવને રોકવાને માટે તેણે રાજ્યમાં યોગ્ય કર્મચારી નિયુક્ત કર્યા અને તેમને વિશેષ પ્રકારના ન્યાય-શાસન સંબંધી અધિકાર આપ્યા; જેમાં ધાર્મિક પક્ષપાત થવા પામે નહિ. શેખ અને સૈયદ પણ જે ઘણાજ વધારે પવિત્ર મનાતા હતા. અને જેમના ઉપર રાજ્ય હાથ ઉઠાવી શકતું ન હતું, એના રાજ્યદન્ડથી બચી શક્યા નહિ. જે કોઇ વિદ્રોહ કરતો, ધાર્મિક પક્ષપાત કરતો અને ઝગડો મચાવતો તેને તે સઝા કર્યાં વિના મૂકતો જ ન હતો, ચાહે તે કોઇ પણ હોય—હિન્દુ અથવા મુસલમાન, કાઝી અથવા દરબારી, મ્હોટો અથવા ન્હાનો. આજ કારણ છે કે ઘણા મુસલમાનો તેની વિરૂધ્ધ થઇ ગયા. અને તેના ચરિત્ર પર વ્યર્થ રક્તપાત આદિ દોષો આરોપિત કરવામાં કોઇ પણ મણા રાખી નહિ

## તેના પર આરોપણ કરાએલા દોષ.

રાજ્યધાની દૌલતાબાદ ખાતે બદલવી, દોઆબ પર કર લગાવવો અને તેના ફળ સ્વરૂપે દુષ્કાળ, તાંબાનો સિક્કો ચલાવવો, ચીન પર ચઢાઇ કરવી, ફારસ દેશને જીતવાની ચેષ્ટા કરવી, લોકોનો વધ કરવો, આદી એવી ઘટનાઓ છે, જેને લઇને અનેક ઇતિહાસ-લેખકોએ મુહમ્મદ તુગલક પર સંકીર્ણ હૃદયતા, હઠ, ક્રૂરતા, ધન-લોલુપતા, પાગલપણુ અને નર રક્તપિપાસુ-તાના દોષ મૂકાવીને તેના ચરિત્રને કલંકિત કર-વાની ચેષ્ટા કરી છે. નિઃસંદેહ મુહમ્મદ તુગલ-કમાં ગુણ-દોષ મૌજૂદ હતા; પરંતુ ઉપર્યુક્ત વાતોને લઇને અમે કદાપિ આ કહી શકતા નથી કે તે આવા ભયંકર વિશેષણોને યોગ્ય હતો, જે ઇતિહાસકારોએ તેના ચરિત્ર પર લગાવ્યા છે. જેવું કે હેઠળ દેખાડવાની કોશિશ કરવામાં આવશે, એ કાર્યોમાં એની પ્રકાન્ડ વિદ્વતા, ઉચ્ચ આદર્શવાદિતા અને ગંભીર રાજ્યનીતિ છુપાયલી હતી. ૩. એ કાર્યો ઉપર વિચાર કરવા પહેલાં રાજ્યની તત્કાલીન અવ-સ્થા પર વિચાર કરી લેવો અનુચિત થશે નહિ. અલાઉદ્દીન મ્હોટો નિર્દયી અને સ્વેચ્છાચારી શાસક હતો. હિન્દુઓ પ્રત્યે તેની નીતિ અત્યંત ક્રૂર હતી. તેના વિશાળ સામ્રાજ્યમાં અસંતોષની ચિણગારીઓ ઉત્પન્ન થઈ રહી હતી, તેનું મૃત્યુ થતાંજ તે પ્રજ્જવલિત થઈ ગઈ. પ્રાન્તીય સુબેદાર અને અમીર, જે તેના નિયમોથી કંટાળી ગયા હતા, તેનો વિરોધ કરવા લાગ્યા. તેના ઉત્તરાધિકારી પણ ઘણા નાલાયક નીકળ્યા અને તે રાજ્યપાટ મેળવવાને માટે આપસમાંજ લડવા લાગ્યા.

મુગલ લોક ઘણા દિવસોથી ભારત પર હુમલા કરી રહ્યા હતા. અલાઉદ્દીને તેમને મ્હોટી મુશકિલથી કેટલીએ વાર રોક્યા હતા. તેણે એક વાર વીસ હજાર મુગલોને—જે નવ મુસ્લિમ કહેવાતા હતા—સ્ત્રી બચ્ચાંઓ સહિત કત્લ કરી નાખ્યા. ૪. એનાથી મુગલોના હૃદયમાં ભયંકર પ્રતિહિંસા જાગી ઉઠી હતી, અને તે હિન્દુસ્તાન પર સફળ પ્રહાર કરવાની તડામાર તૈયારીઓ કરી રહ્યા હતા. એવાજ વાતાવરણમાં મુહમ્મદ તુગલકે રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી.

## દૌલતાબાદને રાજધાની બનાવવી.

ઇતિહાસ લેખકોએ મુહમ્મદ તુગલકને આ કામને માટે પાગલપણ અને અદૂરદર્શિતાનો દોષિત ઠેરવ્યો છે; પરંતુ ગંભીરતાપૂર્વક જોવાથી અમને આ યોજના અત્યંત યુક્તિયુક્ત જણાશે. મુહમ્મદ તુગલકે સિંહાસનારોહણના ચોથાજ

---

3 The Cambridge History of India Vol III P. P. 119-26.

A Short History of Muslim Rule in India, Ishwari Prasad P. P. 126-31.

4 The Cambridge History of India Vol. III P. P. 117-18.

દિવસ પછી પોતાની વિજય-પતાકા દક્ષિણ દેશમાં ફરકાવી દીધી. પહેલાં જ્યારે રાજ્ય આટલું વિસ્તીર્ણ થયું ન હતું, દિલ્હી ઉપર્યુક્ત રાજ્યધાની હતી. હવે કોઈ એવી રાજ્યધાનીની આવશ્યક્તા હતી, જે કેન્દ્રમાં હોય અને જ્યાંથી શાસન કાર્ય સરળપણે ચાલી શકે. [5] તેણે હિસાબ કાઢીને દેવગિરિને (જેનું નામ તેણે દૌલતાબાદ રાખ્યું હતું) રાજ્યના કેન્દ્રમાં જોયું. એનાથી થોડા સમય પહેલાં બહાઉદ્દીન ગેસ્તાસ્પએ દક્ષિણમાં વિદ્રોહ કર્યો હતો. આ વિદ્રોહે એના દૌલતાબાદને રાજ્યધાની બનાવવાના વિચારને વિશેષ પુષ્ટ કરી દીધો. [6] એ સિવાય એક બીજું પણ કારણ હતું. મુગલોના આક્રમણથી દિલ્હી સર્વદા ભયમાં રહેતું હતું. ભયંકર મુગલો હજારોની સંખ્યામાં હિન્દુસ્તાન પર હુમલો કરતા હતા. તેઓ લાગમાં રહેતા અને મોકા જોઈને તૂટી પડતા હતા. આ તરફ દિલ્હીની શાહી સેનામાં ઘણી કમજોરી આવી ગઈ હતી. એ મુગલોનો સામનો કરવામાં સર્વથા અસમર્થ હતી. મુગલોને પંજાબમાં થઈને દિલ્હી આવી બેખબર શાહીસેનાને હરાવવાને વાર લાગતી નહિં. આ પ્રકારે રાજ્ય ખોવાનો ભય લાગેલો રહેતો. અંતમાં થયું પણ એમજ. મુગલોએ પોતાનાં આક્રમણ ચાલુજ રાખ્યાં, અને છેવટે તેમણે દિલ્હી-સામ્રાજ્યને છીની લીધું; કિન્તુ દૌલતાબાદ મુગલોના આક્રમણથી સુરક્ષિત હતું. [7]

દક્ષિણમાં હમણાં હમણાંજ મુસલમાનોનું આધિપત્ય સ્થાપિત થયું હતું. ત્યાંના લોકોમાં હજુ સ્વતંત્રતાનું રક્ત વહેતું હતું અને તેઓ મુસલમાનોને દક્ષિણમાંથી કાઢી મૂકવાના પ્રયત્ન કરતા હતા. વરંગલના રાજાએ કેટલાક હિન્દુઓનું નેતૃત્વ ગ્રહણ કરીને સ્વતંત્ર રાજ્ય કાયમ કર્યું. મવાર સને ૧૩૩૫ માં સ્વાધીન થઈ ગયું. વિજયાનગરમાં સને ૧૩૩૬ માં હરિહર અને તેના ભાઈ દ્વારા હિન્દૂ રાજ્ય સ્થાપિત કરવામાં આવ્યું. પ્રતાપરુદ્રદેવના પુત્ર કૃષ્ણનાયકે મુસલમાનો વિરુદ્ધ હિન્દુઓનું એક ભયંકર સંગઠન કર્યું. દક્ષિણના વિદેશી અમીરોનો એક જુદોજ ભય હતો. તે લોકો પણ સદા દિલ્હીથી સ્વતંત્ર રાજ્ય સ્થાપવાને માટે પરિશ્રમ કરતા હતા. છેવટે તેમણે દેવગિરિ અને ગુજરાતમાં ખુલ્લો બળવો કર્યો. હસન ગંગૂએ બ્રાહ્મણ રાજ્યનો પાયો નાખ્યો. ગુજરાતમાં ઠગોને કારણે બાદશાહને ઘણીજ પરેશાની ઉઠાવવી પડી અને એનેજ દબાવવાને માટે સિન્ધ જતી વખતે એને મરવું પડ્યું. દક્ષિણેજ સૌથી પ્રથમ પોતાની સ્વતંત્રતા જાહેર કરી વિદ્રોહોની સંખ્યા દક્ષિણમાંજ સૌથી અધિક હતી. [8]

દૌલતાબાદથી ઉત્તર-હિન્દુસ્તાનમાં આવાગમનની સરળતા હતી, જેથી ઉત્તર-હિન્દુસ્તાન કબજામાં રાખી શકાય એમ હતું. સૌથી મ્હોટો ભય મુગલોનો હતો તે રહેતો નહિં. યદ્યપિ દોઆબના લોકો મુહમ્મદ તુગલકથી અસંતુષ્ટ હતા; પરંતુ એની વિરુદ્ધ તેઓ મુગલોને સહાયતા આપી શકતા ન હતા. તેમને મુગલોની ચઢાઈઓનો કડવો અનુભવ હતો. [9]

દક્ષિણના પહાડી દેશોમાંથી મુહમ્મદ તુગલકને બળવાન સૈનિક પણ મળી શકતા હતા. દૌલતાબાદને રાજ્યધાની બનાવવામાં એજ રાજ્યનીતિ અને દૂરદર્શિતા હતી. આ પ્રકારે સોચી વિચારીને મુહમ્મદ તુગલકે દૌલતાબાદને

5 A Short History of Muslim Rule in India–Ishwari Prasad P. P. 138-39.

6 The Cambridge History of India Vol III Pages 140.

7 A Short History of Muslim Rule in India–Ishwari Prasad Pages 138.

8 Ibid–P. P. 151-52

9 The Cambridge History of Indi Vol III Pages 145.

રાજ્યધાની બનાવવાનો નિશ્ચય કર્યો. પ્રકૃતિએ તેને સુંદર અને દુર્ગમ બનાવ્યો હતો.

મનુષ્યે પોતાના બુદ્ધિબળથી એને હજી પણ દૃઢ તથા શોભાસમ્પન્ન કર્યો. મુહમ્મદ તુગલકે દૌલતાબાદને દિલ્હીના અનુરૂપ બનાવવામાં કોઈ પ્રકારની મણા રાખી નહિ. મ્હોટા મ્હોટા બાઝાર અને સુંદર સુંદર ગગનચુમ્બી રાજ મહાલયો બનાવ્યા, ઇબ્ને બતૂતાએ જે કેટલાંક વર્ષ પછી ત્યાં ગયો હતો, એને દિલ્હીથી કોઈ રીતે પણ ઉતરતું જોયું ન હતું. ૧૦ જ્યારે બધી રીતે નગર તૈયાર થઇ ગયું ત્યારે મુહમ્મદ તુગલકે રાજ્યના પ્રધાન, કર્મચારિઓ, દરબારીઓ, સેનાપતિઓ તથા પોતાના કુટુંબીઓ અને સગાઓને ત્યાં રહેવાની આજ્ઞા આપી અને એને માટે તેમને ધન પણ આપ્યું. ૧૧ આ યાદ રાખવુ જોઇએ કે એ સમયે તેણે બધા દિલ્હી નિવાસીઓને ત્યાં જઇને રહેવાની આજ્ઞા આપી ન હતી, જેવું કે કેટલાક ઇતિહાસકારોનું કથન છે. આ આજ્ઞા તો તેને બે વર્ષ પછી આપવી પડી. એનું પણ કારણ છે. વાત એવી હતી કે દિલ્હીની જનતા પત્ર લખીને પરબિડીયામાં બંધ કરીને રાત્રિ સમયે દીવાનખાનામાં નાખી જતી હતી. આ પત્રો સમ્રાટના નામના હતા અને એના પરબિડીયા ઉપર સમ્રાટના સિરની સોગંદ આપીને આ લખેલું (હોતું) હતું કે તેમના સિવાય કોઇ પુરુષ એ ખોલે નહિ. સમ્રાટ પોતેજ એ ખોલીને વાંચતો હતો. આ પત્રોમાં સમ્રાટને અનેક પ્રકારની ભિન્નભિન્ન ગાળો, નિન્દાની વાતો અને નિર્મૂળ દોષારોપણની વાતો લખેલી હતી. એનાથીજ ચિઢાઇનેજ બાદશાહે દિલ્હીને ઉજ્જડ કરવાના વિચારે નગરવાસીઓનાં ઘર લઈ લઇને એનું પુરે પુરૂં મૂલ્ય આપી દીધું અને સમસ્ત જનતાને દિલ્હીથી ચાલ્યા જવાનો ઢંઢેરો કરાવી દીધો. ૧૨

બતૂતાનું આ કહેવું કે "આ આજ્ઞા પછી સમ્રાટે દિલ્હીના ખુણે ખુણા શોધાવ્યા અને એક આંધળો તથા એક લંગડો મળવાથી તેમને દૌલતાબાદ જવાની આજ્ઞા કરી, પગ ઘસડતાં ઘસડતા લઈ જવાને કારણે લંગડાનો માત્ર એકજ પગ દૌલતાબાદ પહોંચ્યો". ૧૩ આ બધી મનઘડત વાતો હતી જે બાદશાહની ઉપેક્ષા કરવાને માટે રચવામાં આવી હતી. આ ખરૂં છે કે બાદશાહની આજ્ઞાનું પાલન તેના કર્મચારિઓએ મ્હોટી નિર્દયતાપૂર્વક કર્યું; પણ આ કથન કે તેની મતલબ વ્યર્થ ખૂન વહાવવાની હતી. તે આધાર વિનાની વાત છે. ૧૪ યાત્રાને માટે બાદશાહે બધી રીતની સગવડો કરી આપી. દિલ્હીથી દૌલતાબાદ સુધી સડક બનાવવામાં આવી. ઠેકાણે ઠેકાણે ધર્મશાળાઓ બનાવવામાં આવી. પાણીનો પણ સારો પ્રબંધ કરવામાં આવ્યો. જેમની પાસે ખાવાનું ન હતું, તેમને રાજ્ય તરફથી આપવામાં આવ્યું. પરંતુ દિલ્હીવાસીઓને દૌલતાબાદમાં રહેવાનું ગમ્યું નહિ. જે દિલ્હીમાં તેમનાં પૂર્વજોએ પોતાના દિવસો વિતાવ્યા અને જ્યાં તેમને તરેહ તરેહના મનોવિનોદનાં સાધન હતાં, તેને તેઓ કેવી રીતે ભુલી જાય? લોકોની આ દશા જોઈને મુહમ્મદ તુગલકે તેમને પાછા દિલ્હી જવાનો હુકમ આપ્યો. જવા માટે પહેલાં જેવીજ સગવડ કરી આપવામાં આવી. દિલ્હીને ફરીથી મુહમ્મદ તુગલકે ખારી, ચોરૂં આબાદ કરી દીધી. ૧૫ પોતાની યોજનાને નિષ્ફળ થતી જોઇને તેને તેણે બદલી નાખી, આ તેની મ્હોટાઇ હતી.

10 The Cambridge History of India Vol III Page 141.

11 Ibid *P. P. 140-41.*

12 Ibid P. P. 141-142.

१३ इब्ने बतूताकी भारत-यात्रा, मदनगोपाळ, पृष्ठ १७०-७१

14 A History of Muslim Rule in India-Ishwari Prasad Pages 140.

15 *Ibid P. P. 139-40.*

**દોઆબ પર કર અને દુષ્કાળ**

અનેક ઇતિહાસ-લેખકોનું કથન છે કે "દોઆબ પર કર લગાવવા અને તેના ફળ રૂપે દુષ્કાળ પડવાને કારણેજ મુહમ્મદ તુગલકનું પતન થયું." તેમનું કહેવું છે કે "મુહમ્મદ તુગલકે દોઆબ ઉપર દસ ગણા વીસ ગણા કર વધારી દીધા. આ નવા ભારને વહન કરવાને અસમર્થ થઈ, પ્રજા ભિન્ન ભિન્ન પ્રકારના ઉત્પાત કરવા લાગી. હવે પ્રાન્તીય સુબેદારોને મૌકો મળી ગયો અને તેઓ સ્વતંત્ર થવાની ચેષ્ટામાં પ્રવૃત્ત થઈ ગયા. તેના ફળ રૂપે દુષ્કાળની ભયાનકતા અનેક ગણી વધી ગઈ અને રાજશક્તિ ઘણી ઘટી ગઈ આ તેની ધનલોલુપતા અને અવિચારનું જ્વલંત ઉદાહરણ છે." દસ ગણો વીસ ગણો કર વધારવો અસંભવિત જણાય છે અને એમાં અતીશયોક્તિથી કામ લેવાયું છે. ઇતિહાસકાર ફિરિસ્તા અનુસાર ત્રણ ગણો, ચાર ગણો અને બદાઉની અનુસાર બમણો, વધારવામાં આવ્યો હતો આજ સત્ય પણ જણાય છે. [16] આ કર વધારવાના કારણ પણ હતાં. ગંગા-જમનાની વચ્ચેનો દોઆબ અત્યંત પુરાતનકાળથી પોતાની ફળદ્રુપતા અને સાધનસંપતતાને માટે પ્રસિદ્ધ છે. એવી હાલતમાં અહિંના નિવાસી મ્હોટા ધનવાન હોય, એમાં કોઈ અતીશયોક્તિની વાત નથી. રાજ્યને આર્થિક સંકટોથી બચાવવાને માટે એવા લોકો પર કર નાખવો અત્યાચાર કહી શકાય નહિ. એ સિવાય એક વાત બીજી પણ છે. દોઆબના લોકો વિદ્રોહ કરતા અને લૂંટમાર પણ કરતા હતા. [17] રસ્તે ચાલવું પણ મુશ્કિલ હતું. એવા લોકો ઉપર દંડ સ્વરૂપે વિશેષ કર નાખવો કોઈ નવી વાત નથી. હવે રહી દુષ્કાળની વાત. બદાઉનીનું કથન છે કે સાત વર્ષો સુધી એક ટીપું પાણી પણ આકાશમાંથી ટપક્યું નહિ. [18] નિ:સંદેહ આ કથન અત્યુક્તિ રહિત જણાતું નથી. સંભવ છે વર્ષ બે વર્ષ સુધી અનાવૃષ્ટિ રહી હોય; પણ એટલું તો અમને અવશ્ય માનવુંજ પડશે કે બાકી વર્ષોમાં વરસાદની માત્રા એટલી કમી રહી હશે, જેનાથી ખેતી-વાડી કરવી અસંભવિત જેવું થઇ ગયું હશે. સાત આઠ વર્ષો સુધી દુષ્કાળે ચારે તરફ હાહાકાર મચાવી મૂકયો. લોકો ભુખે મરવા લાગ્યા. અન્ન નહિ મળવાથી લોકો મહીનાઓના મરેલા ઘોડા અને માણસોને ખાવા લાગ્યા. કસાઈઓના ઠાર પર કપાતાં પશુઓનાં લોહીને માટે દુષ્કાળ-પીડિતોની ભીડ લાગેલી રહેતી. પરિસ્થિતિ સુધારવાના મુહમ્મદ તુગલકે ભગીરથ પ્રયત્ન કર્યા. લાખો રૂપિયા પ્રજામાં મુફત વહેંચવામાં આવ્યા. રાજ્ય તરફથી સ્થળે સ્થળે ભોજનાદિનો પૂરો પ્રબંધ કરવામાં આવ્યો. લાખોની સંખ્યામાં કુવા ખોદાવવામાં આવ્યા, નહેરો બનાવવામાં આવી, ભૂમિ માપવામાં આવી, ખેતીને માટે જુદો વિભાગ ખોલવામાં આવ્યો, સારા અન્નના બીજ વાવવાને માટે રાજ્ય તરફથી આપવામાં આવ્યાં, ફસલોના ફેરફાર પર પુરતું ધ્યાન આપવામાં આવ્યું અને કૃષિ-સુધારને માટે જે જે ઉપાયો ઉચિત જણાયા, કરવામાં આવ્યા [19] છતાં પણ એનું ફળ સંતોષપ્રદ આવ્યું નહિ. એના ઉપરથી આ વાત ચોકખી સાબિત થાય છે કે તે જનતાની ભલાઈ ઇચ્છતો હતો. આ વાત બીજી છે કે તે એમાં સફળ થઈ શકયો નહિ.

**તાંબાનો સિક્કો ચલાવવો.**

આ યોજનાને કારણે પણ મુહમ્મદ તુગલક કેટલાએ ઇતિહાસકારોને માટે ઘૃણાને પાત્ર બની ગયો; પરંતુ નીચે લખેલી વાતોનો વિચાર કરતાં તો ક્ષન્તવ્ય છે.

16 The Cambridge History of India Vol III Pages 145.

17 Ibid Pages 145.

18 Ibid Pages 132.

19 The Cambridge History of India Vol III P P 152-61

જે સમયે નવા સિક્કાનું પ્રચલન થયું તે સમયે ખજાનામાં મ્હોટી કમી આવી ગઈ હતી એજ કમીને કારણે આટલા મ્હોટા રાજ્યનો પ્રબંધ કરવો કઠિન જણાતો હતો. દુષ્કાળ સમયે મુહમ્મદ તુગલકે લાખો રૂપીઆ પ્રજામાં વહેંચી દીધા હતા; જેમાંથી એક પાઈ પણ વસુલ આવી નહિ. રાજ્ય કરથી કોઈ પણ પ્રકારની આવક આવી રહી ન હતી. પ્રાન્તીય સરદારો એવા સમયથી અનુચિત લાભ ઉઠાવીને વિદ્રોહ કરી રહ્યા હતા. મુગલોનો ડર પણ સુલ્તાનને બેચેન કરી રહ્યો હતો. વળી તેને પોતાની યોજનાઓ સફળ બનાવવાની મ્હોટી અભિલાષા હતી. આ બધાને માટે ધનની આવશ્યકતા હતી, કિન્તુ ખજાનામાં તો ધન ન હતુ તે વખતમાં સોનું અને ચાંદી એટલી સુગમતા અને અધિક પ્રમાણમાં મળી શકતું ન હતુ જેટલું કે તાંબુ મળતું હતું.

સુલ્તાન પ્રતિભાશાળી વ્યક્તિ હતો તેને નવી નવી વાતોની શોધ કરવામા મ્હોટી દિલચસ્પી થતી હતી તે સમયના સંસાર-પ્રસિદ્ધ સભ્ય દેશ ચીન અને ફારસમાં એવા સિક્કાઓનો વ્યવહાર ચાલુ હતો, જે મૂલ્યમા ઓછા હોવા છતા પણ તે દેશોના પ્રચલિત મુદ્રાઓના મૂલ્યે લેવાતા હતા કેવળ ભારતજ એનાથી અનભિજ્ઞ હતો. સુલ્તાન ભારતમાં એવા સિક્કા પ્રચલિત કરવા ચાહતો હતો. હા, એ સંબંધમાં તેણે એક ભારે ભુલ કરી. તેને જોવું હતું કે જાલસાઝી રોકવાના પ્રયત્નો કરતે. એવું ન કરવાનું ફળ એ આવ્યું કે પ્રત્યેક હિન્દૂ-મુસલમાનનું ઘર ટંકશાળ જેવું થઇ ગયું અને લાખો કરોડો ખોટા રૂપિયા બનવા લાગ્યા. દેશનો વ્યાપાર ભાંગી પડયો અને વ્યાપારી લોકો એવા સિક્કા લેવાની ના પાડવા લાગ્યા. લાચાર થઇને તેને આ પ્રકારના નવા સિક્કાઓને બદલવા પડયા. અને આ કહી દેવું યોગ્ય જણાય છે કે ભયંકર ખોટ ખમીને પણ તેણે તાંબાના સિક્કા લઇ લીધા અને તેને બદલે ચાંદી અને સોનાના સિક્કા આપી દીધા. અહિં પણ અમે જોઇએ છીએ કે તેણે પોતાની ભૂલ સ્વીકારીને સિક્કાનું પ્રચલન રોકી દીધું. અમને આ માનવું પડશે કે સિક્કાઓની યોજનામાં સુલ્તાને કેટલીક ભૂલો અવશ્ય કરી. લોકો તેને સમજી શકયાં નહિ તેને ધોકો આપવામાં આવ્યો; છતાં પણ તેણે પોતાની ભૂલ સ્વીકારી લીધી અને ઘણું નુકસાન સહીને પણ ઇમાનદારીથી લોકોના રૂપિયા ચૂકવી આપ્યા.

## ચીન પર ચઢાઇ

બાદશાહે કદી પણ ચીન જીતવાની ઇચ્છા કરી નથી. ઇતિહાસકારોનું આ કહેવું કે તેણે ચીન પર ચઢાઇ કરવાના વિચારથી સેના મોકલી એ ભૂલ છે. તેણે તો કોહ કરાજીલ (હિમાલય) પર ચઢાઈ કરી હતી. એના પણ કારણો હતાં. બાદશાહની પાસે તે સમયે આવશ્યકતા અનુસાર ધન ન હતું તેથી તાંબાના સિક્કા ચલાવવાની યોજના નિષ્ફળ રહી. કોહ કરાજીલના રાજાની પાસે અસીમ ધન હતું. પહાડી પ્રદેશ હોવાને કારણે અહિંના નિવાસી ઘણા મજબૂત હતા લડાઈમાં પીઠ દેખાડવી તો એ જાણતાજ ન હતા. સુલ્તાન ચાહતો હતો કે એવાજ વીર તેની સેનામાં ભરતી થાય. કોહ કરાજીલ જીતવાથી ચીનના સમ્રાટની સાથે મિત્રતા થઈ જાત અને કદી મોકો પડતાં ચીન-સમ્રાટ ભારત-સામ્રાજ્યને અન્તર્ગત થઇ જાત. પરંતુ સૌથી મુખ્ય કારણ એ હતું કે અહિંના રાજાએ સમ્રાટની આધીનતાનો અસ્વીકાર કરી દીધો, એજ માટે તેના પર ચઢાઇ કરવામાં આવી બાદશાહની સેનાએ રાજાને યુદ્ધમાં પરાજિત કર્યો અને દિલ્લીશ્વરની આજ્ઞા પાલન કરવાને વિવશ કર્યો, કિન્તુ વરસાદ અને પહાડી લોકોના હુમલાઓથી શાહી સેનાને ઘણું નુકસાન થયું. છતાં પણ સુલ્તાનની ઇચ્છા પૂરી થઇ ગઈ. ચીનના સમ્રાટે ઉપહારમાં ભારત-

સમ્રાટની પાસે બહુ મૂલ્ય ભેટો મોકલી અને સંધિ કરી. વાત એવી હતી કે શાહી સેનાએ ચીનાઓનાં ઘણાં મન્દિરો નષ્ટ-ભ્રષ્ટ કરી નાખ્યાં હતાં, તેને ફરીથી બનાવવાની અનુમતિ પ્રાપ્ત કરવાને માટે ચીન-સમ્રાટને સંધિ કરવી પડી. કરાછલના રાજાએ પણ બાદશાહની આધીનતાનો સ્વીકાર કરીને રાજ-કર (ખંડણી) આપવાનું કબૂલ કર્યું.૨૦

### ફારસ (ખુરાસાન) જીતવાની ચેષ્ટા

આટલી બધી વિપન્ન પરિસ્થિતિઓમાં મૂકાયા છતાં દિગ્વિજયની લાલસા રાખવી મૂર્ખતાજ-કહી શકાય, પણ આપણે યાદ રાખવું જોઈએ કે મુહમ્મદ તુગલક ઉચ્ચ-અભિલાષી હતો અને આ સમયે તેની પરેશાનીઓ મ્હોટે ભાગે ઓછી થઈ ગઇ હતી. અબૂસૈયદના શાસનને કારણે ખુરાસાનની આંતરિક અવસ્થા ખરાબ થઇ ગઇ હતી મુહમ્મદ તુગલકે મિસરના ખલીફા અને ચગતાના સરદાર સાથે મિત્રતાનો સંબંધ બાંધી લીધો હતો. ખુરાસાન પર ચઢાઈ કરવાને સમયે તેમણે એને મદદ આપવાનું વચન આપ્યું હતું. ખુરાસાનના ઘણા અમીરો તેના દરબારમાં રહેતા હતા, જેમનાથી પૂરી સહાયતા મળતે. વિદેશી વિદ્વાનોને દરબારમાં રાખવાને કારણે ત્યાંની ભૌગોલિક અવસ્થાથી તે સારી પેઠે પરિચિત હતો. ત્યાં જવાના સુગમથી સુગમ માર્ગ તેને માલૂમ હતા. વીર મુગલોને ધન આપી તેણે પોતાની સેનામાં ભરતી કર્યા હતા. પરંતુ સૌથી મુખ્ય પ્રત્યક્ષ લાભ એ દેશને જીતવાનો એ હતો કે મુગલોની સમસ્યાં ઉકલાઈ જાત. આવી રીતે તે બધી રીતે તૈયાર હતો. લાભની આશા પણ હતી. તેણે એક વર્ષ સુધી મ્હોટી ભારે સેના ભેગી કરી રાખી; પરંતુ ધનની કમી, મિસરના બાદશાહની દગાબાજી, ચીન-સમ્રાટનો આગળ વધી આવવાનો ડર, ખુરાસાનની દશા-સુધાર અને અનેક કારણોને-લીધે તેણે આ આશા ત્યજી દીધી. આટલી દૂર જઇને ખુરાસાન જીતવું તેને અસંભવિત લાગ્યું અને તેણે પોતાનું ધ્યાન ભારત તરફજ કેન્દ્રિત કરી દીધું. ૨૧.

### તેની વધ આજ્ઞાઓ

તેણે અનેકોનો વધ કર્યો; પણ એ વધો માટે અમો તેને દોષીત ઠેરવી શકતા નથી, અને નતો આ નિર્ણય પર પહોંચી શકએ છીએ કે તે સ્વભાવતઃ અત્યાચારી હતો અને તેને માનવ રક્ત વહાવવામાં મઝા આવતી હતી. ઇબ્ને બતૂતાના લેખો ઉપરથી જણાય છે કે તે અન્યાય અને રાજ્ય-હાનિ કરવાવાળાઓને સખ્ત શિક્ષા કરતો હતો. વિરોધને તે સહી શકતો ન હતો પરિસ્થિતિઓ જ એવી હતી કે જેનાથી કઠોરતા વિના કામ ચાલી શકે એમ જ નહતું. અમે દેખી ચૂકયા છીએ કે અલાઉદ્દીનનાજ સમયથી લોકોનાં દિલોમાં અસંતોષનાં બીજ રોપાઈ ગયાં હતાં, અને તેઓ રાજ્યસત્તાને ધૂળમાં મેળવવાને દરેક રીતે મંડી પડયા હતા. અન્ય યોજનાઓની નિષ્ફળતાને કારણે લોકો તેનું અપમાન કરવા લાગ્યા. દુષ્કાળ સમયે તો આ વિદ્રોહોની ભયંકરતા વિશેષ વધી ગઇ. લોકોએ એને રાજાનું પાપ માની લીધું અને તેને ચિઢવવા લાગ્યા. દેશમાં શાન્તિ-રક્ષાને માટે જ વિવશ થઈને તેને ક્રૂરતાથી કામ લેવું પડયું. વિદ્રોહીઓને કઠિનથી કઠિન સઝા કરવાનો ધારો તે સમયે આખા યુરપ, એશિયા, મિસર આદિ સંસારના બધાજ સભ્ય દેશોમાં પ્રચલિત હતો. ૫૬ અથવા દરજ્જાનો વિચાર કર્યા વિના તે બધાયને સખ્ત સઝા

20 The Cambridge History of India Vol. III P. P. 155-63

21 Ishwari Prasad Medieval India P. P. 250-51.

કરતો અને જે કોઇ તેનું કહેવું માનતો નહિ તેને અકારણ વધનો દોષિત ઠેરવવા અને રક્ત પિપાસુ કહેવા પહેલાં આપણે તેની મુશ્કેલીઓને યાદ રાખવી જોઇએ. આજકાલ પણ–આ ઉદાર વીસમી સદીમાં પણ–ભયંકર વિદ્રોહીઓને કુચલવા માટે સભ્ય દેશોની સરકાર પણ આતંક-નીતિનો આશ્રય લ્યે છે. પછી તે તો મધ્ય–યુગનો સમય હતો, જ્યારે એવા પ્રકારની ક્રૂર હત્યાઓ દરેક સ્થળે પ્રચલિત હતી. તેણે હિન્દુઓને ઉંચા દરજ્જા પર બેસાડ્યા, રજપુતો પર ચઢાઈ કરી નહિં, ધર્માંધ મુલ્લાં–મોલવીઓને સઝા કરી, ધાર્મિક પક્ષપાત–કર્યો નહિ–એથી એના મુસાહિબ લોકો એના પર ચિડાઈ ગયા અને એના પર વ્યર્થ રક્તપાત આદિનું કલંક લગાડ્યું. એવીજ રીતે એ। પર આરોપિત કરવામાં આવેલ પાગલપણાનું કલંક પણ આધાર વિનાનું છે. તે સમયનો કોઈ ઇતિહાસ લેખક આ વાતનું વર્ણન કરતો નથી કે તે પાગલ હતો. તેના વ્યવહારિક જીવન શક્તિ, ઉત્સાહ અને વિવિધ ગુણ સમ્પન્ન ચરિત્રને જોઇને આ વિશ્વાસ થતો નથી કે તે માત્ર ખિયાલી પુલાવ પકાવનારોજ હતો.

મુહમ્મદ તુગલક નિષ્ફળ થયો, અપયશનો ભાગી બન્યો, એનુ કારણ તેનું દુર્ભાગ્યજ કહી શકાય તે સ્વાર્થી ન હતો. તે પ્રજાની ભલાઈ ચાહતો હતો. એના હૃદયમાં લાગણી હતી, કિન્તુ સમય એની સાથે ન હતો. લોકો એના વિચારોને સમજી શક્યા નહિ અને એનો વિરોધ કરવા લાગ્યા. મુહમ્મદ તુગલકની દ્રષ્ટિમાં આ તેનો અન્યાય હતો તે વિરોધ અને અપમાનને સહન કરી શક્યો. જેમ જેમ તેણે પરિસ્થિતિને સુધારવા ચાહી તેમ તેમ તે બગડતીજ ગઇ જેમજેમ તેણે સમસ્યાઓને ઉકેલવા ચાહી તેમ તેમ તે વિશેષ ગુંચવાતીજ ગઇ. તેને પોતાની યોજનાઓમાં ઔચિત્ય તથા પોતાની સદાશયતામાં પૂર્ણ વિશ્વાસ હતો. પરંતુ વિરોધ અને નિષ્ફળતાએ તેને અત્યંત ઉતાવળીઓ અને કોપિત કરી મૂક્યો. તેના શત્રુ અને વિરોધી સર્વત્ર શિર ઉંચકવા લાગ્યા. એવી હાલતમાં એણે તેમના પર ભયંકર પ્રહાર કરવા આવશ્યક માન્યું. તે રક્ત પિપાસુ ન હતો; પરિસ્થિતિએ તેને કઠોર દમન નીતિનો આશ્રય લેવાને લાચાર કર્યો. તે પ્રજાનો હિત ચિન્તક હતો; પરંતુ પરિસ્થિતિએ તેને કાંઈ પણ સફળતા મેળવવા દીધી નહિ. સાત આઠ વર્ષના દિર્ઘજીવી અને ભયંકર દુષ્કાળે રાજ્ય શાસનને ઝબરદસ્ત ધક્કો પહોંચાડ્યો. રાજ્યની બધી શક્તિ છિન્ન ભિન્ન થઇ ગઈ. પ્રજા તેનો ઘોર વિરોધ કરવા લાગી. વિશ્વાસઘાતી અને નિમકહરામ કર્મચારીઓની ધૂર્તતા, સખ્તી, ઉગ્રતા અને નિર્દયતાને કારણે રાજ્યશક્તિ વિશેષ ક્ષીણ થઇ ગઇ. જ્યારે અમે તેના મહાન ગુણોને જોઇએ છીએ જ્યારે અમે તેની યોજનાઓની વિવેચના કરીએ છીએ, જયારે અમે તેના આદર્શવાદ અને ઉન્નત વિચારો પ્રત્યે ધ્યાન આપીએ છીએ, ત્યારે સહસા અમારા હૃદયમાં તેના પ્રતિ સહાનુભૂતિના ભાવ ઉત્પન્ન થઈ જાય છે. સંસારના ઇતિહાસમાં એવાં ઉદાહરણ કોઇકજ મળશે, જેમકે મુહમ્મદ તુગલક સમાન મહાન ગુણી તથા સદિચ્છા રાખનારા મનુષ્યને પરિસ્થિતિઓના ચક્રમાં પડીને આટલી નિષ્ફળતા મળી હોય; પરંતુ તેનું દુર્ભાગ્ય આટલાથીજ સમાપ્ત થયું નથી. ઇતિહાસકારો તેના ચરિત્રને સારી પેઠે નહિ સમજીને તેના પર અનેક નિર્મૂળ દોષારોપણ કરતા આવ્યા છે. હર્ષની વાત છે કે આધુનિક ઇતિહાસ લેખકો હવે તેની સાથે ન્યાય કરવા લાગ્યા છે.

આ ઉચિત નથી કે આપણે મુહમ્મદ તુગલકને ખૂની, સંકીર્ણ હૃદય, ધર્માંધ, ધનલોલુપ, દુર્બળ, ક્રૂર અને માનસિક વિકાર યુક્ત દેખાડ્યે. વસ્તુતઃ આપણને જોઇએ કે તેના અભાગ્ય, વિવશતા અને અસમયે ઉત્પન્ન થવા પર દયા દેખાડીએ, અને તેના પાંડિત્ય, વીરતા, અલૌકિક ગુણ–સમ્પન્નતા, આદર્શવાદિતા, સહનશીલતા, નિષ્પક્ષપાત અને ઉદારતા પર શ્રદ્ધાંજલિ પ્રદાન કરીએ.

(વિશાલ ભારત)




[આ લેખ સૌ મિત્રોને ખેલદિલીથી વાંચવા ભલામણ છે. રા વખારો]

અસ્વાજી વાની બીમારીથી એકાએક અકડી ગયા છે તેથી તેમની સહાય વગરજ આ વેળા મારે સાહિત્યની પોઠ હાંકવી પડે છે આ વેળા તો મુસ્લિમ સાહિત્યકારોની દુનિયામાંજ હોંકાયું કરી જીવતાને જાગતા સાહિત્યકારોનું સરવાયું કાઢી નાખવાનો વિચાર છે.

જીવતા મુસ્લિમ સાહિત્યકારો પૈકી જનાબ **વલીમોહંમદ સી. મોમીન** તો હવે કલમને પડતી મૂકી હુક્કાની નળી પકડીને રિટાયર જીવન વિતાવી રહ્યા છે! એ ઘરડા માણસ હજુએ ગાડાં વાળે એમ છે પણ આ મોટર અને વિમાનયુગમાં ગાડાં વાળવાની હામ શી રીતે ભીડાય?

∴

અને જનાબ **કરીમ મહુંમદ માસ્તર** તો રહ્યા જજ! એતે જજમેન્ટના કાગળીયાં ઉથલાવે કે સાહિત્યનો ઘસરકો કરે? ઉંચા આસને બેસી ઈન્સાફ તોળવાને બદલે પાઈની પેદાશ નહિ ને ઘડીની ફુરસદ નહિ એવા ધંધામાં પુનઃ શા માટે પડે? સાહિત્યના ધંધામાં કંઈ દમ નથી અને વળી એમને દમની બીમારી લાગુ પડી છે પછી નાહકનો દમ ભરાઈ જાય એવું શા માટે કરે?

∴

અને "બાનવા" સાહેબ તો હવે દૂધનાં ડબા ગણવામાં પડ્યા પછી જેમાં ફુંપણી સુદ્ધાં ઘાસ પણ ન સાંપડતી હોય તેવા સાહિત્યના ધંધામાં પુનઃ કાં માથું મારે? પણ આ વેજી-ટેબલ ઘીના યુગમાંએ રોજ બરોજ તાજું દૂધ ચાખવા મળતું હોય તો પછી ઘરડી કલમ કાયાકલ્પ કેમ ન કરાવે! પુનઃ ગુજરાતમાં ઐતિહાસિક કનકવા કાં ન ચગાવે!

∴

અને જનાબ ફૂપ્ર માનરી સાહેબ તો ખીલ્યા ન ખીલ્યા ને લેખકમાંથી લીડર થઈ પડ્યા એટલે જીભાજોડીમાંથી અવકાશ મળે તો કલમ ચલાવેને! ચટાઈ પર બેસી લેખ લખવા કરતાં સભાના પ્રમુખ બની ભાષણ કરવામાં માન તો વધુ મળેને? હાજરીના ભાવ વધતા જતા જોઈ સાહિત્યના બજારમાં એ ભાઈ સાહેબ શાના પગ મૂકે? કારણકે સાહિત્યના બજારમાં તો મંદીનાં મોજાં ફરી વળ્યાં છે અને લેખકોના ભાવ તો રના ભાવની જેમ સાવ ગગડી ગયા છે! જુઠ્ઠા સિક્કા એમને પાડતાં આવડતા નથી. પાડે તો હજુ એ કલદાર કવિતા પાડી શકે એમ છે!

∴

"નિસાર" લેંયા તો ભરમા જેવા દરના મુલકમાં કમાવા ગયા અને તે પણ લોહાની" દુકાનમાં. નામાના ચોપડામાં મુડું ઓસનારથી સાહિત્યની દુનિયામાં ડોકીયુંજ શી રીતે કરાય અને તે છતાં નવવધુની જેમ શેઠની ચોરી છુપીથી અવકાશ કાઢીને કવિતા ચિતરી રહ્યા છે! એક બાજુ ધનાધન લોખંડના ઘણ પડે અને બીજી બાજુ કલમમાંથી કવિતા ઝરે એ કેવો વિપરિત સંજોગ? એમની ધડાકા મુક પ્રેરણા દેવી અને ભડાકા મુક કાનોને પણ ધન્યવાદ ઘટે છે! ગુજરાતનો એક પાણીદાર અરબી ઘોડા જેવો વિવેચક આમ ખિલ્યો ન ખિલ્યો ને લોખંડની દુકાનમાં દટાઈ ગયો છે! છે કોઇ એ ભલા ભાઇને ખેંચી કાઢનાર? જો અવકાશ અને અર્થની યારી હોય તો નિસાર લેંયા મુસ્લિમ વિવેચક તરિકે સારા ઝળકે એમ છે. બાકી કવિ તરીકેનું એમનું સ્થાન તો નક્કી છેજ.

∴

વટવામા બેઠાં બેઠાં ટકવાને દેવાવનાર ઓછું જોને છતા વધુ વેતરે એવા આપણા 'સાબિર' સાહબ પણ કંઈ ઓછા ઉતરે એમ નથી! કૃષિકાર હોવા છતાં હળનો દાંડો કે બળદનો કાંડો પકડ્યો નથી પણ કલમને તો એવી મજબૂત રીતે પકડી છે કે "કવિતા" તો અષાઢી મેઘની જેમ ઝર્યાજ કરે છે. અને અમારા તંત્રીરાજ જેમ 'કારવાં'નું છાપું વેચવા સાથે લુંગી અને ગંજીફરાક વેચવાનો ધંધો પણ કરે છે તેમ 'સાબિર' સાહબ કવિતા કરતાં નવલિકા પણ લખી નાખે છે અને તે પણ ઢંગ દિરેજ લખે છે. એમની વાણીમાં, વર્તનમાં કે લેખનમાં ક્યાંએ લઈ ચાલ ભાર લાગેય એવું તત્વ જરાએ નથી! શાંતિથી તોળી તોળીને બોને છે તેમ તોળી તોળીનેજ શબ્દો લખે છે. જો નવલિકા તરફ વિશેષ ધ્યાન આપે તો...! કંઈ નહિ મુસ્લિમ સાહિત્યનું નવલિકા ક્ષેત્ર સાવ સુનું છે તેમાં એમની સ્હેજ ચડેલ પડેલ પણ રંગ લાવે છે!

∴

બિરાદર "શાંત" કાઠિઆવાડની કોઇ પોસ્ટ ઓફિસના એકાદ ટેબલ પર ખડામાં મરઘી ટક ટક કરે તેમ તારની ટક ટક કરતાં એ અવાર નવાર લેખો ચીતરે છે. જો કે તંત્રીઓ ફરજ પાડે છે ત્યારેજ એ સાહેબ લખે છે છતાં એમના લખાણમાં વેઠનો ભાસ થતો નથી, એમનાં લખાણોમાં ઓરીજીનાલીટી, અને માર્મિક કટાક્ષનાં છાંટણા ઠીક છંટાતાં રહે છે!

∴

'નૂર' એન્ડ 'માંડવિયા'ની કુંo. આ બંને ભાઇઓ ભભકભરી ભાષા અને ધગધગતી શૈલીમાં ઠીક લખે છે. મુસ્લિમ બુલેટિનદ્વારા 'નૂર' ઠીક ઠીક ચમકી ઉઠ્યા છે અને બાંટવાની એક પ્રેસના ખોખાપર બેઠાં બેઠાં એ માંડવિયાજી સારાં સારાં અને જાડાં જાડાં છતાં સોંઘાં ને સસ્તાં પુસ્તકો મુસ્લિમોના હાથમાં ધરવા લાગ્યા છે! જુવાનીનો જોશ અને ભાષાનો ખરોશ એ બંને લેખકોએ ઠીક કેળવ્યો છે. વિચારોમાં ધીરતા અને લેખનમાં ગંભીરતા પણ જાળવી શકે છે પણ કોકવાર ગુજરાતીમાં એ ભારે ભારે ફારસી અરબી પત્થરા, અને સંસ્કૃતપાંણા અથડાવી દે છે ત્યારે...રેતી ખરે છે! મુસ્લિમ ગુજરાતના યુવાન લેખકોમાં એમણે સારૂ સ્થાન જમાવ્યું છે!

∴

એકવાર કવિતાનું કારખાનું ગણાઈ ગએલા ભાઇ 'નયન' આવેલા કયુલીમાઇન જાણે એવા દુકાનમાં દબાઈ ગયા છે કે ક્યાંય એમનાં કાવ્યોનાં દર્શન થતાં નથી! છેલ્લા દાયકામાં એક સામટા સો કવિઓ જેટલું એમણે જોમ બતાવ્યું હતું! કોકવાર નવલિકાના લેખમાં પણ ટહુ દેખાવી જતા! ભાઈ 'નયન' ક્યારે પુનઃ પધારે અને

ગુજરાતને કાવ્યોની ધૂણી ધખાવીને ગરમ કરે! જુના રાજાઓ ખુશી થાય ત્યારે 'માગ માગે તે આપું!' કહેતા હતા તેમ તમે જે વિષય પર કવિતા માગો તે વિષય પર ગરમા ગરમ અને તાજીયે તરફડતી કવિતા ભાઇ નયન હણીજ નાખે! પ્રેરણાદેવીને ગજવામાં ઘાલીને ફરનાર ભાઈ નયન નોકરીમાં ખેંચાઈ જવાથી કાવ્યોનું મેદાન ખરેખર સુનું પડ્યું છે!

∴

છેલ્લા દાયકામાં મક્કમ પગલે '**નયન**'ની પાછળ પાછળ ચાલતાં તેમની જોડા જોડમાં આવી ઉભનાર ભાઇ 'ઉન્મત'તો જાણે ક્યાંય ગુમાઇ ગયા છે? એમના ગુમ થવા સાથે ધોરાજી જેતપુર, બાંટવા, ભાવનગર વગેરેની કાવ્ય મારકેટો તેજી પર આવી છે! પાલેજના કપાસીયા બજારે કરતાં કાઠિયાવાડનું કાવ્ય બજાર ઠીક તેજી પર આવતું ગયું છે! 'ઇજન' 'મઝલૂમ' '**અસીર**', '**કલીમ**', વગેરે ઠીક ઠીક ધ્યાન ખેંચી રહ્યા છે. તેમાંએ 'કલીમ'નો વેગીલો ઘોડો તો ગુજરાતમાં પીન આવે એવો દેખાય છે!

∴

ભાઇ "**મુસા બતા**" અરબી આયતોને ગુજરાતી કાવ્યોમાં ઉતારનાર વરીકે અજોડ ગણાતા, સંગીન અને રંગીન ગઝલો લખવામાં એમનું ચોક્કસ સ્થાન હતું અને લેખો તથા નવલિકાઓમાં એ એમનું ચોક્કસ વ્યક્તિત્વ દેખાતું હતું પણ કોણ જાણે કેમ બરફના માટલા જેવા ઠંડા પડી ગયા છે! સાંભળ્યું છે કે એમણે લેખકની કલમને પડતી મૂકીને કિસાનનો પરોણો પકડ્યો છે. ઘડીકમાં દાઢીધારી, ઘડીકમાં ફેશન શોખવાળા બને છે!

∴

પહેલાંના '**મુરતી**' અને હાલના બઝમે ઇકબાલવાળા '**સીરતી**' પણ ઠીક ઠીક ઉર્દૂનાં ઝવેર કુરતાં ઉતારીને તેને સાદી ઘાઘરો પહેરાવી ગુજરાતીમાં રજુ કરે છે. ઇતિહાસિક વાર્તાઓના અનુવાદોમાં એમને ઠીક હથોટી બેસી ગઇ છે. છેલ્લાં સાત આઠ વરસથી ગુજરાતનાં મુસ્લિમ પેપરોમાં એમનું નામ ઠીક ઠીક ધ્યાન ખેંચી રહ્યું છે. ઇતિહાસના પ્રસિદ્ધ પુરૂષોને ગુજરાતીમાં કલમદ્વારા જીવંત કરવાના કોડ સેવી રહ્યા છે. વિચારે નેશનાલિસ્ટ દેખાવમાં કૌમ્યુનિસ્ટ; પણ વર્તનમાં વખતવાદી એટલે હવા જોઇને ચાલનાર છે! બીજા કેટલાક લેખકોની જેમ ભાષામાં જ્યાતર સાંભુગેલો ન કરે તો હજુએ વધુ ઝળકે!

∴

વરસાદમાં દેડકાં ડ્રાઉં ડ્રાઉં તેડે લાગી જાય તેમ ઘરેડ થયાં જ્યાં હજુ એ '**કુરેશી**' ચાચા તેડે લાગ્યા નથી! '**દીન**'દ્વારા કોમની સારી ખિદમત કરી રહ્યા છે. એ દરેક વિચારના પીઢ પત્રકાર ધીરે ધીરે સારા જામી ગયા છે! એમણે ઘણી ઉર્દૂ નવલોને ગુજરાતી લિપિમાં ઘસડી આણી છે. નવી બોતલમાં પુરાની શરાબના હિમાયતી હોઈ ગુજરાતી લિપિમાંએ ઉર્દૂ ભાષાને જાગતી રાખવાનો એમણે ઘણો પ્રયાસ કર્યો છે. '**પ્રેમી**' તરીકે કોઇવાર ગઝલ પણ ગણગણી જાય છે. મુસ્લિમ ગુજરાતની ખિદમતમાં એમનો ફાળો નાનો સુનો નથી! "મનતુરા હાજી બગોયમ: તુ મરા હાજી બગો"માં એઓ માનતા હોય કે ન હોય; પણ ખ્વાજાજી મારફતે એઓ પોતે તથા એમની મારફતે ખ્વાજાજી ઠીક ઠીક પ્રસારમાં આવ્યા છે! ઘરડાંગ ગાઇ વાજીની હકીકત એમણે તાજી કરી છે!

∴

'**બદ્ર**' નિઝામી રાંદની સાહબ તે એકવારના ખ્વાજાજીના '**મુસ્લિમ કલમ**'ના ખિતાબધારી હવે કલમ મૂકી ખરલ પકડી હકીમજી બની ગયા છે. બીજી બાજુ દાનિશના પવિત્ર ધંધામાં ઘપી ગયા હોઈ અવકાશને અભાવે ક્ષેત્રસંન્યાસ

લઈ બેઠા છે નહિ તો એ પુરાની બરૂની કલમ પણ આજની ફાઉન્ટન પેનો કરતાં ઓછી ઉતરે એવી તો નથીજ!

∴

'બબરૂ' પણ છેલ્લાં પાંચ સાત વરસથી ગુજરાતી સાહિત્યમાં દેખાતા થયા છે. 'દીન'માં જોડાયા પછી 'મોઝીલા' તરીકે ઠીક ચમકયા છે અને ગાઝી મહંમદ કાસમે એમને આમ મુસ્લિમ જનતા સુધી જાણીતા કર્યા છે! કોકવાર એમની કલમ પણ વધુ ગેલમાં આવી જાય છે.

∴

'આસિમ' સાહેબ રદેરના રંગીલા કવિ તરીકે ખૂબ ખૂબ જાણીતા થયા છે. ઉનરાળુની મોસમમાં જેની તેની સાથે પેચ લડાવતા કાનુનીયાંના કનકવાની જેમ મુશાએરામાં એ બાઇ જાન ઠીક રંગ જમાવી જાય છે! લેખન કરતાંએ એમનો વાણી પ્રભાવ સારો છે અને તેથીજ મુશાએરાના રસીક પ્રેક્ષકોનાં મુખમાંથી "વાહ! વાહ!"ની ખંડણી મેળવી જાય છે. 'આંધળી છોકરી'ના કાવ્યે એમને ઠીક ચગાવ્યા છે! કવિ તરીકેની એમની કારકીર્દિ ભારે છે તો લેખક તરીકે એ એમનું ટટ્ટુ દરેક દિશાએ દોડે છે પણ શું કરે યાર ઘોળા પર કાળું કરવાના ધંધામાં પડયા છે! છાપખાનાનાં આંગણાં એમને શાહીના સેમ્પલો લઇને ઘસવાં પડે છે તેથીજ કલમને વધુ ઘસવાનો અવકાશ મળતો નથી નહિતર...! "જીવતાંના જાનૈયા અને મરે તેના ખાંધીયા!" બનવાની પ્રકૃતિને લીધે સાહિત્ય સરકલમાં ઠીક ઠીક જાણીતા થયા છે! તળપદી ભાષામાં કહીએ તો એમની 'ધુસણીયા' નીતિને પ્રતાપેજ શાએરોને રેલ્વે સ્ટેશનનાં અવાર નવાર દર્શન થતાં હતાં!

∴

નવિન લેખકોની દુનિયામાં આજકાલ 'ઇંજન' ધોરાજવી પણ ઠીક ઠીક રવાલ ચાલે લાંબી મંઝિલ કાપી રહ્યા છે! એમનાં લેખોમાં કટાક્ષ તત્વ ગુંથાએલું હોય છે. નોકરીનો બોજો એમની પીઠ પર ન હોય તો હજુ વધુ ઠીક થઇ એમ છે ત્યારે ધોરાજીના એક પ્રખર નવલિકા લેખક થવાનાં અનેક ચિન્હો ધરાવનાર 'રફીક' કોણ જાણે કયા શણની મીલોના કોથળામાં બંધાઇ ગયા છે? મુસ્લિમ ગુજરાતનો એક આશાસ્પદ નવલિકાકાર નોકરીના વાવંટોળીઆમાં એકાએક જડમૂળમાંથી ઉખડી ગયો છે. ત્યારે અમરેલીવાળા 'ફિરાક' પણ પરદેશોમાં વહેપાર બેડનાં સાહિત્ય સાગરમાં પડયા ન પડયાને કિનારે નંખાઈ ગયા છે! ધોલાવાળા 'સુમન' પણ થોડોક કાળ પુષ્પનો પમરાટ ફેલાવીને અટકી ગયા છે! જેતપુરવાળા 'દિલખુશ' પણ થોડા દિવસ દિલ ખુશ કરીને વાનપ્રસ્થ થયા છે!

∴

સંસ્કારી ભાષાશૈલીથી જાણીતા થએલા "જીવન પ્રકાશ"વાળા 'સારોદી' સાહેબ 'ડીપોટી' થતાં સાહિત્યને રામ રામ કરી ગયા લાગે છે. એમની તત્વજ્ઞાનથી ભરપુર કવિતાઓ અને સામાજીક નવલિકાઓએ ગુજરાતમાં થોડાંક વરસ ઠીક રંગ જમાવ્યો હતો; પણ હવે તો એક ગામથી બીજા ગામનો રસ્તો પકડે કે કલમ પકડે?

∴

'અસર' સાલેરી એમ. એ ગુજરાતનાં સારા કવિઓ પૈકીના એક ગણી શકાય. ધામધૂમ'વગર મુશાએરો મારી જનારાઓમાં એઓ પણ એક'ગણી શકાય! એમની લેખક તરીકેની કારકીર્દી જુદાજ ઉપનામથી 'અને કોઇ જુદાજ અનેરા અટપટા વિષયથી જામી છે! એ બેદી વાત પરથી બુરખો ઉઠાવવા હું માગતો નથી. એમણે પણ 'ડીપોટી' બનીને સાહિત્યમાંથી કિનારો કર્યો'જણાય'છે! છતાંએ મુહમ્મદઅલી

જિન્નાહને ગુજરાતમાં રેજુ કરી ઠીક નામ અને દામ ખાટયા લાગે છે।

∴

'બદ્રી' કાયવાલા અવતારધારી એડીટર તરીકે તેઓ વીન આપી શકે એમ છે। ભેજામાં નવિનતા છે પણ એમ. એન રૉયની જેમ ગુલાંટ ખાતાં પણ સારી આવડે છે। મહંમદ ગઝનવીએ જેમ સત્તર ચઢાઇઓ હિંદ પર કરી હતી, તેમ ૧૭ પેપરના તંત્રી થશે ત્યારેજ ભાઈ 'બદ્રી' ટાઢા પડશે. તંત્રી બનવાની કળા સાથે જાહેરાત મેળવવાની કળા, બનવાની કળાં સાથે બનાવવાની કળા પણ એમણે ઠીક સાધી છે એમની 'આવતી કાલ' તો કાલની વાત થઇ પણ 'શબનમ' આફતાબિંદુની જેમ વિલિન ન થાય એજ દુઆ લાગતા વળગતાઓએ માંગવી રહી। એમની કલમમાં પાણી છે. એમના કવનમાં વહન છે એની તો કોઇથી ના પાડી શકાય એમ નથી. કેટલાક સ્ટંટબાજ સાહિત્યકારોમાં એમની ગણના પણ થઇ શકે એમ છે। 'જિગર' અને 'શબાબ' તરીકે પણ એ ભાઇ કોઇ કોઇવાર ઝળકે છે. મુશાએરામાં એમની ગઝલ સારી ઝળકે છે પણ કોણ જાણે શહેરમાં આવે છે ત્યારે એમનો રાગજ બેસી જાય છે।

∴

છતાં મુસ્લિમ લેખકોમાં સૌથી અગ્રસ્થાને શોભતા ભાઈ 'શયદા' ને 'કુરેશી' સાહબે 'ગઝલ સમ્રાટ'નો ઇલ્કાબ આપ્યો છે. હું તો એમને 'નવલ સમ્રાટ', 'સીને સમ્રાટ' અને 'નાટય સમ્રાટ'નો પણ બેધડક ઇલ્કાબ આપું છું. કારણ કે મુસ્લિમ લેખકોમાં એમણેજ સૌથી વધુ નવલકથાઓ, સીનેકથાઓ તથા નાટકો લખ્યાં છે. એમના લાંબા કદને લીધે નહિ પણ લાંબી કીર્તિને લીધે વિરોધીઓ પણ પાકયા છે; છતાં ભોળા સ્વભાવને લીધે એમના અમિત્રો કરતાં મિત્રોનું વર્તુળ મોટું છે। કવિતામાં 'જયભારતી'એ, નવલ કથાઓમાં 'અમીના' એ અને નવલિકાઓમાં 'અમીઝરણાં' એ એમને ઠીક કીર્તિ કમાવી આપી છે. અને 'બે ઘડી મોજ' કલદારનો સત્કાર અપાવ્યો છે. નાટક અને સીનેમા સ્ટોરીઓએ પણ ઠીક યારી આપી છે. એમનાં કાર્યોને ગુજરાત સારી રીતે દાદ આપે છે. છતાં એઓ જરા ઉતાવળે કરી ઘણી વેળા દાદ માગી લે છે. જો એટલું ન હોય તો 'શયદા' ટુંકી ટુંકી પગલીએ લાંબો પંથ કાપનારી શૈલીથી જરૂર ગુજરાતના 'સુદર્શન' બની શકે!

∴

# એ કુજ આશા?

લે. 'સાબિર' વટવા.

દિવસના ઉગતા પહેલાંથી શ્રમે ચડેલો રણછોડ રાત્રીનાં અંધકાર અવનીને આવરી લેતો ત્યારેજ કામ મૂકતે થતો, ગુજરાતનાં અનેક ગરીબ ખેડૂતોનું જીવન આવાજ પ્રકારે વ્યતિત થાય છે. કાયા તોડ મહેનત કર્યા છતાં પણ પેટ પુર ખાવાનું નહિ મેળવી શકનાર માનવીનો એક આખો સમાજ આવુંજ કરૂણ જીવન જીવે છે. મેલાં અને ફાટેલાં વસ્ત્રો પ્રચંડ છતાં શ્રમે કરી ખખડી ગએલી કાયા અને પરવશતાની હતા રેખાઓ અંકાએલ લલાટ એજ અર્ધ ભૂખ્યા પેટે જીવતા આપણા કીસાનોની સ્પષ્ટ નિશાની છે. જો કે ગુર્જર ભૂમીમાંથી આજે પણ હજારો મણ ધાન આ લોકો મેળવે છે. છતા એક મૂઠી અનાજ માટે દરરોજ સવાર સાંજ એને ગામના શાહુકારો આગળ હાથ પસારવા પડે છે. રણછોડ દુર્ભાગી રણછોડ પણ ખેડૂત હતો; એને પણ આજ પરિસ્થીતિથી સંબંધ હતો.

એના ખેતરથી થોડેક દૂર ગામ હતું: ગામમાં વસતી હતી શાહુકારો અને જમીનદારોની: રણછોડનો વાસ ખેતરેજ હતો. માટીએ થેપી ચાર દિવાલો પર જંગલનાં વાંકાચૂકાં લાકડાં ગોઠવી એણે પોતાની મઢૂલી છાજે છાઇ હતી: રણછોડની પત્નિ અને બાળકો અને રણછોડ રાત્રીના અંધકારે વર્ષાની ઝડીઓ પડતી ત્યારે એજ ઝૂંપડીના આસરે લપાતાં હતાં. જ્યારે વર્ષાનાં જળ એની ઝૂંપડીએ આવેલ છાપરી પર ધોધમારો ચલાવતાં ત્યારે એ જળમારો સહન કરવા અશક્ત થઇ પડતાં છાપરામાંથી રણછોડની મઢૂલીમાં જળધારો પડતી: રૂડીની ભોંયે પાથરેલ પથારી પર ઠંડાં જળ પડી એને પલાળી નાખતાં. એક ખૂણામાંથી બીજા ખૂણામાં એ પોતાના લબાચા ફેરવતી: ગગનનાં ગડગડાટ સાથે ચમકી પડતી વિજળી અંધારી રાતે રણછોડની ઝૂંપડી ઉપર અટ્ટહાસ્ય કરી જતી. રણછોડ અને એની પત્નિ આ બધું અનેક આશાઓ સાથે જોઇ રહેતાં:

વર્ષાથી રેલાતી ભૂમિ જોઇ પતિ પત્નિના સામુ જોતો: પત્નિ–પતિનું પુલકિત વદન ફાટી આંખે અને ધુરકતા વદને જોઇ રહેતી: એમ અંધારી રાત્રે, વર્ષાની ઝડીઓમાં મઢૂલી ઓથે લપાયલાં આ બેઉ માનવો આશાના અનેક તાણાવાણા વણતાં: રૂડી એની રૂડી જીભે કહેતી, પ્રભૂએ મહેર કરી, હવે ધાનના ઢગલા પાકશે."

"જો આવીજ રીતે એકે હેલી વર્ષે તો, રૂડી! આપણે કરજ મૂક્ત થઇ જઇએ."

રણછોડ રૂડી સામે જોઇ રહેતો:

છેલ્લાં પાંચ પાંચ વર્ષોથી રૂડી અને રણછોડ અંધારી રાત્રે વર્ષાની ઝડીઓમાં ઝૂંપડી ઓથે આશાઓનાં આવાંજ સ્વપ્નો જોતાં છતાં કરજ

મુક્ત થવાના બદલે એના માથા ઉપર શાહુકારનો બોજો વધતોજ જતો. શરૂઆતમાં એકાદ સારો વરસાદ થયા પછી ભૂમિમાં નાખેલું ધાન ભૂમિજ ખાઈ જતી ખેડુતોને ઠગતા ધાનની નવાજનારી ધરતીજ જ્યારે ભૂખી રહેતી હોય ત્યારે શું થાય!

[ ૨ ]

૧૯૯૫નું વર્ષ પણ એવુંજ નીવડ્યું. વર્ષાદ ચઢ્યો. આશા બંધાણી પરંતુ પાછળથી આકાશે ડોળા દેખાડ્યા. ધરતીએ ધાન ચોર્યા. જે કાંઈ ડડબ (કરસાંણુ, ઘાસ) થયાં હતાં એ શાહુકારનાં ઘેર ગાડાં ઠલવી રણછોડે થોડોક ઉપાડ ચૂકવ્યો. દિવાળી સુધી આ બધું ચાલ્યું બેસતા વર્ષના દિનથીજ રણછોડનું કુટુમ્બ શાહુકારી ઓશીઆળ નીચે આવ્યું. નવલા વર્ષની ઉઘડતી પ્રભાએજ રૂડી એના શાહુકારના આંગણે આવી ઉભી. ગાંઠમાં પૈસા નહતા. થોડોક લોટ, પાશેર ઘી, અને શેર બશેર ગોળ એને જોઈતું હતું. રૂડી અને રણછોડ શેઠના દેવાદાર હતા. શેઠની વખારે લોટના થેલા, ગોળનાં માટલાં અને ઘીના ડબા ભરેલા હતા. રણછોડ શેઠનો કાયમી ઘરાક હતો. એથી રૂડીને પણ શેઠ ઓળખતા હતા. રણછોડ તો ફક્ત કાયાતોડ કામ કરવાનુંજ જાણતો બાકી લેવડદેવડનું સઘળુંય કામ રૂડીજ કરતી હતી.

આજની નવલ પ્રભાએ ધર્મ નિષ્ઠોના પ્રતિક સમું ચંદ્રક લલાટે ચઢાવી શેઠજી બેઠા હતા.

"કેમ શું જોઈએ છે તારે!" આંગણે ઉભેલી રૂડી સામે જોતાં શેઠ બોલ્યા.

"લોટ થોડોક, ઘી, ગોળ."

"પૈસા લાવી છો?"

"ના..."

"આજે બેસતું વર્ષ છે. બોણીમાં..."

"શેઠ મ્હારા ઘરમાં પૈસા નથી. બેસતું વર્ષ છે. સૌ સારૂં સારૂં જમવાનું કરશે. મ્હારા બાળકોને પણ વર્ષમાં એક દી'તો જોઈએ ને!"

"એમાં હું શું કરૂં? આજે કાંઈ ઉધાર અપાય નહિ."

"મ્હારે કાંઈ વધારે જોઈતું નથી, બહુ બહુ તો એક રૂપીઆમાં" રૂડીએ શેઠને સમજાવતાં કહ્યું.

"હું ક્યાં એ પુછું છું? ગમે તો એક પૈસાનું પણ આજે ઉધારની વાત નહિ" મહાજનમાં કૃપાળુ ગણાતા શેઠે રૂડીને કહી નાખ્યું. આશા ભરી આવેલી રૂડી ઉપર શેઠના વાક્ય બાણે ઘા કર્યો. હવે એ એક અક્ષર પણ બોલ્યા સિવાય ત્યાંથી ચાલતી થાય એમ એને થયું પરંતુ એના નાના બાળકો અને વર્ષ ભેર રાત દીન શ્રમ કરતો પતિ કદાચ થોડીક કાકલુદીથી આજે મીઠું ભોજન પ્રાપ્ત કરી શકતા હોય તો તે પણ કરવા માટે રૂડીને એના દિલે દબાવી:

"શેઠ! આશાએ આવી હતી. રતનાને કહી આવી છું. હું આપણા શેઠના ત્યાંથી ગોળ અને ઘી લઈ આવું; આજે લાડવા કરી ખવડાવીશ. મારો રતનો વાર જોતો હશે" ગ્રામોફોનની રેકર્ડ વાગે તેમ રૂડી બોલી ગઈ. એની આંખોમાં બે અશ્રુ બુંદો આવી સરી પડ્યાં પણ એની એને ખબર પડી નહિ.

"તો શું કોઈના માટે જણ્યા છે? એમાં હું શું કરૂં? આજે તો કોઈ ઉધાર આપતું હશે! પુછી જો આખા ગામમાં. હાળાં જંગલી કાંઈ સમજેજ નહિને! જ્યાં સવાર થયું કે બસ લાવો, લાવોને, લાવો, બીજી વાતજ નહિ." રૂડીની કાકલુદી પર શેઠનાં દિલમાં આગ લાગી હતી પરંતુ એ આગ દયાની ન હતી, એ તો કઠોરતાની આગ હતી એટલે કઠોરતાની આગે બળતા શેઠે હાળાં જંગલી એવા વિશેષણોથી રૂડીને અને એની તમામ જમાતને નવાજી નાખી

રૂડીએ છેલ્લો જવાબ સાંભળી લીધો હતો, હવે એના ધર્મનિષ્ઠ શેઠને દયા ઉપજે તેમ

આમ એક સામટા ભૂત સ્મરણાઓ તૂટી પડતાં ગગનની જેમ એની ઉપર તૂટી પડયા.

"આખું જીવન કાળી મજુરી કરી એમની વખારે ભરી છતાં...છતાં..." ધ્રુસકે ને ધ્રુસકે રડતી રૂડી બોલી.

"જે જેનો અવતાર ! આતો પૂર્વ જનમના બંધન રૂડી"

રણછોડ રૂડી સામે ફીકકું હસ્યો.

"એ શાહુકાર તું ચોર. એ ધર્માત્મા, તું પાપી, કાં ધોળા દિવસની આવી શરાબી લુંટ અને તે પણ પ્રભુ પ્રિતે: મેલ દિવાસળી."

રૂડીનું કહેવું રણછોડના ગળે ઉતર્યું નહિ, રણછોડ રૂડીને સમજાવી શક્યો નહિ.

કેટલાક દિવસોના ગૃહ કલેશ પછી રતનાને લઈ એક ધખધખતા બપોરે રૂડી ચાલી ગઈ રણછોડ રૂડીને જતી કરી શક્યો પણ એના શેઠની વફાદારી છોડી શક્યો નહિ.

આજે પણ ગામથી દૂર દૂર આવેલ વાડીએ શુકલ પક્ષની રૂપેરી રાતે રણછોડ (પાણી કાઢવાનું ચામડાનું સાધન) જોડે છે એના ખાસે પરેલ મુંગા મજુરીઓને પ્રોત્સાહન દેતાં પહેલાં ગાય છે.

એક હાથે વરત ખેંચી, કોસ ભરાયાની ખાત્રી કર્યા પછી, આકાશ તરફ ઉંચું મોં કરી રણછોડ લલકારે છે.

"હો, તારો ધણી મરે" કહી એ પોતાના બળદ હાંકે છે.

પહેલા પહોરની નિંદ્રા લઇ જાગેલા ગામના શાહુકારો રણછોડનાં એ ગીત રસપુર્વક સાંભળે છે એના કોસનો કીચુડ, કીચુડ અવાજ દૂર દૂર સુધી સંભળાય છે.

છેક ચંદ્રમા આથમી જાય ત્યાં સુધી, રણછોડ કોસ હાંકે છે. જાણે અધૂરી આશાઓ વચ્ચે ગુંગળાઇ મરી ગએલા કો પ્રેત આત્મા સમો એ કંગાળ, એકલવાયો, ખેડુત આમ જીવનના તાંડવ આદરે છે. એની રૂડી અને રતનો એને મૂકી ચાલ્યા ગયાં છે; છતાં શાહુકારી પ્રથા જાળવતી એની વફાદારી અતૂટ છે. એની મઢૂલી એથે આશાઓ સેવતી રૂડી આજે નથી. એની મઢૂલી આંગળ પા, પા, પગલી કરતો રતનો વનકુમાર જેવો રતનો નથી. રણછોડને જીવન ભાન નથી—આત્મભાન નથી.

એને માનની પરવા નથી. ધાર્મિક બાબતોમાં ધ્યાન નથી. એને કંઇજ નથી, દિલ નથી, દિમાગ નથી, એ માનવ છે; છતાં એની માનવતા છુંદાઇ કચડાઇ ગઇ છે. ફક્ત કરજ મૂક્ત થવાની એને એકજ જુની અપૂર્ણ આશા પાછળ રણછોડનું પ્રેત રાતદીન ભમે છે.

દિવસ ઉગે છે ને એ એનું કાયાતોડ નૃત્ય આદરે છે. ચાંદની ખીલે છે ને એ તાંડવે ચઢે છે, અને તાંડવ ખારને પણ ભીંજવી નાખે છે છતાં કરજ મૂક્ત થવાની એની એકજ આશા પુરાતી નથી.

(સંપૂર્ણ)

---

# જીવન જીવવા માટે

※ "ફના" રાંદેરી. ※

ઝિન્દગી કા સાઝભી ક્યા સાઝ હૈ.
બજ રહા હે ઔર બેઆવાઝ હૈ.

એ આંખો વિહિન એટલે આંધળો હતો. જગત એને આંધળો કહેતું: એની આંખો નો'તી. જેની આંખો ન હોય તેને જગત આંધળો કહે છે.

પરંતુ જગતમાં કેટલાય આંધળા આંખો વાળા હોય છે, અને કેટલાય આંખોવાળા આંધળા હોય છે. છતાં જગતને એ આંધળા દેખાતા નથી.

તે વૃદ્ધ આંધળો સૂર્યોદય થતાંજ હાથમાં લાકડી ઝાલી શહેરના રસ્તાઓ ઉપર રઝળતો, અટવાતો, રસ્તા ઉપર પોતાની લાકડી અફાળતો જ રહેતો, કે રખે રસ્તા ઉપર એકાદ વધુ ઠોકર ન વાગી, ઠોકરોથી ઠોકરાયલું જીવન વધુ ખોખરું ન થાય!

અને એજ કારણે એ આંધળો હોવા છતાં એ ઠોકર ખાવાથી ખંચાતો, ડરતો, ગભરાતો!

પરંતુ આંખોવાળા આંધળાઓને એની દરકાર ક્યાં હોય છે? તેઓ તો આંખો હોવા છતાં એ જ્યાં ત્યાં જાણ્યે અજાણ્યે ઠોકરો ખાતાજ ફરે છે.

એ પાપી પેટ માટે, એક ટુકડા સુકી રોટલી માટે આખા શહેરની કચરાપેટીઓ ટંટોળતો. એમાંથી મળતા સુકી રોટલીના ટુકડા પોતાને ખભે ભેરવેલી ઝોલીમાં ભરી, જાણે સમસ્ત દુનિયાની દૌલત હાથ લાગી હોય એમ હર્ષથી ચાલતો થતો. આ હતો એનો નિત્યનો કાર્યક્રમ.

જીવન જીવવા માટે બસ હતાં એને સુક્કો રોટલીના કકડા. નો'તુ રહેવા માટે એકાદું ઘર કે તુટેલ ઝુપડું. ઝિન્દગીનાં રાત દિ' વિતાવવા એને બસ હતાં ઉપર આકાશ, અને નીચે પૃથ્વીનો સહારો.

એ ચૈનથી ઝિંદગી બસર કરતો. એને નો'તી કોઈની ચિંતા કે ફિકર.

રસ્તા ઉપર ઝાડના છાંયડામાં બેસતો. ભૂખ લાગે ત્યારે કચરામાંથી ભેગી કરેલી રોટલીના ટુકડા ઝોળીમાંથી કાઢી ખાતો. એ કોઇ પાસે પાઇ પૈસો માંગતો નહીં.

"મરજાએતો અબ મુંહમે ન ડાલે કોઈ પાની
શીસ દુખમેં હમે છોડ ગઇ હાય જવાની!"

છતાં એ એક વસ્તુનો મોહતાજ હતો. લાચાર હતો. રસ્તા ઉપર જતા આવતા રાહદારીઓ પાસે માંગતો હતો "પાણી"! રાહદારીઓના પગરવ સાંભળી એ એટલુંજ બોલતો. "બાપુ! કોઈ થોડુ પાણી પાશો?"

હજારો એ રસ્તા ઉપરથી આવજા કરતા. પરંતુ કોને પડી કે, એક આંધળા ભિખારીને પાણી પાય!

સુખ સાહ્યબીમાં મહાલનારાઓને થોડીક હોય છે એની દરકાર? એ તો એની પાસે જતાં અભડાતા! અડકાતા! કારણ એ હતો એક ગરીબ તુચ્છ ભિખારી!

એક દિવસે હું કોલેજમાંથી નિકળી ઘેર જતો હતો. રસ્તામાં ઝાડ નીચે તે આંધળો બેઠો હતો. મારો પગરવ સાંભળી એણે પાણી માટે માંગણી કરી. "કોઈ થોડું પાણી પાશો?"

હું થંભી ગયો. એનો દર્દભર્યો આવાઝ સાંભળી મારા શરીરમાં ખુદા જાણે શાથી એક જાતની કંપારી છૂટી. મારું આખું શરીર કંપી ઉઠ્યું અને હું એને પાણી પાવા તત્પર થયો.

પરંતુ મને તરતજ વિચાર આવ્યો કે હું કોણ? અને આ શું કરી રહ્યો છું? હું એક નગર શેઠનો પુત્ર છું. વળી બી એ. પાસ અને તે એક આવા ચીથરે હાલ ભિખારડાને પાણી પાઉં? છટ નોનસન્સ; બનેજ કેમ! જેની પાસે જતાં શરીરમાંથી દુર્ગંધ આવતી હોય; જે પોતાના જીવન માટે કચરામાંથી રોટલીના કકડા વિણી પોતાનું જીવન વિતાવતો હોય. એવા એક પામર ભિખારી પાસે મને જતો જોઇ; લોકો શું કહેશે? મારા માટે શું વિચાર કરશે? એમાં

મારૂં શું પોઝીશન? આમ વિચારી હું એને પાણી પાયા વિનાજ ચાલતો થયો.

મારા જેવા તો હજારો એ રસ્તા ઉપરથી આવજા કરતાં. પરંતુ બધાને એની સુગ આવતી. કોઇને પણ એની દયા ન આવતી. એ પાણી માંગતો પરંતુ જાણે આખું જગત બહેરૂં કાનો વિનાનુંજ હોય ને! કોણ સાંભળે એ ભિખારીનો સાદ?

હું અને મારો મિત્ર એક દિવસે હૉટલમાં બેસી ચાહ પીતા હતા. સામે રસ્તા ઉપર કચરો પડયો હતો.

તે આંધળો પોતાના બન્ને હાથો વડે કચરામાં કંઇક ખોળી રહ્યો હતો. મારા મિત્રની એના પર નઝર પડી. એણે હાથમાં લીધેલો ચાહનો કપ નિચે મૂકી દીધો અને એ આંધળાને એકચિત્તે જોઈ રહ્યો. મારા મિત્રને આમ કુતુહળભરી દ્રષ્ટિથી નિહાળતો જોઈ મને તેના પર હસવું આવ્યું, અને બોલ્યો:—

"અલ્યા, આમાં તને શી નવિનતા જણાઇ કે, આમ એને નિહાળી રહ્યો છે! એ એક આંધળો છે, રોજ એ રોટીના ટુકડા માટે આખા શહેરનો કચરો ચુંથતો ફરે છે, અને એમાંથી એને જે કંઇ મળે છે તેના પર પોતાનું જીવન વિતાવે છે."

મારૂં આવું બોલવું સાંભળી, મારો મિત્ર બોલ્યો:—

"તું ન સમજે એના જીવનના મર્મને? એની ઝિન્દગી કુદરતની કળાથી ઓતપ્રોત છે. એના જીવનના રંગો જુદા છે, આપણા જીવનના રંગોથી. એનું જીવન, જીવન નથી પરંતુ એક કળા છે. પરંતુ હાય! જગતને એની પરવા નથી. જગત એની પાસે જતાં શરમાય છે, લજાય છે! એને દેખતાંજ જગતને એના પર તિરસ્કાર છુટે છે, કારણકે વિધાતાએ એના ભાગ્યમાં "ગરીબ" શબ્દનો લેખ લખ્યો છે. હશે, ચાલ ભાઈ એની ઝિન્ગીનું રહસ્ય હું તને કોઇવાર સમજાવીશ." આમ કહી મારો મિત્ર ચાલતો થયો, અને અમો બન્ને મિત્રો છુટા પડયા.

* * *

આજે રવિવાર હતો એટલે કોલેજો બંધ હતી. શહેરમાં એક કળા પ્રદર્શન ભરાયું હતું. તે જોવા અમે બન્ને મિત્રો ગયા. પ્રદર્શનના એક છેડેથી બીજા છેડા સુધી અમે ઘણુંજ ધ્યાનથી બધી છબીઓ નિહાળતા પ્રદર્શનના વચલા ભાગમાં આવી લાગ્યા. ત્યાં ગેલેરી આગળ ઘણું માણસોની ઠઠ જામી હતી. મારા આશ્ચર્યની સીમા ન રહી. હું શું જોઉં છું! એજ આંધળો જે પોતાના જીવન જીવવા માટે રોજ આખા શહેરનો કચરો ચુંથતો હતો. તેની છબી એક મોટા કાચના તખ્તામાં જડાએલી હતી. તસ્વીરના ઉપલા ભાગમાં મોટા અક્ષરે લખ્યું હતું "જીવન જીવવા માટે" નીચેના ભાગમાં ચિત્રકાર તરીકે મારા મિત્રનું નામ હતું. જોનારને એમજ લાગતું કે જાણે આંધળો હમણાં જ રસ્તા ઉપર બેઠો બેઠો કચરો ચૂંથી રહ્યો છે. એ છબી પ્રદર્શનમાં પહેલે નંબરે પાસ થઇ હતી. મારા મિત્રને સારૂં ઇનામ મળ્યું. મારો મિત્ર એક કુશળ ચિત્રકાર હતો. એણે આંધળાની છબી દોરવામાં પોતાના આત્માને પીછી દ્વારા ચિત્રમાં પૂર્યો હતો. એણે સજીવ કરી આંધળાની જીવન કળા; પોતાની કળાથી!

સમય સમયનું કામ કરે જાય છે. ઉનાળાના દિવસો ગયા. વર્ષાઋતુ બેઠી. રજાઓ પુરી થઈ. કોલેજો ઉઘડી. હું રોજ કોલેજે જતો, એ રસ્તા ઉપરથી, જયાં એ આંધળો રોજ ઝાડ નીચે બેસી કચરામાંથી ભેગી કરેલી રોટલીના ટુકડા ખાતો. ઝાડ તો એજ હતું, રસ્તો પણ એજ હતો. પરંતુ આંધળો દેખાતો નહીં. ખુદા જાણે એ કયાં અદ્રશ્ય થઇ ગયો. પોતાનું બીજું જીવન જીવવા! એ ગયો પરંતુ મુકતો ગયો પોતાની જીવન કળા! છબી વાટે જગતને દેખવા!

"લય ન તુટે ઝિન્દગી કે સાઝકી,
ઝિન્દગી આવાઝકી આવાઝ હૈ."

(સુચિત)

# પર્દો ઇસ્લામની એક જરૂરી વસ્તુ

પણ એ વિશે કંઇક

નવિન દષ્ટિની જરૂર છે.

લેખક:-એ. બોવામીયાં

[ નોટ:—આ વિષે પોતાનું દષ્ટિબિંદુ રજુ કરવાની લેખકોને પણ તક આપીએ છીએ. તંત્રી.]

આજકાલ હિંદી મુસલમાનોમાં બીમારી એટલા બધા પ્રમાણમાં વધી ગઈ છે કે સમસ્ત હિંદમાં ભાગ્યેજ કોઇક ભાગ્યવાન મુસ્લિમ કુટુંબ હશે; જ્યાં ખરા અર્થમાં તંદુરસ્તી જોવામાં આવતી હોય. ટાઇફોઇડ, ઇનફ્લુએન્ઝા, ન્યુમોનિયા અને મેલેરીઆએ તો જ્યાં ત્યાં ઘેર ઘાલ્યો છે. માથા, પેટ અને હાડકાંનો દુખાવો તો નજીવી વસ્તુ થઇ પડી છે; અને ક્ષય રોગે તો હિંદી મુસલમાનોમાં ઇજારો લીધો હોય એમ લાગે છે. જ્યાં જુઓ ત્યાં ક્ષય, ક્ષય અને ક્ષયનાંજ સમાચાર સાંપડે છે. ક્ષય રોગે પેલા બિચારાની જીવન નૌકા ભરજુવાનીમાં ડુબાડી! પેલી બિચારીને પરણ્યાને હજી એક વરસ પણ પૂરૂં થયું નથી અને ક્ષય રોગથી પથારીવશ છે! અને ફલાણી બિચારી છ મહિનાનો ધાવણો બાળક મૂકી ક્ષય રોગથી મરણ પામી! મુસલમાનો! શું તમારા ભરજુવાન ભાઇ બ્હેનોનું અકાળ મોત તમારાં કાળજાં કંપાવતું નથી? ખુદાએ અક્કલ આપી છતાં એ રોગનું મૂળ કારણ શોધવાની તમે લેશમાત્ર પણ પરવા કરી છે? આપણી બ્હેનોમાં એ રોગનું પ્રમાણ શા માટે આટલું બધું વધી પડ્યું છે; તેનો જરા સરખોય વિચાર કર્યો છે? આપણી શારિરીક કમજોરી અને બીમારીથી કુટુંબને, કોમને, સમાજને, ધર્મને અને રાષ્ટ્રને કેટલું ખોવું પડે છે; એનો કદી વિચાર કર્યો છે?

પ્રત્યેક બીમારીનું મૂળ શારિરીક નબળાઈ હોય, આપણે પહેલાં શારીરિક નબળાઇનાં મૂળ કારણો, શારિરીક નબળાઇથી થતાં નુકસાનો અને નબળાઇ દૂર કરવાને શાં પગલાં લેવાં જોઇએ એ ત્રણે વિષયો ક્રમવાર ચર્ચીશું.

જો ધણી ધણિઆણીમાં કોઇપણ એક વ્યક્તિ કમજોર હોય, તો તેમનાં સંતાન અવશ્ય કમજોર પેદા થાય છે. એ બાપ કાંગલા સંતાન બાલ્યાવસ્થામાંથીજ કમજોર, ગુસ્સાખોરી હોય છે. શું એ આવતી કાલના યુવાન યુવતીઓ કુટુંબ, સમાજ કે દેશોદ્ધારનાં આશા ભર્યાં ચિન્હો દાખવી શકે ખરાં? નહિજ! બલ્કે એમની માઠી અસર સમસ્ત દેશમાં ફેલાયા વગર રહી શકતી નથી. હું માનું છું કે એમાનાં કેટલાકને ખુલ્લી હવા તેમજ શારીરિક કસરત મળવાથી તેમની માનસિક શક્તિ ખીલી ઉઠે છે; તેમનો સ્વભાવ શાંત થાય છે અને તેઓ ચંચળ અને ખંતીલા બને છે; પરંતુ બીચારી બ્હેનોની સ્થિતી તદ્દન કફોડી હોય છે. એમની શારિરીક અને માનસિક શક્તિ ખીલવાનો વખત થતાંજ એમને ચાર દીવાલની અંધારી કોટડીમાં કેદ કરી દેવામાં આવે છે. ઘણાં ખરાં જન્મેજ કમજોર હોય છે અને યોગ્ય સમયે તેમની યોગ્ય સારવાર અને સંભાળીના અભાવે જુવાનીમાં પણ તેઓ કાંગલાં રહે છે. જ્યારે ઘણાંખરાં માબાપના અયોગ્ય લાડને લીધે જુવાનીમાં પણ તાવે ને તૂટી જાય તેવા હોય છે. શું આવા સ્વચ્છંદી જક્કી અને માયકાંગલા મુસ્લિમ નવજુવાનો ઇસ્લામનું રક્ષણ કરવા લાયક છે? શું આપણાં

રહ્યો હોઇશ, પરંતુ મારો લેશમાત્ર પણ એ ઉદ્દેશ નથી. બલકે મારો અંગત અભિપ્રાય તો એ છે કે આધુનિક સંજોગોમાં હિંદી મુસ્લિમ બાનુઓને તદ્દન બેપર્દા કરવામાં ઘણું અનિષ્ટ સમાયલું છે. હું તમને નથી કહેતો કે આપણી આ બહેનોને કલબ કે જીમ-ખાનામાં ટેનીસ કે બેડમીન્ટન રમાડવા લઈ જાઓ, કે તેમને રાજદ્વારી, ધાર્મિક કે સામાજીક વગેરે બાબતોમાં બેપર્દા લઈ જાઓ. હું તો તમને એક એવી સ્કીમ બતાવવા માંગુ છું કે આપણો પર્દો પણ કાયમ રહે અને આપોઆપ આપણી આ બહેનોની શારિરીક તેમજ માનસિક શક્તિ ખીલી શકે.

આપણા શહેરમાં જે જગ્યાએ મુસલમાનોની વસ્તી વધારે પ્રમાણમાં હોય ત્યાં મળી શકે તો એક જમીનનો મોટો ખુલ્લો ટુકડો ખરીદી તેને ચારે બાજુએ તમને જોઇએ તેટલી ઉંચી દીવાલ બાંધો કે જેથી પૂરતો પર્દો રહે અને વચલી જગ્યા ખુલ્લી રહેવાથી ચોકખી હવા તેમજ ફરવા માટે પુરતી જગ્યા મળી રહે. એ ખુલ્લી જગ્યામાં બગીચો બનાવવામાં આવે કે તેમાં ફરવા જનાર બહેનોનાં મન પ્રફુલ્લ થાય અને એ રીતે તેમનાં મનને આપોઆપ કસરત મળી રહે. તેમની શારિરીક કસરત માટે દોરડાનાં તેમજ પાટિઆનાં ઝુલા, સરકણી, ચકડોળ, વગેરે બનાવી આપવામાં આવે. બગીચામાં નાની સરખી મસ્જિદ પણ બનાવવામાં આવે. જમાતખાના જેવો એકાદ ઓરડો અને વઝુ કરવા પાણીની પુરતી સગવડ હોય તો ચાલશે નમાઝી બહેનો વખતસર નમાઝ પઢી શકશે અને ખુદા હિદાયત આપે તો એનમાંથી બહેનોને પણ નમાઝ પઢવાનો શોખ પેદા થશે. મસ્જિદ જોડે કે તેની નજદીકમાં ચારે દિશાથી ખુલ્લો છાપરાવાળો ઓરડો બનાવવામાં આવે કે જ્યાં આપણી બહેનો માનસિક શક્તિ ખીલવવા માટે અખબારોને લગતાં છાપાંઓ ચોપાનીયાંઓ અને પુસ્તકો મુકવામાં આવે. એ બગીચામાં વારંવાર બીજી કોમ અને ધર્મની સ્ત્રીઓને બોલાવવી જોઇએ કે જેથી આપણી બહેનોની ચર્ચાશક્તિ તેમજ મગજશક્તિ ખીલે. એના ફાયદા તો પુષ્કળ છે પરંતુ અત્યારે એ બધા ગણાવવા હું અસ્થાને સમજું છું. કારણ કે કેદમાં નહિ, પરંતુ પર્દામાં રહીને આપણી બહેનો દીનો દુનિયાની જોઇએ તેટલી ખિદમત કરી છે અને કરી શકે છે. છેવટે હું કોમ, સમાજ, દેશ અને ધર્મની ઉન્નતી ચાહનાર અમારા બુઝુર્ગો તેમજ નૌજવાન ભાઇઓને અપીલ કરૂં છું કે તેઓ મારી સ્કીમ પર પુરતું ધ્યાન આપી તેને અમલી જામો પહેરાવવાની તન, મન, અને ધનથી કોશિષ કરે આમીન. સુમ્મા આમીન.

---

*Printed by*: Shah Mohanlal Maganlal Badami, at The "JAINANAND" Printing Press, Daria Mahel, SURAT.

*Published by*, Aazum Ahmed Esmail 'Vahshi' for Vahshi Sahitya Karyalaya, Kaupith, SURAT.

# અનુક્રમણિકા.



લાહોરની બાદશાહી મસ્જીદનું બાદશાહી પ્રવેશદ્વાર:

•

છેલ્લાં કેટલાક દિવસથી આ બંને સ્થળોમાં ખાલિસ્તાનીની સંતાકૂકડી અને પંજાબ પોલીસની ધમાચકડી શરૂ થઈ છે!



સુવર્ણ મસ્જીદ: [લાહોર]

"કારવાં"

[સુરત]

# એમ. એમ. પી. ઑલ્ડ બૉયઝ, રાંદેર



મી૰ ખાન
એમ. એસ સી., આર. એ.

**મી૰ અહમદખાન બડેખાન ચીખલીવાલા.**

એમ. એમ. પી. હાઈસ્કૂલ, રાંદેરમાંથી મેટ્રીકની પરીક્ષામાં મુસ્લિમોમાં મુંબઈ યુનીવર્સીટીમાં પ્રથમ નંબરે આવનાર.

૧૯૩૮માં મુંબઈ યુનીવર્સીટીના પ્રીઝીક્સ સાથે પહેલા મુસ્લિમ એમ. એસ. સી. હોવાનું માન મેળવનાર.

લંડનની એ. બી. આઈ. અને એફ. બી. આઈ.ની પરીક્ષાઓમાં ફત્તેહમંદ થનાર.

રૉયલ ઈન્સ્ટીટ્યુટ ઑફ સાયન્સ મુંબઈમાં રિસર્ચ માટે સર કરીમભાઈ મેરીટ ગવર્નમેન્ટ સ્કોલરશીપ મેળવનાર.

"એક્સરેઝ અને સ્ટ્રકચર" ઉપર થીસીસ લખી એમ. એસ. સી.ની ડીગ્રી મેળવનાર.

પ્રથમ એલ. એલ. બી. અને સીનીયર કેમ્બ્રીજની પરીક્ષાઓ પણ પસાર કરનાર.

સેન્ટ્રલ ગવર્નમેન્ટ દીલ્હી તરફથી લેવામાં આવતી રજીસ્ટર્ડ એકાઉન્ટન્ટની (R. A.) અને ૧૯૩૨ના નવા રૂલ પ્રમાણેની ચાલુ વર્ષની છેલ્લી પરીક્ષા પાસ કરનાર સારાયે હિન્દના પ્રથમ મુસ્લિમ યુવાન.

એફ. એસ. એ. એ. (F. S. A. A.) લંડન ઈન્કોરપોરેટેડ એકાઉન્ટન્ટ અને ઑડીટરની ઉમ્મેદવારી આર્ટીકલશીપ એમણે પૂરી કરી છે.

**મી૰ યૂસુફ ઈસ્માઈલ**

મુંબઈની ક્રિકેટ જનતા જેમને વાઈ. ઈસ્માઈલના નામે ઓળખે છે. રાંદેરવાસી શેઠ હાજી મી૰ ઈસ્માઈલ યૂસુફ ઈસ્માઈલ જેઓ સુરતી ખરા બજાર કું. લી૰ના ડીરેકટર છે તેમના વડા પૂત્ર. જેઓ સુરતની એમ. ટી. બી. કૉલેજના લૉ કલાસમાંથી મુંબઈ યુનીવર્સીટીની એલ. એલ. બી. (પ્રથમ વર્ષ)માં સેકન્ડ કલાસમાં પસાર થયા છે.



મી૰ યૂસુફ ઈસ્માઈલ





# સમજા થા જિસ્કો સહલ વોહ દુશ્વારતર હૈ આજ

[ જનાબ-'ફના' સાહબ ટોકી ઉર્દૂના સારા શાઇરો પૈકીના એક છે શહેરમાં છેલ્લાં ૨૦ વરસના વસવાટ દરમિયાન એમણે ઉર્દૂ ભાષાની સારી સેવા કરી છે. એમના કલામોથી 'કારવાં'ના વાચકોને જરૂર આનંદ પ્રાપ્ત થશે. તંત્રી ]

—બેપર્દા બઝમે હશ્રમેં વોહ જલ્વાગર હૈ આજ;
દેખે જમાલ ઉસકા યેહ કિસ્કી નઝર હૈ આજ ?
કુછ રાઝે ઝિંદગીસે વહી બેખબર હૈ આજ;
દુન્યા નઝરમેં જિસ્કી ફરેબે નઝર હૈ આજ.
અય દિલ ન દેખ તાબિશે હુસ્ને મિજાઝ તૂ;
દિલ તો વહી-હૈ દિલ જો હકીકત નિગર હૈ આજ.
પાબંદીએ વફાએ મહબ્બત અરે ! ગઝબ !
સમજાથા જિસ્કો સહલ વોહ દુશ્વારતર હૈ આજ.
ક્યા આમદે બહાર હૈ અબ હમ કફસકે ફિર;
સદ ચાક ચાક દામને ઝખ્મે-જિગર હૈ આજ.
તૂં વોહ કે મા વરાએ હુદૂદે ખ્યાલ હૈ;
મૈં વોહ કે મેરી હસ્તી ગુમાને નઝર હૈ આજ.
અલ્લાહ રે યેહ સોઝે ગમે હિજ્રે જાંસિતાં;
હૈ સોખ્તા જો દિલ તો બિરિશ્તા જિગર હૈ આજ.
મૈં તુજકો લેકે જાઉં કહાં વુસ્અતે ખ્યાલ;
દુન્યાએ માહોખૂર તો બહોત તંગતર હૈ આજ.
ક્યા ચારહગરસે પાએગા વોહ કૈદે ઝિંદગી;
હર સાંસ જિસ્કી દૂદે ચિરાગે સહર હૈ આજ.
મૌકૂફ : મેહરોમાહ તજલ્લી નહિ તેરી;
હર ગુન્ચએ ચમનમેંભી તૂ જલ્વહગર હૈ આજ.
ક્યા આ રહી હૈ ઉસ્કી વફાએં કિસીકો યાદ;
ક્યૂં તુરબતે 'ફના'પે કોઈ નોહાગર હૈ આજ.

# ઈસ્લામી શિક્ષણ

અલ્લાહ તઆલાનું ફરમાન (કુર્આન)

**મૌલાના:-અબ્દુર્રહીમ સાહબ, રાંદેરી.**

૩૭ હે ઈમાનવાળાઓ! જ્યારે તમે માંહોમાંહે અમુક મુદ્દત સુધીનો ઉધારનો મામલો કરો તો તેને લખ્યા કરો. (કુર્આન)

* * * *

૩૮ તમે સાક્ષીને છુપાવો નહિ, અને જે કોઈ તેને છુપાવશે તો બેશક તેનું દિલ પાપી છે, અને ખુદાપાક તમારાં કરેલાં કામોને ખૂબ જાણે છે. (કુર્આન)

* * * *

૩૯ બેશક જે લોકો ઈસ્લામને માનતા નથી તેઓને કદી પણ તેઓનો માલ અને તેઓની ઔલાદ ખુદાપાકની સ્હામે જરાએ કામ નહિ લાગે, અને એવાજ લોકો દોઝખનું બળતણ છે. (કુર્આન)

* * * *

૪૦ (હે નબી!) તું (ખુદાપાકથી) એમ કહે કે સલતનતોના માલિક અલ્લાહ! તું ચાહે તેને પાદશાહી આપે છે અને ધારે તેની પાસેથી પાદશાહી ખુંચવી લે છે, અને ચાહે તેને માન આપે છે અને ધારે તેને બેઆબરૂ કરે છે, તારાજ હાથમાં સર્વ ભલાઈ છે, બેશક તું દરેક વસ્તુ પર સંપૂર્ણ શક્તિમાન છે. ( કુર્આન )

* * * *

૪૧ તું કહી દે મ્હોટાઈ તો અલ્લાહના હાથમાં છે, તે ચાહે તેને આપે છે અને ખુદાપાક બહુ ઉદાર સઘળું જાણનાર છે. (કુર્આન)

* * * *

૪૨ હા, જે માણસ પોતાનું વચન પાળે અને તે ખુદાથી ડરે તો બેશક એવા પરહેઝગારોને ખુદાપાક ચાહે છે. (કુર્આન)

* * * *

૪૩ અને આ (અમારો નિયમ છે કે વિજયના) દિવસોને લોકો વચ્ચે અમે ફેરબદલ કરતા રહીએ છીએ. (કુર્આન)

* * * *

૪૪ ખચિત જે લોકોને તમારા પહેલાં કિતાબ આપવામાં આવી છે તેઓથી તેમ મુશરિકોથી તમે ઘણી દુઃખદ વાતો સાંભળશો પણ જો તમે (તે પર) સબર કરો અને પરહેઝગાર બનો તો એ (ઘણી) હિમ્મતની વાત છે. (કુર્આન)

* * * *

૪૫ બેશક આકાશો, અને પૃથ્વીના બનાવવામાં તેમ રાત અને દિવસના ફેરફારમાં બુદ્ધિશાળીઓ માટે (તૌહીદની) નિશાનીઓ છે. (કુર્આન)

# ઈસ્લામી શિક્ષણ

રસૂલુલ્લાહ સલ૦નું ફરમાન (હદીસ)

મૌલાના:-અબ્દુર્રહીમ સાહબ રાંદેરી

૩૭ રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે જો તમારા પર નકટો હબશી ગુલામ હાકિમ થાય તો પણ જ્યાં સુધી તે તમને અલ્લાહની કિતાબ પર ચલાવે; ત્યાંસુધી તેનું સાંભળવું તથા તાબેદારી કરવી. (મુસ્લિમ)

*　　*　　*　　*

૩૮ રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે તમારામાં સારો માણસ તે છે કે જે સારી રીતે દેણુ અદા કરે. (બુખારી)

*　　*　　*　　*

૩૯ રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે તમારામાં બહેતર તે છે કે જે કુર્આનને શીખે અને તે બીજાઓને શીખવાડે. (બુખારી)

*　　*　　*　　*

૪૦ રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે બેહતર સદકો તે છે કે જે માલદારીથી હોય. (બુખારી)

*　　*　　*　　*

૪૧ રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે મુનાફિકો ઉપર ઈશા અને ફજરની નમાઝ વધુ કઠિન છે; પણ જે એમાં ખૂબી છે તેને જો તેઓ જાણી લે તો સાથળ ઘસતાં તેઓ નમાઝ માટે આવે. (મુસ્લિમ)

*　　*　　*　　*

૪૨ રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે વધારે પસંદ અમલો (કામો) અલ્લાહની નઝદીક હંમેશ થનાર છે; પછી ભલેને તે થોડું હોય. (બુખારી)

*　　*　　*　　*

૪૩ રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે શહેરોનાં ઘરોમાં અલ્લાહની નઝદીક ઘણી પ્યારી તેની મસ્જિદો છે અને શહેરોના સ્થળોમાં વધુ ખરાબ સ્થળ બજારો છે. (મુસ્લિમ)

*　　*　　*　　*

૪૪ રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે સર્વ શરતોમાં તે શર્ત પુરી કરવી વધુ અગત્યની છે જેને લીધે તમને સ્ત્રીઓની નગ્નતા હલાલ કરી છે. (એટલે મહેર વગેરે હકો અદા કરવા.) (મુસ્લિમ)

*　　*　　*　　*

૪૫ રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે "જો તને હું નહિ મળું (એટલે ઈન્તેકાલ થઈ જાય) તો તું અબૂબકર પાસે આવીશ." આ હઝરતે સલ૦ તે સ્ત્રીને કહ્યું, કે જેને આજ્ઞા કરી હતી કે તું મારી પાસે ફરી બીજીવાર આવજે ત્યારે તેણી બોલી કે જો હું આવું અને આપ નહિ મળો તો? (એમાં હ૦ અબૂબકર રદી૦ની ખિલાફતનો સાફ ઈશારો છે.)

# આવાઝકી દુનિયાં કે દોસ્તો



આવાઝકી દુનિયાં કે દોસ્તો ! તમારા કાનને અરેબી ઘોડાની ફાણી ટટ્ટાર રાખવાને બદલે જરા નીચા રાખો કારણકે આજકાલ લડાઇનો જમાનો હોઈ ગપ્પાને વહેતાં મૂકનારી એજન્સીઓનો પાર નથી ! ગપ ગેઝેટની આવૃત્તિઓ ઉપર આવૃત્તિઓ બહાર પડી રહી છે. માટે આ કાને સાભળી પેલા કાને કાઢી નાખશો તોજ શાંતિમાં રહેશો; નહિતર લોકોનાં દિલને ઉંચા નીચાં બનાવનારા ધરગતુ ન્યુસ એજન્ટોનો હવે તોટો નથી ! આવા દહાના મલમલ જેવા બારીક સમયમા હું તો કહું છું કે યુદ્ધથી ભારેભાર ભરેલાં છાપાં વાંચવાને બદલે એકાદ ઘસાએલો પૈસો પકડાવીને તમારા ગામના જોષિ યાને પંડા પાસે ભવિષ્ય જોવડાવીનેજ બેસી રહો ! એ તો પાઘડીનો વળ છેડે આવવાનો હશે તે આવશેજ તો પછી આપણે ચિંતા કરીને કરીશું પણ શું ? આપણે તો અહિંસાવાદી રહ્યા એટલે કાચબાની ફાણી એક સ્થિતિમા પડ્યા રહેવા સિવાય છુટકોજ ક્યા છે ? પછી બેંકમાં નાણું ન હોય તો ભલે પણ કોઠીમાં દાણા હોય અને ખૂણામાં થોડાક પાણા હોય તો એ સ્વરક્ષણ થઈ શકશે ! પણ કોઇ ભક્ષણ કરનારજ નથી ત્યાં રક્ષણની વાતોથી શાના ભડકી જાઓ છો ? પૂર્વવાસીઓ ! હજુ તમે આત્મા ‘સેવ્યો નથી;’ તો બસ આત્માના અજવાળે‘અવાજ કરશો તોય બસ છે ! પ્રાર્થના કરો ! દુઆ ભણો ! કે “ભક્ષણ કરવા આવનારના વિમાનો પર વીજળી પડો ! એંજીન ઠરાઇ જાય ! ટેંકો તૂટી પડો ! તેમના હાથીને લકવો થાય !” લ્યો તમેજ કહોને ? સિવાય આપણે બકરીનું દૂધ પીનારા, હાથ છતાંએ હથિઆરના સાથ વિનાનાં હિંદીઓ બીજું કરી પણ શું શકીયે ? બોલો અહિંસા દેવીકી જે ! બોલો રેંટીયા દેવકી જે !

“દીવાલો દુર્ગની ફાટે તમારી આત્મશક્તિ તો: તૂટે જંઝીર લોખંડી તમારી આત્મશક્તિ તો.”

●

આવાઝકી દુનિયાં કે દોસ્તો ! તમે કદી વાએઝમાં તો ગયા હશોજ ? ન ગયા હોય તોય મૌલ્વીઓનું નામ તો સાંભળ્યું હશેજ ? રોશન ખ્યાલ અંગ્રેજદાંઓએ એ બિચારા મૌલ્વીઓની સામે મોરચા માંડવામાં બાકી રાખી નથી. નમાઝ રોઝાથી ભડકી જનાર કોટ-પાટલૂન ધારી પશ્ચિમના ઉપાસકોએ એ ‘મૌલ્વીઓને ઓર્થો-ડોક્ષ કહી સમાજમાંથી તેમને ઉખેડી નાખવા કંઈ પાછા પાની કરી નથી; પણ એ બિચારા મૌલ્વીઓની ઓર્થોડોક્ષ વાતો હવે ખરી પડતી દેખાય છે. “સાયન્સ મત સીખો ! સાયન્સ મત સીખો !” કહી કહીને એમની જીભ ઘસાઈ ગઇ પણ કોઇએ માન્યું નહિ તો જગતે પરિણામ પણ જોઈ લીધુંને કે યુરોપમાં સાયન્સે શું સત્યા-નાશ વાળ્યું છે ? સાયન્સની વીજળીએ યુરોપની સંસ્કૃતિને બાળીને ભસ્મ કરી નાખી છે અને મૌલ્વીઓની ભવિષ્યવાણી ખરી પડી છે ! મર્હૂમ અકબરે કહ્યું છે તે ખરૂં જ છે કે:—

‘સદાઓ કે નિશાં ઈસ મિસ્રએ અકબરમેં મિલ્તે હૈં;
કહે સાયંસસે ચલ્તી હૈ દિલ મઝહબસે હિલ્તે હૈં !’

• • •

"મઝહબ કભી સાયન્સકો સિજદા ન કરેગા;
ઈન્સાન અઉંચી તો ખુદા હો નહિ સકતે!
અઝ રાહે તઅલ્લુક કોઈ જોડા કરે રિશ્તા;
ગોરે કભી નેટીવકે ચચા હો નહિ સકતે!"

●

આવાઝકી દુનિયાકે દોસ્તો! જગતની ચંડાલ-ચોકડીને તમે જાણો છો? હીટલર હોળીનું નાળિએર બનીને કૂદી પડ્યો; ત્યારપછી દરેક સરમુખત્યાર તક સાધીને પોતપોતાની રીતે પેંતરા ભરી રહ્યો છે. પોલું જોઈને પેસવામાં અને પોચું જોઈને ચાવવામાં કોઈ પાછું વળીને જોતો નથી. લોકશાસનની વાતો બ્રીટન કરતુંજ રહ્યું, નીતિ અને ન્યાયનાં કાટલાં એના ગજવામાંજ રહ્યાં, શાંતિની ભ્રાંતિ હવામાં ઉડી રહી અને "જીસકી લાઠી ઉસકી ભેંસ" સિદ્ધ કરવાનું સરમુખત્યારોએ હાથમાં લીધું! યુરોપની સંસ્કૃતિ અને માંનવતાને સરમુખત્યારોની દાનવતાએ અર્ધે રસ્તેજ લૂંટી લીધી. ધાડપાડુઓના ધસારા સામે ફ્રાન્સ પણ હાલી ગયું અને શરણાગતમાં ચાલી ગયું! ગંજીફાના પતાના મહેલની જેમ અનેક રાજ્યોના મહેલ જોતજોતામાં શામ, દામ, દંડ અને ભેદથી ફડભૂસ થયા! સરમુખત્યારીની બેડીઓમાં જગત જકડાતું ગયું અને ભગવાને તો જાણે દૂર બેઠા બેઠાં તમાશોજ જોયા કીધો. હવે બ્રીટીશ સિંહે પણ આળસ મરડીને જર્મન ગરૂડની સામે પંજો ઉગામ્યો છે! હીટલર-મુસોલીનીની સામે ચર્ચીલ-ઇડન જાંઘ ઠોકીને કુસ્તી જંગ માટે અખાડામાં ઉતર્યા છે. સરખે સરખી જોડ જામી છે. જગત ફાટી આંખે જોઈ રહ્યું છે કે નાઝીવાદનો પાપનો ઘડો ક્યારે ફૂટે? અને જગતને શાંતિનાં દર્શન થાય!

ચંડાળ ચોકડીના બીજા મેમ્બરો જનરલ ફ્રાંકો, જાપાનવાળો અરીટા અને દાતરડાવાળા સ્ટેનલીને પણ પોતપોતાના પાડોશીઓ પર પેંતરા અજમાવવા માંડ્યા છે! આજે તો જ્યાં હોય ત્યાં સમુદ્રનો કાયદો લાગુ પડ્યો છે કે મગર મોટાં માછલાંને ખાઈ જાય અને મોટાં માછલાં નાનાં માછલાંને ઓહીયા કરી જાય! માણસ માણસને ભરખી જાય એવા આ રાક્ષસ યુગમાં ગાંધીજી બ્રીટનને અહિંસાનું શસ્ત્ર ધારણ કરવાની સલાહ 'હરિજન' દ્વારા આપી રહ્યા છે કે "હીટલર-મુસોલીનીને જે જોઈએ તે આપી દેજો. ભલે સ્વમાન ખાતર રહેંસાઈ જજો પણ માનવીનો ઉધ્ધાર કરવો હોય અને લોકશાસનને જીવતું રાખવું હોય, તો અહિંસાનું શસ્ત્ર ધારણ કરજો. હું તો ૫૦ વરસથી અહિંસાની સફળતા જોતો આવ્યો છું." આવી હાથે કરીને બાવાં બનવા જેવી સલાહ બ્રીટનને ગળે શાની ઉતરે? કારણ કે અહિંસાના અખાડા જેવી કોંગ્રેસમાથી પણ અહિંસાના કારણે ગાંધીજીને અલગ રાખ્યા છે તો બ્રીટન એ શસ્ત્રને ધારણ કરીને શું કરે? ગાંધીજી આવી બાબતોમાં ઉપદેશ આપવાનુંજ માંડી વાળે અને અંતરના અવાજને પોતાના ભક્ત મંડળ માટેજ ઘેરી રાખે તો કેમ? જો કે ગાંધીજીનો ઇલાજ છે તો વગર ખરચનો ફક્ત શ્રધ્ધાનીજ જરૂર છે, તો ચર્ચીલ મહાશય એ પણ અજમાવી જુવે. વિમાનો અને બોંબોની ફિકર કરવાને બદલે પાર્લામેન્ટમાં તંબુરો વગાડી લલકારવા માંડે કે,–

"રઘુપતિ રાઘવ, રાજારામ
પતિત પાવન સીતારામ!"

●

બ્લેક આઉટ! એ બ્લેક આઉટનું નામ સાંભળતાં કેટલાક તો ભડકી જાય છે. પણ જેમને નાંવાનુંએ ન હોય અને નીચોવવાનુંએ ન હોય એવા ઘણા આસામીઓ તો બ્લેક આઉટને આશિર્વાદ સમાન માનતા હશે! મવાલીઓ, ખિસ્સાં કાતરૂઓ, ચોર-ડાકુઓ અને પ્રેમીઓ તો ઇચ્છતા હશે કે સરકાર બારે-માસ કેમ બ્લેક આઉટનું ફરમાન જાહેર કરતી નથી? ટ્રામ કે મોટરબસમાં ખોટા સિક્કા સરકાવી

દેવાના શોખીનો પણ બ્લેક આઉટને અપનાવવા તૈયારજ રહે છે! જગતમાં અંધારૂં અને અજવાળું એ બે મૂખ્ય બાબતો છે. ઘણાં ખરાં ઘરોને પણ બે બારણાં હોય છે. અગલું અને પાછલું. અંધારૂં સારૂં કે અજવાળું એ વિવાદગ્રસ્ત પ્રશ્ન છે, પણ એ તો નક્કીજ છે કે પાછલા બારણાની પ્રવૃત્તિવાળાઓ તો અંધારાનેજ આશિર્વાદ સમાન લેખે છે! ભલે ધોળે દા'ડે ધંધો કરનાર અનેકો દિવસને પસંદ કરતા હોય રાતના રાજાઓ તો રાતનેજ પસંદ કરે! ચોરો કરતાએ લાંચીયા અમલદારો પણ બ્લેક આઉટનેજ વધુ પસંદ કરે! ઋષિ મુનિઓ, આબિદ-સૂફીઓ, સાક્ષરો, ફિલ્સુફો, કવિઓ, ગાંડાઓ, તત્વજ્ઞો કે પોલિટીકસો તો એકાંત, અંધારૂં કે બ્લેક આઉટનેજ વિશેષ પસંદ કરે! 'જરીપુરાણું' તારકસબવાલાઓ, અર્ધી રાત્રે જુનાં લુગડાં કે વાસણો પર પૈસા ધીરનારાઓ પણ બ્લેક આઉટનાજ તરફદાર હોય છે. બ્લેક આઉટથી ભલે એકસીડંટો થતાં હોય, અનેક અગવડો લોકોને વેઠવી પડતી હોય છતાં ઘણાઓને એ ઉપયોગી તો છેજ!

●

ગાંધીજીએ બ્રીટનની સરકારને થોડીક સુધારણી સલાહ આપી છે તો પછી હું એ હિંદી સરકારને શા માટે સલાહ ન આપું? સલાહ અને શિખામણ એ હંમેશાં આપતીજ ગમે છે લેતી ગમતી નથી; જેમ ગાળ દેતી ગમે છે લેવી ગમતી નથી તેમ!

દુકાળમા ઢોરો માઇલોના માઇલો સુધી જમીન સુંઘ્યા કરે છે પણ ઘાસનું એક તણખલું પામતાં નથી. તેમ આજે બજારમાં પાંચ કે દસની નોટ લઇને ફરનાર માણસ સો બસો દુકાને ધક્કા ખાય છે; તો પણ તેને રોકડા કે પરચુરણ મળતું નથી! મધપૂડો લેવા જતા બાઘરીઓને જેમ અનેક હિકમત કરવી પડે છે, તેમ અનેક હિકમત લોકો નોટના રોકડા કરવા અજમાવે છે તો આ બધી ધમપછાડને પહોંચી વળવા સરકાર એક એક રૂપિયાની નોટ પુનઃ છપાવે તો કેમ? શું કાગળની ખોટ પડી છે!

વળી એ વાત તો હું અમીકવાર કહી ગયો છું કે હિંદના રક્ષણ માટે બીજી ગરબડમાં પડ્યા વગર સાંઇ ફકીરો અને બાવા-ગુસાંઇઓનીજ ભરતી કરવામાં આવે તો બસ છે પ૧ લાખનું એ લશ્કર નાઝીવાદ અને ફેસીસ્ટવાદવાળીઓને પોતાના લટ્ઠ અને ચીપીયાના પ્રતાપે જગતના પટ પરથી નાબુદ કરી શકે એમ છે! ફકત થોડાક ગાંજા ભાંગનો ખર્ચજ સરકારને ઉઠાવવો પડે એમ છે!

મસ્તકમાં 'જુ'ઓ પડે તો તેને મુંડવી નાખવું એજ છેવટનો સહેલો ઇલાજ છે, જો કે એથી ખૂબસુરતીને ફટકો પડે છે; પણ તાળવા અને ચોટી ઉપરની ખંજવાળતો ચોક્કસ મટે છેજ! સરકારે પણ ઉદ્દામવાદી, સામ્યવાદી, રોયવાદી, પ્રગતિવાદી, સમાજવાદી, "જુ" ઓને કારણે હિંદી સંરક્ષણ ધારો નામે અસ્તરાને અજમાવવા માંડ્યો છે; પણ ભલા માણસો, અને ભેંસો મૂડવાને માટે પણ એકજ અસ્તરો ચાલી શકે?

## એક જંગી ગઝલ!!!

રચનારઃ—"ઉલ્ફત" (બરબોધન)

દુઃખ ભરી આવી પડ્યું યુરોપ છેઃ
જંગ છે કે એ ખુદાનો કોપ છે?
એક તરફ ચર્ચીલ છે, ગોલ્ડે સહિતઃ
એક તરફ હિટલર છે, રીબનટ્રોપ છે
થઇ ગયાં આકાશ ને પાતાળ એક,
ઉપર એરોપ્લેન નીચે તોપ છે!
એનો પ્રત્યેક સીન છે ભડભર સમોઃ
નર્કનો જાણે એ બાયસ્કોપ છે!
શાન્તિ એ ચાહે ન-ક્યાં ઇશ્વર થકી?
શાન્તિના ચાહક બિચારા પોપ છે!
કાવ્ય-સાર્કલ આપની રોકો હવેઃ
ત્યાં લખ્યુ "ઉલ્ફત" જુએ.ને સ્ટોપ છે!

# અસ્માઉલ હુસ્ના

સંપાદક
રિફાઈ-સાબેરી

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

દર મહીને "કારવાં"માં "અસ્માઉલ હુસ્ના" ના ફાયદા અને પઢવાની રીત ઇ. અ. લખતો રહીશ. એ વઝીફા શરીઅત મુજબના જાયઝ (હલાલ) કામો સિવાય બીજા કોઇપણ કામ માટે કદીપણ વાપરવા નહીં; અને નહી તો પોતાની જાત અને આલ ઔલાદને પણ એની નુકસાની ભોગવવી પડશે. વઝીફા ચાલુ રાખો તેટલો વખત પંજગાના નમાઝ, હલાલ રોઝી, અને સાચું બોલવું જોઇએ. હરામ રોઝી ખાનાર અને જુઠું બોલનારની દુઆ કબૂલ થતી નથી. દરૂદ શરીફનો ઝિકર પણ ચાલુ રાખવો, એની બરકતથી દુઆ બહુ જલ્દી કબૂલ થાય છે અને વઝીફાની ગરમી તેમજ બીજી નુકસાનીથી નજાત મળે છે. બની શકે તો હમેશ બાવઝુ રહેવું અને બદન તથા કપડાંની પાકીનો ખાસ ખિયાલ રાખવો. ખાસ નિય્યત સિવાય ખાલેસન લિલ્લાહ કોઇ પણ નામનો વઝીફો પઢવામાં આવશે, તો તેનાં ફાયદા બેહદ મળશે. હર હાલમાં ખાલેસ નિય્યત અને પાકા યકીન સાથે પઢવું. પઢવા પહેલાં ૧૧ વખત અને પઢી રહ્યા પછી ૧૧ વખત દરૂદ શરીફ જરૂર પઢવું. ખુદાપાકના બધા મુબારક નામોને દરરોજ એક વખત પણ માત્ર વઝીફા તરીકે પઢવામાં આવે તો પણ બેહદ ફાયદા મળશે. જો બની શકે તો બધાં નામો મોઢે યાદ કરી લેવાં સૌથી બેહતર છે. દરેક મુબારક નામની સાથે તેના અર્થ અને "અબજદ"ની ગણત્રી પ્રમાણે તેની સંખ્યા પણ લખી છે. અસ્માઉલ હુસ્ના બાબત જે કોઇ સાહબ પોતાના અનુભવ લખી મોકલશે તે ઉપર ખાસ ધ્યાન દેવામાં આવશે.

(૧) "યા અલ્લાહો" અલ્લાહ (૬૬) (ઇસ્મે ઝાત છે. ખુદાપાકનું ખાસ નામ છે.) દરરોજ એકહજાર વખત પઢનાર સાહેબે યકીન થશે. પંજગાના નમાઝ પછી સો સો વખત પઢનાર સાહેબે કશ્ફ થશે. જે કોઈ ૩ અગર ૭ નો ચિલ્લો કરી ઇશાની નમાઝ પછી "અલ્લાહુસ્સમદો" ચાર લાખ વખત પઢશે તેના જે કંઇ મુશ્કેલ કામ હશે તે આસાન થશે તેમજ ઉમ્મિદ હશે તે પૂરી થશે. એક ખાસ વખત નક્કી કરી "યા અલ્લાહો, યા રેહમાનો, યા રહીમો, યા અર્હમર્રાહેમીન" પાનસો વખત પઢવામાં આવેથી રોઝીમાં વધારો થશે અને જે દુઆ માંગશે તે પણ કબૂલ થશે. તહજ્જુદની નમાઝ પછી જે કોઇ "યા અલ્લાહો, યા લતીફો, યા કફીલો, યા વહ્હાબો, યા બાસેતો, યા રઝ્ઝાકો, યા ગનીય્યો, યા મુગનીય્યો, યા મુન્એમો" દરરોજ પાનસો વખત અગર એક બે ચિલ્લા સુધી પઢશે તો જે નિય્યતથી પઢવું શરૂ કર્યું હશે તે ખુદાપાક પૂરી કરશે અને તેની રોઝીમાં વધારો કરશે. સવારે તથા સાંજે ૧૧-૧૧ વખત

દરૂદ શરીફ આગળ પાછળ અને વચ્ચે "યા અલ્લાહો" ૭૦૦ વખત જે કોઇ પઢશે તેના દિલમાં ખુદાપાકની મહબ્બત પેદા થશે અને દિલ તેની સાથે લાગશે. કોઈપણ હાજત અને કામ માટે નવચંદી જુમ્માની અગર જુમ્માની અથવા અસરની નમાઝ મસ્જિદમાં જમાઅત સાથે પઢી એક ખૂણામાં બેસી પહેલાં ૧૧ વખત દરૂદ શરીફ પઢી 'યા અલ્લાહો, યા રહેમાનો યા રહીમો" મગરિબ સુધી જેટલી વખત પઢાય તેટલી વખત પઢવા પછી ૧૧ વખત દરૂદ શરીફ પઢવું. એવી રીતે ત્રણ જુમ્મા પઢવાથી ઈ. અ. મકસદ પૂરી થશે. જે કોઈ હમેશા "હોવલ્લાહો" પઢશે તેનાં દિલમાંથી શક શુબેહ દૂર થઈ જશે અને તેને સિદ્દીકીઓનો દરજ્જો મળશે. પંજગાના નમાઝ પછી જે કોઈ સાત સાત વાર "હોવલ્લાહુર્રહીમ" પઢશે તેનું ઇમાન કદી પણ કમજોર થશે નહીં, એટલે ઇમાન કામિલ અને મઝબૂત થશે. પંજગાના ફર્ઝ નમાઝ પછી હમેશા ૬૬ વખત પઢનારને દીન દુન્યાના બેહદ ફાયદા મળશે

"શહેદલ્લાહો અન્નહૂ લાઈલાહા ઈલ્લાહૂ" એને હમેશા પઢનારની દરેક હાજત અને ઉમ્મિદ ખુદાપાક પૂરી કરે છે, અને જિન્નાત વગેરેના હુમલાથી બચેલો રહે છે. કોઈ પણ અંજાણી જગ્યાએ ૧૧ વખત પઢી ચારે તરફ ફુંક મારી પોતાના બદન પર ફુંક મારવાથી દરેક આફત, બલાથી અમનમાં રહેશે.

"હોવલ્લાહુલ્લઝી લાઈલાહા ઈલ્લા હોવા આલેમુલ ગયબે વશ્શહાદતે હોવર્રહમાનુર્રહીમ" એને હમેશા પઢનારને કોઈની મોહતાજી રહેતી નથી કારણ કે ખુદાપાક તેની દરેક દરેક હાજત અને ઉમ્મીદ પૂરી કરે છે.

દરેક સાંસ અંદર ખેંચતી વખત "અલ્લાહુ" અને સાંસ બહાર કાઢતી વખત "હૂ"નો ઝિક્ર જે કોઇ હમેશા ચાલુ રાખશે તેનું દિલ ઝિંદા થઇ ખુદાપાકના નૂરથી રોશન થશે. ખુદાપાકની મહબ્બત દિલમા પેદા થશે, ખુદાપાક તેને કોઇનો મોહતાજ કરશે નહીં, અને ધીમે ધીમે વાસિલે હક થઇ જશે. આ ઝિક્ર બધા ઝિક્રો કરતાં શ્રેષ્ટ અને બેહતર છે. ઘણા બુઝુર્ગોએ એને ઇસ્મે આઝમ કહેલું છે. એને તાબે બધા ફિરસ્તા, મુવક્કલો અને તમામ મખ્લૂકાત છે.

જો કે ખુદાપાકના બધા નામો ઇસ્મે આઝમ છે છતાં પણ બુઝુર્ગોને દિન જેને જેને ઇસ્મે આઝમ કહી ગયા છે તે બધા એક સાથે છેલ્લા ઇ. અ. લખીશ.

દરેક વખત ઝિક્ર શરૂ કરવા પહેલાં તેમજ પઢી રહ્યા પછી ૧૧-૧૧ વખત દરૂદ શરીફ હમેશા પઢવાનો ખાસ ખિયાલ રાખવો, આ બાબત હવે પછી કોઈ વખત લખી હોય તો તેમ અને નહીં લખી હોય તે છતાં પણ જરૂર જરૂર દરૂદ શરીફ પઢવું જોઇએ. આ બાબત ખાસ જરૂરની હોય હમેશા યાદ રાખી પઢવું જોઇએ. (અપૂર્ણ)

# ખુદાઈ બોમ્બરો

અને

# અનોખી બોમ્બાર્ડિંગ

લેખક—

હાફિઝ "ઉલ્ફત" સાહબ.

(બરમોષન)

આજથી ચઉદ સૈકા અગાઉ ખુદાના પ્રથમ ઘર કા'બા જે તૌહીદનું સ્થાન હતું, તે કેવળ મૂર્તિ પૂજાનું સ્થાન બની ગયું હતું. જ્યાં ખુદાની સ્તુતિ અને તૌહીદનાં ગીતો ગવાતાં; ત્યાં હવે રાત્રિ દિવસ ઘંટ વાગતા અને મૂર્તિઓ આગળ ભજનો ગવાતાં. મૂર્તિ પૂજકોએ એક અલ્લાહના ઘરમાં માટી, પથ્થર અને લાકડા લોઢાના ત્રણસો સાઠ ખુદાઓ ને ગોઠવી દીધા હતા. જાણે ખુદાનું ઘર દુન્યાનું સર્વથી મહાન બુતખાનું બની ગયું હતું. દર વરસે જગતના ખૂણે ખૂણાથી લોકો એની યાત્રા માટે આવતા અને અહીં પોતાની માનતા ઉતારતા. બુતો ઉપર ચઢાવા ચઢાવતા. તે સમયે મક્કા શહેરમાં અજબ રૌનક આવી જતી; શહેરના બજારો ઉપરાંત બીજા વધારાના અનેક બજારો ખુલતાં, મેળા ભરાતા અને દરેક પ્રકારના હુન્નર ઉદ્યોગનાં પ્રદર્શનો થતાં. આથી મક્કા વાસીઓને ઘણા લાભો પણ પ્રાપ્ત થતા હતા. તેઓના વેપાર ખીલી ઉઠતા. આખું વરસ નકામા પડી રહેલાં ઘરો અને જમીનોના તેના ગજા કરતાં વધારે ભાડાં ઉપજી આવતાં. મતલબ કે મક્કા વાસીઓને નફોજ નફો હતો. તે વખતે યમનમાં ઇસાઈ રાજ્ય હતું. ત્યાંનો હાકિમ અબ્રહા ઘણોજ મગરૂર અને અભિમાની હતો. મક્કા તરફ લોકોનો આટલો બધો પ્રેમ જોઈ તેને ઈર્ષા ઉપજી. તેના દિલમાં વિચાર આવ્યો કે "લોકો મક્કા જેવી રેતાળ ગ્રીષ્મ અને અફળદ્રૂપ ભૂમિ ઉપર આટલા બધાં કષ્ટો, દુઃખો અને હાડમારીઓ વેઠી શા માટે દોડતા હશે? ત્યાં જવાને બદલે દર વરસે અમારા દેવળની યાત્રા માટે આવે તો કેવું સારૂં થાય? અમારૂં દેવળ મક્કાના બુતખાના કરતાં કેવું સુન્દર છે? વળી અમારો દેશ પણ કેટલો સરસ અને ફળદ્રૂપ છે?" 'અબ્રહાના' ઈર્ષાળુ દિલમાં એ વિચાર આવતાં તેણે પોતાના પ્રધાનો અને સલાહકારોને દરબારમાં બોલાવ્યા અને પોતાની ઇચ્છા દર્શાવી અને સલાહ માંગી કે "કેવી રીતે આપણે મક્કાની યાત્રાનો અંત આણીએ! શું કરવાથી લોકો કા'બાને તજી દઈ આપણા દેવળની યાત્રા માટે આવતા થાય; હું ઘણોજ મુંઝાઈ રહ્યો છું, હવે આ વાત સહન નહિ કરી શકતો કે કા'બામાં લોકો યાત્રા માટે આપણા સુન્દર દેશને છોડી બીજા કોઈ સ્થળે ભેગા થાય માટે એનો હવે યોગ્ય બંદોબસ્ત થવો જોઇએ." અબ્રહાના વર્ણન પરથી બધા પ્રધાનો, પાદરીઓ અને સલાહકારોએ એક મતે વિનંતિ કરી "હુઝૂર! વાત એમ છે કે કા'બાની ચાર દિવારમાં એક કાળો પથ્થર છે. તેના પ્રત્યેની માન્યતા છે કે એ પથ્થર સ્વર્ગમાંથી આવેલો છે. અને હાલ એજ બધા લોકોના આકર્ષણનું કારણ બનેલો છે, માટે જ્યાં લગી કા'બાની ઈંટે ઈંટ નહીં ઉખેડવામાં આવે અને તે કાળા પથ્થરને આપણે ત્યાં નહિ લાવવામાં આવે; ત્યાં લગી હુઝૂરની આશાઓ પાર પડે એમ નથી. મક્કાની જાહોજલાલી એજ પથ્થરના પ્રતાપે છે. કોઇ પણ ભોગે એ

પથ્થરને ત્યાંથી ઉપાડી લાવી આપણા દેવળમાં ગોઠવીએ અને કા'બાને તોડી ફોડી ઝમીન દોસ્ત કરી નાખીએ તો ફરી યાત્રાળુઓ ત્યાં જવાને બદલે આપણે ત્યાંજ ખેંચાઈ આવશે."

દરબારીઓની આ વાતથી અબ્રહાનું હૃદય પ્રફુલ્લિત થઈ ગયું, તેનો ચહેરો ખીલી ગયો, તેના ઓષ્ઠો પર હાસ્ય નાચી ઉઠ્યું અને સત્તાના મદમાં આવી બોલી ઉઠ્યો કે "આ તો આપણા માટે નજીવી સરખી વાત છે. મક્કા ઉપર ચઢાઈ કરી કા'બાને તોડી નાંખવું એ તો કાંઇ મોટું કાર્ય નથી. આપણી પાસે સારાએ અરબ કરતાં વિશેષ બળ છે, આખુંએ અરબ આપણા લશ્કરનો સામનો કરવા અશક્ત છે. વળી આપણા હાથી દળને નિહાળતાંજ અરબો પોતાનું ભાન ભૂલી જશે અને પોતેજ કા'બાને અમારા સ્વાધિન કરી દેશે. માટે હવે ઉતાવળે બધી તૈયારીઓ કરી આક્રમણ કરી દેવું જોઇએ."

(૨)

મક્કામાં આ ખબરથી ગભરાટ ફેલાઈ ગયો હતો કે "અબ્રહા હાથી દળ સહિત એક મોટું લશ્કર લઈ મક્કા ઉપર હુમલો કરી પવિત્ર કા'બાનો નાશ કરવા નીકળી ચૂક્યો છે." અરબના લોકોએ કદી હાથી દીઠા ન હતા. તેઓ આવા ભારી ધરખમ લાંબા-પહોળા જાનવરોનો ખ્યાલ કરીનેજ ભયભિત બની ગયા હતા અને મક્કા છોડી નાસી જવાની તૈયારીઓ કરી રહ્યા હતા. એટલામાં કા'બાના મુતવલ્લી હઝરત અબ્દુલ મુત્તલિબ જેઓ એક વૃદ્ધ વયના બુઝુર્ગ હતા, લોકો પાસે આવ્યા અને કહ્યું કે "તમો શા માટે એટલા બધા ગભરાઓ છો ? અને તમારા ઘરબાર છોડી ક્યાં ચાલ્યા જાઓ છો ! અરે ! જે મૂર્તિઓની તમો રોજ પૂજા કરો છો શું તેને પણ તમો છોડીને ચાલ્યા જશો ?" અબ્દુલ મુત્તલિબે તેઓને ઘણાજ સમજાવ્યા પરંતુ તેઓમાં ભય એટલો બધો પ્રસરી ગયો હતો કે પોતાના ત્રણસો સાઠ ખુદાઓ (મૂર્તિઓ) ઉપર પણ તેઓનો વિશ્વાસ રહ્યો નહિ ! માત્ર મક્કા છોડી જવામાંજ તેઓ પોતાની મુક્તિ સમજતા હતા. બીજા દિવસે તો મક્કા ખાલી થઈ ગયું. માત્ર હઝરત અબ્દુલ મુત્તલિબ અને તેમના દસબાર કુટુંબીજનો વગર બીજું કોઇ પણ નહતું. એક દિવસે હઝરત અબ્દુલ મુત્તલિબ વિચારમાં લીન હતા એટલામાં તેમનો ચાકર આવ્યો અને વિનંતિ કરવા લાગ્યો કે "સાહેબ ! હું જંગલમાં આપણાં ઊંટો ચરાવ્યા કરતો હતો એટલામાં અબ્રહાની ફોજના માણસો આવ્યા અને બધાં ઊંટો હંકારી લઈ ગયા. મેં તેઓ આગળ ઘણીજ મિન્નતો કરી અને ઊંટો પાછા લેવાના ઘણાજ પ્રયાસો કર્યા પરંતુ તેઓના આગળ મારૂં કાંઈ ચાલ્યું નહિ." હઝરત અબ્દુલ મુત્તલિબ આ સાંભળી ચોંકી ઉઠ્યા, તેમના નૂરાની ચેહરા ઉપર રક્ત દોડી વળ્યું અને તરતજ તલવાર લઈ અબ્રહાના પડાવ તરફ ચાલ્યા. અબ્રહા પોતાના તંબૂમાં દરબારીઓ સહિત ખૂબ મોજમજાહ માણી રહ્યો હતો એટલામાં દૂરથી એક વૃદ્ધને પોતાના તંબૂ તરફ આવતા જોઈ કહેવા લાગ્યો "આ કોઈ શરીફ માણસ દેખાય છે. એમના ચહેરા પરથી સભ્યતા ટપકી રહી છે. એમનો સત્કાર કરવો જોઇએ." તંબુ પાસે આવતાં અબ્રહાએ પોતાના દરબારીઓ સહિત તેમનો સત્કાર કર્યો અને માન સહિત તેમને યોગ્ય જગ્યાએ બેસા- ડ્યા, અબ્રહાએ પૂછ્યું:- 'આપનું નામ ?"

વૃદ્ધ-"મારૂં નામ અબ્દુલ મુત્તલિબ છે અને હું કા'બાનો મુતવલ્લી છું."

અબ્રહા-"હા ! કદાચ આપ સુલેહની યાચના કરવા અત્રે પધાર્યા હશો ?"

અબ્દુલ મુત્તલિબ-"ના સાહેબ ! હું કોઇ પ્રકારની સુલેહ કે લડાઇની વાટાઘાટ માટે આપની પાસે આવ્યો નથી."

અબ્રહા—"તો ફરી શા માટે પધાર્યા છો ?"

અબ્દુલ મુત્તલિબઃ—"વાત એમ છે કે તમારા ચાકરો જંગલમાંથી મારાં બધાં ઊંટો હંકારી લાવ્યા છે તે હું આપની પાસે લેવા માટે આવ્યો છું. કૃપા કરી મારા ઊંટો મને અપાવી દો !"

અબ્રહા—"મને આશ્ચર્ય થાય છે કે આપ ઊંટો જેવી નજીવી વસ્તુની મારી પાસે માંગણી કરો છો. તમને એટલી ખબર નથી કે હું આપના કા'બાને બિસમાર કરવા માટે આવ્યો છું ? તેના બચાવની તો તમોને કશી પડી નથી અને ઊંટોની માંગણી કરવા આવ્યા છો !"

અબ્દુલ મુત્તલિબ—"સાહેબ ! એમાં મેં ખોટું શું કર્યું ? ઊંટ એ મારો માલ છે એટલા માટે મને એની ચિન્તા થઇ અને હું આપની પાસે લેવા આવ્યો. રહ્યું કા'બા તો તે અલ્લાહનું ઘર છે. તે જાણે અને તેનું ઘર જાણે. મને એની ચિન્તા કરવાની જરૂરત નથી. જેનું ઘર છે તે એની ફિકર કરી લેશે. આપ તો મારા ઊંટો મને અપાવી દો."

હઝરત અબ્દુલ મુત્તલિબના છેવટના શબ્દો સાંભળી અબ્રહા લાજવાબ થઇ ગયો અને તરતજ હુકમ કર્યો કે "એમના બધા ઊંટો એમને સ્વાધિન કરી દો." ત્યાંથી હઝરત અબ્દુલ મુત્તલિબ ઊંટો લઇ પોતાના ઘેર આવ્યા.

( ૩ )

૧૬. ફેબ્રુઆરી ઇ. સ. ૫૭૧ની સવાર પણ અજબ સવાર હતી. દિવસનો સમ્રાટ સૂર્ય આજે કાંઇ જુદાજ દબદબા અને જુદાજ પ્રભાવ સહિત સૃષ્ટિ સપાટી ઉપરથી અંધકારના પરદાને પોતાના કિરણો રૂપી બરછીઓ વડે ચીરતો ફાડતો ઉદય થયો. સૂર્યના પ્રકાશમાં ખુદાનું પવિત્ર ઘર આજે અનોખી અને જલાલી શાનમાં દ્રષ્ટિગોચર થતું હતું. આજે પહેલો દિવસ હતો કે તેના રક્ષકો તેને સુનસાન અવસ્થામાં મૂકી નાસી છૂટયા હતા. માત્ર એક અબ્દુલ મુત્તલિબનીજ ઝાત હતી જે ચિન્તાતુર બની આમતેમ આંટા મારતા હતા પરંતુ તેમની ચિન્તામાં એક પ્રકારનો સંતોષ પણ સ્પષ્ટ દેખાતો હતો. છેવટે હઝરત અબ્દુલ મુત્તલિબ પોતાના કુટુંબીજનોને લઇ કા'બાના દ્વાર પાસે આવ્યા અને પ્રાર્થના કરી કે "હે માલિક તું જોઈ રહ્યો છે કે દુશ્મનો વારા આ પવિત્ર ઘરને તારાજ કરવાની ઇચ્છાથી પોતાના પુરતા બળ સહિત આવી પહોંચ્યા છે. તેઓના જાહેરી દોરદમામ જોઈ શહેરની બધી પ્રજા નાસી છૂટી છે, માત્ર અમે આ મુઠ્ઠીભર અને લાચાર બંદાઓ તારી સેવામાં હાજર છીએ અને તારી આલી જનાબમાં પ્રાર્થના કરીએ છીએ કે મઅબૂદ ! આ તારા પ્રથમ ઘરને આજે તારા વગર બીજો કોઈ બચાવનાર નથી. હે સર્વ શક્તિમાન ! આજે તું શત્રુઓને એવી સજા આપ કે જે રહેતી દુન્યા સુધી દરેક મગરૂર અને અભિમાની માટે ઇબ્રતનો પાઠ સાબિત થાય." પ્રાર્થના પૂરી કરી હઝરત અબ્દુલ મુત્તલિબ એક ઉંચા પર્વત ઉપર દુશ્મનોની પ્રવૃત્તિઓ નિહાળવા અર્થે ચઢ્યા. એક તૂફાન હતું જે કા'બા તરફ પૂર વેગે વધી રહ્યું હતું. ઘોડાઓનો હણહણાટ, હાથીઓની ચીંઘાટ અને હંકારનારાઓના બૂમ બરાડાથી વાતાવરણમાં એક ભયાનક કોલાહલ મચી ગયો હતો. હવે અબ્રહાનું તૂફાની લશ્કર અત્યંત નઝદીક આવી કા'બાની હદ ઓળંગવા અણી પર હતું. આ દ્રષ્ય નિરખી હઝરત અબ્દુલ મુત્તલિબ જોશમાં આવી ગયા અને તલવાર ખેંચી કાઢી કા'બાના બચાવ અર્થે તેમણે મરી ફિટવાનો મક્કમ નિરધાર કરી લીધો; એટલામાં તેમણે ખુદાની કુદરતનો અજબ તમાશો નિહાળ્યો, હરમની હદ આવતાંજ હાથીઓ એકાએક થંભી

ગયા એટલુંજ નહીં પણ હાથીઓનાં મસ્તકો પણ કા'બા તરફ ઝુકી ગયાં. મ્હાવતોએ ઉપરથી ભાલા ભોંકી ભોંકી મસ્ત હાથીઓને આગળ ધપાવવાના લાખો પ્રયત્નો કર્યા પરંતુ એક ડગલુંએ આગળ વધ્યા નહિ. હાથીઓ માટે હરમની હદ ઓળંગવી કાંઈ આસાન ન હતી. (એ ખુદાઈ લાઈન હતી, ન હતી એ મેગીનોટ લાઈન કે સીગફ્રિડ લાઈન જે વિજ્ઞાનીઓની બુદ્ધિએ કળ અને બળના સહકારથી પોતાના દેશોના બચાવ અર્થે જાણે સિકન્દરી દીવાલ ચણી હતી, પણ આજના યાજૂજો અને માજૂજો સામે એ દીવાલો (લાઈનો) કેવળ નકામીજ નીવડી.) હાથીઓની આ હઠ નિરખી અબ્રહા ક્રોધે ભરાયો અને હુકમ આપ્યો કે એ "બુઝ દિલ હાથીઓને પડતા મૂકો. આપણે આપણા હથીઆરો ઉપાડો અને કાબા ઉપર જોર જોર ધસારો કરી કા'બાની ઈંટથી ઈંટ વગાડી દો."

કાશ! હાથીઓની પરિસ્થિતિ જોઈ અબ્રહા અને તેના લશ્કરને ઇબ્રત થાત. કિન્તુ અભિમાન અને સત્તાના મદમાં તેઓ મસ્ત હતા. તેઓની આંખો ઉપર મગરૂરીના પરદા પડી ગયા હતા. હાથીઓને પડતા મૂકી તેઓએ આગળ વધવા અને કા'બાને તોડી પાડવાનો નિશ્ચય કરી લીધો અને ખુદાઇ હદ ઓળંગવાનું સાહસ ખેડ્યું. હજી તેઓ તૈયારીઓમાંજ હતા એટલામાં આકાશ ઉપર દૂરથી વાદળાં જેવું કાંઈ સુસવાટાભેર આવતું દેખાયું, જે જોતજોતાં અબ્રહાના લશ્કર પર છવાઈ ગયું. એ શું હતું? એ હતા "ખુદાઈ બોમ્બરો" આ બોમ્બરો આજકાલના વિજ્ઞાનીઓના "બોમ્બરો" કરતાં કાંઈ નિરાળાંજ હતાં. એ ચકલી કરતાં નાનકડા પક્ષિ "અબાબીલ"નું ઝુંડ હતું. વળી એ બોમ્બરોના બોમ્બ પણ વધુ નિરાળા હતા. તમો જાણો છો શા હતા એ બોમ્બ? મરીના દાણા જેવડી ન્હાની ન્હાની કાંકરીઓ જે અબાબીલોના નાજુક પંજાઓ અને ચાંચોમાં હતી, ઘણીજ નજીવી વસ્તુ હતી પરંતુ એ યુરોપના મણો-ભરના બોમ્બો કરતાં વધુ અસરકારક અને વધુ વિનાશક હતી.

અબાબીલો અબ્રહાના લશ્કર ઉપર આકાશમાં છવાઇ ગયા. એકાએક આ આસમાની બલાને પોતાના મસ્તકો ઉપર ભમતાં જો તેઓના હૃદયો કંપી ઉઠ્યાં, વળી એ નજીવા પક્ષિઓની ચિચીયારીઓથી તેઓના હૈયાં ફાટી ગયાં. ફરી શું થયું? નાજુક પંજાઓ અને કોમળ ચાંચો મહીંથી કાંકરીઓનો વરસાદ વરસવા લાગ્યો. દરેક કાંકરી જાણે એક બોમ્બ હતો અને એ બોમ્બ જેના ઉપર પડતો તેનો નાશ થઈ જતો. એવો નાશ થતો કે તેની ધૂળ ઉડી જતી. જોતજોતાંમાં "વાદીએ મુહસ્સરમાં" અબ્રહા, તેનું બધું લાવ લશ્કર અને તેના બધા હાથી ઘોડા, જેના ઉપર તેને પુરતો આધાર હતો, એ બધાનો નાશ થઇ ગયો. તેઓનું નામ નિશાન સુદ્ધાં રહ્યું નહિ. એ ખુદાઇ બોમ્બાર્ડિંગથી તેઓ બધા માટીમાં મળી ગયા. આજે પણ ચઉદ સૈકા પુરાણા આકાશી ઇતિહાસ (કુર્આન)માં હાથીવાળાઓનું વર્ણન જગત ભરના મગરૂરો, અભિમાનીઓ અને અત્યાચારીઓ માટે ઇબ્રત રૂપે નીચે પ્રમાણે મૌજૂદ છે એનો અભ્યાસ કરો અને ઇબ્રત પકડો:—

"શું તને ખબર નથી કે તારા પરવરદિગારે હાથીવાળાઓ સાથે કેવું વર્તન કર્યું? શું તેમના દાવને (તદન) ખોટો નથી કરી દીધો? વળી તેમના ઉપર પક્ષિઓનાં ટોળે ટોળાં મોકલ્યાં. જે તે લોકો ઉપર કંકરની કાંકરીઓ ફેંકતાં હતાં. પછી ખુદાપાકે તેમને (પશુઓના) ખાધેલા (ઘાસના) ભૂકાની માફક કરી નાખ્યા. (સૂરતુલ ફીલઃ પારા ૩૦)






[ એક અનિવાર્ય ઇતિહાસિક સંશોધન. ]

લેખકઃ—મુહમ્મદ ઉમર 'કોકિલ' સાહબ

અને મુસલમાનોનો સંબંધ ઉદય સાથે છે.[1] અરબ તરીકેનો કાળજૂનો છે.[2] મુસલમાનો જ્યાં તેમણે ઇસ્લામને પણ વસાવ્યો. ામના ઉદય સાથેજ તેના કિરણો બંદર કાંઠાપર ફરી વળ્યાં.[3] માનોએ કયારે પણ અને કેવા પણ પોતાનો ધર્મ છુપાવ્યો ન હતો. સાક્ષીઓમાં એક મસ્જિદ છે. આ ધરો ઠેર ઠેર મુસ્લિમો આબાદ હતાં પોકારે છે.

ગુજરાત એટલે ગાઝી અલાઉદ્દીન પૂર્વેનું ગુજરાત. ઈ. સ. ૧૨૯૬ સુધીનું ગુજરાત. આજે પણ મસ્જિદ હયાત નથી. અને શિલા લેખો ગવાહી આપી ગુજરાતનો સારોય બંદર કાંઠો શહેરોમાં મસ્જિદોજ નહિ આબાદ હતી. જ્યાં મુસલ- સાથે પોતાની ધાર્મિક ફરજો આજે જે મસ્જિદો હયાત પુરાતન મુહમ્મદ તુગલકના પૂર્વની કોઇ હયાત મસ્જિદનો ઉલ્લેખ મારા જોવામાં આવ્યો નથી. અલબત્ત એ પૂર્વે પણ ગુજરાતનો બંદર કાંઠો અને તેનાં મુખ્ય શહેરો મસ્જિદમય હતાં; જે વિષે આપણને પુષ્કળ માહિતીઓ ઇતિહાસકાર અને પ્રવાસીઓ આપે છે.

ગુજરાતમાં પહેલી મસ્જિદ કયારે અને કયાં તઅમીર થઇ તેનો કોઇ ઉલ્લેખ જડતો નથી. પરંતુ મસ્જિદ વિષે જે સૌથી પ્રાચીન નોંધ મળે છે તે ભરૂચ પાસેના ગાંધાર ગામની છે. વિખ્યાત ઈતિહાસકાર **અહમદ બિન યહ્યા અને બિલાઝુરી** પોતાના ઇતિહાસ ગ્રંથ 'ફુતુહુલ બુલદાન'માં એની નોંધ લેતાં લખે છે. (ઈ. સ. ૭૬૦–૬૧ માં) સિન્ધનો ગવર્નર હાશિમ બિન અમરૂ તધલબીએ ગાંધાર સર કરી બુતોને તોડી મસ્જિદ બંધાવી.[4] જે ઇતિહાસ દ્રષ્ટિએ સિન્ધને બાદ કરીએ તો સારાય હિન્દમાં પહેલી મસ્જિદ છે.

૯મી સદીમાં ગુજરાતમાં મસ્જિદો હતી કે નહિ તેનો કોઈ ઉલ્લેખ જડતો નથી. **સુલેમાન અબૂઝૈદ ઇબ્ને ખોરદાદબાહ** વિગેરે ગુજ- રાતની નોંધ લે છે પરંતુ ૧૦મી સદીની પહેલી પચ્ચીસીમાં આવનાર **અબૂલ હુસનઅલી અલ મસૂદી** આપણને ચકિતજ કરી નાખે છે તે પોતાના વિખ્યાત ગ્રંથ મુરૂજુઝ–ઝહબ વ મઆદિનુલ જ્વાહિર (સુવર્ણનાં ક્ષેત્રો અને રત્નની ખીણો)માં ઇ. સ ૯૧૫–૧૬ ખંભાતની

---

[1] ... સદી પૂર્વેનો ગુજરાત મુસ્લિમ ૧૩.

[2] ... ગેઝેટીઅર વૉ. ૧લું. પા. ૫૪૫.

[3] ... વિષે ખુલાસા સાથે 'પ્રાચીન ગુજરા- એ લેખમાં આવશે.

[4] ઈલિયટ હિસ્ટરી ઑફ ઈન્ડિઆ વૉ ૧ લુ પા. ૧૨૭.

નોંધ લેતાં લખે છે "મુસલમાનો અહીં આબાદ છે અને તેમની ભક્તિ-નમાઝ માટે મસ્જિદો અને જામેઅ મસ્જિદો છે." [૫] ગુજરાતની જામેઅ મસ્જિદની સૌથી પ્રથમ નોંધ અલ-મસૂદીજ લે છે. આજ સમયમાં ગુજરાતના બંદર કાંઠાઓમાં ઘૂમતો નાખુદા બુર્ઝગ બિન શહરયાર અલ મસ્ઊદીના ઘણા કથનને અનુમોદન આપે છે. પરંતુ મસ્જિદ વિષે બોલતો નથી. પરંતુ ચેવલના હુમરમન્દ અબ્બાસ બિન મહાન પાસે રાજા જે સંદેશો મોકલાવે છે તેમાં મસ્જિદનો ઉલ્લેખ છે. [૬]

આજ દસમી સદીના ઉતરાર્ધમાં આવનાર અલ ઇસ્તખરી અને ઇબ્ને હોકલ ગુજરાતનો બંદર કાંઠો મસ્જિદોથી ભરચક નિહાળે છે. ઇબ્ને હોકલ એની નોંધ લેતાં લખે છે, ખંભાતથી ચેવલ સુધી ઠેરઠેર મસ્જિદો છે."[૭] આગળ લખે છે. 'અણહિલવાડ, ખંભાત, સંજાણ અને ચેવલ જેવા મોટાં શહેરોમા જામેઅ મસ્જિદો છે જ્યાં મુસલમાનો ખુલ્લી રીતે નમાઝ અદા કરે છે.' [૮]

એ પછી ગુજરાતની નોંધ લેનાર, અલ બિરૂની અને અલ ઇદ્રીસે ગુજરાત સંબંધી પુષ્કળ માહિતીઓ આપી છે. જે ઇતિહાસને પુષ્કળ ઓજ આપે છે. પરંતુ તેમાં મસ્જિદ સબંધી કોઈ ઉલ્લેખ નથી. પરંતુ આ યુગપર પ્રકાશ નાખે એવા શિલાલેખો છે. જેમાંનો એક અહમદાબાદની કાઝીની મસ્જિદમાં છે. આ મસ્જિદનો પાયો ખોદતાં તેમાંથી મળી આવ્યો હતો જે મસ્જિદ બંધાવનારાઓએ ફરી મસ્જિદમા મુકાવ્યો છે. તેમાં હિ. સ. ૪૪૫ એટલે ઇ. સ. ૧૦૫૩-૫૪માં મસ્જિદ બંધાવવાનો ઉલ્લેખ છે.[૯]

મુમકીન છે કે આજે સ્થળે પુરાણી મસ્જિદ હોય કારણ અમદાવાદ પૂર્વે અહીં અસાવલ મોટું શહેર હતું જેનો ઉલ્લેખ આપણને અલ બિરૂની અને અલ ઇદ્રીસી આપે છે. ગમે તેમ હોય એ શિલા લેખ ઈ. સ. ૧૦૫૩-૫૪ ની મસ્જિદની યાદગાર છે. આ પછી લગભગ ૧૩ વરસે બંધાયલી મસ્જિદનો લેખ ભરૂચની જામેઅ મસ્જિદમાં છે. આ જામેઅ મસ્જિદ મુહમ્મદ તુગલકના રાજ્યમાં દૌલતશાહ બુસેરીના હુકમથી ઇકબાલ ફખરૂદ્દીનની દેખરેખ હેઠળ બાંધવામાં આવી છે, એવો એમાંનો મુખ્ય શિલા લેખ બોલે છે. પરંતુ સૈયદ કાઝી નુરૂદ્દીનના વડવાઓની નોધપોથી પરથી એ ફલિત થતું હતું કે આ જામેઅ મસ્જિદ પૂર્વે અહીં હિ. સ. ૪૫૮માં એટલે ઇ. સ. ૧૦૬૬-૬૭માં મસ્જિદ તઅમીર કરવામાં આવી હતી. એની યાદરૂપ તકતી લગાડવામા આવી છે.[૧૦]

આના પછી જામિઉલ હિકાયતનો કર્તા મુહમ્મદ ઉફી એક ઐતિહાસિક બનાવની નોંધ લે છે. અને રાજાધિરાજ જયસિંહના યુગમાં ખંભાતમાં મસ્જિદ હતી તેના પર પ્રકાશ નાખે છે. મુહમ્મદ ઉફી લખે છે" ગુજરાત રાજ્યના ખંભાત ગામમાં સુન્ની મુસલમાનો અને જૈનો[૧૧] વસે છે. ત્યાં એક મસ્જિદ હતી. જૈનોએ મૂર્તિપૂજકોને હુમલો કરવા ઉશ્કેર્યા જેમણે મસ્જિદના મીનારા તોડી પાડ્યા અને મસ્જિદ બાળી નાખી જેમાં ૮૦ મુસલમાનો શહીદ

૫. મેડોઝ ઑફ ગોલ્ડ પા. ૨૭૮-૭૯

૬. માર્વેલ્સ ઑફ ઇન્ડિઆ પા. ૧૨૦-૨૧.

૭. ઇલિયટ હિસ્ટરી ઑફ ઇન્ડિઆ પા. ૨૭

ઇલિયટ હિસ્ટરી ઑફ ઇન્ડિઆ પા. ૩૮

૯. ઇદારે મઆરિફે ઇસ્લામિઆ ૧૯૩૬ ઇન્સ્ક્રીપ્શન.

૧૦ ઇદારે મઆરિફે ઇસ્લામિઆ ૧૯૩૬ ઇન્સ્ક્રીપ્શન..

૧૧, અહીં શબ્દ તરસા વપરાયો છે. જે પારસી અને બૌધ બન્ને માટે વપરાયો છે. આખો પ્રસગ જોતાં જૈનોને લાગુ પડે છે. આ વિષયમાં લંબાણથી કોઈ જુદાજ નિબધમાં વિવેચન કરીશ. તરસા શબ્દ માટે વિચારણા કરવા જુઓ Parsi History by S H. Hodiwala ૧લું અને ૨ જું પ્રકરણ.

થયા. આના માટે અલી નામના એક ખતીબે અણહિલવાડ પાટણમાં જઇ ફરિયાદ કરી. પરંતુ તેને કોઇ દાદ મળી નહિ. આથી રાજા (જયસિંહ) જ્યારે શિકારે ગયો, ત્યારે જંગલમાં ખતીબે આ કરૂણ બનાવ સંસ્કૃત કાવ્યમાં રચી સંભળાવ્યો રાજાને આ ફરિયાદ તપાસ કરવા જેવી લાગી. શિકારેથી આવતાં રાજાએ પ્રધાનને જણાવ્યું કે, "હું ત્રણ દિવસ સુધી જનાનખાનામાં રહીશ" બીજી બાજુ પોતે તેજ સાંઢણીપર તહકીક કરવા ઉપડી ગયો. જ્યાં એને તપાસ કરતાં જણાયું કે ખતીબની ફરિયાદ સાચી છે. એણે આવી ખતીબને અરજી કરવા જણાવ્યું, દરબારમાં જ્યારે ખતીબનું બ્યાન પુરૂં થયું ત્યારે કાફિરોનું એક ટોળું તેને ડરાવવા લાગ્યું અને તે તેની સઘળી હકીકત ખોટી ઠરાવવા ચાહતું હતું. પરંતુ રાજા જયસંહે જણાવ્યું કે "એની હકીકત સાચી છે. જેની મેં જાતે ખાત્રી કરી છે. ધર્મના વિષયમાં કોઇપર વિશ્વાસ ન મૂકતાં મેં જાતે જઇ તપાસ કરી જેમાં તહકીક કરતાં મને જણાઇ આવ્યુ કે મુસલમાનો પર ઝૂલ્મ કરવામાં આવ્યો છે (અને તેમની મસ્જિદ શહીદ કરવામાં આવી છે)" એ પછી તેમને સજા કરવા અને મસ્જિદ અને મીનારા બાંધવા એક લાખ બાલોત્રા અને ખતીબને ચાર-એક કપડાં આપવા હુકમ કર્યો. ૧૨ ઊફી આગળ લખે છે. આ મીનારા થોડા વરસ પૂર્વે હયાત હતા પરંતુ માલવા નરેશે અણહિલવાડ પર ચઢાઇ કરી ત્યારે તોડી નાખ્યા હશે તમીને તેને ફરી બંધાવ્યા છે. ૧૨

આ પછી દેહલી મસ્જિદ વિષેની નોંધ એક મંદિરમાંથી મળે છે. વેરાવળની હરસદ માતાના મંદિરમાં એક સંસ્કૃત શિલાલેખ છે, ખરી રીતે તે એક સોમનાથ પાટણની મસ્જિદ નો શિલાલેખ છે પરંતુ નાગરિક લિપિમાં હોવાથી પાછળથી મંદિરમાં મુકવામાં આવ્યો હશે. આ લેખ અનેક દ્રષ્ટિએ અતિ મહત્વનો છે. જે એક જુદોજ લેખ માગે છે. ૧૩ ખરૂં પૂછો તો શિલામાં લખાયલું ગુજરાતનું એ પહેલું મુસ્લિમ ટ્રસ્ટ છે. વિ. સ. ૬૬૨ એટલે ઇ. સ. ૧૨૬૪માં રાજા અર્જુન દેવના રાજ્યમાં નાખુદા ખ્વાજા અબૂ ઇબ્રાહિમના પુત્ર નાખુદા ખ્વાજા નુરૂદ્દિન ફિરોઝે સોમનાથ પાટણમાં મસ્જિદ બંધાવી તેના નિભાવ અર્થે કરેલું વીલ છે. વીલમાં મુઅઝ્ઝિન, કુર્આનની તિલાવત કરનાર, (નો પગાર) તેલ બત્તીનો ખરચ, મસ્જિદને વાર્ષિક ચૂનો તથા પરચુ સમાર કામ કરાવવું, સાથે ધાર્મિક મહોત્સવ પ્રસંગે થતો ખર્ચ કરવાનો ઉલ્લેખ છે અને તેના નિભાવ માટે અપાયલી મિલ્કતોનુ વર્ણન છે. ૧૪

## આધાર ગ્રંથસૂચી


૧. બોમ્બે ગેઝેટીઅર વો. ૧લું ભાગ ૧લો.

૨. ઇલિયટ હિસ્ટરી ઑફ ઇન્ડીઆ ભાગ ૧, ૨, ને

૩. ડૉ. સ્પ્રેન્ગર કૃત, મેડોઝ ઑફ ગોલ્ડ (મુરૂજુઝ-ઝહબનો અનુવાદ)

૪. મારવેલ્સ ઑફ ઇન્ડીઆ (અજાયબુલ હિન્દનો અનુવાદ)

૫. પારસી હિસ્ટરી (એસ. એચ. હોડીવાળાના બાપજી)

૬. "કોહિસ" કૃત ૧૧મી સદી પૂર્વેનો ગુજરાત મુસ્લિમ સંબંધ.

૭. ઇન્ડિઅન એન્ટિકવેરી વો. ૧૧.


---

૧૨ ઇલિયટ હિસ્ટરી ઑફ વો. ૨જું પા. ઇન્ડિયા ૧૬૩-૬૪.

વરસા શબ્દ ઉપર અહીં ખૂબ તકરાર છે. વરસા શબ્દ પારસી અને બૌધ માટે વપરાયો છે. અહીંના સંજોગ જોતાં એનો અર્થ બંધ બેસે છે એના પર વિખ્યાત પુરાવિદ એસ. એચ. હોડીવાળાનો નીબંધ જોવા જેવો છે. જુઓ પારસી હિસ્ટરી ભાગ ૧લું-૨જું.

૧૩. ખુદા ચાહશે તો આ લેખ હવે પછીના "ફારબસ"માં પ્રગટ કરવામાં આવશે.

૧૪. ઇન્ડિઅન એન્ટિકવેરી વો. ૧૧-પા. ૨૪૧.

# પ્રેરણા અને કવિ

આ પ્રેરણા ! જીવન તણી સંદેશ હારિણી !
કર્મીલ ઉર કળિનાં અવિકસન વિદારિણી !
આશાની, ચેતનાની, પ્રભાની પુજારિણી !
નિત અર્પતી સુધા, તું સુધારસની ધારિણી !
તારી વસન્ત વિશ્વતણાં ઉપવન મહિં !
તારી વિરલ સુવાસ છે માનવ જીવન મહિં !

ઉર્મિની રંગ-પ્યાલીએ રંગો ભરે છે તું,
મારાં નયનમાં તેજકણો પાથરે છે તું,
મુજ કલ્પનાનાં ચિર નવાં ચીતરે છે તું,
ચેતન બનીને રક્ત મહિં સંચરે છે તું,
ખપ્પર ભરાય અશ્રુનું તુજ દિવ્યતા થકી;
એક બિન્દુ ભવ્ય થાય છે, તુજ ભવ્યતા થકી.

કુન્જોમાં ફૂલડાં મહિં મહેકાર તું કરે !
કોયલના કૂજનો મહિં ટહુકાર તું કરે !
તારા તણી પલક મહિં પલકાર તું કરે !
રજનિની ચંદની મહિં રસધાર તું કરે !
તારી સુધાથી સીંચે છે જીવન સુધા કવિ !
તારી કલાથી સર્જે છે વિશ્વે કલા કવિ !

"નસીમ."

# ભટકેલ

"ઝાર રહિરી"

શેઠ નૂર મુહમ્મદ નૂર શેઠનાં નામે વિખ્યાત હતા. તેઓ ખાનદાની શ્રીમંત હતા. બાપદાદાના વખતથી તેમના ઘરમાં દૌલતની રેલમછેલ હતી. બાળપણ જરીના ઝૂલે ઝૂલવામાં ગયું, છોકરવાદનો સમય દૌલતની સાથે રમવામાં પૂર્ણ થયો. યુવાન થયા તો બાપદાદાની પુંજી, વિના સંકોચે ઉડાવી, કબૂતર બાઝી, મુર્ગ બાઝી, પતંગ બાઝી, ઇત્યાદિને એળંગી, રંડી બાઝી, સીનેમા એકટ્રેસ બાઝી, ઘોડદોડ, વગેરે દરેક ઉડાઉ રમતો ખેલી દૌલતને કાંકરાની જેમ બરબાદ કરવામાં લગારે કચાશ બાકી ન રાખી. પોતાની ખાનદાની શ્રીમંતાઇનો નાશ થઇ રહ્યો છે, તેનો તે વખતે લગારે સ્પર્શ ન થયો જો પોતાની જાતના બળે કમાએલી દૌલત હતે, તો ઉડાવતી વખતે કંઈ ખ્યાલમાં આવત, પણ આતો પારકી કમાઈ હતી. જ્યારે જર, જેવર, શાલ, દુશાલા, મોટર, ગાડી, ઘોડા, ઇત્યાદિ ઉપર પાણી ફરી ગયું અને પોતાનો રહેવાનો બંગલો પણ મારવાડીના વ્યાજમાં ખયરાત થઇ ચુકયો ત્યારે હોશ આવ્યો, પણ હવે શું થઈ શકતું હતું? કોઈ રીતની લાયકાતનું તો નામે ન હતુ. મહેનત મજૂરી કરવા શરીર ટેવાયલું ન હતુ નોકરી પણ મળે તો કેવી રીતે? અને મળે પણ તો તાબેદારી કેવી રીતે થઇ શકે!

ખાનદાની જૂઠું અભિમાન, બાપદાદા શ્રીમંત હતાનો નકામો ઘમંડ, તબાહ થએલી દૌલતનો ગમ, આ બધી બાબતો છેવટની પડતીની સીડીનાં પગથીયાં છે. નશો ચઢયા પછી જો ખુમાર ભરી અવસ્થાએજ જો ઇન્સાન પોતાની સ્થિતિને સમજે, અને પોતાની પુરાની કહાણીને ભૂલી જાય, તો હજી નવી ઇમારતનું બાંધકામ શરૂ થઇ શકે છે, પણ મ્હોટે ભાગે એમ થતું નથી. દૌલત, તવંગરી, મ્હોટાઇ, મોજ આનંદનો ઉતરી રહેલો ખુમાર તમામ ગૃહસ્થાઇનો નાશ કરી દે છે, અને મહેનત અને હિમ્મતને બદલે સુસ્તી, નામર્દી અને ડરપોકપણું પૈદા કરી દે છે. આ વિશ્વ કે જેમાં અનેક સાધનો વડે હિમ્મતવાન પુરૂષ પોતાની ઉન્નતિ કરી શકે છે, અને પોતાના બળે આગળ વધી પોતાનું જીવન રાહતમાં ગુજારી શકે છે, તેમ કરવા ઉપરો પુરૂષ કોઈ પણ રીતે યોગ્ય રહેતો નથી. હારેલા જુગારીની જેમ મૌતથી પહેલાં મરવા ચાહે છે. સ્વભાવિક પાપોમાં ફસી જાય છે, કીમિયા પાછળ મંડી જાય છે, અથવા દૌલત પ્રાપ્ત કરવા કુદરતની છુપી શક્તિઓને વશ કરવા પોતાનું જીવન બરબાદ કરે છે તે સમજે છે કે મારે વશ કોઈ હાકમ થઈ જશે, અથવા મને કોઇ છુપો ખજાનો મળી જશે, અથવા કોઇ મુઅક્કલ- દરરોજ મ્હોટી રકમ આપી જશે.

એ અભાગી એટલું જાણતો નથી કે વશીકરણ, દૌલત, અથવા છુપા ખજાનાઓ ઉદ્યમ ખ્યાલ અને કમાઇમાં છુપા હોય છે. એના જેવા બેઢંગા, અને કુદરતે રચેલા કાનૂનનું ઉલંઘન કરનારાઓ તો સદા ખોટમાંજ રહે છે.

ઉપરોજ હાલ નૂરનો હતો. મ્હોટી રકમ સાંભરી મેળવી ફરી એકવાર શ્રીમંત થવાને માટે નીચેથી ઉપર ચઢવા માંડયું, હાલમાં તેનું કામ મઝારો ઉપર ફાતિહા પઢવાનું, ચિલ્લાકશી કરવાનું, ફકીરો દુર્વેશોને ખોળવાનું હતું. તેને ખાત્રી હતી કે મારૂં કોઈ મંતર તમામ શર્તો સાથે પૂર્ણ થતાંજ હું કુલ્લ જહાનનો શહેનશાહ થઇ જઇશ, અથવા એમ ન થશે તો કોઈ કીમિયાનો નુસખો **બાવન તોલા એક રતી** વાળો મળી જશે; અગર એ પણ નહીં તો કુદરતનો હાથ મારા શિરે રહેશે.

ખુદાની પાસે તેના બનાવેલા કાનૂનની વિરૂદ્ધ આશા, અને તેના કાનૂનોના ઉલંઘનનો

પ્રયત્ન એક ન માફ થઈ શકે એવો સંગીન ગુનોહ છે; અગર ખુદાની કૃપા અને દયા આડે ન આવે તો એવા ગુનાહ માફ થઈ શકતા નથી.

નૂરને પણ દુન્યા ગુમાની હવે દીન ગુમાવવાની આંશા ઉત્પન્ન થઈ. ખુદાને માત્ર દોલત માટે યાદ કરતો હતો. જે કંઈ મહેનત કરતો હતો તે માત્ર દુન્યવી રાહત માટે હતી. આ દુન્યાંના જુગારખાનામાં દરેક રીતે હારેલો માણસ હવે ખુદાપાકની સાથે દાવ પેચ રમી રહ્યો હતો! ખુદાની યાદ ખુદા માટે જો કરી હોત તો કેવું સારૂં થાત? કે જેની યાદ બન્ને જહાનનો માલિક બનાવી શકે છે; પણ તે યાદ માત્ર તેનેજ માટે થવી જોઈએ.

નૂરૂએ કઠણમાં કઠણ મહેનત કીધી. નદીમાં ઉભા રહી અંતર ભણ્યા, પર્વતોની ગુફાઓમાં ચિલ્લાકશીઓ કીધી મહીનાઓ સુધી ઇન્સાનોના ચહેરાયે ન જોયા, સુકાઇને કાંટા જેવો થઇ ગયો, છતાં પરિણામે મીંડુ!

છેવટે કબ્રસ્તાનની મસ્જિદમાં એક બુઝુર્ગથી મિલાપ થયો, તેમણે દયા ખાઇને નૂરને એક ભણતર બતાવ્યું અને સમજાવ્યું કે આ વઝીફા (ભણતર)ને દર્દાઇલ સાથે સંબંધ છે. પહેલાં તો નૂરૂએ તે અમલ માટે રજા ચાહી, ત્યારે તેમણે નવચંદી ગુરવારથી શરૂ કરવાને આજ્ઞા કરી અને સમજાવ્યું કે એ અમલ પુરો થતાં તારી દર્દાઇલથી મુલાકાત થશે.

"શું! મારી દરેક આશાઓ પૂરી થશે!" નૂરૂએ પુછ્યું.

"તારી આશાઓનું પૂરૂં થવું ન થવું ખુદા પાકની મરજી ઉપર આધાર રાખે છે." દુર્વેશે જવાબ આપ્યો.

"શું! મુઅક્કલો ખુદાપાકની મરજીને બદલી શકતા નથી?"

"તૌબા! તૌબા!! મુઅક્કલોની શી તાકાત કે ખુદાપાકની મરજીની વિરૂદ્ધ એક કદમ પણ ઉઠાવી શકે? અમો ફકીરોની તો એવી માન્યતા છે, કે ખુદાપાકની છુપી શક્તિઓનુંજ નામ મુઅક્કલ છે." દુર્વેશે તૌબા કરતાં ઉપલાં વાક્યો કહ્યાં.

"ત્યારે મારી પાસે શા માટે મહેનત કરાવો છો?"

"માત્ર એટલાજ ખાતર કે તું દિવસે દિવસે ઇમાનથી દૂર થતો જાય છે. તે હજી ખુદા પાકના નામોના ચમત્કાર દીઠા નથી. તારી ઉંધી શ્રદ્ધાએ તને કુફ્રને દરવાજે બેસાડ્યો છે. અને ભય છે કે કદાચ તારૂં ઇમાન સદંતર નાશ ન પામે એથી કરી હું ચાહું છું કે ખુદા પાકના માત્ર એકજ નામનો તું ચમત્કાર જુએ."

"પણ એથી મારી એક્રેદ આંશા પણ ફળીભૂત થશે, કે તે પણ નહિં?"

"બસ! ખુદા બધું જાણે છે."

"ત્યારે મુઅક્કલના મિલાપથી શો લાભ?"

"તારા બેચેન દિલને સધ્યારો." એટલું બોલી પેલા દુર્વેશ ચુપ થઇ ગયા, નૂરૂએ બીજા ઘણા સવાલો કર્યા, પણ ઉત્તર ન વાળતાં તેની તરફથી મોઢું ફેરવી લીધું, અને બીજે દિવસે તેઓ ત્યાંથી ચાલ્યા ગયા.

નવચંદી જુમેરાત આવી. નૂરૂએ અમલ માટે દરેક તૈયારીઓ પ્રથમથીજ કરી રાખી હતી. અમલ શરૂ કર્યો, એક હફ્તો ગયો, બીજો ગયો, ત્રીજો ગયો, ચોથો ગયો, પરંતુ હજી સુધી કંઇ ચમત્કાર દેખાયો નહીં. દરરોજ ૭ ૭ કલાકનું ભણતર, સખત પરહેજી, દિવસના રોઝા, માત્ર બે તોલા જવના સત્તુ વડે ઇફતાર! ખામોશી, તન્હાઈ ઈત્યાદિથી જીવ અકળાઈ ગયો, અને અમલને તોડી નાખવા વિચાર કરવા લાગ્યો, પણ દુર્વેશની તાકીદના કારણે અમલ ચાલુ રાખ્યો. ઓગણચાલીસમા દિને હજી ભણતર અધુરૂં ન થયું હતું એટલામાં મસ્જિદ હાલવા લાગી, અને એમ જણાવવા લાગ્યું કે ભારે

ભૂકંપ થઈ રહ્યો છે. મસ્જિદની ઓરડીના દરવાજાઓ કોઈ તોડી રહ્યું હતું. અને સાથે સાથે એવા ભયંકર અવાજો આવતા હતા કે જાણે આકાશમાંથી મ્હોટી મ્હોટી પત્થરની લાદીઓ વરસી રહી છે. દર પળે નવા નવા ભયંકર અવાજોમાં વધારો થતો હતો. બીચારો નૂર આંખો બંધ કરી દર પળે વધુ સંકોચાતો ડરતો ડરતો માળા જપી રહ્યો હતો, એટલામાં એકાએક ઓરડીના દરવાજાને એક ધક્કો લાગ્યો, અને દરવાજો કકડે કકડા થઇ ગયો. નૂરનો પ્રાણ ડરને માર્યે નીકળી રહ્યો હતો, એટલામાં બધા ડરામણા અવાજો બંધ થયા. અને કોઈના પગલાંનો અવાજ તેની તરફ આવતો સંભળાયો. શું જુએ છે? એક ઘણોજ જોરાવર રૂપાળો યુવાન હથીયારોથી સજ્જ ઘણા ઠાઠ સાથે તેની તરફ આવી રહ્યો છે પ્રથમ તો તેણે ચોકીની (હિસારની) ચારે બાજુએ એક ચક્કર લગાવ્યો, તે પછી મ્યાનમાથી તલ્વાર કાઢી ઉભો થઈ ગયો. નૂરએ બાકી બાજુનરને ઉતાવળે ભણવા માંડ્યુ. પેલો આવનાર થોડીક પળો સુધી કંઈ મનમાં બબડી, પછી ભવાં ખેંચી ઘણુજ સખત અવાજે બોલ્યો "કિસ્મતની સાથે કુસ્તા કરનારા નિર્બળ ઈન્સાન! બોલ, શુ માગે છે? કેમ અમને હેરાન કરે છે? તને અમારાથી શુ લાભ થવાનો છે.?"

નૂરના જીવમાં જીવ આવ્યો. તે સમજ્યો કે અમલ ફતેહમંદ નિવડયો. હવે મારી બધી આશાઓ પુરી થશે. આ આવાનરા દર્દાઈલ છે, અને એ મારા બધાં કામો બજાવી આપશે, એમ સમજી લગાર હસીને નૂરએ પૂછ્યુ. "શુ! આપનું મુબારક નામ દર્દાઈલ છે?"

"હા, મારૂં એજ નામ છે.'

"અલ્લાહ! અલ્લાહ!! કેવી કેવી રીતે છીભને ઘસી, કયાં કયાં માથાં ફોડયાં, ત્યારે આજે આપની મુલાકાત નસીબ થઈ!"

"નકામો બકવાટ ન કર? મતલબ શું છે તે કહે!"

'ઉતાવળા ન થાઓ? હવે તો આપ મારે વશ છો."

"વશ! વશ કેવો!! એ તો માત્ર પવિત્ર નામની બરકત છે કે જેથી અમો આવ્યા, નહીં તો અમને દુન્યાદારથી શી નિસ્બત?" એટલું બોલી તે એટલો બધો ક્રોધે ભરાયો કે નૂર ધ્રુજવા લાગ્યો.

"ત્યારે આપ એટલું તો બતાઓ કે આપ આપના આમિલની શી શી સેવા કરી શકો છો?"

"અમો કોઇ પણ આમિલની સેવા કરવા પૈદા થયા નથી"

"ત્યારે અમલિયાતથી આપને કઇ રીતનો સંબંધ છે?"

"માત્ર છુપો. ખુદાપાકના દર ઈસ્મમાં એક છુપી શક્તિ છે, જેનુ નામ મુઅક્કલ છે. તેં જે ઇસ્મનો અમલ કર્યો તેની છુપી શક્તિ હું છું, જેનું નામ તમો લોકોએ દર્દાઈલ રાખ્યું છે."

"ત્યારે શું આપ, આપના ઇસ્મના આમિલની સેવા ન કરશો!"

"જેવી રીતે દુન્યાના મક્કારો સમજાવે છે કે અમલિયાતના બળે અમો આમિલોની સેવા કરીએ છીએ એ તદ્દન હડહડતું સફેદ જૂઠ છે. અમો કોઈ આમિલના દાસ થયા નથી, અને થવાનાએ નથી. અને તારી સાથે તો જેટલો સંબંધ રાખવો જોઇએ તે પણ રાખતા નથી. અત્યારે જે હાજર થયા છીએ એ તો માત્ર તને જે દુર્વેશે અમલ બતાવ્યો હતો, તેમની આત્મિકશક્તિનો ચમત્કાર છે, જેથી તું આજે મને દેખી રહ્યો છે."

"ત્યારે હવે આપનું કામ શું છે!"

"ભાગ્યમાં જે લખેલું હોય તેને છેવટે પહોંચાડવાનું. બોલ તારી શી ઇચ્છા છે?"

"મને કોઈ જગ્યાએ મ્હોટો ખજાનો મળી જાય, હું જ્યાં દેખુ ત્યાં મને દૌલતજ દૌલત

દેખાય."

"અઘટિત બકવાટ શા માટે કરે છે? અમો આવાજ, કારણોના લીધે તારા જેવા નીચ બેહુદાના કામો, કરતા નથી. સોના ચાંદીના પહાડો બતાવવા, કે કોઇ છુપો ખજાનો બતાવવો અમારી આગળ એક ખેલ છે, પણ એવા કામો ખુદાપાકના હુકમની વિરૂદ્ધ છે.

"ત્યારે મને કોઇ જ્ગ્યાનો નવ્વાબ બનાવી આપો કે તમામ જિન્દગી રાહતથી ગુજારી શકુ"

"ખૂબ કહી! કયો નવ્વાબ કે રાજા રઈયતના હકોનું રક્ષણ કરી રહ્યો છે, કે તું કરશે? શું ગરીબ બકરીઓમાં એક વરૂ પયદા કરૂં?"

"ત્યારે કીમિયાનો નુસ્ખો બતાવો! કે જેથી હું જાતે સોનું ચાંદી બનાવ્યા કરૂં."

"એના અર્થ એજ થાય કે તને ખુદાની મરજી વિરૂદ્ધ આળસુ અને જૂઠાઓનો રાજા બનાવવામાં આવે કેમ? તું નમૂનો બની ખુદાના બંદાઓને ગુમરાહ કરે, અને તેઓ તારાથી ધોકો ખાઈ તબાહ થાય!"

"ત્યારે રેસની કાંઈ લાંબી ટીપ આપો!"

"ખામોશ!"

"આ પણ નહી, તે પણ નહી ત્યારે અમેરિકાના આંક ફરકના સાત દિવસના સચોટ નંબરો આપો! હવે એમાં કાંઈ આપની પાસે દૌલત માગું છું?"

"ચુપ! બેઈમાન!! શું નંબરો વડે હરામની દૌલત હાથ ન આવશે?"

"પણ સાહબ! હું તો માત્ર દૌલત માગું છું, અને દૌલત માટેજ મેં આ બધી મુસીબતો ઉઠાવી છે, દૌલત વડેજ દરેક આશાઓ પૂરી થઇ શકે છે, અને આપ દૌલત માટે તો કોઇ સવાલ કરવાજ દેતા નથી."

"તારા વિચારો ખોટા છે, જો કે, દૌલત કેટલીક આશાઓ પૂરી કરવાનું અપૂર્ણ સાધન છે, છતાં નકામું છે. હે બુદ્ધિના આંધળા ઇન્સાન! તું તે વસ્તુને શા માટે ચહાય છે, કે જે ક્ષણુ ભંગુર છે. જેનો નાશ તેં તારી નજરો સંમક્ષ દીઠો છે, જો દૌલતની એટલી બધીજ અગત્ય હતી, ત્યારે તેને આવી રીતે નિર્દય પણે ઉડાવવાની શી અગત્ય હતી કે જેથી આજે જીવ પર ખેલી રહ્યો છે! દૌલત વડે આજ સુધી કોઇને હાર્દિક કે આત્મિક રાહત મળી છે? હિણભાગી મનુષ્ય આ બધા શયતાની વસવસા છે. તારે તો તે વસ્તુ મેળવવા પ્રયત્ન કરવો જોઇએ કે જેને વશ કુલ્લ વિશ્વ છે."

"એટલે શું! કારુનનો ખજાનો કે મુહમ્મદશાહ રંગીલાની સલ્તનત?"

"લા હવલ વ લા કુવ્વતા...અરે મૂર્ખ! તેથી મતલબ ખુદાની મુહબ્બત અને રસૂલની ફરમાબરદારી."

"પણ હું તો દૌલત ચાહું છું. મારે તો શ્રીમંત થવું છે."

"કમબખ્ત! અલ્લાહના ઇરમની બેઅદબી કરે છે. ઠીક, અગર તને દુન્યાની દૌલતજ જોઇએ છે, ત્યારે દુન્યાના કાનૂન પ્રમાણે કોઈ એવું કામ કર કે જેથી શ્રીમંત થવાનો માર્ગ ખુલ્લો થાય."

"પણ હજરત! એ માટે તો મેં અમલિયાતના પાપડ વેલ્યા છે. આવા મ્હોટા અમલનું ફળ આવું નજીવું ન મળવું જાઇએ, જો કામ ધંધો કરવાની આવડત અને હિમ્મત હોત તો આવા મ્હોટા અમલમાં અર્થો શા માટે થાત!"

"તારા જેવા પસ્ત હિમ્મતો, દુન્યાના નીચ કુતરાઓ, અને ખુદાઈ ડાકૂઓના રક્ષણુ માટે કોઈ કાનૂન નથી, અહીંયા તો વગર મહેનત કરે કંઇ મળતું નથી. **આ વિશ્વમાં તો તદબીરથી તકદીર બને છે."**

"અરે હજરત! તમો તો તકદીર પણ બદલી શકો છો પણ, તમારે તો મારી સાથે નકામી હુજ્જત કરવી છે એટલે થયું. ચાલો,

આપ દૌલત ન આપી શક્યા, નવ્વાબ બનાવવાથી ઇન્કાર કર્યો, કીમિયો બતાવવા માટે વાંધો, રેસની ટીપ માટે ગુસ્સો, નંબરો બતાવવા ઇન્કાર કર્યો. તમો તો કહો છો. કે કરો તેવું પામો. પણ અહીંયાં એટલી બધી ધીરજ ક્યાં છે ? છતાં તમારી વાત શિરે ચઢાવું છું. તેમાં લોકો કમલે ને પગલે આગળ વધી રહ્યાં છે. (૧) વૈદું (૨) લીડરપણું (૩) લોકોમાં તડ પાડનારાં ભાષણો કરવાં. (૪) પીરી મુરીદી. પણ એ ચારે ધંધા કરવા માટે હુન્નરની અગત્ય છે. હું માનું છું કે હકીમ બનવા માટે કંઇને કંઇ લાયકાતની સાથે થોડી ઘણી પુંજીની અગત્ય છે. લીડરપણું તથા તડો પાડવા માટે ભાષણો કરવાં એ તો અતિ કઠિન છે, કારણ કે એમાં ચપળ ભેજું. અને કાતર જેવી જીભ જોઇએ! હાલની સ્થિતિ જોતાં જો કે એમાં જલદી શ્રીમંત થવાનો સંપૂર્ણ ચાન્સ છે, છતાં પોલીસોની સખતી અને જેલખાનાની હાડમારીઓ ઉઠાવવાની શક્તિ આવશ્યક છે. અને તે ખૂબીઓ આ નાચીઝમાં નામની એ નથી. અલબત મારા જેવા આળસુ અભણ અને ઠોઠ માટે પીરી મુરીદી લગાર અનુકૂળ છે. જેમાં કોઈ વસ્તુ કે લાયકાતની અગત્ય નથી. ઘણી મસ્જિદો, દરગાહો, ખાનકાહો ખાલી પડ્યાં છે. કોઇપણ જગ્યાએ બેસી જઇશ અને જેટલી બેરંગી રીત ધારણ કરીશ એટલોજ પ્રીય થઈ પડીશ. કોઈ પણ રીતની મહેનત કે ખર્ચ વિના પીર, દસ્તગીર, દુર્વેશ, વલી, મસ્ત કલંદર, ગૌસ, કુતુબ જે કંઈ ચાહીશ તે બની શકીશ. સેંકડો નિબળ ઇમાનવાળા મર્દ, ઔરતો, મુસલમાન, હિન્દુ મારા હાથ પગો ચૂમશે. હું ફકીર બાદશાહ કહેવાઇશ. તે સમયે દુન્યાના બધા 'ખજાનાઓ મારી આગળ, ખુલ્લા થઇ જશે. મારી સુંદર મુરીદીનીઓ પોતાના હાથે મેંહદી લગાડી મારા પગો દાબતાં દાબતાં પોતાની મુરાદો માંગશે અને આંખોમાં અશ્રુઓ આણી પોતાની નિર્બળતા પ્રગટ કરશે, ત્યારે દિલથી દુરોની તમન્ના પણ નીકળી જશે: તેમજ જ્યારે કોઇ તવાઈફને ત્યાં ચાંદીનું વર્ક લગાવેલું પાનનું બીડું, અને શરબતે રૂહ અફ્ઝાનું ઠંડું ગ્લાસ આવશે; ત્યારે હું શરાબે તહૂરને પણ હળાહળ ઝેર સમજીશ. એ પીરી મુરીદીનો ધંધો કરવા હું તૈયાર છું. ચાલો, એમાં આપ મને. કેવી કેવી રીતે મદદ કરવા તૈયાર છો તે સમજાવો! શું? આપ રૂપાળી રૂપાળી સુંદરીઓ અને મૂર્ખ માલદારોની વણઝાર મારા તરફ. ખેંચવા પ્રયત્ન કરશો? ઓહો! જો તેમ હોય, તો હું માત્ર એક આ કર! અને પાંચ વાગ્યે કામ કરવા તૈયાર છું.

મુઅફફે તુચ્છકાર ભરી નિગાહે તેની તરફ એક નજર નાખી અને ભારે ક્રોધમય અવાજે કહ્યું. "હે ધિક્કારને પાત્ર નફસ હસ્તી! ઉઠ! જેવી ગંદી બેનીની તેં આશા રાખી હતી તેવાંજ ફળ ખાવાને તૈયાર થા! તું ખુદાની હકીકતથી દૂર થયો, તેથી તે પણ તારાથી રૂપોશ થયો." એટલું બોલી મુઅફફે એક એવો અવાજ કર્યો કે તેની શુદ્ધ ઉડી ગઇ અને એવો પાગલ બની ગયો કે સાવ નાગો બજારોમાં ભટકતો થઇ ગયો. કોઈ શું કહે છે? કોઇ શુ સમજે છે! પણ જાણવાવાળા તો જાણે છે કે ખુદાના ઘરના ધુતકારેલા કુતરા છે. ન ઘરના ન ઘાટના છે.

આટલું બધું થયુ છતાં હજી્યે સરોડિયાઓના તો વલી મનાય છે!

(ઉર્દૂ પરથી ઘણા સુધારા વધારા સાથે)

---

# જીવનના ઝરામાંથી

"સાબિર"

જેને જીવન ભાન નથી તે મરેલો છે. તેમજ જે પળેપળ મૃત્યુના ભયથી થથરે છે તે જીવતો નથી.

નિરાશ નથી છતાં જે નાસીપાસ થતો નથી તેજ આશાવાદી છે. જે આશાઓના સ્વપ્નાંઓજ રચી બેસી રહે છે તે નિરાશજ થાય છે.

વિજયી થયા પછી જે પરાજિતો પર દયા કરતો નથી, તે રાક્ષસ છે.

કર્મ જંગે ઝંપલાવ્યા પહેલાં પરાજિત થવાના વિચારો કરનારજ ગુલામ છે.

વર્ચસ્વના લોભે લોભાઇનેજ ઈન્સાન ઈન્સાનીયતનું ખૂન કરે છે. કુદરતી સમાનતાના આધિપત્ય નીચે રહીનેજ ઇન્સાન, ઇન્સાન માને છે. એકજ ઇશ્વરમાં સંપૂર્ણ આસ્થા રાખનારજ બંધૂત્વને વફાદાર રહી શકે છે. ઇશ્વરને બાજુએ રાખી બંધૂત્વનો દાવો કરનાર આત્મદ્રોહી છે, બેવફા છે,

લપસણ ! પતનગામી છે. ઠોકર ! દિશા સૂચક :
ગાંભિર્ય મૂંઝવણ ભર્યું છે. સ્મિત લુચ્ચાઇપૂર્ણ :
અટ્ટહાસ્ય કરૂણ છે. મુક્તહાસ્ય મૂર્ખતા :
સ્વાર્થ પુરો થતાં આનંદ થાય છે. સ્વાર્થ સરી પડતાં દુઃખ.
નીતિપૂર્ણ વ્યવહારજ પૂન્ય છે. અનીતિ પોષક ધર્મ પાપ છે.
વિચારોએ ઘડેલ મૂર્તિનું કામ વર્તન છે. વર્તન માનવતાના અંશદર્શક પારા શીશી.

# યહ જીવન બહતા પાની હય

## પ્રેમ જીવનની-દર્દભરી નવલિકા

અનુવાદકઃ—જાવીદ

**અઝીઝ** તરૂણ હતો. સુંદર સુગંઠીત. હજી તો હેની યુવાની ખિલી રહી હતી. આંખોમાં યૌવનનો ખુમાર છવાઇ રહ્યો હતો અને હૃદયમાં જાગી રહ્યો હતો ઉલ્લાસપૂર્ણ અભાવ.

**નસીમ** એક તરૂણી હતી લતાની જેમ કોમળ અને ચપલા સમાન ચંચળ. યૌવન હેના અંગ-પ્રત્યંગથી ઉભરાઈ જતુ હતું અને હૃદયમાં ઉછળી રહ્યો હતો ઉન્માદ...

અઝીઝ હતો શ્રીમંત જાગીરદારનો પુત્ર. **નસીમ** હતી મશહુર તવાયફની પુત્રી. ભાવિમા થનાર પ્રસિદ્ધ નર્તકી.

° ° °

**યૌવનની** તરંગોમાં ગોતો ખાતો અઝીઝ અલીગંજની સડક પરથી પસાર થઈ રહ્યો હતો. પોતાની અટારીમાં બેઠી હતી રૂપ ગર્વીતા **નસીમ.** એક ચંચળ હૃદયને છુપાવી.

અઝીઝે નસીમને જોઇ, હૃદયના તે અભાવે જાગૃત થઇ કહ્યુઃ—"હું હમનેજ શોધી રહ્યો હતો." નસીમની નઝર અઝીઝ પર પડી. હેના હૃદયનો ઉન્માદ બોલી ઉઠ્યોઃ— "મ્હને હમારાથીજ શાન્તી મળશે."

° ° °

**નસીમ** હવે વેશ્યા ન હતી. તે હતી એક વિલાસી જાગીરદારની આરાધ્ય દેવી. અને અઝીઝ વાસનાની ઝંઝીરોમાં જકડાયલો નસીમનો પ્રેમોપાસક.

(૨)

હજી થઇ કાલની વાત છે, જ્યારે અઝીઝ અને નસીમની આંખો ચાર થઇ હતી અને હેમાં એક આકર્ષણ ઉત્પન્ન થયું હતું. નસીમના પ્રેમમાં વિહ્વળ થઇ અઝીઝે પોતાનું સર્વસ્વ ખોઈ દીધું-કુરબાન કરી દીધું અને નસીમ હેના પાછળ ખોવાઇ ગઇ. એ પછી બન્ને પ્રેમ-પાશમાં બંધાઈ ગયા. પ્રેમ! હા, પ્રેમ અસ્થિર અને વાસનામય.

કેમકે...થોડાક મહિનામાં અઝીઝનું સુખ સમાપ્ત થવાનું હતું. શરાબ અને વિલાસીતાએ હેના ધનનું સર્વનાશ કરી દીધું. જેમ કુવાસનાઓ મનની સ્થિરતાનો નાશ કરે છે. ગામ વેચાઇ ગયું, મકાન વેચાઈ ગયાં. શરીરનું સૌન્દર્ય નષ્ટ થઈ ગયું હતું. સ્વાસ્થ્ય તો સદાના માટે વિદાય થઈ ગયું હતું અને હવે શીતળાની માંદગીએ હેની આંખો પણ હેનાથી છીનવી લીધી.

હવે તે એક યુવક હતો, લેકિન દુર્બલ કુરૂપ અને નેત્રહીન; પણ હેના અંતરાત્મામાં પ્રવેશેલ તે અભાવ અધિક જાગીને બોલી ઉઠતોઃ-"હું હનેજ શોધી રહ્યો હતો નસીમ! આંખો આંધળી છે બલાથી, હને મેળવીને મ્હારા હૃદયમાં પ્રકાશ ઝગમગે છે." પણ નસીમને હવે કાંઇ આકર્ષણનું ભાન ન હતું.

હે અઝીઝના બલિદાનને ભૂલવા લાગી. હેના ઉન્માદે કહ્યુંઃ—

"નહીં નહીં મ્હને હમારાથી શાન્તિ મળતી નથી અઝીઝ!"

પ્રેમનો રંગ કપૂરની પેઠે ઉડવા લાગ્યો, પ્રેમ! હાં પ્રેમ—અસ્થિર અને વાસનામય!

(૩)

આંધળો અઝીઝ એક દિવસ પ્રાતઃકાળે

જ્યારે તારલાઓ ડુબી રહ્યા હતા ઉઠી બેઠો. પોકારી ઉઠયો:—

"નસીમ!" હેનો અવાજ શૂન્યમાં વિલીન થઈ ગયો. કંઈક પળો વીતી. હેણે ફરી પોકાર્યું:- "નસીમ! મ્હારી નસીમ ક્યાં છે તું?" કંઇ જવાબ ન મળ્યો. હે ગભરાઇ ગયો. કેટલાએ કલાકો વીતી ગયા. દિવસની ઉષ્ણતા વધવા લાગી. અઝીઝના શરીર પર સૂર્યના ગરમ કિરણો પડવા લાગ્યાં "અરે! ક્યાં ગઈ તે? નસીમ! નસીમ!" અને આંધળા અઝીઝે ઘરનો ખુણે ખુણો શોધી નાંખ્યો પણ નસીમ ન મળી તે ન મળી. બપોર થઈ. સંધ્યા પણ થઈ પણ તે ન આવી. "નસીમ નસીમ" પોકારતો અઝીઝ ખાધા પીધા વિના પોતાના ફાટેલ બિછાના પર સુઈ ગયો. જરા આંખ લાગી. વીતેલા જીવનના સુખદ દ્રશ્ય હેના મગજમાં ઘુમવા લાગ્યાં. "હે તરૂણ અઝીઝ. સુંદર, સુગઠીન, રૂષ્ટ, પુષ્ટ, આંખોમાં મસ્તી, દિલમાં ખુમાર, નસીમથી ચાર આંખો થાય છે, તે નસીમને પોતાની છાતી સરસ ચાંપી દે છે, તેજ સમયે તોફાન ફાટી નિકળે છે. પૃથ્વી-આકાશ હાલી જાય છે. તોફાન અને વિજળીના કડાકાઓથી દિલ ધ્રુજી ઉઠે છે. અઝીઝ નિહાળે છે બિન્દુઓ પડયા અને પાણી વરસવું શરૂ થઇ ગયું. ભીષણ વાવાઝોડું આવી ગયું અને હેના સુખની ભવ્ય મહેલાત જળવૃષ્ટિમાં વહી જઇ રહી છે. હેનુ ધન, વૈભવ, સર્વનાશનું મદમસ્ત પવન ઉડાવી લઈ જઈ રહ્યો છે. હેનું સૌન્દર્ય ધોવાઈ ગયુ. હેનું યૌવન મટી ગયુ. હેને અનુભવ થઇ ગયો કે હે હવે દુર્બળ હતો, અસહાય હતો, કુરૂપ હતો, અને નેત્રહીન........

હેણે સાંભળ્યું નસીમ કહી રહી છે:— "મ્હને ત્હમારાથી શાન્તિ નહીં મળશે અઝીઝ. ત્હમારાથી પ્રેમની કલ્પના કરવી-ઉફ!" અઝીઝની આંખોથી તિરસ્કારના ચિનગારીઓ નીકળવા લાગી. અઝીઝ ચાલ્યો, "નસીમ!" "નસીમ!" પોકારતો અને તે હેનાથી દૂર દૂર ન્હાસતી ગઇ. એક વૃક્ષની ઠોકર ખાઇ પડી ગયો. હેના હૃદયમાં હવે અભાવ ન હતો.

અઝીઝને આજે પ્રથમ જણાયું કે એક સ્વપ્નું હતું. આંખ ખુલી તો કંઈ નહીં, એક છાયા હતી. જ્યારે શોધ કરી તો કંઈ નહીં, હેને પ્રતીત થયું કોઇ પોતાના કોમળ હાથોથી હેના શરીરને સ્પર્શ કરતાં હેને શાન્તિથી નિદ્રાધીન કરવા ગાઇ રહ્યું છેઃ—

"યહ માયા આની જાની હય,
યહ માયા આની જાની હય
યહ દુનિયા રામ કહાની હય."

o o o

સ્વપ્ન તૂટી ગયું, અઝીઝ પોતાના ફાટેલ બિછાના પર પડયો હતો. સૂર્યની સોનેરી કિરણો હેના શરીર પર નાચી રહી હતી. પોતાની આંધળી આંખોને બંધ કરતાં ગણગણવા લાગ્યો:-

"યહ માયા આની જાની હય
યહ દુનિયા રામ કહાની હય."

o o o

એક દિવસ લોકોએ જોયું. આંધળો અઝીઝ ક્યાંક ચાલ્યો ગયો.

(૪)

પાપના બજારમાં રૂપનો સોદો વેચાઇ ચૂકયો હતો. એક દિવસ નસીમે પોતાના અઝીઝનો તિરસ્કાર કર્યો હતો. આજે સમસ્ત સંસાર હેને ઘૃણાથી જોઇ રહ્યો હતો, ન તે રૂપ લાવણ્ય છે ન યૌવન. જીવીકા ઉપાર્જનના સાધન સમાપ્ત થઈ ચૂકયા હતા ભોગ-વિલાસની સામગ્રીઓ દૂર થઇ ચુકી હતી. કાળી અંધકારમય કોટડીમાં દિપકના મંદ પ્રકાશમાં બેસીને તે જીવનની જટિલ ગુંચોને ઉકલી રહી હતી. અલીગંજની ઘટના હેને સારી પેઠે યાદ હતી. હે જાણતી હતી કે હેણે અઝીઝ સાથે જે કર્યું છે, હેનો પશ્ચાતાપ કરવો પડશે. હે કેટલીએ વાર દોડી

દોડીને મ્હેના પુરાણા નિવાસ સ્થાન પર ગઇ હતી, પોતાના હૃદયમાં પાપને પ્રાયશ્ચીતના આંસુઓથી ધોઇ નાંખવા માટે. પણ તે સ્થાન પર કંઇક કાંટાળી ઝાડીઓની આસપાસ કંઇ ન મળ્યું હતું. તેણે વસ્તીનો ખુણેખુણો શોધી નાંખ્યો. પણ અઝીઝને શોધી ન શકી.

અડધી રાત્રી વિતી ચુકી હતી, પણ મ્હેની આંખોમાં નિંદ્રા ન હતી. જે પોતાના વીતેલ પાપમય જીવન પર આંસુ સારી રહી હતી. અચાનક કોઇનો દર્દ પૂર્ણ અવાઝ વાયુ મંડળ પર છવાઇ ગયો. જાણે મ્હેનુ વેદના પૂર્ણ જીવન, મ્હેનો સંસાર પ્રત્યેનો કડવો અનુભવ, સંગીતનુ રૂપ ધારણ કરી તે ભયાનક રાત્રીના પરદા પર નાચી રહ્યો હતો.

"યહ માયા આની જાની હય;
યહ દુનિયા રામ કહાની હય;
યહ જીવન બહતા પાની હય."

નસીમ અધીરી થઇ ગઇ. "આ પરિચીત સ્વર આ હાર્દિક ભાવનાઓને પ્રગટ કરનાર શબ્દ! અને આ મ્હારી જીવન કથા કહેનારૂં સંગીત! શું આ અઝીઝ છે?" તે કોટડીનું દ્વાર ખોલી સડક પર આવી, પણ ગાનાર ન હતો. કર્ણોમાં સંગીતની લય હતી અને આંખો આગળ ભયાનક અંધકાર. નસીમ ફરીને પોતાની કોટડીમાં ન ગઇ-ન-ગઇ.

સરજૂના તટપર વસાયલા મોતીપુર ગામના લોકો રાત્રીની શુન્યતામાં સાંભળતા હતા સ્ત્રી-પુરૂષનું સાથે સંગીત—

"યહ માયા આની જાની હય.
યહ દુનિયા રામ કહાની હય
યહ જીવન બહતા પાની હય.
યહ માયા આની જાની હય"

લેકિન કોઇએ મ્હેમને જોયા ન હતા

એક દિવસે પ્રાતઃકાળે જ્યારે સૂર્યની સોનેરી કિરણો સરજૂની લહરો પર ચળકી રહી હતી, લોકોએ જોયુ, અઝીઝ અને નસીમના મૃત દેહ પાણી પર તરી રહ્યા છે. અને સાભળ્યું તે પૂર્વ પરિચીત સંગીતને વાયુ મંડળમાં લહેરાતાં...

હજીએ રાત્રીની શુન્યતામાં તેજ સંગીત શુન્ય વાયુ મંડળમાં સમીરની લેહરીઓ પર નૃત્ય કરે છે........

---

# વ્યવહારના ત્રાજવે તોળેલી કેટલીક વ્યાખ્યાઓ

મુહમ્મદ ઉસ્માન ખત્રી : જુનાગઢ.

**કોલેજ શિક્ષણ** એટલે આદર્શમાંથી શ્રદ્ધા ઉડાડી દઇ યુવાનોને વિલાસુ બનાવવાનો ખર્ચાળ પ્રયોગ.

**શિક્ષક** સમાજરૂપી બાગનો અવગણાતો માળી.

**પશ્ચિમનું રાજકરણ** એટલે વરવૃત્તિ.

**પૈસા** એટલે ગરીબનું પેટ ભરનાર, શાહુકારની ઇજ્જત વધારનાર અને રાજાની સત્તા ટકાવી રાખનાર શક્તિ.

**કુશળ અમલદારી** એટલે સેવાભાવી સ્વાર્થ.

**આજની સમાજ વ્યવસ્થા** એટલે અન્ન પકવે તે ભૂખ્યો રહે, વસ્ત્ર વણે તે નાગો ફરે: કડીયાને નહિ ઘરનું ઘર, મૂડીવાળો સહુનો સર.

**શિષ્ટાચાર** એટલે સહજ સ્વભાવનો અનાદર, અને કૃત્રિમતાનો અતિરેક !

**બગાસું** એટલે સામાની વાતમાં રસ પડતો ન હોય ત્યારે વાત બંધ કરવા માટે અપાતું સિગ્નલ.

**સાહિત્ય** એટલે અસામાન્ય શબ્દ કે અર્થનો જથ્થો.

**વિવેચન કળા** એટલે જો...તો, છતાં, પરંતુ, જોકે...પણ, વગેરે શબ્દોનો મોહક ઉપયોગ.

**સફળ વિવેચક** એટલે પહેલાંથી ગણતરી કરીને ત્રણ ગુણ, બે અવગુણ છેવટે ઠીક નહિ અને અઠીક નહિ એમ કહી લેખક કરતાં પોતે વધારે ડાહ્યો છે એમ ફલીતાર્થ લાવનાર.

**ધર્મ** એટલે વારસામાં મળેલી એક વસ્તુ.

**કવિ** એટલે સમાજકુસુમનો માદક તંતુ.

**જાહેર નિશાળ** એટલે દશ એકડા પહેલા બાળકને વીશ ગાળો શીખવતી સંસ્થા.

**મફત વાંચનાલય** એટલે નવરાઓ માટે વખત પસાર કરવાનું ફરનિચરવાળું મકાન.

**મુસાફરીમાં સાથે છાપું** એટલે પોતે કળવાયેલ સમજદાર જેન્ટલમેન હોવાની જાહેરાત.

**હાથે હજામત** એટલે કરકસરની કરકસર, ફેશનની ફેશન અને સુધારાનો સુધારો.

**જાહેરમત** એટલે સૌથી પહેલાં જાહેરાત પામેલો અને લોકોએ માની લીધેલો મત, જે પાછળથી બદલાતો નથી.

---

"રામુને પણ પૂછ્યું ? નવા જમાનાના છોકરા છે ભાઈ."

"પૂછવાનું શું હોય ? હું એક ચીઠ્ઠી લખાવી મોકલી દઈશ—"

"હાં, આ ઠીક છે"

બંને એક બીજાને સંપૂર્ણ રીતે સમજી ચૂક્યાં છે. એકમેકની જોડે વાત કરવાનો સમય જ વધુ નથી આવતો. બંનેના વિચારો એક થઇ ગયા છે. છોકરાઓને પરણાવવાના છે. ત્યારે છોકરીઓને સાસરેથી ઘેર બોલાવવાની છે. બાળકોના કપડાં સીવાડવાના છે. અને બીજે ઠેકાણે ભેટ સોગાદ મોકલવી છે.

સમુદ્ર પાસે નદી આવી ગઇ. સમુદ્રના પાણીમાં પણ એનું પાણી જુદું માલમ પડી આવતું હાં...પરંતુ આખરે પાણી તો એકજ છે.

---

# ◎ સેન્સરની મદદે સાયન્સ ◎

● લડાઇના વખતમાં સેન્સરને સપાટે
ચઢતા જાસુસોના પત્રો વિષે રસીલી માહિતી ●

● લેખકઃ-ઈબ્રાહીમ હાજી મહમ્મદ મીસ્ત્રી ●

સેન્સરના સપાટામાં આવતા જાસુસોના પત્રો વિષેની સામાન્ય પ્રજાજનોને માહિતી હોતી નથી. આથી લડાઇના વખતમાં સેન્સરશીપ કેવો અગત્યનો ભાગ ભજવે છે, તેનો અહીં આછો ખ્યાલ આપવામાં આવ્યો છે.

સેન્સર તરીકે સ્ત્રીઓ કૈંક વધારે કાર્યકુશળ હોય છે. બૈરાંની જાત વહેમી એટલે તેઓને દરેક ચીજમાં ગંધ આવ્યા વગર રહે નહિ. સેન્સર માટે કેમેરા અને કિરણો અતિ ઉપયોગી સાધનો થઇ પડે છે. આ સાધનોની મદદથી તે "અદ્રશ્ય લખાણો" વાંચી શકે છે.

ગણિત પણ સેન્સરશીપમાં ઠીક ભાગ ભજવી શકે એ વાત અનેકોને અજાયબી સમાન લાગશે. અલબત્ત, ગણિત અને સેન્સરશીપ વચ્ચે ઘણો દૂરનો સંબંધ છે એટલે બાહોશ ગણિતશાસ્ત્રીઓ રોકવા બીનજરૂરી છે; પરંતુ ગણિતની મદદથી અતિ ગુંચવણભર્યા "કોડ" (Code)નો સહેલાઇથી ઉકેલ થઇ શકે છે. આનો એક દાખલો અત્રે આપવો બસ થશે.

એક જાસુસ પોતાના પત્રમાં લખે છે કે, "અમારી બિલાડીએ પાંચ બચ્ચાંને હમણાં જન્મ આપ્યો છે" આ બાબત તદ્દન સાધારણ લાગે છે. પત્ર લખનારને બિલાડી ઉપર બેહદ પ્યાર હશે, એટલે એ વાતનો પણ એણે પત્રમાં નિર્દેશ કર્યો હશે, એવું આપણે અનુમાન કરી લઇએ; પણ સેન્સરને આ આંકડા વહેમમાં નાંખી દે છે. એ પોતાનું ભેજું લડાવે છે. એ એવા અનુમાન પર આવે છે કે, જો પત્ર લખનાર કોઇ બાગની નિકટમાં રહેતો હોય તો તેણે આ પંચ બિલાડીનાં બચ્ચાં "પાંચ જહાજો" માટે લખ્યાં હશે. પરિણામે "શકમંદ પત્ર વહેવાર"ના લીસ્ટમાં આ પત્રની હકીકતની નોંધ લેવામાં આવે છે.

બનવા જોગ છે કે, આ માણસ બીજા પત્રમાં પણ આ બિલાડીનાં બચ્ચાં વિષે કશી વિગત લખે, સેન્સરનો વહેમ મજબુત બને અને એ માણસની હીલચાલ પર નજર રાખવામાં આવે. એ વાતની તપાસ થશે કે, એ માણસ પાસે બિલાડીનાં બચ્ચાં છે કે નહિ? એની પાસે બિલાડી જ નહિ હોવાનું માલમ પડે તો એ મામલો પોલીસને સુપ્રત થાય.

જાસુસોને અવારનવાર 'કોડ' બોલીનો ઉપયોગ કરવો પડતો હોવાથી તેઓ મોડા યા વહેલા સેન્સરના સપાટામાં સપડાઇ જાય છે. આવા ધાસ્તીભર્યા આસામીઓની કેટલાક મહિનાઓ સુધી ધરપકડ થતી નથી અને જ્યારે તેને ગિરફતાર કરવામાં આવે છે, ત્યારે તેની સાથે આખી જાસુસ ટોળકી સપડાય છે.

એક "એજન્ટ" બચ્ચાંના હાથે લખાયેલા હોય તેવા પત્રોનો ઉપયોગ કર્યો હતો. એ પત્રમાંના અક્ષરો ખરાબ અને ચીતરામણ જેવા હતા. કેટલાક કાગળોમાં પ્રાણીઓનાં નાના નાના ચિત્રો હતાં.

આ ચિત્રો ઉકલાવીને જોતાં તે નકશા માલમ પડયા હતા! આ તપાસમાં માલમ પડયું કે, એ "એજન્ટ"ને ત્યાં કોઇ બાળક હતુંજ નહિ.

"દુશ્મનોના એજન્ટો"ના પત્રો સેન્સરના સપાટામાંથી આબાદ સરકી જાય તો તે કેટલી ભયંકર ખાનાખરાબીનું કારણ બને, તેની કલ્પના કરવી મુશ્કેલ નથી. એજ કારણે લડાઇના વખતમાં કડકમાં કડક સેન્સર બેસાડવામાં આવે છે.

---

# મુસ્લિમોનો કવિત્યમય ઇતિહાસ.

જનાબ 'આઝાદ'
તરફથી 'મળેલું.'

મુસલમાનો કવિતાના ખોળામાં ઉછરી મોટા થયા છે. મુસ્લિમોની રગેરગમાંથી કવિતાના સૂર નીકળે છે. મુસ્લિમોના ઇતિહાસથી કવિતાનો ઇતિહાસ અલગ પાડી શકાતો નથી; કેમકે મુસલમાનોમાં કવિતાનો પ્રચાર તેમના આરંભ કાળથી છે. અરબમાં એટલા કવિઓ થયા જેની ગણના કરવી મુશ્કિલ છે અને તેટલા સંસારની કોઈ પણ જાતીનાં ભાગ્યેજ થયા હશે. ફારસ (ઇરાન)તો કવિતાની ક્રિડા ભૂમિ છે. ફારસી જેવી મધુર ભાષા સંસારમાં અજોડ રહેશે; તેવીજ તેની કવિતા પણ અમૃતની તરંગીણી રહેશે; ફારસીમાં સર્વ રસોની કવિતા છે. ઉર્દૂના શરીરમાં ફારસીનોજ પ્રાણ નાચી રહ્યો છે. પ્રકૃતિએ મુસલમાનોમા એવા ઉચ્ચતમ કવિઓ ઉત્પન્ન કરી દીધા જેઓની ગણના સંસારના શિરોમણી કવિઓ સાથે થાય છે. મુસલમાનો અરબથી નીકળીને જ્યાં જ્યાં ગયા; ત્યાં ત્યાં પોતાના "મુશાયરા" સાથે લઇ ગયા, અને તેમણે કવિતાને પોતાના દૈનિક જીવનનું એક અંગ બનાવી રાખ્યું.

કવિતાની ગણના કળામાં થાય છે. આ કળા પ્રકૃતિનું દાન છે. આ કળા પ્રકૃતિની તે આંગળી છે જે પ્રકૃતિના ખંડના પડદા ખોલે છે. મનુષ્યને આ કળા માટે ગર્વ કરવો જોઇએ નહીં, કેમકે આ તેના વશની વસ્તુ નથી. જેને પ્રકૃતિ આપે છે તેજ એને મેળવે છે. પ્રત્યેક સમાજને પ્રકૃતિ એવી થોડીજ વ્યક્તિ આપે છે, જેના હાથમા કવિતાની મશાલ હોય છે અને જેઓ સમાજને તે દ્વારા માર્ગદર્શક બને છે. દરેક જણ "દાગ," "ગાલિબ," "શેખસાદી," "હાફિઝ," "ઇકબાલ," "જૌહર," કાલીદાસ અને શેક્સપીયર બની શકતા નથી.

કવિતા એક એવી કળા છે જે માત્ર મનોરંજક નહીં પણ અત્યંત ઉપયોગી છે. ચિત્રકળા. શિલ્પકળામાં મનોરંજનનો અંશ તેની ઉપયોગીતાથી વધુ છે. સંગીતકળામાં પણ મનોરંજનની ઉપયોગીતા સમાયલી છે, પણ કવિતાની કળા, મનોરંજન સાથે મનુષ્યને માનવતાના ખરાં દર્શન કરાવે છે. કવિતાથી એવા પુરૂષ ઘડાય છે જેનો ઇતિહાસ લખાય છે. કવિતા ભક્તોને ભગવાનની, મનુષ્યને કર્તવ્યની. ખેતી કરતા કિસાનને ગૃહસ્થીની, સમસ્ત સંસારમાં પરસ્પર સહકારને બંધુત્વની પ્રેરણા આપે છે. અન્ય કળામાં આ ખૂબીઓ નથી.

કોઇ પણ કળાને તેની ઉપયોગીતાથી અલગ કરી શકાય નહીં. 'કળામાં કંઇક ઉપયોગી હોવાથીજ મનુષ્ય તેની તરફ આકર્ષિત થાય છે, માત્ર મનોરંજન પણ કળાની ઉપયોગીતા છે. દરેક વસ્તુને કળાની દ્રષ્ટિએ નિરખી તેમાંથી કળા શોધી કાઢવી, એજ મનુષ્ય ધર્મ છે. દાખલા તરીકે શિલ્પીએ બનાવેલી એક મૂર્તીમાં આપણે જોવું જોઇએ કે શિલ્પ ચાતુર્ય કેટલું છે? અર્થાંત કળાને કળાની દ્રષ્ટિએજ જોવું જોઇએ. કળાની દ્રષ્ટિએ સઘળાં પુષ્પો સુંદર હોય છે. પણ જેમાં સૌન્દર્યની સાથે સુગંધ પણ છે, તેજ વિશેષ આદરને પાત્ર છે. એજ સ્થિતિ કવિતાની કળાની પણ છે. જે કવિતાથી મનુષ્યનું મનરંજન થાય, મગજ અને

હૃદય પર સારો પ્રભાવ પડે તો તેજ મંતૃણ માટે લાભદાયક છે.

આ ફૂળાના રંગ ગુર્જર ગિરામાં મુસ્લિમ પ્રયાસોથી ફુલીને ફાલી રહ્યા છે. અને તે ગઝલના રૂપમાં.

બાલાશંકર કંથારીયા, કલાપી, કવિ ન્હાનાલાલ, કવિ ખબરદાર, બોટાદકર, અમૃત કેશવ નાયક, મણીલાલ, કાંત, રંજુર, દીવાના, પરિમલથીએ બે ડગલાં આગળ, આજની ગુજરાતી ગઝલો વધુ શાસ્ત્રીય થતી જોવામાં આવે છે. ઉર્દૂમાં જેટલો રસ મુશાયરાઓ ધરાવે છે અને આનંદ સાંપડે છે તેટલોજ રસ અને આનંદ આજે ગુર્જર સાહિત્ય રસિકો આવા ગુજરાતી સમ્મેલનો દ્વારા અનુભવી રહ્યા છે. અને આથીજ મુશાયરાઓનો શોખ દિનપ્રતિદિન વધતો જોવામાં આવે છે.

ઉર્દૂની કવિતાઓમાંથી હવે સાકી, શરાબ, ગુલ-બુલબુલ સૈયાદ, કાતિલ, બિસ્મિલ દૂર થતા જાય છે. જ્યાં આપણી ગઝલોમાંથી હજી એ બિચારાઓને મુક્તિ નથી મળી. મારો અલ્પ મત છે કે આપણી કવિતાના પ્રવાહને હવે ફેરવવો જોઇએ. પ્રેમ-રંગે રંગાયલી ગઝલોથી દેશ અને સમાજના પ્રેમથી ઓતપ્રોત ગઝલો, ગ્રામ્યવાદ, પ્રભુપ્રેમથી નિતરતી કવિતાઓ માનવ જીવનને વધુ ઉપયોગી છે. એમાં તો શંકાને સ્થાન નથી. કવિના પ્રેમીને પંપાળી શકે છે; તેથી વધુ તે સમાજ સુધારણાને મદદ કરી શકે છે. તેઓએ વધુ દેશ દાઝને ઉશ્કેરી શકે છે. કાયરને વીર બનાવી શકે છે. આજે જમાનો બદલાયો છે માત્ર મનરંજન અર્થેની કાવ્યપ્રસાદી કરતાં આજના કવિઓએ દેશ અને સમાજને ઉપયોગી નિવડે એવી કવિતાઓ રજૂ કરવી જોઇએ એવી કવિતાઓ અમર રહે છે તેની સાથે કવિઓ પણ.

'ઈકબાલ'ના 'બાંગે દરા' જુઓ, પાને પાને અનોખા કાવ્યનાં દર્શન થશે 'શિકવા' અને 'જવાબે શિકવા'થી ઈકબાલે સિદ્ધ કર્યું છે કે કાવ્યના માત્ર પ્રેમરંગી કલ્પનાઓથી રચાની નથી. તેના માટે અનોખી વિચાર સરણીની આવશ્યકતા છેઃ—

જવાબે શિકવાની અંતિમ પંક્તિઓ છે.

"અકલ હય તેરી સિપર ઈશ્ક હય શમશીર તેરી,
મેરે દરવેશ ખિલાફત હય જહાંગીર તેરી,
માસિવા અલ્લાહકે લીયે આગ હય તકબીર તેરી,
તૂ મુસલમાં હો તો તકદીર હય તદબીર તેરી,
કી મુહમ્મદ સે વફા તૂને તો હમ તેરે હંય;
યે જહાં ચીઝ હય કયા લોહો કલમ તેરે હંય."

× × ×

ઈશ્વર તરફથી કવિને આ જવાબ અપાયો છે. અને શિકવામા કવિ ફરીયાદ કરતાં કહે છે.

"કૌનસી કૌમ ફકત તેરી તલબગાર હુઈ?
ઔર તેરે લીયે ઝહમત કશી પૈકાર હુઈ?
કિસકી શમશીર જહાંગીર જહાંદાર હુઈ?
કિસકી તકબીરસે દુનિયા તેરી બેદાર હુઈ?
કિસકી હયબતસે સનમ સહમે હુએ રહેતે થે?
મુંહકે બલ ગિરકે હુવલ્લાહો અહદ કહેતે થે.'

× × ×

મૌલાના "હાલી"ની કૌમી દર્દથી પરિપૂર્ણ કવિતાઓ પણ કૌમને સત્ય પંથે દોરવવામાં ઠીક મદદરૂપ થઈ છે. અને તેથી એ વધુ ભારતના બહાદુર મૌલાના મુહમ્મદ અલી 'જૌહર'ની કવિતાઓની આ પંક્તિઓ

"કત્લે હુસેન અસલમેં મર્ગે યઝીદ હય,
ઈસ્લામ ઝિન્દા હોતા હય હર કરબલાકે બાદ."
"લઝ્ઝત હનોઝ માઈદએ ઈશ્કમેં નહીં,
આતા હય લુત્ફ જુર્મે તમન્ના સઝા કે બાદ.
કત્લે હુસયન અસલમેં મર્ગે યઝીદ હય,
ઈસ્લામ ઝિન્દા હોતા હય હર કરબલાકે બાદ."

× × ×

આજે પેગલા પેગલીની ઈશ્ક-પ્રેમની રંગીલી ગઝલોની સમાજને જરૂર નથી...... સમાજમાં નવી રૂહ ફૂંકવા આજે અંગાર ઝરતા કાવ્યોની જરૂર છે. જેનું ઉદાહરણ ઈકબાલની ઉપરોક્ત પંક્તિઓ પૂરૂં પાડે છે. ગુજરાતના મુસ્લિમ કવિઓ પાસેથી વાંચીને વિસરાઈ જવાય એવું નહીં કિન્તુ વાંચીને જીગરમાં જડાઈ જાય, 'અમર' રહે એવુ કલામ હું માંગું છું ..એક મિત્રે ખુલ્લા દિલે સ્વીકાર્યું છે કે, "મેં જ્યારે શાંત ચિત્તે મ્હારી કવિતાઓ પર નઝર કરી ત્યારે, હાલમાં બંધ થએલા શરાબખાનાઓથી વધુ તેની કીંમત ન જણાઈ."

# અરબી પરોણાગત

[ અનુવાદક : સીરતી ]

ખજૂરના એક ખુશનુમા બાગમાં મક્કાનો શરીફ કેટલાક શેખો સંઘાતે બેઠો કહવો પી રહ્યો હતો. શરીફનો જ્યેષ્ઠ પુત્ર બાપની સામે અદબ પૂર્વક બેઠો હતો.

શરીફની આ મેહફિલમાં ઘોડાઓ વિષે વાતો ચાલતી હતી. શરીફના અસ્તબલમાં સેંકડો અરબી અને તૂર્કી ઘોડા મૌજૂદ હતા. શરીફને ઘોડેસ્વારીનો બેહદ શોક હતો. અરબસ્તાન, ઇરાક અને અન્ય દેશોના જાતવંત અશ્વો ખરીદવા પાછળ તે અઢળક નાણાં ખર્ચતો હતો અશ્વોની સંભાળનું કામ તેણે પોતાના જ્યેષ્ઠ પુત્રને સ્વાધીન કર્યું હતું. જે ઘોડેસ્વારીમાં ભારે નિપૂણ હતો.

કહવાનો એક દૌર ચાલી ચુકયો હતો. બીજો દૌર શરૂ થનારજ હતો, એટલામાં એક આધેડ વયનો બદૂ ઘોડેસ્વાર ત્યાં આવી ઉતર્યો. તેણે કાળા રંગની ઠેકઠેકાણેથી ફાટેલી અબા પહેરેલી હતી. ઘોડા પરથી ઉતરી તેણે પોતાના હાથમાંનો લાંબો નેઝો જમીનમાં ખોસી દીધો. તેમાં લગામ ભેરવી કહવાની મજલિસમાં શામિલ થવાના હેતુથી તે નજીક આવ્યો. અને અત્યંત બેબાકી પૂર્વક—જેમાં અરબી સ્વાતંત્ર્ય અને વીરતાની શાન ટપકતી હતી.—બુલંદ આવાજે બોલ્યો:

"અસ્સલામુઅલયકુમ !"

"વઅલયકુમુસ્સલામ વ રહમતુલ્લાહ"ની કેટલીક આવાજો એક સાથે વાતાવરણમાં ગૂંજી ઊઠી. બદૂને આવકાર આપવામાં આવ્યો. બદૂ રૂમી ગાલીચાના છેડાને ઉલટાવી ઝમીન પર બેસી ગયો. સામાન્ય શિષ્ટાચાર પછી કહવાની પ્યાલી તેની સામે ધરવામાં આવી. ત્યારબાદ શરીફે પૂછ્યું:

"કહો, કેમ આવવુ થયુ !"

બદૂએ પોતાના નેઝા સાથે બાંધેલા ઘોડાની તરફ ઇશારો કરતાં ઉત્તર આપ્યો.

"આને વેચવા આવ્યો છું. આપને જાતવંત જાનવરો પ્રત્યે દિલચસ્પી છે. પસંદ પડે તો ખરીદી લો.

શરીફે ઘોડા તરફ આછી નજર ફેંકતાં પૂછ્યું:—

"શું લેશો !"

"મ્હને પાંચસો રૂપીઆની ઝુરૂરત છે"

'પણ જાનવર એટલાનુ નથી. હું અઢીસોથી વધુ આપી શકું એમ નથી."

"એટલામાં મ્હારે આપવો નથી."

બદૂ કંઇક તિરસ્કારપૂર્વક બોલ્યો અને તુર્ત સલામ કરી રૂખ્સત થઈ ગયો. થોડીકવાર સુધી ખામોશી પથરાયલી રહી, પછી એક અતિ વૃદ્ધ અરબ બોલ્યો:—

"ગઝબ કર્યો શરીફ આપે ! એ ઘોડો કઇ નસલનો છે એ તમો જાણો છો ? એ તે ઘોડો છે જેના એક વછેરા ઉપર બની હાશિમ અને બની ઉમૈયા વચ્ચે લાંબા સમય લગી ખૂંખાર જંગ ચાલી હતી. સમસ્ત અરબસ્તાનમાં એના જેવો ઉત્તમ નસલનો ઘોડો મળી શકે એમ નથી, પાંચસો રૂપીઆમાં એની કેશવાલીના બે બાલ પણ સસ્તા છે."

શરીફ સ્વસ્થ થઈ બેઠો, અને વયોવૃદ્ધ અરબ તરફ ફરી તેણે કહ્યું:

"આપે ત્યારે મ્હને કેમ ન કહ્યું !"

"ઘોડાની જાત વિષે આપને માહિતી હશે એમ હું માનતો હતો. તેણે અઢીસોમાં આપવા ના પાડી એટલે આપ વધુ કીંમત આપશો એમ હું સમજ્યો, પરંતુ આપ તે માટે તત્પર જણાયા નહિ. બદ્દૂ કીંમત સાંભળી તુર્ત જ ઊઠીને ચાલતો થયો, પાછળ ફરીને પણ ન જોયું: ત્યારે મ્હને ભાન થયું કે આપ ઘોડાની નસલ પારખી શકવામાં નિષ્ફળ ગયા છો. હવે હું આપને ન જણાવું તો એક સારી વસ્તુ હાથથી જતી રહેશે. તે કયા ગામનો રહેવાસી હતો તે પણ આપણે જાણતા નથી."

"તેને ખોળી કાઢવો એ કોઈ મોટી વાત નથી, કયાંક કોઈની દુકાને ચા પીતો મળી આવશે."

શરીફે મક્કાના તમામ બાઝારો અને સરામાં તપાસ કરાવી પરંતુ બદ્દૂનો પત્તો લાગ્યો નહિ. શહેરના એક દરવાઝા પર માહિતી મળી કે થોડાક કલાક પૂર્વે એક બદ્દૂસ્વાર અહિંઆથી પસાર થયો છે.

શરીફને આ સમાચારથી ભારે સદમો થયો. તેણે પોતાના ન્હાના ભાઈ અબ્દુર્રહમાન બિન અબ્દુલ્લાહને તેડવી કહ્યું:—

"તમો બદ્દૂ કબીલાઓથી સારી પેઠે વાકિફ છો. સવારે સૂર્યોદય પહેલાં ચાલ્યા જાઓ અને જે કીંમતે ઘોડો મળે તે કીંમતે ખરીદી લાવો પછી ભલેને બમણી કીંમત કેમ ન આપવી પડે"

રહમાને સવારની નમાઝ હરમ શરીફમાં અદા કરી અને પોતાના કુમેદ રંગના ઘોડા પર સ્વાર થઈ બદ્દૂની શોધમાં નીકળી પડ્યો.

સૂર્યોદય થયાને કલાક ઉપર થઈ ગયો હતો. આ સમય ઘોડાઓને પાણી પાવાનો હતો. બદવી કોમના બાળકોને આ કામ માટે દસ બાર માઈલ આગે જવું પડતું હતું. તેઓ પોત-પોતાના અશ્વોને પાણી પાવા માટે જઈ રહ્યા હતા ત્યાં માર્ગમાં રહમાને તેમની કનેથી પેલા બદ્દૂ વિષે માહિતી મેળવી લીધી.

વૃક્ષોના ઝુંડમાં ખજૂરની ચટાઈથી બનાવેલી એક ઝુંપડી હતી. ત્યાં ગઈકાલવાળો પેલો બદ્દૂ અહમદ બિન ઉમર રહેતો હતો. રહમાને દરવાજા પાસે આવી હાક મારી:

"યા અખી!...બહાર પધારો."

અહમદ બિન ઉમર તુર્તજ ઘરની બહાર નીકળી આવ્યો. પોતાના આંગણે મહેમાનને આવેલો જોઈ તેણે 'મર્હબા! મર્હબા!' કહી તેને સત્કાર્યો. સામાન્ય શિષ્ટાચાર પછી તે પોતાના મ્હેમાનને બહાર એક સાદડી પર બેસાડી અંદર ચાલ્યો ગયો અને અરબી અખ્લાક મુજબ અજાણ્યા પરોણાને આવવાનો મકસદ પૂછ્યા પહેલાં ઘરમાં જઈને તેના ખાનપાનની વ્યવસ્થા કરી.

બે કલાક પછી અહમદે રહમાનને કહ્યું:-

"ખાણું ખાઈ લો."

અને તે રહમાનના હાથ ધોવડાવી ખાણું લેવા ચાલ્યો ગયો. પહેલાં બે મોટી સીનીઓમાં મધ આવ્યું. જે અદબપૂર્વક મ્હેમાન સામે મૂકવામાં આવ્યું. પછી થોડીક ખજૂરો, ચાર પાંચ ખારેક અને જવની રોટીના બે સૂકા ટુકડા આવ્યા. આ સઘળી વસ્તુઓ ચામડાનાં દસ્તરખાન પર પીરસવામાં આવી. છેલ્લે અહમદ એક મ્હોટી તસ્તરીમાં ગોસ્તના મોટા મોટા ગરમાગરમ ટુકડા લઈ આવ્યો.

બન્નેએ ભેગું ખાણું ખાધું. ખાણાથી ફારિગ થઈ ઇબ્ને ઉમરે અત્યંત નમ્રતાપૂર્વક પૂછ્યું.

"આપે ગરીબખાના પર શા હેતુએ તકલીફ ફરમાવી?"

'કાલે આપ શરીફ પાસે કોઈ ઘોડો લઇને ગયા હતા?

"હા, ગયો હતો! પણ તે ઘોડાને ઓળખી ન શક્યો."

'બેશક. તે સમયે શરીફે ગલ્તી કરી-હતી પણ હવે તે આપે માંગેલી કીંમતે ઘોડો ખરીદ-

વાને તૈયાર છે. મ્હારા આગમનનો હેતુ પણ એજ છે. લો, આ તેની કીંમત !"

અને રહમાને અહમદની સામે ગીનીઓની ઢગલી કરી

અહમદે નફરતથી મોઢું બીજી તરફ ફેરવી લીધું

"ઘોડો હવે મ્હારી કને રહ્યો નથી."

રહમાન જાણતો હતો કે બદુ કુદરતમંદ હોવા છતાં પોતાની ગૈરતને કદી હાથથી જવા દેશે નહિ. શરીફની બેપર્વાઈથી તેને આઘાત પહોંચ્યો હતો. તેનું અરબી ગૈરવ આવી શુષ્કતા દાખવનારના હાથે પોતાનો ઘોડો વેચવા તત્પર ન થાય એ સ્વાભાવિક હતું. તે બોલ્યો:—

"યા અખી ! શરીફે ઘોડાનું મૂલ્ય ઘણું ઓછું આંક્યું એ વાત આપને નાગવાર ગુઝરી હશે હકીકતમાં તેણે થાપ ખાધી હતી. હું તેમના વતીથી આપની મુઆંફી ચાહું છું. આપ શરીફને મુઆફ કરશો એવી આશા છે. આ દામ લઇ ઘોડો મ્હારે સ્વાધીન કરો. હું સાંજ લગીમાં ઘોડો લઈ આવવાનું શરીફને વચન આપી ચુક્યો છું એટલે ખાલી હાથ જઇ શકું એમ નથી."

રહમાન સમજ્યો એ મતલબ ઈન્ને ઉમરનો હરગિઝ ન હતો તે બોલી ઊઠ્યો:—

"વલ્લાહ ! મ્હારી પાસે હવે ઘોડો રહ્યો નથી. આપ પધારો અને શરીફને જઈ કહો કે ઘોડો હવે તેમને કોઈ રીતે મળી શકે એમ નથી"

ઘોડો હવે અહમદ પાસે નથી એવું રહમાનને યકીન થઈ ગયું. તેણે અવશ્ય કોઇને વેચી માર્યો હશે એમ માની તેણે પ્રશ્ન કર્યો:—

"આપે ઘોડો વેચી નાંખ્યો હોય એમ લાગે છે આપે ઘોડો જેને વેચ્યો હોય તેનું નામ અને ઠેકાણું મ્હને આપો. હું ત્યાં જઇ બમણી કીંમત આપી ઘોડો ખરીદી લઈશ."

"પણ તે ઘોડો કોઈ રીતે આપને મળી શકે એમ નથી. તેને વેચવામાં નથી આવ્યો."

રહમાને તઅજ્જુબ થઈ ઉપરાચાપરી પ્રશ્નો કરવા માંડ્યા બદુ ભેદને છુપાવવાની કોશિશ કરતો હતો. પરંતુ રહેમાનની હઠ આગળ તેને અંતે કહેવું પડ્યું:—

'ભાઈ! આપ મ્હારા આંગણે પધાર્યાં એટલે ઘોડાને મ્હારે ઝુબ્હ કરવો પડ્યો. આપની દા'વત માટે મ્હારી કને એથી સરસ બીજી કોઈ વસ્તુ ન હતી."

રહેમાનની અજાયબીનો પાર રહ્યો નહિ. આવો પાણીદાર અને જાનવંત ઘોડો બર્બાદ થઈ ગયો તેથી તેને ભારે રંજ થયો. ઘવાયલા અંતઃકરણે તેણે પૂછ્યું:—

"આપે ઘોડો શા માટે ઝુબ્હ કર્યો ! હું મધ અને રોટીથી પેટ ભરી શકતો હતો."

"બેશક, રોટીથી આપ પેટ ભરી શકત પણ શું કરીએ ? સદ્‌ભાગ્યે એક દોસ્ત સવારે અહિંથી પસાર થયો હતો જે થોડુંક મધ અને રોટીના ટુકડા આપી ગયો હતો. મધનો ઘણો-ખરો ભાગ તો બાળકો ભૂખ્યાં વરૂઓની જેમ ચાટી ગયાં. સૂકા ટુકડાઓને અલબત્ત તેઓ ચાવી ન શક્યાં. પાણીમાં ભીંજવી તે નરમ થયાથી બાળકોને ખવડાવવાનો ઈરાદો હતો એટલામાં આપ આવી પહોંચ્યા. મ્હારા સ્વમાને ગવારા ન કીધું કે એ વસ્તુ મ્હેમાનથી બચાવી બાળકોને ખવડાવું; જેઓ ફાકાની તકલીફ બર-દાશ્ત કરવાને ટેવાયલાં છે. હું દેવામાં ડૂબી ગયો હતો. મૂસા યહૂદીએ મ્હારો નાકમાં દમ કરી મુક્યો હતો. એક તરફ બાળકો ખાવાનું માંગતાં હતાં; બીજી તરફ મક્કાનો મશહૂર શાહૂકાર મૂસા પોતાની લ્હેણી રકમ તલબ કરી રહ્યો હતો. આ વરસે હજની મોસમમાં મ્હારો ઊંટ મરી ગયો હતો. અને હાજીઓ કનેથી જે આમદની થતી તે ઊંટના અચાનક મૃત્યુથી સદંતર બંધ થઈ ગઇ.

આ આમદની ઉપરજ વરસ લગી અમે કર્જ લેતા. ઊંટના મરી જવાથી ફાકાકશી સુધીની નોબત જઈ પહોંચી. હું ઘોડાને કોઈ પણ ભોગે મ્હારાથી વિખૂટો પાડવા તૈયાર ન હતો; નહિતર સંભવિત હતું કે હજ પહેલાં ઘોડો વેચી ઊંટ ખરીદત; પરંતુ જ્યારે બાળકોને ભૂખથી ટળવળતાં જોઇ ન શક્યો, અને મૂસાના અયોગ્ય તકાઝાએ મ્હારાં ઇસ્લામી સ્વમાન સાથે રમત કરવા માંડી; ત્યારે મ્હેં કોઈ અમીરને ઘોડો આપવાનો નિશ્ચય કર્યો, મક્કાનો શરીફ ઘોડાઓ પ્રત્યે દિલચસ્પી ધરાવે છે એવું મ્હેં સાંભળ્યું હતું, એ કારણેજ હું તેની પાસે ગયો હતો કે એક સરસ ઘોડાને તેનેજ ત્યાં મ્હારા ઘર જેવો આરામ મળી શકે છે. પરંતુ ત્યાં જઈ જણાયું તો શરીફ ઘોડાઓને પારખી શકતો નથી. હલવાની પ્યાલીઓ અને દુંબાની ચરબીએ તેને આંધળો કરી મૂક્યો છે. મ્હને પાંચસો રૂપીઆની જુરૂરત હતી તેથીજ મ્હેં એ કીંમત બતાવી હતી. નહિતર એ કરતાંય વધુ દામ મળે એ સંભવિત હતું. સવાર લગી ઘોડો દારેજ મૌજૂદ હતો. મક્કાના કોઇ બીજા અમીર પાસે લઈ જવા વિચાર હતો. સદ્‌ભાગ્યે તેજ સમયે આપ તશરીફ લઈ આવ્યા. અને મ્હેં જે વસ્તુ પોતાના ભૂખ્યાં બળકોનાં ટળવળાટ છતાં બચાવી મુકી હતી તેને આપ ઉપર કુર્બાન કરવાની ઇઝ્ઝત હાસિલ કરી લીધી. આપ જઇને શરીફને કહેજો કે સારા ઘોડા અગર મળી આવે અને મ્હારા જેવો કોઈ ગરીબ બદ્દૂ તેને અલગ કરવાને મજબૂર બની જાય તો પાંચસો રૂપીઆમાંય સસ્તા છે."

રહમાનની આંખોમાંથી આંસુઓ સરી પડ્યાં તેણે હમદર્દીપૂર્વક કહ્યું:–

"ભાઈ! ઘોડો તો હવે વાપસ આવી શકે એમ નથી. અલબત્ત, તેની કીંમત હાજિર છે. હું આ રૂપીઆ હવે હરગિઝ વાપસ લઈ જવાનો નથી."

"કબૂલ કરી લઉં? એટલે ગોસ્તની થોડીક બોટીઓના બદલામાં પાંચસો રૂપીઆ જેવી મ્હોટી રકમ કબૂલ કરી લઉં!"

"અસ્તગ઼ફિરુલ્લાહ...! ગોસ્તના બદલામાં નહિ પણ તે એહસાન અને ભાઇચારાના બદલામાં જે આપે મ્હારા પ્રત્યે ઝાહિર કર્યો. શરીફ આ નુકસાનનો ઝિમ્મેદાર છે. અને તેનાજ ખઝાના પર એનો બોજ પડવો જોઇએ. અગર તે રાઝી ન થશે તો હું મ્હારી કનેથી એ રકમ અદા કરી દઇશ. આપને મૂસાના મકરૂહ તકાઝાઓથી છુટકારો ન અપાઉં એ હરગિઝ બની શકે એમ નથી. આપ આપનું કામ કરી ચૂક્યા હવે મ્હારી ફર્ઝ છે કે આપની તકલીફ દૂર કરૂં."

"પરંતુ આટલી મોટી રકમ શરીફ ન આપી શક્યો તો ખરેખર આપ તે પોતાની પાસેથી અદા કરશો?"

"જુરૂર...ત્યારેજ આપી દઇશ જ્યારે શરીફ એ સ્વીકારવાને ના પાડશે."

"આપને આવી મુઝવણમાં મુકું એ મ્હારા માટે મકરૂહ છે."

"હું શરીફનો ન્હાનો ભાઈ છું મોટા ભાઈની ગલ્તી નિયમાનુસાર નાના ભાઇએ ભોગવવી જોઇએ."

"આપ શરીફના ભાઈ છો!"

અહમદ માથાથી પગ લગી કંપી ઊઠ્યો. એટલા માટે નહિ કે તે એક બાદશાહ યા એક અમીર સામે ઉભો હતો બલ્કે એટલા માટે કે રહમાન અત્યાર લગી તેની સાથે જે રીતે વર્ત્યો હતો જેમાં શ્રીમંતાઈ કે અહંકારની ખુમારીનો છાંટો સરખો ન હતો. યા કદાચ એથી કે તે એક ઝબરદસ્ત મઝહબી પેશવા સામે ઉભો હતો...

અંતે રહમાનના આગ્રહને વશ થઇ અહમદે રૂપીઆ કબૂલી લીધા.

---




**પાગલ**

લોકો એને પાગલ કહેતા. એ પાગલ નો'તો જન્મ્યો. સૌને જુવાની આવે છે તેમ એને પણ જુવાની આવી. ઘણાંક પોચાં દિલના માનવીઓ જુવાનીનાં વહેણમાં વહી જાય છે; પણ એણે તો જુવાની સાથે જંગ માંડયો. એમાં એની હાર થઈ. એ પાગલ બની ગયો. **પાગલપણું એટલે જુવાનીમાં ખોધેલી હાર.**

**પ્યાર—હાય બિચારો !**

પ્યાર શું છે તે એ સમજતો નહિ. ધીમાં દર્દ જેવું કંઈક એ અનુભવતો. ધીમે ધીમે એ લથડવા લાગ્યો. પડતાં પડતાં એણે જીવનની બાજી ગુમાવી દીધી. જ્યારે બધુ ગુમાવી બેઠો ત્યારે-જીવનની ઘડીએ-કોઇએ કહ્યું: "હાય બિચારો !"

**પરિણામ**

જીવન શોધતા એણે ઘણાં ફાંફાં માર્યાં. નિરાશ થઇ એણે એકાંત સેવવાનો ઇરાદો કર્યો. એને માલુમ પડ્યું કે એ થાકી ગયો છે. એને પરસેવો છૂટયો. **પરસેવો એટલે જીવન સંગ્રામનું પરિણામ.**

**પ્રેમ**

જ્યારે આખો માનવ સમુહ એક આંધી-વંટોળ-તૂફાનથી ફના થઈ જવું. જીવન શરૂ કરે ત્યારે પ્રેમ પૈદા થાય છે.

**પરતંત્રતા**

જ્યાં જ્યાં પરગજુઓ વસે છે ત્યાં ત્યાં બધેજ પરતંત્રતાના પડછાયા નજરે પડે છે. પ્રિયાના રાજ્યમાં કદી પરતંત્રતા હોતીજ નથી.

**પાંખ**

હવામાં તરતા પક્ષીને પાંજરાનો મોહ લાગ્યો. માનવીઓ ભેગા રહી સારૂં સારૂં ખાવા એને મન થયું. એને માગ્યું મળ્યું: થોડી મુદ્દત પછી માલિકે એને પાંજરાની બહાર કાઢી મૂક્યું. એણે ઉડવા પ્રયત્ન કર્યો અને "હાય: પાંખ !" કહી જમીન ઉપર પડી ગયું.

**ભૂલ !**

એક ઝાડની નવી ફુટેલી કુંપળ ઉપર એક મનોહર નાનું પક્ષી આવીને બેઠું: ડાળી સમજી હવે એ 'માળો' બાંધી અહીંજ રહેશે. મસ્તીમાં આવી એ ડોલવા લાગી; ત્યાં તો પેલું પક્ષી ઉડી ગયું !

**ખરૂં સુખ**

તેને મળતાં ઘુંઘરુઓનાં પગો એક પછી એક ઉચકાતા હોય એમ મને લાગ્યું. એકવેળાનું મીલન: એકવારનો વિયોગ: ફરી મીલન, ફરી એકવાર વિયોગની બ્હીક. કોણ જાણે શું શું થવાનું હોય એમ મને લાગી આવ્યું. તેના તેજ શબ્દો, તેજ મીઠાશ, તેજ નિર્દોષ હાસ્ય, તેજ ધીરી ધીરી વાતો; તેજ પ્યાર; તેજ તું; તેજ હું. જીવન સિતારનાં ગીરાઇ ગએલા તારે-તૂટેલા તાર-એકવાર ફરી સંધાય ત્યારેજ જીવનનું ખરૂં સુખ સમજાય છે.

**બે પાગલ**

જીવન વિકાસને વેગ આપે તે કવિતા: એજ વિકાસક્રમને અટકાવે તે વિજ્ઞાન. કવિ અને વિજ્ઞાની બન્ને પાગલ. પહેલો જીવનની પેલેપાર જવા માટે ધેરો ઘેરો ફરે છે; જ્યારે બીજો આ અવની તટે રહેલી અસંખ્ય વસ્તુનાં મૂળ શોધવામાં મસ્ત રહે છે. બન્ને પાગલ !

**ખામોશ જવાબ**

મેં એને સવાલ કર્યો "સ્ત્રી શા માટે સર્જી?"

જવાબમાં એણે તારાઓથી ઝગઝગ થતું આકાશ બતાવ્યું.

**કોણ મોટું?**

પેલા નિર્દય, જલ્લા વિકરાળ માનવીએ ગીલ્લોલ વતી ઝાડ ઉપર બેસી ચીંચીં કરતા નાના પક્ષીને ફફડાવી મૂક્યું. નાના સરખા પક્ષીને મારવા માટે પણ માનવીનીજ જરૂર પડે છે કે શું? ગીલ્લોલમાંથી છૂટતો એવોજ એક કાંકરો માનવીને પણ તફડાવી મૂકે ખરો કે?

**ગીલ્લોલ, પક્ષી, કાંકરો અને માનવી એમાં મોટું કોણ? શું આખા જીવન કરતાં પણ એક કાંકરો મોટો?**

**જવાબદારી!**

"તમે તમારૂં જીવન કોને આપી દીધું?" એણે મને પૂછ્યું.

"તમને" મેં જવાબ આપ્યો.

"વાહ! જે પોતાના જીવનની જવાબદારી લેવા તૈયાર નહિ હોય તેના જીવનની જવાબદારી હું શા માટે લઉં!" એણે હસતાં હસતાં જવાબ આપ્યો.

**કોણ જાણે**

કેટલાક કહે છે "સંતોષમાં સુખ છે", કેટલાક માને છે કે "સુખમાં સંતોષ છે". બેમાં કોણ ખરૂં તે હજી નક્કી થયું નથી.

**જોયો છે?**

જીવનમાં આવતી દરેક મુસીબત, દરેક આફત, હસતે મોઢે બરદાસ્ત કરનાર ભાગ્યશાળી માનવીને ક્યારે જોયો છે?

**આંધી**

જગતમાં નિત નવી આવતી આંધીઓ ઘણીએ જોઈ હશે. અનુભવી હશે. હૃદયમાં ઉઠતી એક એક પ્રેમ ઉર્મિ આંધીજ છે ના! લાખો ગરીબો જ્યારે ખાધા વગર મૂએ છે ત્યારે જગત ઉપર કેટકેટલી આંધીઓ વગર અંધ પાછી ચાલી જતી હશે! લાખો નિરાધારોના નિઃશ્વાસો કરતાં ભયંકર આંધી કઈ હશે? ... નથી. આજનું જગત આંધીમાં ફસાયું છે; આજનો માણસ આંધીમાંથી બચવા માગે છે.

**દોસ્તી**

બોલતાં માનવીઓ કરતાં કોઈ કલાકારનાં શાંત અને નિર્દોષ જેવાં દેખાતાં માનવીઓ સાથે દોસ્તી કરવાથી આપણને ઘણું જાણવાનું મળે છે.

**કવિતા સુંદરી**

કવિતા સુંદરીને જોવી છે?
એ નથી કવિની કલમમાં;
એ નથી મધની પ્યાલીમાં;
એ નથી પ્રિયાના નયનમાં;
એ વસી છે દરેક ચીરાયલા દિલના નાસૂરમાં.



લોકહિતના હિમાયતી આગેવાનોનો

# વ્યકિતગત-શોખ

લેખકઃ-"નિસાર"

હાલની રાજદ્વારી હોંસાતોંસીથી કોમ થોડી સળવળી છે; અને તે હરીફોની હરોળમાં રહેવાના બળપ્રાપ્તિ માટે મથી રહી છે. એના આ મથનને લઈને ક્યાંક ક્રાન્તિઓ, ક્યાંક ઉપક્રાન્તિઓનાં ગુંજન થઈ રહ્યાં છે, અને તેના પ્રતાપે, કંઈક સામાજીક પરિવર્તનને અને પલટાઓ થતા દેખાય છે. સમાજ સુધારાની આ ચળવળનો વેગ જરા મોળો છે. વળી તેનો પ્રવાહ-માર્ગ પણ ફંટાયેલી રીતે વહે છે. અર્થાત એકજ લાકડીએ અને એકજ લીટીએ ચાલતા રહેવાની આદત કોમમાં હજુ વધુ કેળવાઈ નથી. એના લીધે એવું સામુદાયિક બળ આપણને જોમવતા ધસારા જેવું સાફ દેખાઈ આવતું નથી. છતાં પોતપોતાના ગામોમાં અને પોતપોતાના વર્તુળોમાં અમુક જુની ધરેડોને ઉખડતા જવાની અને તેને સ્થાને નવીન સાદી રીતભાતોને અપનાવવાની ચળવળો ચાલી રહી છે. આપણી કોમ જલ્દી સમજે તેવી હોય તો તેને જોઈતું હતું કે, રાજદ્વારી કોન્ફરન્સોની માફક સામાજીક સુધારાની સભાઓ પણ તે ભરત. અને સમસ્ત ગુજરાતના મુસ્લિમોની સરદારી લે એવું એક વગદાર મંડળ નામી તેને તડાકાબંધ ચેતવંતી કરત...પણ એવું થતું હજીલગી દીઠામાં આવતું નથી. એ જરા ખેદકર ખરું.

સુધારાની આ ચળવળનું રૂપ એવું દીઠામાં આવે છે કે ગામેગામ એક જ્ઞાતિ પંચાયત; અથવા યુવક મંડળ ઊભું થાય છે, અને તેના અમુક ધારાધોરણો બાંધી મરણપરણના ફઝુલ ખરચો વિગે ઝુંબેશ ચલાવાય છે. મામલોક જો વધુ સહકાર આપે તો મદ્રેસા, લાયબ્રેરી વગેરે જેવી કોમહિતની વધુ પ્રવૃત્તિઓની પણ દેખરેખ રખાય છે. વરસમાં અમુક મિટિંગો ભરી લોકોને બેહુદી અને બહેકેલી આદતોથી વારવામાં આવે છે.

પણ આવાં મંડળો સંગીન કામ કરી શકે તે પહેલાંજ (ઘણી ખરી જગ્યાએ) મરી જતાં દેખાય છે. અથવા મરણતોલ હાલતમાં તે જીવતાં હોય છે. એનું કારણ શું હશે; તે તરફ હું વાંચકોનું ધ્યાન દોરવા માગું છું.

એ જાણીને તમને નવાઈ લાગે તો પણ હું તો એમજ માનું છું કે એમાં મંડળના કાર્યવાહકોની આંધળી ચાકરણ જેવી બેમુખી વર્તન સરણીજ મુખ્ય જવાબદાર હોય છે. ઉઘાડું છે કે, ચળવળનો બધો દારોમદાર એ મંડળ ઉપર હોય છે મંડળ જેટલું સેવાભાવી અને સાફ દિલનું હશે, તેટલીજ તેની જીવનદોરી વધુ લંબાશે ને તેના કાર્યોને વધુ સહકાર મળશે. પણ જો તે દેખાદેખી થઈ કરેલું અથવા નામ ખાટવા ઊભું કરેલું હશે તો તે જતે દહાડે નિષ્પ્રાણ થઈનેજ રહેશે. આગેવાનીને બદલે જેઓ કોમને પાછળ રાખી પોતે આગળ આવવા મથતા હોય છે. તેમને કોમ વહેલી મોડી ઓળખીજ કાઢે છે. અને તેના તરફથી મોઢું ફેરવીજ લે છે.

આગેવાનોની બેમુખી વર્તનસરણીનાં અર્થ એમ થાય છે કે, તેઓ પોતેજ મળીને ઘડેલા કોમ માટેના કાયદાથી પોતાની જાતને મુક્ત બાકાત રાખે છે. જેમ દરેક કાયદો રાજાને લાગુ પાડી શકાય નહિ તેમ એ મંડળના સંચાલકો પણ મન ફાવતા સિવાયના બીજા

કાયદા કે રિવાજ પોતાની જાતને યા પોતાના ઘરમાં લાગુ થવા દેતા નથી. ટુંકામાં, તેઓ કૌમને જે રસ્તે દોરવા માગે છે, તે રસ્તે પોતે ચાલવા નથી માંગતા. ઉંચે માંચડે ચઢી ભાષણ કરનારા એવા રહબરો નિત્ય જીવનમાં પણ કૌમી ભાઈઓથી ઉંચા અને વતડાજ રહેવા માગે છે.

આ બાબતને વધુ સમજવા માટે નીચેનો દાખલો ઉપયોગી થઈ પડશે. ધારો કે ગામના યુવક મંડળનો ઠરાવ થયો કે "શાદીમાં કોઇએ કોઈપણ પ્રકારના વાજાં વગાડવાં નહિ, કોઇપણ અણઇસ્લામી રસમ અદા કરવી નહિ; જરૂરી ખરચ પણ અમુક પ્રકારનું અને અમુક હદમાંજ કરવું." હવે આ કાયદા અનુસાર ગામમાં ઘણી શાદીઓ થતી રહેશે. માલદારો અને ગરીબોને બધાને ત્યાં એજ કાયદો કડક રીતે પળાતો રહેશે; પણ જ્યારે મંડળના મુખ્ય સંચાલકો પૈકી એકાદના લગ્નની શુભ ઘડી આવી પહોંચશે ત્યારે લગ્ન એ કાયદા પ્રમાણે નહિ થાય, ઉલટું ઉંધુંજ થશે. જે રિવાજો વરસોથી ગામ પાર થયા હશે તે પણ વળીને પાછા અહીં આવી ઉભેલા દેખાશે. અને તે પણ એટલા પૂરતાથી મહાલતા દેખાશે કે કૌમની હસુપચુ વ્યક્તિઓનાં (અંતરાય રહેલાં) દિલો જો એ તરફ ચાંદીને પાછાં વળે. ખરી રીતે થવુ તો એમ જોઇએ કે તે આગેવાન હોય વધુ સાદાઇથી લગ્ન ઉજવી પોતાનો ઉત્તમ દાખલો કૌમની સામે રજુ કરત. પણ તેમાંનું કાંઈ થતું ત્યાં દેખાશે નહિ. હવે પેલા કૌમસેવાના હિમાયતી અને મંડળના મંત્રીને તમે કંઈ ઠપકા જેવું કહેવા જશો તો, તેઓ શરમના માર્યે નીચું જુએ એવું રખે સમજતા. તેઓ તો હિંમત અને સિફતથી જવાબમાં એમજ કહેશે કે એ તો મ્હારો Individual Taste હતો. એમાં તમારાથી બીજા કાઇથી કંઈ બોલાય કે ટોકાય નહિ. કૌમ વિરૂદ્ધની આ ગદ્દારીને Individual Taste કહેવાય કે નહિ? એ સમજવા માટે આપણે એ ટેસ્ટ એટલે શું તે પ્રથમ સમજવાની જરૂર છે.

Individual Taste એટલે વ્યક્તિગત શોખ અને એની વ્યાખ્યા મારી સમજ મુજબ આવી હોવી જોઇએ કે "વ્યક્તી તરીકે આપણે એકલાજ જે જરૂરી ઉપભોગ ભોગવીએ (મઝા માણીએ) તે."

વ્યક્તિગત-મઝાના આ અર્થ સમજ્યાં પછી આગેવાનો આપે તે જવાબના અર્થ આપણે સમજવાનો પ્રયત્ન કરીશું. પ્રથમ તો કૌમના ઠરાવ પર બંધાયા પછી એ આગેવાન વ્યક્તિ તરીકે પણ કૌમની વ્યક્તિ ગણાશે, તો પછી કૌમના એક અંગ તરીકે કૌમે નક્કી કરેલા ઠરાવથી વિરૂદ્ધ જવાનો તેને હક શાનો રહે છે? તેમ છતાં વાજાં વગાડવાં, રંડી નચાવવી, દારૂખાનું ફોડવું, અને શાદીનું જમણ આપવું, એ બધાં કામો વ્યક્તિગત-મઝા તરીકે ગણાય ખરાં કે? શું, એ મઝાઓમાં બીજાઓને પણ તેઓ નોતરતા નથી કે? એક યા બીજી રીતે જનસમૂહ એમાં ભાગ લેતો નથી કે? વળી રાંધના જલ્સા જેવા શુભ (!) કાર્યોમાં તો કૌમના ખીસ્સા પણ ખાલી થવા માંડે છે. શું એનુંજ નામ વ્યક્તિગત મઝા કહેવાતું હશે કે જેને એક વ્યક્તિ માણવા બેસે ને બધી કૌમ એની લહેજત ચાખે. આમ જોવાથી તો આગેવાનો જેને માણી શકે તેવું નામ Individual Taste એવો અનર્થ થતો દેખાય છે.

હા, આપણેય તે એટલું તો સમજીએ છીએ કે, વ્યક્તિના દરેક હકો સમાજ ઝૂંટવી શકે નહિ. પણ એ હકો એવા હોવા પણ જોઇએને?

રંડી નચાવવા અને વાજાં વગાડવા જેવા કામોને Individual Taste માં ખપાવવા મથે છે, તેઓ આડે દહાડે યા રોજ એવા

કામો કેમ કરતા નથી ? જો એમ થતું હોત તો થોડી વારને માટે કોમ- તેમના જવાબને માન્ય- પણ રાખતે કે હશે ! એ તો તેમનું નિત્ય જીવનનું એક અંગ છે, પણ આ તો ચહીને આ૨ાજ પ્રસંગે અરતું જ કરવું છે અને તેને–દાળાને–ઘેળામાં પપાવવુ છે આનું નામ છરકવાની બારી, અથવા ચોરીની શીરજોરી નહિ તો બીજુ શું ? એમજ હોય તો શા માટે ખુલ્લમ ખુલ્લા જુના રિવાજોને કેમ નભાવતા નથી ? પણ એમ કરવા જતાં તેમને આગેવાની જતી રહેવાનો ડર રહે છે અને તેથીજ આવા નવા તુક્કા ઉભાય છે.

આ છે આપણા મંડળો વધુ સારું કામ નથી કરી શકતા તેના માર્ગની આડખીલી. આ છે આપણા મંડળના પ્રત. વધુ ન જમતા દેનારો સદાયે જ્યાં આગેવાન આવા તક સાધુઓ હોય ત્યાં સુધારાના કામો પણ રોદળીજ થવાનાં.

"ગર હમીં મકતબો હમીં મુલ્લાંસ્તઃ
કારે તિફલાં તમામ ખાહદ શુદ."

—



"કારવાં"નું વાર્ષિક લવાજમ.

હિન્દ માટે રૂા. ૪,

બર્મા માટે રૂા. ૫,

આફ્રીકા માટે શી. ૮, (રૂા. ૫ા)

છુટક નકલ સાત આના.

"કારવાં"ના જાહેર ખબરના દર.

| | આખું પેઈજ | ૧/૨ પેઈજ | ૧/૪ પેઈજ |
|---|---|---|---|
| ૧૨ માસ રૂા. | ૬૦, | ૪૦, | ૨૫, |
| ૬ માસ રૂા. | ૪૦, | ૨૫, | ૧૫, |
| ૩ માસ રૂા. | ૨૫, | ૧૫, | ૮, |
| ૧ માસ રૂા. | ૮, | ૬, | ૪, |

ટાઈટલ પેઈજ અને મેટરની વચ્ચેની જા. ખ. માટે ઉપરના દર ઉપરાંત ૨૫% વધુ. જાહેર ખબરનાં નાણાં એડવાન્સમાં લેવામાં આવે છે.

આઠ શીલીંગથી ઓછું લવાજમ સ્વીકારવામાં આવતું નથી. બ્રીટીશ પોસ્ટલ ઓર્ડરજ મોકલવા વિનંતી છે. પોસ્ટલ ઓર્ડરમાં નીચે મુજબ નામ ભરવા વિનંતી છે Vahshi Sahitya Karyalaya. Surat City. રેપર ઉપર ગ્રાહક નંબર લખવામાં આવ્યો છે. પત્રવ્યવહાર વખતે જરૂર લખવો.

"કારવાં"ના નમુનાના અંકો તરીકે ફક્ત ૧ થી ૪ સુધીના અંકોજ મોકલવામાં આવશે અને તેને માટે દર અંકની કીમત તરીકે ૦–૭–૦ પોસ્ટસ્ટૅંપ મોકલવા. ચાલુ વરસ માટે તે પછીના અંકો નમુના તરીકે મોકલવામાં આવશે નહિ.

વહશી સાહિત્ય કાર્યાલય ———— કણપીઠ, ———— સુરત.

"કારવાં" ઇસ્વી માસની ૧૫ તારીખે પ્રગટ થાય છે. ગ્રાહકોએ નોંધ લેવી.



# પ્રિયાની પ્રતિક્ષા

[ એક મૌલિક ભાવના ચિત્ર ]

લેખક: ઇજન, ધોરાજવી (મદ્રાસ).

**આંખે તરૂપ રહી હય તેરે ઇન્તેઝારમેં.**

"તું કયાં ગઈ! આજ તું કયાં છુપાઇ છો? કયાં અલોપ થઇ છો!?

દસ મિનીટ–પંદર મિનીટ–અર્ધો કલાક ઓહ! હજુ કયાં સુધી ત્હારી રાહ જોઉં?

લોકો–મ્હને સત્તરમી સદીનો સુધરેલો "મજનું" ન ગણી લે, ચાર કુટની જગ્યામાં ચક્કર લગાવતો જોઇ કયાં કોઈ ટીખલીખોર "સરકસના સીંહ"ની ઉપમા ભેટ ન કરે! હવે કરૂં શું?

લે દૈનિક પેપર વાંચું! અરે પણ એમાંએ ચિત્ત કયાં ચોંટે છે? હૃદય તારી પ્રતિક્ષામાં ઝુરે છે, ત્હારાજ વિરાકમાં તન્મય છે, પછી ભલા પેપરમાં ચિતરાએલા ક્ષુલ્લક સંદેશાઓ કે વિગ્રહના સમાચારો જાણવા એ કઇ રીતે ઉત્સુક બને?

કયાંએ દિલ ચોંટતું નથી, રાહદારીઓ મ્હારા માટે શું શું વિચારતા હશે ને! કેટલાક તો હું ત્હારી રાહ જોતો ઉભો છું એમ કલ્પી પણ શકતા હશે.

પ્રિયા...તું નિત્ય તો બરાબર ટાઇમસર મળે છે, ત્યારે તાત્કાળિક મિલન કેટલું સુખદ બને છે. ત્યારે હું કેટલો હર્ષીત થાઉં છું ને?

પ્રિયા.. હું આવી કહી તારી અપેક્ષા કરતો નથી. હું માનું છું કે તું બેવફા નથી! હમણાં નહી તો થોડાક વધુ સમય પછી પણ તું આવીનેજ રહીશ. એની મ્હને શ્રદ્ધા છે, પુરો વિશ્વાસ છે. છતાં એક પ્રેમીનું હૃદય કેટલું લાગણીમય હોય છે એનું જ્ઞાન ત્હને કયાંથી હોય?

પ્રેમી જનો પ્રેમદાના સન્માનમાં મહાઆત્મ ત્યાગ અને કુરબાનીઓ આપીને પણ પ્રિયાની પ્રીત તાઝી રાખતા હોય છે. બલ્કે એક વખત સમસ્ત જગત તરફ પણ પ્રેમીને તીરસ્કાર થાય તો પણ પ્રિયાને ખાતર જગતને ખરાબ નથી કહેતા એક શાયરે આ વાતનો સ્પષ્ટ ઉલ્લેખ કરતાં કહ્યું છે કે:—

"બુરા ઝમાનેકો હમ ઈસલીયે નહીં કહેતે,
કે હય શુમાર તુમ્હારાભી તો ઈસ ઝમાને મેં!"

અર્થાત્:–"અમે જગતને બુરૂં નથી કહેતા એનું કારણ એટલુંજ છે કે જગતમાં અમારી પ્રિયાનો પણ સમાવેશ થઇ જાય છે.

પ્રિયા હું પણ એક પ્રેમીજ છું ને! ત્હને શું કહું? તું જાણે છે કે પ્રેમીઓના વિયોગ સમયની એક એક પળ એમને એક "વરસના લાંબા સમય જેવી લાંબી લાગે છે, વિયોગનું જલન ભયંકર હોય છે. આવીજ એક "વિયોગ રાત્રિનું વર્ણન કરતાં એક શાયરે કહ્યું છે."

"દમ નિકલ જાતા હૈ, કરવટે બદલા દેતી હય,
હિજ્રકી રાતભી હૈ, 'એક કયામતકી રાત!'"

ત્યારે હું કોણ? તારી રાહમાં અર્ધો કલાક થયો મ્હારી પળે પળે પણ કાતિલ નીવડની હશેને! ત્હારી વિયોગ વ્યથામાં ઘેરાઇ હું પણ દુઃખી થતોજ હોઇશને?

એ આવી... એતે ત્હું આવી ખરી ! આવ સમીપ આવ ! મ્હારી વ્યથાનો બદલો આજ તો લઈશ જ...

અરે ! આશું ? આંખો પણ આજે-ઉન્માદે ચઢી છે કે શું !-આવનાર તો બીજીજ કોઈ છે......મ્હારી પ્રિયા ક્યાં છે !

હવે તો હદ થઈ, પ્રિયા ત્હને આજે શું સુજ્યુ છે, કેમ રીબાવી રહી છો ? શું ત્હને કંઈ થયું તો નહી હોય ? ત્હારા, પર કોઈ આફત તો આવી નહીં પડી હોયને ? કોણ જાણે શું થયું હશે ? મ્હારી વિમાસણ-હવે તો ઘેરી બની રહી છે, ત્હને ક્યાં કંઈ અકસ્માત તો નહીં નડયો હોયને ! કૈં સમજ પડતી નથી. વિચાર સાગરમાં પ્રબળ ગતિથી મોજાઓ ઉછળી રહ્યાં છે. હું ગભરાઈ રહ્યો છું, અકળાઇ રહ્યો છું

બસ હવે તો થાકયો, ભલે બીજાઓ પ્રેમદાને કંઇ કહેતા ન હોય ! હું તો કહીશ. ઓ...બેવફા ઓ...ક્રૂર...ત્હને તો ઘણું કહીશ ! તેં આજે અવશ્ય-દગોજ દીધો અરે...બેવફા કંઇ તો વિચાર કરવો હતો, કે હું ત્હારા પ્રત્યે કેટલું મમત્વ ધરાવું છું...ત્હારી પાછળ-કેટલો ઘેલો છું ! એનો કંઈએ વિચાર ન કર્યો ? જો-જરા વિચાર્યું હોત તો ત્હને આમ બેવફા થવાનું કદી મન થાત નહી ! પણ પ્રિયાઓ વિચાર કરવા જાણતીજ ક્યાં હોય છે ! કે ત્હું વિચાર કરે !"

ઓહ ! અગીયાર વાગ્યા ! ઓફીસનો ટાઇમ ક્યારનો થઇ ગયો, હજુ પણ ઓફીસે ક્યારે પહોંચીશ, અને જ્યારેયે પહોંચીશ ત્યારે મેનેજર અને ઓફીસના માણસોની આંખો ફાટી જશે.

હવે તો ખાતરી થઈ કે આજે તો ત્હું નહીંજ આવે, જરૂર રસ્તામાં ત્હને અકસ્માત નડયો હશે, અને તારી સાથે અથડાય કોઈ નિર્દોષ વ્યંક્તિનું જીવન અકાળે લુંટાઈ ગયુ હશે

તો લે ! આ મ્યુઝીયમ તરફ જનારી મારી પ્યારી 'મોટરબસ' હું આજે ટેક્ષી કરીનેજ જલદી ઓફીસે પહોચું છું.

અરે પણ ગજવામાં એકજ આનો છે. એનું શું !

---

## લેખકોને........

વિનંતી કરવામાં આવે છે કે "કારવાં" દર અંગ્રેજી મહીનાની પંદરમી તારીખે પ્રગટ થતું હોવાથી તેમના લેખો પહેલી તારીખ સુધીમાં મોકલી આપવા કૃપા કરવી.

"પ્રેસ મેટર" તરીકે લેખો અને કાવ્યો બૂક પોસ્ટથી મોકલી શકાય છે. "બુક પોસ્ટ"માં પત્રોમાં લખવા જેવાં બેચાર લાઇનોના લખાણો જો હોય તો તે નોટ પેઈડ ગણાય છે તેવા નોટ પેઇડ લેખો અને કાવ્યો સ્વીકારવામાં આવતા નથી.

દરેક લેખની નીચે પુરૂં નામ અને સરનામું હોવુંજ જોઇએ. જો તખલ્લુસથી લેખ પ્રગટ કરાવવો હોય તો તે તખલ્લુસ લખી, તંત્રીની જાણ માટે નીચે નામ અને પુરૂં સરનામું અવશ્ય લખવા ચૂકવું નહી. તે સિવાય બીજું કાંઇ લખવું જોઇએ નહી. "આ છપશો અને સૌને સલામ" આ શબ્દો બુક પોસ્ટને બદલે "પત્ર"ની ગણત્રીમાં પોસ્ટ ખાતું લઈ નોટ પેઇડ કરવા ચૂકતું નથી.

ભાષાન્તર હોય તો સારૂં લખવા કૃપા કરવી. અન્ય સામયિકોમાં પ્રગટ થયેલ લેખ મોકલવા નહી. લેખો કાગળની એકજ બાજુએ અને સ્વચ્છ અક્ષરોમાં લખાયા જોઇએ. [તંત્રી]

# અંધભિક્ષુકની ઇલ્તિજા

લે. : જામી ધોરાજવી

યા ખુદા, તારા વિના કોને હવે યાદ કરૂં?
મુજ અંધાપાની કહે ક્યાં જઈ ફર્યાદ કરૂં?
દરબદર પેટની ખાતર હું સદા જાઉં છું;
આંખવિણ રાહ મહીં ઠોકરો બસ ખાઉં છું.
આંખમાં અશ્ક નિહાળીને સતાવે છે ઘણાં;
અંધ નિરખીને મને રસ્તા બતાવે છે ઘણાં.
દુર્દશા જોઈ અરે! વિશ્વ હસે છે મુજ પર;
બાળ યુવક બની નિર્દય, ને લગાવે પત્થર.
સંકટો સહેવા હવે કેટલો મજબૂર બનું?
કંઈ નહિ આંખ દે યા રબ તો હું મઝદૂર બનું.
એમના સંકટો સહેવાને મને હામ નથી;
એની ભિક્ષાથી ખુદા મુજને કંઈ કામ નથી.
મુજને તેં અંધ કર્યો એજ વ્યથા છે દિલની;
આંખ દે—આંખ દે યા રબ એ દુઆ છે દિલની.
ખાકના પુતલામાં તેં જાન કરી છે પયદા;
તારી કુદરત પરે પ્રત્યેક થયો છે શયદા.
પળ મહીં જેને તું ચાહે તેને આબાદ કરે;
ન બચાવી શકે કો' જેને તું બરબાદ કરે.
જળ મહીં સ્થળ મહીં પ્રત્યેકમાં કુદરત તારી;
પુષ્પમાં ખુશબૂને રંગત છે નિહાયત સારી.
ઝાડમાં પાનમાં ફળફૂલમાં તુજ વાસ વસે;
છો નિરંજન ને નિરાકાર છતાં વાસ વસે.
એ છતાં વિશ્વની શક્તિમાં છે તાકત તારી,
વિણ પાયાની નિરાધાર ઇમારત તારી.
ચાંદ સૂરજને સિતારાને વખાણે સજ્જન;
ચાંદની રાતમાં આનંદ પણ માણે સજ્જન.
યા ખુદા તારી આ કુદરત પરે સદકે જાઉં;
નયન અર્પે તો બધું નિરખીને ખુશ ખુશ થાઉં.
નયન વિહોણાને જોયા ને કહો કેમ મળે?
દિલમાં તો થાય છે આ દૃશ્ય બધાં કેવાં હશે!
તારી કૃપાની હવે આશ ધરી બેઠો છું;
એક એનીજ હું પ્રતિક્ષા કરી બેઠો છું.




(ગયા અંકથી ચાલુ)

૨. "સાદીક" સાહબ હાજી મહંમદ અ. શીવજીના વખતના પુરાણા અખાડાના ખેલાડી છે. એઓ અરબ હોવા છતાં ગુજરાતમાં રહી ગુજરાતી અને તે પણ અસલ ગુજરાતી થઈ ગયા છે. એમની કલમમાં કટાક્ષ છે. 'હિંદુસ્તાન'ની 'ચોરસ' વાંચનારાઓ એમની ચોટદાર કલમથી પરિચિત હશેજ! લેખન કરતાંએ વિવેચનમાં એમની કલમ ખૂબ ખીલે છે. રાજદ્વારિ ક્ષેત્રમાં એકવાર મહંમદઅલી,–શૌકતઅલીની જોડી ખૂબ જાણીતી હતી, તેમ સાહિત્યમાં "શયદા–સાદીક"ની જોડી ખૂબ જાણીતી હતી. બેધડી મોજમાં કવિ તરીકે 'સાદીક' ખૂબ ચમકયા હતા. એમની કલમમાં નવિનતા રજુ કરવાની શક્તિ અને પ્રતિભા છે; છતાંએ બેધડીનું ક્ષેત્ર છોડયા પછી એમનું તેજ ઝાંખુ પડયું દેખાય છે. એમનામાં મૌલિક રજુ કરવાની પુરેપુરી શક્તિ છે; છતાં અનુવાદ તરફ એઓ પણ ઘણા ઢળી ગયા છે. "મહાત્મા શેખસાદી", "ઝહર", "રજીયા", "ગાલિબ", "દરબારે અકબરી" "જ્યારે તેઓ ઉપકાર કરે છે." વગેરે અનેક પુસ્તકો એમણે પ્રગટ કરી ગુજરાતી લાયબ્રેરીઓને સભર કરી છે. ગાંધીવાદી વિચારશ્રેણીની વિરૂદ્ધ કલમ દ્વારા ટેક આપી છે. એ અને એમની ઑફિસ મહાત્મા અને પરમાત્માની વિરૂદ્ધતા કરવામાં અજોડ મનાય છે! જો ધારે તો ગુજરાતમાં એકાદ સારૂં માસિક કાઢી સાહિત્યમાં અમર થઇ જાય એવી એમની શક્તિ છે, છતાં કોણ જાણે કેમ એક ડેઇલી પેપરની ઑફિસના દરબામાં મુરઘીની કાણી સંતાઈ રહ્યા છે!

∴

જનાબ "સાલેહ બકીલી" સાહબ: એ પણ જાતે અરબ છે અને વરસોથી આદુ ખાઇને ગુજરાતીની પાછળ લાગ્યા છે. છેલ્લા દોઢ દાયકાથી એમના ઇતિહાસિક લેખોએ મુસ્લિમ ગુજરાતમાં એમનું વિશિષ્ઠ સ્થાન નક્કી કરી દીધું છે. એમની સંશોધન શક્તી સારી છે. એમની સાદી અને સરળ ભાષાને લીધે બીજાઓની જેમ એઓ હળીની જમીનમાં લપસી જતા નથી! 'કારવાં'ના ૧૦મા અંકમાં "મુહંમદ તુગલક" વાળા એમના લેખ સાથે એમનો વાંકડી મૂછોવાળો ફાંકડો ફોટો નીરખીને હું તો પહેલી નજરે એમજ સમજી બેઠો કે એ પોતેજ મુહંમદ તુગલક હશે! બીજા સાક્ષરોની જેમ એ માંયકાંગલા નથી! એમના અક્ષરદેહની જેમ એમનો ભૌતિકદેહ પણ એક ઇતિહાસિક લેખકને લાયક પ્રતિભાશાળી છે. એમને સચીન સ્ટેટ તરફથી રાજમાન્યનો

ખિતાબ મળ્યો છે, અને વારસામાં ઈતિહાસિક માન મળ્યું છે!

∴

જનાબ "મુસ્તુફાબાદી" સાહબ છેલ્લાં થોડાંક વરસોથી એમણે કલમ મુકી કાતર પકડી છે. પણ તે કોઇનાં ખિસ્સાં કાતરવા નહિજ! કાતર સાથે ગજ પકડ્યો છે; એ ઉપરથી તમે એમ ન સમજી લેતા કે તેઓ સાક્ષર મટી વાર આગળ જાય છે ખરા! પણ મુસ્લિમ ગુજરાતતો એમનાથી મોટી મોટી આશા રાખે છે કે જેમ 'સાદિક'માં એમનાં "લોહીનાં આંસૂ" એ ગરમી આણી હતી તેમ 'કારવાં'માં એમનાં "ઉન્હા આંસૂ" ઉથલ પાથલ પેદા કરે! પણ ચારે દિશાએ દોડવાનું પડતુ મૂકી વ્યવસ્થિત રીતે કલમ પકડે તો એમ થાય ને! અમારી દુઆ છે કે ખુદા એમને

## શેખચલ્લીની ચેતવણી

**કબીર** કહી ગયા છે કે, કુતરૂં પાળવું નહિ, એમાં બે પીડા ઉભી થાય છે. "રીઝે તો રમે ને ખીજે તો ડસે છે." **શેખચલ્લી** ચાચા પણ આજે એવુંજ કહે છે કે, ટ્રેન મોજુદ હોય તો કદીયે ભાડુતી મોટરમાં બેસવું નહિ. એમાં પણ બેજ પીડા ઉભી થાય છે. એ ખૂશીથી દોડે તો હાડકાં ખોખરાં થવાની અને છંછેડાય તો બાવડાં ઢીલાં કરવાની, માટે હે શેખ!

**"ચિરા કારે કુનદ આકિલ કે બાઝ આયદ પશેમાની."**

(બસ્રીલ સમક્ષ ડહોળેલા ડહાપણના આધારે.)

દ્રલર થયા છે! ના ના, કાપડીઆ થયા છે. પણ લેખકના ધંધામાં પાઇની પેદાશ નહિ ને ઘડીની ફુરસદ નહિ જેથી કલમ પાની મુકીને કાપડના તાકા ન ઉથામે તો શું કરે? ઓછામાં ઓછા એક ડઝન વરસ સુધી તેમણે સતત સાહિત્ય સેવા કરી હતી. 'સાદિક' છપ્યું ત્યાંસુધી એમની કલમ પણ ખૂબ ફારતક ચાલી. હજુ પણ એ કોઇદી રહી દીસેશથી જાય એમ નથી. 'કારવાં'માં પણ કોક કોક ધંધામાં બરકત અને કલમમાં નિયમિતપણું અતા કરે! આમીન. બીજાઓની જેમ એ કોઇનાં કફન ઉતારતા નથી પણ કફન પહેરાવે છે! ભાઈ 'મુસ્તુફાબાદી' 'કારવાં'માં ઇદનાચાંદ બનવાને બદલે શુકલપક્ષના ચંદ્ર બને એજ વાંચ્છના છે બેસતાજ બેસ છીએ તો 'મુસ્તુ-ફાબાદી' બેસાય અને એમતાજ ગામના 'મજનૂ' શા માટે રહી જાય! હયધારાળા મજનું સાથે આ 'મજનૂ' સાહબને જરાપણ

સંબંધ નથી, અને નતો તે અસલ મજનૂંની જેમ કોઈ લયલાની પાછળ પડ્યા છે ! હજીનો દાંડો પકડવાથી ફુરસદ મળતાં બાળકનો કાંડો પકડવાને બદલે કલમને પકડે છે ! વેળાં કવેળા 'સાદિક'માં દર્શન દેતા: તેમ 'કારવાં'માંએ વખતે ઝળકી જાય, પણ ધરતીની સેવામાંથી ફુરસદ મળેતોને ! નવિન છતાં એમની લેખિની આશારપદ જણાય છે !

∴

"નાચીઝઆઝમ" સાહબ એમના ઉપનામ ઉપરથીજ તમને સમજાતુ નથી કે એઓ સૂરીઝમ તરફ ઢળેલા આદમી હશે ? ઇકબાલને તો એઓ એકદમ ઘોળીને પી ગયા છે. ઉર્દૂ કિતાબોના તો એ કીડા છે ! લેખન શક્તિ સારી છે પણ લખવાની ધૂન જાગે તોજ લખે, નહિતર એ અરબી ઘોડા જેવા તેજી તોખાર હોવા છતાં આપણા દેશી ટટ્ટુઓની જેમ અડી જાય ખરા ! સામાજીક સુધારા અને કોમની પ્રગતિમાં સક્રિય ફાળો આપના લેખક છે, મુસ્લિમ ગુજરાત એમનાથી ઘણી આશા રાખી શકે અને તેમાંએ 'કારવાં'તો ખાસ. છોતરાંફાડ ધાર્મિક લેખકોમાં એમનું સ્થાન ચોક્કસ ગણાય ! છેલ્લે છેલ્લે એમણે સાહિત્ય પ્રત્યે કેમ ઉદાસીનતા સેવવા માંડી છે એ સમજાતુ નથી ! વનમાં પેઠા નથી છતાં સાહિત્યમાંથી ક્ષેત્ર-સન્યાસ લેવાનું ચાહે એ કેમ પાલવે ? અમારી એમને વિનંતિ છે કે પુનઃ કલમને સરાણે ચઢાવી મુસલમાનોના સામાજીક અને ધાર્મિક જીવનમાં જે જાળાં બાઝયાં છે તેને સાફ કરે !

∴

મૌલાના અબ્દુર્રહીમ એન્ડ મૌલાના અહમદ અશરફની કું. આ કંપનીએ ગુજરાતની ધાર્મિક દુનિયામાં સારી ભરતી આણી છે. મૌલાના અબ્દુર્રહીમ સાહબે બાર બાર વરસ સુધી 'સાદિક' જેવા સફળ માસિકનું સંચાલન કર્યું છે. સારી સારી કિતાબો ગુજરાતને ભેટ ધરી છે. એમના વાલિદ સાહબ મૌલવી ગુલામ મહંમદના પગલે ચાલી, એમણે ધાર્મિક ઇલ્મના બગીચાને ગુજરાતમાં ફુલ્યો ફાલ્યો રાખ્યો છે. એમની સેવાઓમાં કુરઆન શરીફનું ગુજરાતી ભાષાંતર એ ગુજરાતમાં સૌથી અજોડ સેવા ગણાશે. તાજ કંપનીની જેમ એમના પ્રકાશનોએ પણ ગુજરાતમાં સારી છાપ પાડી છે. એઓ મૌલવી છે પણ બીજાઓ જેવા ખુશ્ક મૌલવી નથી ! 'કારવાં'ના વાંચકો પણ એમની લેખિનીથી અપરિચિત નથી. એમને વારસામા મળેલી તબ્લીગી સેવાઓને ખૂબ આગળ વધારી રહ્યા છે. 'સાદિક'માં અને 'કારવાં'માં 'ફતાવા' દ્વારા પ્રકાશમાં આવેલા મૌલાના અહમદ અશરફ સાહબ પોતાના ધાર્મિક પ્રકાશનો વડે હવે ગુજરાતમાં ઘેર ઘેર જાણીતા થઇ ગયા છે ! એમની તબ્લીગ માળાના મણકાઓની સંખ્યા ૪૯ સુધી પહોંચી છે." અને ખૂબીની વાત એ છે કે બધીજ કિતાબો ફ્રી અપાય છે. ગુજરાતના ધાર્મિક ઇલ્મની ફુલવાડીના આ બંને માળીઓએ ગુજરાતને ધાર્મિક ઇલ્મથી માલામાલ કર્યું છે. 'કારવાં'ના વાંચકો એમનાથી હજુ બહુ બહુ આશા રાખે છે. "મૌલવીઓ એટલે જકાત ખૈરાત લેનાર" એજ સામાન્ય રીતે છાપ પડી છે. એ ભૂંડી છાપને ભૂંસાડનાર આ મૌલવીઓ છે. એટલે કે જકાત લેનાર નહિ પણ જકાત આપનાર છે ! એમનામાં સેવાની ધગશ છે, તબ્લીગની તમન્ના છે; એ બધુએ છે; છતાં ખુદા સલામત રાખે એ બંને સાહબોના નાજુક મીજાજને !

∴

**ઇબ્રાહીમ મીર્ઝા:** રાવણ જેવા રાક્ષસ સ્વભાવના નહિ પણ વીસ હાથવાળા છે એટલે કે એમને વીસ હાથ નથી પણ વીસ હાથ જેટલું

કામ કરે છે. એમનું કદ નાનું છે; છતાં લેખક તરીકે મોટું કામ કરી રહ્યા છે. છેલ્લા દોઢ દાયકાથી એમની કલમ જ્યાં હોય ત્યાં દોડતી નજરે પડે છે. એઓ દરેક દિશાએ ટટ્ટુ દોડાવી જાણે છે. સારા અને ઝડપી લેખક છે. જો ઘણું લખનારને નોબલપ્રાઇઝ આપવામાં આવતું હોય; તો બેશક મી. મીસ્રી એ પ્રાઇઝ ઝડપી જાય! વળી હવે તો એઓ લખતા, સાથે વકતા પણ બન્યા છે! મુસ્લિમોમાં સૌથી વધુ ઝડપી રિપોર્ટર તરીકે અત્યારે તો એઓ વીન છે!

∴

જનાબ 'કોકિલ' સાહબ: શરૂઆતથી જ એક સારા કવિ અને ઈતિહાસિક લેખક તરિકે એઓ નામાંકિત થયા છે. એમના ઈતિહાસિક લેખો સારી ભાત પાડે છે. અભ્યાસી લેખકોમાં એમનું ખાસ સ્થાન છે. મોટાં મોટાં પોથાં બગલમાં લઈને ફરનાર; છતાં ઓછું લખનાર તરિકે જાણીતા છે. અને ફાર્બસ સભામાં જોડાયા પછી તો પુરાતત્વના અભ્યાસી બનવા લાગ્યા છે. જુના સિક્કા, જુના પુસ્તકો, જુના લેખો વગેરેનો સંગ્રહ કરે છે અને વેચે છે! કોઈ એમ ન ધારી લે કે એઓ 'જુના તારકસબ'નો ધંધો કરે છે! શરૂઆતમાં નાનાલાલને' ચીલે ચાલતા હતા, વળી ખબરદારની પાછળ ચાલતા હતા; પણ હવે જાતે પોતાની ચાલે ચાલે છે અને બીજાઓ પોતાની પાછળ ચાલે, એવું ઈચ્છતા પણ હશે જ? નાનાલાલની સ્ટાઇલે લેખિત ભાષણો સારાં આપી શકે છે. પણ કોણ જાણે એમનામાં જેટલું છે એટલું ગુજરાતને આપી શકતા નથી? એમની જોડે ચાલનારાઓમાં ભાઈ 'ફકીર'નું નામ થોડાંક વરસો પર સારૂં ચમકતું હતું. ભાઈ 'ફકીર' લેખક કરતાં કવિ તરિકે સારા ઝળક્યા હતા. "કોકિલ–ફકીર"ની જોડી 'સાકી' દ્વારા સાહિત્યમાં ઠીક રંગ જમાવશે એમ લાગતું હતું. પણ સાકી તો થોડીવારમાંજ ગુંગળાઈ ગયું ને 'ફકીર' સાહબે ખીલ્યા ન ખીલ્યા ને સાહિત્યમાંથી ફકીરી લઈ લીધી! છે કોઈ તેમને સાહિત્યના ત્યાગમાંથી રાગી બનાવનાર?

∴

ઈમામુદ્દીન દરગાહવાલા: સારા અભ્યાસી લેખક અને સફળ અનુવાદક તરીકે ભાઈ ઈમામુદ્દીનનું નામ જાણીતું છે. એમનાં બે ત્રણ નાનકડાં છતાં ઉપયોગી ઇતિહાસિક પુસ્તકોએ સારૂં સ્થાન પ્રાપ્ત કર્યું છે. ઉત્તેજનના અભાવે અટવાઈ ગએલા લેખકોમાં ભાઈ–ઈમામુદ્દીનની ગણના પણ કરી શકાય. મુસ્લિમ ગુજરાતને પોતાના લેખકોની જરાએ પડી નથી; નહિતર કોઈ સારા માસિકના સંપાદકના સ્થાને ઇમામુદ્દીનનું નામ શોભી શકે એમ છે! ફૂંક મારતાં ઉડી જાય એવું સુકલકડી શરીર હોવા છતાં ભારેખમ લેખો પણ લખી શકે છે!

∴

જુદાં જુદાં ચાર ચાર નામ કે ઉપનામથી લખનારાઓમાં ભાઈ 'આઝાદ' સાહબ મુંબઈવાળાનું નામ બેધડક મૂકી શકાય. ભાઈ–'આઝાદ' નવલિકા લેખક, ભાવના લેખક અને સાથે સાથે કવિ પણ છે. લખવા ખાતર લખતા નથી પણ સાહિત્ય સેવા અર્થે લખે છે. અને સારૂં લખે છે. રૂપમ સાહિત્ય દ્વારા નવિન ભાત પાડવાના એમના કોડ ઉત્તેજનના અભાવે હજુ અધુરાજ રહી ગયા છે! 'તુરાબ'ની ચિણગારીને એમણે પેટાવી હતી હતી પણ ઉત્તેજનના અભાવે તેય હોલવાઉં હોલવાઉં થઈ રહી છે!

∴

તુરાબ: મુસલમાનોમાં આ એકજ ભાવના લેખક છે. એમનાં ગદ્યગીતો ગુજરાતીમાં નવિનભાત પાડે એવાં હોય છે. એમણે જુદીજુદી ભાવનાઓને પુસ્તક રૂપે પ્રગટ કરી છે તેનું નામ "ચિણગારી". ભાવનાની ભૂખ ગુજરા

તને છે ખરી: પણ તે મફત મળે તોજ વહેપારી ગુજરાતને 'પાલવેને? અને તેથીજતો "ચિણગારી" પર રાખનું પડ ચઢી ગયું છે! આદર્શ સાહિત્યને નામે લોકો બણગાતો ફૂંક ફૂંકે છે, પણ આદર્શ સાહિત્ય જ્યારે આંખોની સામે ખડું થાય છે ત્યારે ગજવામાં આંગળીઓ ફરતી થઇ જાય છે! "ચિણગારી" પરનું રાખનું પડ ખંખેરવા કોઇને ઉત્તેજનાની ફૂંક મારવાની પણ પરવા નથી!

∴

ભાઇ એ. શી. **'અમીન'**: આઝાદ કલમ ધારીઓમાંના એક છે. સિદ્ધહસ્ત અનુવાદકોમાં પણ વીન આવે એવા છે. એમ તો એમણે ઘણા પુસ્તકો લખ્યાં છે પણ તેમાં અલ્ફારૂક એ સર્વ શ્રેષ્ઠ અનુવાદ છે. મૌલિક લેખો પણ સારા લખી શકે છે. કલમમાં તેજ છે પણ એક ઠેકાણે ઠરીને બેસતા નથી એજ મુસીબત છે ને? અનેક પેપરોના તંત્રી થઈ ચૂક્યા છે. એકજ ખુરશી પર બેસી રહેવું એમને પાલવતું નથી કારણકે જરા સ્વતંત્ર મિજાજના માણસ છે ને? તો પછી આ મરકાયુગમાં એવા માણસ એક ઠેકાણે શી રીતે નભી શકે! કેમ બોલ્યા નહિ, રાજ્જા! કલમમાં કટાક્ષ છે, પણ તેમાં વધુ મીઠાશ આણવા ખ્વાજા હસન નિઝામી જેવાં ઝુંડાં રખાવીને ખ્વાજાજીની મીઠાશ પોતાની કલમમાં ખેંચી આણવા પ્રયત્ન કરી રહ્યા હશે! મરહૂમ **'સાદિક'** અને **'કારવાં'**ના વાંચકો તો એમની કલમથી પરિચિત છેજ, હવે એમના દીદારથી પરિચિત થશે! વલ્લાહ ડૉક્ટર કીચલુને મળતો એમનો દેખાવ છે. અને જાતે પણ લીડર તબીયતના માણસ છે. એમની વાતોમાં માલ, અને લેખોમાં વજુદ હોય છે. બીજાઓની જેમ ખાલી લિફાફા નથી!

મુન્શી **ઉમરખાન** સાહબ: ગુજરાતના થોડાક ઇતિહાસિક લેખકોમાં એમનું સ્થાન ચોક્કસ છે. પોતે ઉર્દૂના ખાં છે! અભ્યાસિક દ્રષ્ટિને લીધે ઉર્દૂ, ફારસી અને અરબી સાહિત્યનું સારૂં સારૂં તત્વ ગુજરાતીમાં રજુ કરી શક્યા છે. સાદિકમાં એમની **"કુરઆનની ચમત્કારિક વાણી"**ની લેખમાળા સારી દિલચસ્પ નિવડી હતી. કારવાંના વાંચકો પણ એમના **'લોહીની અસર'**વાળા લેખ અને તેના સમર્થનમાં લખાએલી લેખમાળાથી પરિચિત છેજ. જનાબ મુન્શી સાહબ પાસેથી કારવાંના વાંચકો બીજી વધુ નક્કર પ્રસાદિની આશા રાખે છે. ઉર્દૂના સારા શાઇર છે. પણ એમની શાઇરી કરતાં એમની તબીયત વધુ ગરમ છે! તે તો કારવાંમાં એમનો ફોટો નિહાળીનેજ વાંચકોએ સમજી લીધું હશે!

∴

ડૉ. **અસદઅલી**: પુરાણા લેખકોમાંના એક છે. થોડું બોલે છે અને થોડું લખે છે; છતાં લખે છે; ત્યારે સારૂં લખે છે. કોક કોકવાર 'દીન'માંજ દર્શન દે છે. પ્રેસ લાઇનમાં ફસાયા પછી તો જાણે સાહિત્યમાંથી સન્યાસ લીધા જેવુંજ દેખાય છે. તેઓ પોતે ડૉક્ટર નથી છતાં કોકવાર કૌમને સારાં પ્રિસ્ક્રીપશન્સ લખી આપે છે!

∴

ઇબ્ને **મુસ્તફા રંગુની**: કરાંચીમાં બેઠાં બેઠાં પણ ગુજરાતી સાહિત્યની સેવા કરી રહ્યા છે. મુસ્લિમ સાહિત્યને જેમ બને તેમ વધુ વંચાતું કરવું. મુસ્લિમ લેખકોને જેમ બને તેમ વધુ પ્રકાશમાં આણવાના પ્રયાસો કરવા, એ એમનું ખાસ કામ! થોડુંક લખે છે પણ લખે છે કામનું. હાલમાં એમણે ઠીક ઠીક કલમ કસવા માંડી છે. પણ ભલા ત્રણ-ત્રણ ને ચાર-ચાર, તખલ્લુસ ધારણ કરવાની શી જરૂર એમને જણાઈ હશે? નામ કરતાં કામના વધુ ચાહક

છે. કલાકારોની ઉત્તેજના માટે દામ ખરચતાંએ ડરે એવા નથી. સૌ કરતાં વધુ સાહિત્યકારોના સમાગમમાં એ આવ્યા છે. એમની બધી કમાઇ સાહિત્ય પાછળજ ખર્ચાય છે. લેખકો અને ચિત્રકારોના ખાસ ચાહક છે. ઘણાના તો માર્ગદર્શક પણ થયા છે. ઘુસણીયા નીતિથી અપરિચિત હોવાને લીધેજ ઝાઝા પ્રકાશમાં આવ્યા નથી! એઓ સાહિત્યના દુકાનદાર બનવા કરતાં ગ્રાહક બનવાનું વિશેષ પસંદ કરે છે. જો એમની પાસે વધુ પૈસા હોત તો...? મગર ઐસે દિન કહાં હૈ...! કવિતા રચતા નથી પણ સમજે છે ખરા! વિવેચક છે પણ નાનકડા. વિચારક છે પણ ખૂણામાં બેસનારા! વાણી, વર્તન અને લેખનમાં પક્કા નેશનાલિસ્ટ છે! એમને સાહિત્યકારોના પ્રાઇસ લિસ્ટની ઉપમા આપીએ તોય ચાલી શકે!

# કવન ગલીઓ

• પૃથ્વી •

પથિક ! ગલીઓ ભરી કવનની નથી કંટકે,
નથી મલિન વા નથી ઢગ તહીં પડ્યા પત્થરો
તણા. ખચિત એ સપાટ નવ, ક્યાંક આડા હશે,
ન અંગ ગભરાવવા, મજબૂતી પગે ઠાંસવા.
સદૈવ ગલીએ રૂડી કવન કેરી જે સાંપડે
અવરમાં કદી ના જડે.

ચિરાગ નવઆશના, હૃદયચસ્પ સુકલ્પના
તણા ન નિજ તેજથી કદીય દે હતોત્સાહના
તિમિર ઘન ઉભવા લગીર કાજ વિશ્રામને;
ઉડાડી' થર થાકના તનમને ચડ્યા, ફૂંકશે
સદા કવન – લેહરો નવલ ચેતના, પ્રેરણા.

નવું જીવન જીવવા, જીવન રહસ્ય અવલોકવા
પધાર ! ગલીઓ ઊભી કવન કેરી સત્કારવા.

•

'કિસ્મત'

# એકલું જીવન

"અખ્તરી" બી. એ.

કેટલાક માણસો જિંદગીની અજાયબીઓથી અંજાઈ જાય છે. તેઓ એક લાંબા વિકલ્પમાં સપડાયલા હોય છે અને એકલા તેમજ દબાયલા માલમ પડે છે. એવા માણસો પોતાના મનોભાવને જાણી જોઈને ઉભરવા દેતા નથી. તેઓ-માણસ ગંધ હોય છે અને બને ત્યાંસુધી એકલાં રહેવાની કોશિશ કરે છે......

આવા એકલાં જીવો તમને પ્રત્યક્ષ નજરે પડશે. ન, તેમનો કોઈ મિત્ર, ન, સામાજીક રહસ્યોથી તેમને મિત્રતા, ખરું પુછો તો એકાંતને તેઓ આદત કરી બેઠા છે......

ઘણું એકાંત માણસને નકામો બનાવે છે, પણ સ્નેહ એ ઘણો જ મોટો પાવરધો છે. એ સુતેલી ઉર્મીઓને પણ રાક્ષસની જેમ અર્પે છે. જ્યારે પ્રેમનો સાદ છેડાય ત્યારે એ એકલાં જીવનની કરમાયલી કલીઓમાં પણ ફૂલ બહાર આણી મૂકે છે...

ફીકાસ અને દબાન અદ્રશ્ય થાય છે અને તરતજ તેની જગ્યાએ જાગૃતી અને જોશો સ્ફૂરે છે...

હા, જ્યારે પ્રેમબાણ વાગે ત્યારે બધું જ જુદું દેખાય!

અમુક સમય સુધી એ સ્વાર્થ અને લાલચને પણ ભુંસી દે છે, અને તે જીવ પોતાની પ્રિયા માટે મોટા મોટા બલીદાનો આપવા તૈયાર થાય છે......

આ ફેરેક માણસને ઘણે જ ઉંચે લઈ જાય છે. પહેલાં એક રસ્તો કાપવામાં કંટકો આડે આવતા: હવે પહાડો પણ પસાર કરવા આસાન લાગે છે......

એકલાં જીવનને જિંદગીમાં કોઇ ચારો નથી. એ ઘણીવાર અગત્યની વસ્તુઓ ખોઈ બેસે છે. એને ઘણીવાર શારિરીક તેમજ માનસિક મુસીબતો વેઠવી પડે છે...

પણ જો એ જીવન સ્નેહ જાળમાં સપડાય તો એની બધી આફતો દૂર થશે.

---

## હું કાંઈ પણ સમજ્યો ન જીવનના સારને!

ના છેડો દિલની તુટેલી મારી સિતારને;
ના પાનખરમાં યાદ કરાવો બહાર ને.
સમજી હું મારો આસરો સપડાયો જાળમાં;
શું જાણું શોધતું હતું કોઈ શિકારને?
ખોવાએલા એ મિત્રોની આવે છે દિલમાં યાદ;
ગુંથી રહ્યો છું જાણે હું ફૂલોના હારને.
જીવન પછી મરણ અને શું છે મરણ પછી?
હું કાંઈ પણ સમજ્યો ન જીવનના સારને!
રંગે છે જાત જાતના રંગોથી જગ મને;
હું છું કે છોડતો નથી મારા ચિતારને.
બાંગોથી ના તો ઘંટના નાદોથી કંઈ થયું;
વશ થઈને હું તો જાગ્યો છું દિલની પુકારને.
શું યાદ શકિત મારી વધી એટલી "અમીન";
ભૂલી ગયો હું આખરે પરવરદિગારને!

"અમીન," આઝાદ. (સુરત.)

# શહેનશાહ શાહજહાંની દિનચર્યા

ભાષાન્તરકાર:

ઈમામુદ્દીન સદરૂદ્દીન દરગાહવાળા

મુગલ શહેનશાહ શાહજહાં, આગ્રાના નિવાસ દરમ્યાન પ્રાતઃકાળે ચાર વાગે ઊઠતો. સ્નાન આદિથી પરવારી નમાઝ અદા કરતો, ત્યાર બાદ કુરઆને-શરીફનું પઠન કરતો, અને નિત્યની પ્રથા મુજબ વિર્દ-વઝીફાથી પરવારી, પોતાની દૈનિક ફરજોની બજાવણી હાથ પર લેતો.

એનું પહેલું કાર્ય જનતાને દર્શન આપવાનું હતું.* આગ્રાના કિલ્લાની પૂર્વ બાજુએ, જમના નદીના તરફ એક ખાસ ઝરૂખો હતો, ત્યાં એ બરાબર ૬-૪૫ કલાકે આવીને બેસતો, અને આમ જનતાને દર્શન આપતો, અને એજ વેળા લોકોની શિકાયતો, ફરિયાદો વિગેરે પણ સ્વીકારતો. જનતાની સલામ ઝીલ્યાં પછી અને ફરિયાદ-અરજીઓ આદિ સ્વીકાર્યા પછી, ત્યાંજ હાથીઓનું યુદ્ધ જોતો. એને હાથીઓનું યુદ્ધ જોવાનો ભારે શોખ હતો વધુમાં વધુ હાથીની પાંચ જોડીની લડાઈ જોતો. એ લડાઈ જોવાને માટે હજારો લોકો એકત્ર થતા. ત્યાર પછી જો વખત રહેતો તો, ત્યાંજ શાહી સૈન્યનું નિરિક્ષણ કરતો.

આ કાર્યોથી પરવારી દીવાને-આમની બેઠકમાં હાજરી આપતો. આવા ભવ્ય દરબારોની વિગતો ફારસી ઇતિહાસોમાં વિસ્તારથી આલેખાયલી છે. બરાબર ૭-૪૦ થતાંજ શહેનશાહ શાહજહાં દરબારના ખંડમાં પ્રવેશતો. સૌથી પ્રથમ મીર બખ્શી, લશ્કરી અમલદારો અથવા મનસબદારો તરફના નિવેદનો અને અરજીઓ બાદશાહની સેવામાં પેશ કરતો એનો નિકાલ તેજ ઘડીએ બાદશાહ તરફથી થઈ જતો. કેટલાકોને પ્રમોશનો મળતાં, કેટલાકોને નવી જગ્યાએ નીમવામાં આવતા. ત્યારપછી શાહી-જાગીરમાં હોય એવા પરગણાઓના, વ્યવસ્થા-ખાતાના કારકુનો રજૂ થતા તેઓ પોતાના વડા અમલદાર દ્વારા-દાખલા તરીકે મીર-સામાન અથવા દીવાને બયાતૂત મારફતે-પોતાની દરખાસ્તો પેશ કરતા, અને તે ઉપર તુરતજ શહેનશાહના હુકમો સાદર થઈ જતા.

તે પછી શાહજાદાઓના અને ઉચ્ચ અધિકારીઓના આવેલા કાગળો વંચાતા, કે સાંભળવામાં આવતા. ત્યારબાદ સૈયદો, શેખો, વિદ્વાનો અને હાજતમંદોની મદદ માટેની અરજીઓનો નિકાલ થતો. યોગ્ય અરજીઓ તપાસ પછી બહાલ રાખવામાં આવતી, અને બાકીની અરજીઓને નિકાલે કાઢી નાંખવામાં આવતી. આવી રીતે બે કલાક પર્યંત આ દરબાર ચાલુ રહેતો હતો, પરંતુ કોઈ કોઈવાર અગત્યના કામોની સંખ્યા વિશેષ પ્રમાણમાં હોય તો, એવા સંજોગોમાં આ દરબાર બે કલાકથી પણ વધુ વખત સુધી ચાલુ રહેતો હતો.

ત્યાર બાદ બાદશાહ દીવાને-ખાસ ભરતો. એ વેળા કેટલાક અગત્યના કાગળોના જવાબ, બાદશાહ સ્વહસ્તે લખતો. જુદાજુદા પરગણાના ગવર્નરોના નિવેદનો અહીંજ વંચાતાં. એ નિવેદનોના જવાબો, ફરમાનો રૂપે અથવા શાહી-પત્રો રૂપે શહેનશાહની આજ્ઞા મુજબ, વઝીરો ત્યાંજ ઘડી કાઢતા. આવા જવાબોના

* મુગલ શહેનશાહોમાં ઝરૂખા દર્શનની પ્રથા સમ્રાટ અકબરે શરૂ કરી હતી.

મુસદ્દાઓ ત્યાંજ વાંચી જવામાં આવતા, શહેન્શાહ શાહજહાં તે સાંભળતો, અને તેમાં ભૂલચૂક હોય તો સુધરાવતો, અને ત્યાર પછી એ કાગળો અથવા ફરમાનોને હરમમાં શાહી મોહોરો મારવા માટે મોકલી દેવામાં આવતાં. આમાંની મોટી મોહોર મુમતાઝ મહેલના કબ્જામાં રહેતી હતી.

આ કામથી નિવૃત્તિ મળતાં, ઉચ્ચ પંક્તિના મહેસુલી અમલદારોના અગત્યની બાબદો ઉપરના નિવેદનો-જેનો સંબંધ શાહી ઉપયોગની જાગીરો જોડે હતો-બાદશાહની સેવામાં રજૂ થતા, જે ઉપર યોગ્ય શાહી હુકમો થતા. એ પછી શાહી-દાન ખાતાના વડા તરફથી, હાજતમંદોની કેફિયતો રજૂ થતી અને તેનો તુરત નિકાલ થતો. ઘણાંકોને જમીનો મળતી, રોકડ નાણાં મળતાં, અથવા દૈનિક ખર્ચની જોગવાઈ કરી આપવામાં આવતી. આવા પ્રકારની સહાયતા, બાદશાહના જન્મોત્સવ વેળા બાદશાહની સુવર્ણ રૌપ્ય કે જવાહિરાતોમાં તૂલા થતી અથવા એવા પ્રસંગો પર શાહી કુટુમ્બના સભ્યો તરફથી બાદશાહ ઉપર રોકડ નાણું, સોનું કે રૂપું નિછાવર કરવામાં આવતું, તે ભંડોળમાંથી આ અરજ કરનારાઓને દાનની રકમો મળતી હતી.

ત્યાર બાદ બાદશાહ, થોડાક વખત સુધી ઝવેરીઓ, મીનાકારીનું કામ કરનારા કારીગરો વિગેરેના કામો જોતો. પછી શાહી ઈમારતોના નકશાઓ તપાસતો, અને તેમાં ફેરફાર કરવા ઘટતા તો તે સૂચવતો. વડો પ્રધાન આસિફખાન, શિલ્પીઓ અને ઈજનેરોના માર્ગ-દર્શન માટે, એ નકશાઓ્હી અન્તિમ બહાલી વેળાની શહેન્શાહ શાહજહાંની ઈચ્છાઓ તેમને જણાવતો. આ પ્રસંગે જાહેર બાંધકામ ખાતાનો વડો પણ આ દરબારમાં હાજર રહેતો હતો. આ કાર્યથી પરવાર્યા પછી શહેન્શાહ શાહજહાં, શિકારખાનાના જાનવરો બાજ, ચિત્તા વિગેરેનું નિરિક્ષણ કરતો.

આવી પ્રવૃત્તિઓમાં લગભગ બે કલાક જેટલો સમય વ્યતિત કરી, બાદશાહ દીવાને-ખાસના ખંડમાંથી નીકળીને શાહબુર્જમાં પધારતો. ઘડિયાળમાં તે વેળા ૧૧-૪૦ ના ટકોરા પડતા. અહીંજ અનેક ખાનગી કાર્યો, અને ખાનગી મંત્રણાઓ થતી. અહીં શાહજાદાઓ અને થોડાક અતિ વિશ્વાસુ અને ભરોસાપાત્ર અધિકારીઓ સિવાય બીજા કોઈને આવવાની આજ્ઞા ન હતી. શાહીદાસો (નોકરો) નેય આ વેળા બુર્જની બહાર ચાલ્યા જવાનો હુકમ થતો. સામ્રાજ્યના અગત્યના પ્રશ્નોની છણાવટ પણ એજ વેળા થતી, અને અહીં જ વડા પ્રધાન વિગેરે જોડે મંત્રણાઓ થયા પછી દૂર દૂરના પ્રાન્તોના ગવર્નરો ઉપર પાઠવવાના અગત્યના તેમજ ખાનગી હુકમો ઘડાતા, અને રવાના થતા. લગભગ વીસેક મિનિટ સુધીમાં આ મંત્રણા પૂરી થઈ જતી, અને બાર વાગતાં શહેન્શાહ શાહજહાં, હરમમાં ચાલ્યો જતો.

બાદશાહ, હરમમાંજ ઝોહરની નમાઝ અદા કરતો. ભોજન પણ ત્યાંજ કરતો. અને એક કલાક ઉંઘતો. અહીં લાચાર વિધવાઓ નિરાશ્રિત બાળકો અને નાદાર કુટુમ્બોની કુંવારી છોકરીઓનું એક મોટું ટોળું હાજર રહેતું હતું. એ ટોળામાં ગરીબ વિદ્વાનો, અભ્યાસીઓ અને ભક્તજનોની પુત્રીઓ પણ હોતી. એ બધાં શાહી-દાન મેળવવાના આશયે હાજર થતાં. બાદશાહ-બેગમ તરફથી સતીઉન્નીસા બેગમ÷ એ બધાંની અરજો લેતી. તે વેળા સતીઉન્નીસા બેગમ ઝનાનાની નાઝીર

÷ સતી ઉન્નીસા બેગમની વધુ હકીકત જાણવા જુઓ. "મુસ્લિમ ગુજરાત" અઠવાડિકમાં, ગયે સાલ છપાયેલો મારો લેખ "જહાંઆરા".

(વ્યવસ્થાપક) હતી. એ અરજીઓ બાદશાહ-બેગમની સેવામાં રજૂ થતી, અને ત્યારબાદ મલકા મુમતાઝ મહલ, બાદશાહ સમક્ષ પોતાનું નિવેદન રજૂ કરતી. બાદશાહ નિવેદનમાં ભલામણ કર્યા અનુસાર, અરજદારો પૈકીની કેટલીક વ્યક્તિઓને જમીન, જીવાઈ અગર રોકડ દાન આપતો, અને જે કુંવારી છોકરીઓની અરજો મંજૂર થતી, તેમને કન્યાદાન તરીકે દાગીનાઓ, રત્નો અને રોકડ રકમ અદા કરી દેવામાં આવતી. હરમમાં આ કાર્ય નિત્ય થતું.

ત્રણ વાગ્યા પછી શાહજહાં, અસરની નમાઝની તૈયારીઓ કરતો. એ વેળા ક્વચિત ક્વચિત બાદશાહ, દીવાને આમની ફરીવાર પણ મુલાકાત લેતો. અને રાજ-કાજનું થોડુંક કામ પણ પતાવી લેતો. બાદશાહ ત્યારપછી મગરિબની નમાઝ અદા કરવા માટે, ખાનગી ખંડમાં ચાલ્યો જતો.

સંધ્યા થતાંજ આ દિનચર્યાનો અંત આવી જતો હતો એમ ન હતું. દીવાનેખાસમાં રત્નજડિત દિપિકાઓ પ્રકટતી. અને સાંજની મજલિસ ભરાતી. અહીં એ મજલિસમાં જૂદા જૂદા કલાકારો, બાદશાહને પોતપોતાની કલાનો પરિચય કરાવતા. સંગીતની રમઝટ જામતી. ભિન્નભિન્ન વાજિંત્રોના ધ્વનિથી દીવાને-ખાસનો ખંડ ગૂંજી ઉઠતો. શાહજહાંને સંગીતનો બેહદ શોખ હતો.

ઈશાની નમાઝ પછી બાદશાહ શાહજહાં પુનઃ શાહબુર્જમાં પધારતો, અને સામ્રાજ્યના ખાનગી કામો ઉકેલતો. વડા પ્રધાન અને બખ્શીઓને બોલાવતો, અને જરૂરી હુકમો કરતો.

૮-૩૦ પછી, શહેનશાહ શાહજહાં હરમમાં જવાને ઉઠતો. અહીં બે કલાક લગી અને ક્વચિત ક્વચિત ત્રણ ત્રણ કલાક સુધી શાહજહાં સ્ત્રી-ગાયિકાઓનું સંગીત સાંભળતો. ત્યારબાદ, શહેનશાહ શાહજહાં બિછાને જતો, ત્યાં ઉંઘી જાય ત્યાં લગી, બાદશાહ આગળ જુદાજુદા ગ્રંથો વાંચી સંભળાવવામાં આવતા. બાદશાહના સુવાના ખાનગી-ખંડના પરદાની પેલી બાજુ રહીને, શાહી રિડરો બહુજ સ્પષ્ટ પરંતુ હળવા સાદે પુસ્તકો વાંચવાની ફરજ બજાવતા. આ પુસ્તકો વિશેષતઃ પ્રવાસ-ગ્રંથો, આ હઝરત (સ. અ. સ.) તેમજ અન્ય ઓલિયા અલ્લાહોના ચરિત્રો, અને આગલા બાદશાહોના ઇતિહાસો હોતા. શાહજહાંને, અમીર તયમૂરનું ચરિત્ર અને શહેનશાહ બાબરે પોતે પોતાની લખેલી આત્મ-કથા (તુઝકે બાબરી) એ બે પુસ્તકો ઘણાં પ્રિય હતાં, અને તે, તે ઘણીવાર સાંભળતો. અંતે, દશ વાગતાં બાદશાહ સુઈ જતો, અને છ કલાકનો આરામ કરતો.

શુક્રવાર એ રજાનો દિવસ હતો, અને તે દિવસે કોઈ પણ પ્રકારના ન્યાયાદિનું કાર્ય, બાદશાહ તરફથી થતું નહીં. બુધવાર ઇન્સાફ તોળવાનો ખાસ દિવસ હતો. તે દિવસે બાદશાહ, દર્શન આપ્યા પછી દીવાને આમમાં જવાને બદલે, સીધો દીવાને-ખાસમાં જતો અને ન્યાયાસને બિરાજતો. ન્યાય કરવા માટે ઇશ્વરી બ્હીક રાખનારાં વિદ્વાન કાઝીઓ અને ન્યાયાધિશો નિયુક્ત થયલા હતા, જેઓ ન્યાય કરતા પરંતુ છેવટની અપીલ તો હુઝૂરમાંજ થતી. બુધવારના દિને એવી હુઝૂર-અરજોની સુનાવણી બાદશાહ સમક્ષ થતી. ન્યાયાધિશીના અમલદારો એક પછી એક અરજદારોને પેશ કરતા, અને તેની અપીલો ઉપરના નિવેદનો રજૂ થતાં. બાદશાહ ઉલમાઓ જોડે મંત્રણા કરતો, અને એવી હુઝૂર-અરજોના નીકાલ કરતો. એવી અપીલો દેશના જુદા જુદા ભાગોમાંથી આવતી અને તેના આખરી ફેંસલા થતા *.

* સર જદુનાથ સરકારનો એક વિદ્વતાભર્યા નિબંધનો સંક્ષિપ્ત સાર.

કવિ કુલ શિરોમણી
શ્રીયુત શેખચલ્લીની
કલમથી.

## રોતા લબાચા રહે છે!

જતા જ્યારે દુન્યાથી ચાચા રહે છે;
તો પછવાડે રોતા લબાચા રહે છે! ૧

ન કૉફી રહે છે કે ના ચા રહે છે;
ફક્ત ઘરમાં સૂવાના માચા રહે છે! ૨

ન કોઠીમાં દાણા, ન દાટેલા નાણાં;
બે દર્પણ, ને જોવાનાં ડાચાં રહે છે! ૩

નબાપા એ છોરૂ, રઝળતા રહીને;
જમાનાની રૂઢિથી કાચા રહે છે! ૪

છછોરા ને નરદમ બને છે તો એવા;
કે કિસ્મતમાં જેની તમાચા રહે છે! ૫

નિખટ્ટુ, નઠારા, જમાનાના એદી;
છતાં એ ઝગડવામાં સાચા રહે છે! ૬

બકે જાય છે હરતાં ફરતાં એ ગાળો;
સદા મોંમાં ગંદીજ વાચા રહે છે! ૭

કમાવું નથી ને ઉડાવું ઘણું છે;
અને તેથી દા'ડા *દુઃખાચા રહે છે! ૮

મરે છે એ જ્યારે તો ચાચાની પેઠે;
લબાચાના પાછા લબાચા રહે છે! ૯

*મરાઠી છે. દુઃખના.



# ફતાવા

લખનાર-મૌલાના અહ્મદ હાજી આરેફ અશરફ સાહબ, રાંદેરી

સવાલ પૂછનારે ત્રણથી વધુ સવાલો એક સામટા પૂછવા નહિ. [તંત્રી]

**સવાલ**-એક માણસે એક ઔરત સાથે શરીઅતના કાયદા મુજબ નિકાહ કર્યા, તે પછી જણાયું કે ઔરતને તો ઝીનાનો હમલ છે. હવે કેટલાક લોકો કહે છે કે નિકાહ ન થયા તેમજ કાઝી અને વકીલ તેમ શાહેદોની ઔરતો પણ નિકાહથી નીકળી ગઈ અને તેમના નિકાહ તૂટી ગયા માટે ખરું શું છે તે જણાવો ?

**જવાબ**-અગર ઝીના કરનાર માણસે તે ઔરત સાથે નિકાહ કર્યા છે તો નિકાહ અને સોહબત કરવી દુરસ્ત છે; પણ ઝાની સિવાય બીજો કોઈ મર્દ ઝીનાના હમલવાળી ઔરત સાથે નિકાહ કરે તો નિકાહ દુરસ્ત થશે; પણ સોહબત કરવી (તેણી જ્યાં સુધી બચ્ચું ન જણે) જાએઝ નથી. કાઝી. વકીલ. ગવાહોની ઔરતો નિકાહમાંથી જશે નહિ. (દુર્રે મુખ્તાર.)

**સવાલ**-કબરો ઉપર દરરોજ પાણી છાંટવું અને ઝાડો ઉગાડવા માટે શું હુકમ છે ?

**જવાબ**-મુર્દહને દફન કરી કબ્ર ઉપર ઘુસ્લ પાણી નાખવું મુસ્તહબ છે. તેમજ કબ્ર બેસી ગઈ હોય તો કબ્રને દુરસ્ત કરતી વેળા જરૂરતને લઈ પાણી નાખવું જાએઝ છે. પણ દરરોજ પાણી નાખી કબ્ર ઉપર ઝાડો ઉગાડવા અને ઝીનત કરવી મના છે. કારણ કે કબ્ર ઝીનત અને શણગાર કરવાની જગ્યા નથી. માટે દરરોજ પાણી કબ્ર ઉપર નાખવું ન જોઈએ. અને જે ઝાડ કબ્ર ઉપર કુદરતી રીતે ઉગે તે કાપવું પણ ન જોઈએ. (નિસાબુલ એહતેસાબ, મેઅતામસાઈલ)

**સવાલ**-શુ ફરમાવે છે દીનના આલેમો કે કેટલાક લોકો રેશમી નાડાં ઈજારમાં બાંધે છે અને કેટલાક રેશમી નાડાં પાટલુન ઉપર બાંધે છે. એ માટે શું હુકમ છે ?

**જવાબ**-રેશમી નાડાં મર્દો માટે જાએઝ નથી. (નિસાબુલ એહતેસાબ.)

**સવાલ**-બિદઅતી આદમીની નમાઝ ફર્ઝ અને નફિલ કંઈ કબૂલ થતી નથી એમ હદીસમાં આવ્યું છે એ વાત ખરી છે ? હવાલા સાથે લખો કે સંતોષ થાય.

**જવાબ**-એ હદીસ ઈબ્ને માજહમાં મૌજૂદ છે. બિદઅતીની ફર્ઝ તથા નફિલ ઈબાદત કબૂલ થતી નથી. એથી તે બિદઅતી મુરાદ છે કે જેની બિદઅત કુફ્રની હદ સુધી પહોંચી હોય. એ પ્રમાણે હઝરત શાહ ઇસ્હાક સાહબ (રહે.) એ "મેઅતામસાઈલ"માં લખ્યું છે.

**સવાલ**-જુમ્માના દિવસે નમાઝમાં શું ખાસ સૂરત પઢી વધારે સવાબ રાખે છે? એ હદીસ શરીફથી સાબેત છે? બીજી કોઈ સૂરત પઢાય કે નહિ ? જુમ્માએ શું વિરદ વધારે પઢવું ?

**જવાબ**-જુમ્માના દિવસે ફજરની નમાઝની પહેલી રકાઅતમાં સૂરએ "અલિફ લામ મીમ પુરી અને બીજીમાં સૂરએ હહર" પઢવી તેમજ જુમ્માની નમાઝની પહેલી રકાઅતમાં સૂરએ "અઅલા" અને બીજીમાં સૂરએ "ગાશિયહ" અથવા પહેલીમાં સૂરએ "જુમ્અહ" અને બીજીમાં સૂરએ "મુનાફેકુન" પઢવું સુન્નત છે. હદીસ શરીફમાં છે કે અકસર હઝરત (સલ૦) એ સૂરતો પઢતા હતા. પણ કદી બીજી સૂરતો પણ પઢવી જોઈએ કારણ કે લોકો એનેજ ઝરૂરી ન સમજી લે. જુમ્માના

દિવસે દરૂદ શરીફનો વિર્દ વધારે કરવો અફઝલ છે. રસુલે ખુદા (સલ.)એ ફરમાવ્યું છે કે જુમ્માના દીને અને રાતે મારા ઉપર વધુ પ્રમાણમાં દરૂદ પડો. હઝરત (સલ૦) સર્વે લોકોના સરદાર છે અને જુમ્માનો દિવસ બધા દિવસોનો સરદાર છે. વળી જુમ્માના દિવસે અથવા રાત્રે સૂરએ કહફ પણ પઢવાની ઘણી ફઝીલત હદીસ શરીફથી સાબિત છે. આપે (સલ) ફરમાવ્યું કે જે માણસ જુમ્માએ સૂરએ કહફ પઢશે તો તેના પગનો નીચેથી આસમાન સુધી નૂર ચમકશે અને કિયામતના દીને તે રોશની પ્રાપ્ત કરશે, અને બીજી જુમ્મા સુધી તેની મગફેરત અને બખશિશ કરવામાં આવશે. (આદુલમઆદ, ભાગ ૧, પાનું ૧૦૨, ૧૦૩)

**સવાલ**–બત્તી સળગાવતી વેળા કોઇ ખાસ દુઆ પઢવા માટે આવી છે ? કેટલાક લોકો એવી માન્યતા રાખે છે માટે શું હુકમ છે ?

**જવાબ**–કોઇ દુઆ ખાસ પઢવાની હદીસ શરીફથી સાબિત નથી. એતો જાહેલોની ઘડેલા વાત છે. એ પર અમલ ન કરવો. બેશક સવાર સાંજે પઢવાની દુઆઓ હદીસ શરીફથી સાબિત છે. જે કિતાબ નામે હિસ્ને હસીન અને અમલુલ યૌમે વલલયલહ વિગેરેમાં મૌજૂદ છે તે પઢે તેમાં કોઈ પ્રકારનો વાંધો નથી.

**સવાલ**– ફૂલ સુંઘતી વેળા દરૂદ શરીફ પઢવું કેમ છે ? જેમકે લોકોની આજકાલ આદત છે.

**જવાબ**–હદીસ શરીફથી ફૂલ સુંઘતી વખતે દરૂદ પઢવું સાબિત નથી. અગર કદી પઢે તો વાંધો પણ નથી લેકીન ઝરૂરી સમજવું ન જોઇએ.

**સવાલ**–મુકતદી નમાઝમાં ભૂલ કરે તો સજદએ સહવ કરે કે કેમ ? અને નમાઝમાં જેટલી ભૂલો થાય તો તેટલાજ સજદએ સહવ કરવા પડે ?

**જવાબ**–અગર ઇમામ ભૂલ કરે તો ઇમામ અને બધા મુક્તદીઓ પર સજદએ સહવ વાજિબ થશે. અને ઇમામના પાછળ અગર કોઇ મુકતદી ભૂલ કરે તો મુકતદી કે ઇમામ કોઇપર સજદએ સહવ વાજિબ નથી. અગર નમાઝમાં કેટલીક ભૂલો થઇ હોય તો પણ એકજવાર સહવના બે સજદહ કરવા કાફી છે. (ખુલાસતુલ ફતાવા)

**સવાલ**–ઔરત પોતાના ધણી સાથે મકાનમાં નમાઝ પઢી શકે કે નહિ ?

**જવાબ**–તેણી પોતાના ધણીને ઇમામ બનાવી પાછળ ઉભી રહી નમાઝ પઢી શકે છે. ઔરતના કદમ ધણીના કદમથી પાછળ રહેવા ઝરૂરી છે. અગર તેણીના કદમ ધણીના કદમના મુકાબલામાં રહેશે તો નમાઝ બંનેની દુરૂસ્ત થશે નહિ. (બહરેરાએક.)

**સવાલ**–કેટલાક લોકો પીરોની કબ્રો પર જઈ એવી મન્નતો અને નઝર માને છે કે "ઓ પીર! મારી હાજત પુરી કરી દો અને મારી ફલાણી હાજત પુરી થએથી પાકો કુબ્બો બનાવીશ અથવા સોના ચાંદીના દરવાજા મઝારના બનાવીશ" એવી મન્નત માનવા વિષે શું હુકમ છે ?

**જવાબ**–એવી મન્નત માનવી જાએઝ નથી પીરથી હાજત માંગવી અને પીરને મુશ્કેલ કુશા સમજવું શિર્ક છે. ખુદાપાક સિવાય કોઈથી હાજત માંગવી દુરૂસ્ત નથી. સર્વે વસ્તુ અલ્લાહ પાકના કબ્ઝએ–કુદરતમાં છે. એમાં કોઇ બંદાને દખલ નથી. પીર હોય કે કોઇ સાધારણ માણસ હોય બધા ખુદાપાકના મોહતાજ છે. બેશક બુઝુર્ગોના તુફેલથી અલ્લાહ પાકની જનાબમાં દુઆ કરવી દુરૂસ્ત છે. વળી પાકી કબ્ર કે કુબ્બો અથવા સોના ચાંદીના દરવાજા બનાવવાની મન્નત માનવી પણ દુરૂસ્ત નથી અને એવી મન્નત માની હોય તો તે બાતિલ

# સ્વીકાર અને સમાલોચના



**અમે છીયે સાત:**—આંગ્લ કવિ વર્ડસ્વર્થની "We are Seven" નામની કવિતાનો સમશ્લોકી અનુવાદ. અનુવાદક બહેન કુલ્સુમ એ. સુરૈયા એમ. એ. પ્રકાશક:–ડૉ૦ એમ એ. સુરૈયા : ઍન્ટિક ચેમ્બર, ૨૭ એપોલો પિઅર, મુંબઇ, ત્રીજી આવૃત્તિ; મૂલ્ય રૂા. ૧–૦–૦ બહેન કુલ્સુમને આ કાવ્યનું ગુજરાતી રૂપાંતર કરવામાં અપૂર્વ સફળતા મળી છે. ભાષાની સરળતા સાથે મૂળ અંગ્રેજી કાવ્યની ભાવના જાળવવામાં પણ પુરૂં લક્ષ અપાયું છે સાહિત્ય પ્રત્યેની ગુજરાતીઓની બેદરકારીઓ જોતાં ત્રીજી આવૃત્તિ પ્રગટ કરવા ડૉ૦ સુરૈયા ભાગ્યશાળી થયા તે માટે અભિનંદન. ખિસ્સામાં રાખી શકાય એવા નાના કદનું પુસ્તક, અને નુલીની ઓન્દરીની સુઘડ છપાઇ જોતાં કીંમત જરાયે વધુ લાગતી નથી. વળી અપ–ટુ–ડેટ બાઇન્ડીંગ તો એની ખાસ વિશિષ્ટતાજ છે અને તે સુસંસ્કારી ગૃહોનાં પુસ્તકાલયોમાં એકનો વધારો કરે એવી મનહર છે. અંગ્રેજી જાણનાર યુવાનો જરૂર એકએક પ્રત ખરીદયા વિના રહેશે નહીં એવી આશા છે.

●

**ધી રાંદેર મોહમ્મદીઅલ ઇસ્લામ કુતુબખાના,** રાંદેરનો સને ૧૯૩૯ના વર્ષનો રિપોર્ટ અને હિસાબ:–ઓન. સેક્રેટરી મી૦ સી. એમ એચ. ઇસ્માઇલ તરફથી મળ્યો છે. કુતુબખાના અને તેના હસ્તક ચાલતાં ૨૫ ખાતાઓનો ઑડીટર મી. એમ. આર. બોરા બી. કૉમ., જી. ડી. એ; આર. એ. એ ઑડીટ કરેલ અને વાર્ષિક મીટીંગમાં મંજૂર થયેલ હિસાબ અને ખાતાઓની સુંદર પ્રગતીનો સંપૂર્ણ ચિતાર રજુ કરે છે. કાર્યકર્તાઓની સુંદર દેખરેખ માટે અને સુત્ર સંચાલન માટે અભિનંદન અર્પી દરેક ખાતાઓની પ્રગતિ ઇચ્છીએ છીએ. મુસ્લિમ ગુજરાતની વ્યવસ્થિત સંસ્થાઓ પૈકીની આ એક સંસ્થા પોતાના યોગ્ય કાર્યદ્વારા ગુજરાત અને બહાર ખૂબ ઉપયોગી પુરવાર થઇ છે.

**મેમણ પત્રિકા:**–તંત્રી ઉસ્માન કાસમ : વાર્ષિક લવાજમ રૂા. ૧) મળવાનું ઠેકાણું ૧૦૦ મેટર્ન સ્ટ્રીટ નળબજાર મુંબઇ નં. ૩. મેમણ સમાજને ઉપયોગી થઇ પડે એવી આ પત્રિકા છે. મોટી વ્યક્તિઓની સેહમાં દબાયા વગર તડને ફડ કહેવાની વૃત્તિ એમાં પાનેપાને દ્રષ્ટિગોચર થાય છે. સમાજના દંભોના પર્દા ચીરવાનો પ્રયાસ પણ ઠીકઠીક પ્રમાણમાં આરંભાયો છે. આ ફિરકાબંધી દોરમાં આવા પત્રો પ્રગટ થાય, એ કોમને લાભદાયકજ ગણાય. કોમના ઉત્તેજન વગર આવી કોમી પત્રિકા નજ નભી શકે એ ભૂલવું ન જોઇએ. વિષયોની પસંદગી અને છપાઈ સંગીન અને સુઘડ છે.

**જંગે યરમૂક :** અનુવાદક સીરતી: પ્રકાશક, બઝમે ઇકબાલ, કઠોર કીંમત ૦–૫–૦ બઝમે ઇકબાલ ગ્રંથમાળાનું આ બીજું પુસ્તક રિવ્યુ અર્થે મળ્યું. વાંચતાં આનંદ થયો. બઝમે ઇકબાલ ગ્રંથમાળા તરફથી ઇકબાલના આદર્શને પોષતું આ બીજુ પુસ્તક બહાર પડ્યું છે. મુસ્લિમ ગુજરાતની આ પહેલીજ ગ્રંથમાળા છે જે વરસમાં ૬૦૦ પાનાનું આવુ ઉપયોગી લખાણ આપશે અને વાર્ષિક લવાજમ ફકત રૂ. ૨ રહેશે. આ પુસ્તક ૯૩ પેજનું હોઈ, એમાં ઇસ્લામના ઇતિહાસમાં અજોડ એવા બહુમતી પર લઘુમતીના અપૂર્વ વિજયનું ઇતિહાસિક આલેખન છે. ખાલિદ બિન વલીદ જેવા ઇસ્લામના શેદાઇયોએ શી રીતે ઇસ્લામની ઇમારતના પાયા મજબૂત કર્યાં તે આ પુસ્તક વાંચવાથી જણાઇ આવે છે. વિષયની પસંદગી, પુસ્તકની ઉપયોગિતા, ભૂતકાળની ઉજળી યાદ ભાષાની સરળતા એ બધું જોતાં પુસ્તક અભિનંદનને પાત્ર, અને ઉત્તેજનનું હકદાર ઠરે છે

તંત્રી : 'કારવાં'

# અગાસી ઉપર

લેખક :–સઆદત હુસૈન મિન્ટો    અનુવાદક :–"મુશ્ફિક" રંગૂની

[જનાબ સઆદત હુસૈન મિન્ટો ઉર્દૂના પ્રગતિશીલ આકરા લેખકોમાંના એક છે. તેમણે આ વાર્તામાં પ્રેમની ફિલ્સુફી ઉપર ચર્ચાસ્પદ વિવાદ કર્યો છે. કે, પ્રેમમા મળની નિષ્ફળતાના કારણે આપઘાતની ઘેલછાને ત્યાગી પરંતુ જીવન જીરવવાની ભાવના જન્માવો. જનાબ મિન્ટોના આ દ્રષ્ટિ કોણને ગિરા ગુર્જરીમાં રજુ કરવાની ધ્રૃષ્ટતા કરી છે] ['મુશ્ફિક']

રૂપેરી તારલા ભરી સાડીમાં, તે અગાસી ઉપર આવી; જાણે કોઇએ અનારકોઠી સળગાવી હોય તેવું લાગ્યું.

સાડીના ફરફરતા રેશમી ચીર ઉપર ટાંકેલી, રૂપેરી તારા–ટપકી ઝગમગી રહી હતી; એ ચળકાટ મારા શરીરને સ્પર્શતો હોય, એવી ગલીપચી થવા લાગી–તે ઘણા સમયથી મારા માટે એક ગલગલિયાં રૂપ હતી.

લગભગ બસો વખત હું તેને જોઈ ચૂકયો છું, પ્રત્યેક દ્રશ્ય વેળા તેના ભિન્ન–ભિન્ન ભાવ અને પ્રકાર, મારા ચિત્ત અને હૃદય ઉપર અંકિત થઇ ગયા હતા. એકદી પરસાળમાં, મેં તેને ભમરી પાછળ દોડતી જોઇ હતી, એક પલક માટે તે મારી દ્રષ્ટિએ પડી અને સહસા અલોપ થઇ. જ્યારે હું એ પ્રસંગ સાંભરું છું ત્યારે મારા હૃદયમાં એક એવા પંખીનો ફડફડાટ થાય છે, જે ભયગ્રસ્ત બની અચૂક ઉડી જાય છે એક દિવસ એજ રીતે મેં તેને અગાસી ઉપર તડકામાં પોતાની ભીંજાયલી કેશ લટોને નિચોવતી જોઇ હતી. અને હવે, જ્યારે પણ હું આ દ્રષ્યોને એકાગ્ર ચિત્તે જોવા મોંડું છું, ત્યારે મારી આંખો આંજી કદી અંધકાર છવાય છે, તો કદી પ્રકાશ પથરાય છે. હું તેને એટલી વાર જોઇ ચૂકયો છું કે હવે તે મારાથી અદૃષ્ય રહે તો પણ ચાલી શકે. હું તેને જ્યારે ઇચ્છું ત્યારે જોઇ શકું છું. આરંભમાં હું એ વચ્ચે અડચણ અનુભવતો, પણ હવે મારા માટે તે સરળ બની છે. હજી ગઇ કાલેજ સંધ્યાના મારા એક મિત્રને ત્યાં બેઠાં–બેઠાંજ તેના દર્શનની અભિલાષા જાગી, અને મેં તેને આંખો મીંચવા વિનાજ સાંનિધ્યમાં લાવીને ઉભી કરીઃ ને હુબહુ તેવીજ છે જેવી તે હતી. આ વાતનો સહેજે અણસારો નતો મારા મિત્રને થયો કે નહિ તો મારી સામે ખુરસી ઉપર બેસેલી તેની ભગિની ને થયો. મારા ચિત્તની ડાબડીમાંથી મેં તેને ઘડીભર માટે કાઢી અને જોઇને તરતજ ત્યાં બંધ કરી મૂકી; કોઇને સંદેહ પણ નહિ ગયો કે, મેં શું કર્યું ?

તેને જોયા પછી વાર્તાલાપનો આરંભ, મેં એવી રીતે કર્યો જાણે કશું બન્યુંજ નથી. "જી હા, સુકાં માછલાંની ગંધ ઘણીજ ખરાબ હોય છે; ન જાણે આ લોકો તેને કેવી રીતે આરોગે છે, મારું તો નાક..." એ પછી વાર્તાલાપનો પ્રવાહ જુદી જુદી નાસિકા ઉપર ઉતરી ગયો.

તેનું નાક મને ઘણું ગમે છે. મારે ત્યાં આછા ગુલાબી રંગનો એક Tea set છે, મને તે એટલા માટે પ્રિય છે કે, એ પ્યાલાની દાંડી તેના નાક સમોવડી છે. તમે ખીખી કરી હસી પડશો, પરંતુ એક દિવસ સવારે જ્યારે મેં તેને નિકટથી નિહાળી તો મારા હૃદયમાં

એક વિચિત્ર પ્રકારની વાંછના જન્મી કે, એનું નાક પકડી અધર રસનું પાન કરું—

તેના અધર મને અતિશય પ્યારા લાગે છે. નિદાન તેની રસમય લાલિમા છે. આ રસાદ્રતાના કારણેજ તેના ઓષ્ઠો રસ ભરી નારંગીની ચીરી જેવા શોભતા હતા, તેના ચુંબનની તૃષ્ણા મારા અંતરમાં જાગૃત થઈ હતી; તે એટલા માટે નહિ કે મેં પુસ્તકો ગોખ્યાં છે કે, જનમુખે સ્ત્રીઓના ઓષ્ઠ ઉપર ચુંબન લેવાનું સાંભળ્યું છે——નહિ——યદિ આ વિષયનું જ્ઞાન મને નહોત તો પણ મારા હૈયામાં એના ચુંબનની તૃષ્ણા જરૂર જન્મી હોત, એના અધરો જ એવા પ્રકારના છે કે, તે એક અપૂર્ણ ચુંબનનો ભાસ કરાવી રહ્યા હતા.

તે, મારા પાડોશી ડૉક્ટર......ની લાડકવાયી કન્યા છે. તે આખો દિવસ તેના પિતાશ્રીની ડીસ્પેન્સરીમાં નીચે બેસી રહેતી. બજારમાં જતાં ક્યારેક હું તેને, કાચમાંથી દવાઓની અલમારી પાસે ઉભેલી જોતો, ત્યારે તે મને એક લાંબી ગ્રીવાની શીશી દેખાતી, જેમાં કંઈ ખૂશ રંગ પ્રવાહી ખદબદતો હોય! એક દિવસ દવાખાનામાં હું ડૉક્ટર પાસે ગયો, મને સળેખમની ઉપાધિ હતી, ડૉક્ટરે તેને કહ્યું, "બેટા, એમના રૂમાલ ઉપર યુકલીપ્ટસ ઓઈલના થોડાંક ટીપાં છાંટી દો."

તેણીએ કબાટમાંથી શીશી કાઢી અને મારા રૂમાલ ઉપર થોડાંક ટીપાં છાંટી દીધાં. તે સમયે મનમાં થયું કે ઉભો થઇ સહસા એનો કોમળ કર થંભાવી કાનમાં કહું કે, "આ શીશીને બંધ કરી આપની આંખનું એક આંસુ અર્પણ કરશો તો મારા અનેક રોગો મટી જશે" પરંતુ ન જાણે કેમ મારી જીભ ખુલી નહિ અને હું દવાના ધવલ બુંદો પ્રતિ જોતો રહ્યો. જે મારા રૂમાલમાં શોષાઇ રહ્યાં હતાં; ત્યારથી હું એને જોતો આવ્યો છું.

મારી અંતરેચ્છા છે કે તે રડે અને તેના નયનોમાં હું અશ્રુ મૌક્તિક તરતાં જોઈ શકું. તસ્વીરમાં અનેકવાર તેની આંખોને મેં ધૂમાએલી જોઇ છે; અને તેથી નિશ્ચય હું તેને રૂદનશીલ જોવા તલસું છું. એની ઘટ્ટ પાંપણોમાં થરથરતા અશ્રુબિંદુ બહુ સુંદર દેખાશે. ચક ઉપરથી જ્યારે વર્ષાબિંદુ થંભી-થંભીને નીચે સરે છે, ત્યારે કેટલાં દિલફરેબ લાગે છે?

સંભવિત છે કે સ્ત્રીના લોચનોમાં, આપ આવશ્યકતા નહિ વિચારો, પરંતુ હું અશ્રુને દૂર કરી ઓરતની આંખડીની કલ્પના નથી કરી શકતો. અશ્રુ આંખોનો પ્રસ્વેદ છે. મજુરનું કપાળ. માત્ર એકજ કારણે મજુરની પેશાની થઇ શકે છે, જો તે ઉપર પરસેવાના બિંદુ ઝગમગતા હોય; અને સ્ત્રીના નયનો પણ એ કારણેજ ઓરતની આંખડી હોઈ શકે છે, જો તે અશ્રુઓથી છલોછલ રહેતી હોય, સ્ત્રીની આંખો અને કામદારનું લલાટ એકજ સાનિધ્યની પાંતી છે.

રૂપેરી તારલા ભરી સાડીમાં તે અગાસી ઉપર આવી; જાણે કોઇએ આતશબાજી કરી હોય તેવું લાગ્યું. સાડીનું ફરફરતું રેશમી ચીર તારલાથી ઝગઝગી રહ્યું હતું, અને હું મારા શરીરમાં ગલીપચી અનુભવી રહ્યો હતો.

અચાનક ઘૂમ્મર લઇ તે પાછળ ફરી. સહસા તેને ભાન થયું કે, આ રાત્રિના શૂન્યકારમાં કોઈ અન્ય જીવાત્મા પણ છે. મારા પ્રતિ દૃષ્ટિ નાખી...એની આંખો...એનાં નયનો બે મોતી ઘૂંટી રહ્યાં હતાં...તે રડી રહી હતી...મારા દેખતાંજ, અને હું કંઇ ઉચ્ચારું તે આગમચજ તેનાં નયન-ચક્ષુઓમાંથી યૌવનના પ્રસ્વેદ બિંદુ છલકાયાં અને......સંગીન ફર્શ ઉપર પડીને પીસાઈ ગયાં. મારી આંતર દ્રષ્ટિનો પ્રભાર તે ઝીલી શક્યાં નહિ, તે મૂળગત મૌન રૂપે, નવા જન્મેલા બાળકની જેમ ઘડીભર બે, નરમ

અને નાજુક હિંડોળામાં સુઈ રહેવા ઇચ્છતાં હતાં પરંતુ મારી દૃષ્ટિના ફલશોરથી તે કંપી ઉઠયાં.

તે રડી રહી હતી અને હું પ્રસન્ન ચિત્ત હતો; તેની ભૂખરી આંખો સુસ્થિર સરોવર જેવી જણાતી હતી; ઉમંગ અને ચિંતા તેના નયન સરોવરીયાંની તરીના આછા થર નીચે, નાની–નાની માછલીઓ જેમ તરવરતાં હતાં, જે (પાણી) ઉપર આવતાં ભય પામે છે. મેં તેના શરીર પ્રતિથી દૃષ્ટિ ફેરવી; તેની આંખો ઉપર મીટ માંડી, જેમ શિયાળાની ઠંડી અને ઝાકળ ભરી રાત્રિમાં બે દીપકો પ્રકાશી રહ્યા હોય. એની આંખો ઘણી દૂરથી મને તાકી રહી હતી, હું તેના પ્રતિ આગળ વધ્યો—— અશ્રુના બે મૌતિક બન્યાં, થરૂ પાંપણમાં થોડીક વાર સંકડાયાં પછી મંદગતિએ તેના પીળા ગાલ ઉપર ઢળી ગયાં. જમણી આંખમાં પુનઃ એક આંસુ ઉભરાયું—ગાલની હડપચી ઉપર થોડીક વાર તે, વટેમાર્ગુની જેમ જેની મંઝિલ નજીક હોય—ક્ષણભર માટે ઠુંઠવાયું-સુસવાયું-અને સરકીને વેગ પૂર્વક તેના અધરના એક ખૂણા પાસેથી થઇ આગે કદમ ભરવાનુંજ હતું કે તેના ઓષ્ઠોની રસાદ લાલિમાએ પોતાના પ્રતિ આકર્ષી લીધું, અને તે એક પાતળી ધાર બની વિલીન થયું.

ધૂમાએલી આંખે તેણે મારા પ્રતિ લક્ષ પૂર્વક જોઇને પૂછ્યું.

"તમે કોણ છો?"

—"તેને ખબર હતીજ કે હું કોણ છું. તે મારા સંબંધી કંઈ જાણવા નથી ઇચ્છતી પરંતુ પૂછી રહી છે કે તે પંડે ખુદ કોણ છે; મેં ઉત્તર આપ્યો. "તમે શીલા છો કે!"

તેના ભીંસાએલા ઓષ્ઠો આનંદથી આછેરી લહેર સાથે ફફડયા, અને તે રૂદિત સ્વરે ધ્રૂસકા લેતાં બોલી. "શીલા...શીલા...શી..."

તે અગાસી ઉપર બેસી ગઇ, તે થાકી ગઇ હોય એમ જણાતું હતું. પરંતુ અચાનક તેને કંઈ વિચાર સૂઝયો અને જે દીવા સ્વપ્ન તે જોઈ રહી હતી, તેને ચિત્તમાંથી ઝાટકીને ઉભી થઈ ગઈ અને ગભરી-બેચેન બની કહેવા લાગી, "હું...હું...હું...હું શું બોલી રહી હતી...! મને તો કંઈ નથી થયું.... હું કુશળ છું...હું અહીં કેવી રીતે આવી?"

મેં તેને શાંતવન પૂર્વક કહ્યું:–"ગભરાઇશ નહિ શીલા! મને તમે કંઇજ નથી કહ્યું.... એવી વાતો નથી કોઈને કહેવાતી કે નથી કોઇને સંભળાવી શકાતી."

શીલાએ મારા પ્રતિ એવા લક્ષણથી દૃષ્ટિ નાખી, જાણે મેં એની કંઈ ચોરી પકડી હોય.

"કેવી વાતો...કેવી વાતો...કંઇ વાત હશેને!"

મેં કહ્યું: "પરમ દિવસે નીચે દવાખાનામાં જ્યારે તું રતુમડી જીભ કાઢી પોપટ સાથે ગેલ કરી રહી હતી; અને તારૂં હાસ્ય બિલ્લોરી ઓટલોમાં ઝીકાઇને વિચિત્ર પ્રકારનો પડઘો પાડી રહ્યું હતું તે સમયે તું એક અપૂર્ણ ઔરત હતી; પરંતુ અત્યારે તારી આંખડીમાંથી સરી પડતાં અશ્રુ તારી અપૂર્ણતાને ધોઇને તને પરિપૂર્ણ સ્ત્રી બનાવી રહ્યાં છે–તને આ પરિવર્તનનો કંઇ આભાસ થાય છે! નિશ્ચય થતો હશે. તમારામાં જે વસ્તુ કાલે હતી તે આજે નથી. અને જે અત્યારે છે તે કાલે નહિ રહેશે. ઉમંગોના અશ્વોએ તમારા હૈયામાં જે હણહણાટ કર્યો છે, તે નિત્ય એમજ રહેશે.—"

"ઓહો! કેટલી સુંદર વાત છે કે, તમારા જીવનમાં એક વસ્તુ એવી હશે, જે અખંડ રીતે તમારી રહેશે; એક એવી વસ્તુ જેના ભોગવટા ઉપર કોઇને પણ ઇર્ષા ન હોઈ શકે. આહ મારૂં હૃદય તારૂંજ દિલ હોત-કોઈ સ્ત્રીનું હૈયું હોત, જે એકજ કલંકને પૂર્ણ સમજે છે–ઔરતના આત્માની આબાદી એકજ બરબાદી ઉપર સંતોષી બની શકે છે, પરંતુ પુરુષના હૃદયની

વિચારને ત્યાગી દો......તમે જીવો અને જરૂર જીવતાં રહો ''

તેણે મારી વિનંતિ સાંભળી, અને પૂછ્યું "શા માટે !"

"કેમ ?——શીલા ! કારણ જાણવાની જીજ્ઞાસા છોડી દે. તું સારી રીતે જાણે છે કે હું આ વિજ્ઞપ્તિ શા માટે કરું છું ?—છોડીદે એવી વાતોને......મારી બીજી કંઈપણ ફરિયાદ નથી. અને નથી મને તમારા......વાત એમ છે કે, જે વસ્તુનું મેં દિગ્દર્શન કરાવ્યું હતું તે——પુનઃ હું લઈ જવા ઈચ્છું છું—હું સ્વાર્થી છું——પ્રત્યેક પુરૂષ સ્વાર્થી છે—હું ઈચ્છાકરું છું કે તું જીવંત રહો—જીવન માણે એજ મારો સ્વાર્થ છે—તું જીવતી રહેશે તો મારો પ્રેમ અમર રહેશે. તારા જીવનના પ્રત્યેક તબક્કા સાથે મારા પ્રેમને સંકળાયલો જોવા હું તલસું છું. પણ તારી પરવાનગીથી !"

તે ઘણી વાર સુધી વિચારમુગ્ધ રહી. હવે તે વિશેષ વિવશ બની હતી, થોડીવાર પછી તેણે મંદ સ્વરમાં કહ્યું.

"મારે જીવવુંજ પડશે."

એના મંદમંદ મેહકામાં સર્પણનો અવશેષ હતો. આ થાકેલા યૌવનને શીતલ ચાંદનીમા નિર્ભય રીતે મૂકીને હું નીચે Flat-ઉપર આવી નિંદ્રાધીન થયો.



## હુડમત ઓઝાનો સંદેશ !

યુરોપમાં ભલે હીટલર ગમે તેટલી ધધુખર કરે, પણ હજુ ચાક પર પીંડો છે. ઘડો ઉતરે કે ગાગર તે જણાયું નથી; ત્યાં સુધી હે હિંદી ગાભરૂદાસો ! તમે શાના ઑકો પર પડાપડી કરો છો ? નોટના રોકડા કરવા, આકાશ પાતાળ એક કરવા કરતાં; આવા ટાણે તો:—

**" રામ ભજન રોકડ નાણું રે,**
**વહેપારી સંતો; રામ ભજન રોકડ નાણું !"**

નું ભજનીયુ લલકારવાથીજ મનની ભ્રાંતિ દૂર થઈ દિલમાં શાંતિ થશે !

[ એમના મઝાવેડી ખાતેના છેલ્લા બ્રોડકાસ્ટમાંથી ]

# અનુક્રમણિકા.







**ડુમસ : સુલ્તાનાબાદમાં આવેલી મસ્જિદ**

સુરત પાસે હવા ખાવાના સ્થળ તરીકે ડુમસ મશ્હૂર છે. ડુમસ ગામમાં એક મસ્જિદ છે પણ તે સુલ્તાનાબાદની અતરાફમાં વસતા મુસ્લિમો માટે ઘણીજ દૂર હોવાથી, ચોપાટી ઉપર ફરવા આવનાર ગૃહસ્થોની સગવડ ધ્યાનમાં લઈ રૂપીઆ પંદર હજારના ખર્ચથી રાંદેરવાસી શેઠ હાજી મી. કાસિમ અહમદ નાના સાહેબ તરફથી બંધાવી આપવામાં આવી છે. ખુદાપાક શેઠ મૌસૂફને જઝાએ ખૈર અર્પે. આમીન.

[ ફોટો : મી॰ એ. એ. બાવામીયા ]

સૂરએ યૂસુફ મક્કી છે અને તેમાં એકસો અગીઆર આયતો અને બાર રૂકૂઅ છે. *

ઘણા કૃપાળુ, દયાળુ અલ્લાહના નામથી (શરૂ કરું છું.)

અલિફ-લામ-રા.[1] આ આયતો સ્પષ્ટ કિતાબની છે.[2] (૧) અમે એને અરબી ભાષાનું કુર્આન ઉતાર્યું છે કે જેથી તમે (જલદી) સમજી શકો. (તો બીજાઓને સમજાવો)[3] (૨) (હે નબી!) અમે તારી પાસે આ કુર્આન મોકલ્યું છે એના વડે અમે તારી સમક્ષ એક બહુ સરસ કિસ્સો બયાન કરીએ છીએ અને બેશક તું એથી પહેલાં (એ વિષે) તદ્દન બેખબર હતો.[4] (૩)




الٓرٰ تِلْكَ اٰيٰتُ الْكِتٰبِ الْمُبِيْنِ ① اِنَّآ اَنْزَلْنٰهُ
قُرْءٰنًا عَرَبِيًّا لَّعَلَّكُمْ تَعْقِلُوْنَ ② نَحْنُ نَقُصُّ
عَلَيْكَ اَحْسَنَ الْقَصَصِ بِمَآ اَوْحَيْنَآ اِلَيْكَ هٰذَا
الْقُرْاٰنَ ۖ وَاِنْ كُنْتَ مِنْ قَبْلِهٖ لَمِنَ الْغٰفِلِيْنَ ③

* દરેક ચિંતા અને ગમ મટાડવા માટે આ પુરી સૂરતનું પઢવું બહુ અસરકારક છે. પઢવાની રીત એ છે કે જ્યાં જ્યાં હઝરત યૂસુફનું નામ આવે ત્યાં એકસો છપ્પન વખત ખુદાનું નામ એટલે યા અઝીઝો પઢે અને તે દરમ્યાન પોતાની મુરાદનું દિલમાં ધ્યાન રાખે.

૧ આ હરફો કુર્આન શરીફમાં એવા ભેદ છે જેને ખુદા બેહતર જાણે છે પરંતુ કેટલાક આલિમો કહે છે, એમાં ખુદા પોતાના નામો એટલે અલિફથી અલ્લાહ, લામથી લતીફ અને રા એટલે રઊફ તરફ ઈશારો કરતાં તે નામોના સોગંદ ખાઈ આગળ ફરમાવે છે.

૨ એનું ખુદાના તરફથી હોવું સ્પષ્ટ હોઈ એમાંની વર્ણિત બાબતો પણ સ્પષ્ટ છે.

૩ જગતની સઘળી ભાષાઓ કરતાં અરબી ભાષા અતિ વિશાળ, વધુ વક્તૃત્વમય, મધુર અને છટાદાર હોવાથીજ કુર્આન માટે એને શ્રેષ્ઠતા આપવામાં આવી. અને અરબોને આ વાતનો ઈશારો કરવામાં આવ્યો કે એના ઈલ્મ અને મઅરેફતની મઝા પોતે પ્રથમ ચાખ્યા પછી બીજાઓને ચખાડો.

૪ મતલબ કે જે વહી કુર્આનના રૂપમાં આપના ઉપર ઉતરે છે તેના વડે અમે એક એવો સરસ કિસ્સો આકર્ષક ઢબથી તમને સંભળાવીએ છીએ, કે તેનાથી અત્યાર સુધી સામાન્ય લોકોની માફક હે નબી! તમે પણ અંજાણજ હતા. એનું વર્ણન ઈતિહાસિક પુસ્તકો તેમજ બાઈબલમાં પણ માત્ર કિસ્સા રૂપેજ હતું. કુર્આન મજીદે એના જરૂરી અને લાભદાયી વિભાગોને એવી અનેરી તરતીબ અને અસરકારક ઢબથી બયાન કર્યો કે તેથી આગલા ઈતિહાસ લખનારાઓની ભૂલો જણાવા ઉપરાંત દરેક મોકા પર ઉત્તમોત્તમ પરિણામો જાહેર થયાં. કિસ્સાની વચમાં ઈલ્મ અને હિદાયતના ખઝાના પ્રદર્શિત થયા. કે ખુદાના તરફની તકદીર બદલાઈ શકતી નથી. ખુદાપાક કોઈના ઉપર કૃપા કરવા ચાહે તો આખું જગત મળીને પણ તેને અટકાવી શકતું નથી. ધીરજ અને અટલતા બન્ને જહાનની સફળતાનું સાધન છે. અદેખાઈ અને અદાવતનું પરિણામ રૂસ્વાઈ અને હાનીકારકજ છે. બુધ્ધિ અતિ શ્રેષ્ઠ વસ્તુ છે કે તે વડે માનુસ ઘણી મુશ્કેલીઓને હટાવી જીવન સફળ કરી શકે છે. નૈતિક બુઝુર્ગી, ચારિત્ર પવિત્રતા માણસને શત્રુઓ અને અદેખાઓથી પણ અસ્લ માન અપાવે છે. એ ઉપરાંત ઘણી બાબતો પ્રત્યે એમાં લક્ષ દોર્યું છે.

# ગુજરાતી તરજુમાવાળા સીપારા

મુસ્લિમ ગુજરાત જેની આતુરતાથી રાહ જોઇ રહ્યું છે તે કુર્આને પાકનો માતબર ગુજરાતી તરજુમો એક એક છુટક સીપારા દ્વારા છપાઇ રહ્યો છે.

જેનો અરબી મતન એક મશહુર કાતિબ પાસે ખુશખત લખાવી મોટા ખર્ચે દરેક પેજનો સુંદર બ્લોક બનાવી એક કોલમમાં અરબી લખાણ અને બીજી કોલમમાં તેનો શુધ્ધ અને સરળ ગુજરાતી ભાષામાં તરજુમો આપવામાં આવે છે. જેની નીચે નંબરો આપી માતબર તફસીરોના આધારે સવિસ્તાર ખુલાસો આપી ખુદાઈ વાણીની મતલબને એવી સરળતા સાથે સમજાવવામાં આવી છે કે સાધારણ જ્ઞાનવાળો પણ સારી રીતે સમજી તેમાંથી પુરો સાર કાઢી શકે. જેના નમુનાનું એક પાનું આ સાથે આપવામાં આવ્યું છે એના જોવાથીજ આપને ખાત્રી થઇ જશે. છપાઇનું કામ ચાલુ છે અને અત્યાર સુધીમાં ૧૪ સીપારા પ્રગટ થયા છે. ઉતાવળે મંગાવી લેવા ભલામણ છે નહિ તો કદાચ બીજી આવૃત્તિ સુધી રાહ જોવી પડશે.

| | | | | |
|---|---|---|---|---|
| અમ્માનો | સીપારો | હદિઓ | છ આના | પોસ્ટેજ ૦)―। |
| અલિફ-લામ-મીમનો | ,, | ,, | છ આના | ,, |
| સ-યકુલનો | ,, | ,, | છ આના | ,, |
| તિલકર-રૂસુલનો | ,, | ,, | છ આના | ,, |
| લન-તનાલૂનો | ,, | ,, | છ આના | ,, |
| વલ-મુહસનાતનો | ,, | ,, | છ આના | ,, |
| લા-યુહિબ્બુલ્લાહનો | ,, | ,, | છ આના | ,, |
| વ-એઝા સમેઉનો | ,, | ,, | છ આના | ,, |
| વ-લવ-અન્નનાનો | ,, | ,, | છ આના | ,, |
| કાલલ-મલઉનો | ,, | ,, | છ આના | ,, |
| વઅલમૂનો | ,, | ,, | છ આના | ,, |
| યઅ્તઝેરૂનનો | ,, | ,, | છ આના | ,, |
| વ-મા-મિન દાબ્બહ | ,, | ,, | છ આના | ,, |
| વ-મા-ઉબ્રીઓ | ,, | ,, | છ આના | ,, |

નોટઃ-એક અથવા બે સીપારાની વી. પી. કરવામાં આવશે નહિ. એક સીપારા માટે ૦|≈| ની અને બે સીપારા માટે ૦|||≈| ની પોસ્ટ ટીકીટ મોકલવી.

પંજસૂરહ (આઠ સૂરહનો સંગ્રહ) તરજુમા સાથે રૂા. ૧ (ટપાલ ખર્ચ જુદું)

**સાદિક બુક ડીપો, રાંદેર. (સુરત)**

મુસ્લિમ-ગુજરાત પ્રેસ સુરત.




અલ્લાહ તઆલાનું ફરમાન (કુર્આન)

મૌલાના અબ્દુર્રહીમ સાહેબ રાંદેરી

(૪૬) જે કોઈ અલ્લાહ અને તેના રસૂલનું સંપૂર્ણ ફરમાન ઉઠાવશે તો અલ્લાહ તેને એવી જન્નતમાં દાખલ કરશે જેના (મહેલો) તળે નહેરો વહેતી હશે તેઓ તેમાં સદા રહેશે, અને એજ મહાન સફળતા છે. (કુર્આન)

*　　*　　*　　*

(૪૭) જે કોઈ અલ્લાહ અને તેના રસૂલની ના ફરમાની કરશે, અને તેની સીમા ઓળંગી જશે તો તેને એવી (જહન્નમની) આગમાં નાખશે જેમાં તે સદા રહેશે. તેને માટે હલકાઈનો અઝાબ છે. (કુર્આન)

*　　*　　*　　*

(૪૮) અમે દરેક રસૂલને ખાસ એટલા માટેજ મોકલ્યો છે કે ખુદાપાકની આજ્ઞાનુસાર તેની તાબેદારી કરવામાં આવે. (કુર્આન)

*　　*　　*　　*

(૪૯) અને તમને શું થયું ? કે અલ્લાહના માર્ગમાં (ઈસ્લામની ચઢતી ખાતર) તથા તે અશકતોની (સહાય) ખાતર લડતા નથી કે જેઓમાં કેટલાક પુરૂષો અને સ્ત્રીઓ તેમ બાળકો છે. (કુર્આન)

*　　*　　*　　*

(૫૦) જે લોકો પાકા ઈમાનવાળા છે તેઓ તો અલ્લાહના માર્ગમાં (તૌહીદની ખાતર) લડે છે પણ જેઓ તમે શૈતાનના સહાયકોથી લડો, બેશક શૈતાનના પ્રપંચો કમજોર છે. (કુર્આન)

*　　*　　*　　*

(૫૧) જે કોઈ નેક વાતમાં ભલામણ કરે તો તેમાંથી તેનો પણ (સવાબનો) હિસ્સો છે, અને જે કોઈ બુરી વાતમાં ભલામણ કરે તો તેમાંથી તેના ઉપર પણ (ગુનાહનો) બોજો છે. (કુર્આન)

*　　*　　*　　*

(૫૨) (હે નબી !) બેશક અમે તારા તરફ સત્ય કિતાબ ઉતારી કે જેથી ખુદાપાકે તને (વહી દ્વારા) જે શીખવ્યું છે તે મુજબ તું લોકો વચ્ચે ન્યાય કરે અને તું તે દગલબાઝોની તરફદારી કરીશ નહિ. (કુર્આન)

*　　*　　*　　*

(૫૩) જે માણસ કંઈ બુરાઈ કરે અથવા (ગુનોહ કરી) પોતાનું નુકસાન કરે ફરી ખુદાપાકથી (કાયદેસર) માફી ચાહે તો તે ખુદાપાકને બક્ષનાર (અને) દયાળુ જોશે. (કુર્આન)

# ઈસ્લામી શિક્ષણ

રસૂલુલ્લાહ સલ૦નું ફરમાન (હદીસ)

મૌલાના અબ્દુર્રહીમ સાહબ રાંદેરી

(૪૬) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે પુરૂષ જે દીનાર (સોનાનો સિક્કો) ખર્ચ કરે છે તેમાં શ્રેષ્ઠ દીનાર તે છે કે જેને પોતાની પત્ની તથા બચ્ચાંઓ પર ખર્ચ કરે. તથા તે દીનાર છે કે જેને જિહાદમાં પોતાના સ્વામી પર ખર્ચ કરે, અને તે દીનાર છે કે જેને જિહાદમાં પોતાના સાથીઓ પર (એટલે નોકર અથવા બીજા ગાઝીઓ પર) ખર્ચ કરે. (મુસ્લિમ)

*　*　*　*

(૪૭) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે કિયામતના દિવસે લોકો વચ્ચે પ્રથમ ફેંસલો ખૂનનો થશે. (મુસ્લિમ)

*　*　*　*

(૪૮) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે સર્વે લોકોમાં હલકા અઝાબવાળો અબૂ તાલિબ છે. તેના પગમાં અગ્નિના બે જોડા હશે જેથી તેનું ભેજું (હાંલ્લીની-માફક) ખદખદશે. (બુખારી)

*　*　*　*

(૪૯) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે દરેક પીણું જે નિશો લાવે તે હરામ છે. (સહીહૈન)

*　*　*　*

(૫૦) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું તમારામાંનો દરેક જણ હાકિમ છે અને દરેકને તેની રૈયત (એટલે હાથ નીચે વાળાઓ) વિષે પૂછવામાં આવશે. (સહીહૈન)

*　*　*　*

(૫૧) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે દરેક તસવીર બનાવનાર કે ચિતરનાર દોઝખમાં છે. (સહીહૈન)

*　*　*　×

(૫૨) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે જે મુસલમાન થયો અને તેને ખપ જોગું રિઝક આપ્યું, વળી અલ્લાહે જે તેને આપ્યું તે પર સંતોષ પકડયો તો તે સફળ થયો. (મુસ્લિમ)

*　*　*　*

(૫૩) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે (ઘરવાળાથી) પરવાનગી ત્રણ વાર માંગવી જોઇએ અને જો તને રજા મળે તો ઘરમાં દાખલ થા નહિ તો પાછો ફર.(મુસ્લિમ)

# આલમઝકી દુનિયાંકે દોરતો



**આ**લમઝકી દુનિયાંકે દોરતો ! તમને ખબર છે કે 'કારવાં'ને આજે બાર માસ પુરા થાય છે ! આપણો કાફલો ગમે તેમ ટાઢ તાપ વેઠતો પહેલી મંઝિલ વટાવી ગયો છે 'કારવાં' જન્મ્યુ તેજ દિવસે હીટલરે યુરોપમાં યુદ્ધને જનમાવ્યુ અને તેના છાંટા આખા જગતને લાગ્યા તો પછી 'કારવાં' ક્યાંથી બાકી રહે ! એજ હીટલર દાદાને પ્રતાપે કાગળોની બેથી અઢીગણી મોંઘવારી, અને બ્લોકની પણ બમણી મોંઘવારીને લીધે હિંદના તો શું ! જગતનાં બધાએ પેપરો, ચોપાનીયાં સુકાઇ ગયાં; પણ 'કારવાં' તો નીકળ્યું ત્યારથી અત્યાર સુધી તેજ પ્રમાણે ૮॥ ફારમ આપતુ ચાલ્યું છે. અરે ! કાગળની એટલી બધી અછત થઇ ગઇ કે સરકારે રૂપીઆની નોટો પણ કોરટના સ્ટાંપ જેવી નાનકડી છપાવી નાખી છતાં "કારવાં"નું કદ તો તેટલું જ રહ્યું ! એ બાબતમાં અલ્લાહનો એહસાન અને ગ્રાહકોના સહકારની મેહરબાની ગણી આગળ વધીએ.

> "જાણો છો ? 'કારવાં' નો આવતો અંક ખાસ અંક તરીકે નીકળશે !"
>
> "પણ તેમાં શી ધાડ મારી ? એમ તો ઘણાએ ખાસ અંકો નીકળે છે !",
>
> "હોયના ! યુરોપમાં હિટલર હોળીનું નાળિએર બન્યા પછી અહીં કોઈએ ખાસ અંક કાઢયો હોય તો બતાવો ?"
>
> "આવી કાગળની મોંઘવારીમાં એવું સાહસ કોણ કરે ?"

વહેપારીઓ પણ વરસ દિવસે સરવાયું કાઢે છે તો ચાલો આપણે પણ કારવાંનું સરવાયું કાઢીએ. પહેલા અંકમાં અમે 'કારવાં' વિષે જે કંઇ ઢોલ પીટયું હતુ તે પ્રમાણે અમે કદાચ પુરા તોળાઇને ઉતર્યા ન હોય એનું કારણ પણ યુદ્ધજ છે. અમારી ગ્રાહકોની મોટી આશા દરિયાપાર મંડાઈ હતી; પણ પરદેશ સાથેનો સંબંધ તો કનકવાની જેમ કપાઇ ગયો પછી એ આશા મરે ના તો માંદી તો પડેજને ! 'કારવાં'ના ઉંટ એ અનેક ટાઢ તડકા વેઠ્યા કે ભૂખ અને ઉજાગરા વેઠયા છતાં બાળબડાટ કર્યા વગર મંઝિલ વટાવી ગયાં છે ! પહેલા વરસનો અનુભવ પ્રેરણા બનીને કાફલાને આગળ ધપાવશે. ભલભલાની બોબડી બેં થઇ જાય એવા સમયમાંએ 'કારવાં' ખાસ અંક કાઢે છે ! એ કાફલાના સુકાનીઓની હિંમતનો પ્રતાપ ભલે ન હોય; પણ ઉંટોની ધીરજનો પ્રતાપ તો છેજ ! "આ મોટર યુગમાં ઉંટોનું શું ગજુ ?" એમ સમજનારા હવે મનમાં ખાંડ ને બદલે ગોળ ખાઇને બેસી રેહશે !

શરૂઆતમાં આદર્શતાની લગામ ઢીલી

મૂકવાનો ઇરાદો હતો; પણ હવે તે 'તંગ પડ- ડવી પડી છે! કારણકે અનુભવના આંકડા પોકારે છે કે એકલા આદર્શવાદી સાહિત્ય પીરસનારાઓની ખપતના આંકડા ભાગ્યેજ ચાર પાંચ સેંકડાથી આગળ વધે છે, અને પછી પરાણે એ આદર્શવાદી નરસિંહ મહેતા- ઓને શાહજોગી હુંડીઓ બહાર પાડવી પડે છે! મતલબ કે નક્કર સાહિત્ય વજનદાર હોઇ તળીએ બેસી જાય છે. ત્યારે હળવું સાહિત્ય હોડીની જેમ તરીને પાર ઉતરે છે: અત્યારે તેથીજ અમે એકલા નક્કર સાહિત્યને પકડી ન રાખતાં હળવા સાહિત્યને પણ અપ- નાવી રહ્યા છીએ. અને 'કારવાં'માં પેલાઓ કહે છે તેમ "ધાર્મિક- વાડો" વધતો જેમ જાય છે? જાણો છો! સાહિત્યના સુક્કા પ્રદેશમાં 'કારવાં'ના ઊંટોને ઝાઝો ચારો સાંપડતો નથી તેથીજ વહેપારી દૃષ્ટિએ 'ધાર્મિકવાડા'ને પણ ઉત્તેજન આપવું પડયુ છે. પણ વાચકો ધીરજ રાખે કે અમારો એ ધાર્મિકવાડો એ સંસારમાં દીન-દુન્યાની હરિયાળી અને રઢીયાળી લીલી વાડીનીજ ગરજ સારશે. - કોમીવાદના ઝેરી વંટોળીઆ કે સાંપ્રદાયિકતાની નહિજ! અને કાવ્યનું ધોરણ તો 'કારવાં'એ ક્યારનું નક્કી કરી દીધું છે. 'કારવાં'ની કવિતાઓ ભલે આસ- માનમાં પહોંચી નથી પણ લોકોના હૃદય સુધી તો પહોંચીજ ગઈ છે! તો ચાલો હવે 'કારવાં'ને એક વરસ પુરું થયું હોઈ તેની વરસી (!) ના, ના. સાલગિરહ ઉજવીએ!

'કારવાં'ના ખાસ અંકમાં શું આવશે તેનું તો અત્યારે ઢોલ પીટવાની જરૂર નથી પણ એ ખાસ અંકનું કવર ડિઝાઇન જરૂર તમારૂં દિલ છીની લેશે.

બ્લોકની ડબલ મોંઘવારી છતાં ફોટો ચિત્રો, ઇતિહાસિક આર્ટ શીટો અને કાર્ટૂનો આપવામાં 'કારવાં'ના સંચાલકો જરાય કંજુસાઈ નહિ કરે!

સચિત્ર મેહફિલ તો એનું ખાસ આકર્ષણ હશે.

આવાઝકી દુનિયાં કે દોસ્તો! કીપ્લીંગની પેલી કવિતાને જાપાન ખરી પાડવા બેઠું છે કે "પૂર્વ પૂર્વ માટે છે અને પશ્ચિમ પશ્ચિમ માટે છે." જાપાન પોતાનાં બધાં નાનાં નાનાં પાડોશી- ઓ ઉપર ઉપકાર કરી પોતાની પાંખમાં સમાવી લેવા તૈયાર થયું છે. જો કે ચીન જેવા મોટા દેશનેય પોતાની પાંખમાં લેવા કરે છે; પણ જાપાનની પાંખ નાની હોવાથી ચીન તેમાં સમાઇ શકતું નથી; જેથી ચીનને બેવડ ચોવડ વાળીને પછી પાંખમાં લેવાનો જાપાને નિરધાર કર્યો છે! રશીયન રીંછ પણ પાછું પંઝો કાઢીને તૈયાર થયું અને લ્યુથીયા- નીયા, લેટવીયા, ઇસ્ટોનીયા, બેસ્બીરીયા અને બુકોવીનીયા વગેરે નાનાં કુરકુરી- યાંઓને પોતાના પેટમાં પધરાવી બેઠું છે અને પેટનું પાણીએ હલાવ્યા વગર જગતને પડકારી રહ્યું છે કે 'સબ સબકી સમા- લીયો મેં મેરી ફોડતા હું!" મતલબ કે હિટલર ભૂખ્યો સિપાઇ બનીને ગામનાં ગામ બાળી રહ્યો છે; તેથી તેણે તપાવેલા લોઢાનો ઘાટ જુદા જુદા લુહારો પોતપોતાની રીતે ઘડી રહ્યા છે! ત્યારે હજુ હિંદમાં તો એજ હાલત રહી છે કે "વાણીઓ તો તોલતોજ નથી અને વળી કોંગ્રેસ કહે છે કે બરાબર તોલ!" મોટી ઉંમરનાં થઇ ગએલાં લીગ અને કોંગ્રેસ નામનાં બે પોરીયાં હિંદી સરકારની કેડે બેસી શકે એમ ન હોવાથી તેમને પડતાં મૂકીને સહકારીઓ અને ખિતાબધારીઓને પોતાની વણઝારમાં સામેલ કરીને હિંદી સરકાર પોતાનો

કાફલો હાંક્યે રાખે છે!

•

અને આપણા વહેપારનું તો જાણે પડીકુંજ બંધાઇ ગયું છે. ધીરધાર બિલકુલ ઓછી થઇ ગઇ છે. ધીર બિલકુલ મરી ગઇ છે જેથી તલ્વારની ધાર પર ચાલવાની હીંમત હોય તેવા વહેપારીઓજ હવે નભી શકે છે! કારણ કે પહેલાં વિશ્વાસે વહાણ ચાલતાં હતાં તેને બદલે હવે તો વરાળ કે પેટ્રોલથી વહાણ ચાલતાં થયાં જેથી આપો આપ વિશ્વાસ વંઠી ગયો છે! આ છે હિંદના વહેપારીની પોઝીશન. ત્યારે ખેડૂતની શી વલે થઇ તે જાણો છો! ક્રેડીટ સોસાયટીઓ નીકળ્યા પછી એ સોસાયટીઓના ચોપડામાં બધા ખેડુતોની ક્રેડીટ બંધાઇ ગઇ છે. અને ફક્ત 'વા' ખાવાનો બાકી રહી ગયો છે! ભલે શ્રીમંતો હવા ખાવા જતા રહે પણ ખેડુતો તો 'વા' ખાઇનેજ સંતોષ માને છે! જો કે એમને ઘાસ ખાવું હોય તો મળી શકે એમ છે; પણ ઘાસમાં ૨૬ જાતનાં વિટામિન્સ છે એવું હજુ હિંદનો ખેડુત જાણતો નથાને! **સહકારી** અને **શાહુકારી** એ શબ્દોનો ભેદ તો તમે જાણતાંજ હશોને? સહકારી બેંકો અને સહકારી ચળવળોથી દેશનો ઉદ્ધાર થઇ જશે એમ ઘણાં વકીલો અને બડેખાંઓ કહેતાં હતા પણ એ સહકારી બેંકો અને સહકારી ચળવળોવાળાજ બધું શાહ, શાહ, ખાઇ ગયા અને નીચલા થરના માણસોને તો લુખ્ખા રોટલાય ખાવાના પુરેપુરા મળતા નથી! અને તે છતાં હિંદીઓનો **પરોપકાર**-હીમત જુવો કે પેટ પારા બાપોને પણ પરોપકાર કરી રહ્યા છે ઘરમાં અંધારું હોવા છતાં મંદીરે મશાલ અને મસીદે દીવા પ્રગટાવી રહ્યા છે!

•

હિંદપર મહમુદ ગઝનવીની સત્તર સવારીઓ થઇ હતી એવું સાંભળ્યું છે! પણ 'કારવાં' પર કવિઓની ચઢાઇઓનો તો પારજ નથી! એક વરસના કાળમાં "કારવાં"ને જેટલા કવિઓ સાંપડ્યા છે એટલા ગ્રાહકો સાંપડ્યા હોત તો? હાથોહાથ "કારવાં"નો ઉદ્ધાર થઇ જાત! મને તો ભય લાગે છે કે કવિતાનો અતિરેક થતાં કઇ ઔરંગઝેબે સંગીત વિદ્યાને ઉંડી કરીને દાટી હતી તેમ "કારવાં"ના સંચાલકો કવિતાને ઉંડી કરીને દાટવાનું ફરમાન ન કાઢે! હાં... આ! પણ ભૂલ્યો, તેઓય પોતે કવિજ છેને! ત્યારે હવે તો કુદરત કરે તે ખરી! વહેપાર-ધંધા મંદા છે; ત્યારે કાવ્ય બજારમાં તો પુષ્કળ તેજી છે! જો આવું ને આવું થોડો વખત વધુ ચાલ્યું તો લોકો ઘરમાં પણ કવિતામાંજ વાતચીત કરતા થઇ જશે! પતિ-પત્નિનો વાર્તાલાપ કવિતામાં થશે! કોરટમાં વકીલો પણ કવિતામાંજ દલીલો કરશે! નોકરી માટેની અરજીઓ પણ કવિતામાંજ થશે

લીડરોના આપણા પણ કવિતાઓમાંજ થશે! અને કવિતા નહિ આવડે તેને કોઇ ધારાસભાના મેમ્બર તરીકે પણ નહિ ચૂંટે! કાઠીઆં કુંજડાઓની જેમ કાપડીયા અને કેમીસ્ટો પણ કવિતાજ લલકારશે! મતલબકે કે બધું વાતાવરણ કવિતામય બની જાશે. તો પછી લોકો કવિતાજ ગાશે, અને કવિતાજ ખાશે!

ભરાઇ ગયા છે અને ઝીણાજી પણ નિવેદનની છેલ્લી બાઉંડરી ઠોકીને ચૂપ થઇ ગયા છે! જેથી હવે લોકો તો એવીજ આશા રાખીને બેસી રહ્યા છે કે જેમ આકાશમાંથી કોઇવાર કરા વરસે તેમ સ્વરાજ વરસે તોજ બને! બાકી આ દેશની ઐક્યતાના ટાવરમાં જે પથ્થર પડ્યું છે તે સાંધવાનું સોલ્યુશન તો હજુ અલ્લામીયાંએ પણ બનાવ્યું નથીને?

અહમદશાહ અને બાવા માણેકનાથની વાર્તા તો તમે સાંભળી હશેજ? દિવસે અહમદશાહ કોટનું ચણતર કરાવતો અને બીજા દિવસે બધું ચણતર માણેકનાથ બાવો જાદુથી ઉકેલી નાખતો. તેમ કોંગ્રેસમાં જે કંઇ ચણતર થાય તે મી. ઝીણા એકજ નિવેદનથી ઉકેલી નાખે છે! અહમદશાહે જેમ માણેકનાથને યુક્તિથી ઝારીમાં સપડાવી દીધા તેમ મી. ઝીણાને ગાંધીજી ઝારીમાં પેસવાનું કહે છે પણ તે પેસતાજ નથી; જેથી કોંગ્રેસનું ચણતર આગળ ચાલીજ શકતું નથીને? એક બાજુ ગાંધીજીએ લોક પ્રતિનિધિ સભાનો ડુંગર ઉભો કર્યો તો બીજી બાજુએ મી. ઝીણાએ પાકિસ્તાનનો પહાડ ખડો કર્યો. લોકો ભલે હવે એ બંને પહાડોની વચ્ચે ભટકાયા કરે! ગાંધીજી તો કહે છે કે "કોઇ હવે મારું કહેલું સાંભળતુંજ નથીને? એમ કહી "એ તારી ઝાલીને હું તો મારે ચાલી" કરી પુનઃ શેગાંવમાં તપ કરવા

**જાણો છો?**

'કારવાં'ના આવતા અંકમાં એટલે કે **ખાસ અંક**માં રા. રણછોડલાલ ધ. જ્ઞાની, ક્યુરેટર પ્રીન્સ ઑફ વેલ્સ મ્યુઝીયમ મુંબઈ તથા જં. 'કોકિલ જેવા પુરાતત્વના અભ્યાસી લેખકો પધારવાના છે.

અને સાથે સાથે કુ. કુલ્સુમ સુરૈયા એમ. એ. જં. 'બાનવા,' જં. 'સાલેહ બકીલી' જં. ઈમાસુદ્દીન, જં. 'મુસ્તફાબાદી' જં. 'અમીન', જં. મુ. ઉમરખાન સાહબ જેવા ગુજરાતમાં જાણીતા ઇતિહાસિક લેખિકા અને લેખકોનો પણ સહકાર સધાવાનો છે. તમારા અંકની પહેલી તકે ગોઠવણ કરી લેશો.

'તંત્રી'

મતલબ કે આપણા દેશની રાજકીય પરિસ્થિતિ હવે એવી થઇ પડી છે કે પહેલાં ઘઉંમાંથી કાંકરાં વીણાતા હતા; પણ હવે તો કાંકરામાંથી ઘઉં વીણાય છે! અબ આ પા સ મ જ કે બીચમેં!

સુધરેલાઓ સંયુક્ત કુટુંબની યોજના કરતાં વિભક્ત કુટુંબની યોજનાને ખાસ પસંદ કરે છે! કોણ કહે છે કે સિંધનું પ્રધાનમંડળ સૌથી વધુ સુધરેલું નથી? જુઓ હાલમાંજ સિંધની ધારાસભામાં એ મુદ્દો ઉડવાનો છે કે "સિંધ સિંધીઓ માટે છે." જો આવીજ રીતે "મદ્રાસ મદ્રાસીઓ માટે, બંગાળ બંગાળીઓ માટે, બિહાર બિહારીઓ માટે, ગુજરાત ગુજરાતીઓ માટે, કાળું પાણી આંદામાનવાળાઓને માટે છે!" એમ થાય તો હિંદના ઓછામાં ઓછા ૧૧ ભાગલા પડે કે જેથી ભાગલાના શોખીનોને પણ સંતોષ થશે! તથા બધા

પોતપોતાના પ્રાંતોમાંજ પડ્યા પાથર્યા રહેશે. તો "ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને ઉપાધ્યાને આટો !" જેવી કહેવતો પણ ખોટી ઠરશે. માટે "હિંદ એક અને અભેદ્ય છે." એવું કહેનારાઓને ખાંડ ખવરાવવા ખાતર પણ દરેક પ્રાંતે સિંધના પગલે ચાલવું જોઇએ જે પ્રાંતની સરકારોએ રાજીનામું આપ્યું હોય તેમણે પણ પોતાના પ્રાંતનું પાણી બતાવવા "રાજીનામું ખેંચવાનું બીડું" ઝડપવું જોઇએ. સૌથી આનંદની વાત તો એ છે કે હિંદને કોઇની સાથે ફેડરલ મેચ રમવી હશે તો ૧૧ પ્રાંતમાંથી દરેક વડા પ્રધાનને પ્લેયર તરીકે ચુંટી શકાશે !



## દિલગીર નોંધ

અમને જણાવતાં દિલગીરી ઉપજે છે કે 'કારવાં'ના જાણીતા લેખક જનાબ "ઉદ્દફત" સાહેબ બરબોધનવાળાનાં બે સંતાન હતાં. એક છોકરો, તથા એક છોકરી. તે બંને છોકરાં, એકજ અઠવાડિઆમાં ખુદાની રેહમતે પહોંચ્યાં છે. (ઇન્ના) ખુદા ભાઈ "ઉદ્દફત" સાહેબને સબ્રે જમીલ અતા કરે ! આમીન.

તંત્રીઓ.

## "કિરણના હાથથી ફૂટી ગયા."

આવો ! આવો ! કોઈ મુજને ધોળે દિન લૂટી ગયા;
મારૂ દિલ એ લઈ ગયા, મારૂં જીગર ઝૂંટી ગયા..
આહ ! મારી આહથી શું શું અરે રે થઈ ગયું ?
ધ્રુજી ગયું આખું ગગન કંઇ તારલા તૂટી ગયા.
રક્ત પાઈ જેમનું વર્ષોથી કર્યું 'તુ જતન;
આશ પુષ્પો મુજ હૃદય ઉદ્યાનમાં ચૂંટી ગયા.
પ્રેમ છાનો પુષ્પથી એ રાતના કરતી હતી;
ભેદ ઝાકળના કિરણના હાથથી ફૂટી ગયા.
વાહ કાલ તો મસ્જીદ મહીં કરતા હતા યાદે ખુદા;
આજ મયખાનામાં મય મુજ હાથથી ઝૂંટી ગયા.
ગર્જનાને વિજળીથી શેખ કાં ચમકી રહ્યા;
કોઈની આશા બળે એ કોઇના દિલ તૂટી ગયા.
પ્રેમ બબીંદી ઉપર શાને હસો સૂરજ શશી ?
પ્રેમ દાગોથી વળી ક્યાં છો તમો છૂટી ગયા ?
કાં ગઝલ નાની લખી "મઝલૂમ" આજે રહી ગયા ?
પ્રેરણા રૂઠી ગઈ કે કાફીયા ખૂટી ગયા ?

'મઝલૂમ" જેતપુરી (બેહુર)




હાંકનાર વણઝારો.

'ગમ' ઘેરાજવી, કાઠિઆવાડથી રંગુન જઈને ત્યાંપણ ગુજરાતીઓની સાહસિકતાને સિદ્ધ કરવા 'ઈકબાલ' નામનુ બાય પીકલી કાઢી બેઠા. હીટલરની યુરોપીય દાદાગીરીને પ્રતાપે કાગળની કૂદકે ને ભૂસકે વધતી જતી મોંઘવારી જોતાં પત્ર કાઢવું એ લોઢાના ચણા ચાવવા બરાબર છે! પણ એમનાં દાંત એટલા મજબૂત છે કે લોઢાના ચણા ચાવવા છતાં પડી ગયા નથી તેમ હાલી પણ ગયા નથી!

'મરહુમ' એટલે 'ઈકબાલ'ના તંત્રીઃ એ ભાઇ પણુ રાંદેરનાજ વતની છે. પત્રકારે સાથે એક સુઘડ કવિ પણ છે. તે એક આશાસ્પદ યુવક છે.

પુરાણા એડીટરોમાં મુન્શી ફેતહખાન 'ઈન્સાફ'વાળા તથા 'હમદર્દ'વાળા સૈયદ મહંમદનું નામ બેધડક ગણાવી શકાય. સૈયદ-મહંમદ એકમાર્ગી હોઈ જે ચીલો ઝાલ્યો તેજ ચીલે ચાલનારા છે. ત્યારે મુન્શી ફતેહ ખાન દરેક દિશામાં ટટ્ટુ દોડાવનારા છે। મૂછાળા એડીટરોમાં એમનો નંબર પહેલો આવે. અને વળી બોલનારા પણ ફક્કડ ધક્કડ છે! નિષ્ફળ એડીટર તરીકે ભાઈ 'નુસરત' ખૂબ જાણીતા છે. સૌથી વધુ અઠવાડિયાના એ તંત્રી થઈ ચૂક્યા છે. અને એડીટર તરીકે નિષ્ફળ પણુ લેખક તરીકે સફળ થએલાઓમાં ભાઈ યુ ટી. 'નિઝામ'નું નામ ગણાવી શકાય એકજ ઠેકાણે એ ચોંટી રહેતા હોય તો સારૂં નામ કાઢે એવા છે. લેખક ઉપરાંત વિવેચક અને કવિ પણ છેજ. અને તે કરતાંએ સફળ અનુવાદકોમાં એ મોખરાના અનુવાદક છે.

∴

એકવાર હાસ્યરસમાં ડોકીયુ કરી જનારા **ઐયુબખાન ખલીલ** હવે ઝાઝા દેખાતા નથી. કોણુ જાણે કઇ પ્રેસના ખૂણામા ભરાઈ બેઠા હશે? અને બીજા એવાજ હાસ્યરસની સડક પર પોતાનું ટટ્ટુ દોડાવનારે **ભાઈ-મસ્ત-વઝીર** પણ કોણુ જાણે કયા સીનેપેપરનાં પ્રુફો તપાસતા બેઠા હશે? મુંબઇના લેખકોમાં ક્યાંક **'જીહલીસગર'** અને **'વલીયાંણી'**નું નામ સંભળાય છે પણ કામ જોયુ ન હોય ત્યાં સુધી તેમના વિષે શી રીતે લખી શકું? મેમણુ પત્રિકા વાળા **ઉસ્માન કાસમ મેમણુ** પણુ ચાલુ વરસમાં ઉત્પન્ન થએલા એડીટરોમાંના એક છે. આગળ વધે એવી ધગશ એમની કલમમાં દેખાય છે ખરી!

∴

જુના લેખકોમાં "મેમણ બુલેટિન"ના માજી તંત્રી-જનાબ-'શબનમ' સાહબનું નામ ભૂલવા જોગ નથી. એક સારા લેખક ઉપરાંત અજોડ અનુવાદક અને અગ્રગણ્ય તંત્રીઓમાંના એક છે. એમનો દિમાગ ફળદ્રુપ હોવા છતાં સુકકી તબીયતને લીધેજ સાહિત્ય સંન્યાસ લઈ બેઠા હશે? ખૂણામાં રહીને પોતાનું કામ કર્યે જનાર લેખકોમાંના એક પુરાણા લેખક તરીકે ભાઈ-'રસસાગર'નું નામ પણ અવશ્ય ગણી શકાય! એ જાતે 'રસસાગર' હોવા છતાં એમને હંમેશાં અંધારા ખાબોચીયામાંજ રહેવું પડયું છે! અને એક વેળાના 'તીરંદાઝ' વાળા આપણા સાહેબખાન કાઝી તો હવે કલમ પડતી મૂકીને **સંતતિ નિયમન** તથા સાથે સાથે **સંતતિ વર્ધન**ના પણ પ્રૅકટર બન્યા છે! 'મેમણ સુધારક'વાળા એક વેળાના તંત્રી સૈયદ અતાઉલ્લાહ, મી. **ઉરૈઝી, કે. મી. સત્તાર** બેરિસ્ટર સાહિત્યના જગતમાંથી નીકળીને કોણ જાણે કઇ દુનિયાંમાં અંતરધ્યાન થયા છે! ત્યારે જુના પુરાણા મી૦ કે. આર. અબ્બાસી એકલા હાથે દળદાર "વકીલ" માસિક નભાવી રહ્યા છે. એકલા હાથે એકી સાથે અર્ધો અર્ધો ડઝન લેખો લખી રહ્યા છે ઘરડા થયા છતાંએ થાકતા નથી! ખરેખર! એમનું 'વકીલ' માસિક હોવા છતાં 'પંચાંગ'ની ગરજ સારે એવું છે! મી. શેખ અમીન જેવા ઘણા અંધારામાં રહી ગએલા મોટા માણસોને 'વકીલે' પ્રકાશમાં આણી દીધા છે!

મુંબઈના યુવક કવિઓના મંડળનો ઉલ્લેખન કરૂં તે કેમ ચાલે! **'સગીર'** એ દુઃખદાર સંગન કવિ છે. જો કોઇ બીજાજ બાગમાં એ 'ફૂલ ખિલ્યું' હોત તો કોઈના ગળાનો હાર થઇ પડત! આધ્યાત્મવાદી કવિ **'નસીમ'** એમનું સ્થાન તો નોખું બલ્કે અનોખું છે.

જોવા જેટલી કેળવાઈ નથીને! જો કોઇ બીજે સ્થળે 'નસીમ' હોત તો ઉમાશંકરો કે સુંદરમો કરતાં પાછળ તો નજ હોત મગર કયા કરે'...!" દર્દમય કાવ્યો લખવામાં મુંબઇવાળા ... 'નાશાદ'ને બે નંબર ગણાવી શકાય. મુશાયરામાં તેઓ કાવ્ય વાંચે છે; ત્યારે એક દર્દમય તસ્વીર ખડી કરે છે. ઘી વેચે છે પછી મગજ કેમ ફળદ્રુપ ન હોય! પણ ભલા ઘીની જેમએ કાવ્યોની કંડિકાઓ ને કેમ બરાબર તોલતા નથી! **'બશીર'** અને **'સાકી'** ઉછરતા કવિઓ છે છતાં ઘણા પીઢ કવિઓને પાછળ પાડી દે એવી ધગશથી ઉડયા છે! અને તેમાંએ ખાસ 'સાકી' એ તો "બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા" "પાઘડી તેવા ફેંટા ને કાંઠા તેવા બરેઠા"ની કહેવતને અક્ષરશઃ ખરી પાડી લાગે છે!

પૂછવુંજ શું! સ. 'શયદા', જ. 'ઝાર', 'કલીમ', 'નસીમ', 'સગીર', 'નાશાદ', 'સાકી', 'જિગર', 'આસિમ', 'બશીર', 'આઝાદ', 'સાગર', 'ઈજન', 'નિસાર', 'વહશી', 'ફના', 'ખાકી', 'બેકાર', 'નાતિક', 'સાબિર', 'ફખ્ર'. 'અસર', 'અમૃતજાની', 'નંદકેલીલા', 'નૂર', 'આઝાદ અમીન', 'ઘાયલ', 'અસીર', 'મઝલૂમ', વગેરે અનેક જાણીતી કલમો મેહફિલમાં ચમકશે અને વળી બધા કવિઓનાં મુખારવિંદનાં પણ દર્શન થશે આટલું બધું છતાં કીમતમાં ન જેવોજ વધારો થશે. તમારો અંક વસાવી લેવાનું ભૂલશો મા?

: પુરાણા અને કાબેલ એડીટરોમાં 'ઈસ્માઇલી' વાળા રા. અલીમહંમદ સુનારનું પણ ચોક્કસ સ્થાન ગણી શકાય. 'ઇસ્માઈલી આફતાબ' વાળા મી૦ બુધવાણી પણ એમને ચીલે ઠીક ચાલતા જણાય છે! તો કચ્છ ભૂજવાળા કવિ 'અબ્દ' તથા કચ્છ માંડવીવાળા–કવિ ઇબ્રાહીમ પટેલ, અને અંજારના જાણીતા ઇતિહાસિક લેખક માસ્તર 'બિસ્મીલ'ને પણ કેમ વિસરાય? 'સાલેહ બકીલી'ની પેઠે એમના ઇતિહાસિક લેખોનો પણ શુમાર નથી! આ બધા લેખકો અને કવિઓની ધમાલમાં કંઇ બાંટવાવાળા લતીફભાઇઓ વિસરાઈ ન જાય! મી૦ અબ્દુલ લતીફ મદ્રાસવાળા અને મી૦ એ. એ. દાઉદ સાહિત્ય રસિકો તરીકે જાણીતા છે. તેઓ ઝાઝા સાહિત્યકાર નહિ હોય પણ સાહિત્યકારોને ધક્કા મારીને આગળ લાવવામાં તો એ બંનેય બિરાદરો એક્કાજ છે!

∴

સુરતવાળા "આઝાદ અમીન" નામ પ્રમાણે ગુણ ધરાવનાર એક માર્મિક કવિ છે. એમની કવિતાઓમાં દર્દમય કટાક્ષ હોય છે. અને સુરતવાળા સૈયદ 'નૂર' પણ સારા સીધા કવિ છે. તેઓ જાતે અક્કડ નથી છતાં તેમની કવિતાઓ ફક્કડ હોય છે! અને બરઓધનવાળા 'ઉલ્ફત' સાહબ તો કવિ પણ છે અને સારા ધારર્મિ લેખક પણ છે. ; ધીમે ધીમે ચાલતાં લાંબો પંથ કપાય"ની જેમ પોતાના માર્ગે ધીમે ધીમે આગળ આવી રહ્યા છે! અને મૌલાના 'મુસ્લિમ' તો પર્દામાં રહીને શિકાર કરનારા નથી પણ સેવા કરનારા છે. મુસ્લિમ ગુજરાતની અજોડ ધાર્મિક સેવા કરનારાઓમાંના એ એક છે. તેઓ પોતેજ પોતાનું નામ તથા કામ છુપું રાખવા માગે છે તો અમે શું ભાંગ પીધી છે કે એમના મૂખ પરથી અરે એમની કલમ પરથી પર્દો ઉઠાવીએ! એમને ગોશાનશીની પસંદ છે; ત્યારે અમને મેદાને પડવાના કોડ છે! પછી સંઘ શી રીતે કાશી–ના, મક્કે જાય!

∴

ઉંચી ઇજાર અને લાંબી દાઢીવાળા ધાર્મિક લેખકોમાં માઝી 'ઇદિમ'વાળા 'મિરઝાં' સાહબ તથા 'તબ્લીગ' વાળા મુન્શી 'પાંડોર' સાહબનું નામ અવશ્ય મૂકી શકાય. ધાર્મિક સિવાયની બીજી દુનિયામાં એ બંને સાહબો ભાગ્યેજ ડોકીયું કરે છે. એ બંને સાહબો મૌલવી ન હોવા છતાં સાહિત્યમાં મૌલવીયતની લાઇન ચાલુ કરી દીધી છે! એમ તો સામાન્ય રીતે ધાર્મિક વિષયો તો ઘણા ખરા વાંચકોને સુક્કાં બિસ્કુટ જેવાજ લાગે; પણ જનાબ 'ઇસામાઇ'ના લેખમાં કંઇક મિઠાશ દેખાય છે; એનું ખાસ કારણ એ છે કે તેઓ લેખો લખતા જાય છે, અને સાથે સાથે હલ્વો પણ બનાવતા જાય છે, જેથી હલ્વાની મિઠાસ એમના લેખોમાં ઉતરે છે! મૌલાના ગુફ્તી "આઝાદ" સાહબ તો કોઇક વેળાજ લખે

---

જાણીતા જર્નાલિસ્ટો અને માનીતા લેખકો રા. શયદા, રા. સાદીક, જ. સાબિર જ. ફૃઝ માતરી, જ. અસર સાબેરી, 'ઝાર' રાંદેરી. જ. મૌલાના મુસ્લિમ, જ. મૌલાના અબ્દુર્રહીમ, મૌલાના અહમદ અશરફ સાહબ, રા. શંભુપ્રસાદ વકીલ. જ. જી. એચ. મુસ્તફા, રા. નટવર વીમાવાલા, રા. ભાનુશંકર જોષી, જ. 'આઝાદ', જ. તુરાબ, રા. 'શાંત', જ. બદ્રીકાચવાલા, 'નિસાર' જ. 'માંડવિયા'વગેરે અનેકની કલમોનો સહકાર તમે 'કારવાં'ના ખાસ અંકમાં જોશો. (તંત્રી)

---

છે પણ લખે છે ત્યારે સો ટચના સુવર્ણ જેવું લખે છે. એમનો ઇતિહાસ અને કવિતાનો સંગ્રહ બહાર છે, પણ 'કૃતના' માગનારાઓ ફુરસદ લેવા દે તો લખેને ?

•

**રાંદેર સાહિત્ય વૃંદ:**–રાંદેરમાં તો લેખકો અને કવિઓનું આખું ટોળું છે; જેથી દરેકની કારકીર્દિનું જુદું જુદું વર્ણન ન કરતાં ઉડતો સોદો કરી નાખું છું ! લાંબામાં લાંબા લેખક રા. 'બેકાર' અને લાંબામાં લાંબા કવિ 'ફના' સાહેબ છે. 'ફના'ની ગઝલો ઘણી આશાસ્પદ ગણી શકાય. 'ફના ફાતીલાને ઓટલા મસીદ" જેવું એક તત્ત્વ એમની ગઝલોમાં નથી. મતલબ કે એમની ગઝલો ચિરંજીવ બને એમ છે અને વળી હવે તો ગદ્ય ભાગના પણ એમણે ઠીકઠીક ખેડવું કરવા માંડી છે. "લગ્ન થયા પછી એમની કવિતાઓ હવાઇ જશે !" એમ હું તો ધારતો હતો ! પણ ના, ના, એ તો આજે ખિલતા જાય છે ! અને રા. 'બેકાર' ઇન, મીન ને સાડંતીન હાસ્ય લેખકોમાં એમનું સ્થાન તો હોયજ ને ! હાસ્ય લેખક સાથે એઓ હાસ્ય કવિ પણ છે વર્તમાન મુસ્લિમ લેખકોમાં સૌથી વધુ ચેખો લખવાની ટેવ એમણે ઉતારી છે ! એમણે અત્યાર સુધીમાં ૭ હાસ્ય પુસ્તકો બહાર પાડ્યાં છે. એમના લેખોમાં કંઇ મીઠું છે કે નહિ તેની ખાતરી કરી હોય તો એમનાં પુસ્તકો વાંચી જુઓ, કાં તો 'બેઘડી મોજ', 'સાહિત્ય', 'નવચેતન' વગેરેની ફાઇલો ઉઠાવી જુવોને ! જનાબ 'ઝાર' સાહબ એમની 'શાઇરી'થી ગુજરાત, ખુદ્દ ગુજરાતમાં જાણીતા થઇ ગયા છે. આટલી વૃદ્ધ ઉમરે પણ, સાહિત્યનો શોખ ઓછો થયો નથી. ગુજરાતીમાં ગઝલશાસ્ત્રનું

> 'કારવાં'ના ખાસ અંકમાં હાસ્યરસને માટે તો આખું પંચ બેસશે !
>
> જુવો, 'બેકાર', 'ચિશ્તી', રા. 'ગોલીયા', રા. 'વણજારો', શ્રી 'શેખચલ્લી', રા. 'હડમતઓઝા', વગેરે પોતપોતાની કલમોનાં વેગીલાં ટટ્ટુઓને 'કારવાં'ના પૃષ્ઠો પર પૂરપાટ વેગે દોડાવશે. એક એક લેખ કે કવિતા વાંચતાં તમે દાંત દેખાડતા થઈ જશો !' વખત હસીહસીને તમારૂં પેટ દુઃખી જાય એવો પણ સંભવ ખરોજ !

એટલે પ્રમાણભૂત પુસ્તક ન હતું તે ખોટ એમણે પુરી પાડી છે. ઝાર્મસીમાં દવા તોળતાં જેમ રતી ભાર કે ચોખાભારનું એ ધ્યાન રાખવું પડે તેમ કવિતાના વજનમાં એક રતી ભાર પણ ફેર પડે તે એમને પાલવતુ નથી !

જનાબ 'વહશી' એન્ડ 'ખાકી'ની ફ્રાં આ બંને કવિઓનું સાથે વર્ણન કરવાનું એ છે કે એમનાં કાવ્યો ઇશ્કે મિઝાજી કરતા ઇશ્કે હકીકીની ભાવનામાં વધુ ઓતપ્રોત હોય છે. જો કે બંને સાહેબો જાને કિફન શેવવાળા છે છતાં ધાર્મિક દિશા તરફ એમનાં કાવ્યો ઢળતા રહે છે. 'વહશી' સાહબ કાપડના તાકા ફાડતાં ફાડતાએ સાહિત્ય સેવા અર્થે 'કારવાં'નો કુંફલો હાંકી રહ્યા છે; ત્યારે 'ખાકી' માંદા માંદાએ સાહિત્યમાં ગાડું ગબડાવી રહ્યા છે ! મી. 'ઔલિયા' તો ઓલિયા જેવાજ રહ્યા ને ! કોક વાર ધુન ફરે તો કાવ્ય લખી કાઢે બાકી ટાઇપરાઇટરમાં મુંડુ ખોસી રાખે ! અને 'નાતિક' રાંદેરી. આખું રાંદેર એમની ઘંટીનો લોટ ખાઈ ખાઇને જાડું બની ગયું છે; પણ એઓ પોતે સાવ દુબળા પાતળા રહી ગયા છે. પણ એમના કાવ્યો તો ધીમે ધીમે ઠીક સંગીન અને રંગીન થતાં જાય છે !

•

'એકસ' રાંદેરી તો એકાએક અંધારા ખુણામાંથી કવિ તરીકે પ્રકાશમાં આવી ગયા છે ! 'કાતિલ' થોડોક ચમત્કાર કરીને ઠંડા થઇ ગયા છે ! ત્યારે મી. 'ઉર્નીયા' બી. એ તથા 'બક્ષી' બીએ લેખક તથા કવિ તરીકે ધીમે ધીમે પ્રકાશમાં આવતા દેખાય છે 'આસિમ' રાંદેરી તથા મુન્શી ઉમરખાન સાહેબનું સરવાયું, તો આ પહેલાની પોડમાં ખેંચાઇ ગયું

હોવાથી અહીં તેમનો ઉલ્લેખ કરવો અસ્થાને ગણાય. બાકી 'હક પ્રચારક મંડળી'વાળા 'સેવક' સાહબ તથા કલમને જોરે કેદખાનું સ્વિકારનારા જનાબ 'મુશ્તાક' સાહબ પણ રાંદેરના સાહિત્યકાર તો ખરાજ ને? અને સાહિત્યકાર ન હોવા છતાં સાહિત્યકારોનો ભાવ પૂછનાર મી. આઇ એમ. મુન્શીને કેમ ભૂલાવી દેવાય? એમને મુસ્લિમ સાહિત્યકારોના સુત્રધાર કહીએ તો પણ ચાલી શકે!

અને વળી હાસ્યરસના બીજા લેખક મી. 'ચિશ્તી' પણ હવે તો રાંદેરગાંજ છેને? 'સાદિક'માં એમણે કોઈ કોઇ વાર હાસ્યરસનાં સારાં ઝાપટાં વરસાવ્યાં હતાં. 'કારવાં'માં પણ અવારનવાર દેખાવ આપે છે ખરા. અને રાંદેરની પેલી જરીપુરાણી "મુલ્લાં એન્ડ મોબે-દની કું." કે જે 'સાદિક' માં કોઈ કોઈવાર દેખાવ દેતી હતી તે કોણ જાણે ક્યાં હરવાઈ ના, હવાઇ ગઇ છે? પણ એવી રમુજુ લેખક કંપનીનો શોક કરે ક્યાં પાલવે એમ છે? તેને બદલે હવે નવા લેખક અને કવિ રા. 'હઝરત ઓઝા' ફુટી નીકળ્યા છેને? તેમને જો હાલ્લાં ઘડવા-માંથી ફુરસદ મળે; તો સાહિત્યમાં સારો ચાકડો ફેરવી જાણે એમ છે? અને કવિ દલપતરામની સ્ટાઇલના 'ઉદ્દૂત' રાંદેરી તો આફ્રીકા જઇને કવિ મટી પંતુજી બની ગયા ને! આમ રાંદેરનું સાહિત્ય બજાર વહેપારમાં મંદી હોવા છતાં તેજ પરંજ રહ્યું છે!

∴

શ્રીયુત 'શેખચલ્લી':-'માધુરી' અને 'રેખા'-વાળા 'કોલક', 'લોલક' કે ઢોલક' કરતાં પણ ચાર ડગલાં આગળ વધી જાય એવા આ કવિ હાસ્ય તરફ ખાસ પક્ષપાત ધરાવે છે. ગુજરાત, પહોળું મોઢું કરીને એમની પાસેથી સારાં સારાં

'કારવાં'ના વાંચકોને એક ચાલુ વાર્તાની ખાસ ભૂખ હતી. એ ભૂખ ભાંગવાનો અમે પ્રયત્ન કર્યો છે. ખાસ અંકથીજ એ રસભર ચાલુ વાર્તા શરૂ થશે. એક રસઝર લેખિનીએ એની જવાબદારી ઉપાડી છે. જાણો છો એ વાર્તાનું નામ?

**સુલતાન**

નોંધી રાખો — — તમારી ડાયરીમાં

પ્રતિકાવ્યોની આશા રાખી બેઠું છે તે અસ્થાને તો નથીજ? આ નવા જમાનાના કવિ, અને જુના જમાનાના ઘીનો ધાડવો ફેકનાર ફિલસુફ મહાત્મા, ગઝલ લખવામાં તો 'પતીલ'ની પણ પત્તર ઝીંકી નાખે એવા છે! વેજીટેબલ ઘીનો પ્રચાર જેમ જેમ વધતો જાય છે; તેમ તેમ શ્રીયુત 'શેખચલ્લી'ની કલમ ઠીક ઠીક રંગ જમાવતી જાય છે. જો એ કલમ સાહિત્ય પરિષદ્ તરફ પોતાનું સુકાન ફેરવે તો ભલભલા સાહિત્યકારોની પત્તર ફાડી નાખે એમ છે "મગર એસે દિન કહાં કે મિયાં કે........!"

∴

જીવતાં જાગતા લોકોને મૂક્તિનો માર્ગ દેખાડ-નાર "રાહેનજાત"ના તંત્રી હાજી ગુલામઅલી તો મુસ્લિમ લેખકોના ગાર્ડ ગણાય! સૌથી લાંબી ઉમર, સૌથી લાંબી દાઢી અને સૌથી વધુ ડઝનબંધી નહિ પણ સેંકડાબંધી પુસ્ત-કોના લેખક તરિકે એઓ જાણીતા છે. એમનું માસિક પણ સૌથી વધુ ઘરડું છેને? ખુદા મુસ્લિમ સાહિત્યકારોની આ ટ્રેનને સહિસલામત ધારેલે ઠેકાણે લઇ જવાનું સામર્થ્ય અને શક્તિ આ ગાર્ડને અર્પણ કરે! આમીન.

∴

જીવંત મુસ્લિમ સાહિત્યકારોનું સરવાયું રજુ કરતાં અજાણે નહિ પણ જાણી જોઇને કોઈ લેખક કે કવિનું નામ રહી ગયું હોય તો તેની દરગુજર ચાહ્યા વગર લેખને તમામ શુદ્ધ કરતાં પહેલાં કોઇની વધારે પડતી ખબર લેવાઇ ગઇ હોય તો ખેલદિલીથી ગુસ્સાને ગુંગો ન કાઢતાં ગળી જવાની પુનઃ અપીલ કરતાં વિરમું છું.

લી

સાહિત્યકારોનો અદના સેવક

"વણઝારો"

# સાભાર સ્વીકાર

**મસનવીએ મવલાનાં રૂમ જિલ્દ પહેલાં ભાગ પહેલો:—**

ગુજરાતી પદ્ય અને ટીકા લખનાર જ૦ મુન્શી અમીરમીયાં હમ્દુમીયાં ફારૂકી, ફારસી અને ઉર્દૂ પદ્યને ગુજરાતીમાં લખી પ્રગટ કરનાર જ૦ નિઝામુદ્દીન એ. કુરૈશી પાંચ પટ્ટી, અમદાવાદ : પ્રથમ આવૃત્તિ, રોયલ આઠ પેજી સાઈઝ પૃષ્ઠ ૨૨૦ કીંમત રૂપિઆ બે પાકું પુઠું ગ્લેઝિડ કાગળ અને રૂપીઓ દોઢ પાકું પુઠું રફ કાગળ, મળવાનું સ્થાન "દીન" ઓફીસ, પાંચપટ્ટી, અમદાવાદ.

"મસનવી શરીફ"ના પુસ્તકનું નામ નહીં સાંભળ્યું હોય તેવો ભાગ્યેજ કોઇ મુસ્લિમ જડી આવશે. મૌલાના રૂમનું જીવનવૃતાંત સાથે મૂળ ફારસી બૈતો, તેની નીચે ઉર્દૂ ભાષાંતર અને તેની નીચે આસાન ગુજરાતીમાં ગુર્જર ભાષ્યં અને તે પણ વળી બૈતોમા એટલે ત્રણુ ભાષામાં મસનવીનો આનંદ મેળવી શકાય તેવું આ પુસ્તક છે. "સાહેબે દિલ"ના દિલો ઉપર વજદ તારી થાય એવું આ અનોખું પુસ્તક છે. હિકાયતોની નીચે ગુજરાતી ભાષામાં ખુલાસાવાર ટીકા, દરેક હિકાયતોની નીચે, આપેલી હોવાથી સંપૂર્ણ સમજુતી અને સાર સમજવામાં આસાની મળે છે. સદ્દી મશરબના દરેક એકએક કોપી મેળવ્યા વિના તો રહેવું જ નહીં જોઇએ. આમ અને ખાનગી પુસ્તકાલયમાં એની એક નકલ જરૂર સ્થાન લેશે એમાં શંકા નથી. અમે વાંચકોને એટલી ભલામણ કર્યા વિના રહી શકતા નથી કે આ સાહસને જરૂર ઉત્તેજે કે જેથી પ્રકાશક તે પછીના બાકીના બધા ભાગો પ્રગટ કરવા શક્તિમાન થાય અને એ રીતે ગુર્જર સાહિત્યમાં મુસ્લિમોનો કંઇ હિસ્સો છે એ દૃષ્ટાંત કાયમ રહે.

**ગવહરેજાન** અથવા અલબેલી નાર સંપાદક અને પ્રકાશક : જનાબ નિઝામુદ્દીન એ. કુરૈશી પાંચપટ્ટી, અમદાવાદ. આવૃત્તિ બીજી કીં. બે રૂપીઆ, ગ્લેઇઝડ કાગળ, પૃષ્ઠ ૩૨૦, પાકી બાઇન્ડીંગ.

જનાબ કારી સરફરાઝ હુસેન સાહેબ મરહૂમ કૃત "શાહદે રઅના" નામક વાર્તા ઉપરથી ઘણુજ સુધારા-વધારા સાથે એક પતીતા સ્ત્રીનું જીવનવૃત્તાંત તેના પોતાનાજ શબ્દોમાં કહેવડાવવામાં આવ્યું છે, માબાપની સખ્તાઇના નાણા ઉચ્છૃંખલ યુવાનો પાસેથી કેવી રીતે પડાવી લેવાં તેની યુક્તિઓ, "દેવદાસો" બની આવતા યુવાનોથી મુખડું ફેરવી લેવાની નવિન શિકાર કરવાની યુક્તિઓ અને પ્રયુક્તિઓમાં નાયકાજીઓ અને ઉસ્તાદજીઓની પારંગતતાનું સચોટ દર્શન, રાજ નર્તકી બની રાજા-મહારાજા ઉપર પણ રાજ કરતી વેશ્યાનું દર્પણ-વી૦ જેવું હોય તો આ પુસ્તકની એક નકલ યુવાનોના હસ્તમાં મૂકી તેમને સાવચેત કરવા ઉપયોગી થઇ પડે એમ લાગે છે. મળવાનું ઠેકાણું "દીન" ઓફીસ, પાંચ પટ્ટી અમદાવાદ.

**અહસનુલ કવાએદ:—મંજૂર અરબી** કાયદાની બીજી આવૃત્તિ તેના લેખક જનાબ મૌલવી શમસુદ્દીન સાહબ કુરૈશી બડોદવી છે. મળવાનું ઠેકાણું બરબોધન જી. સુરત. છુટક કીંમત ૧ આનો સેંકડાના રૂ. ૫) અત્યારે મદ્રેસાઓ અને મક્તબોમાં જેટલા અરબીના કાયદાઓ ચાલે છે તેમાં સૌ કરતાં વધૂ સરળ કાયદો આ છે. તેના વિદ્વાન લેખક બાળકોની સમજ શક્તિને અનુસરી સહેલાઇથી અને થોડા સમયમા બાળકો જ્ઞાનપ્રાપ્ત કરી શકે એ ખ્યાલ રાખીને આ કાયદો બનાવ્યો છે. એક એક મદ્રેસા અને મક્તબના સંચાલકોને અમે ભલામણ કરીએ છીએ કે આ કાયદો મંગાવીને વાંચી જુવે ગ્લેઇઝડ કાગળ અને સુંદર છપાઇ જોતાં કીમત નજીવીજ ગણાય. મૌલાનાની મેહનત મકબુલ થવા બદલ અમે મુબારકબાદી પેશ કરીએ છીએ. [તંત્રી]

# અસ્માઉલ હુસ્ના




بسم الله الرحمن الرحيم

આ બાબત હમેશાં યાદ રાખવી જોઇએ કે જ્યારે કોઈ પણ ખાસ કામ માટે કોઈ પણ વઝીફો શરૂ કરવો હોય ત્યારે હમેશાં નક્કી કરેલા વખતે અને દરરોજ એકજ જગ્યાએ ફિક્કાર બેસી પઢવું અને લોબાન; અગરબત્તીનો ખાસ ખિયાલ રાખવો અને કુદરત હોય તો દેશી અત્તર લગાડવું. અને પઢતી વખત જે કામ માટે હોય તેનું બરોબર ધ્યાન ધરવું અને વઝીફો શરૂ કરવા પહેલાં બે રકાત નફીલ પઢી તેનો સવાબ હઝરત મોહંમદ મુસ્તફા સ. અ. વ. સ. ને બક્ષી દઈ પછી શરૂ કરવું અને જો પઢનાર કોઇનો મુરીદ હોય તો બીજી બે રકાત નફીલ પઢી પોતાના મુર્શિદ અને જે ખાનદાનમાં મુરીદ થયો હોય તે ખાનદાનના બધા બુઝુર્ગોને તેનો સવાબ બક્ષી દઈ શરૂ કરવું જોઇએ અને વઝીફો શરૂ કરવા પહેલા અને પઢી રહ્યા પછી દરૂદ શરીફ પઢવાનો ખાસ ખિયાલ રાખવો. જો એ, અને જો રોઝા મરજી તેટલા દિવસ ખાવાનું બંધ કરવામાં આવે તો બેહતર છે. જો વઝીફો શરૂ કરવો હોય તેમાં ખુદાપાકનું જે નામ હોય તેના અદદ પ્રમાણે તેટલી વખત અથવા પોતાના નામના અદદ પ્રમાણે તેટલી વખત પઢવું જોઇએ પણ જ્યાં જ્યાં પઢવાની સંખ્યા લખી હોય ત્યાં તેટલી વખત પઢવું. દાખલા તરીકે નીચેની દુઆમાં રેહમાન છે જેની સંખ્યા ૨૯૮ છે અને એટલી વખત પઢવું બેહતર છે.

વઝીફા શરૂ કરવા પહેલાં નીચે લખેલા દરૂદ શરીફમાંથી જેની ઉપર દિલ લાગે તે યાદ કરી પઢવાં બેહતર છે, છતાં પણ એ સિવાય જે કોઈ દરૂદ શરીફ યાદ હોય તે પઢી શકાય છે.

(૧) "અલ્લાહુમ્મા સલ્લે અલા મોહંમદીન માઅ્દનિલ જૂદે વલ્કરમે વઅલા આલેહી વસલ્લમ."

(૨) "અલ્લાહુમ્મા સલ્લે અલા સૈયદેના મોહંમદીન ફી કુલ્લે વક્તિન વહીનીન."

(૩) "અલ્લાહુમ્મા સલ્લે અલા મોહંમદીંવ વઅલા આલે મોહંમદીન સલાતન અંતા લહા અહ્લુંવ વ હોવા લહા અહ્લુંવ વબારેક વસલ્લેમ."

(૪) "અલ્લાહુમ્મા સલ્લે અલા સૈયદેના મોહંમદેનિન્નબીય્યલ ઉમ્મીયે અદદા માફી ઇલ્મિલ્લાહે સલાતન દાએમતન બેદવામે મુલ્કિલ્લાહે."

(૫) "અલ્લાહુમ્મા સલ્લે વસલ્લેમ અલા સૈયદેના વ નબીય્યેના મોહંમદીન નૂરે કુલ્લે રસૂલીંવ વસનાહો યાસીન વકુર્આનિલ હકીમ ઇન્નકા લમિનલ મુર્સલીન અલા સિરાતિમ મુસ્તકીમ સિર્રે કુલ્લે નબીય્યીંવ વહોદાહો તાલેઆ તન્ઝીલલ અઝીઝિલ અલીમ વ નૂરે કુલ્લે વલીય્યીંવ વહેદાહો સલામુન કૌલમ મિર્રબ્બિર રહીમ."

મજકુર જ્યાં દરૂદ શરીફ પોતે અમુક ખાસ ખાસિયતો ધરાવે છે જે વિગતવાર લખવાથી વિષય બદલાય જાય એમ છે. નંબર ૫ નાં દરૂદ શરીફને પઢનાર પોતાના નામના અદદ કાઢી તેટલી ગણત્રી મુજબ કોઈ પણ હલાલ કામ માટે એક બે ચિલ્લા અથવા કામ પૂરૂં થાય ત્યાં સુધી પઢશે તો ઇ અ. દિલી મુરાદ હાસિલ થશે.

(૨) યા રહ્‌માનો یارحمان (૨૯૮) (ઘણો કૃપાળુઃ દુન્યા અને આખિરતમાં બહુ બખ્શવા-વાળો) સુબ્હની નમાઝ પછી ૨૯૮ વખત પઢ-નારે ઉપર ખુદાપાક બહુ રહમ કરે છે.

દરેક પંજગાના નમાઝ પછી સો સો વખત પઢનારના દિલમાંથી ગફલત, નસ્યાન (કોઈપણ ચીઝ યાદ ન રહે તે બિમારી) કસાવત (સખ્ત અને સિયાહ્ દિલ) દૂર કરી તેને નૂરની રોશ-નાથી ભરી દેશે. દુશ્મનથી નજાત મેળવવા હમેશાં પઢવુ. "યા રહ્‌માનુદ્ દુન્યા વ રહીમો હોમા" ૪૧ દિવસ સુધી દરરોજ ૪૧-૪૧ વખત પઢનારના ગમે તેવા મુશ્કિલ કામ આસાન થઇ, જે કંઇ પણ હાજત હશે તે ખુદાપાક પૂરી કરશે. કોઇ ઔરત સાથે નિકાહ કરવા દિલ હોય પણ કોઇ કારણસર ન થઇ શકતા હોય તો "યા રહ્‌માનો કુલ્લે શૈઇન વ રહ્‌મહૂ"ને ઇશા અગર તહજ્જુદની નમાઝ પછી ૧૧-૧૧ વખત દરૂદ શરીફ પઢી દરરોજ કુમતીમાં કગાની ૨૯૮ વખત પઢવુ પણ પઢતી વખત મહબૂબનું ધ્યાન બરોબર ધરવું. ઔરતો પણ એવીજ રીતે અમલ કરી શકે છે. ૪૧ દિવસ તર્કે હૈવાનાત* જલાલી (પીવાઝ લસણ ગોસ્ત મચ્છી વગેરે) ફરી ૧૧-વખત દરૂદ શરીફ પઢી ૫૦૦ વખત પઢનારને ખુદાપાક બહુ તોસ્ત કરશે અને તે કોઇનો મોહતાજ થશે નહીં કોઈ પણ હાકિમ સામે "યા રહ્‌માનુદ્ દુન્યા વ રહીમુલ આખે-રતે બેહુકકે યા બદૂહ્" પઢતા પઢતા જનાર ઉપર હાકિમ સખ્તી કરશે નહીં. રાત્રે સતીવેળા ૫૦ વખત પઢનાર આખી રાત દરેક આફત, બલાથી મહફૂઝ રહેશે. દરેક ફર્ઝ નમાઝ પછી ૨૯૮ વખત "યા રહ્‌માનો" પઢનારને તાબે ઇન્સાન, જિન, મલાએકા વગેરે થાય છે અને દુશ્મન મકહૂર થાય છે ×

"હોવર્રહ્‌માનો આમન્ના બેહી વ અલયહે તવક્કલ્ના" દરરોજ સવારે આંખ ખુલતાની સાથે પૂરી બિસ્મિલ્લાહ ૧ વખત, દરૂદ શરીફ ૩ વખત અને મજકૂર દુઆ ૧૧ વખત અને ૩ વખત દરૂદ શરીફ પઢનારનો આખો દિવસ સુખ, ચૈન અને આરામથી બસર થશે અને દુન્યાથી બેનિયાઝ થઇ જશે, તેની દરેક હાજત ખુદાપાક પૂરી કરશે અને કોઇનો મોહતાજ થશે નહીં. દરેક કામ શરૂ કરવા પહેલાં પઢવાથી તે કામ સહેલાઇથી પૂરૂં થશે. મકાનમાંથી બહાર નીકળતી વખત પઢવાથી દરેક આફત બલાથી ખુદાપાક બચાવે છે. કોઇ પણ હલાલ કામ માટે પઢનાર પોતાના નામના અદદ પ્રમાણે તેટલી વખત પઢશે તો ખુદાપાક તેના તે કામો પૂરાં કરશે અને જે ઉમ્મીદ હશે તે પણ પૂરી કરશે એક બે ચિલ્લા અગર કામ પુરું થાય ત્યાં સુધી પઢવું. જોઇએ દુન્યામાં દરેક તરેહની આસ્માની સુલ્તાની, દુન્યવી આફત, બલા, મુસીબત, દુશ્મનો તરફની નુકસાની તથા હેરાન-ગતી વગેરે વગેરેથી બચવા માટે મજકૂર દુઆ ઢાલ સમાન છે. એને હમેશાં પઢનાર ઉપર લખેલાં ફાયદાઓ ઉપરાંત બીજા બેહદ ફાયદાઓ મેળવશે જેનું વર્ણન ખુલ્લા શબ્દોમાં કરી શકાય એમ નથી.

---

× આ બાબત કોઈ આમિલને પુછી અગર અમલિયાતની કિતાબમાં જોઈ લેવી.

---

# મનકી આંખેં ખોલ, બાબા મનકી આંખેં........

લેખક : "સ્વપ્ન દૃષ્ટા"

જીવન એટલે આનંદ. જીવન એટલે ઉલ્લાસ–અમોદ પ્રમોદ. એનું નામજ જીવન ! આવી ભાવનાઓમાં માનતું સયફનું જીવન સુખી હતું, આનંદમાં હતું

જીવનનો અર્થ એમની દ્રષ્ટિએ એટલા પુરતોજ મર્યાદિત હતો.

એટલે માતા, પિતા, ભાઈ–વ્હેનોથી એ જુદો પડી માત્ર એક સંગીની એવી એમની પત્નિને લઇ મુંબઈના પરા શાંતાકુંજમાં રહેતો.

રજની રાણીનું આગમન થતું, મ્યુનિસીપાલીટીને રસ્તાઓ વચ્ચેની બત્તીઓ સળગાવવાની જ્યારે મહેનત લેવી પડતી; ત્યારે સયફ એમની જીવન સંગીનીને લઇ સાગરના કીનારે બેસતો, સાગરના ઉછળતા મોજાંઓના પછડાટમાં એ જીવનની ક્ષણભંગુરતા અવલોકતો અને એની પત્નિને ઉદ્દેશીને કહી ઉઠતો !

"લકા...જીવન...લકા જીવન આપણેજ જીવી જાણ્યું છે !!"

"ભૂલ છે...પ્રાણ !"

'જો ઉછળતાં નીર સામે ખીલેલી કુદરત ! અને જગત જેને પ્રેમ કહે છે એવી તું મારી પ્રેમ દેવી !!'

"જો તો જીવન આપણને ઠીક છે, જીવન સાથે જીવનની કર્તવ્ય પરાયણતા હોવી જોઇએ !

"છટ...એ કર્તવ્યનો બદલો શો !"

જો સામેની પત્થરશીલા એક જગ્યાએ પડી પડી પોતાનું કર્તવ્ય બજાવી આખરે સાગરના મોજાંઓની પછડાટથી ક્ષીણ થઇ વિલુપ્ત થઇ રહી છે, એમાં શું જીવન છે ? શી ભાવના છે !

"જિંદગી નામ હૈ મર મરકે જીએ જાનેકા !"

"આતો માત્ર શાયરી ખ્યાલ છે. લકા !"

●

આજે પાર્ટી ! કાલે ઉત્સવ, વળી એવાજ અનેક નામો સાથે સયફને ત્યાં વખતો વખત જલસાઓ જામતા હો...હા...એજ જીવન, એનું નામજ–જીવન–મર્મ એમ સયફ માનતો.

હજારો રૂપીયાના હીરાઓના ઝગઝગાટમાં–એ એને કંઈ અપૂર્ણતા દેખાતી; એટલેજ એ એની જીવનલતા એવી લકા માટે ખૂબ કિંમતી ઝવેરાતી દાગીનાઓ ખરીદ કરતો

આ ભાવનાની પાછળ પ્રિયાનો શણગાર હતો, સાથે દુન્યવી સ્વાર્થવૃત્તી પણ હતીજ, કયારેએ એની–ઓછીવત્તી કિંમત તો આવવાનીજ છે એ સયફ સમજતો અને બેખૌફ એ ખરીદ કરતો,

લકાને પતિનું લાડ વધુ પડતું દેખાતુ પણ એ કરે શું ? સયફને સમજાવતાં કયારે કયારેક સયફ કહી દેતો 'લકા તું મારા જીવન પંથમાં પ્રેરણા બન જીવન સંગીનીના ભાવનાને વધાવી મ્હારા જીવન સાથે તન્મય થા"

કોઈ ફિલોસોફરે કહ્યું છે "અનુભવ વિનાનું જીવન જીવન નથી" ત્યારે એક શાયરે જીવનના મર્મને શાયરીના રંગમાં ગુથીને કહ્યું છે"

'સુર્ખરૂ હોતા હે ઇન્સાં ઠોકરેં ખાનેકે બાદ"

પરંતુ સયફના જીવનમાં બન્ને વસ્તુઓનો અભાવ હતો, હા, આવી વાતો એણે કયારેક કયારેક સાંભળી હતી; પણ સાંભળેલું એટલું સત્ય હોય એ વાત માનવાને સયફ કયારેએ તૈયાર ન્હોતો.

●

ઉષાએ અંતરનો અંધકાર કર્યો, પ્રભાકરે એના કુમળા કીરણો સયફના મુખ પર વેર્યા.

'પ્રાણ ..ઉઠોને...હવે તો ઘડીયાલ પણ–આવાઝ દઇને થાકી !'

"તો...લકા...મ્હારાવની ઘડીયાલનો-ઉપકાર માની જરા સુવાદે!!"

"અરે પણ!!"

એટલામાં દ્વાર પર ટપાલીએ સયફના નામે સાદ કર્યો :

"કોનો પત્ર છે લકા!"

"ઓહ! પત્ર પ્રત્યે આટલું મમત્વ...અરે પણ ઘડીયાલનો ઉપકાર માનું ત્યાં સુધી તો...!!"

ટપાલમાં એવી કંઈ અલૌકિક શક્તિ છે કે માત્ર ટપાલીના સાદથી જ હૃદયમાં ઉત્સાહના ઓજસ પ્રગટી ઉઠે છે-?

સયફની ઉંઘ-ઉડી ગઈ ઘડીભર માટે અણે આરામની દુન્યા ત્યાગી આંખો ચોળતાં પત્ર ફોડ્યો.

જનાબ : "સયફ" સાહબ.

આ પત્ર સાથે રીગલ સીનેમાની બે ટીકટો બીડું છું. બંને ખુરસીઓ રિઝર્વ કરાવી છે, પીકચર સરસ છે. ઝરૂર જોજો...

લી૦ તમારો વિસરાએલો

"આ ટીકીટો કોણે મોકલી હશે?- શાયદ સીનેમામાં એનાથી મુલાકાત થઇ જશે, ખૂબ કરી છે કમાલ! દોસ્ત કમાલ!"

"લકા, જો દોસ્તો મ્હારી કેટલી ફિકર કરતાં હોય છે ને" "આહ્લુ" કહી સયફ લકા સામે હાસ્ય કરતાં જોતો રહ્યો. લકા પત્ર અને ટીકીટોને અનિમેષ નેત્રે અવલોકતી ઉભી રહી.

●

સીનેમા જોઈ મોડી રાત્રે સયફ અને લકા ઘરે આવ્યાં, આવતાંની સાથે જોયું તો ઘરમા બધું અસ્તવ્યસ્ત હતુ.

આલમારીનું એક દ્વાર તૂટી બાજુ પર પડયું હતું, અંદરમા રાખેલી રૂપીયા અને દાગીનાની બન્ને પેટીઓ અદ્રશ્ય હતી.

કેટલીક કીમતી વસ્તુઓ, વસ્ત્રો વગેરે પણ ગુમ થયાં હતા.

સયફ અને લકા આ દ્રશ્ય ફાડી આંખે જોતાં રહ્યાં.

રાત વીતી રહી હતી. સાથે દૂર દૂરથી કોઇના ગાયનનો મર્મ ભેદી આવાઝ આવી રહ્યો હતો.

"મનકી આંખેં ખોલ,
બાબા! મનકી આંખે ખોલ,
મનકી........."

---

# હાલનું જાપાન



પ્રજાને લડાઈના મામલાથી અજ્ઞાત રાખવાનો જાપાનીસ સરકારનો સફળ પ્રયાસ.

•

લેખક : ઈબ્રાહીમ હાજી મહમદ મીસ્રી.

**જા**પાનની પ્રજાની સભ્યતા સ્વચ્છતા અને સહનશીલતા આજે પણ જાપાનની મુસાફરીએ જનાર પ્રવાસીનું તાત્કાલિક ધ્યાન ખેંચે છે. પ્રવાસીઓ જાપાનની નૈસર્ગિક સુંદરતા અને ઔદ્યોગીક વિકાસ જોઈ પ્રશંસા કર્યા કરે ત્યાં સુધી તેમની સાથે સારો જ વર્તાવ કરવામાં આવે છે, પણ એક વાર જો તમે જાપાનના રાજદ્વારી મામલામાં માથું મારવા ગયા કે સદ્ભાવ અને સહાનુભૂતિની જગ્યા ખામોશી અને ગુપ્તપણું લેશે. તમારા એવા પ્રશ્નોના કદી સંતોષ કારક પ્રત્યુત્તરો મળશે નહિ અને તમારી જીજ્ઞાસા અનિચ્છનીય લેખવામાં આવશે જાપાનીસ સરકારના બહોળા પ્રચારકાર્યની એ બલિહારી છે.



મી. ઈબ્રાહીમ મીસ્રી

જાપાનીસ પ્રજા ચીનમાં ચાલી રહેલી લડાઈ વિષે નહિ જેવું જ જાણે છે, એ પ્રજા સમક્ષ હજુએ એવી માન્યતા ઠસાવવામાં આવી છે કે, ચીનમાંથી કોમ્યુનિઝમ હાંકી કાઢવાની જાપાનને પરાણે ફરજ પાડવામાં આવી છે. જાપાનીસ પ્રજા સમક્ષ ગોરચા ઉપર ઘાયલ થયેલાં ઓપુરૂષોનાં દ્રશ્યોને બદલે જાપાનના સૈન્યમાં ભરતી થયેલા જુવાન જાપાનીસોના વાવટા અને બેન્ડ સાથનાં સરઘસો દેખાડવામાં આવે છે. પૂર્વની પ્રજાને 'સંસ્કારી" બનાવવાનો જાપાનનો દાવો જાપાનીસ પ્રજાએ હજી પણ આનાકાની વગર સ્વીકારી લીધેલો લાગે છે. ચીન ઉપરના જાપાનના અમાનુષી આક્રમણોથી એશિયા અને હિંદમાં જાપાન વિષે કેવો અભિપ્રાય બંધાયો છે, તેથી જાપાનીસ પ્રજા સર્વથા અજ્ઞાન છે.

ચીન-જાપાન વચ્ચેનાં ઘર્ષણને અઢી વર્ષો વ્યતીત થવાં, તેમાં એકેય વાર જાપાને હાર ખાધી નથી, એવો ખ્યાલ જાપાનીસ પ્રજાના મન ઉપર ઠસાવવામાં આવ્યો છે.

આટલી બધી સતત હુતો સાંભળી સમજદાર આદમી તો જરૂરજ અવાક થઇ જાય! એક ધારીશે જાપાનીસ એમ કહેતો સંભળાયો હતો કે, "જો આપણું લશ્કર આટલી બધી ચાલુ ફતેહ મેળવતું રહ્યું હોય; તો તે અત્યારે ટીબેટની હદે પહોચી ગયેલુ હોવું જોઇએ!" જાપાનમાં લડાઈ માટેનો ઉત્સાહ હજી ઠંડો થયો નથી, લડાઇનો મામલો લંબાતો જાય છે, અને ખર્ચા વધતા જાય છે, આ કારણે જાપાનીસ પ્રજામાં કાંઇક ભય સંચાર થયો છે.

અત્યારે જાપાન આર્થિક તંગી અનુભવી રહ્યું છે. ભાવોમાં વધારો થઇ રહ્યો છે, અને રોજના વપરાસની ચીજો મળવી મુસ્કેલ થઈ પડી છે કોલસો મેળવવાની મારામારી છે અને ગેસના વપરાસ ઉપર પણ જબરો અંકુશ મૂકાયો છે. ખાનગી મોટરકારોના માલેકોને રોજના એક બે માઇલ સુધી મુસાફરી કરી શકાય તેથી વધારે પેટ્રોલ મળતું નથી. માખણના ભાવ પણ બમણા થઈ ગયા છે, પુસ્તકો અને છાપાંઓના ભાવ ૫૦ ટકા વધ્યા છે.

આ મામલાએ જાપાનીસ નેતાઓને મુંઝવણમાં નાખી દીધા છે. આ પરિસ્થિતિની જાપાનના આંતરીક મામલા ઉપર અને લશ્કરી બળ ઉપર શી અસર થાય છે, તે ભવિષ્યમાં માલમ પડશે. આમ છતા શાહીવાદી જાપાનના પોતાના શહેનશાહ પ્રત્યેની વફાદારી અખંડ અને અપૂર્વ છે. તેઓ રાજભક્તિને દેશભક્તિની બરોબર સમજી રહ્યા છે. રાજભક્તિને જાપાનીસોએ ધર્મ સમાન બનાવી મૂકી છે.

* "ધી રીપોર્ટર"મા છપાયલા એ. એમ. ચિરગ્વીનના લેખને આધારે.

---

"કારવાં"નું વાર્ષિક લવાજમ.

હિન્દ માટે રૂા. ૪,

બર્મા માટે રૂા. ૫,

આફ્રીકા માટે શી. ૮, (રૂા. ૫ા)

છુટક નકલ સાત આના.

"કારવાં"ના જાહેર ખબરના દર.

| | આખું પેઈજ | ૧/૨ પેઇજ | ૧/૪ પેઈજ |
|---|---|---|---|
| ૧૨ માસ રૂા. | ૬૦, | ૪૦, | ૨૫, |
| ૬ માસ રૂા. | ૪૦, | ૨૫, | ૧૫, |
| ૩ માસ રૂા. | ૨૫, | ૧૫, | ૮, |
| ૧ માસ રૂા. | ૮, | ૬, | ૪, |

ટાઈટલ પેઈજ અને મેટરની વચ્ચેની જા. ખ. માટે ઉપરના દર ઉપરાંત ૨૫% વધુ. જાહેર ખબરનાં નાણાં એડવાન્સમાં લેવામાં આવે છે.

આઠ શીલીંગથી ઓછું લવાજમ સ્વીકારવામાં આવતુ નથી. બ્રીટીશ પોસ્ટલ ઓર્ડરજ મોકલવા વિનંતી છે. પોસ્ટલ ઓર્ડરમાં નીચે મુજબ નામ ભરવા વિનંતી છે. **Vahshi Sahitya Karyalaya. Surat City.** રેપર ઉપર ગ્રાહક નંબર લખવામાં આવ્યો છે. પત્રવ્યવહાર વખતે જરૂર લખવો.

**"કારવાં"**ના નમુનાના અંકો તરીકે ફક્ત ૧ થી ૪ સુધીના અંકોજ મોકલવામાં આવશે અને તેને માટે દર અંકની કીંમત તરીકે ૦-૭-૦ પોસ્ટસ્ટાંપ મોકલવા. ચાલુ વરસ માટે તે પછીના અંકો નમુના તરીકે મોકલવામાં આવશે નહિ.

વહશી સાહિત્ય કાર્યાલય——કણપીઠ,——સુરત.

"કારવાં" ઈસ્વી માસની ૧૫ તારીખે પ્રગટ થાય છે. ગ્રાહકોએ નોંધ લેવી.

# પર્દો

અને

# નૂતન યુગનો મુસ્લિમ

અનુવાદક : ઈસાભાઈ ઈબ્રાહીમ (કાવી)

["જડવાદ" અને "નાસ્તિકવાદ"ના નામે ઓળખાતા ભયંકર રોગોના પ્રખ્યાત હકીમ મૌ૰ અબુલ આલા મૌદૂદી સાહેબે હાલમાં "પર્દો"ના પ્રશ્ન પર લગભગ ૨૫૦ પૃષ્ઠોનો લાંબો નિબંધ ઉર્દૂ દુન્યાને અર્પણ કર્યો છે; જેમાં પર્દા સંબંધી ઇસ્લામી સિધ્ધાંતો અને પાશ્ચાત્ય સંસ્કારોની તુલના કરી મુસ્લિમો પર મહા ઉપકાર કર્યો છે આજે તેનાં માત્ર આઠજ પૃષ્ઠોનો અનુવાદ "કારવા"ના વાંચકો સમક્ષ રજુ કરૂં છું. અનુવાદક.]

માર્ગ વિષમતાની ભુલભુલૈયાંમાં ભટકતી દુન્યાને જોઈ કોઈ સીધો અને સરળ માર્ગ બતલાવનારૂં હોઈ શકતું હતું; તો તે માત્ર મુસ્લિમજ હતો. જેની પાસે સામૂહાવિક જીવનની પ્રત્યેક ગુંચનો સાચો ઉકેલ મૌજૂદ છે. પરંતુ જગતના કમભાગ્યની આ પણ એક વિચિત્ર અને દર્દભરી દિશા છે કે એ ઘોર અંધકારમાં જેની પાસે દિપિકા હતી તે બદનસીબ પોતેજ રતાંધળો બની ગયો! અન્યોને માર્ગદર્શન કરાવવાની તો વાતજ શી? પોતેજ અભિગાઓની જેમ ભટકી રહ્યો છે, અને પ્રત્યેક ભટકવાવાળાની પાછળ ફરતો ફરે છે!

જે પેટા નિયમોના સમૂહ પર 'પર્દા' શબ્દનો ઉપયોગ શિર્ષક તરીકે કરવામાં આવે છે, તે ખરૂં જોતાં રહેણી કરણી સંબંધી ઇસ્લામી કાયદાનાં ઘણાંજ અગત્યનાં તત્વો છે. જો એ પુરા કાયદારૂપી મશીનમાં એ પેટા નિયમોને તેમની મૂળ જગ્યાએ ગોઠવીને જોવામાં આવે તો અલ્પ બુદ્ધિવાળો મનુષ્ય પણ આ વાતનો સ્વીકાર કર્યા વિના રહેશે નહિ કે એક બીજા સાથે હળી મળીને જીવન વ્યતિત કરવા માટે એના વગર સીધો અને સરળ માર્ગ હોઈ શકતોજ નથી, અને જો અમલી જીવનમાં એ કાયદાનો તેના મૂળ આત્મા સાથે ઉપયોગ કરી બતાવવામાં આવે તો એની વિરૂધના કરવાની વાત તો કોરે રહી. મુસીબતોનો ભોગ થઇ પડેલી દુન્યા સલામતીના એ કેન્દ્ર પ્રતિ દોડતી ચાલી આવશે; અને તેમાંથી વ્યવહાર, વ્યવસ્થા અને રહેણી કરણી સંબંધી પોતાની અનેક ઉલઝનોના ઉપાયો મેળવી શકશે પરંતુ એ કાર્ય કરે કોણ! જે એને કરી શકતો હતો તે તો પોતેજ લાંબા સમયથી બીમાર છે! અને તે લોકોથી પણ વધારે બીમાર છે કે જેઓના દર્દની દવા એની પાસે કચરાપટીના ઢગ નીચે દબાઈ પડેલી છે! આવો! આગળ વધતાં પહેલાં એના રોગને પણ તપાસી લઈએ.

## ઐતિહાસિક પરિણામ

અઢારમી સદીનો અંત અને ઓગણીસમી સદીનો આરંભકાળ હતો, જ્યારે પાશ્ચાત્ય કોમોનો વિજયપ્રવાહ મહા ઉત્પાતની જેમ ઇસ્લામી દેશો પર ચઢી આવ્યો, અને મુસ્લિમો હજુ અર્ધ નિદ્રાવસ્થામાંજ હતા કે જોતજોતામાં એ તોફાન પૂર્વથી લઈને પશ્ચિમ સુધી આખાએ મુસ્લિમ જગત પર છવાઈ ગયું! આહ! ઓગણીસમી સદી અડધી મંઝિલે પહોંચતાં સુધીમાં તો ઘણીખરી મુસ્લિમ કોમો યુરોપના

ગુલામ બની ચુકી હતી, અને જે બચી ગઈ હતી તે પણ નિર્બળ અને ભયગ્રસ્ત જરૂર થઈ હતી! જ્યારે એ પરિવર્તનની પુર્ણાહુતિ થઇ ચુકી; ત્યારે મુસ્લિમોના ચક્ષુઓ ખુલવા લાગ્યાં! તે કૌમાભિમાન જે સેંકડો વર્ષ સુધી રાજ્યક્ષેત્રમાં સર્વોપરિ રહેવાને લીધે ઉત્પન્ન થયું હતું, અચાનક ધૂળ ભેગું થઇ ગયું! અને તે શરાબીની જેમ કે જેનો "નશો" કોઇ બળવાન શત્રુના નિરંતર ફટકાઓએ ઉતારી દીધો હોય. તેમણે પોતાના પરાજય અને ફિરંગી વિજયના કારણો પર વિચાર કરવો શરૂ કર્યો, પરંતુ હજુ ખોપરી ઠેકાણે આવી ન હતી. જો કે નશો ઉતરી ગયો હતો, હજુ બુદ્ધિમાં સમતોલપણું આવ્યું ન હતું, એક તરફ પોતાની દુર્દશાની સખત દાઝ હતી. જે એ હાલત બદલી નાખવાની માંગણી કરી રહી હતી, બીજી તરફ સદીઓની વિલાસવૃત્તી અને સહેલાય પસંદ કરવાની ટેવ હતી જે પરિવર્તનનો સહુથી સહેલો અને સરળ માર્ગ શોધવાનો પ્રયાસ કરતી હતી! ત્રીજી તરફ એ કલ્પના અને શાન ભાનની કાટ ચઢેલી શક્તિઓ હતી જેમના વડે કામ લેવાની ટેવ વર્ષોથી છુટી ગઇ હતી! એ ઉપરાંત તે ક્ષોભ અને ભય હતો જે પ્રત્યેક પરાજય પામેલી ગુલામ કૌમમાં કુદરતી રીતે પૈદા થઇ જાય છે!

એ જુદાં જુદાં કારણોએ મળીને મુસ્લિમ માર્ગદર્શકોને અનેક 'અક્લી' અને 'અમલી' ગુમરાહીઓમાં ગુંચવી નાંખ્યા. તેઓમાંથી ઘણાખરાતો પોતાની પડતી અને યુરોપની પ્રગતિના સત્ય કારણો સમજી શક્યાંજ નહિ! અને જેઓ સમજી શક્યા તેઓમાં પણ એટલી હિમ્મત, સામર્થ્ય, સહનશીલતા અને સહાયક સ્પીરીટ ન હતી જે ઉન્નતિનો વિકટ માર્ગો ગ્રહણ કરી શકે. ભયની લાગણી બંને સ્થળીઓ પર છવાયેલી હતી! એ ખરાબ મનોદશા સાથે તેઓને પ્રગતિનો જે સૌથી સરળ અને સહેલો માર્ગ સુઝ્યો તે આ હતો કે પાશ્ચાત્ય સભ્યતા અને સંસ્કૃતિનાં પ્રદર્શનનો પડછાયો (પ્રતિબિંબ) પોતાના જીવનમાં ઉતારી લિએ અને એવો "દર્પણ"ની જેમ બની જાય જેમાં વાડી અને વસંતના દ્રશ્યો તો દ્રષ્ટિગોચર થયા પણ ખરી રીતે ન વાડી હોય ન વસંત!

## માનસિક ગુલામી

એજ માનસિક નબળાઇનો સમય હતો જેમાં પાશ્ચાત્ય પોશાક, રહેણીકરણી, સભ્યતા, સંસ્કાર, રીતરિવાજ અને બોલચાલ તથા ઉઠવા બેસવામાં પણ યુરોપીયન રીતભાતનું અનુકરણ કરવામાં આવ્યું! ઇસ્લામી સોસાયટીઓને ફિરંગી બીબામાં ઢાળવાના પ્રયાસો કરવામા આવ્યા! જડવાદ અને નાસ્તિકવાદનો ફેશન તરીકે સમજ્યા વગર સ્વીકાર કરવામાં આવ્યો! યુરોપથી આવેલી પ્રત્યેક ખરી ખોટી ભાવના અને કલ્પનો પર વગર વિચારે ઇમાન લાવવુ અને પોતાની કલબોમાં તેના ઉપર ચર્ચા કરવી. રૌશન ખ્યાલીના વિશેષતા સમજવામાં આવી! મધપાન, જુગાર, લોટરી, રેસ, થિએટર, અને નાચ રંગ તથા પાશ્ચાત્ય સભ્યતાનાં બીજાં (કડવાં પણ સુંદર) ફળોને વધાવી લેવામાં આવ્યા! નીતિ, રહેણીકરણી, ઝિન્દગી, હુકૂમત, કાયદા, ત્યાંસુધી કે ધાર્મિક માન્યતાઓ અને ઇબાદતો સંબંધી પણ બધા યુરોપીયન કલ્પના ચિત્રોનો કોઇ પણ પ્રકારની ટીકા કે તપાસ કર્યા વિના એવો સ્વીકાર કરવામાં આવ્યો કે જાણે આકાશમાંથી ઉતરેલી "વાણી" છે! ઇસ્લામી ઐતિહાસિક ઘટનાઓ, ઇસ્લામી શરીઅતના સિધ્ધાંતો અને નિયમો, તેમજ કુર્આન અને હદીસ વાણીમાંથી જે જે વસ્તુને ઇસ્લામના પુરાણા શત્રુઓએ તિરસ્કાર યા વાંધાભરી દ્રષ્ટિએ જોઇ તે વસ્તુઓ પર ખુદ મુસ્લિમોને પણ શરમ આવવા લાગી અને તેમણે પ્રયાસ કર્યો કે એ કલંકને કોઇ પણ રીતે ધોઇ નાંખવામાં આવે! શત્રુઓએ

'જિહાદ' પર આક્ષેપ કર્યો તો એમણે વિનંતિ કરી કે "સાહેબ ! અમે કયાં અને જિહાદ કયાં ? તેમણે ગુલામી પર આક્ષેપ કર્યો તો એમણે કહ્યું કે ગુલામી તો અમારે ત્યાં તદ્દન નાજાયઝ છે ! તેમણે એકથી વધુ સ્ત્રીઓ કરવા પર આક્ષેપ કર્યો તો એમણે તરતજ કુર્આનની એક આયત પર લીટી ખેંચી દીધી. તેમણે કહ્યું કે પુરૂષો અને સ્ત્રીઓમાં સંપૂર્ણ સમાનતા હોવી જોઇએ તો એમણે કહ્યું કે અમારો ઇસ્લામ પણ એવુંજ કહે છે ! તેમણે નિકાહ અને તલાકના નિયમો પર આક્ષેપ કર્યો તો એ સાહેબો એમાં પણ સુધારો કરવા તત્પર થઇ ગયા ! તેમણે કહ્યું કે વ્યાજને હરામ ગણવું ઉદર નિર્વાહના સિધ્ધાંતોથી તદ્દન વિરૂદ્ધ છે. તો એમણે કહ્યું કે અમારે ત્યાં તો માત્ર ચક્રવૃદ્ધી વ્યાજજ હરામ છે ! તેમણે કહ્યું કે ઇસ્લામ 'આર્ટ'નો દુશ્મન છે તો એમણે કહ્યું કે અમારો ઇસ્લામ તો પ્રથમથીજ સંગીત, ડેન્સ, ચિત્રકળા અને મૂર્તિકળાને પોષી રહ્યો છે.

### પર્દાના પ્રશ્નનો આરંભ

મુસ્લિમોનાં ઇતિહાસમાં સહુથી સમય સૌથી વધારે શરમજનક છે. અને એજ તે સમય છે જ્યારે પર્દાના પ્રશ્ન પર ચર્ચાનો આરંભ થયો. જો પ્રશ્ન માત્ર આટલોજ હોત કે ઇસ્લામમાં સ્ત્રીને માટે આઝાદીની શું હદ નક્કી કરવામાં આવી છે ? તો જવાબ જરાપણ મુશ્કેલ ન હતો. એ બારામાં જે મતભેદ છે તે વધારેમાં વધારે આ છે કે કાંડા સુધી હાથ અને ચેહરો ખોલવાની આજ્ઞા છે કે નહિ ? અને એ કાંઇ મહત્વનો મતભેદ નથી ! પરંતુ ખરૂં જોતાં અહીંયાં વાત કંઇ જુદીજ છે. મુસ્લિમોમાં એ પ્રશ્ન ઉપસ્થિત થવાનું મૂળ કારણ આ છે કે યુરોપે 'હરમ', 'પર્દા' તથા 'નિકાબ' ને ઘણીજ તિરસ્કારની દ્રષ્ટિએ જોયો પોતાના લીટરેચરમાં એનાં ઘણાંજ બૂરાં અને હાસ્યજનક કાર્ટૂનો ચિતર્યા ! ઇસ્લામની ખામીઓવાળા લિસ્ટમાં સ્ત્રીઓના "અંકુશ" ને અગત્યનું સ્થાન આપ્યું ! હવે બનવાં જોગજ ન હતું કે મુસ્લિમોને એ વસ્તુ ઉપર પણ શરમ ન આવે ? તેમણે જિહાદ, ગુલામી અને એકથી વધારે સ્ત્રીઓ, તથા એવાજ બીજા પ્રશ્નોમાં જે કંઇ કર્યું હતું તેજ આ પ્રશ્નમાં પણ કર્યું ! આહ ! કુર્આન, હદીસ, તથા ઇમામોના પુસ્તકોનાં પૃષ્ઠો માત્ર આ હેતુથી ઉથલાવવામાં આવ્યાં કે તેમાં એ (પર્દારૂપી) કલંકને ધોવાનો કોઈ સામાન મળે છે કે નહિ ? તો મળી આવ્યું કે કેટલાક ઇમામોએ હાથ, અને મુખ ખોલવાની આજ્ઞા આપી છે. આ પણ જોયું કે સ્ત્રી પોતાની જરૂરતો માટે ઘર બહાર નિકળી શકે છે. એમ પણ જોવામાં આવ્યું કે સ્ત્રી યુદ્ધ ક્ષેત્રમાં સીપાહીઓને પાણી પાવા તેમજ ઘાયલ થએલાઓને મલમપટા કરવા માટે પણ જઇ શકે છે. મસ્જિદોમાં નમાઝ પઢવા જવાની તેમજ વિદ્યા પ્રાપ્ત કરવા અને અર્પણ કરવાની પણ ગુંજાયેશ જોવામાં આવી. બસ આટલી વાતો પુરતી હતી. ઢંઢેરો કરી દેવામાં આવ્યો કે "ઇસ્લામે સ્ત્રીઓને સંપૂર્ણ આઝાદી અર્પી છે, પર્દો તો માત્ર એક જહાલતભરી પ્રથા છે, જેને ટુંકી દ્રષ્ટિ અને જુના વિચારવાળા મુસ્લિમોએ ઇસ્લામના આરંભ કાળ પછી લાંબી મુદતે ધારણ કર્યો છે. કુર્આન અને હદીસ પર્દાની ચર્ચાથી ખાલી છે. તેમાં તો માત્ર શરમ અને મર્યાદાનું નૈતિક શિક્ષણ આપવામાં આવ્યું છે, એવો એક પણ નિયમ નથી જે સ્ત્રીની હાલચાલ પર અંકુશ મુકતા પ્રેરતો હોય". !!!

### મૂળ પ્રેરકો

મનુષ્યની આનેચરલ નિર્બળતા છે કે જ્યારે તે પોતાના જીવન સંબંધી કોઈ માર્ગ મુકરર કરે છે, તો સામાન્ય રીતે તેની પસંદગીનો

આરંભ એક બુદ્ધિ વિહોણી ભાવનાના વલણથી થાય છે, અને ત્યારપછી તે પોતાની એ વલણને યોગ્ય સાબિત કરવા માટે બુદ્ધિ અને દલીલોની સહાય શોધે છે! પર્દાની ચર્ચામાં પણ એમજ થયું. એનો આરંભ કોઈ 'અકલી' યા 'ધાર્મિક' અગત્યતાને લીધે થયો નથી પણ ખરું જોતાં તે ભાવનાના વલણથી થયો જે એક વિજયી કૌમના મનહર, સૌમ્ય અને આકર્ષક સંસ્કારોની અસર તેમજ ઇસ્લામી સંસ્કૃતિ વિરૂદ્ધ તે કૌમના પ્રોપેગેન્ડાથી અંજાય જવાના પરિણામ રૂપ હતી!

આપણા સુધારકોએ જ્યારે ભયભીત ચક્ષુઓ વડે ફિરંગી કાંતાઓના શણગાર અને અલંકાર તથા તેણીઓની સ્વતંત્ર હિલચાલ, તેમજ ફિરંગી રહેણી કરણીમાં તેણીઓની પ્રવૃત્તિઓ જોઈ તો તેઓના હૃદયોમાં આ ઇચ્છા ઉત્પન્ન થઈ કે આપણી સ્ત્રીઓ પણ એ માર્ગે ચાલે કે જેથી આપણા સંસ્કારો પણ ફિરંગી સંસ્કારોની હરોળમાં આવી જાય! વળી તેઓ સ્ત્રી સ્વતંત્રતા, સ્ત્રી કેળવણી અને પુરૂષ, સ્ત્રી ઉભયની સમાનતાના, તે નવાં કલ્પના ચિત્રોથી અંજાય ગયા જે દલીલો-વાળી બળવાન ભાષા અને આકર્ષક છપાઈ સાથે તેઓ પર વરસાદની જેમ નિરંતર વરસી રહ્યાં હતાં. એ લીટરેચરની મહાન શક્તિએ આપણા સુધારકોની ટીકા શક્તિનો પણ અંત લાવી દીધો, અને તેઓના હૃદયમાં આ વાત બેસી ગઈ કે એ નૂતન કલ્પના ચિત્રો પર ઇમાન લાવવું, અને લેખો તથા ભાષણો દ્વારા તેનો પ્રચાર કરવો, તથા હિમ્મત અને શક્તિ મુસાર તેના ઉપર કર્તવ્યપરાયણ થવું દરેક તે મનુષ્ય માટે આવશ્યક છે જે "રોશન ખિયાલ" કહેવડાવવું પસંદ કરતો હોય અને "ઓથોડૉક્ષ"ના અતિભુંડા આક્ષેપથી વિમુક્ત રહેવા ઇચ્છતો હોય! બુરકા સાથે સાદા પોશાકમાં રહેતી સ્ત્રીઓ પર જ્યારે "કફન પહેરેલા જનાઝા"ના શબ્દ પ્રહારો થતા હતા તો એ બીચારા શરમના માર્યા ધરતીમાં દટાય જતા હતા! છેવટે ક્યાં સુધી સહન કરે? લાચાર થઈને આ પાશ્ચાત્ય સંસ્કૃતિની જાદુઇ અસરના ભોગ બનીને એ (પર્દારૂપી) શરમના શ્યામ ડાઘને ધોવા તત્પર થઈ ગયા!

ઓગણીસમી સદીના અંતકાળમાં સ્ત્રી સ્વતંત્રતાની જે ચળવળ મુસલમાનોમાં પેદા થઇ તેનાં મૂળ કારણભૂત એજ ધગશ અને ભાવના વલણ હતાં. કેટલાક લોકોના ગુપ્ત જ્ઞાનમાં એ ધગશ છુપાએલી હતી અને તેઓને પોતાને ભાન પણ ન હતું કે દરઅસલ તેઓને એ ચળવળ તરફ લઈ જનારી કઇ વસ્તુ છે! એ લોકો પોતેજ ધોકામાં હતા. અને કેટલાકોને પોતાની એ ધગશ તથા વલણ જાહેર કરતાં શરમ આવતી હતી! તેઓ પોતે તો ધોકામાં ન હતા પણ તેમણે દુન્યાને ધોકો આપવાનો પ્રયાસ કર્યો! મતલબ કે બંને ટોળીઓએ એકજ કાર્ય કર્યું અને તે આ હતું કે પોતાની એ ચળવળના મૂળ પ્રેરકોને ગુપ્ત રાખી તેને એક 'અકલી' ચળવળ બનાવવાનો પ્રયત્ન કર્યો!

સ્ત્રીઓની આરોગ્યતા, તેણીઓના જ્ઞાન અને કાર્યોનો વિકાસ, તેણીઓના સ્વભાવિક અને જન્મ સિધ્ધ હકકો, પુરૂષોના દમન અને અત્યાચારથી તેણી-ઓની મૂક્તિ, અને કૌમનું અડધું અંગ હોવાની દ્રષ્ટિએ તેણીઓની ઉન્નતિ પર સંસ્કારોન્નતિનો રહેલો આધાર અને એવાંજ બીજાં બહાનાં જે બારોબાર યુરોપથી સપ્લાય થએલાં હતાં, એ ચળવળના ટેકામાં રજુ કરવામાં આવ્યાં! કારણ કે સામાન્ય મુસ્લિમો ધોકામાં ફસાઈ જાય અને તેઓ આ ભેદ જાણી

શકે નહિ કે એ ચળવળનો મૂળ આશય મુસ્લિમ સ્ત્રીને તે માર્ગે ચલાવવાનો છે જેના ઉપર યુરોપીયન યુવતિ ચાલી રહી છે ! અને રહેણી કરણી તથા જીવન વ્યવસ્થામાં તે રૂઢિઓનું અનુકરણ કરવું છે જે અત્યારે ફિરંગી કોમોમાં રિવાજ પામી ચૂકી છે !

### સૌથી મ્હોટો પ્રપંચ

પરંતુ એ સિલસિલામાં જે સૌથી વધારે સખ્ત અને દુષ્ટ પ્રપંચનો ઉપયોગ કરવામાં આવ્યો તે એ છે કે કુર્આન અને હદીસથી દલીલો લાવીને એ ચળવળને ઇસ્લામને અનુસરતી સાબિત કરવાનો મિથ્યા પ્રયાસ કરવામાં આવ્યો ! વસ્તુસ્થિતિ એ છે કે ઇસ્લામ તથા પાશ્ચાત્ય સભ્યતાના આશયો તથા રહેણી કરણી સંબંધી વ્યવસ્થાના સિદ્ધાંતોમાં આકાશ પાતાળ જેટલું અંતર છે. ઇસ્લામનો મૂળ આશય મનુષ્યની "કામ" શક્તિ (સેક્સ એનરજી)ને નૈતિક ડીસિપ્લિનમાં લાવીને એવી રીતે અંકુશમાં રાખવાની છે કે તે દુરાચાર અને ધગશોના તોફાનમાં વિનાશ પામવાને બદલે એક પવિત્ર અને શુભ સંસ્કાર–વ્યવસ્થામાં ખર્ચ થાય. એનાથી ઉલ્ટું પાશ્ચાત્ય સભ્યતાનો હેતુ આ છે કે જીવન-પ્રસંગો અને જવાબદારીઓમાં સ્ત્રી પુરૂષ ઉભયને સરખાં ગણી ઉન્નતિની ગતિ તીવ્રજ કરી દેવામાં આવે, અને તેની સાથે 'કામશક્તિ' તથા કુવાસનાઓનો ઉપયોગ એવા સ્વરૂપે કરવામાં આવે કે જે જીવન કસોટીની વેદનાઓને વિલાસ વૈભવના રૂપમાં ફેરવી દે ! આશયોના એ મતભેદનું અચુક પરિણામ આ છે કે રહેણી કરણીની વ્યવસ્થા સંબંધી પણ ઇસ્લામ અને પાશ્ચાત્ય સંસ્કૃતિમાં સિદ્ધાંતિક મતભેદ હોય. ઇસ્લામ પોતાના હેતુની દ્રષ્ટિએ રહેણી કરણીનું એવું બંધારણ ઘડે છે કે જેમાં સ્ત્રી અને પુરૂષનાં સક્રિય વર્તુલો અલાયદાં કરી દેવામાં આવ્યાં. બંને જાતીઓને સ્વતંત્રપણે મળવા પર અંકુશ મુકવામાં આવ્યો, અને તે સઘળાં સાધનો હણી લેવામાં આવ્યાં જે એ બંધારણમાં ભંગાણ ઉત્પન્ન કરે. એના મુકાબલામાં પાશ્ચાત્ય સંસ્કૃતિની દ્રષ્ટિ સમીપ જે હેતુ છે; તેની સ્વભાવિક માંગણી આ છે કે બંને જાતીઓને જીવનના એકજ ક્ષેત્રમાં ખેંચી લાવવામાં આવે. અને ઉભય વચ્ચેથી તે સઘળા અંતરપટો ઉઠાવી દેવામાં આવે જે તેઓના સ્વતંત્ર મિલન અને (ખાસ) પ્રસંગમાં આડે આવતાં હોય ! તેમજ તેઓને એક બીજાના સૌન્દર્ય તથા જાતી વિશેષતાઓથી લાભ ઉઠાવવાના અમાપ પ્રસંગો અર્પવામાં આવે. ! !

હવે પ્રત્યેક બુદ્ધિશાળી મનુષ્ય માપ કાઢી શકે છે કે જે લોકો એક તરફ ફિરંગી સંસ્કારોનું અનુકરણ કરવા ચાહે છે અને બીજી તરફ ઇસ્લામી રહેણી કરણીના નિયમોને પોતાને માટે દલીલ બનાવે છે તેઓ કેટલા મ્હોટા ફરેબમાં ફસાએલા છે ? ! યા બીજાઓને ફસાવી રહ્યા છે ! ઇસ્લામી રહેણી કરણીના બંધારણમાં તો સ્ત્રીઓને માટે આઝાદીની છેલ્લી હદ આ છે કે જરૂર પ્રસંગે હાથ અને ચહેરો ખોલી શકે અને પોતાની જરૂરીયતો માટે ઘરથી બહાર નિકળી શકે પરંતુ એ લોકો એ અંતિમ હદને પોતાની સફરનો આરંભ સમજે છે ! ઇસ્લામ જ્યાં પહોંચીને અટકી જાય છે એ લોકો ત્યાંથી ચાલવું શરૂ કરે છે ! અને ત્યાં સુધી વધી ગયા કે શરમ અને મર્યાદા કોરે મૂકી દેવામાં આવી છે ! માત્ર હાથ અને ચહેરોજ નહિ પણ વ્યવસ્થિત કરેલી કેશ લટો વાળાં માથાં. અને ખભાં સુધી ખુલ્લી બાંયો, અને અર્ધનગ્ન છાતીઓ પણ દ્રષ્ટિ સમીપ રજુ કરવામાં આવે છે ! અને બદનની બાકી રહેલી બીજી આકર્ષક ખુબીઓ પર એવાં

બારીક વસ્ત્રો પહેરવામાં આવે છે કે જેમાંથી પુરૂષોની 'વિષય-તૃષા'ને શાંતિ અર્પનારી પ્રત્યેક વસ્તુ દ્રષ્ટિગોચર થઇ શકે। પછી એ વસ્ત્રો અને શણગારો સાથે પોતાના ભાઇ, બાપ સ્હામેજ નહિ પણ મિત્રોની મિટિંગોમાં પત્નિઓ બ્હેનો, અને બાળકીઓને લાવવામાં આવે છે। અને તેણીઓને અન્યો સાથે હસવા બોલવા અને રમવામાં એવી આઝાદી આપવામાં આવે છે કે મુસલમાન સ્ત્રી પોતાના સગાભાઈ સાથે પણ વર્તી શકતી નથી ! ઘેરથી નીકળવાની જે આજ્ઞા માત્ર જરૂર પ્રસંગે સંપૂર્ણ પર્દા અને લજ્જા મર્યાદાની શર્તે આપવામાં આવી હતી; તેનો આકર્ષક સાડીઓ, અને અર્ધનગ્ન બ્લાઉઝો, તથા શરમવિહોણા નયનબાણો સાથે સડકો પર ફરવા. ગાર્ડનોમાં ટેહેલવા, હોટલોમાં મહાલવા, અને સીનેમાની સહેલ કરવામાં ઉપયોગ થઇ રહ્યો છે ! સ્ત્રીઓને ઘરગથ્થુ કાર્યો ઉપરાંત જીવનના બીજા પ્રસંગોમાં ભાગ લેવાની જે શર્ત સ્વતંત્રતા ઇસ્લામે આપી હતી તેને આ હેતુ માટે દલીલ બનાવવામાં આવે છે કે મુસ્લિમ સ્ત્રીઓ પણ ફિરંગી લલનાઓની જેમ ઘરની જિંદગી તથા તેની જવાબદારીઓને તિલાંજલી આપી રાજકીય અને સામાજીક પ્રવૃત્તીઓમાં ધક્કા ખાતી ફરે અને પ્રત્યેક કર્મસ્થાનનાં પુરૂષોની સાથે રહીને પ્રયાસો કરે !

હિન્દુસ્તાનમાં વાત અહીં સુધીજ પહોંચી છે પરંતુ મિસર તુર્કસ્તાન, અને ઇરાનમાં રાજકીય સ્વતંત્રતા ધરાવતા માનસિક ગુલામો એનાથી પણ દસ કદમ આગળ વધી ગયા છે ! ત્યાં મુસલમાન સ્ત્રીઓ બિલ્કુલ તેવોજ ડ્રેસ પહેરવા લાગી છે જે યુરોપીયન સ્ત્રીઓ પહેરે છે। એટલા માટેજ કે અસલ અને નકલમાં કંઇપણ ફર્ક રહે નહિ. અને સઉથી વધીને કમાલ આ છે કે તુર્કી સ્ત્રીઓનો ફોટો અનેક વેળા આ પ્રમાણે જોવામાં આવ્યા કે ન્હાવાનો ડ્રેસ પહેરીને દરિયા કિનારે ન્હાઈ રહી છે! તેજ ડ્રેસ કે જેમાં કુ અંગ નગ્ન રહે છે અને શરીરનો કુ ભાગ એવી રીતે ઢંકાએલો હોય છે કે શરીરના બધા અસમાન વિભાગો વસ્ત્રોની સપાટી પર ઉભરી આવે છે।

શું કોઇ કુર્આન તથા કોઇ હદીસથી આ શરમજનક જીવન પધ્ધતિ જાયઝ હોવાનો કોઈ માર્ગ કાઢી શકાય તેમ છે ? જ્યારે તમારે એ માર્ગેજ જવું છે તો સાફ સાફ કહીને જાઓને કે અમે ઇસ્લામ તથા તેના નિયમો સ્હામે બંડ જગાવવા ઇચ્છીએ છીએ। આ કેવી નીચ કુટિલતા અને કુનિષ્ઠા છે કે જે જીવન વ્યવસ્થા અને જીવન પદ્ધતિના સિધ્ધાંતો આશયો અને કાર્ય વિભાગની પ્રત્યેક વસ્તુને કુર્આન હરામ કહે છે તેને છડેચોક ધારણ કરો છો; છતાં પણ એ માર્ગ પર પહેલો કદમ કુર્આનનુંજ નામ લઇને મુકો છો ! એટલા માટે કે દુન્યા આ ધોકામાં ધસાએલી રહે કે એમનું બધું વર્તન કુર્આનનો સારજ હશે. !





# બ્રહ્મદેશની બાદશાહત

લેખક : જી. એચ. મુસ્તુફા સાહેબ કરાંચી

[જેની સાથે ગુજરાતી મુસ્લિમોના વહેપારી જીવનનો ગાઢ સંબંધ છે એવા બ્રહ્મદેશના ભૂત પૂર્વ ઈતિહાસની કંઈક ઝાંખી આ લેખમા કરાવી છે. અભ્યાસી દૃષ્ટિને એની અનિવાર્યતા સમજાય એમ છે. તંત્રી.]

સ્વર્ણ ભુમિ બ્રહ્મદેશના નામે ઓળખાતા, ગઈ કાલના જંબૂદ્વીપના મૂળ વતનીઓ Mokhmey વંશમાંથી ઉતરી આવ્યા હતા; જે વંશમાં કમ્બોડીયા * Combodians-અને આસામના કેટલાક કુટુંબો, પાલાંગ અને ઉત્તર શાન સંસ્થાનની Wa's પ્રજાનો અમુક અંશ પણ હતો. હિંદના અનાર્યોમાંથી ઉતરી આવેલી આ પ્રજાને, બ્રહ્મદેશનો ઈતિહાસ તૈલંગ નામે ઓળખે છે.

બીજી; શાન અને કીરીન પ્રજા, ચીન તરફથી ધસી આવેલા જાંબૂવાનો છે. જેમને આજે આપણે બર્મન તરીકે ઓળખીએ છીએ, તેમના પૂર્વજો માટે, ઈતિહાસકારોમાં ભિન્ન-ભિન્ન મત પ્રવર્તે છેઃ—

એક કહે છે, આજથી બે હજાર વર્ષો પૂર્વે તિબેટની ગીરિકંદરાઓમાંથી જુથના જુથ ઉતરી આવીને, ઇરાવદીના રમણીય કિનારાને આબાદ કરનાર બર્મનો હતા.

બીજો બોલે છે કેઃ-જે વર્ણશંકરતા-Mixtureને આજે બર્મન કહેવામાં આવે છે, તેમાં વિશેષ હિંદી લોહી વહે છે. શ્રી. ગૌતમ બુદ્ધના જન્મ પહેલાંથી અહીં ઉત્તર હિંદના ક્ષત્રિયકૂળના રાજાઓ રાજ્ય કરતા હતા બ્રહ્મદેશનો છેલ્લો પદભ્રષ્ટ રાજા થીબો, પોતાને ક્ષત્રિય કૂળોત્પન્ન તરીકે ઓળખાવવામાં અભિમાન લેતો હતો. ધર્મ, સ્મૃતિ. રીત રિવાજ, પુરાણ, ઐતિહાસિક દંતકથા, ભાષા, વૈદક, જ્યોતિષ, વ્યાપાર-હુન્નર, રાજવંશ, રાજનીતિ

* કમબોડીયા ફ્રાંસના તાબા હેઠળનું, હિંદી ચીનનું એક સંસ્થાન છે. એનું ક્ષેત્રફળ, ઉત્તર-દક્ષિણ ૨૨૦ માઈલ લાંબો અને ૧૫૦ માઈલ પહોળો છે. કમ્બોડીયનોની ધાર્મિક ભાષા પાલી છે. એક વાર જુના ખમર વંશની પ્રતિષ્ઠા સારાએ હિંદી ચીન ઉપર છવાઈ હતી. ઈસુના ચોથા સૈકામાં એમણે બૌદ્ધ ધર્મ ગ્રહણ કર્યો. સ્થાપત્યકલાની કલગી સમા, ખમરના હજારો જર્જરિત ખંડિયેરો આજે પણ મૂક ભાષામાં ઇતિહાસ દર્શાવતા પડ્યા છે એમના એકજ 'ઈંગકૂર'ના મંદિરમાં અઢેક એવા ૧૫૩૨ સ્થંભો છે. અજાયબી ઉપજાવે એવી કેટલીક ઈમારતો માટે બોલાય છે કે તે દેવાંગનાઓએ બનાવી છે.

તહેવાર ઇત્યાદિ સર્વં, નવીન જન્મ પામેલી બર્મીઝ નીતિએ હિંદ પાસેથી ગ્રહણ કર્યું છે.

સત્તા ભોગવવાના મદમાં, મૂળથીજ તૈલંગણ અને બર્મન વચ્ચે ઘર્ષણ ચાલતું હતું. તેઓ પરસ્પરમાં વારંવાર યુધ્ધે ચઢતા, અહીં સુધી કે વખતો વખત આક્રમણ કરતા ચાઇનીઝ હુમલાખોરોની સત્તા વેળા પણ એમના વેર-ઝેર ઓછા થયા ન્હોતા.

ઇ. સન પૂર્વની નવમી સદીથી, બ્રહ્મદેશનો ઉલ્લેખ આપણા ઇતિહાસ ગ્રંથોમાં દ્રષ્ટિએ પડે છે. તે સમયે અહીં બે વંશ આબાદ હતા. એક આરાકાન વિસ્તારમાં અને બીજો ઇરાવદીના 'તગાંવ' વિભાગમાં. ઇસ્વી છઠ્ઠી સદીમાં, જ્યારે રંગુનનું પ્રસિધ્ધ શ્વેડેગોન પેગોડા તાપુશા અને ભલિખા નામના બે તલાંઇ બંધુઓના પ્રયાસે ઇ. સ. ૫૮૫માં બાંધવામાં આવ્યું; ત્યારે આરાકાનમાં ઇજઝાઙતાઙ નામનો રાજા ગાદીએ હતો અને આઠમી સદીમાં આ તરફ મોનરાજા પેનારેખાનો અમલ ચાલતો હતો.

ઇ. સનની બારમી સદીમાં, બર્મન પ્રજા લડતાં-મરતાં જ્યારે પૂર્ણ વ્યવસ્થિત બની, ત્યારે સમુદ્રથી ચારસો માઇલ દૂર ઇરાવદીના આરે આવેલા **પગાન** શહેરમાં પોતાની રાજધાની સ્થાપી.

વેરાન બનેલી પગાન રાજધાનીની જીર્ણ ઇમારતોના અવશેષ, આજે પણ પોતાની સંસ્કૃતિ ઉપર વિલાપ કરી રહ્યા છે. અસંખ્ય પેગોડાની અલગાર અને ભગ્નાવશેષ ધર્મશાળાના ખંડિયેરો જોતાં સ્પષ્ટ જણાય છે કે તે સમયે બ્રહ્મદેશની ભૂમિ ઉપર બુધ્ધ ધર્મનો સૂર્ય મધ્યાને તપતો હતો.

બ્રહ્મદેશના ઇતિહાસમાં જેમના સમયને 'સુવર્ણ કાળ' સાથે સરખાવવામાં આવે છે તે, પગાનના રાજકર્તા અનાવર્તાએ તલાંઇઓની અતિષ્ઠાના કિલ્લાનો ભાંગીને ભુક્કો કરી નાખ્યો હતો. ઇ. સ. ૧૨૮૪ માં મંગોલિયન સૈન્ય સાથે ધસી આવેલા કૂબલાઇખાને, રાજધાનીના મૂળને ઉચમચાવી નાંખ્યું. અને પગાન શહેરને મૃતઃપાય દશામાં તારાજ કર્યું. દેશની પ્રત્યેક દિશામાંથી પરાજયના અવાજો આવી રહ્યા હતા એક તરફ શાંત પ્રજાએ બળવો પોકારી પોતાની આઝાદી મેળવી લીધી અને બીજી તરફથી તૈલંગણો, અરાજકતાનો અંધાધુંધીનો લાભ લઇ પુનઃઉભા થયા અને સ્વ-મુખત્યારી મેળવી લીધી.

બીજા સૈકાથી તેરમા સૈકા સુધીના અગિયારસો વર્ષમાં બર્મન પ્રજાએ મંદ ગતિએ પ્રગતિ સાધીને કીર્તિ અને પ્રતિષ્ઠા મેળવી હતી તે, મંગોલીયનોના ભીષણ આક્રમણે સર્વનાશ પામી અને બર્મન પ્રજા છિન્ન-ભિન્ન રીતે એટલી ઉંડી ખીણમાં જઇ પડી કે, લગભગ ૫૦૦ વર્ષો સુધી બર્મન પ્રજા. મસ્તક ઉચું કરી શકી નહી.

તલાંઇઓની પ્રથમ રાજધાની Thaton --તથાંવ-માં હતી. એ પછીનું પાયતખ્ત પેગૂ શહેર બન્યું ઝવેરાત અને અન્ય ધીકતા વેપારના કારણે, રંગુનથી વિશેષ પેગૂની કીર્તિ સારાએ જગતમાં વ્યાપી હતી. તલાંઇ રાજા બીનયાંઉ (૧૩૫૩-૧૩૮૫)ના પાટવીકુંવર રઝાદરીતે ૧૪મી સદીમાં પિતા સામે બળવો જગાવ્યો હતો. પાછળથી મોન રાજકર્તા બીન્યાકયાન (૧૪૫૦-૧૪૫૫) અને રાણી શીનશૌબૂ (૧૪૫૩-૧૪૭૨) ઘણાં ધાર્મિક હતા, જેમણે રંગૂનના શ્વેડેગોન પેગોડાને સુવર્ણથી રસાળ કર્યું અને ચોવીસ દેવડીઓ બનાવી અને પેગોડા મંદિરને-બુદ્ધ ચરણે અનેક દાસ-દાસીઓ સમર્પણ કરી. રાણી શીનશૌબુના જમાઇ અને ગાદી વારસ રાજા વામાઝેદી જેણે પોતાના સાધુ જીવનનો ત્યાગ શાહજાદીના માટે કર્યો હતો તેમણે, મીંગૂન જગવિખ્યાત ઘંટથી ન્હાનો આઠ

ક્યુશીટ પ્યામીટરનો ૨,૮૦,૦૦૦ વીસા-વજનનો એક ઘંટ પેગોડાને અર્પણ કર્યો બૌદ્ધ ધર્મ ઉપર તેલંગણોને અપૂર્વ શ્રદ્ધા હતી, એમના પગલે ટાંગુના પહેલા રાજા તબીનશ્વેથી (૧૫૩૧-૧૫૫૦) એ નિજ પટરાણીને પેગોડાને અર્પણ કરી હતી અને ૧૦ વીસા (૩૬ રતલ) સોનું ચૂકાવી પાછી મેળવી હતી.

અયુથીયા ઉપર વિજય મેળવી પાછા ફરેલા બેઇનાંગે સીયામીઝ દેશદ્રોહી...ને પગાનનો ધાન્યા (લોર્ડ) બનાવી બર્મનોને પુષ્કળ ઈનામો આપી નવાજ્યા હતા.

ઈ. સ. ૧૭૪૦માં મોન-પ્રજાના બળવાથી આવાની બર્મન સલ્તનત પુનઃ થરથરી ઊઠી, પરંતુ સદ્‌ભાગ્યે દેશની દાઝ હૈડે ધરીને ઇ. સ. ૧૭૫૨માં Shwebo શ્વેબો-નો એક ગ્રામ્ય જન અલંઉફ્યા બર્મન પ્રજાનો ઉદ્ધારક બની આગળ આવ્યો અને લશ્કરની લગામ હાથમાં લઇને, તલાંઇઓની રાજધાની પેગૂને ખંડિયેર બનાવી, અને તેલંગણોની ભવિષ્યના મહાન આશાઓ ઉપર પાણી ફેરવી નાખ્યું.

ઇ. સ. ૧૭૫૭ના ઐતિહાસીક વર્ષમાં જ્યારે હિંદમાં પ્લાસીના જંગમાં લોહીની નદીઓ વહેતી હતી; ત્યારે બ્રહ્મદેશમાં વિજય ધ્વજ ફરકાવતો અલંઉફ્યાં તલાંઇઓની કત્લેઆમ કરતો આગેકૂચ કરી રહ્યો હતો. ઇ. સ. ૧૭૫૫માં Prome પ્રોમ ઉપર વિજય મેળવીને અલંઉફ્યા Danubyu દનૂબ્યુ આવ્યો જ્યાં (મોન) તલાંઇ સૈન્ય સાથે થોડીક ઝપાઝપી કરીને તે સીધો ડેગોન (રંગૂન) આવ્યો.

આજના શ્વેડેગોન પેગોડાના વિસ્તારને, તલાંઇ રાજાએ આપેલા મૂળ નામ તીકૂમસેંડી-દાઇંકાદાગોંગ નામ ઘસાતા-ઘસાતા અપભ્રંશ ડેગોન નામ રહી ગયું હતું તેને રાજા અલંઉફ્યાએ, બદલીને તલાંઇ વસાહત આગમચનું ઇ. સ. ૧૭૫૫માં યાનકોન નામ રાખ્યું, (જે શહેરને આજે આપણે રંગૂન નામે ઓળખીએ છીએ).

ઈ. સ. ૧૭૫૬માં રાજા અલંઉફ્યાએ સીરયામ બંદરને તોડીને રંગૂનને વિશેષ પસંદગી આપી, અને વિજયના આનંદમાં ફયાની ભારે ધામ-ધૂમથી પ્રાર્થના કરી અને અલંઉફ્યા રાજકારણમાંથી નિવૃત્ત થયો.

ઇ. સ. ૧૭૫૭થી ૧૮૮૫ સુધી બ્રહ્મદેશની બાદશાહત અલંઉફ્યાના વંશજો પાસે હતી, પરંતુ કાળની ક્રૂરતાએ બ્રહ્મદેશના છેલ્લા રાજવીથીબો પાસેથી મોગલોની જેમ બ્રહ્મદેશનું રાજ્ય પણ-અંગ્રેજોના હાથમાં આવ્યું.

ઈ. સ. ૧૭૮૪-૧૭૮૮માં અલંઉફ્યાના વંશજ બોદોઉફ્યાએ આરાકાન ઉપર વિજય મેળવ્યો અને બર્મન સત્તાને કાયમ કરી હતી.

૧૮મી સદીમાં, સિયામની ક્રાંતિ વેળા ત્યાંની પ્રજાએ બર્મન ફોજની મદદથી મણિપૂર તથા આસામની સરહદ સુધી બર્મન સત્તાને છિન્ન-ભિન્ન કરી, ઉત્તરમાંથી પણ ચાઇનીઓએ ત્રણ વાર આક્રમણ કર્યું પરંતુ બર્મનોએ તેનો મુકાબલો વીરતાપૂર્વક કર્યો હતો: ૧૯મી સદીના આરંભ કાળમાં બર્મનોએ આસામ ઉપર પણ પોતાનો મયૂરધ્વજ ફરકાવ્યો હતો. જ્યાં પહેલીવાર તેમને અંગ્રેજો સાથે ઘુરકા-ઘુરકી થઇ હતી.

ઇ. સ. ૧૭૯૫ અને તે પછીથી હિંદનાં ગવરનર જનરલે Ava આવાના દરબારમાં રાજદ્વારી ડેપ્યુટેશનો મોકલવાની શરૂઆત કરી આ રાજકીય મીસન-જેનો એક મુખ્ય સભ્ય કેપટન મીગલ સીમ્સ હતો-તેમની મુખ્ય નેમ, બર્મન રાજાઓ સાથે મનમેળી મિત્રાચારી બાંધવાની તથા આરાકાન અને ચિત્તાગોંગ વચ્ચેની સરહદનો નિકાલ કરવાની અને ખાસ કરી પૂર્વ હિંદ તથા બ્રહ્મદેશમાં ફ્રાંસની સ્કીમને ઉંધી વાળવાની નેમ હતી. બર્મીઝ દરબારમાં પ્રથમ, એલચીરૂપે આવનાર કેપ્ટન મીગલ સીમ્સ હતો. જેણે રાજકારણ ઉપરાંત વેપારી

સંબંધ જોડવામાં પણ ફ્લેદમંદ પહેલ કરી હતી.

ઈ. ૧૭૯૬માં બ્રહ્મદેશમાં પહેલો બ્રિટીશ રેસીડન્ટ નિમાયો, પરંતુ એ રેસીડન્ટો ૧૮૧૨ સુધી પોતાની મેલી મુરાદોમાં ફાવી શક્યા ન્હોતા હિંદુસ્તાન જેમ બ્રહ્મદેશમાં પણ પ્રથમ પગલાં પાડનાર પોર્ટુગીઝ હતા, જેમના આગમનનો સમય ઇતિહાસમાં પંદરમી સદી નોંધાયો છે. સત્તરમી સદીમાં ફ્રેંચો અને અંગ્રેજો આવ્યા જેઓ Delta વિસ્તારમાં પોતાનું પ્રભુત્વ જમાવવાના પ્રયાસો કરતા હતા.

ઈ. સ. ૧૮૨૦ની લગભગમાં અંગ્રેજોની 'માંગણી' નકારવા માટે બર્મન રાજ્યને અંગ્રેજો સાથે પ્રથમ ટક્કર ઝીલવી પડી, બર્મનો ઉપર અંગ્રેજના લોખંડી હાથનો પડેલો 'ધા' એટલો ઊંડો અને કારી હતો કે અનેકવાર હિમ્મતના 'મલમપટ્ટા' બાંધવામાં આવ્યા છતાં એ 'મરણધા' અંત સુધી નહિજ રૂઝાયો. અંતમાં બર્મનોએ અંગ્રેજો સાથે–ઉસપારકે ઉસપાર–છેવટનો જંગ લડી લેવાનો નિર્ણય કર્યો અને વીર સેનાધિપતી મહાબંદુલાને સર્વશક્તિ સહિત રણક્ષેત્રમાં વિદાય કર્યો. વીર બંદુલાની વીરતાના ગીતો આજે પણ બર્મન પ્રજા ઉમંગે લલકારે છે. અહિં અણીના પ્રસંગે અંગ્રેજોને નિઝામની જંગી લશ્કરી મદદ મળી જતાં બ્રહ્મદેશનું આખુંએ 'વૉર ઑફ થિએટર' બદલાઈ ગયું. ઇ. સ. ૧૮૨૦ થી ૨૩ સુધી બ્રીટીશ ગવર્નમેન્ટ સામે રણક્ષેત્રમાં વીર બંદુલા ખૂબ ઝઝૂમ્યો, આખરે અંગ્રેજોની તોપના એક ભયંકર ગોળાનો શિકાર બની ગયો. વીર સેનાધિપતીની થએલી આ દશા નિહાળીને બર્મન લશ્કરના છક્કા છૂટી ગયા હતા છતાં હથિયાર હેઠાં પડયાં નહિ.

ઈ. સ. ૧૮૨૪ની ફેબ્રુઆરીથી ૧૮૨૬ની માર્ચ સુધી બ્રહ્મદેશમાં જે ઉલ્કાપાત મચ્યો હતો તે બંદુલાના મરણ પછી ઈ. સ. ૧૮૨૬ની યાન્દાબૂ સંધિ પછી કંઇક શાંત પડ્યો.

યાન્દાબૂ સંધિના અંગે આવા, આરાકાન, અને તીનાશરીમ પ્રાંત અંગ્રેજોના કબજામાં આવ્યા અને મોલમીન ને તીનાશરીમના પાટનગર બનવાની શોભા મળી.

ઈ સ. ૧૮૩૦માં જ્યારે નવારાજાને ગાદીએ બેસાડવાની ક્રિયા કરવામાં આવી; ત્યારે જે અગ્નિ તણખો સંધિની રાખમાં દબાઈ રહ્યો હતો તે એક અંગ્રેજ નાવિકની ગીરફતારીના વાયુથી પુનઃ ભભૂકી ઉઠ્યો અને અંગ્રેજ વહાણવટીને મુક્ત નહિ કરવાના કારણે સારાએ બ્રહ્મદેશમાં એની જ્વાળાઓ વ્યાપી ગઇ. એ સમયના ઇ. સ. ૧૮૫૨ ના બીજા વિગ્રહના આક્રમણમાં ડેલ્ટા અને પેગૂ બ્રીટીશરોના કબજામાં આવ્યું.

ઈ. સ. ૧૮૫૩માં બ્રહ્મદેશની રાજગાદીએ આરૂઢ થએલા રાજા મીનડોન મીન અતિ શાંતિપ્રિય, ન્યાયી, કુનેહ–કુશળ અને દૂરઅંદેશ રાજવી હતો. જેણે દેશમાં પ્રગટેલી ભયંકર અગ્નિને પોતાનો આત્મ ભોગ આપીને બુઝાવી નાખ્યો. અને અંગ્રેજોને સારાએ બ્રહ્મદેશના વેપારનાં 'ઇજારા' આપી સર્વ સગવડતા કરી આપી હતી. માંડલેમાં બ્રિટીશ રેસીડન્ટનો 'સાંપ' ઉછેરનાર અને કજીયાનું મોઢું કાળું કરનાર એજ ભલો રાજવી મીનડોનમીન હતો. નથી સમજાતું કે રાજા મીનડોનમીન ઉપર અંગ્રેજોના કયા જાદુએ અસર કરી હતી ઇ. સ. ૧૮૫૭માં જ્યારે હિંદમાં અંગ્રેજોના સ્થિતિ કફોડી હતી ત્યારે બ્રહ્મદેશમાં પુર્ણ શાંતિ પથરાઇ હતી. ઇ. ૧૮૭૮માં રાજા મીનડોનમીનનું અવસાન થયું અને તેની સાથે બર્માનું રાજકારણ પણ રંગાયું. ઈ. સ. ૧૮૬૭માં રાજા મીનડોનમીન સાથે બંધાયેલા અંગ્રેજોની મિત્રાચારીના સંબંધનો ઈ. સ. ૧૮૭૮ માં મીનડોનમીનનો પુત્ર રાજા થીબો ગાદીનશીન થતા સાથે અંત આવ્યો એટલે જે થોડી ઘણી સત્તા હતી તેનાથી પણ

રાજા થીબોને હાથ ધોઈ નાખવા પડયા. રાજા થીબો ઘણો નિર્દય હતો, એણે પોતાની સામે થનાર પ્રત્યેક જણને તલવારના ધાટ ઉતાર્યા. અહીં સુધી કે પોતાના સગા ભાઈ બ્હેનો અને સગાં સંબંધીઓનું કાશળ કાઢવામાં પણ થીબોએ પાછી પાની કરી નહિ. બ્રીટીશ વેપારીઓ ઉપર પણ એણે જુલમ ગુજાર્યો અને છેવટે યુરોપની રાજસત્તાઓ સાથે સંધિ કરવા એણે વિધિઓ પણ માંડી. અંગ્રેજોને ખબર પડતાં ઇ. સ. ૧૮૮૫ની ૧૨મી અક્ટોબરે હિંદી સરકારે રાજા થીબોને છેવટનો પરિપત્ર મોકલ્યો, પણ થીબોએ ઘમંડમાં તેને ઠોકરે ઉડાવ્યો અને વિના વિરોધે બ્રીટીશ ફોજ માંડલેમાં દાખલ થઇ અને રાજા થીબોને ભાગી જવું પડયું.

ઇ. સ. ૧૮૮૦થી ૮૫ દરમ્યાન રાજધાની માંડલેની પરિસ્થિતિ વિષમ બનતી ગઇ 'પરિણામે રાજા થીબોએ અકળાઇને' ૮૫ના નવેમ્બરમાં પ્રજા જોગ ઢંઢેરો પીટાવ્યો કે 'અંગ્રેજોને દેશ બહાર કાઢવા માટે પ્રજા એક ધ્વજ નીચે આવી જાય' પરંતુ થીબોના ઘમંડી સ્વભાવ અને નિર્દયતાના કારણે પ્રજાએ તેને સાથ કે ઓથ આપી નહિ અને ૧૫મી નવેમ્બરે ઈરાવદી માર્ગે અંગ્રેજોનુ વીસ હજારનું લશ્કર જંગી આગબોટો મારફત પ્રવેશ્યું અને ૨૮ મી નવેમ્બરે આવા મુકામે બર્મન લશ્કરે હથિયાર નાખી દીધાં અને રાજા થીબોને કેદ પકડીને રત્નાગીરીમાં પુરી દેવામાં આવ્યો અને ૧૮૮૬ની પહેલી જાન્યુઆરીના ઢંઢેરા મુજબ સારાએ બ્રહ્મદેશને રીતસર બ્રીટીશ તાજમાં શામિલ કરી દેવામાં આવ્યો.

---

## શું વ્યોમ મારૂં કરી શકે છે?

જે પ્રેમ તુજથી કરી શકે છે, તે પ્રેમ પંથે મરી શકે છે;
વિપત્તીઓને હરી શકે છે હૃદયને ચરણે ધરી શકે છે.

સિતમ સહી ધૈર્યને ધરૂં છું, ઉરેજ નિશ્વાસ નિત ભરૂં છું;
પરંતુ તુજ નેન : વિસરૂં છું શું તું મને વિસરી શકે છે?

યદાપિ કેવળ હું છું નઠારો, પરંતુ પ્રારબ્ધમાં છું સારો;
નઠારો થઈને થનાર તારો સર્વત્ર સારો ઠરી શકે છે.

ભલેને તે નિજનો રંગ બદલે, ભલેને તે નિજનો ઢંગ બદલે;
ભલેને રંગ, ઢંગ–તરંગ બદલે શું વ્યોમ મારૂં કરી શકે છે?

બની ગયો હો જે તારો યાચક; તે જાય શા કાજ કોના દર તક;
જે તારો યાચક છે તેનો નિ:શંક તું ખૂબ છેડો ભરી શકે છે.

કરે છે પ્રેમીની પ્રેમ રક્ષા, ન : નાખુદાની છે એનો પરવા;
નિસંદેહ વિણુ નાવિકે આ નૌકા વમળ મહીં પણ તરી શકે છે.

મુફાઈલાતુન—મુફાઈલાતુન, મુફાઈલાતુન—મુફાઈલાતુન;
"**ફહીમ**" એનીજ છે તને ધુન તું અન્ય કયાં વિચરી શકે છે?

"ફહીમ બાકિફી" ધોરાજી.

## કયારે ચમન તો થાશે

મંજલે જો ન જશું, પંથ ગમન તો થાશે!
ન ફળે આશ કદી, પગનું સ્ખલન તો થાશે!

ઊર ઉલ્લાસનાં ચેતનને ભરી જો ન શકે;
એક આધાર દિલાસાનો, રૂદન તો થાશે!

રાખ થઈ જાય પતંગ તો શું! પ્રભાને સ્પર્શે;
જિન્દગી જાય તો, છો જાય, મિલન તો થાશે!

નાશના પંથમાં સર્જનનો છુપાયો છે ભેદ;
જીત જીવનની ન જો થાય પતન તો થાશે!

પાનખર ફૂલને, પર્ણોને ઉજાડી લે, ભલે!
સ્નેહી બુલબુલનું વતન, કયારે ચમન તો થાશે!

અશ્રુઓ પૂર્ણ ન ઉદ્દેશ કરે તો પણ શું?
યાદથી તારી સખા, ઉરનું શમન તો થાશે!

ફૂલ કયાં! પાંખડી હું ફૂલની, લાવ્યો છું '**નસીમ**'
કાવ્ય સૂરભિ ન ભલે હોય, કવન તો થાશે!

"નસીમ" (મુંબઈ)



## ની

# "મેહફિલમાં ડોકીયું"

કરનાર : "નઝરબાઝ"

[પક્ષીઓમાં જેમ શકરબાઝની દ્રષ્ટિ સૌથી તિક્ષ્ણ લેખાય છે; તેમ 'કારવાં'ના કાવ્ય મંડળમા 'નઝરબાઝ'ની દ્રષ્ટિ પણ તિક્ષ્ણ હોઈ આખા વરસની મેહફિલોનું સરવાયું કાઢવામાં એમણે પોતાની ચાંચને બદલે કલમની કેવી યોગ્ય પરીક્ષા કરી છે; તે આ લેખ વાંચતાંજ રસિક પ્રેક્ષકોને સમજાશે; પછી ન સમજી શકે તેને તો ખુદાજ સમજાવે? સાહત્રી.]

સુરતથી પ્રસિદ્ધ થતા 'કારવાં' માસિકમાં દરેક ત્રીજા મહીને કવિઓની મેહફિલ જામે છે. આ અંકથી 'કારવાં' એક વર્ષ પુરું કરી બીજા વર્ષમાં પગ મૂકે છે. એમાં આજ સુધી ચાર સફળ મહેફિલો જામી ચૂકી છે. 'કારવાં'ના તંત્રીશ્રીએ આજ સુધી 'કારવાં'માં જામેલી ચારે મેહફિલો ઉપર ડોકીયું કરવાની મને ફરમાશ કરી છે. ગુજરાતના ગઝલ સમ્રાટ જનાબ 'શયદા' સાહબ અગર તત્વકવિ જનાબ 'નસીમ' સાહબ કે 'શાયરી'ના સર્જક જનાબ 'ઝાર' સાહબની નજર જો આ તરફ ખેંચવામાં આવી હોત; તો એમાંથી આપણને કાંઈક વધુ જાણવાનું અને શીખવાનું મળ્યું હોત. પરંતુ તેમને આટલી ફુરસદ ક્યાંથી હોય?

કાગળોના વધતા જતા ભાવ અને બીજી પણ અનેક પ્રકારની મોંઘવારી અને મુશ્કેલીઓ વચ્ચે જનાબ 'વાહુશી' સાહબે ગઝલની ગુજરાતની જે સેવા કરી છે તે જોતા, ગુજરાત એમને વધુ સાથ અને સહકાર આપી પોતાની ફરજ બજાવે એટલી નમ્ર ભલામણ કરું છું.

'મહેફિલ'માં પુરાણા અને ઉભરતા કવિ બિરાદરો પ્રથમ દ્રષ્ટીએજ નજરે ચઢે છે. 'મહેફિલ'નું ધોરણ ગઝલ કાવ્યની માપ દાંડી ઉપર અંકાયલું છે. આજે ગેય અને અગેય કાવ્યોની ચર્ચા જાણીતી છે. તેમજ વિદ્વતાના પાણા બારોબાર ગબડાવી વિદ્વાનોમાં ખપતા 'કવિ મહાશયો પ્રત્યેના લોક અણગમાની ચર્ચા પણ બની નથી નરી વિદ્વતા ફક્ત કવિતામાં લોક લાગણીને સ્પર્શી એના મર્મ સ્થળને ભેદી, કવિતાના ઉદ્દેશને પાર પાડવાની શક્તિ કરતાં, માત્ર પત્રોનાં પાનાંઓ ઉપરજ શોભી રહેવાની ખૂબી છે એ સિદ્ધ થઈ ચૂક્યું છે. અલબત્ત ગુજરાતના મોટા

લાગને એવી કવિતા સ્પર્શી કે આકર્ષી શકી નથી. એના માટે બે મત છેજ નહિ. એટલે એજ કે ગુજરાતમાં આજે કવિતાનો ફાલ મોટા પ્રમાણમાં આવ્યો છે છતાં, એના લોકોપયોગી પણાની તેમજ જનતા ભોગ્યતા માંહેના લક્ષણો માત્ર વિદ્વતાનીજ સંગતાથી ઉડી ગયાં છે, એમ દુઃખ પૂર્વક કહેવુ અને માનવું પડે છે.

"કારવાં"ના મેહફિલમાં આવેલાં અને આવતાં કાવ્યોમાં આજની અન્ય કવિતાઓમાં અવતરેલી અગેયતા, અને નરી વિદ્વતા એ બેઉ દુષણો પૈકી એક નથી, એમ કોઈપણ વિવેચક કદક કહે. ચના પછી પણ કહી શકે છે ગમે તે પંક્તિને લઇ કોઈપણ બિરાદર એને બરાબર ગાઈ શકે છે, મેહફિલની કવિતાઓ સમજવા માટે શબ્દ કોષો શોધવા પડે તેમ નથી. આજની કવિતા પ્રત્યે અણગમાનાં ઉપરોક્ત બેઉ કારણોથી 'કારવાં'ની કવિતા મૂક્ત હોઇ એ સાંભળતાં, વાંચતાં, અને ગાતાં વારજ હૃદયમાં ઉંડે ને ઉંડે ઉતરતી જાય છે એમ એના ઉપર ટીકાપુ' કરતાં દેખાય આવે છે

જો દુર્ભાગી ગુજરાત આજે વાડાઓમાં વહેંચાયલુ નહોત તો! મેહફિલ કવિઓ માટે અને જનતા માટે ક્યારનીયે એક આશિર્વાદ સિદ્ધ થઇ ચૂકી હોત. હું અતરે અન્ય કવિતાને ઉતારી પાડું છું એમ માની લેવાનું નથી. અલબત્ત જે નરી હકીકત [સત્યતા] આજના આપણા વાતાવરણ ઉપર તરે છે. તેનીજ છાંયમા આ ઘોડાક કડવા મીઠા શબ્દો આલેખું છું. મ્હારા એકેએક કવિ બિરાદર એની કડવાશ કરતાં એમાં રહેલી સાચતાની મીઠાશ મહાણુ કરશે એવી આશા છે. છતાં એકવાર અસ્થાને નિવડે તો એમાં હું દોષિત નથી. પરંતુ મ્હારા લખાણમાં રહેલુ સત્ય નહીં પારખી શકનારની વિવેક બુદ્ધિજ દોષિત છે એમ ભારપૂર્વક જણાવું છું.

અમદાવાદના ગુજરાતી મુશાયરાનાં પ્રમુખ તરિકે જનાબ 'શયદા' સાહબ કહી ચૂક્યા છે તેમ "આવો પાંખમાં આવો, પાંખમાં લ્યો હું પુછું છું આપણા બહદ ગુજરાત માટે, આપણા ગદ્ય અને પદ્ય માટે અને એથી આગળ રાષ્ટ્ર માટે, નીતિ માટે, શું સાહિત્ય સંપર્કની આવશ્યકતા નથી? સાંભળો અને સંભળાવો : પીવો અને પાવો : ડોલો અને ડોલાવો : આવો! આપણે ગુજરાતની કુંજોને આપણા સૂસ્હ્ય ગાનોથી ગજવી દઇએ." એવાં શબ્દો ઉચ્ચારી એ જે જનતાના હૃદયમા પોતાનું કાયમી સ્થાન મેળવી લ્યે. કવિતાનુ સ્થાન તો લોકોના દિલમાં છે. આજની કવિતા સ્થાન ભ્રષ્ટ થાય એ કવિઓને જોવાનુ અને વિચારવાનું નથી? બસ, હવે હું મેહફિલના પહેલા દૌરના રસ ભર્યા સરોવરમાં રસકેલી કરું છું મ્હારા ખોળામાં ભરાય તેટલાં કવિ હૃદય ભર્યાં છે. નિર્મળ જળ છાંટું છું. સમસ્ત ગુજરાતના દિલો ઉપર એ દેરીઓ પડી વાડાઓના કાળા ડાઘો ધુવે એમ ઇચ્છું છું.

"હૃદયની ઉર્મિઓની આ કથા છે"

"કારવાં"માં પહેલીજ મેહફિલના ટાણે મિસએ તરહ (પદ્ય પૂર્તિ) તરીકે અપાયલી ઉપરોક્ત પંક્તિ છે. આજના મ્હારા લખાણના પ્રાણ સ્વરૂપે પણ એજ આવી જાય છે. એટલે ઉપરોક્ત લખાણમાં મેં માત્ર હૃદયની ઉર્મિઓની ક્યાજ કહી છે. હવે કવિ બિરાદરોએ કથેલી હૃદય ઉર્મિઓની કથા પણ કાવ્યમાં સાંભળો.

'ઝાર' સાહબ રાંદેરી મુસ્લિમ ગુજરાતમા વયોવૃદ્ધ કવિ છે. એમની શ્વેત પવિત્ર દાઢી અને આ પ્રેમ સૌંદર્યની હેલી ખરેખર અદ્વિતિય છે. સનમ કબ્ર પર આવ્યાં છે. આવીને પૂછે છે, કહી દે આજે બેરહ્યા કોણ છે!'

કબ્ર પર આવીને પૂછ્યું કેટલું દર્દ ભર્યું છે? ઝિંદગીભર આવવાની નવરાશ ન મળી. સાંભળો.

"કહે છે કબ્ર પર આવીને મ્હારી,
કહી દે, કોણ આજે બેવફા છે?"

'ઝાર' સનમને છેડે છે. શા માટે? એમનાજ શબ્દોમાં સાંભળો.

"હું છેડું છું તમોને એજ કારણ,
તમારી હર જફામાંયે મઝા છે"

'ઝાર' પછીજ 'શયદા' પ્રશ્ન કરે છે. એ પૂછે છે મ્હારા દિલના ટુકડા તો એમના પગ મહીં પડ્યા છે. તોએ ખુદા જાણે એ શું શોધી રહ્યા છે?

"પડયા છે પગ મહીં ટુકડા જિગરના,
ખુદા જાણે એ શું શોધી રહ્યા છે?"

'શયદા' મૃત્યુને ચિમકી આપે છે.

"જશે ક્યાં દૂર મારાથી તું છટકી?
કઝા! મુજ હાથમાં તારી કઝા છે!"

નિશાની કાજળથી ઘેરી આંખ જેમ સર્વદા પ્રણયનાં તેજ છે. એમ નિશ્ચયાત્મકપણે તત્વ કવિ ભાઈ 'નસીમ' કહે છે. સાંભળો.

"નિશાની આંખડી કાજળ શું ઘેરી;
પ્રણયનાં તેજ જેમાં સર્વદા છે."

એને મળતાજ ભાવ નીચેની કંડિકામાં દોદરાવી એનું પ્રમાણ આપતાં ભાઇ 'નસીમ' જણાવે છે.

"પલકતી તારકોની તેજ પાંખો,
તિમીરમાં રૂપની નૂતન પ્રભા છે"

'નસીમ' પછી આવે છે ભાઇ 'સગીર' તડપી તડપી, અને રડતી સિતારીને એ પૂછે છે; તુજ મહીં કોની વ્યથા સમાઈ છે?

"સિતારી તડપી તડપી કાં રૂવે છે?
સમાઈ તુજ મહીં કોની વ્યથા છે?"

અને ઝુલ્મથી એ વધારે ઝુલ્મ તો 'સગીર' નીચેની કંડિકામાં કહી જાય છે.

"ઝુલમથીએ વધારે આ ઝુલમ છે!
ઝુલમને પણ ઝુલમ કહેવા મના છે.!"

'કૈફ' માતરી આશાના બુદબુદા (પરપોટાઓ) તાદ્રશ્ય કરે છે. જીવનને ઘૂઘવતો સાગર કહી એ પર આશાના પરપોટા કરતા માતરી દૂર દૂર સુધી પહોંચેલી કલ્પનાને વાસ્તવિકતા નીચે લાવી મૂકે છે સાંભળો!

"જીવન છે એ મહા ઘૂઘવતો સાગર;
થતા આશાના જે પર બુદબુદા છે."

ઘૂઘવતા જીવન સાગર પર આશાના બુદબુદા કહેવી સરસ કલ્પના છે?

હૃદયના ચિરાડા સીવો નહિં! એ દ્વારા તો જીવનને હવા મળે છે. અર્થાત એનાથી જ હું જીવી શકું છું. માતરી કહે છે સાંભળો;

"ન સીવો મમ હૃદયના એ ચિરાડા;
મળે ત્યાં થઈને જીવનને હવા છે."

'ફના' કહે છે; તું ઝૂલ્ફોથી રમે છે! એ દીવાના ચેત! તારા હાથમાં તારી કઝા છે. આ રમત તે કેવી? કોઈ મૃત્યુને હાથમાં લઈ રમે છે! ફનાની આ રમત જુઓ'

"તું ઝુલ્ફોથી રમે છે હે દીવાના!
એ તારા હાથમાં તારી કઝા છે."

યુવાની! યુવાની તો જીવનમાં એક બલા છે. 'ફના' કહે છે.

"યુવાનીમાં 'ફના' દિલને સંભાળો;
યુવાની ઝિન્દગીમાં એક બલા છે."

હવે સાંભળો ભાઈ મરહૂમ 'ફાની'ને. એમણે વિરહ શ્વાસોને દિલબરના ચરણે ધરી દીધાઃ કારણ? જાન (જીવન) એક વેદના હતી, અને વસ્તુતઃ એ વેદનાનું એ શમન કરી ગયા. આજે વિરહશ્વાસો લેવા માટે એ રહ્યા નથી.

"વિરહ શ્વાસોને ધર દિલબરના ચરણે;
તું મારી જાન છે કે વેદના છે?"

લાંબી માંદગીમાં દિવસે દિવસે શરીર નંખાતું જતું હતું. શરીરરૂપિ સુમનની સુર્ખી લઇ શ્વાસરૂપિ હવા જઈ રહી છે. માટે એ ઝિન્દગી! તું પણ પ્રેમમાં વહીજા 'ફાની' કહે છે.

"વહી જા પ્રેમમાં અય જિન્દગાની !
સુમન સુરભિ લઈ ચાલી હવા છે."

'નાશાદ' ખ્યાલોમાં ને ખ્યાલોમાં ડૂબી જવાનું સૂચન કરે છે.' એ કહે છે નિરાશાના જીવનની એજ માત્ર મતા છે.

"ખયાલો ને ખયાલોમાં ડૂબી જા;
નિરાશાના જીવનની એ મતા છે."

આકાશ ઉપર આ તારલા ચમકે છે ? ના ના,' એ તો અમારું દિલ છે; જે ડાઘોથી પ્રકાશી રહ્યું છે. 'નાશાદ' કાવ્ય બદ્ધ કરે છે.'

"મુનવ્વર દાગથી છે દિલ અમારૂં;
ઝળકતા વ્યોમના એ તારલા છે?"

રમુજી 'બેકાર' બેકુતોની જીવનવ્યથા તરફ ધ્યાન ખેંચે છે કાંઈ ન હોય ત્યારે શું વા' છે ? એમ કહેવાનો ગુજરાતી મહાવરો છે. કાંઇ નથી કહેવાને બદલે શું વા' છે ? એમ કહેવામા એક દુઃખ અને રમૂજ સાથે રહેલાં છે.

"ધરાથી ધાન્ય પકવે અન્ય માટે;
છતા આરોગવાને તેને વા' છે?"

નીચેની કંડિકામા પણ બેકાર વૃથા કહી કહેવાનું સઘળું'ય કહી જાય છે, એમના કાવ્યબદ્ધ શબ્દો-માજ સાંભળો.'

"ગુલામોને હૃદયમાં ? ઉર્મિઓ શી ?
પછી તેની કથા કથવી વૃથા છે!"

હૃદયની ઉર્મિઓ કથતા ભાઈ 'આસિમ'ના કાવ્યની એક કંડિકા છોડવા જેવી નથી. છતાં સ્થળ સંકોચની ધાક મને એક ઝુલ્મ કરી નાખવા મજબૂર કરે છે. સાંભળો, 'કાંઇક સંભળાવું: બીજુ બધું 'કારવાં'ના પાને છે.

"દિલાસો જ્યારથી એ દઈ ગયા છે,
વધુ કંઇ ત્યારથી દિલમાં વ્યથા છે"

'આસિમ'નુ આ મરણ કેટલું દિવ્ય છે ? કેટલુ ભવ્ય છે ? ફરહાદની કથા આજ રૂદનથી ફાટી ગઈ હતી. એ મરણજ ખરેખરી રીતે તો જીવન છે. સાંભળો, એ મરણ ઉપર. એક સો જીવન નિછાવર હો.

"એ મૃત્યુ પર નિછાવર સો જીવન હો.
કે તે મૈયત પરે રોઈ રહ્યા છે ?"

'આસિમ'નાં નયન એમના એક રાતવાસાથી કેટલાં ઉજાગર થઈ ગયાં છે એ પણ જુઓ.

"નયન નીચાં ન ધારો દોસ્તોમાં;
નયનમાં રાત તે એક રહી ગયા છે"

ચક્કરે ચડેલાં રાત દીન ભમે છેજ એમ કહી 'સાંભરું' શશી અને સૂર્યની દુર્દશા તરફ ધ્યાન ખેંચે છે. દાવો અને દલીલ બન્ને વાસ્તવિકતા દર્શક છે.

"ભમે છે રાત દિન ચક્કરે ચડેલા,
શશીને સૂર્યની પણ દુર્દશા છે!"

'સાબિર'ને વ્યથા છે. શાની વ્યથા છે ? એ પણ જરા જાણવા જેવું છે. એ કહે છે: દરદનુ દિલ મ્હારા દિલથી મળતું નથી. જો વ્યથા છે તો ફક્ત એનીજ વ્યથા છે. સાંભળો

"દરદનું દિલ નથી મળતું હૃદયથી;
વ્યથા છે તો ફક્ત એની વ્યથા છે."

'વલી' કર્તવ્ય સૂના યુવકને એક પ્રશ્ન કરે છે.

"થઈ બરબાદ હાલત દેશની જો !
અમલ સુના યુવક ! કોની ખતા છે ?"

'વલી' પછી આવે છે 'કાબિલ' રાંદેરી. એ દયા (લાજને) પણ ઝુલ્મ કરી બતાવે છે. એ કહે છે તમો દેખો, અને તમને કોઈ ન દેખે ! એ શું દયા છે ? ઝુલ્મ નથી ?

"તમો દેખો ન દેખે કોઈ તમને,
નથી એ ઝુલ્મ તો શું એ દયા છે?"

આજે પોતાની દશાપર હસનારને 'અમૃત જાની' આવતી કાલ તરફ ધ્યાન ધરવાનું કહે છે.-

"હસી લે આજ મારી વેદના પર-
ખબર છે કાલ ત્હારી શી દશા છે ?"

દિલને લુટવાની નેમ રાખનાર આ તે દિલરૂબા છે કે કાળ છે ? કારવાંનાં તંત્રી વડશી સાહબ આ વિચારણા આપી જાય છે.

"આ કોની નેમ દિલને લૂટવા છે.
ભલા એ કાળ છે, યા દિલરૂબા છે ?"

'નાતિક' રાંદેરીની વાણીમાં દેશની દાઝ છે. સાંભળો.

"છવાતી દેશપર કુદમત ઘટા છે;
વતનની દાઝ કે મુસ્લિમ જરા છે ?"

'સુખન' ની મઝેદાર રમત પણ મઝાની છે જુઓ.

"સદા ઓનું જીવનને જિંદગીમાં,
મને એવી રમત માંહે મઝા છે."

વમળમાં ડુબી જનાર જીવનનાં મોતીઓ ખોવી જાય છે. સુમન કહે છે.

"ગયા ડુબી વમળમાં જે વમળ થઈ;
જીવનનાં મોતીઓ ખોવી ગયા છે."

'ઔલિયા' અહિં પોતાનું ઔલિયાપણું દર્શાવતાં કહે છે. એમણે તો મને શ્રાપ આપવા માટે હાથ ઉંચા કર્યાં; હું તો સમજ્યો મને આશિષ આપે છે.

"કર્યા છે હાથ ઉંચા કોસવાને;
હું સમજ્યો દઈ રહ્યાં મુજને દુઆ છે!"

આમ પહેલી મેહફિલથી જામતો રંગ આમળ વધે છે અને બીજી મેહફિલનાં મંડાણ થાય છે.

## મેહફિલ બીજી

બીજી મેહફિલનો દોર કાંઈ ઔરજ છે. જાણે ભાઈ 'ફના'ની શાદીના પ્રસંગનેજ વાચા આવી હોય તેમ એ પ્રસંગજ બીજી મેહફિલના દોર માટે પંક્તિના મૂખે બોલે છે:

'મટી શકતો નથી હું કોઈ દી' પણું આપના મનથી"

આપના મનથી કોઈ દી પણ મટી શકતો નથી, એવો એ મુશાયરો તાપીના કીનારે રાંદેરના ઈસ્લામ જીમખાનામાં જામ્યો. કવિઓ માટે એક શાદીનો પ્રસંગ હતો. બીજો પ્રસંગ હતો, ભાઈ 'ફાની'ની અંતિમ કરણાંત માંદગીનો, ઉપરોકત પંક્તિને ઉચ્ચારવાના હક્કદાર બે જણા છે. એક જનાબ 'ફના' રાંદેરી અને બીજા વિરમગામ નિવાસી મર્હુમ ભાઈ 'ફાની'. એ પ્રસંગે એમાંના એક જગતમાં ગૃહસ્થાઈ ભર્યા જીવનમાં પગ મૂકતા હતા, ત્યારે બીજા જગતને લાત મારી જતા હતા.

દૂર દૂરથી આવેલા કવિઓના મિલન-ખિલનનો એ સુભગ પ્રસંગ રાંદેરના રંગીઆમણા વાતાવરણમાં પોતાની અનેક છબી રાતનાં નવ વાગ્યાથી વાચાળ થયો. એનો પ્રધાનધ્વનિ હતો 'મટી શકતો નથી હું કોઈ દી' પણુ આપના મનથી' કેવો પ્રાસંગિક સુમેળ ?

સ્ટેજ પર પ્રમુખ તરિકે બિરાજેલા જનાબ 'શયદા' ઉઠયા અને બોલ્યા,

"તમો છો પ્રાણથી પ્યારા, તમો ઝાઝા છો જીવથી,
ઉમંગો લાખ ઉછળે છે, તમારા એક દર્શનથી."

કવિને એ પ્રાણથી પ્યારા અને જીવનથી ઝાઝા કોણ ! કોના એકજ દર્શનથી લાખ લાખ ઉમંગો ઉછળે ? છે કોઈ એવા ? હોય તો તમારા દિલમાં ડૂબકી લગાવી શોધી કાઢજો.

"ન ગાયનની મને ઇચ્છા અભિલાષા ન વાદન થી,
મઝા સંગીતની મુજને મળે છે દિલની ધડકન થી."

મને વાદનથી અભિલાષા નથી, ગાયનની ઇચ્છા નથી; કારણ ? સંગિતની મઝા મને તો દિલની ધડકનથી મળે છે.

કાવ્ય આગળ વધે છે લોચનથી આગ લગાડી જનારનું નામ નહિં દેવામાં અને એ વિષે બીજું સઘળું જાણતા હોવા છતાં અજ્ઞાન દેખાડવામાં કવિએ પ્રેમનો વિવેક સંપૂર્ણપણે જાળવી હદ કરી છે. સાંભળો.

"હું જાણું છું તો જાણું છું બળીને ખાક થાવાનું,
નથી એ જાણતો કોણે લગાડી આગ લોચનથી!"

લોચનથી લગાવેલી આગ દાદની મુસ્તેહક છે. શીશ કપાવી વધુ તેજ આપનાર દિપકના જીવનથી સબક લેવાનું સૂચન કરતા 'શયદા'નો

નીચેનો સ્નેક પણ મનન કરવા જેવો છે.

"કપાતી શીશ દિપક જે અતિશે તેજ આપે છે
હજી પણ છે સમય 'શયદા' સબક લે એના જીવનથી."

'શયદા' પછી 'સગીર'નું કાવ્ય રજુ થાય છે. શયદા લોચનથી આગ લગાડવાનું સૂચવે છે. ત્યારે 'સગીર' લોચનની નિર્દોષતા દેખાડે છે.

"ન કોના નયન છે દોષિત ન કોનું રૂપ છે દોષિત;
રમત છે કોઈની પર્દામહીં પ્રેમીના જીવનથી."

કોઈનું રૂપ દોષિત નથી. કોઇનાં નયન દોષિત નથી. આ તો પ્રેમીના જીવનથી કોઇની પર્દા મહીં રમત છે. સગીરની ઉપરોક્ત પંક્તિ કેટલી સુંદર છે ?

'તમો જો દિલરૂબા ચાહો તો કહેવત એ ઠરે ખોટી
કહે છે જે કે નીકળતી નથી સુવાસ કંચનથી"

ઓ ! દિલરૂબા જો તમે ચાહો તો કંચનમાંથી સુવાસ નીકળતી નથી એ કહેવત ખોટી પડે. ભાવાર્થ એ કે ઉપરોક્ત કહેવત ખોટી પડી શકતી નથી. ઉદેશ એટલોજ કે તમો ચાહી શકતાજ નથી. તમો ચાહો એ આશાજ ખોટી છે, ચાહવું એ તો આશિકનોજ ધર્મ છે પ્રિયાનો નહીં. એ સિદ્ધ કરવા માટે સગીરે દાખલો આપ્યો છે સુવર્ણમાં સુગંધ હોતી નથી.

'સગીરની નીચેની કંડિકાપણ ભારે મજાની છે.

'સદા જળ બિન્દુઓ તો અગ્નિ હારક હોય છે ઝાકળ !
ગુલાબોમાં કહીં કા આગ લાગી તારા વર્ષનથી ?"

ઉપરોક્ત કંડિકામાં 'સગીર' ખાસ ગંભીર પણે હળવું દર્દ જગાવી રહી જાય છે. અને તુર્તજ ભાઈ 'નાશાદ'નું કાવ્ય ગતિમાન થાય છે.

' મળીને ખાકમાં પણ હું હજી વિસરી નથી શકતો;
તમોને કે, તમારી યાદને આ દિલ અને મનથી."

આ તે કેવી યાદ ? ખાકમાં મળીને પણ ન વિસરાય તેવી ? કેટલો ચૂસ્તવાદ ? કેવો અંતિમ પ્રેમ ! અતરે એક પ્રચલિત શએર યાદ આવી જાય છે.

"પસે મુર્દન બનાએ જએગે સાગિર મેરી ગિલકે,
લબે જાં બખ્શકે બોસે મિલેંગે ખાકમે મિલકે."

'નાશાદ'ની આ નીચેની કંડિકા પણ અત્યુત્તમ છે.

"અમે તો આશ પણ રાખી નથી નિજની વફાઓથી,
થશે બેઝાર તું પોતેજ તારા ક્રૂર વર્તનથી."

અમે તો અમારી વફાઓની પણ આશા રાખી નથી. પરંતુ તુંજ એક દિન તારા પોતાના ક્રૂર વર્તનથી કંટાળીશ. કવિ કહેવા માગે છે એ રીતે અમારી આશા ફળિભૂત થશે.

'નથી એની હકીકત એ જીવનનું એક સ્વપ્નુ છે,
જગત શું છે ? તમો પૂછી જુઓ 'નાશાદ'ના મનથી'

જગત શું છે એ તમો 'નાશાદ'ના મનથી પૂછી જુઓ. એની કાંઇ હકીકત નથી. એ તો જીવનનું એક સ્વપ્નુંજ છે. અહિં જીવનનું સ્વપ્નુ કહેતાં કવિ આત્માની અમરતાનો એક ખાસ પુરાવો આપી જાય છે.

નાશાદ પછી 'જિગર' સુણાવે છે.

"કદી માલી ગુલાબોને ન ચૂંટી લેતે ગુલશનથી,
અમો ઝાકળ હતાં, ઉડી જતે સૂરજના દર્શનથી."

અમો ઝાકળ હતાં, સૂરજના દર્શનથી ઉડી જતાં. માળી ! એના માટે ગુલાબોને ગુલશનથી ચૂંટી લેવાની શી જરૂર હતી ? કેટલી સરસ પંકિત છે ? 'જિગર' પોતાની આ કંડિકામાં પણ જિગરને હચમચાવી જાય છે.

"મને નિસ્બત નથી કંઈ આમ કુંજોથી કે; ઉપવનથી
ગુલાબીના પિયુષ પીપીને બંધાયો છું બંધનથી."

મિત્રતા સાચા મિત્રતા, અને મિત્રતાનો શિષ્ટાચાર જિગર નીચે કહી બતાવે છે. મિત્રને સહેજ પણ દુઃખ ન થાય એના માટે આ કંડિકામાં રાખવામાં આવેલી કાળજી કેટલી મહાન છે ! સાંભળો.

"પ્રભુ ! મિત્રોને મ્હારા તું ખબર એની નહિ કરજે;
વફાની આશ હું રાખી રહ્યો છું મ્હારા દુશ્મનથી."

મિત્રો પ્રત્યેની પોતાની વફા 'જિગર' નીચે કહી બતાવે છે.

"જિગરનું ખૂન પીપીને ઉજાણી રોજ કરનારા,
કરું છું એજ મિત્રોના વચન પાલન હું લાલનથી."

'જિગર' પછી 'સાકી' આવે છે સાકીનો અર્થ જ ખાસ કરી મદિરા પાનાર થાય છે ફૂટતી મુંછોવાલો, પાતળા સોટા સરીખા 'સાકી' મયદાનમાં આવે છે. 'સાકી' એ 'શયદા'ના બાળકઃ હસતા, શરમાતા, એ આપણને આશા પણ ન હોય તેવું કહી જાય છે સાવ બચપનથી આમ છે તો મોટા થઇને જરૂર એ 'શયદા'થી ચાર ડગલાં આગળ વધી જશે. એમ કહેવામાં જરાએ અતિશયોક્તિ નથી. આજે તો બાળપણની અને યુવાનીના બાળપણમાં એ છે એમની વય જુઓ અને ભાવના જુઓ.

"ગરૂરીમાં નથી કાંઇ, કહુ છું માન તું મારૂં,
નમીજા નમ્રતા પાસે વધીશ આગળ તું વંદનથી."

અને સાંભળો.

"જીવનના દાવ તો હું ખેલવા જાઉં છું પળપળ પણ;
ડરૂં છું ક્યાંક દાનાથી, ડરૂં છું ક્યાંક દુશ્મનથી."

હું જીવનના દાવ તો પળપળ ખેલવા જાઉં છું પરંતુ ક્યાંક દાનાના મોઢમાં દુશ્મનના હાથે ફસાઇ જવાની બીકથી ડરૂં છું.

'સાકી'ની નીચેની કંડિકા પણ અતિ સુંદર છે.

"અગર જો પાનખર આવે તો તે મુજને દઇ દેજે,
ઘણાએ વખ્તથી હુ કરગરૂં છુ એજ ઉપવનથી."

નાજુક દિલ; ઉપવનમાં પાનખર જોવા ઇચ્છતું નથી; જો પાનખર આવે તો એ પોતાને દઇ દેવા માટે 'સાકી' ઉપવન આગળ કરગરે છે. કેટલી પરોપકારી ભાવના ?

કૃષ્ણની બંસીના મનોહર નાદની જેમ 'નંદકે લાલા'નું કાવ્ય વાતાવરણમાં પ્રસરે છે.

"મને યુગ યુગ સુધી ફરવા રજા દયો ઉર ઉપવનમાં;
હું નાસી આજ આવ્યો છું વિયોગોના" તપોવનથી"

વસ્લમાં આશક પ્રિયાને વિનંતિ કરે છે. મને યુગ યુગ સુધી તમારા ઉર ઉપવનમાં ફરવા રજા દયો. હું આજે વિયોગોના તપોવનથી નાસી આવ્યો છું.

"નિરાંતે આજ રડવા દયો, ન કોઇ રોકશો મુજને:
કરૂ છુ ભાર હળવો આજ હૈયાના હું રૂદનથી"

હૈયાનો ભાર તો રૂદનથીજ ઓછો થાય ને ? માટેજ આજે નિરાંતે રડવા દયો કોઈ રોકશો નહિ અહિં નિરાંતે રડવું ખાસ ધ્યાન ખેંચે છે.

બરમા હિંદથી છુટું છે તેમ ભાઈ 'નિસાર'ની ભાવના પણ જુદાજ આદર્શ અતિ વહે છે એમાં એક ખાસ પ્રકારની ખુદી (સ્વમાન) તરી આવે છે. અલ્લામા મર્હૂમ ઇકબાલ (રેહ૦)ના વિચારોની છાયા 'નિસાર'ની ભાવનામાં દેખાઈ આવ્યા સિવાય રહેતી નથી સાંભળો.

'ઉમળકા થઈ કદી ઊછળું છું કોઇના અંતરમાં;
મદિરા થઈ કદી છળકાઉં છું હું એના યૌવનથી'

અલબત્ત 'નિસાર' પણ એમના દર્શન નહિ દેવાની વાતને માન્ય રાખે છે પરતુ 'નિસાર' દર્શન નહિં દેવાના કારણ માટે જે વાત કહી જાય છે તે એક નવીજ સૃષ્ટિ બનાવી જાય છે જુઓ.

"ક્યાંનું ભાન થઈ આવ્યું કે શું શરમાય છે તેઓ!
વદન પણ મેળવી શકતાં નથી એ મારા નૈનનથી."

'આસિમ'ને સાંભળવા એ જીવનની એક ખાસ તક છે એમનું કાવ્ય વાચન અને ગાયન ખાસ વિશિષ્ટતા રાખે છે. એમના શએર પણ દિલ ઉપર કોતરાઇ જાય છે. સાંભળો,

"તું પહેલાં તારા દિલને પૂષ્પસમ કોમળ બનાવી લે;
મળી જશે તને પણ રંગ ખૂશ્બૂ કેઈ ગુલશનથી."

પ્રેમબંધન છે. છતાં એજ બંધન મૂક્તિનું કારણ છે. 'આસિમ' આ વાત કાવ્યબદ્ધ કરે છે.

"ખુદ.ની યાદ વાતો દીનની ને ફિક દુનિયાની!
છુટયો એ સૌથી હું બંધાઈને એક પ્રેમબંધનથી."

એમણે દુશ્મનથી છુપાવી રાખેલી એકજ

"ધરી છે જાન પોતાની બીજાના સુખને માટે,
સનક સ્વમાનનો શોખ તમો 'એકાર' ચંદનથી."

એક આશાસ્પદ યુવાન 'ઉતીયા' બી. એ. શાહી જેમ દુનિયાના ગુલશનથી દૂર રહેવાનું સૂચવે છે.

"ન ગુલશનની તમન્ના હો, ન પરવા આશિયાની હો,
રહેજે દૂર શાહી જેમ તું દુન્યાના ગુલશનથી."

પછી આવે છે 'બખ્શી' બી. કો. એમણે દુઆ પુરી કરી ખુદાથી માગી લીધું છે શું? એમનાજ શબ્દોમાં સાંભળો,

"તને માગી ખુદાથી મે દુઆ પુરી કરી લીધી:
ન પરવા છે હવે તનથી, ન પરવા છે હવે ધનથી."

'અમીન' આઝાદ પોતાની આઝાદ ભાવનાઓને નીચેના શબ્દોદ્વારા વર્ણવે છે.

"મરણ ને લગ્નના આ બંધનો રહી શિવાલયથી,
ખરેખાર વન છવન ઉત્તમ છે એવા સહેરી છવનથી!"

અને ખરેખરું તો એમણે નીચેની જ કડિકામાં કહ્યું છે જાણે દિલ કાઢીને જ મૂકી દીધું છે.

"ખબર શું કે 'અમીન' એનુ જીવન કેવું ગુજારે છે?
હસે છે એટલે હાલત છે સારી મિત્રના મનથી!"

પાયમાલીની સદા નશેમનથી ઉદાસતા ભાઈ 'અશરાફ'ને સાંભળો.

"હવે સલામ તારા હોશને બુલબુલ નહિં તો લે,
ઉઠી તુજ પાયમાલીની સદા તારા નશેમનથી."

......અને આ મેહફિલ પુરી થાય છે. એમા ગઝલકાર કવિ ગુર્જરીને કહી શકે છે.

**"મટી શકતો નથી હું કોઈદી પણ**
**આપના મનથી."**

**"ચૈનથી ઝિન્દગી બસર ન થઇ"**

આપના મનથી કોઈદી મટી શકતી નથી એવી બીજી મેહફિલ પછી જામે છે.

## ત્રીજી મેહફિલ

પ્રેમ—સૌંદર્યની ઉભરતી મંદીરાના એકધારા વહેણ સાથે, કવિઓની વાણી વહેતી થાય છે. ટુંકી બાંદર (બગારણ)માં અલબત્ત એનાં કાવ્યો પણ સંખ્યામાં ઓછાં દેખાય છે, છતાં નાનકડા ઝરણના મીઠા, ઠંડા જળના રસપાનસમાં એનાં પાન પણ આત્માની તૃષા માટે એટલાજ કામ થાય છે જેટલા અન્ય મેહફિલોનાં છે.

તુજથી સનમથી આંખ સહેજ મેળવી તો હાય! ઉમ્રભર તરફીન થઈ નહિ. આખા જીવનનો બોજ ઉઠી ગયો. 'નાશાદ' કહે છે.

"આંખ તુજથી જરા મિલાવી તો;
હાય! તરફીન ઉમ્રભર ન થઈ!"

મોત! એતો બીજા જીવનનું નામ છે. કારણ તારાં સર્જન બધાંય રૂપામય છે. 'સાબિર' કહે છે.

"તારાં સર્જન બધાંય રહેમત છે;
મોત શું ઝિન્દગી ઇતર ન થઇ?"

હમેશા તેજ વાંછુ તેજ ઝીલે છે. જુઓ રજકણીને જૂઓ. સૂર્યના સીધા કિરણ ઝીલતી રજકણી શું બીજા સૂર્યની જેમ પ્રકાશતી નથી! 'સાબિર' કાવ્યમાં કહે છે.

"તેજ ઝીલે છે નિત્ય તેજ વાંછુ,
રજકણી શું રવિ આવા ન થઈ?"

'સગીર' માર્ગ પાસે ઠોકરની યાચના કરે છે. એ કહે છે ઓ! માર્ગ દયા કર: એકજ ઠોકર લાગી જાય અને એ ઠોકરથી જ હુ મ્હારા સ્થળે પહોંચી જાઉં. શુ તારાથી આટલી દયા પણ થઇ શકતી નથી?

"ઠોકરે મંઝિલે લગાવી દયો,
એ દયા તુજથી રાહ ગુઝર ન થઇ!"

અને સનમ! તારાથી તો તારી છબી વધારે સમજદાર છે, ગઈ છે. કારણ એ તો કોઇ વાત પર ગુસ્સે થઇ નહીં; ભાઈ 'સગીર' શું એકાંતમાં એ છબીને ચૂમીઓ લેતા હશે! કોણ જાણે એ કહે તેટલુંજ આપણે તો જાણીએ,

"તુજથી સમજુ બહુ છે તુજ તસ્વીર!
કે ખફા, કોઈ વાત પર ન થઈ?

ઘરમાં પોતાનું માથું ખપાવી ચૂકેલા ભાઇ 'બેકાર' કહે છે.

"મેં કર્યું ઘરમાં શતખર ઇશ્વર;
પતિ પર તેની કંઈ અસર ન થઈ!"

એક સુધરેલી બલા ઘરમાં ન આવી એટલા માટે ભાઈ 'બેકાર' શેખજીને ખુદાનો પાડ માનવાનું સૂચવે છે.

"શેખજી પાડ ખુદાનો માનો;
પતિ તમ બેઠી ડૉક્ટર ન થઈ!"

'અસીર' સાકીને મેહફિલમાં નઝર કરવાનું સૂચવે છે. બધી મેહફિલ વિખરાઈ જશે એમ જણાવતાં એ કહે છે.

"રિન્દો ઊઠી જશે બધા સાકી,
બઝમમાં તારી જો નઝર ન થઈ!"

મૃત્યુ! મૃત્યુની સફર પણ કેવી શાન્તમયી છે? સાંભળો 'અમીન' કહે છે.

"મળે જેમાં હમેશની શાંતિ,
કોઇ મૃત્યુ સમી સફર ન થઈ!"

અને મનુષ્યને મનુષ્યતત્વથી ખબરદાર થવા 'અમીન' સૂચવે છે.

"તું કહે છે મનુષ્ય છે તું પણ
કંઇ મનુષ્યતત્વની ખબર ન થઈ!"

આહ! આહ! તો બેઅસર થઈ ગઈ, આપની મારા પર નઝર ન થઈ એથીજ જુઓ 'મઝલૂમ' કહે છે.

"આહ! મુજ આહની અસર ન થઈ,
આપની મુજ પરે નઝર ન થઈ."

મુન્શી 'ફરમાઇલ રાંદેરવાલાની નઝર કેટલે સુધી પહોંચી છે. તે નીચેની કંડિકા જુઓ અને વિચારો.

'આપથી તે હસી હસીને મળે
મુજ પરે ક્રોધની નઝર ન થઈ!"

'ચમકાર' જોમભરી યુવાનીનાં ક્ષણિકપણા માટે વિલાપ કરે છે. એમના કથનમાં કેટલુંક સત્ય છે, અને દુઃખ પણ છે

"જે જવાનીનો મુજને નાઝ હતો!
એ જવાની ખરે અમર ન થઈ!"

'વકીલ' કહે છે; એક ઉરમાં સેંકડો ઉર્મિઓ હતી, પરંતુ ઉરનું ભાગ્ય તો જુઓ! એકે કારગર ન થઈ.

"સેંકડો ઉર્મિઓ હતી ઉરમાં;
ભાગ્ય ઉરનાં કે કારગર ન થઈ"

જીવનનો ભેદ કહેવો હતો, પરંતુ કહી શક્યો નહિં, કારણ વાત જીભે તો હતી પરંતુ કહી શકાઇ નહિં.

"ભેદ કહેવો હતો જીવન ભરનો;
વાત જીભે હતી મગર ન થઈ!"

જીવનનો બોજ માથા ઉપર પડ્યો તે એવો પડ્યો કે, ઉમ્રભર કમર સીધી થઈ શકી નહિં. 'અશરફ' કહે છે.

"બોજ એવો શીરે પડ્યો જગમાં;
કે ઉમ્રી ઉમ્રભર કમર ન થઇ."

અને કર્મ ક્ષેત્રની શોધમાં 'અશરફે' જીવનને શોધી કાઢ્યું છે. એ કહે છે જીવન તો કર્મક્ષેત્ર છે. કાલની કોઈને ખબર નથી.

"કર્મનું ક્ષેત્ર છે જિવન 'અશરફ',
કાલની કોઇને ખબર ન થઈ."

ડભોઇના મુન્શી અમીરૂદ્દીન કહે છે માનવની ભૂલ તો ભૂલથીજ થાય છે. શું આટલી વાત પણ દરગુઝર ન થઇ?

"ભૂલથી ભૂલ થાય માનવની!
આટલી વાત દર ગુઝર ન થઈ?"

"મઝાક" ને સાંભળો :

"શુક્ર અલ્લાહનો કે મુજ મારી;
ઠોકરોથીએ દર બદર ન થઈ"

'નાતિક' રાંદેરીને સાંભળી લ્યો, દર્શની આશા અને એ આશામાં જીવન વીતી ગયું. કેમ વીતી ગયું એની કાંઈ જ ખબર ન થઇ.

"દર્શની આશ, આશમાં જીવન
કેમ વીતી ગયું ખબર ન થઇ?"

બસ ત્રીજી મેહફિલ પણ રમ તથા છીપાવીને કે જગાવીને પૂરી થાય છે; એની મને તો ખબર નથી? તમને ખબર હોય તો સ્યો અને પછી-પછી...કા.

## ચોથી મેહફિલ

"પાણી કયાં છે આપની તલવારમાં"

તલવારના પાણી માપતી આ ચોથી મેહફિલ જ૦ 'શયદા'ની શબ્દ જાદુગરી સાથે શરૂ થાય છે.

"આંખડીને વા'ર કરતી વારમાં;
છે મઝા જુદીજ કૈના વા'રમાં!"

"પહેલાં વારમાનો અર્થ શેક નહિ. એમ થાય છે. આંખડીના ઝખ્મથી ઝખ્માએલા જ આ વા'રની મઝા માણી શકે છે એ વા'રમાં જુદીજ મઝા છે.

"દિલ ફસાયુ પાપણોના પ્યારમા,
ફૂલના હાથ લીએ છે ખારમાં!"

પાપણો ઉપર ધ્યાન આપો, અને ખારની (કાંટાની) કલ્પના કરો, તો આ પંક્તિની સુંદરતા દેખાઇ આવશે.

પણ બધુ કયાં છે ? સાંભળો:

"એક એની ચિંતનામા છે બધું,
સાર કંઈ બીજો નથી સંસારમા"

સાય થઇ ગયો છે ખુદાનો હાલ અજ્ઞાન આપે છે ઉઠ. ઓ 'શયદા' પગારમાં મઘ· પીડમાં પહોંચી જા. જુઓ,

"જો ખુદાનો હાલ આપે છે અઝાન,
પહોંચ 'શયદા' મયકદે પળવારમા."

ભાઇ 'કલિમ' વાકફી પવિત્ર કુરઆનના શ્લોકો એના મૂળ સ્વરૂપે કાવ્ય બદ્ધ કરે છે. આ મુલ્હાં ના મુલ્હાં, અને રિંદના રિંદનો રંગ પણ પારખવા જેવો છે.

"કુફ્રે ઇશ્કની કાળ કપતો જાય છે,
ધાર ભાગી યારની તલવારમાં!"

'મ્હારા હુકમથી' એમ કાળ કહેતો કહેતો વહી રહ્યો છે. યારની તલવારમાં ધાર ભાગી છે યારેજ. કાળ પણ યારની તલવારની ધારે કપાય છે એ ઇશારો છે.

"જામ ફુટશે મન અલ્પહા ફાનનો,
એક દિન ખાલી થશે સંસારમાં"

બધાના માટે ફના (નાશ) છે એટલે નાશભર્યો કટોરો પણ એકદિન સંસારમા ખાલી થઇ જશે.

"કુન્નુ કનઝન મખફીયન નિકટ કહી,
પૂર્ણ મુજ થાવ થયે પળવારમા"

છુપા ખઝાનાઓ નિકટ જતાં કહી મારો પાલવ પણ પગારમાં ભરાઇ જશે.

તત્વ ચિંતક જનાબ 'નસીમ'ને સાંભળો,

"રૂપ એકજ વ્યાપે નવરંગી મહીં
પ્રેમ એકજ ભિન્ન ભિન્ન શણગારમા"

નવરંગી મહીં એકજ રૂપ વ્યાપે છે આ ભિન્ન ભિન્ન શણગારમાં પ્રેમ એકજ છે હા ફેર છે તો સાંભળો.

"એને સૌંદર્ય કેવી ખેલની,
અન્યને વહી ગયું રસધારમા"

ભાઇ 'નસીમ' પછી આવે છે 'સાબિર'નું કાવ્ય.

"ધૂળ કોઇના ગગન પર નાખીએ,
ઓ જીવન! વૈરાગ બન સંસારમા"

'સાબિર' સંસારમાં જીવનને વૈરાગ બનવાની પ્રેરણા આપે છે હવે વસ્લ રાત્રિની કરૂણ હસરત પણ સાંભળો.

"વસ્લની રાત્રિ વ્યતિત થઇ એ જવા:
લાજમાં કો' રહી ગયું કો' ભારમાં!"

તલવાર ઓપી દેવાની આ રીત પણ ધ્યાન દેવા જેવી છે.

"હાથ મુજ આંખોના જળથી ઓપી દઉં,
પાણી કયાં છે આપની તલવારમા!"

પુષ્પોને શાબાશી દેતા ભાઇ 'ફના' આવે છે.

"ખાર આવે છે તને કાં ખાર પર?
પુષ્પ તારી જિન્દગી છે ખારમાં!"

આ કંટકો સાથે તો જીવન જીવવાનું છે પુષ્પ! તને ખાર (કાંટ) ઉપર ખાર કાં આવે છે!

"શેખજી મસ્જીદ મહીં કાં જાવ છો?
મયની બૂ આવે છે તમ દસ્તારમા!"

ઓ મહાત્મા! કાં મસ્જીદમાં જાવ છો! તમારી પાઘડીમાંથી તો દારૂની દુર્ગંધ આવે છે?

અશ્રુતારમાં કાંઈક ગુથતાં ગુથતાં 'આઝાદ' 'અમીન' કહે છે.

"કોઇ શું સમજે? હું સમજાવુ ય શું?
શું કહો ગુથી હું અશ્રુતારમાં?

કાંઈક અંધારી રાતોમાં ખોવાઈ ગયું છે. શું એ સત્ય છે! ચાંદની રાતોમાં મળી જશે?

"ચાંદની રાતોમાં શું મળશે ખરૂં?
ખોઈ નાંખું છું જે હું અંધકારમાં"

જનાબ 'વહુશી' દિલને કહે છે.

"દર્દ તારૂં, તુજ વ્યથા, જાણું છુ હું,
તું ફસાયું દિલ કોઈના પ્યારમાં!"

ઓ દિલ! ખરેખર હું તારૂં દર્દ, અને તારી વ્યથા જાણું છું, ચોક્કસ તું કોઇના પ્યારમાં જઇ ફસાઈ પડયું છે.

"આપ સમજો છો મને 'વહુશી' મગર;
'વહુશી' તો હુશયાર છે હુશયારમાં!"

આપ મને વહુશી (પાગલ) સમજો છો પરંતુ વહુશી તો હુસ્યારોમાં પણ હુસ્યાર છે.

આ આશાનો સાક્ષાત્કાર કરી એક ખાસ વેદના અનુભવતાં 'માતરી' કહે છે.

"આવતી'તી આશ પણ શુ થઈ ગયું?
કેમ ખચકાઈ ઉભી ત્યાં દ્વારમાં?"

'માતરી' કાંઈક મેળવવા માંગે છે સાંભળો.

"મેળવે તો, એટલુ મેળવજે તું;
સાર શોધે જિન્દગી તુજ સારમાં!'

પ્યારમાં શું છે અને શું નથી? એનો ભેદ 'જામી' ધોરાજવી ખોલે છે.

"છે બધું પણ સુખ અને આનંદવિણ,
શું નથી એલો તમારા પ્યારમા?"

ઝિંદગીના મર્મને વિરહ, આફત, રંજ અને ગમના ભારમાંથી જાણી શકાય છે સાંભળો.

"ઝિંદગીના મર્મને જાણી ગયો,
વિરહ આફત રંજ ગમના ભારમાં"

'અસીર' હારમાં જીતનો ભેદ બતાવે છે.

"પ્રણય કેરા ખેલમાં જીતી ગયો;
આખરે જીતી ગયો હું હારમાં"

'મઝલૂમ' જેતપુરીનું હાસ્ય જુઓ એ કેવી રીતે હસે છે!

"દર્દને દાબી છુપાવી અશ્રુઓ;
ને હસું છું આજ હું સંસારમાં"

'મઝલૂમ' ધર્માત્માને એક ચિમકી આપે છે.

"શાને ઝાહિદ પ્રેમની પૂછે વ્યથા?
તું શું જાણે દિલ અને દિલદારમાં?"

'ઘાયલ' કહે છે.

"દિલ મને છોડી હવે ક્યાં જાય છે?
તુજ મારો યાર છે સંસારમાં?"

દુઃખની મીઠી મઝા 'ઘાયલ'ના મુખથી સાંભળો.

"હોય છે તકલીફની મીઠી મઝા,
પુષ્પ પણ ખીલી રહે છે ખારમાં.

અહા, દ્રોહીનો આટલો ભાર! પ્રેમની એકજ નઝર કરતાં હું આભાર નીચે દબાઇ જાઉં છું જુઓ 'શરફ' કહે છે.

"મારી ઉપર પ્રેમદૃષ્ટિ આપની,
હું દબાઇ જાઉં છું ઉપકારમાં."

'વલી'એ દર્દનો ઉપચાર દર્દમાંથીજ શોધ્યો છે. વિષનો ઉતાર વિષ છે તમે સાંભળો:

"દર્દ સૌ દિલમાં ભલે આવી વસે,
દર્દ પણ ઉપચાર છે ઉપચારમાં."

'ગાલિબ' મર્હૂમ કહી ગયા છે કે?—
'મુશ્કીલેં ઈતની પડી મુજપર કે આસાં હો ગઇ.'

હૃદયના તારામાં 'સાગર' તેમનો સંદેશ સાંભળે છે. જુઓ,

"થાય કાં અય ઝિંદગી બેચેન તુ?
છે પરિવર્તન જીવન-સંસારમાં"
"સાંભળુ છુ તેમનો સંદેશ હું,
ઉદ્ભવે છે જે હૃદયના તારમાં."
"તક તુમુનલ-હક્ક-અન્તુમ-તઅવમૂત,
સતજી! શું તમ નથી પીનારમાં?"

'અશરાફ' એક પવિત્ર શૃંગાર તરફ આપણું ધ્યાન દોરે છે.

"અશ્રુઓના નીરથી ધો સાફ કર,
દાગ લાગ્યા જે દિલે બીમારમાં"
"કુર્મ હારા લેઈ દિલ શરમા જરા;
શર્મ પણ શૃંગારમાં છે શૃંગારમાં"

જે જીવનમાં શાંતિ ન હો એમાં સારશું? જુઓ 'સહર' કહે છે.

"શાંતિ પણ મનને નથી મળતી 'સાહુર'
જીવવામાં સાર શું સંસારમાં."

અને ખરેખર હારંજીતનો ભેદ 'મુજિન' ધોરાજવીએ ભૂલી જાણ્યો છે. એમ કહેતામાં અતિશયોક્તી નથી. જુઓ, એમની નીચે ટાંકેલી બન્ને લાઈનો.

"જિંદગી હારીને કોના પ્યારમાં;
મમ પ્રણય વ્યાપક થયો સંસારમાં"

કોઈના પ્યારમાં જિંદગી હારીને મારો પ્રેમ સંસારમાં વ્યાપક થયો.

એથીએ સરસ આ નીચેની કંડીકા છે.

દિલને જીતીને તે દિલનો થઈ ગયો,
જય થયો મારો હૃદયની હારમાં".

'સાહિલ' જુનાગઢી બેવફા દુનિયાથી દૂર રહેવાનું સૂચવે છે

'દૂર રહેજે બેવફા દુનિયાથી દિલ;
કંઈ નથી અઈયારમાં ગદ્દારમાં"

'મઝાક' હબીબવાલા કહે છે તે તેને આકારમાં દર્શન દેશે

"તું ઉદાસી શીદ થયો રે અય મઝાક ?'
દર્શ દેશે તે તને આકારમાં"

'મુઝતર' હસોટી સમાનતાનો બોધપાઠ નીચેના શબ્દોમાં પાડે છે.

"રાય હો, યા રંક હો યા ભૂપતિ;
એક છે સૌ ઇશના દરબારમાં"

અપકારમાં પણ ઉપકાર જોતાં ઉદ્ધૃત કહે છે.

"તુજ સિતમને પણ દયા સમજું સદા !
જોઉં છે ઉપકાર તુજ અપકારમાં"

પ્યારમાં રક્તનું પાણી કરી બેઠેલા 'બેખૂદ' ધોરાજવીને સાંભળો.

"જેના ઉઠીને અટકી જાય છે,
રક્તનું પાણી થયું તુજ પ્યારમાં"

'શૌકીન' જેતપુરી એમના પ્રિયાના પત્રને સુકોમળ જાણીને પોતાની આશા એમની યાદમાં પાથરી દે છે.

"પત્ર મેં જાણીને સુકોમળ આપના
પાથરી મુજ આશા તમ રફતારમાં."

એમના ગમખ્વારને પણ જાણી લ્યો.

"વ્યર્થ કંઈ હું ખાકને ચાહતો નથી,
આખરે છે એજ એક ગમખ્વારમાં"

'બેફસ' રદિરી કહે છે.

"સર્વને આપી મદીરા લ્હે સનમ:
હું જ બાકી છું ફક્ત પીનારમાં !"

અને દર્દ કવિ ભાઈ 'સગીર'ને સાંભળો.

"આ દશાનો અંત કેવો આવશે ?
છે મને દિવાનગી વ્હેવારમાં !"

પ્રેમમાં પડેલો વહેવાર શું સમજે ? અને વહેવારમાં તો દિવાનગી છે. કહો મ્હારા આદર્શનો અંત કેવો આવશે ?

"મ્હારૂં જીવન આપની અરજી બને
યાચના છે આપની સરકારમાં"

અને નીચેની પંક્તિ તો ખરેખર બની છે !

"દિલની વ્યાકુળતા વધુ થાતી ગઈ
શાંતિ ક્યાં છે આપના દિદારમાં !"

'ધનવન્તરી' કંઈારથી લખે છે એ કોઈએ જાણ્યું નથી એકું લાઈન ટાંકુ છું.

"ભેદનારા ચક્રો આ આંધી નથી
એ અભિમન્યુ છે બસ અવતારમાં!"

અભિમન્યુનો રાક્ષસ-આત્મા હશે અભિમન્યુ કહી ધનવંતરીએ કટાક્ષ તો કર્યો નહિ હોયને ? હામી જીવનમાં કાંઈજ સાર નથી એમ જણાતાં કહે છે.

"બે ઘડીની મોજ છે, બાકી અહિં
સાર શું છે યાર આ સંસારમાં"

'નાતિક' જીવનથી હાથ ધોવાનો સાર પ્રેમના સારમાં જોઈ કહે છે.

"સાર જોયો પ્રેમનો એ સારમાં;
હાથ જીવનથી મેં ધોયા પ્યારમાં !"

અંધકાર અને પ્રકાશમાં એ દિલરૂબાની સુરત દેખે છે. સાંભળો

"દિલરૂબાં તુજ રૂપની સુરત બુઝે,
જોઉં હું પ્રકાશ કે અંધકારમાં."

અને ચોથી મેહફિલ વિખરાય છે; ગુર્જર ગિરાની ગોદમાં ઉપર મુજબ સુમનોભરી દઇને: ગુર્જરી પોતાના ભર્યાં પાલવનાં આ પુષ્પો મલકતા વદને દેખાડી પૂછે છે, છે કોઈ, ગ્રાહક? મ્હારા ગુજરાતીઓએ રક્ત સિંચી ખીલવેલા આ પુષ્પો મારી ગોદમાંજ વિલાઈ તો નહિ જાયને?

બસ, ચુંટણી અને ટાંચણ ધાર્યા કરતાં વધારે થઈ ગઈ; છતાં મેહફિલનાં જમીન આસમાન પર જોઇએ તેટલો પ્રકાશ પાડી શક્યો નથી. આ તો નિર્મળ રસ સરોવરમાંથી મારા ખોબામાં સમાય તેટલાં જલ છે. હજુ મેહફિલમાં ઘણું કાંઈ રહી ગયું છે. ન માનતા હોય તે 'કારવાં'નાં અંકો જોઇ ખાત્રી કરી શકે છે કે એક વરસ જેટલા અલ્પકાળમાં એણે ગુજરાતને કેવું કાવ્યામૃત પામુ છે?

અસ્તુ:

# પ્રેમની ઝળકતી ખુશીઓ

"બક્ષી" બી. એ.

પ્રેમ ભાવની મીઠી મોજને! એ ખુશીના લ્હાવાઓને કોણ ખરૂં સમજાવી શકે! શબ્દો એને માટે થોડા અને અધુરા છે. કોઇ, એ દુન્યવી જન્નતનો ચિતાર ખેંચી શકે એમ નથી. બે હૃદયો કયા આકર્ષણોથી ખેંચાય છે; તેનો ખ્યાલ કોઈ માન પણ આપી શકે નહિ.

એ પ્રેમીઓની કેટલીક પળો એવી જાય છે કે ગુજરી ગએલા પહાડ જેવા સિતમો એક પળમાં ભુલાય જાય છે.

જફા થઈ હોય, હૃદય છેદાયાં હોય, બદનમાં બધેબધ આગ લાગી હોય, પણ જ્યારે પિયાનું મિલન થાય તો એ મુસીબતો શબનમની પેઠે ક્યાં ઉડી જાય છે એ સમજાતું નથી! એટલુંજ નહિ પણ પ્રેમીને સંતોષ થાય છે કે તેના દુઃખનો બદલો તેને ભારોભાર મળ્યો છે......

સ્નેહ અને પ્રેમથી ઘણીજ આશાઓ રખાય. આ ધરતી પર, એ, સ્વર્ગની મોજ નહિ તો બીજું શું? પણ...એ પળો અહિં ઘણીજ ટુંકી મુદ્દત નભે છે. એની ઝિંદગી પુષ્પના જીવન જેટલી છે. અને જો એ ફુલને સાવચેતીથી ખિલાવાય નહિ તો સામાન્ય ફુલ કરતાંયે જલદીથી કરમાય જાય. એ સાત આસમાને પહોંચાડે એમાં ના નથી; પણ ઉંડ પાતાળે બેસાડી સુકાવી રાખવાની શક્તિ પણ એ ધરાવે છે......

એ ધગધગતા અંગાર-કે જે દરેક મનુષ્યના દિલમાં છે-ની શક્તિ જાણવા માટે એટલુંજ બસ છે કે માણસ જાણીને એને દાબી દીધી છે. એ મીઠા સ્નેહ ભાવથીજ આપણે લગ્ન, ઘર, અને બચ્ચાં જેવી નેઅમતો માણી શક્યા છીએ. આ એની મહત્તાના મૂળ ફુલો છે.

એ પ્રેમ માણસ અને સ્ત્રીને એક મજબૂત બાગમાં જોડી દે છે અને જ્યારે બન્ને વચ્ચે સમજુતી વધતી જાય છે ત્યારે તો એ બાગ ઘણીજ લાંબી મુદ્દત ટકી રહે છે...

લગ્ન પછી પણ પ્રેમને સારૂ સ્થાન મળે; તો ઘરમાં અને બહાર બધેય તે ખુશીઓ આપણે માણી શકીએ જે અહિં લખવી મુશ્કેલ છે. લગ્નને પ્રેમનો અંત સમજવો એ ઘણીજ ભુલ ભરેલું છે. એ તો ઝિંદગીના પરિચયોનો પહેલો પાઠ છે

# થોડાંક જીવન સૂત્રો

સંશોધક : ઉસમાન લીઆ (રાજકોટ)

કોમીનાદ એ હળહળતું ઝેર છે. એની સુંગાસમાં ફસાતાં સાવધ રહો.

° ° °

હિંમત એ જીવનની દોરી છે. એને છોડી એટલે તમારા માટે અધોગતિની ગર્તા તૈયાર રહેશે.

° ° °

ભય એ જીવનની સત્યાનાશીનું પહેલું પગથીયું છે. એને તમારામાં પ્રવેશવા દેતાં હજાર વાર વિચાર કરો.

° ° °

ખૂબસુરત સ્ત્રીની સાથે શાદી કરવાથી તમારા શરીરની પાયમાલી છે. એને મેળો તો મર્યાદિત મેળો.

° ° °

પ્રેમનું ખરૂં સ્વરૂપ આકર્ષણ છે. એમાં ફસાવા પહેલાં તમારૂં પાગલપણું તમારી સમક્ષ રાખો.

° ° °

હિંદની આઝાદીને રોકનાર ધર્મ છે. રાજકિય ક્ષેત્રમાં એને લાવતાં પહેલાં તમારી ગુલામીને યાદ કરો.

° ° °

મનુષ્ય જાતિના વિકાસને રૂંધનાર માલીકીનો હક્ક છે. તમારી ચીજોને સમાજની ચીજો ગણો.

° ° °

હદ વગરની લાગણી એ જુદાઇનું સ્વરૂપ છે. તમે સદાયે વખતસર એનો ઉપયોગ કરો.

° ° °

વ્યસન એ હૃદય પરનો કાબુ ખોઈ નાખવાની ટેવ છે. એને ગ્રહણ કરતા પહેલાં તમારૂં પતન નજરે જુઓ.

° ° °

સમયસૂચકતા એ જીવનોન્નતિનું સાધન છે એના માટે સદાયે આતુર રહો.

° ° °

પ્રચાર એ શક્તિ છે, આંદોલન છે, ઝંઝાવાત છે, સમાજનું સર્વસ્વ છે.

° ° °

વેશ્યા એ સમાજમાં ઘુસતા પાપોને રોકનાર કિલ્લો છે. કલંકિત જીવન જીવતી છતાં સમાજનું ઉપયોગી અતિ મહત્વનું અંગ છે.

° ° °

નસીબ એ નિરાશાવાદી બનતા માનવને વિશ્રામ રૂપ સૂત્ર છે.

° ° °

શરમ એ પ્રગતિને રૂંધનારી વસ્તુ છે. એને સમજવા તમારા દિવ્ય ચક્ષુ ખોલો.

° ° °

દંભ એ માનવ જીવનનો મહાન શત્રુ છે. ખરી વસ્તુને સમજવા માટે મગજને બુદ્ધિ શૂન્ય બનાવી મૂકે છે.

° ° °

એકાગ્રતા એ કર્તવ્યની સિમા છે. જે કાર્ય હાથ ધરો તેમા આ ગુણ કેળવો.

° ° °

મૌન એ બુદ્ધિ કેળવવાની સ્કૂલ છે. એમા રાચવા અહર્નિશ તૈયાર રહો.

° ° °

સહિષ્ણુતા એ બુદ્ધિ કૌશલ્યનું ચિન્હ છે. એનામાં દિવ્ય ચક્ષુ સમાયેલા છે, મહાન કરવાની શક્તિ છે.

° ° °

ભાસ એ અકલ્પનિય વસ્તુ છે. એમાં સજ્જનતા, કૃતજ્ઞતા અને પશ્ચાતાપ છુપાયેલાં છે.

° ° °

શ્રદ્ધા એ સંપૂર્ણતાની સીડી છે. એનાથી બધું મેળવી શકાય છે. શકયતા એમાં સમાયેલી છે.

° ° °

પક્ષપાતમાં આંધળાપણું છે. એ હંમેશાં સામાની કાળી બાજુ જુએ છે એને ત્યાગી દો.

° ° °

કળા ભવસાગર તરવાનું નાવ છે. એને મેળવવા તમારી બધી શક્તિઓ ખરચો.

° ° °

વાકચાતુર્ય એ મોહીની છે એનામાં તીવ્ર આકર્પણ શક્તિ છે. જીવનનું સાફલ્ય એનાથી થઈ શકે છે

° ° °

સાહિત્ય એ રાષ્ટ્રનું અનમોલ ધન છે. એમા ઘડતરનાં બધાં ઓજારો સમાયેલાં છે

° ° °

કલમ એ તલ્વાર છે એ શહેનશાહતને નાબુદ કરી શકે છે—નીભાવી શકે છે. એ દુનિયાને ઝૂકાવી શકે છે.

° ° °

વિજ્ઞાન એ ચમત્કાર છે. એ અશકયને શકય બનાવે છે. જગત્‌ને નવિન દિશામા ઘસડી જાય છે.

° ° °

આચરણ એ મનુષ્યની કિંમત છે. એ ચાહે તો માન અપાવી શકે છે, અપમાનિત કરી મૂકે છે. એને સારી બાજુએ લઇ જાઓ.

° ° °

સહવાસ એ પાગલને બુદ્ધિમાન બનાવી શકે છે, બુદ્ધિમાનને પાગલ. એનાથી કોઇ બચી શકતું નથી.

° ° °

સંગીત એ જાદુ છે. એમાં હસાવવાની, રડાવવાની અદ્‌ભુત શક્તિ છે. એનામાં શાંત્વન છુપાયેલું છે.

° ° °

પાગલ એ રૂઢિઓનું પ્રતિબીંબ છે. એ સમાજને ધડો લેવાનું સૂચન કરે છે એ લાલ બત્તી ધરે છે.

° ° °

રૂઢિઓ એ સમાજનું પ્રતિબીંબ છે એ સમાજની કિંમત આંકે છે. એનામાં બંધન છે.

° ° °

ઐકયતા એ રાષ્ટ્રની શકિત છે, એનામાં બહાદુરી છે, જીવાડવાની કળા છે, એનાથી રાષ્ટ્ર સદાયે ગર્વિત રહે છે

## લેખકોને........

વિનંતી કરવામાં આવે છે કે "કારવા" દર અંગ્રેજી મહીનાની પંદરમી તારીખે પ્રગટ થતું હોવાથી તેમના લેખો **પહેલી તારીખ** સુધીમાં મોકલી આપવા કૃપા કરવી.

"પ્રેસ મેટર" તરીકે લેખો અને કાવ્યો બૂક પોસ્ટથી મોકલી શકાય છે. "બુક પોસ્ટ"માં પત્રોમા લખવા જેવાં બેચાર લાઇનોના લખાણો જો હોય તો તે નોટ પેઇડ ગણાય છે તેવા નોટ પેઇડ લેખો અને કાવ્યો સ્વીકારવામાં આવતા નથી.

દરેક લેખની નીચે પુરું નામ અને સરનામું હોવુંજ જોઇએ. જો તખલ્લુસથી લેખ પ્રગટ કરાવવો હોય તો તે તખલ્લુસ લખી, તંત્રીની જાણ માટે નીચે નામ અને પુરું સરનામું અવશ્ય લખવા ચૂકવું નહી. તે સિવાય બીજું કાંઇ લખવું જોઇએ નહી. "આ છાપશો અને સૌને સલામ" આ શબ્દો બુક પોસ્ટને બદલે "પત્ર"ની ગણત્રીમાં પોસ્ટ ખાતું લઇ નોટ પેઇડ કરવા ચૂકતું નથી.

ભાષાન્તર હોય તો સાફ લખવા કૃપા કરવી. અન્ય સામયિકોમાં પ્રગટ થયેલ લેખ મોકલવા નહીં. લેખો કાગળની એકજ બાજુએ અને સ્વચ્છ અક્ષરોમાં લખેલા જોઇએ. [તંત્રી]

# પ્રેમનો પૂજારી

"રૂના" રાંદેરી

સરિતા કિલકિલ કરતી વહી રહી, પોતાના પ્રિય પ્રાણનાથ સાગરને મળવા. બહાવરી, બહાવરી, આકુળ વ્યાકુળ ત્વરિત ગતિએ. એના તરંગોમાં મસ્તી હતી. અને છોળોમાં હતો આનંદ—ઉલ્લાસ.

મદઘેલો સાગર ઘુઘુ કરતો પોતાની પ્રિયાને ભેટવા દોડતો. બન્ને મળતાં એક બીજામાં ભળી જતાં.

અદેખા સૂર્યને ઈર્ષા આવતી. એણે પોતાનું મૂખ આકાશના ગર્ભમાં છુપાવી લીધું. છતાં કોકવાર છાના છાના ડોકયાં કરતો; આ બન્ને પ્રેમીઓ ન જાણે એમ.

પીપી કરતો પપૈયો વિસરેલાં પ્રેમીની યાદ અપાવતો. વૃક્ષોની ડાળે ડાળે ટહુકતો.

ત્યારે યૌવન મદમાં ભાન ભૂલેલ કુમાર સરિતા તટે આવી કોઈની રાહ જોતો બેસતો. સરિતા અટ્ટહાસ્ય કરતી પૂછતી "કુમાર કોની પ્રતિક્ષા કરી રહ્યા છો?"

ત્યારે કુમાર માથું ઉંચુ કરી જવાબ વાળતો.

"દિલ દીધું છે અમે દિલદારને."

આ સાંભળી સરિતા ખડખડ હસી પડતી.

સરિતાનો કલકલ નાદ મંદમંદ પડતાં, કોઈના ઝણકાર કરતાં નુપૂર સંભળાતાં. તે પુણ્યવતી પગલાં પાડતી આવતી, અને તેના પ્રિતમની ગોદમાં લપાઈ જતી.

તેઓ ઉરથી ઉર ચાંપતાં સુખ દુઃખની વાતો કરતા. અર્ધરાત્રી પસાર કરતાં; રાત્રીનું સામ્રાજ્ય સ્થાપાતાં, કુમાર એના સુકોમળ અધર ચુમતો. ત્યારે તે શરમથી નીચું ઢાળી જતી, અને મનમાં બોલતી "કેવાં મધુર ચુમનો?"

# કંઇક જાણવાજેવું

સપાદક : ઇસ્માઇલ (જોગેશ્રી)

### સૌથી પહેલી લોટરી:-

દુન્યામા સૌથી પહેલી લોટરી સેન્ટ પાઉલ કથેડ્રલમા ૧૧ મી જાન્યુઆરી ૧૫૬૯ માં શરૂ થઇ હતી. ૧૦ શીલીંગની ૪૦૦૦૦ ટીકીટ હોવાને લઇને રાત દિવસ ચાલુ રહી હતી. એ લોટરી તા૦ ૬ મે ના દિવસે ખોલવામા આવી હતી. ત્યારથી લોટરી ઘણીજ માનીતી થઇ પડી. કહેવામા આવે છે કે ઇંગ્લેન્ડમાં રહેતી એક સ્ત્રીને ૧૭૬૭મા લોટરીમા પતિ મળ્યો હતો જ્યારે લોટરી લોકોને તબાહ કરવા લાગી. ત્યારે ગવર્નમેન્ટે કાયદાઓ કાઢી તેના ઉપર દાબ મુકવા માંડ્યો.

### જાડાઇની હરિફાઇ

એક પોર્ચુગીઝ પોતાની જાડાઇને લીધે દુન્યામાં સૌથી જાડા હોવાનો દાવો કરે છે. તેનુ વજન ફક્ત ૫૨ સ્ટોન (૭૨૮ પાઉન્ડ) છે. એની જાડાઇનો અંદાજ જ્હોન બેના નામના પેરીસની એક કાફેના માલિક ઉપરથી નીકળી શકશે. જ્હોન બેનાનુ વજન ૩૮ સ્ટોન (૫૨૦ પાઉન્ડ) છે. તેનુ ગળું ૨૨ ઇંચ પહોળું અને તેની કમરનો ઘેરાવો ૫ ફુટ છે કમનસીબે જ્હોન પોતાની જાડાઇના લીધે ટ્રામમાં મુસાફર પણ થઇ શકતો નથી!

દુન્યામાં જાડાં પતિ પત્નિ તરીકેનું માન મી૦ અને મીસીસ બાર્ની વર્ષે ખાટી જાય છે. મીસ્ટર બાર્નીનું વજન ૪૯ સ્ટોન (૬૮૬ પાઉન્ડ) અને મીસીસ બાર્નીનું વજન ૨૬ૢ સ્ટોન (૩૭૧ પાઉન્ડ) છે. મીસ્ટર બાર્ની ૫ ફુટ ૯ ઇંચ ઉંચો છે. એની કમરનો ઘેરાવો ૬-૬ છે. પહેર-વાની ચીજોમાં હાથ અને કોલરના બટન અને જોડાની દોરી તૈયાર મળે છે. એના માટે નેકટાઇ પણ ખાસ બનાવવી પડે છે.

° ° °

જ્યારે માણસ ૭૦ વરસની ઉમરે પહોંચે છે ત્યારે ૨૩ વરસ તે નિંદ્રામાં પસાર કરે છે એટલે લગભગ ૪૭ વરસ ગાતરી જાગૃતિમાં કાઢે છે.

### કીમતી ટીકીટ:-

બ્રીટીશ ગીયાનાની એક પેન્સની ટીકીટમાં એક નાની ભુલને લીધે તેની કીમત ૬૦૦ પાઉન્ડ અંકાય છે. બ્રીટીશ ગીયાનાની ૧૮૫૬ ની એક સેન્ટની ટીકીટ જે દુનિયામાં ઘણીજ થોડી છે. તેની કીમત ૭૫૦૦ પાઉન્ડ છે. પાંચ વરસ પહેલાં એક નિશાળીઆએ એજ ટીકીટ ફક્ત ૬ શીલીંગમાં વેચી હતી. વિક્ટોરીઆ (ઓસ્ટ્રીઆ)નો ટીકીટ છાપવાવાળો ટીકીટ પર કીમત છાપવાનુંજ ભુલી ગયો. એ ટીકીટ નકામી નથી. તેની કીમત આજે ૬૦૦ પાઉન્ડ છે અમેરીકાની ૨૪ સેન્ટની ટીકીટ પર ભુલથી હવાઇ વિમાન સીધાને બદલે ઉંધુ છપાઇ ગયું. ને આજ ભુલને લઇને તેની કીમત ૧૦૦૦ પાઉન્ડ ઠેરવવામાં આવી છે. સૌથી પહેલાં વીલિઅમ ડ્રાકવરાએ એક પેનીની ટીકીટ ૧૬૮૦માં કાઢી હતી, અત્યારેજ એક જાહેર લીલામમાં તેનાં ૧૩૦ પાઉન્ડ ઉપજ્યા હતા.

° ° °

વીલીઅમ બ્રીઅરલી, લીસિસ્ટરશાયરનો ૧૦૦ વરસની વયનો એક ડોસો હાલ મરી ગયો. તે પોતાની પાછળ પાંચ છોકરા મુકી ગયો છે તે બધાજ મોટી વયના પેન્શનરો છે.

° ° °

ગોરા લોક ૮૦ વરસમાં પોતાની બત્રી બે વખત કરી શકે છે; ત્યારે પીળા (Yellow) અને કાળા માણસોની ફક્ત ૬૫ અને ૪૦ વરસમાં ઉગતા વરતી જાય છે

# બાંધી મુઠ્ઠી લાખની!

આઝમ આવામીયાં

"કેમ યૂસુફ આજે તારા ગળાનો ફાંસો ક્યાં ગયો ?" વર્ષો પછી યૂસુફનાં ગળામાં નેકટાઇ અદશ્ય જોઈ તેના બાળમિત્ર સલીમે પૂછ્યું.

"તારા જેવા ધોયલા મૂળા ! શું જાણે નેકટાઇની મહત્તા ?" યૂસુફે સ્મિતવદને કહ્યું.

"ખ. કહે" યાર ! 'તારા' ગળાના હાસ્ને ઉદર તો ઊતરી નથી ગયો ને ?" સલીમે યૂસુફને ચીડવવા કહ્યું.

"દીકરા સલીમ ! બંદાનું ટાઇ વગર બહાર આવવું નાનીસૂની વાત નથી ? એની પાછળ તો એક મહાભારત પ્રકરણ છે સમજ્યો !" યૂસુફ ગેલમાં આવી ગયો.

"દોસ્ત, ત્યારે કહીજ નાંખને ! આપણે પણ છાપામાં આવી માન ખાટી જઇએ !" સલીમે મશ્કરીયુક્ત સ્વરે કહ્યું.

"દીકરા ! મશ્કરી સમજે છે, પરંતુ સાંભળીને દિંગ થઈ જશે દિંગ ! આજે તો તારીજ ચાહ પીવી છે. ચાલ રેસ્ટોરાંમાં જઇએ."

ઉભય 'ગુડલક' રેસ્ટોરાંના એકાંત ખૂણામાં જઇને બેસી ગયા. સલીમે બે અધાં અને બે સીગરેટનો ઓર્ડર આપી યૂસુફ સામે જોઈ કહ્યું.

"હાં, તારી દાસ્તાને અલિફ લયલા ! અરે ! ભૂલ્યો. મહાભારતની બિસ્મિલ્લાહ તો કર !"

યૂસુફે ઠકોરશાહી અવાજે કહ્યું :

"સીધો સીધો સાંભળ્યા કરજે. વચ્ચે ટાંગ્ગી પૂરી તો તું જાણે તારી વાત ! હાં તો વાત એમ બની કે આજે સવારે બહાર આવતાં પહેલાં બૂટ પોલિશ કરી રાખેલા મુજબ બેગમ સાહેબાને લલકારી કહ્યું કે–

"હમીદા ! ઓ હમીદા ! પેલું મારું બ્રાઉન રંગનું સુટ અને લીલી નેકટાઇ જરા આપી જાતો !"

"ચૂલે ખિચડી ખદ્ખદે છે, તમેજ જરા ઉઠીને લઇલો." રસોડામાંથી બેગમ સાહેબાનો ઘંટડી સમ મધૂર રણકાર સંભળાયો. પરંતુ થોડીજ વારમાં બેગમ સાહેબા મારા સુટ અને નેકટાઈ સાથે ડ્રોઈંગ રૂમમાં પ્રવેશતાંજ શ્રાવણ ભાદરવા પેઠે વરસી પડ્યાં.

"આજે દસ દસ વર્ષના વહાણા વાયા છતાં તમે રહ્યા હતા ત્યાંના ત્યાં ! તમને વર્ષોથી સમજાવતી આવી છું કે આ ઢંગ આપણને ન પાલવે ! સાહેબથી સુટ, બૂટ, નેકટાઇ અને મોટર ગાડી વગર સાધારણ કામે પણ બહાર નથી નિકળાય. સુલેમાન શેઠના નબીરાથી સુટ વગર બહાર કેમ નિકળાય ? એ બાપદાદાની મોટાઇના વિચારને તમારા શુષ્ક ભેજામાંથી કાઢી નાંખો અને સમયને અનુસરીને ચાલો, નહિ તો તમે જાણો અને તમારું ઘર. માસથી ત્રીસ રૂપરડીમાં ઘર ચલાવી શકાતું નથી. ત્રીસ રૂપીઆમાંથી સાહેબનો પાઉડર ખર્ચ ! પણ મારેજ આપવાનો ! સારૂં છે કે રહેવા પૂરતું પોતીકું ઘર છે; નહિ તો ભૂખે મરતું પડે ભૂખે ! ઘરમાં પાણી ભરવા માટે પણ નોકરનાં ફાંફાં ! અને સાહેબથી ગરમ સુટ વગર ઘર જવા......"

"ગરમ સુટ તો ઘણો સસ્તો પડે છે." બેગમને વધારે પડતી ગરમ થયેલી જોઇ, ગરમ સુટની ફિલસુફી સમજાવવા હું વચ્ચે બોલી ઉઠયો. 'બે ત્રણ વર્ષમાં એકજ સુટ જોઇએ અને વળી વરસ દિવસે ધોવડાવીએ તો પણ ચાલે! સુતરાઉ કપડાંને તો ઘડી ઘડી ધોવડાવવા પડે! સોના કરતાં ઘડામણ મોંઘી! સમજી! ગરમ સુટની તો અસ્તરી પણ તૂટે નહિ. દરરોજ એકનું એક સુટ પહેરી શકાય! ગરમ સુટ ત્રીસ ચાલીસ રૂપીઆનું થાય પણ આપણા બાપદાદાની ઇજ્જત તો સચવાય! વળી લોકો આપણને માનની નજરે જુએ! અને શેઠ પણ......"

"જોયા મોટા શેઠને!" હમીદા વચ્ચે બોલી ઉઠી. "એજ ગરમ સુટે તમારી શારિરીક શક્તિ પણ બગાડી અને માનસિક પણ! સુતરાઉ કપડાં પર તો મેલ ફરકી પણ શકતો નથી. સુતરાઉ કપડાં પર તો તે કબજો જમાવે તે પહેલાંજ દરરોજ તેના ઉપર હાથ સાફ કરવામાં આવે છે. હા પેલા તમારા ગરમ સુટમા તો વરસ દિવસ લગી મેલ મહારાજ નિશ્ચિંતપણે પોતાનો અડ્ડો જમાવે છે! અને તમારા જેવાના ગરમ કપડાંમાં તો વર્ષો લગી! આ મેલ મહારાજજ તમારી શારિરીક તંદુરસ્તીની હિફાઝત કરતા હશે ખરુંને?.. ..."

'હિયર! હિયર! વેલડન હમીદા!" સલીમ વચ્ચે બોલી ઉઠયો. યુસુફ તપી ગયો!

"તારી મોકાણ! વચ્ચે ટપકી પડયોને? જા આગળ નથી કહેતો."

"યુસુફ, આટલી વખત માફ કર." સલિમે કરગરતા સ્વરે કહ્યું, 'હા તો પછી શું થયું?'

"હવે બોલ્યો તો તું જાણે?' યુસુફે પાછી શરૂઆત કરતાં અલ્ટિમેટમ આપ્યું. "હાં, તો જરા બેગમને ચીડવવા ખાતર મેં કહ્યું.—

"પોણા છ ફુટના માણુસનું સો રતલ વજન કાંઇ ઓછું છે? મારી શારિરીક શક્તિને શું થયું છે? તું કહે તો મૌજૂદા બનાવ ઉપર એક ચટકાદાર વાર્તા લખી નાંખુ! મારી શારિરીક તંદુરસ્તીની પરિક્ષા લેવી હોય તો ગામા પહેલવાનને ચેલેન્જ........"

"આવ્યા મોટા ગામાને ચેલેન્જ આપવાવાળા?" હમીદાના મગજનો પારો હદ વટાવી ગયો હતો. "જોઇ તમારી માનસિક શક્તિ! પાઇની પણ તો અક્કલ નથી. આજે દસ વર્ષ થયાં એક દિવસ પણ તો બૈરીનું દિલ ખુશ કરી શકયા નથી. અમે વાસણ હાથથી માંજીએ, કપડાં હાથથી ધોઇએ. ઘરમાં સુતરાઉ કપડાં પહેરીએ! અરે! કોઇ સારી જગ્યાએ જવું હોય તો પણ ચાર રૂપીઆ વારના રેશમી કપડાંને બદલે ચાર આને વારનું કોઇના બનાવટી રેશમનું કપડું પહેરીએ! તમને તો ઘરની ઇજ્જતનો જરાપણ ખ્યાલ નથી. તમારા બાપે તમને શિક્ષણ પણ આપ્યું તો ફકત બૂટ, સૂટ અને નેકટાઇ પહેરવા પૂરતુંજ! સુટ પહેરનારથી વીસ રૂપીઆની નોકરી કેમ થાય! અરે તે પણ લાગવગ વગર આજના જમાનામાં મેળવતાં લોકોના છક્કા છૂટી જાય છે! અને અમારા સાહેબને તો આજે દસ દસ વર્ષ થયાં કલેકટર સાહેબનો હોદ્દો મળતો હોય; તેમ હાથ પર હાથ ધરી બેઠા છે! બહાર જાય તો સુટને લીધે સાયકલ પર બેસાય નહિ! પોઝીશન કેમ થઇ જાય! મોટરગાડીમાં જાય તો શેઠ દેખાયને! ગજવામાં તો ઉંદરડા દોડતાં હોય, ઘરમાં 'આટા-તોલ ઢીકરી જલતી હય, છતાં સાહેબને પૈસાની શી પડી છે? ઘરમાં ગુલામડી ખરીદી છે. ગમે તેમ ઘર ચલાવશેજ તો! વળી નાની સરખી વસ્તુ લાવવાની હોય તો 'વ્હાઇટ વે લેડલૉ'ની દુકાન સિવાય બીજે કશે તો જવાય નહિ! ચાર આનાની વસ્તુનો રૂપીઓ આપી આવશે!

આજકાલની એટીકેટ ! દરેક વાતમાં પોઝીશન તો જોવુંજ પડેને ! અરે, મારે તો ઘરનું બજાર પણ પારકે હાથે લોકોના કાલાવાલા કરી મંગાવવું પડે છે. નેકટાઇ અને સુટ પહેરી બે પૈસાની ભાજી લાવતાં તો સાહેબને શરમજ આવેને? વળી ઘરમાં છોકરાંઓનું વઢાણ ફાટયું છે. અલ્લાહ ! તમારૂં શું થશે? તમારા ગરમ સૂરે મારા જીવનનું તો સત્યા......"

"હા, હા ચૂપ કેમ થઇ ગયો? કહે પછી શું થયું?" સલીમે કુતુહળતા પૂર્વક પુછ્યું.

"તારી મોકાણ!" યુસફે હસીને કહ્યું. 'હજી સલવાત સાંભળવાની બાકી હતી કે બંદો ઘરમાં રહે! જોતો નથી નેકટાઈ પણ પહેરવાની રહી ગઇ!'

# પ્રણય ગાથા!!!

મ. ઉસ્માન ખત્રી (આરફાટ)

કોણ જાણે કેમ, પણ મેં તેને પહેલ વહેલી જોઈ ત્યારથી જ તેણે મારા હૃદયના તારો ઝણઝણાવી નાખ્યા. પ્રથમ જ દૃષ્ટિ આટલી પ્રણયાશક્તિ કોઈ જડ બુદ્ધિવાદીને સંભવનિય લાગે પણ નહિ, પરંતુ એવું ઘણું છે જેનું ભાન ભાવનાવાદીઓ સિવાય કોઈને ય થયું નથી. આટલું સત્ય હતું; કે તેના તેજસ્વી, નાજુક, ઘાટીલા પાતળાં સુંદર "દિવ્ય દેહે" મ્હારા હૃદય-સિંહાસને અધિધિસર પણ અપ્રતિહતપણે અભિષેક કરી દીધો. મ્હારા અંતરચક્ષુમાં તેનો ઝળકતો દેહ નિશદિન ધ્યાન કેન્દ્ર બની રહ્યો. બસ એજ હવે મારી કલ્પનામૂર્તિ હતી. ઉત્કંઠતના એ સર્જનને જોતાં ક્ષેત્રમાં હું સરી પડયો. મ્હારા 'હૈયાની શોભા' થતું, મ્હારા આમ સંસ્કારોની સોળમીયે કળા, ખીલવવી એ આ "ચંદ્રિકા" વિના શક્ય નહોતું. તેને કોઈ ભોગે મેળવ્યા વિના મ્હારા આત્માને શાંતિ-નિરાંત નહોતી.

હું તેની શોધમાં પડયો. તેની પ્રતિભાને યોગ્ય તેવા શોભાવંત સ્થળોએ આ અર્વાચીન મજનૂં ફરી વળ્યો. ઘણાય દેહકષ્ટ વેઠ્યાં છતાંય તે કે તેનો આશ્રયદાતા ભેગાજ નહિ. આટલાથી મારી પીપાસા શમી જાય તેમ નહોતું એકલે પંડે એક પ્રણય ખાતર ત્રીકમ લઈ પ્હાડ ખોદી વળવા કટિબદ્ધ થયેલ ફરહાદ યાદ આવ્યો. હું હતાશ થયો નહિ. રેસકુંજ સમી, લાલિત્ય ધારી, પ્રતિભા સંપન્ન "સંયુક્તા"નું ગૃહમંદિર રાજ-માર્ગેજ હોવું જોઈએ. મ્હારૂં મંતવ્ય ફળ્યું, તે મને બજારમાંજ મળી. તેના વડીલ પણ ત્યાંજ હતા. અમારો સબંધ બંધાયો હિન્દી રીતરીવાજોને અનુસરીને. પ્રિય વાંચક, તું કદાચ એમ માનતો હશે કે અમારે ઘણો અર્થવ્યય કરવો પડયો હશે. તો મારે જણાવી દેવું જોઈએ કે તે નહિ જેવોજ હતો. શુદ્ધ પ્રેમને પાર્થિવ વસ્તુઓથી નહિ જેવોજ સંબંધ હોય છે. પરંતુ તેને તેના પ્રાપ્તિસુખ સાથે કદી સરખાવી શકાય નહિ.

જે જોઈતું હતું તે મળી ગયું. મનવાંછિત સુખના અમો ભોગી થયા. હું તેણીને અગત્ય ધરાવતા બધા પ્રસંગોએ સાથેજ રાખતો. કૉલેજ જતાં, બજારે જતાં, ફરવા જતાં, તેમજ બીજા બધા મહત્ પ્રસંગોએ હું તેને "છાતી સરસી" ચાંપી રાખવાજ ચાહતો. તેના વિના મને મ્હારૂં સૌન્દર્ય અધુરૂં લાગતું એ નાજુક-સહચરી વિના પાશ્ચાત્ય કેળવણી સુલભ સંસ્કારો કદી શોભી શકેજ નહિ, તેની મને ખાત્રી થઇ ગઇ. અમારો પ્રેમ દિનપ્રતિદિન વધતો ચાલ્યો. એની હાજરીનો આત્મસંતોષ અને છુપો ગર્વ પ્રત્યેક કર્મોમાં તેના "ઝબકારા" સાથે ઝબકી, કંઇ ઓરજ આનંદી વાતાવરણ ઉભું કરી દેતાં.

પણ...પણ! વર્ષોના સુખ પછી એ આનંદના હિલ્લોળ થોડાજ કલાકોમાં લુપ્ત કરી, મને ત્યાગી ગુમ થવાનું તેને કેમ સુઝયું ? મ્હારી નેકટાઇને હનુમાનની ધજાની જેમ ફરફરતી રાખી ચાલી જનાર એ સંયુક્તા મ્હારા હૈયાની શોભા, સંસ્કારોની પુરક વ્હાલી ! એ આનાની **નેકટાઈની પીન તું ક્યાં હશે !**

તે ગઈ. રહી માત્ર ગત ઉલ્લાસોની શોકમય પ્રણયગાથા અને દર્દભરી યાદ......!

# પરિવર્તન !!!

"સાગર" જેતપુરી

ઉનાળાનો સમય હતો. પૂર્ણિમાની રાત્રી હતી. મને ઉંઘ ન આવવાથી હું નદી તટે જઈ બેઠો.

સર્પાકારે અનેક કાળા કાળા પત્થરો વચ્ચેથી ખળખળ સરિતા વહી રહી હતી. એ અવાજથી એક જાતનું મધુરૂં, મૃદુ સંગીત ઉત્પન્ન થતું હતું ઉપરથી ચંદ્રમાના કિરણો જળ ઉપર નાચી રહ્યાં હતાં.

આવા દ્રશ્યોથી મનુષ્ય ઉપર અનેરી અસર થાય છે. એની શ્રદ્ધા વધે છે. ખુદાના અસ્તિત્વ વિષે તેની માન્યતા વધુ દ્રઢ બને છે.

હું વિચાર સાગરમાં ગરકાવ થઈ ગયો હતો. એકાએક મને કબ્રસ્તાન તરફથી કોઈ ગાતું હોય એવો અવાજ આવ્યો. હું વિચારવા લાગ્યો. મધ્ય રાત્રીએ કોણ ગાતું હશે ? કબ્રસ્તાન ભણી વળ્યો. સંગીત હવે સ્પષ્ટ સંભળાતું હતું :

'જેને ન જાણી જીવતાં મર્યા પછી યાદી કર;
ક્ષમા ! ક્ષમા બસ એક વાર ! અર્પીશ ?
ઓ દિવ્યાત્મા !'

વૃક્ષો વચ્ચેથી ચાંદનાં કિરણો છુટાં છવાયાં આવી કબ્રો ઉપર છવાઈ જતાં હતાં. જાણે અરમાન ભર્યાં સુતેલ હૃદયોને પંપાળી રહ્યાં હતાં. સમીરની લહરીઓ વૃક્ષોને આસ્થી તેમ ડોલાવી પોતાની શક્તિનો પરિચય આપી રહી હતી, તથા કબ્રસ્તાનની ભયંકર સામ્ય શાન્તિનો ભંગ કરતી હતી.

સંગીત આગળ વધ્યું. હું યે વધ્યો. કબ્રસ્તાનના છેવટના ભાગમાં એક પાસે કોઈ પુરૂષ ગાઈ રહ્યો હતો. તેની આંખમાંથી આંસુઓ ટપ ટપ ટપકી રહ્યાં હતાં.

દર્દપૂર્ણ સંગીત ! ગાનારના હૃદય વ્યથાનો, પશ્ચાતાપ, કરૂણ સંગીતમાં સ્પષ્ટ જણાતો હતો.

મેં તેને ખભે હાથ રાખી પૂછ્યું "ભાઇ ! તમે કેમ રડો છો ?" તે મને જોઈ ચમક્યો અને બોલ્યો.

"આપને જાણવાથી શો ફાયદો થશે ?"

મારી જીજ્ઞાસા વધી મેં કહ્યું, "નહિ કહો ?"

"આપને એ જાણી દુઃખ થશે. કશો ફાયદો નથી થવાનો"

"ના, મને આપની દુઃખ કથા સંભળાવો. હું સાંભળવા આતૂર છું."

તેણે આંસુ લુછ્યાં. ગળું સાફ કરી બોલ્યો.

"મારા પિતા ગર્ભશ્રીમંત હતા. હું નાનપણથી મોજશોખમાં ઉછર્યો હતો. મારી આસપાસ વિલાસના સાધનો નિત્ય રહેતાં. ખરાબ મિત્રોની સોહબતથી હું કુસંગે ચડ્યો. પિતા મરણ પામ્યા. હું તેમનો એકનો એક પુત્ર હતો સર્વ મિલ્કત મારા માટેજ હતી. પિતાના મરણ પછી હું તદ્દન સ્વતંત્ર હતો. મને રોકી શકે એવું કોઇ નહોતું. હું જુગારમાં, વેશ્યાઓમાં મારૂં ધન પાણીની જેમ વેરવા લાગ્યો. વૃદ્ધ માતા અશ્રુઓ સારતી. મને સમજાવતી. પણ અફસોસ ! તે વખતે મને કશું ભાન નહોતું. મારી પત્નિ બિચારી વિનંતીઓ કરતી, મનાવતી. પણ આહ ! તેણે એક ઉંડો નિશ્વાસ નાખ્યો—મેં પાપીએ તેના ઉગતા યૌવન તરફ નિરખ્યું નહિ. તેની અનેક આશાઓને, ભાવનાઓને કચડી. મને અંધને તેના ખિલતા યૌવન કરતાં લુટાએલા યૌવનવાળી વેશ્યાઓ વધુ ગમતી. મિત્રોએ મારૂં ધન ખૂબ લૂંટ્યું; મને લુટાવવામાં આનંદ થતો હતો મેં બધું ધન ગુમાવ્યું માતા બિચારી આજ સંતાપમાં મરણ પામી."

"ઘરબાર બધું ગયું. છતાં મારી આંખ ન ઉઘડી. ઘરની વસ્તુઓ, મારી પત્નિના ઘરેણાંઓ વેચી હું મારા શોખને પોષતો."

"ઉપર મારી સ્ત્રી પાસે એકજ ઘરેણું બાકી રહ્યું મિત્રો એ લઇ લેવા મને આગ્રહ કરતા."

"એક દિવસે મારા મિત્રોએ મને ખૂબ દારૂ પીંવાડ્યો અને ઉશ્કેર્યો. હું મારી પત્ની પાસે ગયો. તે મને મસ્ત હાલતમાં જોઇ ભય પામી. મેં તેની પાસે ઘરેણાની માંગણી કરી. તેણે મને ઘણો સમજાવ્યો: "આ એકની એક વસ્તુ ઉપર આપણો આધાર છે, આપ તેને પણ રંડીઓમાં, જુગારમાં ગુમાવી આવશો. ખુદારા! મારૂં માનો મારી ઉપર રહેમ કરો!' એ વખતે મને તેની નસીહત બકવાટ સમ લાગી."

મેં પરાણે કામ લેવાનો નિશ્ચય કર્યો તેનો નિશ્ચય પણ મક્કમ જણાયો. તેણે મને નસીહત આપી સુમાર્ગે દોરવાનો નિશ્ચય કર્યો હતો.

"મે તેને ખૂબ મારી. મરણતોલ મારી છતાં પણ તે મારા નાશમાર્ગમાં સગવડ કરી આપવા પર રાજી ન થઇ. મને શરાબનો જુસ્સો હતો. ઉશ્કેરાટમાં તેને એટલે સુધી મારી કે છેવટે બેશુદ્ધ બની ગઇ. ઘરેણું લઈ હું મિત્રો પાસે ગયો તેઓએ મને શાબાશી આપી. મને તે વખતે એ શાબાશી બહુ ગમી."

"એક અઠવાડીયા સુધી હું ઘેર ન ગયો. ઘરેણામાંથી આપેલા બધા પૈસા ઉડી ગયા. મિત્રો પણ એક પછી એક છુ થતા ગયા હું દરેકની પાસે ગયો પણ કોઇએ દાદ આપી નહિ, હવે મારી આંખ ઉઘડી. સ્વાર્થી મિત્રોનો સ્વાર્થ તે વખતે મને દેખાયો. ગરીબ.. પત્નિ સાંભળી. બીચારીના શા હાલ હશે!

"હું ઘેર ગયો. તેણીની હાલત ઘણી ગંભીર હતી. મારા માટેજ બિચારી વલખી રહી હતી."

"હું તેની પથારી પાસે ગયો. તેની આંખોથી અશ્રુઓ ટપકી રહ્યાં હતાં. મારા હૃદયમાં અત્યંત વ્યથા થઇ રહી હતી 'અરર! જેણે બિચારીએ મારી પાછળ મને સુધારવા માટે પોતાનું જીવન વેડફ્યું તેના મેં કેવા હાલ કર્યા!'

"હું તેની ઉપર ઝુકી પડ્યો" ઝુબૈદા...!!! ઝુબૈદા...!!! મને માફ કર.' મેં 'તારૂં આખું જીવન બરબાદ કર્યું. તારી લાખો આશાઓ મારે લીધે નષ્ટ થઇ, પણ આહ! તેની કેટલી ઉદારતા! આ વખતે પણ તે મને કંઈ ખરાબ કહી ન શકી. બોલી, "ખેર! શુક્ર છે ખુદાના કે તેણે તમને છેવટે પણ નેક રસ્તે દોર્યા. મને અફસોસ છે કે હું તમારૂં પરિવર્તન જોવા જીવીશ નહિ. પણ બસ મારી...મારી...એકજ આરઝૂ છે કે હવે નેક રસ્તે ચાલજો. તમારૂં પરિવર્તન મારી રૂહને શાન્તિ આપશે. હવે હું સુખેથી મરી શકીશ". આ તેના છેલ્લા શબ્દો હતા. મારૂં હૃદય પવિત્ર થયું, તો તે નહોતી

"તેના મરણ પછી હું અજાણ્યું દુનિયામાં ગત જીવનની સ્મરણો યાદ કરી પશ્ચાતાપ કરૂં છું. બાકીનું આયુષ્ય વિતાવી રહ્યો છું. વરસમાં એક વખત અહિં આવું છું."

આટલું કહી તેણે ફરી હાથ ઉંચા કર્યા. દુઆ માગી ચાલતો થયો. ચાલતો ચાલતો બબડતો જતો હતો "દયાની દેવી! મુસ્લિમ સમાજની આદર્શ ગૃહિણી! જ્યાં સુધી મારા જેવા પાપીઓ તારા જેવી નિર્દોષના જીવન કચડી રહ્યા છે ત્યાં સુધી સમાજની ઉન્નતિ અશક્ય છે."

હું ફાટી આંખે તેને જતો જોઈ રહ્યો. કશું વધુ પૂછવાનું પણ મને નહોતું. માત્ર તેને જતો જોઇ રહ્યો. તે નજરમાંથી અદ્રશ્ય થતાં પણ હું તેના વિચારોમાં મશગુલ હતો.

મને કબ્રસ્તાનની ઘોર શાન્તિનો ભંગ કરતાં તેના ગાયનના પડઘાના ભણકારા થતા હતા.

ક્ષમા! ક્ષમા! બસ એકવાર! બક્ષીશ!

ઓ દિવ્યાત્મા!



# ફતાવા

: લખનાર-મૌલાના અહમદ હાજી આરેફ અશરફ સાહબ, રાંદેરી

સવાલ પૂછનારે ત્રણથી વધુ સવાલો એક સામટા પૂછવા નહિ. [તંત્રી]

**સવાલ**—જમાઅતથી કેટલીવાર પહેલાં અઝાન (બાંગ) કહેવી જોઇએ, અને મુસલ્લીયોનો ઇન્તેઝાર કયાં સુધી કરવો ?

**જવાબ**—અઝાન જમાઅતથી એટલી વાર પહેલાં થવી જોઇએ કે પેશાબ પાયખાનાની જરૂરી હાજતવાળો માણસ એથી પરવારી વુઝુ કરી જમાઅતમાં શામેલ થઇ શકે. એજ પ્રમાણે હદીસ શરીફમાં આવ્યું છે કે હઝરતે (સલ૦) એટલી વાર કરવા હુકમ ફરમાવ્યો છે.

**સવાલ**—કોઇ પીરની મુરીદન ઔરત હોય તો તે ઔરત પીરની સામે આવી શકે છે ? અને કોઇ ઔરત પઢેલી લખેલી હુશયાર ઝિક્ર અઝકાર કરનારી નેક હોય તો તે બીજી ઔરતોને કે મરદોને મુરીદ બનાવવાનો હક ધરાવે છે કે કેમ ?

**જવાબ**—અગર પીર "નામહરમ" હોય અને ઔરત મુરીદન મ્હોટી ઉમરની ડોસી ન હોય તો તેણે પીરના આગળ બે પરદા નીકળવું હરામ છે. મ્હોઢાથી બૈઅત કરી શકે છે અથવા પરદાના અંદરથી રૂમાલ કે કંઇ કપડું પકડાવી મુરીદ બનાવી શકે છે. પણ જો કોઇ મુરીદ થનાર ઔરત ડોસી મ્હોટી ઉમરની હોય તો પીરના આગળ નીકળવામાં કંઇ વાંધો નથી. તેમજ ફિતના ફસાદનો ભય ન હોય તો જવાન ઔરત પરદા પાછળથી વાત કરી શકે છે. ઔરત પીર બની બીજી ઔરતો કે મર્દોને મુરીદ બનાવી શકતી નથી. એ વિષે તસવ્વુફની કિતાબો જોતાં એમજ સિદ્ધ થાય છે. હાં, ઔરત કોઈ પઢવાનો વઝીફો અથવા કોઈ ઝિક્ર બતાવી શકે છે.

**સવાલ**—કેટલાક લોકોનું એમ માનવું છે કે કેટલાક મરેલાઓની અમુક રૂહ દુન્યામાં આસેબ બનીને આવે છે તો એ ખિયાલ ખરો છે કે ખોટો ?

**જવાબ**—એ ખિયાલ ખોટો દલીલ વિનાનો છે. માટે એવો બાતેલ અકીદો ન રાખવો જોઇએ. જાહેલ લોકો એવી વાતો ખોટી ઉત્પન્ન કરે છે. (ઇમદાદુલ ફતાવા.)

**સવાલ**—કોઇ માણસ સફરમાં હોય અને પીર પાસે હાજર ન હોય ને કાગળ લખી પીરથી મુરીદ બને તો એમ થઈ શકે છે !

**જવાબ**—મુરીદ થતી વેળાપીર પાસે હાજર હોવુંજ જરૂરી નથી. હદીસ શરીફમાં છે કે બૈઅતુર્રિદ્વાન વખતે હઝરત ઉસ્માન રદી૦ હાજર ન હતા અને હઝરતે સલ૦ તેમને બૈઅતમાં શામેલ કરેલા એ ઉપરથી સાબિત થાય છે કે ગેરહાજરને મુરીદ બનાવી શકે છે.

**સવાલ**—પંજસુરહમાં દરૂદે તાજ એવા બીજા કેટલાક દરદ તથા દુઆઓ છપાયલી આવે છે અને તેની ઘણી ફઝીલતો લખવામાં આવી છે તો એ માટે કેમ સમજવું જોઈએ ? શું હદીસ શરીફથી એ ફઝીલતો સાબિત છે ?

**જવાબ**—પંજસુરહમાં જે દરૂદેતાજ અને એવાજ બીજા કેટલાક દરદ અને દુઆઓ કુર્આન શરીફ અને હદીસ શરીફથી સાબિત નથી. એતો પાછળથી લોકોએ બનાવેલા છે. જે ખેર અને બરકત કુર્આની દુઆ અને હદીસ શરીફમાં આવેલા દરદમાં છે તે બીજી દુઆ કે દરદમાં નથી કારણ કે જે દુઆ અને દરદ હઝરત સલ૦ની ઝુબાન મુકદ્દસથી તિલાવત

થયાં છે તેમાંજ ઘણી ખૂબી અને ભલાઇ સમાયલી છે. અને વધુ સવાબ પ્રાપ્ત થાય છે. કુર્આન અને હદીસની દુઆ, દરૂદ છોડી બીજી લોકોની બનાવેલી દુઆ દરૂદને વધારે અફઝલ અને બેહતર સમજવું જિહાલત અને ગુમરાહી છે. હાં, કુર્આન અને હદીસ સિવાય જે દુઆ કે દરૂદ એવા હોય કે શરીઅતની રૂએ તેમાં કંઇ વાંધો લાગુ ન પડતો હોય તો તે પઢવા જાએઝ છે. પણ કેટલાકમાં એવી ઇબારતો અને શબ્દો આવે છે કે જે ખુલ્લે ખુલ્લા શરીઅત વિરૂદ્ધ હોય છે તે ન પઢવા જોઇએ જેમકે દરૂદે તાજમાં આ ઇબારત ઈસ્લામી અકીદના વિરૂદ્ધ છે; "દાફેઉલ બલાએ વલવબાએ-વલ કહતે-વલમરજે-વલઅલમ", બીમારી, દુકાળ, મુસીબત, રંજોગમ, એ દૂર કરવુ હકતઆલાની શાન અને ખુસૂસીયત છે. હવે આ ખુદા પાકની ખાસ સિફતને હઝરત સલ૰ સાથે નિસબત કરવાથી અકીદો ઘણો ખોટો અને બાતેલ શિર્કવાળો થઇ પડે છે, જો કે કોઇ જાણકાર માણસ એમાં તાવીલ કરી પઢી શકે છે કે હઝરત સલ૰ના તુફેલથી અલ્લાહ પાક આ ચીઝો દૂર અને દફે કરે છે. પણ સામાન્ય રીતે પબ્લીક તો એ વાત સમજી શકતી નથી માટે એવાં દરૂદ નજ પઢવાં જોઇએ છતાં અગર કોઇને પઢવુંજ હોય તો ઉપલા વાંધાવાળા ઇબારતં છોડીને પઢે. એવીજ રીતે ફતાવા રશીદીયહના ત્રીજા ભાગના પાના ૩૦માં વર્ણન કરવામાં આવ્યું છે.

સવાલ-મરેલાઓની રૂહ જુમ્મા કે જુમેરાતે તેમના ઘરોમાં આવે છે?

જવાબ-મુર્દાની રૂહ જુમ્મા અથવા જુમેરાતની કે કોઇ પણ રાત્રે આવતી નથી. (ફતાવા રશીદીયહ ભાગ ૨ જો પા. ૧૦૯)

સવાલ-અમારે ત્યાં કપડવંજ વિગેરે જગ્યાઓમાં એવો રિવાજ છે કે જ્યારે મુરદાને દફન કરવામાં આવે છે ત્યારે લોકો માટી પર "કુલહોવલ્લા" પઢી દમ કરે છે અને તેને મૈયતના સિરાણે કબરમાં મુકે છે અને મુરદા પર તેમજ કફન પર લખવામાં આવે છે. એ બારામાં શું હુકમ છે? તે સાફ સાફ લખશો.

જવાબ-કબ્રસ્તાનમાં કુર્આન મજીદ જેમકે યાસીન શરીફ, અલહમ્દો શરીફ, આયતુલકુરસી, સુરએ અખલાસ વિગેરે પઢી ઈસાલે સવાબ કરવું હદીસ અને ફિકહથી સાબેત છે તેમજ ઘણું સવાબનું કારણ છે. પણ માટી પર પઢી દમ કરી કબરમાં મુકવું માતબર રિવાયતો અને કિતાબોથી સાબેત નથી. એ તો માત્ર રસમ થઇ પડેલી છે જે છોડવી જોઇએ. હા, એટલી વાત કેટલીક રિવાયતથી સાબેત થાય છે કે મૈયતને ગુસલ દઇ કફન પહેરાવવા પહેલાં માટી કે રોશનાઇ વગર માત્ર હાથની આંગળીના ઇશારાથી મૈયતની પેશાની પર બિસ્મિલ્લાહ અને સીના પર કલમએ તૈયેબહ લખી શકાય છે.

(દુર્રે મુખ્તાર, ફતાવા નૈનેયરહ)

સવાલ-કાઝી રસુલ ગુજરી ગયા તેમનો એક છોકરો કાઝી હબીબુલ્લાહ અને બે છોકરીઓ એક મરયમ બીબી બીજી ખયરન બીબી છે તો વારસો કેવી રીતે વહેંચવો?

જવાબ-પ્રથમ શરઇ હકો અદા કર્યા બાદ મર્હૂમ કાઝી રસુલના માલના ચાર ભાગ કરવા તેમાંથી બે ભાગ મર્હૂમના દીકરા કાઝી હબીબુલ્લાહને એક ભાગ છોકરી મરયમ બીબીને અને એક ભાગ છોકરી ખયરનબીબીને મળશે. (સિરાજી)

સવાલ-એક ઇમામે નમાઝમાં "બનાનહુ" ની જગ્યામાં "બયાનહુ" પઢ્યું તો નમાઝ ઇમામ અને મુકતદીઓની થઇ કે નહીં?

જવાબ પૂછેલી સુરતમાં નમાઝ ઇમામ અને મુકતદીઓની ફાસિદ થઇ ગઇ કારણકે

કુર્આનની આયતના અર્થ બદલાઈ ગયા છે. "બનાનહુ"ના અર્થ આંગળીના પોરા થાય છે અને "બયાનહુ"ના અર્થ બયાન કરવા, જાહેર કરવાના થાય છે. જેથી ઇમામની નમાઝ ફાસિદ થઈ તો બધા મુકતદીઓની પણ નમાઝ ફાસિદ થઈ ગઇ. (શામી.)

**સવાલ**–જનાઝહને લોકો ન ઉઠાવતાં અને સવારી પર લઇ જવામાં આવે છે. કેટલીક જગ્યાઓમાં એ મુજબ જોવામાં આવે છે તો એ બારામાં શું હુકમ છે?

**જવાબ**–સુન્નત તરીકો એ છે મૈયત એટલે જનાઝહને ચાર ચાર માણુસ વારા ફરતી ઉઠાવે સવારી પર ગાડી વિગેરેમાં લઇ જવું મકરૂહ છે, પણ જે જગ્યામાં કબ્રસ્તાન ઘણે દૂર હોય અને લોકોએ ઉઠાવી લઇ જવું મુશ્કેલ હોય તો જ્યાં સુધી ઉઠાવી શકતા હો ત્યાં સુધી ઉઠાવી ફરી સવારી એટલે ગાડી કે મોટરથી લઇ જવામાં આવે. (નફઉલમુફ્તી વસ્સાઇલ.)

**સવાલ**–કેટલાક લોકો પોતાને મોટા સમજે છે અને શરીઅતના કાનૂનથી પણ વધીને કામ કરે છે કે જ્યારે તેઓમાં કોઇ મરી જાય છે તો જનાઝહ ઉપર મંડપના માફક શામયાનો ઉભો કરવામાં આવે છે અને મૈયતને દફન કરી કબર ઉપર પણ શામીયાનો ગાડવામાં આવે છે એ વિશે સાબેતી છે?

**જવાબ**–પોતાને મ્હોટા સમજી લેવાથી અલ્લાહ કને મ્હોટા થતા નથી. ખુદાપાકની નઝદીક તો પરહેઝગાર માણુસ અઝીઝ અને વ્હાલો છે અને જે ખુદા કને પ્યારો છે તેજ ખરેખર મ્હોટા છે. એવી રીતે શામીયાનો જનાઝહ ઉપર બાંધવો અને કબર પર ગાડવો દુરસ્ત નથી ચારે મઝહબમાં એની અસલ નથી સહાબા, તાબેઇન, તબેતાબેઇન રદી૦ થી એની સાબેતી નથી એ કામ સુન્નતે રસૂલુલ્લાહ સલ૦ના બિલ્કુલ વિરૂદ્ધ છે અને દીનમાં નવી રસમ કાઢવામાં આવેલી છે જે બિદઅત અને સહી હદીસના ફરમાન મુજબ મર્દૂદ છે.

**સવાલ**–હજ્જે મબરૂર એટલે કેવી હજ્જ? તેનું વર્ણન કરશો?

**જવાબ**–કેટલાક આલિમોએ લખ્યું છે કે હજ્જે મબરૂર એટલે જે હજ્જમાં ગુન્હો તથા ખયાનત કરવામાં આવી ન હોય. અને કેટલાકોના નઝદીક તે હજ્જ છે કે હાજીની હાલત હજ્જ પછી દુરસ્ત થઇ હોય અર્થાત હજ્જ પહેલાં જે બુરાઇયોમાં ફસાએલો હોય તે હજ્જ બાદ છોડી દે અને પોતાની હાલત સુધારી હોય (ફતહુલ કદીર, શર્હે હિસ્ને હસીન)

**સવાલ**–આજકાલ ડૉક્ટરોએ શોધ કરી વાંદરાના ખૂનનું ઇન્જેકશન કાઢયું છે અને કેટલાક મુસ્લિમો તેને મુફીદ સમજી વાપરે છે તો એ ઇન્જેકશન લેવું જાએઝ છે કે કેમ?

**જવાબ**–વાંદરાના લોહીનું ઇન્જેકશન મુસલમાનો એ વાપરવું જાએઝ નથી. હદીસ શરીફમાં છે કે રસૂલે અકરમ સલ૦એ ફરમાવ્યું કે હરામ વસ્તુમાં શિફા નથી. વળી એમાં વાંદરા જેવી ટેવ ઇનસાનમાં પેદા થઇ જવાનો સંભવ છે કારણકે. તિબ્બી રૂએ એવી ખાસીયતો હકીમોએ ઘણી લખેલી છે. છતાં કોઇ બીમાર એવો સખત હોય અને કોઈ મુસલમાન ડૉક્ટર અથવા હકીમ જે દીનદાર અને મ્હોટા માહેર અનુભવી તેને માટે એજ ઇલાજ તજવીઝ કરે કે એ સિવાય બીજી કોઇ દવા એ મરીઝ માટે નથી તો એવી હાલતમાં મઝબૂર બીમાર માટે એ ઇન્જેકશન જાએઝ થશે.

**સવાલ**–જે ટાઇમમાં નફિલ નમાઝ પઢવી મકરૂહ છે તે વખતમાં કોઇની કઝા થએલી નમાઝ તે પઢવા ચાહે તો પઢી શકે કે નહિ?

**જવાબ**–જે વખતમાં નફિલ નમાઝો પઢવી મકરૂહ છે તે સમયે કઝા ફર્ઝ નમાઝ વાંધા વગર પઢી શકે છે. બલ્કે જેમ બને તેમ



# "ઉમર ખૈયામ"

લખનાર : 'અસીર' (બાંટવા)

અનંત કાળથી આ જગતમાં અનેક કવિઓએ પોતાની કાવ્ય મોરલીએ જગતજનોનાં હૈયાં ડોલાવ્યાં છે, અંતરનાં પ્રકાશથી સત્યનાં દર્શન કરાવ્યા છે, માનવી માત્રને જીવનના સંદેશા આપ્યા છે, વર્તમાનમાંથી આદર્શ ભાવિ ઘડવાનો માર્ગ દાખવ્યો છે, આવા અનેકાનેક કવિઓમાંથી જગત સિંહાસને પોતાની અમર ગાદી સ્થાપે એવા તો ઘણાજ ઓછા છે એવા અમર કવિઓમાંના એક કવિ ઉમર ખૈયામ છે.

દરેક કવિ પોતાના વિષયમાં અજોડ હોય છે. દરેકની કવિતામાં એક નોખી રંગત, અનોખી ખૂબી, અને હૃદયને મુગ્ધ કરી નાખે એવો મદભર અંદાઝ હોય છે. આથીજ હૃદય કવિતા ઘેલું બને છે. કવિતાના અક્ષરો પાનાં પરની જેમ હૃદય પર અંકિત થઇ જાય છે. ઉમર ખૈયામની રૂબાઇયાતોનાં આજે હજારો પુસ્તકો છે જેમાં એની હૃદયવાણી જળવાઇ રહી છે જે આજે સદીઓ વિતી ગઈ હોવા છતાં માનવ હૃદયોમાં કોતરાયલી પડી છે એજ છે ઉમર ખૈયામ અને એની શકિતઓની અમરતા.

અનાદિ કાળથી એમ તો ઘણાય કવિઓ જગતમાં થઇ ગયા છે, પરંતુ હું તો એ કવિને સાચો કવિ અને અમર કવિ માનું છું; જેની વાણીથી પ્રજાને પ્રેરણા મળે, જે જનતાનાં હૈયામાં જીવી શકે, લોક હૃદયે જેનાં કાવ્યો જળવાઇ રહે, એવી એવી જેનામાં શકિત છે એજ અમર છે એજ મહાન છે.

ઉમર ખૈયામ સંબંધી પૂર્વ વાસીઓ કેવળ એટલુંજ જાણતા હતા કે ઉમર ખૈયામ એક શાઇર હતો અને રૂબાઇઓનો ઉસ્તાદ : પરંતુ પશ્ચિમ-વાસીઓએ અભ્યાસી નઝરે જોયું તો તેમને જણાયું કે ઉમર ખૈયામ કેવળ રૂબાઇઓનોજ ઉસ્તાદ નહિં બલ્કે ચૌદ ઇલ્મોનો જાણકાર અને બાકમાલ ઉસ્તાદ હતો. પૂર્વવાસીઓની આંખો ત્યારેજ ઉઘડી અને તેમને માનવું પડ્યું કે ખૈયામની શખ્સીયત સાધારણ ન્હોતી. અંધકારમાં છુપાયલા આ કવિ-સૂર્યનું દર્શન કરાવવા માટે તો પૂર્વે પશ્ચિમનો આભાર માનવો ઘટે. પૂર્વની આ અંધ દ્રષ્ટિએ તો સૂર્ય સમોવડા અનેક કવિઓને વિસાર્યા છે, જેઓ આજે ભારતનાં આકાશમાં એક નાનકડા તારલા પેઠે દેખાઇ રહ્યા છે. વીસમી સદીના વિશ્વકવિ અલ્લામહ ઇકબાલ અને કવિવર રવિન્દ્રનાથ ટાગોરનેજ લો : પશ્ચિમવાસીઓએ એમની શકિત અને એમનાં રહેલા તેજની પરખ કરી સત્કાર કર્યો. ત્યારેજ ભારતની આંખ ઉઘડી અને પોતાની કમ-નઝરીનું ભાન થયું.

અગીઆરમી સદી એટલે એશિયાનો સુવર્ણ યુગ વિદ્યા, હુન્નર, સંસ્કાર, સંસ્કૃતિ અરબોનાં હાથે એશિયામાં પુનઃ જીવન પામી રહી હતી. ઇસ્લામી જાહોજલાલીની આણ છેક સ્પેનથી લઈ હિન્દ અને ચીન સુધી પ્રવર્તિ રહી હતી. અબ્બાસી ખલીફાઓના આ ગૌરવવંતા યુગમાં અરબસ્તાન, ઇરાન, મીસર, અને સ્પેનમાં કલા અને સાહિત્ય પૂર બહારમાં ખિલી રહ્યું હતું. આ અનોખા યુગમાં ઇરાનની ખુરાસાનની રાજ્યધાનીના શહેર નૌશાપુરમાં ઇબ્રાહીમ ખૈયામને ત્યાં ઉમર

ખૈયામનો જન્મ થયો.

ઉમર ખૈયામનું પુરૂં નામ ગયસુદીન અબુલ ફતહ ઉમર બિન ઇબ્રાહીમ ખૈયામ છે. ઉમર ખૈયામનાં જીવન વિષે જાણવા મળે એવું સાહિત્ય પૂર્વ અને પશ્ચિમના વિદ્વાનોની શોધ-ખોળને અંતે પણ જોઈએ એટલું જડયું નથી !

° ° °

મૌલાના સુલેમાન 'નદવી' કૃત 'ખૈયામ" નાં પ્રકાશન પહેલાં લગભગ બધાય વિદ્વાનો ખૈયામનો જન્મ ઇ.સ. ૧૦૨૩ અને ઇ. સ. ૧૦૪૬ દરમ્યાન અને મૃત્યુ ઇ. સ. ૧૧૨૩ માં થયાં હોવાનું માનતા હતા. અને કોઇ કોઇ તો ખૈયામનો જન્મ અગીઆરમી સદીના પૂર્વાર્ધમાં અને મરણ ઉતરાર્ધમાં માનતા હતા. પરંતુ મૌલાના નદવી સાહેબે ઉમર ખૈયામનો જન્મ ઇ. સ ૧૦૪૮ અને મરણ ઈ. સ ૧૧૩૨માં થયા હોવાનું જણાવ્યું છે. પોતાના આ મતના સમર્થનમાં મૌલાનાએ પ્રમાણભૂત પુરાવાઓ આપ્યા છે જેથી મને પણ મૌલાનાના આ મતને અધીક મહત્વ આપવાનું યોગ્ય લાગે છે.

ઉમર ખૈયામનો કૌટુમ્બીક ધંધો "ખૈયામ અર્થાત "તમ્બુ" સિવવાનો હતો. તેઓ પોતે પણ તમ્બુઓ સીવતા હતા એક રૂબાઇમાં એ વિષે એમણે કહ્યું છેઃ-

"ખૈયામકે ખૈમાએ હિકમત મી દોખ્ત,
દરકોરહએ ગમ ફતાદો નાગાહ બસોખ્ત;
મકરાઝે અજલતનાબ ઉમરશ બર્યાદદ,
દલ્લાલે અમલ બરાય ગાનિશ બફરોખ્ત."

અર્થાત્-

ખૈયામ કે જે, હિકમતના તમ્બુ સીવ્યા કરતો હતો તે અનાયાસે દુઃખની ભઠ્ઠીમાં પડી ગયો.

કાળની કાતરે તેના અલ્પ આયુષ્યની દોરી કાપી નાખી.

કિસ્મતના દલાલે તેને 'વેચી માટીમાં મેળવી દીધું."

એ ઉપરથી અનુમાન બાંધી શકાય છે કે, "ખૈયામ" એ કેવળ તેમનું કૌટુમ્બિક ઉપનામ હતું.

ઉમર ખૈયામનાં વિદ્યા-કાળના વિષયમાં એક અદ્ભુત કથા પ્રસિદ્ધ છે કે, ઉમર ખૈયામ નિઝામુલ મુલ્ક અને હસન ઇબ્ને સબ્બાહ આ ત્રણેય ઇમામ મુવફ્ફક નૈશાપુરીના શિષ્યો હતા અને સાથે સાથે વિદ્યાભ્યાસ કરતા હતા. ઇમામ સાહબ એવા વિદ્વાન અને ગુણી હતા કે, એમના વિષે આમ જનતામાં એવી માન્યતા પ્રસરી ગઇ હતી કે, જે છોકરો ઇમામ સાહબ પાસેથી વિદ્યા પ્રાપ્ત કરે છે તે આગળ જતાં અવશ્ય ધન અને કીર્તિ સંપાદન કરે છે. અને એ માટેજ ધનવાન અને ઉચ્ચાકાંક્ષી લોકો પોતાના બાળકોને ઇમામ સાહબ પાસે ભણવા મોકલતા હતા.

ઉમર ખૈયામ, નિઝામુલ મુલ્ક અને હસન ઇબ્ને સબ્બાહ આ ત્રણ સહાધ્યાયીઓમાં મિત્રતા જામી અને દિવસે દિવસે સ્નેહ વધવા લાગ્યો એક દિવસ આ ત્રણેય મિત્રો એક જગ્યાએ મળ્યા. વાતચીત દરમ્યાન હસન ઇબ્ને સબ્બાહે કહ્યુંઃ-

"લોકો એ વાત વિશ્વાસપૂર્વક માને છે કે, ઇમામ સાહબના શિષ્યો અવશ્ય કીર્તિ મેળવે છે, તો આપણામાંથી ત્રણેય તો નહિં પણ એકાદ તો અવસ્ય કોઇ ઉચ્ચપદે પહોંચશે. આપણે પરસ્પર એ પ્રતિજ્ઞા કરવી જોઇએ કે, આપણા ત્રણમાંથી જે કોઇ ધન-સંપાદન કરે તે બન્ને મિત્રોને મદદ કરે" ઉમર ખૈયામ અને નિઝામુલ મુલ્કે આ વાતને માન્ય રાખી લીધી અને ત્રણેય મિત્રો આ આકરી પ્રતિજ્ઞા વડે બંધાયા !. નિઝામુલ મુલ્કે અરસલાન સિલજૂકી (ઈ. સ. ૧૦૬૨

૧૦૭૨ સુધી) 'અને એના મૃત્યુ બાદ એનાં પુત્ર મલિકશાહ સિલજૂકીના વઝીર થયા! ઉમર ખૈયામે વિજ્ઞાન અને સાહિત્યના સામ્રાજ્ય ઉપર પ્રભુત્વ મેળવ્યું. નિઝામુલ મુલ્કની કૃપાથી ઉમર ખૈયામને જાગીર મળી અને સુલ્તાન મલિકશાહે તો એમના માટે એક યન્ત્રઘર બનાવી આપ્યું. જ્યાં કેટલાંય વર્ષો સુધી એઓ પોતાની વિજ્ઞાનિક સમસ્યાઓને ઉકેલતા રહ્યા!

આજકાલ ઉમર ખૈયામ કેવળ પોતાની રૂબાઈયાતોના કારણે જગત જીભે રમી રહ્યા છે. ઉમર ખૈયામ કેવળ રૂબાઈયાતોના જ ઉસ્તાદ નહિ બલ્કે, ગણીત-જ્યોતિષ, દર્શન, વૈદક, તર્કશાસ્ત્ર વગેરેના પ્રકાન્ડ પંડિત હતા યુનાની (Greek) દર્શન શાસ્ત્રનું તેમણે વિશેષ અધ્યયન કર્યું હતુ અને પોતાના સમયના સર્વશ્રેષ્ટ ગણીતજ્ઞ અને જ્યોતિષિ મનાતા હતા. ઈ. સ. ૧૦૭૩માં સુલ્તાન મલિકશાહની આજ્ઞાનુસાર તે સમયના આઠ સર્વશ્રેષ્ટ ગણીતજ્ઞોએ મળી ફારસી પંચાંગ સુધારણ કર્યું હતુ ઉમર ખૈયામ તેમાના એક હતા.

ઉમર ખૈયામનુ બીજ ગણીતનું પુસ્તક હજીયે મળે છે. દાર્શનીક વિષયો ઉપર અરબી અને ફારસીમાં લખાયલા તેમના લેખો મોસરમાં છપાય ચૂક્યા છે.

મૌલાના નદ્વી સાહબે પણ પોતાના "ખૈયામ"માં એ વિષે ઉલ્લેખ કર્યો છે કે, ઉમર ખૈયામે વિજ્ઞાન અને ખાસ કરી ગણીત શાસ્ત્રનું પ્રેમ-પૂર્વક અધ્યયન કર્યું હતુ અને એ કારણે પોતાના સમયમાં એમણે સમસ્ત દેશમાં કીર્તિ કમાવી હતી.

ઉમર ખૈયામને જેઓ કેવળ શાઇરજ સમજે છે તેઓને એ જાણીને આશ્ચર્ય થશે કે ફારસીના જુના ઇતિહાસ "ચહાર મકાલા"માં એમનો ઉલ્લેખ શાઇરોના લીસ્ટમાં નહિ પણ જ્યોતિષજ્ઞોના લીસ્ટમાં થયો છે. ઇરાની ઇતિહાસકારો જેઓએ કવિઓનાં જીવન ચરિત્રો લખ્યાં છે. તેઓએ એમાં ઉમર ખૈયામનું નામ સુદ્ધાંએ નથી લખ્યું એમાનાં કોઈએ જો ઉમર ખૈયામ વિષે કંઇ પણ લખ્યું છે. તો કેવળ ખૈયામની વિજ્ઞાનિકતાનોજ આદરપૂર્વક ઉલ્લેખ કર્યો છે.

"ચહાર મકાલા" (ચાર વાર્તાઓ) જેનો ઉલ્લેખ ઉપર થઇ ચૂક્યો છે. બારમી સદીના ઉતરાર્ધમાં અર્થાત ઉમર ખૈયામના મૃત્યુ બાદ થોડાંજ વર્ષો બાદ લખાયું હતું એના લેખક નિઝામી અરૂજ સમરકન્દી સાહબ છે એઓ ઉમર ખૈયામના શિષ્ય હતા એટલે ખૈયામથી સ્વયં પરિચિત હતા મજકુર પુસ્તકમાં લેખકે ઉમર ખૈયામ વિષે બે ઘટનાઓનું વર્ણન કર્યું છે જે અહિં એમના શબ્દોમાં ઉતારી લઉં છું.

"હિજરી સન૦ ૫૦૬ (ઇ. સ. ૧૧૧૨-૧૩)ની વાત છે. ખાજા ઈમામ ઉમર ખૈયામ...બલ્ખમાં...અમીર અબૂ સૈયદ પાસે રહેતા હતા. એક દિવસ હું તેમની સેવામાં ઉપસ્થિત થયો. મેહફિલ ખૂબ જામી હતી. આ ઉપરથી વાત નીકળતાં ખાજા ઈમામ ઉમર ખૈયામે ફરમાવ્યું:–"મારી કબ્ર એક એવી જગ્યાએ થશે જ્યાં વર્ષમાં બે વખત ઝાડો મ્હારી કબ્ર ઉપર ફૂલ વેર્યા કરશે!!!" ખાજા સાહબની આ વાતમાં મને અતિશ્યોકિતમય જણાઈ પરંતુ હું જાણતો હતો કે આવા લોકો નકામી વાતો નથી કરતા. આ આ મુલાકાત પછી લગભગ ચોવીસ વર્ષ બાદ એટલે કે ખાજા ઈમામં ઉમર ખૈયામની વફાત પછી થોડાક વર્ષો બાદ હું નેશાપૂર ગયો. ખાજા સાહબ મારા ઉસ્તાદ હતા એટલે તેમની કબ્રની ઝિયારત

કરવાની મ્હારી ફર્ઝ હતી, એટલે એ ઉદ્દેશથી હું જુમેરાતે ખ્વાજા સાહબની કબ્ર ઉપર ફાતિહા પઢવા ગયો....! મેં ત્યાં જોયું કે બાગની બહારની દિવાલની નીચે ખ્વાજા સાહબની કબ્ર હતી અને અમરૂદ તથા જરદાલુનાં ઝાડોની ડાળીઓ બાગની દિવાલ વટાવી ખ્વાજા સાહબની કબ્ર સુધી પહોંચી ગઈ હતી! આ ઝાડોનાં ફૂલો તૂટી તૂટીને કબ્ર ઉપર એક ઢગનાં રૂપમાં ખડકાઈ ગયાં હતાં જેથી કબ્ર પણ દેખાતી નહોતી! આ દ્રશ્ય જોઈ મને આશ્ચર્ય સહિત તેમની ભવિષ્યવાણી યાદ આવી જે તેમણે બલ્ખમાં કરી હતી! અનાયાસે મ્હારી આંખોમાંથી આંસૂ સરી પડયાં આ મ્હાન શખ્સની જોડનો આજ દિવસ સુધી મેં કયાંય જોયો યા સાંભળ્યો નથી. ખુદાવન્દ તઆલા એમને પોતાની આગોશે રહેમતમાં જગ્યા આપે. આમીન"

આ કબ્ર નૈશાપુરમાં હજીય મૌજૂદ છે!

બીજી બનાવનું વર્ણન આ પ્રકારનું છે.—

"હિજરી સન. ૫૦૮માં શિયાળાના દિવસોમાં મર્વ (ઇરાનનું એક ગામ) માં ખ્વાજા ઇમામ ઉમર ખૈયામ ખ્વાજા સદરૂદ્દીન મુહમ્મદ બિન અલમુઝફ્ફરની પાસે રહેતા હતા. એક દિવસે બાદશાહ ખ્વાજા સદરૂદ્દીન મારફત ઇમામ ઉમર ખૈયામને કહેણુ મોકલ્યું કે, "અમારે શિકારે જવાનું છે માટે કોઈ એક દિવસ નક્કી કરી આપો કે જે દિવસે વર્ષાદ અને બરફ ન પડે! ખ્વાજા સદરૂદ્દીન સાહેબે ઇમામ ઈમામ ઉમર ખૈયામ પાસે પચગામે શાહીનું વર્ણન કર્યું. ઈમામ સાહેબે વિચાર કરી ખુદ પોતે બાદશાહ પાસે જઈ નક્કી દિવસ કરી આવ્યો. ઠરેલ દિવસે બાદશાહે શિકારે જવાની તૈયારી કરી કે તરતજ આકાશ પર વાદળ ઘેરાયાં અને બરફ પડવો શરૂ થયો. આ ઉપરથી લોકોએ ઈમામ સાહબની મઝાક ઉડાવી. બાદશાહે શિકારે ન જવાનો વિચાર કર્યો. પરંતુ ઈમામ સાહેબે કહ્યું:—"ધીરજ ધરો. હમણાં વાદળ હટી જશે, અને પાંચ દિવસ સુધી પાણીનું એકેય બુન્દ ઝમીન ઉપર નહિ પડે!" અને જોત જોતામાં તો વાદળ વિખરાઈ ગયાં અને પાંચ દિવસ સુધી પાણીનું એકેય ટીપું આસમાનથી ન પડયું અને એ દરમ્યાન લોકોએ વાદળ પણ ન જોયાં!!!"

° ° °

મલિકશાહ સિલ્જૂકીના દરબારમાં ખૈયામે મોટી ઇજ્જત મેળવી હતી જેનો ઉલ્લેખ આગળ થઇ ચૂકયો છે. તેઓ રાજવૈદ્ય અને જ્યોતિષિ હોવાનાં કારણે બાદશાહનાં 'નદીમો' (શરાબ પીવડાવવાવાળા અથવા પાસે બેસવાવાળા) માંથી હતા. તેઓએ ત્યાંજ રહી પંચાંગ સુધાર કર્યું. ઈ. સ. ૧૦૧૨મા મલિકશાહનું મૃત્યુ થયું! દેશમાં ક્રાન્તિ ફેલાઇ ગઇ. પંડિતો અને વિદ્વાનોનું માન ઓછું થવા લાગ્યું અને ઉમર ખૈયામનું જીવન પણ "વિજ્ઞાન"નાં પરદામાં છુપાઈ ગયું!!!

ઇતિહાસકારોએ તો એવી એવી ઘણી ઘટનાઓનું વર્ણન કર્યું છે જેથી ઉમર ખૈયામની અદ્વિતીય પ્રતિભાનું પ્રમાણ મળી શકે છે આ ન્હાનકડા લેખમાં એ કથાઓનો ઉલ્લેખ કરવો અશકય છે.

વિદ્વાનોનું કથન છે કે, ખૈયામની સ્મરણ શકિત એટલી તિવ્ર હતી કે એક પુસ્તકને તેઓએ ઇસ્ફહાનમાં સાત વખત વાંચ્યું અને નૌશાપૂર જઇ તેને શબ્દશ લખી નાખ્યું. બન્નેને મેળવી જોતા પાંચ-સાત શબ્દોનોજ હેરફેર મળ્યો !

ઉમર ખૈયામના મૃત્યુ બાબતમાં તેમના એક સંબંધી લેખક "બહેકી" (ઇમામ અબૂ-બકર અહમદ બિન હુસેન બિન અલી) સાહેબે ઉમર ખૈયામના જમાઈ મુહમ્મદ બગદાદીના મુખેથી સાંભળી લખ્યું છે કે, 'ઉમર ખૈયામ પોતાનાં મૃત્યુ પહેલાં હજની પવિત્ર ફર્ઝથી ફારિગ થઇ બગદાદમાં થોડા દિવસથી રહ્યા હતા. ત્યાર પછી બલ્ખ ગયા અને છેવટે નૌશાપૂર ચાલ્યા ગયા. તેમના મૃત્યુના દિવસે તેઓ ઇબ્નેસીનાના કૃત 'શિફા' નામનું પુસ્તક વાંચી રહ્યા હતા "વહદત અને કસરત" (એકત્વ અને અનેકત્વ)ના વિષય પર પહોંચ્યા તો તેમણે પુસ્તકને બંધ કરી રાખી દીધું. પછી વસીયત કરી ! નમાઝ પઢી ! પછીથી કઇ ન પીધું. રાતના નમાઝ પઢતાં પઢતાં આ કહી પ્રાણ ત્યજી દીધા.

"હે ખુદા ! મેં તને ઓળખવાનો યથા શકિત પ્રયત્ન કર્યો ! તું મને ક્ષમા કર, કેમકે તારા વિષયમાં જે કંઇપણ જ્ઞાન મને છે તે તારા સુધી પહોંચવાનું એક માત્ર સાધન છે !"[1] *

---

[1] ઉમર ખૈયામની રૂબાઇયાતો વિષેનો એક લેખ ઇન્શા અલ્લાહ હવે પછી 'કારવાં'માં રજુ કરીશ. * ઉર્દૂ-હિન્દીના આધારે.

---

દુનિયાના સર્વ ભાગોમાં (એશિયા, આફ્રિકા, યુરોપ, અમેરિકા) અનુભવથી અત્યંત લોકપ્રિય થએલો. ઉત્તમ, ગુણ માટે હજારો સર્ટિફિકેટો મેળવેલો મનોરથ પૂર્ણ કરનારો, સરકારમાં રજીસ્ટર થએલો જગવિખ્યાત.

# કામધેનુ તાઈત (Regd.)

હમેશ પાસે રાખો; કારણ શારિરિક સૌખ્ય થાય, મન હમેશ આનંદિત રહેવું, વિવાહ થવો, સંનતિને પ્રતિબંધ એવી જે દૈવિક અગર બાધિક અડચણો હોય તો તે દૂર થઇ સંતતિ થવી. તેમજ સંતતિ થઇને પણ ટકતી ન હોય તો તે ટકી શકે તેજ પ્રમાણે પરીક્ષા પાસ થાય, નોકરી મળે, પગારમાં વધારો થવો, ચાલૂ ધંધામાં ફાયદો થવો, ગ્રહપીડા ન થાય, ભૂતપિશાચ્ચ બાધા નીકળી જાય અને પ્રતિકુલ માણસનું મન આપણે વિષે સારું થ.ય. વિગેરે પ્રપંચમાંની ઉપરોક્ત અને એ શિવાય બીજા કોઈ પણ અડચણોની બાબદો આપની ઇચ્છા મુજબ થઇ પોતે અને પોતાના કુટુંબના માણસો સુખી રહે એમ દરેક જણને લાગે એ સ્વાભાવિક છે અને સર્વ બાબદો વિષે કામધેનુ તાઈત વાપરવાથી આપની ખાત્રી થશે. એ બાબદ મળેલા સર્ટીફિકેટોમાંના સ્થળ-સંકોચને લીધે ૪–૫ સર્ટીફિકેટોનો સાર પ્રસિદ્ધ કરીએ છીએ.

(૧) જુનાગઢ (કાઠિયાવાડ) થી શેઠ માણેકલાલ ડી. જણાવે છે કે મારા એક મિત્રને હાથમાં લીધેલા કામમાં ચમત્કારિક રીતે ગુણ આવ્યો. તેથી મારે માટે ૧ તાઇત વ્હી. પી. થી મોકલવો.

**(૨) બુશાયર (ઇરાન)થી ખાનબહાદુર એ. એચ. સાવનૂર લખે છે કે પોતાના તાઈતથી બધા કામો મનપ્રમાણે થયા તેથી મારા વિલાયતમાંના મિત્રો માટે ૪ તાઈત મોકલો.**

(૩) નાગપૂરથી આર. બી. રાયસુરકર જણાવે છે કે આપનો તાઈત પાસે રાખવાથી વેપારમાં સારો પૈસો મળતો હતો. પણ તાઇત ગુમાવવાથી વેપાર બેસી જવા આવ્યો છે; તેથી ફરીથી ૧ તાઇત જરૂર મોકલો.

(૪) ચિતલ (કાઠિયાવાડ) થી નારાયણ પુરૂષોત્તમ લખે છે કે આપના તાઇતથી ઉત્તમ ગુણ આવ્યો. આપનો તાઈત ખરેખર કામધેનૂ છે

(૫) Kigali (આફ્રિકા) થી શેઠ પરધાન મનજી લખે છે કે આપ તરફથી ૬ કામધેનૂ તાઇત મગાવ્યા હતા. તે બધાનો સારો ઉપયોગ થયો. તેથી દરેકને આપના તાઇતના ઉપયોગ કરી જોવા હું ભલામણ કરું છું.

સુચના : એકજ કામ માટે તાઈતની કિંમત રૂ ૫–૮ અને ત્યાર પછીના દરેક કામ માટે રૂ. ૨–૮ વધારે પડશે. પત્રમાં કામનો ખુલાસો અને કેટલા કામ માટે તે જરૂર જણાવવું. ભૂલવું નહિ. ટ ખ. ૦–૮-૦ જુદો. હિંદુસ્તાન બહાર એક કામ માટે ૧૩ શિલિંગ અને ત્યાર પછીના દરેક કામ માટે ૫ શિલિંગ વધારે અગાઉ મોકલવા.

**ઠેકાણું : મૅનેજર કામધેનુ તાઈત, ઑફિસ**

(K S રોકરાત) પો૦ ઠાકુરવાડી, ૯૦ બેલગામ,

ઓર્ડર વખતે 'કારવાં'નો હવાલો આપવા ચૂકશો નહીં

Printed by, Shah Mohanlal Maganlal Badami, at The "JAINANAND" Printing Press, Paria Mahel, SURAT.
Published by Ansam Ahmed Esmail "Vahshi" for Vahshi Sahitya Karyalaya.